# કાલેલકર ગ્રંથાવલિ

## ચોથો ભાગ

### કેળવણીવિષયક લેખો

જીવનવિકાસ

અન્ય અગ્રંથસ્થ લેખો





પ્રકાશક

આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ

અમદાવાદ-૩૮૦ ૦૦૯

૧૯૮૫

સંપાદકો

સુન્દરમ્ — ઉમાશંકર જોશી
સરોજિની નાણાવટી — યશવન્ત શુક્લ
સતીશ કાલેલકર — ચિમનલાલ ત્રિવેદી
જેઠાલાલ ગાંધી — કુસુમ શાહ






ગુજરાત સાહિત્ય અકાદમી (ગુજરાત રાજ્ય)ની આર્થિક સહાયથી પ્રકાશિત
પ્રથમ આવૃત્તિ, ૧૯૮૫
પ્રત ૧૫૦૦
મૂલ્ય : સમગ્ર ગ્રંથાવલિ સાતસો રૂપિયા (આગોતરા ગ્રાહકો માટે)

આવરણ ડિઝાઇન : જનક પટેલ

પ્રકાશક :

આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
C/o હ. કા. આર્ટ્સ કૉલેજ
આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

મુદ્રક :

જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય
અમદાવાદ – ૩૮૦ ૦૧૪

KALELKAR GRANTHAVALI (Collected works of Dattatreya Balkrishna Kalelkar in Gujarati,—Centenary Edition) Volume 4; Essays on Education Published by Acharyashri Kakasaheb Kalelkar Granthavali Prakashan Samiti. Ahmedabad-380 009. 1985.

# જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણી

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ પાછા ફરી, ૧૯૧૫માં ગુજરાતમાં આશ્રમ સ્થાપીને રાષ્ટ્રમુક્તિની લડતને વેગ આપવા માંડયો ત્યાં દેશમાંથી અનેક તેજસ્વી યુવકો આવીને એમની સાથે જોડાયા. ત્રીસ વરસના દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર કવિવર રવીન્દ્રનાથના શાંતિનિકેતનમાં અધ્યાપનકાર્ય કરતા હતા. ત્યાં જ એમને ગાંધીજીનો ભેટો થયો અને એમની પ્રત્યે તેઓ આકર્ષાયા, અને પછીથી અમદાવાદ જઈને રહ્યા. સાબરમતી તટે આશ્રમની જગ્યા નક્કી થઈ ત્યારે જમીન સાફ-સરખી કરવા પહેલો તીકમ એમણે માર્યો હતો. ગાંધીજીના નિકટના અંતેવાસી અને રાષ્ટ્રીય શિક્ષણના એક મુખ્ય સાથી એ બની રહ્યા. રવીન્દ્રનાથ કહેતા પણ ખરા, મહાત્માજી, તમે દત્તુબાબુને લઈ ગયા અને હવે પાછા આપવાની વાત જ કરતા નથી.

ગુજરાતમાં સાબરમતી આશ્રમમાં નાનાં બાળકોને ભણાવવા માંડયું એટલે કાકાસાહેબની સરસ્વતી ગુજરાતી દ્વારા વહેવા માંડી. 'હિમાલયનો પ્રવાસ' બાળકો આગળ અનેક વાર કહેવાયો, પછી શબ્દબદ્ધ થયો. 'સ્મરણયાત્રા'ના પ્રસંગોના પણ પહેલા આસ્વાદકો આશ્રમશાળાના નાના વિદ્યાર્થીઓ. આશ્રમની ઉત્તરે આવેલી સાબરમતી જેલની મહેમાનગતિ પછી 'ઓતરાતી દીવાલો'ની આનંદકહાણી લખી એ તો ગાંધીજીની પ્રિય થઈ પડી. ગુજરાતી પોતાની માતૃભાષા ન હોવા છતાં તેની સુંદરતા અપૂર્વ રીતે બહાર લાવતા અને પોતાની સારસ્વત મોહિનીથી ગુજરાતના સંસ્કારજીવન ઉપર છાઈ જતા કાકા કાલેલકરને ગાંધીજીએ સવાઈ ગુજરાતી તરીકે બિરદાવ્યા.

કાકાસાહેબ સત્યાગ્રહની લડતોમાં ઓતપ્રોત રહ્યા. ૧૯૨૨માં ગાંધીજી જેલમાં ગયા તે પછીના ગાળાનાં કાકાસાહેબનાં પ્રવચનોમાં, 'નવજીવન'માંનાં લખાણોમાં અને લડત અંગેની કામગીરીમાં કોઈ વિરલ સ્ફૂર્તિ પ્રગટ થયાનું મહાદેવભાઈએ નોંધ્યું છે. ધીમે ધીમે રાષ્ટ્રીય શિક્ષણ એ કાકાસાહેબનું મુખ્ય ક્ષેત્ર બની રહ્યું. સ્વરાજ મળ્યા પછી પછાત જાતિઓના પંચના અધ્યક્ષ તરીકે સેવા આપી. જુવાનીમાં હિમાલયમાં સ્વામી આનંદ, અનંતબુવા મરઢેકર અને (વચ્ચે વચ્ચે જોડાતા) જીવતરામ કૃપાલાની જેવા સાથીઓ સાથે સેંકડો માઈલો પર્યટન કરી જાણે કે ભારતીય સંસ્કૃતિના મંદિરના ગર્ભગૃહમાં એકધ્યાન રહ્યા. કેળવણીકાર અને સ્વાતંત્ર્યયોદ્ધા તરીકે પોતે આપણા આ ઉપખંડ જેવા વિશાળ દેશના અઠંગ પ્રવાસી હોવા છતાં સ્વરાજ ન મળે ત્યાં સુધી વિદેશયાત્રાનો સ્વેચ્છાથી નિષેધ પાળ્યો,





પણ સ્વરાજ મળ્યા પછી દુનિયાના ખૂણેખૂણે ઘૂમ્યા અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો શબ્દપ્રયોગ કરીએ તો 'સંસ્કૃતિના પરિવ્રાજક આચાર્ય' બની રહ્યા. સ્વરાજ મળવા સુધી કાકાસાહેબનો પ્રિય મંત્ર હતો 'જીવન', સ્વરાજ્યોત્તર કાળમાં એમનો મંત્ર રહ્યો 'સમન્વય'. કાકાસાહેબ 'જીવન'ના પક્ષપાતી હતા. કાકાસાહેબ માટે શબ્દ પણ 'જીવન'ની ઉપાસનાનું માધ્યમ હતો. 'સમન્વય' મંત્રની દીક્ષા એમણે અનેકવિધતાથી સમૃદ્ધિવંત બનેલી અનોખી ભારતીય સંસ્કૃતિમાંથી લીધી હતી. તેઓ કહેતા કે ભારત એ ભિન્ન ભિન્ન ધર્મ, વંશ, સંસ્કાર એકરૂપ એક-રસ બને એને માટેની પ્રયોગશાળા છે. ભારતમાં સમન્વયનો પ્રયોગ સફળ નીવડે એટલે સારા જગતમાં પણ નીવડે. સ્વાતંત્ર્યોત્તરકાળમાં, દ્વિતીય વિશ્વયુદ્ધોત્તર-કાળમાં કાકાસાહેબ દેશમાં અને દુનિયામાં સમન્વયની ભાવનાના સંવર્ધન માટે મથતા રહ્યા.

આવું ભર્યું ભર્યું અસ્તિત્વ–ઊતરતી યુવાવસ્થાએ ક્ષયરોગનું ગ્રહણ લાગેલું છતાં તેને જીતીને પંચાણું વરસ ચાલેલું નિરામય, વીર, આર્ષ જીવન ગુજરાતી ભાષા દ્વારા તેજસ્વી રીતે અભિવ્યક્ત થતું રહ્યું. છેલ્લા દસકાઓમાં હિંદીમાં પણ એમણે લખ્યું. ગાંધીજીના અવતારકાર્યના એક સહયોગી, રાષ્ટ્રીય ઉત્થાનના કર્મઠ લડવૈયા, દેશના ખૂણેખૂણાના અનેક જીવનસાધકોના અને સંસ્થાઓના પ્રેરણામૂર્તિ, દેશ-વિદેશમાં અનેક કુટુંબો, મંડળો, સમાજોમાં ઉષ્મા, આનંદ અને પ્રકાશની લહાણ કરતા વત્સલ ગુરુજન,–કાકાસાહેબ કાલેલકરનાં આ વિવિધ પાસાં સમય જતાં સ્મૃતિશેષ થશે. રહેશે એમનો લેખનરાશિ અને એની દ્વારા પમરતું એમનું અનોખું માનવવ્યક્તિત્વ. દુનિયાના સાહિત્ય-ઇતિહાસોમાં સ્વભાષા સિવાયની ભાષાના સાહિત્ય-માં અમર સ્થાન મેળવનારાઓનાં ગણ્યાંગાંઠ્યાં દૃષ્ટાંતો મળે છે. કાકાસાહેબ તેમાંના એક છે. જન્મે મરાઠીભાષી કાકા કાલેલકર ગુજરાતી ભાષામાં અમર રહેશે. એમનું કેટલુંક લખાણ અત્યંત સમૃદ્ધ એવા ગુજરાતી ગદ્યના એક સુચારુ ઉચ્ચ શિખર સમું દીપી રહેશે.

છેક ૧૯૩૧માં 'આપણી કવિતાસમૃદ્ધિ'ની પ્રસ્તાવનામાં દસ શ્રેષ્ઠ ગુજરાતી ગદ્યકારોની યાદીમાં બલવંતરાય ક. ઠાકોરે કાકા કાલેલકરનો ઉલ્લેખ કર્યો છે. કાકાસાહેબે ગુજરાતી ભાષાની રગ નાજુકાઈથી પારખી લીધી હતી. મૂળે ભાષાઓનું એમના મનને વશીકરણ. બીજું, નાનાં બાળકો સાથે એમણે ઊંડી આત્મીયતાથી ભાષાવ્યવહાર આરંભ્યો. બાળકોની ચેતનાની શબ્દો-વાક્યઉક્તિઓ સાથેની ગડમથલો અત્યંત રસપ્રદ અને પ્રબોધક હોય છે. કાકાસાહેબની ગદ્યશૈલીનું એક મુખ્ય આકર્ષણ ભાષા સાથેની એમની બાલસહજ વૃત્તિથી ચાલતી રમતમાં જોઈ શકાય છે. અનેક નવા શબ્દો એ લીલયા બનાવે છે અને પારિભાષિક પર્યાયોની તો જાણે ટંકશાળ એમણે ન ખોલી હોય. ત્રીજું, કાકાસાહેબને ગુરુઓ મળ્યા તે બધા ભાષાના બંદાઓ. મૂળ સાથી સ્વામી આનંદ, જેમણે 'નવજીવન' પ્રેસ દ્વારા 'કાલેલકરના લેખો'–[૧]-

નું કલાદૃષ્ટિપૂર્વકનું ઉત્તમ પ્રકાશન, નવા નવા પ્રેસકાર્યમાં નોકરીએ જોડાયેલા તરુણ બચુભાઈ રાવતના સહકારમાં કર્યું. કાકાસાહેબ વિપુલ લખાણ મૂકી ગયા છે, પણ બીજાઓના 'હાથે' એ લખાયું છે. એમના ગણેશોમાં મુખ્ય છે નરહરિભાઈ પરીખ, જુગતરામ દવે, ચંદ્રશંકર શુક્લ, નગીનદાસ પારેખ, ઉમાશંકર જોશી, જેઠાલાલ ગાંધી, મનહરલાલ વોરા, અમૃતલાલ નાણાવટી, સરોજિની નાણાવટી, કુસુમ શાહ આદિ. (ગાંધીજી આ જાણતા એટલે ૧૯૩૦માં યરવડા જેલમાં કાકાસાહેબ એમની સાથે રહ્યા હતા ત્યારે એમણે પ્રસ્તાવ મૂક્યો, કાકા, તમારે કાંઈ લખાવવું હોય તો લખાવો!)

કાકાસાહેબનું ગદ્ય પ્રકૃતિચિત્રણમાં અને પ્રવાસવર્ણનમાં અપૂર્વ સર્જકતાથી ખીલી ઊઠે છે. ભૂગોળના રસિયા તેવા જ ખગોળની સૌંદર્યસમૃદ્ધિના પણ તરસ્યા. ભારતયાત્રી કાલિદાસ પછી સ્વદેશની પ્રકૃતિશ્રીનું આકંઠ પાન કરનાર અને એને શબ્દબદ્ધ કરનાર કાકાસાહેબ જેવા ઓછા જ પાક્યા હશે. એમનું ગદ્ય અનેક વાર કાવ્યની કોટિએ પહોંચે છે. કાકાસાહેબને બીજી એક મોટી અને વિરલ એવી બક્ષિસ છે તે વિનોદવૃત્તિની. (શેક્સપિયરમાં પક નામનું પાત્ર આવે છે તેના ઉપરથી ઓળખાતી પક-વૃત્તિની પણ.) એમની 'સ્મરણયાત્રા'માં અને 'ઓતરાતી દીવાલો'માં અને અનેક લલિત નિબંધોમાં એ ડોકિયાં કરે છે અને એમના ગદ્યને જીવંત બનાવે છે. એમનાં આત્મકથનાત્મક લખાણો અને અન્ય ચરિત્રસંકીર્તનો લલિત ગદ્ય બની રહે છે. એક શિક્ષક અને ચિંતક તરીકે કેળવણી, સમાજ, સંસ્કૃતિ અને ધર્મનાં વિવિધ પાસાં ઉપર સતત એ લખતા રહ્યા. તેમાંનું કેટલુંક મૌલિક, હમેશના રસનું છે તો કેટલાકનું વીસમી સદીના વૈચારિક ઇતિહાસના સંદર્ભમાં મહત્ત્વનું દસ્તાવેજી મૂલ્ય રહેશે. સાહિત્ય વિશે લખવાના એમને અનેક પ્રસંગો આવ્યા છે. આ સદીના ત્રીજાથી પાંચમા દસકામાં કેટલી તો પ્રસ્તાવનાઓ એમણે લખી! કલા પ્રત્યે અભિમુખતા કેળવવામાં પણ એમનાં લખાણોએ ભાગ ભજવ્યો.

કાકાસાહેબે લખ્યું ખૂબ છતાં પૂછો તો કહેશે કે પોતે સાહિત્યકાર થવા કશું કરતા નથી, જીવવાના ભાગરૂપે સહજપણે લખવાનું આવે તો તે લખે છે. એમને સાહિત્યના બે સહજ પ્રકારો પત્રલેખન અને વાસરી માટે સવિશેષ આસ્થા હતી. પત્ર એ અન્ય માનવબંધુ સાથેનો અપ્રત્યક્ષ વાર્તાલાપ છે તો વાસરી એ અન્તરાત્મા સાથેની, કહો કે અંતર્યામી સાથેની પ્રત્યક્ષ વાતચીત હોઈ શકે. બંને પ્રકાર કાકાસાહેબના હાથે અઢળક ખેડાયા. હજારો પત્રો એમણે લખ્યા. વાસરી પણ તૂટક તૂટક છતાં સારા એવા પાયા ઉપર એમના હાથે ખેડાઈ. સૂત્રાત્મક વાક્યો, મંત્રોદ્‌ગારો અનેક સ્વાક્ષર(ઑટોગ્રાફ)પોથીઓમાં એમણે ટપકાવ્યાં હશે તે પણ આ વર્ગમાં આવે અને એકઠાં થઈ શકે તો એક મનભર ખજાનો બની રહે. કાકાસાહેબ માણસભૂખ્યા માણસ, ગોષ્ઠિના માણસ. જેઠાલાલ ગાંધી મીઠી ફરિયાદ કરતા તેમ કાકાસાહેબ આસપાસ દરબાર ભરાઈ જાય. કાકાસાહેબનું ઉત્તમ વાતચીતમાં

પ્રગટ થતું. અખૂટ જીવનરસ, અત્યંત કુશાગ્ર બુદ્ધિ, અદમ્ય વિનોદવૃત્તિ, વસ્તુને વિશાળ સંદર્ભમાં જોવાની ફાવટ આ બધાને લીધે કાકાસાહેબનું સભર વ્યક્તિત્વ વાર્તાલાપમાં અપૂર્વ રમણીયતાથી ઊઘડતું. કોઈએ કાકા કાલેલકર સાથેની બેઠકોના અહેવાલ ટપકાવ્યા હોત તો એ ઉત્તમ સહજ સાહિત્યમાં સ્થાન પામે એવા નીવડયા હોત એમ કહેવામાં ભાગ્યે જ અતિશયોક્તિ હોય. એની અવેજીમાં, ભાઈ રવીન્દ્ર કેળેકરે મુલાકાતો લઈ તૈયાર કરેલ અનુપમ સંચય 'કાકા કાલેલકર સાથે વિવિધ વાર્તાલાપ'થી મન મનાવવું રહ્યું.

ગુજરાતી ભાષામાં પોતાનું હૃદયસર્વસ્વ રેડનાર કાકાસાહેબ કાલેલકરની વાણી એમના જન્મશતાબ્દી વર્ષમાં ગુજરાતીભાષાભાષી સમાજ ગ્રંથાવલિરૂપે પ્રગટ કરે એ બધી રીતે ઉચિત છે. ભારતમાં જન્મીને ભારતની સર્વ પ્રકારની આત્મલક્ષ્મી–નિસર્ગલક્ષ્મી તેમ જ અધ્યાત્મલક્ષ્મી વ્યક્તિત્વના તારતારમાં અનુભવનાર અને એનો અનુભવ પણ કરાવનાર એક વિરલ ભારતપુત્રની આંતરસમૃદ્ધિ એ રીતે કંઈક જળવાશે. ભારતના આધુનિક પ્રબોધકાળ અને પુરુષાર્થકાળનાં કેટલાંક સ્મરણો, ચિંતનો, નિરીક્ષણો પણ સચવાશે. આ શતાબ્દી ગ્રંથમાળા નિમિત્તે એક મોટા ગજાના લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિ રૂપે રજૂ કરવાનો સુંદર નમૂનો તો આપણી ભાષાને મળશે જ.

આશા છે કે જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણીને પ્રસ્તુત કરતી કાલેલકર ગ્રંથાવલિને વ્યક્તિઓ અને સંસ્થાઓ કૃતજ્ઞભાવે વધાવી લેશે.

**અમદાવાદ** **ઉમાશંકર જોશી**

**૧૨–૧૦–૧૯૮૪** **પ્રમુખ**

ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ

# સંપાદકીય

કાકાસાહેબના નવેક હજાર પૃષ્ઠો જેટલા ગદ્યરાશિને ગ્રંથાવલિરૂપે ગુજરાતીભાષી સમાજ આગળ રજૂ કરી દેવો – અને એને માટે ૧૯૮૫નું એમનું જન્મશતાબ્દી વર્ષ એ ઉત્તમ અવસર છે – એમ કેટલાક મિત્રોને સૂઝયું. આચાર્ય કાકા કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિની રચના થઈ. પાંચસો-છસો પૃષ્ઠોનું એક એવાં પંદરેક પુસ્તકો થશે એવો અંદાજ છે. નવજીવન પ્રેસે એના મુદ્રણકાર્યમાં સહકાર આપવા તૈયારી બતાવી. આખી ગ્રંથાવલિનું મૂલ્ય રૂ. ૭૦૦ નક્કી કરી આગોતરા ગ્રાહકો નોંધવા માંડયા, જેનો પ્રતિભાવ પ્રોત્સાહક નીવડે એવો છે. આપણી ભાષામાં એક લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિરૂપે પ્રગટ કરવાના આ પ્રયત્નને આપણી શાળાઓ, ઉચ્ચ માધ્યમિક શાળાઓ, કૉલેજો, જાહેર પુસ્તકાલયો અને અનેક સાહિત્યપ્રેમીઓ અને અભ્યાસીઓ આગોતરા ગ્રાહકો તરીકે નોંધાઈને સંપૂર્ણ રીતે સફળ બનાવવામાં સહાયભૂત થશે એવી શ્રદ્ધા છે. ગુજરાત સરકારે આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન ટ્રસ્ટને ઉદારતાપૂર્વક ગુજરાતી સાહિત્ય અકાદમી દ્વારા રૂ. બે લાખની મદદ કરી છે અને કુલ સાત લાખ રૂપિયા ખર્ચ થાય તો વધુ દોઢ લાખની રકમ દેણગી તરીકે આપવાનું મંજૂર કરીને આ ગ્રંથાવલિયોજનાને પીઠબળ આપ્યું છે તે માટે તેના ઋણી છીએ.

કાકાસાહેબ કાલેલકર જન્મશતાબ્દી વર્ષનો ૧લી ડિસેમ્બર ૧૯૮૪થી આરંભ થશે અને પછી આખું વરસ તેની આખા દેશમાં સ્થળે સ્થળે ઉજવણી થશે. તે તારીખે આ ગ્રંથાવલિનાં ત્રણ-ચાર પુસ્તકોનું પ્રકાશન થઈ શકશે એવી ગણતરી છે. બાકીના ગ્રંથો શતાબ્દી-વર્ષ દરમ્યાન તૈયાર થશે.

કાલેલકર ગ્રંથાવલિનાં આરંભનાં પુસ્તકો લલિત સાહિત્યનાં આપવાં અને પછી સાહિત્ય, સંસ્કૃતિ, શિક્ષણ, સમાજ, ધર્મ અંગેનાં લખાણો અને અંતે વાસરી અને પત્રો આપવા એવું વિચાર્યું હતું, જોકે યોજનામાં અનુભવે ફેર પાડવો પડે છે. ગ્રંથાવલિના પહેલા બે ભાગમાં પ્રવાસ સાહિત્ય, ત્રીજામાં લલિત નિબંધો, ચોથામાં કેળવણીવિષયક, પાંચમા-છઠ્ઠામાં સમાજ-સંસ્કૃતિવિષયક, સાતમા-આઠમામાં ચરિત્રવિષયક, નવમા-દસમામાં સાહિત્યવિષયક લખાણો, ... ... ... એ રીતે ગ્રંથાવલિના ભાગોનો ક્રમ ચાલશે. શરૂઆતમાં પહેલો ભાગ (પ્રવાસ), ત્રીજો ભાગ (લલિત નિબંધો), પાંચમો (સમાજ-સંસ્કૃતિ), નવમો (સાહિત્ય), – એ ગ્રંથો તૈયાર થશે.

## કાલેલકર ગ્રંથાવલિ : ભાગ ચોથો : કેળવણીવિષયક લેખો

આ ગ્રંથમાં કેળવણીનાં અંગોની ચર્ચા કરતો ગ્રંથ 'જીવનવિકાસ' (ઈ. ૧૯૩૬) પુનર્મુદ્રિત કર્યો છે. ઉપરાંત વિવિધ સામયિકોમાં પ્રગટ થયેલા તેમ જ હસ્તપ્રતોમાં જળવાયેલા લેખકના કેળવણીવિષયક અનેક લેખોમાંથી પસંદ કરીને 'રાષ્ટ્રીય શિક્ષણ વિશેના અગ્રંથસ્થ લેખો' એ શીર્ષકથી અહીં પ્રગટ કરવામાં આવ્યા છે. પૃષ્ઠસંખ્યાની મર્યાદાને કારણે આમાં નહીં સમાવાયેલા અન્ય લેખો હવે પછીના ગ્રંથમાં પ્રગટ થશે.

કાકાસાહેબના વિવિધ રસો અને જીવનશ્રદ્ધાઓ વારંવાર ઓતપ્રોત થઈને આવતાં હોય છે એટલે ચોક્કસ વિષય અનુસાર એમના લેખોનું વર્ગીકરણ કરવું તે મૂંઝવતો સવાલ છે. તેમ છતાં શક્ય તેટલું વર્ગીકરણ કરવા પ્રયાસ કર્યો છે. જોકે આમાં અભિપ્રાયભેદને ખાસ્સો અવકાશ રહે.

# અનુક્રમણિકા

## જીવનવિકાસ (૩–૫૧૪)


પ્રયોગોની પરંપરા ૩

ખંડ ૧ : કેળવણીનો આદર્શ

જીવનપરિવર્તન ૧૧
सा विद्या या विमुक्तये ૧૭
સલામતી કે જોખમ ૨૩
વિદ્વાન કે બહુશ્રુત? ૨૫
પાઠ્યપુસ્તકો ૨૭
સેવાની સૂઝ ૨૯
કેવળ કેળવણી ૩૦
કેળવણી રાષ્ટ્રીય કે શાસ્ત્રીય ૩૨
કેળવણીકારનું મિશન ૩૫
નવી કેળવણીનું સ્વરૂપ ૩૮
કેળવણી અને અહિંસા ૪૧
અહિંસક જ્ઞાન ૪૬
કેળવણીનાં મૂળ તત્ત્વો ૪૮
ચાર પ્રકાર ૫૦
સ્વતંત્રતાની સાધના ૫૩
નવું પગથિયું ૫૪
નવે પાયે ૫૬
શિક્ષણ અને સાહિત્ય ૫૮
પ્રાચીન કેળવણી ૬૦
ઉજળિયાત કેળવણી ૬૪
સાહિત્ય દ્વારા કેળવણી ૬૯
શીંગડાં અને પગ ૭૧
જનહિતની કેળવણી ૭૬
આદર્શોનો વિકાસ ૮૨
ભવિષ્યની દિશા ૯૩

વિદ્યાપીઠની યાત્રા ૯૮
યુગાન્તર ૧૦૬
રાષ્ટ્રીય શિક્ષણ સંગીતિનું સ્વાગત ૧૧૨
રાષ્ટ્રસેવાની વિદ્યા ૧૨૨
અધ્યાપકનાં વ્રતો ૧૪૦
કેળવણીમાં કળાને સ્થાન ૧૬૮
કેળવણીકારનું સ્થાન ૧૭૧
આચાર્ય ૧૭૧

## ખંડ ૨ : રાષ્ટ્રીય કેળવણી

આજની અગત્ય ૧૭૩
રાષ્ટ્રીય શિક્ષણ ૧૭૬
રાષ્ટ્રીય વિદ્યાપીઠ-૧ ૧૮૦
રાષ્ટ્રીય વિદ્યાપીઠ-૨ ૧૮૨
રાષ્ટ્રીય વિદ્યાપીઠ-૩ ૧૮૪
શ્રદ્ધાની હિંમત ૧૮૬
સાહિત્ય, સંગીત અને કલા ૧૮૯
પ્રજાની કેળવણી ૧૯૨
પ્રજાસેવા એ જ કેળવણી ૧૯૪
લોકશિક્ષણ ૧૯૬
વિદ્યાપીઠની પુનર્ઘટના ૧૯૮
એક ખુલાસો ૨૦૦
શિક્ષણપરિષદનું કાર્ય ૨૦૧
સ્વરાજવિદ્યાલય ૨૦૫
રાષ્ટ્રીય કેળવણીનું ધ્યેય ૨૦૭

## ખંડ ૩ : કેળવણીનાં કેટલાંક અંગો

ધાર્મિક કેળવણી ૨૧૮
ધાર્મિકતાનો ઉદય ૨૨૮
ધાર્મિક શિક્ષણની પાઠમાળા ૨૩૫
જીવનનાં મૂળિયાં ૨૪૧
નિબંધ ૨૪૨
ઇતિહાસની પ્રેરણા ૨૪૫
ઇતિહાસની કસોટી ૨૪૭

ઇતિહાસનું શિક્ષણ ૨૪૯
જગતના ઇતિહાસનું શિક્ષણ ૨૫૪
હિંદી ઇતિહાસની યોજના ૨૫૭
હિંદી ઇતિહાસનો ક્રમ ૨૭૦
ભૂગોળની યોજના ૨૭૫
ભૂગોળનું જ્ઞાન કે ભૂગોળનું ભાન? ૨૮૨
ભૂગોળના શિક્ષકોને ૨૮૪
ચિત્રકળાનો પાયો ૨૮૮
પ્રાથમિક શાળાઓમાં સંગીત ૨૯૦
રમત અને કસરત ૨૯૬
કસરત અને કવાયત ૨૯૮
વ્યાયામ અને આરોગ્ય ૨૯૯
સ્નાન ૩૦૫
પ્રજાકીય ગણિત ૩૧૨
ખેડૂતની ત્રણ વિદ્યા ૩૧૪
બાળકેળવણીમાં તકલી ૩૧૪
ઉદ્યોગશિક્ષણ કેમ અપાય? ૩૧૯

## ખંડ ૪ : છાત્રાલયજીવન

માધુકરી ૩૨૩
છાત્રાલયોનું ચારિત્ર ૩૨૬
હિંદુ ધર્મની રક્ષા ૩૨૭
છાત્રાલયો અને સામાજિક જીવન ૩૨૯
પ્રશ્નોત્તરો ૩૫૦
ગૃહપતિ ગાંધીજી ૩૫૬
ગૃહપતિની કાર્યદિશા ૩૫૭
છાત્રાલય સંમેલનનું સ્વાગત ૩૫૯
છાત્રાલયોમાં ભોજનનું દાન ૩૬૪
લાયકાત અને અધિકાર ૩૬૫
જૂના છાત્રોનું સમાજઋણ ૩૬૭
પરવશ છાત્રાલયો ૩૭૦
માબાપોની જવાબદારી ૩૭૧
મિશ્ર છાત્રાલયો ૩૭૩
છાત્રાલયનું વ્યવહારશાસ્ત્ર ૩૭૫
પ્રશ્નચર્ચા ૩૭૭
ચારિત્રશુદ્ધિ ૩૮૬

## ખંડ ૫ : વિશિષ્ટ કેળવણી

ભાવિ યુગનું શિક્ષણ ૩૯૧
નિરક્ષર બાળશિક્ષણ ૩૯૪
પ્રસન્ન પ્રાથમિક કેળવણી ૪૦૧
બાળકોની જિજ્ઞાસા ૪૦૩
આદર્શ વિદ્યાલય ૪૦૪
પાઠયપુસ્તકોનો બોજો ૪૧૨
ગ્રામશિક્ષણમાં સમય અને સ્થળ ૪૧૪
મજૂર વિદ્યાર્થીઓની કેળવણી ૪૧૪
સરસ્વતીને બારણે અંત્યજો ૪૧૬
મૂળમાં મુશ્કેલી ૪૨૪
ક્રાંતિની લાયકાત ૪૨૫
કેળવણીમાં ક્રાંતિ ૪૨૮

## ખંડ ૬ : વિદ્યાર્થીઓને

આજનો વિદ્યાર્થી ૪૩૦
અતિવાચન ૪૩૪
આજના યુવાનોને
પ્રૌઢ પ્રશ્નો
આશ્રમના વિદ્યાર્થીઓને પત્ર
વિદ્યાર્થી અને રાજકારણ
ભણતર કે સેવા?
યુવકો વચ્ચે ૪૬૦

## ખંડ ૭ : શિક્ષકોનો આદર્શ

શિક્ષકોને ૪૬૮
શિક્ષકોને સંદેશ (-૧, ૨) ૪૬૮
શિક્ષકનું માનસ ૪૭૫
બાલશિક્ષક કોણ? ૪૭૮
ગ્રામશાળાના શિક્ષકોને ૪૭૯
સ્વરાજવાદી શિક્ષકસંઘ ૪૮૦

## ખંડ ૮ : પ્રકીર્ણ

સ્વાધ્યાય ૪૮૨
લોકમિત્ર ગ્રંથપાલ ૪૮૩
સંસ્થાઓનું સગપણ ૪૮૩
અંધારામાંથી અજવાળામાં ૪૮૧
માનસશાસ્ત્ર વિશે કેટલીએક નોંધો ૪૮૮

મૉન્ટીસોરી સંમેલનને ૪૮૯
શિક્ષાની પ્રથા ૪૯૦
ધાક કે ધીરજ? ૪૯૩
શિક્ષણખાતાનું સ્વાતંત્ર્ય ૪૯૭
ક્રીડાંગણની ભાષા ૪૯૮
પાનાં કેમ ન રમાય? ૪૯૯
એક પત્ર ૫૦૨
નાનાભાઈનું મોટું બાળક ૫૦૬
પ્રકીર્ણ વિચારો ૫૦૮

રાષ્ટ્રીય શિક્ષણ વિશેના અગ્રંથસ્થ લેખો (૫૧૫–૬૧૮)

૧. કેળવણીનું નવું દર્શન ૫૧૭
૨. શુદ્ધ શિક્ષણ ૫૨૦
૩. જીવનસમન્વય અને કેળવણીનું ભાવિ ૫૨૬
૪. સર્વોદયી કેળવણી ૫૩૫
૫. વર્ધાયોજનાનું હાર્દ : અનુબંધ ૫૪૩
૬. નવા પાયાની કેળવણી ૫૫૬
૭. રાષ્ટ્રીય શિક્ષણનો પ્રારંભ ૫૬૨
૮. શોષણરહિત પાયાની કેળવણી ૫૭૮
૯. અહીં સુધી કેમ આવ્યા? ૫૮૧
૧૦. કેળવણી એકલીમાં ક્રાંતિ બસ નથી ૫૮૬
૧૧. વિદ્યાપીઠની આશા ૫૮૯
૧૨. ગાંધી ઢબની વિદ્યાપીઠો ૬૦૨
૧૩. ગાંધી વિદ્યાપીઠની વાર્ષિક બેઠક ૬૦૭
૧૪. ક્રાંતિ માટે રાષ્ટ્રીય કેળવણી ૬૧૫
૧૫. ભવિષ્યનો ઉદ્ધાર રાષ્ટ્રીય કેળવણી દ્વારા ૬૧૯
૧૬. ગામડાંની કેળવણીનો પ્રશ્ન ૬૩૪

કેળવણી કહે છે : 'હું સત્તાની દાસી નથી, કાયદાની કિંકરી નથી, વિજ્ઞાનની સખી નથી, કળાની પ્રતિહારી નથી, અર્થશાસ્ત્રની બાંદી નથી. હું તો ધર્મનું પુનરાગમન છું. મનુષ્યનાં હૃદય, બુદ્ધિ તેમ જ તમામ ઇંદ્રિયોની સ્વામિની છું. માનસશાસ્ત્ર ને સમાજશાસ્ત્ર એ બે મારા પગ છે. કળા અને હુન્નર મારા હાથ છે. વિજ્ઞાન મારું મસ્તિષ્ક છે. ધર્મ મારું હૃદય છે. નિરીક્ષણ અને તર્ક મારી બે આંખો છે. ઇતિહાસ મારા કાન છે. સ્વાતંત્ર્ય મારો શ્વાસ છે. ઉત્સાહ અને ઉદ્યોગ મારાં ફેફસાં છે. ધીરજ મારું વ્રત છે. શ્રદ્ધા મારું ચૈતન્ય છે. આવી હું જગદંબા છું, જગદ્ધાત્રી છું. મારી ઉપાસના કરનાર બીજા કોઈનો ઓશિયાળો નહીં રહે. એની સર્વ કામના મારી મારફતે તૃપ્ત થઈ શકે એમ છે.'

પૂજ્ય બાપુને ચરણે

# પ્રયોગોની પરંપરા

મારી લેખનપ્રવૃત્તિમાં મેં અનેક ક્ષેત્રો ખેડયાં છે. પણ મારી જિંદગીનું મુખ્ય કાર્ય તો પ્રથમથી આમવર્ગની કેળવણી એ જ રહ્યું છે. છતાં એ વિષય ઉપર મેં હજી એકે 'શાસ્ત્રીય' ગ્રંથ લખ્યો નથી અથવા એ ક્ષેત્રના કોઈ વિભાગની સાંગોપાંગ ચર્ચા પણ કરી નથી. દેશમાં જેમ જેમ ધાર્મિક જીવનમાં પરિવર્તનો થતાં ગયાં અને રાજકીય આદર્શોમાં ઉત્કટતા આવતી ગઈ તેમ તેમ મારા કેળવણીના પ્રયોગોમાં ફેરફારો થતા ગયા છે. જો કોઈ વિષયનું અખંડ અને વ્યાપક ચિંતન કર્યું હોય તો તે એક કેળવણીનું જ. મારા બધા રસો કેવળણી પ્રત્યેની જીવનનિષ્ઠાનો પરિપોષ કરવા માટે જ છે, એમ કહી શકું છું. આ નિષ્ઠાને કારણે જ કેળવણી ઉપર શાસ્ત્રીય ગ્રંથ જેવું કશું ન લખું – ન લખાય – એમ મારા મન સાથે મેં પ્રથમથી નક્કી કરેલું. કેળવણીના પ્રચારને અર્થે જ્યારે કંઈક લખવું પડયું ત્યારે જ લખ્યું છે. કેળવણીમાં રસ ધરાવતા લોકો સાથે વિચારવિનિમય કરવો પડયો ત્યારે લખ્યું છે અને કેટલીક કેળવણીની સંસ્થાઓને આત્મીય ભાવે સૂચનાઓ કરવાનું પ્રાપ્ત થયું ત્યારેયે લખ્યું છે. એટલે કે પ્રસંગોપાત્ત લખવું પડયું તેટલું જ લખ્યું છે.

મારા અખતરાઓ હજી પૂરા થયા નથી. જાહેર સેવાની શરૂઆત જ કેળવણીથી થઈ છે. અને જીવું ત્યાં સુધી એક યા બીજી રીતે એ જ ધંધો ચાલવાનો છે. કેળવણીનો આખો ખ્યાલ સળંગસૂત્ર જ્યારે લખાશે ત્યારે લખાશે. અહીં તો કેવળ એ વિષય વિશેના ભિન્ન ભિન્ન વખતના લેખો, નોંધો અને ભાષણો એકત્ર કરી નવજીવન પ્રકાશન મંદિરે પ્રસિદ્ધ કર્યાં છે.

ઘણી વાર શાસ્ત્રીય ગ્રંથ કરતાં પ્રાસંગિક વિવેચનો અને કાચી નોંધોમાં જ લેખકનું મંતવ્ય વધારે સ્પષ્ટ થાય છે. આવા લેખોની પ્રાસંગિક પાર્શ્વભૂમિને કારણે એનું વાતાવરણ જીવતું હોય છે. એટલા કારણથી જ આ સંગ્રહ આ રૂપમાં છાપવાની મેં સંમતિ આપી. કેટલાક વિચારોની આમાં પુનરુક્તિ થઈ છે; પણ એ કંટાળો નહીં ઉપજાવે એવી આશા રાખું છું. આ પ્રસ્તાવનામાં મારા એ બધાય વિચારોનું વ્યવસ્થિત સંકલન આપી દેવાનો પ્રથમ વિચાર હતો. પણ એક સાથીની સૂચના ગળે ઊતરવાથી એ વિચાર માંડી વાળ્યો. અને એને ઠેકાણે, જે અખતરાને પરિણામે આ વિચારો બંધાયા તે અખતરાઓનો અને ખાસ કરીને હું આશ્રમમાં જોડાયો તે પહેલાંના અખતરાઓનો અહીં સહેજસાજ ઉલ્લેખ કરીને જ પતાવી દેવું એમ નક્કી કર્યું.

કેળવણીશાસ્ત્રની પ્રતિષ્ઠા દહાડે દહાડે વધતી જાય છે. જીવન-વ્યવસ્થામાં એનું મહત્ત્વ સર્વોપરી છે એમ વધુ ને વધુ સ્વીકારાય છે. પરિણામે કેળવણીશાસ્ત્ર ઉપર અને એના નાનામોટા વિભાગો ઉપર ખૂબ બહોળું સાહિત્ય તૈયાર થયું છે.

અને એનું અધ્યયન પણ ખૂબ આસ્થાપૂર્વક થાય છે. બીજા કેળવણીકારોના પ્રમાણમાં મારું વાચન નહીં જેવું છે. સમાજસેવાના મારા સ્વપ્નામાંથી જ મારા આદર્શો ઘડાયા છે અને મારું શિક્ષણશાસ્ત્ર મારા અખતરામાંથી જ ધીમે ધીમે વલોવાયું છે, તેથી જોકે મેં નવું જેવું કશું નહીં લખ્યું હોય તોય મારે માટે મારું બધું લખાણ મૌલિક જ છે. અને લોકો આગળ એ મૂકવાની હિંમત કરવાનું કારણ પણ એ જ છે.

મેં કેળવણી ઉપર જે કંઈ થોડું વાંચ્યું છે એમાં મને નવું જેવું ભાગ્યે જ કંઈ જડયું છે. બેશક કેટલાક ગ્રંથોની વિવેચનશૈલી અદ્ભુત છે, અસરકારક છે. એમના જેવું મને લખતાં આવડત તો કેવું સારું એમ મનમાં થયા કરે છે. પણ દરેક માણસ પોતાનાં શીલ અને શૈલી જેવાં કેળવે તેવાં જ લઈને એને ચાલવું પડે છે.

૨

બહોળા કુટુંબમાં ઉછેરાતાં બાળકોને એક મોટો લાભ એ મળે છે કે કોઈ એમના તરફ ખાસ ધ્યાન આપતું નથી. અને તેથી એમનામાં અકાળ-અસ્મિતા આવતી નથી. મારે તો મારા ચારપાંચ મોટા ભાઈઓની જોહુકમી તળે રહેવું પડતું: તેમાં વળી રામાયણના આજ્ઞાધારક લક્ષ્મણનો આદર્શ સેવેલો; એટલે જોહુકમીનો હું પૂરેપૂરો ભોગ થઈ પડેલો. જાતને દબાવવી એ નિત્યનો અનુભવ. પરિણામે મોટા સમુદાયમાં રહેવા છતાં મને મારા મનના તરંગો માટે એકાંતનું વાતાવરણ જ ફાવતું આવ્યું. કલ્પનાની દુનિયામાં વિહાર કરું, કલ્પનામાં જ જંગલના રસ્તાઓ, નદી પરના પુલ અને ઊંચા ઊંચા મહેલ અને મંદિરો બાંધું. કલ્પનામાં જ સિદ્ધાંતો બાંધું અને આદર્શની ગડભાંજ કરું. જેમ મારી પૂજામાં માનસપૂજા ચાલતી તેમ પ્રયોગોમાં માનસપ્રયોગો ચલાવતો. એ જ મારું બાળપણનું ઘડતર. એ બીજમાંથી મારું કેળવણીશાસ્ત્ર ઉદ્ભવ્યું. આગળ જતાં અનુભવની ટીપણીથી એને આકાર મળ્યો. રાષ્ટ્રીય આદર્શને લીધે એને રૂપ મળ્યું. અને ગાંધીજીની પ્રેરણાથી એ મૂર્તિમાં પ્રાણ ફૂંકાયો.

ત્યાર પછી જ હું લખતો થયો. એ પહેલાંનું લખાણ નહીં જેવું છે. મારા બધા અખતરાઓને અંતે મેં જોયું કે શિક્ષણના કાર્યમાં એક જ પદ્ધતિ બધે સરખી ફળીભૂત નથી થતી. કેળવણીમાં, આત્માને જ હણે એવી જૂની કેટલીક ખોટી પદ્ધતિઓ કાયમને માટે છોડી દેવી જોઈએ એટલું પ્રથમ સ્પષ્ટ કર્યા પછી એમ કહી શકાય કે અમુક જ પદ્ધતિ શાસ્ત્રસિદ્ધ છે અને બીજી બધી અસિદ્ધ છે એમ છે જ નહીં. મેં જોયું છે કે કેળવણીના વિષય, પ્રસંગ, વ્યક્તિ, વય સમાજ, સ્ફૂર્તિ અને આવૃત્તિ દરેકનો વિચાર કરી તે તે ક્ષણે અને તે તે પ્રસંગે પદ્ધતિ બદલવી પડે છે. કેળવણીમાં તે લેનાર વિદ્યાર્થીના માનસનો જેટલો વિચાર કરવો પડે છે તેટલો જ કેળવણી આપનાર અધ્યાપકના માનસનો, એના ઘડતરનો અને આવડતનો પણ વિચાર કરવો પડે છે.

આ નિશ્ચય ઉપર આવ્યા પછી મારી ખાતરી થઈ ગઈ કે સાહિત્ય ગમે તેટલું ખીલે અને પુસ્તકો ગમે તેટલાં વિશદ અને છટાદાર શૈલીમાં લખાયેલાં હોય તોય

શિક્ષકની ગરજ રહેવાની જ. કેળવણીમાં શિક્ષકનું સાંનિધ્ય એની પ્રેરણા અને સહાનુભૂતિ એ જ મુખ્ય વસ્તુ છે અને તેથી ગ્રંથોના અધ્યયન કરતાં મૌખિક શિક્ષણ જ વધારે મહત્ત્વનું છે. શ્રૌત શિક્ષણ એ જ સાચું શિક્ષણ છે, એ જીવતા સંબંધની અવેજીમાં બીજું કંઈ પણ મૂકી ન શકાય.

અને તેથી મેં એમ પણ જોયું કે ઊછરતી પેઢીને પ્રાણવાન બનાવવી હોય તો નિ:સત્ત્વ, નિર્વીર્ય અને આદર્શશૂન્ય શિક્ષકોથી કામ નહીં ચાલે. અધ્યાપકો સારામાં સારા પસંદ કરો અને પછી એમને અધિકાધિક છૂટ આપો. જેમ ન્યાયખાતા પર રાજ્યકર્તાઓનો અંકુશ ઓછામાં ઓછો હોવો જોઈએ તેમ જ અથવા તેથીયે વિશેષ કેળવણીના તંત્ર ઉપર સ્વદેશી કે વિદેશી કોઈ પણ સરકારનો ઓછામાં ઓછો અંકુશ હોવો જોઈએ. આપણા સામાજિક આદર્શ પ્રમાણે ધર્મકારો જેમ રાજાથી પણ પર હોય છે તેમ સાચા કેળવણીકારો પણ રાજકીય અને સામાજિક નિયંત્રણથી પર હોવા જોઈએ.

પણ એટલી યોગ્યતા અને અધિકાર પચાવવા માટે કેળવણીકારો જ્ઞાન અને ચારિત્ર્યમાં આદર્શરૂપ હોવા જોઈએ. એમનો પોતાના ઉપરનો અંકુશ જોઈને સમાજનું માથું એમની આગળ એની મેળે નમવું જોઈએ. આમ જ્યારે થશે ત્યારે જ કેળવણીનું દર્શન સોળે કળાએ પ્રગટ થશે. અને સમાજ રાજતંત્રની અને ધર્મતંત્રની બદીમાંથી ઊગરી જવાની તૈયારી કરશે.

આ ગગનવિહાર કોક દિવસે મનુષ્યસમાજમાં સિદ્ધ થવાનો જ છે એ વિશ્વાસે મેં કેળવણીનો વિચાર કર્યો છે. આ વિશ્વાસ પ્રત્યે સમભાવ હશે તો જ આ ચોપડીની વાતો ધ્યાનમાં આવશે અને ગળે ઊતરશે. ભવિષ્યકાળનું તંત્ર લોકશાહી, સમાજશાહી કે મજૂરશાહી નહીં પણ કેળવણીશાહી થશે. ભવિષ્યનો ધર્મ પણ કેળવણીનો જ ધર્મ થશે એ દૃઢ શ્રદ્ધાથી જ વિચાર કરતો આવ્યો છું. અધ્યાપક માટે એના વિદ્યાર્થીઓ એ જ એની ઉપાસનાની મૂર્તિ અથવા દૈવત છે. એમની સેવા એ જ એની પૂજા છે. એમનો વિકાસ એ જ એનો પ્રસાદ છે. એમનું અધ:પતન એ જ એનું નરક છે અને એમની ચારિત્ર્યની દૃઢતા એ જ એનું સ્વર્ગ છે. આ આદર્શ સાહિત્ય મારફતે સેવાય નહીં, સહવાસ મારફતે જ એ ખીલવી શકાય.

સાહિત્યનું મહત્ત્વ હું સમજું છું. સાહિત્યમાંથી મળતો આનંદ અલૌકિક છે એમ મેં અનુભવ્યું છે. છતાં સાહિત્ય સાથેનો મારો પરિચય અલ્પમાત્ર છે, અને વખતે તેથી જ સાહિત્યની નવીનતા મારે માટે કાયમની કાયમ છે. કોઈ પણ વિષયનું પ્રાથમિક વિવેચન પણ મારે માટે વાસી કે રીઢું નથી લાગતું. જે આવે છે તે બાળકના આનંદથી લઉં છું અને એ આનંદથી સાવ પ્રાથમિક કલ્પના પણ મેં પ્રાથમિક શૈલીમાં જ મૂકી દીધી છે. નાનપણથી આપણે અનેક જાતની છાપ લઈએ છીએ. એમાંથી પસંદગી કરીને અમુક વસ્તુ સ્વીકારવી અને અમુક તજી દેવી એની અંદર જ સંસ્કારિતા કેળવાય છે. એ શક્તિ ખીલતાં સ્મરણશક્તિ અને વિસ્મરણ-શક્તિ બન્ને ખીલવવી પડે છે; બન્ને આવશ્યક છે. વિસ્મરણશક્તિ ન હોત તો

અને રાષ્ટ્રોપયોગી ઉદ્યોગને પ્રધાન સ્થાન હોવું જોઈએ એ પણ ત્યાં જ જોયું. દેશપાંડે સાહેબની પ્રેરણા, બુકર ટી વૉશિંગ્ટનનું જીવનચરિત્ર અને અનંત બુવા મર્ઢેકર જેવા સાથીની તપશ્ચર્યા, આ ત્રણે વસ્તુની મારા પર ઊંડી અસર થઈ અને પછી જ હું મને પોતાને એક કેળવણીકાર ગણવા લાગ્યો. પણ અંગ્રેજ સરકારે વડોદરા રાજ્ય પર દબાણ આણી અમારું ગંગનાથ ભારતીય સર્વ વિદ્યાલય વિખેરી નાખ્યું. ગંગનાથ વિખેરાયું અને મેં હિમાલયનો રસ્તો લીધો. ત્યાં જે કુદરતની લીલા નિહાળી તેનું અલ્પમાત્ર વર્ણન 'હિમાલયનો પ્રવાસ'માં કર્યું છે. એ પ્રવાસની આધ્યાત્મિક બાજુ અને રાષ્ટ્રીય ચિંતનની બાજુ મેં એમાં ઈરાદાપૂર્વક આણી નથી. આર્યજાતિના પૂર્વજોએ પોતાના જ્ઞાન અને ધ્યાનનો વારસો હિમાલયના વાતાવરણમાં ભરી રાખ્યો છે. હિમાલયમાં જે કોઈ ખડતલ તપશ્ચર્યા કરી એકાગ્રતાથી ધ્યાન ધરશે તેને એ વારસો મળ્યા વગર રહે નહીં. દિવસરાત્રિ માઈલોના માઈલ વિચારો કર્યા અને આર્યસંસ્કૃતિના પુનરુદ્ધારની યોજનાઓ ઘડી કાઢી. એ પવિત્ર કાળમાં હિંદુસ્તાનના ઇતિહાસના અને સમાજજીવનના કેટલાયે પ્રસંગો ચિત્રપટમાં જોયા હોય એવા પ્રત્યક્ષ કર્યા છે. હિમાલય એટલે બે હજાર માઈલ લાંબો અને બસો માઈલ પહોળો દુનિયાનો ઊંચામાં ઊંચો ભાગ. એમાં લગભગ બેઅઢી હજાર માઈલનો પગે પ્રવાસ કરી ચિંતન કર્યું. અને પાછો દેશમાં આવ્યો. ત્યાં સનાતનીઓનું ઋષિકુળ, આર્યસમાજીઓનું ગુરુકુળ, વૈષ્ણવોનું આચાર્યકુળ, ભારતભક્ત પ્રેમધર્મી રાજા મહેન્દ્રપ્રતાપનું પ્રેમ મહાવિદ્યાલય, ભારતીય સંસ્કૃતિના સર્વશ્રેષ્ઠ પ્રતિનિધિ કલાધર રવીન્દ્રનાથ ઠાકુરનું શાંતિનિકેતન, કૃપાલાની, ગિદવાણી, મલકાની જેવા પ્રિય મિત્રોનો સિંધુ બ્રહ્મચર્યાશ્રમ વગેરે અનેક રાષ્ટ્રીય સંસ્થાઓ જોઈ. આવી સંસ્થાઓનો આંતરબાહ્ય અનુભવ લેવા માટે આમાંની કેટલીક સંસ્થાઓમાં પાંચ પાંચ છ છ મહિના જવાબદારીનું કામ માથે લીધું. પંડિત મદનમોહન માલવીય જેવા એ જ અરસામાં હિંદુ યુનિવર્સિટીનો પાયો નાખતા હતા. એમની સાથે પણ એક અજ્ઞાત સાધુના વેશમાં ખૂબ વિચારવિનિમય કર્યો અને મનમાં નક્કી કર્યું કે રાષ્ટ્રીય કેળવણીની શરૂઆત ગામડામાં જ થવી જોઈએ. પરિણામે વડોદરા પાસેના એક ગામડામાં આવીને રહ્યો.

સિદ્ધાંતનિર્ણય તો થયો પણ ગામડાના લોકો સાથે ભળવાની અને એમના વાતાવરણમાં જડ પકડે એવી કેળવણી આપવાની લાયકાત કેળવી ન હતી; એટલે ફરી અધ્યયન અને ચિંતનમાં ડૂબી ગયો.

શાંતિનિકેતનના નિવાસ દરમિયાન દક્ષિણ આફ્રિકાથી આવેલી ગાંધીજીની ટોળી સાથે પરિચિત થયો હતો. પાછળથી ગાંધીજીનો પણ મેળાપ થયો. એમના 'હિંદ સ્વરાજે' મારા પર ઊંડી છાપ પાડી જ હતી. 'હિંદ સ્વરાજ'માં જીવનનું સંપૂર્ણ દર્શન – એક આખી ફિલસૂફી મેં જોઈ એટલે એને આધારે કેળવણીનું તંત્ર રચાય એવો વિશ્વાસ બેઠો હતો. ગાંધીજીએ આમંત્રણ આપતાંવેંત હું આશ્રમમાં આવી દાખલ થયો. મને મારું ઘર મળી ગયું. સાથીઓ પણ મળ્યા. ગાંધીજીએ

યથાકાળે વિદ્યાપીઠની સ્થાપનાની તક આપી. અને રાષ્ટ્રીય કેળવણીનો મોટામાં મોટો પ્રયોગ કરવાનું સદ્ભાગ્ય મળ્યું. આ ચૌદ વરસના પ્રયોગ દરમિયાન માનસશાસ્ત્ર, કેળવણીશાસ્ત્ર, સંસ્કૃતિનો વિસ્તાર, ઈતિહાસની પ્રેરણા, રાજકારણ અને અર્થકારણ એ બધું બરાબર કસાયું અને એ પ્રયોગને પરિણામે નિશ્ચય થયો કે સત્ય, અહિંસા, સંયમ અને પુરુષાર્થ એ જ જીવનનાં તારક તત્ત્વો છે; ત્યાગ અને ઉદ્યોગ આગળ મુશ્કેલીના પહાડના ચૂરેચૂરા થઈ જાય છે. વિદ્યાપીઠનું દૃશ્યપરિણામ ભવ્ય છે. પણ એણે જે અનેક જીવનોમાં આંતરિક પરિવર્તન કરાવ્યું છે તે પરિણામ ભવ્યતર છે.

ઈશ્વરની શી વિચિત્ર યોજના છે તેની ખબર પડતી નથી પણ ગાંધીજીને એમના કીમતીમાં કીમતી પ્રયોગો કરવા માટે સાવ અદના દરજ્જાના સેવકો મળે છે અને છતાં એમની પ્રેરણા એટલી બધી જલદ છે કે એવાં સાધનોથી પણ તેઓ ચમત્કારી પરિણામ બતાવી શકે છે. આશ્રમ અને વિદ્યાપીઠ બન્ને સંસ્થામાં મોટે ભાગે અમે સામાન્ય કોટિના માણસો જ કામ હાથમાં લઈ શકયા અને છતાં એ પ્રયોગ સફળ નીવડયા. જો ગાંધીજીને એમના અખતરા માટે ઉપરથી નીચે સુધી બધા જ મગનલાલભાઈ ગાંધી જેવા નિષ્ઠાવાન લોકો મળ્યા હોત તો દરેક કામ કેવું દીપી નીકળત એ કોણ કહી શકે? વખતે ઈશ્વરને એમ સિદ્ધ કરવું હોય કે સંકલ્પબળ હોય, બુદ્ધિ શુદ્ધ હોય તો માટીના માણસોમાંથી પણ સંકલ્પો પાર પાડી શકાય છે. આજે કોઈ એમ ન કહી શકે કે ગાંધીજીને અપવાદરૂપ અલૌકિક માણસો મળ્યા તેથી જ તેઓ ફાવ્યા.

ખરું જોતાં રાષ્ટ્રીય કેળવણીના પ્રયોગ વખતે કરેલાં ભાષણો અને લખેલા લેખોનો સંગ્રહ કરવા કરતાં એમનો ઉપયોગ કરી જો મેં આશ્રમ અને વિદ્યાપીઠ એ બે સંસ્થાનો સળંગ ઈતિહાસ લખી કાઢયો હોત તો વધારે ઉપયોગી થાત. પણ 'આમ થાત તો આમ થાત'વાળી દલીલ શા કામની? જે તૈયાર છે તે પીરસવું અને નવા અખતરાઓએ વળગી જવું એટલું જ માણસના હાથમાં છે.

આ સંગ્રહમાં કેળવણીને અંગેના અનેક વિભાગોની ચર્ચા આવી જાય છે. દરેક વિભાગને સરખું અથવા પ્રમાણસર મહત્ત્વ મળ્યું છે એમ હું નથી કહી શકતો. કેટલાક વિચાર અનેક રૂપમાં ફરી ફરી આવે છે જ્યારે કેટલાક મહત્ત્વના વિચારો એક એક વાકયમાં અથવા વિશેષણમાં જ પતાવ્યા હશે. આખું લખાણ પ્રાસંગિક છે એટલે બીજું થાય જ નહીં એ સહેજે સમજાય એમ છે.

સ્ત્રીકેળવણીના અખતરાઓ હું કરવા જ પામ્યો નથી એમ કહી શકાય. જે થોડા અખતરાઓ કર્યા છે અને એને અંગે જે લખેલું છે તે સાવ અધૂરું છે માટે તેનો આ સંગ્રહમાં અંતર્ભાવ ન કરતાં સ્ત્રીકેળવણી ઉપર જુદું જ લખાણ તૈયાર કરું અને તે અલગ પ્રસિદ્ધ કરવામાં આવે એમ નક્કી થયું છે. આજનો અનુભવ મારી કેળવણીની પ્રવૃત્તિની શરૂઆતમાં હોત તો બીજું બધું છોડી સ્ત્રીકેળવણી અને

ગામડાંની કેળવણીમાં જ બધું ધ્યાન અને બધી શક્તિ પરોવીને બેસી ગયો હોત એટલું એ વિષયનું મહત્ત્વ મને જણાય છે.

આ સંગ્રહમાં કેળવણીકારોને અને શિક્ષકોને ઉદ્દેશીને લખેલું ઘણું છે. માબાપોને સારુ પણ એ વસ્તુ મહત્ત્વની છે. અને જેઓ વિચારપૂર્વક કેળવણી લે છે એવા વિદ્યાર્થીઓએ પણ આમાં ખીલવેલી દૃષ્ટિએ વિચાર કર્યો હોય તો ખોટું નથી. લોકકેળવણીનો વિચાર સમાજધુરીણોએ પણ કરવો જોઈએ અને રાજસત્તાએ પણ કરવો જોઈએ. અને હું તો એટલે સુધી કહું કે જે લોકો પર ધર્મોપદેશ કરવાનો ભાર આવેલ હોય છે, જેમને ધર્મતંત્ર ચલાવવું છે એમણે પણ હવે પછી કેળવણીની આ જાતની દૃષ્ટિ સાથે પરિચય કેળવ્યા વગર છૂટકો નથી. જૂના વખતમાં ધર્માચાર્યોએ કેળવણીને આશ્રય આપ્યો. હવે એમને કેળવણીનો આશ્રય શોધવાનો જમાનો આવ્યો છે. સ્વામી વિવેકાનંદને જે આટલી બધી સફળતા મળી એનું એક કારણ એ છે કે એ સમર્થ કેળવણીકાર હતા.

મારા લેખોના પહેલા ભાગની પેઠે આ વિભાગને પણ પ્રેમાળ અને ખંતીલા મિત્રોની મદદ મળી છે. રખડતા લેખો અનેક ઠેકાણેથી ભેગા કરી એમણે અહીં સંઘર્યા છે. અને આસ્થાપૂર્વક એમની વ્યવસ્થિત ગોઠવણી પણ કરી છે.

એક રીતે કહી શકું કે મારું બીજું લખાણ વિનોદરૂપે લખાયેલું છે. જ્યારે કેળવણી વિશેનું લખાણ જીવનનું એક મિશન સમજીને અને સામાજિક જીવનની મીમાંસાના એક મહત્ત્વના અંગ તરીકે લખાયેલું છે. ગુજરાતની પ્રજા મને ભૂલે નહીં ત્યાં સુધી મને સાહિત્યકાર તરીકે ન ઓળખે પણ કેળવણીકાર તરીકે ઓળખે એવી મારી આંતરિક ઇચ્છા છે. હું જાણું છું કે કેળવણીકારનું કાર્ય એના લખાણમાં જોવાનું નથી હોતું પણ એણે ચલાવેલી સંસ્થાઓ અને એના પ્રસંગમાં આવેલા વિદ્યાર્થીઓના જીવનમાં જોવાનું હોય છે. છતાં એ વાતાવરણમાંથી ઉત્પન્ન થયેલાં લખાણનેય ગૌણ ભલે હોય પણ સ્થાન હોઈ શકે છે.

૩

મારી જિંદગીની એક વિશેષતા એ છે કે મારાં ઘણાંખરાં કાર્યો અનેક મિત્રોની મદદથી જ હું કરતો આવ્યો છું. એટલે કોઈ પણ કામ મારું છે એમ હું કહી જ ન શકું. અનેક મિત્રોની ખંતીલી અને ઉત્સાહભરી મદદ ન હોત તો આમાંનું હું કશું લખી ન શકત. મારા બધા પ્રયોગોમાં પણ હું તો એક નિમિત્તમાત્ર જ છું. તેથી મિત્રોનો આભાર માનવા જતાં એમના જ કાર્યને મારું ગણવાના અહંકાર-દોષમાં આવી પડું છું. એટલે અહીં કોઈનો આભાર ન માનવો એ જ મને યોગ્ય લાગે છે. છતાં શ્રી જેઠાલાલ ગાંધીએ સ્મરણયાત્રાની બાબતમાં બધો અસ્તવ્યસ્ત મસાલો એકત્ર કરવાની જેમ ખંત બતાવી તે જ પ્રમાણે આ જીવનવિકાસમાં પણ જો ન બતાવી હોત તો હું નથી માનતો કે આ લેખો આવી રીતે પુસ્તકાકારે આટલા જલદી પ્રસિદ્ધ થયા હોત.

આ પુસ્તક વ્યવસ્થિત અને જલદી તૈયાર થાય એ માટે ભાઈ જીવણજીએ પોતાની ચીવટથી મને એટલો હેરાન કર્યો છે કે એમનો આભાર માનવા કરતાં એમની સામે અહીં ફરિયાદ નોંધી રાખું તો જ બરાબર થાય.

આ લેખો અને વ્યાખ્યાનો વગેરે મૂળ જ્યાં જ્યાં પ્રસિદ્ધ થયાં છે તે તે પ્રકાશનોના સંચાલકોનો આભાર માનવાનો રિવાજ અહીં પાળવો જોઈએ. ઘણાખરા લેખો તો નવજીવન, એનો કેળવણી અંક અને એની 'શિક્ષણ અને સાહિત્ય'વાળી પૂર્તિમાં જ પ્રસિદ્ધ થયેલા છે. હિંદી નવજીવન, યંગ ઇન્ડિયા, હરિજનબંધુ, સાબરમતી, પુરાતત્ત્વ અને હસ્તલિખિત વિનિમય પણ ઘરનાં જ ગણાય. આના પછી આવે છે દક્ષિણામૂર્તિ, કુમાર, પ્રસ્થાન અને છાત્રાલય. આમાં પણ મારું ઘણું લખાણ પ્રસિદ્ધ થયું છે. આશ્રમના વિદ્યાર્થીઓએ ચલાવેલા મધપૂડાનો જો અહીં હું આભાર ન માનું તો મારી વિદ્યાર્થીમાખો મને કોઈ કાળે ક્ષમા ન કરે. ભટ્ટ ભાસ્કર, વસન્ત, પુસ્તકાલય, પ્રભાત, મહાવીર, કેળવણી (કડીનું) આદિ નિયતકાલિકોમાં પણ કેટલાક લેખો પ્રસંગ પરત્વે આપેલા. તેમના સંચાલકોનો અહીં આભાર માનવો જોઈએ. આભાર માનવાની ક્રિયા હૃદયને રસિક હોય છે પણ તે રસિક ભાષામાં મુકાતી નથી. માટે એ ટૂંકાવવી પડે છે એનો ઇલાજ નથી.

વર્ધા,
આષાઢી અગિયારશ, ૧૯૯૨

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

# ખંડ ૧ : કેળવણીનો આદર્શ

## જીવનપરિવર્તન

આપણો ઉદ્દેશ સ્વરાજ્યપ્રાપ્તિ છે. કેળવણી દ્વારા—સમસ્ત પ્રજાની કેળવણી દ્વારા સ્વરાજ્યની જેટલી તૈયારી કરી શકાય તેટલી કરવી એ આપણું કાર્ય છે. આપણે જોયું છે કે સ્વરાજ્ય નથી એ વસ્તુ જો કોઈને વધારેમાં વધારે નડતી હોય તો તે ગામડાંની પ્રજાને. જ્ઞાન અને ધન બન્નેમાં ગામડાં ક્ષીણ થતાં જાય છે. તેથી પ્રજામાંથી ઉત્સાહ અને આત્મવિશ્વાસ ઘટતાં જાય છે, સંસ્કૃતિ નષ્ટ થાય છે, અને પ્રજા અસહાય બનતી જાય છે. સામ્રાજ્યનો અને સામ્રાજ્ય ટકાવનાર બધા વર્ગોનો બોજો અંતે ગામડાની પ્રજા પર પડે છે. તેથી તેનો નાશ થવા લાગ્યો છે. દબાણ અસહ્ય થાય છે ત્યારે પ્રજા બળવો કરે છે, પણ એવો બળવો કરવાની શક્તિ પણ આપણા સામાજિક દોષોને લીધે પ્રજામાં દેખાતી નથી.

તેથી આપણે આપણું કાર્યક્ષેત્ર ગામડામાં જ શોધવું જોઈએ. ગામડાંમાંથી નિચોવી આણેલો પૈસો અને કાર્યશક્તિ ફરી ગામડાં તરફ વાળીએ તો જ રાષ્ટ્ર

સજીવન થશે, એવી ખાતરી થવાથી આપણે ગામડાંના વિદ્યાર્થીઓને તેમ જ શહેરના વિદ્યાર્થીઓને ગામડાંની સેવાને અર્થે નોતરેલા છે.

સાચી કાર્યશક્તિ ખીલવનાર સંસ્કારિતા પેદા કરવી એ કેળવણીનો એકમાત્ર ઉદ્દેશ છે. આજે બે જાતની સંસ્કારિતા સમાજમાં પ્રવર્તે છે. ઉદ્યોગવિમુખ નવરા લોકોએ રસિકતાને પોષે અને પ્રતિષ્ઠા અપાવે એવી ભોક્તા લોકોની સંસ્કારિતા કેળવી છે. જ્યાં જ્યાંથી ભોગ્ય વસ્તુઓ મળે ત્યાં ત્યાંથી તે મેળવવી, અને તેનો પૂરેપૂરો આસ્વાદ લેવા જેટલી ભોગશક્તિ કેળવવી, એની પાછળ જ આ સંસ્કારિતા મંડી પડી છે. આજનો જમાનો આ ભોગૈશ્વર્યપ્રધાન સંસ્કારિતાને જ સંસ્કૃતિ તરીકે ઓળખે છે. બીજી સંસ્કારિતા સર્જન અને સેવાપ્રધાન હોય છે. એ જ સાચી સંસ્કૃતિ ગણાય. એ ત્યાગ અને ઉદ્યોગની પાછળ પાછળ આવે છે. આપણા દેશમાં આ સંસ્કારિતાની યોગ્ય કદર કરવાનું આપણે સૈકાઓથી છોડી દીધું તેથી તે અપમાનિત થઈ છે. સ્વરાજ્યની શક્યતા આ ત્યાગોદ્યોગપ્રધાન સંસ્કૃતિ ઉપર જ આધાર રાખે છે. આવી સંસ્કારિતા સમાજમાં દાખલ કરવા માટે કેળવણી સાવ જુદી જ જાતની હોવી જોઈએ.

સંસ્કારિતા ધર્મ દ્વારા કેળવવાનો પ્રયત્ન પ્રાચીન કાળથી થતો આવ્યો છે. અને ધર્મની એ શક્તિ હમેશને માટે કાયમ છે. મુસાફરી દ્વારા અને લોકવ્યવહાર જોઈને પણ સંસ્કારિતા હમેશ કેળવાતી આવી છે. લોકવ્યવહાર એ જ સંસ્કારિતાની સાચી નિશાળ છે. છેલ્લાં આઠદશ સૈકાં થયાં સંસ્કારિતા કેળવવાનું કામ સાહિત્યે પોતાને માથે લીધું છે. તેથી આપણી તમામ કેળવણી સાહિત્યપ્રધાન થઈ છે. સાહિત્ય મોટે ભાગે નવરાશમાંથી જ પેદા થતું હોવાથી સાહિત્યપ્રધાન કેળવણી નવરાશને શોધે તો તેમાં નવાઈ નથી. હવે, નવરાશ કાં તો ફકીરને મળે કાં તો અમીરને મળે. ફકીર વૈરાગી હોય છે. તેણે વાસનાનો ક્ષય કરેલો હોય છે. તેથી તે ગમે તેટલી નવરાશ કાઢી શકે છે. પણ તે અમુક જાતનું જ સાહિત્ય પેદા કરી શકે છે. અમીરી નવરાશ તો ઘણા લોકોને અજ્ઞાન રાખી તેમની પાસેથી સખત કામ લઈને જ ઊભી કરી શકાય. એટલે કે સામાજિક અન્યાય વગર અમીરી નવરાશ સંભવતી જ નથી. તેથી ઘણી વાર સાહિત્યકારો અને સાહિત્યપ્રધાન કેળવણીના હિમાયતીઓ, જાતે ગરીબાઈમાં રહેતા હોય તોપણ, અમીરી નવરાશને પોષે છે, અને સામાજિક અન્યાયને ટેકો આપે છે, અથવા કાંઈ નહીં તો દરગુજર તો કરે જ છે.

સંસ્કારિતા કેળવવાનું બીડું હમણાં હમણાં ભૌતિકશાસ્ત્રોએ ઝડપ્યું છે. ભૌતિકશાસ્ત્રોમાં બુદ્ધિ અને કલ્પનાને તેજ કરવાની શક્તિ અસાધારણ છે. નિરીક્ષણ, પરીક્ષણ અને ધ્યાનની શક્તિ કેળવીને ભૌતિકશાસ્ત્રોએ મનુષ્યજાતિને ખૂબ ઊંચે ચડાવી છે. પણ વિજ્ઞાનના વિનિયોગ ભોગ અને ઐશ્વર્ય પાછળ જ થતો હોવાથી ભૌતિકશાસ્ત્રોએ સામાજિક અન્યાય અમર્યાદ વધારવામાં મદદ કરી છે. ભૌતિકશાસ્ત્રોએ સામાજિક અથવા રાષ્ટ્રીય મહત્ત્વના ઉદ્યોગો પ્રજાના હાથમાંથી બની શકે તેટલા છીનવી લઈ વિશિષ્ટ વર્ગના હાથમાં સોંપ્યા છે, અને તેથી જગદ્વ્યાપી અન્યાય શક્ય કર્યો

છે: આ ભૌતિકશાસ્ત્રોમાં હાલનું સંપત્તિશાસ્ત્ર અને વ્યવસ્થાશાસ્ત્ર પણ આવી જાય છે.

સંસ્કારિતા કેળવવાની આશા હવે તો કળા પાસેથી વધારે રખાય છે. કળા દ્વારા અભિરુચિ કેળવાય છે, વૃત્તિઓના વેગમાં માર્દવ આવે છે, બેસૂરું કશું સહન થતું નથી. ક્ષણિક વાસનાને વશ ન થતાં આખું જીવન સુંદર અને પ્રમાણબદ્ધ કરવા તરફ વલણ વધે છે. કળા દ્વારા આખા વિશ્વનું, અને તેમાંયે મનુષ્યજીવનનું રહસ્ય વધારેમાં વધારે પ્રગટ થાય છે. અને તેથી કળા એ સંસ્કારિતાનું સર્વોચ્ચ સાધન છે. સાચી કેળવણી તો કળામાં જ છે, અને તેથી કળા દ્વારા જ સામાજિક સ્વાસ્થ્ય સાધ્ય છે, એવો આજના જમાનાનો અભિપ્રાય છે. પોતાને ભૂલ્યા વગર કળા સંભવતી નથી. તપસ્યાના મંથનમાથી જ કળાની જ્યોતિ પ્રગટે છે. કળા એ ભોગવિલાસની વસ્તુ નથી, પણ આત્માની શક્તિ પ્રગટ કરવાની અને બધાં હૃદયો સાથે એકતા અનુભવવાની યુક્તિ છે. કળાના આ પાસા તરફ જો ધ્યાન જશે તો કળા વિશુદ્ધ થશે, અને પ્રજાને આશીર્વાદરૂપ નીવડશે. આપણા દેશમાં સાહિત્ય, સંગીત અને કળાએ રાજવૈભવની સેવા આદરી, નીતિને વિસારી, નરી રસિકતા કેળવી, અને તેથી તે ક્ષીણવીર્ય થયાં. સાચી સંસ્કારિતાને બદલે ઉપરનો ઢોળ જ જો કેળવાય તો અંદર ઘણો અન્યાય અને સડો ભરાઈ શકે છે, અને કાળે કરીને એ અસહ્ય રીતે ગંધાય છે.

સંસ્કારિતા જો પ્રજાવ્યાપી કરવી હોય તો તે ઉદ્યોગપ્રધાન જ હોવી જોઈએ. ઈશ્વરની દુનિયામાં ઉદ્યોગ એ જ મનુષ્યજીવનનું પ્રધાન અંગ છે. તુકારામ, કબીર અથવા સેંટ પૉલ જેવા સંતો ઉદ્યોગની પ્રવૃત્તિથી પોતાનું જીવન શુદ્ધ રાખી શકયા. ધર્મનું આશ્વાસન, સમાજસેવાની શાંતિ, ઉદ્યોગનું રસાયણ, અને કેળવણીનો ઓપ—આ ચતુર્વિધ પુરુપાર્થમાંથી જ વ્યક્તિગત અને રાષ્ટ્રગત કૃતાર્થતા માણસને મળવાની છે, એ જ્યારે સમજાશે ત્યારે જ સત્યયુગની શરૂઆત થશે; અથવા પૌરાણિક ભાષામાં કહીએ તો રામરાજ્ય દેખાશે.

ત્યાગોદ્યોગની કેળવણી એ હવે આપણો પ્રધાન ઉદ્દેશ છે. એવા ઉદ્યોગો શોધીએ કે જેમાંથી બેચાર ધનિકોને રોજના હજાર રૂપિયા ન મળે, પણ ભૂખે મરતાં હજાર લોકોને કંઈક રોજી અપાવી શકાય. એવા રાષ્ટ્રીય ઉદ્યોગોને કેન્દ્રમાં રાખીને એમના પહોળા અને મજબૂત પાયા પર રાષ્ટ્રીય જીવનની ઈમારત ચણવાની છે. આવી કેળવણીને પરિણામે જીવનપલટો થવો જ જોઈએ. આજનો જમાનો સાદાઈથી અને ગરીબાઈથી એટલો તો બીએ છે અને કાયર થયો છે કે ગરીબાઈનો સ્વીકાર કરવા કરતાં એની પાછળ રહેલા સત્યનો જ યુક્તિપ્રયુક્તિથી ઇનકાર કરવા તે મથે છે. ગરીબાઈ વગર વ્યાપક સમાજસેવા થઈ શકતી નથી. તેથી સમાજસેવાના છીછરા અને સહેલા કાર્યક્રમો તે શોધી કાઢે છે.

કેળવણી દ્વારા આપણે સમાજસેવકો તૈયાર કરવા મથીએ છીએ, તેની આડે શું શું આવે છે તે આપણે તપાસીએ. દરેક વસ્તુ જ્યાં વગર પ્રયાસે મળી શકે છે એવા શહેરની રહેણી એ મુખ્ય અંતરાય છે. ઉપયોગ કે ઉપભોગની વસ્તુઓ

સજીવન થશે, એવી ખાતરી થવાથી આપણે ગામડાંના વિદ્યાર્થીઓને તેમ જ શહેરના વિદ્યાર્થીઓને ગામડાંની સેવાને અર્થે નોતરેલા છે.

સાચી કાર્યશક્તિ ખીલવનાર સંસ્કારિતા પેદા કરવી એ કેળવણીનો એકમાત્ર ઉદ્દેશ છે. આજે બે જાતની સંસ્કારિતા સમાજમાં પ્રવર્તે છે. ઉદ્યોગવિમુખ નવરા લોકોએ રસિકતાને પોષે અને પ્રતિષ્ઠા અપાવે એવી ભોક્તા લોકોની સંસ્કારિતા કેળવી છે. જ્યાં જ્યાંથી ભોગ્ય વસ્તુઓ મળે ત્યાં ત્યાંથી તે મેળવવી, અને તેનો પૂરેપૂરો આસ્વાદ લેવા જેટલી ભોગશક્તિ કેળવવી, એની પાછળ જ આ સંસ્કારિતા મંડી પડી છે. આજનો જમાનો આ ભોગૈશ્વર્યપ્રધાન સંસ્કારિતાને જ સંસ્કૃતિ તરીકે ઓળખે છે. બીજી સંસ્કારિતા સર્જન અને સેવાપ્રધાન હોય છે. એ જ સાચી સંસ્કૃતિ ગણાય. એ ત્યાગ અને ઉદ્યોગની પાછળ પાછળ આવે છે. આપણા દેશમાં આ સંસ્કારિતાની યોગ્ય કદર કરવાનું આપણે સૈકાઓથી છોડી દીધું તેથી તે અપમાનિત થઈ છે. સ્વરાજ્યની શક્યતા આ ત્યાગોદ્યોગપ્રધાન સંસ્કૃતિ ઉપર જ આધાર રાખે છે. આવી સંસ્કારિતા સમાજમાં દાખલ કરવા માટે કેળવણી સાવ જુદી જ જાતની હોવી જોઈએ.

સંસ્કારિતા ધર્મ દ્વારા કેળવવાનો પ્રયત્ન પ્રાચીન કાળથી થતો આવ્યો છે. અને ધર્મની એ શક્તિ હમેશને માટે કાયમ છે. મુસાફરી દ્વારા અને લોકવ્યવહાર જોઈને પણ સંસ્કારિતા હમેશ કેળવાતી આવી છે. લોકવ્યવહાર એ જ સંસ્કારિતાની સાચી નિશાળ છે. છેલ્લાં આઠદશ સૈકાં થયાં સંસ્કારિતા કેળવવાનું કામ સાહિત્યે પોતાને માથે લીધું છે. તેથી આપણી તમામ કેળવણી સાહિત્યપ્રધાન થઈ છે. સાહિત્ય મોટે ભાગે નવરાશમાંથી જ પેદા થતું હોવાથી સાહિત્યપ્રધાન કેળવણી નવરાશને શોધે તો તેમાં નવાઈ નથી. હવે, નવરાશ કાં તો ફકીરને મળે કાં તો અમીરને મળે. ફકીર વૈરાગી હોય છે. તેણે વાસનાનો ક્ષય કરેલો હોય છે. તેથી તે ગમે તેટલી નવરાશ કાઢી શકે છે. પણ તે અમુક જાતનું જ સાહિત્ય પેદા કરી શકે છે. અમીરી નવરાશ તો ઘણા લોકોને અજ્ઞાન રાખી તેમની પાસેથી સખત કામ લઈને જ ઊભી કરી શકાય. એટલે કે સામાજિક અન્યાય વગર અમીરી નવરાશ સંભવતી જ નથી. તેથી ઘણી વાર સાહિત્યકારો અને સાહિત્યપ્રધાન કેળવણીના હિમાયતીઓ, જાતે ગરીબાઈમાં રહેતા હોય તોપણ, અમીરી નવરાશને પોષે છે, અને સામાજિક અન્યાયને ટેકો આપે છે, અથવા કાંઈ નહીં તો દરગુજર તો કરે જ છે.

સંસ્કારિતા કેળવવાનુ બીડું હમણાં હમણાં ભૌતિકશાસ્ત્રોએ ઝડપ્યું છે. ભૌતિકશાસ્ત્રોમાં બુદ્ધિ અને કલ્પનાને તેજ કરવાની શક્તિ અસાધારણ છે. નિરીક્ષણ, પરીક્ષણ અને ધ્યાનની શક્તિ કેળવીને ભૌતિકશાસ્ત્રોએ મનુષ્યજાતિને ખૂબ ઊંચે ચડાવી છે. પણ વિજ્ઞાનનો વિનિયોગ ભોગ અને ઐશ્વર્ય પાછળ જ થતો હોવાથી ભૌતિકશાસ્ત્રોએ સામાજિક અન્યાય અમર્યાદ વધારવામાં મદદ કરી છે. ભૌતિકશાસ્ત્રોએ સામાજિક અથવા રાષ્ટ્રીય મહત્ત્વના ઉદ્યોગો પ્રજાના હાથમાંથી બની શકે તેટલા છીનવી લઈ વિશિષ્ટ વર્ગના હાથમાં સોંપ્યા છે, અને તેથી જગદ્વ્યાપી અન્યાય શક્ય કર્યો

છે. આ ભૌતિકશાસ્ત્રોમાં હાલનું સંપત્તિશાસ્ત્ર અને વ્યવસ્થાશાસ્ત્ર પણ આવી જાય છે.

સંસ્કારિતા કેળવવાની આશા હવે તો કળા પાસેથી વધારે રખાય છે. કળા દ્વારા અભિરુચિ કેળવાય છે, વૃત્તિઓના વેગમાં માર્દવ આવે છે, બેસૂરું કશું સહન થતું નથી. ક્ષણિક વાસનાને વશ ન થતાં આખું જીવન સુંદર અને પ્રમાણબદ્ધ કરવા તરફ વલણ વધે છે. કળા દ્વારા આખા વિશ્વનું, અને તેમાંયે મનુષ્યજીવનનું રહસ્ય વધારેમાં વધારે પ્રગટ થાય છે. અને તેથી કળા એ સંસ્કારિતાનું સર્વોચ્ચ સાધન છે. સાચી કેળવણી તો કળામાં જ છે, અને તેથી કળા દ્વારા જ સામાજિક સ્વાસ્થ્ય સાધ્ય છે, એવો આજના જમાનાનો અભિપ્રાય છે. પોતાને ભૂલ્યા વગર કળા સંભવતી નથી. તપસ્યાના મંથનમાથી જ કળાની જ્યોતિ પ્રગટે છે. કળા એ ભોગવિલાસની વસ્તુ નથી, પણ આત્માની શક્તિ પ્રગટ કરવાની અને બધાં હૃદયો સાથે એકતા અનુભવવાની યુક્તિ છે. કળાના આ પાસા તરફ જો ધ્યાન જશે તો કળા વિશુદ્ધ થશે, અને પ્રજાને આશીર્વાદરૂપ નીવડશે. આપણા દેશમાં સાહિત્ય, સંગીત અને કળાએ રાજવૈભવની સેવા આદરી, નીતિને વિસારી, નરી રસિકતા કેળવી, અને તેથી તે ક્ષીણવીર્ય થયાં. સાચી સંસ્કારિતાને બદલે ઉપરનો ઢોળ જ જો કેળવાય તો અંદર ઘણો અન્યાય અને સડો ભરાઈ શકે છે, અને કાળે કરીને એ અસહ્ય રીતે ગંધાય છે.

સંસ્કારિતા જો પ્રજાવ્યાપી કરવી હોય તો તે ઉદ્યોગપ્રધાન જ હોવી જોઈએ. ઈશ્વરની દુનિયામાં ઉદ્યોગ એ જ મનુષ્યજીવનનું પ્રધાન અંગ છે. તુકારામ, કબીર અથવા સેંટ પૉલ જેવા સંતો ઉદ્યોગની પ્રવૃત્તિથી પોતાનું જીવન શુદ્ધ રાખી શકયા. ધર્મનું આશ્વાસન, સમાજસેવાની શાંતિ, ઉદ્યોગનું રસાયણ, અને કેળવણીનો ઓપ — આ ચતુર્વિધ પુરુષાર્થમાંથી જ વ્યક્તિગત અને રાષ્ટ્રગત કૃતાર્થતા માણસને મળવાની છે, એ જ્યારે સમજાશે ત્યારે જ સત્યયુગની શરૂઆત થશે; અથવા પૌરાણિક ભાષામાં કહીએ તો રામરાજ્ય દેખાશે.

ત્યાગોદ્યોગની કેળવણી એ હવે આપણો પ્રધાન ઉદ્દેશ છે. એવા ઉદ્યોગો શોધીએ કે જેમાંથી બેચાર ધનિકોને રોજના હજાર રૂપિયા ન મળે, પણ ભૂખે મરતાં હજાર લોકોને કંઈક રોજી અપાવી શકાય. એવા રાષ્ટ્રીય ઉદ્યોગોને કેન્દ્રમાં રાખીને એમના પહોળા અને મજબૂત પાયા પર રાષ્ટ્રીય જીવનની ઈમારત ચણવાની છે. આવી કેળવણીને પરિણામે જીવનપલટો થવો જ જોઈએ. આજનો જમાનો સાદાઈથી અને ગરીબાઈથી એટલો તો બીએ છે અને કાયર થયો છે કે ગરીબાઈનો સ્વીકાર કરવા કરતાં એની પાછળ રહેલા સત્યનો જ યુક્તિપ્રયુક્તિથી ઈનકાર કરવા તે મથે છે. ગરીબાઈ વગર વ્યાપક સમાજસેવા થઈ શકતી નથી. તેથી સમાજસેવાના છીછરા અને સહેલા કાર્યક્રમો તે શોધી કાઢે છે.

કેળવણી દ્વારા આપણે સમાજસેવકો તૈયાર કરવા મથીએ છીએ, તેની આડે શું શું આવે છે તે આપણે તપાસીએ. દરેક વસ્તુ જ્યાં વગર પ્રયાસે મળી શકે છે એવા શહેરની રહેણી એ મુખ્ય અંતરાય છે. ઉપયોગ કે ઉપભોગની વસ્તુઓ

ઉપલબ્ધ કરવા પાછળ કેટલું ઉડાઉપણું, કેટલો અન્યાય, અને કેટલો જીવનવ્યય થાય છે એની શહેરી જીવન દરકાર નથી રાખતું. તેથી સામાજિક અન્યાય વિશે ધર્મબુદ્ધિ હંમેશ બૂઠી રહે છે. આવી રીતે મેળવેલી સાધનસામગ્રી વધારેમાં વધારે કોણ ભોગવે એ જ શહેરનો એકમાત્ર સવાલ હોય છે. એમાંથી ખર્ચાળપણું ખૂબ આવી જાય છે. અને ખર્ચાળપણું એટલે જ સામાજિક અન્યાય. એની ટેવ એક વાર પડી ગઈ એટલે જીવનમાં ખોટી વસ્તુ પર ભાર મુકાય છે, અને મધ્યમ વર્ગની, ઉજળિયાત વર્ગની સંકુચિત વૃત્તિ અને ઠાવકાઈ આવી જાય છે. મધ્યમ વર્ગના વિદ્વાન લોકોમાંથી જીવનદૃષ્ટિ જઈ વકીલી દૃષ્ટિ આવી જાય છે. કૌટુંબિક સહકાર ઓછો થઈ બંધારણબાજી આવી જાય છે. કેટલો સ્વાર્થ વગર સંકોચે કેળવી શકાય, કેટલી સંકુચિતતા કેળવીએ તોયે તે શરમભરેલું ન ગણાય, એની જ શોધ જ્યાં ત્યાં ચાલે છે. આમાંથી જ કોમીવાદ પ્રગટ થયો છે. યુરોપના રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના વિગ્રહો જોઈ આપણે ત્યાં કોમીવાદને આધાર મળતો જાય છે એ વસ્તુ કબૂલ કર્યા વગર છૂટકો નથી. શહેરી જીવનમાં આળસ કે નવરાશ બહુ દેખાતાં નથી, લોકો હંમેશાં કામમાં દેખાય છે એ ખરું, પણ એ બધી પ્રવૃત્તિ ઉપર ઉપરની જ હોય છે. સાધન અને સગવડના પ્રમાણમાં જોતાં મધ્યમ વર્ગના અને ઉપલા વર્ગના લોકો બૌદ્ધિક મહેનત અને ઔદ્યોગિક મહેનત નહીં જેવી જ કરે છે, એમ કહીએ તો ચાલે.

સાહિત્યપ્રધાન કેળવણીથી બુદ્ધિ ખીલે જ છે એમ આપણે માનીએ છીએ, પણ તે માન્યતા પાછળ કંઈક ભ્રમ રહેલો છે. કેવળ સાહિત્યપ્રધાન કેળવણી ઉછીના વિચારોનો તૈયાર માલ પૂરો પાડે છે. તેથી ઘણા લોકો ઘણા વિચારો ધરાવે છે. સ્વતંત્ર વિચાર બહુ જ થોડા લોકો કરે છે. એ વિચારની કેળવણી નથી, પણ વિચારનો વળગાડ છે. એ શક્તિ નથી, પણ બોજો છે. ઔદ્યોગિક જીવનની કસોટી પર માન્યતાઓ અને વિચારો રોજ કસાય તો વિચારમય ધાર્મિક જીવન સાચેસાચું કેળવાય. તૈયાર વિચારો પહેરવાની ટેવ એક વાર પડી એટલે ગ્રંથો પરનો આધાર વધે છે. એમાંથી જ આપણને પરદેશમાંથી પ્રેરણા લેવાની ટેવ પડવા લાગી છે. ઇંગ્લંડ, ફ્રાન્સ, અમેરિકા, જર્મની, રશિયા જે કોઈ દેશ વિચારનો તૈયાર માલ આપણે ત્યાં મોકલે તેને વધાવી લેવા આપણે તૈયાર થઈએ છીએ.

દુનિયા સાથે આપણે અસહકાર કરવાના નથી. અનુભવ અને વિચાર જ્યાંથી મળે ત્યાંથી લઈએ, પણ તે ધારણ કરવા ખાતર નહીં, પણ આત્મસાત્ કરવા ખાતર. અન્નમાંથી લોહી પેદા થાય ત્યારે જ તે શરીરને પોષણ આપી શકે છે. આપણા પોતાના પ્રયોગો ચાલતા હોય, સામાજિક જીવનના અખતરાઓ નિતનવા કરતા હોઈએ, ત્યારે જ આપણે ત્યાંનું કે પરદેશનું સાહિત્ય આપણને કામ આવે એમ છે. જો આપણે પ્રયોગથી અકળાઈએ, નવાં નવાં જોખમો ખેડતાં ડરીએ, જેમાં મહેનત નથી એવા જ કાર્યક્રમો પસંદ કરીએ, અને સહેલાઈ અને સલામતીને જ વરીએ તો જોશ, ઉત્સાહ અને હિંમતનો આપણે ગમે તેટલો ડોળ કરીએ તોયે આપણે

ચડવાના નથી. જેટલું અઘરું છે તે બધું અટપટું છે એમ ઠરાવી જો આપણે એને કાઢી મૂકીએ તો આપણા જીવનમાં કશું જ રહેવાનું નથી. ધર્મના જૂના વિધિઓ અને પૌરાણિક માન્યતાઓ હવે ટકવાનાં નથી. જે સમાજ અને જે જાતના જીવન માટે તે હતાં તેનો કાળ હવે રહ્યો નથી. એટલે ધર્મે નવો લેબાસ પહેર્યે જ છૂટકો. અજ્ઞાન, બીક, લાલચ, વહેમ, કાયદો અને જબરદસ્તી એ માણસજાતના છ શત્રુઓ જોડે આજ સુધી ધર્મે માંડવાળ કરી છે, એટલું જ નહીં પણ ઉત્સાહપૂર્વક એમની મદદ માગી લીધી છે. તેથી જ ધર્મ જેવી સાર્વભૌમ આંતરિક શક્તિ માણસજાતને ઉગારવાને બદલે અનેક વાર તેની પ્રગતિ રોકવામાં જ મદદગાર થઈ છે. ધર્મથી અકળાઈ જો જડવાદ સ્વીકારીશું તો કાળચક્રને પાછું ઠેલ્યા બરાબર થશે, અને કેળવણીએ અવળું કર્યું ગણાશે. કેળવણી પ્રગતિને માટે છે, ગયેલો ગુજરેલો જમાનો પાછો આણવા માટે નથી.

કેળવણી દ્વારા આપણને જોઈએ છે એક મહાન ક્રાંતિની પૂર્વતૈયારી. બાહ્ય વસ્તુની તોડફોડ કરવાથી ક્રાંતિ થતી નથી. સામાજિક સંસ્થાઓમાં શાબ્દિક પરિવર્તન કે નકામા વિખવાદ ઊભા કરવાથી અથવા ગાળાગાળી ચલાવવાથી ક્રાંતિ થતી નથી. ક્રાંતિ એ અંદરનો પલટો છે. દૂધનું દહીં કરવું એ ક્રાંતિનો અડધો ભાગ છે. ત્યાર પછી શાંતપણે દહીં વલોવી એમાંથી માખણ કાઢવું એ ક્રાંતિનો બીજો ભાગ છે. આજે આપણે ઝપાટાભેર ક્રાંતિની પૂર્વતૈયારી કરવાની છે. શરૂઆત વિચારમાં અને ટેવોમાં ક્રાંતિ કરીને કરીએ. એમાંથી આદર્શની ક્રાંતિ થશે. એક વાર નવા આદર્શો બંધાયા એટલે આર્થિક, સામાજિક અને રાજકીય ક્રાંતિ થતાં વાર નથી જ લાગવાની.

આંધળી ઉશ્કેરણીથી પણ ક્રાંતિ થઈ શકે છે. પણ એમાંથી સારું જ નીપજે છે એવી ખાતરી નથી રહેતી. આંધળી ઉશ્કેરણીથી હમેશાં ગરીબ પ્રજાને જ વેઠવું પડ્યું છે, અને ધૂર્ત લોકો જ તેનો લાભ ઉઠાવતા આવ્યા છે. હવે આપણે એવી ક્રાંતિ કરવાના છીએ કે જેમાંથી ગરીબોને ખભે ચડી બેઠેલાને નીચે ઊતરીને પોતાને પગે ચાલવું પડે, અને નવરા ધૂર્ત લોકોનો બોજો વહન કરી જેમના ટાંટિયા ઢીલા થયા છે તેમને પણ ચાલવાનો ઉત્સાહ આવે. આવી રીતે બન્ને વર્ગ પગભર થશે.

જેમ આંધળી ઉશ્કેરણી કામની નથી તેમ કેવળ તાત્ત્વિક ચર્ચા પણ કામની નથી. કેવળ તાત્ત્વિક ચર્ચાથી કામ ચાલત તો પાંચપચીસ વિચારકોને સમુદ્રને કિનારે કે ગિરિશિખર પર ઝૂંપડાં બાંધી આપી એકએકને એક એક પુસ્તકાલય અને એક એક માસિક સોંપી દઈ આપણે સમાજનો ઉદ્ધાર કરી શકત. પણ ક્રાંતિ તો પ્રજાના જીવનમાંથી, તેની ટેવોમાંથી, તેના ઉદ્યોગમાંથી અને તેની અકળામણમાંથી પેદા થાય છે. તેથી વિદ્વાન લોકોએ શાસ્ત્રીય શબ્દજાળ અને પાંડિત્યનું અળગાપણું (academical aloofness) છોડીને પ્રજાવર્ગમાં ભળવું જોઈએ. પોશાકની ટાપટીપ અને વિવેકની કુમાશ છો બગડે. માંહોમાંહે લડવા કરતાં પ્રજાના હિતમાં પ્રજાના શત્રુ સામે લડીએ તો વિદ્યાનું વંધ્યત્વ તો દૂર થાય!

છેલ્લાં દસ વરસમાં આપણે ઓછાવત્તા પ્રમાણમાં ગામડાંની પ્રજા સાથે ભળવા લાગ્યા છીએ. અને જેમ જેમ પ્રસંગ વધતો જાય છે તેમ તેમ આપણો એમનો પરિચય પણ વધતો જાય છે. છતાં આપણે એમની સાથે ઓતપ્રોત થયા છીએ એમ ન કહેવાય. એમનું જીવન આપણે જીવી શકતા નથી. એમાં આપણા ન્યાતના રિવાજો બહુ આડે આવે છે, આપણી શહેરી ટેવો આડે આવે છે, આપણી પ્રતિષ્ઠા આડે આવે છે; અને દુઃખની વાત છે કે સૂક્ષ્મ ભાષાભેદ પણ આડે આવ્યા વગર રહેતો નથી. બીજી બાજુ ગામડાંના લોકોના વહેમો, અને લાંબી ઉપેક્ષાને લીધે તેમનામાં આવેલું સંકુચિતપણું પણ એમના જીવનવિકાસમાં નડતરરૂપ છે. ગ્રામ-જીવનનું કાવ્યમય વર્ણન ગમે એટલું કરીએ તોયે અજ્ઞાન, કનડગત અને દરેક જાતની કાબેલિયતનો અભાવ, વગેરે બધાં કારણોએ ભેગાં થઈ ગામડાંમાં કજિયા અને કીનાખોરી કંઈ ઓછાં નથી ઊભાં કર્યાં.

આ બધાંનું ઓસડ તો રાષ્ટ્ર વ્યાપી કેળવણી જ છે, રાષ્ટ્રીય દર્દો દૂર કરનાર કેળવણી જ છે. પણ એ કેળવણી હાલની જેમ સાહિત્યપ્રધાન રાખ્યે નહીં ચાલે. સ્વાર્થપ્રધાન કે પ્રતિષ્ઠાપરાયણ રાખ્યે પણ નહીં પાલવે. હાલની કેળવણી કેટલીક વ્યક્તિઓને દરજ્જો વધારે છે, પણ રાષ્ટ્રીય શક્તિનો તો ચોખ્ખેચોખ્ખો ઘટાડો જ કરે છે. કેળવણી સેવાપ્રધાન જોઈએ છે, સ્વરાજ્યપ્રધાન જોઈએ છે, સ્વધર્મ-પ્રધાન જોઈએ છે, ગામડે ગામડે ફેલાઈ શકે એવી જોઈએ છે. એમાં ઉદ્યોગ અને 'સંસ્કારિતા' બંનેનો સમન્વય હોય. આપણે લડાઈના સિપાહીઓ તૈયાર કરવાના છીએ. એ લડાઈ ખુનામરકીની નથી, બેચાર દિવસની નથી. તેથી પોતાની ધ્યેય-નિષ્ઠા અને વિવિધ અનુભવમાંથી જ્યાં સુધી વિદ્યાર્થી અંદરની પ્રેરણા અને ધીરજ ચૂસી ન શકે ત્યાં સુધી તેમને પૂરું પડે એવું ચારિત્ર, માહિતી, કૌશલ્ય અને લડાયક જુસ્સો એ બધાનું ભાથું પૂરું પાડનાર કેળવણી જોઈએ છે.

જીવનના વિભાગ નથી જ પડતા. જરૂર જેટલી આજીવિકા, બધી મુશ્કેલીઓને પહોંચી શકે એવી સુખાકારી, શુદ્ધ સામાજિક સંબંધ, આજનો જમાનો માગે એટલો બુદ્ધિનો વિકાસ, સામાજિક સડો દૂર કરવા જેટલું હૃદયનું આર્યત્વ, અને હર પ્રસંગે ટકાવી રાખે એવી ઈશ્વરનિષ્ઠા, એ બધી વસ્તુઓ કેળવણીમાં આવવી જોઈએ, તો જ શીખેલી ચોપડીઓ અને કેળવેલા ઉદ્યોગો પ્રજાજીવનમાં પ્રાણ રેડશે. ટૂંકામાં કહીએ તો કેળવણી દ્વારા નવો જ માણસ નિર્માણ કરવાનો છે, દેવતાઈ માણસ નિર્માણ કરવાનો છે. એની આખી મનોવૃત્તિ જ જુદી, મનનું ને જીવનનું ઘડતર જ જુદું, એના આદર્શો જુદા, એનો રસ્તો જુદો, અને એનું સમાધાન પણ જુદું.

એવો આદર્શ કોણ સિદ્ધ કરે? ફક્ત ઇચ્છા કરવાથી અથવા યોજના ઘડવાથી અને ચોપડીઓ લખવાથી એ આદર્શ સુધી આપણે પહોંચવાના નથી. આજના જમાનાએ જો એકાદ વ્યક્તિમાં પણ એવો આદર્શ સિદ્ધ કર્યો હોય તોયે આપણે આશા રાખીશું કે કેળવણી દ્વારા એના નમૂનાનો પ્રચાર કરી શકાશે. દેશમાં થોડીક એવી વ્યક્તિઓ દેખાય છે જેમને જોઈને ખાતરી થાય છે કે આજનો જમાનો

આવા જ નરો માટે ઝંખે છે. આપણે તેમનું ધ્યાન ધરીશું, તેમનો સહવાસ કેળવીશું, તેમણે દોરેલે રસ્તે જઈશું. તપેલી જમીન વરસાદને ખેંચી લાવે છે. ભૂખ હશે તો ખોરાક એની મેળે મળશે. આજે ફક્ત ભૂખ કેળવીએ છીએ. ભળતું કશું લેવાની ના પાડીએ છીએ, ચાતકની પેઠે આકાશનું જ પાણી માગીએ છીએ. તરસે મરીશું, પણ બીજું પાણી નહીં પીઈએ.

## सा विद्या या विमुक्तये

आत्मबुद्धि: सुखायैव गुरुबुद्धिर्विशेषत: ।
परबुद्धिर्विनाशाय स्त्रीबुद्धि: प्रलयावहा ॥

આ શ્લોકનો અર્થ સારી પેઠે તપાસવો જોઈએ. આમાં સ્ત્રીની ભારેમાં ભારે નિંદા છે એમ લાગશે, પણ તે બરાબર નથી. આત્મબુદ્ધિ અને સ્ત્રીબુદ્ધિનો વિચાર કરીએ. સામાન્ય કુટુંબોમાં સ્ત્રી અભણ હોય છે. તેથી સ્ત્રીની દૃષ્ટિ સંકુચિત હોય છે. પોતાનાં બાળબચ્ચાં, પોતાનો પતિ અને પોતાનાં પિયેરિયાં, એમનું તાત્કાલિક ભલું થાય એટલું જ તેઓ ઇચ્છી શકે છે. પૈસો મળે, આસપાસનાં સગાંવહાલાંમાં પોતાની પ્રતિષ્ઠા વધે અને પોતાને અને પોતાનાં સગાંવહાલાંને શારીરિક સુખ મળે, એશઆરામ મળે એ તેમનો મોટામાં મોટો આદર્શ રહે છે. તેથી આવો આદર્શ જેનો હોય તેની બુદ્ધિને સ્ત્રીબુદ્ધિ કહી છે.

હાલમાં કેળવણી લેનાર ઘણા યુવાનોની અંદર જે આદર્શ અથવા હેતુ જોવામાં આવે છે તે આવી સ્ત્રીબુદ્ધિ કરતાં જરા પણ ઉચ્ચ હોય એમ લાગતું નથી. ઉપર બતાવેલાં સુખસાધન અને પ્રતિષ્ઠાનો સમાવેશ 'કરિયર' એ સુંદર શબ્દમાં કરેલો હોય છે એટલું જ. આત્મબુદ્ધિ એટલે જેથી મનને, અંતરાત્માને સમાધાન થાય એવી બુદ્ધિ.

સ્ત્રીબુદ્ધિ સંકુચિત અને આંધળી હોય છે, આત્મબુદ્ધિ વિશાળ અને શ્રદ્ધાવાન હોય છે; સ્ત્રીબુદ્ધિ પરબુદ્ધિને વશ થાય છે, આત્મબુદ્ધિ ગુરુબુદ્ધિને વશ થાય છે. સરકારી નોકરી મળશે, સરકારદરબારમાં પ્રતિષ્ઠા થશે, સગાંવહાલાંમાં આપણે જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ ગણાઈશું એવી સ્ત્રીબુદ્ધિથી આપણે પરબુદ્ધિ એટલે પારકી કેળવણી ગ્રહણ કરી છે. પણ આત્મબુદ્ધિ હવે જાગ્રત થઈ છે. પરબુદ્ધિથી થતો વિનાશ આત્મબુદ્ધિ જોઈ રહી છે. આવે પ્રસંગે આત્મબુદ્ધિ ગુરુને શરણ જઈ ગુરુબુદ્ધિ શી છે એ જાણી લેવા આતુર થઈ છે. ગુરુબુદ્ધિ એટલે આપણો આર્ય સંસ્કૃતિનો આદર્શ, ગુરુબુદ્ધિ એટલે Wisdom of the Race.

પ્રાચીન ઋષિમુનિઓ મનુષ્યજીવનનો ઉદ્દેશ — પુરુષાર્થ કયો ઠરાવી ગયા છે અને તે પ્રાપ્ત કરવા સારુ કયે રસ્તે જવાનું કહી ગયા છે એ બધું જાણવાની તીવ્ર

ઈચ્છા આત્મબુદ્ધિને થઈ છે. માટે આપણા પ્રાણવાન પૂર્વજો કેળવાયેલો પંડિત કોને કહેતા, વિદ્યા શાને કહેતા, એ હવે આપણે તપાસીએ.

પૂર્વજોનાં વચનો બહુ સાદાં હોય છે, પણ તેમાં ઊંડો અર્થ હમેશાં રહેલો હોય છે. હાલની જેમ ગૌરવવાળી ભાષા જૂના લોકો લખતા નહોતા. મર્દાઈની ભાષા સાદી જ હોય. અનુભવની વાણી સાદી પણ સર્વવ્યાપક હોય. હાલના વિકૃત જમાનામાં ડાહ્યા લોકોનો આદર્શ એક તરફ હોય છે અને-સમાજનો પ્રવાહ બીજી તરફ વહે છે, તેથી વિદ્વાનોની વાણી અસંતોષનું સ્વરૂપ પકડે છે. 'આ ખોટું છે, આમ થવું જોઈએ' વગેરે પ્રયોગો હાલમાં લખાય છે. સાચી કેળવણીનો ઉદ્દેશ આવો આવો હોવો જોઈએ એમ આપણે લખીએ છીએ. આપણા પૂર્વજો વિદ્યાથી આમ થાય છે, અમુક મળે છે એવું સાદું વાક્ય કહી જાય છે, એટલા માટે આધુનિક વૃત્તિના લોકોનું ધ્યાન તેમનાં વચનો તરફ ખેંચાતું નથી.

હવે આપણે કેળવણીનો આદર્શ શો મનાતો તે જોઈએ.

सा विद्या या विमुक्तये ।

માણસ બદ્ધ છે, અજ્ઞાન છે, કુવાસનાઓથી ઘેરાયેલો છે, પરિસ્થિતિથી જકડાયેલો છે તેથી તેનો આત્મા દબાઈ ગયો છે, વિકાસને માટે તેને અવકાશ નથી મળતો. આ બધાં બંધનોમાંથી જે મુક્ત કરે તે જ સાચી કેળવણી. શરીરને રોગ અને દુર્બળતાથી મુક્ત કરે, બુદ્ધિને અજ્ઞાન અને ખોટા વિચારમાંથી મુક્ત કરે, હાથપગ વગેરે કર્મેન્દ્રિયોને જડતાથી મુક્ત કરે, મનને લાલચ, ભય અને ક્ષુદ્ર સ્વાર્થ જેવી કુવાસનાઓથી મુક્ત કરે, હૃદયને કઠોરતાથી તેમ જ ખોટી લાગણીથી મુક્ત કરે, આખા માણસને મનુષ્યસમાજને પ્રાકૃતિક, સામાજિક, આર્થિક, રાજકીય, બૌદ્ધિક વગેરે સર્વ દાસ્યોમાંથી મુક્ત કરે, રસવૃત્તિને વિલાસમાંથી મુક્ત કરે, શક્તિને મદમાંથી મુક્ત કરે, આત્માને કૃપણતા કે અહંકારના પંજામાંથી મુક્ત કરે, તે જ વિદ્યા — તે જ 'કેળવણી'.

अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः એ વસ્તુસ્થિતિ છે. એમાંથી જે મુક્તિ આપે તે વિદ્યા.

મોક્ષ અથવા સ્વતંત્રતા એ આપણો ધાર્મિક, સામાજિક અને આર્થિક આદર્શ છે, કેળવણીનો પણ એ જ આદર્શ છે. આજીવિકાની સ્વાધીનતામાં જ જન્મસાફલ્ય છે, પરાધીનતાથી મરણ કંઈ જુદું નથી, એવો આપણા પૂર્વજોનો નિશ્ચય છે.

एतद्धि जन्मसाफल्यं यदनायत्तावृत्तिता ।
ये पराधीनतां यातास्ते चेज्जीवन्ति, के मृताः ? ।।

માટે કેળવણીથી જન્મસાફલ્ય કરવું હોય તો સ્વતંત્ર આજીવિકાનો પ્રશ્ન કેળવણીએ ઉકેલવો જોઈએ. આયત્તવૃત્તિનું મરણ કેળવણીથી ન ટળે તો એ કેળવણી શાની? પણ કેળવણી માણસની પોતાની આજીવિકા જ આપે એટલું બસ નથી. જંગલનાં પશુ પણ સ્વતંત્ર રહીને પોતાની આજીવિકા મેળવે છે. કેળવણીને લીધે પરોપકાર કરવાની વૃત્તિ પેદા થવી જોઈએ. જે સમાજમાં આપણે રહીએ છીએ તે

સમાજની — એકલા માનવી સમાજની નહીં પણ આખી જીવસૃષ્ટિની સેવા કરવાની વૃત્તિ અને શક્તિ કેળવણી આપણને ન આપે તો કેળવણીએ આપણને માણસ બનાવ્યા નહીં ગણાય.

यन्न भूतहितार्थाय तत्पशोरिव चेष्टितम् ।

કેળવણીથી ધર્મબુદ્ધિ (Conscience) જાગ્રત થવી જોઈએ (ધાર્મિક). કેળવણીથી કુવાસનાનો નાશ થવો જોઈએ (નૈતિક). કેળવણીથી સર્વ જાતનું જ્ઞાન મળવું જોઈએ (બૌદ્ધિક). તો જ કેળવણીથી મોક્ષનો આદર્શ સચવાય (આધ્યાત્મિક).

श्रुत्वा धर्मं विजानाति श्रुत्वा त्यजति दुर्मतिम् ।<br>
श्रुत्वा ज्ञानमवाप्नोति श्रुत्वा मोक्षं च विन्दति ।।

લોકોની નીતિમત્તા પોલીસખાતું રાખવાથી અથવા ગામડે ગામડે ન્યાયની અદાલત સ્થાપવાથી જળવાતી નથી. સાચી કેળવણીથી જ તે કામ થાય છે. જો સમાજમાં ધર્માધર્મનું જ્ઞાન અથવા ન્યાયબુદ્ધિ ઓછાં થયાં હોય તો રાજાએ જાણવું કે કેળવણીમાં ખામી છે. ધર્માત્મા રાજાએ હંમેશાં જાગ્રત રહીને સાચી કેળવણી આપવી જોઈએ.

धर्माधर्मौ न जानाति लोकोऽयं विद्यया विना ।<br>
तस्मात्सदैव धर्मात्मा विद्यादानपरो भवेत् ।।

બ્રાહ્મણનું જીવન ધર્મને માટે છે (स तु धर्मार्थमुत्पन्नः) માટે તેના જ હાથમાં કેળવણીનું કાર્ય હતું. એક રાજા કહે છે:

विप्रोऽपि यो भवेन्मूर्खः स पुराद् बहिरस्तु मे ।<br>
कुंभकारोऽपि यो विद्वान् स तिष्ठतु पुरे मम ।।

જેની પાસેથી આપણે કેળવણી મેળવીએ છીએ — પછી તે કેળવણી ગમે તે જાતની હોય — તેનો ધર્મ ધીમે ધીમે આપણામાં ઊતરે છે. અંગ્રેજો આપણને વટલાવતા નથી, પણ અંગ્રેજી કેળવણીને લીધે આપણી વૃત્તિ પ્રૉટેસ્ટંટ ક્રિશ્ચિયન થતી જાય છે એમ સૂક્ષ્મદૃષ્ટિએ જોતાં આપણી ખાતરી થશે. પ્રૉટેસ્ટંટ વૃત્તિમાં સંયમ અને તપસ્યાની પ્રતિષ્ઠા ઓછી છે. આપણા જૂના આદર્શમાં વિદ્યા અને તપ બંનેનું મહત્ત્વ સરખું હતું. તપમાં જ સામર્થ્ય છે તે આપણા લોકો જાણતા. તેઓ તો એટલે સુધી કહે છે કે विद्यातपोविवृद्धचर्थम् । તપ એટલે ખડતલપણું, તપ એટલે ઇન્દ્રિયનિગ્રહ, તપ એટલે સંકલ્પબળ, તપ એટલે ઉદ્યમ, તપ એટલે પ્રાણ અને વીર્ય; તપ એટલે અવિશ્રાન્ત ઉદ્યોગ, તપ એટલે દુષ્ટ વાસનાઓનો નાશ, तपसा किल्विषं हन्ति विद्ययामृतमश्नुते । અને તેથી જ तपो विद्या च विप्रस्य निःश्रेयसकरं परम् ।। વિદ્યા તેજસ્વી હોવી જોઈએ. ગમે તે પરિસ્થિતિમાં પોતાનો અભ્યુદય કરી લેતાં કેળવાયેલા માણસને આવડવું જોઈએ.

सविद्यः पुरुषः श्रेष्ठो यन्न कुत्रापि तिष्ठति ।<br>
तत्रैव भवति श्रीमान् पूजापात्रं च भूभुजाम् ।।

છતાં શ્રીમાન થવાની અથવા રાજદરબારમાં પૂજાપાત્ર થવાની તેની ઇચ્છા નથી.

હોતી. જેને સાચી કેળવણી મળી છે તે આપત્તિમાં પણ પોતાનું શીલ છોડતો નથી.

आपत्स्वपि न मुह्यन्ति नराः पंडितबुद्धयः ।

ખોટી કેળવણીથી ખૂબ ધન મળતું હોય તોપણ સારો માણસ સાચી કેળવણી જ પસંદ કરે.

निरक्षरे वीक्ष्य महाधनत्वं विद्यानवद्या विदुषा न हेया ।
रत्नावतंसाः कुलटाः समीक्ष्य किमार्यनार्यः कुलटा भवन्ति ॥

માણસને સાચી કેળવણી મળી છે કે નહીં એ જોવાની નીચેની કસોટી પરિપૂર્ણ નથી એવું કોણ કહી શકશે?

निषेवते प्रशस्तानि निन्दितानि न सेवते ।
अनास्तिकः श्रद्‌धान एतत्पण्डितलक्षणम् ॥

કેળવાયેલા માણસે દીનતા ન બતાવવી જોઈએ.

वाग्देवी वदनाम्बुजे वसति चेत् को नाम दीनो जनः ।

સમાજે પણ કેળવાયેલા માણસને દીન દશામાં ન રાખવો જોઈએ. સામાજિક પ્રતિષ્ઠાનો આધાર પાંચ વાનાં ઉપર રહે છે; ધન, ઉચ્ચ કુળ તથા લાગવગ, વય, આવડત અને પાંચમી સાચી કેળવણી. આપણા શાસ્ત્રકારો કહે છે કે કેળવણીને સૌથી શ્રેષ્ઠ સ્થાન આપવું જોઈએ:

वित्तं बन्धुर्वयः कर्म विद्या भवति पञ्चमी ।
एतानि मान्यस्थानानि गरीयो यद्यदुत्तरम् ॥
अकुलीनोऽपि यो विद्वान् स देवैरपि पूज्यते ।

રાજાએ પોતાનું રાજ્યતંત્ર કેળવાયેલા લોકોના હાથમાં જ રાખવું જોઈએ એવો નિયમ હતો. ન્યાયખાતું, કારોબારી ખાતું, એટલું જ નહીં પણ લશ્કરી ખાતું પણ ધર્મનિષ્ઠ કેળવાયેલા લોકોના જ હાથમાં રાખવું એવો નિયમ હતો.

सेनापत्यं च राज्यं च दण्डनेतृत्वमेव च ।
सर्वलोकाधिपत्यं च वेदशास्त्रविदर्हति ॥

કેમ કે જેને આર્ય કેળવણી મળી હોય તે જ ન્યાયથી પ્રજાનું હિત કરે.

आर्यकर्मणि रज्यन्ते भूतिकर्माणि कुर्वते ।
हितं च नाभिसूयन्ति पण्डिता भरतर्षभ ॥

એવી ખાતરી પ્રાચીન કેળવણીના આચાર્યો પોતાના રાજાઓને આપી શકતા.

આવી કેળવણી જ્યાંથી નષ્ટ થઈ ગઈ છે, ત્યાં મનુષ્યજાતિનો ક્ષય કરનાર મહાયુદ્ધો ઉદ્‌ભવે છે. પાશ્ચાત્ય રાષ્ટ્રપૂજાધર્મમાં ઈશ્વરને સ્થાને અહંકાર બેઠેલો છે, તેથી પાશ્ચાત્ય કેળવણીમાં વિનય નથી રહ્યો, કુલીનતા નથી રહી.

विद्या ददाति विनयम् ।

એમ આપણે માનીએ છીએ.

विद्वान् कुलीनो न करोति गर्वम् ।

આસુરી વિદ્યા વિશે કહેતાં એક પ્રાચીન પંડિત કહે છે:

विद्यया विनयावाप्तिः सा चेत् अविनयावहा ।
किं कुर्मः कं प्रति ब्रूमो गरदायां स्वमातरि ॥

દેશમાં આજે મળતી કેળવણીને આ શ્લોક લાગુ નથી પડતો શું ?

સાચી વિદ્યા તો કલ્પલતા પ્રમાણે

किमपि शं पुष्णाति सर्वात्मना मातेव रक्षति । पितेव हिते नियुङ्क्ते । कान्तेव चापि रमयत्यपनीय खेदम् । लक्ष्मीं तनोति । वितनोति च दिक्षु कीर्तिम् । किं किं न साधयति कल्पलतेव विद्या !

માટે જ विद्याधनं सर्वधनप्रधानम् એમ કહેલું છે.

न तत्र धनिनो यान्ति यत्र यान्ति बहुश्रुताः ।

જેમ વિદ્યા ઐહિક અને પારલૌકિક લાભો મેળવી આપે છે તે જ પ્રમાણે મેળવેલી વિદ્યા જન્માંતરમાં પણ ઉપયોગી થાય છે, એવી આપણા લોકોની શ્રદ્ધા છે, અને એ શ્રદ્ધાથી જ ઘરડાઓ પણ બાળકની પેઠે શીખવા બેસે છે.

गतेऽपि वयसि ग्राह्या विद्या सर्वात्मना बुधैः ।
यद्यपि स्यान्न फलदा सुलभा सान्यजन्मनि ॥

કેળવાયેલા માણસનું જીવન વ્યવસ્થિત હોય છે. હમેશાં તે ઉદ્યોગમાં રહે છે. પહેલેથી વિચાર કરીને હેતુપુરઃસર તેનાં કામો થતાં હોય છે. પરિસ્થિતિને કે મનની લહેરને એ વશ નથી થતો. આ દૃષ્ટિથી જોતાં આજના આપણા પદવીધરોમાં કેટલા જણ કેળવાયેલા ગણાય ?

निश्चित्य यः प्रक्रमते नान्तर्वसति कर्मणः ।
अवन्ध्यकालो वश्यात्मा स वै पण्डित उच्यते ॥

આવું જેનું વ્યવસ્થિત જીવન હોય તેને શોક અથવા ભય રાખવાનું કારણ જ ન રહે. કેમ કે

शोकस्थानसहस्त्राणि भयस्थानशतानि च ।
दिवसे दिवसे मूढमाविशन्ति न पण्डितम् ॥

અને વિઘ્નો આવે તોયે કેળવાયેલો માણસ સ્થિતપ્રજ્ઞ હોવાથી પોતાનું કર્તવ્યકર્મ છોડતો નથી. તે તપસ્વી હોવાથી શીત, ઉષ્ણ, ભય અથવા રતિને લીધે મોહ પામીને કર્તવ્યચ્યુત થતો નથી.

यस्य कृत्यं न विघ्नन्ति शीतमुष्णं भयं रतिः ।
समृद्धिरसमृद्धिर्वा स वै पण्डित उच्यते ॥

આવી કેળવણી જ્યારે મળશે ત્યારે જ દેશનો ઉદ્ધાર થશે. આવી કેળવણી શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ અને શિષ્યવત્સલ ગુરુ પાસેથી જ મળી શકે.

गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ।

બીજે સ્થાને લખ્યું છે,

गुरुशुश्रूषया विद्या पुष्कलेन धनेन वा ।

આજે તો આ બેમાંથી એકે નથી.

કેળવણીની પદ્ધતિ વિશે નીચલો શ્લોક સંપૂર્ણ નથી છતાં મહત્ત્વનો છે:

यः पठति
लिखति
पश्यति
परिपृच्छति
पण्डितानुपाश्रयति
तस्य दिवाकरकिरणैः
नलिनीदलमिव
विकास्यते बुद्धिः

આ શ્લોકમાં સૂર્યકિરણ અને કમલવિકાસનો દૃષ્ટાંત કેટલો સમર્પક છે અને કેળવણીની આધુનિક વ્યાખ્યા સાથે કેટલો મળતો છે એ જોવા જેવું છે. ગુરુએ શિષ્યમાં જ્ઞાન રેડવાનું નથી. શિષ્યની બુદ્ધિ એ કંઈ વાસણ કે ઠામ નથી; તે એક કમળ છે, સૂર્યની પેઠે દૂરથી જ પોતાનાં પ્રખરસૌમ્ય કિરણોથી તેનો વિકાસ કરવો છે એ આદર્શ અધ્યાપકોને તેમનો ધર્મ શીખવશે.

વિદ્યાનો મોટામાં મોટો લાભ તો એ છે કે માણસ સ્વાર્થ ભૂલી જાય છે અને તેની દૃષ્ટિ નિર્મળ થાય છે માટે જ વિદ્યાને વિશે

नेत्रं तृतीयं च सा

એમ કહેલું છે. આજની કેળવણી એથી એકદમ ઊલટી છે. નિર્મળ દૃષ્ટિ ઉપર પણ મોહપટલ ઉત્પન્ન કરે એવી છે. આવી કેળવણી શા કામની અને આવું જીવન શા ખપનું?

किं तस्य मानुषत्वेन
बुद्धिर्यस्य न निर्मला ।

બુદ્ધિ નિર્મળ થશે ત્યારે જ રાગદ્વેષ નષ્ટ થશે, મનમાંથી હિંસા નીકળી જશે અને ભૂતમાત્ર ઉપર પ્રેમ ઊપજશે. ભગવાન કહે છે,

आत्मवत्सर्वभूतेषु
यः पश्यति स पश्यति ।

તે જ કેળવાયેલો. તેને વિશે શોક મોહ હોઈ જ ન શકે.

तत्र को मोहः कः शोकः
एकत्वमनुपश्यतः ।

માટે જ કહ્યું છે કે

सा विद्या या विमुक्तये ॥

# સલામતી કે જોખમ

સ્ત્રીઓને અબળા કહે છે, અને સ્ત્રીઓ પણ એ નામ ધારણ કરવામાં કંઈ મગરૂરી માનતી હોય એમ દેખાય છે. શું ઈશ્વરે સ્ત્રીઓને અબળા રહેવાને માટે જ સરજી હશે? આ સવાલનો જવાબ એક જ હોઈ શકે કે 'ના'. છતાં લોકો તરફથી — સ્ત્રીઓ તેમ જ પુરુષો તરફથી 'ના' એ જ જવાબ આવે એવી ખાતરી કોણ આપી શકે? આપણે નાનપણથી છોકરીઓને એવી જ કેળવણી આપીએ છીએ કે પુરુષ તે પુરુષ અને બૈરાં તે આખરે બૈરાં જ. બૈરાંઓથી સ્વતંત્ર રહેવાય જ નહીં. અનાથ સ્ત્રી, વિધવા સ્ત્રી એ તો દુ:ખીમાં દુ:ખી ગણાય, કેમ કે તેનો કોઈ માલિક નથી, પતિ નથી. મુસાફરીએ નીકળવું હોય તો સ્ત્રી એકલી નીકળી ન જ શકે. એનું રક્ષક કોઈ હોવું જોઈએ. સ્ત્રી એકલી ફરે તે સલામતીભર્યું નથી, એટલું જ નહીં પણ તે સ્ત્રીને ન છાજે એવું પણ કૃત્ય ગણાય છે! न स्त्री स्वातंत्र्यमर्हति । તેનો કોઈ ને કોઈ ત્રાણ હમેશાં હોવો જ જોઈએ. આવા વિચારો સમાજમાં એટલા બધા રૂઢ થઈ ગયા છે કે તે અત્યંત સ્વાભાવિક લાગે છે.

પશુકોટિમાં માદા અબળા નથી હોતી. પક્ષીઓમાં પણ માદા દુર્બળ નથી હોતી. પોતાનું અને પોતાનાં બાળબચ્ચાંનું રક્ષણ તે એકલી જ કરી શકે છે. પણ પુરુષે સ્ત્રીને એવી સંગીન કેળવણી આપી અને સ્ત્રીએ પણ તે એટલી શ્રદ્ધાથી ગ્રહણ કરી કે તેની પોતાની ઉપરની શ્રદ્ધા જ રજેરજ ઊડી ગઈ. આવી સ્ત્રૈણ કેળવણી કેટલાયે જમાના સુધી આપણે ચલાવી હશે, અને એને પરિણામે આજે અર્ધોઅરધ દેશ અજ્ઞાન, જડ અને ભારરૂપ થઈ ગયો છે.

પણ કુદરતનો કાનૂન એવો છે કે જેવી કેળવણી આપણે આપીએ છીએ તેવી જ આપણે લેવી પડે છે. જેઓ સ્ત્રૈણ કેળવણી આપે છે તેમની મનોરચના પણ કાળે કરીને સ્ત્રૈણ બની જાય છે. न स्त्री स्वातंत्र्यमर्हति એનો સ્ત્રૈણ અર્થ કરનાર પંડિતોએ ધીમે ધીમે પોતે સ્ત્રૈણ બની એક સ્ત્રૈણ સૂત્ર ઉપજાવી કાઢ્યું: अनाश्रया न शोभन्ते पण्डिता वनिता लताः । આવી સ્ત્રૈણ કેળવણીને લીધે જ આપણે વગર મહેનતે ખાવાનું મળે એવી ઇચ્છા રાખીએ છીએ. આવી કેળવણીને લીધે જ જુવાનીમાં પણ પેન્શનદાતાની ખોળમાં ફરીએ છીએ. આવી કેળવણીને લીધે જ આપણે પઠાણ લોકોનો ડર રાખીએ છીએ. અને આવી કેળવણીને લીધે જ આપણે મોપલાઓના ગાંડપણથી અકળાઈ જઈ બ્રિટિશ બૅયોનેટને પણ વધાવી લઈએ છીએ.

પણ ના, એમ કહેવામાં અન્યાય થાય છે. આ બધું ગઈ કાલ સુધી હતું. આજે જેઓએ સ્ત્રૈણ કેળવણીનો ત્યાગ કર્યો છે તેઓ પોતાના પરસેવાના રોટલાને

જ મિષ્ટાન્ન ગણે છે. તેઓ પઠાણને ભાઈ તરીકે ઓળખે છે; અને મોપલા ભાઈઓ પર તેમની એટલી શ્રદ્ધા છે કે પ્રથમ તો તેઓ મોપલાઓએ ભારે અત્યાચાર કર્યો હોય એમ સ્વતંત્ર પુરાવા વગર માનવા તૈયાર નથી, અને જો મોપલાઓએ કર્યો તેથી દસગણો અત્યાચાર કર્યો હોત તોપણ તેનો ઈલાજ કૌટુંબિક કાયદાઓ પ્રમાણે જ કરવા માગે છે. સંસ્કૃત કાવ્યોમાં એવું વર્ણન આવે છે કે આકાશમાં જ્યારે વાદળાંનો ગડગડાટ થાય ત્યારે લલનાઓ 'ત્રાહિ મામ્ ત્રાહિ મામ્' કરી પાસે ઊભેલા તરુણના વક્ષઃસ્થલનો આશ્રય લેતી હતી; અને તેથી આ સ્રૈણ સ્વભાવને ઓળખી કેટલાએક યુવકગણ સ્રી રૂસણું લઈને બેસે ત્યારે મેઘગર્જનાની પ્રાર્થના કરતા! આજે નોકરશાહી પણ કમજોર અસહકારીઓને વશ કરવા ખાતર મોપલા ઉત્પાતને સુધ્ધાં વધાવી રહી છે, અને પોતે આપેલી સ્રૈણ કેળવણી ઉપર તેનો એટલો વિશ્વાસ છે કે મોપલાઓવાળી દલીલ જાણે રામબાણ અસ્ત્ર હોય એમ તેને વાપરે છે; અને આપણામાં પણ કેટલાક લોકો હજુ એવા રહ્યા છે કે જેઓ 'પરદેશી લોકો જેમાં આપણું રક્ષણ કરે એવું સ્વરાજ્ય' ઈચ્છે છે. જેણે સ્રૈણ કેળવણી લીધી છે તેની સ્વરાજ્યની કલ્પના પણ સ્રૈણ જ હોય.

સ્રૈણ કેળવણી શરીરશ્રમથી ડરે છે. સ્રૈણ કેળવણી કોઈ કાળે જોખમ વહોરી નથી લેતી. સ્રૈણ કેળવણી વિલાસપ્રિય હોય છે. જે સહેલું હોય, ટૂંકું હોય, વગર મહેનતે મળતું હોય, જેને માટે તપ કે યજ્ઞ કરવાં ન પડે તે સ્રૈણ કેળવણીને પસંદ હોય. સ્રૈણ કેળવણી ઉપર-ઉપરના ભભકાના ભુલાવામાં પડે. સ્રૈણ કેળવણી ટૂંકો અને ક્ષણિક સ્વાર્થ જ જુએ છે. સ્રૈણ કેળવણીમાં પુરુષાર્થ ક્યાંથી હોય? મહેનત એ સ્રૈણ સ્વભાવથી વિરુદ્ધ છે.

સ્રૈણ સ્વભાવ એટલે સ્રીસ્વભાવ નહીં. સ્રીઓ તો આજે પણ હિંદુસ્તાનમાં ભારેમાં ભારે તપ અને યજ્ઞ કરે છે. સ્રીઓ જેટલો સંયમ આજે પુરુષમાં હોત તો સ્વરાજ્ય ક્યારનું મળી ગયું હોત. સ્રીસ્વભાવમાં તેજ હોય છે, પણ સ્રૈણ સ્વભાવમાં તેનો પૂર્ણ અભાવ હોય છે. સ્રૈણ સ્વભાવમાં બીકણ 'દૂરંદેશીપણું,' નામર્દ 'ડહાપણ' અને 'સલામતી તરફની પામર દૃષ્ટિ' પૂરેપૂરાં હોય છે.

સ્રૈણ કેળવણીનો ત્યાગ કરવો સહેલો છે, પણ સ્રૈણ કેળવણીને લીધે કેળવેલો સ્રૈણ સ્વભાવ છોડવો સહેલો નથી. આજે દરેક જણ કેળવણીને અંતે સરસ 'કરીઅર' પ્રાપ્ત થાય એમ ઈચ્છે છે. 'કરીઅર'નો ખ્યાલ રાખવો એમાં કશું ખોટું નથી. પણ 'કરીઅર' બે જાતની હોય છે. 'કરીઅર' મરદાની પણ હોય છે અને સ્રૈણ પણ હોય છે. જેમાં મહત્ત્વાકાંક્ષા હોય છે, જેમાં મેળવવાની અને ગુમાવવાની હિંમત હોય છે, જેમાં સંકટ સામે ઝૂઝવામાં જ નિરતિશય આનંદ પામવાની વૃત્તિ હોય છે, જેમાં મરીને કીર્તિરૂપે જીવવાની લાલસા હોય છે, એવી 'કરીઅર' તે મરદાની 'કરીઅર.' જાન જાય પણ ઈમાન ન જાય, ગરીબાઈ ભલે આવે પણ નૂર ન ગુમાવાય, મહેનત ભલે કરવી પડે પણ અન્યાયનો રોટલો ન જ ખવાય — એવો સ્વભાવ તે મરદાની સ્વભાવ. આજે ઘણાખરા વિદ્યાર્થીઓ પીંજણ

કરતાં ટાઈપરાઈટર પસંદ કરે, કાંતવા કરતાં પાનાં રમવાનું વધારે પસંદ કરે. વણવા કરતાં ભાષણ કરવાનું પસંદ કરે અને બીબાં ગોઠવવા કરતાં કારકુન થવાનું વધારે પસંદ કરે. એનું કારણ પણ ગૌણ કેળવણીની અસર જ છે.

મરદાની કેળવણીનો પ્રથમ સિદ્ધાંત એ જ હોવો જોઈએ કે જે મહેનત કરવા તૈયાર નથી તેને ભણવાનો હક નથી. કોઈ પણ વિદ્યાર્થી મજૂર મટી પંડિત ન જ બની શકે. કેળવણી લેવા ખાતર માણસ ધન ભલે ન આપી શકે, પણ કેળવણીને માટે તેણે મહેનત તો આપવી જ જોઈએ. કેળવણી લેનાર માણસ સમાજ પાસેથી અનાજ ભલે લે, પણ તે રાંધવાની મહેનત તો પોતે જ કરે; પોતાનો ભાર ભલે સમાજ ઉપર રાખે, પણ પોતાના જેવા અનેક વિદ્યાર્થીઓને ભણાવનાર ગુરુનો ભાર તો તે પોતે જ ઊંચકે. કેળવણીને પરિણામે માણસ અનેક જાતની આવડત ખૂબ મેળવે, પણ જોખમ વગર જીવવાની આવડત હરગિજ ન કેળવે; કેમ કે જોખમ એ જ જીવનનું રહસ્ય છે અને જોખમ સાથે લડવું એમાં જ જીવનનું વીર્ય રહેલું છે.

# વિદ્વાન કે બહુશ્રુત?

કેળવણીનો આદર્શ શો છે? સામાજિક પ્રતિષ્ઠાનું અને પૈસાદાર થવાનું એક સાધન એટલો જ કેળવણીનો અર્થ આજે લોકોના મનમાં છે; પછી દંભી લોકો ભલે તેને કબૂલ ન રાખે. ધનાય વિદ્યા એ આદર્શ જ્યારથી રૂઢ થયો ત્યારથી વિદ્યાની દુર્દશા શરૂ થઈ છે. જીવનસાફલ્ય શામાં રહેલું છે એ બતાવવું એ વિદ્યાનું મુખ્ય કામ છે. સમાજને કયે રસ્તે દોરવો એનો ખ્યાલ સમર્થ માણસને આવે એટલા માટે વિદ્યાની જરૂર છે. વિદ્યાની પરંપરા જાળવતાં આવડે એ પણ વિદ્યાનું એક અંગ છે.

વિદ્યાના આ આદર્શનો વિચાર કરતાં જૂના બે શબ્દ યાદ આવે છે: 'વિદ્વાન' અને 'બહુશ્રુત'. આ બે શબ્દથી ભિન્ન ભિન્ન પ્રકારની કેળવણી સૂચિત થાય છે. વિદ્વાન માણસ પોતાના વિષયનું સાંગોપાંગ એટલે કે અંગઉપાંગસહિત અને સશાસ્ત્ર એટલે કે ચોક્કસ જ્ઞાન ધરાવે છે. વિદ્વાન માણસ પોતાના વિષયનો ઉદ્દેશ, અન્ય વિષયો સાથેનો એનો સંબંધ, એનો પાયો, એનો ઈતિહાસ, એની શાખાઓ, એના વિભાગ બધું સપ્રમાણ જાણે છે, વિદ્વાન માણસ પોતાના જ્ઞાનનો લાભ બીજાને આપી શકે છે, જિજ્ઞાસુ અને ખંતીલા વિદ્યાર્થીને પોતાના જેવો જ વિદ્વાન બનાવી શકે છે, પોતાના વિષયની દીર્ઘકાળ ઉપાસના કરીને તે વિષયને નવી ઢબે ખીલવી પણ શકે છે, અને પોતાના વિષયની જીવન ઉપર શી શી અસર થઈ શકે છે

એનો પણ એને સ્પષ્ટ ખ્યાલ હોય છે. વિદ્યાપ્રાપ્તિ, વિદ્યાવૃદ્ધિ અને વિદ્યાપ્રચા એ તેનો ત્રિવિધ ઉદ્દેશ હોય છે, અને વિદ્યાવિનિયોગ એ તેનું સમાધા હોય છે.

'બહુશ્રુત' એ જુદી જ કોટિનો માણસ હોય છે. સંસ્કારી જીવન એ તેનું સાધ્ય હોય છે. વિદ્યાને તે સંસ્કારી જીવનનું એક સાધનમાત્ર ગણે છે. વિદ્વાનોને સેવે છે, વિદ્વાનોનો સત્સંગ ખોળે છે; પણ દરેક વિદ્યાનો વિદ્વાન પોતાન વિદ્યાની મહત્તા જેટલી બતાવે છે તેટલી સ્વીકારવા તે તૈયાર નથી હોતો. પણ તેને પોતાના જીવન વિશેની જે કલ્પના હોય તેને મધ્યમાં રાખી તેની કસોટીએ બધા વિષયોને તપાસી તેમને આસપાસ નજીક યા દૂર ગોઠવી દે છે. આલંકારિક ભાષામાં કહીએ તો બહુશ્રુત માણસ પોતાની ઢબે સર્વ વિદ્યાઓનો એક દરબાર ગોઠવે છે. એ દરબારમાં સંસ્કારી જીવન રાજગાદી પર બિરાજે છે અને તેની માન્યતાના પ્રમાણમાં બધા વિષયો સામંતમંડળમાં પોતાનું સ્થાન લે છે. વિદ્વાન વિદ્યાનો ઉપાસક હોય છે, જ્યારે બહુશ્રુત વિદ્યાનો ભોક્તા હોય છે. બહુશ્રુત એટલે અનેક વિદ્યા તે તે વિદ્યાના વિદ્વાનને મુખેથી ધ્યાનપૂર્વક અને રસપૂર્વક સાંભળી તેની અંદર અમુક હદ સુધી પ્રવેશ પામેલો ગૃહસ્થ. અશોક, વિક્રમ, અકબર એ બધા બહુશ્રુત રાજાઓ હતા. બહુશ્રુત માણસ વિદ્યાનો સરસમાં સરસ ઉપયોગ કરી શકે છે, પણ વિદ્યાવૃદ્ધિ કે વિદ્યાપ્રચાર કરવાની શક્તિ તેનામાં આવતી નથી. વિદ્વાન તો મહેનતથી જ થવાય છે. બહુશ્રુત થવું એ એક જાતનો વિલાસ એટલે કે મનરંજન પણ ગણાય. માણસ સારી રીતે બહુશ્રુત હોય તો તેને સદ્વિલાસ ગણીએ. વિદ્યાવૃદ્ધિની દૃષ્ટિએ બહુશ્રુતની વિદ્યા વંધ્યા જેવી પણ નીવડે. બહુશ્રુત હમેશાં સમાજસેવક હોય છે જ એમ નથી. નિજરંજન એ જ એનો પ્રધાન ઉદ્દેશ હોય છે; અને તે પણ અમુક હદ સુધી જ, કેમ કે કેવળ વિદ્યાવિલાસ કરનાર માણસ જોતજોતામાં ભોગક્ષીણ થવાનો જ.

* * *

હાલની આપણી કૉલેજોની કેળવણી પાછળ વિદ્યાનો આદર્શ ઓછો છે; બહુશ્રુતતા એ જ મુખ્ય આદર્શ છે. એને લીધે કંઈક વ્યાપક દૃષ્ટિ કેળવાય છે, અમુક હદ સુધી રસિકતા પણ કેળવાય છે, અને સ્થૂળ ભોગોને ઠેકાણે પ્રતિષ્ઠિત ભોગ ભોગવવાની લાલસા અને આવડત પણ પ્રાપ્ત થાય છે. વિદ્વાન થવા જેટલું રજ જેમનામાં નથી એવા ધનવાન જુવાનોએ એવી જ કેળવણી લેવી જોઈએ. વ્યવહારકુશળ આચાર્યોએ ધનવાન છોકરાઓને એ જ દિશામાં દોરવા [illegible] જેથી તેઓ પોતાના દ્રવ્યનો વિનિયોગ ઓછા[illegible] ...બ રી[illegible] ભોગવિલાસમાં પણ કંઈક ઉચ્ચ સંસ્કાર સાચવે. [illegible] અ[illegible] ની શુદ્ધ સેવાને માટે આટલી અથવા એકલી [illegible] નથી. દિવ્ય દૃષ્ટિ જોઈએ છે, ઉગ્ર દીક્ષા જોઈએ છે [illegible] . જો[illegible]

અશોક રાજામાં એ બધી વસ્તુઓ હતી અને તેથી જ તે પોતાને અને પોતાની પ્રજાને વિધાતાને વેગે આટલે ઊંચે ચડાવી શકયો.

* * *

જૂના વખતના વિદ્વાનો પોતપોતાના વિષયમાં એટલા તો પ્રવીણ અને મશગૂલ રહેતા કે જાણે તેઓ એક જ વિષય જાણે છે એમ લોકોને લાગતું; અને તેથી જૂની કેળવણી એકાંગી રહેતી એવો એક સર્વસાધારણ ખ્યાલ બંધાઈ ગયો છે. પણ એ વાત સાચી નથી. દરેક સાચા વિદ્વાને પોતાના વિષયને મધ્યમાં રાખી એને લગતા બધા વિષયોનું સારું અને ઊંડું જ્ઞાન મેળવવું પડતું. આપણા પુરાણકારો અને કાલિદાસ કે માઘ જેવા કવિઓ અનેક વિષયોમાં કેટલા પારંગત હતા એની શોધ કર્યા પછી ખાતરી થાય છે કે આપણા મોટા મોટા વિદ્વાનોમાં દરેકની વિદ્યાનું કેન્દ્ર જુદું જુદું રહેતું, પણ એનો પરિઘ જ્ઞાનના સમસ્ત ક્ષેત્ર જેટલો વ્યાપક રહેતો. આપણી વિદ્યાપીઠમાં આપણે ભિન્ન ભિન્ન વિષયોનાં ભિન્ન ભિન્ન મંદિરો સ્થાપી સાહિત્યિક બ્રહ્મચર્યને એટલે કે નિષ્ઠાને છાજે એવો વિદ્વત્તાનો આદર્શ રાખેલો છે. બહુશ્રુતતાને સ્થાન છે, પણ કેવળ વિદ્યાવિલાસનો સંતોષ આપણે વિદ્યાર્થીઓ આગળ રાખતા નથી, અને આપણા કુલપતિએ સા વિદ્યા યા વિમુક્તયે એ આદર્શ આપણે માટે પસંદ રાખી આપણને દિવ્ય દૃષ્ટિ અને ઉગ્ર દીક્ષા આપેલાં છે. આપણું જીવન એ ઉચ્ચ આદર્શને અનુરૂપ કરવાનો આપણે પ્રયત્ન કરીએ.

## પાઠ્યપુસ્તકો

રાષ્ટ્રીય શિક્ષણનો સવાલ એટલે સાડાસાત લાખ ગામડામાં રહેતાં ગરીબ માબાપોનાં છોકરાછોકરીઓના ભણતરનો સવાલ. આપણે જાણીએ છીએ કે આ દેશની એંશી ટકા વસ્તીને પેટપૂરતું ખાવાનું મળતું નથી. ટાઢથી પોતાનું રક્ષણ કરવાને જોઈતાં કપડાં પાસે નહીં હોવાથી તેઓ કીમતી ખાતર — ઘાસ અને છાણ બાળી નાખે છે. મંદવાડમાં દવાપાણીને માટેના પૈસાને અભાવે અને એક દિવસનો પણ આરામ ભોગવવાની જોગવાઈને અભાવે માંદા રહ્યા રહ્યા જ મહેનત કર્યાં કરે છે. એવા લોકોનાં છોકરાછોકરીઓને કેળવવાં હોય તો ખર્ચનો અને વખતનો વિચાર કરવો જોઈએ. જાતજાતનું જ્ઞાન અને માહિતી આપનાર ચોપડીઓનો રાફડો ફાડી આપણે તેમને કેળવી શકવાના નથી. સંગીન જ્ઞાન આપનારી થોડામાં થોડી ચોપડીઓથી કામ ચલાવવું જોઈએ, અને વધારાની માહિતી શિક્ષકે પોતે પાઠ્યપુસ્તકના પાઠો સાથે આપવી જોઈએ.

ખર્ચનો સવાલ ન હોય તોપણ જ્ઞાનના મુખ્ય સાધન તરીકે ગ્રંથવાચનને ન જ મુકાય. બધી ઈન્દ્રિયો કેળવી જાગ્રત રાખી તેમની મારફતે નિરીક્ષણ દ્વારા

જ જ્ઞાન પ્રાપ્ત કરેલું હોવું જોઈએ. ગ્રંથવાચન ઉપર જ બધો આધાર રાખવાથી સ્વતંત્ર બુદ્ધિ ખીલતી નથી અને વિવેચક શક્તિ પણ પાંગળી થાય છે.

ચોપડીઓનો જેમ જેમ આપણે ખર્ચ વધારીએ તેમ તેમ પ્રજા-કેળવણી વધારે ને વધારે સંકુચિત થાય છે, એ કેળવણીકારે હમેશાં ધ્યાનમાં રાખવું જોઈએ. આપણી પાસે જો કેળવણીનું ધ્યેય અને કેળવણીની દિશા ચોક્કસ હોય, તો ઓછામાં ઓછી ચોપડીથી સંગીન કેળવણી આપી શકાય. દર વર્ષે ચોપડી બદલાવવાની ન હોવાથી પ્રાથમિક શિક્ષકોને પોતાની ભણાવવાની કળા ખીલવવી સહેલી પડે. શિક્ષકોના અનુભવના પરિણામે ચોપડીઓમાં સહેજસાજ ફેરફાર કરવો પડે એ વાત જુદી. ચોપડીઓ નાની હોય તો ખંતીલા વિદ્યાર્થીઓ આખી ચોપડી પોતાને હાથે સુંદર અક્ષરોમાં લખી પણ કાઢી શકે. જેમ જેમ ભણતા જઈએ તેમ તેમ ચોપડી લખતા જઈએ એ પદ્ધતિમાં કેટલો ભારે લાભ રહેલો છે એ તો સાચા શિક્ષકો બરાબર જાણે છે.

હાલમાં ઘણી ચોપડીઓમાં એટલી બધી વિગતો આપવામાં આવે છે અને તે એવી રીતે લખવામાં આવે છે કે વિદ્યાર્થીઓને શિક્ષકોની ગરજ જ ન રહે; આને પરિણામે કેળવણી ખર્ચાળ થાય છે એ એક નુકસાન અને યાંત્રિક થાય છે એ બીજું અને મોટું નુકસાન.

ગુરુ-શિષ્યના પ્રત્યક્ષ સંબંધથી અપાતી કેળવણીમાં વિદ્યાર્થીના સંસ્કાર અને લાયકાત પ્રમાણે કેળવણીની પદ્ધતિ બદલી શકાય છે. આવી કેળવણી તે જ સાચી કેળવણી.

ઘણા સારા સારા કેળવણીકારો એ સિદ્ધાંત ઉપર આવ્યા છે કે રાષ્ટ્રીય એકતા દૃઢ કરવી હોય તો કેળવણી દ્વારા ઊછરતી પ્રજા ઉપર ચોક્કસ અને એકરૂપ સંસ્કારો નાખવા જોઈએ. જો કેળવણીમાં અવ્યવસ્થા અને નૈતિક અરાજકતા થાય તો સમાજ સુસંગઠિત થવાનો નથી. માણસને રોજ રોજ નવું નવું સૂઝે છે માટે વર્ષે વર્ષે પાઠ્યપુસ્તકોમાં ફેરફાર થવો જોઈએ એ ખ્યાલ ભૂલભરેલો છે. મનુષ્યનું મન રોજ કાંઈ પણ નવું નવું શોધે છે. નવું નવું માણસને પ્રીતિકર હોય છે એ ખરું પણ તેમાં પ્રગતિ રહેલી છે એમ માનવું બરાબર નથી. હમેશાં કાંઈ ને કાંઈ ફેરફાર શોધ્યા જ કરવા એમાં કેળવણીનો મુખ્ય ઉદ્દેશ ભુલાઈ જાય છે અને સંસ્કારોનું ગાંભીર્ય ઓછું થતું જાય છે.

બેશક, શિક્ષકોને માટે વિવિધ સામગ્રીની જરૂર છે. સંગીન કેળવણી કઈ રીતે અપાય, વિદ્યાર્થીનું ચિત્ત કેવી રીતે પરખાય, તેને જ્ઞાન કઈ રીતે અપાય એ વિશે શિક્ષકોએ દિવસરાત ચિંતન કરવું જોઈએ. શિક્ષકો હમેશાં અનુભવની આપલે કરે એ જરૂરનું છે, તેટલા માટે શિક્ષકોનાં સંમેલનો ભરાય, વિચાર અને અનુભવનો વિનિમય થાય એવું એક માસિક ચાલે અને તે દરેક રાષ્ટ્રીય શિક્ષકને મફત મળે એવી ગોઠવણ થવી જોઈએ.

ટૂંકામાં, જો રાષ્ટ્રીય સાહિત્ય, અને ખાસ કરીને રાષ્ટ્રીય કેળવણીનું સાહિત્ય વીર્યવાન અને ઓજસ્વી રાખવું હોય તો સાહિત્યમાં બ્રહ્મચર્ય દાખલ કરવું જોઈએ. ઉચ્છૃંખલ વિચારોના અને કલ્પનાઓના ફુવારા છોડવાથી અને સાહિત્યનો વિલાસ કરવાથી વાચન વધે, પણ સંસ્કારિતા વધે નહીં. સંસ્કારિતા વધે તોપણ પુરુષાર્થ વધે નહીં.

# સેવાની સૂઝ

ચાર વરસની ઉચ્ચ કેળવણી લીધા પછી સમાજસેવાનો આદર્શ નજર આગળ રાખી ગામડાંમાં જઈ વસવાની ઇચ્છા કરનાર એક ભાઈ લખે છે:

"મને હવે સૂઝી ગયું છે કે શહેરમાં રહી શહેરી ધંધાઓ કર્યે દેશસેવા થવાની નથી. કેળવણીને લીધે નવી દૃષ્ટિ મળી એની સાથે નવી હાજતો અને નવા શોખો વધ્યાં છે. શહેરમાં રહું તો તે બધાં સંતોષવાને મન લલચાય અને બધું જ ફોકટ જાય. એટલે કોઈ નદીને કિનારે નાનકડું ગામડું શોધી ત્યાં ઝૂંપડી બાંધી હું રહી જવાનો. પણ ગામડાંમાં કામ કરવું હોય તો મોટી સંસ્થા થાય જ નહીં. કોઈ ફંડ આપે નહીં, ભીખ માગવા હું તૈયાર નથી, એટલે ગામડામાં જો મારે કામ કરવું હોય તો મારે પ્રથમ સ્વાશ્રયી થવું જોઈએ, એટલે ખેતી કરતાં આવડવી જોઈએ.

આવી વિચારપરંપરાને લીધે હું એવા નિર્ણય પર આવ્યો છું કે કોઈ સારી સંસ્થામાં રહીને મારે ખેતીનું કામ શીખવું જોઈએ. કયાં કયાં રાસાયણિક ખાતરો વાપરવા જેવાં છે વગેરે બધું હું શીખી લઉં. આવી કેળવણી પાછળ ત્રણેક વર્ષ ગાળવાને પણ હું તૈયાર છું. આપ મને કઈ રીતે મદદ કરી શકશો?"

ધારો કે તમે ખેતીની કેળવણી લીધી અને પછી તમને જણાયું કે થોડું કાયદાનું જ્ઞાન પણ જરૂરનું છે, એટલે કહેશો કે હવે કાયદાની નિશાળમાં ત્રણ વર્ષ ભણું. તમારે દેશમાં શું કામ કરવાનું છે તેનો તમને બરાબર ખ્યાલ નથી. ગામડાંમાં ખેતરો સુધારવા માટે તમારે જવાનું છે કે શું? મુખ્ય જરૂર ખેડૂતની સ્થિતિ સુધારવાની છે. ગામડાંઓમાં ખેડૂત લોકો વચ્ચે એક ખેડૂત થઈને રહી શકો એટલે બસ છે. ત્યાં તમે ખેતીની રમત કરો એ ચાલે નહીં. જેમ બીજા ખેડૂતો સાચેસાચી ખેતી કરે છે તેમ તમે પણ કરી શકો એટલી આવડત તમારે જોઈએ છે. તમે ખેડૂતનું જીવન ગાળશો ત્યારે જ તમને તેની મૂંઝવણો અને ઇલાજનો ખ્યાલ આવશે. ખેડૂત અભણ છે, તે દુ:ખ વેઠે છે, પણ તે દુ:ખ ક્યાંથી આવે છે, કોણ આપે છે, અને તેનો ઇલાજ શો એ તે જાણતો નથી. તમારું ભણતર ત્યાં જ કામ આવવાનું. આજે તમારામાં આવડત છે તે વધારવાની જરૂર છે, પણ તે ધીમે ધીમે — જો તમે જાગ્રત હો તો — પોતાની મેળે વધશે.

કેળવણીનો અર્થ એ જ છે કે જે વખતે જે જાતના જ્ઞાનની જરૂર હોય તે વખતે તે જ્ઞાન ગમે ત્યાંથી પોતાની મેળે શોધી કાઢવાની શક્તિ ધરાવવી. તમે તમારું કાવ્યમય ગામડું પસંદ કર્યા પછી એકાદ વરસ કોઈ બાહોશ ખેડૂતના હાથ તળે કામ કરો ત્યાર પછી પોતાની ખેતી પોતે કરવાનું શરૂ કરો. તમારી ભૂલ થતી હોય ત્યાં તમારા પડોશીઓને પૂછો. ખેડૂતો પાસે વેપારીની પેઠે કંઈ ગોપ્યમંત્ર (trade secret) નથી હોતો. ખેડૂતનો સ્વભાવ અદેખો નથી હોતો. તે તમને જરૂર મદદ કરે. તમે તેને મદદ કરો. આ રીતે અનેક ખેડૂતમાંના એક ખેડૂત તમે થઈ જાઓ એટલે ત્યાંના બધા સવાલો એક પછી એક તમારી આગળ ઊભા થશે. ખેડૂત જીવનના અને ખેડૂત લોકોના ગુણદોષો તમારા ધ્યાનમાં આવશે. પછી તમે સાચી સલાહ આપી શકશો. શહેરોમાં શું કે ગામડાંઓમાં શું, પાર વગરના વહેમો ચાલી રહ્યા છે. નવા વહેમો દાખલ થતા જાય છે અને જૂના તો નીકળતા જ નથી. સરકારી અમલદારની બીક, ચોરોની બીક, કાબૂલી કે સિંધી ડાકુની બીક, નાણાં ધીરી 'વીસ સવા ત્રીસ' કરનાર શરાફની બીક; અને આટલી બીક જાણે ઓછી હોય તેમ અસંખ્ય મેલા દેવો અને રાક્ષસોની બીક, શાકિની ડાકિની ભૂત પ્રેત, ઝંડ શિકોતર વગેરે કલ્પેલી સૃષ્ટિમાંના જાલિમોની બીક, આવી અનેક બીકોને આપણા લોકો વળગી રહે છે. આ પ્રાણીઓ વિશે કોઈના મનમાં પ્રેમ કે ભક્તિ તો હોય જ નહીં, છતાં તેમને વિશે ભલૂંબૂરું બોલવાની પણ કોઈની હિંમત જ નથી ચાલતી. બળિયા સામે બોલાય જ કેમ ? પગલે પગલે આટઆટલા પાળિયાની પૂજા કરતાં છતાં લોકોમાં હિંમત જ આવતી નથી. દૂરંદેશી અને ડહાપણ એ સદ્‌ગુણ ગણાય છે. બહાદુરી, અનાથનું રક્ષણ, અને જોખમ ખેડવાની તૈયારી એ તો ગાંડપણમાં જ લેખાય છે. આવા સમાજમાં કઈ રીતે કામ કરવું એનું જ્ઞાન તમને ખેતીની કૉલેજમાં મળે નહીં. રાસાયણિક ખાતરો વાપરી પરદેશ ઉપર આધાર રાખવાની પરાવલંબી કેળવણી તો ત્યાં જરૂર મળશે.

ગામડામાં જઈ કાયમના રહેવાનો તમારો નિશ્ચય શુભ છે. તે તમે તુરત જ અમલમાં મૂકો, અને પછી કશી ધમાલ કે પ્રચારકાર્ય કર્યા વગર પણ તમે સમાજ-ની ઉત્તમમાં ઉત્તમ સેવા કરી શકશો. ચાલુ હિલચાલ સાથે અને વિચારપ્રવાહ સાથે તમારો સંબંધ તો હશે જ, એટલે પ્રસંગે પ્રસંગે શું કરવું એનો ખ્યાલ તમને આપોઆપ મળી રહેશે.

## કેવળ કેળવણી

નેપોલિયન બોનાપાર્ટે જ્યારે ઇજિપ્ત ઉપર ચડાઈ કરી ત્યારે તેણે એ અજાણ્યા મુલકમાં શાસ્ત્રીય અને ઐતિહાસિક શોધ કરવા માટે કેટલાક ભારે પંડિતો પણ પોતાની સેના સાથે રાખેલા હતા. ઇજિપ્તના અરબી ઘોડેસવારોની

યુદ્ધનીતિ કંઈક અજબ હતી. ઘોડેસવારોનાં ટોળાં દેશમાં બધે ફરે અને શત્રુની સેના ક્યાંક જરા ગાફેલ દેખાઈ કે ગમે ત્યાંથી એકદમ ધસી આવી હુમલો કરે. આવી સ્થિતિને પહોંચી વળવા સારુ નેપોલિયને એક નવો વ્યૂહ રચ્યો. પોતાની સેનાનો એક પોલો ચોરસ બનાવી તે ચાલતો. કૂચ કરતી વખતે બધા એક જ દિશા તરફ મોં રાખીને ચાલે, પણ શત્રુ આવવાની ખબર મળે કે આખી સેના તરત જ થોભી જઈ ચારે બાજુના વીરો તે તે તરફ સામું મોઢું કરી ઊભા રહે. એટલે શત્રુને કોઈ પણ બાજુએ આ સેનાની બગલ કે પીઠ મળે જ નહીં. સેના સાથે પંડિતો અને સામાનનો ભાર ઊંચકનાર ગધેડાઓ હોય જ. અરબ ઘોડેસવારો દૂરથી દેખાય કે નેપોલિયન અચૂક હુકમ છોડતો 'ચોરસ બનાઓ; ગધે ઔર પંડિત બીચમેં' (Form square; asses and savants in the centre). નેપોલિયનના સિપાઈઓ ખડખડાટ હસી અનેક વાર તે હુકમનું ઉચ્ચારણ કરતા 'ચોરસ બનાઓ; ગધે ઔર પંડિત બીચમેં.' કેટલીક વાર ફ્રેન્ચ સિપાઈઓ ગધેડાઓને અર્ધપંડિતો કહેતા. આવી મશ્કરી ચાલતી છતાં સિપાઈઓના મનમાં પંડિતો વિશે આદર ઓછો રહેતો નહીં. તેમ જ સેના સાથે ફરતા એ પંડિતો કંઈ ઓછાં કષ્ટ વેઠતા નહીં.

નેપોલિયનના ચરિત્રમાંનો આ એક કિસ્સો છે. સ્વરાજની આપણી હિલચાલમાં રાષ્ટ્રીય શિક્ષણની હિમાયત કરનાર આપણે શિક્ષકોએ આ કિસ્સામાંથી ઘણું લેવા લાયક છે. આપણે સ્વરાજ્યના સૈનિકો થઈશું કે સેનાના આશ્રય પાછળ શોધખોળ કરનાર પંડિતો બની રહીશું ? ગામેગામ ફરી સભાઓ ગજાવનાર વ્યાખ્યાતાઓ કરતાં અને કૉલમનાં કૉલમ લેખો કાંતનાર લેખકો કરતાં રાષ્ટ્રીય શિક્ષણનું કામ ઉચ્ચ છે, વધારે મહત્ત્વનું છે, આપણી હિલચાલને વધારે મદદગાર છે, એમાં શક નથી. પણ આપણે આપણી શક્તિ અને આપણી તપસ્યા સ્વરાજને કાજે ખરચ્યાં હોય તો જ તેનું સાર્થક છે. કેળવણીના ગહન સિદ્ધાંતોની ચર્ચા આપણે કરવી છે જ. માનસશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર, સૌંદર્યશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર બધાંનો ઉપયોગ કરી રાષ્ટ્રીય કેળવણીને શણગારવી છે જ. ખોટી પદ્ધતિએ શીખવીશું તો તેનાં પરિણામ માઠાં આવશે એમાં શક નથી. અને તેથી પદ્ધતિમાં પણ સુધારા કરવા છે જ. પણ એ બધાંનું સ્વરાજને ચરણે નિવેદન થવું જોઈએ. આજની આપણી હિલચાલ કેવળ રાજદ્વારી હિલચાલ નથી. તે રાષ્ટ્રીય હિલચાલ છે. રાજતંત્રમાં આપણો સહેજ પગપેસારો થાય એટલા માટે તે નથી પણ સ્વરાજ માટેની છે. ટૂંકામાં કહીએ તો રાષ્ટ્રીય મોતમાંથી બચી જઈ, ગુલામીનું કલંક ધોઈ કાઢી સમાજમાં ધર્મજીવનના સિદ્ધાંતો દાખલ કરવાની છે; દેવાસુરસંગ્રામમાં દેવોની મદદમાં જવાની છે. રાષ્ટ્રીય શિક્ષકો આવી સેનાને મોખરે હોય. આપણે સેનાથી રક્ષિત એવા ગોષામા ન રહીએ પણ સેનાને ઉત્સાહ અને સલાહ આપતા બધે ફરીએ, ઘાયલોને મલમપટ્ટા કરીએ, તરસ્યાઓને પાણી પાઈએ, હતોત્સાહ થયેલાઓને શૂર ચડાવીએ, લડનારાઓને બંદૂકો ભરી ભરીને આપીએ; અને સંગ્રામ જેમ લંબાતો જાય તેમ તેમ નવી ભરતી કરવા

માટે 'રેક્રુટિંગ ઑફિસર' (ભરતીના અમલદારો) થઈને ગામડે ગામડે લડતનું રહસ્ય સમજાવીએ.

કેળવણી એ કેટલો મહત્ત્વનો વિષય છે; કેટલો પવિત્ર ધંધો છે એ ભલભલા લોકો હજુ જાણતા નથી. લોકો નથી જાણતા કે ધર્મમાં જે શક્તિ છે તે જ કેળવણીમાં છે. સ્વરાજની લડત એ કેળવણીને સોળે કળાએ પ્રકાશી બતાવવાની સુંદર તક છે. આ લડતમાં કેળવણીનો અને કેળવણીકારોનો વધારેમાં વધારે ફાળો હશે તો જ દેશ કેળવણીની કિંમત કબૂલ રાખશે. 'અમે તો કેળવણીકાર: કેળવણી બહાર ધ્યાન ન આપીએ, સ્વરાજ સાથે અમારે લેવાદેવા નથી. રાજદ્વારી લોકો છો રાષ્ટ્રીય હિલચાલમાં માથું મારે. આપણે તો તટસ્થ જ રહેવાના. સ્વરાજનો સવાલ બે દિવસને માટે છે. અમે તો અનંત કાળનો વિચાર કરીએ છીએ. સનાતન સિદ્ધાંત ઉપર ચાલીએ છીએ.' એમ કેટલાક કહે છે તેમને સ્વરાજ એટલે શું એની ખબર નથી. સ્વરાજ ન મળે તો કેળવણીના તમામ સિદ્ધાંતો અને પદ્ધતિઓ ધૂળ છે. પરતંત્રતાનું કલંક માથા પર ધારણ કરી નબળા હૃદયે નબળા છોકરાઓને નબળી કેળવણી આપવી એમાં આપણી, આપણાં બાળકોની અને આપણા ધંધાની વગોવણી છે.

## કેળવણી રાષ્ટ્રીય કે શાસ્ત્રીય

રાષ્ટ્રીય કેળવણીની ઠેકડી કરનાર કેટલાક પૂછે છે કે "શુદ્ધ કેળવણી અને રાષ્ટ્રીય કેળવણી વચ્ચે ફેર શો? શું રાષ્ટ્રીય કેળવણીમાં બે અને બે મળીને પાંચ થાય છે! શું રાષ્ટ્રીય ભૂગોળમાં તિબેટ હિંદુસ્તાનની દક્ષિણે આવે છે? ઑક્સિજન અને હાઇ-ડ્રોજન મળી પાણી થઈ જવાને બદલે બીજું જ કંઈ થઈ જાય છે? રાષ્ટ્રીય કેળવણી એટલે શું? અમે તો એકલી કેળવણી જાણીએ છીએ. કેળવણી આખી માનવજાતિનો સવાલ છે. તેમાં રાષ્ટ્રીયતાની સંકુચિતતા ક્યાંથી હોય?"

આટલો જબરદસ્ત પૂર્વપક્ષ થયા પછી ઉત્તરપક્ષ શો હોઈ શકે!

દરેક સમાજની મનોરચના ભિન્ન હોય છે, પરંપરા ભિન્ન હોય છે, સામાજિક આદર્શ ભિન્ન હોય છે, એટલું જેઓ કબૂલ રાખે છે તેમની સાથે તો રાષ્ટ્રીય શિક્ષણની વાત થઈ શકે છે જ. પણ જેઓ એમ કહે કે "જેમ દરેક ઠેકાણે ભૌતિક પદાર્થો સરખા હોય છે, અનાજ, પાણી, હવા બધે એક જ છે, તેમ મનુષ્યનો સ્વભાવ પણ એક જ છે. સ્વભાવભેદ એ તો વર્ણાશ્રમવાદી હિંદુઓનો અને ઓગણીસમી સદીના યુરોપિયન લોકોનો વહેમ છે. સાચું કહેતાં પરિસ્થિતિભેદ કાઢી નાખીએ તો બધે બધા લોકો સરખા છે." તેમને પણ જવાબ આપવો કઠણ નથી. પાણી પાણીમાં પાણી તરીકે ફેર નથી એ ખરું, છતાં સમુદ્રનું પાણી પીવાના કામમાં નથી આવતું અને અમુક ઝરણાનું પાણી અમુક રોગ ઉપર દવા તરીકે કામ આવે છે. અનાજ,

અનાજમાં ફેર નથી એ ખરું, છતાં માણસો એકાએક પોતાના ખોરાકમાં ફેરફાર કરી શકતા નથી. અને અમુક અનાજ ન ખાનારને અમુક રોગ ઓછો થાય છે એ પણ આપણે જાણીએ છીએ. અને હવાફેરને માટે સેંકડો રૂપિયા ખરચી પહાડો ઉપર દોડવાના જમાનામાં હવા હવા વચ્ચે પણ ફેર હોય છે એ સિદ્ધ કરવા માટે કશી દલીલની જરૂર નથી. એ જ પ્રમાણે સમાજ સમાજ વચ્ચેના સ્વભાવભેદનું પણ સમજવું. માણસમાં સ્વભાવભેદ કબૂલ ન રાખવો એ તો આજ સુધીના ઈતિહાસનો ઈનકાર કરવા બરોબર છે. અમુક રીતે મનુષ્યસ્વભાવ સર્વત્ર એકરૂપ જ છે એ વાત સાચી છે; અને તેથી જ માણસ બીજા માણસની વાત સમજી શકે છે, એકબીજા પાસેથી શીખી શકે છે અને ગમે તે આદર્શ પોતાની દૃષ્ટિ આગળ રાખી કાળે કરીને માણસ તેને પહોંચી શકે છે. મોક્ષનો માર્ગ એક જ હોઈ શકે, પણ કેળવણીના માર્ગ જેટલી જાતની પ્રકૃતિ તેટલા પ્રકારના હોય છે, કેમ કે આત્મામાં ભેદ ભલે નથી પણ પ્રકૃતિમાં તો છે જ.

આ સવાલ આપણે એક કોરે મૂકીએ તોપણ દરેક વિષયના અધ્યયનમાં તે તે વિષયની ખોજમાં અને તેની ઉપાસનામાં રાષ્ટ્રસ્વભાવ પ્રમાણે ફેર પડે છે જ. ગણિતાદિ તાર્કિક શાસ્ત્રમાં વખતે ફેર ન હોય. વનસ્પતિ અને પ્રાણીશાસ્ત્ર જેવા શાસ્ત્રમાં ફેર નહીં જેવો હોય. પણ સાહિત્યશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર વગેરે જેવાં મનુષ્યવિષયક શાસ્ત્રમાં તો બહુ જ મહત્ત્વનો ફેર પડી જાય છે. ગણિતશાસ્ત્ર બધે ભલે સરખું હોય, પણ જે દિશામાં આપણું જીવન વહે તે દિશામાં જ તે આપણે ખીલવવાના. યજ્ઞની વેદી તૈયાર કરનાર બ્રાહ્મણો ક્ષેત્રમાપન અને ત્રિકોણમિતિ એક ઢબે ખીલવે તો નાઈલ નદીની રેલ આવી ગયા પછી સર્વત્ર જળબંબાકાર થયેલી જમીનમાંથી ખેડૂતોની જમીન દર વર્ષે વહેંચી આપનાર મિસર દેશના લોકો ભૂમિતિ બીજી રીતે ખીલવે.

પ્રાણીશાસ્ત્રમાં પણ ગોમાંસભક્ષક લોકો અને ગોપૂજક લોકો એક જ ઢબે શોધ ન કરે. હિંદુસ્તાનમાં આટલી બધી જાતનાં પક્ષીઓ છે પણ આપણે તો તેમના રંગ અને કંઠ જાણવા કરતાં વધુ જાણવાને ઈંતેજાર નથી હોતા. ખેડૂતો વધુમાં એટલું જાણવા ઈચ્છે કે કયાં પક્ષીઓ ખેતીને નુકસાનકર્તા છે અને કયાં પક્ષીઓ જીવડાં ખાઈ ખાઈને ખેતીનું રક્ષણ કરે છે. પક્ષીનું ભક્ષણ કરનાર, તેમના માળામાંથી ઈંડાં ચોરીને તેના પર ઉજાણી કરનાર અને તેમનાં પીંછાં ઉખેડી પોતાની ટોપી શણગારનાર લોકોની પક્ષીવિદ્યા વળી જુદી જ હોય છે.

ધર્મપરાયણ જાતિને જીવનસાફલ્ય એક રીતે દેખાય ત્યારે અર્થકામપરાયણ જાતિનું જીવનસાફલ્ય જુદી જ રીતે નક્કી થાય છે. ધર્મપરાયણ લોકોને સામાવાળાનું જીવન ભયંકર અને આત્મઘાતી લાગે, અને પેલા લોકોને ધાર્મિકોનું જીવન મોળું અને નમાલું લાગે. જેવો જીવનનો આદર્શ તેવો જ કેળવણીનો આદર્શ; જેવી જીવન-સાફલ્યની કલ્પના તેવી જ અધ્યયનની દિશા. શિકારદૃષ્ટિવાળા લોકો દુનિયાને એક

દૃષ્ટિએ જુએ, સહકાર વૃત્તિવાળા લોકો જુદી રીતે જુએ. સ્વચ્છંદી લોકોનાં કળા-સંગીત જુદાં, સંયમી લોકોનાં જુદાં.

હૃદયની નીતિમાં આદર્શની ભિન્નતાને લીધે જેમ ફેર પડે છે તેમ પરિસ્થિતિને લીધે પણ ફેર પડે છે. તરસ્યો માણસ સુગંધને ચાહતો નથી. એનો પ્રયત્ન સર્વત્ર પાણી મેળવવા તરફ હોય છે. તેમ પરતંત્ર દશામાં પડેલો સમાજ પહેલું અને છેલ્લું સ્થાન સ્વતંત્રતાને આપે છે. સ્વતંત્રતા ન મળે ત્યાં સુધી તેને બીજું બધું અળખામણું જ લાગવાનું અને તેથી જ તેની બધી કેળવણીમાં સ્વતંત્રતા એ એક જ ઉદ્દેશ રહેવાનો. બંધ ભારખાનામાં પુરાયેલા મોપલાઓને કોઈ સંગીત સંભળાવવા બેસે અથવા સાહિત્ય ઉપર વ્યાખ્યાન આપે તો તેઓ ચિડાઈ જવાના. તે દિવસના પ્રાણાંતિક સંકટ વખતે તો મોપલાઓને એકમાત્ર શુદ્ધ હવાની જ દરકાર હતી. સ્વરાજ્યને અભાવે દેશ 'દિન દુગણા રાત ચોગુણા' અધોગતિએ જાય છે એ જેણે જોયું છે તેને માટે કેળવણીનો ઉદ્દેશ એક જ હોઈ શકે કે, આખી પ્રજાને સ્વતંત્રતા મેળવવા તરફ એકાગ્ર અને સમર્થ કરવી. રશિયાના પીટરની દૃષ્ટિએ જેમ જહાજ બાંધવાની કળા એ જ સર્વોપરી રાષ્ટ્રીય કળા દેખાતી તેમ ગાંધીજીને રેંટિયામાં જ સંસારસુધારો, રેંટિયામાં જ રાષ્ટ્રીય શિક્ષણ, રેંટિયામાં જ સ્વરાજ્ય દેખાય એમાં નવાઈ શી? રાષ્ટ્રવિધાયકની — રાષ્ટ્રપિતાની દૃષ્ટિ હમેશાં આવી જ હોય.

તમે કહો છો કે "ભૂગોળમાં તે રાષ્ટ્રીયતા ક્યાંથી આવતી હશે?" કેમ આવે? ભૂગોળવિદ્યા એ તો અત્યંત આધુનિક વિદ્યા છે અને કેળવણીમાં અગત્યનો વિષય છે. હિંદુસ્તાનનો ઈતિહાસ તપાસીએ તો આપણે જોઈ શકીએ છીએ કે આપણી પ્રજા બધી રીતે બાહોશ હોવા છતાં દુનિયાના અન્ય ભાગો વિશે ગાફેલ રહીને હમેશાં હાર ખાતી આવી છે. આપણા શત્રુમિત્ર કોણ એ આપણે જાણતા નથી. દરેક દેશની શક્તિ અને વૃત્તિ કેવી છે તેનો આપણને ખ્યાલ નથી. દુનિયાના વેપારના પ્રવાહ કઈ દિશામાં વહે છે અને કેવડા મોટા છે એનો ખ્યાલ સરખો પણ આપણને નથી. એ વિશેની દીર્ઘ દૃષ્ટિ ઉત્સાહપૂર્વક અને પ્રયત્નપૂર્વક ખીલવવાની જરૂર છે. પણ તેમાં આપણી સ્વતંત્ર રાષ્ટ્રીય દૃષ્ટિ હોય ત્યારે જ તે કામનું. વેપારપ્રધાન દેશ ભૂગોળની ભાળ એક રીતે રાખે, કૃષિપ્રધાન બીજી રીતે. હિંદુસ્તાન આગળનો મુખ્ય સવાલ જાતિ જાતિ વચ્ચેનો સંબંધ એ છે. ભિન્ન સંસ્કૃતિ, ભિન્ન રહેણીકરણી, ભિન્ન ભાષા, ભિન્ન ધર્મ વગેરે અનેક ભિન્નતા હોવા છતાં કઈ શરતે માણસ એકત્ર રહી શકે અને ભાઈચારો કેળવી શકે એ આપણે જોવાનું રહ્યું. આંતરરાષ્ટ્રીય સમાજશાસ્ત્ર એ દુનિયામાં અત્યંત વિશાળ પણ અણખેડાયેલું શાસ્ત્ર છે. તે ખીલવવાનું કામ આપણે ભાગે આવેલું છે. મધ્ય આફ્રિકામાં વસતી જાતિઓ લો અથવા પ્રશાંત મહાસાગરમાં આવેલા અસંખ્ય બેટોમાંની જાતિઓ લો. તેમની રહેણી, તેમના ધર્મ, તેમના વિચારો વગેરેનું આપણે પ્રામાણિક અને

બને તો પ્રત્યક્ષ જ્ઞાન મેળવવું જોઈએ. આપણી દૃષ્ટિએ ભૂગોળનું નિરીક્ષણ કોઈએ કર્યું નથી. કેમ કે આપણો જે મુખ્ય રસ છે તે બીજી જાતનો નથી.

સર્વધર્મસમન્વય એ પણ આપણી જાતિ આગળનો મહાન પ્રશ્ન છે. કયો ધર્મ ક્યાં ફેલાયો છે, કેમ ફેલાયો છે એ આપણે તપાસવું જોઈશે. ભિન્ન ભિન્ન જાતિમાં એક જ ધર્મ અનેક રૂપો ધારણ કરે છે, એક જ તત્ત્વ ભિન્ન પરિસ્થિતિમાં ભિન્ન ભિન્ન રૂપ ધારણ કરે છે, એ સમજ્યા પછી જ સર્વધર્મસમન્વય અથવા સર્વ ધર્મોનો કૌટુંબિક ભાવ આપણે પેદા કરી શકીએ. આ કાર્યમાં ભૂગોળનું જ્ઞાન ઓછું કામ આવે એમ નથી, અને તેથી જ તે દૃષ્ટિએ પણ ભૂગોળનિરીક્ષણ કરવું જોઈએ.

યુરોપિયન લોકો જ્યારે ભૂગોળની ચર્ચા કરે છે ત્યારે ગોરી પ્રજા ગરમ મુલકમાં કેમ ફાવતી નથી એની જ ખાસ તપાસ કરે છે. લાંબા વખત સુધી ગરમ મુલકમાં રહે એટલે તેનો પ્રાણ ક્ષીણ થઈ જાય છે એ ગોરી પ્રજાએ જોયું છે, અને તેથી જ તેનો ઉપાય શોધવા તે મથે છે. ગરમ મુલકમાં રહેનાર આપણે એ જ વિષયની ચર્ચા આપણા દૃષ્ટિકોણથી કરવી જોઈએ. વર્ણવ્યવસ્થા અને વર્ણસંકરના શાસ્ત્રીય સિદ્ધાંત બાંધનાર આપણે હિંદુસ્તાન બહાર વસતી અને હિંદુસ્તાનના પ્રસંગમાં આવતી જાતિઓનું અધ્યયન ન કરીએ ? અને તેમ કરવું હોય તો તેના પાયા તરીકે શું રાષ્ટ્રીય ભૂગોળવિદ્યા નોખી જ રીતે નહીં ખીલવીએ ?

## કેળવણીકારનું મિશન

લોકમાન્ય તિલકની એક વાત ફરી ફરી યાદ આવે છે. તેઓ કહેતા હતા કે કવિ સ્વયંભૂ હોય છે, કોઈ એને બનાવતું નથી, એ વાત જેટલી સાચી છે તેટલી જ એ પણ વાત સાચી છે કે શિક્ષક અને વર્તમાનપત્રકાર પણ સ્વયંભૂ હોય છે. તેમને એમ થવું જોઈએ કે દુનિયાને આપવા જેવું કંઈ મારી પાસે છે અને તે ન આપું તો દુનિયા ડૂબી જશે. જેણે આખા જીવનનો વિચાર કર્યો હોય, આપણાં સામાજિક જીવનને માટે આપણે પોતે જવાબદાર છીએ એ જેના મનમાં ઠસી ગયું હોય તેનામાં જ લોકમાન્ય કહે છે તેવી વૃત્તિ ઉદ્ભવી શકે.

કેળવણી એ જીવન માટે છે, જીવનવ્યાપી છે એટલું જેનાં મનમાં ઠસી ગયું છે તે જ સ્વયંભૂ શિક્ષક છે. કેળવણીના સિદ્ધાંતો, કેળવણીના વિષયો અને કેળવણીની પદ્ધતિઓ એ બધી જીવનને માટે છે; જીવનને સાર્થ, સમૃદ્ધ અને સફળ કરવા માટે છે. જાનમાં આવેલા જાનૈયા જો ભીડ કરી વહુ અને વરને ઘરમાંથી કાઢી મૂકે તો કેમ ચાલે ? તેમ જ જીવનનો વિચાર કોરે મૂકી કેળવણી આપવા કોઈ મથે તો તેમાં તે કેમ ફાવે ? છતાં છેલ્લાં સો-પચાસ વર્ષમાં આપણે બીજું શું

કરતા આવ્યા છીએ! આપણા સમાજસેવકોએ કેળવણીને જીવનચર્ચામાં પ્રમુખ-સ્થાન આપ્યું નથી, અને આપણા કેળવણીકારોએ પોતાની ચર્ચામાં જીવનરહસ્યને સ્થાન આપ્યું નથી! તેથી કેળવણી પાછળ પૈસાનો અને બાળકોનો મોટો ભોગ અપાયા છતાં સમાજ કેળવણીમાં જાગતો રસ લેતો થયો નથી અને કેળવણીમાં પણ રસ જામ્યો નથી. પછી સ્વયંભૂ શિક્ષકોનો ફાલ દેશમાં આવે જ ક્યાંથી?

જે કાળને આપણે આધુનિક સમય કહીએ છીએ એ કાળમાં આખા સામાજિક જીવનને હચમચાવી મૂકે એવી ત્રણચાર હિલચાલો થઈ ચૂકી છે. લોકોના પગ તળે કશો આધાર રહી ન શકે એવા મોટા મોટા રેલા આવી ગયા છે અને તેની અસર આપણા જીવન ઉપર આપણે પૂરેપૂરી જોઈ શકીએ છીએ. ધાર્મિક સુધારકો આપણે ત્યાં પાકયા એમણે આપણા ધાર્મિક વિચારો અને ધર્મજીવનનું એટલું મંથન કર્યું કે એને પરિણામે આપણું પોતાનું એવું કંઈક રહે છે કે નહીં એ વિશે પણ સમાજ સાશંક થયો. પણ એ મંથનને પરિણામે સ્વામી વિવેકાનંદ, રામતીર્થ, અરવિંદ ઘોષ, ગાંધીજી જેવા ધર્મસુધારકો આપણે ત્યાં પાકયા અને તેમણે હિંદુ ધર્મને નવો ઓપ આપ્યો. એટલું જ નહીં પણ અત્યંત ગૂઢ અને સૂક્ષ્મ એવા વિચારો પણ સમાજમાં ફેલાવી તે ઝીલવા જેટલી શક્તિ લોકોમાં તેમણે આણી. ઊંઘતા સમાજને જગાડી, હચમચાવી, અસ્વસ્થ કરી તેને નવે રસ્તે તેમણે ચાલતો કર્યો.

આપણે ત્યાં સમાજસુધારકોનો ફાલ આવ્યો. એમણે પણ જાતિવ્યવસ્થા, લગ્નની રૂઢિઓ, સ્ત્રીઓનું સમાજમાં સ્થાન વગેરે એકેએક સામાજિક પ્રશ્ન ઉપર પોતાની તર્કશક્તિ અને બુદ્ધિનું હળ ફેરવ્યું. આ ખેડાણને પરિણામે જાતિપરિષદો ઊભી થઈ, સામસામો વિરોધ થયો, પણ આખરે સમાજજીવન સૂનું હતું તે જાગ્રત થયું અને સમાજશાસ્ત્ર ઉપર આ લોકો પણ ગંભીરતાથી વિચાર કરવા લાગ્યા.

આપણે ત્યાં રાજકીય વિચારોની ક્રાન્તિ શરૂ થઈ. તેને અંગે રાષ્ટ્રીય મહાસભા કાયમ થઈ. સંસારસુધારો અને રાજકીય સુધારો માંહોમાંહે લડયા. મહાસભામાં વાડાઓ બંધાયા. તેને અંગે રાજકારણી પુરુષો અને લેભાગુ વક્તાઓ દેશને ખૂણેખૂણે પહોંચી વળ્યા, અથવા ફરી વળ્યા કહીએ તો ચાલે. તેમણે દેશના એકેએક માણસને રાજદ્વારી પરિસ્થિતિ અને રાજદ્વારી સિદ્ધાંતો વિશે વિચાર કરતા કરી મૂકયા. મોટી મોટી હિલચાલો ઊભી થઈ અને દુનિયાના રાજકીય વિચારોમાં આપણો પણ ફાળો ઉમેરાયો.

આ ત્રણે રેલામાં વીરતાનું લક્ષણ સ્પષ્ટ દેખાઈ આવે છે. ધર્મસુધારકો ધર્મને નામે મરી ફીટયા છે; સમાજસુધારકો પોતાના જ દેશબંધુઓના તિરસ્કારના અને જુલમના ભોગ થઈ પડયા છે અને મરણ કરતાંયે વિષમ સ્થિતિ મૂંગી ધીરજથી ભોગવી રહ્યા છે. રાજકીય સુધારકોના આપભોગની તો વાત જ શી? સરકારના ગુપ્તચરોની વક્રદૃષ્ટિ, કારાવાસ, દેશવટો, ફાંસી અને સામાજિક બહિષ્કાર એનો જ જાણે મહોત્સવ! આ ત્રણે વીરોને પોતાનો વિષય લોકોને પ્રિય

થશે કે કેમ એવો વિચાર કોઈ કાળે આવ્યો નથી, લોકો આપણું કહેવું કાન દઈને સાંભળશે કે નહીં, આપણી હિલચાલને માટે ફંડની સગવડ થશે કે કેમ એવી ચિન્તા તેમને પડી ન હતી. વીમાની રકમ ઉપર વિધવાની પેઠે જીવવાની ઇચ્છાથી સ્થાયી ફંડની સગવડ કરવા તેઓ બેઠા ન હતા. તેઓ પોતાના ઉત્સાહથી જ ઉત્સાહિત હતા. પોતાના કાર્યના મહત્ત્વ અને સ્થાયિત્વ ઉપર જ તેમનો વિશ્વાસ હતો. લોકો અમારું સાંભળે નહીં એ બને જ કેમ? શું લોકોને જીવવું નથી? સૂતા હોય તો તેમને જગાડીએ, ઊઠવાની ના પાડે તો તેમને ચૂંટી ખણીએ, લોકો ગંભીરવેદી (thick-skinned) હોય તો ટાંકણી ભોંકીએ. પણ જ્યાં સુધી લોકો અમારું માને નહીં ત્યાં સુધી અમે આરામ લેવાના નથી ને બીજાને લેવા દેવાના નથી. આમ તેઓ માનતા આવ્યા છે ને તે પ્રમાણે જીવતા આવ્યા છે. કેળવણી-ના ક્ષેત્રમાં તેમના પ્રમાણમાં આપણે શું કર્યું છે? સ્વતંત્ર રીતે શું કર્યું છે? પ્રાર્થનાસમાજે અને આર્યસમાજે કેળવણીને કંઈક ગતિ આપી, ચાલન આપ્યું. સમાજસુધારકો પોતાના મદદગાર તરીકે કેળવણીને હાથ દે છે અને રાજદ્વારી નેતાઓ પણ પોતાની હિલચાલને ઊંડું સ્વરૂપ આપવા ખાતર અને નવજવાનોમાંથી નવી ભરતી કરવા ખાતર કેળવણીને રાષ્ટ્રીય સ્વરૂપ આપી પોતાની ફોજમાં તેને દાખલ કરે છે. પણ કેળવણીકારોએ પોતે સ્વતંત્ર પ્રયત્ન કેટલા કર્યા છે? આપણે ત્યાં સમર્થ કેળવણીકારો થયા નથી એમ તો નથી જ. પણ જીવનસમસ્તનો વિચાર કરનાર લોકોએ કેળવણીને પોતાનું પ્રધાન ક્ષેત્ર ગણ્યું નથી એમ કહો અથવા કેળવણીકારોએ જીવનની દૃષ્ટિએ વિચાર કર્યો નથી એમ કહો; પણ એટલી વાત સાચી છે કે કેળવણીના ક્ષેત્રમાં નવો ઉત્સાહ, નવું બંડ અથવા નવી ક્રાન્તિ હજી પૂરેપૂરી થઈ નથી અને કેળવણીનો સંદેશો, કેળવણીની સ્મૃતિ કે કેળવણીનું કાવ્ય, એ જનસમાજ આગળ તો રજૂ થયાં જ નથી. સરકારી કેળવણીપદ્ધતિ ઉપર અથવા ગામડાના બિચારા મહેતાની પદ્ધતિ ઉપર ટીકા કરનાર કેટલાક વક્તાઓ અને લેખકો નીકળી આવે છે, પણ એ ટીકા એટલી છીછરી અને અજ્ઞાનમૂલક હોય છે કે તેની સહેજ જનરંજન કરવા ઉપરાંત કશી અસર થતી નથી. કેળવણીનું મહત્ત્વ, કેળવણીની અસર અને કેળવણીની શક્તિ વિશે લોકો કશું જાણતા નથી તેમાં નવાઈ નથી. પણ કેળવણીની પરચૂરણ વેચણી કરનાર શિક્ષકો પણ કશું જાણતા નથી એ મોટી દુ:ખની વાત છે.

આપણે પ્રજાને સમજાવવું જોઈએ કે જ્યાં ધર્મસુધારો સફળ થતો નથી, જ્યાં સ્મૃતિઓ કામ કરી શકતી નથી, જ્યાં ઔદ્યોગિક હિલચાલ પંગુ નીવડે છે, જ્યાં સામાજિક સુધારો નિષ્પ્રાણ જણાય છે, અને રાજદ્વારી હિલચાલ પણ થાકી જાય છે ત્યાં આખરે કેળવણી જ મદદગાર થાય છે.

अपबल तपबल और बाहुबल चौथा है बल दाम ।
सूर किशोर कृपा से सब बल हारे को हरनाम ॥

કેળવણીમાં કર્મને હમણાં હમણાં જ સ્થાન મળવા લાગ્યું છે. જૂની કેળવણીમાં અક્ષર અને સ્મૃતિ ઉપર જ આધાર રખાતો. કર્મનું કૌશલ જૂના વખતમાં કેળવાતું નહીં એમ તો કોઈ કહી ન શકે; પણ એ કેળવણીનું ક્ષેત્ર ઓછું ગણાતું. કાળે કરીને છાત્રાલયોમાં સ્વાવલંબન જેવાં તત્ત્વોનો પ્રવેશ થયો, અને પરિશ્રમે કેળવણીની કિનારી પર પોતાનો પગ મૂક્યો. ધીમે ધીમે સંગીત, ચિત્રણ વગેરે શણગારરૂપ કળાઓ કેળવણીમાં દાખલ થઈ, અને હોંશના હુન્નરો પણ એની સાથે આવ્યા. લેખન, વાચન, ગણિત એ જૂનો ત્રિવિધ કાર્યક્રમ જ્યારે અધૂરો જણાયો ત્યારે ભેજું, હાથ અને હૈયું એ ત્રણ અંગોનો સાર્વત્રિક વિકાસ એ જ કેળવણી, એવી વ્યાખ્યા આપણી આગળ ઊભી થઈ. આ રીતે ઇંદ્રિયોના વિકાસનો આદર્શ સાચવવા ખાતર હસ્તકૌશલ તરફ ધ્યાન અપાવા લાગ્યું. પણ તે કેટલું? ઘણે ઠેકાણે એ આગ્રહ નામનો જ દાખલ થયો. અને ઇંદ્રિયવિકાસના આદર્શની જૂના શિક્ષકોમાં તેમ જ વિદ્યાર્થીઓના પાલકોમાં મશ્કરી થવા લાગી. ડંબેલ્સની કસરતની પેઠે નક્કી કરેલી અમુક ક્રિયાઓ કરવાથી કંઈ ઇંદ્રિયોનો વિકાસ થતો હશે? એમ કેટલાક પૂછવા લાગ્યા.

જમાનાનું જોર એવું છે કે આપણે ત્યાં એક આદર્શનો પૂરેપૂરો અમલ કરીએ કે ન કરીએ, બીજો આદર્શ એને સમયે આવીને ઊભો થાય જ છે. અને જેમ કેટલાક વિદ્યાર્થીઓ દર વર્ષે નપાસ થતા જાય છે, અને છતાં ઉપલા ધોરણમાં ચડાવાય છે, તે જ ન્યાયે સમાજને એકે આદર્શ પૂરેપૂરો અમલમાં મૂક્યા સિવાય એથી આગળના સિદ્ધાંત કે આદર્શને માટે તૈયાર રહેવું પડે છે. આખરે પાઘડીનો વળ છેડે આવીને ઊભો રહે છે, અને સાચેસાચો પુરુષાર્થ તે જ ઠેકાણે કરવો પડે છે. ઇંદ્રિયોની કેળવણી, શારીરિક વિકાસ અને હુન્નરની આવડત એ બધું એકત્ર થઈ ઔદ્યોગિક કેળવણીનો આદર્શ ઘડાયો, અને 'ભેજું', હાથ અને હૈયાનું' સૂત્ર કોરે પડી 'સાંસ્કૃતિક કેળવણી કે ઔદ્યોગિક કેળવણી' એ સવાલ ઊભો થયો. હાઈસ્કૂલ-કૉલેજોમાં તો સંસ્કારોની ઉદાર કેળવણી જ મળે. ઇંદ્રિય-વિકાસને પેટે ત્યાં રમત, કસરત અને ચિત્રકળા આદિ લલિત વ્યવસાય ઉપર જ આધાર રહ્યો. અને ઔદ્યોગિક કેળવણીને અર્થે કલાભવનો સ્થપાયાં. બૌદ્ધિક કેળવણીમાં જે ન ફાવે તે કલાગૃહમાં ભણવા જાય, અને બંને બાજુના લોકો આખરે નોકરી જ શોધે, એટલે સુધી આપણે આવી પહોંચ્યા.

સ્વદેશી હિલચાલને અંગે પરદેશ સાથેની હરીફાઈની મહત્ત્વાકાંક્ષા જાગી અને કેટલાક વિદ્યાર્થીઓને પરદેશ મોકલી પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર વગેરે ભૌતિક વિદ્યાઓમાં કુશળ બનાવી તેમની મારફતે આપણે ત્યાં મોટાં મોટાં કારખાનાં ખોલવાના મનોરથો ઘડાયા. પણ પરંપરા સાચવ્યા વગર કંઈ પ્રગતિ થતી હશે? અને પારકી પ્રજાના વારસા ઉપર શું આપણે વેપાર કરી શકવાના હતા? ઇંગ્લંડના પ્રજાકીય પુરુષાર્થનો ઇતિહાસ વાંચીને આપણા ભણેલા લોકો ઉત્તેજિત જરૂર થાય; પણ તેટલા જ્ઞાનથી પ્રજામાં બળ ન રેડી શકે. બળ તો આપણા લોહીમાં વારસામાં

એમ જેમ કવિએ ગાયું છે તેમ આપણે પણ લોકોનાં મન ઉપર ઠસાવવું જોઈએ કે જ્યારે તમામ ઉપાયો હારે છે ત્યારે સાચી કેળવણી, રાષ્ટ્રીય કેળવણી સમાજને માટે સંજીવનીરૂપ થઈ પડે છે.

સંસારસુધારકો જીવનનું ગાંભીર્ય સમજે નહીં, સામાજિક મનોરચનાને ઓળખે નહીં, અને જનસમાજ જડતાને લીધે કશું વિચારવાની જ ના પાડે ત્યાં સમાજમાં નવચેતન ક્યાંથી આવે? રાજકીય હિલચાલમાં જોઈતો સ્વાર્થત્યાગ તથા સંપને માટે જોઈતી એકદિલી જ્યાં સુધી ન આવે અને બધા લોકો જ્યાં સુધી અગવડ વેઠવા તૈયાર ન થાય ત્યાં સુધી સ્વરાજ્ય ન મળી શકે. આત્મા ઉપર દૃઢ શ્રદ્ધા અને પરમાર્થિક જીવનની અભિલાષા ન હોય ત્યાં સુધી ધાર્મિક સુધારો એ તો નવા વિખવાદનું સાધન થઈ પડવાનું. બધી રીતે આવી નબળાઈ જોયા પછી 'ત્યારે શું કરીએ?' એવો જ્યારે સવાલ ઊઠે છે ત્યારે એક જ જવાબ મળે છે કે પ્રજાને પ્રાણદાયી કેળવણી આપો. કેળવણીથી જ રાષ્ટ્ર સજીવન થશે, કેળવણીથી જ પ્રજામાં નવો ઉત્સાહ આવશે, કેળવણીથી જ પ્રજા ઘડપણની કાંચળી કાઢી નાખશે અને તેનામાં જુવાનીનો જોસ આવશે.

પણ એ કેળવણી આપનાર વ્યક્તિ સામાજિક પરિવર્તન, ધાર્મિક મનોમંથન, ઔદ્યોગિક જાગૃતિ અને રાષ્ટ્રીય હિલચાલનું રહસ્ય, તેનો ઇતિહાસ, તેની ખામીઓ વગેરે બધું જાણનાર હોવી જોઈએ: પછી જ ટેકરીને માથે ઊભા રહી સમાજને જગાડવાને તે રણશિંગું ફૂંકી શકે. પછી જ તે લોકોને તેમના હિતાહિતના પ્રશ્નો ઊભા કરી ચેતવી શકે. અને લોકોનું અવધાન મેળવી શકે. 'તમામ આરામ એ હમેશને માટે હરામ છે.' એ મેઝીનીનું વાક્ય કેળવણીકારના મોઢામાંથી જ સમાજે સાંભળવું જોઈએ. કેળવણીકાર જ સમાજને સાવધાન કરી શકે છે; કેળવણીકાર જ આત્મોન્નતિનું સુમુહૂર્ત લોકોને જાહેર કરી શકે છે. આજે કેળવણીકારોનું મુખ્ય કામ પોતાના ઈશ્વરી કાર્યને ઓળખવાનું છે, ઓળખ્યા પછી તેને લાયક થવાનું છે અને લાયક થાય પછી તેની દીક્ષા લઈ એકનિષ્ઠાથી તે કાર્યને સ્વાત્માર્પણ કરવાનું છે.

## નવી કેળવણીનું સ્વરૂપ

એક પ્રખ્યાત વિદ્વાને કહ્યું છે કે મનુષ્યજીવનનું પાકું ફળ એ વિચાર નથી પણ ક્રિયા છે. આપણા લોકોએ એ જ વિચારને વ્યક્ત કરવા સારુ આ લોકને કર્મભૂમિ કહ્યો છે. કર્મ કરવાથી માણસ જીવે છે. કર્મથી જ તેનું ઉદરપોષણ થાય છે. કર્મથી જ બધા પુરુષાર્થો શક્ય થાય છે. કર્મથી જ જ્ઞાનનો સાક્ષાત્કાર થાય છે. અને કર્મથી જ હૃદયમાં નિશ્ચય બંધાય છે.

ઉજળિયાત કોમની ઠાવકાઈ, સ્વાર્થ સાધવાની ચતુરાઈ અને વિવેકનો ઓપ નથી હોતાં એ પણ સાચું. પણ તેમનું ચારિત્રબળ આપણા કરતાં ઊતરતું હોય છે, એમ માનવાનો આપણને અધિકાર નથી. ગરીબોનો ઘરસંસાર દુનિયા આગળ ઉઘાડો હોય છે, એટલે તેમનું નામ વગોવાય છે એટલું જ. ચારિત્રબળ વગર જ બારડોલીના ખેડૂતો સલ્તનત જેવડી મોટી નીચતા સામે ઝૂઝતા હશે? ચારિત્રબળ વગર જ મિલના મજૂરો હડતાળોનાં કષ્ટ વેઠતા હશે? અરે, આપણે એટલું કેમ નથી જોતા કે શ્રમજીવી વર્ગમાં ચારિત્રની સજ્જનતા છે, ધર્મશ્રદ્ધા છે તેથી જ આપણે સુરક્ષિત છીએ, અને એમની મહેનત ઉપર મહાલીએ છીએ? એમની સજ્જનતા બધી એમના અજ્ઞાનને આભારી નથી, પણ પરિશ્રમના પરિચયથી આવતી આત્મનિષ્ઠા અને ઈશ્વરનિષ્ઠાને આભારી છે. શ્રમજીવીઓની સ્વભાવસિદ્ધ ઉદારતા પર આખી દુનિયા નભે છે. ગરીબ, લૂંટાયેલી અને આળસુ પ્રજાને સજીવન કરવી હોય, તેનામાં ધાર્મિકતા આણવી હોય તો તેની શરૂઆત તેને વધારે ને વધારે શ્રમજીવી બનાવવાથી કરવી જોઈએ. ઉદ્યોગ એ સાર્વવર્ણિક વિશ્વધર્મ છે. કેળવણીમાં એને આદ્ય અને પ્રધાન સ્થાન હોવું જોઈએ. સાચા સંસ્કાર તે ઉદ્યોગના. જેને આપણે આજે સંસ્કારિતા તરીકે ઓળખીએ છીએ તે ઘણે ભાગે ઉપરનો શણગાર છે. સાચી સંસ્કારિતામાં હાડપિંજર તો ઉદ્યોગ અને તેની સાથે આવતી ઉદારતા, એ જ છે. ઉદ્યોગના કલેવરમાં જ્ઞાનનો શ્વાસ ફૂંકો અને પ્રેમસમભાવનું ચૈતન્ય રેડો, એટલે પ્રજાકીય કેળવણીનો ઉદ્ધારક અવતાર થયો સમજો. એવી કેળવણી પ્રજા માટે શું ન કરી શકે?

## કેળવણી અને અહિંસા

[કેટલીક નોંધો]

ભૂકંપ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, દુકાળ, દાવાનળ, રેલ, હિમ વગેરે કુદરતી આપત્તિઓ માણસ માટે છે જ. તીડ, ઉંદર, વગેરે આપત્તિઓ એ જ કોટિની ગણાય. આ આપત્તિઓ કોક કોક વાર આવે છે, ઘણો સંહાર કરે છે, પણ અંતે બંધ થઈ માણસને સાંસ લેવાનો વખત આપે છે. બીજી જાતની કેટલીક આપત્તિઓ હોય છે જે માણસે પોતે જ પોતાની મેળે વહોરી લીધેલી હોય છે, જે મનુષ્યસમાજમાં કાયમનું ઘર કરી બેસે છે અને એને લીધે ઘણી હાડમારીઓ વેઠતા છતાં માણસ એને આપત્તિ તરીકે સમજતો કે સ્વીકારતો નથી. આવી મનુષ્યકૃત આપત્તિઓમાં મોટામાં મોટી આપત્તિ તે રાજ્ય છે. આવું રાજ્ય પરદેશી હોય ત્યારે જ તે આપત્તિ છે એમ નથી; સ્વદેશી હો કે પરદેશી — રાજ્યમાત્ર સ્વભાવે જ આપત્તિ છે. એક માણસ બીજા માણસ ઉપર

જે મેળવ્યું હશે ને પુરુષાર્થથી કેળવ્યું હશે તેટલું ખરું. તેની તો શોધ કરી જ નહોતી. પછી તેના પર શ્રદ્ધા ને આધાર રાખવાનો તો સવાલ ક્યાંથી જ આવે?

ઉદ્યોગો ખીલવવા હોત તો આપણે ત્યાં પ્રાચીન કાળથી જે ઉદ્યોગો ચાલતા આવ્યા હતા, અને જે આપણે હાથે કરીને ભાંગ્યા તેનો જ ધીરજપૂર્વક ઉદ્ધાર કરવાનો વિચાર રાખ્યો હોત, અને અંગ્રેજી ભણેલાઓની અંદર જ કામ કરવાની સંકુચિતતા ન રાખી હોત તો સ્વાભાવિક વિકાસ શક્ય થયો હોત. આપણી ખેતી, ઢોરઉછેર, વણાટ, રંગકામ, સુતારકામ, લુહારકામ, કંસારાનો ધંધો, વૈદક, વહાણવટું, શરાફી, શાહુકારી, લોકશિક્ષણની આપણી પુરાણી પદ્ધતિ વગેરે બધું આપણું જૂનું રાષ્ટ્રીય જીવન આપણે જ્યાંથી અવગણ્યું ત્યાંથી ફરી શરૂ કર્યું હોત, અને બધી કોમનાં બાળકોને એમાં ખેંચ્યાં હોત તો એ જ મહાન રાષ્ટ્રીય જાગૃતિ થઈ પડત. પણ આપણે તો અંગ્રેજો પાસેથી અશ્રાદ્ધાની બક્ષિસ મેળવી અંગ્રેજી ન ભણવા પામેલા વર્ગો ઉપર અવિશ્વાસ જ કર્યો. અને જે કંઈ રંગ ચડાવવો હોય તે અંગ્રેજી ધરતી ઉપર જ, એવું નક્કી કર્યું. પારકી સંસ્કૃતિના મિશનરીઓ જેટલી અવગણના ન કરે તેટલી અવગણના આપણે આપણા બહુજનસમાજની અને એની બુદ્ધિશક્તિની કરી. ઉદ્યોગહુન્નરની કેળવણી કાં તો આપણા દેશમાં રૂઢ થયેલા ઉદ્યોગોની ન હોય, અથવા વ્યવહારુ રીતે અપાયેલી ન હોય. પછી તે આગળ વધે શી રીતે? અને કેટલેક ઠેકાણે તો સરકારી ખાતાની બેદરકારીથી, ખર્ચ કેટલું થાય છે, નફો થાય છે કે નુકસાન, એનો જરાયે વિચાર કર્યા વગર, અને ઝીણી ઝીણી વિગતોમાં ધ્યાન આપી બચત કરવાની દાનત રાખ્યા વગર ઉદ્યોગોની કેળવણી અપાઈ. એવી કેળવણી લાંબા વખત સુધી ચલાવવાની શક્તિ કુબેરમાં પણ ન હોય, પછી આપણા દુકાળ, દરિદ્ર અને ખરચાળ સરકારથી પીડાતા દેશમાં એ ક્યાંથી શક્ય હોય?

સાચું જોતાં સંસ્કારની કેળવણી અને ઉદ્યોગની કેળવણી એવો ભેદ જ કરવો જોઈતો નહોતો. જો રાષ્ટ્રમાં સામર્થ્ય કેળવવાની ઇચ્છા હોય, તેજસ્વિતા જગાડવી હોય, દીર્ઘોદ્યોગ ખીલવવો હોય તો અક્ષર અને હુન્નર એ બેને વિખૂટા ન જ પડાય. ઔદ્યોગિક કેળવણી દ્વારા શરીર કેળવાય છે, ઇંદ્રિયોનો વિકાસ થાય છે, આર્થિક મૂંઝવણ દૂર થાય છે, સ્વાશ્રય શક્ય થાય છે, વગેરે લાભો તો છે જ; નિર્વિવાદ છે. પણ ઔદ્યોગિક કેળવણીનો મુખ્ય લાભ તો ચારિત્રની તેજસ્વિતામાં રહેલો છે. ઔદ્યોગિક કેળવણી લેતી પ્રજા ચારિત્રસંપન્ન અને ટેકીલી થાય છે. ઔદ્યોગિક કેળવણીનો એ લાભ આપણે પૂરતો ધ્યાનમાં લીધો નથી.

કેટલાક લોકો પૂછે છે: ખેડૂતો, વણકરો, સુતાર, લુહાર, મિલના મજૂરો અને જહાજ પરના ખલાસીઓ અખંડ ઉદ્યોગ જ કરે છે; તેમનામાં ક્યાં આપણા જેટલું ચારિત્રબળ દેખાય છે? આ સવાલમાં અજ્ઞાન અને ઉદ્ધતાઈ ભરેલાં છે. ઉપર વર્ણવેલા વર્ગોમાં અમુક વ્યસનો ઓછાવત્તા પ્રમાણમાં ફેલાયેલાં છે એ વાત ખરી. તેઓ પોતાનું હિતઅહિત ઝટ નથી સમજી શકતા એ પણ ખરું. તેમનામાં

ઉજળિયાત કોમની ઠાવકાઈ, સ્વાર્થ સાધવાની ચતુરાઈ અને વિવેકનો ઓપ નથી હોતાં એ પણ સાચું. પણ તેમનું ચારિત્રબળ આપણા કરતાં ઊતરતું હોય છે, એમ માનવાનો આપણને અધિકાર નથી. ગરીબોનો ઘરસંસાર દુનિયા આગળ ઉઘાડો હોય છે, એટલે તેમનું નામ વગોવાય છે એટલું જ. ચારિત્રબળ વગર જ બારડોલીના ખેડૂતો સલ્તનત જેવડી મોટી નીચતા સામે ઝૂઝતા હશે? ચારિત્રબળ વગર જ મિલના મજૂરો હડતાળોનાં કષ્ટ વેઠતા હશે? અરે, આપણે એટલું કેમ નથી જોતા કે શ્રમજીવી વર્ગમાં ચારિત્રની સજ્જનતા છે, ધર્મશ્રદ્ધા છે તેથી જ આપણે સુરક્ષિત છીએ, અને એમની મહેનત ઉપર મહાલીએ છીએ? એમની સજ્જનતા બધી એમના અજ્ઞાનને આભારી નથી, પણ પરિશ્રમના પરિચયથી આવતી આત્મનિષ્ઠા અને ઈશ્વરનિષ્ઠાને આભારી છે. શ્રમજીવીઓની સ્વભાવસિદ્ધ ઉદારતા પર આખી દુનિયા નભે છે. ગરીબ, લૂંટાયેલી અને આળસુ પ્રજાને સજીવન કરવી હોય, તેનામાં ધાર્મિકતા આણવી હોય તો તેની શરૂઆત તેને વધારે ને વધારે શ્રમજીવી બનાવવાથી કરવી જોઈએ. ઉદ્યોગ એ સાર્વવર્ણિક વિશ્વધર્મ છે. કેળવણીમાં એને આદ્ય અને પ્રધાન સ્થાન હોવું જોઈએ. સાચા સંસ્કાર તે ઉદ્યોગના. જેને આપણે આજે સંસ્કારિતા તરીકે ઓળખીએ છીએ તે ઘણે ભાગે ઉપરનો શણગાર છે. સાચી સંસ્કારિતામાં હાડપિંજર તો ઉદ્યોગ અને તેની સાથે આવતી ઉદારતા, એ જ છે. ઉદ્યોગના કલેવરમાં જ્ઞાનનો શ્વાસ ફૂંકો અને પ્રેમસમભાવનું ચૈતન્ય રેડો, એટલે પ્રજાકીય કેળવણીનો ઉદ્ધારક અવતાર થયો સમજો. એવી કેળવણી પ્રજા માટે શું ન કરી શકે?

# કેળવણી અને અહિંસા

[કેટલીક નોંધો]

ભૂકંપ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, દુકાળ, દાવાનળ, રેલ, હિમ વગેરે કુદરતી આપત્તિઓ માણસ માટે છે જ. તીડ, ઉંદર, વગેરે આપત્તિઓ એ જ કોટિની ગણાય. આ આપત્તિઓ કોક કોક વાર આવે છે, ઘણો સંહાર કરે છે, પણ અંતે બંધ થઈ માણસને સાંસ લેવાનો વખત આપે છે. બીજી જાતની કેટલીક આપત્તિઓ હોય છે જે માણસે પોતે જ પોતાની મેળે વહોરી લીધેલી હોય છે, જે મનુષ્યસમાજમાં કાયમનું ઘર કરી બેસે છે અને એને લીધે ઘણી હાડમારીઓ વેઠતા છતાં માણસ એને આપત્તિ તરીકે સમજતો કે સ્વીકારતો નથી. આવી મનુષ્યકૃત આપત્તિઓમાં મોટામાં મોટી આપત્તિ તે રાજ્ય છે. આવું રાજ્ય પરદેશી હોય ત્યારે જ તે આપત્તિ છે એમ નથી; સ્વદેશી હો કે પરદેશી — રાજ્યમાત્ર સ્વભાવે જ આપત્તિ છે. એક માણસ બીજા માણસ ઉપર

હકૂમત ચલાવે એને એની મરજી પ્રમાણે પોતાનું જીવન ગોઠવવા ન દે એના જીવનમાં ડગલે ને પગલે ડખલ કરે એ કંઈ નાનીસૂની આપત્તિ નથી. અને છતાં માણસ માને છે કે કોઈ પણ જાતના રાજ્ય વગર એનું સામાજિક જીવન અશક્ય થઈ જવાનું છે.

જ્યાં રાજ્ય આવ્યું ત્યાં મનુષ્યસ્વભાવ બગડી જ જવાનો. હકૂમત ચલાવનાર અને હકૂમત તળે રહેવા તૈયાર થનાર બન્નેનો સ્વભાવ વિકૃત થાય છે. હકૂમત આવી અને કુટુંબ બગડયું. પુરુષ પતિ બન્યો, બાળકો પ્રજા થઈ, આજ્ઞાપાલન એ સ્વભાવ હતો તે કર્તવ્યકર્મ બની ગયું અને કુટુંબતંત્ર એક રાજતંત્ર જેવું થઈ ગયું.

હકૂમત આવી અને ધર્મ બગડયો. ધર્મ તો હૃદયની વસ્તુ છે, આત્માનો પરમાત્મા સાથેનો સંબંધ છે. પણ ગુરુશિષ્યનો સંબંધ માદીકરા જેવો, પિતાપુત્ર જેવો કે ભાઈ ભાઈ જેવો હોવો જોઈએ ત્યાં હકૂમતની ટેવને લીધે રાજાપ્રજા જેવો થઈ ગયો. મધ્યકાળમાં રાજાપ્રજાના સંબંધ ઉપર જ આખો સમાજ રચાયો હતો. અને તેથી માણસજાતની તમામ સંસ્થાઓએ એ જ વાતાવરણ લીધું. અને આજે દુનિયાના તમામ ધર્મો એ જૂના વાતાવરણની જ હાડમારી ભોગવે છે, ગમે તે ધર્મ લો એનું તંત્ર મધ્યયુગીન હોઈ કાલગ્રસ્ત (antiquated) છે. ધર્મ પ્રત્યે આજના અમુક લોકોમાં જે સૂગ છે તેના મૂળમાં આ વસ્તુ જ પ્રધાનપણું ભોગવે છે. દરેક ધર્મ ઊઠીને લોકોમાં ઉદ્ધાર કાર્ય (rescue-work) કરવા મથે છે. પણ પ્રથમ તો આ ધર્મતંત્રનો જ ઉદ્ધાર (rescue-work) કરવાનું ખાસ જરૂરનું છે. આ હકૂમતના વાતાવરણને લીધે જ ધર્મ બદનામ થયો કેમકે તે વિકૃત થયો છે.

હકૂમત આવી અને ગુરુશિષ્ય સંબંધ બગડયો. પછી એ સંબંધ ઉપરથી રચાયેલું કેળવણીતંત્ર બગડયા વગર શી રીતે રહે? આજકાલની કેળવણીનું રૂપ ગમે તેવું હોય પણ કેળવણીનો ખરો ઉદ્ભવ જ ધર્મમાંથી છે. ધર્મસંસ્થાના બધા દોષો કેળવણીમાં આવવાના. રાજ્યસંસ્થાએ ધર્મતંત્ર બગાડયું. તેમ કેળવણીનું તંત્ર પણ પ્રથમ ધર્મતંત્ર મારફતે અને પાછળથી સીધી રીતે ખૂબ બગડયું છે.

કોઈ પણ તંત્ર ગોઠવવા જતાં કાર્યની, ઉદ્દેશની અને સાધનોની વિભાગણી કરવી પડે છે. આ પૃથક્કરણ પદ્ધતિથી જીવન અંતે નિઃસત્ત્વ થાય જ. પૃથક્કરણથી તે તે વિભાગના તજ્જ્ઞો પેદા થાય છે. આ વિશેષજ્ઞો સ્વાભાવિક રીતે અજ્ઞ અને અલ્પજ્ઞ લોકો ઉપર સરસાઈ ભોગવે છે. જ્ઞાની અને કુશળ માણસને અજ્ઞાની અને અણઘડ માણસ ઉપર સરસાઈ ભોગવવાની તક જે મળે છે તે તકનો લાભ લેવાની લાલચ હકૂમતથી ટેવાયેલા માણસથી છોડી શકાતી નથી. અને જે સરસાઈ ભોગવવા કે ટકાવવા માગે છે તે કેળવણીકાર મટી જ જાય છે. કોઈના અજ્ઞાનનો અને કફોડી દશાનો લાભ લેવાની ઇચ્છા સમાજદ્રોહી છે. એમાં નરી પિશુનતા છે. એમાંથી જ સામ્રાજ્યભાવ પેદા થાય છે. એ કેવળ નૈતિક સામ્રાજ્ય હોય અને લગભગ

નિર્દોષ હોય તોયે એનાથી ચેતીને જ ચાલવું જોઈએ. નીતિમાં પણ સ્વરાજ્ય સારું, સામ્રાજ્ય નહીં. નૈતિક સામ્રાજ્યમાં સુરક્ષિત તત્ત્વ એટલું જ છે કે ભૌતિક સામ્રાજ્યો જેમ એકસામટાં એકત્ર રહી શકતાં નથી, તેમ એમનું નથી હોતું. નીતિતત્ત્વો પરસ્પરાનુકૂળ હોવાથી અને એમનું સ્વરૂપ આધ્યાત્મિક હોવાથી તે એકસામટાં એક ઠેકાણે રહી શકે છે. બે ફાનસમાંથી ભિન્ન ભિન્ન રંગના મયૂખો એકબીજાને કાપતા નાખીએ તોય જ્યાં એમનો છેદ છે ત્યાં એકબીજાને નડયા વગર તે આરપાર જઈ શકે છે અને પોતાનું કાર્ય કરી શકે છે. નૈતિક સામ્રાજ્યો અહિંસક હોવાથી આમ એકબીજા સાથે ઓતપ્રોત થવા છતાં પોતપોતાનું અસ્તિત્વ જાળવી શકે છે.

૨

અહિંસા એ જ નીતિ છે, એ જ સદાચાર છે, એ જ ખરું જીવન છે. અહિંસા વગર કેળવણી સંભવે જ નહીં. જ્યાં ભેદ, વિરોધ છે ત્યાં એનો નાશ કરવા માટે ભિન્ન વસ્તુને કાં તો હિંસાથી આત્મસાત્ કરાય અથવા તો અહિંસાથી પરસ્પર ઓતપ્રોત થઈ અથવા આપભોગથી આત્મવિલોપન કરી જીવનધર્મનો વિજય સધાય. કેળવણીએ બીજી પદ્ધતિ સ્વીકારવાની રહી. હકૂમતમાં પહેલી પદ્ધતિ પ્રધાનપણું ભોગવે છે. રાજ્ય અને સ્વતંત્ર કેળવણી એ પરસ્પર વિરોધી તત્ત્વો છે.

હવે આપણે કેળવણીનાં ક્ષેત્રો કયાં કયાં છે એ તપાસીએ. કેળવણી મારફતે આપણે જે જે સાધવા માગીએ છીએ, જે જે આદર્શો સિદ્ધ કરવા માગીએ છીએ, તેને એક વાર ગણાવીએ.

કેળવણી મારફતે આપણે જીવનકળા—જીવવાની અને ફાવવાની કળા સૌથી પ્રથમ કેળવવા માગીએ છીએ. આપણને આરોગ્ય જોઈએ છે, સામર્થ્ય જોઈએ છે, એને માટે જ્ઞાન જોઈએ છે, જ્ઞાન દ્વારા આપણે પ્રગતિ સાધવા માગીએ છીએ. પ્રગતિથી સામર્થ્ય વધશે. સામર્થ્ય વધવાથી સંપૂર્ણતા આવશે. સંપૂર્ણતા એ જ મોટો આનંદ હોઈ એ જ કૃતાર્થતા છે.

એનું વ્યાકરણ તે જ સદાચાર, ધાર્મિકતા, અને શાંતિ છે.

આ કેળવણીનું મુખ્ય સાધન લેખન, વાચન, પઠન, પાઠન કે શ્રાવણ શ્રાવણ એ નથી પણ નિરીક્ષણ, પરીક્ષણ, પ્રયોગ અને ધ્યાન રચના અને યોજના એ જ મુખ્ય સાધનો છે. એ બધાંમાં જો અહિંસા ઓતપ્રોત થઈ જાય તો જ એ કેળવણી પરમ કોટિએ પહોંચી શકવાની છે. આજના પરીક્ષણ અને પ્રયોગો એવા નથી તેથી જ કુદરતનું વિજ્ઞાન વધ્યા છતાં હૃદયની શક્તિ કે કેળવણી અધૂરાં જ રહ્યાં છે.

૩

શરીર એટલે હિંસા. અહિંસા એટલે આત્મા. કેમ કે શરીર હિંસાને ઓળખે છે. હિંસાને જવાબ દે છે. હિંસાથી જ પુષ્ટ થાય છે. આત્માનો સ્વભાવ જ અહિંસા

છે. આત્મા સર્વત્ર એક જ રૂપે અનુસ્યૂત છે. તે એક જ છે. એ ભિન્ન ભિન્ન દેખાય છે એનું કારણ સ્થૂલ સૂક્ષ્માદિ શરીરોના અંતરાય છે. આત્મા અહિંસાને ઓળખે છે, અહિંસાને જવાબ દે છે, અહિંસાથી જ પરિપુષ્ટ થાય છે. આહાર એ હિંસા છે, માર એ હિંસા છે, ભય એ હિંસા છે, મૈથુન એ હિંસા છે, પ્રજોત્પત્તિ એ હિંસા છે, લોભ એટલે ભય એટલે હિંસા. નાસ્તિકતા એ પણ હિંસાનો જ એક પ્રકાર છે. કેમ કે એમાં આત્માનો ઇનકાર રહેલો છે.

એ હિંસામાંથી બચી જવું એનું નામ કેળવણી. તમામ હિંસા પર ક્રમશઃ વિજય મેળવવો એ કેળવણી. અજ્ઞાનમાંથી ઊગરી જઈ જ્ઞાનપ્રાપ્તિ કરવી, દુર્બલતામાંથી ઊગરી જઈ સામર્થ્યપ્રાપ્તિ કરવી અને અસંતોષમાંથી ઊગરી જઈ સમાધાનપ્રાપ્તિ કરવી એ કેળવણીનાં મુખ્ય અંગો છે. બધા માટે જ્ઞાન, સામર્થ્ય અને સમાધાન શક્ય કરવાં હોય તો તે અહિંસાથી જ થાય. અહિંસક સામર્થ્યને આપણે કૌશલ્ય કહીએ છીએ.

## ૪

આવી અહિંસામૂલક કેળવણીનો ઉદ્દેશ અહિંસક હોવો જોઈએ. કેળવણીની પદ્ધતિઓ પણ અહિંસક હોવી જોઈએ. એનાં સાધનો અહિંસક હોય. કેળવણીનો વ્યાપાર અહિંસક હોય અને મસાલો પણ અહિંસક હોય. આમ બધે અહિંસા સાર્વભૌમ હોય તો જ કેળવણી કૃતાર્થ થાય. અધ્યાત્મમાં શું અને કેળવણીમાં શું છેવટે સાધ્ય, સાધક અને સાધના ત્રણે એક જ થઈ જાય છે.

આને માટે અધ્યાપક, સાચો વિદ્યાર્થી હોવો જોઈએ. બધા વિદ્યાર્થીઓનો એ સાથી હોવો જોઈએ — સાથી, સહયાત્રી અને મિત્ર. આવા અધ્યાપક પાસે આગ્રહ પૂરેપૂરો હોવા છતાં ધીરજ અને સહિષ્ણુતા પૂરેપૂરી હશે. એનામાં જબરદસ્તીનું લવલેશ પણ ન હોય. આજનો જમાનો અહિંસક આગ્રહને સમજી શકતો નથી. નિરાગ્રહી માણસ ઉદાર જેવો દેખાય છે પણ ખરું જોતાં એ કોઈ કોઈ વાર નાસ્તિક હોય છે. ઘણી વાર નિર્વીર્ય હોય છે. પ્રસંગે મતલબધર્મી પણ હોય. અનિશ્ચયી સંશયાત્મા અને આત્મહન્ માણસ પણ નિરાગ્રહી જેવો દેખાય. પોતાના વ્યક્તિત્વની — અધ્યાત્મની (પરસનેલિટીની) જે ચોરી કરે છે તે સમાજદ્રોહી છે. એવાને અધ્યાપકને સ્થાને ન જ મૂકવો જોઈએ.

જો અધ્યાપક ખરેખરો અહિંસક હોય તો એના આગ્રહમાં વિદ્યાર્થીઓના વ્યક્તિત્વનો નાશ નથી થતો ઊલટું એમનું વ્યક્તિત્વ ઘડાઈને ખીલી ઊઠે છે. ઉનાળામાં સૂરજ પૂર જોશમાં તપે છે તેથી કાદવ છાણાં સુકાઈ જાય છે, ઈંટો પથ્થર જેવી થાય છે. છતાં એ જ તડકામાં જીવતાં ફૂલો હસતાં જ હોય છે, ડોલતાં જ હોય છે. જીવનરસ મળે ત્યાં સુધી તડકાને કારણે તે કરમાતાં નથી. અહિંસક આગ્રહની અસર આવી જ હોય છે.

આજની હિંસામિશ્રિત મનોવૃત્તિ શુદ્ધ અહિંસક આગ્રહને સમજી શકતી નથી; તેથી પાર વગરની ગેરસમજૂત પેદા થાય છે અને ફેલાય છે એ ખરું. પણ

એનો ઈલાજ એ નથી કે આગ્રહમાત્ર છોડી દેવો. એ ગેરસમજને વટાવી ગયે જ છૂટકો. ત્યાર પછી જ અહિંસાની અસર અને એની સુવાસની ખબર પડશે. જીવનમાં જો ગેરસમજ દૂર ન થઈ તો મરણથી તો થશે જ. અહિંસા એટલે કુરબાની (martyrdom.)

અધ્યાપક, ધર્મસંસ્થાપક અને જન્મદાત્રી મા આ ત્રણે અહિંસા—મૂર્તિ હોય. જીવતા ક્ષમાવાન નબળા દેખાય છે પણ મરી ગયા પછી એ જ સર્વસમર્થ થઈ જાય છે. અહિંસાની એ શક્તિ છે — એ પરિણતિ છે.

આવા અધ્યાપકે પોતાની પદ્ધતિમાં કેટલીક વસ્તુઓ ખાસ ટાળવાની હોય છે. જે સાચો અહિંસક હશે તેને તો આ વસ્તુઓ અંદરથી જ ઊગી જશે. — વિદ્યાર્થીઓને સરકસના કે શરિયતના ઘોડા બનાવવા નથી. શરિયતમાં રસાકસી હોય છે, હરીફાઈ હોય છે, સરસાઈ મેળવવાની હોય છે, એમાં આત્મપરાયણતા નથી હોતી, કૃતાર્થતા નથી હોતી. કેળવણી મારફતે કેવળ ઑફિસિઅન્સીની પૂજા પણ ન કરાય. માણસની સર્વ શક્તિઓ ખીલે એની જરૂર છે પણ એ શક્તિને પ્રભાવી બનાવવાના ખોટા પ્રયત્નમાંથી હિંસાની જ દીક્ષા મળે છે. પ્રભાવિતા ગમે તેટલી આકર્ષક હોય તોયે તે આત્માને કેળવી શકતી નથી. જ્યાં પ્રભાવિતતાની પૂજા આવી ગઈ ત્યાં આત્માની કેળવણી અટકે જ છે. વિદ્યાર્થીનો વાચનપ્રવાહ, જીવનપ્રવાહ અથવા અભિરુચિપ્રવાહ ભિન્ન દિશામાં વહેતો હોય તો અધ્યાપકે ખૂબ ધીરજ રાખવી ઘટે છે. ઉતાવળ કરે, અધીરો થાય તે કેળવણીકાર નથી. મતભેદ પ્રત્યે આદર રાખવો અને આપણાથી જુદા પડનારની પણ શ્રેષ્ઠતા ઓળખવી એ આર્યવૃત્તિની નિશાની છે. કોઈ કોઈ વાર કેટલાક વિદ્યાર્થીઓની પ્રગતિ બહુ ધીમી ચાલે છે. મંદગતિ વિદ્યાર્થી મંદમતિ છે એમ માનવાની ભૂલ અધ્યાપકે ન કરવી ઘટે. અને વિદ્યાર્થી મંદમતિ હોય તોયે એનો ધિક્કાર તો ન જ કરાય, એની નિંદા ન કરાય. ધિક્કાર અને નિંદાથી આત્મા હણાય છે, વિકાસ અટકે છે અને પછી જાતજાતની વિકૃતિઓ પેદા થાય છે. કઈ વસ્તુ, કઈ રીતે અને ક્યે ક્રમે, કેટલા પ્રમાણમાં વિદ્યાર્થીઓ આગળ રજૂ કરવી જોઈએ એ જાણવા જેટલો અધ્યાપક મુહૂર્તજ્ઞ હોવો જોઈએ.

ઘણી વાર વિદ્યાર્થી અધ્યાપકને તરત ઓળખી શકતો નથી. માણસ જેમ અનુભવે જ કુદરતને ઓળખે છે તેમ વિદ્યાર્થી પણ અનુભવે જ શિક્ષકનો સ્વભાવ ઓળખે છે. ત્યાં સુધી શિક્ષકે કુદરતની ધીરજ ધારણ કરવી જોઈએ. એ જ એની મુખ્ય કુરબાની છે. વિદ્યાર્થીને આપવાનો મુખ્ય ખોરાક છે સમભાવ અને આદર. એમાંયે આદર એ જ વધારે મહત્ત્વનો છે.

# અહિંસક જ્ઞાન

બૃહદારણ્યકમાં એક વચન છે:

हृदयेन हि सत्यं जानाति । हृदये ह्येव सत्यं प्रतिष्ठितं भवति ।

જીવનવિદ્યાનો આ એક મહાન સિદ્ધાંત છે. આપણા પૂર્વજોની એ એક અત્યંત કીમતી શોધ છે. આ શોધનો આપણે હજી પૂરતો ઉપયોગ નથી કર્યો. એનું મહત્ત્વ આપણે સમજ્યા જ નથી એમ કહીએ તો ચાલે. આ એક વસ્તુમાંથી એક સ્વતંત્ર દૈવી સંસ્કૃતિનો ઊગમ થઈ શકે તેમ છે. સત્યની શોધ બુદ્ધિ મારફતે નહીં પણ હૃદય મારફતે — ભાવના મારફતે જ થવી જોઈએ. સત્યનું પરમ રહસ્ય હૃદયની કૂંચીથી જ ઉઘાડી શકાય તેમ છે. સત્યનું યથાર્થ સ્વરૂપ લાગણીઓની મદદથી જ પારખી શકાય છે.

કેળવણીશાસ્ત્રમાં તો એ વાત સ્વીકારાય જ છે કે જ્ઞાન આપનાર અને લેનાર બન્ને વચ્ચે પરસ્પર સદ્ભાવ હોય, લાગણીની અનુકૂળતા હોય તો જ જ્ઞાનનો વિનિમય યથાર્થ રીતે થઈ શકે છે. આજના શિક્ષક — વિદ્યાર્થીના બજારુ સંબંધથી માહિતી અને દલીલોની આપલે ભલે થાઓ પણ ગીતા જેને જ્ઞાન તરીકે ઓળખે છે, તે તો હૃદય હૃદયને ઓળખે ત્યારે જ પ્રાપ્ત થઈ શકે છે. ગીતાનું જ્ઞાન એ ફક્ત અંગ્રેજીમાં જેને નૉલેજ કહે છે તે નથી, પણ એ મુખ્યત્વે કલ્ચર છે. કલ્ચર એટલે સંસ્કારિતા, જીવનનું ઘડતર; જીવનનાં સર્વ અંગ અને ઉપાંગોની કેળવણી — કસણી અને ખીલવણી. જે અંદર ઊતર્યું છે, જીવનમાં પ્રગટ થયું છે તે સાચું જ્ઞાન, તે જ સંસ્કારિતા. આવા જ્ઞાનની આપલે હૃદયના અંતઃસ્થ સંબંધથી જ બરાબર થઈ શકે છે.

ગીતામાં જ્ઞાનનું સ્વરૂપ વર્ણવ્યું છે અને એનાં લક્ષણો બાંધ્યાં છે (ગીતા ૧૩, ૭–૧૧) તેમાં અહિંસાને સ્થાન છે. અહિંસા એ સાચા જ્ઞાનનું આવશ્યક સાધન છે. વિજ્ઞાનની આજકાલની જ્ઞાન મેળવવાની કેટલીક પદ્ધતિ ભૂંડી છે, સંસ્કારી છે. એ શિકારી પદ્ધતિ છે. જેમ દુષ્ટ અને અકુશળ પોલીસ અમલદારો તહોમતદારો પાસેથી માહિતી કઢાવવા માટે તેમને મારે છે, ઝૂડે છે, તેવી જ રીતે આજના વિજ્ઞાનશાસ્ત્રીઓ ઘણી વાર કુદરતને અને તેના બાળકને મારીને, કાપીને, વાઢીને, પજવીને અને નિચોવીને તેમનું રહસ્ય જાણી લે છે. ફૂલો શું અને પાંદડાં શું, પશુઓ શું અને પક્ષીઓ શું, દરેકને મારીને — હેરાન કરીને તેના સ્વભાવનું અને જીવનનું શાસ્ત્ર નિર્માણ કરે છે. પૃથ્વીને જાણવા માટે તેને ખોદીને તેનાં આંતરડાં બહાર કાઢે છે. તારાઓ સુધી હાથ નથી પહોંચતા એટલે જ માણસો લાચાર છે. આ

પદ્ધતિએ ઘણી માહિતી મળે છે. કુદરતના કેટલાય નિયમોથી આપણે વાકેફ થઈએ છીએ. છેલ્લાં સો વર્ષમાં વિજ્ઞાનમાં એટલો બધો વિસ્તાર થયો છે કે એક ઈશ્વરની શક્તિ બાદ કરતાં બાકીની બધી શક્તિઓ માણસે મેળવી લીધી છે એમ મનાય છે. વિજ્ઞાનના વિજયથી આપણે અંજાઈ ગયા છીએ. આના કરતાં આગળ જવાય જ નહીં. જ્ઞાનનું સર્વશ્રેષ્ઠ સાધન એ જ છે, એમ ઘણા માનતા થયા છે. વિજ્ઞાનની આ હિંસામૂલક પદ્ધતિ છોડીને અહિંસાના પાયા પર ચણેલું વિજ્ઞાન આપણે ખેડીએ, તો ઈશ્વરની શક્તિ પણ આપણી જ છે.

વિજ્ઞાનનો હું પૂજારી છું. વિજ્ઞાનશાસ્ત્રીઓની એકનિષ્ઠા, તેમની એકાગ્રતા, તેમની તપશ્ચર્યા, સત્યની ઉગ્ર ઉપાસના, તર્કની કર્કશતા અને નિરહંકારી સાધના બધું જ અદ્‌ભુત છે, અનુકરણીય છે. એમની મેળવેલી મૂડીનો આપણે અનેક રીતે ઉપયોગ કરવાના છીએ, પણ વિજ્ઞાનની ઘણી પ્રવૃત્તિ હિંસાદૂષિત છે, એ કબૂલ કર્યા વગર છૂટકો નથી. પ્રાણીશાસ્ત્ર અને વૈદકશાસ્ત્રની શોધખોળ માટે શાસ્ત્રીઓએ ચીરફાડ શરૂ કરી અને ઘણું જ્ઞાન મેળવ્યું. પાછળથી એમણે જોયું કે શરીરના અમુક વ્યાપાર તો પ્રાણ જાય કે તરત બંધ થઈ જાય છે એટલે મુડદાં ચીરીને સાચી અને પૂરતી માહિતી મળતી જ નથી. શોધખોળના ઉત્સાહમાં આ હિંસક લોકોએ ‘વિવિસેક્શન’ શરૂ કર્યું. વિવિસેક્શન એટલે પ્રાણીને કે માણસને ઠાર કર્યા વગર જીવતાં જ એના શરીરના ભાગ ચીરીને ઉઘાડવા અને તેની ચાલતી ક્રિયાઓ તપાસવી. માણસ ઉપરની આવી ક્રિયાઓ તો કાયદાથી બંધ છે, પણ બિચારા જાનવરોનું શું? ઉંદર, સસલાં, બકરાં, ઘેટાં, દેડકાં, બળદ, બધાનો વાલી તો માણસ જ ને? એ વાલીપણાનો આવો ઉપયોગ કરી માણસ પોતાના જ્ઞાનમાં ઉમેરો કરે છે!!

હિંસામાં મુખ્ય દોષ એ છે કે કોઈ પણ પ્રાણીનો ઘાત કરતાં પહેલાં માણસે પોતાના હૃદયનો ઘાત કરવો પડે છે. હૃદયની સર્વોત્તમ લાગણીઓ મારીને નષ્ટ કરે, ત્યારે જ માણસને હાથે હિંસા સંભવે. હૃદયનો જ જ્યાં ઘાત થયો ત્યાં સત્યની શોધ કેટલે દૂર જવાની?

અહિંસાનો રસ્તો આથી સાવ જુદો હોય છે. અહિંસક માણસ કુદરતને કે પ્રાણીઓને પજવવાને બદલે પોતાના જ્ઞાનનાં સાધનો જ શુદ્ધ અને સૂક્ષ્મ કરે છે. એ રીતે આપણા પૂર્વજોએ જે કાંઈ થોડુંક યોગવિદ્યાનું જ્ઞાન મેળવ્યું તે કેળવ્યું હતું. મધમાખો, ગાયો, ઘોડાઓ, વગેરે તો શું પણ ફૂલપાંદડાં પણ પ્રેમની અહિંસક શોધને પોતાનું બધું રહસ્ય અર્પણ કરવાનાં. પ્રેમશક્તિનું એ ક્ષેત્ર ખેડેલું નહીં હોવાથી તેને વિશે આપણો વિશ્વાસ નથી બેસતો.

આપણે આળસુ છીએ, જડ છીએ, પરાવલંબી આયતારામ છીએ, તેથી પશ્ચિમના વિજ્ઞાનના વિસ્તાર ઉપર નભવા માગીએ છીએ. જે દિવસે આપણે આપણી આધ્યાત્મિક સંસ્કૃતિનો સંદેશો સમજીશું અને એ ખીલવવાનો પ્રયત્ન કરીશું, તે દિવસે આપણું વિજ્ઞાન સાવ સ્વતંત્ર અને નવા પાયા પર રચાયેલું

હશે. એમાં કુદરત ઉપર વિજય મેળવી દરેક વસ્તુમાંથી લાભ ઉઠાવવાની વૃત્તિ ન હોય, પણ પરમાત્માના આદ્ય અવતારરૂપી આ સૃષ્ટિની ઉપાસના કરી એ પરમાત્માનાં જ રૂપ એવાં સર્વ પ્રાણીઓની સેવા કરવાનો ઉદ્દેશ હશે; યંત્રો અને ઉપકરણો કુશળતાથી તૈયાર કરવાને બદલે એમાં સૌથી પ્રથમ આપણી વૃત્તિઓ અને શક્તિઓ સ્વચ્છ પ્રસન્ન કરવાનો પ્રયત્ન હશે. અને એ પ્રસાદ દ્વારા જ સર્વજ્ઞાન મળવાનું છે, એટલી આપણી શ્રદ્ધા હશે. એ જ વાત ઉપનિષદ્‌ના ઋષિએ કહી છે :

हृदये ह्येव सत्यं प्रतिष्ठितं भवति ।

# કેળવણીનાં મૂળ તત્ત્વો

અત્યાર સુધી થઈ ગયેલા બધા ઐતિહાસિક યુગોમાં સર્વ સાધારણ એવું કાંઈ તત્ત્વ હોય તો તે સત્તાનું છે. કુટુંબના વડાની સત્તા, ધર્મગુરુની સત્તા, ગુલામોના માલિકની સત્તા, નોકર ઉપર ચાલતી શેઠની સત્તા, શાસ્ત્રોની સત્તા, પરંપરાની સત્તા, સ્ત્રીજાતિ ઉપર ચાલતી પુરુષોની સત્તા, એક રાષ્ટ્રની બીજા રાષ્ટ્ર ઉપર ચાલતી સત્તા એ બધા પ્રયોગો મનુષ્યજાતિએ અજમાવ્યા છે. સત્તાનું સામર્થ્ય જોઈ સત્તાને માટે પડાપડી ચાલી. ધર્મની સત્તા તોડી રાજની સત્તા સ્થાપી. રાજાની સત્તા તોડી પ્રજાની સત્તા સ્થાપી. જમીનદારોની સત્તા તોડી કારખાનદારોની સત્તા સ્થાપી અને તેમનીયે સત્તા તોડી મજૂરોની સત્તા સ્થાપી. પણ ઉપાસના તો સત્તાની જ ચાલી છે. સત્તાનો સ્વભાવ જ એ છે કે તે આંધળી હોય છે, એકાંગી હોય છે, ન્યાય વિશે બેદરકાર હોય છે, અને સ્થિતિપ્રિય હોય છે. યુરોપમાં પ્રૉટેસ્ટંટ લોકોએ પોપની સત્તા તોડી પણ બાઈબલની સત્તા એટલી તો વધારી કે જૂના પ્રૉટેસ્ટંટ લોકોની અસહિષ્ણુતા આપણને આશ્ચર્યકારક લાગે છે. અમેરિકા ગયેલા પ્રૉટેસ્ટંટ લોકો ધર્મની બાબતમાં જેટલા અસહિષ્ણુ હતા તેટલા રોમન કૅથોલિક લોકો પણ વખતે ન હોય. જ્યાં સુધી સત્તાની ઉપાસના ચાલે છે ત્યાં સુધી સત્તાનો આધાર બદલાય, રૂપ બદલાય, પણ એના દોષો એ ને એ જ રહે છે. ભવિષ્યની કેળવણીએ સત્તાનો આધાર જ તોડવો જોઈએ. રાજ્યનું રૂપ કેવું હોવું જોઈએ એ ચર્ચા કરવા કરતાં રાજ્ય જ શા માટે હોવું જોઈએ એ જાતની 'ચૅલેન્જ' કેળવણીએ શરૂ કરવી જોઈએ. ધર્મતંત્ર કેવું હોવું જોઈએ એની ચર્ચા કરવા કરતાં ધર્મતંત્રની જરૂર જ શી છે એ પ્રશ્ન પ્રથમ ઉઠાવવો જોઈએ.

જ્યાં સુધી કેળવણી સત્તાને સ્વીકારે છે ત્યાં સુધી કેળવણી કવાયતકસરત કરતાં વધારે મહત્ત્વ ભોગવવાની નથી. કેળવણીને સાર્વભૌમ બનાવવી હોય અને એ વાટે દુનિયાને નવો રસ્તો દેખાડવો હોય તો કેળવણીમાં સત્તાનો સંપૂર્ણ બહિષ્કાર હોવો જોઈએ. કેળવણીના આદર્શમાં, કેળવણીની રચનામાં, અને કેળવણીની સંસ્થાઓમાં વ્યવસ્થા ગમે તેટલી આગ્રહભરેલી હોય પણ એમાં સત્તાને તો સ્થાન ન જ હોવું જોઈએ. કેળવણીનો પ્રથમ ઉદ્દેશ સત્યની શોધ કરવાનો છે, સત્યનો પ્રચાર કરવાનો છે, સત્યને આત્મસાત્ કરવાનો છે. એ સત્તાથી કોઈ કાળે થાય નહીં. સત્ય અને સત્તાનો વિરોધ આત્યંતિક છે. જ્યાં સત્તા છે ત્યાં સત્ય નિષ્પ્રાણ થાય છે. સત્તાને ઓગાળી નાખ્યા વગર સત્ય પ્રસ્થાપિત થાય જ નહીં.

કેળવણીનું બીજું તત્ત્વ તે શ્રદ્ધા અને નમ્રતા છે. બીજા આગળ શિર ઝુકાવવાની વૃત્તિને લોકો નમ્રતા તરીકે ઓળખે છે. ખરી નમ્રતા એ નથી. મોટેરા જે કહે, શાસ્ત્રો જે કહે તે વગર વિચાર્યે સ્વીકારવાની જડતાને લોકો શ્રદ્ધા તરીકે ઓળખે છે. ખરી શ્રદ્ધા એ નથી. ડૉ. ભાંડારકરે એક વખત શ્રદ્ધાનો અર્થ કર્યો હતો "the open mind". શ્રદ્ધાની આટલી સુંદર વ્યાખ્યા બીજી ન હોઈ શકે. કોઈ પણ વસ્તુ વિશે વગર વિચાર્યે અનુકૂળ કે પ્રતિકૂળ ગ્રહ ન બાંધવો અને એ વસ્તુને અનુભવની કસોટીએ ચડવાની તક આપવી એનું નામ તે શ્રદ્ધા. એ શ્રદ્ધા પાછળ રહેલી નમ્રતા એટલી જ કે આપણે સર્વજ્ઞ નથી. મનુષ્યજાતિનો અનુભવ અલ્પ છે. અનુભવના ક્ષેત્રમાં આજે ન આવી શકે એવી કેટલીયે વસ્તુ પડેલી છે જે આપણા જીવન ઉપર જબરદસ્ત અસર કર્યે જ જાય છે, આપણે ઘણું જાણવાનું છે, સત્યનો નવો નવો સાક્ષાત્કાર કરવાના છીએ એ જાતની અપેક્ષા ને ઉત્કંઠા એનું નામ નમ્રતા. શ્રદ્ધા ને નમ્રતા દરેક વિદ્યાર્થી માટે સ્વાભાવિક હોવાં જોઈએ. એ જ્યાં નથી ત્યાં કેળવણી શકય નથી. શ્રદ્ધા—નમ્રતાનો અભાવ એ જડતાનું એટલે ઘડપણનું લક્ષણ છે.

કેળવણીનું ત્રીજું તત્ત્વ હિંમત ગણાય. કેળવણીનો અર્થ જ એ છે કે આપણે અજ્ઞાનના ક્ષેત્રમાં મુસાફરી કરવા માગીએ છીએ. જે સમુદ્રના નકશાઓ આપણી પાસે નથી એવા સમુદ્રમાં આપણે આપણું સર્વસ્વ સાથે લઈ આપણું વહાણ હંકારવાના છીએ. હિંમત વગર એ થઈ ન શકે. માણસ પોતાનું સર્વસ્વ—જીવનસર્વસ્વ—જોખમમાં મૂકી શકે એ વૃત્તિનું નામ આસ્તિકતા છે. એ આસ્તિકતા પણ કેળવણીના પાયામાં રહેલી છે કે હું કલ્યાણમાર્ગે જાઉં છું, મારું અકલ્યાણ થવાનું નથી, મારો વિનાશ નથી. ભારે ખમવું પડે તો ફળ પણ એટલું જ ભારે મળવાનું છે. મારો પ્રયોગ એળે તો જવાનો જ નથી એ જાતનો વિશ્વાસ તે આસ્તિકતા. એ જ્યાં હોય ત્યાં ગમે તેટલી હિંમત કરતાં, હામ ભીડતાં, માણસ અચકાય નહીં. આજના કેળવણીકારો, અધ્યાપકો અને શિક્ષકો આ કસોટીએ કસતાં એવા તો પામર દેખાય છે કે તેમના હાથમાં કેળવણી જેવું પવિત્ર કાર્ય શી રીતે

ગયું એનું જ આશ્ચર્ય થાય છે. સાચી કેળવણી જાગશે ત્યારે આ આખું ટોળું એની મેળે ખરી પડશે. અગ્નિને જોઈ જાનવરો જેમ ભાગે છે તેમ.

કેળવણીનું ચોથું તત્ત્વ તે અમીદૃષ્ટિ છે. પોતાનો સ્વાર્થ જરાય આડે આણ્યા વગર બધાંનું હિત થાઓ, હમેશનું હિત થાઓ એ જાતની સદ્‌ભાવના એ અમીદૃષ્ટિ છે. પરોપકાર કેળવણી માટે કેળવાયેલો સદ્‌ગુણ ન હોય. એ સ્વાભાવિક જ હોવો જોઈએ. "મારે આ જિંદગીમાં શું સાથે લઈ જવાનું છે કે હું પક્ષપાત કરું! મારે મન બધા સરખા, બધાનું હિત જોઈને જ હું રાજી થાઉં. બીજું સુખ હું જાણું જ નહીં તો પછી તેને માટે હું મથું શી રીતે!" એ જાતની વૃત્તિ તે કેળવણીની વૃત્તિ. સત્તા સાથે છૂટાછેડા કર્યા પછી કેળવણીને હાથે દુનિયાનું અકલ્યાણ થવાનું કારણ જ નથી. જો અજ્ઞાન સાથે, રૂઢિ સાથે અથવા આળસ સાથે કેળવણી માંડવાળ કરે તો તે કેળવણીની આત્મહત્યા છે. પછી એને હાથે દુનિયાનું કયું અહિત નહીં થાય એ કહેવું જ મુશ્કેલ છે. કેળવણી એટલે અખંડ જાગૃતિ, અખંડ શુદ્ધિ અને અખંડ પ્રગતિ. તે આવી અમીદૃષ્ટિ વગર સંભવે નહીં. જેટલાં એકાંગી તત્ત્વો છે તે બધાં કેળવણીનાં વિરોધી છે. જે સંપૂર્ણ છે, સર્વાંગીણ છે, વ્યાપક છે, ચિરંતન છે, તે જ કેળવણીને અનુકૂળ છે.

## ચાર પ્રકાર

આજે કેળવણી પાછળ ચાર પ્રધાન હેતુ આપણે જોઈએ છીએ. સૌથી સામાન્ય અને વ્યાપક હેતુ તે સ્વાર્થ. મારી આવડત વધે, સમાજમાં હું પ્રતિષ્ઠિત દેખાઉં, બીજા લોકો કમાય છે તેમના કરતાં હું વધારે કમાઉં, એશઆરામનાં વધારે સાધનો વસાવું, મનમાં આવે તેટલું બેજવાબદાર જીવન ગાળું, અને અંતે એવી સ્થિતિએ પહોંચું કે જ્યાં મને કોઈની પરવા રહે નહીં, કોઈને હું જવાબદાર ન રહું, કોઈ મને ઠપકો ન આપી શકે, કોઈ મારું કશું વાંકું ન કરી શકે. સ્વાર્થની અથવા કમાણીની આ કેળવણી પાછળ કૌટુંબિક ખ્યાલ બંધાયેલો હોય છે. બૈરાંછોકરાં સુખી રહે, એમને જરા સરખું હાથે કામ કરવું ન પડે, ભવિષ્યની ચિંતા તેમને ન પીડે, દહાડે દહાડે પ્રતિષ્ઠિત સમાજમાં તેમનું સ્થાન સ્થિર થતું જાય, એ ઇંતેજારી આ આદર્શ પાછળ રહેલી છે. આ આદર્શ તદ્દન સ્વાર્થી હોઈ એ આદર્શને વરેલા યુવકોમાં નિર્દય હરીફાઈ જ ચાલે છે. અને તેથી તે આદર્શની પાછળ પડવામાં સામાજિક સદ્‌ગુણોનો વિકાસ થતો નથી. પ્રાકૃત લોકોની ભાષામાં એ આદર્શ સ્પષ્ટ વ્યક્ત થાય છે. વિવેકી લોકો દંભથી અથવા આત્મવંચનાથી એ વસ્તુને કાવ્યમય સ્વરૂપ આપી દે છે. પણ એ કાવ્ય પાછળનું સાચું સ્વરૂપ ઓળખતાં વાર નથી લાગતી.

કેળવણીનો બીજો ઉદ્દેશ સંસ્કારિતા છે. સંસ્કારિતા એ પવિત્ર શબ્દ છે. સંસ્કારિતા એટલે દરેક જાતની ખાનદાની. સંસ્કારિતા એટલે પવિત્ર જીવનની સ્વાભાવિકતા. સંસ્કારિતા એટલે સર્વ શક્તિઓનો સુંદર અને પરસ્પરાનુકૂળ વિકાસ. સંસ્કારિતામાં સર્વ સારી શક્તિઓનો સુંદર મેળ હોય છે. પણ આજે સંસ્કારિતાનો બીજો પણ એક સાવ પ્રાકૃત અર્થ થઈ બેઠો છે. માણસ ખાધેપીધે સુખી હોય, નવરો હોય, એટલે એને જીવનનો અવકાશ પોલોપોલો ન લાગે એટલા માટે જે પ્રવૃત્તિઓ સૂઝે છે તેમાંથી અમુક પ્રવૃત્તિઓને સંસ્કારી પ્રવૃત્તિઓ ગણવામાં આવે છે. સારાં સારાં ચિત્રો જોતાં અને પસંદ કરતાં આવડે, સંગીતમાંથી વધારેમાં વધારે આનંદ લેતાં આવડે, દુનિયાના ગળ્યા ગળ્યા સાહિત્યમાંથી ઉત્તમ કૃતિઓ સાથે પરિચય હોય, ગુણી લોકોની કદર કરવાની વૃત્તિ હોય, સમાજની દૃષ્ટિએ ઇષ્ટ ગણાતી દરેક હિલચાલમાં રસ ધરાવવાની શક્તિ હોય, ભોક્તા, કદરદાન અને આશ્રયદાતા તરીકે પોતાનું જીવન સફળ કરવાની શક્તિ હોય, તો માણસ સંસ્કારી ગણાય.

આવા સંસ્કારી લોકો દરેક પ્રતિષ્ઠિત સમાજનું ભૂષણ છે. વિશિષ્ટ વર્ગનો લોકમત કેળવવામાં એમનો ફાળો સુંદર હોય છે. સમાજના શણગારરૂપ પ્રવૃત્તિઓ એવાના આશ્રયથી જ નભી શકે છે. આવા લોકો સહેજે ઉદારતા, સાત્ત્વિકતા, વ્યાપક રસિકતા અને નિષ્પક્ષપાતપણા વિશે નામના મેળવી શકે છે. સહેજસાજ પ્રયત્નથી જે વસ્તુ થઈ શકતી હોય તેમાં આવા લોકો પોતાનો ફાળો આપી શ્રેયના ભાગીદાર થાય છે. દરેક સારી વસ્તુનો થોડો થોડો અંશ તેમની પાસે હોવો જ જોઈએ. એવા લોકો કશા પાછળ મહાપ્રયાસ ભલે ન કરે, તોયે પ્રવૃત્તિમાન તો રહે જ છે. આવી સંસ્કારિતામાંથી અનેક સારાં ફળો નીપજે છે. બીજો કંઈ લાભ ન થાય તોયે પૈસાદાર લોકોને અણછાજતાં વ્યસનોમાંથી બચાવી લેનાર જો કોઈ અસરકારક વસ્તુ હોય તો તે આ સંસ્કારિતા છે. કોઈ પણ સમાજનો દરજ્જો નક્કી કરવામાં તેમાં આ સંસ્કારિતા કેટલી ફેલાઈ છે એ જ મુખ્યત્વે જોવાય છે. આ સંસ્કારિતા દ્વારા મધ્યમ વર્ગના ગુણી લોકો અને તવંગર વર્ગના રસિક લોકો વચ્ચે સુંદર સંબંધ બંધાય છે, અને આવા સંબંધમાં આશ્રિતપણાનું શલ્ય પણ સાલતું નથી.

કેળવણી પાછળનો ત્રીજો આદર્શ તે સત્તાનો, સામર્થ્યનો, ઐશ્વર્યનો. મહત્ત્વાકાંક્ષા, અખંડ ઉદ્યોગ, નબળાઈનો તિરસ્કાર અને રજોગુણી જાગરૂકતા એ આ આદર્શનાં ખાસ લક્ષણો છે. બીજા કરતાં હું આગળ કેમ વધું, દરેક સાધનસંપત્તિ મારા હાથમાં કેમ આવે, દરેક જાતના નાનામોટા માણસ પર મારો અધિકાર કેમ જમાવું, એ તાલાવેલી આ આદર્શ પાછળ હોય છે. દુનિયામાં શું શું ચાલે છે, કયે વખતે કઈ તક સાધી શકાય એમ છે, એની જાગરૂકતા આવા લોકોમાં વિશેષ રૂપમાં દેખાય છે. એ લોકો બધું તપાસે. ન તપાસે ફક્ત પોતાના આદર્શને. એ એક બાબતમાં આંધળાપણું રાખવું એ જ એમને પ્રિય હોય છે.

આવા આદર્શનો શિક્ષણક્રમ બહુ મહત્ત્વાકાંક્ષી હોય છે. નબળીપોચી વસ્તુને એમાં પ્રધાન સ્થાન તો ન જ હોય. સંસ્કારિતા સાથે પોતાનું બગડે નહીં એટલું તે જરૂર જુએ. પણ એ પણ મહત્ત્વાકાંક્ષીની દૃષ્ટિએ જ.

કમાણીની કેળવણી અને સત્તાની કેળવણી કેળવણીમાત્રને સાધનરૂપ ગણે છે. જ્યારે 'કેળવણી ખાતર કેળવણી' એ ભાષા પેલા સંસ્કારિતાવાદીઓના મોઢામાં હંમેશ હોય છે.

કેળવણી પાછળ રહેલો ચોથો આદર્શ તે સેવાનો; જીવનનો પરમ આનંદ સેવામાં જ રહેલો છે, આત્મોન્નતિ અને સમાજની ઉન્નતિ બન્ને સેવા દ્વારા સાધી શકાય છે, જીવનની કૃતાર્થતા જ સેવામાં સમાયેલી છે, એવો આ આદર્શનો નિશ્ચય હોય છે. એ આદર્શ આવશ્યક સાધનો મેળવે, શક્તિઓ કેળવે, સત્તા અનુભવે, પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે, તોયે એ બધું સેવાને ઉપયોગી થાય તેટલા પૂરતું જ ઈષ્ટ માને; બાકીનું બધું ભારરૂપ કે વિઘ્નરૂપ ગણે. સેવાનો આદર્શ કેળવણીનો ક્રમ ઘડે તે બારીક નજર રાખીને. જરૂરી એકે વસ્તુ રહી ન જાય, બિનજરૂરી એકે વસ્તુ વખત કે ધ્યાન ન રોકે. સેવાની એકાગ્રતા, સેવાની નિષ્ઠા, સેવાનો ત્યાગ અને સંયમ એ જ એની ખાસ સુવાસ છે. તે જાણે છે કે સંયમમાં જ સંસ્કારિતા રહેલી છે, સંયમવિહીન સંસ્કારિતા તે અધોગામી વિલાસિતા છે. તે જાણે છે કે નૈતિક સત્તા તો સંયમથી જ પ્રાપ્ત થાય છે ને ટકે છે. તે જાણે છે કે કાર્યને માટે સાધનનો અભાવ મુશ્કેલીરૂપ છે, પણ વિઘ્નરૂપ કે શાપરૂપ તો નથી જ; પણ સાધનની અતિશયતામાં તો બન્ને દોષો આવી જાય છે. તેથી સેવાની કેળવણી સાધનસંપત્તિ વધી ન પડે તે વિશે ખાસ જાગ્રત રહે છે. જીવનના રસો પણ 'બહુશાખ' ન થઈ જાય એની કાળજી તે રાખે છે.

સેવાની કેળવણી પાસે દિવ્ય શ્રદ્ધા હોય છે. બિંદુમાં પણ સિંધુ સમાયેલો છે; ગમે તે એક દિશામાં પ્રગતિ કરો, એ દ્વારા જીવનનું આખું ક્ષેત્ર પગ તળે આવવાનું છે; લોભમાં ને લોભમાં દશે દિશાએ દોડધામ કરવાની કશી જરૂર નથી; સાચો સંકલ્પ અને અખંડ એકાગ્ર પ્રયત્ન હોય તો સત્તા, સાધન, સંસ્કારિતા વગેરે બધી વસ્તુઓ એની મેળે આપણી પાસે આવશે; આપણે એની પાછળ દોડવાની જરૂર નથી; એ તેની અમર શ્રદ્ધા છે. તેથી સેવાની કેળવણીને અપૂર્ણતાની બીક નથી રહેતી, એકાંગીપણાની દહેશત નથી રહેતી. જેટલી ખામી હશે, ઊણપ હશે એ જીવન દ્વારા એની મેળે પરિપૂર્ણ થશે એ વિશે એના મનમાં શંકા નથી હોતી. અમુક વસ્તુ ન હોય ત્યારે અસ્વસ્થ થવું અને મળે ત્યારે હર્ષઘેલા થવું એ સેવાની કેળવણીનો સ્વભાવ નથી. પતિનિષ્ઠ સતીને કૌટુંબિક સુખ ઓછું નથી મળતું. પતિનિષ્ઠાને લીધે જ બહોળા કુટુંબમાં તે સહેજે સમાઈ જાય છે અને આશીર્વાદરૂપ નીવડે છે. પતિનિષ્ઠાને લીધે જ તે ત્યાગ અને ભોગનો સમન્વય કરી શકે છે. પતિનિષ્ઠાને લીધે જ બાકીની બધી વસ્તુઓ તરફ બેદરકાર રહી તેમાંનો ઉત્તમમાં ઉત્તમ રસ લૂંટી શકે છે. સેવાવૃત્તિની પણ એ જ સ્પૃહણીય સ્થિતિ હોય છે.

આદર્શના આ ચાર વિભાગ એકબીજાથી તદ્દન અલગ રહે છે એમ તો ન જ કહેવાય. મનુષ્યજીવન એટલું બધું ગૂઢ છે કે એના બધા પાસા અકળ રીતે સંકળાયેલા છે. એક જ વૃત્તિ હમેશને માટે કાયમ ટકવી મુશ્કેલ છે. અને અમુક હદ સુધી તો ઉપર વર્ણવેલા ચારે આદર્શો એકબીજાને અવિરોધી પણ નીવડે. તેથી એક જ ઉદ્દેશ રાખ્યા છતાં કેળવણીના ક્રમમાં કાંઈક વિવિધતા, વિશાળતા, અને થોડીક શિથિલતા પણ રાખવી પડે છે. પણ ઉદ્દેશ જો સ્પષ્ટ હોય તો એ અવ્યવસ્થા ઘણી ઓછી કરી એમાં એકાગ્રતા આણી શકાય. કેળવણી લેનારાઓમાં અને આપનારાઓમાં આ ઉદ્દેશની સ્પષ્ટતા હજી નથી થઈ. જે કેળવણી દેશ અત્યાર સુધી લેતો આવ્યો છે એનો દાવો ગમે તેવો હોય તોયે પરિણામ ઉપરથી એમ જ જણાય છે કે એ કમાણીની પાછળ પડેલી છે. અને એમાંયે પુરુષાર્થની માત્રા પૂરેપૂરી નથી જ. એ કેળવણીથી ટેવાયેલા લોકો સરકાર સાથે અસહકાર કરે તોયે એ કેળવણીએ સૂચવેલા જીવન સાથે તેમણે અસહકાર ભાગ્યે જ કરેલો હોય છે. તેથી કેળવણીમાં રાષ્ટ્રીયતા એટલે સેવાની કેળવણી, એ સૂત્ર સહેજે તેમને ગળે નથી ઊતરતું; અને તેઓ પ્રામાણિકપણે અસ્વસ્થ થઈ જાય છે. જેમના હૃદયમાં સ્વરાજ્યસાધનાનો ઉદય જ થયો નથી તેઓ સેવાપરાયણ કેળવણીને ઓળખી ન શકે તો તેમાં આશ્ચર્ય શું? સેવાપરાયણ કેળવણી ત્યાગવૃત્તિ જ કેળવે, રાષ્ટ્રીય ઉદ્યોગને જ પ્રધાનપદ આપે, એ પણ તેઓ શી રીતે સમજી શકે?

પણ તેઓ ન સમજે એનું દુઃખ નથી. જેઓ રાષ્ટ્રીય શિક્ષણને વરેલા છે, તેમના મનમાં જો આ બાબતમાં કશી શંકા ન રહે તો સમાજને સમજાવતાં બહુ વાર નથી લાગવાની. સમાજ જો દલીલથી ન સમજે, દાખલાઓથી ન સમજે, તો ફળ ચાખ્યા પછી તો સમજશે જ.

સહકાર છોડીને રાષ્ટ્રદ્રોહી તત્ત્વો અને સંસ્થાઓ સાથે આત્મઘાતી સહકાર કરે, તેથી જ પ્રજાજાગૃતિમાં વિક્ષેપ ઉત્પન્ન થાય છે, અને બુદ્ધિભેદનાં વાદળો એક પછી એક આવે છે. જ્યાં રાષ્ટ્રની ભીડ વધારેમાં વધારે હોય તે તરફ દેશના યુવાનોનું મોઢું હોવું જોઈએ. જ્યાં સેવાક્ષેત્ર જડે ત્યાં સંસ્કારી યુવાનો પહોંચ્યા જ છે એ સ્વાભાવિક સ્થિતિ હોવી જોઈએ. રશિયાની ક્રાંતિ અને તેના સિદ્ધાંતોનાં લાંબાં લાંબાં વર્ણનો અને વિવરણો આપણે વાંચીએ છીએ, પણ આપણે ભૂલી જઈએ છીએ કે એના મૂળમાં રશિયાના અનેક અધ્યાપકો છે, જેમણે ટાઢતડકા સહન કરી, ગામડાંમાં જઈ, બરફને લીધે આંગળીઓ તૂટી જાય ત્યાં સુધી ગરીબ ખેડૂતોને વૈજ્ઞાનિક પ્રયોગો કરી બતાવ્યા અને રાષ્ટ્રના ઉદ્ધારનો માર્ગ સમજાવ્યો. પુણ્યનું ફળ ભલે મીઠું હોય, પણ પુણ્ય તો મહાકષ્ટનું જ બનેલું હોય છે. એવા કામને માટે દેશના યુવકો તૈયાર થઈ જાય, અને એવા યુવકોને જોઈતાં ક્ષેત્રો અને સગવડો સમાજ પૂરાં પાડે, એટલે સમજી લેવું કે સ્વરાજ નજીક આવી ગયું છે, આપણું તંત્ર આપણે પોતે જ ઊભું કરી લેવું જોઈએ.

## નવું પગથિયું

એક વખતે એવી બૂમ હતી કે રાષ્ટ્રીય શિક્ષણના વિદ્યાર્થીઓને માટે કશી ‘કરીઅર’ નથી. સરકારી નોકરી, વકીલાત, દાક્તરી અને ઇજનેરી બહાર જોવાય જ નહીં એવી અંધારી બાંધીને ઘોડદોડમાં દોડનાર લોકોને માટે રાષ્ટ્રીય કેળવણીમાં ‘કરીઅર’ ન દેખાય એમાં આશ્ચર્ય નથી. બંગભંગ વખતે સ્થપાયેલી બંગાળની નૅશનલ કાઉન્સિલ ઑફ એજ્યુકેશનના વિદ્યાર્થીઓએ તે વખતે જ બતાવ્યું હતું કે રાષ્ટ્રીય શિક્ષણના વિદ્યાર્થીઓ ધન પણ કમાઈ શકે છે અને નામ પણ કમાઈ શકે છે. ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતકસંઘે માહિતી ભેગી કરી પુરવાર કરી આપ્યું છે કે વિદ્યાપીઠનો એકે સ્નાતક સરકારી ગ્રૅજ્યુએટોની પેઠે કામ વગર રખડતો નથી, ઊલટું જ્યાંત્યાંથી લાયક સ્નાતકો માટે ખાસ માગણીઓ આવે છે.

પ્રગતિને મોખરે રહેવા ઇચ્છનાર સંસ્થાએ એક આદર્શ ઓછેવત્તે અંશે સિદ્ધ થયેલો જોતાવેંત આદર્શની કોટિ ચડાવવી જ જોઈએ. એક વખતની વ્યાખ્યા પ્રમાણે ફરગ્યુસન કૉલેજ જેવી સંસ્થાઓ રાષ્ટ્રીય સંસ્થા ગણાતી. આજે એવી સંસ્થાઓમાં સેવકો, વિદ્યાર્થીઓ અને નાણાની કશી મુશ્કેલી ન હોય તો તેમાં નવાઈ નથી. જે આદર્શ સમાજે પચાવ્યો તે તો દુનિયાના વહેવારની પેઠે રૂઢ માર્ગે ચાલવાનો જ. અગસ્તિવૃત્તિના (પાયોનિયર) લોકો ત્યાં થોભે નહીં. આગળનો અણખેડેલો રસ્તો તેઓ શોધવાના જ.

વિદ્યા ત્યારે જ તેજસ્વી ગણાય જ્યારે એના સેવનથી સમાજસેવાની ધગશ જામે, અને સમાજહિત આગળ માણસને પોતાના સ્વાર્થ કે પ્રતિષ્ઠાનો ખ્યાલ સરખો ન આવે. સ્વરાજ માટે એવી કેળવણીની જરૂર છે.

અસહકારની શરૂઆતનું કામ અંગ્રેજી વિદ્યા અને પાશ્ચાત્ય સંસ્કૃતિનો મોહ ઓછો કરવાનું હતું. એ કારણે આપણે આપણી સંસ્કૃતિના પુનરુજ્જીવન પર ભાર મૂક્યો. સ્વદેશી સાહિત્ય, સંગીત, કળા ઇત્યાદિ લોકજીવનના સંસ્કારનાં અંગો ખીલવવાની વિદ્યાપીઠની હાકલ હતી. સૌ કોઈ કહે છે કે ગુજરાતમાં એ હાકલની અસર થઈ છે, અને ગામડે ગામડે લોકો સ્વાભિમાનપોષક સ્વદેશી સંસ્કૃતિની કદર કરતાં શીખ્યા છે. વિદ્યાપીઠે આ દિશામાં પ્રત્યક્ષ જેટલું કામ કર્યું તેના કરતાં પ્રેરણા આપવાનું કામ વધારે કર્યું છે. એ પ્રેરણા પ્રજાએ ઝીલી છે, એટલે એ બાબતમાં સ્થિરપણે આગળ વધવાનું જ બાકી રહે છે. એ અંગોની આપણે ઉપેક્ષા કરવાના નથી; માત્ર લોકજાગૃતિના મહામંત્ર તરીકે સાહિત્ય અને કળાનો ઉચ્ચાર હવે કરવાના નથી એટલું જ. જે વસ્તુ પ્રજાએ સ્વીકારી તેની તો ફક્ત ખિલવણી જ કરવાની રહે છે. સાહિત્ય, સંગીત, કળા, સ્વદેશી, કસરત, રમત, આપણી સંસ્કૃતિઓનો અભ્યાસ, અન્ય સંસ્કૃતિઓ સાથે તેની તુલના, વગેરે કામો હવે રૂઢ સંસ્થાઓને પણ કરવાં પડે છે. અને તે જાતનું કામ કરનારા લોકો મોળા ન પડે તો સરકારી સંસ્થાઓને પણ તે દિશાએ ચાલવું પડવાનું છે.

પણ સ્વરાજની તૈયારી કરનાર સંસ્થા એના એ જ ક્ષેત્રમાં થોભી ન રહી શકે. સ્વરાજ માટે મુખ્ય તો સામાન્ય જનતાને જાગ્રત કરવાની રહી. સંસ્કારિતાની જેટલી જરૂર છે તેટલી જ અથવા તેથીયે અધિક જરૂર પ્રજાની શક્તિની છે. સોનું શુદ્ધ હોય તો તેના પર ઓપ ગમે ત્યારે ચડાવાય.

એટલે આજનું મુખ્ય કામ આપણી ઝૂંપડાંમાં વસતી જનતાની પરિસ્થિતિ સમજવાનું અને તેને મજબૂત કરવાનું છે. બેઠાડુ લોકોથી એ કામ નહીં થાય. ખેતરે ખેતરે રખડીને, લોકોની સ્થિતિ તપાસીને, તેમનાં દુ:ખ સમજી લઈને તેનો ઈલાજ શોધી કાઢવો રહ્યો. અને તે ઈલાજ અમલમાં મૂકવાનું કામ પારકા લોકો કરશે એવી ભ્રમણામાં પડ્યા વગર પોતે જ બનતું કરવાને કેડ કસવી જોઈએ.

વિદ્યાપીઠે સાહિત્યની કેળવણી કાઢી નાખી નથી, કળાની કદર ઓછી કરી નથી, સંગીતની પ્રતિષ્ઠા તો વધારી જ છે. જે કાઢી નાખવાનો પ્રયત્ન આદર્યો છે તે ભણેલા લોકોની અપંગતા.

સરકાર તરફથી ખાદીની મશ્કરી, ઉપેક્ષા બધા પ્રકાર થઈ ગયા; આપણા લોકોએ પણ ખાદી વિશે ગેરસમજ ઓછી નથી કરી લીધી. છતાં ખાદીનું કામ ધીમે ધીમે વધતું જ જાય છે. ખાદીમાં ગરીબો માટે આર્થિક શક્તિ છે, એટલું જ નહીં પણ ખાદીસેવકોમાં પ્રજાના હૃદય સુધી પહોંચવાની શક્તિ પણ કેળવાય છે, એમ દહાડે દહાડે પ્રતીત થવા લાગ્યું છે. એવી શક્તિશાલિની ખાદીવિદ્યાની ઉપેક્ષા

સહકાર છોડીને રાષ્ટ્રદ્રોહી તત્ત્વો અને સંસ્થાઓ સાથે આત્મઘાતી સહકાર કરે, તેથી જ પ્રજાજાગૃતિમાં વિક્ષેપ ઉત્પન્ન થાય છે, અને બુદ્ધિભેદનાં વાદળો એક પછી એક આવે છે. જ્યાં રાષ્ટ્રની ભીડ વધારેમાં વધારે હોય તે તરફ દેશના યુવાનોનું મોઢું હોવું જોઈએ. જ્યાં સેવાક્ષેત્ર જડે ત્યાં સંસ્કારી યુવાનો પહોંચ્યા જ છે એ સ્વાભાવિક સ્થિતિ હોવી જોઈએ. રશિયાની ક્રાંતિ અને તેના સિદ્ધાંતોનાં લાંબાં લાંબાં વર્ણનો અને વિવરણો આપણે વાંચીએ છીએ, પણ આપણે ભૂલી જઈએ છીએ કે એના મૂળમાં રશિયાના અનેક અધ્યાપકો છે, જેમણે ટાઢતડકા સહન કરી, ગામડાંમાં જઈ, બરફને લીધે આંગળીઓ તૂટી જાય ત્યાં સુધી ગરીબ ખેડૂતોને વૈજ્ઞાનિક પ્રયોગો કરી બતાવ્યા અને રાષ્ટ્રના ઉદ્ધારનો માર્ગ સમજાવ્યો. પુણ્યનું ફળ ભલે મીઠું હોય, પણ પુણ્ય તો મહાકષ્ટનું જ બનેલું હોય છે. એવા કામને માટે દેશના યુવકો તૈયાર થઈ જાય, અને એવા યુવકોને જોઈતાં ક્ષેત્રો અને સગવડો સમાજ પૂરાં પાડે, એટલે સમજી લેવું કે સ્વરાજ નજીક આવી ગયું છે, આપણું તંત્ર આપણે પોતે જ ઊભું કરી લેવું જોઈએ.

## નવું પગથિયું

એક વખતે એવી બૂમ હતી કે રાષ્ટ્રીય શિક્ષણના વિદ્યાર્થીઓને માટે કશી 'કરીઅર' નથી. સરકારી નોકરી, વકીલાત, દાક્તરી અને ઈજનેરી બહાર જોવાય જ નહીં એવી અંધારી બાંધીને ઘોડદોડમાં દોડનાર લોકોને માટે રાષ્ટ્રીય કેળવણીમાં 'કરીઅર' ન દેખાય એમાં આશ્ચર્ય નથી. બંગભંગ વખતે સ્થપાયેલી બંગાળની નૅશનલ કાઉન્સિલ ઑફ એજ્યુકેશનના વિદ્યાર્થીઓએ તે વખતે જ બતાવ્યું હતું કે રાષ્ટ્રીય શિક્ષણના વિદ્યાર્થીઓ ધન પણ કમાઈ શકે છે અને નામ પણ કમાઈ શકે છે. ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતકસંઘે માહિતી ભેગી કરી પુરવાર કરી આપ્યું છે કે વિદ્યાપીઠનો એકે સ્નાતક સરકારી ગ્રૅજ્યુએટોની પેઠે કામ વગર રખડતો નથી, ઊલટું જ્યાંત્યાંથી લાયક સ્નાતકો માટે ખાસ માગણીઓ આવે છે.

પ્રગતિને મોખરે રહેવા ઇચ્છનાર સંસ્થાએ એક આદર્શ ઓછેવત્તે અંશે સિદ્ધ થયેલો જોતાવેંત આદર્શની કોટિ ચડાવવી જ જોઈએ. એક વખતની વ્યાખ્યા પ્રમાણે ફરગ્યુસન કૉલેજ જેવી સંસ્થાઓ રાષ્ટ્રીય સંસ્થા ગણાતી. આજે એવી સંસ્થાઓમાં સેવકો, વિદ્યાર્થીઓ અને નાણાની કશી મુશ્કેલી ન હોય તો તેમાં નવાઈ નથી. જે આદર્શ સમાજે પચાવ્યો તે તો દુનિયાના વહેવારની પેઠે રૂઢ માર્ગે ચાલવાનો જ. અગસ્તિવૃત્તિના (પાયોનિયર) લોકો ત્યાં થોભે નહીં. આગળનો અણખેડેલો રસ્તો તેઓ શોધવાના જ.

વિદ્યા ત્યારે જ તેજસ્વી ગણાય જ્યારે એના સેવનથી સમાજસેવાની ધગશ જામે, અને સમાજહિત આગળ માણસને પોતાના સ્વાર્થ કે પ્રતિષ્ઠાનો ખ્યાલ સરખો ન આવે. સ્વરાજ માટે એવી કેળવણીની જરૂર છે.

અસહકારની શરૂઆતનું કામ અંગ્રેજી વિદ્યા અને પાશ્ચાત્ય સંસ્કૃતિનો મોહ ઓછો કરવાનું હતું. એ કારણે આપણે આપણી સંસ્કૃતિના પુનરુજ્જીવન પર ભાર મૂક્યો. સ્વદેશી સાહિત્ય, સંગીત, કળા ઇત્યાદિ લોકજીવનના સંસ્કારનાં અંગો ખીલવવાની વિદ્યાપીઠની હાકલ હતી. સૌ કોઈ કહે છે કે ગુજરાતમાં એ હાકલની અસર થઈ છે, અને ગામડે ગામડે લોકો સ્વાભિમાનપોષક સ્વદેશી સંસ્કૃતિની કદર કરતાં શીખ્યા છે. વિદ્યાપીઠે આ દિશામાં પ્રત્યક્ષ જેટલું કામ કર્યું તેના કરતાં પ્રેરણા આપવાનું કામ વધારે કર્યું છે. એ પ્રેરણા પ્રજાએ ઝીલી છે, એટલે એ બાબતમાં સ્થિરપણે આગળ વધવાનું જ બાકી રહે છે. એ અંગોની આપણે ઉપેક્ષા કરવાના નથી; માત્ર લોકજાગૃતિના મહામંત્ર તરીકે સાહિત્ય અને કળાનો ઉચ્ચાર હવે કરવાના નથી એટલું જ. જે વસ્તુ પ્રજાએ સ્વીકારી તેની તો ફક્ત ખિલવણી જ કરવાની રહે છે. સાહિત્ય, સંગીત, કળા, સ્વદેશી, કસરત, રમત, આપણી સંસ્કૃતિઓનો અભ્યાસ, અન્ય સંસ્કૃતિઓ સાથે તેની તુલના, વગેરે કામો હવે રૂઢ સંસ્થાઓને પણ કરવાં પડે છે. અને તે જાતનું કામ કરનારા લોકો મોળા ન પડે તો સરકારી સંસ્થાઓને પણ તે દિશાએ ચાલવું પડવાનું છે.

પણ સ્વરાજની તૈયારી કરનાર સંસ્થા એના એ જ ક્ષેત્રમાં થોભી ન રહી શકે. સ્વરાજ માટે મુખ્ય તો સામાન્ય જનતાને જાગ્રત કરવાની રહી. સંસ્કારિતાની જેટલી જરૂર છે તેટલી જ અથવા તેથીયે અધિક જરૂર પ્રજાની શક્તિની છે. સોનું શુદ્ધ હોય તો તેના પર ઓપ ગમે ત્યારે ચડાવાય.

એટલે આજનું મુખ્ય કામ આપણી ઝૂંપડાંમાં વસતી જનતાની પરિસ્થિતિ સમજવાનું અને તેને મજબૂત કરવાનું છે. બેઠાડુ લોકોથી એ કામ નહીં થાય. ખેતરે ખેતરે રખડીને, લોકોની સ્થિતિ તપાસીને, તેમનાં દુઃખ સમજી લઈને તેનો ઇલાજ શોધી કાઢવો રહ્યો. અને તે ઇલાજ અમલમાં મૂકવાનું કામ પારકા લોકો કરશે એવી ભ્રમણામાં પડ્યા વગર પોતે જ બનતું કરવાને કેડ કસવી જોઈએ.

વિદ્યાપીઠે સાહિત્યની કેળવણી કાઢી નાખી નથી, કળાની કદર ઓછી કરી નથી, સંગીતની પ્રતિષ્ઠા તો વધારી જ છે. જે કાઢી નાખવાનો પ્રયત્ન આદર્યો છે તે ભણેલા લોકોની અપંગતા.

સરકાર તરફથી ખાદીની મશ્કરી, ઉપેક્ષા બધા પ્રકાર થઈ ગયા; આપણા લોકોએ પણ ખાદી વિશે ગેરસમજ ઓછી નથી કરી લીધી. છતાં ખાદીનું કામ ધીમે ધીમે વધતું જ જાય છે. ખાદીમાં ગરીબો માટે આર્થિક શક્તિ છે, એટલું જ નહીં પણ ખાદીસેવકોમાં પ્રજાના હૃદય સુધી પહોંચવાની શક્તિ પણ કેળવાય છે, એમ દહાડે દહાડે પ્રતીત થવા લાગ્યું છે. એવી શક્તિશાલિની ખાદીવિદ્યાની ઉપેક્ષા

વિદ્યાપીઠ કરે અને રાષ્ટ્રીયતામાં પછાત રહે, એ તો પોસાય જ કેમ? એટલે સંસ્કૃતિના પુનરુજ્જીવન સાથે ખાદીવિદ્યાને અવકાશ, એ વિદ્યાપીઠનું નવું પગથિયું છે. શિક્ષણશાસ્ત્રીઓ જાણે છે કે શિક્ષણમાં નવો વિષય દાખલ કરવો હોય ત્યારે તેને ખૂબ વખત આપવો જોઈએ, મહત્ત્વ આપવું જોઈએ. તેનું વાતાવરણ જામવા દેવું જોઈએ. વરરાજાને જેમ બધા રસ્તો આપે છે તેમ અમુક વખત સુધી જૂના વિષયોએ નવા વિષયને મારગ આપવો જોઈએ. નવો વિષય હળી જાય એટલે સ્વાભાવિક રીતે પોતાની શક્તિથી જ પોતાનું સ્થાન જમાવે છે. વિદ્યાપીઠે એ જ શાસ્ત્રમાન્ય પદ્ધતિ અખત્યાર કરી છે. આ દિશામાં પણ 'કરીઅર' ઓછી નથી. વિદ્યાપીઠમાં વિદ્યાર્થીઓ કેટલા છે એ સવાલ નથી, પણ જેટલા છે તેમને આજીવિકા, પ્રતિષ્ઠા અને સેવાક્ષેત્રની બાબતમાં સંતોષ છે કે નહીં એ છે. એ કસોટીએ વિદ્યાપીઠ હારી નથી; કેમ કે ગુજરાતમાં હવે પ્રજાજાગૃતિ આવી ગઈ છે.

# નવે પાયે

આપણો દેશ અત્યંત સંસ્કારી હોવા છતાં, અને ઉજ્જવળ ઈતિહાસના આપણે વારસ હોવા છતાં આજે આપણે કાંઈક પછાત પડ્યા છીએ એ વિશે શંકા નથી. સંસ્કારિતા કે ધર્મબુદ્ધિમાં આપણે પછાત છીએ એમ નહીં, પણ જીવન વ્યવસ્થિત કરવાની બાબતમાં અને પ્રજાકીય માનસ સંગઠિત કરવાની બાબતમાં આપણે કંઈક અણશિખાઉ, કંઈક શિથિલ છીએ. એ દોષ દૂર થાય નહીં ત્યાં સુધી બળવાન અને પ્રતિભાશાળી પ્રજા તરીકે આપણે દીપી શકવાના નથી. સોનું છે, પણ એને ઘાટ નથી; ઓપ નથી; તેથી પિત્તળ અને કાંસા આગળ પણ તે હાર ખાય છે અને રોલ્ડગોલ્ડનું દાસત્વ સ્વીકારે છે.

ત્યારે આ ઘાટ અને આ ઓપ શાથી આવે? પ્રયત્ન અને પુરુષાર્થથી જ એ શક્ય છે. કેળવણી દ્વારા જ આપણે આધુનિકતા અને યોગ્યતા પ્રાપ્ત કરવાના છીએ. આપણી કેળવણીમાં રાષ્ટ્રીય દૃષ્ટિએ ત્રણ વસ્તુઓની ખાસ ખામી છે. આપણી કેળવણીમાં ઉદ્યોગને સ્થાન નથી. આપણને પ્રજાકીય અર્થશાસ્ત્રનું ભાન નથી. અને ભૌતિકશાસ્ત્રોની માહિતીથી આપણે આપણું જીવન પ્રસન્ન કર્યું નથી. યુરોપ-અમેરિકા પાસે આ ત્રણે વસ્તુઓ છે. આ ત્રણને લીધે જ પાશ્ચાત્ય રાષ્ટ્રો દુનિયામાં સરસાઈ ભોગવે છે. અને છતાં આપણે જાણીએ છીએ કે હશે તો આ ત્રણ વસ્તુમાં જ પાશ્ચાત્ય રાષ્ટ્રોનું મોત છે. કેમ કે તેમની જીવનની ફિલસૂફી બગડી છે, તેમની નજર ટૂંકી થઈ છે. તેમને હાથે સારામાં સારી વસ્તુનો પણ દુરુપયોગ થાય છે. જે વાટે બધાનું હિત છે તે વાટે જ પોતાનું હિત સાધવું એ કલ્યાણમાર્ગ

યુરોપે છોડયો, અને મોટી બહાદુરીથી દુનિયામાં સરસાઈ મેળવી. આ ભ્રષ્ટ બુદ્ધિથી જ એમણે ઉદ્યોગ, સંપત્તિશાસ્ત્ર અને વિજ્ઞાનશાસ્ત્રનું અધ્યયન કર્યું, એ શાસ્ત્રો ખેડયાં અને વાપર્યાં. આપણે ગલિતગાત્ર પરાજિત લોકોની પેઠે આ ત્રણે વિષયોમાં ઉપેક્ષા રાખી, અને જ્યાં આ વિષયો સેવ્યા ત્યાં પાશ્ચાત્ય લોકોને અને એમની પદ્ધતિને મદદ કરવા પૂરતા જ સેવ્યા. હવે આપણે સ્વતંત્ર પાયા પર, કલ્યાણકારી વૃત્તિથી આ ત્રણે વિષયો પ્રથમથી ખેડવા જોઈએ. તો જ આપણી પ્રજામાં આધુનિકતા આવે.

ઘણા લોકોના હિત ખાતર થોડા લોકોના હિત પર તરાપ મરાય એ પાશ્ચાત્ય લોકોનો શિષ્ટમાન્ય સિદ્ધાંત છે. અને થોડા લોકોના લાભ ખાતર ઘણા લોકોનું નુકસાન કરાય એ એમનો સાર્વત્રિક રિવાજ છે. એમના બધા ઉદ્યોગો આ સિદ્ધાંત ઉપર જ ચાલે છે. મહેનત બચાવવી, કુદરતી શક્તિનો ઉપયોગ કરવો, એક જ ઢાંચાનો સંચામાલ ઢગલાબંધ તૈયાર કરવો, આખી દુનિયામાં તેનો પ્રચાર કરવો, અને પછાત કોમોને અને ગફલતમાં પડેલાં રાષ્ટ્રોને અર્ધા બેકાર અને અર્ધાં ભૂખ્યાં રાખવાં એ પાશ્ચાત્ય લોકોની સાર્વત્રિક નીતિ છે. એટલા માટે જ દુનિયાના વિચારકોએ પાશ્ચાત્ય રાષ્ટ્રોને હિંસક, શિકારી અને માનવદ્રોહી રાષ્ટ્રો કહેલાં છે.

વિજ્ઞાનની એમની શોધો પણ એ જ દૃષ્ટિએ ચાલે છે. કેટલાક તત્ત્વજિજ્ઞાસુઓ શુદ્ધ જિજ્ઞાસાથી અથવા શુદ્ધ કલ્યાણની દૃષ્ટિથી શોધો કરે છે. પણ એમની શોધોનો ઉપયોગ ચારે કોર અકલ્યાણ ફેલાવવા માટે થાય છે એ જાણતા છતાં તેઓ બધું દરગુજર કરે છે. ઘણાખરા એમાં જ પ્રગતિ જુએ છે, અને બધા જ એ અપરિહાર્ય માને છે. અબજો યોજન દૂરના તારાઓનું રહસ્ય જાણનાર વિજ્ઞાન અદૂરદૃષ્ટિ થયું છે. લોહીના એક ટીપામાં જે લક્ષાવધિ જંતુઓ હોય છે તેમના શરીરનો પણ સૂક્ષ્મતમ વિચાર કરનાર વિજ્ઞાનશાસ્ત્ર ઉપયોગિતાવાદને લીધે છીછરું બન્યું છે. પંચમહાભૂતમાં રહેલી કલ્પનાતીત અદ્ભુત શક્તિઓ પર કાબૂ મેળવનાર વિજ્ઞાન માણસની ક્ષુદ્રમાં ક્ષુદ્ર વાસના પર અંકુશ મૂકવાને પણ અસમર્થ નીવડયું છે. કેમ કે જેમના હાથમાં એ પડયું છે તેઓ અંતર્મુખ રહ્યા નથી; વિશાલહૃદયી રહ્યા નથી; ભૂતમાત્રના કલ્યાણની ચિંતા એમને રહી નથી. અને તેથી જ જે શાસ્ત્રની પદવી ધર્મશાસ્ત્ર કરતાં જરાયે ઊતરતી ન હોવી જોઈએ તે શાસ્ત્ર સંસ્કૃતિવિનાશક થવા બેઠું છે.

અને સંપત્તિશાસ્ત્ર કે જેણે લોકોમાં — સર્વ લોકોમાં સાધનસંપત્તિ, સગવડો અને સમાધાન ફેલાવવાં જોઈતાં હતાં, અને માણસ માણસ વચ્ચેનો સંબંધ પ્રેમનો, આતિથ્યનો અને ખાનદાનીનો રાખવો જોઈતો હતો, તે જ સંપત્તિશાસ્ત્રે માણસ માણસ વચ્ચે વરુનો ન્યાય, માછલીનો ન્યાય ચલાવ્યો છે. અને તેથી જ અર્થશાસ્ત્રે અનર્થશાસ્ત્રનું નામ મેળવ્યું છે.

મૂઠીભર લોકો હજારો ને લાખો રૂપિયા કમાય એ ઉદ્દેશ મનમાં ન રાખતાં હજારો અને લાખો જ નહીં પણ કરોડો લોકોને મૂઠી મૂઠી અનાજ વધારે મળે અને તેમનાં હાડકાં ને ચામડાં વચ્ચે મૂઠી મૂઠી માંસ વધે એ ઉદ્દેશથી સંપત્તિશાસ્ત્રે તપાસ કરવી જોઈએ, વિજ્ઞાનશાસ્ત્રે શોધખોળ કરવી જોઈએ, અને ઉદ્યોગે પ્રવૃત્ત થવું જોઈએ. આજે ચાલે છે એ ઢબે તો નાશ સર્જેલો છે જ. એ ઢબ ફેરવવી જ પડશે. પાશ્ચાત્ય વિજ્ઞાન, વાર્તા (વૃત્તિનું એટલે આજીવિકાનું શાસ્ત્ર), સંપત્તિશાસ્ત્ર અને ઉદ્યોગ ચલાવીશું તો પશ્ચિમના પાકા ગુલામ બનીશું, ગરીબોના ભક્ષક બનીશું, અને અંતે ભસ્માસુરની પેઠે પોતાને માથે હાથ મૂકી ભસ્મ થઈ જઈશું.

આ વિનાશમાંથી બચી જવું હોય તો આપણી કેળવણી નવી ઢબે, સ્વતંત્ર શ્રદ્ધાથી નવેસર રચવી જોઈએ. પાશ્ચાત્ય લોકોના અનુભવનો લાભ લઈશું, એમની શોધખોળ સમજી લઈશું, પણ અખંડ સાવધાનીથી એમની ભૂલો ટાળતા જઈ, આદર્શને દૃષ્ટિ આગળથી ન ચૂકવા દઈ, નવી સંસ્કૃતિ ઊભી કરીશું.

યુરોપની બધી મહત્તા એની યોજનાશક્તિ પર નિર્ભર છે. ઉપલાં ત્રણે શાસ્ત્રોનો ઉત્કટમાં ઉત્કટ ઉપયોગ કરવાનું એ યોજનાશક્તિને સૂઝ્યું છે. એ યોજનાશક્તિ પાછળ જો કલ્યાણબુદ્ધિ હોત તો યુરોપને હાથે સત્યયુગ સ્થપાયો હોત. યુરોપે કેળવેલાં આ શાસ્ત્રો આપણે એમની ઢબે શીખવા જઈશું તો આપણે પણ એમની પેઠે જ ભ્રષ્ટ થવાના. તેઓ ભ્રષ્ટ થયા પણ આપણે થવાના નથી એમ માનવાનું ખાસ કારણ કંઈ જ નથી. એ પ્રજા દુષ્ટ છે અને આપણે બધા ધર્મરાજ છીએ એવું તો કંઈ છે જ નહીં. આપણે આપણો વારસો હજી સાવ બગાડ્યો નથી એટલી એક વાત આપણી તરફેણમાં છે, એ કટાઈ કે કો'વાઈ જાય તે પહેલાં આપણે સ્વતંત્ર રીતે આ ત્રણે શાસ્ત્રો કેળવવાં જોઈએ. એટલી દિવ્ય દૃષ્ટિ અને સ્વતંત્ર પ્રતિભા જેઓ બતાવશે તેમને હાથે જ રાષ્ટ્રીય કેળવણીનો અને રાષ્ટ્રનો ઉદ્ધાર થવાનો છે.

# શિક્ષણ અને સાહિત્ય

આપણે ત્યાં સ્વરાજ્યની હિલચાલને અંગે જે અનેક સ્થાયી પ્રવૃત્તિઓ શરૂ થઈ છે તેમાં રાષ્ટ્રીય કેળવણીને પ્રધાન સ્થાન આપી શકાય. કેળવણી એ પોતે બહોળું ક્ષેત્ર હોવાથી એમાં સાહિત્ય, સમાજસેવા, રાષ્ટ્રીય ઉદ્યોગો, ભાષાવૃદ્ધિ વગેરે અનેક વિભાગો આવી જાય છે. આ કેળવણી ફક્ત બાળક-બાળાઓ પૂરતી નહીં હોવાથી એના ઉદ્દેશો, આદર્શો અને પ્રયોગોમાં આખા જનસમાજને રસ પડે એ સ્વાભાવિક છે. જો કોઈ પણ કારણે રસ ન પડતો હોય તો તે કારણ દૂર કરી પ્રજાસમસ્તમાં

આ સ્થાયી અને ચૈતન્યદાયી પ્રવૃત્તિ વિશે રસ ઉત્પન્ન કરવો જોઈએ. અને પ્રજાની દૃષ્ટિએ કેળવણી શું શું કરી શકે, આજે આપણી સ્થિતિ કેવી છે, હજી શું શું નક્કી કરવાનું બાકી છે, કયાં કયાં નવાં કામો હાથમાં લેવા લાયક છે, ચાલતાં કામોમાં કયાં કયાં દિશા ફેરવવાની આવશ્યકતા છે, એ બધું પ્રજા આગળ મૂકવું જોઈએ.

ગાંધીજીએ રાષ્ટ્રીય કેળવણીના અખતરારૂપે એક શાળા આશ્રમમાં સ્થાપી તેને બરાબર બાર વરસ થઈ ગયાં. આ બાર વરસના એક તપની અંદર રાષ્ટ્રે અને રાષ્ટ્રીય શિક્ષણે વિવિધ અનુભવ મેળવ્યો, અનેક દિશામાં પોતાની શક્તિ અજમાવી, અને અંતે સંસ્કાર અને ઉદ્યોગ દ્વારા ગરીબ લોકોની સેવા કરનાર કેળવણી તે રાષ્ટ્રીય કેળવણી એવી વ્યાખ્યા અથવા દૃષ્ટિ નક્કી કરી, અને જીવનવ્યાપી સ્વરાજ્ય એ એનું ધ્યેય નક્કી કર્યું. એ કેળવણીનો સંદેશો ગુજરાતની પ્રજાને ઘેર પહોંચાડવા માટે 'નવજીવન'ની માસિક પૂર્તિરૂપ આ પ્રયાસ આજે શરૂ થાય છે. તેની મારફતે વિદ્યાપીઠની પ્રવૃત્તિ, તેના આદર્શો, તેના ઉદ્દેશ, તેની યોજના, તેના અખતરાઓ બધું પ્રજા આગળ મુકાશે. વિદ્યાપીઠની પ્રવૃત્તિ એકાગ્ર છતાં વિશ્વતોમુખી છે, આજે ફક્ત પાયો મજબૂત કરવાનું કામ ચાલે છે. જેમ જેમ એ કામ વધશે, ગુજરાતના વિદ્યાધન અને સેવાપરાયણ યુવાનો એમાં જોડાશે તેમ તેમ આ પ્રવૃત્તિનો પણ વિસ્તાર થશે.

રાજદ્વારી તેમ જ સામાજિક હિલચાલને પરિણામે આપણે જોઈ શકયા છીએ કે આપણી સાચી શક્તિ દબાયેલાં, પછાત ગણાતાં અને ગામડામાં રહેતાં આપણાં ભાઈ-બહેનોને શુદ્ધ રીતે વ્યાપક કેળવણી આપવામાં જ રહેલી છે.

આવી કેળવણી મુખ્યત્વે માણસ માણસના સંબંધ મારફતે જ લઈ કે આપી શકાય. એને માટે છાપાંઓ કે ચોપડીઓ કરતાં પ્રજાહૃદયને પારખનાર અને પ્રજાને કેળવવા માટે સાદાઈની અને સેવાની દીક્ષા લેનાર વિનયદીક્ષિતોના મોટા સંઘની જરૂર છે. આપણા હરિદાસો અને પુરાણીઓ, સાધુઓ અને સંન્યાસીઓ, શાસ્ત્રીઓ અને પંડિતો, ઋષિઓ અને મુનિઓ બધા સાદાઈથી રહી કાં તો ગામડાનું જીવન ગાળતા, અથવા તો પરિવ્રાજક થઈ ગામડે ગામડે ફરતા. હવે પછી એ જ પરંપરાએ નવું રૂપ ધારણ કરી તત્ત્વજ્ઞાનના અને સંપ્રદાયના ઝઘડા છોડી દઈ પ્રજાકેળવણીનું કામ હાથમાં લેવાનું છે. જ્યાં સુધી પૂરતી યોગ્યતા કેળવાઈ નથી ત્યાં સુધી સમાજના ઉદ્ધારકનો ભાગ ભજવવાનો લોભ છોડી દઈ નમ્ર પ્રજાસેવક થવું પડશે. પણ કાર્ય તો પૂર્વજોની પેઠે પ્રજા સાથે પ્રત્યક્ષ સંબંધમાં આવી એને કેળવવાનું જ રહેશે. આવો અધ્યાપકસંઘ તૈયાર થાય ત્યાં સુધી અથવા તૈયાર થાય તે માટે પ્રજાજીવનની દૃષ્ટિએ વ્યાપક કેળવણીનાં અંગઉપાંગની ચર્ચા ચાલવી જોઈએ. સંસ્થાઓ તો અમુક મર્યાદિત સંખ્યામાં શિક્ષકોને તૈયાર કરી શકે. પણ નવી કેળવણી પ્રજાજાગૃતિ માટે છે. તેનો સંદેશો સ્થૂળ રૂપમાં પણ ઘેર ઘેર પહોંચેલો હશે તો જ ઉપર વર્ણવેલા વિનયદીક્ષિતોને માટે ક્ષેત્ર અનુકૂળ થશે.

અત્યાર સુધીની કેળવણી સાહિત્યપ્રધાન હતી. એના સંસ્કારો રહેવાના જ. તેથી આ નવા પ્રયાસમાં સાહિત્યચર્ચાને પણ સ્થાન રહેશે. પણ સાહિત્યચર્ચા કરતાં વ્યાપક પ્રજાજીવનની ચર્ચા આમાં વધારે હશે. ખેડૂતો, મજૂરો, સ્ત્રીઓ, અંત્યજો વગેરે સામાજિક અન્યાયના ભોગ થઈ પડેલા વર્ગોનું જીવન કેમ સ્વાભાવિક અને સુખી થાય, સ્વરાજ્ય માટે એ લોકોને કેમ તૈયાર કરાય, અને સ્વરાજ્ય મળ્યા પછી એ બધા વર્ગોને દેશમાં એમની તપશ્ચર્યાને તોલે આવે એવું સ્થાન કાયમનું કેમ મળે, એની ચિંતા અત્યારથી કરવાની છે. સંગીત, ચિત્રકળા વગેરે પ્રજાજીવનને પ્રસન્ન કરનાર પ્રવૃત્તિઓનો ઊહાપોહ પણ આ લોકકેળવણીની ચર્ચામાં જ થવો જોઈએ.

આવા પ્રયાસમાં આપણે એકલા જ નથી, અથવા લોકકેળવણીનો સવાલ ખાસ હિંદુસ્તાન પૂરતો જ છે એમ પણ નથી. બધે જ લોકયુગની શરૂઆત છે. તેથી બીજા પ્રાંતોમાં અને બીજા દેશોમાં લોકો કઈ રીતે વિચાર કરે છે, કેવા કેવા અખતરા કરે છે, કેવા અનુભવ મેળવે છે, એ બધું આપણે જાણવું જોઈએ. આ બધી વસ્તુઓનો પ્રજા-જીવન સાથે કેટલો નિકટ સંબંધ છે એ પ્રજાને ન સમજાવીએ ત્યાં સુધી પ્રજા એમાં રસ ન લે તો આશ્ચર્ય શું? આજે મુખ્ય કામ તો પોતાનું ભાગ્ય પોતાની કેળવણીના હાથમાં છે એટલું પ્રજાના મન પર ઠસાવવાનું છે, અને એ કેળવણીના જે પ્રયોગો ચાલી રહ્યા છે તેનું સ્વરૂપ અને મહત્ત્વ સમજાવવાનું છે. કેમ કે આખરે પ્રજાશક્તિ કેળવવાનું કામ પ્રજાએ પોતે જ સ્વેચ્છાએ કરવાનું છે.

## પ્રાચીન કેળવણી*

કોણ જાણે શાથી પણ હું 'પ્રાચીન'નો ઉપાસક છું એવી માન્યતા મારે વિશે અનેક લોકોએ બાંધી છે. આજકાલ કેવળ વર્તમાન કાળમાં જ જીવવાની ટેવ ઘણા લોકોને પડી છે એટલે તેઓ ભૂત અને ભવિષ્ય બન્ને કાળ તરફ દુર્લક્ષ કરે છે. ચાલતી ઘડી માણી લીધી એટલે જીવન સફળ થયું એમ તેઓ માને છે. હું ભૂત-કાળનો ઉપાસક નથી. જે 'ભૂત' હશે તે જ ભૂતકાળને જોયા કરશે. સામાન્ય ગામડિયા લોકોની કલ્પના છે કે ભૂતોનાં પગલાં અવળાં હોય છે અને એની આંખો આગળ હોવાને બદલે માથા ઉપર કે પાછળ હોય છે. જે માણસ ભવિષ્ય તરફ પ્રગતિ ન કરે પણ ભૂતકાળ તરફ જ જવાનો પ્રયત્ન કરે, જેને ભવિષ્યની દૃષ્ટિ નથી પણ વીતી ગયેલા કાળ તરફ જ અથવા શૂન્ય આકાશ તરફ જ જે

---

*મે, ૧૯૨૫માં ગૂજરાત વિદ્યાપીઠ તરફથી યોજાયેલી શિક્ષણવ્યાખ્યાનમાળાનું વ્યાખ્યાન — તે વખતે લેવાયેલી નોંધના આધારે.

જોયા કરે છે તે માણસ નથી પણ ભૂત છે. આપણે ભૂતોપાસક થવાના નથી. જૂનામાં એવું ઘણું હોય છે કે જેનો ત્યાગ જરાયે હાનિકર્તા નથી. એટલું જ નહીં પણ એનો ત્યાગ ન કરીએ તો આપણું જીવન સડી જ જાય — ભારરૂપ તો થાય જ.

તેમ છતાં આપણે ભૂતકાળને છેક વિસારે મૂકીએ એ પણ પોસાય નહીં: જો આપણે વિકાસવાદી હોઈએ તો ભૂત, વર્તમાન, ભવિષ્ય ત્રણેનો આપણે ખ્યાલ રાખવો ઘટે. આપણાં મૂળિયાં ભૂતકાળમાં છે. આપણું થડ વર્તમાન કાળમાં ફાલે છે અને આપણી કૂંપળ ભવિષ્ય કાળને ઉઘાડે છે. જેમ કમળ કે વૃક્ષ ભવિષ્ય તરફ — પ્રકાશ તરફ ઊંચે જુએ છે અને વધે છે પણ પોષણ તો નીચલા કાદવમાંથી જ મેળવે છે તેમ આપણે ભવિષ્યની કેળવણીના અખતરા કરતી વખતે ભવિષ્યની દૃષ્ટિ રાખતાં છતાં ભૂતકાળમાંથી જરૂરનું પોષણ મેળવવું ઘટે. એટલા માટે જ વિદ્યાપીઠના સ્વરાજ્યાકાંક્ષી આદર્શો સેવતો હું આપણી પ્રાચીન કેળવણીમાં પણ અનેક વાર ડૂબકી મારું છું. હું વિકાસવાદી છું, ભૂતવાદી નથી. વિકાસવાદી જાણે છે કે ભૂતકાળ નવા નવા અવતાર ધારણ કરી વર્તમાન કાળમાં વિચરે છે અને ભવિષ્ય કાળ પણ અજ્ઞાત રૂપે વર્તમાન કાળમાં જ ખેલતો અને ખીલતો હોય છે.

જૂનો જમાનો જ્યારે સડવા માંડે છે ત્યારે જ એમાંથી નવી સૃષ્ટિ પેદા થાય છે. નવાની તાજગી અને જૂનાનું ખોખરાપણું જોઈ માણસને થાય છે કે જૂનું હંમેશ આવું જ સડેલું હતું. પણ એ કોણ નથી જાણતું કે કેડે બેવડાયેલી ઘરની ડોશી એક વખતે એની જુવાનીમાં લાવણ્યવતી યુવતી હતી અને પોતાના જમાનામાં પોતાના સમાજની રાજ્ઞી હતી. છેલ્લાં બસો-પાંચસો વરસ પરથી આપણે આપણી આર્ય સંસ્કૃતિ વિશે ખરો ખ્યાલ નથી બાંધી શકતા. આપણી પ્રાચીન કેળવણીની પદ્ધતિ કેવી હતી એ કોઈએ ચોક્કસ રીતે તારવી આપ્યું નથી. છતાં પ્રાચીન કેળવણીને પરિણામે જે પ્રકાંડ પંડિતો, ત્રિકાલદર્શી સમાજધુરીણો, નરનો નારાયણ બનાવવા મથતા ધર્મકારો અને સાહિત્ય, સંગીત, વૈદક, યુદ્ધશાસ્ત્ર, ગણિત અને જ્યોતિષ વગેરે અનેક વિદ્યાઓ અને કળાઓમાં પ્રવીણ એવા આચાર્યોની લાંબી પરંપરા આપણા દેશમાં ચાલી તે કેળવણી જોમદાર અને જીવનભેદી હોવી જ જોઈએ.

આજે આપણે કેળવણીની પદ્ધતિ વિશે ઘણું બોલીએ છીએ અને વાંચીએ છીએ. કેટલાક જૂના શાસ્ત્રીઓ તત્ત્વચર્ચા કોરે મૂકી તર્કનાં પ્રમાણો કેટલાં છે એના શાસ્ત્રાર્થમાં જ જિંદગી વેડફી નાખતા તેમ જ આપણે કેળવણીની પદ્ધતિઓ વિશે કરીશું એવી શંકા મનમાં ઉત્પન્ન થયા વગર રહેતી નથી. ખરું જોતાં પોતાની વિદ્યા શિષ્યને આપવાનું વાત્સલ્ય ગુરુમાં હોય અને ગુરુ જેટલું આપે તેટલું ગ્રહણ કરી તે વધારવાની ગ્રાહક શક્તિ અને પ્રજ્ઞામેધાની ઉત્સાહશક્તિ શિષ્યમાં હોય એટલે અમુક જ પદ્ધતિ જોઈએ છે જેવી આવશ્યક્તા રહેતી નથી. ગુરુ જાણે છે કે શિષ્યમાં જે જ્ઞાનશક્તિ સૂતી છે જ તે કેવળ જગાડવાનું જ કામ આપણું છે. અને શિષ્ય પણ જાણે છે

અત્યાર સુધીની કેળવણી સાહિત્યપ્રધાન હતી. એના સંસ્કારો રહેવાના જ. તેથી આ નવા પ્રયાસમાં સાહિત્યચર્ચાને પણ સ્થાન રહેશે. પણ સાહિત્યચર્ચા કરતાં વ્યાપક પ્રજાજીવનની ચર્ચા આમાં વધારે હશે. ખેડૂતો, મજૂરો, સ્ત્રીઓ, અંત્યજો વગેરે સામાજિક અન્યાયના ભોગ થઈ પડેલા વર્ગોનું જીવન કેમ સ્વાભાવિક અને સુખી થાય, સ્વરાજ્ય માટે એ લોકોને કેમ તૈયાર કરાય, અને સ્વરાજ્ય મળ્યા પછી એ બધા વર્ગોને દેશમાં એમની તપશ્ચર્યાને તોલે આવે એવું સ્થાન કાયમનું કેમ મળે, એની ચિંતા અત્યારથી કરવાની છે. સંગીત, ચિત્રકળા વગેરે પ્રજાજીવનને પ્રસન્ન કરનાર પ્રવૃત્તિઓનો ઊહાપોહ પણ આ લોકકેળવણીની ચર્ચામાં જ થવો જોઈએ.

આવા પ્રયાસમાં આપણે એકલા જ નથી, અથવા લોકકેળવણીનો સવાલ ખાસ હિંદુસ્તાન પૂરતો જ છે એમ પણ નથી. બધે જ લોકયુગની શરૂઆત છે. તેથી બીજા પ્રાંતોમાં અને બીજા દેશોમાં લોકો કઈ રીતે વિચાર કરે છે, કેવા કેવા અખતરા કરે છે, કેવા અનુભવ મેળવે છે, એ બધું આપણે જાણવું જોઈએ. આ બધી વસ્તુઓનો પ્રજા-જીવન સાથે કેટલો નિકટ સંબંધ છે એ પ્રજાને ન સમજાવીએ ત્યાં સુધી પ્રજા એમાં રસ ન લે તો આશ્ચર્ય શું? આજે મુખ્ય કામ તો પોતાનું ભાગ્ય પોતાની કેળવણીના હાથમાં છે એટલું પ્રજાના મન પર ઠસાવવાનું છે, અને એ કેળવણીના જે પ્રયોગો ચાલી રહ્યા છે તેનું સ્વરૂપ અને મહત્ત્વ સમજાવવાનું છે. કેમ કે આખરે પ્રજાશક્તિ કેળવવાનું કામ પ્રજાએ પોતે જ સ્વેચ્છાએ કરવાનું છે.

## પ્રાચીન કેળવણી*

કોણ જાણે શાથી પણ હું 'પ્રાચીન'નો ઉપાસક છું એવી માન્યતા મારે વિશે અનેક લોકોએ બાંધી છે. આજકાલ કેવળ વર્તમાન કાળમાં જ જીવવાની ટેવ ઘણા લોકોને પડી છે એટલે તેઓ ભૂત અને ભવિષ્ય બન્ને કાળ તરફ દુર્લક્ષ કરે છે. ચાલતી ઘડી માણી લીધી એટલે જીવન સફળ થયું એમ તેઓ માને છે. હું ભૂત-કાળનો ઉપાસક નથી. જે 'ભૂત' હશે તે જ ભૂતકાળને જોયા કરશે. સામાન્ય ગામડિયા લોકોની કલ્પના છે કે ભૂતોનાં પગલાં અવળાં હોય છે અને એની આંખો આગળ હોવાને બદલે માથા ઉપર કે પાછળ હોય છે. જે માણસ ભવિષ્ય તરફ પ્રગતિ ન કરે પણ ભૂતકાળ તરફ જ જવાનો પ્રયત્ન કરે, જેને ભવિષ્યની દૃષ્ટિ નથી પણ વીતી ગયેલા કાળ તરફ જ અથવા શૂન્ય આકાશ તરફ જ જે

* મે, ૧૯૨૫માં ગૂજરાત વિદ્યાપીઠ તરફથી યોજાયેલી શિક્ષણવ્યાખ્યાનમાળાનું વ્યાખ્યાન — તે વખતે લેવાયેલી નોંધના આધારે.

— વધારે હતું. ભૌતિકશાસ્ત્રો આજના જેટલાં ખેડાયાં ભલે ન હોય પણ સમગ્ર જીવનમાં જરૂરી એવી એકાગ્રતા ખૂબ કેળવાયેલી હતી.

એક રીતે જોતાં જૂના આચાર્યોમાં સમાજ પ્રત્યે ઉદાસીનતા અને અભાવ દેખાય છે. તેઓ વિદ્યા ખેડવામાં અનન્ય નિષ્ઠા બતાવતા, શિષ્યવાત્સલ્ય તેમનામાં અખૂટ હતું પણ સમાજમાં તેમની વિદ્યા ઝીલી લેવાની શક્તિ ન હોવાથી સમાજ પ્રત્યે તેઓ ઉદાસીન ભાવે જોતા અને જેમ મંદબુદ્ધિ બાળકને આપણે જેમતેમ રિઝવીએ છીએ તેમ આ આચાર્યો સમાજને રિઝવતા. અને તેથી સત્યનિષ્ઠા કોરે મૂકીને પણ લોકસંગ્રહને અર્થે ગમે તેવી ફલશ્રુતિ લોકો આગળ રજૂ કરતા. रोचनार्था फलश्रुतिः એ જૂનું વાકય વિદ્વાનોનું જનતા પ્રત્યેતું વલણ બતાવે છે. લોકની રોચનાને અર્થે ગમે તેવી લાલચ અને ગમે તેવી નિરર્થક બીક રજૂ કરવામાં આવતી.

સાધુસંતોનું વલણ આથી જુદું હતું. ધાર્મિક સંસ્કૃતિ લોકોમાં ફેલાવવા માટે તેઓ તનતોડ મહેનત કરતા પણ તેમનામાંયે અજ્ઞાન સાથે માંડવાળ કરવાની વૃત્તિ દેખાઈ આવતી. છતાં સરવાળે સંતોનું ધર્મતેજ અને આચાર્યોની ઉગ્ર જ્ઞાનોપાસના રાષ્ટ્રને તારક હતાં.

કેળવણીની પદ્ધતિમાં કેવળ સામાન્ય સિદ્ધાંતો પરથી યાંત્રિક અનુમાનો કાઢવાની તાર્કિક પદ્ધતિ તો હતી જ પણ એની સાથે પ્રયોગો કરી સિદ્ધાંત બાંધવાની અનુગમ પદ્ધતિ વિશેષ પ્રમાણમાં હતી. ત્રીજી એક પદ્ધતિ આપણા લોકોએ ખેડી હતી જેનું આજે આપણે કેવળ માહાત્મ્ય ગાઈએ છીએ; પણ જેને વિશે ચોક્કસ એવું કશું જાણતા નથી. એ પદ્ધતિ અથવા માર્ગ યોગને નામે ઓળખાય છે. ધ્યાન દ્વારા ચિત્ત એકાગ્ર કરી પ્રચંડ માનસશક્તિ ભેગી કરવામાં આવતી અને વીજળીના ડાયનેમો જેવા બનેલા એ મનનો પ્રવાહ ગમે તે વિષય ઉપર રેડવામાં આવતો. આ યોગશક્તિ આગળ ગૂઢમાં ગૂઢ રહસ્ય ખુલ્લાં થઈ જતાં. યોગની આ શક્તિને કારણે જ એને વિશે લોકોમાં જાતજાતના અદ્‌ભુત ખ્યાલો બંધાઈ ગયા. પછી પ્રયોગપદ્ધતિ અને તર્કપદ્ધતિ, તથા નિરીક્ષણપરીક્ષણ તરફ બેદરકારી થવા લાગી. પ્રાચીન આચાર્યો અને ઋષિઓ ત્રિકાલજ્ઞ હતા, સર્વજ્ઞ હતા, એમનાં વચનોમાં અપૂર્ણતા કે ભ્રાંતિ હોઈ જ ન શકે એમ માનવા તરફ વલણ વધ્યું.

દેશમાં બધે એક જ જાતની સંસ્કૃતિ જ્યાં સુધી હતી અને જ્યાં સુધી એ જ સંસ્કૃતિનું રાજ્ય હતું ત્યાં સુધી રાષ્ટ્રીયતાના ખ્યાલને અવકાશ ક્યાંથી હોય. રાષ્ટ્ર, રાષ્ટ્રીયતા, ધર્મ, સંસ્કૃતિ, પુરુષાર્થ બધું એક જ હતું.

આજે આપણી પરિસ્થિતિ સાવ જુદી જ છે, દેશપરદેશની અનેક સંસ્કૃતિઓ આપણી ભૂમિ ઉપર ભેગી થઈ છે. એમનો મેળ ખવડાવવો એ સહેલી વાત નથી. આપણે બહારની દુનિયાને બહાર રાખવાનો કાંઈક પ્રયત્ન કરી જોયો, પણ એ દુનિયા બમણા વેગે અંદર ઘૂસી છે. આપણો જૂનો સામાજિક આદર્શ, વિદ્યા અને

કે ગુરુ મોઢેથી જેટલું આપે છે એના કરતાં પ્રેમથી, વાત્સલ્યથી દસગણું આપણામાં રેડે છે. આવી કરુણા અને શુશ્રૂષાનો જ્યાં મેળ હોય ત્યાં ગમે તે પદ્ધતિ ફળી નીકળવાની.

છતાં જૂના ગ્રંથો તપાસવાથી કેળવણીની ચોક્કસ પદ્ધતિઓ આપણને જડયા વગર રહેતી નથી. કેળવણીનો આદર્શ, કેળવણીના વિષયો, કેળવણીની પદ્ધતિઓ, કેળવણીઓની પૂર્વતૈયારી, એનો કાળ, એનો ક્રમ વગેરે બધું જ ઓછુંવધતું નક્કી કરેલું હતું.

જૂના વખતની સંસ્થાઓ જૂની ઢબની હતી. આજની જુદી છે. આપણા સમાજમાં જીવનના આદર્શ પ્રમાણે, રહેણીકરણી અને વિચારસરણીના આદર્શ પ્રમાણે સમાજના વર્ણવિભાગ થયા હોવાથી કેળવણીમાં પણ એવા જ વિભાગ પડતા. બ્રાહ્મણ અને ક્ષત્રિય કુમારો એકત્ર ભણતા હશે, વૈશ્ય કુમારો પણ એમાં જ અમુક હદ સુધી ભણી જતા હશે પણ કારીગરો અને કળાધરોની કેળવણી જુદી જ રીતે ચાલતી હશે એમ લાગે છે. સ્મૃતિઓમાં જે કેળવણીનો ક્રમ બતાવેલો છે તે મોટે ભાગે બ્રાહ્મણો, પુરોહિતો, જ્યોતિષીઓ, યાજ્ઞિકો અને એવા જ અગ્રજો માટેની છે. રાજવંશીઓને જે કેળવણી અપાતી એનાં વર્ણનો મળે છે પણ એની વિગતો બ્રાહ્મણી કેળવણીની જેટલી મળતી નથી. સુથાર, કડિયા વગેરેની કેળવણીના ઉલ્લેખો ઘણા છે, એમના શાસ્ત્રગ્રંથો પણ ઓછા નથી. પણ આજકાલ એ ઘણા લુપ્ત થયા છે અને તેથી એમને વિશે જાત જાતની અદ્ભુત કલ્પનાઓ જ સંભળાય છે.

જૂના વખતમાં એક વસ્તુ મુખ્ય હતી કે ધગશ વગર કોઈ ભણતું જ નહીં. આજે જેમ પચીસ કે તેત્રીસ ટકાએ પાસ ગણવાની પ્રથા છે તેમ તે વખતે ન હતી. ઠીક ઠીક કસ્યા વગર વિદ્યાર્થીનું સમાવર્તન થતું જ નહીં. એક જ વિષય લઈ તેમાં જ એકાગ્ર થવાની પ્રથા બહુ ફેલાયેલી હતી પણ પાયામાં તો અનેક વિદ્યાનાં મૂળ તત્ત્વો શીખી જ લેવાં પડતાં. માણસ વિદ્યા મેળવે તે પહેલાં વિદ્યાર્થીનું શુદ્ધ, સાદું, ખડતલ જીવન કેળવાવું જોઈએ એનો આગ્રહ ઘણો રહેતો. એ આગ્રહ રહ્યો ત્યાં સુધી કેળવણી તેજસ્વી અને કામદુધા નીવડી. આગળ જતાં વિદ્યાર્થીઓના જીવન તરફ આ એકમાર્ગી આચાર્યોનું દુર્લક્ષ થયું અને વર્ણન ન કરી શકાય એવો સડો કાશી જેવાં વિદ્યાધામોમાં દાખલ થયો.

વ્યાકરણનો વિષય એ વખતે અગત્યનો ગણાતો તે એટલા માટે કે વાણીની શુદ્ધિ કેળવણીમાં મુખ્ય ગણાતી. વાણીશુદ્ધિ માટે વ્યાકરણ, વિચારશુદ્ધિ માટે ન્યાય, દેહશુદ્ધિ માટે બ્રહ્મચર્ય બોધતો આયુર્વેદ અને આદર્શશુદ્ધિ માટે અધ્યાત્મ વિદ્યા, આવી રીતે આ ચાર મુખ્ય શુદ્ધિઓ માટે મુખ્ય ચાર વિદ્યાઓનું શિક્ષણ આવશ્યક હતું. અને એ સર્વમાં આત્મૌપમ્ય — ચેતનમાત્ર માટેનું આદરનું વલણ — અનુસ્યૂત રહેતું. ભૌતિક સુખ કરતાં આધ્યાત્મિક કલ્યાણ — પ્રેયસ કરતાં શ્રેયસ તરફ વલણ

પણ એટલા ખાતર એ પથ્થરમાં કામ કરનાર એમ કહી બેસે કે લાકડામાંથી મૂર્તિવિધાન ન જ થઈ શકે, લાકડામાં એ શક્તિ જ નથી કે મૂર્તિના એ બધા ભાવો પ્રગટ કરે, તો એ મૂર્તિકાર અજ્ઞાન અથવા સાંકડી પ્રતિભાનો કહેવાય, અને જે દેશમાં મોટાં મોટાં જંગલો છે, જાતજાતનાં લાકડાં છે અને પથ્થર એકે મળતો નથી, પથ્થર તો પરદેશથી આણ્યો હોય તો જ મૂર્તિ બની શકે એવી સ્થિતિ હોય; ત્યાં જો મૂર્તિકાર લાકડાનો તિરસ્કાર કરી પથ્થર જ માગવા બેસે તો એની બુદ્ધિ જ પથરા જેવી જડ છે એમ કહેવું પડે. કેમ કે એવા દેશમાં લાકડું એ જ જાતીય અથવા રાષ્ટ્રીય આલમ્બન ગણાવું જોઈએ.

ઘેર ઘેર મૂર્તિવિધાનની કળા ફેલાવવી હોય તો આરસપહાણને છોડી દઈ ચીકણી માટી જ પસંદ કરવી જોઈએ. ચીકણી માટી ગમે ત્યાં મળે છે. આરસ-પહાણને માટે તો જોધપુર કે જબલપુર જવું પડે. જે ચીકણી માટીનો અનાદર કરે છે અને આરસપહાણનો જ આગ્રહ રાખે છે તે મૂર્તિકાર રાષ્ટ્રીય નથી. એ સંકુચિત છે, સ્વાર્થી છે. પ્રતિષ્ઠાને નામે પોતાની જ ન્યાતનો વિચાર કરે છે અને પ્રજાકીય પ્રગતિનો વિરોધી છે.

બુદ્ધિની સૂક્ષ્મતા પ્રખર અથવા કર્કશ કરવા માટે ગણિત, વ્યાકરણ અને તર્ક ત્રણે સરખાં ઉપયોગી છે. જો કોઈ કેળવણીકાર તર્કને બદલે ગણિત વાપરવા સામે વિરોધ કરે અથવા વિદ્યાર્થીની લાયકાત જોઈ વ્યાકરણને ઠેકાણે તર્કથી પણ શરૂઆત કરવાની ના પાડે તો તે કેળવણીશાસ્ત્ર જાણતો નથી. ત્રણે વિષય મહત્ત્વના છે. બુદ્ધિના પ્રાગલ્ભ્ય માટે ત્રણેની આવશ્યકતા છે. આ ત્રણમાંથી દરેક વિષયની ખૂબી જુદી જુદી છે. જેને સાહિત્યકાર થવું છે તેને વ્યાકરણનો પાયો જ વધારે અનુકૂળ આવે. જેને દર્શનકાર થવું છે તે તો તર્કને જ વધારે પસંદ કરે અને જે પંચાંગબલવાન જ્યોતિષી થવા માગે છે અથવા રાજ્યમાં ફડનવીસનું કામ કરવાનો હશે તે તો ગણિતનું જ શરણ લેશે. છતાં સામાન્યપણે બુદ્ધિપ્રાગલ્ભ્ય માટે ત્રણેની કિંમત સરખી છે એ વાત ગણિતીઓએ, વૈયાકરણોએ અને તાર્કિકોએ સ્વીકારવી જ જોઈએ.

જ્યારે સમાજમાં ચાતુર્વર્ણ્ય જાગ્રત હતું ત્યારે બાળકોની સામાન્ય કેળવણીમાં વર્ણ પરત્વે ભેદ રહેતો. બ્રાહ્મણ બાળક વ્રત-ઉપવાસ દ્વારા ખડતલપણું કેળવે, ક્ષત્રિય બાળક એ જ ફળ મૃગયા મારફત મેળવે, વૈશ્ય બાળક મોટાં મોટાં અરણ્યો, પહાડો અને રણો વેપારને અર્થે ઓળંગી એ જ શક્તિ કેળવતો; અને શૂદ્ર બાળકો મોટા મોટા યજ્ઞને પ્રસંગે તનતોડ મહેનત કરી પરિચર્યા દ્વારા પોતાના ખડતલ-પણાનો પરિચય આપતાં. એક જ કેળવણી પરિસ્થિતિ પ્રમાણે ભિન્ન ભિન્ન વાહન મારફતે લઈ શકાય એ જ આ ઉપરથી સિદ્ધ થાય છે.

પણ કેળવણીનું તંત્ર એવા લોકોના હાથમાં ગયું કે જેમને બ્રાહ્મણ અને ક્ષત્રિયનો જ વિચાર કરવાની ટેવ હતી. એમણે આ બે પેશાને અનુકૂળ એવી જ

કળાનો આદર્શ શુદ્ધ હતો, આપણી કેળવણી જીવનવ્યાપી હતી. પણ આજે તેનું નવું સંસ્કરણ કર્યે જ છૂટકો.

કેવળ ઉપનિષદો જ વાંચવા બેસીએ તોયે તે વખતની કેળવણીનો આબેહૂબ ચિતાર નજર આગળ ઊભો કરવા જેટલો મસાલો એમાં છે. મહાભારતમાં તો ડગલે ને પગલે કેળવણી અને એનાં પરિણામોનું વાતાવરણ જોઈ શકીએ છીએ. સુથાર, લુહાર, સોની, વૈદ, સ્થપતિ વગેરે વર્ણોના જે કંઈ ગ્રંથો મળે છે એમાં પણ કેળવણીનું વાતાવરણ જોવામાં આવે છે. ચાણક્યનું અર્થશાસ્ત્ર, શુક્રનીતિ, કામંદકી નીતિસાર એવા એવા ગ્રંથો પરથી પણ આપણે તે વખતની કેળવણી વિશે ઘણી માહિતી મેળવી શકીએ છીએ. આપણી સ્મૃતિઓ તો આખા સમાજને કેળવવા માટે જ રચાયેલી અને લખાયેલી છે. અને સંન્યાસની દીક્ષા તો સંસ્કૃતિની સર્વોચ્ચકોટિ કેળવવા માટે કલ્પેલી છે. પતંજલિના યોગદર્શનમાંથી પણ આપણે આપણું કેળવણીનું શાસ્ત્ર તારવી કાઢી શકીએ.

હાલનું કેળવણીનું શાસ્ત્ર પૂરેપૂરું તપાસ્યા પછી જો ફરી વાર આપણે આપણું જૂનું સાહિત્ય અને જૂનો જીવનક્રમ તપાસીએ તો આપણે એ પ્રાચીન કેળવણી-માંથી આપણી જાતિને અનુકૂળ, આપણા આદર્શને પોષક એવી ભવિષ્યની શિક્ષણ-પદ્ધતિ અને શિક્ષણક્રમ ઘડી શકીએ એમ છીએ. આજના આપણા શિક્ષકો પ્રાણવાન બની હિંમતપૂર્વક એટલો પુરુષાર્થ કરશે તો ભવિષ્યકાળની પ્રજા એમના જમાનાનું કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ કરશે અને તર્પણ કરશે.

## ઉજળિયાત કેળવણી

એકાદ મૂર્તિ દ્વારા, એકાદ કલ્પના વ્યક્ત કરવી હોય તો મૂર્તિકાર મૂર્તિને માટે ગમે તે પદાર્થ પસંદ કરી શકે છે. એ કાં તો મીણ વાપરશે અથવા છાણ, લોટ અથવા માટી, લાકડું અથવા પથ્થર, ત્રાંબુ અથવા બ્રોન્ઝ, પિત્તળ અથવા સીસું, સોનું અથવા ચાંદી. અને થોડાક વખતને જ માટે મૂર્તિ ટકાવવી હોય તો એ મીણ પણ ન વાપરે. ખાંડ ચાલે, સાબુ ચાલે અને બરફ પણ ચાલે.

બીજી બાજુ આપણે આરસપહાણની મૂર્તિઓ પણ જોઈએ છીએ અને સ્ફટિકની અથવા માણેકની પણ હોય. મૂર્તિનો ભાવ વ્યક્ત કરવા માટે જે વખતે જે પદાર્થ અથવા આલમ્બન અનુકૂળ આવે તે લઈને મૂર્તિકાર મૂર્તિ ઘડે છે. કોક કોક વાર અનુકૂળતા કરતાં પોતાની મર્યાદા જોઈને જ મૂર્તિકારને મૂર્તિનું આલમ્બન કે આધાર પસંદ કરવો પડે છે. જે પથ્થરમાં કામ કરી જાણે તે લાકડામાં કરી શકશે જ એની ખાતરી નથી.

પણ એટલા ખાતર એ પથ્થરમાં કામ કરનાર એમ કહી બેસે કે લાકડામાંથી મૂર્તિવિધાન ન જ થઈ શકે, લાકડામાં એ શક્તિ જ નથી કે મૂર્તિના એ બધા ભાવો પ્રગટ કરે, તો એ મૂર્તિકાર અજ્ઞાન અથવા સાંકડી પ્રતિભાનો કહેવાય, અને જે દેશમાં મોટાં મોટાં જંગલો છે, જાતજાતનાં લાકડાં છે અને પથ્થર એકે મળતો નથી, પથ્થર તો પરદેશથી આણ્યો હોય તો જ મૂર્તિ બની શકે એવી સ્થિતિ હોય; ત્યાં જો મૂર્તિકાર લાકડાનો તિરસ્કાર કરી પથ્થર જ માગવા બેસે તો એની બુદ્ધિ જ પથરા જેવી જડ છે એમ કહેવું પડે. કેમ કે એવા દેશમાં લાકડું એ જ જાતીય અથવા રાષ્ટ્રીય આલમ્બન ગણાવું જોઈએ.

ઘેર ઘેર મૂર્તિવિધાનની કળા ફેલાવવી હોય તો આરસપહાણને છોડી દઈ ચીકણી માટી જ પસંદ કરવી જોઈએ. ચીકણી માટી ગમે ત્યાં મળે છે. આરસ-પહાણને માટે તો જોધપુર કે જબલપુર જવું પડે. જે ચીકણી માટીનો અનાદર કરે છે અને આરસપહાણનો જ આગ્રહ રાખે છે તે મૂર્તિકાર રાષ્ટ્રીય નથી. એ સંકુચિત છે, સ્વાર્થી છે. પ્રતિષ્ઠાને નામે પોતાની જ ન્યાતનો વિચાર કરે છે અને પ્રજાકીય પ્રગતિનો વિરોધી છે.

બુદ્ધિની સૂક્ષ્મતા પ્રખર અથવા કર્કશ કરવા માટે ગણિત, વ્યાકરણ અને તર્ક ત્રણે સરખાં ઉપયોગી છે. જો કોઈ કેળવણીકાર તર્કને બદલે ગણિત વાપરવા સામે વિરોધ કરે અથવા વિદ્યાર્થીની લાયકાત જોઈ વ્યાકરણને ઠેકાણે તર્કથી પણ શરૂઆત કરવાની ના પાડે તો તે કેળવણીશાસ્ત્ર જાણતો નથી. ત્રણે વિષય મહત્ત્વના છે. બુદ્ધિના પ્રાગલ્ભ્ય માટે ત્રણેની આવશ્યકતા છે. આ ત્રણમાંથી દરેક વિષયની ખૂબી જુદી જુદી છે. જેને સાહિત્યકાર થવું છે તેને વ્યાકરણનો પાયો જ વધારે અનુકૂળ આવે. જેને દર્શનકાર થવું છે તે તો તર્કને જ વધારે પસંદ કરે અને જે પંચાંગબલવાન જ્યોતિષી થવા માગે છે અથવા રાજ્યમાં ફડનવીસનું કામ કરવાનો હશે તે તો ગણિતનું જ શરણ લેશે. છતાં સામાન્યપણે બુદ્ધિપ્રાગલ્ભ્ય માટે ત્રણેની કિંમત સરખી છે એ વાત ગણિતીઓએ, વૈયાકરણોએ અને તાર્કિકોએ સ્વીકારવી જ જોઈએ.

જ્યારે સમાજમાં ચાતુર્વર્ણ્ય જાગ્રત હતું ત્યારે બાળકોની સામાન્ય કેળવણીમાં વર્ણ પરત્વે ભેદ રહેતો. બ્રાહ્મણ બાળક વ્રત-ઉપવાસ દ્વારા ખડતલપણું કેળવે, ક્ષત્રિય બાળક એ જ ફળ મૃગયા મારફત મેળવે, વૈશ્ય બાળક મોટાં મોટાં અરણ્યો, પહાડો અને રણો વેપારને અર્થે ઓળંગી એ જ શક્તિ કેળવતો; અને શૂદ્ર બાળકો મોટા મોટા યજ્ઞને પ્રસંગે તનતોડ મહેનત કરી પરિચર્યા દ્વારા પોતાના ખડતલ-પણાનો પરિચય આપતાં. એક જ કેળવણી પરિસ્થિતિ પ્રમાણે ભિન્ન ભિન્ન વાહન મારફતે લઈ શકાય એ જ આ ઉપરથી સિદ્ધ થાય છે.

પણ કેળવણીનું તંત્ર એવા લોકોના હાથમાં ગયું કે જેમને બ્રાહ્મણ અને ક્ષત્રિયનો જ વિચાર કરવાની ટેવ હતી. એમણે આ બે પેશાને અનુકૂળ એવી જ

કેળવણીની પદ્ધતિ મુકરર કરી અને વેદ તો બધાને માટે આવશ્યક એટલે શિક્ષા, કલ્પ, વ્યાકરણ, જ્યોતિષ, છંદસ અને નિરુક્ત જેવા વેદાંગ વિષયો કેળવણીના પાયામાં આવીને બેઠા. પરદેશમાં પણ ધર્મપ્રધાન જમાનાએ ધર્મગ્રંથની કેળવણી એ જ મુખ્ય કેળવણી ગણી. તે માટે ઉચ્ચારણ, લેખન અને વ્યાકરણ એ આદ્ય વિષયો નક્કી કર્યા. વ્યવહારમાં ગણિત વગર ચાલે નહીં એટલે એ ઉમેર્યું અને કેળવણીનું ક્ષેત્ર પૂરું કર્યું. બાકીની બધી કુશળતા કેળવાતી ન હતી એમ નથી પણ એ કેળવણી ગણાતી નહીં. લેખન, રટણ અને લેખાં એટલું જ કેળવણીનું ક્ષેત્ર મનાયું, અને એને પરિણામે ધાર્મિક અથવા વ્યાવહારિક સાહિત્ય એ કેળવણીનું પ્રધાન અંગ થઈ પડયું.

અને સાહિત્ય એ વિષય પણ ભોગજોગે એવો નીવડયો કે કેળવણીનો બધો બોજો એ ખમી શકે. કેળવણી દ્વારા જે જે વસ્તુનો વિકાસ તે જમાનાએ માગ્યો તે તે વસ્તુનો વિકાસ સાહિત્યે પૂરો પાડયો અને પોતાનું સાર્વભૌમત્વ સિદ્ધ કર્યું. તેથી કેળવણી તો સાહિત્ય દ્વારા જ અપાય, સાહિત્યવિહોણી કેળવણી સંભવે જ નહીં એવી માન્યતા બંધાઈ અને તે હજી ચાલે છે.

અને એ પણ ખરું કે એ જમાનામાં સાહિત્ય પણ એવું તૈયાર થયું કે જે રાષ્ટ્રને બાંધે, આદર્શ ઘડે, ચારિત્ર્યને કેળવે, સામાજિક દિશા નક્કી કરે, એ દિશાએ જવા માટે લોકોને પ્રેરે અને સમાજના અસંખ્ય વર્ગોમાં પરસ્પરાનુકૂલતા ઉત્પન્ન કરી સમાજને એકપ્રાણ કરે. એ સાહિત્યમાં સામાજિક જીવનનો પ્રાણ સ્ફુરતો હતો. અને સાહિત્યકારો પણ એને પ્રાણાધિક સમજી એની શુદ્ધતા સાચવતા. જે કોઈ એ સાહિત્ય ધારણ કરે એણે એ સાહિત્યને છાજે એવી આર્યતા, એવી પવિત્રતા, એવી લોકહિત-તત્પરતા અને એવી ધર્મનિષ્ઠા બતાવ્યે જ છૂટકો. એવી સ્વાભાવિક અપેક્ષા હતી અને તે પૂરી પણ પડાતી.

સમાજના વર્ગો પડયા અને કેળવણી લેનારા અને ન લેનારા એવા ભેદો થયા અને તે દિવસથી ઉદાર સંસ્કાર આપનાર કેળવણી અમુક વર્ગની જ થઈ ગઈ. આ સ્થિતિ બધા જ દેશોમાં દેખાઈ આવે છે. દરેક ઠેકાણે પ્રતિષ્ઠિત વર્ગે પોતાને અનુકૂળ એવી વર્ગીય કેળવણીને ઉદાર, અભિજાત અથવા સાંસ્કારિક કેળવણીનું નામ આપ્યું અને પોતાની સંકુચિતતા અથવા એકાંગિતા ઢાંકી.

હવે જ્યારે પ્રજાકીય કેળવણીનો વિચાર શરૂ થયો છે, ત્યારે જૂના કેળવણીકારો સ્થાનાપન્ન હોવાનો લાભ લઈ પોતાની જ કેળવણી આમપ્રજા ઉપર લાદવાનો પ્રયત્ન કરે છે અને પોતાની કેળવણીના વિષયોમાં પ્રજાહિતનાં અને સંસ્કારિતાનાં ક્યાં ક્યાં તત્ત્વો રહેલાં છે તેનું માહાત્મ્ય ગાઈ એ લાભ તમને બીજી કોઈ પણ રીતે ન જ મળી શકે એમ સમજાવવાનો પ્રયત્ન કરે છે.

અમારી ન્યાત સૌથી ઊંચી, એમાં કોઈ બહારનાનો પ્રવેશ નહીં થવા દઈએ એ વૃત્તિ પહેલાં એક વખતે હતી. સામાજિક શ્રેષ્ઠત્વ ટકાવવાનો એ એક ઉપાય હતો. હવે એ શ્રેષ્ઠત્વ ટકાવવાનો નવો પ્રકાર જન્મ્યો છે. અમારી ન્યાત સૌથી મોટી,

અમારો વર્ગ સૌથી સંસ્કારી, એના સંસ્કારો ગ્રહણ કરશો, અમારું અનુકરણ કરશો, અમારી ઢબે ચાલશો, અમારી ઢબે વિચાર કરશો, અમે પસંદ કરેલી કેળવણી લેશો, ત્યારે જ અમારા સમાન થશો, ત્યારે જ તમે સંસ્કારી ગણાશો, વિલાયતમાં જઈ આવશો તો જ બારિસ્ટર થઈ આવશો, તો જ આઈ.સી.એસ. થઈ શકશો, સમાજમાં ભળવાના અમારા વિવેકો જાણશો ત્યારે જ તમારામાં રાજ્યકર્તાપણું આવશે, એ પોતાનું શ્રેષ્ઠત્વ ટકાવવાનો, પોતાની સંસ્કૃતિ ફેલાવવાનો અને લોકોને વટલાવવાનો નવો પ્રકાર છે. આજનો શિક્ષિત સમાજ આમપ્રજાને — આખી પ્રજાને કેળવણી આપવા તૈયાર થયો છે પણ કેળવણી એટલે ઉજળિયાત કેળવણી, અક્ષરની કેળવણી, સાહિત્યની કેળવણી, નવરાશની કેળવણી, નવરાશ ઉત્પન્ન કરવા માટે સામાજિક અસમાનતા ઉત્પન્ન કરવાની કે ટકાવવાની કેળવણી એમ જ એ માને છે. હવે એવી કેળવણી શી રીતે સમાજવ્યાપી થઈ શકે? કેળવાયેલો માણસ અંગચોર — સુંવાળાં હાડકાંનો. એ શ્રમજીવી થવા કરતાં આત્મા વેચવાનું પસંદ કરે. એની કેળવણી જે દિવસે આખો સમાજ લે તે દિવસે અનાજ કોણ ઉગાડે, ઘર કોણ બાંધે, કપડાં કોણ વણે, વાસણો કોણ ઘડે અને સંદેશાઓ લઈને કોણ દોડે?

એટલે એ સ્પષ્ટ છે કે આમપ્રજાની કેળવણી ઉજળિયાત કેળવણી ન જ થઈ શકે. આપણે એ રાષ્ટ્રીય સિદ્ધાંત તરીકે ગોખી રાખવું જોઈએ કે 'ઉજળિયાત કેળવણી એ રાષ્ટ્રીય કેળવણી નથી.'

તો પછી સંસ્કારિતાનું શું? એ તો આ જમાનાનો દેવ. સંસ્કારિતા માટે જીવન છે, સંસ્કારિતા માટે રાષ્ટ્રીય પુરુષાર્થ છે. એ તો ઉજળિયાત કેળવણી મારફતે — સાહિત્ય, સંગીત અને કળાની કેળવણી મારફતે જ મળવાની છેને. એનું શું કરશો?

રાષ્ટ્રીય સાહિત્ય, રાષ્ટ્રીય સંગીત અને રાષ્ટ્રીય કળા ઉત્પન્ન કરી અથવા શોધી કાઢી તેની મારફતે પ્રજાને કેળવીશું આ એક જવાબ થયો અને તે સંપૂર્ણ છે. કેમ કે આ ત્રણે વસ્તુઓ શક્ય છે. આજે પણ અસ્તિત્વમાં છે. અપ્રતિષ્ઠિત હોવાથી તે સહેજે હાથમાં ન આવે અને કેળવણીને એને અનુકૂળ બનાવતાં ઘણો વખત જશે. પણ આ ત્રણ આલમ્બન મારફતે જ સંસ્કારિતા ઉત્પન્ન કરી શકાય એ ખ્યાલ જ ખોટો છે. જે શક્તિ ગણિતમાં છે તે સુતારીમાં પણ છે. જે સંસ્કારિતા વ્યાકરણમાંથી મળે છે તે જ સૂપશાસ્ત્રમાંથી પણ મળી શકે છે. જે સંસ્કારિતા, જે પ્રગલ્ભતા વ્યાકરણમાંથી મળે છે એ જ ખેતી કે વણાટમાંથી મળવી જોઈએ. ગણિત, તર્ક અને વ્યાકરણમાં જે વિચારનું બંધબેસતાપણું છે, જે સ્વાભાવિક વ્યવસ્થા છે અને આ ત્રણે વિષયોમાં સૂઝ ખીલવવાને જે અવકાશ છે તે ઉપર વર્ણવેલા જીવનાધાર ધંધાઓમાં પણ છે. ફક્ત ગણિત, તર્ક અને વ્યાકરણ જે પરાવલમ્બી નવરાશ માગે છે તેનો આગ્રહ એ ધંધાઓ કરતા નથી તેથી કેળવણીમાં એ ધંધાઓની ગૃહસ્થાઈ ઓછી! પણ એ ઉજળિયાત ગૃહસ્થાઈ તોડયા વગર આમપ્રજાનું માથું ઊંચું થવાનું જ નથી. દબાયલા વર્ગનું માથું પાણી બહાર નીકળવાનું નથી.

શ્રદ્ધાળુ શ્રોતાઓ કહે છે કે તમે આમ દલીલ કરો છો ત્યારે તે સાચી લાગે છે પણ શું સાચે જ સુતારી મારફતે સંસ્કારિતા કેળવાશે? ત્યારે સમાજમાં આટલા બધા સુતારો ફરે છે એ કેમ સંસ્કારી નથી દેખાતા?

એક જવાબ એ છે કે આપણે સંસ્કારિતાની કલ્પના જ ફેરવવી પડશે. શ્રમજીવી કારીગરો સંસ્કારી નથી હોતા એમ કોણે કહ્યું? પણ સચોટ જવાબ એ છે કે સંસ્કારિતા એ મોટે ભાગે સામાજિક પ્રતિષ્ઠા ઉપર આધાર રાખે છે. માથું ધુણાવીને દશગ્રંથ મોઢે કરનાર જીવતા બ્રાહ્મણ ફોનોગ્રાફમાં જે સંસ્કારિતા આવશે તે ગોખણપટ્ટીમાંથી આવે છે કે એની સામાજિક પ્રતિષ્ઠામાંથી? દશગ્રંથી બ્રાહ્મણ જૂઠું ન બોલે, મોઢામાંથી ગાળ ન કાઢે, કોઈનો દ્રોહ ન કરે, હીન વિલાસમાં ન ઊતરે એવી જે સામાજિક માન્યતા બંધાઈ છે અને જે એક વખતે સાચી હતી તે શું ગોખણપટ્ટીના પરિણામે કે પ્રતિષ્ઠાના પરિણામે?

સંસ્કારિતા — એકલી ચારિત્ર્યની નહીં પણ બુદ્ધિની સંસ્કારિતા ભણવાના વિષય ઉપર આધાર રાખવા કરતાં એ વિષય કેળવવાની પદ્ધતિ ઉપર, એના વિનિયોગ ઉપર અને એના સામાજિક દરજ્જા ઉપર આધાર રાખે છે.

હવે આપણે મુખ્ય વિચાર ઉપર આવીએ. જે વિષય મારફતે આપણે પ્રજાને કેળવવા માગીએ છીએ તે વિષય કેળવણીની દૃષ્ટિએ ખેડાય છે. એ વિષયનું પૃથક્કરણ થાય છે, વર્ગીકરણ થાય છે. એનાં અંગઉપાંગ અલગ અલગ નક્કી થાય છે. એ શીખવાનો ક્રમ નક્કી થાય છે. એ શીખવવાનો ક્રમ ગોઠવાય છે. એ ક્રમ દહાડે દહાડે સુધારાતો જાય છે. તે તે વિષયના નિષ્ણાત અધ્યાપકો જડી આવે છે અથવા ઘડવામાં આવે છે. પછી વિભાગીય અથવા આનુષંગિક સાહિત્ય અને સાધનો પણ નિર્માણ થાય છે. એ રીતે એ વિષય કેળવણીને લાયક બનાવવામાં આવે છે. સાહિત્ય, વ્યાકરણ, ગણિત, ચિત્રકળા, સંગીત, સ્થાપત્ય, વૈદક વગેરે વિષયો આવી જ રીતે કેળવણીની દૃષ્ટિએ કસાયા છે. અને એને અંગે જોઈતી બધી સગવડો ઊભી થઈ છે. આમ સાહિત્ય, ગણિત વગેરે વિષયોએ કેળવણીનું ક્ષેત્ર સૌથી પહેલવહેલું વ્યાપેલું એટલે એમના વગર કેળવણીની શરૂઆત થાય જ નહીં એવી માન્યતા બંધાઈ છે.

પણ શું એ માન્યતા બરાબર છે? શું અક્ષરની શોધ ન જ થઈ હોત અને લેખનકળાએ આપણને ગ્રંથો ન આપ્યા હોત તો કેળવણી જેવી વસ્તુ જ ન ઊભી થઈ હોત? સુતાર, લુહાર, વણકર, ઇત્યાદિ કારીગરો ઉજળિયાત લોકો જેટલા પ્રતિષ્ઠિત ન હોવાને લીધે વિદ્વાન લોકોએ એમની કારીગરીની ઉપેક્ષા કરી છે. કેળવણીકારોએ હમણાં હમણાં એ કારીગરી તરફ કંઈક સદ્ભાવ પરાણે કેળવ્યો છે પણ હજી એ કારીગરીને કેળવણીનો ઓપ તો આપ્યો જ નથી. સામાજિક પ્રતિષ્ઠા અને કેળવણીનો ઓપ એ બે લાભ જ્યારે આ નવા વિષયોને મળશે ત્યારે જ સંસ્કારિતાની દૃષ્ટિએ એમનું મહત્ત્વ સાહિત્ય કરતાં હજારગણું છે એ આપણે જોઈ શકીશું. માણસ કારીગરીનો ધંધો શીખે એટલે એનું એટલું ઉજળિયાતપણું ઓછું

થયું અને ઉજળિયાતપણું એ જ સામાજિક જીવનનું શિખર છે એ વહેમ પ્રથમ કાઢવો પડશે અને પછી સાચા કેળવણીકારોએ રશિયાના રાષ્ટ્રપિતા પીટરના ઉત્સાહથી કારીગરી હાથ કરી એનું પૃથક્કરણ, વર્ગીકરણ, ક્રમબંધન, અન્ય વિષયો સાથેનો અનુબંધ વગેરે બધું ખેડવું જોઈએ.

કેળવણી અને જીવન એ નોખાં નોખાં ન જ પડવાં જોઈએ. સંસ્કારિતા અને કાર્યક્ષમતા અથવા કાર્યકુશળતા એ જુદાં જુદાં ન જ થવાં જોઈએ. આગેવાની અને સ્વાવલમ્બનનો મેળ અશક્ય ન જ મનાવો જોઈએ.

તો જ કેળવણી કૃતાર્થ થશે, સમાજ સમર્થ થશે, પુરુષાર્થ પ્રગલ્ભ થશે અને જીવનનો ઉદ્દેશ દૃષ્ટિગોચર થશે.

## સાહિત્ય દ્વારા કેળવણી

ગમે તે દેશનો વિચાર કરીએ તોપણ ત્યાં સાહિત્યની પ્રગતિ વિશેષ રૂપે થતી દેખાય છે. સાહિત્યના પ્રકારો વધ્યા છે. સાહિત્યનાં ક્ષેત્રો વધ્યાં છે. જે વિષયો સાહિત્યથી પર છે એમ મનાતું હતું તે પણ સાહિત્યે કબજે કર્યા છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાવો અને અનુભવો સાહિત્ય મારફતે વ્યક્ત થવા લાગ્યા છે. જૂના લોકોમાં ભાવનાનો વેગ પ્રબળ હતો પણ નવા લોકોએ તો ભાવનામાં અનેક સૂક્ષ્મતા કેળવી છે. મૂળ ત્રણ કે સાત રંગમાંથી જેમ આજે આપણે અસંખ્ય સંમિશ્ર રંગો અને તેમની છટાઓ ખીલવી શક્યા છીએ તેમ ભાવનાઓનું પણ થયું છે. શુદ્ધિના ઉપાસકો જરૂર એને હીનતાની નિશાની તરીકે ઓળખે, સમાજમાં જેમ તેઓ સંકર પસંદ ન કરે તેમ ભાવનાઓમાં પણ સંકર વધે એ તેમને સહન ન થાય છતાં ભાવનાઓમાં સંકર વધતો જ જાય છે. આજનું સાહિત્ય એ સંકરને ઓળખી શકે છે એટલું જ નહીં પણ એને માન્યતા આપે છે અને પોષે છે. અને એમાં સમાજની અપૂર્વ સેવા કર્યાનું સમાધાન અથવા અભિમાન ગ્રહણ કરે છે. એમાં વળી Psycho-analysis (મનોવિશ્લેષણ) નામના ખાનદાની વગરના શાસ્ત્રે વચમાં આવી ચિત્તની ખાણો ખોદી દબાઈ ગયેલી વૃત્તિઓને પણ ઉલેચવા માંડી છે. એ શાસ્ત્ર વૈદકનો ડોળ કરે છે. માનસિક રોગોમાંથી મુક્તિ અપાવવાનો દાવો કરે છે પણ પરિણામ તો વાનરના હાથમાં જખમ સોંપ્યા જેવું આવ્યું છે.

એ ગમે તે હો પણ સાહિત્યે જીવનનાં અનેક ક્ષેત્રો ઉઘાડયાં છે અને ખેડયાં છે એ વિશે શંકા નથી. છતાં સાહિત્ય દહાડે દહાડે બેજવાબદાર થતું જાય છે. અથવા એ સાહિત્યનો વાંક ન હોય. જીવનમાં જેમ જેમ સામાજિક કે આધ્યાત્મિક

અવ્યવસ્થા (અરાજક) દાખલ થતું જાય તેમ તેમ સાહિત્યમાં પણ એ પેસી જવાનું. સમાજમાં વિચારસ્વાતંત્ર્યને નામે ગમે તેવા કાચાપાકા વિચારો વાદ ચલાવે છે. અને માછલીબજારમાં કે શૅરબજારમાં જે કોલાહલ જોવામાં આવે છે તે જ કોલાહલ આજે વિચારક્ષેત્રમાં દાખલ થયો છે. કોઈને કાંઈ પણ વિચાર સૂઝ્યા, કલ્પનામાં તરંગ ઊઠયો કે એનો પયગંબર બનીને એ એનો પ્રચાર કરે છે અને એના એ વિચારો તો સંભળાવવા માટે હોય છે. સમાજ આગળ વિચાર ફેંકનાર પોતે જ એ પ્રમાણે ચાલવાને બંધાયેલો નહીં પછી એ વિચારનો સ્વીકાર અને અમલ તે કોણ કરે. બધા જ લોકો વિચારો બોલે છે, ચર્ચે છે અને સરવાળે જે કંઈ ભાવના, વાસના અને કલ્પનાનું ક્ષણિક મિશ્રણ પ્રેરે તે પ્રમાણે આચરણ કરી છૂટે છે. પરિણામે અમુક પ્રસંગે લોકો કેટલી શ્રેષ્ઠતા બતાવશે એનો વિશ્વાસપૂર્વક કયાસ કાઢવો લગભગ અશકય થઈ ગયું છે.

આવા જમાનામાં આદર્શોની તો ચર્ચા ખૂબ થાય છે. પણ સરવાળે સમાજમાં ચારિત્ર્યનું સામર્થ્ય પેદા થવાને બદલે અરાજક એટલે કે અવ્યવસ્થા અથવા અનવસ્થા પેદા થાય છે.

આજે લોકો જે સામાજિક સામર્થ્ય માગે છે તે મુખ્યત્વે ચારિત્ર્યશક્તિનું નથી પણ સંખ્યાનું અને સંગઠનનું છે. મોટી મોટી સંખ્યામાં મનુષ્યજાતિ આજે એકત્ર થઈ શકે છે. અને સ્વાર્થ, બીક, કુતૂહલ, દ્વેષ, લોભ, વિલાસિતા ઈત્યાદિ અત્યંત પ્રાથમિક અને સંસ્કૃતિની દૃષ્ટિએ છીછરી ભાવનાના આધાર પર સંઘટિત થાય છે. એમાંથી પેદા થતું સામર્થ્ય એ સંસ્કૃતિનું સામર્થ્ય નથી, ચારિત્ર્યનું સામર્થ્ય નથી પણ જડતાનું છે. સમાજ ઝપાટાભેર પ્રગતિ કરે છે એમ આપણે કહીએ છીએ, કલ્પનામાં પ્રગતિ જરૂર છે. પણ પ્રત્યક્ષ પરિણામમાં, સામાજિક જીવનમાં અને આદર્શની ઉપાસનામાં સંસ્કૃતિનો હ્રાસ થતો સ્પષ્ટ દેખાય છે.

અનિશ્ચય અને ક્ષણિક જોસ, એકાંગી આગ્રહ અને ચંચળ પરિવર્તન એ આજના સાહિત્યનું મુખ્ય વાતાવરણ છે. એ એનો સ્વભાવ થઈ પડયો છે. नासौ मुनिः यस्य मतं न भिन्नम् । બધાથી જે જુદો ન પડે તેની પ્રતિષ્ઠા ન મળે એટલે કેને અનુસરવું, કયો વિચાર ગ્રહણ કરવો એની ગમ સામાન્ય સમાજને નથી પડતી. જો બધા લોકો જીવનના પ્રયોગો પોતાની મેળે કરવા જેટલી હિંમત ધરાવશે તો જ તેઓ ઊગરી જશે પણ લોકોને તો વિચારક્ષેત્રમાં પણ તૈયાર માલ જોઈએ છે. જાતમહેનતથી કશું પેદા નથી કરવું. પરિણામે માંદાઓ જેમ એક પછી એક પેટંટ દવાઓ અજમાવે છે અને એકે દવાને પૂરતી અજમાવતા પણ નથી. દવાના ગુણ તપાસવાને બદલે તેની જાહેર ખબરો જ જોયા કરે છે. તેવી જ રીતે લોકો વિચારની બાબતમાં કરવા લાગ્યા છે. એક આગેવાનની પાછળ લોકો ચાલ્યા, થોડાક દિવસ ગયા એટલે કહે કે આમાં તો કંઈ પરિણામ દેખાતું નથી. હવે કંઈ નવું જોઈએ છે. પણ કેમ? તો કહે કે અમને તો રોજ નવી નવી કલ્પનાઓ જોઈએ છે. જૂનામાં રસ શી રીતે પડે!

જેને કલ્પનાનો રોગ વળગ્યો છે તેની દવા અનુભવમાં રહેલી છે. માણસ જાતે પ્રયોગ કરે, અનુભવ લે, એના પર વિચાર કરે અને નિર્ણય બાંધે એ જ રસ્તો સમાજના વિકાસને માટે હોઈ શકે. કલ્પનાના રસ્તાઓ અસંખ્ય. કલ્પના એટલે જ બુદ્ધિભેદ. એકતાની સ્થિરતા એ અનુભવને અંતે જ આવી શકે છે,—વ્યવસાયને પરિણામે જ એ મળી શકે છે. જેમને વ્યવસાય કરવો નથી, પ્રયોગ કરવા નથી, અનુભવ લેવો નથી કે તપાસવો નથી, જીવન વ્યવસ્થિત કરવું નથી, અનુભવ અને દૃઢ શ્રદ્ધાના પાયા ઉપર જીવન ચણવું નથી તેવા લોકોને માટે ગીતાએ કહ્યું છે, बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ।

આપણા સાહિત્યની આજે એ દશા છે તેથી જીવનને દોરવાની, પુરુષાર્થને પ્રેરણા આપવાની, વિચારને શુદ્ધ કરવાની, ભાવનાને પવિત્ર રાખવાની અને પ્રજાનો અનન્ય વિશ્વાસ મેળવવાની શક્તિ એનામાં રહી નથી. આજના સાહિત્યે સુંદરતા, નવીનતા, વિવિધતા અને ચમત્કારિતાની ઉપાસના ચલાવી છે. સત્યતા, દૃઢતા, પવિત્રતા, મંગલતાની ઉપાસના છોડી દીધી છે તેથી જૂની ભાષામાં કહીએ તો આજનું સાહિત્ય 'આપ્ત' રહ્યું નથી.

માટે કેળવણીની શરૂઆતમાં સાહિત્ય ઉપર પહેલાં જેવો આધાર નહીં રખાય. કેળવણીની શરૂઆત હવે તો નિરીક્ષણ, પરીક્ષણ, પ્રયોગ અને ધ્યાન દ્વારા જ થવી જોઈએ. પ્રત્યક્ષ કાર્યો કરીને, વસ્તુઓ ઘડીને, યોજનાઓ અમલમાં મૂકીને, કલ્પનાઓ કાર્ય દ્વારા કસીને, કેળવણીની શરૂઆત કરાય કે જેથી પાયામાં કચાશ ન રહે, નબળાઈ રૂપાળી નહીં લાગે, આત્મવિશ્વાસ પેદા થાય અને પ્રસંગ પડયે એકાકી રહેવાની પણ હિંમત આવે. જેમ શંકરાચાર્યે કહ્યું કે "અગ્નિ શીતળ છે એમ શ્રુતિનાં સોસો વચન ટાંકે તોય આપણે તે સ્વીકારવાના નથી." તેમ અનુભવની કેળવણી લેનાર માણસ કલ્પનાની માયાજાળમાં ફસાય નહીં. એકલો રહીને પણ એ કહેશે કે અનુભવે આજ સુધી મને દગો દીધો નથી તો હું અનુભવને શી રીતે દગો દઉં. એ તો પ્રાચીન ઋષિની પેઠે ગાજી ઊઠશે કે હું સત્યનો ઉપાસક છું.

तद् आत्मनि निरते ये उपनिषत्सु धर्माः ते मयि सन्तु, माहंब्रह्म निराकुर्याम् । मामा ब्रह्म निराकरोत् अनिराकरणमस्तु अनिराकरणमस्तु ।

## શીંગડાં અને પગ

દુર્દૈવી સાબરે પોતાનાં શીંગડાં અને પગ વચ્ચે સરખામણી કરી હતી. સુંદર શરીરનો ઘાટ, ચળકતા વાળની શોભા, કવિઓને આકર્ષે એવી આંખો અને એ બધાંને કૃતાર્થ કરનાર માથા પરનાં શીંગડાં! ઈશ્વરની કેવડી એ બધી કૃપા! ફક્ત

આ પગ એ સૌંદર્યમાં ભળતા નથી. ઈશ્વરે પગ જ ન આપ્યા હોત તો? અથવા નામમાત્રના જરાક સરખા ટૂંકા પગ રાખ્યા હોત તો? મને તો આ પગની શરમ ઊપજે છે, એમને ક્યાં સંતાડું, ક્યાં ફેંકી દઉં? અને આ કઢંગી ખરી! એ ખરી પડે તો સારું.

શિકારીઓ આવ્યા, કૂતરાઓ ભસ્યા, બાણ છૂટયાં, બીડ, પહાડ અને ટેકરી દોડતાં દોડતાં સાબરનો દમ નીકળી ગયો, પગ હતા એટલે જ કામ આવ્યા. માથાની શોભારૂપ શીંગડાં ભારરૂપ નીવડયાં અને ધૂળમાં જ હંમેશાં રહેનાર પગ જીવતદાન આપવાને સમર્થ છે એવી ખાતરી થઈ. પગ એક ફલંગ મારે કે આખું શરીર દડાની પેઠે આકાશમાં જ દોડે. માથા પર શીંગડાંનો ભાર ન હોત તો કેવું મજાનું? દોડતાં દોડતાં ઝાંખરાંની ઝાડી આવી. જાળમાં શીંગડાં ભરાયાં. પગ જોર કરે પણ ઉપયોગ શો? જેમ માથું વધારે ખેંચે તેમ શીંગડાં વધારે ભરાય. હાય, હાય! આ શીંગડાંને કારણે આખા શરીરનો નાશ થાય છે. એ કૂતરાઓ આવ્યા. હાંફતા પાંસામાં એમના દાંત ઘૂસી ગયા છે. ગરમ ગરમ લોહીની સેર ઊડે છે. પગ તરફડિયાં મારે છે પણ હવે ઉપયોગ શો?

આપણી કેળવણીમાં બુદ્ધિને કાંઈક કસરત આપનાર, કલ્પનાને ખોરાક પૂરો પાડનાર અને સાહિત્યને પંથે દોરનાર કેળવણી તે માથાના ભારરૂપ સાબરનાં શીંગડાં જેવી છે અને જીવનદાયી ઉદ્યોગની કેળવણી તે સાબરના ભૂંડા દેખાતા પણ મજબૂત ટાંટિયા છે. શીંગડાંની શોભા આગળ એ ટાંટિયાની આપણને શરમ ઊપજે છે પણ રાષ્ટ્રીય જીવનમાં ઉપયોગ તો એનો જ છે.

હાથપગ વાપરવાથી માણસની પ્રતિષ્ઠા ઓછી થાય છે એવો એક ખ્યાલ તો લોકોમાં બંધાયો છે જ પણ હાથપગના વપરાશને લીધે માણસની બુદ્ધિ પણ મંદ થાય છે એ જાતનો વહેમ કેટલાક કેળવાયેલા લોકો સામાન્ય લોકોમાં ફેલાવે છે એ આશ્ચર્યની અને દુ:ખની વાત છે. બુદ્ધિપ્રધાન લોકોએ શારીરિક કષ્ટનું કામ ન કરવું એવો નિયમ કરતાં પહેલાં ખાવા જેવું પાર્થિવ કામ પણ એમણે ન કરવું જોઈએ એવો પણ નિયમ એમણે સાથે સાથે કરવો જોઈતો હતો. દેવો અને પિતરો જેમ પ્રત્યક્ષ અન્ન ખાતા નથી પણ સૂંઘીને જ તૃપ્ત થાય છે એમ મનાય છે તેમ બુદ્ધિમાન લોકોનું પણ જો થઈ શકે એમ હોય, જો વ્યાકરણ ખાઈને અને કાવ્ય-રસ પીને તેઓ જીવી શકતા હોય તો તેમને શારીરિક શ્રમ ઉઠાવવાની કશી જરૂર નથી. સાચી વાત એ છે કે બુદ્ધિના પ્રયોગથી જેમ હાથપગનું કામ વધારે સુંદર અને વ્યવસ્થિત થાય છે, પ્રમાણશુદ્ધ અને ઓછા વખતમાં થાય છે તેમ જ હાથ-પગ વાપરવાથી બુદ્ધિના વ્યાપારમાં એકાગ્રતા અને ચોકસાઈ આવે છે. સામાન્ય રીતે જે બાજુ તરફ બુદ્ધિ જવાનો સંભવ ઓછો તે બાજુ તરફ પણ હાથે કરેલા પ્રયોગોને લીધે બુદ્ધિ પહોંચે છે અને અજ્ઞાતની શોધ કર્યાનો આનંદ અનુભવે છે. વગનોમાં ઊતરવાની ટેવ સામાન્ય રીતે બુદ્ધિને નથી હોતી. જ્યારે એકેએક વિગતમાં

ઊતર્યા વગર હાથપગનું કામ થઈ શકતું જ નથી. હાથપગ દ્વારા કેળવણી લેવાથી એ મુખ્ય લાભ થાય છે.

બુદ્ધિએ કરેલી કલ્પનાની વખતોવખત કસોટી ન થાય તો બુદ્ધિને ખોટી કલ્પનાઓ કરવાની ટેવ પડી જાય છે. ખોટી કલ્પનાઓ કરવાની અથવા નભાવવાની એક વાર ટેવ પડી ગઈ એટલે શાસ્ત્રીયતાનું ખૂન જ થયું.

૨

વેદાંતમાં મોક્ષનું ઉત્તમ સાધન કયું એની ચર્ચા કરતાં જ્ઞાન અને કર્મ વચ્ચે પસંદગી કરવા સુધી શોધ પહોંચી. કેટલાક કહે જીવનનો સાર કર્મ જ છે, બીજા કેટલાક કહે જીવનનો નિચોડ જ્ઞાનરૂપી અત્તરમાં જ આવી જાય છે. અને જ્ઞાનરૂપે જ એ પોતાની સુવાસ ફેલાવે છે. 'જીવન એટલે વિચાર' અને 'જીવન એટલે આચાર.' આ બે સમીકરણમાંથી કયું પસંદ કરવું એ એક પ્રશ્ન છે. અંતે સમીકરણને બદલે સમુચ્ચય કરવાનું લોકોને સૂઝયું. અને જ્ઞાનકર્મના સમુચ્ચયથી જ મોક્ષ મળે છે એમ ડાહ્યા લોકોએ નક્કી કર્યું; જેમ પક્ષીને ઊડવા માટે બે પાંખો જરૂરની છે, એક પાંખે ઉડાતું નથી તે જ પ્રમાણે જ્ઞાન અને કર્મ બંને પક્ષ એકબીજા સાથે સહકાર કરે ત્યારે જ જીવન ઉન્નત થવાનું. જીવ બંધનમુક્ત થઈ શિવરૂપે અનંતમાં વિહાર કરવાનો.

આપણી આજની કેળવણી આ જ્ઞાનકર્મ સમુચ્ચયને માનતી થાય તો સમાજનો ઉદ્ધાર જોતજોતામાં થશે. પણ આપણે ત્યાં કેવળ જ્ઞાનવાદીઓ પણ જ્ઞાનનો ખરો અર્થ લેતા નથી. જ્ઞાન એટલે પુસ્તકિયું જ્ઞાન, દુન્યવી ડહાપણ, માહિતીનો ભંડાર અથવા ચતુરાઈની પરિસીમા એવો જ અર્થ કરવામાં આવે છે, જ્યારે ગીતામાં જ્ઞાનની વ્યાખ્યા કરતાં સમાજને ઉન્નત કરનારા બધા સદ્‌ગુણોની હાર જ ગોઠવી દીધી છે. અને આ સદ્‌ગુણો કેવળ વિચારથી, તત્ત્વચિંતનથી કે ગ્રંથપરિશીલનથી કેળવાતા નથી પણ પ્રત્યક્ષ જીવન જીવવાથી, સારી ટેવો દૃઢ કરવાથી અને આચરણ કરતી વખતે વિચારપૂર્વક ચાલવાના પ્રયાસથી જ કેળવાય છે. चित्तस्य शुद्धये कर्म એમ જે કહ્યું છે તે અક્ષરશઃ સાચું છે અને ભર્તૃહરિએ તો ચોખ્ખું કહી દીધું છે કે બુદ્ધિની કેળવણી કર્મ મારફતે જ થઈ શકે છે. बुद्धिः कर्मानुसारिणी ।

તમામ ઉપનિષદોમાં મંત્રોપનિષદ તરીકે જેની પ્રતિષ્ઠા વધારેમાં વધારે છે તે ઈશાવાસ્ય ઉપનિષદ પણ કહે છે કે જ્ઞાન અને કર્મ બન્ને નોખાં નોખાં હોય ત્યારે અંધારા ખાડામાં લઈ જાય છે, બન્ને એકસામટાં એકબીજાના સહકારથી ચાલે ત્યારે જ નૈતિક મૃત્યુ ટાળી આધ્યાત્મિક અમરત્વ માણસ મેળવી શકે છે. જેમ યાત્રા જમણા પગથી થશે કે ડાબા પગથી એવો ઝઘડો આપણે ઊભો કરતા નથી પણ બન્ને પગ સરખા વાપરીને યાત્રાધામે પહોંચીએ છીએ તેમ જ જીવનયાત્રામાં પણ જ્ઞાન અને કર્મ, બુદ્ધિ અને કૌશલ્ય બન્નેનો સપ્રમાણ, સમપ્રમાણ ઉપયોગ કરવાથી જ આપણે જીવનસાફલ્યના શિખર સુધી પહોંચવાના છીએ.

ઉસ્તાદોના હાથ તળે કેવળ જોઈ જોઈને શીખનાર શાગિર્દો કેવળ કર્મનું તંત્ર જ જાણે છે. કોઈ યંત્ર પાછળનું મૂળ રહસ્ય સમજી શકતા નથી. કેવળ કર્મને વરેલા લોકોની સ્થિતિ તેવી જ થઈ જાય છે.

અને કેવળ બુદ્ધિનો વિલાસ કરનારની દશા તો એથીયે ભૂંડી થઈ જાય છે. કેવળ કર્મમાં કાંઈ નહીં તો કુશળતા અને સફળતા હોય છે. કેવળ બુદ્ધિનો વિકાસ તો પંપથી હવા ભરેલા પવનદડા જેવો હોય છે. લાત ખાય ત્યારે ઊછળે અને ઊછળીને પાછો પડી જાય. અને કોઈ નાની સરખી અણિયાળી સોય ભોંકે તો ફટ જેવો પવન ભરાયો તેવો નીકળી ગયો. પછી તો દયાપાત્ર ફુક્કો જ રહી જાય છે. કેવળ કર્મમાર્ગી કાંઈક તો બુદ્ધિ કેળવે. પણ કેવળ બુદ્ધિવાદી કર્મ તો કેળવે જ નહીં. ઊલટી કર્મકુશળતા પોતાની પાસે આવે જ નહીં એ જાતની બીક અને સૂગ બન્ને રાખે છે અને હમેશાં પરાજિત રહે છે. કર્મકુશળતાને અભાવે સારામાં સારી બુદ્ધિ પણ વિકૃત થાય છે અને એ પોતાના બચાવ માટે આડો-અવળો અને મલિન રસ્તો લે છે. હાથપગના વપરાશ વગરની બુદ્ધિ વંધ્યા અને આત્મવિશ્વાસરહિત હોય છે.

જ્યાં કલ્પના દોડાવવાની હોય ત્યાં બુદ્ધિની પાંખો ચાલે; પણ નિર્ણય કરવાની શક્તિ તો જે કર્મપરાયણ હોય તેને જ હોય છે.

કલ્પના ચલાવવી એ એક વસ્તુ છે અને સૂઝશક્તિ ચલાવીને ઉકેલ આણવો એ બીજી વસ્તુ છે. કોઈ પરિસ્થિતિનો ઉકેલ કર્મ મારફતે લીધેલા પ્રત્યક્ષ અનુભવ વિના સૂઝે જ નહીં.

## ૩

એક વસ્તુ તરફ ભલભલા કેળવણીકારોનું પણ ધ્યાન ગયું નથી. હાથપગની કેળવણીથી બુદ્ધિ ખીલે છે અને સંસ્કારિતા કેળવાય છે એનું ભાન જોઈએ એટલા લોકોને નથી એ દુ:ખની વાત છે જ. પણ હાથપગના સ્વાશ્રય વિના ચારિત્ર્ય પણ કોઈ કાળે કેળવાતું નથી; કેળવાય તોયે મજબૂત થતું નથી; અણીને પ્રસંગે દગો દે છે એ વસ્તુ તરફ કોઈએ ધ્યાન સરખું ખેંચ્યું નથી. એટલે ધ્યાન ખેંચ્યા છતાં લોકો એ તરફ દુર્લક્ષ કરે છે એવી ફરિયાદ કરવાનો અવકાશ હજી મળ્યો નથી. વિલાસિતા અને અપંગતા જાળવીને કોઈએ ચારિત્ર્ય સાચવ્યું છે એમ આજ સુધી બન્યું નથી. મનુષ્યસ્વભાવથી જ એ વાત વિરુદ્ધ છે. સ્વાશ્રય અને સંયમ એ બે ચારિત્ર્યનાં ફેફસાં છે. એ ચાલે નહીં તો ચારિત્ર્યના પ્રાણ એક ક્ષણ પણ ટકે નહીં. જ્યાં સ્વાશ્રય અને સંયમ નથી ત્યાં ડગલે ને પગલે હારેલું જીવન અનેક જાતની લુચ્ચાઈ અને કપટનીતિનો આશ્રય શોધે છે અને પછી આડીઅવળી દલીલોથી, આત્મવંચનાથી અને સમાજવંચનાથી પોતાનો બચાવ શોધે છે. જે માણસ હાથપગ વાપરીને મહેનતનું કામ કરવાનો આનંદ લે છે તેનામાં અખૂટ હિંમત હોવાથી એને નાસીપાસ થવાનો વારો આવતો નથી. એ દિલદાર હોય છે. બીજાની મૂંઝવણ જોઈ એનું હૈયું સહેજે પીગળે છે, વિકટમાં વિકટ પરિસ્થિતિમાં પણ ટકીશ કે કેમ એવો

કામ સુધારે છે એટલું જ નહીં પણ સમાજનું આખુ વાતાવરણ સુધારે છે. લોકસંગ્રહ તો એવા માણસથી જ થાય. ગીતામાં તો સ્પષ્ટ કહ્યું છે કે જે કર્મયોગી છે તેને હાથે જ લોકસંગ્રહ થઈ શકે છે. કર્મી માણસ પોતે તરી જાય છે અને અનેકોને સહેજે તારે છે.

અને હસ્તકૌશલ્ય વિના કળા કયાંથી ખીલી હોત? કળા એ વસ્તુ છે તો કલ્પનાની; સર્જકશક્તિની. પણ એનો આવિર્ભાવ તો ઇંદ્રિયો દ્વારા ઇંદ્રિયશક્તિથી જ થાય છે. જેની પાસે ઇંદ્રિયોની શક્તિ કળાને કારણે કેળવવાની ધીરજ નથી તે તો કળાનું કેવળ વિવેચન કરશે, આસ્વાદ લેશે અને પોતાને મનાવશે કે એણે બહુ કર્યું. કળાના આસ્વાદથી માણસ અમુક હદ સુધી કેળવાય છે ખરો પણ કળામાં પ્રવીણ થયા વગર માણસ ચડે નહીં. હાથ છે છતાં મનની કલ્પના એ ચિત્રિત કરી શકતો નથી; હૃદયમાં લલિત અને ઉદાત્ત ભાવો સ્ફુરે છે પણ ગળામાંથી આલાપ કાઢી શકતો નથી; મનમાં ઉત્કટ ભાવના સળગી ઊઠે છે પણ તેજસ્વી વાણી દ્વારા એનો બીજાને ચેપ લગાડી શકતો નથી; સમાજને સળગાવી શકતો નથી. મનમાં યોજના છે પણ તે લોકો આગળ દોરી આપી લોકોને એકસૂત્ર કરી શકતો નથી. એવા માણસની અપંગતા, એનો વિરસ અને એનો વિષાદ એક મહાન શાપરૂપ હોય છે. એ શાપનું નિવારણ હાથપગની કેળવણી, ઇંદ્રિયશક્તિનો વિકાસ અને કર્મયોગ દ્વારા જ થઈ શકે. દરેક ઇંદ્રિયની અભિરુચિ કેળવાય, ઇંદ્રિયોની એકેએક નસ ઉપર પૂર્ણ કાબૂ મેળવાય અને વિચાર, વિકાર, ભાવના અને પ્રેરણાની સૂક્ષ્માતિસૂક્ષ્મ છટા પણ ઇંદ્રિયો દ્વારા વિવિધ રીતે વ્યક્ત થઈ કૃતાર્થ થાય ત્યારે જ કેળવણી કેળવાઈ ગણાય. ત્યારે જ જીવન કૃતકૃત્ય થાય.

એટલા જ ખાતર ભક્ત પ્રહ્લાદે એને ઈશ્વર પાસેથી પ્રેરણા મળતાંવેંત ગાયું:

योऽन्तः प्रविश्य मम वाचमिमां प्रसुप्ताम्
संजीवयत्यखिलशक्तिधरः स्वधाम्ना ।
अन्यांश्च हस्त-चरण-श्रवण-त्वगादीन्
प्राणान्नमो भगवते पुरुषाय तुभ्यम् ॥

## જનહિતની કેળવણી*

મેં ઇરાદાપૂર્વક આજનો વિષય લીધો છે. જનહિતની કેળવણી એ દૃષ્ટિ જ સાવ નવી છે. એમાં કેવળ કેળવણીનો આદર્શ ફેરવવાની વાત નથી પણ આખા સમાજનું ઘડતર ફેરવવાની વાત છે. એ જનહિતની કેળવણીનું વિવેચન કહું તે

* સને ૧૯૨૮માં રાષ્ટ્રીય સપ્તાહ દરમિયાન આપેલા ભાષણની નોંધને આધારે.

પહેલાં મંગળાચરણ તરીકે અથવા કાલમાહાત્મ્ય તરીકે કહો આજના રાષ્ટ્રીય ઉત્સવનું મહત્ત્વ જરા તપાસીએ. એ પણ મારા વિષયને વિશદ કરવામાં મદદગાર થશે.

છેલ્લાં પચાસ વર્ષમાં દેશમાં હિલચાલો ખૂબ થઈ છે. પણ આટલી રાષ્ટ્રવ્યાપી હિલચાલ તો આ પહેલી જ ગણાય. આજે આપણે રૉલેટ ઍક્ટનું સ્મરણ કરવું ઘટે છે. કેમ કે એ ઍક્ટ આપણી રાજદ્વારી ફિલસૂફીના યુગાન્તરનો પ્રારંભ છે.

પ્રજાને જ્યારે રાજ્યતંત્ર અથવા એ તંત્રનાં અમુક પગલાં અસહ્ય થઈ જાય છે અને ન્યાય માગ્યો મળતો નથી ત્યારે પ્રજા કાવતરાં તરફ વળે છે. આખી પ્રજા તો કાવતરું નથી કરતી પણ અમુક લોકો કરે છે. કાવતરું એ અન્યાય અસહ્ય થયાનું જેમ ચિહ્ન છે તેમ પ્રજાની મતિ મૂંઝાયાનું પણ ચિહ્ન છે. બંગાળ, મહારાષ્ટ્ર, પંજાબ, મદ્રાસ વગેરે પ્રાંતોમાં અનેક કાવતરાંઓ થયાં એનું ઓસડ શોધવા માટે સરકારે એક કમિટી નીમી. એ કમિટીએ કાળા કાયદાઓ સૂચવ્યા. યુરોપના મહાયુદ્ધ વખતે હિંદુસ્તાને તક જોઈ બળવો કરવાને બદલે સરકાર સાથે સહકાર કર્યો, સદ્ભાવથી કે નબળાઈથી સરકારને મદદ જ કરી, છતાં સરકારે પ્રજાને માથે કાળા કાયદાઓ ઠોકી બેસાડ્યા. પ્રજા છંછેડાઈ અને એણે દેશવ્યાપી આંદોલન કર્યું. હવે આપણા દેશમાં કાવતરાંઓ નથી થતાં એનું કારણ રૉલેટ ઍક્ટ નથી પણ ખરું કારણ તો રૉલેટ કાયદા જેવા અન્યાયો સામે છડેચોક વિરાટ આંદોલન કેમ કરવું એનો રસ્તો પ્રજાને મળ્યો, પ્રજાનો આત્મવિશ્વાસ જાગ્યો એ છે. મૂંઝાયેલા અને આત્મવિશ્વાસ ખોઈ બેઠેલા લોકો જ કાવતરું કરે. પ્રજાએ જોયું કે મારફાડ, કે ખૂનકતલની કશી જરૂર નથી. પ્રજાનો દૃઢ નિશ્ચય એ જ મહાન શક્તિ છે. પ્રજાએ જોરજુલમનું શસ્ત્ર નકામું સમજી ફેંકી દીધું. દુર્દૈવની વાત એ છે કે એ જ શસ્ત્ર સરકારે ઊંચકી લીધું. હવે યુદ્ધશાસ્ત્રનો નિયમ છે કે જૂનાં કટાઈ ગયેલાં શસ્ત્રો વાપરે તે પક્ષની હાર થાય છે. યુદ્ધમાં જીતવું હોય તો શસ્ત્રો તાજામાં તાજાં, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ જોઈએ છે. જેનાં સાધનો શ્રેષ્ઠ તે જ પક્ષ ફાવી જવાનો. આપણે હવે નૈતિક શસ્ત્ર વાપરતા થયા છીએ. એ શસ્ત્ર સરકારના હાથમાં રહ્યું નથી. હવે સરકાર ગમે તેટલા કાયદા પસાર કરે તોયે તેનો નૈતિક આત્મવિશ્વાસ ઊડી ગયો છે, તેની ઢાલ જતી રહી છે, સરકાર ઉઘાડી પડી છે.

રાજદ્વારી ક્ષેત્રમાં આપણે જે શીખ્યા તે જ કેળવણીના ક્ષેત્રમાં પણ શીખવાનું છે. ખરું જોતાં કેળવણી એ જ એક મોટામાં મોટું સ્વતંત્ર દર્શન છે. કેળવણી દ્વારા દુનિયાનાં એટલે કે માણસજાતનાં તમામ દુઃખો દૂર થઈ શકે છે. ધર્મતંત્ર, કાયદાઓ, લશ્કરી સત્તા વગેરે બધું કેળવણી આગળ ઊતરતી વસ્તુઓ છે. જ્યાં કેળવણી ખરેખર ફાવી ત્યાં રાજ્યો ટકવાનાં જ નથી. આંખો સુધરી એટલે જેમ ચશ્માંની ગરજ ન રહે, પગ મજબૂત થયા એટલે કૂબડીની જરૂર ન રહે, માણસ સગીર મટી ગયો એટલે વાલીની જરૂર ન રહે તેમ પ્રજા ચારિત્ર્ય અને સંસ્કારથી સંપન્ન થઈ — બરાબર કેળવાઈ એટલે રાજસત્તાની કશી જરૂર રહેવાની નથી. જે દિવસે કેળવણીનો વિજય થશે તે દિવસે સ્વદેશી કે વિદેશી કોઈ પણ જાતની

સરકાર ટકે નહીં. સરકાર અને કેળવણી આ બે વસ્તુ પરસ્પર વિરોધી છે. પણ કેળવણીનું આ વ્યાપક સ્વરૂપ લોકોના ધ્યાનમાં હજી આવ્યું નથી, કેળવણીનું દર્શન સોળે કળાએ પ્રગટયું નથી.

જેમ ઘરમાં કોઈ રાજા નથી હોતો, કાયદાઓ પણ નથી હોતા, બહુમતી પૂછવા પણ કોઈ બેસતું નથી, છતાં પરસ્પર પ્રેમ અને સદ્ભાવને લીધે ઘરનું તંત્ર એક-રાગે ચાલે છે તેમ આખા સમાજનું થવું અશકય નથી. ઘરમાં દરેક જણ કુટુંબની વધુમાં વધુ સેવા કરવા મથે છે, બીજાની લાગણીઓ સાચવવાની ઇંતેજારી હોય છે, ઘરનું રાચરચીલું અને વાસણકૂસણ કોઈ એક વ્યક્તિની માલિકીનું નથી હોતું, બધું જ બધા માટે હોય છે, તેમ જ સંસ્કારી સમાજમાં પણ કરી શકાય છે.

રાજ્યતંત્ર વગર આપણું કેમ ચાલે એવી શંકા દરેકના મનમાં થાય છે. ત્રીસેક વરસ સુધી જેલમાં રહેલા માણસને શહેરની વ્યવસ્થા વિશે એવો જ અચંબો થશે કે આ શું? એક શેરીમાંથી બીજી શેરીમાં જતાં પૂછવું નથી પડતું. શેરીએ શેરીએ ફાટક-બારણાં નથી. દરેક માણસ મરજીમાં આવે તેટલું ખાય છે. બે રોટલી કરતાં વધારે ખાવા માટે અરજી કરવી નથી પડતી. જેને બીડી પીવી હોય એ પીએ છે, ન પીવી હોય એ ન પીએ. સગાંવહાલાંને ગમે ત્યારે મળાય છે. કાગળો ગમે તેટલા લખાય છે. કાગળો કોઈ તપાસતું પણ નથી. આટલું અતંત્ર હોવા છતાં શહેરમાં અવ્યવસ્થા જેવું લાગતું જ નથી. જેલમાં જન્મારો કાઢેલા માણસને જેમ આવી સ્વતંત્રતા આશ્ચર્ય પમાડે છે તેમ જ આપણને બધાને રાજ્યતંત્ર તળે સૈકાંઓથી ઊછરેલાં હોવાને કારણે રાજ્યતંત્ર ન હોય તો શું થાય એમ થાય છે. આપણે થોડો વિચાર કરીશું તો માલૂમ પડશે કે દૂર ગામડાંઓમાં અને જંગલોમાં જ્યાં સરકારી અમલદારો વરસ બે વરસમાં ભાગ્યે જ એકાદ વાર આવી જાય છે ત્યાં પણ સામાજિક સ્થિતિ વધારે જોખમકારક હોતી નથી. જેટલી સલામતી શહેરો-માં છે એના કરતાં આવે ઠેકાણે કાંઈક વધારે જ હોય છે. અને જે જોખમ કે અવ્યવસ્થા આજે દુનિયામાં દેખાય છે તેનું કારણ પણ સમાજ પૂરો સંસ્કારી થયો નથી એ છે. રાજ્યતંત્ર મજબૂત કરવા કરતાં કેળવણીનું તંત્ર વધારે શુદ્ધ અને વ્યાપક કરવાથી જ સમાજનો ઉદ્ધાર થશે.

ખરી કેળવણી દ્વારા એટલે કે લોકોની આવડત અને લોકોનું ચારિત્ર્ય બન્નેનો વિકાસ કરવાથી કોઈ પણ સમાજ સરકાર વગર ચલાવી શકશે. જેમ મ્યુનિસિપાલિટીની વ્યવસ્થા હોય છે, ઘરમાં ચોવીસે કલાકનો કાર્યક્રમ બાંધેલો હોય છે તેવું વ્યવસ્થા-તંત્ર પ્રજા સ્વેચ્છાએ ઊભું કરશે અને સ્વેચ્છાએ પાળશે. એને માટે દંડનીતિની જરૂર નહીં રહે. આવી સ્થિતિને અંગ્રેજીમાં 'ફિલૉસૉફિકલ એનાર્કિઝમ' કહે છે. આપણે એને તત્ત્વપરાયણ લોકોનું અરાજક કહી શકીએ. આ સ્થિતિમાં કોઈ પણ પ્રજાજન પોતાની સ્વતંત્રતા જાળવવા માટે બીજાની પાશવી શક્તિ ખરીદે નહીં, સલામતી શોધતાં કોઈ સ્વતંત્રતા ખૂવે નહીં.

આવું અરાજક સ્થાપન કરવા માટે ચાલતું રાજ્યતંત્ર તોડી પાડવાની જરૂર નથી રહેતી. એક રાજતંત્ર તોડી પાડવા મથતાં બીજું ઊભું કરવું પડે છે, અને પછી એ ઘટમાળા છૂટતી નથી. સંસ્કારિતા દ્વારા, લોકતંત્ર દ્વારા રાજ્યતંત્રો ઓગળી જાય એવો ઉપાય કે રસ્તો લેવો જોઈએ. કાયદા વગર, દંડ અને સજા વગર જો ચલાવતાં શીખ્યા તો કોઈ પણ જાતની સરકાર રાખવી જ ન પડે. જે સરકાર રહે તેનું સરકારપણું મટી જાય અને તે કેવળ વ્યવસ્થાતંત્રનું રૂપ પકડે.

જ્યાં સુધી એક માણસને બીજા માણસની મજૂરીનો કે આવડતનો અને અણઆવડતનો ગેરલાભ લેવાની દાનત છે ત્યાં સુધી જ સરકારની જરૂર રહે છે. આજે અમુક લોકો લોથપોથ થાય ત્યાં સુધી મજૂરી અને કષ્ટ કરે છે. અને બીજા લોકો ખાધેલું પચે નહીં તેટલા આળસમાં રહે છે અને જેઓ મજૂરી કરે છે તેમની મહેનતનો બધો ફાયદો પચાવી બેસે છે. અને આશ્ચર્યની વાત એ છે કે જેઓ મજૂરી કરે છે તેઓ હલકા ગણાય છે અને જેઓ એદી છે તેઓ તેમના એદીપણાને લીધે જ મોટા ગણાય છે.

જેઓ મજૂરી કરે છે તેમને કેળવણી નથી મળતી. તેમનામાં વ્યસનો હોય છે. તેઓ જેટલું કમાય છે તેટલું સાચવી શકતા નથી. રોજનું રોજ કમાવાની શક્તિ હોવાથી સાચવવા વિશે તેઓ બેદરકાર રહે છે. જેઓ મફતનું મેળવે છે તેમને વધુ મેળવવા માટે અને મેળવેલું સાચવવા માટે અનેક જાતની લુચ્ચાઈ કેળવવી પડે છે. તેમની અને તેમના જીવનની આર્થિક નીતિ શિથિલ હોવાથી જ તેમને બધી જાતનું ડહાપણ કેળવવું પડે છે અને મજૂરી કરનારાઓને કાબૂમાં રાખવા માટે મોટી યુક્તિથી રાજ્યતંત્રો ચલાવવાં પડે છે.

એનો ઈલાજ એ જ છે કે જેઓ એદી છે તેમને ઉદ્યોગી કરવા જોઈએ. ઉદ્યોગ હાથ આવી જાય એટલે એમની નામર્દાઈ અને લુચ્ચાઈ એની મેળે ઓછી થશે. અને જેઓ ઉદ્યોગ કરી કરીને થાકી જાય છે તેમને જ્ઞાન અને ચારિત્ર-સંસ્કારની કેળવણી આપવી જોઈએ, જેથી તેમનામાં દીર્ઘદૃષ્ટિ, વ્યવસ્થાશક્તિ અને સ્વાવલંબી તેજસ્વિતા આવી જશે. જેનામાં જ્ઞાન, ચારિત્ર્ય અને ઉદ્યોગ છે તે સહેજે દિલદાર હોય છે. છળકપટની એને સૂગ રહે છે. બીજાના ભાગમાંથી લૂંટી ખાવાની એને ઇચ્છા નથી થતી. સાથે સાથે બીજો કોઈ એને લૂંટવા માગે તો ભોળપણથી કે લાચારીથી તે તેમ થવા દે એમ નથી બનતું.

એક વખતે એક ધનાઢ્ય માણસે સ્ટેશન પરના કુલી પાસેથી લોટો પાણી લીધું. પૈસો આપે તે પહેલાં ગાડી ઊપડી ગઈ. એટલે અસ્વસ્થ થઈ પૈસો કાઢી પાણીવાળા તરફ એણે એ ફેંક્યો અને જાણે અધર્મમાંથી બચી ગયા એવો શ્વાસ મૂકી કહે 'કોઈની મફતની સેવા લેવી એ હરામ છે;' આ વૃત્તિ સુંદર ખરી પણ એમની મિલોમાં અને કારખાનાંઓમાં કામ કરતા મજૂરોની હકની મજૂરીમાંથી પૈસો પૈસો ઓછો કરીને જ તેઓ ધનાઢ્ય થયા હતા; ગરીબોના રોટલામાંથી

એક એક કકડો પડાવવાથી જ તેઓ શીરાપુરી ખાઈ શકતા હતા એ તે વખતે તેમના ધ્યાનમાં ન હતું.

ખરી વાત એ છે કે પ્રજા જ્યારે ખરેખર સંસ્કારી થશે ત્યારે કોઈ ગરીબ નહીં રહે. સાથે સાથે કોઈ તવંગર પણ નહીં રહે. એ સ્થિતિને જ આપણે રામ-રાજ્ય તરીકે ઓળખીએ છીએ. બધા જ ઉદ્યોગી હશે એટલે કોઈને કોઈના ખભા ઉપર સવાર થવાની જરૂર નહીં રહે. પોતાને પગે ચાલવા જેટલી શક્તિ દરેકના પગમાં હશે, અને બીજાને પાલખીમાં બેસાડી એ પાલખી ઊંચકવાની જરૂર કોઈને જ ન રહે. આજના મજૂરોને જો નિરાશા, વ્યસન અને અંદર અંદર હરીફાઈ કરવાની અનીતિનો રોગ ન હોત તો તેમના જેવા દિલદાર, સત્યવાદી અને પરોપકારી ભાગ્યે જ કોઈ હોત.

પણ રામરાજ્ય સ્થાપન કરનાર આ ઉદ્યોગો કયા? લોકોનાં વ્યસનોને પોષે એવા ઉદ્યોગોમાં આજે કમાણી વધારે છે. રાષ્ટ્રજીવનને આવશ્યક એવા વ્યાપક ઉદ્યોગોમાં કમાણી ઓછામાં ઓછી હોય છે. આપણે ચોક્કસ કહી શકીએ છીએ કે જે ધંધામાં મહેનત ઓછી અને કમાણી વધારે તે ધંધામાં ક્યાંક ભારે મેલ રહેલો છે.

સમાજપોષક ધંધાઓનું રૂપ જ એવું હોય છે કે એમાં ઉદ્યોગનો અને આરામનો એવો અલગ અલગ સમય કાઢવો નથી પડતો. ઉદ્યોગમાંથી જ પ્રસન્નતા મળે છે, કસરત મળે છે, સંસ્કારિતા મળે છે, પરસ્પર સહવાસનો આનંદ મળે છે, જીવન-ધર્મને અનુકૂળ બનાવવાની દરેક જાતની તક મળે છે. આવા ઉદ્યોગથી તવંગર થવાતું નથી અને દરિદ્રી થવાની બીક પણ રહેતી નથી. આવા ઉદ્યોગોની કેળવણીથી બીજા પર જોહુકમી કરવાની શક્તિ વધવાની નથી. મહત્ત્વાકાંક્ષા તૃપ્ત કરે એવી ‘કરીઅર’ હાથ આવવાની નથી. માટે જ એને જનહિતની કેળવણી કહું છું. આમાંથી સંતોષ, તેજસ્વિતા અને સ્વરાજ્ય કેળવાશે. આજે આપણે ગરીબ લોકો ઉપર જ ચરી ખાઈએ છીએ તેથી પછાત લોકોનો આપણા બેઠાડુ, ઉજળિયાત લોકો ઉપર વિશ્વાસ જ બેસતો નથી. ભક્ષ્ય-ભક્ષક વચ્ચે વિશ્વાસ શી રીતે કેળવાય? સ્વજનોને ચૂસી ખાવાની વૃત્તિ સાથે સ્વરાજ્યનો મેળ ખાય નહીં, પછી તો નાદાન બની જોહુકમીના તંત્રને પોષ્યે જ છૂટકો. જો આપણે સ્વાવલંબી થયા તો કોઈ પણ સરકારને ખંખેરી નાખતાં વાર નહીં લાગે. માટે પ્રજાપોષક ઉદ્યોગોને કેળવણીમાં સ્થાન દઈ તે કેળવણી પ્રજાવ્યાપક કરતાં બધાં દુ:ખ મટી જશે.

ઉદ્યોગની કેળવણી સાથે આત્માની કેળવણી પણ આવશ્યક છે. આત્માની કેળવણી એટલે ચારિત્ર્યની, પરોપકારની કેળવણી; આત્મસંયમની કેળવણી.

બધા દેશોમાં એક વસ્તુ સ્પષ્ટ દેખાઈ છે કે ઉદ્યોગ વગર દૃઢ ચારિત્ર્ય કેળવાતું નથી. ત્યાગ, વૈરાગ્ય, સંયમ બધું કેળવી જેઓ વિરક્ત સંન્યાસી અને સાધુ થયા તેઓ પણ ઉદ્યોગને અભાવે કટાઈ ગયા. જે પોતાનો બોજો બીજા પર નાખે છે તેના ચારિત્ર્યનો પાયો નબળો પડ્યો જ છે. પ્રથમ એનામાં કેવળ શિથિલતા

આવે છે. પછી આત્મવંચના શરૂ થાય છે. એમાંથી દંભ પ્રગટે છે. દંભી માણસ સમાજવંચક થવાનો જ. જેમની પાસે ઉદ્યોગ નથી તેમનું ચારિત્ર્ય એ ઘણી વાર કેવળ ઉપરનો વિવેક જ હોય છે. આપત્તિ કે લાલચને વખતે ટકે એવું ચારિત્ર્ય તો સાદાઈ, ખડતલપણું, સ્વાશ્રય અને ઉદ્યોગમાંથી જ કેળવાય છે.

આપણે ત્યાંનો મધ્યમ વર્ગ શરીરશ્રમનો કાયર બન્યો છે. જેમાં અંગમહેનત છે એ ધંધા ઊતરતા અને જેમાં કેવળ બુદ્ધિ જ ચલાવવાની છે તે ધંધા શ્રેષ્ઠ એવી વ્યવસ્થા આપણા લોકોએ સ્વીકારી આપણો મધ્યમ વર્ગ બગાડી દીધો છે. નોકરી શોધતાં, નાણાં રોકતાં, છોકરીને પરણાવતાં, ધંધાની પસંદગી કરતાં આપણે મહેનત-માંથી, જાતમહેનતમાંથી બચી જવાની નજર જ વધારે રાખીએ છીએ. આપણી પાસે ઉજળિયાત મધ્યમ વર્ગ અને શ્રમજીવી મજૂર વર્ગ એવો ભેદ શા માટે હોવો જોઈએ? ઉજળિયાત લોકોમાં સ્ત્રીઓને મજૂરી કરવી પડે એ નામોશી ભરેલું ગણાય છે. પુરુષવર્ગની ભોગેચ્છાને તૃપ્ત કરવા માટે, એનું જિહ્વાલૌલ્ય પોષવા માટે સ્ત્રીઓ આખો દિવસ મથ્યા કરે, વૈતરું કરે એ પોસાય પણ એમણે અર્થોત્પાદક કામ ન કરવું જોઈએ. આખો દિવસ વૈતરું કરતાં છતાં ઉજળિયાત સ્ત્રી આશ્રિતની આશ્રિત જ રહે છે. આશ્રિત દશામાં નારીપ્રતિષ્ઠા ક્યાંથી સ્થાપિત થવાની હતી? અર્થોત્પાદક કામ સમાજમાં જ્યારે બધાં જ સરખી રીતે વહેંચી લેશે ત્યારે ખરી સ્વતંત્રતા અને ખરી નારીપ્રતિષ્ઠા જામશે. જૂના વખતમાં ઘરમાં વપરાતી ઘણીખરી વસ્તુઓ આપણે ઘરમાં જ તૈયાર કરતા. તેથી કાળજીપૂર્વક બનાવેલી ઉત્તમ વસ્તુઓ ખાવાને કે વાપરવાને મળતી. એ વસ્તુઓ બનાવવાની રીત, એના ગુણધર્મ બધા જ જાણવાને મળતા. જીવનનો વાસ્તવિક ખ્યાલ આવતો. એમાંથી સંસ્કારી આનંદ મળતો. આજે એ બધું ઓછું થવાથી આપણે નાણાંના અને બજારના દાસ બન્યા છીએ.

કેટલાક કહે છે કે શ્રમવિભાગ એ જીવનનું — સંસ્કારી સમાજનું — આવશ્યક તત્ત્વ છે. કેટલાક લોકો શારીરિક શ્રમ કરશે, અમે બૌદ્ધિક શ્રમ કરીશું. બન્ને શ્રમ તો છે જ. આ વિચારપદ્ધતિમાં ભારે દોષ રહેલો છે. બૌદ્ધિક શ્રમ અને શારીરિક શ્રમ એ બન્ને એક જાતના નથી. શરીર શ્રમ કરનારને ગોરસ પાઈશું અને બૌદ્ધિક શ્રમ કરનાર કાવ્યરસ પીને સંતોષ માને, દૂધ ન માગે એવી વ્યવસ્થા હોય તો વાંધો નથી. ખોરાકમાં પણ કેટલાક લોકો અનાજ ખાય અને કેટલાક એકલું મીઠું ખાય એવી વ્યવસ્થા આપણે નથી કરતા. શરીરશ્રમ બુદ્ધિના પ્રયોગથી પ્રકાશિત થવો જોઈએ પણ શરીરશ્રમની અવેજીમાં બૌદ્ધિક શ્રમ આપી માણસ ન છૂટી શકે. એ બન્ને શ્રમની જાત જ જુદી છે. બન્નેને શ્રમ તરીકે ઓળખીએ છીએ તે ઉપરથી બન્ને એક જ પ્રકારની વસ્તુ સિદ્ધ નથી થતી.

# આદર્શોનો વિકાસ*

સામાન્ય જનસમાજ આજે રાષ્ટ્રીય શિક્ષણને લગભગ ભૂલી જ ગયો છે એમ કહી શકાય. રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થાઓ ચાલે છે, મરણિયા ચાલકો તે ચલાવે છે, ટેકીલા વિદ્યાર્થીઓ એમાં ભણે છે અને કેટલાક તટસ્થ ટીકાકારો સારીનરસી ટીકા કરી લોકોનું ધ્યાન રાષ્ટ્રીય શિક્ષણ તરફ ખેંચવાનો વિફળ પ્રયત્ન કરે છે. રાષ્ટ્રીય શિક્ષણ વિશે સમાજમાં આથી વધારે જાગૃતિ જોવામાં આવતી નથી. રાષ્ટ્રીય શિક્ષણના આધારસ્થંભો અવારનવાર ઉદ્‌ગારે છે કે રાષ્ટ્રીય શિક્ષણ પરનો અમારો વિશ્વાસ અગાઉ જેટલો જ છે, બલ્કે વધારે જીવતો અને પ્રજ્વલિત છે. વ્યવહારગ્રસ્ત લોકો આંખો સહેજ ઊંચી કરી એમના તરફ જુએ છે, અને ફરી પોતાના વ્યવહારમાં ડૂબકી મારે છે. છોકરાઓની સંખ્યા વધતી ત્યારે તેમાં રાષ્ટ્રીય શિક્ષણનો વિકાસ જોનારા લોકો તે સંખ્યા ઘટી ત્યારે કહેવા લાગ્યા, 'ઠીક છે, ભાર હલકો થાય છે. જે સાચા તત્ત્વનિષ્ઠ હશે, જેને સાચી ભૂખ હશે તે જ ટકશે. અમે તો એક પણ વિદ્યાર્થી રહે ત્યાં સુધી સંસ્થા ચલાવીશું.' આવી શ્રદ્ધાને ધન્યવાદ કોણ ન આપે? પણ આખર સુધી ટકે તે જ ઉત્તમોત્તમ, એ ચાળણી હંમેશ સાચી હોત તો આપણું કામ ઘણું સહેલું થાત. પણ સંજોગો એ એવી વિચિત્ર ચાળણી છે કે એમાંથી કશાનો પારખ થતી જ નથી. છતાં એટલું તો ખરું જ કે જેઓ ટક્યા છે, અને હજીયે ટકવા માગે છે તેમનામાં જ ભૂતકાળનો વારસો, વર્તમાનકાળનો પુરુષાર્થ અને નિકટવર્તી ભવિષ્યની આશા રહેલાં છે.

એવા લોકોને ઉદ્દેશીને થોડાક વિચારો અહીં રજૂ કરવા માગું છું. કેળવણીની બાબતમાં આપણો રાષ્ટ્રીય આદર્શ કેમ પ્રગટ થતો ગયો, વિકસતો ગયો અને રૂપાંતર પામતો ગયો એ આપણે જોવાનું છે. જૂનો અનુભવ ભવિષ્યકાળને માટે દિશાદર્શક થાય છે એ એની કિંમત છે. આચાર્ય કૃપાલાની કહે છે તેમ આજે રાષ્ટ્રીય શિક્ષણ રાષ્ટ્રમાન્ય રહ્યું નથી; થોડાક સૈનિકોની અને નવજુવાનોની શ્રદ્ધાથી જ એ ટકી રહ્યું છે. આ શિક્ષણમાં રાષ્ટ્રની મુખ્ય હાજતોનો વિચાર થાય છે એ દૃષ્ટિએ જ એને રાષ્ટ્રીય શિક્ષણ કહી શકાય. જે લોકોના હાથમાં એ રાષ્ટ્રીય હિતનો પ્રયોગ આજે છે તે લોકોએ આગળ પગલું ભરતાં પહેલાં પોતે કેટલે આવ્યા છે એ સિંહાવલોકનથી જોવું જોઈએ.

રાષ્ટ્રીય મહાસભાએ પોતાનો આદર્શ ચાળીસ વરસની મહેનતે ધીમે ધીમે નક્કી કર્યો છે. રાજદ્વારી હિલચાલ જલદ હોવાથી એને એટલું કરવું જ પડ્યું. સામાજિક

* ગૂજરાત વિદ્યાપીઠના ઉપક્રમથી તા. ૧૪–૧–૨૮ના રોજ પ્રેમાભાઈ હૉલ, અમદાવાદમાં આપેલું ભાષણ.

ક્ષેત્રમાં હજી આપણે આપણો આદર્શ સર્વમાન્ય કે બહુમાન્ય કરી શક્યા નથી. ધાર્મિક બાબતમાં અનેક વિચારો, સિદ્ધાંતો અને રિવાજો પ્રયોગની કઢાઈમાં તવાતા દેખાય છે, એમાંથી કેવું રસાયણ નીપજશે એ તો એક પરમ રસેશ્વર જ જાણે. આવી સ્થિતિમાં રાષ્ટ્રીય શિક્ષણનું ધ્યેય એકાએક નક્કી શી રીતે થાય? શિક્ષણનું ક્ષેત્ર સમગ્ર જીવન જેટલું વ્યાપક છે, પ્રજાનો જે જીવનસિદ્ધાંત તે જ રાષ્ટ્રીય શિક્ષણનું ધ્યેય. એ જીવનનો જેમ જેમ વિકાસ થતો ગયો છે તેમ તેમ રાષ્ટ્રીય શિક્ષણનું ધ્યેય પણ ચોક્કસ થતું આવ્યું છે. એ વિકાસનો ક્રમ આપણે સહેજ તપાસીએ.

પ્રાચીન કાળમાં આપણે ત્યાં કેળવણીનો આદર્શ કેવો હતો એ શોધમાં આપણે અહીં નહીં ઊતરીએ, કેમ કે એવા પુરાતત્ત્વશોધન માટે આપણી પાસે વખત નથી. આપણે એટલું જાણીએ કે કેળવણીનું કામ ધર્મના હાથમાં હતું. ધર્મ અને કેળવણી બે વચ્ચે ભેદ હતો જ નહીં. આજે પણ ન હોવો જોઈએ. પણ 'ધર્મ' શબ્દ ઉચ્ચારતાંવેંત જે વસ્તુ અંતરમાં ખડી થવી જોઈએ તે આજે થતી નથી, કંઈક જુદી જ અથવા વિકૃત વસ્તુ ધર્મના સંબોધનને જવાબ આપે છે, એટલા માટે ઉપરના સિદ્ધાંતને આપણે તજી ન દઈએ. ખરો ધર્મ અને સાચી કેળવણી એ બે એક જ વસ્તુ છે. પ્રાચીન કાળમાં ચારિત્રની કેળવણી, સામાજિક સદ્‌ગુણોની કેળવણી, અને જીવનકલાની સામાન્ય કેળવણી ધર્મ મારફતે મળતી. એના ઉપરાંત રહે છે ફક્ત ધંધાની કેળવણી, આજીવિકાનું સાધન હાથ કરવાની કેળવણી. એ તો કુલધર્મને નામે ઓળખાતી અને વારસામાં મળતી. કેળવણીના આ બે મુખ્ય વિભાગની જોગવાઈ થયા પછી કેળવણીને નામે કરવા જેવું ઝાઝું રહેતું નહીં. જે કંઈ રહે છે તે કાં તો નરી પંડિતાઈ હોય એટલે કે વિશિષ્ટ શાસ્ત્રનું ઊંડું અધ્યયન અથવા સંસ્કારી બહુશ્રુતતા હોય. એ બંને પાછળ આપણા પૂર્વજો જીવનનો કીમતી સમય ઉત્સાહપૂર્વક ગાળતા. યાત્રા દ્વારા ઉદાત્તપવિત્ર સ્થળો અને ઉદાત્તચરિત પવિત્ર પુરુષોનું દર્શન કરતા. દેશદેશાંતરની સમાજસ્થિતિની તુલના કરતા. અને આ રીતે આપણા પૂર્વજો જગતની સંસ્કૃતિને મોખરે હતા. સમાજનાં અંગપ્રત્યંગનો પરસ્પર સંબંધ સુસ્થિત રહે, પરસ્પર પોષક થાય એટલા માટે બ્રાહ્મણ પુરાણકારોની પ્રચંડ સેના જ્યાંત્યાં લોકશિક્ષણનું કાર્ય કરતી. પરિણામે પ્રજાજીવન સંપન્ન, પ્રસન્ન અને વેગવાન વહેતું. કેળવણીશાસ્ત્રની ગમે તે કસોટીએ કસીએ તો ઉપર વર્ણવેલી વ્યવસ્થા ખામીવાળી કે અધૂરી ન ગણાય.

પ્રજાજીવનનો પ્રાણ — અંદરનો ઉત્સાહ — ક્ષીણ થયા પછી ગમે તેટલી સુંદર વ્યવસ્થા હોય તોયે તે સડવાની જ. તેવું જ આપણે ત્યાં થયું. સત્યની શોધ શિથિલ થઈ. રૂઢિનાં બંધનો વધારે પ્રિય થઈ પડ્યાં. સમાજના અવયવો છૂટા પડવા લાગ્યા. મોટું મન સાંકડું થવા લાગ્યું. નાના નાના વાડા બંધાવા લાગ્યા. અને જ્યાંત્યાં સલામતીની શોધનું સામ્રાજ્ય ફેલાયું.

અસાધારણ પ્રગતિ સાથે અસાધારણ અધોગતિ અનુભવેલા આપણે એ તો જાણવું જોઈએ કે યોજના, વ્યવસ્થા, બંધારણ અને સાધનસામગ્રી એ ( કૂચા છે. મુખ્ય વાત અંદરની પ્રેરણા, દિવ્યદૃષ્ટિ, અસાધારણ ઉદ્યોગ, અ જાગરૂકતા અને મનની ઉદારતા એ જ છે.

આપણે ત્યાં જેમ જેમ ધર્મક્રાંતિ થતી ગઈ તેમ તેમ સામાજિક આદર્શ અ કેળવણીની પદ્ધતિ પણ બદલાતાં ગયાં. પણ એના ઈતિહાસમાં ઊતરવાનો અ સમય નથી. રાષ્ટ્રીયતાની હાલની વિશિષ્ટ કલ્પના આપણે ત્યાં દાખલ થઈ ત્યાર કેળવણીનો આદર્શ કેમ ઘડાતો અને બદલાતો આવ્યો છે એ આપણે આ તપાસવાના છીએ. રાષ્ટ્રીયતા એ આજનો યુગધર્મ હોઈ એમાં તણાયા વગ આપણો છૂટકો નથી. પણ એમાં તણાતા છતાં એટલું સ્મરણ તો જરૂર રાખીએ કે એ રાષ્ટ્રીયતાનો ખ્યાલ જ્યારે આપણે ત્યાં નહોતો તે કાળની સામાજિક સ્થિતિ અથવા સામાજિક આદર્શ ઊતરતાં જ હતાં એમ માનવાનું કારણ નથી. એ વખતનું સમાજજીવન આજના કરતાં વધારે કૃતાર્થ હતું.

અંગ્રેજી કેળવણીનું મોટામાં મોટું દુર્દૈવ એ છે કે હમેશાં સંસ્કૃતિ, સુધારો સભ્યતા, જ્ઞાનનો વિસ્તાર, વગેરે ઉચ્ચ આદર્શને નામે તે આપણી સમક્ષ આવે છે પણ હમેશ આજીવિકાનું સાધન, દોઢિયાં કમાવવાની તરકીબ અને રાજમાન્યતાના બારણા તરીકે જ એનો સ્વીકાર થતો આવ્યો છે. આનાં ઐતિહાસિક કારણો છે. અંગ્રેજી કેળવણીની શરૂઆત આપણે ત્યાં મિશનરી લોકોએ કરી. તેમને અહીંની 'વહેમી' સંસ્કૃતિને તોડીને ખ્રિસ્તી સંસ્કૃતિ દાખલ કરવી હતી. સ્વધર્મનો ઉચ્છેદ કરનાર એવી કેળવણી ભારતવર્ષની સભ્ય પ્રજા એમ ને એમ તો ન જ સ્વીકારે. પણ તે વખતની વેપારી સરકારને અંગ્રેજી જાણનાર કારકુનો અને આડતિયા જોઈતા હતા એટલે એમણે અંગ્રેજી ભણેલાઓને મોંમાગ્યા કરતાં પણ વધારે પગાર આપીને રોકવાનું શરૂ કર્યું. આથી લાલચુ લોકો એમાં ફસાયા અને અણગમતી કેળવણી લોકોએ ગમતી કરી. મિશનરી લોકો જો એકલું ખ્રિસ્તપુરાણ લઈને આવ્યા હોત તો કશું બગડત નહીં, પણ એમને તો અહીંના સમાજધર્મથી વિરુદ્ધ એવી પાશ્ચાત્ય સંસ્કૃતિ દાખલ કરવી હતી. એકલો ઈશુ જ આવત તો આપણે એને કબીર કે નાનક જેવા સંત તરીકે વધાવી લીધો હોત, પણ આપણી સામે તો ખ્રિસ્તને નામે આહારવિહારની શિથિલતા સૂચવનારી, મદ્યમાંસને પ્રતિષ્ઠા આપનારી સંસ્કૃતિ આવીને ઊભી. મોગલ સલ્તનત સામે જે પ્રજા ટકી તે બ્રિટિશ લાલચ આગળ ટકી ન શકી, અને પ્રજાએ હૃદયમાં દ્વેષ રાખતાં છતાં મગજમાં અંગ્રેજી કેળવણીનો સ્વીકાર કર્યો. તે દિવસથી પ્રજાને થયું કે આપણા પર કંઈક રાષ્ટ્રીય આપત્તિ આવી પડી છે. છતાં પ્રજાએ જ એ આપત્તિનો સ્વીકાર કર્યો અને એ કેળવણીમાંથી જ ઉદ્ધારનો રસ્તો શોધ્યો. આવી વૃત્તિમાં તર્કદોષ ભલે હોય પણ તેમાં ઐતિહાસિક સત્ય છે.

અંગ્રેજી કેળવણીને મિશનરીઓના હાથમાંથી છોડાવવાનો પ્રયત્ન એ રાષ્ટ્રીય કેળવણીનું પહેલું પગલું ગણાય. રાજ્યકર્તાઓની ધર્મ પ્રત્યેની ઉદાસીનતા આપણને ઉદારતા જેવી લાગી અને મિશનરી કેળવણીને બદલે સરકારી કેળવણી આત્મીય લાગી. પૈસાની લાલચમાં ન ફસાયેલો જનસમાજ સ્વાભાવિક અગમચેતીથી જ મિશનરી તેમ જ સરકારી બન્ને કેળવણીનો વિરોધ કરતો રહ્યો, પણ જે જડતાને લીધે આખો સમાજ હાર્યો તે જ જડતા રાષ્ટ્રીય શક્તિ શેમાં રહેલી છે અને નવી આપત્તિનો ઝેરીલો દાંત કયો એ જાણવાને અસમર્થ હતી. રૂઢિનાં જૂનાં મડદાં સાચવી રાખ્યાથી જ ધર્મનો પ્રાણ ટકશે એમ એમણે માન્યું અને નવી આવેલી આપત્તિરૂપ સંસ્કૃતિ ઉપર નિંદા તેમ જ બહિષ્કારનું અસ્ત્ર ફેંક્યું પણ એ અસ્ત્ર દુર્બળ હાથે ફેંકાયેલું હોવાથી ફોક નીવડ્યું. આજે ન્યાતનાં મહાજનો જેમ ન્યાતોને સાચવી કે ચડાવી શકતાં નથી તેમ તે કાળે પણ પુરાણમતવાદીઓ આવતી ચડાઈને હઠાવવામાં ફાવ્યા નહીં.

પુરાણમતવાદી રૂઢિઉપાસક લોકોમાં સમયનું જ્ઞાન તો હતું જ નહીં પણ એથીયે વિશેષ ત્યાગવૃત્તિ, સેવાભાવ અને તત્ત્વનિષ્ઠા પણ નહોતાં. અબોટિયું ન પહેરનાર દીકરાને ઘરમાંથી હાંકી કાઢનાર પિતા એ જ દીકરાને આઈ.સી.એસ. માટે જવાની તક મળે તો પોતાનો બધો વિરોધ ગળી જઈ ઘરનાં ઘરેણાં વેચીને પણ દીકરાને વિલાયતની યાત્રાએ મોકલવા તૈયાર થતો અને લાલચુ સમાજ આવા આચરણમાં ધર્મહાનિ છે એમ કહેતાં પણ ડરતો. સુધારક-ઉદ્ધારક એ ભેદ નજીવા સામાજિક વિવેકના પાલન અગર ખંડનમાં જ રહ્યો. ધર્મના મર્મ ઉપર પ્રહાર કરવામાં બેમાંથી એકે પક્ષ મણા રાખતો એમ ન કહી શકાય.

ઉદ્ધારક અને સુધારક અથવા સંસ્કૃત અને અંગ્રેજી બન્ને પક્ષમાંથી કેટલાક સાચા લોકોએ ચારિત્રશુદ્ધિ ઉપર ભાર મૂકી સમાજમાં કાંઈક જાગૃતિ આણી પણ એ બે વચ્ચે મેળ શી રીતે ખાય? આ ચારિત્ર્યપરાયણ વર્ગ પોતપોતાના પક્ષથી જુદો પડી શકતો નહોતો. તેથી તેની શક્તિ નાહકના પરસ્પર વિરોધમાં જ ક્ષીણ થઈ. આજે જેમ સારા હિન્દુઓ અને સારા મુસલમાનો પોતપોતાના સમાજથી જુદા પડી હજી એક થઈ શકતા નથી તે જ રીતે તે કાળે ચારિત્ર્યને પ્રધાનપદ આપનારા સુધારકો અને ચારિત્ર્ય ઉપર ભાર મૂકનારા ઉદ્ધારકો પોતપોતાના ટોળાને છોડી સમાન ભૂમિકા ઉપર જઈ ઊભા રહેવાનું અને પરસ્પર સહકારથી પોતાનાં બળ એકત્રિત કરવાનું કરી શકતા નહોતા. દરમ્યાન અંગ્રેજી કેળવણીનું કામ આગળ વધતું જ ગયું, અને કેળવાયેલા લોકો જોતજોતામાં પૈસાદાર થવા લાગ્યા. આ પૈસાના પ્રભાવબળથી કેળવણીની પ્રતિષ્ઠા વધી અને સમાજહિતૈષી લોકોએ એ કેળવણીની પરબો આમવર્ગ માટે ખોલવાનું બીડું ઝડપ્યું. રાષ્ટ્રીયતાનું આ બીજું પગલું ગણાય.

કેળવણી સરકારી અમલદારોના હાથમાંથી છીનવી લઈ તે પોતાના હાથમાં રાખવી અને ઘેરેઘેર પહોંચાડવી એ આ જમાનાની રાષ્ટ્રીયતાનો હેતુ હતો. લો૦મા૦ ટિળક,

નામદાર ગોખલે એ બન્ને આ યુગના આચાર્યોમાંના ગણાય. અંગ્રેજી કેળવણી એ તો 'વાઘણનું દૂધ' છે, એનું આપણી પ્રજાને આપણે હાથે આકંઠ પાન કરાવીશું તો એની મેળે પ્રજાનું બળ વધશે એવી તેમને ખાતરી લાગતી હતી. દરમ્યાન સંસ્કૃત કેળવણી કંઈક રાજ્યાશ્રય અને કંઈક ધર્માશ્રયથી જેમતેમ જીવતી હતી. એને 'રાષ્ટ્રીય' તરીકે તો કોઈ ઓળખતું જ નહોતું. એ તો 'ગામઠી' કેળવણી. ગોર, મુખિયા અને કોરા શાસ્ત્રાર્થ કરનાર પંડિતોના જ ખપનો એ માલ.

રાષ્ટ્રીય કેળવણીનું ત્રીજું પગલું સ્વમાનના ભાનમાંથી લેવાયું. સ્વદેશી બહિષ્કારમાંથી 'રાષ્ટ્રીય' કેળવણીએ જન્મ લીધો. આ યુગમાં પાશ્ચાત્ય સંસ્કૃતિનો દ્વેષ, સ્વદેશી રહેણીકરણી વિશે અભિમાન, સરકારી નોકરીઓનો ત્યાગ, અને સાબુ, ટાંક, કાચનાં વાસણ અને એકસરસાઈઝ બુકો વગેરે પરદેશી વસ્તુઓને ઠેકાણે સ્વદેશી વસ્તુઓ તૈયાર કરવાનાં કારખાનાં આવ્યાં. સિગારેટની જગ્યાએ બીડીઓ વાપરવી એ પણ સ્વદેશીનું જ અંગ ગણાયું. છતાં તે કાળના દેશાભિમાનની પ્રેરણા ઈંગ્લંડ કે નેધરલૅંડના ઇતિહાસમાંથી જ મળતી હતી અને કેળવણીની પરિસીમા છોકરાઓને પરદેશ મોકલી હુન્નરઉદ્યોગો શીખવી લાવવામાં જ થતી હતી. પ્રજાએ એ અખતરા પાછળ ઓછું બલિદાન નથી આપ્યું. પરંતુ થોડા વખતમાં જ અનુભવ થયો કે ઈંગ્લંડનો ઇતિહાસ આપણી પ્રજાએ પોતાનો કરવો એ અશક્ય છે. ઈંગ્લંડના ઇતિહાસમાંથી પ્રજાને માહિતી મળે પણ બળ મળે નહીં, અને પરદેશનાં કારખાનાંઓમાંથી આણેલી સંજીવનીવિદ્યા આપણે ત્યાંના કચો ન પંડે સફળ કરી શકે ન બીજા મારફત પણ સફળ કરાવી શકે. આપણા વિદ્યાર્થીઓ પરદેશમાંથી યંત્રોની રચના અને રસાયણના નુસખાઓ તો લઈ આવ્યા પણ તેમને અહીંની પરિસ્થિતિનું ભાન ન મળે. નાના પાયા પર કારખાનાંઓ લાભદાયક ન નીવડે અને મોટા પાયા પર ચલાવવાની મૂડી ન મળે. આપણે આપણા વિદ્યાર્થીઓને પરદેશ મોકલ્યા હતા ત્યાંની રસાયનવિદ્યા અને યંત્રવિદ્યા લાવવા માટે, પણ તેઓ ત્યાંથી આવ્યા ત્યાંની સમાજવિદ્યા અને ખરચાળ રહેણી લઈને. વિલાયતથી સ્ત્રીઓ પણ સાથે લઈ આવનારાની સંખ્યા એમાં અલ્પ હતી એ આપણા સમાજની સુસ્થિતિ સૂચવે છે.

નવા યુગમાં ધ્યેયવાદ (આઈડીઍલીઝમ) જાગ્રત થયો. દરેક રાષ્ટ્રને તેનો સ્વતંત્ર આત્મા હોય છે. એનું સ્વતંત્ર હૃદય અને બુદ્ધિ હોય છે. પોતાના વારસાને અનુસરીને જ દરેક રાષ્ટ્ર પોતાનો વિકાસ સાધી શકે છે. પોતાપણું શોધવું, ઓળખવું અને વિકસાવવું એ જ કેળવણીનો આદર્શ હોઈ શકે, એવા એવા સિદ્ધાંતો આ યુગમાં પ્રચલિત થયા. તેથી આ યુગને જ રાષ્ટ્રીય યુગ એ નામ બંધબેસતું ગણાય. ઇટાલીનો તારણહાર મૅઝીની આ યુગનો આચાર્ય હતો. આપણે ત્યાં આ દૃષ્ટિ અરવિંદ ઘોષે ખાસ કેળવી. સરકારે પ્રથમથી જ આ યુગની કેળવણી સંસ્થાઓનો બહિષ્કાર કર્યો હતો અને તે સંસ્થાઓ ભાંગતાં તેમાંના વિદ્યાર્થીઓને સારી પેઠે પજવ્યા હતા. આ યુગની રાષ્ટ્રીયતા કંઈક કૃત્રિમ તો હતી પણ તેને પરિણામે

આપણી સંસ્કૃતિનું અધ્યયન પોતીકી આંખે શરૂ થયું અને સ્વદેશાભિમાનને તેમ જ સ્વધર્માભિમાનને નક્કર પાયો મળ્યો. પ્રથમ આપણી સંસ્કૃતિની મહત્તા આપણે બહુ ઓછી જાણતા હતા તેથી દેશાભિમાન ઝનૂની હોવા છતાં પોકળ લાગતું. સંસ્કૃતિનો યથાર્થ ખ્યાલ આવ્યા પછી દુનિયાની કચેરીમાં આપણે માનભેર બેસી શકીએ અને દુનિયાને કંઈક આપી પણ શકીએ એમ છીએ એ વસ્તુનું દર્શન થતાં વલ્ગના ઓછી થઈ અને આત્મવિશ્વાસ વધ્યો. જગતમાં ઇંગ્લંડ અને હિંદુસ્તાન એ બે જ દેશ નથી, પૃથ્વી પર અનેક મહાન દેશો પડેલા છે અને તેઓ જગદ્વ્યાપી સવાલોનો ઉકેલ આણવા આજે મથી રહ્યા છે એ તરફ આપણું ધ્યાન ગયું. માનવસંસ્કૃતિના મૂળ સુધી પહોંચનાર અનેક વિષયો સાથે પરિચય થતાં આપણે ત્યાં સામાજિક, ધાર્મિક તેમ જ સાંસ્કૃતિક સવાલોનો ઉકેલ શી રીતે આવ્યો હતો એ તપાસવા તરફ ધ્યાન ગયું. અને એ તપાસને અંતે હજીયે આપણે ફરી વાર દુનિયાને મોખરે ઊભા રહી શકીશું અને હિંદુસ્તાનનું દુઃખ દૂર કરી શકીશું એવો આત્મપ્રયત્ન પ્રગટ થયો.

આ દર્શનના મુખ્ય આચાર્ય બે ગણાય. ગગનવિહારી રવીન્દ્ર અને શક્તિ-ઉપાસક ગાંધીજી. બન્નેને દર્શન તો એક જ થયાં છે પણ તેમના આગ્રહ જુદા છે, સાધના જુદી છે. ગાંધીજીનો માર્ગ તપસ્યાનો ગણાય. અને તેથી જ એમણે આત્મશુદ્ધિ અને તે માટેના અસહકારથી શરૂઆત કરી.

અસહકારની હિલચાલથી આપણો વર્તમાન યુગ શરૂ થાય છે. અસહકાર મારફતે આપણે સરકારની અને સરકારી કેળવણીની પ્રતિષ્ઠા તોડી, દેશસેવાની ધગશ વધારી, આત્મશક્તિનો કંઈક પરિચય કર્યો. પણ આપણી રાષ્ટ્રીય કેળવણી તો ટાગોરપંથે જ ચાલી એમ કહી શકાય. સંસ્કૃત, પાલિ અને માગધી એટલે કે આર્યવિદ્યાનો અભ્યાસ, ઇસ્લામનો અભ્યાસ, દેશી સાહિત્યનું સેવન, સંગીત અને ચિત્રકળા, ઇતિહાસ અને લોકસાહિત્ય, લોકજીવન સાથે સમભાવ, ઇત્યાદિ અનેક વસ્તુઓ દ્વારા આપણે કવીન્દ્રનો કાર્યક્રમ જ અમલમાં મૂકયો. ગિદવાણી અને કૃપાલાની, કાકા અને નાનાભાઈ જાણ્યેઅજાણ્યે કવીન્દ્રને રસ્તે ચાલતા રહ્યા અને એમના કુલપતિ ધીરજ ધરી પોતાને શું જોઈએ છે એ સમજાવતા રહ્યા. જે ચાલે છે તે ખરાબ નથી, ઉપયોગી જ છે, પણ હું માગું છું તે આથી કંઈક વધારેની વસ્તુનો આગ્રહ એમ તેઓ હંમેશાં કહે છે. પણ એમનો માર્ગ ખાંડાની ધાર જેવો હોવાથી એમની વાત સમજવી એ આપણને અનુકૂળ નહોતું. 'सा विद्या या विमुक्तये ।' એ ગંભીર સૂત્રનો — ધ્યાનમંત્રનો — બીજો ગમે તે અર્થ થતો હોય પણ આપણી આજની સ્વરાજની હિલચાલને જે સીધી રીતે પોષક હોય તે જ રાષ્ટ્રીય શિક્ષણ એટલો અર્થ તો એમાંથી નીકળવો જ જોઈએ. જેટલા વિદ્યાર્થીઓ સરકારી કેળ-વણી છોડે તેટલાને આપણે કેળવણી પૂરી પાડવી એ આદર્શ આપણે રાખ્યો. આપણે ઇચ્છતા હતા કે સ્વરાજ્યપ્રેમી, સ્વરાજ્યાભિમાની શહેરીઓ આપણે પેદા કરીશું. ગાંધીજી કહેતા હતા કે સરકારી કેળવણી તો સૌ છોડે જ. પણ ત્યાર પછી દરેક

કેવળ તટસ્થ સ્વરાજપ્રેમી અથવા ભલો સ્વરાજ્યહિતૈષી માત્ર ન રહેતાં સ્વરાજ્ય-સૈનિક બને. રવીન્દ્રની દેશસેવાની કદર ગાંધીજીને પૂરતી છે. એમના ભાવનાત્મક વિચારવૈભવ ઉપર તેઓ આશક છે. અને તેથી રવીન્દ્રને રસ્તે આપણે ત્યાં જેટલું કામ થયું છે તે તેમને ઇષ્ટ જ લાગ્યું છે પણ તેટલાથી તેમની ભૂખ ભાંગી નથી.

કેટલાક રોગોમાં રોગી આખર સુધી પોતાની સ્થિતિ કેટલી ગંભીર છે એ સમજી શકતો નથી. આપણા રાષ્ટ્રનું પણ કંઈક એવું જ જણાય છે. સળગતા ઘરની અથવા ડૂબતા વહાણની ઉપમા લોકોને સૌરાષ્ટ્રશૈલીની લાગી છે. કેમ કે જે લોકો આપણી વાતો સાંભળે છે તેમને કંઈ દેશની દુર્દશા ચંડીના રૂપમાં પ્રત્યક્ષ થતી નથી. બિચારા મૂક લોકો વગર સમજ્યે સહન કરે છે અને વગર મોતે મરી જાય છે અને પરદેશી વેપારી તેમ જ રાજ્યસંસ્થા પોતાની જાળ વધુ ને વધુ ફેલાવી દેશને સંકડાવ્યે જાય છે. અમુક વસ્તુ આપણે જોઈ શકતા નથી એટલા માટે તે નથી જ એમ માનવાની શહામૃગી ભૂલ આપણે ન કરવી ઘટે.

આજનો તુરતનો કાર્યક્રમ રાષ્ટ્રસેવકોની પ્રચંડ સેના તૈયાર કરી પ્રજામાં જીવવાની ઇચ્છા અને તાકાત ઉત્પન્ન કરવી એ છે. અજ્ઞાન, વહેમ, ભૂખમરો, દેણદારી, અદૂર-દૃષ્ટિ અને નિરાશામાંથી જ્યાં સુધી પ્રજા ન બચે ત્યાં સુધી સ્વરાજની લડત લડવા તે કેડ કસવાની નથી. આટલા માટે જ ગાંધીજી કેળવણીમાં અને રાજપ્રકરણમાં, કળામાં અને ધર્મમાં એક રેંટિયાની જ વાત લાવે છે. કેળવણીકારો ભલે કંટાળે, રાજદ્વારી પુરુષો ભલે રિસાય, કલાકોવિદો ભલે અકળાય અને ધર્માચાર્યો ભલે નિર્વીર્ય વિરોધ કરે — ગાંધીજીની તો એક જ વાત, રેંટિયો ચલાવો. જીવનના દરેક અંગપ્રત્યંગમાં રેંટિયાને દાખલ કરો. કેળવણીકારો અને ગાંધીજી વચ્ચે જાણે ધીરજની હરીફાઈ ચાલી રહી છે. પણ કાલ અને સંજોગોને ધીરજ ક્યાંથી હોય? એ તો પોતાના નવા નવા પાસા રજૂ કર્યે જ જાય છે અને આપણી પાસે પરાણે વિચાર કરાવે છે. કાલ અને સંજોગોનું એ આમંત્રણ સ્વીકારી આપણે હાલની પરિસ્થિતિનો એક વાર વિચાર કરી લઈએ.

રાષ્ટ્રીય કેળવણીનો આટલો લાંબો અનુભવ લીધા પછી આપણે જાણવું જોઈએ કે કેળવણી એ કંઈ લખતાંવાંચતાં કે ગણતાં શીખવાની સગવડ નથી. એ તો એક સ્વતંત્ર દર્શન છે. જીવનના દરેક મહત્ત્વના પાસાનું રહસ્ય જે ઉકેલે અને દરેક મૂંઝવણનો વિશિષ્ટ રીતે ઉકેલ આણી આપે તે દર્શન. સાંખ્ય, વૈશેષિક, દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત ઇત્યાદિ આપણાં જૂનાં અથવા સનાતન દર્શનો છે જ. જુદી દૃષ્ટિએ વિચારતાં હાલના લોકોએ જુદાં જ દર્શનો કલ્પ્યાં છે. કાયદો એ એક એવું દર્શન ગણાય. સમાજની દરેક મૂંઝવણ કાયદાવાટે દૂર કરી શકાય, અને ડાહ્યા કાયદા પસાર કરી સમાજનો વિકાસ સાધી શકાય એવો જે વિશ્વાસ તેને કાયદાધર્મ અથવા કાયદાદર્શન કહીએ. અર્થશાસ્ત્ર પણ એક સ્વતંત્ર દર્શન થવા માગે છે. વેપારની અને નાણાંની ગડમથલ કરી ગમે તે ક્ષેત્રમાં ધાર્યું પરિણામ આણી શકાય છે એ આ અર્થદર્શનનો ધરમૂળનો દાવો છે. 'सर्वे गुणाः कांचनमाश्रयन्ते।'

એ એક જ સૂત્રમાં એનો બધો વિશ્વાસ સૂચવાયો છે. આંતરરાષ્ટ્રીય દ્વેષ, મત્સર અને તેમાંથી નીપજતાં યુદ્ધો પણ હું બંધ પાડી શકું એમ એ ફરી ફરી કહે છે. પોતાના આચાર તેમ જ વિધિઓ લઈને દરેક ધર્મ પણ કહે છે: 'હું જ એક પરમદર્શન છું. મારું શરણ લો. મારું સામ્રાજ્ય બધા સ્વીકારો એટલે તમામ દુ:ખોનું નિરસન થશે.' ધર્મમાત્રને વહેમ ગણતું વિજ્ઞાન પ્રચંડ આત્મવિશ્વાસથી કહે છે: "દુનિયાનું એવું કયું દુ:ખ છે જે મારાથી દૂર ન થઈ શકે? પંચમહાભૂતો તો મારા સામર્થ્ય વડે જ માણસને અંકિત થયા છે. રોગ, ભૂખમરો, માનસિક મૂંઝવણ, વહેમો જે કંઈક હો તે બધું દૂર કરવાનું એક જ ઓસડ છે: 'વિજ્ઞાનનો વિસ્તાર કરો.'" સત્તા વિશ્વામિત્રની પેઠે કહે છે: 'कर्तुमकर्तुमन्यथा कर्तुं' શક્તિ તો એક મારી જ હોય ને? અર્થશાસ્ત્ર બાપડું મારું દાસ છે. કાયદો મારા હાથમાં રમતું હથિયારમાત્ર છે. સૌમ્ય અને રમણીય કળા કહે છે: 'આટલી જબરદસ્તી શાને? અને દેહદંડન પણ શાને? મારી ઉપાસના કરી જુઓ, તેમાંથી ચારે પુરુષાર્થ પ્રાપ્ત થઈ શકે એમ છે. હું સર્વભૌમ પણ છું અને સુભગ પણ છું. મારે ત્યાં કષ્ટ પણ સૌખ્યપ્રદ જ લાગશે. અને મારી મદદથી આધ્યાત્મિક સાધના પણ પિસુઘાટની ચડણ જેવી આકરી ન જણાતાં આંબોલીના ઘાટ જેવી અત્યંત હળવી અને રસભરી થઈ પડશે.'

આવાં આવાં અનેક દર્શનોમાં કેળવણી પોતાનું સ્થાન લેવા માગે છે. કેળવણી કહે છે: 'હું સત્તાની દાસી નથી, વિજ્ઞાનની સખી નથી, કળાની પ્રતિહારી નથી, કાયદાની કિંકરી નથી, અર્થશાસ્ત્રની બાંદી નથી. હું તો ધર્મનું જ પુનરાગમન છું. મનુષ્યનાં હૃદય, બુદ્ધિ તેમ જ તમામ ઇંદ્રિયોની સ્વામિની છું. માનસશાસ્ત્ર તેમ જ સમાજશાસ્ત્ર એ બે મારા પગ છે. કળા અને હુન્નર મારા હાથ છે. વિજ્ઞાન મારું મસ્તિષ્ક છે. ધર્મ મારું હૃદય છે. નિરીક્ષણ અને તર્ક મારી બે આંખો છે. ઇતિહાસ મારા કાન છે. સ્વાતંત્ર્ય મારો શ્વાસ છે. ઉત્સાહ અને ઉદ્યોગ મારાં ફેફસાં છે. ધીરજ મારું વ્રત છે. આવી હું જગદંબા છું. જગદ્ધાત્રી છું. મારી ઉપાસના કરનાર બીજા કશાનો ઓશિયાળો નહીં રહે. એની સર્વકામના મારી મારફતે તૃપ્ત થઈ શકે એમ છે.'

સાચે જ, કેળવણી એ સમાજના હાથમાં મોટામાં મોટું અસ્ત્ર છે. જે કોઈ સમાજહિતનો વિરોધ કરે તેના પર અન્તે આ અસ્ત્ર ફેંકયા વગર આરો નથી. હિન્દુઓ નિર્માલ્ય અને વહેમી થઈ ગયા છે. એમના ઉપર કેળવણીનું અસ્ત્ર ફેંકો. મુસલમાનો રાષ્ટ્રહિત સમજતા નથી. એમના ઉપર પણ એ જ અસ્ત્ર ફેંકો. માબાપો છોકરાંઓનું હિત બગાડે છે, એમને બાયલા બનાવે છે અને એમની પાંખો કાપે છે. ફેંકો કેળવણીનું અસ્ત્ર એ માબાપવર્ગ ઉપર. સામાજિક પ્રગતિમાં, રાજદ્વારી લડતમાં, ગૃહજીવનની પુનર્રચનામાં, સ્વદેશીના પ્રચારમાં અથવા ધર્મના સંસ્કરણમાં જ્યાં જુઓ ત્યાં મૂઢ પણ અસરકારક વિરોધ તો સ્ત્રીઓનો જ. હવે એમનું શું કરી શકાય? એમને પણ કેળવ્યે જ છૂટકો છે. મજૂરો લો કે ખેડૂતો, ભીલો લો કે અંત્યજો,

કેળવણી વગર એમની સ્થિતિ સુધરવાની નથી. આખા રાષ્ટ્રમાં ક્ષાત્રવૃત્તિ જગાવવા માટે પણ કૈઝરને આખરે કેળવણીનો જ આશ્રય લેવો પડયો હતો. અને શાંતતાનો — અહિંસાનો — અવૈરનો — સંદેશો ફેલાવવા માટે પણ પાશ્ચાત્ય લોકોને કેળવણીનો જ આશ્રય લેવો પડે છે. કોઈ પણ વ્યક્તિગત કે સામાજિક દુઃખ દૂર કરવા માટે સાચો અને કાયમી ઈલાજ તો કેળવણી જ છે. અરે, ઈશ્વરે સરજેલી સનાતન સંસ્થા જે ગૃહકુટુંબ — તે બગડી હોય તો તેનો ઉદ્ધાર પણ કેળવણી મારફતે જ થઈ શકે એમ છે. કેળવણી એ મનુષ્યજાતનો સ્વભાવ છે. દરેક માણસનો એ હક છે. દરેક પેઢીનું એ કર્તવ્ય છે. કેળવણી તરફ દુર્લક્ષ કરી કોઈ પણ હિલચાલ લાંબો વખત ટકાવી શકાવાની નથી. ગમે તે હિલચાલ લો. એની પરંપરા ટકાવવી હોય, એના આદર્શો અને સાધનોને ખીલવવાં હોય તો કેળવણીનું જ શરણ લેવું જોઈશે. યુદ્ધ પ્રસંગે સૈનિકો વાપરવા એ જુદી વસ્તુ છે અને સૈનિકો તૈયાર કરવા એ વસ્તુ જુદી છે. યુદ્ધમાં સૈનિકો ઘડાય છે એ સાચું, પણ લાંબા વિગ્રહમાંથી સફળતાપૂર્વક પાર ઊતરવા માટે જે શ્રદ્ધા જોઈએ છે, જે દૃષ્ટિ જોઈએ છે અને જે વિવિધ કુશળતા જોઈએ છે તે કેળવણી વગર સાંપડવાની નથી. આપણા રાજ્યકર્તાઓએ મહાયુદ્ધ વખતે બાકી બધાં ખાતાંઓનાં ખરચોમાં કાપકૂપ કરી એક જ અપવાદ રાખ્યો હતો; તે કેળવણીખાતાનો. જે રાષ્ટ્ર પોતાના જુવાનોના સાચા શિક્ષણ તરફ ઉદાસીન રહે છે તે આત્મહત્યા વહોરી લે છે એમાં શંકા છે શું?

રાષ્ટ્રને કેળવણી જોઈએ છે એમ કહેવું એ તો શરીરને ખોરાક જોઈએ છે એમ કહેવા બરાબર છે. પણ બધા જ ખોરાક કંઈ શરીરને અનુકૂળ નથી હોતા. વિશિષ્ટ શરીરને વિશિષ્ટ ઉંમરે કેવો ખોરાક જોઈએ છે એ નક્કી કરવું એ જ મુખ્ય સવાલ છે. સરકારી કેળવણીના દોષો અત્યાર સુધી આપણે રસપૂર્વક વર્ણવતા આવ્યા; એકે છોડયો નહીં. સરકાર જ ભૂલો કરે છે, પ્રજા નથી કરતી એવું થોડું જ છે? રાષ્ટ્રીય શિક્ષણનો એક અખતરો પૂરો કર્યા પછી આપણે વિચાર કરવો ઘટે છે કે એમાં કઈ કઈ ખામીઓ રહી. અને એ અનુભવને પરિણામે આપણે નવી યોજના ઘડી નવી શરૂઆત કરવી ઘટે છે.

આપણી પહેલી ભૂલ એ કે કેળવણી દ્વારા કોની સેવા કરવા ઇચ્છીએ છીએ એ આપણે નક્કી ન કર્યું. આપણે કહેતા આવ્યા કે હિંદુસ્તાનની શક્તિ એના ગરીબોમાં પડેલી છે. આપણું સંખ્યાબળ દુનિયાને ડરાવે એવું છે. આપણી ગરીબાઈમાંથી અસંખ્ય મરજિયા તૈયાર થઈ શકે એમ છે. આપણા સામાન્ય લોકોના ભોળપણમાં ધર્મનિજ સૂતું છે. એમના વહેમો ગાંડીઘેલી પણ સાચી શ્રદ્ધા અને ઈશ્વરનિષ્ઠા સૂચવે છે. એમની પરલોકપરાયણતામાંથી નિર્ભયતા અને મૃત્યુ વિશેની બેપરવાઈ સળગી ઊઠે એમ છે. પણ એ જ ગરીબ લોકો માટે આપણી કેળવણીએ અત્યાર સુધીમાં કેટલું કર્યું છે? આપણી કેળવણીનું મોઢું હજુ સુધી ગરીબો તરફ વળ્યું જ નથી એમ કહીએ તો ચાલે. ગરીબોને શું જોઈએ છે, ગરીબોની જ સેવા કરવાનું

વ્રત લેનારમાં કઈ જાતની લાયકાત જોઈએ છે એનો વિચાર કરી ક્યાં આપણે આપણા અભ્યાસક્રમો ઘડીએ છીએ?

એ વાત પણ જવા દઈએ. મનુષ્યત્વનો સંપૂર્ણ વિકાસ કરવા માટે બધી ઇંદ્રિયોને કુશળતાથી વાપરતાં આવડવી જોઈએ એ વિશે મતભેદ નથી. આપણે ક્યાં હાથપગ હલાવવાની કેળવણીની યોજના કરી છે? આખા જગતમાં મનુષ્યપ્રાણી આજીવિકા મેળવવા માટે, પોતાની હાજતો પૂરી પાડવા માટે, અને સમાજસેવા કરવા માટે એક અગર બીજા ધંધાનું શરણ લે છે. એ ધંધાઓનો આપણે જરા સરખો પણ વિચાર નથી કર્યો. 'हस्तपादादिसंयुक्ता यूयं किमवसीदथ?' છતે હાથેપગે બેસી શેના રહો છો? એ ભગવાન વ્યાસનો ઠપકો આજે પણ આપણને લાગુ પડે છે. હાથે કામ કરવાનો પ્રસંગ આવે ત્યારે જેને ધ્રુજારી છૂટે છે તે સુશિક્ષિત એવી વ્યાખ્યાને શું આપણે ખોટી પાડી છે? હવે વણાટની વાતો આવશે, હમણાં કાંતવાની હિમાયત થશે, એ બીક શું આપણે અત્યાર સુધી સંઘરી નથી?

ઉદ્યોગધંધાની કેળવણીની વાત આપણે આજ સુધી નથી કરી એવું નથી. રાષ્ટ્રીય કેળવણીની હિલચાલ હમેશ શરૂ થાય છે રાજદ્વારી જાગૃતિમાંથી; તે વખતે જ્યાંત્યાં સ્વરાજની જ વાતો ચાલે છે. એ જુવાળ કંઈક ઓસરતાં જ રાષ્ટ્રીય અસ્મિતા, રાષ્ટ્રીય પોતાપણું એવી એવી સંસ્કૃતિની વાતો ચાલુ થાય છે. પછી ત્યાંથી વધુ નીચે ઊતરવાનું પગથિયું ઇતિહાસસંશોધન અને સાહિત્યસેવા છે. આના દિવસો પૂરા થાય એટલે ધર્મની વાતો શરૂ થાય છે. આપણો સામાન્ય ધર્મ કયો, રાષ્ટ્રીય ધર્મ કયો? આમાંથી મતભેદોના ફણગા ફૂટે છે. ત્યાર પછી વિદ્યાર્થીઓ કેમ ટકે, અનિષ્ટ શિક્ષકો કઈ રીતે જાય, તંત્ર એકહથ્થુ કેમ રહે અને નાણાં શી રીતે મળે એની ચિંતા ઊભી થાય છે. વિદ્યાર્થીઓને 'કરીઅર'નો વિચાર ન કરવાનું પહેલેથી જ કહેવામાં આવેલું હોય છે છતાં સંખ્યા ઘટતાં 'કરીઅર'ની કંઈક જોગવાઈ કર્યે જ છૂટકો એમ આપણને લાગવા માંડે છે. ઓટ સમયના આ વિચારો આમ ઉત્તરોત્તર કેવું સ્વરૂપ પકડે એ કલ્પવું અઘરું નથી. બુકબાઇન્ડિંગ, દરજીકામ, નેતરકામ, ફોટોગ્રાફી વગેરે નાના નાના ધંધાઓ સૂઝે છે. એવા કામને માટે ઉચ્ચ કોટિના શિક્ષકો રોકવા જેટલી સગવડો તો ક્યાંથી હોય? જૂના શિક્ષકો બધા શબ્દ-શાસ્ત્રી. પાઠ્યપુસ્તકોનો અર્થ કરી બતાવતાં આવડે અને મોટા મોટા ગ્રંથોનો સાર કાઢતાં આવડે એ અમારી મુખ્ય લાયકાત. એ કંઈ ધંધામાં કામ ન આવે. ધંધામાં 'તેત્રીસ ટકે પાસ'નું ધોરણ ન ચાલે. સુતારકામમાં કાટખૂણો બરાબર ન હોય તો પેટી બને નહીં, અને વણાટમાં સાંધ બરાબર વાળતાં ન આવડે તો તે વેર વાળ્યા વગર છોડે નહીં. વળી જે કારીગરો આપણે રોકીએ છીએ તેમણે તો કેળ-વણીનો આદર્શ, શિક્ષણપદ્ધતિ, વિદ્યાર્થીઓનું માનસ અને પવિત્ર ધંધાને અર્થે સ્વાર્થત્યાગ એ શબ્દો પણ સાંભળેલા નથી હોતા. રસિક શબ્દશાસ્ત્રીઓ વખતસર સંસ્થાને છોડી જાય છે. હોશિયાર વિદ્યાર્થીઓને ટેકનો ખાસ ઇજારો મળેલો નહીં હોવાથી તેમને પણ ગુરુજનોનું અનુકરણ કરવાનું મન થાય છે. સંસ્થાના મુરબ્બીઓ

ડહાપણના 'ડોઝ' તો આપ્યે જ જાય છે અને પોતાના નામથી અપાતો આશ્રય ખેંચી લેવાની ધમકી આપે છે. આ પછી સરકારી ગ્રાન્ટ લઈ કારખાનું ચલાવવાની સૂચના આવી કે માની લેવું કે સંસ્થાની અંતઘડી આવી.

ગુજરાતને ભાગે આવો કડવો અનુભવ નથી આવ્યો, પણ મેં તો રાષ્ટ્રીય હિલચાલના બેત્રણ ભરતીઓટ અનેક પ્રાંતોમાં જોઈ તેનો સાર અહીં રજૂ કર્યો છે.

રાષ્ટ્રીય શિક્ષણની સાચી શરૂઆત તો જ્યારે સમાજ અવ્યવસ્થિત હોય, ઉત્સાહ ભાંગી ગયો હોય, અનેક સવાલો સમાજને પીડી રહ્યા હોય; ત્યારે જ શ્રદ્ધાવાન મૂઠીભર લોકોને હાથે થવી જોઈએ. કહેવાય છે કે જાપાનનો દરિયાસારંગ ટોગો સમુદ્રમાં તોફાન હોય ત્યારે પોતાના ખલાસીઓને લઈને સફરે ઊપડતો અને પોતાની ફોજને કવાયત આપતો. રાષ્ટ્રીય શિક્ષણનો પણ એવે જ પ્રસંગે ખપ છે. પાકે પાયે નાની સરખી શરૂઆત કરી હોય તો જ તે આગળ જતાં દૃઢમૂલ અને સુવિસ્તૃત થાય છે.

આપણે સહેજે ગુજરાન ચાલે એવા નાનામોટા હુન્નરોની કેળવણી આપવાની નથી પણ રાષ્ટ્રીય મહત્ત્વના અને રાષ્ટ્રવ્યાપી એવા ધંધાઓની ઝીણામાં ઝીણી વિગતો- થી વિદ્યાર્થીઓને પરિચિત કરવા છે. ખરચાળ સરકાર અને ખુદગરજી તથા આળસુ ઉજળિયાતોના બોજા તળે ચગદાઈ ગયેલા અને હાંફતા આમવર્ગને પહોંચી શકે એવી કેળવણી આપવા માગીએ છીએ. પરદેશ સાથેના વેપાર અર્થે અને રાજ- કારણમાં કઈ ભાષા ઉપયોગી છે એનો વિચાર કરવા કરતાં આપણા કોટિ કોટિ બાંધવો કઈ ભાષામાં બોલે છે અને કઈ ભાષામાં આપણી વાત સમજી શકે છે તેનો વિચાર કરવાનો છે. ગરીબોના સહવાસમાં રહેતાં આપણને અકળામણ ન થાય અને ગરીબોને આપણે દુષ્પ્રાપ્ય ન થઈએ એ જાતની રહેણી કેળવવી છે. વિલાસના અસંખ્ય અને વધતા જતા પ્રકારો તરફ મન આકર્ષાય એવું સાહિત્ય આપણે શીખવું નથી, પણ સ્વમાનનું ભાન થાય, પરાક્રમની પિપાસા જાગે, ચારિત્ર્યનું તેજ વધે એવા સંસ્કારી સાહિત્ય સાથે આપણે પરિચય પામવો છે. વ્યવહાર, જમાનાનો પ્રભાવ, આધુનિક પ્રગતિ, પાશ્ચાત્ય લોકોનો અનુભવ, વગેરે શબ્દો વાપરીને લોકોને ચારિત્ર્ય- ની શિથિલતા શીખવવી નથી પણ સાદાઈમાં રહેલી સ્વતંત્રતા અને ઉદ્યોગમાં રહેલું તેજ ઉત્પન્ન કરવાં છે. ગામડાંનું અર્થશાસ્ત્ર, ગામડાંનું સમાજશાસ્ત્ર અને ગામડાંનું સામર્થ્યશાસ્ત્ર અનુભવ અને શ્રદ્ધા ઉપર રચવું છે. લોકોને ક્ષીણસત્ત્વ બનાવનાર વહેમો દૂર કરી ધર્મસંસ્કરણ કરવું છે. પ્રજાસમસ્તને નિશાળોમાં નોતરવા કરતાં ઘેર ઘેર લોકશિક્ષકો પહોંચાડવા છે. ટૂંકામાં કહીએ તો અત્યાર સુધીના અનુભવો ઉપરથી ભૂલો દૂર કરી ચોક્કસ માર્ગ આંકવાનો છે અને જેટલા લોકો એ તેટલાની જ શ્રદ્ધાથી નવી શરૂઆત કરવાની છે.

આ દૃષ્ટિએ વિચાર કરવાનું, યોજના ઘડવાનું અને તે પાર પાડવાનું સામર્થ્ય ઈશ્વર વિદ્યાપીઠને આપે.

# ભવિષ્યની દિશા *

મનુષ્યજાતિની બધી પ્રવૃતિઓમાં તાત્કાલિક ઉદ્દેશો ગમે તે હોય પણ એકે-એક પ્રવૃત્તિનો સ્થાયી ઉદ્દેશ તો જીવનવિકાસ એ જ હોય છે. વ્યક્તિગત તેમજ સામાજિક જીવનનો અનુભવ માણસ કરતો જાય છે. અને જીવન વિશેની કલ્પના વિસ્તારતો જાય છે. અને જીવન વિશેની કલ્પના વિસ્તૃત થઈ કે તે કલ્પના પરત્વે ફરી પ્રયોગો અને અનુભવો કરવા જ પડે છે. આ રીતે જીવનવિકાસનાં સાધનો માણસે યુગેયુગે બદલ્યાં છે.

એક જમાનો એવો હતો જ્યારે જીવવા માટે અને વિજય માટે માણસ લૂંટ-ફાટ, ખુનામરકી કે જબરદસ્તીનો જ રસ્તો લેતો. એવા જમાનામાં શારીરિક શક્તિ, અખંડ જાગૃતિ અને બીજાની ગફલતનો લાભ લેવાની ચાતુરી એ જ મુખ્ય જીવન-સામર્થ્ય ગણાનું અને એ શક્તિ પર જ ભાર અને વિશ્વાસ રખાતો. એ શક્તિમાં પારંગત તે જ સરદાર કે લોકનાયક થતો.

આ શક્તિ હમેશને માટે ટકે એમ તો ન જ બને એટલે જેમ જેમ અશક્તિનું ભાન થતું જાય તેમ તેમ કોઈ અજ્ઞાત તત્ત્વ પાસેથી મદદ મેળવવાનું મન થઈ આવે. નૈસર્ગિક ક્રમમાં અજ્ઞાન સાથે વહેમો ભરેલા હોય જ છે તેથી બીજાને પરાસ્ત કરવા માટે અને ધાર્યું મેળવવા માટે કામણટૂમણ, જાદુ, અભિચાર ઈત્યાદિ વસ્તુનો જમાનો આવ્યો. અને મંત્રતંત્ર જાણનાર લોકો સમાજના આગેવાનો બન્યા.

સામાજિક જીવનમાં બાહ્ય લોકો જોડેનો આ વ્યવહાર થયો. પોતીકા લોકો જોડેનો વહેવાર તો જુદો જ હોય. જે સદ્ગુણો દ્વારા કુટુંબમાં પરસ્પર અનુકૂળતા, સહકાર અને સ્નેહ જામે તેનું મહત્ત્વ જાણી તે સદ્ગુણોના પાયા પર આખા સમાજની રચના કરવાનો વિચાર માણસજાતને સૂઝયો, અને સંસ્કૃતિની શરૂઆત થઈ. આની સાથે કુટુંબ એ સંસ્થા મહત્ત્વની થઈ પડી અને સમાજની આગેવાની પણ કૌટુંબિક વ્યવસ્થાથી નક્કી થઈ. ચીનના સામાજિક આદર્શમાં આપણે કૌટુંબિક સદ્ગુણો ઉપર ભાર મૂકેલો જોઈએ છીએ. ભારતના સમ્રાટમણિ અશોકના શિલાલેખોમાં કૌટુંબિક સદ્ગુણો પર ખૂબ જ ભાર મૂકયો છે. આદર્શ ગૃહપતિ એ જ સાચો સમાજ-નાયક અથવા રાષ્ટ્રપિતા થઈ જતો.

પણ એ બધું શાંતિના દિવસોમાં. લોભી, અદેખા અને ભૂખ્યા લોકો સમાજ-વ્યવસ્થા બગાડે એટલે ક્ષાત્રધર્મનું મહત્ત્વ એની મેળે વધે છે. સામાજિક સદ્ગુણોમાં

* વડોદરામાં ગણેશોત્સવ પ્રસંગે આપેલું ભાષણ. તા. ૮-૯-૨૯.

આર્તત્રાણ (ત્રાસેલાનો બચાવ) એ અગ્રગણ્ય ગુણ બને છે, અને યુદ્ધકળા એ જ જીવનકળા તરીકે સ્વીકારાય છે.

કેટલાક લોકો જે માને છે કે કામણટૂમણમાંથી જ ધાર્મિક વિધિઓ પેદા થયા છે તે વિશે આપણે કશું નક્કી કરવા નહીં બેસીએ. આર્તત્રાણ ક્ષત્રિય વીર અનાથની વહારે ધાય ત્યારે હરવખતે એને લડવું જ પડે છે એમ નથી. એ તો પોતાનાં ધારાધોરણ ચલાવીને પણ સમાજમાં વ્યવસ્થા આણી શકે છે.

આ રીતે એક બાજુ અધ્યાત્મશાસ્ત્ર સમાજને દોરવા મથે છે, જ્યારે બીજી બાજુ કાયદાકાનૂન સમાજની અંદરનો વિગ્રહ શમાવવા મથે છે. શારીરિક શક્તિ અને અલૌકિક શક્તિનો જમાનો ધીમે ધીમે મોળો પડી બુદ્ધિ અને લાગણીઓનું પ્રભુત્વ સમાજ પર જામતું જાય છે, અને જીવનવિકાસના સાધન તરીકે નવી નવી સંસ્થાઓ આગળ આવતી જાય છે. જ્યારથી મનુષ્યસમાજના રાષ્ટ્રોમાં વિભાગ પડ્યા અને કાયદાકાનૂન ઘડવાનું કામ લોકોએ હાથમાં લીધું ત્યારથી સમાજની છેલ્લી સત્તા શાસનસભા અથવા પાર્લમેન્ટના હાથમાં ગઈ. જીવનવિકાસ સાધવો હોય તો પાર્લમેન્ટ એ તેનું એક મહત્ત્વનું સાધન છે એમ લોકોએ જોયું, અને પ્રભાવશાળી લોકો એ સંસ્થામાં જ ભરાવા લાગ્યા.

પણ હવે તો ઘણા દેશોને રાષ્ટ્રીયતાની સૂગ આવવા લાગી છે. જીવનવિકાસ એ રસ્તે અંતે અટકે છે એ તેમણે જોયું છે. એટલે હવે ખંડવ્યાપી અથવા જગદ્‌વ્યાપી વર્ગસંગઠન એ પ્રધાન સંસ્થા થવા લાગી છે, અને પ્રજાહિતૈષી તેમ જ મહત્ત્વાકાંક્ષી બુદ્ધિમાન લોકો એ સંસ્થા કેમ ખીલે એનો વિચાર કરવા લાગ્યા છે.

રાજાને કાબૂમાં રાખવો, રાજાની વૃત્તિઓ કેળવવી એ જનતા પર સત્તા જમાવવાનો જૂનો ઉપાય હતો. જેના હાથમાં સત્તા હોય તેની બુદ્ધિ અને લાગણીને વશ કરીએ તો બીજું જોઈએ શું? આજે સત્તા પ્રજાના અથવા પ્રજાના વર્ગોના હાથમાં જવા લાગી છે. એટલે તેમની કેળવણી તરફ દરેક બુદ્ધિમાન અને મહત્ત્વાકાંક્ષી માણસનું ધ્યાન જતું થયું છે. જીવનવિકાસનું કાર્ય હવે કેળવણીના હાથમાં આવ્યું છે. અને એ રીતે કેળવણી એ જ જીવનવિકાસનું પ્રધાન સાધન ગણાવા લાગ્યું છે. લશ્કરી સિપાઈઓના હાથમાં કેળવણીનું રૂપ એક જાતનું હતું; પુરોહિતોના હાથમાં કેળવણીએ જુદું રૂપ પકડ્યું. વેપારીઓએ કેળવણીનો આદર્શ ત્રીજો કલ્પ્યો. બુદ્ધિવિલાસી પંડિતોએ કેળવણીને પોતાનું જ ક્ષેત્ર બનાવી એના પર પોતાની છાપ કાયમની મારી. મુત્સદ્દી લોકોએ આ કેળવણીનો તિરસ્કાર કરી વળી નવી જ જાતની વ્યવહારુ કેળવણી માગી. જ્યારે કારીગરોએ પોતાના દીકરા, કુટુંબીઓ અને શાગરીદો માટે 'જોઈને કરવાની' શિક્ષણપદ્ધતિ અખત્યાર કરી. બાર વરસ ઘોડાને ખરેરો કરે ત્યાં તે ઘોડાનો માલિક બની સરદારી ભોગવે, એ જ નિયમ 'ઉસ્તાદના હાથ તળે કામ કરી કરીને માણસ પોતે જ ઉસ્તાદ બની જાય છે' એ સૂત્રમાં પરિણમ્યો. આવી રીતે જેના હાથમાં કેળવણી ગઈ એણે પોતાના ક્ષેત્રનું મહત્ત્વ સમજી એનો જ આદર્શ અને એની જ પદ્ધતિ કેળવણીમાં ઉમેરી દીધી.

આખરે જ્યારે સમાજસત્તા સમાજના એટલે કે પ્રજાના જ હાથમાં આવી ત્યારે જીવનનાં બધાં જ અંગપ્રત્યંગોનો વિચાર કરવો પડ્યો છે અને જોતજોતામાં દુનિયાના કેળવણીકારો સમાજનેતા થઈ બેઠા છે.

આજે જીવનનું એકેએક અંગ ખીલવવા માટે કેળવણીનો જ આશ્રય શોધવામાં આવે છે. મહાયુદ્ધ પ્રસંગે યુરોપના દેશોને સમાજજીવનનાં કેટલાંયે અંગો સમેટવાં કે સંકોચવાં પડ્યાં; પણ કેળવણી પર તો કાતર ન જ મુકાઈ. કેમ કે સામાજિક શક્તિનું ઝરણું કેળવણીમાં છે એ સૌએ જોયું. આજે લશ્કર તૈયાર કરવા માટે પણ કેળવણીની સંસ્થાઓ સ્થપાય છે. વેપાર માટે પણ કેળવણીની જરૂર પડે છે, શાસ્ત્રીયશોધ કેળવણી દ્વારા જ ખીલવાય છે. દરેક ધંધામાં તે તે ધંધા માટે શાળા સ્થપાય છે. રાજશાસન કે મુત્સદ્દીગીરી તો સામાન્ય કેળવણીનું જ એક અંગ થવા બેઠું છે. એ તો ઠીક, પણ સામાન્ય વૈવાહિક જીવન પણ એની ખાસ કેળવણી વગર શરૂ ન કરાય એમ લોકોને લાગવા માંડ્યું છે. કળા, અભિરુચિ, રસિકતા ઇત્યાદિ સ્વસંવેદ્ય વસ્તુઓમાં પણ કેળવણીએ પોતાનો પ્રવેશ કર્યો છે. હવે તો કેળવણી સાર્વભૌમ સ્થાન લઈ આખી દુનિયાની પુનર્ઘટના કરવાની મહત્ત્વાકાંક્ષા સેવે છે. ધર્મ પણ કેળવણીના જ હાથમાં ગયો સમજવો. આખું પ્રજાજીવન એ જ કેળવણીનો વિષય છે. એવું કશું રહ્યું નથી જે કેળવણીને સાધ્ય ન હોય. દુનિયાના કેંદ્રમાં આજે કેળવણી છે. જીવનશાસ્ત્ર અને જીવનકલા ઘડવાનું કામ હવે કેળવણીના હાથમાં આવ્યું છે.

લખતાંવાચતાં ને ગણતાં શીખવવું એટલો જ જે કેળવણીનો કાર્યપ્રદેશ હતો તે કેળવણી હવે જીવનવ્યાપી, જીવનદાયી થઈ. એટલે એમાં વિવિધતાનો તો પાર ન મળે. એ વિવિધતામાં વ્યવસ્થા આણવી એ અઘરામાં અઘરું કામ છે. જ્યાં કેળવણી આવી ત્યાં સત્તાનો દોર ગયો જ સમજવો. કેમ કે કેળવણી સાથે સ્વયંનિર્ણય એની મેળે આવી જાય છે. બિચારો વૂડરો વિલસન કેળવણીકાર ખરો, પણ એને એટલું ન સૂઝ્યું કે સ્વયંનિર્ણયની સત્તા કોઈ કોઈને આપી ન શકે; એ વસ્તુ આપવાની નથી હોતી, પણ અખત્યાર કરવાની હોય છે.

જીવનનો ઉદ્દેશ જ્યાં સ્પષ્ટ નથી હોતો ત્યાં સ્વયંનિર્ણય ઘણી વાર ગોટાળો પેદા કરે છે. આજે ધર્મ પાછળ સત્તા રહી નથી. ધર્મનો સ્વતંત્ર અનુભવ કરનાર વ્યક્તિઓ ઘણી ઓછી થઈ ગઈ છે. ધર્મના વિધિઓ અને માન્યતાઓ કાલગ્રસ્ત થયાં છે. ધર્મમાં ચાલના અને તાજગી નથી, તેથી સ્વયંનિર્ણય સાથે વ્યવસ્થાનો લોપ થયો છે. પરિણામે ધર્મ વિશે સમાજમાં આસ્થા બહુ ઓછી થઈ છે.

સામાજિક જીવનમાં પણ તેમ જ થયું છે. સમાજની હસ્તી શા માટે છે એનો જ કોઈને પત્તો નથી. અને રૂઢ વ્યવસ્થા ઢીલી થઈ છે. રાજસત્તાએ સામાજિક સંગઠન અને સામાજિક સત્તા તોડી નાંખી, અને પોતે અદ્વિતીય થવાનો પ્રયત્ન કર્યો. પરિણામે આખી દુનિયામાં સામાજિક અરાજક — યોગ્ય શબ્દ તો સામાજિક અનવસ્થા છે -- વ્યાપી ગયું છે. તે એટલે સુધી કે કુટુંબસંસ્થા પણ પરાપૂર્વથી

જેવી ચાલતી આવી છે તેવી હવે નથી રહેવાની. સત્તા ગઈ એની સાથે વ્યવસ્થા પણ તૂટી, હવે સત્તાને ઠેકાણે સમજૂતી આવવી જોઈએ.

એ કેળવણી વગર નહીં આવે. એટલા માટે જ કેળવણી દૃષ્ટિવાળી, યોજનાવાળી, આદર્શવાળી અને શક્તિવાળી થવી જોઈએ. કેળવણીનું સ્વરૂપ હવે વધારેમાં વધારે વિકસિત થવું જોઈએ. કેળવણી એટલે સંસ્કૃતિની સાધના. સંસ્કૃતિનું સ્વરૂપ જો નક્કી હોય તો કેળવણી મૂંઝાય. આજની એ સ્થિતિ છે. સંસ્કૃતિ જો કંઈ ચોક્કસ સ્વરૂપ પકડે તો કેળવણીને રસ્તો મળે. સંસ્કૃતિના જેટલા પ્રકારો અથવા પ્રયોગો તેટલી ભિન્ન ભિન્ન શિક્ષણપદ્ધતિઓ.

આટલો વ્યાપક ઉદ્દેશ નજર આગળ રાખ્યા પછી વ્યાપક કેળવણીએ સંકુચિત વાડામાંથી બહાર નીકળવું જ જોઈએ. મોટામાં મોટું કામ કેળવણીને શાળાઓમાંથી અને કેળવણીખાતામાંથી બચાવવાનું છે. શાળાઓમાં કેળવણી ગૂંગળાય છે. કેળવણીએ હવે શાળા બહાર આવવું જોઈએ.

સંપૂર્ણતાની છાપ લઈને ફરનાર શાસ્ત્રોના સકંજામાંથી પણ કેળવણીને બચાવવી જોઈએ. શાસ્ત્રો છોડી કેળવણીએ હવે પ્રયોગમાં ઊતરવું જોઈએ. અત્યાર સુધી કેળવણી સાહિત્યના ગોર લોકોના હાથમાં હતી. તેથી તે સાહિત્યપ્રધાન અને ગ્રંથાવલંબી હતી. વૈદક જેવાં પ્રયોગપ્રાણ ક્ષેત્રોમાં પણ ગ્રંથો અને શિષ્ટ વચનો ઉપર જ આપણે ત્યાં ઉદરનિર્વાહ થતો આવ્યો છે. હવે કેળવણીએ સાહિત્યને ગૌણ કરી જીવનને પ્રધાનપદ આપવું જોઈએ. છેલ્લે છેલ્લે કેળવણીને ચાલવા માટે સાધન-સમૃદ્ધિની ઘોડીઓ વાપરી અને પાંગળી બનાવવામાં આવી છે. એમાં પણ સાધન-સમૃદ્ધિ એટલે જીવનસમૃદ્ધિ નહીં એ સમજાવવાની જરૂર છે. સાધનનો અતિરેક એ શક્તિને મારક છે, સ્ફૂર્તિ, સૂઝ, સહનશક્તિ અને એકાગ્રતાને નષ્ટ કરનાર છે, એ વસ્તુ તરફ હવે વધારે ધ્યાન આપવાની જરૂર છે.

કેળવણીને વ્યાપક કરવા માટે એના ઉપાસકોનું ક્ષેત્ર વિસ્તૃત કરવું જોઈએ. અત્યાર સુધી એક વિશિષ્ટ વર્ગને જ કેળવણી અપાતી તેથી કેળવાયેલો કરીને નવરાશ ભોગવતો એક અલગ વર્ગ ઊભો થયો છે, હવે તો સમસ્ત પ્રજાને પહોંચવું જોઈએ.

આ બધું કરવું હોય તો સામાજિક જીવનનો આદર્શ પણ કેળવણીએ નવી રીતે સમજવો જોઈએ. સત્તાનું ધ્યેય છોડી દઈ સેવાનું ધ્યેય કેળવણીએ અને સમાજે સ્વીકારવું જ જોઈએ. આ પલટો સહેલો નથી. ઘેનની દવા આપ્યા વગર છાતી ચીરી એમાંથી એક હૃદય કાઢી તેમાં બીજું ગોઠવી દેવું જેટલું અઘરું હોય તેટલું આ અઘરું કામ છે. જાલિમ તરીકે કે ગુલામ તરીકે આખી દુનિયાએ સત્તાનો અનુભવ કર્યો છે. તેથી સમાજની આખી મનોરચના સત્તાપરસ્ત થઈ ગઈ છે. હવે એ બધું ફેરવીને સત્તાને ગૌણ કરી સેવાને તે પદ આપવું એ કંઈ જેવીતેવી વાત નથી. એટલા માટે જ ભૌતિક સૃષ્ટિમાં અશક્ય એવું ઉપરનું ઉદાહરણ આપ્યું છે. પણ

માનસિક ક્ષેત્રમાં, આધ્યાત્મિક ક્ષેત્રમાં એ વસ્તુ શક્ય છે; અને તે સિદ્ધ કર્યા વગર મનુષ્યજીવન કૃતાર્થ થવાનું નથી.

આ નવી જાતની કેળવણી કલ્પવી, યોજવી અને સિદ્ધ કરવી એ વેદિયા લોકોનું કામ નથી, સાહિત્યવિલાસીઓનું કામ નથી, નવરાશના રસિયાઓનું કામ નથી. શ્રદ્ધાવાન વિચારવીરો, યોજનાવીરો અને પ્રયોગવીરો એ જ સાચા કેળવણીકારો છે. એમના હાથમાં દુનિયા છે. આજ સુધી કેળવણીના પંડિતોએ રાજાશ્રય કે લોકાશ્રય શોધ્યો છે. હવે પછી તેમણે સ્વાશ્રયી થવું ઘટે છે. સાદગી, વ્યાપક સેવા અને અખંડ ઉદ્યોગ એ જ સ્વાશ્રયનો ખરો આધાર છે.

આવી સ્વાશ્રયી કેળવણી રાષ્ટ્રવ્યાપી કેમ કરી શકાય એ આજનો મુખ્ય સવાલ છે. ઉદ્યોગ અને સેવા એ જ જીવવાનો એકમાત્ર પરવાનો છે એમ જો આપણે એક વાર સમજી લઈએ તો સ્વાશ્રયી કેળવણી રાષ્ટ્રવ્યાપી કરવાનો રસ્તો આપણને સહેજે સૂઝે એમ છે. (સૂઝવો સહેલો છે એ પરથી એમ માનવાનું કારણ નથી કે એ રસ્તો ચાલવે સહેલો છે.)

'કેળવણી દ્વારા પ્રજાને જ્ઞાન આપવું જોઈએ; જ્ઞાન ગ્રંથોમાં સંઘરેલું છે, ગ્રંથો જાણવા માટે ભાષા શીખવી જોઈએ, અને વાંચવા માટે અક્ષરો જાણવા જોઈએ; તેથી કેળવણીની શરૂઆત ભાષા અને અક્ષરજ્ઞાનથી જ થઈ શકે.' એવો તર્ક બાંધીને આપણી કેળવણીએ અત્યાર સુધી પસ્તાનું મૂક્યું છે. પણ એ મુહૂર્ત જ ખોટું નીવડયું છે. જીવનની પ્રાથમિક અને પ્રધાન હાજતોને અંગેની શક્તિઓ કેળવવી એ જ કેળવણીનો પ્રારંભ થઈ શકે. માણસને અન્ન જોઈએ છે, વસ્ત્ર જોઈએ છે, રહેવા માટે ઘર જોઈએ છે, સમાજની હૂંફ જોઈએ છે. આત્મરક્ષણનું સામર્થ્ય જોઈએ છે. આરોગ્ય તો સૌથી પ્રથમ જોઈએ છે. સામાજિક જવાબદારીનું ભાન જોઈએ છે. સેવાનાં અનેકવિધ ક્ષેત્રો જોઈએ છે. નવરાશનો ઉપયોગ કરવાની આવડત અને આમોદ-પ્રમોદની સંસ્કારિતા એ બધું જોઈએ છે. અને એ બધામાં દરેક વસ્તુનું તારતમ્ય સમજવા માટે જીવનના આદર્શનું — ધર્મનું ભાન જોઈએ છે. એ બધું જ્યારે કેળવણીમાં યોગ્ય ક્રમે આવશે ત્યારે જ કેળવણી વ્યાપક થઈ ગણાશે, ત્યારે જ એ કેળવણી જીવનદાયી અને શક્તિશાળી થશે. એ નથી માટે સ્વરાજ્ય નથી. સ્વરાજ્ય જોઈતું હોય તો આ જાતની સાચી કેળવણીથી શરૂઆત કરવી પડે.

પૅટ્રિક ગેડિસ ભલે શહેરની શહેરી સંસ્કૃતિનાં વખાણ કરે, દુનિયાનો મોટો ભાગ તો ગામડામાં જ રહે છે. દુનિયાનું હીર ગામડાંમાં જ છે. પશ્ચિમ અને મધ્ય યુરોપ તથા ઉત્તર અમેરિકા એટલા દેશો બાદ કરતાં બાકીની દુનિયા મોટે ભાગે ગામડાંમાં જ રહે છે. દુનિયાની આગેવાની હવે જ્યારે પ્રજાના હાથમાં આવવા લાગી છે ત્યારે લોકનાયકો અને વિશ્વનાયકો ગામડાને અનુકૂળ અને ગામડાંમાંથી જ નીપજવાના છે. દુનિયાની આગેવાની અત્યાર સુધી શિષ્ટવર્ગના હાથમાં હતી. એણે હરામીની નવરાશ ભોગવી, અને અનેક રીતે પ્રજાદ્રોહ કરી પોતાનું પુણ્ય ખોયું છે. હવે જો સંસ્કૃતિ ટકાવવી હોય તો જૂના દોષો ટાળીને આમપ્રજાને

જેવી ચાલતી આવી છે તેવી હવે નથી રહેવાની. સત્તા ગઈ એની સાથે વ્યવસ્થા પણ તૂટી, હવે સત્તાને ઠેકાણે સમજૂતી આવવી જોઈએ.

એ કેળવણી વગર નહીં આવે. એટલા માટે જ કેળવણી દૃષ્ટિવાળી, યોજનાવાળી, આદર્શવાળી અને શક્તિવાળી થવી જોઈએ. કેળવણીનું સ્વરૂપ હવે વધારેમાં વધારે વિકસિત થવું જોઈએ. કેળવણી એટલે સંસ્કૃતિની સાધના. સંસ્કૃતિનું સ્વરૂપ જો નક્કી હોય તો કેળવણી મૂંઝાય. આજની એ સ્થિતિ છે. સંસ્કૃતિ જો કંઈ ચોક્કસ સ્વરૂપ પકડે તો કેળવણીને રસ્તો મળે. સંસ્કૃતિના જેટલા પ્રકારો અથવા પ્રયોગો તેટલી ભિન્ન ભિન્ન શિક્ષણપદ્ધતિઓ.

આટલો વ્યાપક ઉદ્દેશ નજર આગળ રાખ્યા પછી વ્યાપક કેળવણીએ સંકુચિત વાડામાંથી બહાર નીકળવું જ જોઈએ. મોટામાં મોટું કામ કેળવણીને શાળાઓમાંથી અને કેળવણીખાતામાંથી બચાવવાનું છે. શાળાઓમાં કેળવણી ગૂંગળાય છે. કેળવણીએ હવે શાળા બહાર આવવું જોઈએ.

સંપૂર્ણતાની છાપ લઈને ફરનાર શાસ્ત્રોના સકંજામાંથી પણ કેળવણીને બચાવવી જોઈએ. શાસ્ત્રો છોડી કેળવણીએ હવે પ્રયોગમાં ઊતરવું જોઈએ. અત્યાર સુધી કેળવણી સાહિત્યના ગોર લોકોના હાથમાં હતી. તેથી તે સાહિત્યપ્રધાન અને ગ્રંથાવલંબી હતી. વૈદક જેવાં પ્રયોગપ્રાણ ક્ષેત્રોમાં પણ ગ્રંથો અને શિષ્ટ વચનો ઉપર જ આપણે ત્યાં ઉદરનિર્વાહ થતો આવ્યો છે. હવે કેળવણીએ સાહિત્યને ગૌણ કરી જીવનને પ્રધાનપદ આપવું જોઈએ. છેલ્લે છેલ્લે કેળવણીને ચાલવા માટે સાધન-સમૃદ્ધિની ઘોડીઓ વાપરી અને પાંગળી બનાવવામાં આવી છે. એમાં પણ સાધન-સમૃદ્ધિ એટલે જીવનસમૃદ્ધિ નહીં એ સમજાવવાની જરૂર છે. સાધનનો અતિરેક એ શક્તિને મારક છે, સ્ફૂર્તિ, સૂઝ, સહનશક્તિ અને એકાગ્રતાને નષ્ટ કરનાર છે, એ વસ્તુ તરફ હવે વધારે ધ્યાન આપવાની જરૂર છે.

કેળવણીને વ્યાપક કરવા માટે એના ઉપાસકોનું ક્ષેત્ર વિસ્તૃત કરવું જોઈએ. અત્યાર સુધી એક વિશિષ્ટ વર્ગને જ કેળવણી અપાતી તેથી કેળવાયેલો કરીને નવરાશ ભોગવતો એક અલગ વર્ગ ઊભો થયો છે, હવે તો સમસ્ત પ્રજાને પહોંચવું જોઈએ.

આ બધું કરવું હોય તો સામાજિક જીવનનો આદર્શ પણ કેળવણીએ નવી રીતે સમજવો જોઈએ. સત્તાનું ધ્યેય છોડી દઈ સેવાનું ધ્યેય કેળવણીએ અને સમાજે સ્વીકારવું જ જોઈએ. આ પલટો સહેલો નથી. ઘેનની દવા આપ્યા વગર છાતી ચીરી એમાંથી એક હૃદય કાઢી તેમાં બીજું ગોઠવી દેવું જેટલું અઘરું હોય તેટલું આ અઘરું કામ છે. જાલિમ તરીકે કે ગુલામ તરીકે આખી દુનિયાએ સત્તાનો અનુભવ કર્યો છે. તેથી સમાજની આખી મનોરચના સત્તાપરસ્ત થઈ ગઈ છે. હવે એ બધું ફેરવીને સત્તાને ગૌણ કરી સેવાને તે પદ આપવું એ કંઈ જેવીતેવી વાત નથી. એટલા માટે જ ભૌતિક સૃષ્ટિમાં અશક્ય એવું ઉપરનું ઉદાહરણ આપ્યું છે. પણ

માનસિક ક્ષેત્રમાં, આધ્યાત્મિક ક્ષેત્રમાં એ વસ્તુ શક્ય છે; અને તે સિદ્ધ કર્યા વગર મનુષ્યજીવન કૃતાર્થ થવાનું નથી.

આ નવી જાતની કેળવણી કલ્પવી, યોજવી અને સિદ્ધ કરવી એ વેદિયા લોકોનું કામ નથી, સાહિત્યવિલાસીઓનું કામ નથી, નવરાશના રસિયાઓનું કામ નથી. શ્રદ્ધાવાન વિચારવીરો, યોજનાવીરો અને પ્રયોગવીરો એ જ સાચા કેળવણીકારો છે. એમના હાથમાં દુનિયા છે. આજ સુધી કેળવણીના પંડિતોએ રાજાશ્રય કે લોકાશ્રય શોધ્યો છે. હવે પછી તેમણે સ્વાશ્રયી થવું ઘટે છે. સાદગી, વ્યાપક સેવા અને અખંડ ઉદ્યોગ એ જ સ્વાશ્રયનો ખરો આધાર છે.

આવી સ્વાશ્રયી કેળવણી રાષ્ટ્રવ્યાપી કેમ કરી શકાય એ આજનો મુખ્ય સવાલ છે. ઉદ્યોગ અને સેવા એ જ જીવવાનો એકમાત્ર પરવાનો છે એમ જો આપણે એક વાર સમજી લઈએ તો સ્વાશ્રયી કેળવણી રાષ્ટ્રવ્યાપી કરવાનો રસ્તો આપણને સહેજે સૂઝે એમ છે. (સૂઝવો સહેલો છે એ પરથી એમ માનવાનું કારણ નથી કે એ રસ્તો ચાલવે સહેલો છે.)

'કેળવણી દ્વારા પ્રજાને જ્ઞાન આપવું જોઈએ; જ્ઞાન ગ્રંથોમાં સંઘરેલું છે, ગ્રંથો જાણવા માટે ભાષા શીખવી જોઈએ, અને વાંચવા માટે અક્ષરો જાણવા જોઈએ; તેથી કેળવણીની શરૂઆત ભાષા અને અક્ષરજ્ઞાનથી જ થઈ શકે.' એવો તર્ક બાંધીને આપણી કેળવણીએ અત્યાર સુધી પસ્તાનું મૂક્યું છે. પણ એ મુહૂર્ત જ ખોટું નીવડ્યું છે. જીવનની પ્રાથમિક અને પ્રધાન હાજતોને અંગેની શક્તિઓ કેળવવી એ જ કેળવણીનો પ્રારંભ થઈ શકે. માણસને અન્ન જોઈએ છે, વસ્ત્ર જોઈએ છે, રહેવા માટે ઘર જોઈએ છે, સમાજની હૂંફ જોઈએ છે. આત્મરક્ષણનું સામર્થ્ય જોઈએ છે. આરોગ્ય તો સૌથી પ્રથમ જોઈએ છે. સામાજિક જવાબદારીનું ભાન જોઈએ છે. સેવાનાં અનેકવિધ ક્ષેત્રો જોઈએ છે. નવરાશનો ઉપયોગ કરવાની આવડત અને આમોદ-પ્રમોદની સંસ્કારિતા એ બધું જોઈએ છે. અને એ બધામાં દરેક વસ્તુનું તારતમ્ય સમજવા માટે જીવનના આદર્શનું — ધર્મનું ભાન જોઈએ છે. એ બધું જ્યારે કેળવણીમાં યોગ્ય ક્રમે આવશે ત્યારે જ કેળવણી વ્યાપક થઈ ગણાશે, ત્યારે જ એ કેળવણી જીવનદાયી અને શક્તિશાળી થશે. એ નથી માટે સ્વરાજ્ય નથી. સ્વરાજ્ય જોઈતું હોય તો આ જાતની સાચી કેળવણીથી શરૂઆત કરવી પડે.

પેટ્રિક ગેડિસ ભલે શહેરની શહેરી સંસ્કૃતિનાં વખાણ કરે, દુનિયાનો મોટો ભાગ તો ગામડામાં જ રહે છે. દુનિયાનું હીર ગામડાંમાં જ છે. પશ્ચિમ અને મધ્ય યુરોપ તથા ઉત્તર અમેરિકા એટલા દેશો બાદ કરતાં બાકીની દુનિયા મોટે ભાગે ગામડાંમાં જ રહે છે. દુનિયાની આગેવાની હવે જ્યારે પ્રજાના હાથમાં આવવા લાગી છે ત્યારે લોકનાયકો અને વિશ્વનાયકો ગામડાને અનુકૂળ અને ગામડાંમાંથી જ નીપજવાના છે. દુનિયાની આગેવાની અત્યાર સુધી શિષ્ટવર્ગના હાથમાં હતી. એણે હરામીની નવરાશ ભોગવી, અને અનેક રીતે પ્રજાદ્રોહ કરી પોતાનું પુણ્ય ખોયું છે. હવે જો સંસ્કૃતિ ટકાવવી હોય તો જૂના દોષો ટાળીને આમપ્રજાને

કેળવવી જોઈએ. એને માટે અનેક બાજુથી કામ કરવાની જરૂર છે. ગામડાંમાં રહેતા ખેડૂતો, કારીગરો અને મજૂરો, સંકુચિત પરાવલંબી જીવન ગાળતી સ્ત્રીઓ, ધાર્મિક અને સામાજિક અન્યાયથી હડધૂત થયેલા અંત્યજો વગેરે પછાત વર્ગોને જ્ઞાન, ઉત્સાહ અને દૃષ્ટિ પ્રથમ આપવાં જોઈશે. આખા કારીગરવર્ગને સંસ્કાર અને પ્રતિષ્ઠાના આદર્શો આપવા જોઈશે. કારકુનવર્ગ અને મુત્સદ્દીવર્ગની અપંગતા અને સંકુચિત દૃષ્ટિ દૂર કરી તેમને તેજસ્વી બનાવવા જોઈશે. એ આજનો યુગ-ધર્મ છે. એ જ વ્યાપક કેળવણી યુગશક્તિ છે.

## વિદ્યાપીઠની યાત્રા

નવ વરસ પૂરાં કરી વિદ્યાપીઠ હવે નવા વાતાવરણમાં પ્રવેશ કરે છે. નવ વરસ પહેલાં આપણને આદેશ મળ્યો કે "મનુષ્ય થવું એ પહેલી કેળવણી છે. આ કેળ-વણી ધીમેધીમે નહીં આવે. જેને આવશે તેને તુરત આવશે, એ તો એક નવો જન્મ છે. આપણી ગુલામગીરી ઓળખવી અને તેમાંથી મુક્ત થવા આપણે આજે લાયક છીએ એમ માનવું એમાં સ્વતંત્રતા રહેલી છે. કૌટુમ્બિક સ્વરાજ્ય આપણને આવડે છે. રાષ્ટ્રીય સ્વરાજ્યની ભાવના થાય તો તે આજે આપણા ખોળામાં છે. એ ભાવના વિદ્યાર્થીવર્ગમાં પેદા થાય ત્યારે જ દેશ છૂટે." આ મૂળ પ્રેરણા એ આ વિદ્યાપીઠનો પાયો છે. મહાવિદ્યાલયની સ્થાપના વખતે ગાંધીજીએ ભાડાની સંસ્કૃતિ અથવા ચોરેલી સંસ્કૃતિથી હિંદુસ્તાન ઊંચે ન ચડી શકે એવી ચેતવણી આપી ચારિત્ર્યની કેળવણીના પાયા ઉપર વિદ્યાપીઠની સ્થાપના કરવાનું સૂચવ્યું હતું. સ્થાપના વખતની એમની પ્રાર્થનાના આ શબ્દો છે:

"હે ઈશ્વર, આ મહાવિદ્યાલયને એવું બનાવ કે તેની અંદરથી જે સ્વતંત્રતાનો જાપ આપણે રાતદિવસ જપીએ છીએ તે સ્વતંત્રતા મળે, અને એ સ્વતંત્રતાથી એકલું હિંદુસ્તાન જ નહીં પણ આખું જગત જેમાં હિંદુસ્તાન એક બિન્દુમાત્ર છે તે સુખી થાય."

એ સ્વાતંત્ર્યલક્ષ્મીને વંદન કરી આજે આપણા કાર્યની શરૂઆત કરીએ.

આ નવ વરસમાં આપણે કેટલાયે ફેરફારો કર્યા. અને કેમ ન કરીએ? હરેક જમાનામાં સ્વતંત્રતાનો રસ્તો અણખેડેલો જ હોય છે. એટલે આપણી આખી પ્રવૃત્તિ અખતરારૂપ હતી; અને અંતકાળ સુધી તે અખતરારૂપ રહેશે એ જ એની શ્રેષ્ઠતા છે.

* તા. ૧૧-૧-'૩૦ના રોજ ગૂજરાત વિદ્યાપીઠના પદવીદાનસમારંભ વખતે આપેલું ભાષણ.

પરદેશી કેળવણીથી જે ભ્રાન્તિ આપણા મનમાં પેદા થઈ હતી તે દૂર કરવી એ પ્રથમનું કામ હતું. એ ભ્રાન્તિ દૂર થયા પછી ગ્લાનિ અને શિથિલતા દૂર કરવાનું કામ હવે કરવાનું છે. આપણે પરદેશી સરકાર અને પરદેશી સંસ્કૃતિના મોહમાંથી ઊગરી જવા માટે અસહકાર જાહેર કર્યો, અને તેને દૃઢ કરવા માટે આપણી સંસ્કૃતિના પુનરુદ્ધારનું કામ હાથમાં લીધું. ઉપનિષદમાં વાર્તા છે કે માણસ જ્યારે કોઈ પણ પ્રાણપૂર્ણ પ્રવૃત્તિ આદરે છે, ત્યારે પાપ એમાં ભળી જાય છે અને એને વિદ્ધ કરે છે. પછી સારાનરસાનો વિવેક કરવો પડે છે. આપણે આપણી સંસ્કૃતિ સજીવન કરવાનો પ્રયત્ન આદર્યો. તેથી જગતના વિનોદને અર્થે પ્રાચીન સંસ્કૃતિના અવશેષો સંઘરી રાખનાર પુરાતત્ત્વ ખોળનાર મ્યૂઝિયમવાળાઓને આનંદ થયો. તેમણે માન્યું કે આપણે તેમનું જ કાર્ય કરીએ છીએ. વળી પ્રાચીનતાના મડદાની મમીઓ બનાવી તેની જ પૂજા કરનાર સનાતની વર્ગ પણ આપણે ત્યાં છે. એણે પણ વિદ્યાપીઠની પ્રવૃત્તિ પોતાને જ અનુકૂળ છે એમ સમજી વધાવી લીધી અને માન્યું કે હવે જૂનો જમાનો પાછો આવશે. પણ જીવનપ્રવાહ આગળ દોડે છે. એનો ઊગમ જરૂર રાષ્ટ્રના અરુણોદય સમા વૈદિક કાળમાં હોય, પણ એ પ્રવાહ આગળ ને આગળ જ ધસતો જાય છે અને વિરાટ થતો જાય છે. વિદ્યાપીઠ પ્રાચીન પ્રેરણાને સ્વીકારે છે પણ પ્રાચીનતાની હિમાયતી નથી, એ શરૂઆતમાં જ સિદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો. પ્રાચીનતાને નામે વિદ્યાપીઠ અસ્પૃશ્યતાને સંઘરે નહીં એમ જ્યારે જાહેર થયું ત્યારે કેટલાયે લોકોને આઘાત પહોંચ્યો. વિદ્યાપીઠની પાંખ તળે આવેલી કેટલીક સંસ્થાઓ અને વ્યક્તિઓ ખસી ગઈ. કેટલાક દાનીઓએ પોતાનો હાથ ખેંચી લઈ પોતાની કોથળીની કસો બાંધી લીધી અને પોતાનો અણગમો જાહેર કર્યો. વિદ્યાપીઠનું કામ આગળ ચાલ્યું.

આપણે ફક્ત અસહકારી છીએ, આપણો રાજદ્વારી ઝઘડો પતી જાય એટલે ફરી સરકારી નિશાળમાં જવાના છીએ, એમ માનનારા પણ કેટલાક હતા. બધી સંસ્થાઓમાંથી વિદ્યાર્થીઓ આવે એટલા માટે વિદ્યાપીઠનાં બારણાં મોટાં અને ખુલ્લાં રાખ્યાં. એમાંથી જેટલા આવ્યા તેટલા ગયા પણ ખરા. છતાં વિદ્યાપીઠનું કામ ચાલ્યું.

એ બધા દિવસોમાં વિદ્યાપીઠમાં બે જાતની પ્રવૃત્તિઓ ચાલતી. એક, સરકારી કેળવણીનાં અંગપ્રત્યંગોની મુકાબલે આપણે ત્યાં લગભગ એવી જ પણ સ્વાભિમાન-મૂલક અંગપ્રત્યંગો ઊભાં કરવાની; અને બીજી હિંદી સંસ્કૃતિનાં અધ્યયન, પરિષ્કરણ અને પુનર્જીવનની. સરકારી યુનિવર્સિટીનું બંધારણ, ત્યાંની 'ફેકલ્ટીઝ', પાઠ્યપુસ્તકો, પદવીદાનવિધિ વગેરે બધાંની સ્વદેશી આવૃત્તિ કાઢી આપણે સ્વતંત્રતા અનુભવી. એની સાથે જૈન અને બૌદ્ધ વાઙ્મયનું અધ્યયન શરૂ કર્યું. જે પાશ્ચાત્ય પંડિતોએ હિંદુસ્તાનમાં સંશોધનની શરૂઆત કરેલી તેમની જ ઢબ અખત્યાર કરી તેમની છાયારૂપ પાંડિત્ય પણ આપણે કેળવવાનો પ્રયત્ન કર્યો. એક બાજુથી યુનિવર્સિટીથી અસંતુષ્ટ થયેલા આપણે સંતુષ્ટ થયા; બીજી બાજુથી સંશોધનવાળાનો વિશાળ વર્ગ

કેળવવી જોઈએ. એને માટે અનેક બાજુથી કામ કરવાની જરૂર છે. ગામડાંમાં રહેતા ખેડૂતો, કારીગરો અને મજૂરો, સંકુચિત પરાવલંબી જીવન ગાળતી સ્ત્રીઓ, ધાર્મિક અને સામાજિક અન્યાયથી હડધૂત થયેલા અંત્યજો વગેરે પછાત વર્ગોને જ્ઞાન, ઉત્સાહ અને દૃષ્ટિ પ્રથમ આપવાં જોઈશે. આખા કારીગરવર્ગને સંસ્કાર અને પ્રતિષ્ઠાના આદર્શો આપવા જોઈશે. કારકુનવર્ગ અને મુત્સદ્દીવર્ગની અપંગતા અને સંકુચિત દૃષ્ટિ દૂર કરી તેમને તેજસ્વી બનાવવા જોઈશે. એ આજનો યુગ-ધર્મ છે. એ જ વ્યાપક કેળવણી યુગશક્તિ છે.

## વિદ્યાપીઠની યાત્રા*

નવ વરસ પૂરાં કરી વિદ્યાપીઠ હવે નવા વાતાવરણમાં પ્રવેશ કરે છે: નવ વરસ પહેલાં આપણને આદેશ મળ્યો કે "મનુષ્ય થવું એ પહેલી કેળવણી છે. આ કેળ-વણી ધીમેધીમે નહીં આવે. જેને આવશે તેને તુરત આવશે, એ તો એક નવો જન્મ છે. આપણી ગુલામગીરી ઓળખવી અને તેમાંથી મુક્ત થવા આપણે આજે લાયક છીએ એમ માનવું એમાં સ્વતંત્રતા રહેલી છે. કૌટુમ્બિક સ્વરાજ્ય આપણને આવડે છે. રાષ્ટ્રીય સ્વરાજ્યની ભાવના થાય તો તે આજે આપણા ખોળામાં છે. એ ભાવના વિદ્યાર્થીવર્ગમાં પેદા થાય ત્યારે જ દેશ છૂટે." આ મૂળ પ્રેરણા એ આ વિદ્યાપીઠનો પાયો છે. મહાવિદ્યાલયની સ્થાપના વખતે ગાંધીજીએ ભાડાની સંસ્કૃતિ અથવા ચોરેલી સંસ્કૃતિથી હિંદુસ્તાન ઊંચે ન ચડી શકે એવી ચેતવણી આપી ચારિત્ર્યની કેળવણીના પાયા ઉપર વિદ્યાપીઠની સ્થાપના કરવાનું સૂચવ્યું હતું. સ્થાપના વખતની એમની પ્રાર્થનાના આ શબ્દો છે:

"હે ઈશ્વર, આ મહાવિદ્યાલયને એવું બનાવ કે તેની અંદરથી જે સ્વતંત્રતાનો જાપ આપણે રાતદિવસ જપીએ છીએ તે સ્વતંત્રતા મળે, અને એ સ્વતંત્રતાથી એકલું હિંદુસ્તાન જ નહીં પણ આખું જગત જેમાં હિંદુસ્તાન એક બિન્દુમાત્ર છે તે સુખી થાય."

એ સ્વાતંત્ર્યલક્ષ્મીને વંદન કરી આજે આપણા કાર્યની શરૂઆત કરીએ.

આ નવ વરસમાં આપણે કેટલાયે ફેરફારો કર્યા. અને કેમ ન કરીએ? દરેક જમાનામાં સ્વતંત્રતાનો રસ્તો અણખેડેલો જ હોય છે. એટલે આપણી આખી પ્રવૃત્તિ અખતરારૂપ હતી; અને અંતકાળ સુધી તે અખતરારૂપ રહેશે એ જ એની

કાળે કરીને જ પરખાય છે; અથવા એનાં પરિણામ અને ફળમાં જ એનો આનંદ પ્રતીત થશે. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ આ નવ વરસ દરમ્યાન મનેકમને રેંટિયાની ઉપાસના કરી જ છે.

આ રીતે વિદ્યાપીઠનું કામ ચાલ્યું. હવે વિદ્યાપીઠને ફરી એક નવો આઘાત પહોંચાડવાનું ગાંધીજીને ભાગે આવ્યું. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ નવી સંસ્કૃતિના વીર બની જાય એ એમની ધગશ છે. શહેરના બેઠાડુ લોકો સંસ્કૃતિના પૂજારી થવામાં જ ધન્યતા માને. એમના વર્ગમાં નવયુવકો ભળે અને પ્રજાની ભૂખ ભૂલી જાય એ કેમ પોસાય? ગાંધીજીને શહેરોનો દ્વેષ નથી. પૈસાદાર લોકોના તેઓ મિત્ર છે, અને એ જ કારણે ક્રાંતિવાદીઓમાં તેઓ અકારા પણ થઈ પડ્યા છે. પણ શહેરો પાસેથી તેઓ પ્રાયશ્ચિત્ત જરૂર માગે છે. સ્વદેશાભિમાની શ્રીમંતોને સંસ્કારી સેવકોની હમેશાં જરૂર રહે છે. વિદ્યાપીઠ પાસેથી એવા સેવકો મળવા લાગ્યા. પોસાય તે કરતાં જરાક વધારે પડતી સ્વાભિમાનવૃત્તિ એ વિદ્યાર્થીઓમાં હતી એ ખરું, પણ કેસરની કડવાશ લહેજતમાં ઉમેરો જ કરે છે.

ગાંધીજીએ વિદ્યાપીઠ પાસે જે આ ફેરફાર કરાવ્યો તેનો શહેરી વૃત્તિવાળાઓએ જેટલો વિરોધ કર્યો તેટલો આજ સુધી બીજા કશામાં જોવામાં આવ્યો ન હતો. પણ ગાંધીજીનો ગુજરાતના યુવાનો ઉપર વિશ્વાસ અખૂટ છે. તેથી જોકે તેમણે કહ્યું કે બધા યુવાનો ચાલ્યા જાય તો હું અહીં એકલો બેઠો ઝાડ અને વાંદરાને ભણાવીશ, તોપણ ગુજરાતના યુવાનો સંસ્કૃતિના મૂળનો દ્રોહ નહીં જ કરે, ગામડાંને અનાથ નહીં જ રાખે એની એમને ખાતરી હતી. અને અત્યાર સુધી એમની એ શ્રદ્ધા સાચી ઠરી છે.

યાત્રાધામના પર્વતો પર આપણે જોઈએ છીએ કે થોડી થોડી ઊંચાઈએ એકાદ નાનુંમોટું મંદિર હોય છે અને ત્યાં એકાદ પૂજારી ઘર કરી બેઠો હોય છે. એ પૂજારી નીચેથી આટલે સુધી જ ઊંચો આવે છે અને ત્યાં અટકી જાય છે. જ્યાં માણસને સંતોષ મળ્યો ત્યાં તે થોભી જ જવાનો. આપણી રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં પણ એમ જ થયું છે. આપણી પ્રગતિને દરેક પગથિયે સ્થિર થઈ જનાર એક એક વર્ગ તૈયાર થયો છે, માત્ર એકલી સ્વાતંત્ર્યલક્ષ્મી ધર્મરાજાની પેઠે આગળ ને આગળ વધે છે. આ ક્રમ સ્વાભાવિક હોવાથી કોઈ કોઈને દોષ ન દે, કોઈ કોઈનો વાંક ન કાઢે એ જરૂરનું છે. રસ્તા પરનાં મંદિરોથી જેમ યાત્રાપથ ઉદ્દીપિત થાય છે તેમ આપણી આ પ્રગતિમાં પગલેપગલે જીવતો ઈતિહાસ સચવાય છે. યુરોપના ઋષિ મૅઝીનીએ પોતાની કારકિર્દીની શરૂઆત સાહિત્યસંશોધન અને સાહિત્યના પુનરુદ્ધારથી જ કરી હતી. એ વખતના એમના સહકારીઓ આખર સુધી એમની સાથે ન રહ્યા તોયે શું? શરૂઆતમાં તેઓ બધા મૅઝીનીની ન્યાતના દેખાતા, પણ ધગશ મોળી પડતાંવેંત તેઓ પાછળ રહી ગયા.

પોતાની જ ન્યાત અહીં સરસ જામી છે એમ જોઈ આનંદિત થયો. એ આનંદમાં આપણી અસહકારની ટેક કેટલાકને કાંઈક વિષાદ ઉત્પન્ન કરતી હતી એટલું જ. છતાં વિદ્યાપીઠનું કામ ચાલ્યું.

વિદ્યાર્થીજીવનમાં એક કીમતી તત્ત્વ ઉમેરાયું. લોકસંસ્કૃતિની કદર કરતાં આપણા વિદ્યાર્થીઓ શીખ્યા. લોકવાર્તા, લોકસંગીત, લોકનૃત્ય, તહેવારો, ઉત્સવો, પર્યટનો બધી વસ્તુઓનો ગુજરાતવ્યાપી ફાલ આવ્યો. એક જ જાતનું સંગીત સર્વત્ર ફેલાયું. ગુજરાતનો સંસ્કારી આત્મા ચૈતન્યથી સ્ફુરવા લાગ્યો, અને સર્વત્ર આનંદકલ્લોલ વ્યાપ્યો.

વિદ્યાપીઠની સ્થાપના જ રાજદ્વારી હિલચાલને અંગે થયેલી એટલે વિદ્યાર્થીઓ સેવાનાં ક્ષેત્રો શોધે એમાં નવાઈ શી? શરૂઆતથી મહાસભાનું કામ હતું જ. સભ્યો નોંધવા, ફાળો ઉઘરાવવો, ધારાસભાબહિષ્કારનું મહત્ત્વ સમજાવવું, દારૂનાં પીઠાં આગળ ચોકી કરવી, એવી એવી પ્રવૃત્તિઓ તો હતી જ. પણ જ્યાંત્યાં રાષ્ટ્રીય શાળાઓ કાઢવાની પ્રવૃત્તિ એ સ્વાભાવિક રીતે વિદ્યાપીઠને માટે મુખ્ય હતી. એમાં ખાદીફેરીનું રસિક ક્ષેત્ર ઉમેરાયું. આગળ જતાં એથીયે વિશેષ ગંભીર એવાં ક્ષેત્રો વિદ્યાર્થીઓએ અને અધ્યાપકોએ શોધ્યાં અને શોભાવ્યાં. રેલસંકટ, સાઈમન કમિશનનો બહિષ્કાર, હિંદુસ્તાનને નિરાશામાંથી ઉગારી લેનાર બારડોલી સત્યાગ્રહની હિલચાલ ઈત્યાદિ પ્રવૃત્તિઓમાં વિદ્યાપીઠનો ફાળો હતો જ.

પણ પ્રસંગ આવ્યે કામે દોડીએ અને બાકીના વખતમાં સાહિત્ય, સંગીત, કળા અને રાજદ્વારી ચર્ચા ખીલવીએ, એટલો કાર્યક્રમ આ પરાધીન રાષ્ટ્રને માટે બસ નથી. આભ ફાટ્યું છે ત્યાં વખતોવખત થીંગડાં દેવાથી સંતોષ ન મનાય. વિદ્યાપીઠની શરૂઆતમાં જ, મહાવિદ્યાલયની સ્થાપનાને ત્રણ મહિનાયે પૂરા થયા નહોતા એટલામાં, ગાંધીજીએ વિદ્યાપીઠ આગળ રેંટિયો ધર્યો. નિયામક સભાએ એવો અભિપ્રાય આપ્યો કે વિદ્યાપીઠ સાથે સંબંધ ધરાવતી શાળાઓએ નિશાળોમાં રેંટિયો દાખલ કરી સૂતર કઢાવવું જોઈએ. ગાંધીજીએ સૂતરને તાંતણે સ્વરાજ્યનો મંત્ર આપતાં કહ્યું: 'આપણા શિક્ષણક્રમમાં આટલી ત્રુટિ હંમેશા રહી છે એ હું તો હમેશાં માનતો અને કહેતો આવ્યો છું.' ગામડાંમાં જવાની વાત પણ એ જ ભાષણમાં એમણે કરેલી. સૂતર કાંતી નવ મહિનામાં સ્વરાજ્ય મેળવવાની ગાંધીજીએ સૂચના કરી એને આવતી કાલે બરાબર નવ વરસ થશે. એ રેંટિયાનો સ્વીકાર કરવામાં જ આપણે નવ વરસ લગાડ્યાં એમ કહું તો એમાં ઝાઝી અતિશયોક્તિ નથી. પણ રેંટિયાની ગતિ છે જ મંદ. છતાં એની શક્તિ ભારે છે. Every time the wheel goes round there is a revolution. આ નવ વરસમાં ખાદીએ પોતાનું કામ ધીમેધીમે કર્યું છે. લોકમાન્યના જીવનમાં આપણે જોઈ શકીએ છીએ કે એમણે એક એક પગલું ભારે વિરોધ સામે ટક્કર ઝીલીને જ આગળ મૂક્યું છે. આપણા રેંટિયાનું પણ એમ જ છે. એના જન્મથી અત્યાર લગી બહુ થોડા લોકોએ એને હર્ષથી વધાવ્યો છે. પણ રેંટિયાનું સુખ એ સાત્ત્વિક સુખ છે, એનો આનંદ

કાળે કરીને જ પરખાય છે; અથવા એનાં પરિણામ અને ફળમાં જ એનો આનંદ પ્રતીત થશે. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ આ નવ વરસ દરમ્યાન મનેકમને રેંટિયાની ઉપાસના કરી જ છે.

આ રીતે વિદ્યાપીઠનું કામ ચાલ્યું. હવે વિદ્યાપીઠને ફરી એક નવો આઘાત પહોંચાડવાનું ગાંધીજીને ભાગે આવ્યું. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ નવી સંસ્કૃતિના વીર બની જાય એ એમની ધગશ છે. શહેરના બેઠાડુ લોકો સંસ્કૃતિના પૂજારી થવામાં જ ધન્યતા માને. એમના વર્ગમાં નવયુવકો ભળે અને પ્રજાની ભૂખ ભૂલી જાય એ કેમ પોસાય? ગાંધીજીને શહેરોનો દ્વેષ નથી. પૈસાદાર લોકોના તેઓ મિત્ર છે, અને એ જ કારણે ક્રાંતિવાદીઓમાં તેઓ અકારા પણ થઈ પડ્યા છે. પણ શહેરો પાસેથી તેઓ પ્રાયશ્ચિત્ત જરૂર માગે છે. સ્વદેશાભિમાની શ્રીમંતોને સંસ્કારી સેવકોની હમેશાં જરૂર રહે છે. વિદ્યાપીઠ પાસેથી એવા સેવકો મળવા લાગ્યા. પોસાય તે કરતાં જરાક વધારે પડતી સ્વાભિમાનવૃત્તિ એ વિદ્યાર્થીઓમાં હતી એ ખરું, પણ કેસરની કડવાશ લહેજતમાં ઉમેરો જ કરે છે.

ગાંધીજીએ વિદ્યાપીઠ પાસે જે આ ફેરફાર કરાવ્યો તેનો શહેરી વૃત્તિવાળાઓએ જેટલો વિરોધ કર્યો તેટલો આજ સુધી બીજા કશામાં જોવામાં આવ્યો ન હતો. પણ ગાંધીજીનો ગુજરાતના યુવાનો ઉપર વિશ્વાસ અખૂટ છે. તેથી જોકે તેમણે કહ્યું કે બધા યુવાનો ચાલ્યા જાય તો હું અહીં એકલો બેઠો ઝાડ અને વાંદરાને ભણાવીશ, તોપણ ગુજરાતના યુવાનો સંસ્કૃતિના મૂળનો દ્રોહ નહીં જ કરે, ગામડાંને અનાથ નહીં જ રાખે એની એમને ખાતરી હતી. અને અત્યાર સુધી એમની એ શ્રદ્ધા સાચી ઠરી છે.

યાત્રાધામના પર્વતો પર આપણે જોઈએ છીએ કે થોડી થોડી ઊંચાઈએ એકાદ નાનુંમોટું મંદિર હોય છે અને ત્યાં એકાદ પૂજારી ઘર કરી બેઠો હોય છે. એ પૂજારી નીચેથી આટલે સુધી જ ઊંચો આવે છે અને ત્યાં અટકી જાય છે. જ્યાં માણસને સંતોષ મળ્યો ત્યાં તે થોભી જ જવાનો. આપણી રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં પણ એમ જ થયું છે. આપણી પ્રગતિને દરેક પગથિયે સ્થિર થઈ જનાર એક એક વર્ગ તૈયાર થયો છે, માત્ર એકલી સ્વાતંત્ર્યલક્ષ્મી ધર્મરાજાની પેઠે આગળ ને આગળ વધે છે. આ ક્રમ સ્વાભાવિક હોવાથી કોઈ કોઈને દોષ ન દે, કોઈ કોઈનો વાંક ન કાઢે એ જરૂરનું છે. રસ્તા પરનાં મંદિરોથી જેમ યાત્રાપથ ઉદ્દીપિત થાય છે તેમ આપણી આ પ્રગતિમાં પગલેપગલે જીવતો ઈતિહાસ સચવાય છે. યુરોપના ઋષિ મૅઝીનીએ પોતાની કારકિર્દીની શરૂઆત સાહિત્યસંશોધન અને સાહિત્યના પુનરુદ્ધારથી જ કરી હતી. એ વખતના એમના સહકારીઓ આખર સુધી એમની સાથે ન રહ્યા તોયે શું? શરૂઆતમાં તેઓ બધા મૅઝીનીની ન્યાતના દેખાતા, પણ ધગશ મોળી પડતાંવેંત તેઓ પાછળ રહી ગયા.

મૅઝીનીએ યંગ ઈટલીની જે લડત ચલાવી હતી તેના કરતાં આપણી યંગ ઈન્ડિયાની લડત શું ઓછી ગંભીર છે? તેમ જો નથી તો ઈટલીના તરુણો કરતાં ભારતના તરુણો ત્યાગ અને તેજસ્વિતામાં શું ઓછા નીવડવાના?

આ વરસે મહાસભાએ શાળાકૉલેજોના બહિષ્કારનું નામ ન લીધું એનું મને ભારે દુ:ખ છે. એ અમારી રાષ્ટ્રીય અધ્યાપકોની નામોશી છે એ મારે કબૂલ કર્યે જ છૂટકો. યુવકોના સરદાર યુવાન રાષ્ટ્રપતિની વાણીમાં પણ યુવકોને બંદીશાળામાંથી બહાર ખેંચવાનું તેજ ન પ્રગટયું એ ભવિષ્યનો ઈતિહાસ આપણી સામે નોંધી રાખશે. પ્રાચીન લોકોએ સ્ત્રીઓને બંદીવાન કરવા બેડીઓ તૈયાર કરી અને તેને ચળકતાં ઘરેણાંનું રૂપ આપ્યું, અને સ્ત્રીઓએ પણ એ બેડીની મોહિની સ્વીકારી નાક, કાન, હોઠ સુખેથી વીંધાવ્યા. અંગ્રેજ સરકારે આપણે માટે આપણે ખરચે બેડીઓ ઊભી કરી છે, એના મોહમાં તણાઈ આપણે પણ આપણી ભાષા, આપણું સાહિત્ય, સમાજ, સ્વતંત્રતા બધું જ વીંધાવા દીધું છે અને સેવાશક્તિ બધી રીતે ક્ષીણ થવા દીધી છે. બેડીનાં ઘરેણાં છોડયા વગર જેટલી સેવા કરી શકાય તેટલી જ કરીને યુવાનો સંતોષ માને તો તેમનો સ્વાતંત્ર્યયજ્ઞમાં નહીં જેવો જ ફાળો હશે.

સાચી વાત એ છે કે 'ક્રાંતિ, ક્રાંતિ' તો સૌ કોઈ કહે છે, પણ ક્રાંતિનું સ્વરૂપ બહુ ઓછા લોકો ધ્યાનમાં લે છે. ક્રાંતિ ફક્ત બ્રિટિશ સલ્તનત સામે નથી પણ રાષ્ટ્રમાં ઘર કરી બેઠેલા અને વ્યાપકતાને કારણે રાષ્ટ્રીય પદવીને લાયક થયેલા સામાજિક સડાઓ સામે પણ એ ક્રાંતિ છે. સરકારી જુલમનો કર કશા પક્ષપાત વગર બધાને નિચોવે છે. પણ સરકાર એકલી જ કાંઈ પ્રજાને નિચોવતી નથી. આપણે પણ પોતપોતાની શક્તિ પ્રમાણે પ્રજાને નિચોવીએ છીએ. ફરક એટલો જ છે કે સરકાર પ્રજાને નિચોવી પોતાના દેશનો સ્વાર્થ સાધે છે, જ્યારે આપણે પ્રજાને નિચોવી પોતાનો પણ પૂરતો સ્વાર્થ સાધતા નથી. આપણું તો નિષ્કામ કુકર્મ જ ગણાય.

ક્રાંતિ અને આત્મશુદ્ધિ એ એક જ વસ્તુના બે પાસા છે. જ્યારે જ્યારે ગાંધીજી આપણને આત્મશુદ્ધિ કરવાનું કહે છે ત્યારે ત્યારે જાણી લેવું કે આપણી ઉપર જે પ્રજાદ્રોહી ક્રાંતિ ઘેરાઈ રહી છે તેમાંથી બચી જવાનું તેઓ આપણને સૂચવે છે. ક્રાંતિના ભોગ થવાને બદલે ક્રાંતિના આગેવાન થઈ જઈશું તો જ આપણો ઉદ્ધાર છે, એ આપણે મધ્યમ વર્ગના તેમ જ પૈસાદાર વર્ગના લોકોએ વખતસર જાણવું જોઈએ. નહીં તો 'ક્રાંતિ, ક્રાંતિ' કહેતાં કહેતાં આપણે આપણા જુલમ તળે દબાઈ ગયેલા વર્ગને હાથે થયેલી ક્રાંતિમાં હોમાઈ જઈશું. પ્રજાક્ષોભ આપણે ધારીએ છીએ તેના કરતાં વધારે ભયાનક છે. એ ક્યારે સળગી ઊઠશે એ કહેવું મુશ્કેલ છે. ગરીબ પ્રજાના ખભા ઉપર બેસીને આપણે બધા જ 'ક્રાંતિ, ક્રાંતિ' કહીએ છીએ. આપણે જેટલે દરજ્જે લૂંટનાર છીએ, નિચોવનાર છીએ તેટલે દરજ્જે વખતસર આત્મશુદ્ધિ કરવી જોઈએ. એ કામ અઘરું છે. શહેરના લોકો એટલું જ કરી બતાવે તોયે ઘણું છે.

થોડાક જુવાનો એથી આગળ જઈ ગામડાંની પ્રજાના સેવકો જરૂર બનશે એવી આશા છે. વિદ્યાપીઠે અત્યારે તો એ જ કામ કરવાનું છે. પરિસ્થિતિ સમજવા માટે અને એનો ઉપાય શોધી કાઢી તે અમલમાં મૂકવા માટે કેળવણીની જરૂર છે. ઈતિહાસથી શુદ્ધ થયેલી અને શ્રદ્ધાથી તેજસ્વી બનેલી દિવ્ય દૃષ્ટિ હશે તો જ યુવાનો આ કાર્યમાં ટકશે, નહીં તો શહેરોએ ઉત્પન્ન કરેલો સડો દૂર કરવા માટે ભેગા થયેલા તરુણો શહેરની મોહિનીમાં જ ફસાઈ પડવાના. વિદ્યાપીઠ ગામડાં માટે છે, આમપ્રજા માટે છે, એમ આપણે પ્રથમથી કહેતા આવ્યા છીએ; પણ અત્યાર સુધી ગામડાંમાં જઈને ત્યાંના જીવન સાથે ઓતપ્રોત થયેલા સંખ્યામાં બહુ જ ઓછા છે. જે થોડા ગયા છે તેમની સંખ્યા નાની ભલે હોય પણ શ્રદ્ધા નાની નથી, એટલે જ મોટી આશા બંધાય છે. જે લોકો ગામડાંમાં જશે તેમને માથે કેવડી મોટી જવાબદારી છે એનો ખ્યાલ આજે પૂરેપૂરો નહીં આવે. હિંદુસ્તાનની સૈકાઓથી ચાલતી આવેલી સંસ્કૃતિની જ પુનર્ઘટના કરવાનો વખત આવ્યો છે. સમાજની ઘડ બગડી ગઈ છે એ ધીમે ધીમે વગર તોફાને બદલીને જો એનું રૂપાંતર કરી શકીએ તો આ પ્રાચીન રાષ્ટ્રમાં તારુણ્ય આવશે, નવીન ચેતન આવશે. એ મહાન કાર્ય કરવા માટે, એ દીક્ષા ઝીલવા માટે સૌથી અગત્યની વસ્તુ છે ચારિત્ર્યની દૃઢતા અને અખતરા કરવાનું સાહસ. સેવા અને સંસ્કારમાંથી જ એ આપણે કેળવી શકીએ. સેવા અને સંસ્કારનો સંયોગ એ જ આજનો સંદેશો છે.

આપણે ક્રાંતિ માટે તૈયારી કરવાની નથી. ક્રાંતિ તો આપણે ત્યાં આવી ચૂકી છે. આપણે એની વચમાં જ છીએ. આપણું કામ એ ક્રાંતિ આંધળી ન થઈ જાય, આત્મવિનાશી કે સર્વવિનાશી ન બની જાય, એને માટે તૈયારી કરવાનું છે. જેના કેન્દ્રમાં ઉદ્યોગ એટલે ખાદી છે એવી કેળવણીમાં જ એ શક્તિ છે. હું તો જોઉં છું કે હવે પછીના તોફાનમાં ખાદીસેવકો જ સ્થિર દૃષ્ટિ રાખીને હેતુપુર:સર કામ કરનારા હશે અને એકબીજા પર વિશ્વાસ રાખી કામ કરવાની શક્તિ તેમણે કેળવેલી હશે. એ ક્રાંતિને હવે કોઈ પણ સરકાર અટકાવી ન શકે. બહારનો ધસારો અટકાવવા માટે સરકાર પાસે પ્રજાના લોહીથી બનાવેલું જબરદસ્ત લશ્કર છે, પણ અંદરનો તાપ જ્યારે પોતાની અસર બતાવશે ત્યારે એ લશ્કર શું કરી શકશે? આ ક્રાંતિની જો હાર થશે તો તે ઉદ્યોગને અભાવે નબળા પડેલા આપણા હાથને લીધે જ. આપણે એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે હવે પછીની ક્રાંતિ કે પ્રજાની સાચી શક્તિ શ્રમજીવી લોકોના હાથમાં જ છે. એમની સેવા કરવી હોય તો એમના જીવનનો આસ્વાદ લઈ એમનું જીવન દોરતાં આવડવું જોઈએ. વિદ્યાપીઠનું કામ ગામડાંમાં જઈ નમ્રપણે પ્રજાની સેવા કરનાર સેવકોની ખડી ફોજ તૈયાર કરવાનું છે. એમનામાં જો ઉદ્યોગની ટેવ હોય, ગમે તે પરિસ્થિતિમાં પોતાના જ કાર્યક્રમને વળગી રહેવાની આવડત અને દૃઢતા હોય, તો દેશમાં ગમે તેવો વિપ્લવ થાય તોયે એને કાબૂમાં રાખી યોગ્ય પ્રસંગે ઈષ્ટ દિશામાં વાળવાની શક્તિ એમનામાં આવી હશે.

જ્યારે જ્યારે વિપ્લવ થાય છે ત્યારે ત્યારે સમાજની આંધળી શક્તિ એકાએક ફાટી નીકળે છે અને ચીડમાં જૂની વ્યવસ્થાને તોડી નાંખે છે, પણ નવી વ્યવસ્થા ઊભી કરવાની શક્તિ કે દૃષ્ટિ એનામાં હોતી નથી. એ ઊણપ જે પૂરી પાડે તે જ ક્રાંતિનો નાથ થાય છે. મહારાષ્ટ્રના ઈતિહાસમાં જડી આવે છે કે શિવાજીએ જ્યાં જ્યાં સ્વરાજ્યનો ભગવો ઝંડો ફરકાવ્યો ત્યાં ત્યાં રાજ્ય સુવ્યવસ્થિત કરવા માટે એમને જે સ્વરાજ્યનિષ્ઠ સેવકો મળ્યા તેઓ મોટા રાજદ્વારી પુરુષો નહોતા, પણ વ્યવસ્થા-શક્તિની તાલીમ તેમણે નાનાંમોટાં મંદિરોનું કારભારું કરીને જ મેળવી હતી. નવી નિષ્ઠા અને સૂડીરૂપે સંઘરેલી જૂની આવડત એનો સંયોગ થશે ત્યારે જ વિપ્લવનો પાક આપણે લણી શકવાના છીએ. અને રેંટિયાની ખૂબી એ છે કે રેંટિયાની અહિંસક ક્રાંતિ નવી કે જૂની એકે વ્યવસ્થાની શત્રુ નથી. એ સહુનું જ કલ્યાણ સાધે છે. બીજાને અપશુકન કરવા સારુ પોતે નાક ખોઈ બેસવું એ જાતની ક્રોધી ક્રાંતિ રેંટિયામાં નથી, પણ રોગને મટાડી સમાજ-શરીરને નીરોગી કરવું અને આરોગ્યની સુવાસ ચારે કોર ફેલાવવી એ રેંટિયા-ક્રાંતિનો મર્મ છે.

રેંટિયાક્રાંતિમાં એકલાં કાંતણ, પીંજણ, વણાટ નથી આવતાં, પણ જીવન-પરિવર્તન આવી જાય છે. જ્યાં રેંટિયો છે ત્યાં સાદાઈ છે, સ્વચ્છતા છે, દારૂ-ત્યાગ છે, લવાદી છે, પ્રજાકીય મંડળો છે, પરસ્પર સહકાર છે, તેજસ્વી સંગઠન છે, સત્યાગ્રહ છે અને સ્વતંત્રતા છે. આમ રેંટિયો એ મુક્તિની નિશાળ હોઈ એને મધ્યમાં રાખીને જ વિદ્યાપીઠે પોતાની પ્રવૃત્તિ હવે વિકસાવવી રહી.

આ નવો પાયો મજબૂત કરવા સારુ ઉપરનું ચણતર વરસ બે વરસ માટે વિદ્યાપીઠે મોકૂફ રાખ્યું એટલાથી હેરાન થવાનું સમાજને કશું કારણ નહોતું. અનેક તોફાનોમાં ટકે અને જમાનાઓ સુધી પ્રજામાં પ્રાણ પૂરે એ જાતની સંસ્થા અહીં આપણે ઊભી કરવી છે. જેટલી વાર પાયામાં કચાશ દેખાય તેટલી વાર ગમે તેવડો વિસ્તાર પામેલું ચણતર પણ ઉતારતાં આપણને સંકોચ ન હોવો જોઈએ. બાંધકામની કુશળતા હશે તો ગમે તે યોજના પ્રમાણે નવું ચણતર કરતાં આપણે થાકવાના નથી. સમુદ્રના ક્ષુદ્ર કીટો પણ ચૂનો ચણીને મોટા મોટા બેટો તૈયાર કરે છે. ચણતરને લોભે પાયો કાચો રાખનાર અલ્પ પ્રાણ અને અલ્પ ફળના અધિકારી આપણે નહીં થઈએ.

વિદ્યાપીઠ વિદ્યા માટે છે એ અમે કાંઈ ભૂલી ગયા નથી, પણ અહીં ઉછીની વિદ્યા પીરસવાનું કામ નથી, અથવા શરાબી વિદ્યાને ઉત્તેજન આપવાનું પણ આ સ્થાન નથી. અહીં તો પ્રજાસેવા અને પ્રજાકીય સંસ્કૃતિ કેળવવાનાં છે. યુવાનોને વિલાસી સાહિત્યના રસિયા બનાવી જનસમાજમાં સડો ફેલાવવાનું કામ અમે અહીં નહીં કરીએ તો એમાં જરૂર દેશદ્રોહ નથી જ. પરદેશનું અર્થ-શાસ્ત્ર આંધળાની પેઠે ઉછીનું આણી તેના સિદ્ધાન્તો પ્રમાણે પ્રજાનો આર્થિક ઉદ્ધાર નહીં શોધીએ તો તેમાં અવ્યવહારુતા જરૂર નથી. અને રાજ્યશાસનની

મીમાંસાના થોકડા વાંચી તેના પર વ્યાખ્યાનો ગોઠવવાથી અમને સંતોષ ન થાય તો જરૂર જંગલી કહેવાવાને અમે પાત્ર નથી. જો આપણે ભિખારી રાષ્ટ્ર ન હોઈએ; વાંદરાંમાંથી મનુષ્યજન્મ પહેલી જ વાર ધારણ ન કર્યો હોય, જો ઉજ્જ્વળ વારસામાં ઉમેરો કરી દુનિયાના સવાલોનો ઉકેલ આણવાની આપણી હિંમત હોય તો એકેએક શાસ્ત્ર નવેસર વિચારવું પડશે. આજે એની પૂરતી તૈયારી નથી એ જાણીએ છીએ, પણ તે કારણે શ્રદ્ધા મોળી કરવાનું કશું કારણ નથી. ધર્મસંસ્થાપકની પેઠે કેળવણીકાર પાસે પણ અખૂટ ધીરજ હોવી જ જોઈએ.

પરદેશીઓ પાસેથી આપણે શું શું લઈશું? તેમનું બાહોશ પણ ઝેરી વૃત્ત-વિવેચન (journalism)? તેમનું દરિદ્રદ્રોહી અર્થશાસ્ત્ર? પરસ્પર અવિશ્વાસ ઉપર રચાયેલું રાજકારણશાસ્ત્ર? કુટુંબદ્રોહી નાસ્તિક સમાજશાસ્ત્ર? નખરાંબાજ સાહિત્ય-શાસ્ત્ર? કે અદ્‌ભુત શક્તિશાળી પણ હિંસક થયેલું વિજ્ઞાનશાસ્ત્ર? એ એકેએકમાં ફેરફાર કરવો પડશે, એને શુદ્ધ કરીને લેવું પડશે. આપણે ધંધાઓ ખીલવીશું પણ એમની ઢબે નહીં. આપણે સંપત્તિશાસ્ત્ર ખીલવીશું પણ એમના સિદ્ધાંતના પાયા ઉપર નહીં. આપણે રાજકારણ ઘડીશું પણ બળિયાના બે ભાગને ન્યાયે નહીં. આપણે કળાનો વિકાસ બતાવીશું પણ વિલાસિતાને પોષવા સારુ નહીં. આપણે છાપાંઓ ચલાવીશું પણ પક્ષાપક્ષીની યાદવાસ્થળી મચાવવા સારુ નહીં. આમ જેટલા લોકોનો નિષેધ કરીશું તેટલા નારાજ અને નિરાશ થશે, પણ તેનો ઈલાજ નથી.

અત્યારે શરૂઆત કરી છે જીવનશાસ્ત્રથી. પ્રજા કેમ જીવે છે તે તપાસીએ છીએ. 'ગરીબોનો બેલી કોઈ જ નથી' એ સૈકાઓથી બંધાયેલી પ્રજાની નિરાશા દૂર કરવાનો સંકલ્પ કર્યો છે. પ્રજામાં ચેતન આવશે એટલે એની મેળે એ નવું નવું માગશે અને તે તૈયાર કરીને આપવું પડશે. પણ હવે પછી જે તૈયારી થશે તે પ્રજા માટે હશે. શ્રમજીવી લોકોને સ્વતંત્ર કેમ કરવા, સંગઠિત કેમ કરવા, તેજસ્વી કેમ બનાવવા, એમનામાં સંસ્કારો કેમ રેડવા, એમનું જીવન સમૃદ્ધ કેમ કરવું, એમનામાં દુનિયાની સેવા કરવાની શ્રદ્ધા કેમ જગાડવી એ બધું હવે વિચારવાનું છે. દર વરસે પ્રજાહિતૈષી સજ્જનોને અહીં એકત્ર કરીને એ બધી વસ્તુની ચર્ચા કરીશું અને એમની મદદ યાચીશું. નાણાંની મદદ તો જરૂરની છે જ, પણ એટલાથી પતે એમ નથી. નવા નવા કાર્યકર્તાઓ જોઈશે, વિદ્યાર્થીઓ જોઈશે, પ્રચારકો જોઈશે, સમજીને સમજાવનારા જોઈશે, અને એથીયે વિશેષ સમજીને તે પ્રમાણે ચાલનારા જોઈશે. એ શક્તિ હજી અમે કેળવી નથી એ કબૂલ કરવામાં ઔપચારિક વિનય નથી; પણ એ દુખદ સ્થિતિ ન ટકે એવો અમારો પ્રયત્ન છે. પ્રજા ઉઘાડી આંખે અમારું કામ તપાસે, અમારા ઉપર ચોકી રાખે, ગફલતમાં પડ્યા હોઈએ તો ઠપકો પણ આપે, પણ ઉદાસીનતાનું ઝેર અમને ન પાય. કરીએ છીએ એ એમનું જ કામ છે, અમે પણ એમના જ

છીએ. પોતાના સેવક સમજી અમીદૃષ્ટિથી અમારા કાર્ય તરફ નિહાળે અને અમારી સફળતા માટે અમારી સાથે ઈશ્વરની પ્રાર્થના પણ કરે.

लोका: समस्ता: सुखीनो भवन्तु ।

## યુગાન્તર*

આપણે સૌ આવી રીતે વિદ્યાપીઠની શીતળ છાયામાં આ વરસે ભેગા થઈ શકીશું એવું કોણે ધાર્યું હતું? પણ યુદ્ધવિરામને લીધે તેમ બની શક્યું છે એટલે આપણે ઈશ્વરનો પાડ માનીએ. પંદર મહિના પહેલાં આપણે અહીં મળ્યા હતા ત્યારે જંગની તૈયારીની શરૂઆત હતી. ભારતવર્ષની તમામ રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓને સાક્ષી રાખીને એમનો સાથ મેળવીને પૂર્ણ સ્વરાજની લડતમાં ઝંપલાવવાનો આપણે સંકલ્પ કર્યો. લાહોરનો પૂર્ણ સ્વરાજનો નિશ્ચય અમલમાં મૂકવા માટે વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ અને અધ્યાપકોએ ત્રણ મહિના સુધી દિવસના ત્રણ ત્રણ વખત એકાગ્ર થઈ ઈશ્વરની પ્રાર્થના કરી, બલિદાનનો સંકલ્પ કેળવ્યો અને પોષ્યો, બની શકે તેટલો જ્ઞાનભાર હળવો કર્યો, અને યાત્રાએ ઊપડ્યા. સ્વરાજસંગ્રામનો અરુણોદય નિહાળવા ભાગ્યશાળી થયેલા આપણે પ્રભાતના ઉત્સાહથી ગુજરાતમાં સર્વત્ર ફેલાયા, અને અનેક ઠેકાણે અનેકવિધ અનુભવ લીધો.

ત્રણ વરસથી આપણે કહેતા હતા કે સ્વરાજ મેળવવા માટે ગામડાંમાં ફેલાવું છે, ગામડાંની પ્રજાની સેવા કરવી છે, સેવા કરવા માટે એમની સાથે ઓતપ્રોત થવું છે. તે તક અનાયાસે મળી. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ ગામડાંનો ખોરાક ખાધો, ગામડાંની નિખાલસ બોલી સાંભળી, અને ગામડાંનો પ્રેમ અનુભવ્યો. મડદાલ મીઠાનો ત્યાગ કરવો ને તેને ઠેકાણે સ્વરાજ સબરસ પકવવું, પરદેશી કાપડનો ત્યાગ કરવો ને તેને ઠેકાણે બંધુભાવથી વણાયેલી ખાદી પહેરવી, દારૂનો ત્યાગ કરવો ને તેને ઠેકાણે દેશભક્તિનું પાન કરવું, એ સંદેશો ઘેર ઘેર પહોંચ્યો. સરકારે અનેક રીતે અત્યાચાર શરૂ કર્યા. એનો જવાબ સહનશક્તિથી, અહિંસાથી કેમ અપાય એનો પદાર્થપાઠ લોકોને આપવો હતો. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ અને સેવકોએ સર્વત્ર અહિંસાનું વાતાવરણ જાળવવા પ્રામાણિક પ્રયત્ન કર્યા છે. આજે ગુજરાતમાં ગમે ત્યાં જાઓ, લોકોને વિદ્યાપીઠના માણસો ઘરના માણસો જેવા જણાય છે. આપણી લડતને અંતે પૂર્ણ સ્વરાજનું ફળ તો યથાકાળે મળશે જ, પણ આજે પ્રજાપ્રેમરૂપી જે અમૃતફળ મળ્યું છે તેથી તો આપણે ધન્ય થયા છીએ.

* ૧૧-૪-૩૧ના રોજ ગૂજરાત વિદ્યાપીઠના વાર્ષિક મહોત્સવ પ્રસંગે આપેલું ભાષણ.

કેટલાક ટીકાકારોએ ટીકા કરી હતી કે વિદ્યાપીઠે ભણતરને તિલાંજલિ આપી છે, વિદ્યાપીઠ એ વિદ્યાપીઠ રહી નથી, એ તો સમાજસેવકોનો એક વર્ગ છે. એ ટીકાથી અમને માઠું નથી લાગતું. આજે અમારાથી બીજું કરાત જ નહીં. એ ટીકાકારોની દૃષ્ટિ અમારામાં નથી એમ પણ અમે કેમ કહી શકીએ? ગમે તેવા હોઈએ તોપણ વિદ્યાના ઉપાસક છીએ. ગ્રંથોનો સહવાસ એ અમારો મોટો આનંદ. ભૂતકાળને જાણવો, વર્તમાનકાળને તપાસવો, અને ભવિષ્યકાળને માટે તૈયારી કરવી એ અમારું મહાવ્રત. તટસ્થભાવે એ બધું કરવાનું અમારું કર્તવ્ય અમે ભૂલ્યા નથી. પણ મુક્તિસંગ્રામ આગળ એ બધું કોરે મૂકવા અમે તૈયાર થયા છીએ. પંદર મહિના પહેલાં કુલપતિને મુખેથી અમે સાંભળ્યું હતું કે "સ્વરાજયજ્ઞમાં સૌથી મોટું બલિદાન વિદ્યાપીઠોનું હોય. સવિનય કાનૂનભંગમાં રાષ્ટ્રીય વિદ્યાલયોનો સૌથી મોટો હિસ્સો હશે. તમારી પાસે બીજી એક પણ વસ્તુ આના કરતાં પ્રાધાન્ય નથી લઈ શકતી. અક્ષરજ્ઞાન, સાહિત્યવિલાસ, અંગ્રેજી જ્ઞાન એ બધી વસ્તુનો ત્યાગ આવશ્યક જણાય તો સ્વરાજને અંગે તેનો ત્યાગ કરવો જોઈએ. બધાં રાષ્ટ્રીય વિદ્યાલયો મહાસભાના કાર્યક્રમનાં કારખાનાં બની જવાં જોઈએ. હિંદુસ્તાનમાં કરોડો બાળક એવાં પડયાં છે કે જેમને શિક્ષણનું નામ નથી મળતું. અંગ્રેજી શિક્ષણની તો વાત જ કયાં કરવી? ત્યારે આપણે શા માટે સ્વરાજ ન મળે ત્યાં સુધી એ વસ્તુનો ત્યાગ ન કરીએ?" એટલે અમે નિશ્ચયપૂર્વક એટલું પરિવર્તન કરી નાખ્યું. પણ અમારો સાહિત્ય, સંગીત અને કળાનો અથવા કાવ્યશાસ્ત્રવિનોદનો રસ સાવ મરી ગયો છે એમ નથી; ઊલટો એ પ્રિય વસ્તુના વિરહથી વિપ્રલંભ રસ વધ્યો જ હશે. પણ સ્વરાજની એકાગ્ર ઉપાસના ખાતર એ બધી વસ્તુઓ અમે આજે કોરે મૂકી છે. મિત્રો જયારે અમારી આગળ સાહિત્ય અને કળાની હિમાયત કરે છે ત્યારે તેઓ અમને પ્રતિપક્ષી જેવા લાગતા જ નથી. તેમના હૃદયમાં પણ અમે અમારું પોતાનું જ દર્શન કરીએ છીએ. પણ અમે જાણીએ છીએ કે આજનો પ્રસંગ એકાગ્ર થઈ રાષ્ટ્રીય શક્તિની ઉપાસના કરવાનો છે. ધ્યાન સર્વોદયકારી શિવનું હોય અને ઉપાસના સેવાશક્તિની, સહનશક્તિની હોય, એ આજનો ધર્મ છે. હાડપિંજર જેવો બળદ જેની પાસે છે, જેનો બાજઠ પણ ભાંગેલો છે, જેનું ઘર સ્મશાન જેવું થઈ ગયું છે, જેની વસ્તીમાં ફરતાં સર્પને પણ સંકોચ નથી, જેની પત્નીને માથું ઊંચું કરવા જેટલીયે નવરાશ મળતી નથી, જેનાં બાળકો ભૂખનાં માર્યાં રખડે છે, અને જેની આંખમાં આશા કે ઉત્સાહ રહ્યાં જ નથી, એવા દરિદ્રનારાયણની સેવાના વિચારો હવે મગજમાં ઘોળાય છે. એટલે બીજું કશું મગજમાં લાવવાની અત્યારે હિંમત ચાલતી નથી. તેથી જ વિદ્યાર્થીઓએ અને અધ્યાપકોએ ચાલતું ભણતર સ્વેચ્છાએ બંધ કર્યું અને યુદ્ધની તાલીમ શરૂ કરી.

ગયે વરસે મેં વિદ્યાપીઠની યાત્રાની વાત કરી હતી. એ યાત્રા આ સવા વરસમાં ઠીક ઠીક થઈ છે એમ આજે કહી શકું.

ગયે વરસે અમે વિદ્યાપીઠને જેલોમાં લઈ ગયા. ત્યાં અમે બીજા અનેક સેવકોના પ્રસંગમાં આવ્યા. એ પ્રસંગ અમારી કસોટીનો હતો. મને કહેતાં સંતોષ થાય છે કે વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ જેલોમાં સરવાળે કીમતી સેવા કરી છે, અને ત્યાંનું વાતાવરણ શુદ્ધ રાખવા તરફ જ પોતાનું વજન વાપર્યું છે. મોટા ગણાતા લોકોનો જેલનો અનુભવ જુદો, અને સામાન્ય સૈનિક ગણાતા આ વિદ્યાર્થીઓનો અનુભવ જુદો. એમણે જે વેઠયું છે તેની એમને જ ખબર. આટલું વેઠયા છતાં વિદ્યાર્થીઓએ ફરી ફરી જેલયાત્રા વહોરી લઈ પોતાની સ્વરાજની ધગશ વધુ તીવ્ર કરી છે.

ગયે વરસે અમે વિદ્યાપીઠને ગામડાંમાં પણ લઈ ગયા. આપણી લડતનું રહસ્ય, તેનું સ્વરૂપ, તેની મર્યાદા એ બધું લોકોને સમજાવતાં અને લોકોની શરતે તેમની સેવા કરતાં વિદ્યાર્થીઓએ કીમતી અનુભવ મેળવ્યો છે અને પોતાનું વૈશિષ્ટ્ય પ્રજાના મન પર ઠસાવ્યું છે. દરેક ઠેકાણે અહિંસાનું વાતાવરણ જાળવવાની પોતાની ફરજ તેઓ બરાબર સમજ્યા હતા. કુલપતિનો આપણને એ ખાસ આદેશ છે એ તેઓ ભૂલ્યા નહોતા.

લાઠીની ઉજાણી માટે વિદ્યાપીઠને ધરાસણા પણ લઈ ગયા. સાથીઓમાં વ્યવસ્થા રાખવાનું ત્યાંનું કામ કાંઈ ઓછું વિકટ ન હતું.

કેટલાક ભાઈઓ વિદ્યાપીઠને સિંધ, મહારાષ્ટ્ર જેવા પાડોશના પ્રાંતોમાં પણ લઈ ગયા. ત્યાં પણ તેમણે વિદ્યાપીઠની ટેકને છાજે એવી જ વૃત્તિ રાખી હતી.

આ લડતમાં વિદ્યાપીઠની બાળાઓનો ફાળો કંઈ ઓછો નથી. આપણી આ પૂર્ણ સ્વરાજની લડત સ્ત્રીજાગૃતિની લડત તરીકે ઓળખાય તો તેમાં આશ્ચર્ય નથી. હિંદુસ્તાનના ઈતિહાસમાં આ પહેલો જ પ્રસંગ છે કે જ્યારે સ્ત્રીજાતિએ પોતાની અંદર રહેલી આત્મશક્તિનો આટલો સ્પષ્ટ અનુભવ કર્યો હશે.

અંત્યજોને પણ આ લડતમાં પોતાનો ફાળો આપવાની પ્રેરણા અને તક મળી હોય તો તે વિદ્યાપીઠની નવ વરસની કેળવણીને જ મોટે ભાગે આભારી છે. આખા સમાજને કારણે અંત્યજોને અત્યાર સુધી ઓછાં દુ:ખો નથી વેઠવાં પડયાં, પણ સમાજસેવાનો આદર્શ નજર આગળ રાખી સ્વેચ્છાએ કષ્ટસહન કરવાના આ યજ્ઞમાં એમણે પહેલી જ વાર ઝંપલાવ્યું છે. અને એ દૃષ્ટિએ જ આપણે એમના ફાળા તરફ જોવું જોઈએ.

આ લડતમાં શહેરોએ પણ પોતાનો ફાળો આપ્યો છે અને ગામડાંએ પણ પોતાનો ફાળો આપ્યો છે. જ્યાં મોટા પ્રમાણમાં જાગૃતિનું કામ થયું નહોતું એવે ઠેકાણે પણ એકાએક પ્રજાએ ઉત્સાહ બતાવ્યો છે, અને અણધાર્યું કામ પણ કર્યું છે. મોટાં શહેરોએ આપણી અપેક્ષા બહાર લડતનો રંગ રાખ્યો છે. મુંબઈનો ફાળો તો એટલો બધો ઊંચો છે કે મુંબઈને સ્વરાજ-નગરીનું જ નામ આપવું જોઈએ. ગામડાંની જાગૃતિ આથી કંઈક જુદી જ છે. શહેરોમાં પરિસ્થિતિ પારખવાની શક્તિ વધારે હોય છે. તેથી સંજોગો બદલાયા કે આખું વલણ તરત ફેરવવાની

તૈયારી (અથવા ઉતાવળ) શહેરોમાં બધે જોવામાં આવે છે. ગામડાંની શક્તિ તેમની નિષ્ઠામાં રહેલી છે. શહેરો આપભોગ ગમે તેટલો આપે, પણ તેમાં ગણતરી ન છોડે. ગામડાંના લોકો નિશ્ચય કરતાં વાર લગાડે, પણ મન સાથે નક્કી કર્યા પછી ગમે તેટલા ભોગ સુધી તેઓ જઈ શકે છે. શહેરના સંજોગો ઉપરાંત શહેરની કેળવણીની અસર પણ એને માટે જવાબદાર છે. શહેરી લોકો સામાન્યપણે પોતાની આવી નબળાઈ ઢાંકવા માટે તર્કશક્તિનો ખૂબ ઉપયોગ કરી શકે છે, અને તેથી જ સત્યાગ્રહમાં ઝંપલાવતા છતાં સત્યાગ્રહના સિદ્ધાંતો વિશે શંકાનું વાતાવરણ ચલાવ્યે જાય છે. સત્યાગ્રહના સિદ્ધાંતો વિશે અશ્રદ્ધા, એની પદ્ધતિ વિશે અણગમો એ ગામડાં કરતાં શહેરોમાં વધારે દેખાઈ આવે છે. તેથી સેનાપતિને તેમને સાચવવા માટે ફરી ફરી પ્રયત્ન કરવાનો હોય છે. શહેરોમાં અખંડ ચર્ચા ચાલુ રાખ્યે જ છૂટકો. શક્તિનો એટલો વ્યય કર્યા વગર શહેરી પ્રજા પાસેથી કામ લેવું જ મુશ્કેલ છે.

આજની સરકારી કેળવણીનો મુખ્ય દોષ જ એ છે કે એ કોઈ ઠેકાણે નિષ્ઠા જામવા દેતી નથી. અશ્રદ્ધા અને અનિશ્ચય એ આજનો સર્વવ્યાપી દોષ છે. એની અસરને લીધે કૉલેજમાં ભણતા કેટલાયે ઉમદા યુવાનો પોતે ધારેલો ફાળો આ લડતમાં ન આપી શક્યા. યુવાન હૃદય સર્વત્ર સરખું જ હોય. આપભોગના પ્રસંગને તે ઉત્સવ સમજી વધાવી લે છે. યુવાન હૃદયમાં વિભૂતિપૂજા સ્વાભાવિક હોય છે. ગમે તે પ્રાંતમાં જુઓ, યુવાનોએ આ લડત સારી પેઠે શોભાવી છે. એમાં કૉલેજના વિદ્યાર્થીઓ ઓછા હોય તો એ દોષ એમનો ન ગણાય, પણ જે કેળવણીની અસર તળે તેઓ આવ્યા છે તે કેળવણીનો જ છે. એ કૉલેજના વિદ્યાર્થીઓમાં પણ કેટલાયે ઉજ્જવળ અપવાદો આપણી નજર આગળ તરે છે. એમણે પોતાના કૉલેજના બંધુઓને જગાડીને આ લડતમાં ખેંચવાનો પ્રયત્ન શ્રદ્ધાપૂર્વક કર્યો છે, તેને સારુ તેમને ધન્યવાદ ઘટે છે. ગરમ લોહીથી ઊછળતાં હૃદયોને ઠંડાં પાડનાર, અને ત્યાગબુદ્ધિને બૂઠી કરનાર એ કેળવણીથી આપણે હવે તો ચેતીએ.

આ લડતની અસર એકલા યુવાનો પર જ થઈ છે એમ નથી. સમાજના એકેએક વર્ગને આ લડતનો સ્પર્શ થયો છે. ગુજરાતના ખેડૂતોએ તો એમને વિશેની દુનિયાની અશ્રદ્ધાને તોડી નાંખી છે. ગાંધીમત એ કંઈ આદર્શનો તરંગ નથી, પણ વ્યવહારમાં અણાય એવી નક્કર વસ્તુ છે એ જો કોઈએ વિશેષ રૂપે સિદ્ધ કર્યું હોય તો તે આપણા ખેડૂતોએ.

રાષ્ટ્રીય ઝંડાની ઈજ્જત ખાતર અને પરદેશી કાપડના બહિષ્કાર ખાતર જેમણે પોતાનાં માથાં ભંગાવ્યાં છે એવા મુંબઈના મજૂરો અને આમવર્ગનાં યુવાનો, નોકરી સાચવીને જેટલું બને તેના કરતાં જરાયે ઓછું ન કરે એવા કારકુનો, અને મનેકમને ચૂપચાપ બધું નુકસાન વેઠનાર કેટલાયે સજ્જન વેપારીઓ આ લડતમાં પોતાનો ફાળો આપતા આવ્યા છે. આ લડતને લીધે અંત્યજોમાં

નવી જાગૃતિ આવી છે. મુસલમાનોમાં રાષ્ટ્રીયતા વધી છે. રાજાઓની નિદ્રા કંઈક ભાગી છે. પરદેશી કાપડ અને દારૂના વેપારીઓએ પ્રજાશક્તિનો અનુભવ કર્યો છે. બીજી બાજુ, પોલીસોએ હિંદુસ્તાનમાં ફેલાયેલી જૂની શ્વવૃત્તિ હજુ ગઈ નથી એ પુરવાર કરી આપ્યું છે. ગોરા અમલદારોએ પોતાની તુમાખીમાં જરાયે ફેરફાર ન કરીને ક્રાંતિની આવશ્યકતા સિદ્ધ કરી આપી છે. જ્યારે અમેરિકાના મુસાફરોએ પોતાનો દેશ જાગ્રત છે, દુનિયાને મોખરે છે એ પણ આ લડત દરમિયાન દેખાડી આપ્યું છે. આ બધાની આપણી હવે પછીની કેળવણી પર ખાસ અસર થયા વગર રહે નહીં. કેળવણીનું આખું મંડાણ હવે ફેરવવું પડશે. જાગ્રત થયેલી આમ-પ્રજાની દૃષ્ટિએ હવે વિચાર કરવો પડશે. સ્ત્રીઓનો વર્ગ હવે આશ્રિત દશામાં રહ્યો નથી. દેશપરદેશ સાથેનો આપણો સંબંધ બદલાયો છે. દુનિયાના બનાવોમાં અને ઊથલપાથલોમાં આપણને હવે સ્વતંત્ર કર્તાનું સ્થાન મળી ચૂક્યું છે. હવે આપણો રાષ્ટ્રીય આદર્શ પણ બદલાવો જોઈશે. અને તેને લાયક કેળવણીનો ક્રમ યોજવો જોઈએ.

આપણે દુનિયામાં સૂતકીની પેઠે અળગા રહેવાયે નથી માગતા, અને પોતાનું વૈશિષ્ટ્ય ખોઈને દુનિયાની ધમાલમાં અલોપ થવા પણ નથી માગતા. પોતાનું વ્યક્તિત્વ પણ જાળવીશું અને વિશ્વકુટુંબમાં પોતાનું સ્થાન પણ લઈશું. આપણે અસહકારી છીએ તે દુનિયાથી અળગા રહેવા માટે નહીં, પણ દુનિયા સાથે શુદ્ધ સહકાર કરી શકીએ એટલા ખાતર. આપણા સત્યાગ્રહને અંતે જો બ્રિટિશ નીતિ શુદ્ધ થઈ જાય તો બ્રિટન સાથે પણ સહકાર કરવામાં આપણને વાંધો નથી. ‘ડુમિનિયન સ્ટેટસ’ની વાત કરીને આપણે બધે ગોટાળો ઉત્પન્ન કર્યો છે. ઈંગ્લંડની જ પ્રજામાંથી અમુક સમૂહ પરદેશ જઈને રહે અને ત્યાં રાજ્ય ચલાવે, અને એ રાજ્યમાં ઈંગ્લંડ પાસેથી સ્વતંત્ર હક મેળવી લે તો એ ‘ડુમિનિયન સ્ટેટસ’ કહેવાય, એ તો ઈંગ્લંડના ‘કૉલોની’ માટે યોગ્ય શબ્દ છે. આપણે તો પૂર્ણ સ્વતંત્ર થઈને સહકારી રાષ્ટ્ર તરીકે રહેવા માગીએ છીએ. આપણે અસંગ નથી પસંદ કરતા પણ સત્સંગ પસંદ કરીએ છીએ. સજ્જનોની સંગતિમાં રહેવું એ આપણો આદર્શ છે.

ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓ વચ્ચે સમન્વય પેદા કરવો, સહકાર કેળવવો, સહચાર સાધવો એ આપણો રાષ્ટ્રીય આદર્શ હોઈ શકે. હવે પછીની કેળવણીએ એ દિશા પકડવી જોઈએ. જગતના હુમલા સામે પોતાની જૂની સંસ્કૃતિ કેમ ટકાવવી, મોતમાંથી કેમ બચી જવું એટલો જ આપણો સવાલ રહ્યો નથી; પણ પોતાના આદર્શ પ્રમાણે સર્વાંગ સુંદર સમાજવ્યવસ્થા કેમ ચલાવવી, જગતના હિતને અર્થે પુરુષાર્થ કેમ કરવો, દુનિયાની ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓ સાથે આપણી પદ્ધતિનો મેળ કેમ બેસાડવો અને સંસ્કૃતિઓ વચ્ચે કુટુંબભાવ કેમ કેળવવો એ આપણી આગળનો સવાલ છે. જંગલનાં ભિન્ન ભિન્ન પશુઓમાં જેમ જીવનકલહ ચાલે છે તેમ રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે અને સંસ્કૃતિ સંસ્કૃતિ વચ્ચે જીવનકલહ

જ ચાલવાનો છે એ માન્યતા ભૂસી નાખી બધી સંસ્કૃતિઓ, બધા ધર્મો, બધી જાતિઓ સમભાવ અને સમાનભાવ કેળવી પોતપોતાનું શ્રેય કેમ સાધી શકે એનો રસ્તો હવે પછી કાઢવો પડશે. શુદ્ધ સહકારનું વ્યાપક શાસ્ત્ર હવે આપણે કેળવીશું. એને માટે હિંદુસ્તાને પૂર્ણ સ્વરાજ મેળવવું પડશે. એ પૂર્ણ સ્વરાજને અર્થે જેટલું લડવું પડશે તેટલું લડીશું. આપણી પદ્ધતિ સંસ્કૃતિની વિનાશક નથી પણ સંસ્કૃતિની પોષક છે. સંસ્કૃતિમાત્રનું એ સંશોધન કરશે અને એના પર ઓપ ચડાવશે. એ કામ કેળવણી દ્વારા જ થવાનું છે. એટલા માટે હિંદુસ્તાનના કેળવણીકારોએ દિવ્ય દૃષ્ટિ કેળવવી જોઈશે. નવા આદર્શને પહોંચી વળવા ઉગ્ર સાધના સાધવી પડશે. હવે પછીનો માર્ગ અંતરના આત્મવિશ્વાસથી એકાગ્રપણે આક્રમવો પડશે. જેમ ચક્રવર્તી અશોકે સર્વ ધર્મોને અને પડોશનાં સર્વ રાષ્ટ્રોને અભયદાન આપ્યાની ઘોષણા કરી તેમ આપણે પણ આ વરસે કરી છે. એ જો રાજદ્વારી પટામણું ન હોય પણ રાષ્ટ્રની ગંભીર પ્રતિજ્ઞા હોય તો આપણી કેળવણીમાં એને પ્રધાન સ્થાન મળવું જ જોઈએ. ડગલે ને પગલે પુરુષાર્થ વધારીશું અને સંકુચિત સ્વાર્થને હોમતા જઈશું. હવે પછીની કેળવણી ગામડાંના ઉદ્ધારને માટે મથશે. સ્ત્રીઓમાં જે જાગૃતિ આવી છે તેનો સંપૂર્ણ લાભ સમાજને મળે એને માટે સ્ત્રીઓની બધી શક્તિઓ ખીલવવા મથશે. જેમણે અજ્ઞાનથી અથવા સંકુચિતતાથી આપણો વિરોધ કર્યો તેમની સેવા કરવા માટે પણ હવે પછીની કેળવણી ભારે જહેમત ઉઠાવશે. આત્માને ઓળખ્યા વગર આ કામ હાથમાં ન ધરી શકીએ અને આત્માને ઓળખ્યા પછી બાકી બધું એની મેળે આવી જશે. આત્મા એ જ અમૃતનો સેતુ છે. એનો સાક્ષાત્કાર એ જ કેળવણીનું ધ્યેય છે.

અત્યાર સુધીની દેશમાં ફેલાયેલી કેળવણી આપણને આડે રસ્તે લઈ ગઈ. એના મોહમાંથી બચી જવું એ આપણું પ્રથમ કામ છે. બુદ્ધિભ્રંશ અને પાંગળાપણું એ બે મહાદોષો એ કેળવણીએ આપણને બક્ષ્યા છે. એ કેળવણીએ ઊભા કરેલા આદર્શો તોડવા છે, એની રહેણીકરણી છોડવી છે, એ આદર્શની હિમાયત કરનાર સાહિત્યનો સંગ નથી રાખવો. જૂનાં બીબાં તોડીશું; ખેતર નીંદીને સાફ કરીશું ત્યારે જ લોકશિક્ષણ અને લોકસેવાવાળી કેળવણી દાખલ કરી શકાશે. નવી કેળવણીમાં જ્ઞાન અને કૌશલ્ય બન્નેને સરખું સ્થાન હશે, બન્ને એકબીજામાં ઓતપ્રોત હશે. એને માટે આજે ઘણી કાટછાટ કરવી પડશે. કુશળ માળીની કઠોરતાથી એ કાટછાટ કરીશું અને ઈશ્વરની કૃપાની રાહ જોઈશું. આજના ખેડાણને અંતે નવી વાવણી ઈશ્વરને હાથે થવાની છે. માટે પૂરેપૂરું ખેડાણ કરી લઈએ. નકામું બધું નીંદી કાઢીએ. સારી વસ્તુનાં મૂળિયાં કાયમ રાખી આડીઅવળી ફાટેલી ડાળીઓની કાટછાટ કરીશું; અને સ્વાતિ નક્ષત્રની છીપોની પેઠે હૃદય ઉઘાડું કરી મોતીના વરસાદની રાહ જોઈશું. આપણું આ મિશન આત્મા જેટલું ઊંડું છે, જીવન જેટલું વ્યાપક છે, ભવિષ્યકાળ જેટલું અનન્ત છે, અને હૃદય જેટલું નાજુક છે. એને સમજીશું તો જ એને લાયક એવી કેળવણીની તૈયારી

કરી શકીશું. મહાન ક્રાન્તિની આપણે શરૂઆત કરી છે. સત્ય, અહિંસા અને સર્વોદય આપણે આપણી નજર આગળ રાખ્યાં છે. તે આપણને જે રસ્તે દોરે તે રસ્તે અડગ પગલે ચાલવાની હિંમત ઈશ્વર આપણને આપે.

## રાષ્ટ્રીય શિક્ષણ સંગીતિનું સ્વાગત*

ગાંધીજીએ સ્થાપેલી ગૂજરાત વિદ્યાપીઠમાં આપ સૌનું સ્વાગત કરતાં મને અતિશય આનંદ થાય છે. રાષ્ટ્રીય કેળવણીનો સવાલ તો જોકે બહુ જૂનો છે. પણ એની રાષ્ટ્રવ્યાપી હિલચાલ અસહકારના દિવસોમાં જ થઈ છે. વિદ્યાપીઠોની સ્થાપના આ જમાનાની છે. ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના થયે નવ વરસ પૂરાં થયાં છે. આ નવ વરસમાં અમે ઘણો અનુભવ મેળવ્યો છે અને અનુભવ પ્રમાણે અમારી કાર્યપદ્ધતિમાં ફેરફાર પણ કર્યા છે. આપના જેવા શિક્ષણક્ષેત્રના અનુભવીઓ અમારે ત્યાં મહેમાન થઈને આવેલા છો ત્યારે અમારું કાર્ય, અમારો અનુભવ, અમારો આદર્શ અને અમારી ત્રુટિઓ આપની સામે રજૂ કરવાં એ અમારું કર્તવ્ય છે. એ જ આપનું સાચું સ્વાગત થશે.

અસહકારના દિવસોમાં રાષ્ટ્રીય કેળવણીના પ્રેમીઓએ બેત્રણ વાર ભેગા થઈને મંત્રણા કરેલી છે, છતાં આ વર્ષે ભેગા થવામાં કંઈક વિશેષ અર્થ છે. 'આશાની નિરાશા અને નિરાશામાંથી પેદા થનારી આશા' જેને કહે છે તેનો આપણે આજે અનુભવ કરી રહ્યા છીએ, અને એટલા જ માટે સ્વતંત્રતા દેવીની આરાધના કરી રહ્યા છીએ. રાષ્ટ્રીય મહાસભાને લાહોરમાં, સ્વાવલંબી સ્વતંત્રતાની ઘોષણા કરતી વખતે રાષ્ટ્રીય કેળવણીનું સ્મરણ થવું જોઈતું હતું. સ્મરણ થયું પણ ખરું, પણ વિશ્વાસ ન બેઠો. એટલે જ ધારાસભાઓના બહિષ્કારની સાથે કૉલેજોના બહિષ્કારની વાત મહાસભાએ છેડી જ નહીં. દેશના યુવકોનું તો એ ભારે અપમાન છે જ, પણ આપણા રાષ્ટ્રીય અધ્યાપકોનો પણ એ ઓછો પરાજય નથી. આ પરાજયની ઘડીએ આપણે ભેગા થયા છીએ. જો બુદ્ધિમત્તા હશે અને દૃઢ નિશ્ચય હશે તો પરાજયમાંથી પુનર્જન્મ આપણે જરૂર પ્રાપ્ત કરી શકીશું.

આપણો આ પરાજય કેમ થયો? મહાસભાના જીવનમાં જ્યારે જ્યારે રાષ્ટ્રીય ઉત્થાનનો પ્રયત્ન થયો છે ત્યારે ત્યારે રાષ્ટ્રીય કેળવણીની ઘોષણા થઈ છે અને રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ ખૂલી છે. જેટલી વાર હિલચાલમાં ભરતી આવી છે તેટલી વાર એમ જ બન્યું છે. તો હવે જ્યારે સ્વાતંત્ર્યનો આદર્શ રાષ્ટ્રમાન્ય થયો છે

* તા. ૧૩, ૧૪, ૧૫મી જાન્યુઆરી ૧૯૩૦ના રોજ ગૂજરાત વિદ્યાપીઠમાં મળેલી અખિલ ભારતીય રાષ્ટ્રીય શિક્ષણ પરિષદનું સ્વાગત કરતાં આપેલું વ્યાખ્યાન.

તે જ વખતે રાષ્ટ્રીય કેળવણીનો રાજકીય અસ્ત કેમ થયો છે? દેશમાં રાજકીય, સામાજિક, ઔદ્યોગિક, શિક્ષણવિષયક એમ અનેક સેવાક્ષેત્રો ઉત્પન્ન થયાં છે. એમાંથી વાચા-પ્રવીણ લોકો રાજકીય ક્ષેત્રમાં જાય છે એમ માની શકાય, પણ બીજાં ક્ષેત્રોની સરખામણીમાં કેળવણીનું ક્ષેત્ર આટલું ઉસર કેમ રહ્યું છે? બીજાં ક્ષેત્રો કરતાં કેળવણીના ક્ષેત્રમાં કંઈક સારા જ લોકો આવ્યા છે. ત્યાગમાં, કષ્ટ-સહનમાં, આત્મવિલોપનમાં, છાત્રનિષ્ઠામાં અને તત્ત્વપાલનમાં રાષ્ટ્રીય શિક્ષકોનું સ્થાન કોઈથી નીચું નથી.

એમની પાસે વિદ્યાર્થીઓ આવ્યા તો બહુ થોડા, પણ જે આવ્યા તે ખરાબ ન હતા, બિચારાઓએ કદી શિક્ષણની અનિયમિતતાની કે અપૂર્ણતાની ફરિયાદ કરી નથી. અધ્યાપકોની સાથે સુખદુઃખ સહેતાં તથા પોતાની નિષ્ઠા ટકાવી રાખતાં તેમણે કદી આનાકાની કરી નથી. અસહકાર પછી જ રાષ્ટ્રીય વિદ્યાર્થીઓને કંઈક પ્રતિષ્ઠા મળી છે પણ રાષ્ટ્રીય કેળવણીના આદર્શનો વિરોધ—ગુપ્ત કે પ્રગટ—જે કંઈ થયો છે તે આ અસહકારના યુગમાં જ થયો છે.

બુદ્ધિમત્તામાં સર્વશ્રેષ્ઠ અધ્યાપકો અને ઉત્કૃષ્ટ વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય સંસ્થાઓમાં નથી આવતા એવો આક્ષેપ ઘણી જગાએ સાંભળવામાં આવે છે, એ આક્ષેપ કેટલે અંશે સાચો છે એનો વિચાર કર્યા પહેલાં જ અભિમાની લોકો જવાબ આપે છે: "બેશક, વેશ્યાબુદ્ધિના લોકો અમારે ત્યાં નથી આવતા. એમનાં રૂપ અને ચતુરાઈનો રાષ્ટ્રને શો લાભ છે? એ તો આવવાના જ નથી, અને નથી આવતા એ ઈશ્વરની કૃપા છે." આ ક્રોધના જવાબને ભૂલીને જ આપણે વિચાર કરવો જોઈએ. કોઈ પણ અણખેડયા ક્ષેત્રમાં પ્રયાણ કરવામાં વિદ્વત્તા એટલી કામ નથી આવતી, જેટલી અગસ્ત્યવૃત્તિ કામ આવે છે. જો નવા પ્રયાસમાં અગસ્ત્ય વૃત્તિને સ્થાન ન હોય તો એકલા બુદ્ધિમાનોથી કશું કામ નથી થવાનું. અને આપણે એ પણ જોયું છે કે અત્યંત બુદ્ધિમાન લોકો પણ રાષ્ટ્રીય કેળવણીમાં આવીને બૌદ્ધિક વિલાસને ભૂલી જ જાય છે. લોકમાન્યે જ્યારે ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ ખોલી ત્યારે તેમની પાસે 'બુદ્ધિમાન' છોકરાઓ નહોતા આવ્યા, તોફાની છોકરાઓ જ આવ્યા હતા. કોઈકે એ વાતની જ્યારે ફરિયાદ કરી ત્યારે લોકમાન્યે કહ્યું: "એ જ આપણી કસોટી છે. આ જ વિદ્યાર્થીઓ દ્વારા આપણે જ્યારે કંઈક પરિણામ દેખાડીશું ત્યારે જ લોકો આપણું કંઈ માનતા થશે."

મારો અનુભવ છે કે રાષ્ટ્રીય વિદ્યાર્થીઓ ગ્રંથપ્રવીણ ભલે ન હોય પણ તેજસ્વી અને કર્તૃત્વવાન તો જરૂર હોય છે.

ગમે તેમ હોય, રાષ્ટ્રીય કેળવણીનો આપણે ઇચ્છીએ છીએ તેટલો વિકાસ થયો નથી. એનાં મુખ્ય કારણ મારી સમજ પ્રમાણે બે છે. પહેલો દોષ એ હતો કે આપણો આદર્શ જ શુદ્ધ ન હતો. રાષ્ટ્રીય કેળવણીનો ઉદ્દેશ શો છે, એ કેળવણી લેવા લાયક કોણ હોઈ શકે, એમાં કઈ કઈ વાતો આવી શકે, અને

એવી કેળવણીથી આમપ્રજાને શો લાભ છે, વગેરે સવાલો પર આપણે લોકોએ પૂરો વિચાર જ કર્યો નહોતો.

એ જ કારણે રાષ્ટ્રીય કેળવણીને માટે અનુકૂળ ક્ષેત્ર પણ આપણે પસંદ કર્યું ન હતું.

દેશ પર સૌથી મોટી આપત્તિ પરરાજ્ય છે, તેથી રાજકીય ક્ષેત્ર જ સૌ ક્ષેત્રોમાં અગ્રેસર છે. એના આગેવાનો સામાજિક આદર્શને ઘડી કે બગાડી શકે છે. એમના જીવનમાં કે દૃષ્ટિપથમાં રાષ્ટ્રીય કેળવણીને જેટલું સ્થાન હશે તેટલું જ સમાજમાં દેખાશે. એવા લોકોમાં પ્રધાન રાષ્ટ્રપુરુષો છે લાલા લજપતરાય, લોકમાન્ય ટિળક, ગોખલે, અરવિંદ ઘોષ, મિસિસ બેસંટ, માલવિયજી, હકીમ અજમલખાન અને ગાંધીજી. એમનાં કાર્યક્ષેત્રમાં અને રાષ્ટ્રીય વ્યવસાયમાં કેળવણીને કયું સ્થાન છે તે જોવાથી રાષ્ટ્રીય કેળવણીને તેઓ કેટલું મહત્ત્વ આપે છે એનું કંઈક પારખું મળે છે. રાષ્ટ્રીય કેળવણીની પ્રવૃત્તિ પર આ લોકોનો જ વધારેમાં વધારે પ્રભાવ પડેલો છે. તોપણ પોતાના કાર્યને માટે જે શક્તિ જોઈએ છે તે રાષ્ટ્રીય કેળવણીમાંથી પૂરેપૂરી મેળવવાની ઉમેદ તેમણે કદી રાખી નથી. એમનામાંથી ઘણાખરાનો આધાર એમનાં છાપાં, એમનાં ભાષણ, અને એમના આશ્રમો પર જ રહ્યો છે.

રાષ્ટ્રીય યુદ્ધમાં રાષ્ટ્રીય શિક્ષકોએ ક્યારેક ઢોલ વગાડવાનું અને ક્યારેક ભરતી કરવાનું કામ કર્યું છે. પણ યુદ્ધને મોખરે આપણે લોકો કદી ઊભા નથી રહ્યા. જ્યારે જ્યારે સરકારે આપણી સંસ્થાઓ પર પ્રહાર કર્યો છે ત્યારે ત્યારે પ્રથમ આઘાતથી જ આપણે પરાસ્ત અને અસ્તવ્યસ્ત થયા છીએ. એ લડવૈયાઓનું લક્ષણ નથી. જે દિવસોમાં સરકાર રાષ્ટ્રીય કેળવણીથી ડરતી હતી અને સંસ્થાઓને તોડતી હતી તે દિવસોમાં આપણે સત્યાગ્રહને જાણતા નહોતા. આજે સરકારની દમનનીતિમાં રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓની પ્રતિષ્ઠા રહી નથી. હવે આપણી જે બહાદુરી દેખાય છે તે સામાજિક કુરિવાજો સામે અને સમાજની ઉપેક્ષા સામે.

આપણી શરૂઆતથી પહેલી ભૂલ એ થઈ છે કે આપણે કેળવણીપ્રેમીઓ બહુ શાંતિપ્રિય રહ્યા અને સાહિત્યપરાયણતા એ જ આપણો પ્રધાન ધર્મ રહ્યો. યુદ્ધકાળમાં આ વૃત્તિ અને આ વ્યવસાય રાષ્ટ્રપોષક નથી. આપણે સેવાકાર્ય પણ કર્યું, પણ તે પ્રચારના રૂપનું હતું. એ જ કારણે આપણી સંસ્થાઓ તૂટી ગઈ. તૂટી ગઈ એનો આપણે શોક કરવાનો નહોતો. પણ વિદ્યાર્થીઓનાં માબાપ, કેટલાક અધ્યાપકો, અને ઘણાખરા દાની લોકો એ નિશ્ચય પર આવ્યા કે કેળવણીની સંસ્થાઓએ રાષ્ટ્રીય હિલચાલમાં એટલો ભાગ ન લેવો જોઈએ કે જેથી સંસ્થાની હસ્તી અને વિદ્યાર્થીઓનું ભાવિ જોખમમાં આવી પડે. વિપ્લવના દિવસોમાં કેળવણીનો પ્રવાહ અખંડ શી રીતે ચાલી શકે? તોપણ લોકોએ વિચાર કર્યો કે પહેલાં જેવી ભૂલ હવે ફરી વાર નહીં કરીએ અને રાષ્ટ્રીય શાળાઓમાં ભણતરને જ પ્રધાનપદ આપીશું. યુદ્ધ ગમે એટલું ભીપણ હોય, રાષ્ટ્રીય કેળવણીનું કામ

કદી બંધ ન પડવું જોઈએ. એમાં આવશ્યક રૂપાંતર થાય એટલું બસ છે. પણ સેવાનું કામ તો ચાલુ જ રહેવું જોઈએ. મહાયુદ્ધ શરૂ થતાં સેંડહર્સ્ટ કૉલેજ બંધ નથી થતી પણ બમણા જોરથી ચાલે છે, અને તે પણ મકાનોની અંદર નહીં પણ રણક્ષેત્રોમાં ચાલે છે. એને બદલે આપણે તો માની લીધું કે શાંતિની કેળવણી જ ક્રાંતિના દિવસોમાં કામ આવશે. મૂળ વાત એ છે કે સંસ્થા પણ તૂટી ન જાય, કેળવણીનો ક્રમ પણ બંધ ન પડે, અને આપણા અધ્યાપકો તેમ જ વિદ્યાર્થીઓ લડતમાં ભાગ પણ લે, એવી નીતિ અમલમાં આણવી જોઈએ. બારડોલીના દિવસોમાં અમે એમ જ કર્યું હતું.

આપણી બીજી ભૂલ એ થઈ છે કે સરકાર સાથેનો સંબંધ તોડયા પછી પણ આપણે શિક્ષણપદ્ધતિ તો એની જ રાખી. સરકારી શિક્ષણપ્રણાલી સરકાર સાથે સંબંધ રાખનારા ધંધાદારીઓ તૈયાર કરવા માટે છે. સરકારી નોકર, અધ્યાપક, વકીલ, ડાકટર અને ઈજનેર એટલા વર્ગો જ ત્યાં કેળવણી લે છે. એ શિક્ષણ-પદ્ધતિમાં વિષય ગમે તેટલા ઉમદા હોય પણ એનું વાતાવરણ તો પ્રતિસ્પર્ધા, સ્વાર્થ અને પ્રતિષ્ઠાના લોભનું જ હોય છે. આવા શિક્ષણક્રમનો માત્ર સરકાર જોડેનો સંબંધ તોડી નાખવાથી અને એમાં બેચાર ઔંસ દેશાભિમાન રેડવાથી એ રાષ્ટ્રીય કેળવણી નથી બનતી. જે કેળવણીને અંતે સરકારી ધંધાઓનું જ ફળ પ્રાપ્ત થવાનું છે એના ફલત્યાગથી બાકીની શિક્ષણપ્રવૃત્તિ 'નિષ્કામ' કર્મ જ રહી. એમાંથી ન મળે રોટલો કે ન મળે દેશસેવાનું સમાધાન. જે ગામ જવું નથી તેને રસ્તે ચાલીએ શા માટે? સરકારી નોકરી, વકીલાત અને ડાકટરી પર નિર્ભર રહેનારાં કુટુંબો 'કરીઅર'પરાયણ હોય છે. તેઓ થોડીઘણી દેશસેવા જરૂર કરી શકે છે, પણ સેવાને પોતાનું પ્રધાન જીવનકાર્ય નથી બનાવી શકતાં. એવાંઓને લાયક જે શિક્ષણપ્રણાલી હતી તે દેશસેવકોના કામની ન હતી.

અને 'કરીઅર'નો અર્થ પણ જોવો જોઈએ. મહેનત-મજૂરી ન કરવી પડે, એકની આવકમાં પાંચસાતનો નિર્વાહ થાય, લાયકાત વધે કે ન વધે પણ પગાર તો જરૂર વધે, લોકોનું ભલુંબૂરું કરવાની સત્તા હાથમાં રહે, અને એ જ પરંપરા પોતાનાં બાળબચ્ચાં અને સગાંસંબંધીમાં ચાલતી રહે, એવી આજીવિકાનું નામ છે 'કરીઅર'. 'કરીઅર'ના મૂળમાં જ કંઈક સમાજદ્રોહ જેવું છે, અને એવા 'કરીઅર' વાળાઓની જાણે એક મજબૂત કોમ બની ગઈ છે. હિંદુ અને મુસલમાનમાં જેવો કોમીવાદ છે એવો જ સંકુચિત ભાવ અથવા વર્ગીય સ્વાર્થ આ 'કરીઅર' વાળાઓમાં છે. એવા લોકો અનન્ય ભક્તિપૂર્વક કોઈ પણ શાસ્ત્રની કે સમાજની સેવા કરી જ નથી શકતા. જેમની ભક્તિ 'કરીઅર'ને જ અર્પેલી હોય છે. એમની કેળવણીથી સેવાકૌશલ્ય કરતાં કારકુની અને અમલદારી જ વધારે આવે છે. શાસ્ત્રોનું અધ્યયન તેઓ જરૂર કરે છે પણ શાસ્ત્રોની નિર્મિતિ તેમનાથી નથી થતી. એને માટે તો અનન્ય ભક્તિની જરૂર હોય છે અને તે તો નિ:સ્વાર્થબુદ્ધિથી, ત્યાગવૃત્તિથી, લોકહિતની ધૂનથી જ આવી શકે છે.

એ જ કારણે આપણે ત્રીજી ભૂલ એ કરી કે આપણે શ્રમજીવી આમવર્ગનો ખ્યાલ જ ન કર્યો. રાષ્ટ્ર ઝૂંપડાંઓમાં રહે છે અને મહેનતમજૂરી કરીને રોટલો ખાય છે. એની પાસે પૂંજી નથી હોતી. હાથપગની તાકાત, ઈશ્વર પરનો વિશ્વાસ અને આવી પડેલી સ્થિતિમાં સમાધાન, એ જ એની પૂંજી છે. આ રાષ્ટ્રને તો આપણે ભૂલી ગયા. જાતિભેદને લીધે આપણને મધ્યવર્ગની રહેણીની જ જાણ હોય છે. આપણે માની લીધું કે આપણે જ હિંદુસ્તાન છીએ. પરિણામે આપણી કેળવણી પેલા 'કુટીચક્ર' રાષ્ટ્રને કામની ન રહી.

આપણી ચોથી ભૂલ એમાંથી જ નીપજી છે. જીવનના સર્વ સંસ્કારો ઉદ્યોગમાંથી, કર્મકૌશલમાંથી મળવા જોઈએ એટલી વાત આપણે ભૂલી ગયા. પ્રાચીન કાળમાં દરેક છોકરાને પોતપોતાના ધંધાની કેળવણી ઘેર બેઠે પોતાના વડીલો પાસેથી મળતી હતી. એ રીતે રાષ્ટ્રીય કેળવણીના આ મહત્ત્વના અંગની વ્યવસ્થા સંસ્થા સ્થાપ્યા વગર, વગર ખર્ચે અને બીજી કશી ખાસ સંગઠિત પ્રવૃત્તિ વિના થતી હતી. જે વિદ્યા ઘરમાં નહોતી મળતી તે છોકરાઓ ગુરુને ઘેરથી મેળવી લેતા. ગુરુ સમાજસેવક હોવાથી તેમનો ધંધો ભિક્ષાનો હતો. તેમના ઘરમાં રહેનાર વિદ્યાર્થીઓ પણ તેનું અનુકરણ કરતા. આપણે લોકોએ આ પ્રાચીન પરંપરા તોડી નાખી. હવે કેળવણી નથી મળતી પિતાને ત્યાં, નથી મળતી ગુરુને ઘેર. એની જગા સંસ્થાઓએ લીધી છે. હવે સંસ્થાઓએ રાષ્ટ્રીય મહત્ત્વના ઉદ્યોગોનો પ્રબંધ કરવો જોઈએ. રાષ્ટ્રના ઘણા મોટા ભાગના લોકો મહેનતમજૂરી કારીગરી વગેરે ઉદ્યોગો કરીને પોતાનો ગુજારો કરે છે, એટલા માટે રાષ્ટ્રીય કેળવણીમાં ઉદ્યોગના તત્ત્વને પ્રધાનપદ મળવું જોઈએ. ઉદ્યોગથી જ જીવન પવિત્ર અને તેજસ્વી રહે છે. ઉદ્યોગથી જ પુરુષાર્થ વધે છે. જ્યાં ઉદ્યોગ છે ત્યાં જ દિલદાર અમીરી આવી શકે છે. ઉદ્યોગ જ સદાચાર અને નૈતિક ઉન્નતિનો આધાર છે. ઉદ્યોગમાંથી સ્વાવલંબન, સ્વાશ્રય, સ્વતંત્રતા, સ્વાધીનતા મળી શકે છે. એ ઉદ્યોગને છોડીને આપણે શાબ્દિક કેળવણી પાછળ જ સર્વ શક્તિનો વ્યય કર્યો, અને ગુરુશિષ્ય બન્ને દાન પર આધાર રાખીને પરાવલંબી બની ગયા. જે માણસ દાન પર જીવે છે તે ત્યાગી વૈરાગી નહીં હોય તો ધનનું જ ધ્યાન કરવાનો અને પોતાની તેજસ્વિતા ખોઈ બેસવાનો.

પરિણામ એ આવ્યું છે કે કેળવણીની સંસ્થાઓ હમેશાં કોઈ ને કોઈની આશ્રિત રહી છે. કાં તો રાજપુરુષોની, કાં તો રાજકીય નેતાઓની, કાં તો સંપ્રદાયવાળાઓની. 'अनाश्रया न शोभन्ते पंडिता वनिता लता:' એ પ્રાચીન સૂત્ર હજુ પણ કાયમ છે! દેશભરમાં વનિતાવર્ગમાં કંઈક હિલચાલ શરૂ થઈ છે, જે દ્વારા તેઓ આશ્રિત હોવાનું કલંક દૂર કરવા માગે છે. આપણા આધુનિક પંડિતોનો સ્વાશ્રયનો રસ્તો ફક્ત વકીલાત અને વૃત્તવિવેચનમાં જ દેખાય છે. 'वाचि वीर्यं द्विजानाम्.'

એવાઓની શિક્ષણસંસ્થાઓ હમેશાં પરાવલંબી જ રહી છે.

જો આપણે આપણી ઉપયોગિતા સિદ્ધ કરી હોત તો આપણે સ્વતંત્ર થઈ જાત. નેપોલિયન જ્યારે મિસર દેશ જીતવા ગયો હતો ત્યારે તેણે ઘણા પંડિતોને સંશોધનના કાર્ય માટે સાથે રાખ્યા હતા. જ્યારે શત્રુનો હુમલો આવતો ત્યારે માલથી લદાયેલાં ગધેડાંની અને વિદ્વત્તાથી લદાયેલા પંડિતોની રક્ષા કરવી પડતી. શત્રુ ચારે તરફથી ધસી આવતા. એટલે નેપોલિયન હુકમ આપતો : "Form square; the asses and Savants in the centre." (ચોરસ બનાવો; ગધે ઔર પંડિત બીચમેં) આ Savants અર્થાત્ પંડિતો દેશપ્રેમી હતા, હિંમતવાન હતા, કષ્ટ સહન કરનારા હતા, અને સમાજની સેવાનો જ ખ્યાલ રાખતા હતા, તોપણ આખરે તો આશ્રિત જ રહ્યા ને! ગધેડાં સાથે એમની પણ રક્ષા કરવી પડતી હતી. આપણે એવી આશ્રિત દશા છોડવી જોઈએ. આપણે ન કોઈ સંપ્રદાયના આશ્રિત બનીએ, ન કોઈ રાજકીય પક્ષના. આપણે માટે રાજનીતિ નથી, રાષ્ટ્રનીતિ છે. રાજકીય પક્ષ આપણી મદદ માગે એવી સ્થિતિ આજે ન હોય તો કાલે આવવી જ જોઈએ, નહીં તો આપણે આત્મહત્યા કરવી જોઈએ.

આપણે કોઈ સંપ્રદાયના આશ્રિત શા માટે બનીએ? કેળવણી જ એક સ્વતંત્ર ધર્મદર્શન છે. કેળવણી એટલે સાધના. એ તો ધર્મનું સર્વસ્વ છે. કેળવણી જીવનનું એક અંગ નથી, કેળવણીમાં જીવનનાં સર્વ અંગો આવી જાય છે, આવી જવાં જોઈએ. આ જીવનદર્શનનો જેને સાક્ષાત્કાર થયો છે એ જ કેળવણીનો ઋષિ છે; એ જ કેળવણીના માર્ગને પ્રદીપ્ત કરશે, એ જ ધર્મકાર છે કેમ કે સમાજધારણનું રહસ્ય એ જાણે છે.

કેળવણીનો આ ભવ્ય આદર્શ શાળાકૉલેજોની અંદર પુરાઈ નથી રહેવાનો. નાનાં કે મોટાં બાળકો જ આપણાં ગ્રાહકો નથી. આપણે આખા રાષ્ટ્રની સેવા કરવાની છે. ખાસ કરીને દરેક જાતના સંસ્કાર અને દરેક જાતની યોગ્યતાના ભૂખ્યા ગ્રામવાસીઓ આપણી રાહ જોઈ રહ્યા છે. ફીલ્ડિંગ હૉલના શબ્દમાં કહીએ તો A People at School એ જ આપણો આદર્શ હોઈ શકે. આખા સમાજને શિક્ષણસંપન્ન કરવો એ આપણું મુખ્ય કર્તવ્ય છે. એને જ હું બ્રાહ્મણધર્મ કહું છું. 'वर्णानां ब्राह्मणो गुरू: ; માત્ર 'बटूनाम्' નહીં. શાંતિ અને સુવ્યવસ્થાના દિવસો હોત તો વાત જુદી હતી. આજે તો આખી દુનિયાની સંસ્કૃતિ તૂટવા બેઠી છે. દોરીઓની ગાંઠો તો મજબૂત છે, એ છૂટે એવી નથી, કોઈ એને છોડી શકે એમ નથી, પણ તડકા અને વરસાદથી દોરીની તાકાત જ ઘટી ગઈ છે. એનો ઇલાજ શો? હવે તો આખા જીવનની પુનર્ઘટના — વ્યક્તિજીવન, કુટુંબજીવન, રાષ્ટ્રજીવન જ નહીં પણ આખા મનુષ્યસમાજજીવનની પુનર્ઘટના — કરવી જ પડશે. દરેક વસ્તુનું મહત્ત્વપૂર્ણ તારતમ્ય બદલવું પડશે. રાજવંશ બદલાય છે ત્યારે જૂના સરદારો અપમાનિત થાય છે, નવા સરદારો પ્રતિષ્ઠા પામે છે. સ્વરાજ એટલે જ કાલપરિવર્તન. એ કાલપરિવર્તન કરીશું એટલે સ્વરાજ આપણા હાથમાં આવી પડશે.

રાષ્ટ્રીય કેળવણીનું કામ નાનું નથી, ક્ષણિક નથી, એ તો સમગ્ર વિરાટ જીવનનું છે. સમગ્ર જીવનની આપણે એવી નવી ફિલસૂફી રચીએ જેનાથી નવો સમાજ સ્વયંભૂ, સ્વતંત્ર, સ્વયંશાસિત અને સ્વયંપ્રેરિત બને. આ કોઈ શાસ્ત્રની વાત નથી; જીવનની વાત છે, આચારવ્યવહારની વાત છે, ભાવના અને શ્રદ્ધાની વાત છે. એને માટે જીવનસર્વસ્વ અર્પણ કરવું પડશે; અખંડ કર્મયોગ સાધવો પડશે; જ્ઞાનયોગ અને ધ્યાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગ સર્વનો સમન્વય કરી એમાંથી જીવનયોગ પ્રગટાવવો પડશે. રાષ્ટ્રીય કેળવણી એટલે જ રાષ્ટ્રનિર્મિતિ.

એને માટે જે માણસ શાંતિકાળની વાટ જુએ છે તે આ વસ્તુને ઓળખતો જ નથી. પ્રાણાંતિક વિગ્રહને વખતે જ, જ્યારે પ્રાકૃત લોકોનાં ગાત્ર ગળી જાય છે ને બુદ્ધિ હણાય છે, ત્યારે સમાજસેવકની બુદ્ધિ તેજ બને છે, એકાગ્ર અને યોગયુક્ત થાય છે, એ જ સમય એવો છે જ્યારે નવા જીવનશાસ્ત્રનું બીજારોપણ થાય છે. વ્યવસ્થા અને વિસ્તાર પાછળથી આવે છે.

આ નવા જીવનશાસ્ત્રને જો આપણે સંકુચિત બનાવીશું તો એ મનુષ્યદ્રોહ થશે. નાનું સંગઠન જેમ મોટા સંગઠનને માટે વિઘ્નરૂપ નીવડે છે, તેમ સંકુચિત અથવા નાસ્તિક શાસ્ત્ર વિશાળ અને શ્રદ્ધામૂલક શાસ્ત્રની ઉત્પત્તિમાં અનેક મુશ્કેલીઓ ઉત્પન્ન કરે છે. નવું જીવનશાસ્ત્ર રાષ્ટ્રવ્યાપી, રાષ્ટ્રોપયોગી, લોકકલ્યાણકારી અને લોકસુલભ હોવું જોઈએ.

પ્રથમ વિદ્યા શૌચ અને આરોગ્યની છે. કર્મકાંડી બ્રાહ્મણોએ અને મરજાદી વૈષ્ણવોએ શૌચના નિયમો ઘણા બનાવ્યા છે, પણ તેનું તાત્પર્ય ઉપાસનામાં જ લુપ્ત થઈ ગયું છે. હવે આપણે ગામડાંઓના આરોગ્યની દૃષ્ટિએ આ શાસ્ત્રનો વિસ્તાર અને પ્રચાર કરવાનો છે. હજારો અને લાખો લોકો વગર મોતે મરે છે. એમાં કેવળ આપણો જ દોષ છે. પશુજીવનથી મુક્ત થવાને માટે 'शिक्षयेत् शौचमादित:'

બીજી વિદ્યા છે અન્નવસ્ત્રની પ્રાપ્તિ. જ્યાં સુધી અન્નવસ્ત્ર વિના ચલાવી નથી શકાતું ત્યાં સુધી દરેક દેહધારીનો એ ધર્મ છે કે તેણે આ સાર્વભૌમ વિદ્યા શીખી લેવી. હળ ચલાવવાથી માંડીને રાંધવા સુધીની અને પીંજવાથી માંડીને સીવવા સુધીની બધી કળા દરેક માણસ સહેલાઈથી શીખી શકે છે, અને એટલું શીખવવામાં અંકગણિત, ભૂમિતિથી માંડીને પશુપાલન અને સંપત્તિશાસ્ત્ર સુધીના દરેક શાસ્ત્રનું મૂળભૂત સ્વરૂપ માણસ શીખી જ જાય છે. જે કંઈ થોડું રહી જાય છે તે ત્રીજી વિદ્યા વાસ્તુવિદ્યામાં પૂરું થઈ જાય છે. વાસ્તુવિદ્યામાં ગૃહરચના, ગ્રામરચના અને નગરરચના સુધીનું બધું આવી જાય છે. દરેક માણસ ભાષા બોલે છે એટલા માટે એણે વ્યાકરણ શીખવું જ જોઈએ એ દલીલ જો ખરી હોય, તો દરેક માણસ ઘરમાં રહે છે એટલા માટે ગૃહરચનાનાં આવશ્યક અંગનો તેને પરિચય હોવો જ જોઈએ, એવો સિદ્ધાંત પ્રતિપાદન કરવામાં કશી અડચણ દેખાતી નથી. ગ્રંથોના પઠન અને વ્યાખ્યાનોનાં શ્રવણ દ્વારા કેળવણી આપવામાં

કંઈક સગવડ છે ખરી, પણ સાથે સાથે તે રીતે દરેક શાસ્ત્ર પોતાની વ્યાવહારિક સુલભતા અને મર્યાદા છોડીને અતિશય જટિલ થઈ જાય છે. બાળપણમાં ઘણીખરી વાતો માત્ર બતાવીને કે કરાવીને બાળકોને કેટલુંયે જ્ઞાન આપણે સહેલાઈથી આપી શકીએ છીએ.

તે પછી જેને ભૂગોળવિદ્યા કહે છે એ પ્રવાસવિદ્યા ક્રમશઃ આવશે. યુરોપની જો અસાધારણ ઉન્નતિ થઈ છે તો તેનું કારણ સમ્રાટ અકબરના દિવસોથી યુરોપિયન લોકોએ યાત્રાનું વ્રત દૃઢ કર્યું એ છે. ત્યારથી આજ સુધી તેઓ લગાતાર ભ્રમણ કરતા રહ્યા છે. તેમની લાલચ અને તેમની જિજ્ઞાસા અદમ્ય છે. આપણે લાલચ છોડીને કેવળ જિજ્ઞાસાથી પ્રવાસ કરવાનું વધારવું જોઈએ. જેણે ફરીને આખા ભારતવર્ષનું દર્શન કર્યું નથી તે સ્નાતક જ ન કહેવાય, એમ કહેવામાં હું કશો વાંધો જોતો નથી.

આ બધી વિદ્યાઓ શાળા મારફતે જ ભણાવવી જોઈએ એવું નથી. ઉદ્યોગ જ દિવસભરનું મુખ્ય શિક્ષણ રહે. તે પછી સવાર સાંજ ફરતાં ફરતાં વાતચીતમાં થોડું થોડું ભણતર થઈ શકે. જેમ જરૂર પડે તેમ જ્ઞાન લેતા રહેવાથી ભણતરનો ક્રમ સ્વાભાવિક થશે અને પરીક્ષાની જરૂર નહીં રહે.

હવે આવે છે અર્થશાસ્ત્ર. એનું પરિણામ જોઈને ઘણા લોકોએ એને અનર્થ-શાસ્ત્ર કહ્યું છે. સંપૂર્ણ જીવનની કસોટીએ સંપત્તિશાસ્ત્રને કસવું જોઈએ. એટલા માટે એનું સ્વતંત્ર અધ્યયન ન હોય પણ તે ધીમે ધીમે રચવામાં આવે; અને જીવન સાથે વણવામાં આવે. મનુષ્યનો સ્વભાવ ઓળખવો એ ઉપયોગી વિદ્યા જેમ દરેક માણસ પોતાની મેળે ધીમે ધીમે રચી લે છે તે જ પ્રમાણે સંપત્તિશાસ્ત્રને રચવું જોઈએ. તો જ સંપત્તિશાસ્ત્ર સમાજહિતૈષી રહેશે.

એની સાથે સાથે, અથવા શરૂઆતથી આખર સુધી ધર્મશાસ્ત્રને પણ સ્થાન હોવું જોઈએ. આ શાસ્ત્રને નિયમિત રીતે ભણાવવાની જરૂર નથી. જેમ પ્રસંગો ઊભા થતા જાય તેમ તેનું વિવરણ થતું રહે. ધર્મશાસ્ત્ર જેટલું આધ્યાત્મિક છે તેટલું જ સામાજિક છે. એના આ બે પાસા કદી છૂટા ન પાડવા જોઈએ. આપણા સમાજની આ ભૂલ સૈકાઓની છે; કેળવણી દ્વારા જ આપણે એને સુધારી શકીશું. જીવનનાં અંગપ્રત્યંગનો સમાવેશ આ શાસ્ત્રમાં થાય છે. કેળવણીમાં ધર્મશાસ્ત્રને સ્થાન છે; અને ધર્મમાં કેળવણીના શાસ્ત્રની મીમાંસા થવી જોઈએ. આ બંને એકબીજાને પોતાના પેટમાં સમાવી શકે એમ છે, કેમ કે બંને એક જ છે. જીવતા શરીર સાથે તેમ જ મૃત શરીર સાથે આપણે જેવો સંબંધ રાખીએ છીએ તેવો જ જો ધાર્મિક વિધિઓ સાથે રાખીએ તો ધર્મ બદનામ નહીં થાય. શરીર જ્યાં સુધી જીવતું છે ત્યાં સુધી એની રક્ષાને માટે ભગીરથ પ્રયત્ન કરીએ. એમાં હમેશાં થોડો થોડો ફેરફાર તો થતો જ રહે છે. આહાર, વ્યાયામ અને આરામ પ્રમાણસર પહોંચાડીને આપણે એને દીર્ઘાયુ પણ બનાવીએ. એ મરી જાય પછી એને બિલકુલ રાખીએ જ નહીં કાં તો દાટી દઈએ, કાં તો બાળી દઈએ. ધર્મવિધિ સાથેનો આપણો સંબંધ પણ એવો જ હોવો જોઈએ.

સાથે સાથે વિજ્ઞાનના પ્રયોગો તો હમેશાં ચાલવા જ જોઈએ. વિજ્ઞાનશોધન પરમાત્માની શુદ્ધ ઉપાસના છે એમ સમજી પ્રવૃત્ત થવું જોઈએ, અને વિજ્ઞાન દ્વારા થનારી લોકસેવા ઈશ્વરી પ્રસાદના રૂપમાં ગ્રહણ કરવી જોઈએ.

ઈતિહાસ, માનસશાસ્ત્ર, નીતિશાસ્ત્ર વગેરે વિષયો તો ધર્મશાસ્ત્રના આનુષંગિક છે, તેથી તેમની પ્રેરણાથી જ કેળવણીનું કામ ચલાવવું જોઈએ.

અહીં સુધી સાહિત્ય અને કળાનું આપણે નામ પણ નથી લીધું. એ બંને સફળ અને પરિતૃપ્ત જીવનની નિશાનીરૂપ છે. અથવા એમ પણ કહી શકાય કે સતેજ જીવનની ભૂખમાંથી પણ આ બે વિષયો પેદા થઈ શકે છે. એ જીવનનાં ઉપફળ ( bye-products ) છે. કેળવણીનો પ્રારંભ જ એનાથી કરવો એ ભૂલ છે.

ટૂંકામાં એટલું જ કહીશું કે ઉદ્યોગ અને ધર્મસંસ્કાર એ બેમાં સંપૂર્ણ કેળવણી આવી જાય છે. ગ્રીક લોકોને માટે જેમ 'મ્યૂઝિક' અને 'જિમ્નેશિયમ'માં બધું આવી જતું હતું તેમ જ ધર્મ અને ઉદ્યોગમાં આપણે જીવનનાં સર્વ અંગ-પ્રત્યંગોનાં સાધનોનો સમાવેશ કરીએ છીએ.

મેં આ આપણા શિક્ષણક્રમની કલ્પના આપી છે, નિત્ય જીવન અને કેળવણીનો જે વિશ્લેષ આજે આપણે જોઈએ છીએ તે સારો નથી. જીવન દ્વારા જ કેળવણી મળવી જોઈએ એ આદર્શ સુધી જ્યારે આપણે પહોંચીશું ત્યારે કેળવણીની જુદી ગોઠવણ કરવી જ નહીં પડે.

હમેશાં એમ જ બનશે કે દરેક સંસ્થાનો કેળવણીનો આદર્શ કંઈક જુદો જ રહેશે. જ્યારે જીવનના આદર્શમાં પૂરતી એકતા પેદા થશે ત્યારે શિક્ષણક્રમમાં પણ આપણે ઘણી એકતા આણી શકીશું. રાષ્ટ્રજીવનમાં ભેદઅભેદની ભરતીઓટ હમેશાં ચાલ્યા જ કરવાની. વિજિગીષુ રાષ્ટ્રમાં એકતા આપોઆપ આવે છે. કૃત્રિમ ઉપાયોથી એકતા નથી આવતી કે નથી ટકતી. બેઝવાડામાં જ્યારે અસહકારની વિરાટ હિલચાલ કરવાનો નિશ્ચય થયો ત્યારે સૌ શિક્ષણસંસ્થાઓનું કંઈક સંગઠન કરવાનો પ્રયત્ન થયો હતો. પણ સામાન્ય લોકમત એવો જણાયો કે દરેક સંસ્થાએ પોતપોતાનો કાર્યક્રમ સ્વતંત્રપણે ચલાવવો એ જ ઈષ્ટ છે. ત્યાર પછી રાષ્ટ્રીય કેળવણીના તપસ્વી બાબુ ભગવાનદાસે ગયાની મહાસભા વખતે બધાને ભેગા કરવાનો વિચાર કર્યો, પણ પક્ષાપક્ષીના કોલાહલમાં રાષ્ટ્રીય કેળવણીનો અવાજ ડૂબી ગયો. ત્યાર પછી એમના જ પુરુપાર્થથી અને શિવપ્રસાદજીની મદદથી બનારસમાં એક પરિપદ થઈ, તેણે ઘણું સારું કામ કર્યું. રાષ્ટ્રીય કેળવણીનું સ્વરૂપ ઓળખવામાં આ પરિષદની ઘણી મદદ થઈ, પણ એણે સ્થાયી કાર્યવાહક મંડળને જાગ્રત ન રાખ્યું. રાષ્ટ્રજીવનમાં જે શિથિલતા આવી ગઈ હતી તેની અસર દરેક ક્ષેત્ર પર પડી. હવે જ્યારે આપણે દેશને સ્વતંત્રતાને માટે તૈયાર કરવા માગીએ છીએ ત્યારે ફરી એક વાર ભેગા થઈને કંઈક કાર્યક્રમ તરત જ હાથમાં લેવો જોઈએ. હજુ પણ સ્થાયી સંગઠનના દિવસો આવ્યા નથી. દરેક પ્રાંતની જનતાનો અનુભવ અને આગ્રહ જુદો જુદો છે અને પ્રજાજીવનમાં રાષ્ટ્રીય કેળવણીનું સ્થાન પણ બધે એકસરખું

નથી. મહારાષ્ટ્ર વિદ્યાપીઠના કુલગુરુ ચિંતામણરાવ વૈદ્યે પોતાનો અભિપ્રાય લખ મોકલ્યો છે કે દરેક પ્રાંત પોતપોતાને રસ્તે જાય અને રાષ્ટ્રીય કેળવણીનો વિકા કરે. છતાં આપણે વિચારવિનિમય અને પરસ્પર સહકાર તો જરૂર કરી શકીએ અને એકબીજાના કાર્યની સાથે સંબંધ પણ રાખી શકીએ.

વિવિધતા ગમે તેટલી હોય તોપણ નીચેનાં કામો તો આપણે તરત જ કરવ જોઈએ.

સૌથી પહેલી મહત્ત્વની વાત તો વિદ્યાર્થીઓના સ્વાશ્રયની છે. સંકુચિત દૃષ્ટિન માબાપોને ધ્યેયવાદ અને ત્યાગ બિલકુલ ગમતાં નથી. રાષ્ટ્રીય કેળવણીની પૂજ તેઓ દૂરથી જ કરવા માગે છે. અને રાષ્ટ્ર તો ગરીબ છે જ. એવી દશામાં વિદ્યાર્થીઓએ સ્વાશ્રયનો કોઈ રસ્તો શોધવો જોઈએ. સ્વાશ્રથી વિદ્યાર્થીઓને રસ્તો બતાવનાર અધ્યાપકોએ પણ થોડેઘણે અંશે ઉદ્યોગપરાયણ થવું જ જોઈએ.

ભારતીય એકતાને માટે રાષ્ટ્રભાષા હિંદી—હિંદુસ્તાનીનો પ્રચાર વધારે જોશભેર કરવો જોઈએ. એમાં ઉર્દૂની બાબતમાં અમારે ત્યાં તો ઘણું કરવાનું બાકી છે. પશ્ચિમ એશિયાના આંતરરાષ્ટ્રીય જીવનમાં ઉર્દૂનું જે મહત્ત્વ છે તેની તરફ લોકોએ પૂરું ધ્યાન આપ્યું નથી. અને આપણે એ વિચાર પણ કરવો જોઈએ કે રાષ્ટ્રીય કેળવણીમાં એકલી હિંદીથી કામ નહીં ચાલે. દરેક રાષ્ટ્રભક્તને હિંદુસ્તાનની ત્રણ-ચાર ભાષાઓનો પરિચય હોવો તો અતિ આવશ્યક છે.

એને માટે તથા કેળવણી પૂરી કરવા માટે પણ રાષ્ટ્રીય વિદ્યાર્થીઓને માટે વિદ્યાયાત્રા જરૂરની છે. રાષ્ટ્રીય સંસ્થાઓના પરસ્પર સહકારથી આ કામ બહુ સહેલું થશે.

આપણા અધ્યાપકોએ વ્યક્તિશઃ તેમ જ ભેગા મળીને કંઈક મૌલિક કામ કરવાની પણ જરૂર છે. ભારતવર્ષનાં ગામડાંની સ્થિતિની તપાસ કરીને આપણું નવું સંપત્તિ-શાસ્ત્ર તૈયાર કરવું પડશે. આપણે અહિંસાત્મક અસહકાર અને સવિનય કાયદાભંગમાં વિશ્વાસ રાખતા હોઈએ અને સર્વ જાતિઓના સમન્વયને અંતિમ આદર્શ માનતા હોઈએ તો આપણે નવી રાજ્યમીમાંસા પણ તૈયાર કરવી પડશે. મિ. ગ્રેગની નવી ચોપડી આપણને જરૂર પ્રેરણાપ્રદ થશે.

એની સાથે સાથે ગામડાંનું વિજ્ઞાન પણ આપણે તૈયાર કરવું પડશે. ઉદ્યોગ-વાદ(Industrialism)નું વિજ્ઞાન આપણા કામનું નથી અને આખરે, જો આપણે લોકશાસનથી જ હિંદુસ્તાનનું સ્વરાજ્ય ચલાવવા માગતા હોઈએ તો સમાજશાસન અને ધુરીણત્વનું નવું શાસ્ત્ર જેવું અમેરિકન લોકોએ શરૂ કર્યું છે તેવું આપણે પણ રચવું પડશે.

આ બધું કરવા માટે આખા જીવનના મૂળભૂત ધર્મજીવનનું પણ પુનઃ સંસ્કરણ કરવું પડશે. કામ વિરાટ છે, પણ આ રાષ્ટ્રનું મિશન પણ વિરાટ ક્યાં નથી?

# રાષ્ટ્રસેવાની વિદ્યા*

પૂજ્ય કુલપતિ શ્રી ભગવાનદાસજી અને મિત્રગણ,

હું શી રીતે ભૂલી શકું કે હું વારાણસીની પુણ્યભૂમિ પર આવ્યો છું? બનારસ તરફ ડગલું ભરતાં જ હૃદયમાં ભક્તિની એક અજબ ભાવના ઊપજે છે. શત યોજનથી પણ ગંગાનું નામ લઈને પોતાને ધન્ય માનનાર સનાતન ધર્મીઓનો હું વંશજ છું. જીવન ગમે ત્યાં વ્યતીત થાય પણ જીવનની તપસ્યાથી જર્જરિત હાડકાં ગંગાના પ્રવાહમાં પડે એવી જેમની ચિરસંચિત આકાંક્ષા હતી એવાં માતાપિતાનો કનિષ્ઠ પુત્ર છું. એટલે ભારતીય હૃદયની રાજધાની કાશીમાં પ્રવેશ કરતાં જ હૃદય ભક્તિનમ્ર થઈ જાય છે. બાળપણમાં લખતાંવાંચતાં શીખ્યા પહેલાં જ જેના પ્રતિજ્ઞાપાલનની કથા સાંભળી હતી એ હરિશ્ચંદ્રની નગરી વારાણસીમાં આવતાં જ ભારતીય સંસ્કૃતિના અમર ધન આગળ માથું નમ્યા વિના રહેતું નથી. રાજકુમાર સિદ્ધાર્થે એક સનાતન પ્રશ્નનો ઉકેલ આણીને દુનિયાને વિશ્વાસ દીધો કે દુનિયામાં જે દુઃખ છે તેનો નાશ થઈ શકે છે, અને એ ભગવાને મારજિત થઈને લોકજિત થવાનો રસ્તો દુનિયાને બતાવ્યો, ત્યાર પછી એ ધર્મપથની યાત્રાને માટે જે ધર્મચક્ર ચલાવવાનું હતું તે તેમણે આ જ નગરીમાં આવીને ચલાવ્યું હતું એટલે આ ઋષિપત્તનમાં આવતાં જ વિશાલ બૌદ્ધ સંસ્કૃતિનું સ્મરણ આપોઆપ થઈ આવે છે, અને મનમાં કલ્પના ઊઠે છે કે વારાણસી તો ભારતવર્ષની જ નહીં પણ સર્વ ધર્મીઓની રાજધાની છે. કોણ કહે છે કે કાશી મુમુર્ષુઓનું ધામ છે? કાશી તો અમરધામ છે; દેવનગરી છે. ધર્મપ્રાણ ભારતવાસીઓની દેશભક્તિ ગંગાજી અને કાશીજીની ભક્તિ દ્વારા પ્રગટ થતી આવે છે.

આ નગરી સંસ્કૃત વિદ્યાનું ધામ તો છે જ. પણ સંસ્કૃત તો પંડિતોની વિદ્યા થઈ ગઈ. પછી જ્યારે સામાન્ય જનતામાં ધર્મજ્ઞાનનો પ્રચાર કરવાના હેતુથી મહારાષ્ટ્રના સંત શ્રી એકનાથે મરાઠી ભાષામાં ધર્મપ્રચાર શરૂ કર્યો, અને શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધનું વિસ્તૃત ભાષ્ય લખ્યું ત્યારે સંસ્કૃત વિદ્યા મરાઠીમાં આણવામાં કંઈ ધર્મદ્રોહ તો નથી થતો એ શંકાથી એકનાથને દંડયોગ્ય સમજીને પંડિતો તેમને કાશીમાં લઈ આવ્યા. તે પ્રસંગે કાશીના પંડિતોએ નિર્ણય આપ્યો કે મહારાષ્ટ્રી ભાષા દ્વારા એકનાથની ધર્મસેવા ધર્મદ્રોહી નથી પણ ધર્મપોષક જ છે. એ નિર્ણય આપીને તેમણે એકનાથ મહારાજનો અને તેમના

* તા. ૨૮મી ઑગસ્ટ ૧૯૩૧ના રોજ કાશી વિદ્યાપીઠના પદવીદાન સમારંભ પ્રસંગે કરેલું માંગલિક પ્રવચન.

ગ્રંથનો આ નગરીમાં જે પુરસ્કાર કર્યો તેને તો હું મારી જન્મભાષાનો તામ્રપટ માનું છું. એ ખ્યાલથી પણ આ નગરી પ્રત્યે ભક્તિભાવ વધે છે.

ગંગા અને યમુનાનો સુભગ સંગમ જેમ પ્રયાગરાજમાં થયો છે તે જ પ્રમાણે હિંદુ અને ઈસ્લામી સંસ્કૃતિનો શુભ સંગમ કબીર સાહેબના જીવનમાં થયો હતો. સનાતન ધર્મના તાણા ઉપર ઈસ્લામ આદિ સંસ્કૃતિઓનો વાણો કેવી રીતે વણી શકાય એનો પુરાવો એ સંત વણકરે આ જ નગરીમાં આપ્યો હતો. કાશીજીનો સંદેશ સમન્વયનો સંદેશ છે. સમન્વયના આચાર્ય બાબુ ભગવાનદાસજીની આ વિદ્યાપીઠમાં મહત્ સમન્વયના એક ઋષિનો અનન્ય સેવક બનીને હું આવ્યો છું એથી હું વિશેષ હર્ષ અને કૃતજ્ઞતા અનુભવું છું.

કાશી વિદ્યાપીઠ તો અસહકારનું બાળક છે. એની દ્વારા મહત્ સમન્વયનો પ્રચાર શી રીતે થશે એવી શંકા ઊપજવાનો સંભવ છે પણ એ શંકા પાયા વિનાની છે. અસહકાર શુદ્ધ સહકારનું એક અંતિમ રૂપ છે, તેથી તે એક સનાતન તત્ત્વ છે. આપણે કોઈનો દ્વેષ નથી કરતા, કોઈનો નાશ નથી ઈચ્છતા. આસ્તિકતાના ઋષિ આસ્તિક પાસેથી આપણે દીક્ષા લીધી છે કે ભારતવર્ષમાં કોઈનો પણ વિનાશ કરવો એ સર્વથા અધર્મ છે. ભારતસમ્રાટ અશોકે આ મહત્ સમન્વયની ઘોષણા કરી છે કે સર્વ ધર્મ અને સંપ્રદાય આ દેશમાં નિર્વિઘ્નપણે રહે (सर्वे पाषण्डा वसेयु:); કોઈ પણ પોતાના ધર્મની પ્રતિષ્ઠા વધારવા માટે બીજા કોઈ ધર્મની કે ઉપાસનાની નિન્દા ન કરે. 'આપણે પ્રેમની નજરે, મિત્રની નજરે, વિશ્વમાત્રને જોઈએ,' એ જ આપણી સનાતન મનીષા છે, એવા શિવસંકલ્પની સામે જ્યારે ભીષણ અન્યાય, અત્યાચાર, કપટાચાર વ્યાપક રૂપ ધારણ કરે ત્યારે પ્રેમહૃદય એનો જવાબ શી રીતે આપે? એવી સ્થિતિમાં આપણે જે કંઈ કરી શકીએ તેનું જ નામ અસહકાર છે. અસહકાર શુદ્ધ ધર્મનીતિ હોવાથી તે સર્વોચ્ચ રાજનીતિ પણ છે. સહકારી હૃદય જ્યારે જુએ છે કે સહકાર અશક્ય જ થઈ ગયો છે ત્યારે તે અસહકાર દ્વારા પોતાની વેદના પ્રગટ કરે છે. ચારિત્રની શુદ્ધિ, જીવનની શુદ્ધિ, હૃદયની શુદ્ધિ દ્વારા જ ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓનો સહકાર થઈ શકે છે. એટલા માટે દૂષિત કેળવણીનો ત્યાગ કરીને રાષ્ટ્રીય કેળવણીના વિશુદ્ધ સ્થાનરૂપ આ વિદ્યાપીઠ સ્થપાયેલી છે. આવી વિદ્યાપીઠોને હાથે જ ભવિષ્યમાં ભારતીય સંસ્કૃતિની પ્રાણપ્રતિષ્ઠા થવાની છે. આપણે ઈતિહાસપુનિત દૃષ્ટિથી અધ્યયન કરીશું, પણ આપણે ઈતિહાસના કેવળ અભ્યાસી કે અનુયાયી નથી. ભારતીય ઈતિહાસ આપણો વારસો છે. આપણે પ્રાચીન ઈતિહાસ પ્રત્યે તેમ જ ભાવિ ઈતિહાસ પ્રત્યે સરખા જવાબદાર છીએ. વિદ્યાપીઠ તો ગમે તે જગાએ હોય પણ તે એક એક સંસ્કૃતિની ગંગોત્રી છે. ત્યાંથી જ પ્રજાને શૈત્ય, પાવનત્વ અને પોષણ મળી શકે છે. તેથી એ સ્થાનની શુદ્ધિ, જાગૃતિ અને સાર્વલૌકિકતા (Catholicity) આપણે હંમેશાં જાળવવી જોઈએ.

આપણે એવા પુરાણવાદી નથી કે પ્રાચીન ભારતીય સંસ્કૃતિની કેવળ 'મમી' બનાવીને એની પૂજા કરીએ. 'પુરાણ' શબ્દની મૂળ નિરુક્તિ જ 'પુરા અપિ નવમ્' એવી છે. તે અનુસાર આપણે આપણી સંસ્કૃતિને સનાતન અર્થાત્ નિત્યનૂતન રાખીશું. જે લોકો જૂના રિવાજ અને જૂની વિદ્યાને જેમના તેમ રાખવા માગે છે તેઓ આપણા વિરોધી પક્ષમાં છે. પાણીના પ્રવાહને ચારે તરફથી બાંધી દેવાથી પાણીની ન તો રક્ષા થાય છે, ન તો શુદ્ધિ. પાણી વહેતું ભલું અને સંસ્કૃતિ પણ વહેતી રહે તો જ તે શુદ્ધ અને કલ્યાણકારી રહે છે. પુરાતન ભાવને પસંદ કરનાર લોકો જેમ આપણા વિરોધી છે તેમ જ દાસભાવ પેદા કરનારો સહકારપક્ષ પણ આપણો વિરોધી છે. સરકારની નીતિ હમેશાં રાજા ભર્તૃહરિએ વર્ણવી છે એવી અનેકરૂપા હોય છે, પણ એનો એકમાત્ર જે સ્થાયી ઉદ્દેશ હોય છે તે આપણામાં દાસભાવ વધારવાનો હોય છે. આપણો વિરોધી ત્રીજો પક્ષ છે એવા અંગ્રેજી ભણેલા લોકોનો, કે જેમનો ભારતીય સંસ્કૃતિ પર પૂરેપૂરો વિશ્વાસ નથી. તેઓ તો પોતાના સમાજનાં સામર્થ્યહીનતા અને તેજસ્વિતાના અભાવ પર જબરદસ્ત વિશ્વાસ રાખનારા છે, જ્યારે જ્યારે આપણે કંઈક જોર બતાવીએ છીએ ત્યારે તેઓ શાંત થઈ ગયા લાગે છે; પણ જરા સરખી પણ તક મળી કે ફરી પોતાની જ વાત આગળ કરે છે. સરકારના પ્રભાવથી આપણે સહેલાઈથી બચી શકીએ, પણ આ દેશહિતૈષી મિત્રોની મનોરચનાથી બચી જવું બહુ મુશ્કેલ છે. તેમની દેશભક્તિ વિશે કશો સંદેહ નથી. તેમનો સ્વાર્થત્યાગ પણ કોઈ કોઈ વાર અસાધારણ કોટીનો હોય છે. તેમની વાતોમાં ક્યાંયે તથ્ય નથી એમ પણ આપણે ન કહી શકીએ. પરંતુ જે ભૂમિકાએ ચડીને તેઓ વિચાર કરે છે તે ભૂમિકા જ દૂષિત છે. જેમ અમેરિકાના લોકો પોતાની સંસ્કૃતિની મૂલપીઠિકા ઇંગ્લંડમાં જુએ છે તે જ રીતે આ લોકો ભારતીય પ્રગતિની સર્વ પ્રેરણા પાશ્ચાત્ય વિચારરાશિ અને પુરુષાર્થમાં જ જોઈ શકે છે. ગમે તે વિષય પર વિચાર કરવો હોય, તેઓ પહેલાં શોધી લેશે કે પાશ્ચાત્ય વિદ્વાનોએ એ વિષય પર શું કહ્યું છે અને આપણે એમાંથી કેટલું લઈ શકીએ એમ છીએ. પાશ્ચાત્ય સંસ્કૃતિમાંથી આપણે ઘણુંયે લેવાનું છે, પણ એ આપણી પૈતૃક સંપત્તિ નથી. દરેક સમાજમાં પ્રથમથી જ સામાજિક પુરુષાર્થની એક દિશા ઠરેલી હોય છે. કેટલાય સમાજમાં જિજીવિષા જ પ્રધાન હોય છે. તે સિદ્ધ થાય એટલે વિજિગીષા આવી જાય છે. ઐશ્વર્ય અને ભોગ એ તો પ્રાકૃત મનુષ્યસમાજનો સામાન્ય આદર્શ છે જ. પણ ભારતવર્ષનો પરમ પુરુષાર્થ મુમુક્ષા છે. આપણે સદાના સ્વાતંત્ર્યવાદી રહ્યા છીએ. અને એ સ્વાતંત્ર્ય પણ આપણે એટલા માટે જોઈએ છે કે આપણામાં વિશ્વાત્મૈક્યભાવ પ્રગટ થાય. આપણે જે કંઈ વિદ્યા અને શાસ્ત્ર શીખવીશું તેનો ઉદ્દેશ આત્મૌપમ્યભાવ પ્રગટ કરવાનો જ હશે. આપણે જે કંઈ પ્રવૃત્તિઓ કરીશું તે સર્વોદયકારી હશે. એટલા જ માટે આપણે સાધનાની શુદ્ધિ તરફ આટલું ધ્યાન આપીએ છીએ. ધર્મશાસ્ત્ર હોય કે વિજ્ઞાનશાસ્ત્ર, જ્યોતિઃ-

શાસ્ત્ર હોય કે ભૂગર્ભશાસ્ત્ર, આપણે એક જ શુભંકરી વૃત્તિથી એનો વિકાસ કરીશું. કેમ કે આપણે જાણીએ છીએ કે જે શિવ નથી તે સત્ય નથી, સુંદર તો ક્યાંથી જ હોય?

સત્યપ્રાપ્તિનું એકમાત્ર સાધન અહિંસા છે એમ કહીને ગાંધીજીએ ભારતવર્ષની સાધનાનું પરમ રહસ્ય આપણને આપી દીધું છે.

આધુનિક વિજ્ઞાનને આ વાત કબૂલ નથી એ હું જાણું છું. તેનાં નિરીક્ષણ, પરીક્ષણ અને પ્રયોગ તો હિંસામૂલક જ છે. નિઘર્ષણ, છેદન, તાપ, તાડન વગેરે દ્વારા જ તે પ્રકૃતિમાતાની પાસે તેનું રહસ્ય પ્રગટ કરાવે છે. પોલીસ જેમ કોઈ આરોપીને મારપીટ કરીને તેની પાસેથી બધા ભેદ કઢાવે છે તે જ જાતના આ બધા પ્રયોગો છે. જે યોગવિદ્યાનો ઉલ્લેખ આપણા સંસ્કૃત સાહિત્યમાં આવે છે તે કેવી હતી તે તો આપણે નથી જાણતા; પણ પ્રેમશક્તિથી, 'गुह्यं आख्याति पृच्छति'ની સ્વતંત્રપદ્ધતિથી આપણે જરૂર જ્ઞાનવિસ્તાર કરી શકીએ એમ છીએ. 'વિવિસેકશન' દ્વારા જે જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે તે આપણે માટે હરામ છે. એવો નિશ્ચય કરવાથી મનુષ્યજાતિનું કશું નુકસાન થવાનું નથી; ઊલટું મનુષ્યહૃદયની ઉન્નતિ જ થવાની છે. અને હૃદય જો પૂરતું ઉન્નત થયું તો દુનિયાની અંદરનું તેમ જ બહારનું તમામ જ્ઞાન આપણું જ થઈ જશે. પ્રયોગપદ્ધતિ કરતાં યોગપદ્ધતિ શ્રેષ્ઠ છે એ આપણે સિદ્ધ કરી બતાવવું રહ્યું.

જે વાત વિજ્ઞાનની છે તે જ, વિશેષરૂપે સર્વ કલાઓની છે. કલામાત્રનો ઉદ્દેશ આનંદને વ્યક્ત કરવાનો છે. આ કલા પણ શુભંકરી હોય એ જ આપણો આદર્શ છે. પ્રસન્નતા, શુચિતા, સર્વાત્મૈકતા એ જ આપણી કલાનો પરમ ઉદ્દેશ છે. અને તેને પણ આપણે આપણા સંયમપ્રધાન જીવન દ્વારા જ પ્રગટ કરીશું. વિરાટ પુરુષની જે સનાતન રસવૃત્તિ છે તેનું જ ધ્યાન ધરીને આપણે મંગલમયી કલાનો આવિષ્કાર કરતા રહીશું. તાદાત્મ્ય સાથે તાટસ્થ્ય એ એની સાધના છે.

આપણા સાહિત્યનો આદર્શ તો શ્રીકંઠ ભવભૂતિએ તેની લલિત વાણીમાં આપ્યો છે. એ આદર્શ પ્રમાણે દુષ્કૃતતા નાશ કરનાર, અલક્ષ્મીને દૂર કરનાર, સર્વ મંગલને જન્મ દેનાર સાહિત્ય જ કામધેનુની ઉપમા પામી શકે છે. એની જગાએ લોકવિનાશકારી, સર્વ વેરોની યોનિ એવી રાક્ષસી વાણી આજે દુનિયામાં ફેલાઈ રહી છે. એની સાથે તો આપણો હમેશને માટે અસહકાર જ હોવો જોઈએ. સત્કીર્તિને ફેલાવનાર અને શુચિતા તથા શાન્તિની સ્થાપના કરનાર સાહિત્ય એ આપણો આદર્શ છે.

આપણી રાજનીતિ તો 'यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः' એવી જ હશે. ભગવદ્‌ગીતામાં જે દૈવી સંપદનું વર્ણન છે તે જ આપણા સમાજશાસ્ત્રનો આદર્શ છે. એ જ આપણી ધર્મનીતિ છે.

અર્થનીતિમાં આપણો આદર્શ આપણે એક જ શબ્દમાં આપી શકીએ — અદ્રોહ.

अकृत्वा परसंतापं अगत्वा खलमन्दिरम् ।
अनुत्सृज्य सतां वर्त्म यदल्पमपि तद् बह ॥

પણ આ તો કદાચ કોઈ વનવાસીનું વચન ગણાશે. સમ્રાટેશ્વર અશોકે એક જ સૂત્રમાં પોતાની અર્થનીતિ આપી છે — अल्पभांडता साधु, अल्पव्ययः साधु। યયાતિ જેવા સમ્રાટે અતિદીર્ઘ જીવન પ્રાપ્ત કરીને અને માણીને અંતમાં અનુભવ કર્યો કે,

यत् पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः ।
एकस्यापि न पर्याप्तं तस्मात् तृष्णां परित्यज्येत् ॥

ભોગૈશ્વર્યપ્રધાન સંસ્કૃતિ આસુરી છે, હિંસામૂલક છે, મનુષ્યદ્રોહી છે, સર્વ વૈરોની યોનિ છે. એનું મોહક મુખ જોઈને આપણે કદી લાલચમાં ફસાવું ન જોઈએ. સાચું સામર્થ્ય બીજાને દબાવવાથી, બીજાનો નાશ કરવાથી નથી વધતું. યુરોપે જ્ઞાનની ભારે સાધના કરી છે, મનુષ્યજીવનનું ગૌરવ કંઈક અંશે વધાર્યું છે, 'પુરુષાર્થ' શબ્દને કૃતાર્થ કર્યો છે. પણ મનુષ્યને માટે અને તિર્યક્ યોનિને માટે તે કલ્યાણકારી નથી નીવડયું. મનુષ્યજીવનમાં તેણે જે ઉત્પાત મચાવ્યો છે તેને શમાવવા માટે ઘણી તપસ્યાની જરૂર છે, આત્મત્યાગની જરૂર છે. એ ત્યાગ અને એ તપસ્યા કરોડો માણસો કરી શકે છે એ વિશ્વાસ ગાંધીજીએ પેદા કર્યો, એ જ એમની ભારત વર્ષને માટે સૌથી મોટી સેવા છે. એમાં જ મનુષ્યજાતિનો ઉદ્ધાર છે.

પશ્ચિમે સામ્યવાદ ચલાવ્યો છે. ગાંધીજીએ એના આદર્શનો સ્વીકાર કરીને તેને જ અહિંસાના બીબામાં નાખી દીધો છે, અને સામ્યવાદની સામે વિરાટ કુટુંબ-વાદ રજૂ કર્યો છે. પ્રત્યેક સુવ્યવસ્થિત કુટુંબની અંદર સામ્યવાદ જ ચાલે છે. સમાજના આત્યંતિક હિતને માટે જે કંઈ પરિસ્થતિ આપણે ઈચ્છીએ છીએ અને અને જે કંઈ હાર્દિક ઉન્નતિ જરૂરની છે તે કુટુંબ તો મોજૂદ હોય જ છે. તેનો જ આદર્શ લઈને જો મનુષ્યસમાજનું સંગઠન કરવામાં આવે તો તે કલ્યાણકારી થશે, શુભંકર — સર્વોદયકર થશે. એ જ ભારતવર્ષનો દુનિયાને માટે સંદેશો છે.

એને સિદ્ધ કરવા માટે બહુ ઉગ્ર તપસ્યા કરવી પડશે. વ્યક્તિગત તપસ્યાથી જેમ સમાજની ઉન્નતિ થાય છે તે જ રીતે સામાજિક તપસ્યા અને ત્યાગથી તેમ જ રાષ્ટ્રીય તપસ્યા અને ત્યાગથી મનુષ્યજાતિનો ઉદ્ધાર થવાનો છે. પણ યુરોપે તો 'राष्ट्रात् परतरं नास्ति, सा काष्टा सा परा गतिः' એવો રાષ્ટ્રીયતાવાદ ચલાવ્યો અને એ જ આજે આખી દુનિયામાં એક ભીષણ શાપની પેઠે તાંડવ નૃત્ય કરી રહ્યો છે.

રાષ્ટ્રીયતાનું ઝેર દૂર કરવાને માટે ભારતવર્ષે સંયમપ્રધાન, ધર્મપ્રધાન સ્વદેશીનું વિધાન કર્યું છે. સ્વદેશી દ્વારા જ વિશ્વસામંજસ્થ થઈ શકે છે.

મનુષ્યજીવનમાં જે કંઈ છે તે જ્ઞાનશક્તિ જ છે. મનુષ્યજાતિએ એક જમાના-માં જ્ઞાનશક્તિનો શરીરશક્તિની સાથે સંગ્રામ કરી સ્વતન્ત્રતા પ્રાપ્ત કરવાનો રસ્તો કાઢયો. પણ સ્વતંત્રતા સિદ્ધ ન થઈ. આજનો જમાનો જ્ઞાનશક્તિનો સંઘ-શક્તિની સાથે સંયોગ કરીને સમતા પ્રાપ્ત કરવા મગે છે. પરંતુ તે પણ સિદ્ધ

થવી મુશ્કેલ જણાય છે. હવે આપણે જ્ઞાનશક્તિનો સહનશક્તિની સાથે સંયોગ કરીને બંધુતાની સ્થાપના કરવી રહી છે. 'સ્વતંત્રતા, સમતા અને બંધુતા' એ મનુષ્યજાતિનો ભવ્ય આદર્શ છે. માનવતાની એ ત્રણ અદ્‌ભુત વિભૂતિઓ છે. એ વિભૂતિઓની સિદ્ધિ માટેની સાધના પણ ઉત્તરોત્તર વધતી આવી છે. ફ્રાન્સ, રશિયા અને હિંદુસ્તાન એ ત્રણ દેશોએ લોકવિલક્ષણ શ્રદ્ધા દ્વારા — અને એ શ્રદ્ધાને કારણે હાંસીપાત્ર બનીને પણ — મનુષ્યના અભ્યુદયની જડ નાખી છે. બંધુતા વિના સમતાની સ્થાપના અશક્ય છે. અને જ્યાં સમતા નથી ત્યાં સ્વાતંત્ર્ય ક્યાંથી?

ઈશ્વરની યોજના કેવી છે! જેની મારફતે તેને કંઈક શ્રદ્ધામૂલક કામ લેવું હોય છે તેને તે એકાકી જ કરી મૂકે છે. ફ્રાન્સે સ્વતંત્રતા માટે વિપ્લવની શરૂઆત કરી ત્યારે તેને કોણે સાથ આપ્યો હતો? રશિયાએ સામ્યવાદનો વિરાટ પ્રયોગ આદર્યો ત્યારે કોણે તેને આશીર્વાદ આપ્યા હતા? દુનિયાના સામર્થ્યવાન અને જ્ઞાનવાન લોકોએ બન્યું ત્યાં સુધી તેની બદનામી જ કરી છે. આજ આપણે ભારતવાસીઓ પણ જગતમાં એકાકી છીએ. દુ:ખી મનુષ્યજાતિ 'किमिदं यक्षम्'-ના ભાવથી ભારતવર્ષની તરફ તાકી તો રહી છે, પણ આપણે આપણી લડાઈ એકલે હાથે જ લડવી પડશે. જ્યારે આપણે ફતેહ મેળવીશું ત્યારે જગતભરના લોકો 'नमः परमऋषिभ्यः' કહીને ભલે ભારતવર્ષની પાસે આવે, અને ભારતવર્ષને ભલે કહે કે 'त्वं हि नः पिता योऽस्माकमविद्यायाः परं पारं तारयसि' પણ આજે તો આપણે એકાકી છીએ, કેવળ શ્રદ્ધાસહાય છીએ.

જે ભાવિ સંસ્કૃતિ આપણે જોવી છે તે ઈતિહાસ, વિજ્ઞાન અને ધર્મશાસ્ત્રની મદદથી સુસંસ્કૃત થશે. પણ એની પ્રેરણા તો આપણને સ્વયંભૂ અને સનાતન શ્રદ્ધામાંથી જ મળી શકશે. વિજ્ઞાન તો એક સાધનમાત્ર છે. જેવું હૃદય તેવું વિજ્ઞાન. અને લખેલો ઈતિહાસ તો કેવળ વકીલની પેઠે જે પક્ષ લે છે તેનું જ સમર્થન કરે છે. તેથી ધર્મશાસ્ત્રના અનુપાન સાથે જ એ બેનું સેવન કરવું પડશે. ઊંચનીચના ઝઘડા ઉકેલનાર શાસ્ત્રને આપણે ધર્મશાસ્ત્ર નથી કહેતા. ધર્મશાસ્ત્ર તો સમાજરચનાનું શાસ્ત્ર છે, પુરુષાર્થસિદ્ધિનો ઉપાય છે. ઉપનિષદમાં કહ્યું છે તેમ ધર્મશાસ્ત્ર તો મહર્ષિઓનાં અંત:કરણમાંથી સંગ્રહીત કરવામાં આવે છે: 'धर्मशास्त्रं महर्षीणाम् अंतःकरणसंभृतम्' ધર્મશાસ્ત્રની દૃષ્ટિ પ્રાપ્ત કરવા માટે હૃદયશુદ્ધિની જરૂર છે. આપણને જો હૃદય મળ્યું તો બાકી બધું આપોઆપ આવી મળશે. સર્વ વિદ્યાઓનું અધિષ્ઠાન હૃદય છે, સર્વ સંસ્કૃતિનું આલંબન હૃદય જ છે. ભગવાન યાજ્ઞવલ્કય કહે છે: 'सर्वासां विद्यानां हृदयमेकायनम्' આ એક સૂત્ર જો આપણે બરાબર સમજી જઈએ તો રાષ્ટ્રીય સંસ્કૃતિના તમામ સવાલોનો ઉકેલ આપણે સહેલાઈથી આણી શકીશું. એ જ રાષ્ટ્રીય કેળવણીનો મૂલમન્ત્ર છે.

આપણી રાષ્ટ્રીય સંસ્કૃતિમાં હૃદયને જ પ્રધાન ગણવામાં આવ્યું છે. હૃદય એ જ આત્મા છે, હૃદય એ જ જીવન છે. હૃદયનો જ્યારે વિનિપાત થાય છે, હૃદય જ્યારે ભ્રષ્ટ થાય છે કે સુકાઈ જાય છે ત્યારે તમામ લોકોનો વિનાશ થાય છે.

જો આપણામાં હૃદયની ખામી ન હોત તો આપણે 'કરીઅર' ની પાછળ ન પડત. આપણામાં હૃદયની ખામી ન હોત તો આપણે ગરીબોનો દ્રોહ ન કરત. આપણામાં હૃદયની ખામી ન હોત તો આપણે ગામડાંને તજીને શહેરોમાં આવીને ન વસ્યા હોત, આપણામાં હૃદયની ખામી ન હોત તો આપણે આપણી જન્મ-ભાષાનું અપમાન સહન ન કરતા હોત. આપણામાં હૃદયની ખામી ન હોત તો આપણે ખેડૂતોની દુર્દશાનો લાભ લઈ વ્યાજખોરી ન કરતા હોત. આપણામાં હૃદયની ખામી ન હોત તો સ્ત્રીઓને દલિત દશામાં ન રાખી હોત. હૃદયની ખામી ન હોત તો અંત્યજોને તિરસ્કૃત રાખવામાં ધર્મ છે એવો રાક્ષસી વિચાર કદી માન્ય ન થયો હોત. હૃદયની ખામી ન હોત તો સર્વ ધર્મનો કુટુંબભાવ ક્યારનો સ્વીકારાઈ ચૂક્યો હોત. હૃદયની ખામી ન હોત તો આપણે સૌ ક્યારના ખાદી પહેરીને બેસી ગયા હોત. હૃદયની ખામી ન હોત તો ગામડેગામડે ઉદ્યોગપ્રધાન, કલાકૌશલપ્રધાન કેળવણી આપનારી અને સમાજસેવાનો પાઠ શીખવનારી શાળાઓ ક્યારની ચાલતી થઈ હોત.

આપણે યાદ રાખવું જોઈએ કે દુનિયાનું ભાવિ હવે અધ્યાપકોના હાથમાં આવ્યું છે. હવે ગામડાંના લોકો લોકનાયક બનવાના છે. સ્વતંત્ર આજીવિકાને લીધે વિશુદ્ધ જીવન ગાળનારા પ્રજાસેવક કારીગરો જ સમાજના આગેવાનો થવાના છે. આપણી સંસ્કૃતિ અને આપણી કેળવણી એ ભાવિ યુગની સાધનાને માટે પર્યાપ્ત થાય એ જ આપણી ચિંતાનો વિષય છે. ગામડાંમાં જઈને આપણે શું જોઈએ છીએ? રાષ્ટ્રનું ધન ગામડાંમાંથી શહેરો તરફ ખેંચાઈ રહ્યું છે. શહેરોમાંથી કરાંચી, મુંબઈ, મદ્રાસ, કલકત્તા જેવાં બંદરો તરફ જાય છે, અને ત્યાંથી ચૂપચાપ પરદેશ ચાલ્યું જાય છે. ગામડાંમાંથી એકલું ધન જ નથી આવતું. દરેક ચાલાક છોકરો, બુદ્ધિશાળી યુવક અને ગુણી કારીગર ગામડાંને છોડી શહેરમાં જઈ વસે છે, અને ત્યાં જઈને પણ વિદેશી જ્ઞાન, વિદેશી ચીજો અને વિદેશી કંપનીનો એ કેવળ એજંટ જ બને છે. આ ભારે જનપદદ્રોહને લીધે જ આપણે આટલા નિર્બળ અને હતોત્સાહ થઈ ગયા છીએ. હવે બેચાર વરસથી આપણે જરાતરા ગામડાં તરફ દૃષ્ટિપાત કરવા લાગ્યા છીએ. એટલામાં પણ આપણે કેટલી જાગૃતિ જોઈ! જો આપણે રાષ્ટ્રીય કેળવણીને જ ગામડાં તરફ વાળીએ તો આપણે ભારતવર્ષ દ્વારા શું નહીં કરી શકીએ?

આપણે ગામડાંમાં ગ્રામશિક્ષક, ગ્રામજોશી અથવા ગ્રામશાહુકાર બની બેસવા નથી માગતા. તેમના જ છોકરાઓની સેવાને આપણે દેશસેવા નહીં માનીએ. ગામડાંના જે વૈશ્યો છે અર્થાત્ જે ખેડૂત છે, કારીગર છે, ગૌસેવક અને ગોપાલક છે, તથા ગામડાંના જે નાના નાના દુકાનદાર છે, અને જેઓ પોતાનાં પશુની પીઠ પર જાતજાતનો માલ લાદીને વાણિજ્ય કરે છે તેમની જ સેવા મુખ્યત્વે કરવાની જરૂર છે. આ વિશાળ વૈશ્યવર્ગની બુદ્ધિ જ્યારે પ્રગલ્ભ થશે, તેમનો જ્યારે મનુષ્યહૃદય ઉપરનો વિશ્વાસ ફરી જામશે ત્યારે ભારતવર્ષ ધર્મપ્રધાન સમર્થ રાષ્ટ્ર બની જશે. ધર્મોપદેશકોથી આ કામ થવાનું નથી. જૂની ભાગવતની કથા સંભળા-

સંભળાવનારાઓથી એ થવાનું નથી. એ કામ તો સત્ય અને અહિંસાને ઓળખનારા પરમ કારુણિક અને તેજસ્વી રાષ્ટ્રીય શિક્ષકો મારફતે જ થઈ શકે એમ છે. અસલી ધર્મનો પ્રચાર, કેળવણીનો વિસ્તાર, અને રાષ્ટ્રપોષક ઉદ્યોગહુન્નરનો વિકાસ એ ત્રિવિધ કાર્યક્રમ જ આ જમાનાની રાષ્ટ્રીય કેળવણીનું સર્વસ્વ છે.

આ આદર્શ આપણે કંઈ તાત્ત્વિક વિચારથી ઠરાવ્યો નથી. એ તો ચાળીસ કે પચાસ વરસના રાષ્ટ્રીય કેળવણીના પ્રયોગો જોઈને અનુભવના નિચોડ તરીકે આપણને મળ્યો છે. ૧૮૫૭ની સાલ પછી જે નિરાશાનો અંધકાર આ દેશમાં ફેલાઈ ગયો તેમાંથી જ આ આશાનું કિરણ પ્રગટયું છે. પરાજયની નિરાશામાંથી વિશુદ્ધ આદર્શ અને તેને અનુરૂપ સાધના મળી જ જાય છે. જીવનશક્તિની જ એ અદ્ભુત ઘટના છે.

રાષ્ટ્રીય કેળવણીનો ઈતિહાસ આ દૃષ્ટિએ જરૂર જોવા જેવો છે. લોકમાન્ય ટિળક, સ્વામી શ્રદ્ધાનંદ, રવીન્દ્રનાથ ઠાકુર, અરવિંદ ઘોષ, ભગિની નિવેદિતા, મિસિસ બેસંટ, લાલા લજપતરાય, પંડિત માલવિયાજી, બાબુ ભગવાનદાસ અને ગાંધીજી જે મંડળોના પ્રતિનિધિ છે તે મંડળોએ રાષ્ટ્રીય કેળવણીને માટે ઘણું કર્યું છે. આ સૌ મહાનુભાવોના પ્રયત્નનું ફળ કેવળ તેમની સંસ્થાઓ પૂરતું જ મળ્યું છે એમ નથી. સરકારી અને સરકારમાન્ય સંસ્થાઓ પર પણ રાષ્ટ્રીય કેળવણીની ઘણી અસર થઈ છે. ભારતવર્ષની સંસ્કૃતિના સ્વકીય દૃષ્ટિએ અધ્યયનનો આરંભ તો રાષ્ટ્રીય સંસ્થાઓ દ્વારા જ થયો છે. હવે એની અસર સરકારી અને મિશનરી સંસ્થાઓ પર પણ પડવા લાગી છે. ભારતીય ઈતિહાસનું પ્રેરણાદાયી સ્વરૂપ પણ રાષ્ટ્રીય સંસ્થાઓએ પ્રારંભમાં જ જોઈ લીધું; અને અરાષ્ટ્રીય સંસ્થાઓએ પણ એનો કંઈક ને કંઈક અંશ સ્વીકાર્યો છે. રાષ્ટ્રીય સંસ્થાઓએ સ્વાભિમાનનો ઝંડો ફરકાવ્યો. પરિણામે બીજી સંસ્થાઓ પણ પોતાનું માથું ઘણું ઊંચું કરી શકી. રાષ્ટ્રીય સંસ્થાઓએ કેળવણીની ઉપયોગિતા સિદ્ધ કરવા માટે દેશમાં જે પ્રચાર કર્યો તેનો લાભ બીજી સંસ્થાઓને ઘણો મળ્યો છે. સમુદ્રમંથનનાં વિવિધ ફળ જેમ શિવજીના ગળામાં ન આવ્યાં પણ નાનામોટા દેવોએ બધાં ફળ ઉઠાવી લીધાં, તે જ પ્રમાણે રાષ્ટ્રીય હિલચાલથી થતો લાભ મુખ્યત્વે બીજા લોકો જ મેળવે છે. આપણને એનું દુ:ખ નથી. હળાહળ પીધા વિના મહાદેવની પદવી પ્રાપ્ત નથી થતી. સુધા મળશે ત્યારે પણ તે પીનાર તો બીજા દેવો જ હશે. અમેરિકાના નિષ્ઠાવીર થૉરોએ કહેલું તે બરાબર છે કે સ્વરાજમાં ગરીબાઈ દોષરૂપ છે; જ્યારે કુરાજ્યમાં ધનસંપત્તિ પાસે હોવી એ હીનતાની નિશાની છે. રાષ્ટ્રીય સંસ્થાઓએ જે જે વસ્તુઓ તરફ સમાજનું ધ્યાન ખેંચ્યું તે તે વસ્તુઓને બીજી સંસ્થાઓએ સૌમ્ય કે વિકૃત રૂપમાં અપનાવી લીધી છે. રાષ્ટ્રીય કેળવણીની સફળતા આપણે એમાં જ જોઈએ છીએ. ઘણા લોકો પૂછે છે, રાષ્ટ્રીય સંસ્થાઓ અલગ રાખવાની જરૂર જ શી છે? તમે જે કંઈ ઈચ્છો છો તે સરકારી સંસ્થાઓ દ્વારા અમે પૂરેપૂરી સિદ્ધ કરી શકીએ છીએ. એનો જવાબ એ જ છે કે રાષ્ટ્રીય સંસ્થાઓ અગસ્તિવૃત્તિથી નવી નવી વસાહતો તૈયાર કરે છે અને સફળતાના ઉપાસકો તેની

પાછળ પાછળ આવે છે. જો રાષ્ટ્રીય સંસ્થાઓ ન હોત તો જેટલી પ્રગતિ આજે થઈ છે તેટલી હરગિજ ન થઈ હોત.

તોપણ રાષ્ટ્રીય કેળવણીએ જે એક મહત્ત્વનો સવાલ ઉઠાવ્યો છે તેને હજુ સુધી બીજી સંસ્થાઓએ હૃદયથી અપનાવ્યો નથી. એ સવાલ છે જન્મભાષાનો. દેશની કેળવણી દેશી ભાષામાં જ હોવી જોઈએ, અને એ કાર્ય માટે દેશી ભાષાઓને સમર્થ બનાવવાની જવાબદારી સ્વદેશી વિદ્વાનોને માથે છે, એ તો સ્વયંસિદ્ધ વસ્તુ છે. પણ અંગ્રેજી ભણેલા આપણા લેખકો અને અધ્યાપકો આળસુ બની ગયા છે; તેઓ દેશી ભાષાની શક્તિ વધારવાની કોશિશ નથી કરતા. દેશી ભાષા દ્વારા કેળવણી આપવા અમે અસમર્થ છીએ એવાં રોદણાં રડીને તેઓ બેસી જાય છે. કેળવણીમાં દેશી ભાષાની પ્રતિષ્ઠા વધારવાનું કામ ઘણુંખરું તો રાષ્ટ્રીય સંસ્થાઓની પ્રેરણાથી જ થયું છે. સ્વાભિમાન અને આત્મવિશ્વાસની ટેક પણ આ સંસ્થાઓએ રાખી છે.

આટલું છતાંયે રાષ્ટ્રીય સંસ્થાઓની ઉપયોગિતા શી છે એમ પૂછનાર લોકો ઠેકઠેકાણે મળતા હતા. પણ હવે એ વાત રહી નથી. અસહકારે આખા દેશને નવી પ્રેરણા આપી, વિદ્યાપીઠોની સ્થાપના તો અસહકારની સાથે જ થઈ છે. આત્મપ્રતિષ્ઠાની આ હિલચાલે રાષ્ટ્રીય કેળવણીને નવી જ પ્રતિષ્ઠા આપી. અને અસહકાર પછી જ્યારે સવિનયભંગનું સ્વાતંત્ર્યયુદ્ધ શરૂ થયું ત્યારે તેના પર વિશ્વાસ રાખી યુદ્ધમાં પહેલવહેલા કૂદી પડનાર રાષ્ટ્રીય શિક્ષકો જ હતા. ગઈ સાલની હિલચાલમાં આખા દેશે જોઈ લીધું કે રાષ્ટ્રીય શાળાઓએ ભલે બીજું કશું કર્યું હોય કે ન હોય, પણ આ પ્રસંગે સ્વાતંત્ર્યયુદ્ધના સેવક અને સેનાની તો પૂરી સંખ્યામાં આપ્યા છે. ગૂજરાત વિદ્યાપીઠે પોતાનું સર્વસ્વ રણદેવીને ચરણે ધરી દીધું. મહારાષ્ટ્રની શિક્ષણસંસ્થાઓએ સ્વાતંત્ર્યની વેદી પર જે બલિદાન ચડાવ્યું તે બીજા કોઈ પણ પ્રાંતથી ઊતરતું ન હતું. બિહાર વિદ્યાપીઠ તેમ જ બંગાળની ભિન્નભિન્ન સંસ્થાઓ, કાંગડીનું ગુરુકુળ તેમ જ વૃંદાવનનું પ્રેમ મહાવિદ્યાલય, સૌએ યથાભાગમાં અવસ્થિત રહીને સ્વાતંત્ર્યયુદ્ધને પહેલી જ વાર રાષ્ટ્રવ્યાપી બનાવ્યું છે. આપની કાશી વિદ્યાપીઠે પણ જે બલિદાન આપ્યું છે તેની પ્રશંસા આપની જ સામે કરવી એ શિષ્ટાચારની વિરુદ્ધ છે. હું એટલું જ કહીશ કે વિદ્યાની ઉપાસના અને સ્વાતંત્ર્યયુદ્ધની સેવા એ બંનેમાં આપની તત્પરતા જોઈને માથું નમ્યા વગર રહેતું નથી. કેટલાક મિત્રોને આશા હતી કે કરાંચીની મહાસભા રાષ્ટ્રીય કેળવણીની કદર કરનારો ઠરાવ પાસ કરશે. આ યુદ્ધમાં રાષ્ટ્રીય કેળવણીએ રાષ્ટ્રીય મહાસભાની સાથે તથા સાર્વજનિક જાગૃતિની સાથે એટલી તો એકતા બતાવી છે કે સ્વતંત્ર ઠરાવથી રાષ્ટ્રીય કેળવણીની કદર કરવી ઉચિત ન થાત. મારા મિત્રોની આ અપેક્ષાનો મેં તો વિરોધ જ કર્યો હતો.

ખરચની દૃષ્ટિએ જોઈએ તો બહુ જ ઓછા પૈસાની મદદથી વધારેમાં વધારે કાર્ય કરવાનું સાહસ રાષ્ટ્રીય સંસ્થાઓએ જ કર્યું છે. સરકારી અને મિશનરી

સંસ્થાઓને મુકાબલે રાષ્ટ્રીય સંસ્થાઓ દરેક જગાએ વધારે ઉજ્જવળ કામ બતાવી શકશે. રાષ્ટ્રીય મહાસભાના કાર્યકર્તાઓ અને રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓના અધ્યાપકો બંનેએ જે સ્વાર્થત્યાગ કર્યો છે તેને લીધે જ કરાંચીની મહાસભા સરકારી નોકરોના પગારની ૫૦૦ રૂપિયાની મર્યાદા સૂચવી શકી છે.

આમ સ્વભાષાની સેવા, ઈતિહાસની સ્વદેશી સમાલોચના, ભારતીય સંસ્કૃતિનું શાસ્ત્રીય અધ્યયન, ત્યાગનો આદર્શ, ઓછા ખરચનો આગ્રહ, અને સેવાસૈનિકોની કેળવણી એટલી વાતોમાં રાષ્ટ્રીય કેળવણીએ બહુ મહત્ત્વનું કામ કર્યું છે. અગસ્તિવૃત્તિના માર્ગદર્શક (પાયોનિયર્સ) હમેશાં ઓછા હોય છે. તેમની સાધન-સંપત્તિ પણ અલ્પ હોય છે, સામાજિક તિરસ્કારના પાયા પર તેમને પોતાની ઈમારત ચણવી પડે છે. પ્રતિષ્ઠા, વૈભવ, સમૃદ્ધિ અને સુલભ ગૌરવ એ બધું તો તેમના પ્રતિપક્ષીઓ પાસે હોય છે. તેમને તો એકલા લડવું પડે છે. અમેરિકાના સ્વાતંત્ર્યયુદ્ધમાં લડનાર સૈનિકો પાસે પૂરાં કપડાં પણ ન હતાં, બિચારાની પાસે યુનિફૉર્મ તો કયાંથી હોય? એ ભોળા વીરોએ કપડાંની ખામી ઢાંકવા માટે અને યુનિફૉર્મની ગરજ સારવા માટે હાથમાં ડાળીઓ લીધી હતી. આપણા રાષ્ટ્રીય શિક્ષણવીરોનો ખ્યાલ મનમાં આવતાં જ વૉશિંગ્ટનના એ વીરોનું એ સુંદર ચિત્ર યાદ આવે છે. કીમતી અને રુઆબદાર પોશાક, બૅંડનું સંગીત, ચાંદની શોભા, અને મોટાં મોટાં ઈનામોની લાલચ વગેરે વસ્તુનો પૂરો અભાવ હોવા છતાં જે લોકો જીવને સાંટે લડે છે તેઓ જ સાચા વીર ગણાય છે. વેશ અલંકાર તો એક જાતનો કેફ છે.

હું માનું છું કે રાષ્ટ્રીય કેળવણીના વિકાસમાં હવે એવો વખત આવ્યો છે જ્યારે તેના સર્વ સિદ્ધાંતોનું ફરી નિરીક્ષણ કરવું જોઈએ અને કેળવણીના આદર્શમાં મહત્ત્વનું પરિવર્તન કરવું જોઈએ.

ગયા વર્ષના સ્વાતંત્ર્યયુદ્ધની શરૂઆતમાં જ ભારતની તમામ રાષ્ટ્રીય શિક્ષણ-સંસ્થાઓના પ્રતિનિધિઓ રાષ્ટ્રપુરુષ ગાંધીજીના પ્રમુખપદ નીચે ગૂજરાત વિદ્યાપીઠમાં ભેગા થયા હતા. તેમણે જે મુખ્ય ઠરાવ પસાર કર્યો તે મારી દૃષ્ટિએ રાષ્ટ્રીય કેળવણીના ઈતિહાસમાં ભારે ક્રાન્તિ કરનારો છે. એ ઠરાવે આપણી કેળવણીની સૂરત જ ફેરવી દીધી છે. તેમાં જ રાષ્ટ્રીય કેળવણીની રાષ્ટ્રીયતા કૃતાર્થ થઈ છે. એ ઠરાવના શબ્દો આ છે:

"આ પરિષદનો એવો અભિપ્રાય છે કે દેશની વર્તમાન સ્થિતિમાં રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓનું કાર્ય કેવળ સ્વરાજ્યપ્રેમી નાગરિક તૈયાર કરવાનું ન રહે, પણ મુખ્યત્વે સ્વરાજ્યપરાયણ સેવક (સૈનિક) તૈયાર કરવાનું હોય."

વિદ્યા તો વિમુક્તિને માટે છે, નહીં કેવળ અર્થપ્રાપ્તિ કે પ્રતિષ્ઠાપ્રાપ્તિને માટે. જ્ઞાનરૂપી ધનુષ વડે સેવારૂપી શર ફેંકીને સ્વરાજ્યરૂપી લક્ષ્યવેધ કરવો એનું નામ જ કેળવણીની સફળતા છે. કેળવણીના મૂળમાં જ ત્યાગ અને સેવાનું તત્ત્વ રાખીને આપણે વ્યક્તિગત તેમ જ રાષ્ટ્રીય સ્વાર્થનો છેદ ઉડાડયો છે. આ પ્રાચીન દેશમાં

કેવળ સમાજની સેવા કરનાર કોઈ વર્ગ જ ન હતો. નિ:સ્પૃહ વૃત્તિથી સમાજના આત્યંતિક હિતનો વિચાર કરીને અહર્નિશ સેવા કરનાર એક વર્ગ તૈયાર કરવો એ રાષ્ટ્રીય કેળવણીનો અંતિમ ઉદ્દેશ છે. એ સેવા કોઈ એક જ ઢબની નથી. વિરાટ સમાજની સેવાનાં વિવિધ રૂપો હોય છે. એ સેવા માત્ર પ્રજાની હોવી જોઈએ, એકનિષ્ઠાથી થવી જોઈએ, અને આત્યંતિક કલ્યાણને નજર સામે રાખીને કરવી જોઈએ.

હું તો વિદ્યાસેવક અને સામાન્ય પ્રચારકની વચ્ચે ભેદ કરું છું. પ્રચારક તો જે વખતે જે કામ આગળ વધારવું હોય તેને જ લઈને પ્રજાની સામે હાજર થાય છે, તેનું જ મહત્ત્વ પ્રજાને સમજાવે છે, તેના ઉપર જ પ્રજાશક્તિને કેંદ્રિત કરે છે, અને તાત્કાલિક સફળતાથી સંતુષ્ટ થઈ જાય છે. એવા પ્રચારકોએ આજ સુધી ઘણું કામ કર્યું છે. તેઓ જનસમાજની કૃતજ્ઞતાના અધિકારી છે. ગામડાંમાં તેમ જ શહેરોમાં પણ એવા પ્રચારકો જ પ્રજાના આગેવાનો બન્યા છે. પણ પ્રચારકો તાત્કાલિક કાર્યક્રમના ઉપદેશક હોય છે. રાષ્ટ્રસંગઠનનું કામ એમનું નથી. રાષ્ટ્રના ઉદ્ધારનાં વિવિધ તત્ત્વોનું સંપૂર્ણ આકલન કરીને આમૂલાગ્ર રાષ્ટ્રનું નિર્માણ કરવાનું કામ તેમનું નથી. એ વસ્તુઓનું સંપૂર્ણ આકલન રાખવાની જવાબદારી તેમની નથી, એ તો રાષ્ટ્રીય શિક્ષકોની છે.

પ્રજાસેવક સૌથી પહેલાં તો ધર્મ જેવો દીર્ઘદર્શી હોવો જોઈએ. જનતાની સાથે એકરૂપ થવામાં જ તેની શક્તિ રહેલી છે. એવા શ્રદ્ધાધન સેવકો જ્યાં જશે ત્યાં પોતાનું કામ ચૂપચાપ કરતા રહેશે. તેમના મનમાં ઉચ્ચનીચ ભાવ બિલકુલ નહીં હોય. મનમાં જો પક્ષપાત હશે તો તે પીડિત, દલિત, ઉપેક્ષિત અને અસહાય લોકો પ્રત્યે જ હશે. એવા સેવકો વખત આવ્યે રાષ્ટ્રીય મહાસભાનું કામ જરૂર કરશે. તેઓ સૈનિક પણ થશે અને સેનાપતિ પણ થશે. પણ તેમનું સ્થાયી કામ તો રાષ્ટ્રીય મહાસભાના કાર્યથી વધારે વ્યાપક અને તેથી સ્વતંત્ર છે. પ્રાચીન પરિભાષામાં કહીએ તો તેઓ બ્રાહ્મણસ્થાને છે, તેઓ રાજપુરુષ નથી. સમાજનું સર્વાંગી અને સ્થાયી હિત શી રીતે થાય એની જ તેમને હમેશાં ચિંતા રહેશે.

એવા સેવકોનું કામ દેશના બધી ન્યાતના અને ધર્મના યુવકોનાં હૃદય સુધી પહોંચીને તેમને પણ સેવક બનાવવાનું રહેશે. જ્ઞાનપૂત સેવાને માટે સેવક પણ વિદ્યા-વિનયસંપન્ન હોવો જોઈએ. તેથી તેઓ યુવકોને રાષ્ટ્રોપયોગી વિદ્યાઓમાં પારંગત બનાવશે.

આપણે આપણા પૂર્વજોની અગાધ બુદ્ધિમત્તાના વારસ હોવાથી વિદ્યાવૃદ્ધિનો બહુ ઊંચો આદર્શ રાખી શકીએ. જગતના કોઈ પણ રાષ્ટ્ર કરતાં આપણે લેશમાત્ર ઊતરતા નથી એવો આત્મવિશ્વાસ હોવાથી યુરોપ-અમેરિકાના લોકોએ વિદ્યાનું શિખર જેટલું ઊંચું ચડાવ્યું છે તેનાં કરતાં આપણું વિદ્યાશિખર નીચું તો જરાયે ન હોવું જોઈએ. બની શકે તો આપણું વિદ્યાશિખર હિમાલયના ગૌરીશિખરના જેવું ઉચ્ચ અને અદ્વિતીય બને એવી મહત્ત્વાકાંક્ષા આપણે રાખી શકીએ. પણ એવા સર્વોચ્ચ

શિખરનો પાયો પણ બે હજાર માઈલ લાંબો ને ઓછામાં ઓછો બસો માઈલ પહોળો તો હોવો જોઈએ ને ! એવા પાયા વગર ઊંચાં શિખરો નગાધિરાજ નથી બનતાં પણ બેબલના ટાવર જેવાં થઈ જાય છે. આજની રાષ્ટ્રીય કેળવણી એવો વિશાળ પાયો નાંખવાનું કામ કરે તો જ દુનિયા કહી શકશે કે આપણો આદર્શ ગગનચુંબી હતો, અમૃતના પુત્ર હોવાથી જ આપણે આવા પાયાનો વિચાર કરી શકયા.

આ પાયા તરફ સૌથી પહેલાં ગાંધીજીએ જ આપણું ધ્યાન ખેંચ્યું છે. રાષ્ટ્રીય કેળવણી એટલે કરોડો ગરીબોના રાષ્ટ્રની સેવાની કેળવણી, એમ એમણે સ્પષ્ટ રીતે કહી દીધું છે.

રાષ્ટ્રીય કેળવણીમાં ઉદ્યોગને પણ સ્થાન આપવાનો વિચાર કંઈ નવો નથી, પણ એનો ઉદ્દેશ કેવળ સ્વતંત્ર આજીવિકા મેળવી આપવાનો હતો. ગાંધીજી કહે છે કે સેવકની આજીવિકા તો સેવામાંથી જ મળી રહેશે; સેવકોને તો ખેડૂત અને કારીગરોના ઉદ્ધારને માટે રાષ્ટ્રવ્યાપી અને રાષ્ટ્રપોષક ધંધાઓની કેળવણી આપવી જોઈએ. આપણે કાંતવાવણવાનું કામ શીખીશું તો આપણું કામ કોઈ વણકર કરતાં ઓછું નહીં હોય; પણ તે વણકર થવાને માટે નહીં પણ ખેડૂતો અને કારીગરોને એક રાષ્ટ્રીય ઉદ્યોગ શીખવવા માટે હશે.

ગુજરાતમાં તો અમે અનુભવથી જોયું છે કે આજે પહેલી સેવા તો ખેડૂત અને કારીગરની કરવાની છે. તેમને પોતાની સ્થિતિનું બિલકુલ ભાન નથી. રોગીને અરીસામાં મોં બતાવીને જેમ તેના રોગની ઓળખ કરાવવામાં આવે છે તે જ રીતે અમે ખેડૂત અને કારીગરોનાં આવકખરચ બતાવનાર ચોપડો તૈયાર કરાવ્યો છે, અને પ્રજાસેવકો ઠેરઠેર ખેડૂતોને તે વાપરતાં શીખવે છે, એટલું જ નહીં પણ જરૂર પડયે ચોપડો લખવામાં મદદ કરે છે. કોઈ પણ સરકાર આવા ચોપડાનો વિરોધ ન કરી શકે. અમારી તો ખાતરી છે કે આ ચોપડો એક મહાન ક્રાંતિકારી તત્ત્વ નીવડશે.

અમે અમારા રાષ્ટ્રીય શિક્ષણક્રમમાં નામાને બહુ મહત્ત્વ આપ્યું છે, કેમ કે અમે જાણીએ છીએ કે અમારા વિદ્યાર્થીઓને પ્રજાહિતની રાષ્ટ્રીય સંસ્થાઓ ચલાવવી પડશે. જો સાર્વજનિક જીવનને મજબૂત કરવું હોય તો દરેક સેવકે નામામાં નૈપુણતા મેળવવી જ જોઈએ.

પ્રજાશાસનના આ દિવસોમાં હજારો લોકો ભેગા થશે, વિચાર કરશે અને મત આપશે. આપણા પૂર્વજો જેમ ધાર્મિક માન્યતાથી ભેગા થતા અને તેમના મેળા ભરતા તેમ હવે પ્રજાકીય કાર્યના મેળા ભરાશે. એને સારુ સભાશાસનનું શાસ્ત્ર અત્યારથી ચોક્કસ કરવું પડશે. તેથી અમે એ શાસ્ત્રને પણ રાષ્ટ્રીય શિક્ષણક્રમમાં સ્થાન આપ્યું છે. દિનપ્રતિદિન પ્રાંત પ્રાંત વચ્ચે સહકાર વધવાનો છે. તેથી યાત્રા અને પ્રવાસની ગોઠવણ આધુનિક ઢબે કઈ રીતે થઈ શકે તેનું શાસ્ત્ર પણ આપણે રચવું પડશે.

કોઈ પણ સમાજ સંસ્કારી છે કે અસંસ્કારી, જરઠ છે કે યુવાન તેના નિર્ણયનો આધાર તેની ધાર્મિક માન્યતાઓ પર રહે છે. એ સમજ્યા પછી ધર્મ-સંસ્કરણનું કાર્ય પણ પોતાના હાથમાં લઈ લેવું એ રાષ્ટ્રીય કેળવણીનું કર્તવ્ય છે. દાર્શનિક નાસ્તિકતાથી સમાજનો એટલો નાશ નથી થતો જેટલો વહેમોથી થાય છે. વહેમ એક પ્રકારની દુર્બળ અને લાલચુ નાસ્તિકતા જ છે. એનો વિરોધ કરવાની શક્તિ રાષ્ટ્રીય કેળવણીમાં હોવી જ જોઈએ. ધર્મપ્રાણ ભારતવર્ષમાં આ કામ ઉતાવળા સુધારકોથી નહીં થાય. આ કામ તો રાષ્ટ્રીય શિક્ષકોનું જ છે. શુદ્ધ ધર્મનિષ્ઠા અને શુદ્ધ દેશભક્તિ દ્વારા જ આપણે વહેમોનો — મૂઢગ્રાહોનો — અને ભીરુતાનો નાશ કરી શકીશું, કેળવણી જ એનું એકમાત્ર સાધન છે.

આજકાલની ચર્ચામાં અક્ષરજ્ઞાનના પ્રચારને ઘણું મહત્ત્વ આપવામાં આવે છે. વાંચીલખી જાણનાર માણસ દુનિયાના વ્યવહારમાં સ્વતંત્ર થઈ જાય છે એ લાભ કંઈ નાનોસૂનો નથી. પણ જ્યાં સુધી જનતામાં લિપિજ્ઞાન નથી ત્યાં સુધી તે સ્વરાજ્યના હક મેળવવાને યોગ્ય નથી એ ખ્યાલ ખાલી એક વહેમ છે. ભારતવર્ષમાં લિપિજ્ઞાન બહુ પ્રાચીન છે. સંભવ છે કે લિપિની શોધ મહાભારતના લેખક ગણેશજીએ જ કરી હોય અથવા લિપિનું જ્ઞાન આપણે ફિનિશિયન લોકો પાસેથી લીધું હોય પરંતુ એટલી વાત સ્પષ્ટ છે કે આપણા પૂર્વજોએ લિપિજ્ઞાનને ઝાઝું મહત્ત્વ આપ્યું નથી. સાધારણ જનતાને માટે જે જ્ઞાન આવશ્યક સમજવામાં આવતું તેમાંથી આજીવિકાના ધંધાનું જ્ઞાન તો વંશપરંપરાથી ઘરમાં જ મળતું, અથવા ગુરુની સેવા કરવાથી તથા પ્રત્યક્ષ દર્શનથી મળતું અને સંસ્કારોની કેળવણી પુરાણાદિના શ્રાવણથી તથા સાધુસંતોની વાણીથી મળી જતી. પુરાણોને તો હું પ્રજાકીય કેળવણીનાં સર્વસંગ્રાહક પાઠ્યપુસ્તક — શ્રાવ્યપુસ્તક (યુનિવર્સલ ટેક્સ્ટ બુક્સ ઑફ માસ એજ્યુકેશન) માનું છું. પુરાણશ્રાવણ કર્યું એટલે સામાજિક સદ્‌ગુણના વિકાસનો બધો મસાલો મળી ગયો મનાતો. સંસ્કૃતિની જેટલી શાખાઓ હતી તેટલાં પુરાણ રચાયાં છે.

આ રીતે અક્ષરજ્ઞાનના પરિચય વિના પ્રજાને શિક્ષિત બનાવવાનો ઉપાય આપણા પૂર્વજોએ શોધી કાઢ્યો હતો. આજે પણ આપણે એ જ રસ્તો અજમાવવાની જરૂર છે. ગામડાંના લોકોને જે જે વસ્તુનું જ્ઞાન જરૂરનું છે તે બધીનો સંગ્રહ કરીને એક સંગ્રહગ્રંથ બનાવવામાં આવે તો એને આધારે રાષ્ટ્રીય શિક્ષક રોજ સાંજે રાષ્ટ્રીય વિદ્યામંદિરમાં આબાલવૃદ્ધને તે સંભળાવવાનું કામ કર્યા કરે તો એવા શ્રાવણવર્ગથી પ્રજાની ઉન્નતિ બહુ વેગથી આપણે કરી શકીએ. સમાજના કાન સુધી પહોંચવાનો પુરુષાર્થ જે કરશે તેને જ સમાજની સેવા કરવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થશે અને તે જ લોકમત પોતાની તરફ ખેંચી લેશે.

ચોપડીઓનો વધારો કરવાને બદલે ગામેગામ જઈને લોકોને જ્ઞાન આપનાર શિક્ષકોની, નવા યુગના નવા બ્રાહ્મણોની એક વિશાળ સેના તૈયાર કરવાથી રાષ્ટ્રીય

કેળવણી ભારતીય રૂપ ધારણ કરશે અને પ્રજાકીય કેળવણીનો ખર્ચ ઓછામાં ઓછો થશે. ગરીબ દેશની કેળવણીની પદ્ધતિ પણ અનેરી હોવી જોઈએ.

આજે આપણે જોઈએ છીએ કે રાષ્ટ્રે અદ્‌ભુત શ્રદ્ધાથી અહિંસાનો સ્વીકાર કર્યો છે, છતાં આપણે ભૂલવું ન જોઈએ કે અહિંસાનો સ્વીકાર સંપૂર્ણ હૃદયથી બહુ ઓછા લોકોએ કર્યો છે. અને બૌદ્ધિક સ્વીકાર કરવામાં કેળવાયેલાઓની કેળવણી જ વિઘ્નરૂપ થઈ પડી છે. કેળવણીના દોષ કેળવણીથી જ દૂર થઈ શકે. રાષ્ટ્રીય કેળવણીમાં અહિંસાની મીમાંસા અને વિનિયોગ (થિયરી ઍન્ડ પ્રૅક્ટિસ ઑફ અહિંસા) એક આવશ્યક વિષય થવો જોઈએ.

ભાષા વિશે હું કશું કહેવા નથી માગતો, કેમ કે એને વિશે આજ સુધીમાં ઘણું કહેવાઈ ચૂક્યું છે. હું તો માત્ર એટલું જ કહીશ કે આપની માતૃભાષા જ ભારતવર્ષની રાષ્ટ્રભાષા છે. આપને રાષ્ટ્રભાષાનું જુદું અધ્યયન નથી કરવું પડતું. છતાં આપની ભાષાએ રાષ્ટ્રીય પદ પ્રાપ્ત કર્યું છે એ કારણે આપની જવાબદારી વધે છે. હિંદીની રાષ્ટ્રસેવા શ્રીમદ્ અને ઊર્જિત બને એટલા માટે આપે હિન્દીની કંઈક વિશેષ સેવા કરવી જોઈએ. અમે જ્યારે આપની પાસે હિન્દી પંડિતની માગણી કરીએ છીએ ત્યારે આપ અમને હંમેશાં સંતોષ નથી આપી શકતા. આપની માતૃભાષા જ રાષ્ટ્રીય ભાષા હોવાને કારણે આપને સામંતભાષાઓનો, પ્રાંતીય ભાષાઓનો અભ્યાસ વધારે આગ્રહથી કરવો પડશે. જ્યાં સુધી કોઈ યુવક ભારતવર્ષની ચારપાંચ ભાષાઓ ન જાણે ત્યાં સુધી તેને શિક્ષિત જ ન ગણવો જોઈએ.

હવે હું આવું છું રાષ્ટ્રીય કેળવણીના સર્વોચ્ચ વિષય પર. પ્રજાના જીવનનો આધાર રાષ્ટ્રીય ઉદ્યોગ પર જ છે. ખેતી અને વણાટ એ સૌથી મોટા અને સૌથી વ્યાપક રાષ્ટ્રીય ધંધા છે. આપણા જીવનનો આધાર એના પર જ છે. એમાં ખેતીનો તો નાશ નથી થયો; નાશ થઈ રહ્યો છે ખેડૂતનો. અને એનું મુખ્ય કારણ રાજનૈતિક અને આર્થિક છે; વૈજ્ઞાનિક કારણ એટલું મહત્ત્વનું નથી. પણ ખાદીની વાત એવી નથી. ખાદી એક રાષ્ટ્રીય ઉદ્યોગ હતો. તેને છોડીને આપણે રાષ્ટ્રીય આત્મહત્યા કરી છે.

આમ જોઈએ તો હાથપગ હોવા છતાંયે આપણી કેળવણી કેવળ પુસ્તકપરાયણ, ઉદ્યોગવિહીન થઈ ગઈ છે. શું આપણે શબ્દો પર જ આપણો ગુજારો કરી શકીશું? શબ્દ તો વિચાર, અનુભવ અને કલ્પનાનાં પ્રતિબિંબ છે. બિંબને છોડીને પ્રતિબિંબની કેળવણીને જ આટલું મહત્ત્વ આપવું જરાયે સારું નથી. મનુષ્યની આજીવિકા, તેનો અનુભાવ, તેની કલ્પના અને સ્ફૂર્તિ બધું જ ક્રિયા દ્વારા ઉદ્‌ભૂત કે પરિપુષ્ટ થાય છે. એ ક્રિયાનું ઉત્તમ સ્વરૂપ સંસ્કૃતિપોષક ઉદ્યોગ જ છે. તેની કેળવણીને જ કેળવણીનું પ્રધાન અંગ માનવું જોઈએ. ઇન્દ્રિયશક્તિના વિકાસની દૃષ્ટિએ, બુદ્ધિની શુદ્ધિની દૃષ્ટિએ, અને ચારિત્ર્યના સંગઠનની દૃષ્ટિએ પણ ઔદ્યોગિક કેળવણી જ મહત્ત્વની છે. ઉદ્યોગશિક્ષણ દ્વારા બુદ્ધિનો વિશેષ વિકાસ થાય છે

એટલું જો આપણે સમજી શકીએ તો પંડિતોનો ઉદ્યોગ તરફ જે તુચ્છભાવ છે તે નહીં રહે. કેળવણીના પાયામાં જો આપણે ચિત્રકળાને મૂકીએ તો બાળકોની કેળવણી એકાંગી નહીં રહે. તેની સાથે સાથે જો આપણે ખાદીવિદ્યા શીખવીશું તો બાળકોને અપૂર્વ આનંદ તો મળશે જ, સાથે સાથે સ્વરાજની સેવા પણ થશે. લેખન, વાચન, ગણિત ત્રણે વિષય જેમ કેળવણીમાં આવશ્યક છે તે જ પ્રમાણે ખાદી પણ આવશ્યક થવી જોઈએ.

યુદ્ધની દૃષ્ટિએ ખાદીનું મહત્ત્વ તો છે જ. કરોડો અર્ધબેકારોને રોજી આપવાની તેની શક્તિ હવે સૌએ કબૂલ કરી છે. આપણે જો આ દેશને લાયક અહિંસામૂલક સામ્યવાદ પણ ચલાવવા માગીએ તો તે ખાદી દ્વારા જ થઈ શકે; ઉચ્ચ કલામય જીવન વ્યતીત કરવા માગીએ તો તે પણ ખાદી દ્વારા જ આપણે સિદ્ધ કરી શકીએ, એ સ્થિતિમાં ખાદીના શિક્ષણને કેંદ્રમાં રાખ્યે જ છૂટકો.

ઘણીખરી સંસ્થાઓનો આજ સુધીનો અનુભવ એ છે કે આ કામ સહેલું નથી. વાત સાચી છે. ખાદીવિદ્યા શીખવામાં તો કશી મુશ્કેલી નથી, મુશ્કેલી તો છે બેઠાડુ જીવનની ટેવ અને પુસ્તકિયા જીવનનો મોહ છોડવાની.

ઘણીખરી રાષ્ટ્રીય શાળાઓમાં ખાદીનો પ્રવેશ થઈ ચૂક્યો છે. બેલગામ મહાસભાની સાથે જે રાષ્ટ્રીય કેળવણી પરિષદ થઈ હતી તેમાં આ ઠરાવ પહેલો પાસ થયો હતો. તેને સાત વરસ થવા આવ્યાં. છતાં કોઈ પણ રાષ્ટ્રીય શાળાએ હજુ સુધી ખાદીવિદ્યામાં કંઈ કહેવા જેવી પ્રગતિ કરી હોય એવું જોવામાં નથી આવતું. એ ભારે દુ:ખની વાત છે. જો ખાદી પ્રત્યે આપણામાં હાર્દિક ભક્તિ હોય તો આપણે ઘણું કરી શકીએ. માત્ર ખાદીની ગણેશપૂજા કર્યા કરીએ તો સર્વોચ્ચ કોટિની પ્રજાસેવા આપણાથી નહીં થાય.

એવી પ્રજાસેવા એ જ રાષ્ટ્રીય કેળવણીનું ધ્યેય છે એમ કબૂલ કર્યા પછી ભવિષ્યને માટે કઈ વસ્તુઓ આવશ્યક છે એ આપણે જોવું જોઈએ:

૧. કેળવણીનો ઉદ્દેશ સ્વરાજ્યપરાયણ સેવક તૈયાર કરવાનો હોય.

૨. કેળવણીનો પાયો રાષ્ટ્રવ્યાપી બનાવવા માટે, તેમ જ ભારતવર્ષને સમર્થ રાષ્ટ્ર બનાવવા માટે ખેડૂત, કારીગર વગેરે ગામડામાં રહેનારા, હાથપગથી કામ કરનારા, અને રોજનો રોટલો રોજ કમાનારા લોકોની કેળવણી તરફ જ મોટા ભાગની રાષ્ટ્રીય શક્તિનો પ્રવાહ વહેવડાવવામાં આવે. (આ નીતિથી લોકોને શંકા આવશે કે આપણે ઉચ્ચ કેળવણીની ઉપેક્ષા કરી રહ્યા છીએ. પણ એવી શંકાથી ડરવું નકામું છે. માળી જેમ છોડના હિતને માટે જ નિર્દય થઈને છાંટણી કરે છે; તે જ રીતે ઇમારત ઊંચી બનાવવાના હેતુથી નવો અને વ્યાપક પાયો નાખવાની જરૂર છે. જો કુશળતાથી આ કામ કરવામાં આવે તો પરિણામ કલ્પનાતીત ફળ આપશે.)

૩. કેળવણીમાં રાષ્ટ્રોપયોગી ઉદ્યોગોની કેળવણીને પ્રાધાન્ય આપવામાં આવે, અને બચપણથી બાળકોને ચિત્રકળા અને હુન્નરઉદ્યોગ તરફ ખેંચવામાં આવે.

૪. જે જે ચીજની જરૂર હોય તે તૈયાર ખરીદવાનું આળસ છોડીને દરેક ચીજ હાથે બનાવવાનો ઉત્સાહ વધારવામાં આવે. આ રીતે રાષ્ટ્રીય સ્વભાવમાં અને રાષ્ટ્રીય પુરુષાર્થમાં નવું જ ચૈતન્ય આવી જશે.

૫. સ્વભાષાની અને રાષ્ટ્રભાષાની સેવામાં આજ સુધી જેટલો પ્રયત્ન થયો છે તેના કરતાં કંઈકગણો વધારે પ્રયત્ન કરવામાં આવે. ખાલી અંગ્રેજીનો વિરોધ કરવાથી આપણી પ્રગતિ નહીં થાય.

રાષ્ટ્રીય કેળવણી મારફતે રાષ્ટ્ર સામેની કઠણમાં કઠણ સમસ્યાઓનો ઉકેલ આણવાનો જો આપણો ઉદ્દેશ હોય — જરૂર હોવો જોઈએ — તો હિંદુમુસલમાન ઝઘડાનો વિચાર આપણે સૌથી પહેલો કરવો પડશે. મારો તો દૃઢ વિશ્વાસ છે કે રાજનૈતિક સમાધાનીથી વૈમનસ્યનું ભૂત દટાવાનું નથી; કેવળ સાચી કેળવણીથી બે મહાન કોમોના હૃદયમાં વિશ્વાસ અને પરસ્પર અનુકૂળતા પેદા કરી શકાય.

હિંદુમુસલમાન વૈમનસ્યનો સવાલ આટલો ઉગ્ર હોવા છતાં મને એથી એટલી ચિંતા નથી થતી જેટલી અસ્પૃશ્યતાથી થાય છે. હિંદુમુસલમાન તો બંને સ્વતંત્ર અને સરખા દરજજાના છે. સામાન્ય રીતે કોઈ કોઈથી દબાયેલા નથી, બંને એકબીજાના જીવનમાં ઓતપ્રોત થવાની ઉદારતા બતાવે, અને પોતપોતાના જીવનમાં કેટલુંક આવશ્યક પરિવર્તન કરી શકે તો એ ઝઘડાનો અંત આવી જશે. પણ અસ્પૃશ્યતામાં તો મનુષ્યજાતિના એક મહાન અંશને આપણે આજ સુધી દબાવી રાખ્યો હતો. ભારતવર્ષને સદ્ભાગ્યે અસ્પૃશ્યતાનિવારણનું કામ હવે મુશ્કેલ રહ્યું નથી. છતાં એ ક્ષેત્રમાં કરવાનું ઘણુંખરું બાકી જ છે. ગુજરાતમાં અમે દરેક રાષ્ટ્રીય સંસ્થામાં અંત્યજો માટે શિષ્યવૃત્તિ રાખેલી છે. તેમની સાથે આપણો વ્યવહાર બીજી જાતિઓ કરતાં જરા પણ જુદો ન રહેવો જોઈએ. ભવિષ્યની મુશ્કેલીઓને પ્રથમથી કલ્પીને તેને દૂર કરવી એ તો રાષ્ટ્રીય શિક્ષકોનું ખાસ કામ છે.

હવે તો કેવળ અંત્યજોનો જ સવાલ નથી રહ્યો. હવે ગામડામાં રહેનારી શિક્ષણથી વંચિત રહેલી બધી કોમોની સેવા કરવી જોઈશે.

એવી કોમોને ભણાવવામાં એક વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ કે સૈકાઓ થયાં શિક્ષણથી વંચિત રહેલી જાતિઓ અક્ષરજ્ઞાનને સહેલાઈથી ગ્રહણ નથી કરી શકતી. અક્ષરજ્ઞાનથી તેમના ભણતરની શરૂઆત કરવાથી તેઓ આત્મ-વિશ્વાસ ખોઈ બેસે છે, અને આગળ વધવાની હિંમત જ નથી કરતી. તેમનામાં સૃષ્ટિનિરીક્ષણની શક્તિ ઘણી ખીલેલી હોય છે. તેને જ આધારે જો આપણે હાથપગની કેળવણીથી શરૂઆત કરીશું, તો આજકાલની કેળવણીમાં પંગુપણાનો જે મુખ્ય દોષ છે તે નીકળી જશે, અને દલિત જાતિઓ આત્મવિશ્વાસ પ્રાપ્ત કરી પ્રસન્નતાથી રાષ્ટ્રસેવામાં પોતાનું સ્થાન લેશે.

અંત્યજો અને શિક્ષણવંચિત કોમોની કેળવણી તરફ ધ્યાન દેવાની જેટલી જરૂર છે તેટલી જ જરૂર સ્ત્રીકેળવણી તરફ ધ્યાન દેવાની પણ છે. સ્વાતંત્ર્યમાં પોતાનો

ફાળો આપીને સ્ત્રીજાતિએ પોતાનો ઉદ્ધાર સાધી લીધો જ છે. હવે તેમની ઉન્નતિનો સવાલ ચિંતાજનક નથી રહ્યો. તોપણ તેમની કેળવણી તરફ આપણે વધુ ઉપેક્ષા કર્યે ચાલે એમ નથી. સ્ત્રીકેળવણીને માટે આપણે જુદી ગોઠવણ કરી શકીએ તો સારું જ છે. પણ રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓમાં બાળક અને બાળાઓ ભેગાં ભણે એમાં મને કશી હાનિ નથી દેખાતી. હિંમતભેર આપણે એ પ્રયોગ કરવો જ જોઈએ. સ્વરાજ એટલે જ હિંમત. હું જાણું છું કે સ્ત્રીસ્વાતંત્ર્યની બાબતમાં દક્ષિણ ભારત કરતાં ઉત્તર ભારત કંઈક પછાત છે, મંદગતિ છે. પણ એ સુસ્તી ઝાઝા દિવસ નહીં નભી શકે. સ્ત્રીકેળવણીની બાબતમાં શંકાશીલ રહેવું એ ભારતીય સંસ્કૃતિનું અપમાન છે.

આપણે કદી પણ ભૂલવું ન જોઈએ કે સ્વરાજનો અર્થ જ ક્રાન્તિ છે. રાજ્યવ્યવસ્થામાં તો આપણે ક્રાન્તિ કરવાના છીએ જ, પણ સામાજિક ક્રાન્તિ પણ કંઈ એનાથી ઓછી નહીં થાય. આપણી ક્રાન્તિથી કોઈને ડરવાની જરૂર નથી, કેમ કે આપણી ક્રાન્તિ અહિંસામૂલક, પ્રેમમૂલક અને આપભોગમૂલક હશે. આપણે અન્યાયનો પ્રતિકાર અસહકારથી અને જબરદસ્તીનો પ્રતિકાર અહિંસાથી કરીશું. સરકારની પાશવી શક્તિને કઈ રીતે નિર્વીર્ય બનાવવી એ તો આપણે કંઈક કંઈક શીખી ગયા છીએ. સામાજિક અન્યાયનો પ્રતિકાર પણ આપણે જરૂર પડશે એ જ રસ્તે કરી શકીશું.

વિચાર કરીને જોઈએ તો અહિંસા એ શિક્ષણપદ્ધતિનો મુખ્ય સિદ્ધાંત છે. અહિંસાનો અર્થ જ હૃદયપરિવર્તન છે. કેળવણી દ્વારા આપણે હંમેશાં એ જ કરીએ છીએ. બોધ અને ધીરજ, સેવા અને સ્વાર્પણ એ જ કેળવણીનું ચતુર્વિધ સાધન છે. એમાં જ અહિંસાનું બધું તત્ત્વ આવી જાય છે.

અહિંસાનો સ્વભાવ જ એવો છે કે એમાંથી ઉદ્‌ભવતા સત્યાગ્રહનું પરિણામ સમન્વયનું રૂપ પકડે છે. અને દુનિયામાં ખરું સામર્થ્ય, સમન્વયનું જ છે. અહિંસાથી સમન્વય, સમન્વયથી શાન્તિ અને સામર્થ્ય, સામર્થ્યથી સેવા, અને સેવાથી મુક્તિ, એ જ માનવી ઉન્નતિનો ક્રમ છે.

તેથી એટલું સ્પષ્ટ છે કે અહિંસક યુદ્ધથી કોઈ કાળે સંસ્કૃતિનો નાશ નથી થતો; ઊલટું અહિંસાથી સંસ્કૃતિ ઉજ્જ્વળ થાય છે, તેથી જ મેં અહિંસામૂલક સત્યાગ્રહને કેળવણીનું એક ઉગ્ર રૂપ માન્યું છે.

આપણે બધા રાષ્ટ્રીય અધ્યાપકો છીએ. કેવળ 'પૉલિસી'ની દૃષ્ટિએ વિચાર કરવાનો આપણો ધર્મ નથી. પ્રાગૈતિહાસિક કાળથી માંડી આજ સુધીનું મનુષ્ય-જીવન જોઈને આપણને એ જ પ્રતીતિ થાય છે કે મનુષ્યસમાજનો વિકાસ અહિંસા તરફ જ થઈ રહ્યો છે. આજ સુધીનો ઇતિહાસ વાંચીને બે જ વૃત્તિઓ ઊપજી શકે છે. એક તો નિરાશાની અને નાસ્તિકતાની અને બીજી અહિંસાની અને પ્રગતિની.

સંગઠનનો અર્થ પણ અહિંસા જ છે. જે લોકો સંગઠિત થવા માગે છે તેઓ માંહોમાંહે પ્રેમભાવ રાખે છે, અહિંસા રાખે છે; એકબીજાથી થતા કષ્ટને મીઠું જ માને છે. વ્યાપક અહિંસા એટલે વિશ્વસંગઠન. ધર્મદૃષ્ટિએ જોઈએ તોપણ અહિંસા એક સર્વોચ્ચ સાધના છે. જે અમૃતત્વની શોધ આપણે લાખો વરસથી કરી રહ્યા છીએ તે અહિંસા જ છે. એ જ સાર્વભૌમ તત્ત્વથી પ્રેરાઈને આપણે આત્મોન્નતિ અને સમાજસેવાનો વિચાર કરીશું. જે તત્ત્વ શિક્ષણશાસ્ત્રનો પરમ સિદ્ધાંત છે તે જ જીવનશાસ્ત્રનું પણ પરમ તત્ત્વ છે.

સ્નાતકગણ, તમને આશીર્વાદની સાથે હું ધન્યવાદ પણ આપું છું. ભારતવર્ષના ઇતિહાસમાં જે અસાધારણ અને અલૌકિક કાળ ગણાશે એવા કાળમાં તમે તમારા જીવનનું મંગળાચરણ કર્યું છે. તેજસ્વી રાષ્ટ્રભાષામાં તમે કેળવણી લીધી છે. વિદ્વાન અને દેશહિતૈષી અધ્યાપકોએ પોતાની સુસંસ્કૃત વાણીથી તમને કેળવણી આપી છે. પરંતુ એથી પણ અધિક તો તમારા આચાર્ય અને અધ્યાપકોએ તમારી વિદ્યા તેજસ્વી કેમ થઈ શકે એનો નમૂનો પોતાના ઉજ્જવળ જીવનથી તમને બતાવ્યો છે. વૈભવશાળી હિંદુસ્તાનના બધા અધિકાર અને લાભ અનુભવવાના વખત સુધી કદાચ અમે આ સંસારમાં ન રહીએ. સ્વરાજ્ય મળતાંવેંત રામરાજ્ય થોડું જ સ્થપાવાનું છે? એને માટે તો આજના કરતાં દસગણી તપસ્યા કરવી પડશે. રામરાજ્યનું દર્શન કરવાનું સદ્ભાગ્યે તો કદાચ તમારે માટે જ નિર્મેલું હશે. પણ એ રામરાજ્ય પર જેમણે શ્રદ્ધા રાખી, અને કેવળ એ શ્રદ્ધાને જોરે જીવનપર્યન્ત એકનિષ્ઠાથી પરિશ્રમ ઉઠાવ્યો એવા અધ્યાપકોના સહવાસમાં તમે ધર્મનીતિ અને રાજનીતિ, રણનીતિ અને અર્થનીતિ ભણ્યા છો એ કદી ભૂલશો નહીં. સ્વરાજતપસ્વી લોકમાન્યે એક વાર કહ્યું હતું કે 'સ્વરાજ મળશે ત્યારે જ આપણું ખરું દુઃખ શરૂ થશે.' આજે દુઃખ છે કયાં? અંગ્રેજોની કૃપાથી આજે બેશરમીનો આરામ આપણને પૂરતો મળી શકે છે. સ્વરાજની સાથે જે જવાબદારી આવશે તેથી બધી જાતનું દુઃખ આપણે સહેવું પડશે. એ જ દુઃખના આપણે ભૂખ્યા છીએ. એવું દુઃખ સહેવામાં જ આપણો પુરુષાર્થ કૃતાર્થ થશે. આજ સુધી જો ભારતવર્ષનો માણસ ક્ષુદ્ર જીવન વ્યતીત કરતો તોપણ તેની હાંસી કરનાર કે તેના પર અનુકંપા કરનાર કોઈ ન હતું. હવે ભારતવર્ષને દુનિયાભરમાં પ્રતિષ્ઠા મળી ચૂકી છે. હવે તમારી તરફ આખી દુનિયાની આંખો ઠરી ગઈ છે. તમારો આચારવ્યવહાર કેટલો ઉન્નત છે, તમારી જ્ઞાનસાધના કેટલી ઊંડી છે, ગરીબોની સેવા કરવાનું વ્રત કેટલા દૃઢ સંકલ્પથી તમે લીધું છે, તમારા સામાજિક જીવનમાં વિશ્વબંધુત્વ તમે કેટલું સાધ્યું છે, એ જ સૌ લોકો જોતા રહેશે. તમે જો ઇચ્છો તો મનુ ભગવાનનું વચન તમે પોતાના જ જીવનમાં સિદ્ધ કરી શકશો. 'પૃથ્વીના સર્વ માનવગણ આજ દેશના શિક્ષિતો અને સ્નાતકો પાસેથી પોતપોતાના ચરિત્રનો આદર્શ ગ્રહણ કરશે.' જો તમારે મહત્ત્વાકાંક્ષા રાખવી હોય તો આ જ મહત્ત્વાકાંક્ષા તમારે યોગ્ય છે. આર્યત્વને ઉદ્દીપિત કરનારી આ જ મહત્ત્વાકાંક્ષા છે. એને માટે

તપસ્યા, પરિશ્રમ અને ત્યાગ પણ અસાધારણ જોઈએ. ભારતવર્ષે સૈકાઓથી જનતાદ્રોહ કર્યો છે, આપણા રાજાઓએ જાણીને તેમ જ અજાણ્યે પ્રજાદ્રોહ કર્યો છે. આપણા બ્રાહ્મણોએ જ્ઞાનવિસ્તાર ન કરીને ધર્મદ્રોહ કર્યો છે. આપણા વૈશ્યોએ પોતે જ્ઞાનનો દ્રોહ કર્યો, બીજાને જ્ઞાન આપવામાં બહુ કંજૂસાઈ કરી, અને કારીગરીને સુકાઈ જવા દીધી. સમાજસંગઠનને માટે લોકનાયકોએ ઈતિહાસપુનિત આંખોએ જોવા જાગ્રત રહેવું જોઈતું હતું તેવા તેઓ ન રહ્યા, તેથી ભારતવર્ષના જેવી ધર્મશીલ અને સહનશીલ પ્રજા પણ તેજસ્વી ન બની શકી. હવે તમારે ગરીબોની વચ્ચે જઈને રહેવાની, તેમની સેવા કરવાની, આ દારિદ્ર્યભૂમિને ફરી આર્યભૂમિ બનાવવાની દીક્ષા લેવી પડશે. તમે પ્રતિષ્ઠાનો ખ્યાલ છોડી દો, જેથી ભારતમાતા પ્રતિષ્ઠિત થાય. તમે ગરીબાઈનું વ્રત લો, જેથી આ ભારતભૂમિનું દારિદ્ર્ય દૂર થાય. તમે કેવળ અનન્ય સેવક બની જાઓ, જેથી જન્મભૂમિને અનન્ય વૈભવ પ્રાપ્ત થાય. એ જ તમારી દીક્ષા છે, એ જ તમારું જીવન છે, એ જ તમારી વિદ્યાની ફલશ્રુતિ છે, સ્વતંત્ર, સમૃદ્ધ અને સમર્થ ભારતવર્ષ જ દુનિયાની સેવા કરી શકશે અને રામરાજ્યનું દર્શન દુનિયાને કરાવી શકશે.

દુનિયાભરમાં અનેક પ્રકારના આદર્શો પ્રચલિત થઈ રહ્યા છે. દરેક આદર્શ તમને પોતાની તરફ ખેંચશે અને પોતાની મહત્તા સમજાવશે. આદર્શની પસંદગી માટે તમારી પાસે એક અચૂક કસોટી છે — આર્યત્વની. આર્યત્વને જે કંઈ અનુકૂળ હોય તે જ તમારો આદર્શ હોઈ શકે. આર્ય ઋષિએ એક વચનમાં જીવનનું ચરમ સૂત્ર કહી દીધું છે:

महामना: स्यात्, तत् व्रतम्।

## અધ્યાપકનાં વ્રતો*

આજ સુધી રાષ્ટ્રીય કેળવણીનો આપણા દેશમાં જે વિકાસ થયો છે તે વૃક્ષન્યાય મુજબ નહીં પણ ઔષધિન્યાયથી થયો છે. ઔષધિ દર વરસે નવી નવી ઊગે છે, પોતાના પાકની સમૃદ્ધિ અર્પણ કરે છે અને ઉનાળો આવ્યે બીજરૂપે ધરતીમાતાના પેટમાં ગુપ્તપણે અથવા સુપ્તપણે સંતાઈ રહે છે. રાષ્ટ્રીય કેળવણીનું પણ તેમ જ થાય છે. રાષ્ટ્રની સ્થિતિ જેમ બદલાય તેમ તે જાગ્રત થાય છે, થોડોક વખત ચમકે છે, ઉત્સાહનો જુવાળ ઊતરતાં મંદ થાય છે અને છેવટે જેમતેમ કરીને અપ્રતિષ્ઠિત દશામાં જીવતી રહે છે. પ્રસંગ આવ્યે તેને ફરી પાછું જોમ આવે છે.

* ટિળક મહારાષ્ટ્ર વિદ્યાપીઠ, પૂનાના તેરમા પદવીદાન સમારંભ વખતે આપેલ વ્યાખ્યાન, તા. ૨૬–૯–૩૪.

આવી રીતે આ કેળવણી અમુક રીતે પોતાથી બનતી સેવા કરતી આવી છે અને એનાં મધુર ફળો સમાજે ચાખ્યાં પણ છે. એક વાત સાચી છે કે વન્ય ફળો ગમે તેટલાં મધુર તથા આરોગ્યની દૃષ્ટિએ પૌષ્ટિક હોય તોપણ બજારમાં તેને કિંમત નથી હોતી. સ્વાદરસિક અને આહારશાસ્ત્રીઓ જ તેની કદર કરી શકે છે. તે જ પ્રમાણે રાષ્ટ્રના ઉદ્ધાર માટે જેઓ તલસી રહ્યા છે અને જેઓ રાષ્ટ્રીય શક્તિની ઉપાસના કરતા હોય છે એવા રાષ્ટ્રપુરુષો જ રાષ્ટ્રીય કેળવણીનું મહત્ત્વ ઓળખે છે અને તેની કદર કરે છે.

પડેલા રાષ્ટ્રને ફરી ઉઠાડી શક્તિ મેળવી આપવાની તાકાત જો કશામાં હોય તો તે રાષ્ટ્રપુરુષોએ યોજેલા શિક્ષણક્રમમાં જ છે એ વાત સમાજને સહેજે સમજાવી જોઈએ. પણ લોકો ગતાનુગતિક હોય છે, રાષ્ટ્રહિતરૂપ પરમાર્થ તેમની નજર આગળ પ્રત્યક્ષ નથી હોતો અને તેથી જ સત્યની હિતકારક અને કલ્યાણની વસ્તુ વિશે લોકો ઉદાસીન હોય છે.

શિક્ષણ એ જીવનવ્યાપી શાસ્ત્ર હોવાથી તેની ચારે બાજુની સરહદો રાજકીય, સામાજિક, આર્થિક અને ધાર્મિક એવા ચાર મોટા મોટા ખંડો સુધી પહોંચી જાય છે. આ ચારે ક્ષેત્રની અસર શિક્ષણ ઉપર પડયા સિવાય રહેતી નથી. એટલું જ નહીં પણ આ ચારેમાંથી એકેની પણ જો શિક્ષણ ઉપેક્ષા કરે તો તેટલે દરજ્જે તે પાંગળું જ થાય છે. દરેક યુગ આ ચારમાંથી એકથી વિશેષે કરીને રંગાયેલો હોય છે. એક વખતે જીવનના કેન્દ્રસ્થાને ધર્મ પ્રતિષ્ઠિત થયેલો હતો અને બીજી બાજુઓ ગૌણ લેખાતી. બીજો એક સમય એવો હતો કે જ્યારે ધર્મના ઓઠા નીચે સામાજિક બાબતો પ્રધાનપદ ભોગવતી હતી. ગયાં પચાસ વરસ દરમિયાન રાષ્ટ્રીય જીવન રાજકારણપ્રધાન થયું હતું. હજી પણ તે જ સ્થિતિ ચાલે છે. હવે પછી રાષ્ટ્રીય જીવનમાં ધર્મ, સમાજ તથા રાજકારણને ઓછું માન મળતું થાય તોપણ આર્થિક અને ઔદ્યોગિક બાબતોને તે પ્રાણરૂપ સમજશે એમ દેખાવા લાગ્યું છે. ઉદ્યોગ સિવાય સમાજ જીવી જ ન શકે. આ વાત ઓળખીને બધી પ્રવૃત્તિઓના આરંભમાં તે હોવો જ જોઈએ એમ બધા કેળવણીકારો માનવા લાગ્યા છે અને સાથે સાથે ધર્મ અને આર્થિક જીવનનો સમન્વય કરવા તરફ વધારે વલણ દેખાઈ આવે છે. રાજકારણની શકિત પણ છેવટે ઉદ્યોગધંધા ઉપર જ અવલંબેલી હોય છે એ વાત હવે દરેકને ગળે ઊતરી ગઈ છે. જીવનકલહ જેમ જેમ વધારે વિકટ થતો ગયો ને આજીવિકાના સાધનમાં ફેરફાર થતા ગયા તેમ તેમ સામાજિક જીવન પણ બદલાવા લાગ્યું. એટલે અર્થશાસ્ત્ર એ જ આપણી જીવનસ્મૃતિ છે એમ જો કોઈ કહે તો હવે વાંધો ઉઠાવાય નહીં અને તેથી જ જીવનશાસ્ત્રની દૃષ્ટિએ તેનું પરીક્ષણ કરવાના દિવસ આવેલ છે.

શિક્ષણનાં પડ ચાર : સ્વદેશી અને પરદેશી સાહિત્યો, ભૌતિક શાસ્ત્રો, ઉદ્યોગપ્રધાન અને લાલિત્યપ્રધાન વિવિધ કલાઓ અને જૂની ઢબના તથા આધુનિક ઢબના ધંધાઓનું જ્ઞાન. આ ચાર વસ્તુઓ કેળવણીમાં મહત્ત્વ પામી છે. ખરા શિક્ષણનાં આ જ

તપસ્યા, પરિશ્રમ અને ત્યાગ પણ અસાધારણ જોઈએ. ભારતવર્ષે સૈકાઓથી જનતાદ્રોહ કર્યો છે, આપણા રાજાઓએ જાણીને તેમ જ અજાણ્યે પ્રજાદ્રોહ કર્યો છે. આપણા બ્રાહ્મણોએ જ્ઞાનવિસ્તાર ન કરીને ધર્મદ્રોહ કર્યો છે. આપણા વૈશ્યોએ પોતે જ્ઞાનનો દ્રોહ કર્યો, બીજાને જ્ઞાન આપવામાં બહુ કંજૂસાઈ કરી, અને કારીગરીને સુકાઈ જવા દીધી. સમાજસંગઠનને માટે લોકનાયકોએ ઈતિહાસપુનિત આંખોએ જોવા જાગ્રત રહેવું જોઈતું હતું તેવા તેઓ ન રહ્યા, તેથી ભારતવર્ષના જેવી ધર્મશીલ અને સહનશીલ પ્રજા પણ તેજસ્વી ન બની શકી. હવે તમારે ગરીબોની વચ્ચે જઈને રહેવાની, તેમની સેવા કરવાની, આ દારિદ્રયભૂમિને ફરી આર્યભૂમિ બનાવવાની દીક્ષા લેવી પડશે. તમે પ્રતિષ્ઠાનો ખ્યાલ છોડી દો, જેથી ભારતમાતા પ્રતિષ્ઠિત થાય. તમે ગરીબાઈનું વ્રત લો, જેથી આ ભારતભૂમિનું દારિદ્રય દૂર થાય. તમે કેવળ અનન્ય સેવક બની જાઓ, જેથી જન્મભૂમિને અનન્ય વૈભવ પ્રાપ્ત થાય. એ જ તમારી દીક્ષા છે, એ જ તમારું જીવન છે, એ જ તમારી વિદ્યાની ફલશ્રુતિ છે, સ્વતંત્ર, સમૃદ્ધ અને સમર્થ ભારતવર્ષ જ દુનિયાની સેવા કરી શકશે અને રામરાજ્યનું દર્શન દુનિયાને કરાવી શકશે.

દુનિયાભરમાં અનેક પ્રકારના આદર્શો પ્રચલિત થઈ રહ્યા છે. દરેક આદર્શ તમને પોતાની તરફ ખેંચશે અને પોતાની મહત્તા સમજાવશે. આદર્શની પસંદગી માટે તમારી પાસે એક અચૂક કસોટી છે – આર્યત્વની. આર્યત્વને જે કંઈ અનુકૂળ હોય તે જ તમારો આદર્શ હોઈ શકે. આર્ય ઋષિએ એક વચનમાં જીવનનું ચરમ સૂત્ર કહી દીધું છે:

महामना: स्यात्, तत् व्रतम् ।

## અધ્યાપકનાં વ્રતો*

આજ સુધી રાષ્ટ્રીય કેળવણીનો આપણા દેશમાં જે વિકાસ થયો છે તે વૃક્ષન્યાય મુજબ નહીં પણ ઔષધિન્યાયથી થયો છે. ઔષધિ દર વરસે નવી નવી ઊગે છે, પોતાના પાકની સમૃદ્ધિ અર્પણ કરે છે અને ઉનાળો આવ્યે બીજરૂપે ધરતીમાતાના પેટમાં ગુપ્તપણે અથવા સુપ્તપણે સંતાઈ રહે છે. રાષ્ટ્રીય કેળવણીનું પણ તેમ જ થાય છે. રાષ્ટ્રની સ્થિતિ જેમ બદલાય તેમ તે જાગ્રત થાય છે, થોડોક વખત ચમકે છે, ઉત્સાહનો જુવાળ ઊતરતાં મંદ થાય છે અને છેવટે જેમતેમ કરીને અપ્રતિષ્ઠિત દશામાં જીવતી રહે છે. પ્રસંગ આવ્યે તેને ફરી પાછું જોમ આવે છે.

* ટિળક મહારાષ્ટ્ર વિદ્યાપીઠ, પૂનાના તેરમા પદવીદાન સમારંભ વખતે આપેલું વ્યાખ્યાન, તા. ૨૬–૯–૩૪.

આવી રીતે આ કેળવણી અમુક રીતે પોતાથી બનતી સેવા કરતી આવી છે અને એનાં મધુર ફળો સમાજે ચાખ્યાં પણ છે. એક વાત સાચી છે કે વન્ય ફળો ગમે તેટલાં મધુર તથા આરોગ્યની દૃષ્ટિએ પૌષ્ટિક હોય તોપણ બજારમાં તેને કિંમત નથી હોતી. સ્વાદરસિક અને આહારશાસ્ત્રીઓ જ તેની કદર કરી શકે છે. તે જ પ્રમાણે રાષ્ટ્રના ઉદ્ધાર માટે જેઓ તલસી રહ્યા છે અને જેઓ રાષ્ટ્રીય શક્તિની ઉપાસના કરતા હોય છે એવા રાષ્ટ્રપુરુષો જ રાષ્ટ્રીય કેળવણીનું મહત્ત્વ ઓળખે છે અને તેની કદર કરે છે.

પડેલા રાષ્ટ્રને ફરી ઉઠાડી શક્તિ મેળવી આપવાની તાકાત જો કશામાં હોય તો તે રાષ્ટ્રપુરુષોએ યોજેલા શિક્ષણક્રમમાં જ છે એ વાત સમાજને સહેજે સમજાવી જોઈએ. પણ લોકો ગતાનુગતિક હોય છે, રાષ્ટ્રહિતરૂપ પરમાર્થ તેમની નજર આગળ પ્રત્યક્ષ નથી હોતો અને તેથી જ સત્યની હિતકારક અને કલ્યાણની વસ્તુ વિશે લોકો ઉદાસીન હોય છે.

શિક્ષણ એ જીવનવ્યાપી શાસ્ત્ર હોવાથી તેની ચારે બાજુની સરહદો રાજકીય, સામાજિક, આર્થિક અને ધાર્મિક એવા ચાર મોટા મોટા ખંડો સુધી પહોંચી જાય છે. આ ચારે ક્ષેત્રની અસર શિક્ષણ ઉપર પડ્યા સિવાય રહેતી નથી. એટલું જ નહીં પણ આ ચારેમાંથી એકેની પણ જો શિક્ષણ ઉપેક્ષા કરે તો તેટલે દરજ્જે તે પાંગળું જ થાય છે. દરેક યુગ આ ચારમાંથી એકથી વિશેષે કરીને રંગાયેલો હોય છે. એક વખતે જીવનના કેન્દ્રસ્થાને ધર્મ પ્રતિષ્ઠિત થયેલો હતો અને બીજી બાજુઓ ગૌણ લેખાતી. બીજો એક સમય એવો હતો કે જ્યારે ધર્મના ઓઠા નીચે સામાજિક બાબતો પ્રધાનપદ ભોગવતી હતી. ગયાં પચાસ વરસ દરમિયાન રાષ્ટ્રીય જીવન રાજકારણપ્રધાન થયું હતું. હજી પણ તે જ સ્થિતિ ચાલે છે. હવે પછી રાષ્ટ્રીય જીવનમાં ધર્મ, સમાજ તથા રાજકારણને ઓછું માન મળતું થાય તોપણ આર્થિક અને ઔદ્યોગિક બાબતોને તે પ્રાણરૂપ સમજશે એમ દેખાવા લાગ્યું છે. ઉદ્યોગ સિવાય સમાજ જીવી જ ન શકે. આ વાત ઓળખીને બધી પ્રવૃત્તિઓના આરંભમાં તે હોવો જ જોઈએ એમ બધા કેળવણીકારો માનવા લાગ્યા છે અને સાથે સાથે ધર્મ અને આર્થિક જીવનનો સમન્વય કરવા તરફ વધારે વલણ દેખાઈ આવે છે. રાજકારણની શકિત પણ છેવટે ઉદ્યોગધંધા ઉપર જ અવલંબેલી હોય છે. એ વાત હવે દરેકને ગળે ઊતરી ગઈ છે. જીવનકલહ જેમ જેમ વધારે વિકટ થતો ગયો ને આજીવિકાના સાધનમાં ફેરફાર થતા ગયા તેમ તેમ સામાજિક જીવન પણ બદલાવા લાગ્યું. એટલે અર્થશાસ્ત્ર એ જ આપણી જીવનસ્મૃતિ છે એમ જો કોઈ કહે તો હવે વાંધો ઉઠાવાય નહીં અને તેથી જ જીવનશાસ્ત્રની દૃષ્ટિએ તેનું પરીક્ષણ કરવાના દિવસ આવેલ છે.

શિક્ષણનાં પડ ચાર : સ્વદેશી અને પરદેશી સાહિત્યો, ભૌતિક શાસ્ત્રો, ઉદ્યોગપ્રધાન અને લાલિત્યપ્રધાન વિવિધ કલાઓ અને જૂની ઢબના તથા આધુનિક ઢબના ધંધાઓનું જ્ઞાન. આ ચાર વસ્તુઓ કેળવણીમાં મહત્ત્વ પામી છે. ખરા શિક્ષણનાં આ જ

ચાર પડ છે, આમાં પણ સાહિત્યની સૌથી વધારે પ્રતિષ્ઠા હતી. ઉદ્યોગપ્રધાન શિક્ષણ આજ સુધી સંસ્થા દ્વારા અપાતું જ નહીં, ઉદ્યોગધંધાને વરેલા લોકોએ પોતાની શિક્ષણની ભૂખ પોતાના કામમાંથી જ આજ સુધી તૃપ્ત કરી લીધી છે. નવું ઔદ્યોગિક શિક્ષણ હજી આપણે શરૂ કરવાનું છે. ભૌતિકશાસ્ત્રનું શિક્ષણ જોકે અમુક પ્રમાણમાં વધ્યું છે છતાં શિક્ષણક્ષેત્રમાં એની અવગણના જ થાય છે એમ કહી શકાય. અને કલાની આટલી ચર્ચા થવા છતાં અને તેની પ્રતિષ્ઠા વધી હોવા છતાં કહેવું પડે છે કે સાચી કલાને શિક્ષણસંસ્થાઓએ ઓળખી જ નથી. કળા પોતે એક સ્વતંત્ર દર્શન છે એ વસ્તુ આપણે કેળવણીકારો ઓળખીશું ત્યારે ખરા.

શરૂઆતના દિવસોમાં આપણે કેળવણીનો ઉદ્દેશ શો અને કેળવણીમાં કયા વિષયો આવે એની જ ચર્ચા કરતાં. ત્યાર પછી કેળવણીની વ્યવસ્થા કોના હાથમાં હોય, વિદ્યાર્થીઓમાં વાતાવરણ કેવું હોય એની ચર્ચામાં ઘણો વખત ગયો. આજ-કાલ કેળવણીની પદ્ધતિ કેવી હોય એની ચર્ચા બધે થાય છે. હવે પછી કેળવણીનું અધ્યાત્મ શું, કેળવણીનાં સાધન કયાં, કેળવણીમાં કયાં કયાં ક્ષેત્રોનો સમાવેશ થાય છે, અને કેળવણીનું આધિરાજ્ય કયાં સુધી ગણવું, એની ચર્ચા થવી જોઈએ.

જે માણસને અધ્યાપનનો રસ લાગે, જે અધ્યાપનને સ્વધર્મ માને તેણે ચાર વ્રતોની દીક્ષા લેવી જોઈએ. વિદ્યાર્થીઓને કેળવવામાં ચાર જ શક્તિનો ઉપયોગ હું કરીશ, એ બહાર નહિ જાઉં, એવો સંકલ્પ તેણે કરવો જોઈએ. "હું વિદ્યાર્થીઓને બોધ દઈશ; ફરી ફરીને સમજાવીશ; એમની દૃષ્ટિ ઊઘડે, આવડત વધે, અને એમને આદર્શનું દર્શન થાય એને માટે હું કહેતો રહીશ. મારી બધી શક્તિ વાપરીને સમજાવતો રહીશ." એ પહેલી પ્રતિજ્ઞા હોવી જોઈએ.

બીજું વ્રત ધીરજનું. આપણે કહ્યું કે તરત બાળકનો વિકાસ થઈ જ જાય એવું નથી બનતું. કેરી કે કેળાંને જેમ પાકતાં વાર લાગે છે તેમ બાળકનું છે. એટલે ઘણી વાર શિક્ષકે ધીરજ રાખીને રાહ જોવી જ પડે છે. કોઈ પ્રેક્ષકે એક શિક્ષિકાને પૂછ્યું, 'તમે આ બાળકને એક જ વાત વીસ વાર કેમ કહો છો?' શિક્ષિકાએ શાંતપણે જવાબ આપ્યો, 'ઓગણીસ વાર કહેલું નકામું ન જાય એટલા માટે.' ભક્તને જેમ ઈશ્વરની દયા વિશે અને પોતાના મોક્ષ વિશે કદી નિરાશા થતી નથી, તેમ જ શિક્ષકને વિદ્યાર્થીની ગ્રહણશક્તિ વિશે અને વિદ્યાની ઉપયોગિતા વિશે નિરાશા ન થવી જોઈએ. 'વિદ્યાર્થી ગમે એટલો ઠોઠ હોય કે તોફાની હોય, એનાથી હું હારવાનો નથી, એને વિશેનો વિશ્વાસ અને એની ઉન્નતિની આશા હું કદી છોડવાનો નથી,' એ જાતની શ્રદ્ધા અને એવી ધીરજ શિક્ષકમાં હોવી જોઈએ.

શિક્ષકનું ત્રીજું વ્રત સેવાનું. જે વસ્તુ શબ્દથી સમજાવી શકાતી નથી, જે મનનું પરિણામ ખાલી ઉપદેશથી આવી શકતું નથી તે સેવાની માત્રાથી જ સિદ્ધ થઈ શકે છે એમ શિક્ષકે સમજવું જોઈએ. સેવા એ અદ્ભુત શક્તિ છે, [illegible] છે; એ શુદ્ધ પ્રેમનું પ્રતીક છે; એની સામે વિઘ્નોના મોટા પહાડ પણ ઓગળી જાય છે; એવો વિશ્વાસ શિક્ષકના મનમાં હોવો જોઈએ. આજનું શિક્ષણ કેટલું જ

છીછરું થઈ ગયું છે એનું કારણ જ એ છે કે શિક્ષકોમાં એ સેવાવૃત્તિ નથી. બોધશક્તિની ઊણપ હોય છે તે ભય અને લાલચ એ બે વૃત્તિથી પૂરવાનો પ્રયત્ન ચાલે છે. ઈનામ અને દંડ, સજા અને વાહવાહ એ કંઈ ઊંચી વસ્તુઓ નથી. કેળવણીથી ભય અને લોભનો નાશ કરવાનો હોય છે, પણ આજના કેળવણી-ખાતાએ શિક્ષક અને વિદ્યાર્થી એ બંનેને એ બે હીન વૃત્તિનું સરસ શિક્ષણ આપી રાખેલું છે; અને તેથી સંસ્કૃતિના આધારસ્તંભ તરીકે ગણાનાર કેળવણીનું કામ અતિશય અસંસ્કારી અને પામર બની ગયેલું છે.

જ્યાં બોધશક્તિથી કામ સરે નહીં, ધીરજ રાખવામાં અર્થ ન હોય, અને સેવાનું અસ્ત્ર ફોગટ જાય ત્યાં સ્વાર્થત્યાગ અને બલિદાનનું બ્રહ્માસ્ત્ર જ વાપરવાનું હોય છે. એ શિક્ષકનું ચોથું વ્રત છે. જ્યાં સમાજ છેક પતિત હોય, સામાજિક દુર્ગુણોને રાજમાન્યતા અને સમાજમાન્યતા મળેલી હોય, જ્યાં નૈતિક જીવન શૂન્યવત્ થઈ ગયેલું હોય ત્યાં બલિદાન — આત્મબલિદાન એ જ રામબાણ ઉપાય હોય છે. એ શસ્ત્ર અમોઘવીર્ય છે. એવો કોઈ પણ સમાજ નથી, એવો કોઈ પણ જમાનો નથી કે જેના પર આત્મત્યાગની અસર ન થાય.

આ ચારે વ્રત પાળવા સારુ શિક્ષકમાં આત્મનિષ્ઠા અને ઈશ્વરનિષ્ઠા હોવી જોઈએ, અને તે પોષવા સારુ તેણે અખંડ પ્રાર્થના કરવી જોઈએ. પ્રાર્થનાને પાંચમું વ્રત કહી શકાય. બોધ (Persuasion), ધીરજ (Patience), સેવા (Service), ત્યાગ (Sacrifice) અને એ ચારેમાં ઓતપ્રોત થઈને રહેલી પ્રાર્થના (Prayer) એ જ શિક્ષકનો દીક્ષામંત્ર છે, એ સિવાયનું એકે સાધન શિક્ષકે વાપરવું ન જોઈએ. ભય કે લાલચ બતાવીને કામ ન કઢાવી શકાય એવું નથી, પણ એ કામ શિક્ષકનું નથી. જુદા જુદા ધંધામાંના ગુંડા ને શઠ લોકોને માણસમાં રહેલી સર્વ હીન વૃત્તિઓનો લાભ લઈને પોતાની મતલબ સાધવાની ટેવ હોય છે; એવી શાખ પણ એમણે જમાવેલી હોય છે. શિક્ષક જો એ પદ્ધતિએ કામ કરે તો સ્વધર્મભ્રષ્ટ થઈને ઉપર કહેલા વર્ગમાં જઈ પડશે.

પ્રજાને તાબે કરવાનું કામ લશ્કર દારૂગોળાથી કરે છે; પોલીસખાતું દંડા ને લાઠીથી કરે છે; કાયદો, દંડ, કેદ, હદપારી અને ફટકાનો ડર બતાવીને કરે છે; ધર્મ આ લોક અને પરલોકનું મનોહર કે ભયાનક ચિત્ર બતાવીને, અને પુણ્યપાપનો હિસાબ દેખાડીને એ જ કામ કરે છે, માત્ર કેળવણી બુદ્ધિને જાગ્રત કરીને, ટેવો પડાવીને કે બદલાવીને, અને સેવાની વૃત્તિ ખીલવીને જીવનમાં કાયમનું પરિવર્તન કરીને કરે છે. કેળવણી જેવો સરળ, સશાસ્ત્ર અને સ્થાયી ઉપાય નથી; તેથી જ કેળવણીને — વ્યાપક કેળવણીને આધુનિક ધર્મસાધન એ નામ અપાયું છે. 'તમે કયા ધર્મના છો?' એમ કોઈ પૂછશે તો ભવિષ્યકાળનો મનુષ્ય કહેશે, 'હું ઈશ્વર-ધર્મી છું, હું શિક્ષણધર્મી છું.' આજના ધર્મનાં જુદાં જુદાં નામો તે વખતે ભુલાઈ ગયાં હશે. આજે વેદકાળના દેવ, વેદકાળના ઋષિ ને વેદકાળના યજ્ઞ વિસારે પડ્યા છે. દેવોની જગા રામ અને કૃષ્ણે લીધી. વૈદિક ઋષિઓની જગા સાધુસંતોએ

લીધી. યજ્ઞની જગા પરોપકાર અને ભક્તિએ લીધી. તે જ પ્રમાણે આધુનિક ધર્મનાં નામનો લોપ થશે, અને કેળવણી એ જ એક સાર્વભૌમ ધર્મ અથવા સાધનક્રમ થઈ જશે.

અને આ શિક્ષણધર્મ બધી બાજુથી અહિંસાપરાયણ જ રહેશે. હિંસાથી, ધાકથી, ભયથી આત્માનો વિકાસ કદી થવાનો નથી. આત્માના વિકાસમાં એ અંતરાયરૂપ છે. જ્યાં હિંસા આવી ત્યાં બંને પક્ષની બુદ્ધિ ક્ષીણ થવાની જ. હિંસામાં કંઈ જ ગુણ નથી એમ ન કહી શકાય. એમ હોત તો હિંસા કરવાની કોઈને હોંશ ન થાત. પણ હિંસાથી થનારા ફાયદા ક્ષણિક ને ઉપરછલ્લા હોય છે. હિંસાથી સમાજજીવન કરમાઈ જાય છે. હિંસામાં બહાદુરી પણ નથી. બહાદુરી હોત તો ખાટકી અને ફાંસીખોરાની જ આપણે પૂજા કરતા હોત. જે સર્વસ્વ હોડમાં મૂકે છે, બધી જાતનાં જોખમ ઉઠાવે છે તે જ બહાદુર છે. યુદ્ધમાંથી ખાટકીપણું, ફાંસીખોરી કાઢી નાખીએ તો બાકી સત્યાગ્રહ રહે છે. આ સત્યાગ્રહ શિક્ષણ-પદ્ધતિનું અંતિમ અને ઉગ્ર સ્વરૂપ છે. કેળવણીમાં હિંસાને સ્થાન કદી હોઈ જ ન શકે. જેને કેળવણી આપવી હોય તેને પહેલાં અભયદાન દઈને જ વિદ્યાદાન દેવું જોઈએ. સત્યપુરુષો જો પાપીઓનાં ખૂન કરવા માંડે તો દુનિયામાં કેટલા બચવા પામશે? પછી તો અંધાધૂંધી જ પેદા થાય. પાપીઓ વિશે પણ જ્યાં કરુણા હોય ત્યાં જ ધાર્મિક વાતાવરણ પેદા થઈ શકે. જ્યાં અહિંસા અને કરુણા હોય ત્યાં જ કેળવણીનું વાતાવરણ હોઈ શકે. બીજી રીતે જોતાં કેળવણીનો ઉદ્દેશ મનુષ્યને સત્યનિષ્ઠ બનાવીને, એ નિષ્ઠા દ્વારા તેને સત્યનારાયણનો અનન્ય ઉપાસક બનાવવાનો છે. જન્મથી અલ્પજ્ઞ, અસમર્થ અને વિકારવશ એવા મનુષ્યપ્રાણીને પોતાનું જીવન વિશુદ્ધ અને સર્વસમર્થ કરી સત્યનારાયણને ચરણે અર્પણ કરતાં શીખવવું એનું જ નામ કેળવણી. એ જ ઉદ્દેશથી મનુષ્ય બધાં શાસ્ત્ર શીખે છે, પ્રયોગો અને શોધો કરે છે, આધ્યાત્મિક સાધના કરે છે, અને જગતનો વ્યવહાર ચલાવે છે. જીવન સેવાપરાયણ કરવાનો અંતિમ ઉદ્દેશ પણ એ જ છે. સેવાથી પ્રેમશક્તિ વધે છે, અને આત્મૌપમ્ય — સર્વાત્મૈક્ય ધીમે ધીમે સિદ્ધ થાય છે; અને એ જ જગતમાં પરમ સત્ય છે. આ પરમ સત્યનો સાક્ષાત્કાર થાય, તે જીવનમાં ઊતરે એટલા માટે જ કેળવણીની આ બધી વ્યવસ્થા છે.

ભોગ અને ઐશ્વર્ય, — સર્વ પ્રકારનાં ઇન્દ્રિયસુખો, અને સર્વ પ્રકારનો અધિકાર — મેળવવાં એ જ જીવનનું ધ્યેય છે, એમ માનનારા યુગમાં મુક્તિ એ જીવનનો અંતિમ ઉદ્દેશ છે એમ લોકોને સમજાવવું કઠણ થઈ પડ્યું છે. ઇન્દ્રિયો જાતજાતના સુખોપભોગ રસિકતાથી અને કુશળતાથી ભોગવી શકે એને માટે આજકાલ કેટલી બધી તરકીબો કરેલી હોય છે. અને હમેશાં માણસ બીજા પર છાપ કેમ પાડી શકાય, બીજાને આપણે તાબે કરી શકાય એનો જ વિચાર કરતો હોય છે. એને જ જૂની ભાષામાં ઐશ્વર્ય કહે છે. ભોગ અને ઐશ્વર્યની લાલસા એનું જ બીજું નામ સામ્રાજ્યવાદ અથવા આસુરી સંપત્તિ. આ આસુરી

સંપત્તિના વમળમાં આજે આખું જગત પડેલું છે. એને સ્વરાજવાદી બનાવવું એ જ સાચી કેળવણીનું ધ્યેય છે. સાધુસંતોનું મહારાષ્ટ્ર સ્વરાજવાદી હતું; તેને પોતાનું તેમ જ બીજાનું સ્વાતંત્ર્ય સરખું જ પ્રિય હતું. સાચો સ્વરાજવાદી પોતે કદી ગુલામ બને નહીં. અને જાલિમ બની બીજાને ગુલામ બનાવે નહીં. જાલિમ અને ગુલામ બંને સામ્રાજ્યવાદના બે છેડા છે. ગુલામને જ્યારે ગુલામી જરી જાય ત્યારે તે ખરેખર સામ્રાજ્યવાદી હોય છે. જે લાત સાંખી શકે છે તે જ બીજાને લાત મારવા તૈયાર થાય છે. જુલમી વૃત્તિ અને ગુલામી વૃત્તિ એ બે એક જ સિક્કાની બે બાજુઓ છે એમ કહે છે તે અક્ષરશઃ સાચું છે. સાચી કેળવણી એ બંનેનો નાશ કરીને સમાનતાનું, સમતાનું સ્વરાજ સ્થાપવા મથે છે. અંદર તેમજ બહાર સ્વતંત્રતા અને સમતા હોય એ સાચી કેળવણીનું ધ્યેય હોય છે. અહિંસા સમતા અને સત્ય એ કેળવણીનાં સ્વાભાવિક અંગો છે.

પણ કેળવણી સમતાનો યાંત્રિક કે ગણિતી અર્થ કરતી નથી. માણસ માણસમાં સ્વભાવભેદ, શક્તિભેદ વગેરે રહેવાનાં જ. દરેક માણસને ઈશ્વરે સંધિ (તક) પણ સરખી આપેલી નથી હોતી; માણસની અભિરુચિ ભિન્ન હોય છે; તેના કૌશલ્યમાં પણ ભિન્નતા હોય છે. ઘણી બાબતોમાં સમાનતા અને કોઈ ખાસ બાબતમાં વિવિધતા એ જગતનો નિયમ જ છે. કેળવણીનું શાસ્ત્ર આ બન્નેનો વિચાર કરે છે. આજની કેળવણી—સરકારી તથા સામાન્ય—નિર્વર્ણી છે. બધાને એક જ યંત્રમાંથી બહાર કાઢે છે. જેને ફાવે તે લે અને ન ફાવે તે પણ લે એમ કરતાં ગમે તેટલાં જીવનોની બરબાદી થાય કે તેમાં વિકૃતિ પેદા થાય તેની કેળવણીને પરવા નથી. સાચું કેળવણીશાસ્ત્ર જીવનના ભેદ મુજબ જુદા જુદા પ્રકારની આવડત કેળવવાની જવાબદારી સ્વીકારે છે. માબાપ જે ધંધો કરતાં હોય તે જ ધંધામાં છોકરા તથા છોકરીઓ ઉછેરાય તો તેમને સ્વધર્મ અને સ્વકર્મનું શિક્ષણ ઓછામાં ઓછી મહેનતથી તથા ઓછામાં ઓછા ખરચે મળી શકે છે. પણ આજના યંત્રયુગને આ માફક આવતું નથી. માણસને જે જે જીવનસાધનોની જરૂર હોય છે તે તૈયાર કરવા પાછળ તેને આખું જીવન આપવું પડે છે અને તેથી જ આજીવિકાની પદ્ધતિ અનુસાર સામાજિક જીવનની ઢબ પણ નક્કી થાય છે. માણસનું સમાજશાસ્ત્ર અથવા જીવનશાસ્ત્ર ઘણે ભાગે તેની વ્યવસાયપદ્ધતિ ઉપર આધાર રાખે છે એ હવે બધા જાણતા થયા છે અને તેથી યાંત્રિક સંસ્કૃતિ સ્વીકારવી તે કોઈ નવો ધર્મ સ્વીકારવા બરાબર છે એ જુદું કહેવાની જરૂર નથી. નાના નાના સ્થાનિક ધંધાઓ ચલાવીને માણસે પોતાની જરૂરિયાતો સંતોષવી કે રાષ્ટ્રવ્યાપી અથવા જગદ્વ્યાપી કારખાનાંઓ કાઢીને રોજ રોજ વધારવામાં આવતી જરૂરિયાતોને સંતોષવાને ખાતર સામાજિક જીવનને જ બૅરેકની પદ્ધતિ ઉપર લઈ જવું એ આપણા સમાજે વેળાસર નક્કી કરી લેવું જોઈએ. આપણું આજનું રાષ્ટ્રીય જીવન આંધળું, પરવશ યોજનાવાળું અને અગતિક છે; એને વ્યવસ્થિત,

સંયોજિત (planned, organised) અને હેતુપ્રેરિત કરવું જ જોઈએ. તેમ કરવા માટે આપણી કેળવણીની પદ્ધતિ લાંબો વિચાર કરી નક્કી કરવી જોઈએ. હજી સુધી એવું કશું કરવામાં આવ્યું નથી અને તેથી આપણી અનિચ્છા હોવા છતાં પણ બીજાં રાષ્ટ્રોની રમતમાં આપણને તણાવું પડે છે. આમાં રાષ્ટ્રની કેટલી બરબાદી થાય છે એ તરફ આપણે જોતા જ નથી. રાષ્ટ્રપુરુષો જ્યારે પોતાની રાષ્ટ્રવ્યાપી જવાબદારી ભૂલી જાય અથવા નાહિંમત થાય ત્યારે આમ થવાનું જ.

એક વખતે કેળવણીનો આદર્શ કેવળ વિદ્વત્તાનો હતો. વિદ્વાનોએ શાળાઓ કાઢી અને વિદ્યાર્થીઓ તેમને જોઈને તેમના જેવા જ વિદ્વાન થવા પ્રયત્નશીલ થયા. વિદ્વત્તા અને કાર્યકુશળતાનું સાહચર્ય હંમેશ જોવામાં આવતું નથી. વિદ્વાનો તો પોતે જ કહેતા આવ્યા છે કે 'अनाश्रया न शोभन्ते पण्डिता वनिता लता: ।' વિદ્વાનોને જ્યારે સરકારી નોકરીઓ મળવા લાગી ત્યારે તેમના આનંદનો પાર ન રહ્યો. શ્રી અને સરસ્વતીનો અપૂર્વ સંયોગ થવાની તક જોઈ તેઓએ પોતાની નિષ્ઠા છોડી દીધી અને પોતે પારકાના ગુલામ બન્યા. પારકાની નોકરીમાં જરાય ખચકાયા વગર આપણા લોકો પૂર્વે પણ જોડાઈ જતા. આપણો એ મહાન રાષ્ટ્રીય દોષ છે. આ મુદ્દા ઉપર ઐતિહાસિક વિવેચન કરનારા પંડિતો પોતાના પગ તળે શું સળગી રહ્યું છે તે જોતા નથી. પેશવાઈનો નાશ થયા પછી જ્યારે પરધર્મીય રાજસત્તાના પ્રતિનિધિઓએ પૂનામાં અને નાશિકમાં દક્ષિણા વહેંચી ત્યારે આપણા પંડિતોએ તે લીધી પણ ખરી. બ્રિટિશ રાજસત્તાના અધિકારીઓએ જે નવીન રાજ્યપદ્ધતિ દેશમાં સ્થાપી તેના જુદા જુદા ખાતાનો વહીવટ ચલાવવાનું કામ આપણા પંડિતોએ માથે લીધું અને તેમને જ આધારે આજે પણ અહીંનો કારભાર ચલાવાય છે. અંગ્રેજોએ જાતજાતનો ફેન્સી માલ અહીં આણ્યો અને અહીંના તવંગર તેમ જ ગરીબ લોકોએ તે ખરીદ્યો. અહીંના ઉદ્યોગધંધાઓ આપણે મારી નાંખીએ છીએ એવો વિચાર પણ તેમને ન થયો. શરૂઆતમાં વિદ્વત્તા એ કેળવણીનો ઉદ્દેશ હતો તેને ઠેકાણે નોકરી એ જ એકમાત્ર ઉદ્દેશ થઈ બેઠો. આ નોકરીમાં પણ જ્યારે અહમહમિકાની શરત ચાલી ત્યારે એ જ આદર્શને કરીઅર એ દેખાવડું નામ મળ્યું. ખરું જોતાં કેળવણી સેવા માટે, આત્મોન્નતિ માટે અને સમાજોન્નતિ માટે હોવી જોઈએ. જે સેવા કરે છે તેને પેટપૂરતું મેળવવાનો હક છે જ. તેટલું તેને મળવું જ જોઈએ. કેળવણી સેવા માટે છે એટલું જો સ્વીકારાય; સ્થાપિત થાય તો કેળવણીનું કામ ઘણું સહેલું અને સરળ થઈ જાય.

આજકાલની કેળવણીએ પ્રજાની સેવાની જગ્યાએ કરીઅરને નામે તેમને પ્રતિષ્ઠિતપણે લૂંટી ખાવાનો આદર્શ લોકો આગળ ધર્યો છે. કોઈ જરા સ્વાર્થત્યાગની અપેક્ષા રાખે તો અમે કંઈ સંન્યાસી નથી, અમારે મહાત્મા થવું નથી, અમને ઘરબાર છૈયાં-છોકરાં છે એમ બેશરમપણે કહેવાનું આ કેળવણી શીખવે છે. જાણે કે થોડાક મહાત્માઓ લોકોત્તર ત્યાગ કરે કે તરત જ બાકીના બધાને લોકોત્તર સ્વાર્થ સાધવાનો હક ન મળતો હોય! યોગ્ય પાઠ્યપુસ્તકો અને અભ્યાસક્રમને

અભાવે વિદ્યાર્થીઓની કેળવણીનું સારી પેઠે નુકસાન થાય છે એ ખરું; પણ લોકો આગળ પ્રત્યક્ષ યા અપ્રત્યક્ષ રીતે હીન આદર્શ ધરવો અથવા હોય તે આદર્શ ઉતારી પાડવો એ કેળવણીનો મહાન પ્રજાદ્રોહ છે. માણસ શિક્ષક બને એટલાથી જ એનું ચારિત્ર્ય અસાધારણ થઈ જાય છે એમ કહી શકાય નહીં. આપણે બધા સ્ખલનશીલ પ્રાકૃત માણસો છીએ; પણ આપણી પોતાની સામે તથા તરુણો સામે આપણી સંસ્કૃતિને છાજે એવો જ આદર્શ આપણે મૂકવો જોઈએ. લોકો ખમી ન શકે એવી વસ્તુઓ તેમની આગળ મૂકવામાં અર્થ નથી એ ખરું પણ કશું જ ખમી ન શકે એવી પરિસ્થિતિ લાવવી એ પણ યોગ્ય નથી જ.

કૉલેજની કેળવણી કરતાં ત્યાંની રહેણી જ આજની સ્થિતિ માટે જવાબદાર છે. કુટુંબના ગજા ઉપરાંત ખરચ કરવાની ટેવ, વિચારસ્વાતંત્ર્યને નામે બૌદ્ધિક સ્વેચ્છાચાર, સમયનો દુરુપયોગ વગેરે દોષો કેટલા ઘાતક છે તે શરૂઆતમાં સમજાતું નથી. પણ આને કારણે જ પ્રજાદ્રોહ કરવાની બુદ્ધિ સૂઝે છે અને પછી તો તેનો દ્રોહ કર્યા સિવાય જીવવાનું જ અશક્ય થઈ જાય છે.

કેળવણીથી જીવન સંસ્કારી થાય, કળારસિક થાય એ યોગ્ય જ છે. જૂની રહેણીમાં જે અનેક દોષો પેસી ગયા છે તે દૂર કરવાની શક્તિ ઊગતી પ્રજાને કેળવણી દ્વારા મળવી જોઈએ. ભૂતકાળનું શ્રાદ્ધ કર્યા કરવું એ જીવનનો ઉદ્દેશ નથી પણ ભવિષ્યકાળ સિદ્ધ કરવા માટે પુરુષાર્થ કરતા રહેવું એ જીવનોદ્દેશ છે. આ વાત કેળવણીએ મનમાં ઠસાવવી જોઈએ, પણ તેને ઠેકાણે આજની કેળવણી આપણને પાશ્ચાત્યના અનુયાયી જ બનાવે છે. અંગ્રેજોએ પોતાની રાજનીતિથી દેશ આખો કબજે કર્યો પણ કેળવણીની નીતિથી તો હવે આપણો આખો સમાજ તેઓ ઝડપભેર કબજે કરી રહ્યા છે. આપણો સામાજિક આદર્શ, આપણી રુચિઅરુચિ, આપણો હાસ્યવિનોદ, આપણા કાયદાકાનૂન, આપણા આદરણીય પુરુષો, આપણાં જાત્રાનાં ધામ બધું જ આપણે પશ્ચિમના દેશમાં ખોળતા થઈ ગયા છીએ.

પશ્ચિમના આ હુમલામાંથી દેશને બચાવવા માટે મહારાષ્ટ્રે સ્વદેશીનો મંત્ર યોજ્યો. આ મંત્ર કેટલો સમર્થ છે એની પૂરતી કલ્પના તે મંત્રના આદ્ય આચાર્યોને પણ કદાચ નહીં આવી હોય. સ્વદેશીનો મંત્ર થોડેઘણે અંશે સર્વત્ર ફેલાયો અને તેથી ભારતીય સંસ્કૃતિનું પુનરુજ્જીવન શરૂ થયું. શરૂઆતમાં કેવળ અભિમાન જ જાગ્રત થયું પછી અધ્યયન શરૂ થયું ને તે પછી પ્રચાર તથા સંસ્કરણ શરૂ થયાં. સંસ્કરણને કારણે હવે તો ભાવિ ભારતીય સંસ્કૃતિનું દિવ્ય દર્શન પણ થવા લાગ્યું છે. સ્વદેશી એ કંઈ પક્ષાભિમાનનિષ્ઠ સંકુચિત તત્ત્વ નથી; સ્વદેશી એ આખા વિશ્વની મંગલ વ્યવસ્થા કરનારું સાર્વભૌમ ધાર્મિક તત્ત્વ છે. પણ આ તત્ત્વનો નાશ કરનારું એક પાશ્ચાત્ય પાખંડ આપણા દેશમાં ઝપાટામાં દાખલ થવા લાગ્યું છે અને એના નવા ઓઠા નીચે પાશ્ચાત્યોની યાંત્રિક, આત્મ-વિમુખ અને જડ સંસ્કૃતિ આપણા ઉપર પોતાનું આધિપત્ય જમાવવા માગે છે. સ્વદેશી તત્ત્વવાળો રાષ્ટ્રધર્મ જુદો અને પાશ્ચાત્યોનો રાષ્ટ્રપૂજાધર્મ (Nationalism)

જુદો. તેમ જ વિશ્વકુટુંબવાદી સ્વદેશી ધર્મ જુદો અને વિશ્વવ્યાપી ઝઘડા ઉપજાવનાર આંતરરાષ્ટ્રીય વ્યવહાર (Internationalism) જુદો. મનુષ્યનું હૃદય જેટલા પ્રમાણમાં વિકસિત થાય તેટલા પ્રમાણમાં જ અરસપરસ સહકાર વધવો જોઈએ. સહકારના પ્રસંગો આવે એટલે જ હૃદય વિશાળ થાય છે એ વાત જો કે ખરી છે તોપણ હૃદયની ઉન્નતિ થાય છે કે નહીં તે જોયા સિવાય અને અરસપરસ સહકાર કલ્યાણકારી, અગર ધર્મ્ય છે કે નહીં તે તપાસ્યા વગર આખા જગતના સંબંધો ગૂંચવાડાભર્યા કરવાનું જ કામ આજે ચાલતી આંતરરાષ્ટ્રીય પ્રવૃત્તિઓ કરી રહી છે. અને તેને લીધે એકાએક વધતો જતો વર્ગવિગ્રહ (class war) નિર્માણ થયો છે. રાષ્ટ્રપૂજાધર્મી મુત્સદ્દીઓએ અને કારખાનદારોએ જગતભરમાં ઝઘડા ઊભા કર્યા છે જ; જો નૈતિક શુદ્ધિ થયા વિના જ આન્તરરાષ્ટ્રીય ગૂંચ વધે અને તેમાંથી જ વર્ગવિગ્રહ પણ વધારે બળ મેળવે તો માનવી સમાજનો અંત જ આવ્યો સમજવો. સમાન દારિદ્રય કે સમાન દાસ્ય એ કંઈ કોઈ સામાજિક સદ્ગુણ નથી કે જેને જોરે વિશ્વબન્ધુત્વની હવેલી ઊભી કરી શકાય. જીવનમાંનો દરેક વહેવાર લોકકલ્યાણકારી છે કે નહીં તે તપાસવાની દરેકને જો ટેવ પાડીએ અને દરેક માણસનું જીવન નિષ્પાપ, અદ્રોહી અને સંતોષી કરવાનો પ્રયાસ કરાય તો જગત સુખી રહી શકશે. ભાવિ વિનાશ ટાળવો હોય અને વિશ્વકુટુંબ સ્થાપન કરવું હોય તો તે કેળવણી દ્વારા જ થઈ શકવાનું છે.

આજકાલના બધા વાદ –isms– ખરું જોતાં નવા નવા ધર્મપ્રશ્નો જ છે. ભવિષ્યકાલીન કેળવણી પોતાના હાથમાં હોય એમ દરેક ધર્મ ઇચ્છે છે અને તે સ્વાભાવિક છે. રાષ્ટ્રવાદની જીવનકલ્પના જુદી, સામ્યવાદની જુદી અને સર્વોદયની વળી જુદી. આ નવાં દર્શનો સમગ્ર જીવનનો વિચાર કરી પોતપોતાની શિક્ષણપ્રણાલી નક્કી કરે છે. કારણ, જેવું દર્શન તેવું જીવન અને તેને અનુરૂપ કેળવણી એ સાર્વભૌમ સિદ્ધાન્ત છે.

દરેક ધર્મમાં રહેલું એકલું અધ્યાત્મ જ ત્રિકાલાબાધિત સત્ય છે. બાકી જેને આપણે ધર્મ કહીએ છીએ તેમાં તે તે કાળની માન્યતાઓ, સમાજવ્યવસ્થા, પરલોક વિશેની કલ્પના, કાવ્યવૃત્તિ અને લલિતકળા વગેરે અનેક બાબતોનું મિશ્રણ હોય છે. તેમાં કેટલાક દોષો, ભૂલો, ભ્રમણાઓ, અન્યાય, અવ્યવસ્થા વગેરે પણ ભળેલાં હોય છે. ઘણા નાજુક હાથે તેમનું શુદ્ધીકરણ અને સંસ્કરણ થવું જોઈએ. અને ચડેલો કાટ કાઢી નાખવો જોઈએ. સત્યનિષ્ઠામાં આ બધી વાતો આવી જાય છે. કાવ્યમય કલ્પનાનો અક્ષરાર્થ સાચો માનવાનું ભોળપણ લોકમાનસમાં હોય છે અને તેથી ધર્મમાં અધર્મ પેસી જાય છે. દરેક બાબત ફરી ફરી તપાસી જોયા વગર ધર્મ શુદ્ધ રહી શકતો નથી. જીવનને શુદ્ધ અને જોમવાળું બનાવનાર ધર્મ જ જો અશુદ્ધ થાય તો સામાજિક જીવનની શી વલે થાય? સત્યાત્ નાસ્તિ પરો ધર્મ એમ કહી ઋષિઓએ ચોખ્ખું જણાવ્યું છે કે સત્યનિષ્ઠાથી ધર્મનિષ્ઠા જુદી હોઈ

કેળવણી, ઈતિહાસની કેળવણી તથા શાસ્ત્રોની કેળવણી આવી જ જાય છે. આ બધામાં કોઈ પણ કારણે સત્યનો દ્રોહ ન થાય તેની પૂરતી કાળજી લેવી જોઈએ.

જૂના અગર નવા ધાર્મિક વિધિઓ કે તત્ત્વોનો માત્ર પરિચય કરાવવો એ કંઈ ધાર્મિક કેળવણી કહેવાય નહીં. ધાર્મિક કેળવણી વર્ણનાત્મક નહીં પણ જીવનાત્મક હોવી જોઈએ. જૂની રૂઢિઓની માહિતી તથા તેનું અભિમાન એ સાચી ધાર્મિક કેળવણી ન ગણાય. કેળવણીથી ચારિત્ર્યબળ વધવું જોઈએ, ધ્યેયનિષ્ઠા દૃઢ થવી જોઈએ, પ્રતિકૂળ પરિસ્થિતિમાં તત્ત્વને વળગી રહી એકલા રહેવાની શ્રદ્ધા અને નિષ્ઠા આવવાં જોઈએ. એની સાથે સાથે જ વ્યાવહારિક સમાજશાસ્ત્રનું જ્ઞાન પણ વિદ્યાર્થીને મળવું જોઈએ. અધ્યાપકોનું જીવન, સંસ્થાનું વાતાવરણ, સંચાલકોની તત્ત્વનિષ્ઠા અને હંમેશના વ્યવહારમાં અત્યુત્કટ પ્રામાણિકપણું એ જ સંસ્થાનું ધર્મજીવન છે. એને પોષક ન હોય એવું સાહિત્ય, એવી કલા અને સમૂહજીવન કદાપિ સંસ્થામાં દાખલ થવા દેવાં નહીં.

માણસને પોતાની જિંદગીમાં બે વિજય મેળવવાના હોય છેઃ ભૌતિક વિજય અને બીજો આત્મવિજય. હવામાં વિમાન ઉડાડવું, દૂરદૂરનું સંગીત સાંભળવું, પાણી નીચે થઈને નૌકા ચલાવવી, અસાધ્ય મનાતી શસ્ત્રક્રિયાઓ કરવી, રાજ્યવ્યવસ્થાની કુશળતાથી દેશવિદેશ કબજે કરવા અને પોતાની આણ નીચે રાખવા ઈત્યાદિ વસ્તુઓ ભૌતિક કે પ્રકૃતિજયમાં ગણાય. લોકોના સ્વભાવને વિશિષ્ટ રીતે વાળવો, જનતાનો આદર્શ વિશુદ્ધ કરવો, મનોવૃત્તિ ઉપર કાબૂ મેળવવો, વાસનાઓને મર્યાદિત અને શુદ્ધ કરવી વગેરે બાબતો આત્મજયમાં આવે છે. આજનો જમાનો પ્રકૃતિજયનો છે. આત્મજયની બાબતમાં લોકો ઉદાસીન, સાશંક અથવા તો નાસ્તિક બન્યા છે; અને તેથી જ ભૌતિક શાસ્ત્રોની આટલી બધી પ્રગતિ થવા છતાં મનુષ્યજાતિનું દુઃખ તલભાર પણ ઓછું થયું નથી. ચિત્તવિશ્લેષણનું (Psycho-analysis) તદ્દન તાજું અને નવું શાસ્ત્ર જોરમાં આવ્યું તોપણ તે માણસની હૃદયગ્રંથિઓનો ઉકેલ લાવી શક્યું નથી. કેળવણીની આ બાજુની ઉપેક્ષા કર્યે ચાલવાનું નથી. કારણ, આપણી રાષ્ટ્રીય કેળવણી આપણી સંસ્કૃતિના પાયા ઉપર આપણે જ ઊભી કરવાની છે; આ બાજુ સારી પેઠે વિકસિત કર્યા સિવાય રાષ્ટ્રમાં સ્વરાજશક્તિ પણ આપણે પેદા કરી શકીશું નહીં.

આ બધું સાધવા માટે અભ્યાસક્રમ બદલવો પડશે; એટલું જ નહીં, પણ કેળવણીનો આદર્શ અને કેળવણીનું વાતાવરણ બદલવાં પડશે. મહત્ત્વની વાત એ કે અધ્યાપકોની દૃષ્ટિ બદલવી પડશે. આ નવા સુધારાનું ચિત્ર તેમની આંખ આગળ સ્પષ્ટપણે ખડું થવું જોઈએ; અને મનમાં આ વિશે જરા પણ સાશંક વૃત્તિ ન રહેવી જોઈએ.

ઇંગ્લન્ડ, જર્મની, અમેરિકા વગેરે દેશમાં કેળવણીશાસ્ત્રની પ્રગતિ એટલી ઝડપવાળી, સૂક્ષ્મ અને જીવનવ્યાપી થઈ છે કે તેની સાથે ચાલતાં આપણે હાંફી જઈએ. કેળવણીશાસ્ત્રમાં તેમનો વિજય જોઈ તેમનું અનુકરણ કરવાનું સહેજે મન

જુદો. તેમ જ વિશ્વકુટુંબવાદી સ્વદેશી ધર્મ જુદો અને વિશ્વવ્યાપી ઝઘડા ઉપજાવનાર આંતરરાષ્ટ્રીય વ્યવહાર (Internationalism) જુદો. મનુષ્યનું હૃદય જેટલા પ્રમાણમાં વિકસિત થાય તેટલા પ્રમાણમાં જ અરસપરસ સહકાર વધવો જોઈએ. સહકારના પ્રસંગો આવે એટલે જ હૃદય વિશાળ થાય છે એ વાત જો કે ખરી છે તોપણ હૃદયની ઉન્નતિ થાય છે કે નહીં તે જોયા સિવાય અને અરસપરસ સહકાર કલ્યાણકારી, અગર ધર્મ્ય છે કે નહીં તે તપાસ્યા વગર આખા જગતના સંબંધો ગૂંચવાડાભર્યા કરવાનું જ કામ આજે ચાલતી આંતરરાષ્ટ્રીય પ્રવૃત્તિઓ કરી રહી છે. અને તેને લીધે એકાએક વધતો જતો વર્ગવિગ્રહ (class war) નિર્માણ થયો છે. રાષ્ટ્રપૂજાધર્મી મુત્સદ્દીઓએ અને કારખાનદારોએ જગતભરમાં ઝઘડા ઊભા કર્યા છે જ; જો નૈતિક શુદ્ધિ થયા વિના જ આન્તરરાષ્ટ્રીય ગૂંચ વધે અને તેમાંથી જ વર્ગવિગ્રહ પણ વધારે બળ મેળવે તો માનવી સમાજનો અંત જ આવ્યો સમજવો. સમાન દારિદ્રય કે સમાન દાસ્ય એ કંઈ કોઈ સામાજિક સદ્‌ગુણ નથી કે જેને જોરે વિશ્વબન્ધુત્વની હવેલી ઊભી કરી શકાય. જીવનમાંનો દરેક વહેવાર લોકકલ્યાણકારી છે કે નહીં તે તપાસવાની દરેકને જો ટેવ પાડીએ અને દરેક માણસનું જીવન નિષ્પાપ, અદ્રોહી અને સંતોષી કરવાનો પ્રયાસ કરાય તો જગત સુખી રહી શકશે. ભાવિ વિનાશ ટાળવો હોય અને વિશ્વકુટુંબ સ્થાપન કરવું હોય તો તે કેળવણી દ્વારા જ થઈ શકવાનું છે.

આજકાલના બધા વાદ –isms– ખરું જોતાં નવા નવા ધર્મપ્રશ્નો જ છે. ભવિષ્યકાલીન કેળવણી પોતાના હાથમાં હોય એમ દરેક ધર્મ ઇચ્છે છે અને તે સ્વાભાવિક છે. રાષ્ટ્રવાદની જીવનકલ્પના જુદી, સામ્યવાદની જુદી અને સર્વોદયની વળી જુદી. આ નવાં દર્શનો સમગ્ર જીવનનો વિચાર કરી પોતપોતાની શિક્ષણપ્રણાલી નક્કી કરે છે. કારણ, જેવું દર્શન તેવું જીવન અને તેને અનુરૂપ કેળવણી એ સાર્વભૌમ સિદ્ધાન્ત છે.

દરેક ધર્મમાં રહેલું એકલું અધ્યાત્મ જ ત્રિકાલાબાધિત સત્ય છે. બાકી જેને આપણે ધર્મ કહીએ છીએ તેમાં તે તે કાળની માન્યતાઓ, સમાજવ્યવસ્થા, પરલોક વિશેની કલ્પના, કાવ્યવૃત્તિ અને લલિતકળા વગેરે અનેક બાબતોનું મિશ્રણ હોય છે. તેમાં કેટલાક દોષો, ભૂલો, ભ્રમણાઓ, અન્યાય, અવ્યવસ્થા વગેરે પણ ભળેલાં હોય છે. ઘણા નાજુક હાથે તેમનું શુદ્ધીકરણ અને સંસ્કરણ થવું જોઈએ. અને ચડેલો કાટ કાઢી નાખવો જોઈએ. સત્યનિષ્ઠામાં આ બધી વાતો આવી જાય છે. કાવ્યમય કલ્પનાનો અક્ષરાર્થ સાચો માનવાનું ભોળપણ લોકમાનસમાં હોય છે અને તેથી ધર્મમાં અધર્મ પેસી જાય છે. દરેક બાબત ફરી ફરી તપાસી જોયા વગર ધર્મ શુદ્ધ રહી શકતો નથી. જીવનને શુદ્ધ અને જોમવાળું બનાવનાર ધર્મ જ જો અશુદ્ધ થાય તો સામાજિક જીવનની શી વલે થાય? सत्यात् नास्ति परो धर्म એમ કહી ઋષિઓએ ચોખ્ખું જણાવ્યું છે કે સત્યનિષ્ઠાથી ધર્મનિષ્ઠા જુદી હોઈ જ શકતી નથી. ધર્મનિષ્ઠાને નામે સત્યનો દ્રોહ ન જ કરી શકાય. કેળવણીમાં ધાર્મિક

કેળવણી, ઈતિહાસની કેળવણી તથા શાસ્ત્રોની કેળવણી આવી જ જાય છે. આ બધામાં કોઈ પણ કારણે સત્યનો દ્રોહ ન થાય તેની પૂરતી કાળજી લેવી જોઈએ.

જૂના અગર નવા ધાર્મિક વિધિઓ કે તત્ત્વોનો માત્ર પરિચય કરાવવો એ કંઈ ધાર્મિક કેળવણી કહેવાય નહીં. ધાર્મિક કેળવણી વર્ણનાત્મક નહીં પણ જીવનાત્મક હોવી જોઈએ. જૂની રૂઢિઓની માહિતી તથા તેનું અભિમાન એ સાચી ધાર્મિક કેળવણી ન ગણાય. કેળવણીથી ચારિત્ર્યબળ વધવું જોઈએ, ધ્યેયનિષ્ઠા દૃઢ થવી જોઈએ, પ્રતિકૂળ પરિસ્થિતિમાં તત્ત્વને વળગી રહી એકલા રહેવાની શ્રદ્ધા અને નિષ્ઠા આવવાં જોઈએ. એની સાથે સાથે જ વ્યાવહારિક સમાજશાસ્ત્રનું જ્ઞાન પણ વિદ્યાર્થીને મળવું જોઈએ. અધ્યાપકોનું જીવન, સંસ્થાનું વાતાવરણ, સંચાલકોની તત્ત્વનિષ્ઠા અને હંમેશના વ્યવહારમાં અત્યુત્કટ પ્રામાણિકપણું એ જ સંસ્થાનું ધર્મજીવન છે. એને પોષક ન હોય એવું સાહિત્ય, એવી કલા અને સમૂહજીવન કદાપિ સંસ્થામાં દાખલ થવા દેવાં નહીં.

માણસને પોતાની જિંદગીમાં બે વિજય મેળવવાના હોય છે. ભૌતિક વિજય અને બીજો આત્મવિજય. હવામાં વિમાન ઉડાડવું, દૂરદૂરનું સંગીત સાંભળવું, પાણી નીચે થઈને નૌકા ચલાવવી, અસાધ્ય મનાતી શસ્ત્રક્રિયાઓ કરવી, રાજ્યવ્યવસ્થાની કુશળતાથી દેશવિદેશ કબજે કરવા અને પોતાની આણ નીચે રાખવા ઈત્યાદિ વસ્તુઓ ભૌતિક કે પ્રકૃતિજયમાં ગણાય. લોકોના સ્વભાવને વિશિષ્ટ રીતે વાળવો, જનતાનો આદર્શ વિશુદ્ધ કરવો, મનોવૃત્તિ ઉપર કાબૂ મેળવવો, વાસનાઓને મર્યાદિત અને શુદ્ધ કરવી વગેરે બાબતો આત્મજયમાં આવે છે. આજનો જમાનો પ્રકૃતિજયનો છે. આત્મજયની બાબતમાં લોકો ઉદાસીન, સાશંક અથવા તો નાસ્તિક બન્યા છે; અને તેથી જ ભૌતિક શાસ્ત્રોની આટલી બધી પ્રગતિ થવા છતાં મનુષ્યજાતિનું દુઃખ તલભાર પણ ઓછું થયું નથી. ચિત્તવિશ્લેષણનું (Psycho-analysis) તદ્દન તાજું અને નવું શાસ્ત્ર જોરમાં આવ્યું તોપણ તે માણસની હૃદયગ્રંથિઓનો ઉકેલ લાવી શક્યું નથી. કેળવણીની આ બાજુની ઉપેક્ષા કર્યે ચાલવાનું નથી. કારણ, આપણી રાષ્ટ્રીય કેળવણી આપણી સંસ્કૃતિના પાયા ઉપર આપણે જ ઊભી કરવાની છે; આ બાજુ સારી પેઠે વિકસિત કર્યા સિવાય રાષ્ટ્રમાં સ્વરાજશક્તિ પણ આપણે પેદા કરી શકીશું નહીં.

આ બધું સાધવા માટે અભ્યાસક્રમ બદલવો પડશે; એટલું જ નહીં, પણ કેળવણીનો આદર્શ અને કેળવણીનું વાતાવરણ બદલવાં પડશે. મહત્ત્વની વાત એ કે અધ્યાપકોની દૃષ્ટિ બદલવી પડશે. આ નવા સુધારાનું ચિત્ર તેમની આંખ આગળ સ્પષ્ટપણે ખડું થવું જોઈએ; અને મનમાં આ વિશે જરા પણ સાશંક વૃત્તિ ન રહેવી જોઈએ.

ઇંગ્લન્ડ, જર્મની, અમેરિકા વગેરે દેશમાં કેળવણીશાસ્ત્રની પ્રગતિ એટલી ઝડપવાળી, સૂક્ષ્મ અને જીવનવ્યાપી થઈ છે કે તેની સાથે ચાલતાં આપણે હાંફી જઈએ. કેળવણીશાસ્ત્રમાં તેમનો વિજય જોઈ તેમનું અનુકરણ કરવાનું સહેજે મન

થાય; પણ તેમ કરતાં પહેલાં આપણે પરિસ્થિતિનો વિચાર કરવો જરૂરી છે. આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે દરેક સમાજની કેળવણીની પદ્ધતિ તેના સ્વાભાવિક આદર્શ ઉપર અવલંબે છે. સંન્યાસમાર્ગી રોમન કૅથલિક લોકોની પદ્ધતિ જુદી, પ્રૉટેસ્ટંટ ઢબનો સહેલો જીવનક્રમ રાખનાર દુકાનદાર ઇંગ્લન્ડની પદ્ધતિ જુદી, મધ્ય એશિયાના લૂંટારા રાષ્ટ્રોની પદ્ધતિ જુદી અને કૃષિપ્રધાન ચીન દેશની કેળવણી-પદ્ધતિ એ તેથી પણ જુદા જ પ્રકારની. ઇંગ્લન્ડ, અમેરિકા, જર્મની વ. શિકારી રાષ્ટ્રો છે. એ રાષ્ટ્રો જળોની જાતનાં છે. આખા જગતની સંપત્તિ ધીમે ધીમે તેઓ શોષી રહ્યાં છે અને સ્વાભાવિક રીતે જ તેમનાં શરીરો પુષ્ટ થાય છે. શિક્ષણના ક્રમમાં તેઓ જેટલા નાચ નાચી શકે છે તેટલા નાચ આપણા શિક્ષણક્રમમાં આપણે કોઈ કાળે નાચી શકવાના નથી. આપણા રાષ્ટ્રનો આદર્શ "यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।" આવો છે. એને જ આપણે અહિંસા કહીએ છીએ; અંગ્રેજીમાં એને Innocence કહે છે. આ આદર્શ રાખીને આપણે દુનિયા ઉપર ધાક બેસાડવા જેટલા બલાઢ્ય કે ધનાઢ્ય કોઈ કાળે થઈ શકવાના નથી. જાતે નિર્ભય થઈને જગતને અભયદાન આપવું એ જ જેમની મહત્ત્વાકાંક્ષા છે તેમનો જીવનક્રમ પણ તે આદર્શને અનુકૂળ એવો જ હોય. અને સ્વાભાવિક રીતે તેમનો શિક્ષણક્રમ પણ જુદો જ હોય. આપણી કેળવણીની પદ્ધતિ હંમેશાં ગરીબાઈને શોભે એવી જ હોવી જોઈએ. સાધનો અને ગ્રંથોમાં વધારો કરવા ઉપર ભાર મૂકવા કરતાં શિક્ષણશાસ્ત્રીઓ અને જીવંત પ્રચારકોની સંખ્યા વધારવી જોઈએ. કાયદાકાનૂન ઉપર ભાર દેવાને બદલે ધાર્મિક વલણ અને આપણી નિત્યની ટેવો ઉપર જ આપણો મદાર હોવો જોઈએ. ધંધાશિક્ષણ એ શાળાની પદ્ધતિથી ન અપાતાં ઉસ્તાદ અને શાગિર્દના વાતાવરણમાં અથવા કારખાના સાથે સંબંધ રાખી અપાવું જોઈએ. એક ધર્મજ્ઞાન બાદ કરતાં બાકીના જ્ઞાનના પ્રચારમાં આપણું રાષ્ટ્ર અખંડ ચિત્તશાઠ્ય કરતું આવ્યું છે. ગુરુ વિદ્યા ચોરે, આખો જન્મારો પોતાની સેવા કરનાર શિષ્યને જ થોડીક આપે, ઉપલી કોમો નીચલી કોમને કંઈ જ મળવા ન દે એવું હંમેશ ચાલતું. આ પાપે કરીને આપણી કેવી અધોગતિ થઈ છે! આનું પ્રાયશ્ચિત્ત કર્યા સિવાય આપણી ઉન્નતિ થવાની નથી. પોતાની વિદ્યા બીજાને બતાવવાથી તેનો ગુણ જતો રહે છે એવો જે એક ભ્રમ લોકમાનસમાં ઘર કરી બેઠો છે તે દૂર કરી, જે વિદ્યા ચોરી રાખે છે તેની વિદ્યા વંધ્યા થાય છે, તેની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, ને તેનું જીવિત શાપિત થાય છે એમ લોકોને સમજાવવું જોઈએ. જે પોતાની માહિતી ચોરી રાખે છે તે સમૂળ સુકાઈ જાય છે.

સામાન્ય જનતાને અજ્ઞાનગર્તમાં સબડતો રાખીને વિદ્યાને અત્યુચ્ચ શિખરે પહોંચવાની અભિલાષા આપણા લોકોએ સેવી હતી. તેઓ જરાક વિચાર કરત તો સમજી જાત કે ઉચ્ચ શિખરનો પાયો ઘણો વિસ્તીર્ણ હોવાની જરૂર છે. પાંચ માઈલ ઊંચા હિમાલયને બે હજાર માઈલ લાંબી અને બસો માઈલ પહોળી બેઠક કરવી પડી. આપણું રાષ્ટ્રીય જીવન, આપણી અર્થ-વ્યવસ્થા, આપણા જાતિભેદ,

અને આપણું દારિદ્રય — આ બધાને લીધે આપણું રાષ્ટ્રીય જ્ઞાન સમાજમાં જરાય ઝમતું નથી. પહેલાં સંસ્કૃત, પછી ફારસી અને હવે અંગ્રેજી જેવી કઠણ ભાષાઓની પ્રતિષ્ઠાની પરંપરા આ દેશમાં ચાલતી આવ્યાને કારણે લોકભાષાઓ ધ્રુવની મા સુનીતિની જેમ અપમાનિત જ છે. જન્મભાષાની ઉપેક્ષા એ એક આપણા રાષ્ટ્રને મોટો શાપ જ છે અને તેથી આ જોમવાળું રાષ્ટ્ર પણ તદ્દન ક્ષીણવીર્ય થઈ ગયું છે. જ્યારે આપણે જન્મભાષા પ્રત્યે સાચી નિષ્ઠા બતાવીશું અને જાતિમત્સર છોડી દઈશું ત્યારે જ રાષ્ટ્રના ગુણોનું સાર્થક થશે.

કેળવણી એટલે સાહિત્યની કેળવણી એવી માન્યતા આજ સુધી પ્રસરેલી હતી અને છે; તેથી સાહિત્યની ઉપાસના પેઢી-દર-પેઢી થતી આવી છે. સાહિત્યસેવક સ્વાભાવિકપણે જ સમાજના આગેવાન થાય છે. અહીંના વાઙ્મયવિશારદોને આ વારસો આપોઆપ મળે છે. અનાયાસે મળેલી પદવીને અસાધારણ પરિશ્રમ વડે શોભાવવી જોઈએ. અહીંના વાઙ્મયવિશારદોએ પોતાની સાહિત્યકલાથી સમાજની અસેવા તો ન જ થવા દેવી જોઈએ; એમને હાથે વિલાસિતાને ઉત્તેજન ન મળવું જોઈએ; રાષ્ટ્રદ્રોહ ક્ષમ્ય ન ગણાવો જોઈએ તથા જાતિમત્સરને ટકવા ન દેવો જોઈએ. સાહિત્યોપાસના એક પવિત્ર સાધના છે એ ધ્યાનમાં રાખી પોતાની આગેવાની તેમણે સિદ્ધ કરવી જોઈએ. વાઙ્મય અથવા સાહિત્યની આદર્શની દૃષ્ટિએ આજકાલ પડતી થઈ છે. સમાજની આગેવાની છોડી દઈ તેણે સમાજ-રંજકનો ધંધો શરૂ કર્યો છે. બજારમાં જે વસ્તુનો — માલનો ઉપાડ હોય તે અમે પૂરો પાડીશું અને લોકોનું મનરંજન કરશું, અમે કલાધર છીએ, અમે નીતિનાં બંધનો શા માટે સ્વીકારીએ એમ ખુલ્લેખુલ્લું કહેવા સુધી તેઓ આગળ વધ્યા છે. જૂના કાળના નટ, વિટ અને વિદૂષકો પણ એમ જ કહેતા હશે. વિદ્યાપીઠના સ્નાતકોએ આ પ્રવાહને રોકવાને પ્રયત્ન કરવો જોઈએ. ચર્ચાના અખાડામાં ઊતરીને આ કામ થવાનું નથી. મનુષ્યસ્વભાવમાં જેમ નીચે ઊતરવાની, પડવાની વૃત્તિ સહજ હોય છે તેમ જ ચડવાની, ઉન્નતિ સાધવાની વૃત્તિ પણ તેટલી જ સ્વાભાવિક, સ્વયંભૂ અને અદમ્ય હોય છે. આ વાત ઉપર શ્રદ્ધા રાખીને સદ્‌વૃત્તિને પોષક એવું સાહિત્ય પેદા કરવું જોઈએ. વૃત્તપત્રકારનું, અધ્યાપકનું કે એવું બીજું કોઈ પણ કામ સ્નાતક હાથ ધરે તોય હું અમુક એક મિશનને વરેલો છું એ ધ્યાનમાં રાખી તેણે વર્તવું જોઈએ. જે પવિત્રતાથી અને તેજસ્વિતાથી લોકમાન્યે સાહિત્ય-સેવા કરી તે જ વૃત્તિથી આ વિદ્યાપીઠના સ્નાતકો કામ કરે એવી અપેક્ષા રાખવી અસ્થાને નહીં ગણાય.

ભાષાના શિક્ષણમાં આપણે થોડી વ્યાવહારિક બુદ્ધિ રાખવી જોઈએ. મહારાષ્ટ્ર વિદ્યાપીઠમાં મરાઠીના અધ્યયન સાથે કાનડી અને ગુજરાતી એ પડોશી ભાષાઓના અધ્યયનની સગવડ હોવી જોઈએ. તમને મારી આ સૂચના ઘણી જૂની છે. પ્રાન્ત પ્રાન્તનો વ્યવહાર ને સંબંધ વધે એ વિકાસની દૃષ્ટિએ અને રાષ્ટ્રીય એકતાની દૃષ્ટિએ ઘણું મહત્ત્વનું છે. હિંદીનો અભ્યાસ તો આજના કરતાં વધારે થવો જ

જોઈએ. હિંદુસ્તાનના જીવનમાં અને રાજકારણમાં મુસલમાન સમાજનું કેટલું મહત્ત્વ છે તે આપણે નથી જાણતા એમ નથી. તે સમાજનાં સુખદુ:ખો શાં છે, તેમના જીવનનો શો આદર્શ છે, આપણે વિશે તેમના મનમાં કયા ભાવ છે વગેરે બાબતો વિશે આપણે અજાણ રહેવું એ રાષ્ટ્રીય એકતાની દૃષ્ટિએ નુકસાનકર્તા છે. હિન્દી સાથે આપણે ઉર્દૂ પણ વાંચતાં-સમજતાં શીખવું જોઈએ કે જેથી તેમનાં માસિકો તથા છાપાં વાંચી તેમના વિચારો આપણે જાણીએ. શાહામૃગી આંધળા-પણું કેમ ચાલે? અરસપરસ પરિચય વધે તો ભીતિ ને શંકાનું વાતાવરણ દૂર કરી શકાશે. જુદી જુદી પ્રાન્તીય ભાષાઓ જેમને આવડે છે તેમને હિંદુસ્તાનમાં ગમે ત્યાં અવકાશ છે જ એ દૃષ્ટિએ પણ ભાષાશિક્ષણનો વિચાર કરવો ઘટે.

ગણિત, વ્યાકરણ અને તર્ક જેવા કર્કશ વિષયો બુદ્ધિને તીવ્ર બનાવવા માટે આવશ્યક હોય છે. આ વિષયોનો ઉપયોગ તેમાંની માહિતી કરતાં તેમાંથી મળનારી બૌદ્ધિક કસરતની દૃષ્ટિએ વધારે છે એ વાત હવે સૌ કોઈ કબૂલ રાખે છે. બુદ્ધિનું શસ્ત્ર ઘસવા માટે આ વિષયો જેટલા ઉપયોગી છે તેટલા જ સુથારી, કડિયાકામ, લુહારકામ, સર્વે, લેવલિંગ વગેરે ઔદ્યોગિક શિક્ષણના મનાતા વિષયો પણ ઉપયોગી છે. સાહિત્ય, વિજ્ઞાન, ગણિત વગેરે વિષયોને જેમ કેળવણીની દૃષ્ટિથી ક્રમબદ્ધ કર્યા છે અને તેમનાં પાઠ્યપુસ્તકો જેમ ઉપલબ્ધ છે તેમ જો ઉદ્યોગ-ધંધાનું શાસ્ત્ર ક્રમબદ્ધ કરવામાં આવે તો તેનો બૌદ્ધિક શિક્ષણ માટે ઘણો ઉપયોગ થાય. સંસ્કારિતાનું શિક્ષણ liberal education જેમ સાહિત્ય અને વિજ્ઞાનના શિક્ષણ દ્વારા આપી શકાય છે તેમ તે ઉદ્યોગો દ્વારા—ઔદ્યોગિક શિક્ષણ દ્વારા પણ આપી શકાય છે એ વાત આપણે જાણી લેવી ઘટે. એટલે ઔદ્યોગિક કેળવણી પાછળ વખત આપીને આપણે સામાન્ય સંસ્કારિતાની કેળવણીનું નુકસાન કરીએ છીએ એ ભ્રમ પ્રચલિત છે તે દૂર થશે.

આપણા શિક્ષકો મોટે ભાગે ઉદ્યોગવિમુખ છે. આપણે ત્યાં હુન્નરી જાતિઓને સમાજમાં પ્રતિષ્ઠા નથી તેથી જ કેળવણીના આ મહત્ત્વના અંગ પ્રત્યે આપણે દુર્લક્ષ કરીને શિક્ષણપદ્ધતિને લકવો થવા દીધો છે. સહેજ બોલતા હોઈએ ત્યારે પણ બૌદ્ધિક અને ઔદ્યોગિક એવા કેળવણીના બે ભાગલા આપણે પાડીએ છીએ. જાણે ઔદ્યોગિક કેળવણીથી બુદ્ધિનો વિકાસ થતો જ ન હોય! સાચું જોતાં કલ્પના-શક્તિ, ગણિતબુદ્ધિ, યોજનાશક્તિ અને ચીવટ — આ બધા ગુણોનો વિકાસ ઔદ્યો-ગિક કેળવણીમાં જ થાય છે; અને તેમાં ૩૩ ટકા ગુણ મેળવ્યે પાસ થવાતું નથી. સુથારનો કાટખુણો ૯૦° અંશનો જ હોય છે: એમાં ૬૦ ટકા બરાબર હોય તોય પાસ થવું અશક્ય. તો પછી પ્રથમ વર્ગમાં પાસ થવાની વાત જ ક્યાં?

સ્નાતક થતાં પહેલાં કે થયા પછી વિદ્યાર્થીએ હિન્દુસ્તાનનો સારી પેઠે પ્રવાસ કરવો જોઈએ. આ કાર્યક્રમ પ્રથમ લાગે છે તેટલો ખર્ચાળ નથી. પ્રવાસને લીધે ભણેલા વિષયોને ઓપ ચડે છે અને આદર્શને વ્યવહારમાં કેમ સિદ્ધ કરવો, તેનું

જ્ઞાન મળે છે. જુદા જુદા પ્રાંતમાંના આચાર — વ્યવહાર કેવા ભિન્ન ભિન્ન હોય છે તે જોયા પછી વિચારોનું સંકુચિતપણું દૂર થાય છે.

દેશના જુદા જુદા ધર્મ તથા પંથોનો તથા સમાજને પ્રેરણા આપનાર સંસ્થાઓનો વિદ્યાર્થીઓને સારો પરિચય થવો જોઈએ. લોકવ્યવહાર દ્વારા જ આધુનિક ઈતિહાસ સમજી લેવો જોઈએ. આ બધા લાભો પ્રવાસ દ્વારા અનાયાસે મળી રહે છે. પ્રવાસ ઉતાવળમાં પૂરો ન કરવો. જુદીજુદી સંસ્થાઓમાં રહીને ત્યાંના સંચાલનનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવું જોઈએ. જુદી જુદી કોમો ને ધર્મના લોકો સાથે રહીને તેમના જીવનાધાર સવાલો કયા છે, તેમનું માનસ કેમ ઘડાયેલું છે તે સમજી લેવું જોઈએ. ખાનપાનના નિયમો કોઈ વિચિત્ર રીતે કડક બનાવી આપણે પોતાનો વ્યવહાર બહુ જ સંકુચિત કરી મૂકયો છે અને નકામી મુશ્કેલી ઊભી કરી છે. આ બધું પ્રવાસથી આપણે જોઈ શકીશું. વિશિષ્ટ અભ્યાસક્રમની જેમ વિશિષ્ટ પ્રવાસક્રમ પણ જેણે પૂરો કર્યો નથી તેને પદવી ન મળી શકે એવો નિયમ જો કોઈ વિદ્યાપીઠ કરે તો હું તેને અભિનંદન આપીશ.

આપણા દેશમાં વેપારી શિક્ષણ જેવું પહેલાં કશું ન હતું. હવે મુંબઈ, અમદાવાદ વગેરે ઠેકાણે વેપારી શિક્ષણ આપવાની સરકારી અને ખાનગી સગવડ થઈ છે, પણ આ શિક્ષણ હજી પ્રાથમિક અવસ્થામાં જ છે એમ કહેવું જોઈએ. આ શિક્ષણ પામેલા પદવીધરો હજી સ્વતંત્રપણે વેપાર કરતા થયા નથી. વેપારીની પેઢી કે કારખાનામાં કારકુની કરવાનું એમને ભાગે આવે છે.

વેપારધંધો એવું કંઈ ગૂઢ શાસ્ત્ર કે અલૌકિક કળા નથી. તેને માટે જોઈએ છે માત્ર અમુક જાતનો સ્વભાવ અને ટેવો. વેપારધંધામાં અમુક સામાજિક સદ્‌ગુણોની જરૂર હોય છે. એ ગુણો, એ સ્વભાવ કે ટેવો આપણે કેળવી ન શકીએ એમ નથી. પણ અહીં પણ માત્ર બીજાનું અનુકરણ કર્યે નહીં ચાલે. વેપારી લોકો વેપાર દ્વારા સમાજની મોટી કીમતી સેવા કરે છે. મોટો ધનસંચય કરી સુખી થઈ શકે છે અને મન મોટું હોય અને દૂરદૃષ્ટિ હોય તો પૈસા દાનધર્મમાં, લોકોપયોગી કામો કરાવવામાં, કેળવણીના પ્રસારમાં, અગર તો પોતાનું રાજકીય સામર્થ્ય વધારવામાં તેઓ પૈસા વાપરી શકે છે અને ધીમે ધીમે મહત્ત્વાકાંક્ષા વધતી જાય તેમ પડદા પાછળ રહીને મનુષ્યજીવનના બધા વિભાગનાં બધાં શસ્ત્રો પોતાના હાથમાં લઈને આખી દુનિયાનું રાજકારણ અને સમાજકારણ પોતાની મૂઠીમાં લે છે, રાખે છે. એક વખત એવો હતો જ્યારે સમાજ ધર્મપ્રધાન હતો ત્યારે યુરોપમાં શું કે એશિયામાં શું બ્રાહ્મણવર્ગની સમાજમાં પ્રતિષ્ઠા હતી. પછી જ્યારે ઐહિક મહત્ત્વાકાંક્ષા વધી ત્યારે સમાજ ક્ષત્ર-પ્રધાન થયો. મહાભારતમાં કહ્યું છે તેમ ક્ષત્રિય વર્ગ મત્સરગ્રસ્ત હોવાને લીધે પોતાના નાશનું કારણ થાય છે. સમાજમાં સ્થિત્યંતર થઈ જ્યારે ધર્માંધતાનો મોટે ભાગે નાશ થયો અને ક્ષાત્રવર્ગ પણ ક્ષીણ થયો ત્યારે સમાજમાં અગ્ર પ્રજાનું માન વૈશ્યોને મળ્યું. પૈસામાં વસતા બધા ગુણો ખપમાં આવ્યા અને આજે આખી દુનિયા વૈશ્યોના કાબૂમાં ગયેલી છે અને

જોઈએ. હિંદુસ્તાનના જીવનમાં અને રાજકારણમાં મુસલમાન સમાજનું કેટલું મહત્ત્વ છે તે આપણે નથી જાણતા એમ નથી. તે સમાજનાં સુખદુ:ખો શાં છે, તેમના જીવનનો શો આદર્શ છે, આપણે વિશે તેમના મનમાં કયા ભાવ છે વગેરે બાબતો વિશે આપણે અજાણ રહેવું એ રાષ્ટ્રીય એકતાની દૃષ્ટિએ નુકસાનકર્તા છે. હિન્દી સાથે આપણે ઉર્દૂ પણ વાંચતાં-સમજતાં શીખવું જોઈએ કે જેથી તેમનાં માસિકો તથા છાપાં વાંચી તેમના વિચારો આપણે જાણીએ. શાહામૃગી આંધળાપણું કેમ ચાલે? અરસપરસ પરિચય વધે તો ભીતિ ને શંકાનું વાતાવરણ દૂર કરી શકાશે. જુદી જુદી પ્રાન્તીય ભાષાઓ જેમને આવડે છે તેમને હિંદુસ્તાનમાં ગમે ત્યાં અવકાશ છે જ એ દૃષ્ટિએ પણ ભાષાશિક્ષણનો વિચાર કરવો ઘટે.

ગણિત, વ્યાકરણ અને તર્ક જેવા કર્કશ વિષયો બુદ્ધિને તીવ્ર બનાવવા માટે આવશ્યક હોય છે. આ વિષયોનો ઉપયોગ તેમાંની માહિતી કરતાં તેમાંથી મળનારી બૌદ્ધિક કસરતની દૃષ્ટિએ વધારે છે એ વાત હવે સૌ કોઈ કબૂલ રાખે છે. બુદ્ધિનું શસ્ત્ર ઘસવા માટે આ વિષયો જેટલા ઉપયોગી છે તેટલા જ સુથારી, કડિયાકામ, લુહારકામ, સર્વે, લેવલિંગ વગેરે ઔદ્યોગિક શિક્ષણના મનાતા વિષયો પણ ઉપયોગી છે. સાહિત્ય, વિજ્ઞાન, ગણિત વગેરે વિષયોને જેમ કેળવણીની દૃષ્ટિથી ક્રમબદ્ધ કર્યા છે અને તેમનાં પાઠ્યપુસ્તકો જેમ ઉપલબ્ધ છે તેમ જો ઉદ્યોગ-ધંધાનું શાસ્ત્ર ક્રમબદ્ધ કરવામાં આવે તો તેનો બૌદ્ધિક શિક્ષણ માટે ઘણો ઉપયોગ થાય. સંસ્કારિતાનું શિક્ષણ liberal education જેમ સાહિત્ય અને વિજ્ઞાનના શિક્ષણ દ્વારા આપી શકાય છે તેમ તે ઉદ્યોગો દ્વારા—ઔદ્યોગિક શિક્ષણ દ્વારા પણ આપી શકાય છે એ વાત આપણે જાણી લેવી ઘટે. એટલે ઔદ્યોગિક કેળવણી પાછળ વખત આપીને આપણે સામાન્ય સંસ્કારિતાની કેળવણીનું નુકસાન કરીએ છીએ એ ભ્રમ પ્રચલિત છે તે દૂર થશે.

આપણા શિક્ષકો મોટે ભાગે ઉદ્યોગવિમુખ છે. આપણે ત્યાં હુન્નરી જાતિઓને સમાજમાં પ્રતિષ્ઠા નથી તેથી જ કેળવણીના આ મહત્ત્વના અંગ પ્રત્યે આપણે દુર્લક્ષ કરીને શિક્ષણપદ્ધતિને લકવો થવા દીધો છે. સહેજ બોલતા હોઈએ ત્યારે પણ બૌદ્ધિક અને ઔદ્યોગિક એવા કેળવણીના બે ભાગલા આપણે પાડીએ છીએ. જાણે ઔદ્યોગિક કેળવણીથી બુદ્ધિનો વિકાસ થતો જ ન હોય! સાચું જોતાં કલ્પના-શક્તિ, ગણિતબુદ્ધિ, યોજનાશક્તિ અને ચીવટ — આ બધા ગુણોનો વિકાસ ઔદ્યો-ગિક કેળવણીમાં જ થાય છે; અને તેમાં ૩૩ ટકા ગુણ મેળવ્યે પાસ થવાતું નથી. સુથારનો કાટખુણો ૯૦° અંશનો જ હોય છે: એમાં ૬૦ ટકા બરાબર હોય તોય પાસ થવું અશક્ય. તો પછી પ્રથમ વર્ગમાં પાસ થવાની વાત જ ક્યાં?

સ્નાતક થતાં પહેલાં કે થયા પછી વિદ્યાર્થીએ હિન્દુસ્તાનનો સારી પેઠે પ્રવાસ કરવો જોઈએ. આ કાર્યક્રમ પ્રથમ લાગે છે તેટલો ખર્ચાળ નથી. પ્રવાસને લીધે ભણેલા વિષયોને ઓપ ચડે છે અને આદર્શને વ્યવહારમાં કેમ સિદ્ધ કરવો, તેનું

જ્ઞાન મળે છે. જુદા જુદા પ્રાંતમાંના આચાર — વ્યવહાર કેવા ભિન્ન ભિન્ન હોય છે તે જોયા પછી વિચારોનું સંકુચિતપણું દૂર થાય છે.

દેશના જુદા જુદા ધર્મ તથા પંથોનો તથા સમાજને પ્રેરણા આપનાર સંસ્થાઓનો વિદ્યાર્થીઓને સારો પરિચય થવો જોઈએ. લોકવ્યવહાર દ્વારા જ આધુનિક ઈતિહાસ સમજી લેવો જોઈએ. આ બધા લાભો પ્રવાસ દ્વારા અનાયાસે મળી રહે છે. પ્રવાસ ઉતાવળમાં પૂરો ન કરવો. જુદીજુદી સંસ્થાઓમાં રહીને ત્યાંના સંચાલનનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવું જોઈએ. જુદી જુદી કોમો ને ધર્મના લોકો સાથે રહીને તેમના જીવનાધાર સવાલો કયા છે, તેમનું માનસ કેમ ઘડાયેલું છે તે સમજી લેવું જોઈએ. ખાનપાનના નિયમો કોઈ વિચિત્ર રીતે કડક બનાવી આપણે પોતાનો વ્યવહાર બહુ જ સંકુચિત કરી મૂકયો છે અને નકામી મુશ્કેલી ઊભી કરી છે. આ બધું પ્રવાસથી આપણે જોઈ શકીશું. વિશિષ્ટ અભ્યાસક્રમની જેમ વિશિષ્ટ પ્રવાસક્રમ પણ જેણે પૂરો કર્યો નથી તેને પદવી ન મળી શકે એવો નિયમ જો કોઈ વિદ્યાપીઠ કરે તો હું તેને અભિનંદન આપીશ.

આપણા દેશમાં વેપારી શિક્ષણ જેવું પહેલાં કશું ન હતું. હવે મુંબઈ, અમદાવાદ વગેરે ઠેકાણે વેપારી શિક્ષણ આપવાની સરકારી અને ખાનગી સગવડ થઈ છે, પણ આ શિક્ષણ હજી પ્રાથમિક અવસ્થામાં જ છે એમ કહેવું જોઈએ. આ શિક્ષણ પામેલા પદવીધરો હજી સ્વતંત્રપણે વેપાર કરતા થયા નથી. વેપારીની પેઢી કે કારખાનામાં કારકુની કરવાનું એમને ભાગે આવે છે.

વેપારધંધો એવું કંઈ ગૂઢ શાસ્ત્ર કે અલૌકિક કળા નથી. તેને માટે જોઈએ છે માત્ર અમુક જાતનો સ્વભાવ અને ટેવો. વેપારધંધામાં અમુક સામાજિક સદ્-ગુણોની જરૂર હોય છે. એ ગુણો, એ સ્વભાવ કે ટેવો આપણે કેળવી ન શકીએ એમ નથી. પણ અહીં પણ માત્ર બીજાનું અનુકરણ કર્યે નહીં ચાલે. વેપારી લોકો વેપાર દ્વારા સમાજની મોટી કીમતી સેવા કરે છે. મોટો ધનસંચય કરી સુખી થઈ શકે છે અને મન મોટું હોય અને દૂરદૃષ્ટિ હોય તો પૈસા દાનધર્મમાં, લોકોપયોગી કામો કરાવવામાં, કેળવણીના પ્રસારમાં, અગર તો પોતાનું રાજકીય સામર્થ્ય વધારવામાં તેઓ પૈસા વાપરી શકે છે અને ધીમે ધીમે મહત્ત્વાકાંક્ષા વધતી જાય તેમ પડદા પાછળ રહીને મનુષ્યજીવનના બધા વિભાગનાં બધાં શસ્ત્રો પોતાના હાથમાં લઈને આખી દુનિયાનું રાજકારણ અને સમાજકારણ પોતાની મૂઠીમાં લે છે, રાખે છે. એક વખત એવો હતો જયારે સમાજ ધર્મપ્રધાન હતો ત્યારે યુરોપમાં શું કે એશિયામાં શું બ્રાહ્મણવર્ગની સમાજમાં પ્રતિષ્ઠા હતી. પછી જયારે ઐહિક મહત્ત્વાકાંક્ષા વધી ત્યારે સમાજ ક્ષત્ર-પ્રધાન થયો. મહાભારતમાં કહ્યું છે તેમ ક્ષત્રિય વર્ગ મત્સરગ્રસ્ત હોવાને લીધે પોતાના નાશનું કારણ થાય છે. સમાજમાં સ્થિત્યંતર થઈ જયારે ધર્માંધતાનો મોટે ભાગે નાશ થયો અને ક્ષાત્રવર્ગ પણ ક્ષીણ થયો ત્યારે સમાજમાં અગ્ર પ્રજાનું માન વૈશ્યોને મળ્યું. પૈસામાં વસતા બધા ગુણો ખપમાં આવ્યા અને આજે આખી દુનિયા વૈશ્યોના કાબૂમાં ગયેલી છે અને

તેઓ બ્રાહ્મણ કે ક્ષત્રિયોને પોતાની મરજી મુજબ વર્તવાની ફરજ પાડે છે. હવે દુનિયાના શૂદ્રવર્ગને, મજૂરોને પોતાનાં દુઃખોનું, પોતાની સંઘશક્તિનું ભાન થયું છે અને તેઓ જાગ્રત થયા છે. બીજા વર્ગો વિશે તેમને અદેખાઈ આવે એ સ્વાભાવિક છે. હવે જગતમાં રંગપ્રકોપ થવાનાં ચિહ્નો સ્પષ્ટ દેખાય છે. આવે વખતે સમાજને કોઈ તારી શકે તો તે ગીતાનો સંન્યાસ જ છે. ગીતાનો સંન્યાસ એ આશ્રમોક્ત સંન્યાસ નથી પણ જીવનવ્યાપી છે. ગીતાનો સંન્યાસી ગમે તે આશ્રમ કે વર્ણમાં રહી ધર્મનું પાલન કરી શકે છે. તેનામાં કેવળ તટસ્થતા જ નથી હોતી; તે સામાજિક વ્યવહાર સાથે તન્મય પણ થઈ શકે છે. નિવૃત્તિ અને પ્રવૃત્તિનો વિરોધ તેને માટે શમી ગયેલો હોય છે. રાષ્ટ્રીય વિદ્યાપીઠમાંથી વાણિજ્ય-વિશારદ થયેલા યુવકો પાસેથી આવી અપેક્ષા રાખવી વધારે પડતી ન ગણાય. આજનો દુનિયાભરનો વેપાર ધર્મનું બંધન સ્વીકારતો નથી; સ્વીકારે છે માત્ર કાયદાનું બંધન. વેપારીએ અને કારખાનદારે સમાજના હિતની દૃષ્ટિએ કામ કરવાનું હોય છે. આ સમાજસેવાના ધર્મો પાળીને જ જે કંઈ નફો થઈ શકે તે જ તેમનો; અને આ નફાનો ઉપયોગ પણ પોતાના કે કુટુંબના જ ઉપભોગ પૂરતો ન કરતાં સ્વજનોને સહાય કરી અનાથોને સનાથ કરવા તરફ તેમણે કરવો જોઈએ. આ ધર્મ પાળવો કે ન પાળવો તે હવે પછી તેમની મરજી ઉપર રહેવાનું નથી, એટલું તેમણે જાણવું જોઈએ. ગરીબોનો દેવ હવે જાગ્રત થયો છે, તે આ સામાજિક ધર્મોનું બધા પાસેથી પાલન કરાવશે જ. યુગમાહાત્મ્ય — કાળનું વહેણ ઓળખી લઈ જો વેપારીઓ આ સામાજિક ધર્મનું સ્વેચ્છાએ પાલન કરશે તો તેઓ પોતે સુખી થશે અને જગતને સુખી કરશે. રાષ્ટ્રીય વાણિજ્યવિશારદોએ રાષ્ટ્રીય વાણિજ્યનો રાષ્ટ્રીય દૃષ્ટિએ વિચાર કરવો જોઈએ. અને રાષ્ટ્રીય એટલે જ આંતરરાષ્ટ્રીય. અહીંના વિશારદો વાણિજ્યસમ્રાટ થશે ત્યારે થાઓ, આજ તો તેમણે વેપારને ઉપર કહેલું સામાજિક વલણ આપવાનો પ્રયત્ન પ્રથમ કરવો જોઈએ.

ધર્મબંધનો સ્વીકારાય તો સ્વાભાવિકપણે જ વેપારની પ્રગતિ મંદ ગતિએ થવાની. ધર્મનો માર્ગ ડુંગર ચડવા જેવો છે. પણ તે માર્ગે ડુંગર ચડીને ટોચે પહોંચ્યા એટલે ત્યાંના પ્રાણવાયુથી બધો થાક દૂર થઈ જાય છે.

વેપારમાં આવડતને અભાવે આપણે પાછળ પડયા છીએ; આવડતની ઊણપ ધૂર્તપણાથી પૂરી શકાય નહીં. એને માટે તો જાગરૂકતા, ખંત, મહેનત, વિશ્વાસ અને પ્રામાણિકપણાની ખાસ જરૂર છે. આ વિદ્યાપીઠના પદવીધરો વેપારમાં આગળ આવે એટલાથી આપણે સંતુષ્ટ ન થઈએ પણ તેમણે વેપારને નવું વલણ આપીને તેમાં સફળતા મેળવી બતાવી છે એવી તેમની નામના થવી જોઈએ. વેપારી અને કારખાનદારની પ્રવૃત્તિથી સમાજની નીતિ મોળી પડી નથી, મજૂરો અને કારીગરોનો વિકાસ કુંઠિત થયો નથી. બધા ઘરાકોને સારો માલ યોગ્ય કિંમતે મળે છે અને વેપારીઓની કુશળતાને લીધે જ્ઞાનની પ્રગતિ થઈ સ્વાભાવિક સ્વાસ્થ્ય સુધર્યું છે એવી સ્થિતિ આવવી જોઈએ.

કેટલાંક વરસો ઉપરની વાત છે. આપના અધ્યાપકો સાથે ચર્ચા કરવાનો મને સુયોગ પ્રાપ્ત થયો હતો તે વખતે મેં કહ્યું હતું કે આપના બધા વિભાગોમાં આયુર્વેદીય વિભાગ વિશેષ લોકપ્રિય થશે એનો મને ડર છે; અને એ વિભાગ વધે તો વિદ્યાપીઠના આદર્શની માથા કરતાં પાઘડી મોટી એવી સ્થિતિ થશે. તે વખતે મેં વ્યક્ત કરેલી ભીતિ ઘણા થોડાને સકારણ લાગી હશે. આજે તે ખરી ઠરે છે એમ મને લાગે છે.

આમાં ઘણાને એમ લાગશે કે લોકોપયોગી અને પરોપકારી એવા વૈદ્યકીય જ્ઞાનનું ક્ષેત્ર વધે તો તેમાં ડર શાનો? તમારી વૈદ્યકીય શાખા ચલાવનાર લોકો મહાનુભાવ પુરુષો છે. તેમની સાથે થયેલા પરિચયને કારણે તેમની દેશભક્તિ, તેમની ટેક; પ્રજાહિત વિશેની તેમની લાગણી, અને સત્પુરુષને શોભે એવી એમની રહેણી જોઈને મારા મનમાં તેમને વિશે હંમેશ આદર જ ઊપજે છે. તમારા આયુર્વેદના સ્નાતકોએ ઠેકઠેકાણે સ્વતંત્ર દવાખાનાં ખોલી અથવા સ્થાનિક સ્વરાજની સંસ્થાઓમાં કામ કરી પોતાની ઉપયોગિતા સાબિત કરી છે. મહારાષ્ટ્રના ખાનદાન દાતાઓ છૂટે હાથે આ વિભાગને મદદ કરે એવી તેમને મારી આગ્રહભરી વિનંતી છે. આર્ય વૈદ્યકમાં કોઈ નવા પ્રયોગ, શોધ કે સુધારા કરતું નથી એવી જે ગાંધીજીની ટીકા છે તે ધોઈ કાઢવાનો પ્રયત્ન તમારી આયુર્વેદ શાખા જ ખાસ કરીને કરી રહી છે અને એ કારણે આ શાખા વિશે મને હંમેશ મગરૂરી થાય છે પણ તેની સાથે સાથે જ મારે તમને જણાવવું જોઈએ કે દવાદારૂની સગવડ કરી આપવી એ એક દુઃખનિવારણનું પરોપકારી કામ છે; એને લીધે ત્યાગી વૈદ્યોની સમાજમાં પ્રતિષ્ઠા વધે છે, આડકતરી રીતે તેમને માન્યતા મળે છે અને તેમને હાથે અનેક રીતે સ્વરાજસેવા થઈ શકે છે ખરી પણ દવાદારૂની મદદ એ પ્રત્યક્ષ સ્વરાજસેવા નથી. એને લીધે નથી વધતી આમપ્રજાની કાર્ય-કુશળતા કે નથી થતું લોકોનું સંગઠન. એ કામ તો આયુર્વેદ કરતાં ગ્રામસંગઠન દ્વારા જ થવાનું છે. ગ્રામસેવામાં સદ્યઃફલદાયી આયુર્વેદની મદદ સારા પ્રમાણમાં થાય તેમ હોવાથી ગ્રામસેવા કે રુગ્ણસેવા એવો વિરોધી વિકલ્પ ઊપજતો નથી. મારે એટલું જ કહેવાનું છે કે ગ્રામસેવા રુગ્ણસેવા જેટલી લોકપ્રિય ન હોય તો પણ તે અધિક મહત્ત્વની અને શીઘ્ર પાર પાડવા જેવી બાબત છે એ આપણે ભૂલવું જોઈએ નહીં.

હવે આપણે ગાંધીજીની ઉપર નિર્દેશ કરેલી ટીકા તરફ વળીએ. ગાંધીજી આર્ય વૈદ્યકનો દ્વેષ કરતા નથી. પાશ્ચાત્ય ઍલોપથી વૈદ્યકને બારણા આગળ પણ ઊભવા દેવાની તેમને ઇચ્છા નથી. જો વૈદ્યકીય ઉપચાર કરવા જ પડે તો તે તદ્દન સાદા, સહેલા, સસ્તા, લોકસુલભ હોવા જોઈએ એવો તેમનો ખાસ આગ્રહ છે. આયુર્વેદ વિશે તેઓ હંમેશ કહે છે કે, જેવી રીતે ઍલોપથીના હિમાયતી ડૉક્ટરો સતત નિરીક્ષણ, પરીક્ષણ અને પ્રયોગો કરીને તથા બધી જાતની તુલના કરીને પોતાના જ્ઞાનમાં ઉમેરો કરે છે, તેમાં શાસ્ત્રશુદ્ધતા આણે છે અને દુઃખ-

નિવારણના નવા નવા ઉપાયો શોધી કાઢે છે તેવું આપણા વૈદ્યો કશું જ કરતા નથી. ઍલૉપથી ડૉક્ટરોની આ જ્ઞાનનિષ્ઠા અને વિચારજાગૃતિ જોઈને તેમની આગળ માથું નમાવવાની ઇચ્છા થાય છે. (માત્ર મેડિકલ જર્નલ જેમતેમ વાંચીને અને કૉલેજમાંનાં પોતાનાં પાઠ્યપુસ્તકો ઉપર જ આધાર રાખનારા એવા તદ્દન સામાન્ય ઍલૉપથિક ડૉક્ટરોને ઉદ્દેશીને તેમણે આ કહ્યું નથી. એ તો બિચારા પાશ્ચાત્ય દવાઓના કમિશન એજંટ બની ગયા છે.) દવાઓ તૈયાર કરવાની પદ્ધતિમાં પણ આપણા વૈદ્યો જૂની પદ્ધતિની બહાર જરાય જતા નથી. વનસ્પતિનું પૃથક્કરણ કરી તેમાંનાં કયાં તત્ત્વોનાં શાં પરિણામ થાય છે તેની તપાસ કરવાને બદલે અમુક વનસ્પતિમાં અજ્ઞાત અને અદ્ભુત ગુણો છે અને પ્રાચીન આચાર્યોએ નક્કી કરી આપેલી પદ્ધતિમાં જરા સરખો ફેરફાર કરવો નુકસાનકારક છે એમ તેઓ કહે છે. કોઈ નવીન પદ્ધતિથી કંઈ કરવા લાગે તો બધા મળી તેના ઉપર તૂટી પડે છે અને કહે છે કે આ પ્રકાર શાસ્ત્રબાહ્ય છે! તેમને મન શાસ્ત્રબાહ્ય એટલે ગ્રંથબાહ્ય! રોગોનાં લક્ષણો પણ જૂના આચાર્યોએ લખી રાખ્યાં હોય તે જ. નવા રોગ આવે કે જુદા જુદા રોગોનાં લક્ષણો એકત્ર થાય તેની નવેસર ચર્ચા ક્યાંય મળી આવતી નથી. અને કેવળ જ્ઞાનશુદ્ધિ અને જ્ઞાનવૃદ્ધિની દૃષ્ટિથી જુદી જુદી બીમારીના રોગાના કેસો નોંધી રાખવાની અને તે પ્રસિદ્ધ કરવાની પદ્ધતિ તો તેથી પણ વધારે દુર્લભ.

પશ્ચિમના લોકોએ આહારશાસ્ત્ર, આહારમીમાંસાનો કેટલો બધો વિકાસ સાધ્યો છે? દરેક ખાદ્ય વસ્તુના ગુણધર્મ તેમણે ફરી ફરી તપાસી નોંધી રાખ્યા છે. એકલા દૂધના પ્રયોગો સંબંધી કેટલાંય પુસ્તકો તેમણે લખ્યાં છે. આપણે ત્યાં ગોરક્ષાનું મહત્ત્વ સમજાવતી વખતે ગાયના દૂધનાં સારી પેઠે વખાણ કરીએ છીએ અને કેટલાક રોગોમાં રસાયણ સાથે માંદાને યથેચ્છ દૂધ પાઈએ છીએ. પણ આથી આગળ આપણે ગયા નથી. કોઈ પણ વૈદ્યે દૂધના પ્રયોગો કર્યા નથી એમ હું નથી કહેવા માગતો; પણ લોકો આગળ નિશ્ચિતપણે શાસ્ત્ર રજૂ કરવા જેટલું આપણે તેને કેળવ્યું નથી. માત્ર અનુભવીના તડાકા મારીને પરિણામ કહેવાં તે જુદું અને સોપપત્તિક મીમાંસા કરવી તે જુદું.

તમારી વિદ્યાપીઠે આ દિશામાં પ્રયત્નો શરૂ કર્યા છે તે માટે તે અભિનન્દન ને ધન્યવાદને પાત્ર છે. આ વિદ્યાપીઠના સ્નાતકોએ — આયુર્વેદવિશારદોએ— પોતાનો એક સ્નાતકસંઘ સ્થાપીને એકબીજાના અનુભવનો વિનિમય કરવો જોઈએ, અને આમપ્રજાને ઉપયોગી થાય એવું આરોગ્ય ને ઔષધોપચારનું જ્ઞાન લોકોમાં ફેલાવવું જોઈએ. લોકોના જ્ઞાનમાં વધારો થયે સમાજમાં પોતાની પ્રતિષ્ઠા અને કિંમત ઘટશે એવો ડર રાખવાનું કારણ નથી. જે જ્ઞાનનું દાન કરે છે તેના જ્ઞાનનું ઊંડાણ અને ક્ષેત્ર (વિસ્તાર) બન્ને વધ્યાં કરે જ છે. આપણું રહસ્ય ગુપ્ત રાખવાની વૃત્તિથી હિન્દુસ્તાનમાંની કેટલીયે કળાઓ અને વિદ્યાઓ ક્ષીણ થઈ છે ને નામશેષ થઈ છે. આપણા દેશમાંની જુદી જુદી જાતની દવાઓ,

મૃત્તિકાઓ, ખનિજ પદાર્થો તથા વનસ્પતિઓની શોધ તથા સંગ્રહ થવાં જોઈએ. આ કામ તો સહકારથી જ પાર પડી શકે. આયુર્વેદવિશારદોનો સંઘ જો ભ્રાતૃભાવથી આ કામ ઉપાડી લઈ પાર પાડે તો હિંદુસ્તાનમાં મોટું કાર્ય કર્યું ગણાશે. વૈદ્યોને ઉપયોગી થાય તેવા ગ્રંથો મરાઠીમાં સારા પ્રમાણમાં છે. પણ આમપ્રજાને ઉપયોગી થાય, ઘેર ઘેર કામ આવે એવા લૌકિક ગ્રંથોની ઘણી જરૂર છે.

હાલ દેશની પરિસ્થિતિ આવી છે: જુવાન પેઢીની આંખો દહાડે દહાડે બગડતી જાય છે; ક્ષયરોગનું પ્રમાણ વધતું જાય છે; ઘડપણ આવે તે પહેલાં જ દાંત પડી જવા લાગ્યા છે; બ્રહ્મચર્ય તરફ દુર્લક્ષ થઈ રહ્યું છે; સ્ત્રીઓમાં હિસ્ટીરિયા ઝપાટાભેર વધી રહ્યો છે; ગરીબ લોકોમાં ગુપ્તરોગનું પ્રમાણ વધતું જાય છે, આ બધી રાષ્ટ્રીય આપત્તિઓના મૂળમાં પેસી મીમાંસા કરવાની જરૂર ઊભી થઈ છે અને તેને અનુલક્ષીને દરેક વિષય ઉપર સ્વતંત્ર ગ્રંથ લખાવાની જરૂર છે. વિદ્યાપીઠ જો આવી એકાદ આયુર્વેદમાળા શરૂ કરે અને લોકોપયોગી શૈલીથી ચલાવે તો તેથી ખરચમાં ઊતરવું પડવાને બદલે તે એક ઊપજનું સાધન થઈ પડશે અને તેથી મોટી સમાજસેવા પણ થશે.

એક બીજી વાત: શિક્ષણશાસ્ત્રે આયુર્વેદને મદદ કરી છે. હવે આયુર્વેદે શિક્ષણશાસ્ત્રને મદદ કરવી જરૂરનું છે. અભ્યાસ માટે સારામાં સારો વખત કયો, વર્ગ ક્યારે અને કેવી રીતે લેવા, શાળાની ઈમારતની રચના કેવી હોવી જોઈએ, અભ્યાસ તથા ભોજનના સમયો કેમ નક્કી કરવા, તરુણ વિદ્યાર્થીઓ આગળ કામમીમાંસા કેવી રીતે અને ક્યારે રજૂ કરવી, વિશિષ્ટ રોગોથી પીડાતા વિદ્યાર્થીઓને શાળામાં તેમ જ છાત્રાલયમાં કેવી રીતે રાખવા, વગેરે કેટલીયે બાબતો વિશે વૈદ્યકશાસ્ત્રે શિક્ષણશાસ્ત્રને સલાહ આપવી જોઈએ. જેને બન્ને બાજુનો અનુભવ છે એવા લોકોની આ કામમાં ખાસ મદદ થઈ શકે.

આ બધી બાબતો તમારા ધ્યાન બહાર તો નહીં જ રહી હોય. જેને વૈદ્યકશાસ્ત્રનો જરાસરખો પણ પરિચય નથી એવો માણસ આ વિશે શા વિચારો ધરાવે છે તે આપને જણાવવાના ઉદ્દેશથી જ મેં આટલો વિસ્તાર કર્યો છે.

રાષ્ટ્રસંગઠનની દૃષ્ટિએ કે પ્રજાની લાયકાત વધારવાની દૃષ્ટિએ ઔષધોપચારનું ખાસ મહત્ત્વ કંઈ નથી. શુદ્ધ રહેણી કેવી હોવી જોઈએ, શુદ્ધ આહાર કયો, તંદુરસ્તી કેમ સાચવવી અને રોગોથી કેમ બચવું એ જનતાને વ્યવસ્થિત રીતે સમજાવવામાં જ સાચી અને મોટી સેવા રહેલી છે. માંદા પડવું તે સામાજિક ને આધ્યાત્મિક ગુનો છે; માંદો માણસ ખરેખર ઠપકાને જ પાત્ર છે એમ લોકોને થવું જોઈએ. આજે તો માંદાઓની કાં તો ઉપેક્ષા થાય છે અગર તો તેનાં વધારે પડતાં લાડ થાય છે. ડૉક્ટર અને વૈદ્યોને તેમની ફી મળ્યા કરે છે તેથી રોગીને એક અક્ષરથી પણ માઠું ન લગાડવું એ નિયમ તેઓ પ્રામાણિકપણે પાળે છે. આ જ શહેરમાં (પૂનામાં) અણ્ણાસાહેબ પટવર્ધન માત્ર આ નિયમને અપવાદ હતા.

રાષ્ટ્રીય શિક્ષણ એટલે સામાજિક કલ્યાણની, તથા સંસ્કૃતિના વિકાસની વિચારણા

અને સાધના. રાષ્ટ્રીય શિક્ષણનો ભાર જેમણે ઉપાડયો છે તેમણે હરહંમેશ સમાજ-નિરીક્ષણ કરતા રહેવું જોઈએ. સામાજિક ધર્મ સમજી લેવાની બાબતમાં જ્યાં આપણે હોવું જોઈએ તે કરતાં એક ડગલું પણ પાછળ રહીને આપણું કામ આપણે કરી શકીશું નહીં. રાષ્ટ્રીય શિક્ષણ પોતાની શક્તિ અનુસાર રાષ્ટ્રનો સાંસ્કૃતિક આગેવાન હોવો જોઈએ. તે પ્રત્યક્ષ રાજકારણમાં આગેવાની કરતો ન હોય તો તેનામાં રાજકીય દૃષ્ટિનો અભાવ છે તેથી નહીં પણ તેણે તે કરતાં પણ ઉચ્ચ કાર્ય હાથ ધર્યું છે અને તે પાર પાડવા ખાતર આવશ્યક એવી તટસ્થતા તેને પ્રિય છે એથી.

આજે આખી દુનિયામાં શહેરો માત્યાં છે, શહેરી રહેણી પ્રૉટેસ્ટંટ વૃત્તિની થઈ છે. ધર્મ જુદો અને વ્યવહાર જુદો. વ્યવહારમાં વૈદ્યશાસ્ત્ર અને કાયદા એ બેની મર્યાદા સ્વીકારીને ફાવે તેમ માણસે વર્તવું એવી નીતિ પ્રૉટેસ્ટંટ સમાજમાં ફેલાયેલી દેખાય છે. જેમની સાથે સંબંધ આવ્યો તેમના પ્રત્યે કોઈ ધર્મ પણ પેદા થાય છે તે ઓળખવામાં આવતું નથી. વેપારી લોકોનું એક પ્રિય સૂત્ર છે, Let buyers beware. પોતે છેતરાય નહીં તેની કાળજી રાખવાની જવાબદારી ઘરાકની છે; દુકાનદાર તો જેમ ફાવે તેમ નફો મેળવવા માટે જાળ પાથરીને જ બેઠો છે. ઘરાકના હિતનો વિચાર તે શા માટે કરે? જેને ધર્મની જ પડી હોય તેણે તો ધંધામાં પડવું જ નહીં એ આ સૂત્રનો સ્પષ્ટ અર્થ છે. આ જ સૂત્ર મોટા પ્રમાણમાં આજના જમાનાએ જીવનને લાગુ કર્યું છે. ઝીણી ઝીણી અને નજીવી બાબતોમાં તેમ જ વિવેકમાં લોકો વધારે ઉદાર અને કર્તવ્યનિષ્ઠ કદાચ થયા હશે પણ રાષ્ટ્ર રાષ્ટ્રના પ્રધાન વ્યવહારમાં, વેપાર ને કારખાનાંની ખાસ નીતિમાં દરેક જણે આંખ ઉઘાડી રાખી ચાલવું ને પોતાનો સ્વાર્થ સાધતા રહેવું એવી નીતિ અખત્યાર કરેલી જોવામાં આવે છે. આ બધાનું પરિણામ એવું આવ્યું છે કે આખી દુનિયાભરમાં ધૂર્ત અને સાધનસંપન્ન લોકો વિષમ પરિસ્થિતિમાં સપડાયેલા લોકોને પોતાના પશુ બનાવે છે, તેમને નિચોવી કાઢે છે, અને વધારામાં તેમને પોતે ઉચ્ચ સંસ્કૃતિનું દાન આપે છે એવી શેખી પણ મારે છે.

શહેરોએ ગામડાંઓની સેવા કરવાનું છોડી દઈ તેમને નિચોવવાની શરૂઆત કરી છે. જગતમાં જે મહાન અન્યાયો ગણાય છે તેમાંનો જ આ એક છે. ગુલામોની દુર્દશા, આફ્રિકાના હાલ, સ્ત્રીઓની પરાધીનતા, પશુપક્ષી ઉપર કરવામાં આવતી અમાનુષ ક્રૂરતા, નાનાં બાળકોની ઉપેક્ષા, ખેડૂત અને મજૂર વર્ગની થતી નિચોવણી, હરિજનોની હડધૂત વગેરે મહાન અન્યાયોની જોડે બેસાડવા જેવો આ અન્યાય છે. શહેરવાસીઓના વ્યવહાર સુલભ થાય તે માટે જેમ બજારો સ્થાપવામાં આવે છે તેમ ગામડાંઓનો અરસપરસ વ્યવહાર સુલભ થાય તે માટે શહેરો વસાવવામાં આવ્યાં. શહેરો એટલે ગામડાંઓને ઉપયોગી એવા નમ્ર સેવકો, પણ આ સેવકોએ પોતાની નોકરશાહી આખી દુનિયાભરમાં સ્થાપી દીધી છે. અને ગામડાં એટલે શહેરોની દૂઝણી ગાયો એમ જ તેઓ મ[illegible]. અને ગાયોને પણ પુષ્ટ ન રાખતાં પહેલાં તેમનું દૂધ દોહી લેવું [illegible] પણ

શોષવું એવી નીતિ બધે દેખાવા લાગી છે. ગામડાનિવાસી લોકોએ તૈયાર કરેલા કયા માલની કેટલી કિંમત આપવી તે પણ શહેરો નક્કી કરી આપે છે. ગામડાંઓમાંથી ભેગો કરેલો કર મોટે ભાગે શહેરો જ વાપરી ખાય છે. આપણે ત્યાં વધારામાં સ્વદેશી શહેરો કરતાં પરદેશી શહેરો જ આ પૈસો તાણી જાય છે એ નવી વધારાની આપત્તિ. ગામડાંનો પૈસો જ બહાર જાય છે એમ નહીં પણ તેની પાછળ પાછળ ગામડાંમાંના હોશિયાર અને કાર્યકુશળ લોકો પણ ગામડાં છોડી શહેરોમાં જઈને વસવા લાગ્યા છે. ગામડાંઓમાં જે ધંધાઓ પહેલાં ચાલતા તે શહેરોમાં મોટા પાયા ઉપર ઊભા કરી તૈયાર માલ હવે શહેરોમાંથી ગામડાંઓ તરફ જવા લાગ્યો છે. પરચક્ર કરતાં પણ આ મોટી 'ઈતિ' કે આપત્તિ છે. આ આત્મઘાતકી જગદ્‌વ્યાપી અન્યાય મિટાવવો જ જોઈએ. હિન્દુસ્તાન ગામડિયાઓનું રાષ્ટ્ર છે. અને ગામડાં જ જો નિઃસત્વ અને નામશેષ થઈ જાય તો ભારતીય સંસ્કૃતિ જેવી વસ્તુ જ રહેશે નહીં. તેથી સંસ્કૃતિના રક્ષકોએ અને બ્રાહ્મણ્યનું અભિમાન ધરાવનારાઓએ હવે એકદમ શહેરો છોડી દઈને ગામડાંમાં જઈ વસવું જોઈએ — અને ત્યાં ગામડાંની રહેણીથી રહેવું જોઈએ. ગામડાંનાં સુખદુઃખો સાથે સમરસ થઈ તેમની પ્રત્યક્ષ જરૂરિયાતો, હાડમારીઓ, અને ગામડાંમાં સહેજે મળી શકતાં સાધનોનો વિચાર કરીને જ ઉપાય-યોજના થવી જોઈએ. કોઈ મધ્યવર્તી સંસ્થા દ્વારા યોજના તૈયાર કરાવી અને તેની મારફતે જ પૈસા પૂરા પાડી એક જ જાતનું કામ ખાતાદારીની પદ્ધતિએ બધે ફેલાવાય તેવી આ પ્રવૃત્તિ નથી. આપણે જેથી ટેવાઈ ગયા છીએ તે શહેરી ઢબનો અમલ કર્યે આ કામ થઈ શકે નહીં: કારણ આપણે તો ગામડાંઓને શહેરી જીવનની દીક્ષા નથી આપવી પણ શહેરોના સકંજામાંથી તેમને છોડાવવાં છે. જનપદ સંસ્કૃતિનો પુનરુદ્ધાર કરવો છે. આ કાર્યનો જેણે પ્રત્યક્ષ અનુભવ લીધો હોય એવો પુરુષ આપણી આગળ નથી. જાતે અનુભવ લઈને અને ખંત અને લાગણીથી કામ કરીને જેને આ પ્રશ્નનું રહસ્ય સમજાશે અને પોતાનું કાર્ય એક યુગાન્તરકારી કાર્ય છે એવી જેને પ્રતીતિ થશે એવો પુરુષ આ પ્રવૃત્તિમાંથી જ પાકવાનો છે. અને આ આચાર્યની આસપાસ જેમ કીડીઓ ગોળને ચોંટે તેમ નવીન પદ્ધતિના કાર્યકર્તા ભેગા થશે. બધા દેવો મળી જેમ કોઈ નવા અવતારની પ્રાપ્તિ થાય તે માટે પરમેશ્વરની આરાધના કરે તેમ આપણે પણ આ નવીન સંસ્કૃતિ માટે તપશ્ચર્યાના રૂપમાં આરાધના કરવાની છે. આપણે જો દુનિયામાં ચાલતી ઊથલપાથલનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીએ તો જોઈ શકીશું કે આ શહેરી સંસ્કૃતિની, યાંત્રિક સંસ્કૃતિની, મોટાં મોટાં કારખાનાંની સંસ્કૃતિની, બધી દુનિયાના અર્થવ્યવહારની નસો મૂઠીભર લોકોએ હાથમાં રાખવાની આ નીતિની હવે હદ આવી ગઈ છે. રાવણે જેમ બધા ગ્રહોને પોતાના પલંગ તળે ઊંધા નાખ્યા હતા તેમ ઉપર કહેલી બહુરૂપી સંસ્કૃતિએ આખા જગતને પગ તળે રોળી નાખ્યું છે. 'દુનિયાનો વહેવાર આમ જ ચાલે, આ જ સાચી પ્રગતિ છે; આમાં જ મનુષ્યજીવનની કૃતાર્થતા છે;' આમ માનનાર કે કહેનારા સુલભજીવી

લોકો આપણને બધે મળશે. જેનું ચલણ છે તેની વતી બોલવામાં કંઈ જોખમ નથી હોતું; તેના પક્ષમાં રહેવામાં કંઈ આપત્તિ નથી હોતી; તેની બાજુની વિચારસરણી સુસંગઠિત અને લોકવિશ્રુત હોવાની જ. જ્યારે તેની વિરુદ્ધ જનાર માણસ વ્યવહારશૂન્ય, લહેરી, ગગનવિહારી અને ધ્યેયાંધ ગણાય છે. આવાં વિશેષણો પિસ્તોલની ગોળીના જેવાં ઝેર જેવાં અસરકારક હોય છે. આવાં બેચાર વિશેષણોથી એકાદ પ્રવૃત્તિ સહેજે મારી શકાય છે; અને તે ચલાવનારને કાયમને માટે નિરાશ અને નાહિંમત કરી શકાય છે. આ ચાલતા મારા સામે જે ટકી શકે તે જ આ મહાકાર્ય કરી શકશે. આને માટે ગમે તેવી પરિસ્થિતિમાં પોતાની શ્રદ્ધા કે વિશ્વાસ સાચવી શકનારા માણસોની જરૂર હોય છે "सत्य असत्यासी मन केले ग्वाही । मानियेलें नाही बहुमता ।।" આવી વૃત્તિના માણસો આ કામ માટે જરૂરના છે. પોતાની જિંદગી દરમિયાન આ કામ રાષ્ટ્રમાન્ય થયેલું જોવાનું કદાચ આપણું સદ્‌ભાગ્ય ન પણ હોય. ઈશુ ખ્રિસ્તને મરણ વેળાએ એક પણ શિષ્ય પોતાના પક્ષમાં છે કે કેમ તેની ખબર ન હતી તોપણ એક વિશ્વપિતા ઉપર શ્રદ્ધા રાખીને તેણે એક સંસ્કૃતિના પાયા નાખ્યા. આપણું ગ્રામશિક્ષણનું કાર્ય પણ તેટલું જ વ્યાપક છે. અને આપણે તે દિવ્ય મંદિરના પાયામાં કામ કરનારા મજૂરો છીએ. આપણે મૂકીએ તે પાયાના પથ્થરો ભાવિ પ્રજાની નજરે પણ પડવાના નથી, પણ તે મંદિરનો આધાર તેના ઉપર જ રહેવાનો છે એ શ્રદ્ધા અને સમાધાનથી આપણે કામ કરવાનું છે.

આટલો વિશ્વાસ આપણામાં ન હોય તો આ કામ આપણે હાથે પાર પડવાનું નથી. કેમ કે આપણી મુરાદ ગમે તેવી હો આખરે આપણે શહેરી સંસ્કૃતિના બિનપગારદાર એજન્ટ જ થઈ જવાના. આપણું કામ નેવાનાં પાણી મોભે ચડાવવા જેટલું કઠણ છે. પણ તે કર્યા સિવાય આપણી આધ્યાત્મિક સંસ્કૃતિ ટકવાની નથી. પ્રસ્થાનત્રયીનો માત્ર અભ્યાસ કર્યાથી આધ્યાત્મિક સંસ્કૃતિ થોડી જ ટકવાની હતી! જે જીવનમાં ઊતરે અને શ્વાસોચ્છ્‌વાસ જેટલી સહન થાય તે જ જીવનસંસ્કૃતિ.

આપણે એટલી ભૂલ તો ન જ કરીએ કે ગામડાંમાં જે કંઈ વસ્તુઓ સ્વાભાવિક થઈ પડી છે તે બધી જ આપણી ઈષ્ટ સંસ્કૃતિને પોષક છે એમ માની બેસીએ. ગામડાંમાં અસ્વચ્છતા, અવ્યવસ્થા, આળસ, ચુગલખોરપણું, કજિયાદલાલી, મત્સર, બીજાને લડાવી મારવાની ટેવ, ઉચ્ચનીચ ભાવના, વેરઝેર, રૂઢિનિષ્ઠા, વખત વેડફી નાખવાનું ઉડાઉપણું વગેરે કેટલાય દોષો ભરેલા છે; અને શહેરી ભોગવિલાસ તથા ચેનબાજી વિશે અગાઉ લોકોના મનમાં જે અણગમો કે તિરસ્કાર હતો તે હવે લગભગ જતો રહ્યો છે. ચા, સ્ટવ, સિનેમા, દારૂ, મોટરબસ જાપાની રમકડાં, વગેરે ચીજોને પોતાના જીવનમાં દાખલ કરવા ગામડાના લોકો ઇંતેજાર થયા છે. શહેરનો હુમલો ગામડાના ઠેક હૃદય સુધી જઈ પહોંચ્યો છે. આવી પરિસ્થિતિમાં આપણે કામ કરવાનું છે. પુરાણમતવાદી લોકો આપણને ધર્મભ્રષ્ટ,

નાસ્તિક, સુધારક કહેશે; અને આધુનિક સુશિક્ષિત લોકો, આજના વ્યવહારના અધિપતિઓ, આપણને પરાગતિક, કાલચક્રને ઊંધી ગતિ આપનારા, જંગલી દશા તરફ લઈ જનારા, વગેરે વિશેષણોથી અલંકૃત કરશે. મૃદંગને જેમ બન્ને બાજુથી થપ્પડો ખાવી પડે છે તેવી આપણી સ્થિતિ થશે; પણ આ બધું વેઠીને આપણે આપણા તત્ત્વની ઘોષણા કૃતિથી કરવાની છે.

ગામડામાં જઈને શું કરવું અને કેમ કરવું એ સવાલો મુખ્યત: ઊભા થાય છે. શું કરવું તેની વિગત થોડાક અનુભવથી તથા થોડીક કલ્પનાથી નક્કી કરી શકાશે. પણ તે કેમ કરવું તે નક્કી કરવા માટે આપણા આદર્શનું સ્પષ્ટ દર્શન હોવાની જરૂર છે.

ગામડાંના લોકો સાદા હોય છે, મહેનતુ હોય છે ખરા પણ સ્વભાવના મૂળમાં હંમેશ કોઈ સદ્‌વૃત્તિ કે કોઈ તત્ત્વ હોય જ છે એવું નથી હોતું. અકર્મણ્યતા, સૂઝનો અભાવ, પુરુષાર્થની ઊણપ એ પણ મોટે ભાગે હોય છે. ગામડાં ગંદકીનાં તો પિયર હોય છે. શહેરની પાકી મોટી સડકો જોઈને ગામડાંના લોકોને કદી એમ નથી થતું કે આમાં કંઈ મોટી વાત નથી, ચાલો આપણે પણ એવા રસ્તાઓ બાંધીએ. કોઈ ઈનામદાર, સરદાર કે પ્રવૃત્તિશીલ સાધુ એવાં કામ કરી આપે તો લોક સેંકડો વરસો સુધી તેનાં ગુણગાન કરશે. સાર્વજનિક હિતનાં કામો તો ધનાઢ્ય માણસે પુણ્ય કે સ્વર્ગની આશાથી જ કરવાનાં હોય એવું તેઓ માને છે. બધા મળીને સાર્વજનિક સ્વાર્થ કે હિતની દૃષ્ટિએ આ કામો ન ઉપાડે ત્યાં સુધી સમાજનો ઉદ્ધાર થવો અશક્ય છે. આત્માપરમાત્મા અને દ્વૈતઅદ્વૈતના કૂચા કાઢનારા વિદ્વાનો શૌચ માટે ક્યાં ને કેવી રીતે બેસવું અને પછી મળની શી વ્યવસ્થા કરવી તેનો વિચાર જ કરતા નથી. ગામડામાં જઈને માંદાંને દવા આપવી તથા છોકરાંઓને ભણાવવા સિવાય બીજી વાત આપણને સૂઝતી જ નથી. રસ્તાનો જ સવાલ લઈએ. એકલે હાથે શું થાય અને બધા એકત્ર થઈને શું ને કેમ કરશું, આ બે શંકાને લીધે કશું જ કામ થઈ શકતું નથી. મારા મિત્ર પુંડલિકજીએ પોતે પસંદ કરેલા ગામડામાં પાકી સડક કેવી રીતે બંધાવી તેનો ઈતિહાસ ઘણો મનોરંજક છે. તેમની પાસેથી જ તે તમે સાંભળી લો એવી મારી ભલામણ છે. શૌચની વ્યવસ્થા સારી ન હોવાને લીધે રોગ બધે પ્રત્યક્ષ ન ફેલાય તોપણ સામાજિક તંદુરસ્તી તેથી નબળી પડે છે. ગંદી રહેણીથી માણસની સ્વાભાવિક વૃત્તિ અને લાગણી બુઠ્ઠી થાય છે અને નૈતિક સદ્‌ગુણો પણ ઢીલા પડે છે. એકાદ દિવસ મોટા ઉત્સાહથી હાથમાં સાવરણી લઈ ગામની સફાઈ કર્યે કામ સરે નહીં. પોતાની શક્તિ ને સમયનો વિચાર કરી પોતા પૂરતું કામ નીમી લઈને પહેલા દિવસના ઉત્સાહથી જ જો સફાઈનું કામ કરતા થઈએ અને તે વરસો સુધી સતત ચાલુ રાખીએ અને સાથે સાથે તે વસ્તુનો યોગ્ય પ્રમાણમાં પ્રચાર કરીએ તો જ સામાજિક સ્વચ્છતા આપણે સિદ્ધ કરી શકીશું.

પ્રચાર માટે સભા જ ભરવી જોઈએ એમ નથી. કૃત્રિમપણે ઉપદેશ આપવાનો ડોળ આણી વ્યાખ્યાનો આપતા ન ફરતાં ચાર માણસ ભેગા થયા હોય ત્યારે સાહજિકપણે ચર્ચા કરવાથી વધારે કામ થઈ શકે. જેમને કશું કરવું નથી એવા લોકો પણ ખૂબ ચર્ચા કરે છે. પણ ચર્ચાને અંતે તેમને એક જ અનુમાન કે નિર્ણય કરવાનો હોય છે અને તે એ કે કશું થઈ શકે તેમ નથી. લોકો ખરાબ છે એ હંમેશનું અનુમાન કાઢવા માટે કલાકોના કલાક સુધી ચર્ચા કરવાની જરૂર નથી. આવા નાસ્તિક લોકો જ સમાજમાં વધારે હોય છે. તેમની ઢબે ચર્ચા ન કરવી જોઈએ. કદાચ તેમની સાથે બોલવાચાલવાનો સંબંધ છોડી દેવો પણ આવશ્યક થઈ પડે. ગામડાંમાં લોકોને સૂઝ નથી હોતી તે તેમને પચે તેટલી આપતા રહેવું જોઈએ.

જ્યાં લોકલબોર્ડની કે ખાનગી નિશાળ હોય અગર તેની નજીકમાં ક્યાંય હાઈસ્કૂલ હોય ત્યાં અક્ષરજ્ઞાન કે પુસ્તકિયું જ્ઞાન આપવા આપણે ન બેસવું. આપણા જીવનમાં અસહકાર ભરેલો હોય તોપણ શિક્ષણમાં અસહકાર સમાજને શીખવવાની જવાબદારી હવે આપણી નથી; અને અસહકારની જવાબદારી પાર પાડવા માટે શાળા ખોલવાનો કશો ઉપયોગ નથી. આજની પરિસ્થિતિમાં અસહકારનો જેટલો ઉપયોગ શક્ય હતો તેટલો થઈ ચૂક્યો છે. આપણું પોતાનું જીવન પહેલાંની જેમ કડક રહે ત્યાં સુધી તેનો લાભ ટકશે. સમાજને જે વસ્તુઓ જે પ્રમાણમાં સદી ગઈ તે તે સહેજે છોડતો નથી. હવે આપણે કેળવણી દ્વારા અક્ષરજ્ઞાનમાં આવતી નથી એવી અનેક વધારે મહત્ત્વની બાબતોની જવાબદારી લેવી જોઈએ. જેઓ રીતસર નિશાળમાં જઈ શકતા નથી એવા હરિજનો, સ્ત્રીઓ, વૃદ્ધો, ખેડૂતો અને મજૂરોને અક્ષરજ્ઞાન અને ગણિતનું જ્ઞાન સંસ્થા કાઢ્યા સિવાય ખાનગી રીતે આપવું જોઈએ. સંસ્થા કાઢીએ એટલે લોકોમાં અમુક અપેક્ષા પેદા થાય છે અને તે તૃપ્ત ન થાય એટલે અસંતોષ પેદા થાય છે. આપણે આબાલ-વૃદ્ધોને, બધી કોમનાં સ્ત્રીપુરુષોને રોજ સાંજે ભેગાં કરીને શ્રૌતપદ્ધતિથી એટલે મોઢેથી ખૂબ જ્ઞાન આપવું જોઈએ. અભ્યાસક્રમ વગેરે કશું ઘડવા ન બેસતાં સહેજે પ્રસંગ આવે તેમ માહિતી આપ્યા કરવી; એટલે લોકો આસ્થાથી સાંભળે છે અને સહેજે ધ્યાનમાં રાખે છે. સમાજ બહુશ્રુત થાય એટલે તેનું સમજદાર-પણું વધે છે અને જીવનમાં ફેરફાર — સુધારા કરવા તેને સહેલું થઈ પડે છે. આવી રીતે કઈ કઈ માહિતી લોકોને આપવી જોઈએ તેનું અંદાજપત્રક આપણી પાસે હોય એ સારું.

પણ દિવસનો મોટો ભાગ ઉદ્યોગમાં જવો જોઈએ. દરજી-કામ, કલાઈનું કામ, ટિનનાં પાત્રો સમારવાનું કામ, જોડા બનાવવાનું કામ, વાંસ, નેતર કે વેલાના ટોપલા વગેરે ચીજો બનાવવાનું કામ અખંડ ચાલવું જોઈએ. લોકો તો ભીંતમાં ચીંધો ખીલો પણ ઠોકી શકતા નથી. એવી લાચાર સ્થિતિ તો આપણા દેશમાં જ સ્વાભાવિક મનાય છે. દરેક વસ્તીમાં એકાદ હુન્નરી માણસ હોય જ

છે પણ તેને પોતાના કાર્યના મહત્ત્વનું ભાન હોતું નથી. તે સાંસ્કૃતિક આગેવાની લઈ શકતો નથી અને મોટું મન રાખીને સમાજનું ગાડું કેમ હાંકવું તેની કલ્પના તેને નથી હોતી. આપણે આવી જાતના હુન્નરી થવું છે માત્ર તેમાં નિઃસ્પૃહતા અને તટસ્થપણું હોવાં જોઈએ અને આપણા કામમાં પૂરેપૂરું તાદાત્મ્ય હોવું જોઈએ.

એક વખત કાવ્યરસની મીમાંસા કરતાં અહીંના તેમ જ પરદેશના રસજ્ઞો તે વિશે શું કહે છે તેનો ઊહાપોહ કરી મેં મારા પૂરતી એક વ્યાખ્યા ઘડી કાઢી. જે સાહિત્યનિર્મિતિ કે અનુભૂતિમાં ચિત્તવૃત્તિનું વધારે ને વધારે તાદાત્મ્ય થાય છે અને તેમ છતાં નિઃસ્પૃહ તટસ્થપણાનો ભંગ થતો નથી તે સાહિત્ય કે કલાનો આનંદ તે કાવ્યાનંદ. સર્વોત્કૃષ્ટ કલાની પણ આ જ વ્યાખ્યા છે એમ મને લાગે છે. નિઃસ્પૃહ તટસ્થપણું હોય અને તેની સાથે વિગલિત—વેદ્યાંતર એવું તાદાત્મ્ય પણ હોય અને આ બંને એકબીજાને જરાય મારક ન હોય અને પરિણામે હૃદય ઉન્નત, પ્રસન્ન અને ઉદાત્ત થાય, સર્વ કોમળ ભાવો જાગ્રત થાય અને જીવન હોય તે કરતાં વધારે વિશુદ્ધ અને ગૌરવવાળું થાય. આ કલાનો, સંગીતનો તેમ જ સાહિત્યનો આદર્શ છે. આ જ સાચો રસ અને આ જ સાચી સંસ્કારિતા. ગામડાંમાં જઈને આપણે જે સેવાકાર્ય કરવાનું છે તેનો આદર્શ પણ ઉપલી વ્યાખ્યામાં આવી જાય છે. જ્યારે સેવામાં કોઈ પણ સ્વાર્થ કે મલિન વિચાર ભળતો નથી, નિઃસ્પૃહ તટસ્થપણાથી સેવા કરવામાં આવે છે અને સેવા કરતી વખતે ઉત્કટતા, કુશળતા અને તાદાત્મ્યની પરાકાષ્ઠા થાય છે તે સેવા સર્વોત્કૃષ્ટ. આવી સેવા અત્યન્ત કલ્યાણકારી અને પરમાનંદદાયી નીવડે છે. મોક્ષ કે બ્રહ્માનંદ પ્રાપ્ત કરવાનાં આ જ મુખ્ય સાધનો છે. આ પદ્ધતિથી ગ્રામસેવક કામ કરવા લાગે એટલે તેને અંતરમાંથી પોતીકો શુદ્ધ આનંદ મળશે. એ જ એની સેવાનો બદલો. પછી લોકો તેને ભલો કહો કે બૂરો, તેના કાર્યનો વિસ્તાર વધો કે ઘટો, લોક તેનું સાંભળો કે ન સાંભળો. આવી વૃત્તિથી જે રહી શકશે તેને જ ભારતીય જાનપદ સંસ્કૃતિનું રહસ્ય સમજાશે.

શિક્ષણશાસ્ત્રીએ ગામડામાં જવું એનો અર્થ એ નથી કે તેણે ત્યાં શાળા ખોલીને બેસી જવું. ગામડામાં જઈએ કે તરત શાળા ખોલીએ તો ત્યાંના લોકો ગામડિયા બુદ્ધિને પસંદ પડે એવી જ શાળા માગવાના. સરકારી શાળાના ગુણદોષ તપાસવા જેટલી દૃષ્ટિ તેમની પાસે ક્યાંથી હોય? અમારા છોકરાને અંગ્રેજી ભણાવો, તેને સરકારી નોકરી મળે તેમ કરો પછી તે ગમે તેટલી હોય તોય વાંધો નહીં એવું જ તે કહેવાના. આપણે કેળવણીમાં જે સુધારા દાખલ કરીશું તે વિશે તેમના મનમાં હંમેશ અશ્રદ્ધા રહેશે અને આમ પાલક ને શિક્ષક વચ્ચે સનાતન ગજગ્રાહ જામશે. પાલકો ને ગામડાંના ડાહ્યા લોકોનો વિરોધ ટાળવાનો એકમાત્ર ઉપાય આપણી પાસે છે, અને તે એ કે જે લોકો વિરોધ કરતા હોય તેમની સેવાથી આપણા કાર્યનો આરંભ કરવો; તેમના ઉપર જ રાષ્ટ્રીય વિદ્યાનું અસ્ત્ર ફેંકવું.

ગામડાંના આ લોકશિક્ષણમાં કેવળ ઉજળિયાત અને પ્રતિષ્ઠિત લોકોનો વિચાર કર્યે ચાલશે નહીં. બધી કોમો અને બધા દરજ્જાના મુખી માણસને વારંવાર મળવું, તેમની સાથે સૌમ્યપણે વાતચીત કરવી, તેમનું કહેવું સાંભળી લેવું અને તેમના દૃષ્ટિકોણ વિશે સહાનુભૂતિ રાખવી એ જરૂરનું છે. આ બાબતમાં સ્ત્રીઓની ઉપેક્ષા કર્યે પણ નહીં ચાલે. સ્ત્રીઓ સુશિક્ષિત હો કે અશિક્ષિત હો, કુટુંબમાં તેમનો અધિકાર મોટો રહેવાનો જ. બાળજગત તેમની જ હકૂમતમાં રહેવાનું; તેઓ વિરોધ કરે તો આપણું ગાડું શરૂઆતમાં જ અટકી પડે; તેમનું મન મનાવવું પણ મુશ્કેલ હોય છે. તે માટે એક ઉપાય એ કે તેમની વિચારસરણી સમજી લઈ પોતાની બાજુ તેમને ગળે ઉતારવી જોઈએ. સ્ત્રીઓની કેળવણી જો આપણે હાથમાં લઈએ તો આખું સ્થાનિક વાતાવરણ આપણા હાથમાં આવ્યું જ સમજવું. આ કામ બહુ નાજુક અને જવાબદારીનું છે. આપણા ચારિત્ર્યને બળે લોકોનો વિશ્વાસ મેળવીને જ આ કામ કરી શકાય તેમ છે. ગામડાંના લોકો આધુનિક વિચાર ને આચાર વિશે હંમેશ શંકાશીલ હોય છે. સુધારણા એટલે છાકટાપણું એવું અનુમાન કાઢતાં તેમને વાર લાગતી નથી. તેથી લોકોનો વિશ્વાસ મેળવીએ તેટલા જ પ્રમાણમાં સ્ત્રીઓની પ્રવૃત્તિ ચલાવવી જોઈએ. પહેલાં જાગૃતિ અને પછી સુધારણા આ સૂત્ર કદી ભૂલવું નહીં.

અને સ્ત્રીકેળવણીની બીજી એક બાજુ પ્રથમથી જ ધ્યાનમાં રાખવી જોઈએ. આપણે દેશનું બાળશિક્ષણ, પ્રાથમિક શિક્ષણ છેવટે સ્ત્રીઓના હાથમાં જ સોંપવાનું છે. એટલે સ્ત્રીકેળવણીના કાર્ય માટે આપણે જે શ્રમ ઉઠાવીશું તે રાષ્ટ્રવ્યાપી ફરજિયાત અને મફત પ્રાથમિક કેળવણીની સારામાં સારી તૈયારી જ હશે. દેશમાં લાખો વિધવાઓ નિરાધાર જીવન જેમતેમ કરી વિતાડે છે. બધીને કંઈ પુનર્-વિવાહ કરવાનો નથી હોતો અને દાઈ કે પરિચારિકાનો ધંધો કેટલીને ભાગે આવે? તેમને માટે મોટામાં મોટો ધંધો, સર્વ કાળે અને સર્વ ઠેકાણે ચાલે તેવો પવિત્ર અને પ્રતિષ્ઠાવાળો ધંધો, માતૃહૃદયને તૃપ્ત કરે તેવો ધંધો બાળકેળવણીનો જ છે.

આપણે ગામડાંમાં જઈને વસીએ એટલે પ્રથમ આપણો જમીન સાથે સંબંધ આવશે. જમીન સારી કઈ ને ખરાબ કઈ, ક્યાં કયો પાક થાય છે, જુદાં જુદાં ખાતરોની શી અસર થાય છે, પાણી પૂરું કેમ પાડવું, પાકનું રક્ષણ કેમ કરવું, વગેરે વિશે ઉપયુક્ત માહિતી હંમેશાં ભેગી કરવાની આપણે ટેવ પાડવી જોઈએ. ખેડૂતોમાં જૂની વિદ્યા રહી નથી અને નવી વિદ્યા તેમના સુધી પહોંચતી નથી. આપણે હંમેશ તેમના સલાહકાર થવું જોઈએ. ઢોરઢાંખરની આજકાલ બહુ કફોડી સ્થિતિ છે. જ્યાં માણસોને ભૂખમરો હોય છે ત્યાં બળદ હૃષ્ટપુષ્ટ ક્યાંથી હોય? ઢોરનો શાપ ખેતીને નડે છે એ ખેડૂતને બરાબર સમજાવવું જોઈએ. ગામડાંમાં રહીને ઢોરઢાંખરના આહારનો સવાલ બાજુએ રાખી શકાય જ નહીં. આ પ્રશ્નની ખૂબ ઉપેક્ષા થઈ છે. ખેતીમાં પૈસો રેડ્યા સિવાય ખેતીની આબાદી થાય નહીં અને ખેડૂત પાસે તો પૈસો હોતો નથી. શાહુકાર પાસેથી મૂડી લઈ જે ખેતી કરે

છે તેના ધંધામાં બરકત નથી હોતી. આ મુશ્કેલીમાંથી માર્ગ કાઢવા સારુ શાહુકાર અને ખેડૂત બન્નેની નીતિમત્તા સુધારવી જોઈએ. આ કામ ઉપદેશ કર્યે પાર પડે તેમ નથી, પણ બધા વિશે લાગણી અને ઉચ્ચ ચારિત્ર્યની છાપ પડશે ત્યારે જ આ કામ થઈ શકશે.

આજે ગામડાંઓમાં કંઈ જીવન આવે તે માટે તરત કંઈ ઉપાય અમલમાં લાવવા જેવો હોય તો તે પ્રાથમિક સ્વરૂપના ઉદ્યોગધંધા શરૂ કરવાનો છે. ગામડામાં જાતજાતનો માલ પેદા થાય અને તે ત્યાં જ અથવા આસપાસ વેચાય તે માટે પ્રયાસ કરવો જોઈએ. લોકોમાંથી હસ્તકૌશલ્ય લુપ્ત થયું છે, હુન્નર-કારીગરી કશી રહી નથી. તેની કોઈ કાળજી લેનારો નથી તે આપણે લેવી જોઈએ. શહેરમાં તો ગમે તે ગમે તેનો ધંધો કરી શકે છે; ગામડાંઓમાં તેમ નથી હોતું. ખાસ કરીને શ્રમજીવી જાતોમાં એકનો ધંધો બીજો ન કરે એવો સખત નિષેધ હોય છે. ભવિષ્યમાં આપણને આ જ નિયમ કામ આવવાનો છે. પણ આજે તે દ્વારા એક જાત બીજી જાત ઉપર ચડી બેસે છે તે તો બંધ થવું જ જોઈએ. બધી જાતિઓનો દરજ્જો સમાન છે એટલું જો આપણે ગામડાંની પ્રજા પાસે ખરા દિલથી માન્ય કરાવીએ તો મોટું કાર્ય થયું ગણાશે. આપણા સમાજનું સામાજિક નિયંત્રણ ઘણું વિકૃત થયું છે. જ્યાં નિયંત્રણની જરૂર નથી ત્યાં તે વધારે પડતું હોય છે અને જ્યાં તેની જરૂર હોય ત્યાં તે બિલકુલ હોતું નથી અને જવાબદારીપૂર્વક બધાના સમાન હિતની દૃષ્ટિએ તો કોઈ વિચાર જ કરતું નથી.

પૈસો, બજાર, કોરટ, દવાઓ, ચેનબાજીની ચીજો, ચોપડીઓ વગેરે વસ્તુઓ ગામડાંમાં પેસે એટલે ત્યાંનું જીવન લોકોના કાબૂમાં રહેતું નથી. આ બધી વસ્તુઓનો અમુક ઉપયોગ છે પણ તેનાથી સંસ્કૃતિ સંકટમાં ફસાય છે. હરીફાઈનું તત્ત્વ સમાજમાં નવચેતન આણવા સમર્થ થાય છે એમ મનાય છે પણ પ્રત્યક્ષ અનુભવ હંમેશ એવો નથી હોતો. હરીફાઈને કારણે માણસ માણસ વચ્ચેના સામાજિક સંબંધ ભારરૂપ લાગે છે અને પછી ફગાવી દેવામાં આવે છે. વધતા જતા દારિદ્રયને કારણે અરસપરસ અવિશ્વાસ વધતો જાય છે અને અજ્ઞાન કેમે કરી દૂર થતું નથી એવે ઠેકાણે જઈને આપણે કામ કરવાનું છે. ગામડાંમાં જનારે લોકસંગઠનનું વ્યાકરણ મોઢે કરવું જોઈએ; લોકોને સમાજધર્મ સમજાવવો જોઈએ; ભૌગોલિક જ્ઞાન આપી તેમની આંખ ઉઘાડવી જોઈએ. ઔદ્યોગિક કળાકૌશલ્ય દ્વારા તેમને કાર્યકુશળ બનાવવા જોઈએ; અબુદ્ધિ અને વહેમોનો નાશ કરી તેમનું ઘડપણ દૂર કરવું જોઈએ; શાસ્ત્રીય માહિતી આપીને તેમની બુદ્ધિ તીક્ષ્ણ કરવી જોઈએ, સાચું અર્થશાસ્ત્ર તેમને ગળે ઉતારીને તેમને સ્વરાજ્યાકાંક્ષી બનાવવા જોઈએ; આટલું કરીએ તો જ સંગઠન થવાનું છે.

જે ગ્રામસેવક થાય તેનામાં સમાજનિરીક્ષણ કરવાની, માહિતી ભેગી કરવાની અને સશાસ્ત્ર અનુમાન કાઢવાની આવડત હોવી એ જરૂરનું છે. આપણા સમાજમાં પૂર્વગ્રહોનું સામ્રાજ્ય મોટું છે. ચાલતી આવેલી માન્યતાઓને કાંઈ પણ વિચાર

કર્યા વગર વળગી રહેવાની વૃત્તિ જ વધારે છે. આ દોષનો સહાનુભૂતિપૂર્વક વિરોધ કરવાની શક્તિ ગ્રામસેવકમાં હોવી જોઈએ. પોતાના ચારિત્ર્ય અને ધગશ સિવાય બીજા એક પણ સાધન વગર કામ કરવાની આવડત તેનામાં હોવી જોઈએ. અને સૌથી વધારે કઠણ વસ્તુ એ છે કે બધા વર્ગો, બધી કોમો વિશે સરખો સમભાવ અને સમાન બુદ્ધિ હોવી જોઈએ. ગરીબોની દયા ખાઈએ એ કામનું નથી; તેમને પ્રેમ અને આદરની જરૂર છે. સામાજિક સેવાને જોરે લોકોની સુપ્ત શક્તિઓ જાગ્રત કરીશું અને એ જ સ્વરાજની મોટી મૂડી છે એવી તેની નિષ્ઠા હોવી જોઈએ. નિરાશાના વાતાવરણમાં લોકોનું સામર્થ્ય ક્યાં ક્યાં છુપાઈ બેઠું છે તે તેણે શોધી કાઢવું જોઈએ.

આ કામ કરતાં કરતાં કેટલાક થાકી જશે, કેટલાક અધવચ જ થંભી જશે. યોગમાર્ગમાં જેમ સિદ્ધિ આડે આવે છે તેમ સમાજસેવાના માર્ગમાં સ્વાર્થ આડે આવે છે. કાર્યકુશળ માણસને તો સ્વાર્થ ગમે ત્યારે ઘેરે. ધર્માધિકારીઓ, રાજકીય અમલદારો, જમીનદારો, શાહુકારો વગેરે સ્વાર્થી લોકો તેને ખરીદવાને પ્રયત્ન કરશે. તેમાં ન ફાવે તો તેને દબાવી દેવાનો કે કચડી નાખવાનો પ્રયત્ન કરશે. એક ધ્યેયનિષ્ઠા હોય તો આ બધામાંથી પાર પડી શકાય. પણ આખરે ઠેઠ શિખરે પહોંચી જનાર તો થોડા જ નીકળશે. જેમ જેમ ઉપર જઈશું તેમ તેમ ઠંડો પવન વાવા માંડશે, હજી આગળ ચારે બાજુથી તોફાન જામશે, પગદંડી પણ દેખાતી બંધ થશે, પગ લપસશે, પગની મદદે હાથને લેવા પડશે, ધૂમસ ફેલાય ત્યારે દિશાભૂલ થશે, ક્યાંક ક્યાંક તો બે ડગલાં ઉપર જઈને ચાર ડગલાં પાછા ઊતરવું પણ પડશે, કેટલાક રસ્તામાં જ ગળિયા થઈ જશે, કેટલાક તો कशास जावें दूर ? इथेंच आमुचें पंढरपुर ! એમ કહી સ્થાવર થશે. પણ ધ્યેયનિષ્ઠ લોક તો આગળ ને આગળ જ વધશે. વિમુક્તિનો ઝંડો ઊંચામાં ઊંચા શિખર ઉપર ન રોપાય ત્યાં સુધી શિખરયાત્રા આમ ને આમ ચાલવી જ જોઈએ.

સ્નાતકો ! વૈદિક કાળમાં પ્રાચીન ઋષિઓ સ્નાતકોને જેવો ઉપદેશ આપતા તેવો ઉપદેશ આપવાની લાયકાત હું ધરાવતો નથી. આજ ઘણા ઓછા લોકોમાં તેવી લાયકાત હશે. તે વખતે સંસ્કૃતિનો આદર્શ નિશ્ચિત હતો. આજે સર્વત્ર અવ્યવસ્થા અને અનિર્ણય છે; અને કેટલેક ઠેકાણે તો ઉચ્ચ અને ઉજ્જવળ આદર્શને તોડી પાડવાની અહમહમિકા ચાલી રહી છે. એવા જગતમાં તમે પ્રવેશ કરી રહ્યા છો. યુરોપમાંથી અનેક જાતના વિચારો તમારે કાને આવી અથડાય છે. પોતાના આદર્શને અમલમાં આણવા માટે તે લોકો જે પ્રયત્નો આદરી રહ્યા છે તેનો રસપૂર્ણ ઈતિહાસ તમને વાંચવા મળે છે. તેમની કલ્પનાઓ જીવનના દરેક ક્ષેત્રમાં કેવી રીતે અમલમાં મૂકી શકાય તે તેઓ ઉપપત્તિ સાથે બતાવી આપે છે. તેથી તેમના વિચારો સ્વીકારવા તેમ જ તેમના માર્ગે જવું સહેલું જણાશે. પણ તમે એવા માર્ગે રખે જતા. વિચાર ગમે તે દેશમાંથી આવે, એ સ્વદેશી હો કે પરદેશી હો, તેમને તપાસ્યા સિવાય સ્વીકારવા ન જોઈએ. સારી ભાષામાં કહેલા

છે અને બુદ્ધિને ઝટ માન્ય થાય છે એટલાથી જ ન દોરાઈ જતા. આપણા જીવનમાં તેમને સ્થાન આપ્યે તેનાં શાં પરિણામ થશે તેનો ઊંડાણમાં જઈ વિચાર કરો. પ્રયોગ કરવાની લાયકાત આપણામાં છે એવી ખાતરી થાય તો પોતે પ્રયોગ કરી જુઓ. પ્રયોગ કરતી વખતે ઘણી નવી વસ્તુઓ સૂઝશે અને વિચારોની સ્વદેશી આવૃત્તિ તમારા મનમાં ઘડાશે અને પછી તે વિચારો પોતીકા વિચારો તરીકે વાપરી શકશો. રૂશિયન લોકો ભારે ઉત્સાહથી નવીન પ્રયોગ કરી રહ્યા છે. એક આખું રાષ્ટ્ર જે પ્રયોગ પાછળ મંડી પડયું છે તે પ્રયોગનો ઉપહાસ કરવો આપણને શોભે નહીં. આજ પોણોસો વરસ થયાં તે લોકો આશાનિરાશાનાં તોફાનો વચ્ચે અલૌકિક નિષ્ઠાથી પોતાનો પ્રયોગ કરી રહ્યા છે. તેઓ ભૂલો કરે છે, તે પાછી સુધારે છે અને અંતિમ સત્ય હાથ આવ્યું હોય તેમ તેનો પ્રચાર કરે છે પણ વિપરીત અનુભવ થતાં જ પોતાના કાર્યક્રમમાં ફરી પરિવર્તન કરે છે. તેઓ જીવંત લોકો છે. તેમનો ડોળ આપણે કરીએ તોય તેમની શક્તિ અને દૃષ્ટિ આપણામાં નહીં આવી શકે. આપણે આપણા સવાલોનો પોતાની ઢબે ઉકેલ લાવતા થઈશું તો આપણને પણ તેમના જેવી દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થશે. મને એવી જબરદસ્ત શંકા છે, — મારી એવી અટકળ છે કે વર્ણવ્યવસ્થાનું પુનરુજ્જીવન આપણા કરતાં રૂશિયામાં જ પ્રથમ થયેલું આપણે જોઈશું અને અનેક પ્રયોગોને અંતે તેમને અહિંસાનું તત્ત્વ માન્ય થયા વગર રહેશે નહીં. જરાક સરખો મતભેદ થાય અગર કોઈ જુદી દિશાએ જવા માંડે તો તેને ઠોકો, ઠાર કરો એવી જો ટેવ પડે તો સમાજ કેમ ટકી શકે? અહિંસાને અપવાદ હોય છે એ સિદ્ધ કરવું સહેલ છે પણ આ અપવાદો દહાડે દહાડે ઘટાડવાના તનતોડ પ્રયત્ન કરવામાં જ પુરુષાર્થ રહેલો છે.

તમારો આશય ઉદાત્ત હો; પણ તમારું કાર્યક્ષેત્ર વિશાળ હોવાનો આગ્રહ ન રાખતા. તે ક્ષેત્ર તદ્દન મર્યાદિત હોય તેમાં જ ઘણો લાભ છે. અંગદ લંકામાં ગયો ત્યારે એકલો જ હતો પણ તે જાણતો હતો કે પોતાને રામનું પીઠબળ છે. રાવણના સામર્થ્યથી તે અંજાઈ ગયો નહીં. આપણે પણ જગતમાં ફેલાયેલી રાવણી સંસ્કૃતિ સાથે ઝઘડવું છે. આપણી પાસે સાધનસંપત્તિ ન હોય તેથી શું? રામની શક્તિ તો આપણે ગમે ત્યારે મેળવી શકીશું. રામ તરફથી તૈયારી છે; આપણે જ તૈયારી કરવી બાકી રહી છે.

આજકાલના પદવીધરો નોકરીઓ મેળવે છે; પૈસો અને પ્રતિષ્ઠા મેળવે છે; જુદા જુદા ધંધાઓ કરે છે; થોડા વળી નાનીમોટી શોધ કરીને કીર્તિ મેળવે છે. તેમની ટોળીમાં તમે ઘૂસો અને તેમના જેવો યશ મેળવો તેમાં શું મોટું?

લોકમાન્ય હાઈકોર્ટના જજ થયા હોત, એકાદ કૉલેજના પ્રિન્સિપાલ થયા હોત, ધારાસભામાં આગેવાન થયા હોત, અથવા એકાદ પ્રાન્તના ગવર્નર થયા હોત. પણ ત્યાં તેમની સ્વતંત્ર પ્રતિભા પૂર્ણપણે દેખાત નહીં, તેઓ પોતાનું ખમીર સો ટકા બતાવી શકત નહીં. આજે જે તેમની મહત્તા આપણને લાગે છે

તે ન લાગત. જ્યાં પરરાજ્ય હોય છે ત્યાં પોતાના તેજે ચળકવું એ જ મહત્ત્વનું હોય છે. આટલું તમે કરો એટલે પોતાના વિદ્યાઋણમાંથી તમે મુક્ત થયા.

તમે જ્યાં જાઓ ત્યાં ગરીબોને, અનાથોને, બહિષ્કૃતોને, દબાયેલાઓને આપણો વાલી આવ્યો છે એમ થવું જોઈએ. મહારાષ્ટ્રમાં રાજકીય અન્યાય સામે જેટલી ચીડ બતાવાય છે તેટલી સામાજિક અન્યાય વિશે આવવી જોઈએ. આપણા ઉપર કોઈ જુલમ ન કરે એમ જેટલી તીવ્રતાથી આપણને લાગે છે તેટલી જ બલકે તેથી વધારે તીવ્રતાથી એમ લાગવું જોઈએ કે મારે હાથે કોઈને જુલમ ન થાય. મારી દહેશત કોઈને ન હો. પોતાનો ધાક બધે ફેલાવવામાં જે ભૂષણ સમજે છે તે સાચો સ્વાતંત્ર્યવાદી નથી.

શુદ્ધ અને ઉચ્ચ ચારિત્ર્ય અને પોતાની કળામાં નિપુણતા — અસાધારણ નિપુણતા — એ જ સેવાની ખરી ચાવી છે. તે માટે આળસ છોડી દઈ; અલંબુદ્ધિ તજી દઈ સતત મંડયા રહેવાની ટેવ રાખો. વિદ્યાપીઠનો ઊર્જિતકાળ જરૂર આવશે જ એવી શ્રદ્ધા રાખો. તેમાં ઘણાં સ્થિત્યન્તરો થશે; જેટલી વાર દાખલો ખોટો પડે તેટલી વાર ફરી ગણો. પણ આખરે આ રાષ્ટ્રીય અને કલ્યાણકારી પ્રવૃત્તિનો જ વિજય થવાનો છે તે ધ્યાનમાં રાખજો. વિદ્યાપીઠનો આદર્શ પોતાના જીવનથી અધિકાધિક શુદ્ધ કરવાનો અખંડ પ્રયત્ન કરો. અખંડ પ્રયત્ન એટલે જ ઈશ્વરના આશિષ.

## કેળવણીમાં કળાને સ્થાન*

કેળવણીના અંગેના કોઈ પણ મેળાવડામાં મને બોલાવે તો હું ના નથી પાડતો. ના પાડીને પોતાની પ્રતિષ્ઠા વધારવા કરતાં હા પાડીને સોંઘા થવું અને બને તેટલી સેવા કરવી એ જ મને વિશેષ પ્રિય છે. વળી આ સંસ્થામાં મારા વિદ્યાર્થીમિત્ર સોમાભાઈ ભાવસાર છે એ મને ગમે ત્યારે ખેંચીને આણી શકે છે. મારા વિદ્યાર્થીઓની જોહુકમી તળે જ મેં હંમેશાં કામ કર્યું છે.

ભાઈ નામલે જ્યારે મને બોલાવવા આવ્યા ત્યારે એમણે મને કહ્યું કે મને મારી સંસ્થા ભવ્ય — વિશાળ કરવાનો અભરખો નથી. નાનકડી સરખી સંસ્થા ચલાવું એમાં આ નાના નાના માનવી પંખીઓ મારા નાનકડા માળામાં આવીને બેસે અને કલ્લોલ કરે એટલું જ હું ઇચ્છું છું. હું વિસ્તારમાં નથી માનતો પણ

* સને ૧૯૬૯ની તા. ૧૯મી જાન્યુઆરીએ, વિલેપારલેના શ્રી નૂતન બાલશિક્ષણ મંદિરના કળાપ્રદર્શનની ઉદ્‌ઘાટનક્રિયા વખતે કરેલું પ્રવચન.

ઊંડાણમાં માનું છું. એમનો એ આદર્શ મને સાત્ત્વિક લાગ્યો, આપણા દેશની પરિસ્થિતિ અને સંસ્કૃતિને અનુકૂળ લાગ્યો. કેળવણીનો વિકાસ એ જ ઢબે થઈ શકે છે એમ મને લાગવા માંડ્યું છે.

આપણે હવે એ પસંદગી કરવી જ રહી. જો આજે ચાલે છે તેમ મોટી મોટી સંસ્થાઓનું સામ્રાજ્ય ચલાવવું હોય તો એક ઢબે વિચાર કરાય; અને ગ્રામઉદ્યોગની કલ્પના છે તેમ, દેશમાં અસંખ્ય કેન્દ્રોમાં નાની નાની સ્વતંત્ર પ્રવૃત્તિઓ ચલાવવામાં શ્રેય દેખાતું હોય તો બીજી રીતે વિચાર કરાય. જો બાહુબળના પાયા ઉપર સમાજનું ચણતર કરવું હોય તો સંસ્થાઓનું સંગઠન અને એકહથ્થુ વિશાળ તંત્ર એ બધું ઉપજાવવું પડશે. પણ જો સાર્વભૌમત્વ કેવળ આત્માનું, મહાન સિદ્ધાન્તોનું અને કલ્પનાઓનું જ રાખી નાની નાની સંસ્થાઓ દ્વારા આપણાં કુટુંબો ચાલે છે એમ ઘરગથ્થુ અને સાત્ત્વિક પ્રવૃત્તિઓ ચલાવવી હોય તો આખું મંડાણ ફેરવવાનું રહેશે. જો આપણી નાની નાની પ્રવૃત્તિઓ ચારિત્ર્યવાન, પ્રાણવાન, અને પ્રસન્ન હશે તો હિંદુસ્તાનનું કલ્યાણ થશે અને અમુક વર્ગ નહીં પણ આખી પ્રજા જાગ્રત અને ઉન્નત થશે.

આ સંસ્થામાં આજે આપણે કળાપ્રદર્શન જોયું. નાનકડું છે, પણ એમાં ઔચિત્ય અને રસિકતાનાં બીજ દેખાય છે.

કોઈ સારી સંસ્થા હોય એટલે એ તરફ જ દોડીને એને વધારી મૂકવી એ આપણા સમાજનો સ્વભાવ છે. પછી વિસ્તારમાં વિકાસ જોવાની ભૂલ કરનારા સંચાલકો લોભમાં તણાય છે. આ સંસ્થા જો સારી છાપ પાડશે, તો એની આગળ એ પ્રલોભન રહેવાનું જ. એમાંથી એ બચી જશે કે કેમ એ એક સવાલ છે.

કેળવણીની દૃષ્ટિએ વિચાર કરતાં હું માનું છું કે ચિત્રકળા અને સંગીત બન્નેને સરખું સ્થાન હોવું જોઈએ. ચિત્રકળા કરતાંયે સંગીતની અસર વધારે ઊંડી હોય છે, પણ તે સહેજે દેખાતી નથી. સંગીતમાંયે હવે આપણે નવો યુગ શરૂ કરવાનો છે. આર્ય અને ઈરાની સંગીતના સંમિશ્રણથી બનેલું હિંદુસ્તાની સંગીત આપણે ત્યાં પ્રતિષ્ઠા ભોગવે જ છે. કર્ણાટકી નામથી ઓળખાતું દક્ષિણી સંગીત અભિજાત રસિકતા માટે પંકાયેલું છે. એ બેનું અધ્યયન દેશમાં બધે વધશે — વધવું જોઈએ પણ મારો પક્ષપાત બંગાળી સંગીત અને ગુજરાત-કાઠિયાવાડના લોકસંગીત તરફ વધારે છે. હિમાલયના પહાડોમાં પણ એક જાતનું લોકસંગીત છે, જે બહુ ખેડાયેલું ન હોય તોયે ભવિષ્ય માટે ખૂબ ખીલે એવું છે. બંગાળની પ્રાન્તપ્રિયતા સામે રોષ બતાવવાનો આગ્રહ રાખવો હોય તો ભલે રાખો પણ બંગાળી સંગીતને જતું કરવાની ભૂલ નહીં કરતા. તેમ કરતાં આપણે જ ખોવાનું રહેશે. બંગાળી સંગીત મીઠું, મધુરું, ભાવવાહી છે. એણે ભારતીય આત્મા પકડ્યો છે. ગુજરાતનું લોકસંગીત પણ ઓછું સમૃદ્ધ નથી. ભાવનાની ઉત્કટતા વ્યક્ત કરવાની એની શક્તિ અદ્ભુત છે.

આજે સવારે રોમેરોલાં આદિ શાન્તિભક્તોની એક અપીલ વાંચતો હતો. આજે યુરોપમાં અને દુનિયામાં કેટલાક વિચારકો દુનિયામાં શાંતિ કેમ આણવી એનો વિચાર કરી રહ્યા છે. જ્યારે ઘણાખરા મુત્સદ્દીઓ, રાષ્ટ્રપુરુષો અને વિજ્ઞાનાચાર્યો શાન્તિ કેમ હણવી એની યોજનાઓ ઘડી રહ્યા છે. દુનિયામાં શાંતિ સ્થાપવા માટે જ ધર્મનો અવતાર છે એમ આશાપૂર્ણ હૃદયે માનવીએ માન્યું. મારી માન્યતા પણ એ જ છે. પણ ધર્મોએ — દુનિયાના તમામ ધર્મોએ — મધ્ય-કાલીન ફ્યુંડલ રાજ્યતંત્ર પાસેથી પ્રેરણા લઈ ધર્મસંસ્થાઓ રચી. એમાં ધાર્મિકતા ગૂંગળાઈ ગઈ: ગુરુશિષ્ય સંબંધ, સ્ત્રીપુરુષ સંબંધ, ન્યાતનું બંધારણ, પુણ્યપાપનું પીનલકોડ ને પ્રોસીજરકોડ એ બધું ધાર્મિકતાથી ગોઠવવાને બદલે સત્તા અને સત્તાતંત્રની ઢબે ગોઠવાયાં તેથી ધર્મસંસ્થાઓમાં ધાર્મિકતા ટકવી મુશ્કેલ થઈ ગઈ.

ત્યાર પછી કેટલાક નીતિવાદીઓએ અને નોરમન એંજલ જેવા વેપારવાદી-ઓએ માન્યું કે શાંતિમાં જ વેપાર વધી શકે છે, માટે વેપારીઓને હાથે શાંતિ સ્થપાશે. ખેડૂત તો જમીન માટે લડવાનો જ, ક્ષેત્રીય — ખેતરનો માલિક — હાડનો ક્ષત્રિય જ હોય, પણ વેપારી તો શાંતિપૂજક હોય, એ શાંતિ સ્થપાશે જ. પણ હવે એ ભરમ પણ ભાંગ્યો છે. વેપારીઓ અને ધનસંપન્ન કુબેરો ઓછા હિંસક નથી હોતા. એ વર્ગ ધનને જોરે રાજ્યતંત્રોને કાબૂમાં રાખે છે અને પ્રજાઓને લડાવે છે.

હવે આશા છે કે હૃદયને કુમાશ બક્ષનાર કળાવિગ્રહ ટાળી શાંતિ સ્થાપી શકશે. મને પણ લાગે છે કે કળા શુદ્ધ રહે અને શણગારરૂપ ન રહેતાં લોકમાનસમાં અને સમાજવ્યવસ્થામાં એની પૂર્ણ અસર થાય તો શાંતિનું વાતાવરણ તે ઊભું કરી શકશે. પણ જેમ ધર્મમાં રાજત્વનું ઝેર ફેલાયું તેમ કલામાં વિલાસિતા ફેલાતી દેખાય છે. કલા અને વિલાસિતા એ પરસ્પર વિરોધી છે. વિલાસિતામાં વિગ્રહનું બીજ છે જ. વિલાસિતાથી માણસ નમાલો થઈ જાય, નિર્મળ ન થઈ શકે. કળા શુદ્ધ હોય તો જીવનશુદ્ધિમાં જરૂર મદદગાર થઈ શકે છે. પણ કળા એ જીવનની એક બાજુ છે. ઉદ્યોગહુન્નર એ બીજી બાજુ છે. બે મળીને સમાજનો ઉદ્ધાર કરી શકે છે. જે માણસના હાથમાં કારીગરી છે તે ધારે તો સમાજનો સાચો સેવક થઈ શકે છે. ઉદ્યમશીલ માણસ જો કાર્યકુશળ હોય તો સ્વભાવે જ તે નિર્મળ અને દિલદાર બની જાય છે.

કહ્યા પ્રમાણે આ શાળામાં મૉન્ટેસોરી પદ્ધતિથી વિદ્યાર્થીઓને દોરતાં દોરતાં ઉદ્યોગિતા તરફ લઈ જવા એ આદર્શ રાખ્યો છે. એ આદર્શ જો જાળવવામાં અને ખીલવવામાં આવે તો કેળવણીનો એક મહત્ત્વનો પ્રશ્ન ઉકેલાશે.

મૉન્ટેસોરીમાંથી બૉય સ્કાઉટની કેળવણી વિકસાવવી એ એક આજકાલનો સારોસરખો પ્રયત્ન છે. મૉન્ટેસોરીમાંથી ઉદ્યોગહુન્નરની કેળવણી વિકસાવવી એ બીજો છે. બૉય સ્કાઉટ સંસ્થાના આદર્શની વાત અહીં નથી કરતો. એ લોકો ગમે તે કહે પણ એ સંસ્થા પાછળ સામ્રાજ્યવાદની ગંધ મને તો આવે જ છે. એના

સંસ્થાપક બેડન પોવેલના જીવનમાં એ છલોછલ હતી જ. પણ એ લોકોએ આવડતની અને કુશળતાની કેળવણીનો જે આગ્રહ રાખ્યો છે તે કીમતી છે. મૉન્ટેસોરી પદ્ધતિને સ્વદેશી, સોંઘી અને ઘરગથ્થુ બનાવી એનો વિસ્તાર ઉદ્યોગ-હુન્નરની કેળવણીમાં કરીએ તો પ્રજાને ઘણો લાભ થશે.

પણ ટૂંકામાં કહું તો ચારિત્ર્ય અને ઉદ્યોગિતા એમાં આખી કેળવણી આવી જાય છે. એની ધરતી પર કળાનું વાતાવરણ જમાવીએ એટલે કેળવણીનો શણગાર પૂરો થયો અને એ સંપૂર્ણ કેળવણી થઈ.

## કેળવણીકારનું સ્થાન

સાચી કેળવણી એ જલદ વસ્તુ છે. એના આદર્શોમાં જે કોઈ ફેરફાર કરે છે તે સમાજશાસ્ત્રી હોવો જોઈએ. કેળવણીમાં ફેરફાર કર્યો કે સમાજમાં ફેરફાર થવાનો જ. તે ફેરફારને માટે સમાજને તૈયાર ન કરીએ તો કેળવણી સામે દહાડે દહાડે ભારે અસંતોષ ફેલાવાનો અને સમાજમાં આપણે એકાકી થઈ જવાના. આજનો સાચો કેળવણીકાર એ જૂના ભાષ્યકાર અથવા સ્મૃતિકારનું સ્થાન ભોગવે છે. તે પોતે અથવા સમાજ એ વાત જાણતા હોય કે ન હોય. સમાજને નવા આદર્શ માટે તૈયાર કરવામાં જ આપણા રાષ્ટ્રીયત્વની કસોટી થઈ જાય છે. નવા આદર્શો અથવા ફેરફારો રાષ્ટ્રીય સ્વભાવને અનુકૂળ હોય, રાષ્ટ્રીય પરંપરા સાથે ભળતા હોય, રાષ્ટ્રના દર્દને ઓસડરૂપ થતા હોય તો મને કે કમને સમાજ તેનો સ્વીકાર કરવાનો જ. તેમ ન હોય અને ફક્ત પતનશીલ માણસના સ્વચ્છંદની ખુશામતરૂપ જ આદર્શ હોય તો તેનો બહોળો ફેલાવો થતાં છતાં સમાજમાં અને શિક્ષકોમાં અસંતોષ રહેવાનો. આ એક કસોટી ધ્યાનમાં રાખીને જ કેળવણીમાં આગળ વધવાનું છે.

## આચાર્ય

'आचिनोति हि शास्त्रार्थं, आचारे स्थापयत्युत ।
स्वयमाचरते यस्तु स आचार्यः प्रचक्षते ॥'

એવી આચાર્યની વ્યાખ્યા છે. સમાજમાં જ્ઞાની, કુશળ અને પવિત્ર લોકો કેમ વર્તે છે, કેવા પ્રકારનું જીવન પસંદ કરે છે એ સર્વ જોઈને જીવનશાસ્ત્રની

રચના કરવાની હોય છે. એવા જીવનશાસ્ત્રની પરંપરા સમજી લઈ તેમાંનો ઉદ્દેશ અને તેની વ્યવસ્થા ચોક્કસ કરી પ્રજા આગળ રજૂ કરવી એ આચાર્યનું પ્રથમ કર્તવ્ય પહેલા ચરણમાં બતાવ્યું છે. શાસ્ત્રની એ દિશા ચાલુ પરિસ્થિતિમાં આચરણમાં કેમ ઉતારવી તે નક્કી કરી તેનો બોધ અને પ્રચાર કરવો, તેમ જ હંમેશ જાગ્રત રહી સમાજ સદાચારી થાય, તેની આર્યવૃત્તિ વધતી રહે એની ચિંતા રાખવી ને સતત પ્રયત્ન કરવો એ તેનું બીજું કર્તવ્ય પછી ઓળખાવ્યું છે. આ સાધવાને સારુ તેનું પોતાનું જીવન સર્વોચ્ચ હોવું જોઈએ. આત્મોન્નતિના હેતુથી, નવો નવો અનુભવ વધારવાના હેતુથી, આચાર્યોનો પોતાનો આચાર અત્યંત નિર્મળ, ઉજ્જવળ, કડક, પ્રસન્ન અને અખંડ ઊંડી વિચારપ્રવૃત્તિથી જાગ્રત હોવો જોઈએ. આ મર્યાદા ત્રીજા ચરણમાં બતાવી છે. આવા આચાર્યોએ જગતમાં ચાલી રહેલા જુદા જુદા પ્રયોગો તપાસવા જોઈએ, જવાબદારીપૂર્વક પોતે અનેક પ્રયોગો ચલાવવા જોઈએ, જીવનશાસ્ત્ર વધતું અને ફાલતું રહે, પાછું ન પડે તેની ખબરદારી રાખવી જોઈએ અને નિરલસપણે સમાજનું નિરીક્ષણ અને સમાજની સેવા ચલાવવાં જોઈએ.

આવી મહત્ત્વની જવાબદારી માથે લેનારના હાથમાં બીજાં કામો અને બીજા અધિકાર આપોઆપ આવવાનાં. એ નવાં કામો અને એ નવા અધિકારો મૂળની પવિત્ર જવાબદારીને પોષક છે કે બાધક છે એનો સૂક્ષ્મ વિચાર થવો જોઈએ. એવો વિચાર કરતાં તરત જ ધ્યાનમાં આવી જશે કે આ આચાર્યવર્ગ જેટલો તટસ્થ અને અલિપ્ત રહેશે ને એકાગ્રપણે સ્વકર્તવ્યમાં રત રહેશે તેટલા જ પ્રમાણમાં તે કૃતાર્થ થઈ શકશે. આ લોકોના હાથમાં વ્યવહારુ સત્તા ન હોય ત્યાં સુધી સારું. લોકોને સજા કરવી, તેમની પાસેથી કર વસૂલ કરવા ઇત્યાદિ રાજત્વના અધિકાર આ વર્ગની પાસે ન હોવા જોઈએ. નહીં તો તે વર્ગ ભ્રષ્ટ થવાનો. એ વર્ગ પોતાના ચારિત્ર્યથી, તપ ને દાનથી, નિસ્પૃહતા અને સર્વ પ્રત્યેના પ્રેમથી સર્વમાન્ય, શ્રદ્ધાયોગ્ય અને અનુકરણીય હશે. આ વર્ગની સત્તા આધ્યાત્મિક સ્વરૂપની જ રહેવાની. લોકોની બુદ્ધિ પર તથા હૃદયસંગઠન પર જે સ્વાભાવિક છાપ પાડી શકાય છે તે જ એ વર્ગની શક્તિ.

આવો વર્ગ લોકોની દાનબુદ્ધિ પર અવલંબીને રહેશે અને રાજનિયમનથી ઘણે અંશે મુક્ત રહેશે. સમસ્ત સમાજની ધર્મબુદ્ધિની કસોટી પર આ વર્ગ કસાશે એ જ એમના પરનો મુખ્ય અંકુશ. એ લોકો સમાજ પર રાજ્ય ન કરે અને સમાજ એમના પર રાજ્ય ન કરે એવી સ્વાભાવિક સ્થિતિ હોવી જોઈએ. સાદાઈ, ગરીબી અને સંયમ તેમ જ નિરલસ અખંડ ઉદ્યોગ, તે જ પ્રમાણે નિષ્પક્ષપાતપણું અને અખંડ સેવા એ ગુણથી જ એ વર્ગ ટકી શકશે.

# ખંડ ૨ : રાષ્ટ્રીય કેળવણી

## આજની અગત્ય

આજે કેટલાંયે વર્ષો થયાં આપણો દેશ સ્વરાજ્યપ્રાપ્તિની સાધના કરી રહ્યો છે. પ્રથમ તો વિચાર સ્પષ્ટ કરવામાં જ દિવસ ગયા. વ્યક્તિઓ ચિંતનથી અથવા ચર્ચાથી પોતાના વિચારો ફેરવી શકે છે. પણ મહાન રાષ્ટ્રો ઘણી વાર અનુભવથી જ વિચાર ફેરવી શકે છે. આમ એકબે દાયકા તો સ્વરાજ્ય વિશેના વિચારો નક્કી કરવામાં જ વીત્યા. પછી તેની સાધનાની દિશા ઠરાવવાનો યુગ બેઠો. તેમાં પણ આપણે અનુભવને ક્રમે જ ગયા, અને આખરે સ્વદેશી, પરદેશી વસ્ત્રોનો ત્યાગ, રાષ્ટ્રીય શિક્ષણ, પંચાયત, હિન્દુમુસલમાન એકતા, અહિંસાત્મક અસહકાર, કાયદાનો સવિનયભંગ, અસ્પૃશ્યતાનિવારણ, દારૂનિષેધ — એવો સાધનાનો અનેકવિધ ક્રમ નક્કી થયો. તેનો પણ આપણે અનુભવ લેવા લાગ્યા, ત્યાં પણ અનુભવ થયો છે કે આ સાધનોનો અખત્યાર અમુક ક્રમમાં થાય તો જ તે સફળ નીવડે.

ઉપરનાં સાધનો જરા ધ્યાનપૂર્વક તપાસીએ તો આપણે જોઈ શકશું કે તેમાંની કેટલીક વસ્તુઓ રાષ્ટ્રની વૃત્તિમાં ફેરફાર કરવાને માટે જ છે. કેટલીકમાં આપણે અત્યાર સુધી કરતા આવ્યા તેમ ન કરવું એટલું જ છે, અને કેટલીકમાં પ્રત્યક્ષ કાર્ય કરવાનું છે. વૃત્તિફેરરૂપી સાધનામાં હિન્દુમુસલમાન એકતા, અસ્પૃશ્યતાનિવારણ વગેરે બાબતોનો સમાવેશ થાય છે. ન કરવાની બાબતોમાં સરકાર જોડેનો સહકાર બંધ કરવો, હિંસાવૃત્તિનો ત્યાગ કરવો, દારૂ વગેરે વ્યસનો છોડવાં વગેરે છે. ન કરવાની બાબતોને છોડી દેવામાં મુહૂર્ત શોધવું નથી પડતું. વૃત્તિફેરમાં 'જાગ્યા ત્યારથી સવાર' એ નિયમ હોય છે. પણ પ્રત્યક્ષ કાર્યને માટે અનુકૂળતાનો અને શક્યાશક્યતાનો વિચાર કરવો પડે છે. અમુક હદ સુધીની અહિંસા ન કેળવી હોય તો કાયદાનો સવિનયભંગ ન જ આરંભી શકાય. દેશમાં એકતા અને રાષ્ટ્રહિતને પ્રધાનપદ આપવાની વૃત્તિ ન કેળવાઈ હોય ત્યાં સુધી પંચાયતપદ્ધતિ અમલમાં ન આણી શકાય. સ્વદેશીનો સિદ્ધાન્ત જ્યાં સુધી હૈયે ન બેઠો હોય ત્યાં સુધી રાષ્ટ્રીય શિક્ષણ સાચું સ્વરૂપ ન પકડે.

વૃત્તિ કેળવવાના ઈલાજોનો ઉપદેશ દેશમાં બરાબર ચાલી રહ્યો છે. ત્યાગ કરવાનો હતો તે પણ યથાશક્તિ કરી રહ્યા છીએ. હવે રહ્યો કાર્ય કરવાનો ક્રમ. અનુભવ ઉપરથી જણાય છે કે આમાં પ્રથમ સ્વદેશી, પછી રાષ્ટ્રીય શિક્ષણ અને ત્યાર પછી પંચાયતપદ્ધતિ એ ક્રમે જ સફળતા મળી શકશે અને એટલું થાય ત્યારે જ કાયદાનો સવિનયભંગ કરવાનો વારો આવે.

અથવા ન પણ આવે; કેમ કે સ્વદેશી, રાષ્ટ્રીય શિક્ષણ અને પંચાયત એ ત્રણમાં પ્રજા બરાબર ફાવે તો તે જ સ્વરાજ્ય છે. પછી રાજ્યતંત્ર હાથમાં લેવા માટે સવિનયભંગ કરવો પણ ન પડે. સ્વદેશી, રાષ્ટ્રીય શિક્ષણ અને પંચાયત એ હુકમનાં પાનાં છે. એ આપણા હાથમાં જોઈ જો સામો પક્ષ પોતાનાં પાનાં નીચે ન મૂકી દે તો બહુ બહુ તો બેત્રણ પાનાં ઊતરવાં પડે એટલું જ.

સ્વરાજ્યપ્રાપ્તિનું મોટામાં મોટું સાધન સ્વદેશી છે. સ્વદેશી દ્વારા દેશનો આર્થિક સ્રાવ બંધ થશે, કરોડો ગરીબ લોકોને ધંધો મળશે, ગામડાંઓ પગભર થશે, જીવલેણ હરીફાઈ મોળી પડશે અને દેશમાં સ્વાભિમાન જાગશે, દેશના રિવાજો, તથા સામાજિક આદર્શો વિશે આદર વધશે અને સ્વધર્મનિષ્ઠા જાગશે. સ્વદેશી દ્વારા સ્વદેશી સંસ્કૃતિનો ખ્યાલ આવશે અને તે દ્વારા જ રાષ્ટ્રીય શિક્ષણની સાચી દિશા કાર્યકર્તાઓને સૂઝશે.

આજે દેશમાં રાષ્ટ્રીય શિક્ષણના ફેલાવાની જેટલી જરૂર છે તેના કરતાં રાષ્ટ્રીય શિક્ષણ કેવું હોય એનો બરાબર ખ્યાલ કાર્યકર્તાઓમાં હોવાની જરૂર વધારે છે. નહીં તો આખું ગાડું અવળે રસ્તે જવાનું. પ્રાયશ્ચિત્તના પર્વમાં પણ જો આપણે પાપ કરીશું તો તે ધોવા ક્યાં જઈશું ?

રાષ્ટ્રીય શિક્ષણ સ્વરાજ્ય આપનાર શિક્ષણ હોવું જોઈએ. યુરોપનું સાહિત્ય અને યુરોપની સમાજરચના વિદ્યાર્થીઓને ભણાવવામાં હજારો અને લાખો રૂપિયાનો ખરચ કરવાથી અને યુવકપ્રજાનાં કીમતીમાં કીમતી ચારપાંચ વર્ષો બરબાદ કરવાથી રાષ્ટ્રીય શિક્ષણ ન મળે. વેપારી દલાલીને ઉત્તેજન મળે એવું વેપારી શિક્ષણ આપવાથી અથવા પરદેશી વસ્તુની ખપત વધે એવું ઉદ્યોગશિક્ષણ આપવાથી રાષ્ટ્રીય શિક્ષણ ન થાય. એ તો અરાષ્ટ્રીય શિક્ષણ જ કહેવાય. લોકોના મોજશોખની વસ્તુઓ પેદા કરવામાં અથવા શહેરોની કૃત્રિમ હાજતો પૂરી પાડવામાં મદદગાર થાય એવું શિક્ષણ આપી પાંચદસ હજાર વિદ્યાર્થીઓને કમાણીનું સાધન મેળવી આપવાથી રાષ્ટ્રીય શિક્ષણ શરૂ કર્યું ન ગણાય. આખું રાષ્ટ્ર યુરોપ પાસે જ્ઞાન લેનાર નથી. રાષ્ટ્રનો કોઈ પણ ભાગ યુરોપની ઢબે ચાલી પોતાનું શ્રેય મેળવવાનો નથી. યુરોપ સાથેનો વેપાર ખોટનો વેપાર છે. એ રાષ્ટ્રીય આદર્શ હોઈ જ ન શકે. ઉચ્ચ કેળવણીને માટે અથવા કેળવણી સર્વાંગસુંદર કરવા માટે આખા રાષ્ટ્રને યુરોપમાં કે અમેરિકામાં જવાપણું ન જ હોય. પછી રાષ્ટ્રીય શિક્ષણને નામે અરાષ્ટ્રીય અને કૃત્રિમ કેળવણી આપણે શા સારુ ચલાવીએ ?

રાષ્ટ્રીય શિક્ષણ એટલે ગામડાંઓનું શિક્ષણ; કેમ કે રાષ્ટ્ર ઝૂંપડાંઓમાં વસે છે — ગામડાંઓનું બન્યું છે. રાષ્ટ્રીય શિક્ષણ એટલે સ્વદેશીનું શિક્ષણ : કેમ કે તેમાં રાષ્ટ્રીય પ્રાણ રહેલો છે. એવું શિક્ષણ જ્યારે દેશમાં દાખલ થશે ત્યારે જ પ્રજામાં પ્રાણ સંચરશે. જે પદ્ધતિથી અને વ્યવસ્થાથી દરેક ગામડામાં રાષ્ટ્રીય શાળા ચાલી શકશે અને નભી શકશે તે જ રાષ્ટ્રીય પદ્ધતિ.

ગામડાંઓમાં આખું વરસ શાળા ચાલતી રાખવી જોઈએ એવો આગ્રહ ન હોય. ગામડાંઓની સ્થિતિ, ખેતી, વણાટ વગેરે ધંધાઓની ગોઠવણ, ઉનાળો, ચોમાસુ વગેરે ઋતુઓની અસર અને ત્યાંની આર્થિક સ્થિતિ એ બધાંનો વિચાર કરી ગામડાંઓમાં રાષ્ટ્રીય કેળવણીની યોજના ઘડવી જોઈએ. રાષ્ટ્રીય વિદ્યાર્થીઓએ વાવેતરની મોસમમાં માબાપોને મદદ કરવી જોઈએ; ખાલી દિવસોમાં સૂતર કાંતી આપનાર માબહેનોને પૂણીઓ પૂરી પાડવી જોઈએ; ધર્મશાસ્ત્રની વાતો અને છાપાંઓની હકીકતો ગામડાંનાં નાનાંમોટાંને રોજ સાંજે વાંચી સંભળાવવી જોઈએ; અને ધાડ પડે અથવા ક્યાંયે સહેજસાજ તોફાન કે મારામારી થાય તો બૈરાંછોકરાંનું રક્ષણ કરવાને યુવાન રાષ્ટ્રીય વિદ્યાર્થીઓએ તાલીમબદ્ધ થઈ દોડી જવું જોઈએ.

રાષ્ટ્રીય શિક્ષક પણ રાષ્ટ્રીય સ્થિતિને અનુકૂળ આવે એવું જ જીવન ગાળનાર હોવો જોઈએ. રાષ્ટ્રીય શિક્ષકે જે મોસમમાં શાળા ન ચાલી શકે એમ હોય તે દિવસોમાં ગામડાંના લોકોને ખેતીમાં મદદ કરવા જવું જોઈએ. વણાટ-કામમાં તેણે લોકોને ઉત્સાહ અને સશાસ્ત્ર માહિતી આપી પ્રત્યક્ષ મદદ કરવી જોઈએ. સામાન્ય રોગ દૂર કરવાને જરૂરજોગું વૈદકનું જ્ઞાન તેની પાસે હોય. રાત્રે વાળુ કર્યા બાદ ગામડાનાં સ્ત્રીપુરુષોને ભેગાં કરી તેણે તેમને ધીમે ધીમે અનેક વિષયોનું સામાન્ય જ્ઞાન આપવું જોઈએ. આવું બધું કરવા માટે શિક્ષક ઉત્સાહી અને ચારિત્ર્યવાન હોવો જોઈએ.

દેશમાં રાષ્ટ્રીય શિક્ષકોનો એક ધાર્મિક સંઘ કે સંપ્રદાય સ્થાપવાની બહુ જરૂર છે. એવા સંઘમાં દાખલ થનાર શિક્ષકોએ પોતાના જીવનમાં અમુક વસ્તુઓ દાખલ કરવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ અને પોતાનું ચારિત્ર્ય કસી પ્રજાનું ચારિત્ર્ય વધારવા તનતોડ મહેનત કરવી જોઈએ. રાષ્ટ્રીય શિક્ષણ એટલે રાષ્ટ્રીય ચારિત્ર્યનું શિક્ષણ એ મહામંત્ર દરેક રાષ્ટ્રીય શિક્ષકના મન ઉપર ઠસેલો હોવો જોઈએ.

આવું રાષ્ટ્રીય શિક્ષણ ફેલાશે અને પ્રજામાં રાષ્ટ્રીય સદ્‌ગુણો વધશે ત્યારે જ પરસ્પરનું હિત સાચવવાની અને સાધવાની વૃત્તિ બધે ફેલાશે અને પંચાયતપદ્ધતિ ગામડે ગામડે અમલમાં આવશે. જ્ઞાતિનાં મહાજનો કેવળ કુસંપ વધારવા નહીં પણ સંપ અને સમૃદ્ધિ વધારવાને ભેગાં થશે. સરકારની બીક ઓછી થશે, સ્વાશ્રય વધશે અને પોતાનું રાજ્ય પોતાના હાથમાં લેવું પ્રજાને શક્ય અને સહેલું થશે.

# રાષ્ટ્રીય શિક્ષણ

[આ અને આના પછીના બેત્રણ લેખો ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપનાની તૈયારી રૂપે લખેલા હતા. આપણી વૃત્તિમાં કેટલો ફેર પડયો છે, જૂની પરિસ્થિતિ કેટલી બદલાઈ છે અને હજી જૂનું શું બાકી છે એનો કાંઈક ખ્યાલ આ લેખો પરથી આવશે.]

અંગ્રેજી શિક્ષણ લેવા માંડયાને આપણને લગભગ સો વર્ષ જ થયાં. જે ઉત્સાહથી આપણે અંગ્રેજી રાજ્યને વધાવી લીધું તેટલા જ ઉત્સાહથી આપણે અંગ્રેજી કેળવણીને વધાવી લીધી. અંગ્રેજી કેળવણીથી આપણો દરેક રીતે ઉદ્ધાર થશે એવી મહાન આશાઓ આપણે બાંધી. અંગ્રેજ સરકાર પાસેથી રાજકીય હકો મેળવતાં ફક્ત અંગ્રેજી કેળવણીના અભાવનો વાંધો છે એમ સરકારે આપણને મનાવેલું. આ બન્ને વિશે જેમને મોહ ન હતો એવા ઘણા લોકો અંગ્રેજી કેળવણીને લીધે પ્રાપ્ત થતા ધનલાભ અને અંગ્રેજી વિદ્યાથી મળતી સામાજિક પ્રતિષ્ઠાથી એટલા બધા અંજાઈ ગયા હતા કે આ વિદ્યાથી દેશનું સાચે જ ભલું થશે કે કેમ એનો તેમને ઊંડો વિચાર કરવાનું ન સૂઝયું.

સો વર્ષ કેડે આપણે જોઈ શકીએ છીએ કે આ સર્વે બાબતોમાં આપણે નિરાશ થવાનું જ રહે છે. હવે આપણને લાગી ગયું છે કે આપણો ઉદ્ધાર આપણે જ હાથે થઈ શકે. બીજી પ્રજા કે બીજી પ્રજાની કેળવણી એ આપણો ઉદ્ધાર ન કરવા ઈચ્છે, ન જ કરી શકે. આપણું સાહિત્ય આપણી સંસ્કૃતિને અનુરૂપ હોય, આપણું શિક્ષણ આપણી સંસ્કૃતિને પોષક હોય તો જ આપણી કેળવણી તેજસ્વી અને આપણું જીવન પ્રાણવાન થાય. એનો અર્થ એ નથી કે આપણે બીજી પ્રજા પાસેથી કશું લેવાનું ન હોય કે બીજી ભાષા શીખવાની જરૂર ન હોય; પણ આપણી કેળવણીનું લક્ષ્યબિંદુ આપણું સ્વત્વ જાળવવાનું અને આપણી પોતાની સંસ્કૃતિનો વિકાસ કરવાનું જ હોવું જોઈએ.

આ કરવાને માટે રાષ્ટ્રમાં તેજસ્વિતા અને શ્રદ્ધા હોવાં જોઈએ. પરતંત્ર દશામાં તે નથી હોતાં એવો સાર્વત્રિક અનુભવ છે. પરતંત્ર પ્રજા ઉચ્ચ અભિલાષા રાખતાં પણ બીએ છે. ભાવિ ઉત્કર્ષ કરતાં પ્રત્યક્ષ અનુભવાતી દુર્બળતા તેની દૃષ્ટિ આગળ વધારે સત્ય દેખાય છે, અપવાદરૂપ એવી પરવશતા તેને સનાતન નિયમ જેવી ભાસે છે, અને આત્મશ્રદ્ધાની એની કમાન એકદમ ઢીલી પડેલી હોય છે. જેમ રોગગ્રસ્ત અથવા ભયભીત માણસ કાંઈ પણ દૃઢતાભર્યો કાયમનો નિશ્ચય કરવાને નાલાયક હોય છે, કેમ કે તે તદ્દન દીન દશામાં હોઈ તેના આત્મ-પ્રત્યય અને સ્વાભિમાન ગળી ગયેલાં હોય છે તેમ પરતંત્ર પ્રજાનું પણ છે.

તેથી રાષ્ટ્રીય કેળવણીનું અંતિમ સ્વરૂપ અત્યાર સુધી આપણે કલ્પી શક્યા નથી. કોઈ દૂરદર્શી, શ્રદ્ધાવાન વિચારક એની આપણને ઝાંખી કરાવે તો તે આપણને મનોરાજ્ય જેવી અવ્યવહારુ લાગે છે. ભવિષ્યકાળનું ઉજ્જવળ ચિત્ર પણ શ્રદ્ધાને અભાવે ભૂતકાળનાં નિર્માલ્ય ચિત્રોની નકલ જણાય છે.

આવી સ્થિતિમાં રસ્તો પરિપૂર્ણ નક્કી કર્યા વગર અંધારામાંથી અજવાળા તરફ જેમ બને તેમ જવાનો પ્રયત્ન કરવો એ જ સલાહભરેલું હોય છે. અજવાળું મળ્યા પછી ધ્યેય અને રસ્તો પોતાની મેળે દેખા દેશે. આજે આપણે માટે અજવાળાની દિશા તો પ્રજાકીય અંકુશ મેળવવામાં છે. આજે અજવાળાની દિશા સ્વભાષાની સેવા કરવામાં અને સેવા લેવામાં છે. આજે અજવાળાની દિશા પ્રજાને તંદુરસ્ત અને કૌવતવાળી બનાવવામાં છે. આજે અજવાળાની દિશા પ્રજાનો આત્મા — પછી તે ગમે તેટલો ક્ષીણ હોય — પ્રતિષ્ઠિત કરવામાં છે.

માટે સરકાર પાસેનો પૈસો આપણો હોય તોયે સરકારની નીતિથી દૂષિત થયેલો હોવાથી તેનો સ્વીકાર ન કરીએ; તેની પાસે કેળવણીના રોજ નવા સુધારાઓ કરવાને સાધનોનો અખૂટ ભંડાર હોય, તોપણ જેમ સુંદરમાં સુંદર જાતનું બીજ શેકાઈ ગયું હોય તો તે ઊગી શકે નહીં, તેમ અન્યાયી સરકારના હાથની કેળવણી વિદ્યાર્થીમાં ફળી શકે જ નહીં.

આજે કાંઈ ભૂલ થાય તોયે તેમાંથી આપણને શીખવાનું જ રહેશે. ભૂલો કરીને પણ જે શિક્ષણ આપણને પોતાના અનુભવમાંથી મળે તે જ આપણું પોતાનું છે. ઉછીનું જ્ઞાન આપણને લાભદાયી થઈ શકે નહીં. પારકી ભાષા દ્વારા મેળવેલું જ્ઞાન જીવનમાં રચીપચી જતું નથી. જેટલું જ્ઞાન સ્વભાષામાં આપણે મૂકી અથવા આપી શકીએ તેટલું જ આપણે પોતાનું કરેલું છે એમ ઓળખવું. કેળવણી આપણા જીવનમાં કેટલી ઊતરી છે તે જાણવાનો આ સુંદરમાં સુંદર તાળો છે.

સો વર્ષ સુધી આપણે અંગ્રેજી કેળવણી દ્વારા કેટલું મેળવ્યું છે તે વિશે ભારે વિવાદ છે, પણ આ સો વરસની અંદર આપણી પ્રાચીન પરંપરા સાથેનો આપણો સંબંધ તૂટવાથી આપણે જે ખોયું છે તે વિશે બે મત હોય નહીં. ગમે તે વિષયની ચર્ચા આપણા સાક્ષરો જ્યારે કરે છે ત્યારે તેની પૂર્વપીઠિકા ઇંગ્લંડમાં કે યુરોપમાં શોધે છે. કોઈ પણ વિષય ઉપર વિચાર કરવો હોય તો તે વિષયની પ્રેરણા અને દિશા ઍન્સાઈક્લોપીડિયા જેવી ચોપડી લઈ પાશ્ચાત્ય લોકો પાસેથી આપણે તે મેળવવા માગીએ છીએ. આને લીધે પૂર્વપરંપરાનો પ્રાણ આપણને નથી મળતો, અને આપણા પુરુષાર્થ વડે સુધારાવધારા કરીને પૂર્વપરંપરામાં જે નવીનતા લાવી શકાય તેનાથી આપણે તેને વંચિત રાખીએ છીએ.

આપભોગ છે. આપણે અત્યાર સુધી પોતાની તપશ્ચર્યા વેડફી નાખી છે અને નવીન કશી તપશ્ચર્યા કરી નથી. આ ભૂલ સુધારવા માટે આપણે આપણું પ્રાચીન સાહિત્ય, આપણા ધર્મગ્રન્થો અને આપણું સામાજિક જીવન બધાંનું ફરીથી અને શ્રદ્ધાપૂર્વક શિષ્યભાવે અધ્યયન કરવું જોઈશે. આપણા જીવનમાં જે ઉત્સવ હતો તે પરદેશી ઢબે ધાર્મિક સુધારો કરવા જતાં આપણે ખોઈ બેઠા છીએ. અને ઉત્સવ સાથે સંયમ હતો તે પણ આપણી કેળવણીની શંકાખોર પ્રૉટેસ્ટન્ટ વૃત્તિથી આપણે ગુમાવ્યો છે. હવે જીવનના દરેક અંગમાં ફરી ધર્મતત્ત્વનો પ્રવેશ કરાવી સંયમથી મળતું સામર્થ્ય અને ઉત્સવથી મળતી પ્રેરણા મેળવવી જોઈએ.

આ સામર્થ્ય અને આ પ્રેરણા શરીર અને મન તંદુરસ્ત હોય ત્યારે જ ટકી શકે છે એ દેખીતું છે.

અન્યાય અને અનાચાર જોઈને ઉત્પન્ન થયેલા પુણ્યપ્રકોપને પરિણામે કાંઈ પણ તેજસ્વી અને શુભ કાર્ય હવે થવું જોઈએ એમ આપણને વારંવાર લાગે છે, છતાં આપણે તે કરવાનો નિશ્ચય કરી શકયા નથી અને કીધો હોય તો તે પાર પાડી શકતા નથી. એનું કારણ પણ આપણી શારીરિક અને તેને લીધે આવેલી માનસિક દુર્બળતા જ છે.

પ્રજાનાં શરીર તંદુરસ્ત હોવાં જોઈએ એ વિશે બધે ચર્ચા ચાલે છે, પણ એને માટે અત્યાર સુધી સૂચવેલા ઉપાયો તો સારો ખોરાક, શુદ્ધ હવા અને કસરત એટલાં જ છે. આ ત્રણે ઉપાયો મહત્ત્વના છે. તે તરફ દુર્લક્ષ ન જ થવું જોઈએ. પણ આ ત્રણે ઉપાયો ફલદાયી નીવડવાને વાસ્તે જે વસ્તુની આવશ્યકતા છે તે દિશામાં યોગ્ય પ્રયત્ન થયેલો જણાતો નથી. બ્રહ્મચર્ય પુરુષાર્થનું મૂળ છે એ સૌ કોઈ જાણે છે, તત્ત્વતઃ સ્વીકારે છે. છતાં વિદ્યાર્થી દશામાં છોકરાઓ બ્રહ્મચર્યનું પાલન કરે, તેમના વાતાવરણમાં બ્રહ્મચર્યને વિઘાતક કશું ન રહે એ તરફ આપણે આજ સુધી ઉપેક્ષા જ રાખી છે. આ બ્રહ્મચર્યનું વાતાવરણ ધાર્મિક બુદ્ધિ વગર ઉત્પન્ન થતું નથી એ પણ ધ્યાનમાં લેવું જોઈએ. પાશ્ચાત્ય લોકોની સમાજરચના જુદી છે. તેઓ જે વસ્તુ નિર્દોષ માને છે તે તેમને માટે સાચે જ નિર્દોષ છે એમ ક્ષણ માટે માનીએ તોપણ આપણે માટે તે ઘાતક હોઈ શકે છે. આપણા ધાર્મિક આદર્શોને લીધે આપણે જે સાદાઈ, પવિત્રતા અને દયા કેળવી શકયા છીએ તે આપણે ન જ ખોવી જોઈએ.

આપણી સાદાઈને લીધે જીવનસંગ્રામ આપણે માટે બહુ અઘરો ન હતો. આપણે નિઃસ્પૃહી અને તેથી તેજસ્વી રહી શકતા. આજે એક તરફ શ્રમ કરવાની વૃત્તિ ઓછી થઈ છે અને બીજી તરફ આપણે આપણી હાજતો કારણ વગર અને હદ બહાર વધારી છે. તેથી આજીવિકાનો પ્રશ્ન વિકટમાં વિકટ થઈ ગયો છે; અને એ પ્રશ્ન કેવી રીતે ઉકેલવો એ હાલની કેળવણી નથી બતાવતી, તેથી ભારેમાં ભારે વિદ્વાનો પણ પામર બની ગયેલા આપણે જોઈએ છીએ. હવે આપણે કેળવણીનું ધોરણ એવું રાખવું જોઈએ કે જેથી વિદ્યાર્થી આગળ સાદાઈનો

આદર્શ રહે, અને પોતાની સ્વાભાવિક હાજતો પૂર્ણ કરવા જેટલી શારીરિક અને બૌદ્ધિક શક્તિ તેમ જ હિંમત તેનામાં આવે. આજીવિકાનો સવાલ જેઓ ઉકેલી શકતા નથી તેઓ આજીવિકા મેળવવાનો સહેલો પણ પામર રસ્તો એટલે નોકરી સ્વીકારે છે. આજીવિકાને માટે સરકાર ઉપર અવલંબીને રહેનાર વર્ગ જો હીન અને પામર બને તો તેમાં કશી નવાઈ નથી.

આજે સરકાર જોડેનો આપણો સહકાર એ બે સરખા ભાગીદારો વચ્ચેનો સહકાર નથી, પણ સ્વામી અને આશ્રિત વચ્ચેનો સહકાર છે. પંજાબ અને ખિલાફતના અન્યાયને કારણે નહીં પણ પોતાની તેજસ્વિતા ફરી પાછી મેળવવા માટે પણ આ નિર્માલ્ય આશ્રિતવૃત્તિ છોડી દેવી જોઈએ.

આ દૃષ્ટિથી સરકારી નોકર કરતાં વકીલોની સ્થિતિ જરાયે ભિન્ન નથી. તેઓ પણ સરકાર ઉપર જ આધાર રાખે છે. પોતાનો ધંધો સ્વતંત્ર અને પ્રતિષ્ઠિત માનનાર વકીલો સરકાર જોડે અસહકાર કરીશું તો અમારું શું થશે એવી ધાસ્તી રાખીને બેઠા છે, એ જ સ્પષ્ટ બતાવે છે કે સરકારી કેળવણી આપણને કેટલા પરાવલંબી અને પુરુષાર્થહીન બનાવે છે. અન્ય રીતે આપણે ગુજરાન કરી શકીએ અને ધર્મપાલનને અર્થે ગરીબાઈ વેઠી થોડામાં ચલાવી લઈએ એમ તેમને લાગવું જોઈએ. આ બન્ને વસ્તુ દેશમાં આવે એવી કેળવણી તરત જ શરૂ કરવી જોઈએ.

પ્રજા જ્યારે નિર્વીર્ય અને પામર બને ત્યારે જ પારકાનું રાજ્ય દેશમાં જામી શકે. એ પામરતામાંથી આપણને સરકાર કેળવણી આપી છોડાવશે એ કલ્પના જ ભૂલભરેલી હતી. તેજસ્વી પ્રજા સંખ્યામાં ગમે તેટલી નાની હોય તોપણ તેની ઉપર પારકા લોકો રાજ્ય કરી શકતા નથી; અને તેથી જેને રાજ્યકારભાર હંમેશાં હાથમાં રાખવો છે તેઓ એવી જ કેળવણી આપે કે જેથી પ્રજા નિરંતર પરાવલંબી રહે. આજે અંગ્રેજ લોકો આપણા ઉપર રાજ્ય કરે છે. તે વિચાર કરી જોતાં, પોતાની સેનાથી નહીં, મશીનગન અને ઍરોપ્લેનથી નહીં, પોલીસથી નહીં અથવા કાયદાથી નહીં પણ કેળવણી દ્વારા આપણું મન શ્રદ્ધાહીન કરીને. મન સ્વતન્ત્ર હોય તો શરીર ઉપર રાજ્ય ક્યાં સુધી ચાલે? સરકાર કેળવણી દ્વારા પોતાની ઉપર, પોતાની જાતિની કર્તબગારી ઉપર, પોતાના કાયદા ઉપર, પોતાની શક્તિ અને બુદ્ધિ ઉપર શ્રદ્ધા ઉપજાવે છે, અને પ્રજાને તેના પૂર્વ ઇતિહાસ વિશે, તેના સારાસારવિવેક વિશે, તેના આગેવાનો વિશે અને આડકતરી રીતે તેનાં ધર્મ અને સંસ્કૃતિ વિશે અશ્રદ્ધાળુ બનાવે છે. શું ભજવું અને શું તજવું, શું સારું અને શું નઠારું એ પોતાની દૃષ્ટિથી જોતાં સરકાર આપણને શીખવે છે, અને તેથી બુદ્ધિનું અને હૃદયનું દૌર્બલ્ય પેદા કરી આપણા ઉપર રાજ્ય જમાવે છે. સરકાર આમ જો ન કરે તો તેને રાજ્ય છોડવું પડે અથવા સ્વતન્ત્ર દેશમાં જેમ હોય છે તેમ પ્રજાના સેવક થઈને

આ રીતે આપણે કોઈ પણ દૃષ્ટિએ જોઈએ તો પ્રજાનું શિક્ષણ પ્રજાએ જ પોતાના હાથમાં લઈ પોતાની દૃષ્ટિએ ચલાવવું એ જ અંધારામાંથી અજવાળા તરફ જવાનો એકમાત્ર માર્ગ છે એમ સ્પષ્ટ થશે.

આ વિચારપ્રવાહ નવો નથી, જૂનો છે. જ્યારે જ્યારે સરકારે પ્રજા ઉપર પારાવાર જુલમ કરીને તેને પરાધીનતાનું તીવ્ર ભાન કરાવ્યું છે ત્યારે ત્યારે સ્વાશ્રયની, સ્વરાજ્યની, સ્વદેશીની અને તેની સાથે રાષ્ટ્રીય શિક્ષણની ભાવનાઓ ખીલી છે. પણ અત્યાર સુધીમાં પ્રજામત પૂરેપૂરો જાગ્રત નહીં થયેલો હોવાથી તે ભાવનાઓ થોડાંક છૂટાંછવાયાં સ્મારકો મૂકીને શમી ગઈ છે. પણ ખિલાફત અને પંજાબ વિશેના સરકારના અત્યાચારોને લીધે હવે પ્રજાના મોટા સમૂહનો સરકારને વિશે વિશ્વાસ પૂરેપૂરો ઊઠી ગયો છે. સરકારી કેળવણીના તન્ત્રમાં ધીમે ધીમે સુધારા કરી તેને રાષ્ટ્રીય સ્વરૂપ આપવાની કલ્પનાનો લોપ થયો છે. સરકાર સાથે અસહકાર કરી અને પોતાના પગ પર ઊભા રહી રાષ્ટ્રીય કેળવણીનું તન્ત્ર ઉપજાવવાની સલાહ રાષ્ટ્રીય મહાસભાએ પહેલી વાર આપી છે. જે કાર્ય કોઈ પણ વખતે પુણ્યકર્મ હતું તે હાલ રાષ્ટ્રીય ધર્મરૂપ બન્યું છે.

# રાષ્ટ્રીય વિદ્યાપીઠ

## ૧

રાષ્ટ્રીય વિદ્યાપીઠ સ્થાપીને ગુજરાતે એક મહાન કાર્ય કર્યું છે. એની મહત્તા આજે સામાન્ય લોકોના ધ્યાનમાં ભલે ન આવે, પણ ગુજરાતના રાષ્ટ્રીય જીવનમાં આ વિદ્યાપીઠને લીધે ભારે પરિવર્તન થવાનું છે. મુંબઈમાં બોરીબંદર ઉપર ઘણી ગાડીઓ ઊભી રહે છે; બધી સરખી દેખાય છે; બધીની દિશા પણ એક જ રહે છે; એટલું જ નહીં પણ ઘણી વાર કલ્યાણ સ્ટેશન સુધી બધીનો રસ્તો પણ એક જ હોય છે. આથી અજાણ્યા માણસને એમ જ થાય કે આપણે ગમે તે ગાડીમાં બેસીએ તો શું? ફેર કશો જ નથી. પણ ગાડી પસંદ કરવામાં કેટલો ફેર પડે છે એ અનુભવી મુસાફર પહેલેથી જાણી લે છે. એક ગાડીમાં બેસવાથી માણસ દિલ્હી પહોંચે છે, બીજીમાં બેસવાથી કલકત્તા જાય છે અને ત્રીજી તેને મદ્રાસ લઈ જાય છે. એ જ પ્રમાણે આ વિદ્યાપીઠનું છે. વિદ્યાપીઠનું બંધારણ મુંબઈની યુનિવર્સિટીના જેવું જ લાગે છે. અભ્યાસક્રમ લગભગ સરખો જ છે. મહાવિદ્યાલયના અધ્યાપકો? તે પણ સરકારી યુનિ-વર્સિટીમાંથી જ નીકળેલા પદવીધરો છે. ચોપડીઓ અંગ્રેજી છે અથવા તરજુમિયા ગુજરાતી છે. ફરક ફક્ત બંધારણમાં મળી આવતા કેટલાક નવા નવા સંસ્કૃત

શબ્દોનો અને બંધારણ સાથે જોડી દીધેલી એક લાંબી પુરવણીનો જ હોય એવો ભાસ થાય છે. ભવ્ય મકાન છોડીને અગવડવાળા મકાનમાં આવવાનો ફરક તો છે જ. અને સરકારી નોકરી અથવા કોરટની વકીલાત હવે આપણા ભાગ્યમાં નથી એ જાતની નિરાશા અથવા સમાધાનની વૃત્તિ પણ એમાં જનારને રહેલ છે. એટલો જ ફરક આજે જણાય છે. પણ આગળ જતાં આ ફરકને લીધે નરકના રસ્તામાંથી બચીને આપણે નંદનવનનો — દેવભૂમિનો રસ્તો પકડયો છે એનો અનુભવ વધારે ને વધારે થતો જ જવાનો.

રસ્તો દેવભૂમિનો છે ખરો, પણ એ રસ્તે જનાર લોકોમાં અમૃતમન્થન કરનાર દેવોની શ્રદ્ધા અને તેમનો પ્રાણ હોવાં જોઈએ. ક્ષુદ્ર રત્નોથી તેઓ લલચાઈ ન જાય, હલાહલથી ડરી ન જાય, એટલો ઉત્સાહ અને નિશ્ચય તેમનામાં હોય તો જ અન્તે દેવભૂમિને મુકામે પહોંચી શકાશે. વિદ્યાપીઠ સ્થાપવામાં ગુજરાતે જે સંકલ્પ કર્યો છે તે પાર પાડવા માટે જેટલો પ્રાણ જરૂરી છે તેટલો પ્રાણ ગુજરાતના આગેવાનો અને નવયુવકોમાં જો નહીં હોય તો બોરીબંદરથી નીકળતી લોકલ ટ્રેનની માફક થાણા કે કલ્યાણ સુધી જઈને જ તે અટકશે. પણ ગુજરાતની તપશ્ચર્યા અને ગુજરાતનું નેતૃત્વ જોતાં અમને શ્રદ્ધા છે કે આ હિલચાલના ઍન્જિનમાં લોકલ ઍન્જિનના કરતાં વધારે પ્રાણ છે.

ગુજરાતની રાષ્ટ્રીય વિદ્યાપીઠ વિમુક્તિ આપનારી, સ્વતન્ત્રતાનો પ્રાણ રેડનારી વિદ્યા દેશમાં ફેલાવવા માટે સ્થાપિત થયું છે, રાષ્ટ્રીય ઐકય ઉત્પન્ન કરવા માટે સ્થાપિત થયું છે. સરકારી નોકરી અને સરકાર મારફતે મળતી પ્રતિષ્ઠા આ વિદ્યાપીઠના વિદ્યાર્થીઓની દૃષ્ટિ આગળ હરામ છે. પોતાની આજીવિકા વિદ્યાર્થીઓ સ્વતંત્રતાથી મેળવે અને પોતાની તેજસ્વિતા કોઈ કાળે નષ્ટ ન થાય એવી સ્થિતિમાં તેમને મૂકે એવું જ્ઞાન આ વિદ્યાપીઠ વિદ્યાર્થીઓને આપશે તો જ તેનો ઉદ્દેશ પાર પડયો ગણાશે. અને તેથી આર્થિક, માનસિક અને નૈતિક સ્વતંત્રતા જળવાય એવા ધંધાઓ શોધી કાઢી તેને લાયક શિક્ષણ આપવું એ આ વિદ્યાપીઠનું એક પ્રધાન કાર્ય ગણાશે. આપણા પૂર્વજોએ જે પ્રાણને લીધે દુનિયામાં અલૌકિક સ્થાન મેળવ્યું હતું તે પ્રાણ ફરી પ્રાપ્ત કરવા માટે ઈતિહાસ અને ધર્મનું સંશોધન આ વિદ્યાપીઠને કરવું પડશે. ઈશ્વરી યોજનાને લીધે દુનિયાના બધા ધર્મો આ દેશમાં આવીને વસ્યા છે. આ દેશના પ્રધાન ધર્મે — સનાતન હિન્દુ ધર્મે અહીં આવી વસેલા બધા ધર્મોને અભયદાન આપ્યું છે; એટલું જ નહીં પણ બધા ધર્મો સાથે મિત્રાચારી રાખેલી છે. રાષ્ટ્રૈકય સાધવા માટે વિદ્યાપીઠે હિન્દુ ધર્મની આ વિશ્વપ્રેમી વૃત્તિ સ્વીકારીને બધા ધર્મોનું સંગોપન કરવું જોઈશે. સર્વધર્મસદ્ભાવ અને એકરાષ્ટ્રીયત્વ ધાર્મિક અજ્ઞાનથી ન જ ઉત્પન્ન થાય. બધા ધર્મો વિશે કેવળ નિષ્પક્ષપાતી તિરસ્કારની કે ઉપેક્ષાની વૃત્તિ રાખીને રાષ્ટ્રીય કલ્યાણ ન જ સધાય

આ રાષ્ટ્રથી ઈશ્વરી આદેશ પાર પાડી શકાશે; પોતાનું આત્યંતિક કલ્યાણ સાધી શકાશે. એટલા માટે જ (૧) હિંદુસ્તાનમાં આવેલા બધા ધર્મોનું શ્રદ્ધાપૂર્વક અધ્યયન, (૨) હિંદુસ્તાનમાં ચાલતી મુખ્ય મુખ્ય ભાષાઓનું સામાન્ય જ્ઞાન, (૩) ઈસ્લામી, હિંદી, ચીની અને જાપાની સંસ્કૃતિના મર્મનો સામાન્ય પરિચય, (૪) સ્વતંત્રતા જાળવી ઉપજીવિકા થઈ શકે એવું ધંધાનું શિક્ષણ અને (૫) દેશમાં સંઘટિત કાર્ય થઈ શકે એટલા માટે રાષ્ટ્રીય હિંદુસ્તાની ભાષા અને સ્વદેશી ધર્મની દીક્ષા, આ પંચવિધ કાર્ય વિદ્યાપીઠ આગળ છે. આટલી વસ્તુઓ આ વિદ્યાપીઠ સ્ત્રીઓની, અંત્યજોની કે મજૂરવર્ગની ઉપેક્ષા કર્યા વગર રાષ્ટ્રમાં પ્રવૃત્ત કરશે તો જ દેશનો ઉદ્ધાર થશે અને સ્વરાજ્ય જ નહીં પણ સ્વારાજ્ય (સત્યયુગ) અવતરશે. વિદ્યાપીઠના સંસ્થાપક અને પ્રવર્તકોમાં એ વિશાળ દૃષ્ટિ અને તે મુજબ કાર્ય કરવાની શક્તિ ઈશ્વર મૂકો એવી અમારી પ્રાર્થના છે.

## રાષ્ટ્રીય વિદ્યાપીઠ

### ૨

'ભક્તિસુધોદય'માં ધ્રુવ કહે છે, 'હે ભગવન્ ! સાવકી મા ઉપર રિસાઈને હું અચળ સ્થાન માગવા તારી પાસે આવ્યો હતો, પણ તેં તો મોટા મોટા મુનિઓને પણ અલભ્ય એવું પોતાનું દર્શન આપી દીધું. હું કાચ માગવા આવ્યો હતો, ત્યાં મને રત્ન સાંપડયું. હવે વર શું માગું ?'

આપણે પણ સરકાર ઉપર રિસાઈને, સરકારના અન્યાયથી ચિડાઈને કેળવણીને સ્વતંત્ર કરવાના ઈરાદાથી આપણી સ્વતંત્ર વિદ્યાપીઠ સ્થાપી. કેળવણીમાં ફક્ત અસહકાર કરવાના જ ઈરાદાથી આપણે નીકળ્યા. પણ આપણને સર્વ રીતે અને સર્વ દિશામાં દેશનો ઉદ્ધાર કરવાની કૂંચી રાષ્ટ્રીય શિક્ષણમાં જડી ગઈ છે. પારસમણિ ઉપર ઘસવાથી લોઢાનું પણ સોનું થઈ જાય છે, અગ્નિના સંયોગથી કાળો કોલસો પણ ચળકતો ઊજળો થઈ જાય છે, તે જ પ્રમાણે રાષ્ટ્રીય શિક્ષણથી આપણો સામાજિક સ્વભાવ જે દોષરૂપ છે તે શુદ્ધ થઈ ગુણરૂપ થશે. સંસારસુધારાની હિલચાલ જે ન કરી શકી, રાજદ્વારી હિલચાલ જે આટલા દિવસ ન મેળવી શકી, તે પોતાની મેળે આપણી પાસે ચાલતું આવે એવું કરવાની શક્તિ રાષ્ટ્રીય શિક્ષણમાં છે. રાષ્ટ્રીય શિક્ષણનો વિશ્વાસ પરિષદોના ઠરાવો ઉપર નથી; રાષ્ટ્રીય શિક્ષણનો આધાર ધારાસભાના કાનૂનો ઉપર નથી. રાષ્ટ્રીય શિક્ષણની શ્રદ્ધા પ્રજાનો પ્રાણ કેળવવામાં છે, રાષ્ટ્રીય શિક્ષણની શક્તિ વજ્ર જેવી છે; પણ તે વાપરનારનામાં વજ્રકાય દેવસેનાપતિ કાર્તિકસ્વામીના જેટલું શ્રદ્ધાબળ હોવું જોઈએ.

આજે દેશના આગેવાનોએ અને નવયુવકોએ ભારે સ્વાર્થત્યાગ કર્યો છે, ભારે સાહસ ખેડયું છે. આ સ્વાર્થત્યાગ અને આ સાહસને છાજે એટલી શ્રદ્ધા, એટલી દીર્ઘદૃષ્ટિ તેમનામાં હોય તો જ ઈષ્ટ પરિણામ હાથમાં આવે. આજે સંકુચિત વ્યવહારુ દૃષ્ટિનું કામ નથી. આજે ભૂતકાળના અનુભવોનાં સરવૈયાં કાઢી — તપાસીને કામ લેવાનું નથી. દુર્બળતાના પાયા ઉપર ઇમારત ચણવી નથી. જશ-અપજશ ઈશ્વરના હાથમાં છે, પણ આપણો આશય ઉચ્ચ રાખવો કે હીન રાખવો એ તો અવશ્ય આપણા હાથમાં છે. આપણો ઉત્સાહ — આપણો પ્રાણ ઊણો પડયો તેથી એક સોનેરી તકનો પૂરો લાભ આપણને લેતાં આવડયો નહીં, એમ આપણે વિશે ઇતિહાસમાં ન લખાય એ આપણે જોવું જોઈએ. રાષ્ટ્રના જીવનમાં આવી તક વારે ઘડીએ નથી આવતી. વરસાદ આખું વરસ વરસતો નથી, પહેલું નક્ષત્ર આપણે ખોયું, તે વખતે આપણે કશું જ વાવ્યું નહીં; જે થોડું વાવ્યું તે જમીન ખેડયા વગર વાવ્યું. બીજું નક્ષત્ર બેઠું ત્યારે આપણે ભૂમિનો વિચાર કર્યો નહીં; જે વાવ્યું તે આ ભૂમિને અનુકૂળ ન હતું; વાવેલું ઊગ્યું. પણ પાક ઊતર્યો નહીં. પરદેશી બીજ આ ભૂમિને કેમ ભાવે? આજે છેલ્લું નક્ષત્ર બેઠું છે. આજે જમીન ઘણી સારી રીતે ખેડાઈ ચૂકી છે. ખાતર પણ એને જલિયાંવાલા બાગમાંના લોહીનું મળ્યું છે; આજે જો સ્વદેશી બીજ વાવીશું તો સત્તર આની પાક ઊતર્યા વગર રહેશે નહીં.

કેટલાક કહે છે કે જૂની વિદ્યા લઈને શું કરશો? જમાનો પલટાયો છે, આજનો વિચાર કરો. વાત સાચી છે. આજનો જ વિચાર કરવો જોઈએ. આ વર્ષને માટે જ અનાજ ઉગાડવું છે, પણ તેને માટે વાવવું તો રહ્યું ગયા વરસનું જ ધાન્ય. આપણો પ્રાણ ભૂતકાળમાં સચવાયેલો છે. તે ભૂતકાળના કોઠારમાં રાખી મૂકવાથી કશો લાભ નથી. તેને વર્તમાનકાળની ભૂમિમાં વાવીશું તો જ ભવિષ્ય-કાળનો પાક આપણે હાથ આવશે.

હાલની કેળવણી ઉપર આપણે નારાજ તો છીએ, પણ જ્યારે તેને ફેંકી દેવાનો વિચાર આગળ આવે છે ત્યારે પરિચયને લીધે તે ફેંકી દેતાં દુ:ખ થાય છે. હાલની કેળવણી નિષ્પ્રાણ છે એ આપણે સ્વીકારીએ છીએ; પણ જ્યાં રાષ્ટ્રનો પ્રાણ આપણી રાહ જોતો વિરહાવસ્થામાં દિવસ ગણી રહ્યો છે ત્યાં જવાની આપણે ના પાડીએ છીએ, તે કેમ ચાલે? આજે ભાગ્યવશાત્ હિંદુસ્તાનનું નેતૃત્વ આપણા પ્રાંતના હાથમાં આવી ગયું છે. અશ્રદ્ધાની અમાસમાં શ્રદ્ધાનો ધ્રુવતારો ગુજરાતમાં ચળકે છે. બધા પ્રાન્તો શક્તિનો મંત્ર સાંભળવા ગુજરાત તરફ નજર કરે છે.

આવે પ્રસંગે રાષ્ટ્રીય દુર્બળતાના પ્રતિનિધિ ગમે તે હોય, પણ રાષ્ટ્રીય સામર્થ્યનું પ્રતિનિધિત્વ તો ગુજરાતે જ સ્વીકારવું જોઈએ. રાષ્ટ્રનું ઉજજ્વળ ભવિષ્ય જોઈ શકવા જેટલી દૃષ્ટિ કેળવવી જોઈએ અને રાષ્ટ્ર શેખચલ્લી ન બની જાય એટલા માટે ઉચ્ચ કલ્પનાને પહોંચી વળે એવો પુરુષાર્થ આદરવો જોઈએ.

રવીન્દ્રનાથે બંગાળમાં વિશ્વભારતી દ્વારા રાષ્ટ્રીય આત્મા જાગ્રત કર્યો છે. હિંદુ, બૌદ્ધ, શીખ, ફારસી બધી સંસ્કૃતિઓનું ત્યાં અધ્યયન ચાલે છે. જાવા, બાલી વગેરે દૂરદૂરના દ્વીપોમાં આર્ય સંસ્કૃતિના જે અવશેષ રહેલા છે તેનું અધ્યયન કરવા માટે ખાસ અધ્યાપક નીમવા માગે છે. જાવા અને બાલીમાં ગુજરાતના લોકો જઈ વસ્યા હતા. ત્યાંનાં પ્રાચીન મંદિરોની અદ્‌ભુત કારીગરી ભૃગુકચ્છ અને તગરના ઉત્સાહને આભારી છે. આજે પરદેશ જોડે વેપાર ખેડવાનું માન ગુજરાતીઓ અને સિન્ધીઓને છે. હિન્દી સંસ્કૃતિનો વિસ્તાર કરવામાં અને ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં તે ટકી શકે છે એ સિદ્ધ કરવામાં ગુજરાતનો ફાળો કેટલો છે એનું અધ્યયન આજે કોણ કરે છે? હિન્દુસ્તાનના ઇતિહાસનો એ અનુભવ છે કે જ્યારે જ્યારે સામાન્ય પ્રજામાં પ્રાચીન સાહિત્ય જાણવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે ત્યારે દેશમાં ધર્મસંશોધન થાય છે, સામાજિક પ્રવૃત્તિને નવું વલણ મળે છે અને દેશનો પ્રાણ ફાલે છે. રાષ્ટ્રીય વિદ્યાપીઠ દ્વારા જો સંસ્કૃત અને અરબી, પ્રાકૃત અને ફારસી, પાલિ અને માગધી, ફ્રેન્ચ અને જર્મન વગેરે ભાષાઓનું અધ્યયન શરૂ થાય તો જરૂર સમાજમાં આપણે પુનરુજ્જીવન જોઈશું. માગધી અને પાલિને લીધે જૈન ધર્મનું સંસ્કરણ થશે; સંસ્કૃતનો ઊંડો અભ્યાસ કરવાથી હિન્દુ ધર્મ ઉપર વળેલો કાટ ધોવાઈ જશે, ધાર્મિક સંકુચિતતા ઓગળી જશે; ફ્રેન્ચ અને જર્મનનો પરિચય થવાથી યુરોપ વિશેનો એકદેશી ખ્યાલ મટી જઈ યુરોપના વિપુલ આત્માની આપણે ઝાંખી કરીશું. આપણા વેપારીઓ બ્રહ્મદેશમાં અને આફ્રિકામાં જઈને વસેલા છે. આપણી વિદ્યાપીઠ જો બર્મી અને સ્વાહીલી ભાષાઓને સહેજ સગવડ કરી આપશે તો આપણા વિદ્યાર્થીઓ તે તે દેશમાં જઈ વધારે કમાણી કરશે, એટલું જ નહીં પણ ત્યાંની પ્રજાની સાચી સેવા પણ કરી શકશે. આજે જ સ્વરાજ્ય ઇચ્છતી પ્રજા માટે આ મહત્ત્વાકાંક્ષા ભારે ન ગણાય. દુનિયાનું સામ્રાજ્ય મેળવવા અંગ્રેજ પ્રજા નીકળી ત્યારે તે આપણા કરતાં ચડિયાતી ન હતી. તેમનામાં શ્રદ્ધાએ પ્રવેશ કર્યો, અને અશક્ય વસ્તુઓ શક્ય થઈ. ગુજરાતના નવયુવકોએ હવે વાણિયાશાહી હિસાબ છોડી દેવા જોઈએ; કલ્પનાશક્તિને અવકાશ આપવો જોઈએ; પુરુષાર્થની અવધિ કરવી જોઈએ અને ઈશ્વરે આપેલું સ્થાન દીપાવવું જોઈએ.

'Where there is no vision, people perish.'

## રાષ્ટ્રીય વિદ્યાપીઠ

### ૩

અમદાવાદમાં એક વિદ્યાપીઠ સ્થાપી તથા એક મહાવિદ્યાલય શરૂ કરી ગુજરાતે બતાવી આપ્યું છે કે અસહકારને રચનાત્મક બાજુ પણ છે. માત્ર એ એક રાષ્ટ્રશુદ્ધિની

હિલચાલ હોવાને કારણે તે નવું કંઈ રચે તે પહેલાં તેને નાશ કરવાની ફરજ પડે છે. આ રાષ્ટ્રીય વિદ્યાપીઠ બ્રિટિશ અન્યાયને મૂર્તિમંત પડકાર છે અને તેની સાથે આપણા સ્વમાનનું એક મોટું પ્રતીક છે. એનાં મૂળિયાં હવે આપણી રાષ્ટ્રભૂમિમાં ઊંડાં ઊતરી ગયાં છે. સમગ્ર ભારતના આદર્શોમાંથી તેને જીવન મળ્યું છે. હિન્દુઓનો હિન્દુ ધર્મ અને મુસલમાનોનો ઈસ્લામ બન્ને જેમાં સમાઈ જાય એવા એક રાષ્ટ્રધર્મની તે ઉપાસક છે. દેશી ભાષાઓ જે આજ સુધી અપમાનિત દશામાં રહી તેમાંથી તેને ઉગારી તેમને રાષ્ટ્રીય નવવિધાન અને હિન્દી સંસ્કૃતિમાં જીવતાં ઝરણાં બનાવવાની તે મુરાદ સેવે છે. તે એમ માને છે કે જીવનની વ્યાપક કે સંપૂર્ણ કેળવણી માટે પાશ્ચાત્ય વિજ્ઞાનના અભ્યાસની જેટલી જરૂર છે તેટલી જ એશિયાની સંસ્કૃતિના વ્યવસ્થિત અભ્યાસની પણ જરૂર છે. રાષ્ટ્રને શક્તિદાયક જીવન ક્યાંથી મળશે તે જોવા માટે સંસ્કૃત અને અરબી, પાલિ અને પર્શિયન અને માગધીમાં જે અખૂટ જ્ઞાનના ભંડારો પડેલા છે તે બધા ઢૂંઢવા પડશે. માત્ર જૂની મૂડી ઉપર જીવવાનો કે જૂની વસ્તુઓ પહેલાં હતી તે રૂપમાં સ્થાપવાનો તેનો ઈરાદો નથી. એને તો જૂની પરંપરા જાણી લઈ તેના પાયા ઉપર આધુનિક કાળમાં મળેલા અનુભવનો ઉપયોગ કરી એક નવી સમૃદ્ધ સંસ્કૃતિની ઈમારત બાંધવી છે. આજ સુધી જે જુદી જુદી સંસ્કૃતિઓ હિંદમાં આવીને વસી ગઈ છે અને તેણે હિંદના જીવન ઉપર જેમ અનેક જાતની અસર કરી છે અને જેના ઉપર હિંદના સ્વભાવની પણ અસર થઈ છે તે બધી સંસ્કૃતિઓનો તેને સમન્વય સાધવો છે. દરેક સંસ્કૃતિનું પોતાનું યોગ્ય સ્થળ કાયમ રહે એવી સ્વદેશી ઢબનો આ સમન્વય હશે : નહીં કે અમેરિકન ઢબનો, કે જેમાં એક પ્રમુખ સંસ્કૃતિ બાકીની બધીને હોઈયાં કરી જાય અને જેમાં સ્વાભાવિક સંવાદ સ્થાપવાને બદલે કૃત્રિમ અને બહારથી પરાણે ઠોકી બેસાડેલી એકતા આણવાનો હેતુ હોય. આ જ કારણસર વિદ્યાર્થીઓ હિંદુસ્તાનના તમામ ધર્મોનો અભ્યાસ કરે એવી વિદ્યાપીઠે જોગવાઈ કરી છે. આમ હિંદુઓને કુરાનનો અભ્યાસ કરવાની તક અને હિંદુ ધર્મશાસ્ત્રો શું કહે છે તે જાણવાની તક મુસલમાનોને મળી છે. જો કોઈ પણ વસ્તુનો વિદ્યાપીઠે બહિષ્કાર કર્યો હોય તો માનવતાના એક આખા મોટા વિભાગને જેને લીધે અસ્પૃશ્ય ગણવામાં આવે છે તે બહિષ્કારવૃત્તિનો જ બહિષ્કાર વિદ્યાપીઠે કર્યો છે. સંસ્કૃત, હિંદી ને પર્શિયન તરફ ઢળતી ઉર્દૂ એ બધી ભાષાઓના સંમિશ્રણથી બનેલી જે હિંદુસ્તાની રાષ્ટ્રીય ભાષા તેનું જ્ઞાન આવશ્યક ગણવામાં આવ્યું છે. સ્વાતંત્ર્યવૃત્તિ કેળવવામાં ધર્મ, રાજકારણ અને ઈતિહાસનો તો ઉપયોગ થશે જ પણ તે ઉપરાંત ઔદ્યોગિક કેળવણીનો પણ તેમાં પૂરતો ઉપયોગ કરવામાં આવશે. કારણ તે દ્વારા જ દેશના યુવકો આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકે અને તેમનામાં સ્વમાનનું ભાન જાગી તેઓ ટટાર ઊભી શકશે. કેળવણીનો બહોળો પ્રચાર થાય અને તે આમપ્રજા સુધી જેમ બને તેમ જલદી પહોંચી જાય તેટલા સારુ પ્રાંતનાં બીજાં શહેરોમાં પણ માધ્યમિક કેળવણીનાં કેન્દ્રો સ્થાપવાનો વિદ્યા-

પીઠનો વિચાર છે. કેળવણીનું વાહન ગુજરાતી જ હશે એટલે આ પ્રસાર ઝડપથી અને સહેલાઈથી થઈ શકશે અને થોડા જ વખતમાં શિક્ષિત અને અશિક્ષિત વર્ગો વચ્ચે રાષ્ટ્રઘાતી આત્મઘાતક અંતર આજે ઊભું થવા પામ્યું છે તે મટી જશે. ઉપરાંત ઉજળિયાત કોમના લોકોને ઔદ્યોગિક કેળવણી અને કામદારવર્ગના લોકોને સાહિત્યની કેળવણી મળવાથી સંપત્તિની અસમાન વહેંચણી અને તેને કારણે સમાજમાં ફેલાતો અસંતોષ મટી જશે. સરકારી યુનિવર્સિટીઓનો મોટામાં મોટો દોષ એ છે કે તેમના ઉપર પારકાઓનો, પરકીયોનો કાબૂ હોય છે. તેમાં 'કરીઅર'-ને નામે ખોટાં મૂલ્ય ઊભાં કીધાં છે. સરકાર સાથે અસહકાર કરીને ગૂજરાત વિદ્યાપીઠે આ બન્ને દોષો પોતાના તંત્રમાંથી સાફ ધોઈ નાખ્યા છે. અને સરકાર પૂર્ણપણે રાષ્ટ્રીય બને નહીં ત્યાં સુધી વિદ્યાપીઠના સંસ્થાપકો તેમ જ સંચાલકો જો આ નિશ્ચયને વળગી રહે તો રાષ્ટ્રના આદર્શો તથા તેની જરૂરિયાતોનો સ્પષ્ટ ખ્યાલ આપવામાં તે મદદગાર થશે. અમે પ્રભુ પાસે માગીએ છીએ કે વિદ્યાપીઠના સંસ્થાપકોએ જે ધ્વજ ફરકાવ્યો છે તેને ટકાવી રાખવા પૂરતી શ્રદ્ધા અને શક્તિ તે તેમને બક્ષો.

## શ્રદ્ધાની હિંમત

આપણા રાષ્ટ્રીય જીવનના મહત્ત્વના સવાલ અનેક છે. આપણે તેમાંના કેટલાકનું ફક્ત નામ જ સાંભળ્યું છે. કેટલાક વિશેના બેચાર સ્થૂળ સિદ્ધાન્તો સાંભળ્યા છે. પણ સંગીન વિચાર એકે સવાલનો કર્યો નથી. રાજદ્વારી હિલચાલનો જ દાખલો લઈએ. તેમાં કેટલાંયે વર્ષો આપણે ભૂલ ખાધી ત્યારે આપણને કંઈક શુદ્ધ 'દૃષ્ટિ ઊગી છે; અને તે પણ બધાંને નહીં. જેઓએ રાજકીય હિલચાલના શુદ્ધ સિદ્ધાંતો સ્વીકાર્યા છે તેઓ પણ હંમેશાં તે સિદ્ધાન્તોનો પૂરો અર્થ સમજી તે પ્રમાણે ચાલતા નથી. સામાન્ય રીતે લોકો વિચાર કરવાની તરખડમાં પડવાને નારાજ હોય છે. જ્યાં સુધી ગાડું ચાલે છે ત્યાં સુધી લોકો તે ઠીક છે કે નહીં અને યોગ્ય દિશામાં જાય છે કે નહીં એનો વિચાર સરખો કરતા નથી.

પણ ઈશ્વરની કૃપાથી સૃષ્ટિની રચના જ એવી છે કે આપણે જીવનના મહાન પ્રશ્નો તરફ ગમે તેટલા બેદરકાર રહીએ તોપણ તે સવાલો આપણી પ્રત્યે બેદરકાર રહેતા નથી. આપણને તે સૂવા દેતા નથી. કોકડું ગૂંચાયું તે વધુ ને વધુ ગૂંચાતું જ જાય છે. ધીરજ રાખીને પ્રથમથી જ તેનો ઉકેલ લાવવો એમાં પુરુષાર્થ રહેલો છે અને એમાં જ સુગમતા પણ રહેલી છે. હિંદુમુસલમાનની એકતા વિશે આપણે બેદરકાર રહ્યા, પણ તે સવાલ વરસોવરસ આપણી સામે નજીક ને નજીક

આવતો ગયો. જેટલે દરજ્જે આપણે તેનો ઉકેલ લાવી શકયા તેટલે દરજ્જે જ તે ઠેકાણે પડયો છે.

આપણી રાષ્ટ્રીય કેળવણીનો સવાલ પણ એવો જ છે. જ્યારે જ્યારે આ મહાન રાષ્ટ્રે મોટી ભૂલ ખાધી છે ત્યારે ત્યારે રાષ્ટ્રના દેશભક્ત વિદ્વાન લોકોએ પ્રજામાં યોગ્ય વિચારો ફેલાવવાનો પ્રયત્ન કર્યો છે. રોગીના રોગનું સ્વરૂપ જેમ જેમ જણાય તેમ તેમ વૈદ્ય દવામાં અને ખોરાકમાં ફેરફાર કરે છે, તે પ્રમાણે કેળવણીમાં પણ આપણે ફેરફાર કરતા આવ્યા છીએ. પણ હજુ આપણે બરાબર રસ્તા પર આવ્યા છીએ એમ ન કહેવાય.

ગાંધીજીએ 'હિંદ સ્વરાજ્ય'માં પોતાનો આખો કાર્યક્રમ, એટલે કે હિંદુસ્તાનના રોગનું ઓસડ આપી દીધું છે, છતાં આપણને તે આખું હજી પસંદ પડયું નથી, તો પછી ગળે ઊતરવાની વાત કયાંથી જ હોય? 'હિંદ સ્વરાજ્ય'માંથી ઓછામાં ઓછો કેટલો ભાગ અમલમાં મૂકયે કામ સરી શકશે એ તરફ જ આપણું ધ્યાન હમેશાં રહે છે. કેળવણીમાં આપણે રાષ્ટ્રીયતા માગીએ છીએ; સ્વરાજ્યની તૈયારી આપણે બનતી ઉતાવળે કરવી છે; સરકાર સામે પૂરો અસહકાર કરવા આપણે માગીએ છીએ; પ્રજા તેજસ્વી થાય, સ્વાવલંબી થાય એમ પણ આપણે ઇચ્છીએ છીએ. પણ એ બધું ચાલુ કેળવણીમાં ઓછામાં ઓછા ફેરફાર કરી આપણને જોઈએ છે!

સ્વરાજ્યપ્રાપ્તિમાં એકલી સરકાર જ અન્તરાયરૂપ છે એમ નથી. આપણા અનેક ખોટા ખ્યાલો, વિચિત્ર આદર્શો, તકલીફ ન ઉઠાવવાની ટેવ, જે સહેલાઈથી મળે તે જ લઈને નભાવી લેવાની ઇચ્છા, લોકોને જે ન રુચે તે બોલવા જેટલી હિંમતનો અભાવ — એ બધી વસ્તુઓ સ્વરાજ્યમાં વિઘ્નરૂપ છે. ઘેનમાં પડેલા રોગીને જેમ નિર્દય થઈને જગાડવો પડે છે તેમ પરતંત્રતાને લીધે લોકોમાં પેસી ગયેલા ખોટા ખ્યાલો અને પ્રતિષ્ઠિત વહેમો સામે નિર્દય અને નિર્ભય થઈ પોકાર કરવાની જરૂર છે. સ્વરાજ્ય મળે તો જ કામ આવે અને પરરાજ્ય રહે તોપણ કશું નુકસાન ન થાય એવી કેળવણી શોધી કાઢવામાં વ્યવહારચતુરતા ખૂબ હશે, પણ તે કેળવણી નિષ્પ્રાણ અને નિષ્ફળ હશે.

સરકારી કેળવણી વિશે જ્યારથી દેશમાં અસંતોષ પેદા થયો ત્યારથી આપણે રાષ્ટ્રીય કેળવણીના પ્રયત્નો કરતા આવ્યા છીએ, અને દર વખતે પૂરતી શ્રદ્ધાને અભાવે હિંમતભર્યો પ્રયોગ કરતાં આપણે આંચકો ખાધો છે. આપણે રાષ્ટ્રીય શિક્ષણના ક્ષેત્રમાં એકદમ ફલંગ મારતાં અચકાઈએ છીએ કે કયાંક વચમાં જ પડી જઈશું તો? આ અશ્રદ્ધાને લીધે જ હનુમાન જેવી ફલંગ મારવાની શક્તિ આપણે ખોઈ બેસીએ છીએ. પાપનું પ્રાયશ્ચિત્ત કરવામાં જ પાપનું બીજ રાખીએ તે કેમ ચાલે?

ગાંધીજીએ રાષ્ટ્રીય કેળવણીનું સ્વરૂપ કેવું હોવું જોઈએ એ વિશે પોતાના પરિપકવ વિચારો દેશ આગળ કેદહાડાના મૂકયા છે. તેમાંથી ઓછામાં ઓછા

કેટલાં વિચારો અમલમાં મૂકીએ તો ચાલે એવો વિચાર કરવા કરતાં આજની સ્થિતિમાં વધારેમાં વધારે કેટલાં તત્ત્વો અમલમાં મૂકી શકાય એનો વિચાર કરવો આપણને લાજમ છે. શરૂઆત ભલે ગમે તેટલી સૂક્ષ્મ હોય પણ ત્યાં થંભી ગયે કેમ ચાલે? રાષ્ટ્રીય જાગૃતિના પ્રમાણમાં રાષ્ટ્રીય કેળવણીના વેગમાં પણ વધારો થવો જોઈએ. આજે આપણે જેટલી ઢીલાઈ ચલાવી લઈશું તેટલી ફલસિદ્ધિ મોડી થવાની, અને આજ સુધીના દુર્લક્ષને માટે પ્રાયશ્ચિત્ત કરવું પડશે તે વધારાનું.

ગાંધીજીએ કેળવણીના જે સિદ્ધાંતો પ્રજા આગળ મૂકેલા તેનો સાર લગભગ તેમના જ શબ્દોમાં નીચે પ્રમાણે મૂકી શકાય:

૧. શિક્ષણ સરકારના અંકુશથી તદ્દન મુક્ત હોય.

૨. શિક્ષણનો પાયો ધર્મ ઉપર મંડાયેલો હોવો જોઈએ તથા સર્વ ધર્મો અને સંપ્રદાયો પ્રતિ આદર રહે એવું ઉચ્ચ ધાર્મિક વાતાવરણ સંસ્થામાં હોવું જોઈએ.

૩. સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રાજકીય વિષયો તથા ભૌતિક શાસ્ત્રો અને કળાના સિદ્ધાંતો ઠરાવતાં તથા શીખવતાં આધ્યાત્મિક દૃષ્ટિ રાખવી જોઈએ.

૪. શિક્ષણની દિશા એવી હોવી જોઈએ કે કેળવણી સાથે સ્વાતંત્ર્ય વગેરે ઉચ્ચ મનોવૃત્તિઓની યોગ્ય વૃદ્ધિ થાય અને તેને યોગે વિદ્યાર્થીનું જીવન ચારિત્ર્યવાન અને તેજસ્વી થાય.

૫. શિક્ષણ વચ્ચે તથા કૌટુમ્બિક અને પ્રજાકીય જીવન વચ્ચે એકતા અથવા મેળ હોય એવી સંસ્થાની રહેણી હોવી જોઈએ.

૬. સર્વજ્ઞાન સ્વભાષા દ્વારા અપાવું જોઈએ.

૭. રાષ્ટ્રીય એકતાને માટે શિક્ષણક્રમમાં રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીને અવશ્ય સ્થાન આપવું જોઈએ.

૮. સ્વભાષાને અને શિક્ષણપદ્ધતિને અંગ્રેજીની ગુલામગીરીમાંથી છોડાવવી જોઈએ. અંગ્રેજીને હાલ મળતું અયોગ્ય મહત્ત્વ કમી કરીને (૧) પાશ્ચાત્ય નવીન વિચારોની વાહક અને (૨) સ્વભાષાની એક સહાયક — એ દૃષ્ટિથી જ તેનું સ્વાભાવિક સ્થાન તેને આપવું જોઈએ.

૯. શિક્ષણ પ્રજાના મોટા સમૂહની હાજતો પૂરી પાડનારું હોય.

૧૦. શિક્ષણથી આજીવિકાનો પ્રશ્ન ઉકેલાય તેથી—

૧૧. જેના ઉપર દેશની વસ્તીના ૮૦ ટકા લોકો ઉદરનિર્વાહ કરે છે અને દેશના અન્નવસ્ત્રાદિનો જેના ઉપર આધાર છે તેવા ખેતી અને વણાટ એ રાષ્ટ્રીય ધંધાઓનું સાંગોપાંગ જ્ઞાન દરેક વિદ્યાર્થીને આપવું જોઈએ.

૧૨. કેટલીક જાતિઓને અસ્પૃશ્ય માનવાની ધર્મ અને ન્યાયવિરોધી પ્રથા આપણા દેશમાં છે તેનો શિક્ષણ દ્વારા નાશ કરવો જોઈએ.

(સામાન્ય રીતે શિક્ષણસંસ્થાઓ સંસારસુધારાના પ્રત્યક્ષ કાર્યમાં ભાગ ન લે, પરંતુ જ્યાં આખા રાષ્ટ્રને ધર્મયુક્ત શિક્ષણ આપવાનો પ્રયાસ કરવામાં આવે ત્યાં આટલા મોટા સામાજિક અધર્મને વશ થઈને શિક્ષણનું કાર્ય કરવું અશક્ય છે,

માટે આ સવાલ શિક્ષણના સિદ્ધાંતમાં ખાસ દાખલ કર્યો છે.)

૧૩. જે ઇચ્છે તેને શિક્ષણ મળી શકે એટલા માટે વિદ્યાર્થી પાસેથી શિક્ષણનું કાંઈ મૂલ્ય લેવું ન જોઈએ.

૧૪. માણસ વિદ્વાન થાય એટલે એ મજૂર મટી જાય એમ થવું ન જોઈએ. એને અંગે થયેલી રાષ્ટ્રીય શિક્ષણની પ્રવૃત્તિ શરૂ કર્યા પછી ગાંધીજીને એક વાર પોતાની ભૂલ જાહેર રીતે કબૂલ કરવી પડી એ આપણે ભૂલવું ન જોઈએ. ગામડે ગામડે સ્થાનિક પ્રવૃત્તિથી કેળવણીનાં મંદિરો સ્થાપન થાય એવી પ્રવૃત્તિ આપણે કરવી ઘટે છે. જ્યાં બની શકે ત્યાં સ્વદેશી અને રાષ્ટ્રીય શિક્ષણનો સંબંધ જોડી દેવો જોઈએ. આપણી લડત એક વરસ કરતાં વધારે લંબાઈ છે. હવે કાર્યકર્તાઓની મોટી સેના લાંબા વખત સુધી કામ કરવા સજ્જ રહે એવી ગોઠવણ સંગીન પાયા પર થવી જોઈએ. તેનો આધાર રાષ્ટ્રીય શિક્ષણ અને સ્વયંસેવકોની ફોજ એ બે પ્રવૃત્તિઓ પર છે. આપણે આજથી જ એ દિશામાં કામ શરૂ કરવું જોઈએ.

## સાહિત્ય, સંગીત અને કલા

વૈદે કહ્યું, 'આ દવા લો. જરા કડવી લાગે અથવા ગરમ પડે તો સાથે થોડી સાકર લેજો.' રોગી રાજવિલાસી રહ્યો. દવા લેતાં કંટાળો આવે. વૈદના ઉપચાર તો કરવા રહ્યા. પણ દવાની મુશ્કેલી કેમ ટળે? ધીમે ધીમે એની મેળે રોજ દવાનું પ્રમાણ ઓછું થવા લાગ્યું અને વ્યસ્ત ક્રમે* સાકરનું પ્રમાણ વધવા લાગ્યું. છતાં રોગી કહે, 'હું વૈદના જ ઉપચાર ચલાવું છું!'

આપણા રાષ્ટ્રીય શિક્ષણનું એમ જ થવાની બીક નથી લાગતી? ગાંધીજીએ કહ્યું, 'રાષ્ટ્રીય શિક્ષણ એટલે રેંટિયાશિક્ષણ. રેંટિયો ચલાવો એની સાથે બીજા હંમેશના વિષયો ભલે ચલાવો. સંસ્કાર તો આપણને જોઈએ જ. પણ સ્વરાજ્ય તો રેંટિયાથી જ મળવાનું. મહેનતનો સ્વાદ આપણે ચાખતા થઈએ એટલે એમાંથી જ આનંદ છૂટશે. એ આનંદ વ્યક્ત કરવાનું અથવા કેળવવાનું નિર્દોષ સાધન તે સંગીત અને કળા છે.'

થયું. આપણને રાષ્ટ્રીય શિક્ષણનું 'પ્રિસ્ક્રિપ્શન'+ મળી ગયું. રેંટિયાની કડવી માત્રા સાથે સાહિત્ય, સંગીત અને કળાનું અનુપાન સરસ છે. આપણે બધું

---

* એકનું પ્રમાણ ઘટે તેમ બીજાનું વધે એ વ્યસ્ત ક્રમ કહેવાય. + નુસખો.

ઉત્સાહપૂર્વક શરૂ કર્યું. દરેક રાષ્ટ્રીયશાળામાં રેંટિયા તો હોય જ. સાથે સંગીતશિક્ષ જરૂર હોય, સાહિત્ય અને કળા ખીલવવા માટે હસ્તલિખિત માસિક હોય, રાષ્ટ્રી ઉત્સવો અને તહેવારોને પ્રસંગે કળાપ્રદર્શન હોય, બીજી પણ અનેક વસ્તુઓ હોય પણ ધીમે ધીમે રેંટિયો ઓછો ફરવા લાગ્યો. સાદાઈ ગરીબાઈ જેવી ભાસવ લાગી. ખાદીનાં ધોતિયાંનો ભાર સુકુમાર કેડોને ભારે પડવા લાગ્યો. ધોળી ખાદીને નિર્મળ રંગ અરસિકતાની નિશાની જેવો ભાસવા લાગ્યો. છતાં આપણે માનવ લાગ્યા કે આપણે વૈદનો જ ઉપચાર ચલાવીએ છીએ. એક વખત એવો હતે કે દરેક જણ ખાદી અને રેંટિયા પર જ વ્યાખ્યાન આપતો. હવે એ ઇજારે ગાંધીજી અને આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાયને જ સોંપવામાં આવ્યો છે. બાકીના આપણે બધા સ્વરાજ્ય કરતાં સંસ્કૃતિને — સંસ્કારિતાને વધારે ચાહનારા રહ્યા. વિવિધત વગર આપણને જીવનનું પોષણ નહીં મળે એની જ ચિંતા થઈ પડી, અને આપણે સીધા સાહિત્ય-સંગીત-કલા ઉપર જ ઊતરી પડયા: સાચે જ, ઊતરી... પડયા.

સાહિત્ય, સંગીત અને કળા એ પણ રાષ્ટ્રીય કેળવણીની આડે આવે છે, તેથી સ્વરાજ્ય સાધનાના ધ્યાનમાં ભંગ થાય છે, રાષ્ટ્રીય શક્તિનો સંચય કરવાને બદલે વ્યય થાય છે, એ તરફ પ્રથમ ધ્યાન ખેંચ્યું વિદ્યાપીઠના મહામાત્ર, કિશોર-લાલભાઈએ. એમણે અત્યંત વિનયથી પણ ચોખ્ખેચોખ્ખા શબ્દોમાં કહી દીધું કે સાહિત્ય, સંગીત અને કળાનો અંતર્ભાવ સ્વરાજ્યસાધનામાં — વિમુક્તિની વિદ્યામાં થતો નથી; તમે એને એક અનિવાર્ય બોજો ભલે ગણો, પણ એમને વિમુક્તિનાં પ્રેરક, પોષક કે સાધક ગણવાની ભૂલ નહીં જ કરતા.

કિશોરલાલભાઈ જેવા માણસ સામે ઝૂઝવાનું મન ભાગ્યે જ કોઈને થાય, છતાં ઘણા લોકો કહેવા લાગ્યા, 'આ તો સંયમનો અતિરેક છે, આશ્રમનો વૈરાગ્ય છે. એમાં જીવનનો રસ માર્યો જાય છે. જેને रसो वै सः તરીકે ઓળખીએ છીએ તે પ્રભુનો એમાં દ્રોહ છે.' વિદ્વાનોએ કિશોરલાલભાઈ સામેનો પોતાનો વિરોધ તો બતાવ્યો જ, પણ ગઈ કાલના મારા એક વિદ્યાર્થીએ ચીવટપૂર્વક આવીને મને કહ્યું કે 'કિશોરલાલભાઈ સાથે હું મળતો નથી થતો એ મારે જણાવવું જોઈએ.' સદ્ભાગ્યે કિશોરલાલભાઈ કોઈ નિશાળમાંથી સાહિત્ય-સંગીત બંધ કરતા નથી, અથવા કોઈના હાથમાંથી એની કળાની પીંછી છીનવી લેતા નથી, તેઓ પોતાનો મતભેદ જાહેર કરી સંતોષ માને છે. કિશોરલાલભાઈ કહે છે કે 'ભાઈઓ, એ તો મારો અંગત અભિપ્રાય છે. જે વિદ્યાપીઠનો હું મહામાત્ર છું અને જે આશ્રમમાં રહુ છું તે બંને સંસ્થાઓ આજે સાહિત્ય, સંગીત અને કળાના પુનરુદ્ધારનાં જબરદસ્ત કેન્દ્રો થઈ પડી છે. એટલે મારા વિચારને આશ્રમનો વૈરાગ્ય કે અમલ-દારીઓનું સંકુચિતપણું તો નહીં જ કહેતા.'

કોઈ વિચારી પુરુષના અભિપ્રાય સામે પોતાનો વિરોધ નોંધતાં પહેલાં આપણે એક વાર વિચાર તો કરવો જ જોઈએ. યુરોપમાં આજ કાલ નર્તકીઓના લાવણ્યની સ્પર્ધા જાહેર થતી જાય છે. ત્યાં કળા અને સદાચારના છૂટાછેડા કરવામાં આવે છે.

એટલા ઉપરથી આપણે અંધ ન બની જઈએ. रसो वै सः નો અર્થ શો છે એ પણ આપણે તપાસવું જોઈએ. માણસને જે જે રસ પડે છે તે તે પ્રભુ જ છે, એવો અર્થ કરીએ તો ધર્મસાધનામાં કશો પુરુષાર્થ જ રહે નહીં. ભુક્તિ એ જ મુક્તિ થઈ બેસે, અને ભુક્તિ પાછળ પડેલા પ્રાચીન સમાજો જે રસ્તે ગયા છે તે રસ્તે આપણને પણ જવું પડે. रसो वै सः નો અર્થ એ છે કે પ્રભુ એ જ એકલો રસનિધિ છે, એ જ સાચો રસ છે. એનાથી વિમુખ એવી પ્રવૃત્તિમાં આપણને જે રસ પડે છે તે વિરસ છે, વિકારનો રસ છે. તે આપણી અરસિકતામાંથી ઊપજેલો કેફ છે. એમાં સુરુચિ નથી.

સાહિત્ય સંગીત અને કળાને મોજમજાના સાધનરૂપ માનીએ, વિષયસુખોની ગ્રામ્યતા ઢાંકવાનાં સુવર્ણનાં આચ્છાદન માનીએ, તો તે આપઘાત કર્યા બરાબર થઈ જાય. નિષ્પાપ, ઉન્નત અને પરોપકારી જીવનમાં જે આનંદ સ્વાભાવિક રીતે હોય છે તેના સુવાસ કે પ્રવાહરૂપે જ સાહિત્ય, સંગીત અને કળા ખીલેલાં હોવાં જોઈએ. ઉદ્યોગના સાહચર્યમાં અથવા એકાગ્રતાની મસ્તીમાં જે સંગીત સ્ફુરે છે, ભક્તિના ઉત્કર્ષમાં જે સંગીત ઝરે છે, બલિદાનના ઉત્સવમાં જે સંગીત અવતરે છે તે જ સંગીત સાચું સંગીત છે. વિશ્વકારુણ્યમાંથી, ગરીબોની દાઝમાંથી, જે કળા ખીલે છે, સેવામય જીવનની સફળતામાંથી જે કળા ખીલે છે, રાષ્ટ્રીય આંદોલનો સાથે જે કળા ડોલે છે તે કળા જ કળા છે, બાકી બધી વિકળા. છેલ્લા 'મૉડર્ન રિવ્યુ'માં હળ ખેંચતા ગરીબો અને રોટલા માટે વલવલતાં અને માનાં કપડાં ખેંચતાં મૂર્તિમંત ભૂખ જેવાં બાળકોની છબિઓમાં નીતરતી કળા એ સાચી કળા છે. આ બે ચિત્રો જોઈને જ માણસને થઈ જાય કે આ વિષમ સ્થિતિ દૂર કરવા આ જન્મ મથું નહીં તો મારો પુરુષાર્થ વ્યર્થ છે. આખા સમાજમાં ક્રાંતિ કરી નાંખનાર એ ચિત્રો છે. ટૉલસ્ટૉયનું આખું અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર એ બે ચિત્રોમાં સમાયેલું છે.

સૂરજ ઊગે ત્યાંથી તે સૂરજ આથમે ત્યાં સુધી કામ કરનાર અને ઈશ્વરે આપેલા બે હાથ ઉપર અને મનુષ્યસમાજ ઉપર વિશ્વાસ રાખી નચિંતપણે સૂનાર મજૂરના મોઢામાંથી જે ધન્યોદ્‌ગાર નીકળે છે તે જ સાચું સંગીત. એક હાથે ઘંટી ચલાવનાર અને બીજે હાથે ઘોડિયામાં સૂતેલા બાળકને હીંચોળનાર માના કંઠમાં જે આલાપો રમે છે તે જ સાચું સંગીત છે. રેંટિયો ચલાવતાં ચલાવતાં પરદેશ ગયેલા ભાઈ, દીકરા કે પતિનું ચિંતન કરતાં ધ્યાનમગ્ન થયેલી સ્ત્રીના મોઢામાંથી જે આરોહઅવરોહ પલ્લવિત થાય છે તે જ સાચું સંગીત. હજારો રૂપિયાનો માલ રીસે ભરાયેલાં મોજાંનાં મોઢાંમાંથી બચાવતાં બચાવતાં હલેસાં મારનાર ખલાસીઓના ગળામાંથી જે તાલબદ્ધ ગીતો નીકળે છે તે સાચું સંગીત છે. કોસ સાથે અથવા વણઝારાની પોઠ સાથે જે સંગીત સંભળાય છે તે સાચું સંગીત. ટૂંકામાં કહીએ તો મીઠી મજૂરી, પ્રબલ પરાક્રમ અને શુદ્ધ પ્રેમ સાથે વણાયેલાં, એમાંથી જ નીકળેલાં, અને એને જ વ્યક્ત કરતાં જે સાહિત્ય, સંગીત અને કળા ઉદ્‌ભવે છે તે જ જીવનની સમૃદ્ધિને પોષક છે, વિમુક્તિનું સાધક છે, અને આનંદનું દ્યોતક

છે. આ જાતનાં સાહિત્ય, સંગીત અને કલા જ્યારે આપણે ખીલવીશું ત્યારે આપણને ચેતવણી આપવાપણું કિશોરલાલભાઈને નહીં રહે. અને છતાં જો તેઓ પોતાનો તાત્ત્વિક વિરોધ છે જ એમ આગ્રહપૂર્વક કહેશે તો પછી નમ્રતાથી તેમને કહીશું કે 'અમારો તમારી સાથે મતભેદ છે.'

## પ્રજાની કેળવણી

### [એક પત્ર]

રાષ્ટ્રીય શિક્ષણનો ઉદ્દેશ પ્રથમ નક્કી થવો જોઈએ. કેળવણીકારો ભૂલી જાય છે કે દુનિયા ગરીબોની છે. પેટનો સવાલ તેની આગળ પ્રથમ છે. ડૂબતા માણસના હાથમાં પહેલાં તુમડાં આપો, બચી ગયા પછી નવરાશે તે સતાર સાંભળશે. ઉચ્ચ, ઉદાર, ઉદાત્ત, ઉજ્જવળ સંસ્કારોની વાત એક કોરે મૂકી દઈએ અને મનને પૂછી લઈએ કે 'કેળવણીનો ઉદ્દેશ શો', જવાબ મળે છે: 'સેવાની લાયકાત.' 'સેવા કોની?' જવાબ એક નથી આવતો. સુન્દર ભાષામાં અનેક જવાબો આવે છે, પણ તેની પાછળ ત્રણ કે ચાર વર્ગ ઊભેલા દેખાય છે.

સેવા કોની? ઓછી મહેનતે સુખેથી રહી શકાય એટલી રોજી આપનાર ગમે તેની અને ગમે તે શરતે — આ એક જવાબ. આ ઉદ્દેશ જ્યાં હોય ત્યાં રાષ્ટ્રીય શિક્ષણ નથી.

સેવા કોની? દેશની એટલે કે મધ્યમ વર્ગની, ઉજળિયાત વર્ગની. આપણી આરામપ્રિય વૃત્તિને પ્રતિકૂળ ન હોય તેવું જીવન ગાળતાં જો સેવા કરવી હોય તો તે આ મધ્યમ વર્ગની જ થઈ શકે. અને તે કઈ દિશામાં? પોતાના અથવા પોતાથી ઉપરના વર્ગની સેવા કરવા માટે — આ થયો બીજો જવાબ.

ત્રીજો જવાબ સાચો છે, પણ તે કોઈને સૂઝતો નથી. પોતાના કરતાં ઊતરતા દરજ્જાના લોકોની સેવા કરવાની લાયકાત કેળવવી એ કેળવણીનો સાચો ઉદ્દેશ છે. ગરીબોની સેવા, વૈતરું કરનારાઓની સેવા, રંજાડાયેલા લોકોની સેવા એ જ રાષ્ટ્રીય વિદ્યાર્થીઓનો આદર્શ હોવો જોઈએ. પણ દબાયેલા વર્ગમાંના સો પાંચસો લોકોને ભણાવી આશ્રયશોધક વર્ગમાં દાખલ કરવા એ કંઈ તેમની સાચી સેવા નથી. થોડાક ગરીબોને પૈસાદાર થવાનો રસ્તો બતાવવો એ કંઈ ગરીબવર્ગની સેવા ન થઈ. એ તો શુદ્ધિની હિલચાલ જેવું થયું. થોડાક ગરીબોને શુદ્ધ (?) કરી પૈસાદાર વર્ગમાં લઈ લીધા, પણ પછી શું? ગરીબાઈનું ઓસડ તે દિશામાં નથી. ગરીબો ગરીબ જ રહેવાના. તેઓ કંગાલ થતા અટકવા જોઈએ; તેમના જીવનમાં બે ટંકના ખોરાક ઉપરાંત સ્વતન્ત્રતા, સ્વાભિમાન, તેજસ્વી ચારિત્ર, સાદાઈનો

પ્રેમ અને સુંદરતા આવવાં જોઈએ, એવી કેળવણી એક તરફથી ભૂખમરો અને બીજી તરફથી રેલછેલ બંનેનો નાશ કરે. 'સંપત્તિ એ જ ગરીબાઈનું કારણ છે.' એ મહાવાક્ય છે.

આ દૃષ્ટિએ કેળવણી લેનાર કેટલા મળે? કેળવાયેલા કોને કહેવાય એ વિશેનો આદર્શ જ બદલવો જોઈએ. આજનો કેળવાયેલો અને કેળવણી લેતો વર્ગ આ નવા આદર્શનો કચકચાવીને વિરોધ કરશે. છતાં આપણે આપણી દીક્ષાને વફાદાર રહીશું એટલી આપણી શ્રદ્ધા હોવી જોઈએ.

પરતન્ત્ર દશામાં ગમે તેટલી નિષ્પ્રાણતા હોય, ગમે તેટલું અપમાન હોય તોપણ ઉજળિયાત વર્ગને તે સ્થિતિ ગોઠી ગઈ છે. તેમાંથી સહેજે નીકળાય તો તેની ના નથી. પણ વીરકર્મ કરવા તે હજી તૈયાર નથી. ઉજળિયાતપણું, સુખચેન, સાચવીને જો સ્વરાજ્ય મળતું હોય તો તેને સ્વરાજ્ય જોઈએ છે. અને દબાયેલો વર્ગ તો બિચારો ત્રણ હજાર વર્ષથી દબાયેલો! 'Thou shalt not think, thou shalt not dare, thou shalt not swerve from the beaten path' (વિચારીશ નહીં, સાહસ ખેડીશ નહીં, રૂઢ માર્ગને છોડીશ નહીં) આ આદેશત્રયીમાં તેનો ધર્મ આવી જાય છે. ધર્માચાર્યો, રાજપુરુષો અને સમાજનેતાઓ તરફથી તેને એ જ આદેશ મળતો આવ્યો છે. એવા લોકોને સ્વરાજ્યની શી પડી હોય?

* * *

તન તોડીને, મહેનત કરીને માત્ર પેટપૂરતું મેળવી શકાય એવા ધંધાનું જ્ઞાન એ રાષ્ટ્રીય શિક્ષણનું પહેલું પગથિયું. તે પછી સમાજસેવા — ગરીબસેવા શી રીતે કરવી તેનું જ્ઞાન અને દીક્ષા.

ઉજળિયાત ઘરમાં એક કમાનાર માણસ ઉપર ઘણાં માણસોનો આધાર હોય છે. તેને લીધે જ તેને ગળે ઘંટી બાંધીને તરવું પડે છે. ગરીબ વર્ગમાં સ્ત્રીપુરુષ, નાનાંમોટાં સૌ ઓછાવત્તા પ્રમાણમાં મહેનત કરે છે. ઘેર આવેલો મહેમાન પણ થોડીઘણી મહેનત કરવા લાગે છે. આને લીધે બધાંનો જ ભાર હળવો થાય છે. આપણે ત્યાં સ્ત્રીઓ મહેનત કરતી નથી એવું નથી, પણ તેમના શ્રમનો વિનિયોગ પુરુષવર્ગને અને છોકરાંઓને એદી અને પરાવલંબી બનાવવામાં જ થાય છે. આ સ્થિતિને લીધે દરેક પુરુષાર્થી માણસનો તેજોવધ થાય છે. હવે સામાજિક રચના બદલ્યા વિના છૂટકો નથી. માબાપોને પ્રયત્નપૂર્વક આ વાત પહેલાં ગળે ઉતારવી જોઈએ અને પછી છોકરાઓને શ્રમસહિષ્ણુ અને શ્રમજીવી બનાવવા જોઈએ.

મોટાં છોકરાંઓને ગરીબાઈની દીક્ષા દેવી, શ્રમજીવનની દીક્ષા દેવી, એ જરૂરનું છે. જો શિક્ષક ભણાવવાના કલાક ઓછા કરશે અને તેટલો વખત શારીરિક કામ કરવા-કરાવવામાં ગાળશે તોપણ રાષ્ટ્રીય શિક્ષણની શરૂઆત થશે. આને લીધે બેશક વિદ્યાર્થીઓની સંખ્યા તો ઓછી થશે જ, પણ એનો ઇલાજ નથી; અથવા આ જ ઇલાજ છે એમ કહેવું જોઈએ.

* * *

સમાજને જો આપણે યોગ્ય દિશાએ વાળી શકીએ તો થોડા જ દિવસમાં પ્રાથમિક શાળાઓ બંધ કરી શકાય એવી સ્થિતિ આવવી જ જોઈએ. પ્રાથમિક શિક્ષણ ઘરમાં ને ઘરમાં અને પ્રૌઢ સ્ત્રીઓને હાથે અપાય તો હિન્દુસ્તાનનો જ નહીં પણ આખી દુનિયાનો એક મહાન સવાલ વિના ખરચે ઊકલી જાય.

આ દૃષ્ટિએ જોતાં રાષ્ટ્રીય શિક્ષણના સાધન તરીકે સ્ત્રીશિક્ષણને નવું જ મહત્ત્વ મળે છે. આપણી રહેણી સાદી કરીએ, નકામા રિવાજો કાઢી નાખીએ, રોજના ભોજનમાંથી જાતભાત ઓછી કરીએ તો સ્ત્રીઓનો ઘણો જ વખત બચી જશે. આપણે પુરુષવર્ગ ગપાટા મારવામાંથી વખત ઓછો કરીને ઘરના કામમાં મદદ કરશું તો એ દિશામાં સ્ત્રીઓનો વખત ઘણો જ બચી જશે. આ બચેલા વખતમાં સ્ત્રીઓ જો નિયમિત ભણે તો થોડા જ વખતમાં પ્રાથમિક શિક્ષણનું કામ તેઓ ઘેર બેઠે કરી શકશે. હાલમાં સ્ત્રીઓને જે પુસ્તકિયા કેળવણી આપવામાં આવે છે તે આદર્શહીન અને ઉપયોગશૂન્ય હોવાથી તેમાં સત્યતા — વાસ્તવિકતા બિલકુલ હોતી નથી. તે કેવળ ઉપર ઉપરની શોભારૂપ જ હોય છે.

ઉપર પ્રમાણે વ્યવસ્થા થાય તો છોકરો બારમે વર્ષે શાળાનું મોં જુએ. શાળા વિદ્યાર્થીઓને પાંચ વર્ષમાં સર્વસાધારણ શિક્ષણ આપીને છૂટા કરે, અને જેમની પહોંચ હોય તેવા છોકરાઓ આગળ ત્રણ વર્ષ ભણીને એકાદ વિષયમાં પારંગત થાય. વીસમા વર્ષની આખરે શિક્ષણનો ખેલ ખલાસ થવો જ જોઈએ.

## પ્રજાસેવા એ જ કેળવણી

અંગ્રેજીમાં બે પંક્તિઓ ખૂબ પ્રખ્યાત છે :

I slept and dreamt that life was beauty;
I woke and found that life was duty.

જ્યારે હું ઘેનમાં હતો ત્યારે લાગ્યું કે જીવન એ એક લહેર છે પણ જ્યારે ભાન આવ્યું ત્યારે જોયું કે જીવન એ એક ગંભીર દીક્ષા છે, ધર્મસાધના છે.

આપણી વચ્ચે એને ગાંધીજી વચ્ચે એ જ મોટો ફેર છે. આજે દુનિયામાં એ નર એકાકી હોય એમ લાગે છે. આપણી દયા ખાઈને એ આપણને સાથે રાખે છે, આપણને નભાવે છે, આપણને લાડ પણ લડાવે છે, પણ એમની આગળ એમનો આદર્શ, એમની કાર્યરેખા સંપૂર્ણ અને સ્પષ્ટ છે અને તેથી જ એમની કેળવણીની યોજના પણ ચોક્કસ છે. એ પૂર્ણતયા સમજી એને અમલમાં મૂકનાર કેળવણીકાર હજી કોઈ જાગ્યો નથી. છતાં એમની કેળવણીની મૂળભૂત કલ્પના સમજી લેવી અનેક રીતે ઉપયોગી છે.

ગાંધીજી માને છે કે જીવન સેવા માટે છે. તેથી પ્રજાકીય કેળવણીનો ઉદ્દેશ પણ સેવા જ હોઈ શકે. દુનિયામાં એક બાજુ આળસ, દંભ, પાખંડ, મોજમજા અને દ્રોહ છે, અને બીજી બાજુ આળસ, બીક, નિરાશા, અજ્ઞાન અને જડતા છે. આવી સ્થિતિમાં ચારિત્ર્યની કેળવણી અને ઉદ્યોગધંધાની કેળવણી આવી ગઈ એમ તેઓ માને છે. સમજુ અને શક્તિશાળી લોકો ગરીબો વચ્ચે જઈને રહે, સ્વેચ્છાએ તેમની અગવડો જાતે વેઠે અને એ અગવડોમાંથી ઊગરી જવાનો રસ્તો એમને દાખલો બેસાડી બતાવે એ જ ઉત્તમ કેળવણી છે. ભૂખ્યાને ઉત્તમ કેળવણી તે પોષણ કેમ મેળવવું એની, માંદલાને ઉત્તમ કેળવણી તે આરોગ્ય કેમ સાચવવું એ બતાવવાની, નિરાશ અને જડ લોકોને ઉત્તમ કેળવણી તે ઉત્સાહની અને અખંડ પરિશ્રમની. સ્વાર્થી લોકોને કેળવવા હોય તો તેમની આગળ અપરિગ્રહી થઈને સેવામય જીવન ગાળી બતાવીએ ત્યારે જ થાય.

આપણું સામાજિક જીવન ભાંગી પડયું છે, કેમ કે પુરુષો સ્ત્રીજાતિના વિકાસ વિશે બેદરકાર છે; સ્ત્રીઓને નિર્ભય, સ્વતંત્ર અને મર્યાદાશીલ જીવન કેમ જીવવું એ બતાવવાની ખાસ જરૂર છે : આપણું સામાજિક જીવન ભાંગી પડયું છે, કેમ કે ઉજળિયાત લોકો ટાઢતડકો સહન કરવા તૈયાર નથી, અંગમહેનત ટાળે છે અને તેથી શ્રમજીવી લોકોને ચૂસ્યા વગર તેમનું ચાલતું નથી. એ બધું દૂર કરવા માટેનો રસ્તો શોધી કાઢવો અને પ્રજાને બતાવવો એ જ રાષ્ટ્રીય કેળવણી.

સાહિત્ય એ કેળવણીનો શણગાર છે, આત્મા નથી. છતાં શુદ્ધ સાહિત્ય દ્વારા કેળવણીને કીમતી મદદ થઈ શકે છે. જોડણીની શુદ્ધિ, વ્યાકરણની શુદ્ધિ, ઉચ્ચારણની શુદ્ધિ આ ત્રણે ચારિત્ર્યશુદ્ધિ જેટલાં જ મહત્ત્વનાં છે; એ આજના કેળવાયેલા લોકો સમજતા નથી એનું ગાંધીજીને દુ:ખ છે. આજનું સાહિત્ય ઘણે મોટે ભાગે છાયામાં બેસી સુગ્રાસ અન્ન ખાનાર મધ્યમ વર્ગનું છે. હળ અને કોસ ચલાવનાર ખેડૂતો, પોઠ લઈ જનાર વણજારાઓ, પરસેવા ઉતારનારા મજૂરો, પોતાની ધૂનમાં રહેનારા કારીગરો, સાહસી ખલાસીઓ, અલમસ્ત ભરવાડો અને રબારીઓ જે બોલે છે તે લોકસાહિત્ય તરફ હજી કોઈએ કેળવણીની નજર નાખી જ નથી, એમની બોલીનો શબ્દકોશ હજુ તૈયાર થયો નથી; એમનાં ગીતોનું છંદશાસ્ત્ર હજી રચાયું નથી; એમની લાગણીઓ અને એમના રિવાજો ઉપરથી એમનો સ્વાભાવિક હૃદયધર્મ હજી કોઈએ તારવ્યો નથી. શાસ્ત્રધર્મોની સાથે લોકધર્મનો અભ્યાસ પણ થવો જોઈએ.

આજે જે ગણિત શીખવવામાં આવે છે તે વાણિયાનું ગણિત છે, નાણાં ધીરનાર કે મજૂરો અને કારીગરો રોકનાર શાહુકારનું ગણિત છે. ખેડૂત, વણકર, સુથાર, લુહાર, ધોબી, મોચી, ચમાર, ભરવાડના જીવનને લગતા દાખલાઓ એમાં ભાગ્યે જ હોય છે. ઘર ચલાવનાર ગૃહિણીને કામ આવે એવા દાખલા પણ એમાં ન મળે.

ઈતિહાસ-ભૂગોળની પણ એ જ દશા.

રોગ કેમ અટકાવવા, ઘરગથ્થુ દવાઓ કેમ આપવી વગેરેનું જ્ઞાન દરેક માણસને હોવું જોઈએ. તેને બદલે હવે આપણે ખર્ચાળ કેળવણી લેનાર અને જબરદસ્ત ફી લીધા વગર માંદાઓને ન જોનાર દાક્તરોનો વર્ગ ઊભો કર્યો અને વૈદ્ય લોકો તો ઘણાખરા ઊંટવૈદ્ય કરતાં પણ ઊતરતા થઈ ગયા છે.

ખેડૂતને હિસાબ ગણતાં ન આવડે, રોજમેળ, ખાતાવહી રાખવાની વાત તો દૂર જ રહી. કયો ખેડૂત પોતાના આવક-ખર્ચનું અંદાજપત્રક તૈયાર કરે છે? અને તેમ ન કરે તો એનું હવે પછી કેમ ચાલે?

ધર્મને નામે ચરી ખાનાર વર્ગ પોતે જ ધર્મશાસ્ત્ર જાણતો નથી ત્યાં શુદ્ધ ધર્મનો ઉપદેશ શી રીતે કરવાનો હતો? આજે પ્રજાનો ધર્મ એટલે અજ્ઞાતશક્તિને લાંચરુશવત આપવાનો ધર્મ, બીક અને લાલચનો ધર્મ, બળિયા આગળ ધ્રૂજતા રહેવાનો ધર્મ, ઈરાદાપૂર્વક કશો ફેરફાર ન કરવાનો ધર્મ; આવી સ્થિતિ પ્રવર્તે છે. એ સુધારવાની જે યોજના તે રાષ્ટ્રીય કેળવણી.

પાશ્ચાત્ય લોકોનું જીવનરહસ્ય સમજ્યા વગર બીક, લાલચ અને જડતાને વશ થઈ એમની સાથે અસમાન સહકાર શરૂ કરવાથી આપણા દેશનું અર્થતંત્ર ભાંગી પડ્યું છે. એની સામે થઈ આપણા લોકોને બચાવવા એ પણ રાષ્ટ્રીય કામ છે. આપણા લોકો સમર્થ થશે, સ્વાધીન થશે ત્યારે દુનિયા સાથે શુદ્ધ સહકાર કરવાને લાયક થશે. એ લાયકાત મેળવવાની જે યોજના તે રાષ્ટ્રીય કેળવણી.

ગાંધીજીએ જોયું છે કે નિશાળરૂપી ચાર દીવાલોના કિલ્લામાં જે કેળવણી મજબૂત થઈ બેઠી છે તેની મારફતે આ કામ ન જ થઈ શકે એટલે એમણે નિશાળમાંથી રાષ્ટ્રીય કેળવણીને બહાર કાઢી છે. ગ્રામસેવા દીક્ષિતો સ્વતંત્રપણે અલગ અલગ રહી ગ્રામવાસીઓની સીધી સેવા કરે અને તેમની પાસેથી જે કંઈ મળે તેટલા ઉપર ગુજરાન ચલાવે તો જ પાંત્રીસ કરોડ જનતાની, સાડા સાત લાખ ગામડાંઓની ભીડ ભાંગશે, પ્રજા કેળવાશે અને સમર્થ થશે.

## લોકશિક્ષણ

પાણીમાં ઘીનું ટીપું નાંખીએ તો તે ઝટ સંકોચાઈ જાય છે. પણ ઘીને બદલે તેલનું ટીપું હોય તો તે પાણીના આખા પૃષ્ઠભાગ ઉપર ફેલાય છે. આ ભેદ તરફ આપણાં જૂનાં શાસ્ત્રોએ ઘણી વાર આપણું ધ્યાન ખેંચ્યું છે. શિષ્યની બુદ્ધિ સારી હોય તો ગુરુએ આપેલું થોડું જ્ઞાન પણ એ વ્યાપક કરી શકે છે. આવા શિષ્યને તૈલબુદ્ધિ એવું પણ નામ આપેલું છે. ન્યાયમૂર્તિ રાનડે અને સ્વામી વિવેકાનંદ જેવા વિદ્વાનોને આપણે તૈલબુદ્ધિ તરીકે ઓળખીએ છીએ. આ વિશેષણ જેમ વિદ્યાર્થીની બુદ્ધિ વિશે લાગુ કરી શકાય છે તેમ કેળવણીની પદ્ધતિને પણ

લાગુ કરવું જોઈએ. આજે આપણે જે કેળવણી લઈ રહ્યા છીએ — પછી તે સરકારી હો કે અસરકારી — તે હજી તૈલ કેળવણી થઈ નથી. ઘરનો એક છોકરો ભણતો હોય તો તેના ચેપથી ઘરના બધા સંસ્કારો સુધરવા જોઈએ, ઘરના બધાના જ્ઞાનમાં ઉમેરો થવો જોઈએ અને દુનિયા તરફ જોવાની દૃષ્ટિમાં ફેર પડવો જોઈએ. પણ આપણે શું જોઈએ છીએ? કેળવણીને લીધે કેળવાયેલા અને અણકેળવાયેલા વચ્ચે અંતર વધતું જ જાય છે અને ભણેલા અને અભણ એવી બે પૃથક્ પૃથક્ ન્યાતો બંધાય છે. આ બે ન્યાતો વચ્ચે રોટીબેટીવ્યવહાર ભલે ચાલતો હોય પણ વિચાર-વ્યવહાર — જીવનવ્યવહાર — ભાગ્યે જ ચાલે છે. જ્ઞાન એ શક્તિ છે; જાતજાતની આવડતો એ શક્તિ છે. એ શક્તિનો ઉપયોગ કરી, विदुषां जीवनं मूर्खाः એ ન્યાયે આસપાસના લોકો ઉપર કાબૂ મેળવવો, તેમને પોતાના દાસ બનાવવા એ દુર્બુદ્ધિ આપણામાં જ્યાં સુધી હોય ત્યાં સુધી જ્ઞાનનો પ્રચાર થવાનો જ નથી. इष्टैः सह भुज्यताम् । જે કંઈ સારું ખાઓ અથવા ભોગવો તે પોતાના ઇષ્ટ મિત્ર, સગાંસંબંધી સાથે ભાગ પાડીને ખાઓ એ શ્રુતિની આજ્ઞાનો આપણે અનાદર કર્યો છે. આપણે એકલપેટા થઈ ગયા છીએ. તેથી કેટલાકની શક્તિ ભલે વળી ગઈ હોય પણ આખો સમાજ તો પતિત દશામાં છે અને મહા વિદ્વાનોને પણ પતિત સમાજના પ્રતિનિધિ તરીકેની શરમ માથે લઈને ફરવું પડે છે.

આપણે ઘણી વાર કહીએ છીએ કે હિંદુ ધર્મમાં બધી વસ્તુ છે. દુનિયાની ફિલસૂફી અંજાઈ જાય એવો પ્રખર અદ્વૈતવાદ પણ આપણી પાસે છે, અને શીતળા માતા, બળિયા કાકા, ઝાડ, પશુ, સર્પ, વીંછી બધાની પૂજા પણ આપણે ત્યાં છે. પણ એ શું સૂચવે છે? એ એટલું જ સૂચવે છે કે દરેક માણસ પોતપોતાનું જ લઈને બેસી જાય છે. પાછળ પડેલા ભાઈને આગળ લાવવો, એના વહેમો દૂર કરવા, આપણને મળ્યું છે તે બધાને માટે પીરસી રાખવું — એની ધગશ આપણી પાસે નથી. ધર્મને નામે બીજા ઉપર જબરદસ્તી કરવી, બીજાને વટલાવવાનો પ્રયત્ન કરવો એ જેટલું નિંદ્ય છે તેટલું જ બીજાના વહેમો વિશે, બીજાના અજ્ઞાન વિશે અને બીજાની કફોડી સ્થિતિ વિશે બેદરકાર રહેવું એ પણ નિંદ્ય છે.

જે દિવસથી આપણે આપણા સમાજ વિશે બેદરકાર રહ્યા, તેમના આપણા સ્પર્શ વિશે બેદરકાર રહ્યા, ઉદાસીન રહ્યા, વાડા બાંધીને રહેવા લાગ્યા, તે દિવસથી જ આપણે બધી શક્તિ ખોઈ બેઠા. અધર્મના અને જબરાઈના આપણે ભોગ થઈ પડ્યા અને હજી પણ એ દશા અનુભવીએ છીએ. આનો ઉપાય એક જ છે. કેળવાયેલા મધ્યમ વર્ગ પાસેથી પાઈ પાઈ ભેગી કરી અથવા પૈસાદાર લોકોની ખુશામત કરી લાખો રૂપિયા એકઠા કરી ઉજળિયાત વર્ગને કેળવણી આપવી એ એનો ઇલાજ નથી. મફત આપીએ તોપણ જે વર્ગ કેળવણી ન લઈ શકે, પોતાનાં છોકરાંઓને નિશાળમાં મોકલવા જેટલી પણ નવરાશ જેમને મોંઘી પડે અને જેમને પેટનો ખાડો ભરવા પાછળ આખો વખત અને આખી બુદ્ધિ ખર્ચ કરવી પડે છે એ લોકોને જ્યારે આપણે કેળવી શકીએ ત્યારે જ આપણો સમાજ

પગભર થવાનો છે—સજીવન થવાનો છે. આપણા ગરીબો કેળવણી પાસે નથી આવી શકવાના, કેળવણીએ જ એમની પાસે જવું જોઈએ. આપણી આજની સંસ્થાઓ દ્વારા તેમને કેળવણી મળવી મુશ્કેલ છે.

ગામડાંઓ અને શહેરોમાં આપણી જે કેળવણીની સંસ્થાઓ છે તે લોકશિક્ષણનું આ નવું કામ ઉપાડવા તૈયાર છે? અથવા સીધું એમ જ પૂછીએ કે ગરીબ, તજાયેલા અને તમામ જાતની આશા હારી બેઠેલા લોકોને અપનાવવાની પ્રેમભક્તિ અને હિંમત આજની કેળવણીમાં છે?

આજ સુધી દેશમાં જે કાંઈ લોકકેળવણી ફેલાયેલી છે તે નર્યા પંડિતોને આભારી નથી. નર્યા પંડિતો તો પોતાનાં શાસ્ત્રો પણ લોકોને માટે દુર્બોધ કરી મૂકે છે. તેમના ગ્રંથો જુઓ. કાં તો અત્યંત ટૂંકા અથવા તો મહાકાંતાર કરતાં પણ અફાટ અને અટપટા હોય છે. અત્યાર સુધીની કેળવણી તો ધર્મોપદેશકો અને સાધુસંતોના હાથે જ સધાઈ છે. તેઓનામાં वसंतवल्लोकहितं चरन्तः। अहेतुना अन्यान् अपि तारयन्तः।-ની કારુણિકતા હોય છે. તેઓ પ્રેમથી પ્રેરાયેલા હોય છે. પ્રભુભક્તિનો સંદેશો હાથમાં લઈને ફરતા હોય છે. આજના આપણા જીવન-ધર્મમાં એ ધગશ છે કે નહીં અને આજની આપણી કેળવણીમાં એ જીવન-ધર્મ છે કે નહીં એ જ મુખ્ય સવાલ છે. આ કામ કઈ રીતે કરવું એ બહુ અઘરો સવાલ નથી. એ જીવનધર્મનો ઉદય કેમ થાય, લોકશિક્ષણની ઝંખના કેમ થાય એ જ મુખ્ય સવાલ છે.

## વિદ્યાપીઠની પુનર્ઘટના

આપણા રાષ્ટ્રીય જીવનની પ્રગતિમાં આપણે એ ભૂમિકા ઉપર આવી પહોંચ્યા છીએ કે જ્યારે યુવકોએ રાષ્ટ્રીય સેવા માટે ખાસ સંસ્કારો કેળવવા જ જોઈએ અને તેઓ રાષ્ટ્રસેવા કરવા જેટલી દૃષ્ટિ અને શક્તિ કેળવે એ જાતની તાલીમ પણ તેમને મળવી જાઈએ. જ્યારે સ્વરાજ્ય થશે ત્યારે આદર્શ રાષ્ટ્રીય શિક્ષણની અનેક યોજનાઓ અમલમાં આવશે. હાલ તરત તો સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની કેળવણી જે દ્વારા મળે તે જ રાષ્ટ્રીય શિક્ષણ છે. આવો નિશ્ચય થવાથી જ ગૂજરાત વિદ્યાપીઠે હવે પછી રાષ્ટ્રસેવકો તૈયાર કરવા પાછળ પોતાની શક્તિ ખર્ચવાનું નક્કી કર્યું છે.

રાષ્ટ્રમાં બધી તેજસ્વી વિદ્યાઓની વૃદ્ધિ થવી જોઈએ, પ્રજાસમસ્તમાં સંસ્કારિતા વધવી જોઈએ અને આજની જરૂરિયાત પ્રમાણે દરેક વ્યક્તિની કાર્યશક્તિ વધવી જોઈએ એ બધું ખરું છે પણ એ વિદ્યાઓ, એ સંસ્કારિતા અને એ કાર્યશક્તિ

પોતાનામાં જ સંતુષ્ટ ન રહેતાં એનો પ્રજાને લાભ મળે અને ભાંગી ગયેલું પ્રજાજીવન ફરી બંધાય એ દૃષ્ટિએ એનો વિનિયોગ થાય, કેળવણી અને કેળવણી મારફતે આવતી શક્તિ સ્વાર્થ પાછળ ખર્ચાય નહીં, પણ પ્રજાને ચરણે ધરાય એ અત્યંત મહત્ત્વનું છે. કેળવણી પ્રજાદ્રોહ કરતી મટી રાષ્ટ્રીય થાય એ જરૂરનું છે. તેથી વિદ્યાપીઠે પોતાનું ધ્યેય ચોક્કસ કર્યું છે કે સંસ્કારી સમાજસેવકો તૈયાર કરવા એ જ રાષ્ટ્રીય કેળવણીનું પ્રધાન ધ્યેય છે.

જમાનાઓ થયાં સમાજને દોરનાર મધ્યમવર્ગ અપંગ થતો જાય છે. યુરોપના ઔદ્યોગિક યુગે જાતજાતનો મોહક માલ આપણે ત્યાં ઠાલવ્યો, પણ તેથી આપણે ત્યાં જે સ્વાભાવિક ઉદ્યોગનું વાતાવરણ હતું તે માર્યું ગયું છે અને આખા રાષ્ટ્રનો વિચાર કરીએ તો સાચી વિદ્યા અને સાચી કળામાં આપણે હતા તેના કરતાં પછાત થયા છીએ. રાષ્ટ્રના એંશી ટકા લોકો જ્યાં રહે છે તે ગામડાંઓ ધીમે ધીમે ભાંગવા લાગ્યાં છે. અને જે ટકી રહ્યાં છે તે ગામડાંની સંપત્તિ, બુદ્ધિમત્તા અને કાર્યકુશળતા શહેર તરફ ઘસડાઈ આવે છે અને બગડી જાય છે. અને ત્યાં અજ્ઞાન, દારિદ્રય અને કુસંપનું સામ્રાજ્ય દૃઢ થતું જાય છે. એ વિષમ દશાનું જેઓને ભાન થયું છે તેમણે પોતાની બધી શક્તિ એ દુર્ગતિ અટકાવવા પાછળ ખર્ચવી જોઈએ. ગામડાંની સંપત્તિ, બુદ્ધિમત્તા અને કાર્યશક્તિનો આજે જે શહેરી લોકો દુરુપયોગ કરી રહ્યા છે તેમણે જ દૂરંદેશીથી એ ત્રણે વસ્તુનો સદુપયોગ કરી ગામડાંનો પુનરુદ્ધાર કરવાની શરૂઆત કરવી જોઈએ. તો જ પ્રજાજીવન બંધાય અને સ્વરાજ્ય શકય થાય.

એટલા માટે જ શહેરમાં વસતા વિદ્યાર્થીઓ તેમ જ ગામડાંમાંથી શહેરમાં આવીને વસવાની ઉમેદ રાખનાર વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય કેળવણી લે અને એનો લાભ પ્રજાના મોટા ભાગને આપવા તૈયાર થાય એવી વિદ્યાપીઠની માગણી અને આશા છે.

પશ્ચિમનું અનુકરણ કરી આપણે ત્યાં ઔદ્યોગિક યુગ દાખલ કરવાને બદલે રાષ્ટ્રોપયોગી ઉદ્યોગો અને સર્વસામાન્ય ઉદ્યોગિતા ગામડાં તરફ લઈ જવાથી જ પ્રજા સુખી થશે, ખેતી અને વણાટ, સુતારકામ અને લુહારકામ, દુગ્ધાલય તેમ જ ચર્માલય, અક્ષરજ્ઞાન અને વૈદક એ બધાનો પ્રજાને લાભ મળે એ જાતની કેળવણી હવે અમલમાં આણવાની છે. રોગ, દારિદ્ર અને જુલમ સામે ઝૂઝવાની શક્તિ કેળવવાની કેળવણી અખત્યાર કરવાની છે.

# એક ખુલાસો¹

[પ્રિન્સિપાલ આનંદશંકર ધ્રુવે 'વસંત'માં સં. ૧૯૮૫ના વૈશાખ મહિનાના અંકમાં વિદ્યાપીઠના નવા સ્વરૂપ વિશે જે નોંધ લખી હતી તેના જવાબમાં આ ખુલાસો મોકલ્યો હતો.]

'વસંત'ના તાજા અંકમાં વિદ્યાપીઠ વિશે આપે લખેલી નોંધની બાબતમાં થોડોક ખુલાસો કરવા માગું છું. વિદ્યાપીઠમાં કરેલા ફેરફારોથી કેટલાક લોકોને અસંતોષ અને ખેદ થયો છે એ હું પ્રથમથી જ જાણું છું. બદલાયેલી પરિસ્થિતિથી લાચાર થઈને એ ફેરફારો કરેલા નથી. પણ રાષ્ટ્રીય કેળવણી વિશિષ્ટ રાષ્ટ્રપોષક સ્વરૂપ પકડે એટલા માટે ઈરાદાપૂર્વક એ ફેરફારો કરેલા છે. વિદ્યાપીઠની સ્થાપના વખતે હું વિદ્યાપીઠમાં હતો. ગાંધીજીની તે વખતની સૂચનાઓ અને આજની સૂચનાઓ એકરૂપ જ છે. તે વખતે જેટલું શકય હતું તેટલું અમલમાં મૂકયું હતું. આજે જે વસ્તુ દાખલ કરી છે એ તે વખતે ઈચ્છા હોવા છતાં દાખલ કરી શકતા ન હતા, કેમ કે કાળ પરિપકવ થયો ન હતો. વિદ્યાપીઠની એકે પ્રવૃત્તિનો નાશ કરવાનો ઉદ્દેશ નથી. વિદ્યાપીઠમાં જેને આપ ઊંચી કેળવણી કહો છો તેને હમેશ સ્થાન હશે. પણ તેને ગાંધીજીએ બતાવેલી રાષ્ટ્રીયતાનો બહોળો, મજબૂત અને સાત્ત્વિક પાયો હશે. એ પાયો મજબૂત કરતી વખતે જો બીજી પ્રવૃત્તિઓ તાત્કાળિક ગૌણ કરવી પડે તો હિંમતપૂર્વક તેમ કરીશું, અને વિદ્યાપીઠના શુભચિંતકોને વિદ્યાપીઠ પ્રત્યે શ્રદ્ધા અને ધીરજ રાખવા વીનવીશું.

'સ્વતંત્રતા માટે કોઈ એવો ધંધો શીખવવો જોઈએ કે જેથી વિદ્યાર્થીને આગળ જતાં ગુજરાન માટે પરાશ્રિત થવું ન પડે. આવી સમજણથી વિદ્યાપીઠના અધિકારીઓએ એના અભ્યાસક્રમમાં કાંતણ, પીંજણ અને સુતારીકામ દાખલ કર્યું. . . .' એમ આપે લખ્યું છે. પણ વસ્તુસ્થિતિ તેવી નથી. કાંતણ, પીંજણ વ. ધંધાઓ મધ્યમવર્ગની હાજતો પૂરી પાડી શકે એવી સ્થિતિ છે જ નહીં. એ તો રંકનારાયણોને જીવતા રાખવાનું સાધન છે. હિન્દુસ્તાનના અર્ધે પેટે રહેતા કરોડો લોકોનો એ પેટાધંધો દેશસેવકને અવગત અને હસ્તગત હોવો જોઈએ. તો જ એ ગરીબોની સાચી સેવા તેઓ કરી શકે. એ આશયથી કાંતણ-પીંજણનું સંગીન અને વ્યવહારુ જ્ઞાન આવશ્યક કર્યું છે. હવે પછીના પ્રજાસેવકો પ્રજા વચ્ચે રહેનાર અને વિચરનાર હશે; ગરીબોનું જીવન જીવી એમને દોરનાર હશે એ કાળમહિમા પારખીને જ અભ્યાસક્રમ ઘડેલો છે. વિદ્યાપીઠમાં તૈયાર થયેલા સેવકો પોતાની સેવા મારફતે જ આજીવિકા મેળવશે. આપે જ કહ્યું છે કે 'વિદ્યાપીઠના સ્થાપક અને કુલપતિનું જેમ દેશપરાયણ જીવન છે તેમ એ સંસ્થાના વિદ્યાર્થીઓ પણ

શુદ્ધ વિદ્યાપરાયણ રહી દેશપરાયણ થાય . . . તો અમને ખાતરી છે કે તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ એ ભગવદ્‌વચન ખોટું નહીં પડે.' આ જ શ્રદ્ધાથી વિદ્યાપીઠનો અભ્યાસક્રમ ઉદ્યોગપ્રધાન પણ કેવળ આજીવિકાના સ્વાર્થથી તદ્દન મુક્ત એવો રાખ્યો છે. ગયા જમાનામાં પ્રજાને દોરવાનો જે આદર્શ હતો તે હવે પછી નહીં ચાલે એમ સ્પષ્ટ દેખાય છે.

હું આપને ખાતરી આપવા માગું છું કે વિદ્યાપીઠ હમેશ 'બ્રાહ્મણ-પ્રધાન' સંસ્થા જ રહેશે, અને તેટલા જ માટે એ સરકારનો અંકુશ — પછી તે સ્વદેશી હોય કે પરદેશી — કોઈ કાળે નહીં સ્વીકારે. વિદ્યાપીઠમાં વિદ્યા ખેડીએ અને એનો પ્રચાર કરીએ. માત્ર જેના પરસેવા પર આપણે બધા જીવીએ છીએ તેમની સેવાનો પ્રધાન ઉદ્દેશ રાખ્યો છે.

બીજું. આપણે બધા જ બાળલગ્નના વિરોધી છીએ. એટલે વિદ્યાર્થીઓ કેળવણી પૂરી કર્યા પછી જ પરણે એ વિશે આપને વાંધો નથી એ હું જાણું છું. ગ્રામસેવક સેવા દરમ્યાન પણ અપરિણીત રહે એવો નિયમ અમે કર્યો નથી. એટલે આપની Third sexની ટીકા લાગુ પડતી નથી. આજે આદર્શ બ્રહ્મચારી અને આદર્શ ગૃહસ્થાશ્રમી બહુ ઓછા છે. ચારિત્રભંગ આમાંથી એક વર્ગ કરતાં બીજામાં વધારે છે એવું સિદ્ધ થયું નથી. વર્તમાન સ્ત્રીપુરુષના સહચાર, સંલાપ અને વિલાસના યુગમાં ત્યાગ, ઉદ્યોગ અને સેવા દ્વારા ચારિત્રબળ આણવાનું છે. માર્ગ પ્રતીપ છે તેથી જ એની મહત્તા અને એનું પૌરુષ.

આપના જેવા વિદ્યાપીઠના સાચા મિત્રો અને શુભચિંતકોનો ખેદ દૂર કરવા માટે સંપૂર્ણ શક્તિ ખર્ચવી એ જ અમારા જીવનનું સાર્થક સમજીએ છીએ. આપે જ કહ્યું છે કે જે આદર્શ નક્કી કર્યો છે એને કાંઈ નહીં તો દસ વરસ સુધી મક્કમપણે વળગી રહેજો.

## શિક્ષણપરિષદનું કાર્ય

ગૂજરાત વિદ્યાપીઠમાં ભરાયેલા, રાષ્ટ્રીય શિક્ષણ સંમેલનમાં પસાર થયેલા ઠરાવો પ્રગટ થઈ ચૂક્યા છે. પરિષદે શરૂઆતથી જ પોતાની કાર્યવાહી સંબંધે એવો નિયમ બનાવ્યો હતો કે જે વિષયો બાબત પૂરેપૂરી એકમતી હોય તે જ બાબતો ઠરાવોના રૂપમાં રાખવામાં આવે. કોઈ પણ રાષ્ટ્રવ્યાપી કાર્યની શરૂઆતમાં આ નીતિ જરૂરની છે, અને તેનો લાભ પણ ઘણો છે. બધાની સંમતિથી પસાર થયેલા ઠરાવોનું મહત્ત્વ કંઈ ઓર હોય છે. નિર્વિવાદ ઠરાવોને નિરસ માનીને છોડી દેવાનો અને વિવાદાસ્પદ ઠરાવો ઉપર આખું વર્ષ ચર્ચા કર્યા કરી વાદવિવાદનો આનંદ

લૂંટવાનો રિવાજ આજ સુધીની રાજકીય સભાઓ અને વર્તમાનપત્રોમાં પ્રચલિત હતો. રાજકીય સભાઓએ જ્યારથી વ્યવહારુ કાર્ય કરવાનું શરૂ કર્યું ત્યારથી આ રિવાજ બંધ પડી ગયો છે. જે પ્રાંતો અથવા મંડળોમાં વ્યાવહારિક કાર્ય વધારે થાય છે તે પ્રાંતો અને મંડળોમાં કાર્યાનંદનું પ્રમાણ વધતું જાય છે અને વાદાનંદનું પ્રમાણ ઘટતું જાય છે. અદાલતોમાં લડનારા વકીલોનું જીવન કેવળ વાદવિવાદમય થઈ જાય છે. પોતાના પક્ષને સાચો ઠરાવવામાં જ વકીલોનું કામ પતી જાય છે. તે પછીનું એટલે કે ફેંસલો આપવાનું અને તેનો અમલ કરવાનું કામ અદાલત અથવા તો સરકારનું છે. વકીલને એની સાથે કંઈ સંબંધ હોતો નથી. આ પરિસ્થિતિની અસર વકીલોનાં બીજાં કાર્યો ઉપર પણ પડી છે અને તે સ્પષ્ટ જણાય પણ છે. તેમનું કાર્ય અને રસ વાદવિવાદમાં જ સમાપ્ત થઈ જાય છે. નાયક અને નાયિકાનાં લગ્ન થતાં જ જેવી રીતે નવલકથાનો અંત આવે છે તેવી રીતે મતભેદનો અંત આવતાં અથવા તો મતૈક્ય સ્થાપિત થતાં એવા લોકોનાં મનમાં એ વિષયોનું કંઈ મહત્ત્વ રહેતું નથી.

પરંતુ સેવાભાવની દીક્ષા લીધેલા અને સ્વરાજ્યપ્રાપ્તિને અર્થે કામ કરનારા અધ્યાપકોએ આ દુર્ગુણોથી હંમેશાં બચવું જોઈએ. આપણે તો બારે મહિના અને ચોવીસે કલાક એક જ કાર્ય કરવાનું છે અને તે કામ છે રચનાત્મક કાર્ય. જેટલા કાર્ય સંબંધી એકમત થઈ જઈએ એટલું કાર્ય પૂરેપૂરી શક્તિ વાપરીને કરવું જોઈએ અને તેને માટે એકબીજાની મદદ પણ લેવી જોઈએ. સંમેલનમાં પસાર થયેલા ઠરાવોને આ દૃષ્ટિથી ધ્યાનમાં રાખીને આપણે અત્યારથી આપણું કાર્ય શરૂ કરી દેવું જોઈએ.

આ વર્ષના સંમેલનનું સામાન્ય અને મુખ્ય વાતાવરણ જે પ્રશ્નને કારણે ઊભું થયું હતું એ પ્રશ્ન ઠરાવના રૂપમાં ન મુકાયો એ એક ખાસ બાબત છે. એ જરૂર આશ્ચર્યની વાત છે પણ દુ:ખની નથી. રાષ્ટ્રીય શિક્ષણપદ્ધતિમાં ઉદ્યોગનું મહત્ત્વનું સ્થાન હોવું જોઈએ, ઉદ્યોગ સિવાય રાષ્ટ્રીય શિક્ષણ સંપૂર્ણ અથવા દોષરહિત નથી કહેવાતું — એટલી વાત દરેક પ્રતિનિધિને માન્ય હતી. માત્ર માન્ય જ નહીં, પરંતુ એ દરેક સંસ્થાના દિલમાં એ વાત દૃઢ પણ થઈ ગઈ છે. ભારતવર્ષનો ઉદ્ધાર ગામડાંની પ્રજા મારફતે જ થવાનો છે; ગામડાંની સેવા અને ઉન્નતિ એ જ રાષ્ટ્રીય શિક્ષણનું મુખ્ય ધ્યેય હોવું જોઈએ, અને તે માટે દરેક વિદ્યાપીઠ અને શિક્ષણસંસ્થાનાં એક એક ગ્રામસેવામંદિર સ્થાપિત થાય એ જરૂરનું છે; એ વાત જે રીતે દરેક સંસ્થાના મનમાં ચોક્કસ રીતે ઠસી ગઈ છે એ જ રીતે તેમનો એવો પણ નિશ્ચય દેખાય છે કે શિક્ષણના ક્રમમાં કોઈ ને કોઈ રૂપમાં અર્થકરી વિદ્યા અથવા ઉદ્યોગને પણ સ્થાન હોવું જોઈએ. તો પછી ઉદ્યોગનો ઠરાવ સંમેલનમાં પસાર કેમ ન થયો? ઉદ્યોગને અંગેનો સામાન્ય ઠરાવ તો ખૂબ સહેલાઈથી, સર્વસંમતિથી અને આનંદપૂર્વક પસાર થઈ જાય પરંતુ ઉદ્યોગની પસંદગી અને ઉદ્યોગનિષ્ઠાની બાબતમાં જે કંઈ થોડો મતભેદ છે તે જ્યાં સુધી

દૂર ન થાય ત્યાં સુધી એ સામાન્ય ઠરાવ પસાર કરવાની સંમેલને જરૂર ન માની. ઠરાવ ન હોવાને કારણે ઉદ્યોગની પ્રગતિ અટકી જવાનો કોઈને પણ ડર ન હતો. ઉદ્યોગની ઊણપ તરફ તો બધાનું ધ્યાન ગયું છે. અને બધી સંસ્થાઓ એ ઊણપ દૂર કરવાને માટે કટીબદ્ધ થઈ ચૂકી છે. ઉદ્યોગની બાબતમાં મતભેદ શો છે અને કેટલો છે એ વિચારવા જેવી વાત છે. એક પક્ષનું કહેવું છે કે શિક્ષણની પ્રથાને નિર્દોષ અને સંપૂર્ણ બનાવવી હોય તો બુદ્ધિ, હૃદય અને કર્મેન્દ્રિય એ ત્રણેની કેળવણી પ્રમાણસર હોવી જ જોઈએ. જ્ઞાતૃત્વ અને ભોકતૃત્વની શક્તિની સાથે સાથે જ કર્તૃત્વશક્તિ પણ પૂરેપૂરી વધવી જોઈએ એ વાતનો જેમને અનુભવ છે એ બધા આ વાતનો પૂરેપૂરો સ્વીકાર કરે છે. સંસ્કારિતા સંપૂર્ણ થાય તે માટે થોડો સમય હસ્તકૌશલ્ય વધારવા માટે પણ આપવો જોઈએ, એવું માનનારા ઉદ્યોગની આવશ્યકતા તો સ્વીકારે છે પણ મુખ્યત્વે સંસ્કારિતાને વિકસાવવાનો ઉદ્દેશ પોતાની સામે રાખે છે.

બીજા લોકો કહે છે કે શિક્ષણક્રમની સંપૂર્ણતા અર્થે કર્મેન્દ્રિયોની તાલીમ આવશ્યક છે જ, પરંતુ એની સાથે અમે એક બીજો મુખ્ય ઉદ્દેશ ભેળવવા ઈચ્છીએ છીએ; અને એ દૃષ્ટિએ અમે ઉદ્યોગ રાખવા માગીએ છીએ. અમારી પાસે મોટે ભાગે મધ્યમ શ્રેણીના વિદ્યાર્થીઓ અભ્યાસ માટે આવે છે. તે નથી સરકારી નોકરી કરવાના કે નથી વકીલાત અથવા ઈજનેરી કરી શકવાના. દાક્તરી પણ એમને માટે મુશ્કેલ છે. એ કારણે અમારે એમને કોઈ ને કોઈ ધંધા માટે કેળવવા જોઈએ. નહીં તો રાષ્ટ્રીય શિક્ષા પામેલો વિદ્યાર્થી સમાજ માટે નિરુપયોગી થઈ જશે, ભારરૂપ બની જશે અને છેવટે તેને પોતાની તેજસ્વિતા છોડીને નોકરી સ્વીકારવી પડશે. અમારી પાસે વધારે પૈસા હોત તો અમે અમારા વિદ્યાર્થીઓને પરદેશ મોકલીને તેમને મોટા મોટા ઉદ્યોગનું 'ટેકનિકલ' જ્ઞાન અપાવત. અને તેઓ પાછા ફરત ત્યારે યુરોપ-અમેરિકાના જેવાં મોટાં મોટાં કારખાનાં અહીં ખોલવામાં તેમની મદદ લેત. નાણાંને અભાવે આ થઈ શકતું નથી, તે માટે મધ્યમવર્ગના લોકોને સગવડ પ્રમાણે નાનામોટા સાધારણ ઉદ્યોગોની કેળવણી આપીને અમારે સંતોષ માનવાનો છે.

છેલ્લાં દસ વર્ષમાં રાષ્ટ્રીય શિક્ષણ આપનારાઓમાંના ઘણાઓની આ મનોદશા રહી છે.

કેવળ કર્મેન્દ્રિયોની કેળવણી પર જોર દેનારાઓનો અનુભવ એવો છે કે તેમના ઉદ્યોગમાં ઉદ્યોગનું સાચું સ્વરૂપ પ્રગટ થતું જ નથી. તેમનો ઉદ્યોગ શિક્ષણક્રમની સાથે તન્મય અથવા એકરૂપ બની જતો નથી. એ ફક્ત એક મોંઘો પ્રયોગ બની જાય છે. ઉદ્યોગ પ્રત્યે જે પારમાર્થિકતા હોવી જોઈએ તે બિલકુલ આવતી નથી અને તે કારણે ઉદ્યોગનું વાતાવરણ અરુચિકર જ બની જાય છે.

મધ્યમવર્ગના લોકો માટે સ્વતંત્ર આજીવિકાની દૃષ્ટિએ ભિન્ન ભિન્ન પ્રકારના ધંધા રાષ્ટ્રીય શિક્ષણમાં સામેલ કરવાનો વિચાર દસપંદર વર્ષનો જૂનો છે. પરંતુ

એનો **અનુભવ** બહુ ઓછો લેવાયો છે. કેળવણીમાં નિષ્ણાત બનેલા ઉદ્યોગથી અપરિચિત હતા; અને ઉદ્યોગપ્રવીણ લોકો શિક્ષણશાસ્ત્રના ન તો જાણકાર હતા કે ન તેમનામાં સેવાભાવ પ્રેરાયેલો હતો. આ નવા ક્ષેત્રનો અનુભવ ન હોવાને કારણે કેટલીક સંસ્થાઓએ એકીવખતે અનેક ધંધા રાખ્યા. જે રીતે શરૂ થયા એ જ રીતે એને ચાલવા દીધા. પરિણામે એમાં રોકેલી મૂડી ખલાસ થઈ ગઈ અને આપણી બિલકુલ પ્રગતિ ન થઈ. કેટલીક અપવાદરૂપ સંસ્થાઓમાં થોડા પ્રમાણમાં ઉદ્યોગ સફળ થયો, અને આજે પણ સારી રીતે ચાલી રહ્યો છે. જ્યાં એવો ઉદ્યોગ તેમ જ રાષ્ટ્રીયતા બંને વ્યાપી રહ્યાં છે ત્યાં આપણને કંઈક સારું પરિણામ દેખાય છે. પરંતુ જ્યારે આપણે એવો નિશ્ચય કર્યો કે સેવાપરાયણ કાર્યકર્તાઓ તૈયાર કરવા એ જ રાષ્ટ્રીય શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ છે ત્યારે રાષ્ટ્રીય શિક્ષણ પામીને પોતાના ખાનગી ધંધામાં જોડાઈ જનારા અને સગવડ અનુસાર આપણી રાષ્ટ્રીય હિલચાલને થોડીઘણી મદદ કરે એવા વિદ્યાર્થીઓથી આપણે સંતોષ પામવાનો ન હોય. સ્વરાજ્યની દૃષ્ટિએ જે સેવા અત્યંત આવશ્યક હોય એને પોતાનું સર્વસ્વ અર્પણ કરનારો વર્ગ આપણે તૈયાર કરવો છે. એવા વર્ગને દિવસનો લગભગ બધો સમય આજીવિકા મેળવવામાં જ ગાળવો પડે અને રહ્યોસહ્યો સમય સમાજસેવામાં ગળાય તો સેવા લેનાર સમાજને માટે એ શરમભરેલું થશે. એવા સમાજની ઉન્નતિ ન થાય.

લાચારીથી અથવા સ્વાર્થને કારણે જે વકીલો, દાક્તરો, ગવૈયા, નટ વગેરે લોકોને નોકરી સ્વીકારવી પડે છે તેમને સમાજ હંમેશાં નિશ્ચિત રાખે છે. મોટા ભાગનો સમાજ તેમને તેમની યોગ્યતાથી પણ વિશેષ આપે છે અને તેમને બગાડી મૂકે છે. પોતાની સત્તા સચવાય તે માટે ઊભું કરવામાં આવેલા રાજકીય આંદોલનના દેશી રાજાઓ કોઈ બૅરિસ્ટર અથવા પ્રતિનિધિ નીમે છે. તેને લાખો રૂપિયા આપી દે છે. પરલોકની પ્રાપ્તિને અર્થે જ્યારે લોકો કોઈ સાધુની કૃપા ખરીદે છે ત્યારે તેને કંઈ ઓછું દાન નથી આપતા. તો પછી સ્વતંત્ર થવાને માટે, સ્વરાજ્યના સૌભાગ્યનો અનુભવ કરવાને માટે, જે દેશસેવકો અને દેશવીરો પાસેથી પૂરેપૂરી સેવા મેળવવી છે એમને માત્ર આજીવિકા આપવામાં પણ સમાજ કંજૂસ બનશે તો એ સમાજની સ્વરાજ્ય મેળવવાની ઇચ્છા હાસ્યાસ્પદ ગણાશે.

ટિળક વિદ્યાપીઠનું કહેવું એ છે કે અમે તો મધ્યમવર્ગના સામાન્ય વિદ્યાર્થીઓની આજીવિકાનો વિચાર પણ નથી કરતા. અમે તો મોટે ભાગે કેવળ સ્વરાજ્યસેવકોની આજીવિકાનો જ વિચાર કરીએ છીએ. એમને માટે જો અમે આજીવિકાનો પ્રબંધ નહીં કરી શકીએ તો એ લોકો કેવી રીતે સેવા કરી શકવાના ? પોતાની મહેનતથી આજીવિકા મેળવીને પોતાની ગાંઠનું ખાઈને જનતાની સેવા કરવાનો આદર્શ અલૌકિક હશે, આદરણીય હશે, અને સેવકોને માટે કદાચ મોક્ષદાયી પણ હશે પરંતુ જનતાને માટે એ જરા પણ શોભાભર્યું નથી. એ રીતે સ્વાતંત્ર્યયુદ્ધમાં લડવા

સેવકોની સંખ્યા જોઈએ એટલી કોઈ પણ દિવસ નહીં મળી શકે. થોડાક સેવકો મળે તો છે પરંતુ તેઓ પણ લાંબા સમય સુધી એકાગ્ર રહીને સફળ સેવા કરી શકતા નથી. મહારાષ્ટ્ર પ્રાંત ગરીબ છે એ વાત સાચી છે. પરંતુ ત્યાંના દાક્તરો, વકીલો, નટ અને ગવૈયાઓની આવક કંઈ ઓછી નથી. અને મહારાષ્ટ્રના ધાર્મિક ગણાતા લોકોને ત્યાં તો કશાની ઊણપ હોતી નથી. જો પ્રજાને પોતાના સેવકોની કાર્યપદ્ધતિ પસંદ હોય તો તેણે તેમને જરૂરી આજીવિકા આપીને તેણે નિશ્ચિત કરવા જોઈશે જ.

આમ વિચારતાં આપણને લાગે છે કે રાષ્ટ્રીય ઉદ્યોગ રાષ્ટ્રની દૃષ્ટિથી જ નક્કી થવો જોઈએ. એનો અર્થ એ થયો કે રાષ્ટ્રની સામાન્ય વ્યક્તિ જે ઉદ્યોગ કરી શકે અને જેને આધારે પોતાની સ્વતંત્ર આજીવિકા મેળવી શકે એના જીર્ણોદ્ધાર અને ઉન્નતિનો વિચાર રાષ્ટ્રીય શિક્ષણમાં મુખ્યત્વે હોવો જોઈએ. રાષ્ટ્રીય શિક્ષણ કરોડોના ઉદ્ધાર માટે છે. કરોડો લોકો જે સ્થિતિમાં રહે છે એનો વિચાર પહેલો થવો જોઈએ. કરોડો લોકોનું જે સ્થાન છે એ જ રાષ્ટ્રીય શિક્ષણને મળવું જોઈએ અને કરોડો લોકો જ્યાંથી પોતાની સ્વરાજ્યયાત્રા કરી શકે છે ત્યાંથી જ રાષ્ટ્રીય શિક્ષણની પણ શરૂઆત થવી જોઈએ. જો આ વાત બરાબર હોય તો રાષ્ટ્રીય શિક્ષણમાં ઉદ્યોગ કઈ દૃષ્ટિએ રાખવામાં આવે, કયા કયા ઉદ્યોગ રખાય અને તેમને શિક્ષણમાં કયું સ્થાન અને કેટલો સમય આપવામાં આવે એ નક્કી કરવામાં અને એ બાબતે એકમત થવામાં મુશ્કેલી નહીં લાગે.

## સ્વરાજવિદ્યાલય

એક વરસ થયું, વિદ્યાપીઠના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ પૂર્ણ સ્વરાજની લડતમાં જોડાયા છે. ઈતિહાસયોગ્ય એ પ્રજાકીય જાગૃતિને અંગે વિદ્યાપીઠને સીધી રીતે પ્રજા વચ્ચે રહી કામ કરવાની તક મળી. તેથી અમને બધાને લોકસ્થિતિનું ભાન થયું, અને લોકોને પણ દરેક જગાએ વિદ્યાપીઠનો ઓછોવત્તો પરિચય થયો અને વિદ્યાપીઠનું કામ પ્રજામાન્ય થઈ એનો પાયો ગુજરાત જેટલો બહોળો થઈ ગયો. જ્યારે પૂર્ણ સ્વરાજ સ્થપાશે ત્યારે એ પાયા ઉપર સ્વતંત્ર પ્રજાને જોઈતી વ્યાપક, વિવિધ અને સર્વાંગસુંદર કેળવણીનું ચણતર ચણાશે. હાલ તુરત તો કેવળ યુદ્ધવિરામ છે. આ યુદ્ધવિરામમાંથી જ સ્વરાજની શાંતિ સ્થપાશે, અથવા હજી સુધી ન જોયેલો એવો દારુણ રણસંગ્રામ ઊભો થશે. બંને પરિસ્થિતિમાં અહિંસક પ્રજાનું કાર્ય એક જ પ્રકારનું હશે — પ્રજાકીય શક્તિ વધારવી, સંગઠન મજબૂત અને કાર્યસાધક બનાવવું, અને જ્યાં જ્યાં આપભોગ આપવાની જરૂર જણાય ત્યાં

ત્યાં ઝંપલાવવા તૈયાર રહેવું. આવી લડતમાં અથવા આવી પ્રવૃત્તિમાં લડાયક અને વિધાયક એ ભેદ લોકવૃત્તિને અનુસરીને જ કલ્પેલા હોય છે. સાચું જોતાં અહિંસક યુદ્ધની પ્રવૃત્તિ એ કેળવણીનો જ એક ઉગ્ર પ્રકાર હોય છે. હૃદયપરિવર્તન એ કેળવણીનો એક પર્યાય શબ્દ છે.

વિદ્યાપીઠના કાર્યકર્તાઓ તથા વિદ્યાર્થીઓ બધે ફેલાયેલા હોવાથી વિદ્યાપીઠના વર્ગો બંધ રાખ્યા હતા. હવે જ્યારે વિરામ થયો છે ત્યારે અમુક અધ્યાપકોને કાયમની સુલેહ થાય ત્યાં સુધી સ્વરાજની કેળવણીના વર્ગો ચલાવવાને માટે વિદ્યાપીઠમાં રાખવામાં આવશે, અને તેમની મારફતે હવે પછીની પ્રવૃત્તિ માટે ઉપયોગી એવો આ સાથે દર્શાવેલો અભ્યાસક્રમ અમલમાં મૂકવાનું ગોઠવ્યું છે.

છેલ્લા વરસની અસાધારણ હિલચાલને લીધે પ્રજામાં અસાધારણ જાગૃતિ આવી છે. હિંદુમુસ્લિમ એકતા, બ્રિટિશ માલનો બહિષ્કાર, પરદેશી કાપડનો બહિષ્કાર, મદ્યનિષેધ, રાષ્ટ્રીય જીવનમાં સ્ત્રીઓનું સ્થાન, પરદેશના લોકોનું હિંદુસ્તાન તરફ ખેંચાયેલું ધ્યાન, કાયદાનો સવિનયભંગ, અને વિરામ પછી એ જ કાયદાનું સ્વેચ્છાએ પાલન, અહિંસાની મર્યાદા અને લડતની તાલીમ, આપણી ભૂલો અને તેનાં પરિણામો ઈત્યાદિ અસંખ્ય વસ્તુએ પ્રજાનું ધ્યાન ખેંચ્યું છે, અને દરેક બાબતમાં વધુ ને વધુ જાણવાની પ્રજાની ભૂખ વધી છે. આ યુદ્ધમાં દેશના યુવાનોના અધિકાંશ ભાગે એકનિષ્ઠાથી ઝંપલાવ્યું છે. અને એમને દેશમાં દાખલ થયેલી ક્રાંતિના ગર્ભમાં શું શું રહેલું છે અને હવે પછી દેશ કઈ દિશામાં જવાનો છે તે બધું એનાં કારણો સાથે જાણવાની જરૂર જણાઈ છે. એ પણ અનુભવ થયો છે કે સત્યાગ્રહયુદ્ધની રીતિ જ એવી છે કે યુદ્ધ શરૂ થતાંવેંત પંકાયેલા સેનાનીઓ જેલમાં પહોંચી જાય છે અને નવા નવા સેનાપતિઓ પસંદ કરી એમને હાથે યુદ્ધ ચલાવવાનું રહે છે. આ રીતે છેલ્લા વર્ષમાં સેવકોની સરસમાં સરસ ચૂંટણી થઈ છે અને પરંપરા પણ બંધાઈ છે, એ બધાને જેટલી કેળવણી મળી શકે તેટલું હવે પછીનું યુદ્ધ અથવા હવે પછીનું સંગઠનકાર્ય વધારે શુદ્ધ રીતે ચલાવી શકાશે.

જેમ જેમ હિલચાલ આગળ વધે છે તેમ તેમ અત્યાર સુધી ન જોડાયેલા યુવાનો સ્વરાજની હિલચાલ તરફ આકર્ષાય છે, અને એ રીતે સેવકોના સંઘમાં ઉમેરો થતો જ જાય છે. એ નવા લોકો ઘણી વાર અમુક તૈયારી કરીને જ પ્રવૃત્તિમાં જોડાવાનું પસંદ કરે છે, અને તે યોગ્ય છે. તેમને માટે આ અભ્યાસક્રમ વિશેષ ઉપયોગી થઈ પડવાનો સંભવ છે.

આ અભ્યાસક્રમનું સ્વરૂપ જ એવું હશે કે સોળ વર્ષથી ઉપરની ઉંમરના વિદ્યાર્થીઓ એનો લાભ લઈ શકશે. અભ્યાસક્રમ મહાવિદ્યાલયની કોટિનો હોવા છતાં અમુક પૂર્વતૈયારીની શરત ન મૂકવી એવું અમે નક્કી કર્યું છે. જેને લખતાં વાંચતાં ઠીક ઠીક આવડે છે, સામાન્ય ગણિત સમજે છે, આજનું સાહિત્ય અને છાપાંઓ વગેરે વાંચવાની જેને ટેવ છે અને સમાજસેવાનું મહત્ત્વ સમજવા જેટલી જેની બુદ્ધિ પ્રગલ્ભ થઈ છે એવો કોઈ પણ વિદ્યાર્થી આમાં દાખલ થઈ શકશે.

અભ્યાસક્રમમાં નીચેના વિષયો રહેશે :

૧. રાજનીતિ અને બંધારણમીમાંસા.
૨. ભારતીય સંપત્તિશાસ્ત્ર — ખાદીશાસ્ત્ર અને ગ્રામસંગઠનની દૃષ્ટિએ.
૩. ભારતના પ્રચલિત ધર્મો વિશે સામાન્ય માહિતી.
૪. આધુનિક સાહિત્ય સાથેનો પરિચય.
૫. સત્યાગ્રહમીમાંસા.
૬. જગતની પ્રધાન ક્રાંતિઓનો ઈતિહાસ.
૭. નામું.
૮. સંગીત અને કવાયત.
૯. પીંજણ, કાંતણ, પવાયત, સુતારી.
૧૦. સફાઈ.

# રાષ્ટ્રીય કેળવણીનું ધ્યેય*

નિશાળમાં ભણતો ત્યારે વર્ગમાંના છોકરાઓને મદદ કરવાને કારણે શિક્ષણ-કાર્યમાં મને જે રસ પેદા થયો તે જ આજ સુધી ટકી રહ્યો છે. ઈતિહાસ, રાજકારણ, ક્રાન્તિવાદ અને અધ્યાત્મનો અભ્યાસ કર્યા પછી વિવેકાનંદના વાચનથી ખાતરી થઈ કે સાચી સમાજસેવા શિક્ષણમાં જ રહેલી છે અને સમાજની સાચી ઉન્નતિ તે દ્વારા જ થઈ શકે. અને તેથી જ રાષ્ટ્રીય શિક્ષણના કાર્યને પોતાનું જીવન અર્પવાનો સંકલ્પ મેં કૉલેજ છોડતાં પહેલાં જ કરેલો. ૧૯૦૬થી રાષ્ટ્રીય કેળવણીનો વિચાર કરતો આવ્યો છું. ગુરુવર્ય અણ્ણા વિજાપુરકરથી માંડીને અરવિંદ ઘોષ સુધી બધાના રાષ્ટ્રીય કેળવણી વિશેના વિચારો જાણવાની ભારે ઝંખના લાગી રહેલી. નાના ઓક અમને ફર્ગ્યુસનની કૉલેજમાં લૉજિક અને એરિસ્ટોટલ વગેરે શીખવતા. તેમની સ્વદેશીની ટેક જોઈને તેમને વિશે ખૂબ માનની લાગણી મનમાં રહેતી. ત્યારથી જ ખાતરી થઈ હતી કે સ્વદેશી અને રાષ્ટ્રીય કેળવણીનો કોઈ અવિભાજ્ય સંબંધ હોવો જોઈએ. ભાંડારકર અને રાનડેના લેખોથી જેની નાસ્તિકતા દૂર થઈ અને સ્વામી વિવેકાનંદનાં તેજસ્વી લખાણો તથા ભાષણોથી જેને હિંદુ ધર્મના રહસ્યનું ભાન થયું એવા મારા મનમાં સંકુચિત વૃત્તિ જાગવાની શકયતા ન હતી. પણ હજી ઘણા એમ માને છે કે સ્વદેશી એક પ્રકારનું સંકુચિતપણું છે. સ્વદેશી ધર્મ જ જગતને શાન્તિ આપનારો એકમાત્ર વિશ્વધર્મ

*સાતમી મહારાષ્ટ્ર શિક્ષણપરિષદ તળેગાંવ(સને ૧૯૩૦)ના અધ્યક્ષ સ્થાનેથી આપેલા મરાઠી વ્યાખ્યાનમાંથી.

છે. જ્યારે જગત સમજુ થશે ત્યારે જ દુનિયાનાં યુદ્ધોનો અંત આવશે. જેને સ્વદેશી અને શિક્ષણમાં શ્રદ્ધા છે તેને વિરોધ, હરીફાઈ, જીવનકલહ, હિંસા ઇત્યાદિ વિશે વિશ્વાસ હોઈ જ ન શકે. આ સિદ્ધાંત સુધી હું કેવી રીતે આવી પહોંચ્યો તેનો ઈતિહાસ કહું તો બહુ રસમય થાય. પણ આજે તો આપણે રાષ્ટ્રીય કેળવણીનો જ વિચાર કરવાનો છે. નહીં તો મરાઠાઓનો ઈતિહાસ જેના લોહીમાં વહે છે, જેના પૂર્વજોએ ઈતિહાસપ્રસિદ્ધ રાંગણા કિલ્લાની કિલ્લેદારી કરી હતી, જે પોતાના કૉલેજના દિવસોમાં બૅરિસ્ટર સાવરકર અને પી. એમ. બાપટનો ભક્ત હતો, શક્તિઉપાસનાની જેણે દીક્ષા લીધી હતી તે આખરે ગાંધીજીનો અનુયાયી કેવી રીતે થયો, એને કેટલાક એક કોયડો સમજે છે તેમ સમજવાનું તેમને કારણ ન રહે. જેને કેળવણીમાં શ્રદ્ધા છે તેનો જોરજુલમ કે જબરદસ્તી ઉપર કોઈ કાળે પણ વિશ્વાસ બેસી ન શકે. પછી તે જબરદસ્તી ક્રિયારૂપે હોય કે પ્રતિક્રિયારૂપે. જેને સ્વદેશી અને સ્વધર્મમાં શ્રદ્ધા છે તેને યુદ્ધ, દિગ્વિજય વગેરે વસ્તુઓ ન જ ગમે, એ સમજવું મુશ્કેલ નથી. પણ મનુષ્ય-જાતિની હજી એટલી ઉન્નતિ થવાની છે.

૧૯૦૬માં રાષ્ટ્રીય શિક્ષણનો આરંભ થયો. તેને આજે ચોવીસ વર્ષ થઈ ગયાં. છતાં હજી રાષ્ટ્રીય શિક્ષણ પ્રત્યે લોકો ઓછાવત્તા પ્રમાણમાં ઉદાસીન જ છે. આ ઉદાસીનતાનું કારણ શું તે તપાસવાનો વખત ક્યારનો થઈ ચૂક્યો છે. સાચી વાત તો એ છે કે લોકોનો જેટલો વિશ્વાસ પરીક્ષા અને પદવીઓ ઉપર છે તેટલો કેળવણી અને સંસ્કારિતા ઉપર નથી. એટલે બજારમાં જેનો કોઈ ભાવ ન પૂછે એવા શિક્ષણની દરકાર લોકો શા માટે કરે? બીજું કારણ એ છે, કે જેને કરીઅર (career) કહે છે તે ગતાનુગતિક નામર્દ જીવન થાકયાપાકયા રાષ્ટ્રને જે વખતે અત્યંત પ્રિય હોય તે વખતે રાણા પ્રતાપની જેમ વનવગડામાં રખડવા-નું શીખવનાર રાષ્ટ્રીય શિક્ષણનાં બીજ દેશમાં અંકુરિત પણ કેમ થાય? સાચું કહીએ તો સ્વાતંત્ર્યપ્રાપ્તિને માટે વનવગડામાં રખડવાનું શીખવવું એ જ પોતાનું મિશન છે એટલી વાત જો રાષ્ટ્રીય કેળવણીએ ઓળખી લીધી હોત તો ક્ષણિક ઉત્સાહમાં જે અસંખ્ય સંસ્થાઓનો રાફડો ફાટી નીકળ્યો તે ન ફાટી નીકળત અને જે સંસ્થાઓ શક્તિસંપન્ન થઈને ટકી રહી છે તેમની શક્તિ નકામી વેડફાઈ જાત નહીં.

રાષ્ટ્રીય શિક્ષણ એટલે સ્વરાજ મેળવવાનું શિક્ષણ, સ્વત્વ ટકાવી તેને વિકસાવવા-નું શિક્ષણ. રાષ્ટ્રીય કેળવણી તે રાજકીય કે રાષ્ટ્રીય સંન્યાસીઓ તૈયાર કરનારી કેળવણી — આ કલ્પના જો પહેલેથી જ રાષ્ટ્રમાન્ય થઈ હોત તો આપણી રાષ્ટ્રીય સંસ્થાઓનો પાયો જ જુદી રીતે નખાયો હોત.

મધ્યમવર્ગના છોકરાઓને તથા ગરીબ વર્ગમાંના કંઈક હોશિયાર છોકરાઓને થોડી મહેનતથી વધારે પૈસા ને તેની સાથે થોડી સામાજિક પ્રતિષ્ઠા મેળવી આપનારું સાધન તે રાષ્ટ્રીય કેળવણી — એવી કલ્પનાથી રાષ્ટ્રીય કેળવણીનો આરંભ

થયો. સરકારી નોકરીઓ તથા વકીલાત, ડૉક્ટરી, ઇજનેરી વગેરે રાજમાન્ય ધંધાઓ બાદ કરીને અન્ય રીતે મધ્યમવર્ગના છોકરાઓના ગુજરાનની સગવડ કરી આપનારી 'ને તે સાથે જ થોડુંક દેશાભિમાન શીખવનારી કેળવણી તે રાષ્ટ્રીય કેળવણી એમ આપણે માનીએ છીએ.

રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓમાં રાષ્ટ્રીય શિક્ષણની વધારે ને વધારે સંગીન ચર્ચા ચાલવી જોઈએ. શિક્ષણપદ્ધતિ, શિક્ષણનો ક્રમ, શિક્ષણના વિષયોનો સમન્વય અને તેનો ઉદ્દેશ વગેરે બાબતોમાં મને લાગે છે કે આપણે મહારાષ્ટ્રમાં વિજાપુરકર અને લોકમાન્ય ટિળકના જમાનાની બહાર હજી નીકળવા પામ્યા નથી. ઉજળિયાત મધ્યમવર્ગના લોકોને રાજકીય અસંતોષ, સામાજિક પુરાણાભિમાન અને આર્થિક સ્વાવલંબનની સામાન્ય કેળવણી આપવી, લેખ લખીને અને વ્યાખ્યાનો આપીને લોકોમાં જાગૃતિ ફેલાવવાનો રસ વિદ્યાર્થીઓમાં પેદા કરવો તથા સરકારી નોકરી અને નોકરો વિશે તેમના મનમાં તિરસ્કાર પેદા કરવો અને આ બધું પાર પાડવા માટે સરકારી નોકરી કે ધંધાઓ ઉપર અવલંબીને ન રહેતાં સુથારી, વૈદક વગેરે ધંધાઓનો વિદ્યાર્થીઓને પરિચય કરાવી સ્વતંત્ર રીતે આજીવિકા ચલાવવાની તેમનામાં હિંમત લાવવી એટલું જ રાષ્ટ્રીય કેળવણીનું કાર્ય ગણાતું.

જે રાષ્ટ્ર સુસંગઠિત છે, સ્વાયત્ત છે, જાગ્રત છે, જે રાષ્ટ્રને સ્વસાક્ષાત્કાર થયેલો છે, એટલે કે આજના જમાના માટે જગતમાં પોતાનું ખાસ કાર્ય શું છે અને તે કેમ પાર પાડવું એનું જેને ભાન થયું છે, એવું રાષ્ટ્ર પોતાના વિકાસ માટે અગર તો પોતાનું મિશન પાર પાડી કૃતાર્થ થવાય તે માટે અખિલ જીવનવ્યાપી અને રાષ્ટ્રવ્યાપી એવી જે શિક્ષણપ્રણાલી અમલમાં મૂકે તેને જ રાષ્ટ્રીય કેળવણી કહી શકાય. આ વ્યાખ્યા સંપૂર્ણ હો યા ન હો આવી વ્યાખ્યાથી આપણું આજનું કાર્ય પાર પડે તેમ નથી. કારણ રાષ્ટ્રીય જીવનનાં અંગઉપાંગોનો વિચાર કરીને રાષ્ટ્રવ્યાપી કેળવણી હાથ ધરવાનો આ સમય નથી. એ માટે જોઈતું સ્વાતંત્ર્ય પણ આપણી પાસે નથી. અને આવી કેળવણી માત્ર કેળવણીની સંસ્થા મારફતે જ કોઈ પણ ઠેકાણે આપી શકાતી નથી. તેમ કરવામાં એક મોટી મુશ્કેલી તો એ છે કે રાષ્ટ્રની આજની અસાધારણ પરિસ્થિતિમાં અનેક નજીવી બાબતોને કોરે મૂકીને રાષ્ટ્રને મરણના સકંજામાંથી બચાવવા માટે, હોય તેટલી બધી શક્તિ એકત્ર કરી એક જ કાર્ય પાછળ વાપરવાની જરૂર ઊભી થયેલી છે. આવે વખતે દસવીસ વસ્તુઓ તરફ ધ્યાન આપીને રાષ્ટ્રીય શક્તિ છિન્નભિન્ન કરવી ઇચ્છવાજોગ નથી. મુખ્ય વસ્તુ આજે જો સાધી શકીએ તો બાકીની બાબતો સગવડ પ્રમાણે પાછળથી ધીમે ધીમે ઉમેરી શકાશે.

આ મુખ્ય વસ્તુ તે આપણું મિશન નક્કી કરવું તે છે. અંગ્રેજોના અનુકરણથી આપણે પણ ફિલસૂફીનો કંટાળો કેળવતા થયા છીએ. પણ રાષ્ટ્રીય જીવન લો કે રાષ્ટ્રીય કેળવણી લો તેના મૂળમાં કોઈ ચોક્કસ ફિલસૂફી સ્પષ્ટ કે અસ્પષ્ટ રૂપે રહેલી જ હોય છે.

માણસ પાસે કોઈ ખાસ ફિલસૂફી હોય કે ન હોય તે કોઈ ખાસ (યોજના મુજબ) હેતુ, ઉદ્દેશ અગર સાધ્ય લક્ષ્યમાં રાખીને જ ચાલે છે. આ હેતુ સ્પષ્ટ હો કે અસ્પષ્ટ હો, માણસના આ સ્થાયી પ્રેરક વિચાર તે જ તેનું ખરું જીવન, ખરી ફિલસૂફી. આ જીવનફિલસૂફીમાં જ્યારે કોઈ ગંભીર ભૂલ રહેલી હોય છે અગર કોઈ ભ્રમ પેસી ગયેલો હોય છે ત્યારે તેના જીવનની ગાડી ભળતે જ ચીલે ચડે છે અને તે માણસ જીવનસાફલ્યને ગુમાવે છે. આ પરિણામ જેમ કોઈ વ્યક્તિની બાબતમાં આવે છે તેમ જ સમાજની કે પ્રાંતની બાબતમાં પણ આવે છે. સમાજની બધી શક્તિઓ જો ક્ષીણ થઈ ગઈ હોય, સમાજને જો ઘડપણ આવ્યું હોય તો તો કંઈ સવાલ જ રહેતો નથી. પણ બધી શક્તિઓ અક્ષત હોવા છતાં પણ જો સમાજના પ્રેરક વિચાર અથવા સમાજની કાર્યકારી ફિલસૂફી હીન હોય, પામર હોય કે ભ્રાન્ત હોય તો તે સમાજ કોઈ મહાન પુરુષાર્થ કરવા અસમર્થ જ નીવડે. જગતના વ્યવહારમાં તેનું તેજ ન પડે. તે પરિસ્થિતિનું યથાર્થ આકલન કરી શકે નહીં, અને ગમે તેટલા પ્રયત્નો કરે તોય જ્યાં જુઓ ત્યાં અપજશ કે તેથી પણ ખરાબ એવો અલ્પજશ જ તેને ભાગે આવશે.

એટલા માટે આપણી વિચારસરણી, આપણી સામાજિક વૃત્તિ અને તેના મૂળમાં રહેલા પ્રેરક સિદ્ધાંત, એ આપણે ફરી ફરી તપાસી જોવા ઘટે.

એક જ સમાજમાં પરસ્પર મારક એવાં અનેક બળો કામ કરવા માંડે તો જેટલું કામ વધારે, જેટલો શ્રમ વધારે, તેટલું પંગુત્વ પણ વધારે અને પરિણામે નાશ પણ તેટલો વધારે નજીક.

સારી વાત તો એ છે કે કોઈએ કોઈની દેશભક્તિ વિશે શંકા ઉઠાવવી નહીં. ઉદારતાથી અથવા બીજો ઉપાય નથી એમ જાણીને એકબીજાના દોષ સહન કરવા જોઈએ. બની શકે તો ગુણોની કદર પણ કરવી જોઈએ. આટલી સાત્ત્વિકતા આણી શકીએ તો જોતજોતામાં મહારાષ્ટ્ર પોતાની સર્વ શક્તિઓનો સદુપયોગ કરી શકશે.

પણ સત્ત્વગુણ બાઘાઈનો દ્યોતક છે; સત્ત્વગુણ એ નમાલાપણાનો પર્યાય માત્ર છે; સંસારવિમુખ નિવૃત્તિમાત્રમાં જ સત્ત્વગુણ શોભે — આવી માન્યતા લોકોમાં પ્રસરેલી છે તે ભૂલભરેલી છે, તે એક ભ્રમ છે આ વાત પ્રથમ ગળે ઊતરવી જોઈએ. અનેક વેવલા માણસોએ પોતાનું વેવલાપણું સંતાડવા ખાતર જાણીબૂજીને, અગર તો અજાણતાં ધાર્મિકતાનો, સાત્ત્વિકતાનો, હરિભક્તિપરાયણતાનો ડોળ કીધો એટલા ખાતર સાત્ત્વિક, ધાર્મિક અને ઈશ્વરનિષ્ઠ ભક્ત બધા વેવલા જ હોય છે એવું અનુમાન કાઢવું યોગ્ય નથી. ગાંધીજીની ફિલસૂફી ભૂલી જઈને તેમની કારકિર્દી થોડીક તપાસો. એ વેવલાપણાની છે એમ લાગે છે? તેઓ એકસરખા છેતરાતા જ આવ્યા છે એમ કહી શકાય? જેઓ પોતાને ધૂર્ત લેખે છે તેઓએ તેમના કરતાં વધારે શું મેળવ્યું છે? ગાંધીજી જેવાની બાબતમાં ઘડીકમાં વિશ્વાસ અને ઘડીકમાં અવિશ્વાસ રાખવાની વૃત્તિ બાળકને જ શોભે.

કોઈની જરાક બોલબાલા થાય, ને જરાક આગળ આવેલો દેખાય કે તેનું જે કંઈ હોય તે બધું જ સારું એમ તે વખતે માનવાની અને તેની કારકિર્દી જરાક ઝાંખી પડવા માંડે કે તરત તેને સાવ નાલાયક ગણવાની વર્તમાનપત્રી મનોદશા એ કાંઈ બુદ્ધિમત્તાનું લક્ષણ નથી. ધૂર્તતાનું હંમેશ ધ્યાન ધરવું, બધે ધૂર્તપણાની દૃષ્ટિથી જોવું, અને બધી ઉદાત્ત વસ્તુઓ વિશે હંમેશ સાશંક નજર રાખવામાં જ ચાતુરી રહેલી છે એમ માનવું — એ બાઘાઈનું જ એક લક્ષણ છે. હંમેશ શંકાખોરની નજરથી જોઈને દરેક પ્રસંગે આના ઊંડાણમાં કંઈક જુદું જ હોવું જોઈએ એમ માની પોપડા ઉકેલતા જવાથી ઉચ્છેદક મનોવૃત્તિનો દોષ જ ભાગે આવે.

થોડાક દિવસ પહેલાં જ રામનવમી આવી ગઈ. ત્યારે રામકથાનો વિચાર કરતાં રામાયણકાલીન જનતા વિશેની ચીડ ફરી જાગ્રત થઈ. રામ આદર્શ રાજા હતા; લક્ષ્મણ અને ભરત આદર્શ ભાઈઓ હતા; સીતા આદર્શ પત્ની હતી; કૌશલ્યા અને મન્દોદરી આદર્શ રાણીઓ હતી; હનુમાનજી આદર્શ સેવક હતા. રામાયણમાં બધું જ આદર્શ છે. પણ રામાયણકાલીન પ્રજા જોકે છેવટે તે પણ વિમાનમાં બેસીને સ્વર્ગે સિધાવી છે છતાં તે આદર્શ પ્રજા હતી એમ આપણે ન જ કહી શકીએ. દશરથે જ્યારે પૂછ્યું, “તમને રામ યુવરાજ ગમે કે?” ત્યારે પ્રજા માથું ધુણાવી કહે, “હા. જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ એવા રામે અમારું ચિત્ત હરણ કર્યું છે અમને તો એ જ યુવરાજ જોઈએ.” પણ જ્યારે વચનબદ્ધ દશરથે ભરતને રાજ્ય સોંપ્યું ત્યારે પ્રજાએ ઠપકો સરખો પણ ન આપ્યો. રામ જ્યારે વનવાસ સિધાવ્યા ત્યારે પ્રજા પણ તેમની પાછળ પાછળ ચાલી. રામે લોકોને અનેક રીતે સમજાવ્યા પણ તેઓ કેમે કરી માને જ નહીં. છેવટે પરોઢિયે વહેલાં ઊઠીને રામે ચાલતી પકડી. પ્રજા રડતી રડતી પાછી ફરી! પછી દશરથ રાજા ગુજરી ગયા. કૈકેયીના આગ્રહથી રાજ્ય ભરતને મળ્યું. તેણે રામચંદ્રને મનાવવાનો પ્રયત્ન કર્યો; રાજધાની બદલી, બહુ સારી રીતે રાજ કર્યું. પ્રજાને તો બધું જ માન્ય! વનવાસનાં ચૌદ વર્ષ દરમિયાન રામ, લક્ષ્મણ, સીતાનું શું થયું, તેમના ઉપર કયાં કયાં સંકટો આવી ગયાં, અસહાય સ્થિતિમાં તેમણે કેવી રીતે જીવન વ્યતીત કર્યું કશાનીય ચિન્તા પ્રજાને થઈ નહીં. હનુમાને આવીને દ્રોણગિરિ પર્વત લઈ જઈને લક્ષ્મણના પ્રાણ બચાવ્યા; પણ પ્રજાને રામની વહારે ધાવાની કલ્પના સરખી આવી નહીં. વાનરોએ મદદ કરી; રીંછોએ મદદ કરી પણ પ્રજાને તેનું શું? પ્રજાનું કાર્ય કેવળ હોવાનું! પ્રજાએ પોતાનો હક એક વખત બજાવ્યો ખરો! લંકાથી પાછા આવેલા વિજયી રામે પારકાને ઘેર રહેલી પોતાની પત્નીનો સ્વીકાર કેમ કર્યો આ મુદ્દાસર તેણે રામચંદ્રની નિંદા શરૂ કરી. સીતા અને રામની નિંદા ઘેર ઘેર થતી હોવી જોઈએ. પાછળથી એ બધો દોષ કવિએ એક ધોબીને માથે નાખ્યો છે એટલું જ. અને આટલું કરીને લવ અને કુશને મોઢે આખું રામાયણ સાંભળ્યા પછી પણ આ પ્રજાને સંતોષ ન જ વળ્યો. આખરે નિરાશ થયેલા રામે

જ્યારે પોતાનું અવતારકાર્ય આટોપી નિજ ધામ જવાનું નક્કી કર્યું ત્યારે આયતું ખાવાને ટેવાયેલી આ પ્રજા સ્વર્ગની 'ફ્રી ટિકિટ' જોઈને રામના વિમાનમાં બેસવા માટે તૈયાર જ! હદ કરી આ પ્રજાએ!

લોકોને તેમના કર્તવ્યનું ભાન તટસ્થપણે કરાવી આપનાર વર્ગ હવે સમાજમાં રહ્યો નથી. ધાર્મિક સંસ્કાર કે વિધિને પ્રસંગે દાન કરવાનો રિવાજ પડેલો છે તેવી રીતે આપણી સાર્વજનિક હિલચાલો તથા સંસ્થાઓને તેમની યોગ્યતા જોઈને મદદ કરવાની પ્રથા પડવી જોઈએ. સંસ્થાનો પ્રચારક નાણાં ઉઘરાવવા ફરે છે ત્યારે તેને પોતાની સંસ્થા વિશે કહેવું પડે છે; તેથી તેમાં સ્વાર્થની ગંધ આવે છે. કોકે તો તટસ્થપણે લોકોને કહેવું જોઈએ કે દરેકે પોતાની કમાણીનો અમુક એક ભાગ સાર્વજનિક કાર્ય પાછળ અને ખાસ કરીને શિક્ષણકાર્ય પાછળ વાપરવો જોઈએ. આમાં કંઈ પરોપકાર નથી; આ એક સામાજિક સ્વાર્થની વાત છે. સમાજ તેજસ્વી હોય તો જ વ્યક્તિનો સંપૂર્ણ વિકાસ થવો શક્ય. અને સમાજ તેજસ્વી. થાય તે માટે વ્યક્તિએ પોતાની શક્તિનો વ્યય સામાજિક કાર્ય પાછળ કરવો જ જોઈએ. જેમ સરકારી કર ભરવો, મ્યુનિસિપાલિટીનો કર ભરવો, અથવા વીમાનો હપતો ભરવો લોકોને સ્વાભાવિક થઈ ગયું છે તેમ પોતાને ઇષ્ટ લાગતી સંસ્થાઓને છૂટે હાથે મદદ કરવાંની ટેવ લોકોને પડવી જોઈએ. પોતાની કમાણીનો અમુક હિસ્સો ધર્માદા માટે જુદો કાઢવાનો રિવાજ ગુજરાતમાં છે. આમ પૈસા જુદા કાઢી રાખવાથી દાન કરતી વખતે સ્વાર્થ અને પરાર્થનો ઝઘડો મનમાં થતો નથી. માત્ર દાન માટે પાત્ર કયું એ નક્કી કરવા પૂરતી જ ચર્ચા મનમાં થાય છે. અમુક પૈસા ખરચવાનું પહેલેથી જ નક્કી કરેલું હોય છે. આ પ્રથા ઘણી સારી છે.

બધા લોકોનો તેમની ઉપર વિશ્વાસ બેસે એવા સમાજહિતૈષી તટસ્થ લોકોએ કોઈ એક જ સંસ્થાનું અભિમાન ન ધરાવતાં જુદી જુદી સંસ્થાઓને તપાસતા રહીને તેમને વિશેનો પોતાનો અભિપ્રાય વખતોવખત પ્રગટ કરી રાખી લોકોને પોતાની અભિરુચિ મુજબ દાન આપવા ઉત્તેજન આપવું જોઈએ. આમ કરવાથી લોકોમાં સંસ્થાઓની કદર કરવાની નજર આવશે અને સંસ્થાઓનો ઘણો વખત બચશે. જે સંસ્થા પાછળ કોઈ વ્યાપક કલ્પના નથી કે દીર્ઘ તપસ્યા નથી, એવી સંસ્થાઓ બનતાં લગી ન ચાલવા દેવી. મનમાં આવ્યું કે ગમે તે માણસ સંસ્થા કાઢી શકે એવા અરાજકને પુષ્ટિ ન મળે એ વિશે સમાજસેવકોએ સાવચેત રહેવું જોઈએ. એક વખત કાઢેલી સંસ્થા ગમે તેમ કરીને ગમે તે સ્વરૂપમાં પણ ચલાવવી જ જોઈએ એવો મૂઢગ્રાહ ચાલકોના મનમાં ન હોવો જોઈએ. ગમે તે સંસ્થા લો, તેના ઉદ્દેશમાં અને કાર્યપદ્ધતિમાં રોજ ને રોજ ગમે તેવા ફેરફાર થવા લાગે — પછી તે ફેરફાર ગમે તેટલા સારા ભલે હોય — તો તે સંસ્થા જોતજોતામાં ક્ષીણ થઈ જાય છે. પણ બીજી બાજુથી માણસના વિકાસની જેમ એ સંસ્થાનો પણ વિકાસ ન થાય — વિદ્યાર્થીઓ, અધ્યાપક, મકાન, ફંડ અને શાખાઓની સંખ્યાની

દૃષ્ટિએ નહીં પણ કાર્યપદ્ધતિ અને આદર્શ કે ધ્યેયની દૃષ્ટિએ વિકાસ ન થાય — તો તે સંસ્થા નામશેષ થશે, અથવા જીવન્મૃત થઈ રહેશે.

રાષ્ટ્રીય શાળાઓ સ્થપાઈ ત્યારથી કોઈ પણ રાજકીય કે રાષ્ટ્રીય કામ આવે કે શિક્ષકોએ અને વિદ્યાર્થીઓએ તેમાં પડીને પોતાનો વખત તે પાછળ આપવો જોઈએ એવી લોકોની અપેક્ષા રહેલી છે. શરૂઆતમાં વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ હોંશથી આવાં કામો કર્યાં : શિક્ષણ અને પરીક્ષાઓનું દબાણ ઓછું અને રાષ્ટ્રપ્રેમને ભરતી આવેલી — આવી સ્થિતિમાં આપણે કંઈક કરીએ એવી વિદ્યાર્થીઓની ઇચ્છા થાય જ. તેમાં વળી રાજકીય હિલચાલમાં ભાગ લેવાનું મળે એટલું જ નહીં પણ આગેવાનોનું તેમ કરવા આમંત્રણ મળે એથી બીજું મોટું ભાગ્ય કયું હોઈ શકે? પરિણામે વિદ્યાર્થીઓ હિલચાલમાં પડ્યા. સરકારે સંસ્થાઓ તોડી નાખી. સત્યાગ્રહ કરવાને બદલે શિક્ષકો વિખેરાઈ ગયા. અને વિદ્યાર્થીઓનું ભણતર બગડ્યું તે માટે તેમને તથા તેમનાં માતપિતાને દુ:ખ થયું. ફરી જ્યારે રાષ્ટ્રીય સંસ્થાઓ નીકળી ત્યારે શિક્ષણસંસ્થાઓએ રાજકીય હિલચાલમાં ભાગ લેવો કે નહીં તેની ચર્ચા શરૂ થઈ. અને તે વિશે બધે બે મત જણાયા. એક પક્ષ એમ કહેવા લાગ્યો કે બાળપણમાં છોકરાછોકરીઓનાં લગ્ન કરવાં એ જેટલું અનિષ્ટ છે તેટલું જ તેમને બાળપણમાં સાર્વજનિક કામમાં નાખીને તેમના ભણતરની બરબાદી કરવી અનિષ્ટ છે. જ્યારે બીજો પક્ષ કહેવા લાગ્યો કે પ્રત્યક્ષ જીવન એ જ સાચી કેળવણી છે. મહાન કાર્યમાં મોટાઓની દેખરેખ નીચે કામ કરવાની સંધિ મળવી એ શિક્ષણની સર્વોત્તમ સગવડ કહેવાય. પક્ષાપક્ષીના રાજકારણમાં વિદ્યાર્થીઓ ન પડે એ સારું પણ સમાજસેવાની કેળવણી તો સેવા કરવાથી જ મળી શકે. અને જો સેવાની કેળવણી વ્યવસ્થિતપણે અપાય તો સામાન્ય કેળવણીની બરબાદી થવાનું કશું કારણ રહે નહીં. પદ્ધતિમાં ઇષ્ટ ફેરફાર કરવાથી આ હેતુ સરે તેમ છે.

વિદ્યાર્થી, શિક્ષક, દાની અને માબાપ, આ ચારેય વર્ગમાં આ મતભેદ જણાઈ આવતો. ચારેય વર્ગમાં ઉપર કહેલા બંને પક્ષના લોકો હતા. અને દરેકનો આગ્રહ પૂરેપૂરો હોવાથી કેળવણીની સંસ્થાઓને કોઈ મધ્યમ માર્ગ કાઢવાનું બહુ ભારે પડતું.

મારો મત કંઈક બીજા પક્ષના મતને મળતો છે. રાજકીય હિલચાલો રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાની ઉપરવટ ન થાય એ જરૂરનું છે એવો મારો ચોક્કસ મત છે. કેળવણીની સંસ્થાઓ બધી રીતે સ્વતંત્ર હોવી જોઈએ. નહીં તો આશ્રિતપણાનું વાતાવરણ પેદા થઈ સંસ્થામાં તેજસ્વિતા રહેતી નથી. કેળવણીનો ઉદ્દેશ સ્વરાજસેવક તૈયાર કરવાનો છે એવી અમારી વ્યાખ્યા હોવાથી વિદ્યાર્થીઓને સેવાનાં ક્ષેત્રોનો અને સેવાનાં કાર્યોનો જેટલો અનુભવ મળે તેટલો સારો. પણ તે અભ્યાસક્રમમાં જ આવી જતો અને સહજ હોવો જોઈએ; કેળવણીની દૃષ્ટિએ તેની મર્યાદા નક્કી કરેલી હોવી જોઈએ, સંસ્થાગત શિક્ષણને તે પોષક હોવો જોઈએ. રાષ્ટ્રીય શિક્ષણમાં ભાગ લેતા શિક્ષકો તેમ જ વિદ્યાર્થીઓ નવરાશની એક રમત રમી રહ્યા છે ને બહારનું જરા કંઈ કામ આવે કે ગંજીફો જેમ આપણે ફેંકી દઈએ છીએ તેમ

જ્યારે પોતાનું અવતારકાર્ય આટોપી નિજ ધામ જવાનું નક્કી કર્યું ત્યારે આયતું ખાવાને ટેવાયેલી આ પ્રજા સ્વર્ગની 'ફ્રી ટિકિટ' જોઈને રામના વિમાનમાં બેસવા માટે તૈયાર જ! હદ કરી આ પ્રજાએ!

લોકોને તેમના કર્તવ્યનું ભાન તટસ્થપણે કરાવી આપનાર વર્ણ હવે સમાજમાં રહ્યો નથી. ધાર્મિક સંસ્કાર કે વિધિને પ્રસંગે દાન કરવાનો રિવાજ પડેલો છે તેવી રીતે આપણી સાર્વજનિક હિલચાલો તથા સંસ્થાઓને તેમની યોગ્યતા જોઈને મદદ કરવાની પ્રથા પડવી જોઈએ. સંસ્થાનો પ્રચારક નાણાં ઉઘરાવવા ફરે છે ત્યારે તેને પોતાની સંસ્થા વિશે કહેવું પડે છે; તેથી તેમાં સ્વાર્થની ગંધ આવે છે. કોકે તો તટસ્થપણે લોકોને કહેવું જોઈએ કે દરેકે પોતાની કમાણીનો અમુક એક ભાગ સાર્વજનિક કાર્ય પાછળ અને ખાસ કરીને શિક્ષણકાર્ય પાછળ વાપરવો જોઈએ. આમાં કંઈ પરોપકાર નથી; આ એક સામાજિક સ્વાર્થની વાત છે. સમાજ તેજસ્વી હોય તો જ વ્યક્તિનો સંપૂર્ણ વિકાસ થવો શકય. અને સમાજ તેજસ્વી થાય તે માટે વ્યક્તિએ પોતાની શક્તિનો વ્યય સામાજિક કાર્ય પાછળ કરવો જ જોઈએ. જેમ સરકારી કર ભરવો, મ્યુનિસિપાલિટીનો કર ભરવો, અથવા વીમાનો હપતો ભરવો લોકોને સ્વાભાવિક થઈ ગયું છે તેમ પોતાને ઇષ્ટ લાગતી સંસ્થાઓને છૂટે હાથે મદદ કરવાંની ટેવ લોકોને પડવી જોઈએ. પોતાની કમાણીનો અમુક હિસ્સો ધર્માદા માટે જુદો કાઢવાનો રિવાજ ગુજરાતમાં છે. આમ પૈસા જુદા કાઢી રાખવાથી દાન કરતી વખતે સ્વાર્થ અને પરાર્થનો ઝઘડો મનમાં થતો નથી. માત્ર દાન માટે પાત્ર કયું એ નક્કી કરવા પૂરતી જ ચર્ચા મનમાં થાય છે. અમુક પૈસા ખરચવાનું પહેલેથી જ નક્કી કરેલું હોય છે. આ પ્રથા ઘણી સારી છે.

બધા લોકોનો તેમની ઉપર વિશ્વાસ બેસે એવા સમાજહિતૈષી તટસ્થ લોકોએ કોઈ એક જ સંસ્થાનું અભિમાન ન ધરાવતાં જુદી જુદી સંસ્થાઓને તપાસતા રહીને તેમને વિશેનો પોતાનો અભિપ્રાય વખતોવખત પ્રગટ કરી રાખી લોકોને પોતાની અભિરુચિ મુજબ દાન આપવા ઉત્તેજન આપવું જોઈએ. આમ કરવાથી લોકોમાં સંસ્થાઓની કદર કરવાની નજર આવશે અને સંસ્થાઓનો ઘણો વખત બચશે. જે સંસ્થા પાછળ કોઈ વ્યાપક કલ્પના નથી કે દીર્ઘ તપસ્યા નથી એવી સંસ્થાઓ બનતાં લગી ન ચાલવા દેવી. મનમાં આવ્યું કે ગમે તે માણસ સંસ્થા કાઢી શકે એવા અરાજકને પુષ્ટિ ન મળે એ વિશે સમાજસેવકોએ સાવચેત રહેવું જોઈએ. એક વખત કાઢેલી સંસ્થા ગમે તેમ કરીને ગમે તે સ્વરૂપમાં પણ ચલાવવી જ જોઈએ એવો મૂઢગ્રાહ ચાલકોના મનમાં ન હોવો જોઈએ. ગમે તે સંસ્થા લો. તેના ઉદ્દેશમાં અને કાર્યપદ્ધતિમાં રોજ ને રોજ ગમે તેવા ફેરફાર થવા લાગે — પછી તે ફેરફાર ગમે તેટલા સારા ભલે હોય — તો તે સંસ્થા જોતજોતામાં ક્ષીણ થઈ જાય છે. પણ બીજી બાજુથી માણસના વિકાસની જેમ એ સંસ્થાનો પણ વિકાસ ન થાય — વિદ્યાર્થીઓ, અધ્યાપક, મકાન, ફંડ અને શાખાઓની સંખ્યાની

દૃષ્ટિએ નહીં પણ કાર્યપદ્ધતિ અને આદર્શ કે ધ્યેયની દૃષ્ટિએ વિકાસ ન થાય — તો તે સંસ્થા નામશેષ થશે, અથવા જીવન્મૃત થઈ રહેશે.

રાષ્ટ્રીય શાળાઓ સ્થપાઈ ત્યારથી કોઈ પણ રાજકીય કે રાષ્ટ્રીય કામ આવે કે શિક્ષકોએ અને વિદ્યાર્થીઓએ તેમાં પડીને પોતાનો વખત તે પાછળ આપવો જોઈએ એવી લોકોની અપેક્ષા રહેલી છે. શરૂઆતમાં વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ હોંશથી આવાં કામો કર્યાં: શિક્ષણ અને પરીક્ષાઓનું દબાણ ઓછું અને રાષ્ટ્રપ્રેમને ભરતી આવેલી — આવી સ્થિતિમાં આપણે કંઈક કરીએ એવી વિદ્યાર્થીઓની ઈચ્છા થાય જ. તેમાં વળી રાજકીય હિલચાલમાં ભાગ લેવાનું મળે એટલું જ નહીં પણ આગેવાનોનું તેમ કરવા આમંત્રણ મળે એથી બીજું મોટું ભાગ્ય કયું હોઈ શકે? પરિણામે વિદ્યાર્થીઓ હિલચાલમાં પડ્યા. સરકારે સંસ્થાઓ તોડી નાખી. સત્યાગ્રહ કરવાને બદલે શિક્ષકો વિખેરાઈ ગયા. અને વિદ્યાર્થીઓનું ભણતર બગડયું તે માટે તેમને તથા તેમનાં માતપિતાને દુ:ખ થયું. ફરી જ્યારે રાષ્ટ્રીય સંસ્થાઓ નીકળી ત્યારે શિક્ષણસંસ્થાઓએ રાજકીય હિલચાલમાં ભાગ લેવો કે નહીં તેની ચર્ચા શરૂ થઈ. અને તે વિશે બધે બે મત જણાયા. એક પક્ષ એમ કહેવા લાગ્યો કે બાળપણમાં છોકરાછોકરીઓનાં લગ્ન કરવાં એ જેટલું અનિષ્ટ છે તેટલું જ તેમને બાળપણમાં સાર્વજનિક કામમાં નાખીને તેમના ભણતરની બરબાદી કરવી અનિષ્ટ છે. જ્યારે બીજો પક્ષ કહેવા લાગ્યો કે પ્રત્યક્ષ જીવન એ જ સાચી કેળવણી છે. મહાન કાર્યમાં મોટાઓની દેખરેખ નીચે કામ કરવાની સંધિ મળવી એ શિક્ષણની સર્વોત્તમ સગવડ કહેવાય. પક્ષાપક્ષીના રાજકારણમાં વિદ્યાર્થીઓ ન પડે એ સારું પણ સમાજસેવાની કેળવણી તો સેવા કરવાથી જ મળી શકે. અને જો સેવાની કેળવણી વ્યવસ્થિતપણે અપાય તો સામાન્ય કેળવણીની બરબાદી થવાનું કશું કારણ રહે નહીં. પદ્ધતિમાં ઈષ્ટ ફેરફાર કરવાથી આ હેતુ સરે તેમ છે.

વિદ્યાર્થી, શિક્ષક, દાની અને માબાપ, આ ચારેય વર્ગમાં આ મતભેદ જણાઈ આવતો. ચારેય વર્ગમાં ઉપર કહેલા બંને પક્ષના લોકો હતા. અને દરેકનો આગ્રહ પૂરેપૂરો હોવાથી કેળવણીની સંસ્થાઓને કોઈ મધ્યમ માર્ગ કાઢવાનું બહુ ભારે પડતું.

મારો મત કંઈક બીજા પક્ષના મતને મળતો છે. રાજકીય હિલચાલો રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાની ઉપરવટ ન થાય એ જરૂરનું છે એવો મારો ચોક્કસ મત છે. કેળવણીની સંસ્થાઓ બધી રીતે સ્વતંત્ર હોવી જોઈએ. નહીં તો આશ્રિતપણાનું વાતાવરણ પેદા થઈ સંસ્થામાં તેજસ્વિતા રહેતી નથી. કેળવણીનો ઉદ્દેશ સ્વરાજસેવક તૈયાર કરવાનો છે એવી અમારી વ્યાખ્યા હોવાથી વિદ્યાર્થીઓને સેવાનાં ક્ષેત્રોનો અને સેવાનાં કાર્યોનો જેટલો અનુભવ મળે તેટલો સારો. પણ તે અભ્યાસક્રમમાં જ આવી જતો અને સહજ હોવો જોઈએ; કેળવણીની દૃષ્ટિએ તેની મર્યાદા નક્કી કરેલી હોવી જોઈએ, સંસ્થાગત શિક્ષણને તે પોષક હોવો જોઈએ. રાષ્ટ્રીય શિક્ષણમાં ભાગ લેતા શિક્ષકો તેમ જ વિદ્યાર્થીઓ નવરાશની એક રમત રમી રહ્યા છે ને બહારનું જરા કંઈ કામ આવે કે ગંજીફો જેમ આપણે ફેંકી દઈએ છીએ તેમ

આ બાળરમત સંકેલીને કામે ચડવું જોઈએ એવું વાતાવરણ સંસ્થામાં ન હોવું જોઈએ. આમ કરવાથી શિક્ષણ અપમાનિત થાય છે, અને પરિણામે સંસ્થામાંથી તેજસ્વી માણસો નીપજતા નથી. રાષ્ટ્રીય સંસ્થાઓનો પોતાનો જ કાર્યક્રમ એવો ઉપયોગી અને મહત્ત્વનો શા માટે ન હોય કે જેથી તે છોડવાનું કહેતાં કહેનારાને જ શરમ આવે?

જો રાષ્ટ્રીય શિક્ષકોમાં રાષ્ટ્રીય દૃષ્ટિ હોય; રાષ્ટ્રીય શિક્ષણ સમાજસેવા માટે છે એનું ભાન અખંડ જાગ્રત હોય, અને સંસ્થાનો પોતાનો એવો કાર્યક્રમ હોય તો ઉપર કહેલા બે પક્ષ ઉત્પન્ન ન જ થાય. રાજકીય ચળવળ કરનારાઓની નજર સંકુચિત હોય છે. જે વખતે જે કામ આવે તે વખતે તેનો જ તેઓ વિચાર કરતા હોય છે. ભવિષ્યના કાળનો કે ઊગતી પ્રજાનો તેમને વિચાર થતો નથી. તેથી તેમની કાર્યપદ્ધતિ જુસ્સાવાળી પણ એકાંગી હોય છે. રાષ્ટ્રીય શિક્ષણમાં સાહસ ઓછું હોય તે ન ચાલે. પણ તેના હેતુ વ્યાપક હોવાથી અનેક બાજુથી વિચાર કરી અને ખાસ કરીને વિદ્યાર્થીઓનાં હિતનો વિચાર કરીને તે તેમની પાસેથી કામ લે છે.

આ આદર્શ સમજીને તેનો અમલ કરવા પૂરતી શક્તિ જે સંસ્થાના શિક્ષકોમાં છે તે સંસ્થા જ ખરી રાષ્ટ્રીય સંસ્થા છે એમ કહી શકાય. પ્રસંગ આવ્યે રાજકીય હિલચાલને મદદ કરવી જોઈએ એ યોગ્ય છે પણ તેની મર્યાદા સંસ્થા પોતે જ નક્કી કરે.

આ થયો સામાન્ય નિયમ. પણ આ વખતની પરિસ્થિતિ સાવ જુદી જ છે. આ વખતની રાષ્ટ્રીય ચળવળ સામાન્ય નથી. આજે રાષ્ટ્રની બધી શક્તિઓ એકત્રિત કરીને સ્વાતંત્ર્યનું યુદ્ધ લડવું છે. આવી તક હજારો વરસોમાં કોઈ કાળે આવેલી નથી. આપણા દેશમાં તો શું પણ આખી દુનિયામાં આ યુદ્ધ અલૌકિક છે. શસ્ત્રાસ્ત્ર વિના એક મહાન પ્રજા લગભગ જગદ્વ્યાપી એક સામ્રાજ્ય સામે પૂર્ણ સ્વાતંત્ર્ય માટે લડવા તૈયાર થઈ છે. રાષ્ટ્રની દશ હજાર વર્ષની સંસ્કૃતિને છાજે એવું જ આ મહાયુદ્ધ છે. અને ઈશ્વરી યોજના જ એવી લાગે છે કે બીજી રીતે આ યુદ્ધ લડી શકાય જ નહીં. જો ભારતીય સંસ્કૃતિ આપણી રગેરગમાં ખરેખર ઊતરી હશે, પાશ્ચાત્ય સંસ્કૃતિનાં ઝેરી પરિણામોમાંથી બચીને તેમાં કંઈ તેજ રહ્યું હશે, તો તે આજે પ્રગટ થવું જોઈએ. આજનો સંગ્રામ તે બે સંસ્કૃતિ વચ્ચેનો સંગ્રામ છે. ડરપોકપણું અને અત્યાચાર આ બે દોષ જો ટાળી શકીશું તો જય આપણો જ છે. અત્યાચારનો અનુભવ આપણે ઓછો નથી લીધો. સત્તાવનની સાલથી લગભગ આજ સુધી આપણે અત્યાચારનો અનુભવ લીધો છે. આખા હિંદુસ્તાનનો વિચાર કરતાં જણાશે કે હિંદુસ્તાનની આમપ્રજા હજી પણ અત્યાચારના માર્ગ માટે તૈયાર થઈ નથી પછી તેને તમે રાષ્ટ્રીય સદ્‌ગુણ કહો યા મહાદોષ કહો. મારો પોતાનો મત છે કે અમુક પરિસ્થિતિમાં રાષ્ટ્રીય સ્વભાવ ગુણરૂપ હોય છે તો બીજી પરિસ્થિતિમાં તે મહાદોષ ઠરે છે. અગ્નિનો કે પાણીનો સ્વભાવ બદલાતો

નથી. પણ અનુકૂળ પરિસ્થિતિમાં આ પરસ્પર મારક વસ્તુઓ પાસેથી કેટલું મહત્ત્વનું કામ આપણે કરાવીએ છીએ? અત્યાચારી માર્ગ આપણા રાષ્ટ્રને સદે એમ નથી, એ વસ્તુ બરાબર ઓળખી લઈને રાષ્ટ્રના આ સ્વભાવને ગુણરૂપ કેમ બનાવાય તેની ગાંધીજીએ શોધ કરી છે અને તેથી જ તેઓ હવે રાષ્ટ્રપુરુષ થયા છે. તેઓ ભારતીય સંસ્કૃતિના એક સાચા પ્રતિનિધિ અને ભારતીય સંસ્કૃતિની નવી આવૃત્તિના ઋષિ છે.

આટલી વાત સ્પષ્ટ જણાય છે કે રાષ્ટ્રને અહિંસા ગળે ઊતરી હો યા ન હો આખા રાષ્ટ્રે આજે તો અહિંસાની મર્યાદા સાચા દિલથી સ્વીકારી છે नान्यः पन्था विद्यते अयनाय । એટલી ખાતરી થવાથી અને અહિંસા રાષ્ટ્રીય સ્વભાવને માફક આવે એવી હોવાથી તેણે બહુ જ થોડા સમયમાં અહિંસાને અપનાવી છે. છેલ્લાં બસો વરસમાં જેઓ જરાય લડયા નથી એવા ગુજરાતીઓ અને લડવા સિવાય જેમણે બીજો ધંધો જ કર્યો નથી એવા શીખો સત્યાગ્રહનો અનુભવ લઈ ચૂકયા છે અને હિંદુસ્તાનમાં સત્યાગ્રહ શકય છે એમ તેમણે પુરવાર કરી આપ્યું છે.

હવે પછી રાષ્ટ્રીય સંસ્થાઓનો સમાજમાં घृतबिन्दुरिवाम्भसि‌ની જેમ વ્યાપાર ન ચાલતાં तैलबिन्दुरिवाम्भसि‌ની જેમ વ્યવહાર ચાલવો જોઈએ. કોઈ મોટા જથાબંધ વેપારીની જેમ એક મુખ્ય દુકાન હોય છે અને તે આજુબાજુના પ્રદેશમાં પોતાની દુકાનની જાળ પાથરે છે તેમ રાષ્ટ્રસેવક તૈયાર કરનારી કેળવણીની સંસ્થાઓએ પોતાના સ્વયંસેવકો દ્વારા આજથી જ સર્વત્ર સ્વયંસેવકોની જાળ પાથરવી જોઈએ. એમાંથી જ સ્વરાજ્યનું તંત્ર ઊભું થશે. છતાં જો આપણે રાષ્ટ્રીય શિક્ષણની મહત્તા ઓળખી હશે તો તે વખતે સ્વરાજ સરકારનું તંત્ર ગોઠવી આપીને આપણે તેથી પણ વેગળા જ રહીશું. રાજ્યકારોબાર કરતાં કેળવણી હમેશ શ્રેષ્ઠ છે. પણ તે વિશે આજે અહીં ચર્ચાને અવકાશ નથી.

સ્વયંસેવકોએ પરોઢિયે ઊઠીને ભક્તિપર અને તેજસ્વી એવાં પરભાતિયાં ગાતાં ગામમાં ફેરી કાઢવી. તે પછી સવારનો આખો વખત સેનાપતિ બાપટની જેમ હાથમાં સાવરણી અને સૂપડું લઈ ગામની સફાઈ કરવામાં ગાળવો. રસ્તાઓ, કૂવાઓ, મંદિરો, ચોરાઓ, લોકોનાં આંગણાં, શૌચકૂપ, કોઢ, તથા બની શકે તો ઘર પણ સાફ કરવાં. ભોજન પછી સ્વાધ્યાય, ગ્રંથપરિશીલન, મનન તથા ખાસ વર્ગો ચલાવવા. તે પછી વણાટ, સુથારી, કલાઈકામ, લુહારકામ — રાષ્ટ્રીય વિદ્યાર્થીઓને આ કામો તો આવડવાં જ જોઈએ — ગામના યુવકોની મદદથી કરવાં. આવી રીતે પ્રત્યક્ષ સેવા કર્યા બાદ લોકો પાસેથી બે ટંકનું ભોજન મેળવવાનો આપણને સ્વાભાવિક રીતે જ હક મળે છે. સાંજનો બધો વખત પ્રૌઢ છોકરાઓને વિજ્ઞાન આદિના પ્રયોગ કરી બતાવવામાં, ઉદ્યોગ તથા કસરતનાં કામ કરવામાં, સભા ભરાવવામાં અને બીજાં કામોમાં સહેજે પૂરો થવો જોઈએ.

આ રીતે દરેક રાષ્ટ્રીય કેળવણીની સંસ્થા સમાજની પ્રત્યક્ષ સેવા કરતી થાય તો કેળવણી વ્યવહારુ, ધાર્મિક અને તેજસ્વી થશે; સાહિત્યચર્ચાના વંધ્યાવિલાસમાંથી

તે મુક્ત થશે અને નવી નવી વસ્તુઓ સૂઝશે. સ્વરાજમાં લોકો પાસેથી ઉઘરાવાતા કરવેરાનો મોટો ભાગ ત્યાં ને ત્યાં સ્થાનિક કામોમાં વપરાશે. મધ્યવર્તી સત્તાના હાથમાં ચોથાઈ કરતાં વધારે નહીં જાય. આમ થશે ત્યારે આજે જેમ કાર્યકુશળ માણસો બધા શહેરોમાં ભેગા થઈ અરસપરસ સ્પર્ધા કરતા દેખાય છે તેમ તેઓ કરશે નહીં. આકાશમાંથી પડનારા વરસાદની જેમ કાર્યકુશળતા બધે ફેલાશે અને લોકોમાં શક્તિ આવશે.

આપણે જાણવું જોઈએ કે રાષ્ટ્રીય શિક્ષણનું હવે પછીનું કામ ગામડાંઓમાં જ હશે.

બંગાળી, હિન્દી, ગુજરાતી અને મરાઠી આ ચાર ભાષાઓનો સંબંધ એટલો નિકટનો છે કે શિક્ષકે આ ભાષાનાં પુસ્તકોના અનુવાદોની અપેક્ષા રાખવી નહીં. આ ચાર ભાષાઓમાંનાં પુસ્તકોના અનુવાદ કરવામાં જે વખત જાય અને ખરચ થાય તેનો વિચાર કરતાં દરેક જણે તે ભાષાઓ કામ પૂરતી શીખી લેવી એ ઈષ્ટ ગણાય. આ માર્ગ જ વધારે સહેલો અને હિતકર છે.

પાઠ્યપુસ્તકોની સંખ્યા જેમ વધતી જાય છે તેમ અધ્યાપકોનું જ્ઞાન વધારે ઉપરચોટિયું થતું જાય છે. સરકારે પાઠ્યપુસ્તકો માટે કમિટીઓ નીમી એટલે આપણે પણ તેમ કરવું એમાં લાભ નથી. પાઠ્યપુસ્તકોની જરૂર નથી એમ હું કહેવા માગતો નથી; પણ તે સૂત્રરૂપે હોવાં જોઈએ. બધી જાતનો વિસ્તાર તો વિદ્વાન અને કુશળ શિક્ષકે વર્ગમાં જ કરવો ઘટે.

પુસ્તકિયા માહિતી ભેજામાં ઠાંસી પરીક્ષા માટે 'ગોખો અને ઓકો'નું સૂત્ર ચલાવવાથી રાષ્ટ્રને ભાગ્યે જ લાભ થવાનો છે. હવે પછી આપણે પ્રયોગાત્મક અને ઔદ્યોગિક જ્ઞાન વધારે ને વધારે આપવું જોઈએ. પ્રત્યક્ષ જોઈને, નિરીક્ષણ કરીને, પ્રયોગ તથા પરીક્ષણ કરીને નવું નવું જ્ઞાન મેળવવું જોઈએ. મેળવેલા જ્ઞાનનો પ્રચાર પણ એ જ પદ્ધતિથી કરવો જોઈએ.

ભૌતિકશાસ્ત્રના પ્રયોગોની સાથે સાથે સામાજિક શાસ્ત્રોમાં પણ પ્રયોગો કરવાના દિવસો હવે આવ્યા છે. વિજ્ઞાનવીરો જેટલી જ સમાજવીરોની હવે જરૂર ઊભી થઈ છે. સમાજહિતૈષી લોકોએ ધ્યાનને પણ શિક્ષણમાં સ્થાન આપવું જોઈએ.

પુસ્તકો અને વૃત્તપત્રીય ચર્ચાને કારણે સમાજમાં વાક્પાટવ વધ્યું હોય તો પણ કલ્પકતા અને સૂઝનું પ્રમાણ ઘટ્યું જ છે. હિકમતી લોકોની ઉપયોગિતા વધી છે ખરી પણ હજી તેમને સમાજમાં પ્રતિષ્ઠા બહુ ઓછી છે. આવા લોકો સાથે સમાનતાનું વર્તન રાખીને તેમનામાં જવાબદારીનું ભાન અને ખાનદાની આણવાં જોઈએ. શિક્ષક જો સમાજસેવક થાય તો જ આ બધું શકય થાય.

પાઠ્યપુસ્તકો કરતાં પ્રમાણગ્રંથોની આવશ્યકતા વધારે છે. શિક્ષકોના જ્ઞાનનો વિસ્તાર વધે એ તેથીયે વધારે જરૂરનું છે. તેમનાં વ્યાખ્યાનોમાં અલ્પાક્ષરતાની સાથે સંગીનતા આવે એ આવશ્યક છે. બધી માહિતી પુસ્તકોમાંથી ખોળવાની ટેવને કારણે આપણી બુદ્ધિ એક રીતે પરોપજીવી થઈ ગઈ છે. પોતે માહિતી ભેગી

કરી તેનું મંથન કરી તેમાંથી સિદ્ધાન્તો તારવી કાઢવા ઈત્યાદિ મૌલિક કામો વધારે મહત્ત્વનાં છે એ ઓળખીને શિક્ષક અને વિદ્યાર્થી — બન્નેએ તે દિશામાં પ્રયત્ન ચલાવવા જોઈએ બલકે સમાજસેવા કરતાં કરતાં આ બધું થઈ શકે તેમ છે. પાઠ્ય-પુસ્તકોની સમિતિ નીમવા કરતાં બધા રાષ્ટ્રીય શિક્ષક તથા વિચારકોની મિજલિસ જેવું એકાદ માસિક જો ચલાવવામાં આવે અને તેમાં જો ઉપર કહ્યા મુજબ સંગીન ચર્ચા જો ચલાવાય, વિચારની આપ-લે કરાય તો તે રાષ્ટ્રીય શિક્ષણ તથા રાષ્ટ્રીય ઉદ્ધારને વધારે ઉપયોગી નીવડે. હાલ ચાલતાં માસિકોમાંથી જ જો એકાદ આ કામ ઉપાડી લે તો વધારે સારું. તેથી કંઈ નહીં તો લોકો ઉપર એક વધારે સામ-યિકનો બોજો નાખવાના પાપમાંથી તો આપણે બચીશું જ!

પતિવ્રતાની પતિનિષ્ઠાની જેમ માણસના આખા જીવનમાં ધ્યેયપરાયણતા દેખાવી જોઈએ. જ્યાં ધ્યેયનિષ્ઠા છે ત્યાં દીક્ષાપુનિત જીવન દેખાય જ. મનની મોટાઈ, હૃદયની ઉદારતા; વિષયને વીંધી જાય એવી દૃષ્ટિ તથા અખંડ ઉદ્યોગ ત્યાં દેખાવાં જ જોઈએ. ધ્યેય સિવાયની બીજી બધી વસ્તુઓ વિશે ઉદાસીનતા, અથવા વિરક્તિ ત્યાં સ્વાભાવિક થયેલાં હોય. ધ્યેયવાદના નિંદકો સહેલાઈથી ટીકા કરી શકે તેટલા જ માટે કહું છું કે, "મારું કાર્ય પાર પડશે જ, અને મારા કાર્યથી જ દુનિયાની બધી આપત્તિઓનો નાશ થશે એવો અંધ વિશ્વાસ હોય ત્યારે જ એ ધ્યેયવાદ એવા આંધળાઓને સુરદાસની દિવ્ય દૃષ્ટિ બક્ષે છે."

સત્યનિષ્ઠાના દુનિયાભરના બધા અપવાદો ભેગા કરીએ તોપણ જેવી રીતે असत्यं हि परो धर्मः એમ આપણે પુરવાર ન કરી શકીએ, તેવી જ રીતે ધ્યેયવાદીની ભૂલો બતાવવામાં એક પેઢીની આવરદા ગાળીએ તોપણ ધ્યેયશૂન્યતાથી ઉન્નતિ થાય છે એમ આપણે સિદ્ધ કરી શકવાના નથી.

ધ્યેયનિષ્ઠા ગુમાવી બેસી પરદેશમાંથી આવતા દરેક તાજા વિચારના અનુયાયી બનીને આપણો આરો આવવાનો નથી. બીજી બાજુએ જૂના લોકો સર્વજ્ઞ હતા; તેમણે અનંત કાળની વ્યવસ્થા કરી મૂકી છે; તેમણે આંકી આપેલા માર્ગની બહાર જઈ પ્રયોગ કરવાનું કારણ નથી; સ્વતંત્રપણે જે પ્રયોગ કરે તે દ્રોહી, આવી વૃત્તિ પણ તેટલી જ ઘાતક છે. જ્ઞાનેશ્વર અને સમર્થ રામદાસ, તુકારામ અને એકનાથ, લોકમાન્ય અને વિજાપુરકર, હરિભાઉ આપ્ટે અને ગડકરી, અરવિંદ ઘોષ અને ગાંધીજી વગેરેના સંપ્રદાયો જ આપણે ચલાવીએ; તેમના વચનની બહાર આપણાથી ન જ જવાય એવી સાંપ્રદાયિકતા આપણે કેળવણીએ તો રાષ્ટ્રીય કેળવણીનું કામ કરવાને આપણે નાલાયક ગણાઈએ. વિકાસ અને વિસ્તાર, પ્રયોગ અને તોલન અહર્નિશ ચાલુ રહેવાં જ જોઈએ. રાષ્ટ્રીય શિક્ષણના મૂળમાં કઈ વસ્તુ જરૂરની છે તે બતાવવા માટે જ મેં આટલી ચર્ચા કરી છે. આ વિષયાન્તર થયું છે એમ તો આપ નહીં માનો એવી આશા રાખું છું.

# ખંડ ૩ : કેળવણીનાં કેટલાંક અંગો

## ધાર્મિક કેળવણી

પ્રાચીન કાળના વૈદો જમાનાઓ સુધી મથીને શોધતા હતા કે બધાં દરદોનું એક જ ઓસડ મળે કે કેમ? પૌરાણિક કવિઓને આવું ઓસડ મળ્યું ખરું. પણ તે કલ્પનામાં જ રહ્યું અને વૈદો તો ન જ ફાવ્યા. આજના જમાનામાં કવિઓને નહીં પણ સમાજસેવકોને તમામ સામાજિક દરદોનું એક ઓસડ મળી ચૂક્યું છે. સમાજને ગમે તે થતું હોય, ગમે તે જોઈતું હોય અથવા ગમે તે ટાળવું હોય, ઈલાજ એક જ છે — સંસ્થા કાઢો! દેશમાં પરરાજ્યે ઘર ઘાલ્યું છે? કાઢો સંસ્થા. સંગીતની ઉન્નતિ નથી થતી? કાઢો સંસ્થા. વિધવાઓને પરણાવવી છે? કાઢો સંસ્થા. દેશને યુરોપની હારે બેસાડવો છે? કાઢો સંસ્થા. સાહિત્યની વૃદ્ધિ કરવી છે? કળા ખીલવવી છે? લોકોની તંદુરસ્તી સુધારવી છે? શત્રુઓને મિત્ર કરવા છે? લડાઈઓ ટાળવી છે? હિંદુમુસલમાનને એક કરવા છે? દેશી રાજ્યો સુધારવાં છે? કવિઓ ઉપજાવવા છે? બહાદુરી કેળવવી છે? વેપાર વધારવો છે? ઈલાજ એક જ છે — ફંડ કરો અને સંસ્થા કાઢો. કાઢેલી સંસ્થાઓ ટકતી નથી, અલ્પજીવી થાય છે, નિઃસત્ત્વ બને છે, એદી થાય છે, તો એનો ઈલાજ પણ એ જ કે સંસ્થાસુધારક સંસ્થા કાઢો. આજના જમાનાને સંસ્થાઓ કાઢવાની લહે લાગી છે તે સુધારવી છે? તો એને માટે પણ એક ખાસ સંસ્થા કાઢચે છૂટકો. આજનો યુગ જ સંસ્થાયુગ છે.

કેટલીક સંસ્થાઓ ઈશ્વરે જ નિર્માણ કરી છે. આપણું શરીર એક અદ્‌ભુત સંસ્થા છે. આપણી લાગણીઓ બીજી સંસ્થા. કુટુંબ એ મર્ત્યલોકની મોટામાં મોટી અમર સંસ્થા છે. અને માનવસમાજ — હરીફાઈ, કાવતરાં, ખૂન અને લડાઈઓ કરનાર માનવસમાજ એ પણ ઈશ્વરની માયા જેટલી જ ગૂઢ અને વિરાટ સહકારી સંસ્થા છે. જ્યારે માણસ આ સંસ્થાઓને બરાબર ચલાવી શકતો નથી અથવા એમની મારફતે પોતાના મનોરથ સાધી શકતો નથી ત્યારે તે અનેક કૃત્રિમ સંસ્થાઓ ઊભી કરે છે. માણસની સંસ્થાઓ ગમે તેટલી સુંદર હોય તોયે તે એકાંગી અને અદૂરદૃષ્ટિ જ રહેવાની. જહાજ ડૂબતું હોય ત્યારે બધાંનો વિચાર છોડી દઈ જેમ થોડાક લોકો હોડી ઉતારી જહાજથી જુદા પડે છે, અથવા રેલવે સ્ટેશન પરની ટિકિટબારી આગળની ભીડથી અકળાઈ ખાનગી વ્યવસ્થાથી ઝટ ટિકિટ મેળવવાની કેટલાક લોકો પેરવી કરે છે, તેના જેવી જ માનવી સંસ્થાઓની સ્થિતિ હોય છે.

શ્રીકૃષ્ણે પણ દ્વારકા ડૂબતી વખતે નારદ અને ઉદ્ધવ જેવા ભક્તોને દ્વારકા બહાર કાઢ્યા હતા.

આવી જ રીતે માણસને ભવસાગરમાંથી બચાવવા માટે ધર્મ એ એક સંસ્થા યોજેલી છે. ક્ષિતિજમાં જેમ આકાશ અને પૃથ્વી એક થાય છે તેમ ધર્મમાં ઈશ્વર અને માણસનો સંયોગ થાય છે. ધર્મ એ સનાતન સંસ્થા ઈશ્વરે પેદા કરી છે, પણ એનો વહીવટ માણસના હાથમાં સોંપેલો છે. માણસમાં જેમ દેવ અને અસુર ભળેલા છે, શરીરમાં જેમ જડ અને ચેતનનો કફોડો સંસાર ચાલે છે, તેવી ધર્મની પણ દશા છે. છેલ્લા પંચવાર્ષિક યુદ્ધમાં લક્ષાવધિ લોકોનો સંહાર કર્યા પછી પણ જેમ યુધ્યમાન રાષ્ટ્રો પોતે શા માટે લડતાં હતાં એ નક્કી ન કરી શક્યાં, તેમ મનુષ્ય-જાતિની આટલી ઉંમરે પણ ધર્મનું સ્વરૂપ શું છે એ આપણે ચોક્કસ કહી શકતા નથી. સુખની વ્યાખ્યાઓ જેમ વ્યક્તિ અને પરિસ્થિતિ પરત્વે ભિન્ન ભિન્ન હોય છે તેમ ધર્મના સ્વરૂપ વિશે પણ છે. અનેક રીતે ધર્મનું રહસ્ય લક્ષણબદ્ધ કરીએ તોયે કાંઈક રહી જ જાય છે. અને છતાં એ ધર્મનો લોભ છોડાતો નથી.

આવા ધર્મ વિશેની કેળવણી છાત્રાલય જેવી કૃત્રિમ અને અપરિપક્વ સંસ્થા મારફતે કઈ રીતે અપાય એ સવાલ ચર્ચવાનું મારે માથે આવ્યું છે.

લોકોને બની શકે તો ઈશ્વરનું દર્શન કરવું છે, પણ મોક્ષ નથી જોઈતો. મોક્ષ જો મરણ જેટલો વહેલો અને સહેલાઈથી મળી શકત તો મને લાગે છે, લોકો મોક્ષથી પણ મરણ જેટલા જ ડરી જાત. ધર્મ વિશે પણ એવું જ છે. લોકોને સાચી ધાર્મિકતા નથી જોઈતી. તેમને વિશિષ્ટ ધર્મનો સ્વીકાર, પ્રચાર અને બાહ્ય આચાર જોઈએ છે. ઈશ્વરભક્તિ કરતાં ધર્માભિમાનની કિંમત વધારે ગણાય છે. કલાલ જેમ દરેક જણને પોતાના પીઠા તરફ ખેંચે છે તેમ ધર્માભિમાની લોકો પોતાની માન્યતા અને આચાર તરફ લોકોને ખેંચે છે. પણ 'શરાબે શોખ' તો ન મળે કલાલ પાસે કે ન મળે દારૂબાજ પાસે. દરેક જણ અમસ્તો નશાનો ડોળ કરી ફરે છે.

આવી સ્થિતિમાં ધાર્મિક કેળવણી કોણ કોને આપે? કૂવામાં હોય તો જ હવાડામાં આવેને?

ત્યારે શું દુનિયામાં ધાર્મિકતા રહી જ નથી? એમ તો ન જ કહેવાય. આ આખું જગત ધાર્મિકતા ઉપર જ નભે છે અને તેથી જગત ચાલે છે ત્યાં સુધી ધાર્મિકતાનો સાવ લોપ થયો છે એમ ન જ કહેવાય. ધાર્મિકતા મરી નથી ગઈ, પણ ગૂંગળાઈ ગઈ છે. શાથી? અધર્મથી નહીં, પણ ધર્મથી જ. ધાર્મિકતા સાચવવા માટે માણસે બનાવેલાં 'ધર્મ' નામનાં કલેવરોમાં ધાર્મિકતા ગૂંગળાઈ ગઈ છે. તેથી જ એનો પ્રચાર કરવો મુશ્કેલ પડે છે. આજે ધાર્મિક કેળવણીનો સવાલ છેડો કે પ્રશ્ન ઊઠે છે, કયા ધર્મની કેળવણી? કઈ જાતની કેળવણી? માન્યતાઓની કેળવણી કે આચારની કેળવણી? કે સિદ્ધાંતની કેળવણી? આટલા બધા ધર્મો પડ્યા છે તેમાંથી કયો ધર્મ સાર્વજનિક ગણવો? કયો આચાર સર્વમાન્ય કહી

શકાય? હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે ભેદો તો છે જ. દરેક ધર્મમાં પાર વગરના પંથો છે. દરેકનો આચાર જુદો. બધા ધર્મોનો દૃઢભાજક કાઢી સામાન્ય ધાર્મિક કેળવણી આપવા જઈએ તો અસંખ્ય સંખ્યાઓમાં જેમ સર્વ-વ્યાપી અને નિરુપદ્રવી એક (૧) એ જ દૃઢભાજક નીકળે છે, તેમ બધા ધર્મોમાંથી કાંઈક સામાન્ય તત્ત્વ નીકળે તો તે અલૂણું જ લાગવાનું.

આત્મા, પરમાત્મા, ઈહલોક, પરલોક, પુનર્જન્મ, કયામત વગેરે ઝઘડા છોડી દઈ એકલી સજ્જનતાની, ભલાઈની કેળવણી આપીએ એટલે બસ; નીતિશિક્ષણમાં બધું ધાર્મિક શિક્ષણ આવી ગયું એવું સૂત્ર ગયા જમાનામાં બહુ લોકપ્રિય હતું. પણ તે ઝાઝું ટક્યું નહીં. એકલી નીતિ બસ નથી એમ કેટલાક કહેવા લાગ્યા, જ્યારે કેટલાક 'મુક્ત' પુરુષો જોરથી કહેવા લાગ્યા કે 'નીતિનીયે જરૂર નથી. નીતિ એટલે શું? અમુક વહેમી લોકોની દુર્બળ માન્યતાઓ. રસપૂર્વક જીવવું અને જીવનનો લહાવો લેવો અને નાનાંમોટાં પરાક્રમ કરી પ્રતિષ્ઠા મેળવવી એમાં જ જીવનનો સાર આવી જાય છે.'

ધર્મ ગયો, નીતિ ગઈ, અને એને ઠેકાણે કલા આવી છે. કલાના હિમાયતીઓ કલાવંત થવામાં જ જીવનની સાર્થકતા છે એમ માનવા અને કહેવા લાગ્યા છે. જ્યારે બીજી બાજુએ કેવળ નીતિના હિમાયતીઓ પીનલ કોડની કલમોમાં સપડાવું નહીં એટલી જ નીતિની સીમા બસ છે એમ વ્યવહારમાં માનવા લાગ્યા છે. 'ધાર્મિક કેળવણીના ઝઘડામાં આપણે ન ઊતરીએ, કેવળ નીતિનું શિક્ષણ પૂરતું છે. તેમાં વળી નીતિનું શિક્ષણ ઉપદેશ દ્વારા આપવા જતાં તે નીરસ અને દંભી થાય છે. માટે શિક્ષકનું આચરણ એ જ વિદ્યાર્થી માટે નીતિનું શિક્ષણ ગણાવું જોઈએ. સંસ્થાના ચાલકોએ શિક્ષકની નિમણૂક કરે ત્યારે એનું ચારિત્ર્ય આદર્શરૂપ છે એની ખાતરી કરેલી હોવી જોઈએ. પણ ચાલકોએ તો એની નીતિમત્તા સામે વિરોધી પુરાવો નથી ત્યાં લગી એ ચારિત્ર્યશીલ સજ્જન છે એમ માનવું જ જોઈએ. તેમાં માણસની માન્યતાઓ અને ખાનગી વહેવાર એ તો એનો અંગત સવાલ છે. જેને મુક્ત કેળવણી મળી છે તે તો દરેક આદર્શ વિશે તત્ત્વત: સાશંક જ રહેવાનો અને જો નીતિ, ધૈર્ય અને નિખાલસપણાની આપણને કદર હોય તો દરેકને પોતાના વિચારો જાહેર કરવાનો અને તેનો પ્રચાર કરવાનો હક આપ્યે જ છૂટકો. હવે મુક્ત વિદ્વાનની દૃષ્ટિએ નીતિ અને અનીતિ એ તો લોકોએ તે તે કાળ માટે સગવડ ખાતર ગોઠવેલો વિવેક છે. બહુ બહુ તો અનીતિને એક જાતની માંદગી ગણો. અનીતિમાન માણસ તિરસ્કારને લાયક નથી, સહાનુભૂતિને પાત્ર છે. દબાણ અને મતાગ્રહ તો આ જમાનામાં ન જ ચાલવાં જોઈએ. કુદરતની પ્રેરણાઓ જેવી છે તેવી જ સમજીને, જે છે તે સારા સારુ છે એવી શ્રદ્ધા કેળવવી જોઈએ.' આ થઈ કેવળ નીતિશિક્ષણમાં માનનારની આજની વાસ્તવિક દશા. વિવેચન વખતે ભલે આ ચિતાર સામે ઘણા વાંધો ઉઠાવે પણ સરવાળે પ્રત્યક્ષ તો આ જ નિષ્કર્ષ નીકળે છે.

ધાર્મિક કેળવણીમાં માનનારા સજ્જનો; જૂના કે નવા, આગ્રહી કે ઢીલા, કોઈ પણ પંથને જ વળગે છે. તેમને ત્યાં તાત્ત્વિક સિદ્ધાંતોનો રસમય કે નીરસ ઊહાપોહ નિત્ય નૈમિત્તિક ચાલવાનો. પણ એ સિદ્ધાંતોનું અનુશીલન કઈ રીતે કરાવાય? આચારમાં તો બાહ્યાચારનું જ પાલન નિયમબદ્ધ કરી શકાય અને તપાસી શકાય. આ સ્થિતિમાં જેમનો બાહ્યાચાર સમાન ગણાયો છે તેટલા જ લોકો એકત્ર રહે એ અપરિહાર્ય થઈ પડે છે. આમાંથી કોમી સંસ્થાઓ જન્મ લે છે. ત્યાં પણ નવી મૂંઝવણ ઊભી થાય છે. સ્વતંત્ર વ્યક્તિઓનો આચાર સ્વતંત્ર હોય. પણ સંસ્થાબદ્ધ ગુરુશિષ્યોનો આચાર કોમ નક્કી કરે તે જ રહેવો જોઈએ. અને જેમ હિંદુ જીવનનો ઉત્કર્ષ થાય તોયે હિંદુ કાયદામાં ફેરફાર ન થઈ શકે, તેમ કોમી સંસ્થાઓમાં કોમનાં શાસ્ત્ર પ્રમાણે જ આચાર ચાલે એમ સ્વીકારવું પડે છે. દાંભિકતા, કૃત્રિમતા અને બાહ્ય દેખાવ એ જો પછી દેખા દે તો તકરાર કેમ કરાય?

આજની ન્યાતો ફક્ત પરણવાની સગવડ કે મર્યાદા ઉપર આવીને બેઠી છે. ખાનપાનનો અને બાહ્યાચારનો આગ્રહ પણ ઘણો ઢીલો થયો છે. પરણવાની આવશ્યકતાથી ઉત્પન્ન થયેલું પરસ્પરાવલંબન એનું નામ તે આજની ન્યાત. આવી ન્યાતો શાસ્ત્રધર્મ કે ચારિત્ર્યધર્મ કરતાં ટોળાધર્મને જ વધારે મહત્ત્વ આપે છે. પરસ્પર સ્વાર્થ સાચવવો, પરસ્પર દોષોનો ઢાંકપિછોડો કરવો, એકબીજાને ત્યાં અને ખાસ કરીને ન્યાતજમણમાં જમવાનો હક ધરાવવો, ટોળા બહારના લોકો કરતાં ટોળાના લોકોને વધારે પસંદ કરવા, તેમના પ્રત્યે ક્ષમ્ય કે અક્ષમ્ય પક્ષપાત બતાવવો, ટોળાના જ ઉત્કર્ષ પૂરતી દૃષ્ટિ સંકુચિત રાખવી, ન્યાયનીતિનો વિચાર છોડી ટોળામાંની વ્યક્તિનું ઉપરાણું લેવું, અને ટોળા બહારના માણસનો સવાલ આવે ત્યારે અંદર અંદરના કજિયાકંકાસ ટોળાના હિતનો વિચાર કરી મોળા પાડવા, એનું નામ તે ટોળાધર્મ.

આવી ટોળાધર્મી ન્યાતોમાં ધાર્મિક કેળવણીનો શો અર્થ થતો હશે અને તે કઈ રીતે અપાતી હશે એની ચર્ચામાં ક્યાં સુધી ઊતરીએ? રગેરગમાં ટોળાધર્મ અને મોઢામાં આચારધર્મ, એ જો સમાજનું સ્વરૂપ હોય તો કેળવણીમાં પણ એનું જ પ્રતિબિંબ દેખાવાનું.

જમવા કરવાની સગવડ ખાતર, સંકુચિત દાનની સગવડ ખાતર અને કન્યાઓ માટે હોશિયાર જમાઈ શોધવાની સગવડ ખાતર કોમી છાત્રાલયોની સ્થાપના થઈ. એમાંથી કોમી સ્કૉલરશિપો શરૂ થઈ. સ્વાર્થ અને અભિમાન વધતાં કોમી વિદ્યાલયોની જરૂર જણાઈ; અને આખરે એમાં સંસ્કૃતિનો વિચાર ભળવાથી કોમી વિદ્યાપીઠો પણ સિદ્ધ થઈ ચૂકી.

આ 'ધાર્મિક' પ્રવાહમાં ધાર્મિકતા બિચારી ક્યાં તણાઈ ગઈ હશે તેની એને જ ખબર. છતાં જો ધર્મ એટલે જીવન વિશેની ઉદાત્ત અને નિશ્ચિત દૃષ્ટિ એમ હોય તો કેળવણીનું એકેએક અંગ ધર્મથી જ પ્રાણિત થવું જોઈએ, એ વિશે બે મત

હોઈ ન શકે. કેળવણીનો ઉદ્ભવ જ ધાર્મિક દૃષ્ટિમાંથી છે એમ કહીએ તો ચાલે. આજની લૌકિક ગણાતી કેળવણી પાછળ પણ લોકાયતિક (ચાર્વાક) કે બીજો કોઈ ઐહિક ધર્મ છે જ.

ત્યારે ધાર્મિક કેળવણી કઈ રીતે અપાય? ધર્મોમાં જ્યારે ધાર્મિકતા ફરી જાગશે અને ધર્માભિમાની લોકોમાં જ્યારે ધર્મનિષ્ઠા ઉદય પામશે, એટલે કે જ્યારે વ્યક્તિઓ ધર્મપરાયણ થશે ત્યારે જ ધાર્મિક કેળવણી શકય થશે. ગુલાબની કે ચંપાની સુવાસ કઈ રીતે ફેલાવાય એની ચર્ચા કોઈ કાળે કરવી પડી છે?

મનુસ્મૃતિમાં એક વચન છે:

अन्ये कृतयुगे धर्माः त्रेतायां द्वापरेऽपरे ।
अन्ये कलियुगे नृणां युगह्रासानुरूपतः ॥

એ ન્યાયે આજના જમાનાનો અને આપણા દેશનો એક સાર્વવર્ણિક ધર્મ હોવો જોઈએ. એ જો હાથ આવે તો ધાર્મિક કેળવણીનો માર્ગ કંઈ સૂઝે ખરો. જેમ કેટલાક રાષ્ટ્રપુરુષો ખાદીમાં રાજકારણ અને સ્વરાજ જોઈ શકતા નથી તેમ કેટલાંક જીવનવ્યાપી તત્ત્વોમાં ઘણા લોકો ધર્મ જોઈ શકતા નથી. ઉદ્યમ એ એક એવું તત્ત્વ છે. આળસુ માણસ પોતાનો ઉત્કર્ષ ખોઈ બેસે છે અને સમાજનો દ્રોહ કરે છે એટલું તો કાંઈક સ્વીકારાય છે. પણ આળસ એ છઠ્ઠું મહાપાતક છે એ હજી આપણે નથી સમજી શકતા. આળસ એ અસત્ય, દંભ, ઈર્ષા, દ્રોહ અને હિંસાની જનની છે એ વાત વિચારજાગ્રત આળસુ માણસ, અને જેને એવાઓ જોડે પ્રસંગ પડે છે તે સમજી શકે છે. છાત્રાલયોમાં કે વિદ્યાલયોમાં જો ઉદ્યમનું વાતાવરણ હોય, વિચારજાગૃતિ, કાર્યદક્ષતા અને નિયમિતપણાનું વાતાવરણ હોય તો ધાર્મિક કેળવણીનો પાયો મજબૂત થયો એમ કહી શકાય.

બીજું એવું જ તત્ત્વ તે જીવનનો ઉત્સાહ. જીવન એ કર્મભૂમિ છે, એમાં આખર સુધી પુરુષાર્થ કરવાનો છે એવી દૃઢ ભાવના તે ઉત્સાહ. નિરાશા, જડતા, અકર્મણ્યતા, 'ચાલવા દો મારા ભાઈ'વાળી વૃત્તિ એ આજે જ્યાં ત્યાં દેખાય છે. માણસ ધૂર્ત હોય તો આને સાત્ત્વિકતા, સાધુતા અને પરમાર્થપરાયણતાનું સ્વરૂપ આબાદ આપી શકે છે. ઈશ્વરને શરણ ગયાનો ડોળ કરી માણસ નસીબને શરણ જઈ શકે છે. આ અધાર્મિકતા વિશેષે કરીને આપણા સમાજમાં ફેલાયેલી છે. તેથી જ ચારિત્ર્યભ્રષ્ટ લોકો પણ કહી શકે છે કે 'અમે ધર્મમાં નથી માનતા. ધર્મ એટલે દંભ અસમર્થો ભવેત્સાધુઃ ।' છાત્રાલયો અને વિદ્યાલયો જો ઉત્સાહનું વાતાવરણ બાંધી શકે તો ઘણાં પાપોને ત્યાં રહેવું જ મુશ્કેલ થઈ જાય.

સ્વાશ્રય એ ધાર્મિકતાનું વજ્રકવચ છે. સ્વાવલંબન એ આત્માનો ખોરાક છે. એને અભાવે એકલો આપણો દેશ નહીં પણ આખો મનુષ્યસમાજ હીનદીન થયો છે. પ્રેમ અને સ્વેચ્છા-સહકારથી ઉત્પન્ન થતું પરસ્પરાવલંબન એ શુદ્ધ સ્વાવલંબન જ છે. એ તો આપણે ત્યાં પહેલાં હતું તેના કરતાં ઓછું થતું જાય છે. બાકી જે છે તેને ગમે તે નામ આપો, નર્યું પરાવલંબન જ છે. જમતી વખતે મળવા

આવેલા એક અતિ શ્રીમંત ભાઈને જમવા બેસી જવા કહેતાં એને અપમાન જેવું લાગ્યું. એને થયું કે એની પ્રતિષ્ઠા હણાઈ, એનો મોભ્ભો ન સચવાયો. પણ એને એ વખતે એટલું સ્મરણ ન રહ્યું કે એની દોલત તે દહાડે આઠ-બાર આના મેળવનાર કુટુંબવત્સલ મજૂરોનાં ભાણાંમાંથી અર્ધી અર્ધી રોટલી પડાવીને મેળવેલી છે. સ્વાવલંબનની પ્રતિષ્ઠા એ ક્યાંથી જાણે?

પોતાની વૃત્તિઓ પર કાબૂ મેળવવો, પોતાની શુદ્ધ માન્યતા પ્રમાણે વૃત્તિઓ ચાલે એવી રીતે એમને દોરવી એમાં મુખ્ય ધાર્મિક કેળવણી આવી ગઈ. માણસની જેટલી સ્વાભાવિક વૃત્તિઓ હોય છે તે બધી જ શુભ હોય છે એમ ન કહી શકાય. આજના વિકારી જમાનામાં વૃત્તિઓનું સ્વાભાવિકપણું પણ રહ્યું નથી. અસ્વાભાવિક વૃત્તિઓ માયોપિયાની પેઠે એટલી બધી ફેલાઈ છે કે હવે એમને પણ સ્વાભાવિક ગણાવું પડે છે, અસ્વાભાવિક કે અકુશલ વૃત્તિઓનો દોર ઓછો થાય એવો પ્રયત્ન કર્યા વગર જીવનનો ઉત્કર્ષ થવાનો નથી. વૃત્તિઓ એટલી બધી માયાવી હોય છે કે સીધી રીતે એમની સામે થઈએ અથવા એમને હણવા મથીએ તો આપણે હમેશાં ફાવી શકીએ એવી ખાતરી ન અપાય. વૃત્તિઓ તરંગી પવનના જેવી છે. એમનો વેગ કે એમની દિશા નક્કી હોતાં નથી. આવા પવન પાસેથી મદદ લઈ હોશિયાર ટંડેલની પેઠે પોતાનું જહાજ ધારેલા બંદર તરફ લઈ જવું જોઈએ. પવન એક બાજુનો હોય તો ટંડેલ સઢ એવી રીતે ફેલાવે છે કે પવનના વેગમાંથી જેટલો ભાગ પોતાના આદર્શને અનુકૂળ હોય તેટલો જ વપરાય છે અને જેટલો ભાગ બાધક હોય તેને જહાજનું મજબૂત પડખું પોતાની અંદર સમાવી દે છે. વૃત્તિઓનું એવું જ કરવું પડે છે. આને માટે ચોક્કસ દિશાનો ખ્યાલ તો પ્રથમ હોવો જોઈએ. વૃત્તિના વેગનું સ્વરૂપ અને પ્રમાણ ધ્યાનમાં આવવું જોઈએ. વૃત્તિનું પૃથક્કરણ કરવા માટે કેળવાયેલી બુદ્ધિનો સઢ આપણી પાસે હોવો જોઈએ. અને ત્યાર પછી દૃઢતાથી રસ્તો સાચવવા માટે ધૈર્ય અને ધીરજ જોઈએ છે. એ જો કોઈ કેળવી શકે તો તે માણસ ધાર્મિક કેળવણીનો આચાર્ય થયો. યુવાવસ્થામાં વિદ્યાર્થીની બધી શક્તિઓ ખીલે, એને દુનિયાનો મર્યાદિત પણ યથાર્થ અનુભવ થાય એ જરૂરનું છે. પણ જીવવું એ કાંઈ રમતવાત નથી. એ મોટામાં મોટો પુરુષાર્થ છે. એને માટે વૃત્તિઓ શુદ્ધ અને મક્કમ હોવી જોઈએ. આ હૃદયબળ કે ચારિત્ર્યબળ કેળવવામાં જે મદદ કરે તે વિદ્યાર્થીનો પરમ હિતકર્તા છે. છાત્રાલયોમાં મોળું, ઢીલું અને અવ્યવસ્થિત વાતાવરણ રાખવાથી ચારિત્ર્યનો મુખ્ય ભાગ જ હણાય છે. ઉપનિષદોમાં કહ્યું છે તેમ:

> शुभाशुभाभ्यां मार्गाभ्यां वहन्ती वासनासरित् ।
> पौरुषेण प्रयत्नेन योजनीया शुभे पथि ॥

આમાં બધી ધાર્મિક કેળવણી આવી ગઈ.

ભગવદ્ગીતામાં જ્ઞાન શબ્દની વ્યાખ્યા આપેલી છે તે તરફ ફરી ફરી ધ્યાન આપવાની જરૂર છે. આજે તો જ્ઞાન એટલે ચોપડીઓમાંથી જે મળે છે તે અથવા

વ્યાખ્યાન દ્વારા જે અપાય છે તે, એવી રૂઢ માન્યતા છે. જ્યારે ગીતા કહે છે: 'ગર્વ ન હોય; દંભ ન હોય; હિંસાવૃત્તિ ન હોય; ક્ષમા સહજ હોય; તમામ વ્યવહારોમાં સરળતા હોય; મુરબ્બીઓની સેવા કરવાની રુચિ હોય; કાયિક, વાચિક, માનસિક સ્વચ્છતા ગમતી હોય; વૃત્તિઓની સ્થિરતા હોય; મનોનિગ્રહ કેળવાયેલો હોય; વિષયો તરફ લોલુપતા ન હોય; અહંકાર મારેલો હોય; જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ અને દુઃખ એ માણસને વળગેલાં જ છે, એમનાથી કાયર થયે આરો નહીં આવે એવો નિશ્ચય હોય; બૈરાંછોકરાં, ઘરબાર વગેરે પરિવારમાં લંપટતા ન હોય; ગમે તેટલો ઉદ્યમ અને પરાક્રમ કરે તોયે કશામાં આસક્તિ ન હોય; લાભ-હાનિથી ચિત્તની સમતા ન બગડતી હોય; ઈશ્વર ઉપરની નિષ્ઠા એકાગ્ર અને અઢળ હોય; એકાંતમાં રહેવાનું એટલે કે અંતર્મુખ થવાનું વધારે પસંદ પડતું હોય; ટોળામાં બેસી બહિર્મુખ થવું પસંદ ન પડતું હોય; આધ્યાત્મિક નિષ્ઠા સ્થિર હોય; અને દરેક પ્રસંગમાં, દરેક પદાર્થમાં અંતિમ તત્ત્વ અથવા રહસ્ય શું છે એ જોવાની ટેવ હોય — આટલું બધું બરાબર કેળવેલું હોય ત્યારે માની લેવું કે જ્ઞાનનો ઉદય થયો છે. આથી ઊલટું હોય તેને ગમે તે નામ આપો, તે અજ્ઞાન જ છે.

આ દૃષ્ટિ જો પસંદ કરીએ અને સ્થિર રાખીએ તો ધાર્મિક કેળવણીનો કોયડો ઘણો સહેલો થાય ખરો. છાત્રાલયોમાં કયા રિવાજો પળાવા જોઈએ એ એટલો મહત્ત્વનો સવાલ નથી. પણ કઈ વૃત્તિથી રિવાજો પળાય છે અને એમાંથી કઈ ભાવના કેળવાય છે અને દૃઢ થાય છે એ જ જોવાની મુખ્ય વાત છે. કોઈ પણ એક એકાંગી તત્ત્વનો આગ્રહ રાખી આચારધર્મ અથવા વ્યવહારશાસ્ત્ર નક્કી કર્યું હોય તો ચાલકોને સંતોષ થાય પણ વિદ્યાર્થીઓનું જીવન ચૂંથાય. સ્વાતંત્ર્ય, સમતા, સ્વયંનિર્ણય, એ બધાં સંપૂર્ણ અને ધાર્મિક તત્ત્વો છે. એમના હાથમાં માનવી જીવન સુરક્ષિત છે. પણ ઘણી વાર માણસને એ તત્ત્વોનું એકાંગી દર્શન થાય છે, અને તેથી જીવનપંથ ઋજુ થવાને બદલે વિષમ થાય છે. કોણ કહી શકે કે અંગ્રેજ પ્રજા સ્વાતંત્ર્યવાદી નથી ? છતાં આપણો અનુભવ કેવો છે ? યાદવાસ્થળી મચાવનાર આઈરિશ લોકો, રશિયાના પ્રજાપક્ષી લોકો, ફ્રાન્સના વિપ્લવવાદીઓ અને યુનાઈટેડ સ્ટેટ્સના દક્ષિણી ગોરાઓ, બધા સ્વાતંત્ર્યવાદી જ ગણાય. મોક્ષધર્મી લોકો અને સ્વચ્છંદવિહારી આસુરી વૃત્તિવાળા લોકો એ બંને સ્વાતંત્ર્યવાદી છે.

જેમ લોટ કેળવીએ છીએ, ચામડું કેળવીએ છીએ તેમ જ ચારિત્ર્ય કેળવવાનું હોય છે. ચામડું કેળવતી વખતે ચામડાના એકેએક રેસામાં પરિવર્તન કરાવવાનું હોય છે. રેસા એક રીતે બંધાયા હોય તો તે બંધન તોડી બીજી રીતે બનૂસની પેઠે રેસાઓ ગોઠવાઈ જાય એમ કરવું પડે છે. લોટ કેળવવામાં પણ પ્રત્યેક કણમાં પરિવર્તન થઈ જાય છે. ચારિત્ર્યની કેળવણીમાં એવી જ રીતે વૃત્તિઓનું આખું ઘડતર બદલવાનું હોય છે. એ વસ્તુ ક્રિયાત્મક છે. પ્રયત્નપૂર્વક અમુક વખત સુધી એની અસર સતત કાયમ રહેવી જોઈએ. ચારિત્ર્ય દૃઢ થઈ ગયું એવી ખાતરી થાય ત્યારે જ નિશ્ચિત થવાય. લોટ કે ચામડું અસહાય હોય છે, જડ હોય છે.

અમુક મહેનત પછી એ કેળવાય જ અને એ કેળવાયા એટલે કેળવાયા. માયાવી વૃત્તિઓનું એવું નથી. ત્યાં તો માણસની બધી બુદ્ધિશક્તિ અને અનુભવ વાપર્યા વગર આરો નહીં આવે.

સાચો રસ્તો પરિણામે ભલે સીધો અને ટૂંકો હોય, પણ એ આકરો તો હોય જ છે. તેથી તેને 'તાત્ત્વિક' અને અશક્ય કહી માણસો કોરે મૂકે છે. 'સંસ્થાની હમેશની પરિસ્થિતિ ધ્યાનમાં રાખી ધાર્મિક કેળવણી આપવાનો કંઈક વ્યવહારુ માર્ગ બતાવો' એવી જ માગણી બધા કરે છે. સંસ્થા એ સંસ્થા જ રહેવાની. પરિસ્થિતિ ઉપર આપણો કાબૂ ન હોય. વિદ્યાર્થીઓ અમુક સંસ્કારો લઈને આવેલા. માબાપો અમુક અમુક વસ્તુઓની અપેક્ષા રાખે. શિક્ષકોમાં કે ચાલકોમાં એકરાગ હતો માટે તેઓ ભેગા થયા એમ પણ ન હોય. સામાન્ય કેળવણી વિશેના આદર્શનો પણ ચોક્કસ ખ્યાલ કોઈને ન હોય. એવી પરિસ્થિતિમાં ધાર્મિક કેળવણીની 'વ્યવહારુ' સૂચના આપવી જોઈએ એ એનો અર્થ થયો. રૂઢ સંસ્થાઓમાં શિક્ષકનો ધંધો મુકાદમ અને ટપાલીનો છે. ઉપરથી — ખાતા તરફથી લખાઈ આવેલા કાર્યક્રમ અને હુકમો પ્રમાણે શાળા ચલાવવી અને મંજૂર કરેલી ચોપડીઓ વિદ્યાર્થીઓના મગજ સુધી પહોંચાડી દેવી એટલું તેમનું કામ. પાઠ્યપુસ્તકોનો અર્થ સમજાવી શકે એ શિક્ષકોની મુખ્ય લાયકાત. અમુક વિષયમાં પ્રવીણ એનો અર્થ ઘણી વાર એટલો જ થાય છે કે એ વિષયની અઘરામાં અઘરી ચોપડીનો અર્થ કરી શકે છે, સાર કાઢી આપી શકે છે અને બે ભિન્ન મત વચ્ચે તુલના કરી શકે છે. આવી પરિસ્થિતિને બંધબેસતી આવે એવી યોજના તે વ્યવહારુ યોજના!

ક્યાં ક્યાં ધર્મતત્ત્વો અથવા કયા કયા ધાર્મિક રિવાજો વિદ્યાર્થીઓને સ્પષ્ટ કરી સમજાવવા અને કયા કયા રિવાજો નિયમસર પળાવવા એ નક્કી કર્યું એટલે વ્યવહારુ સૂચના થઈ ગઈ. આ સ્થિતિમાં માણસ શું સૂચવે?

છતાં આવી સ્થિતિમાં પણ કંઈક સૂચવવાની જરૂર તો ખરી જ. આજનો જમાનો શાસ્ત્રપ્રામાણ્યનો નથી, શિષ્ટપ્રામાણ્યનો ગણાય. હૃદયપ્રામાણ્યને પણ માન્યતા મળે છે. આવા જમાનામાં અને જ્યાં અનેક જાતના ધર્મોની ફૂલગૂંથણી થઈ છે અને રોજ નવા નવા સવાલો ઊભા થાય છે ત્યાં એક જ ધર્મના રિવાજો અને માન્યતાઓની માહિતી પૂરતી નથી. અનેક જાતની વાક્યરચનામાંથી જેમ વ્યાકરણ તારવી કાઢવામાં આવે છે, અનેક ભાષાનાં વ્યાકરણોમાંથી જેમ ભાષાશાસ્ત્ર તારવી કાઢવામાં આવે છે તેમ અનેક ધર્મોમાંથી અને જીવનપદ્ધતિઓમાંથી ધાર્મિકતા તારવી કાઢતાં આવડે એટલી કેળવણી વિદ્યાર્થીઓને મળવી જોઈએ. બધા ધર્મોનો દૃઢભાજક કાઢવો અથવા બધાની ખીચડી કરી એનો લઘુતમ સાધારણ ભાજ્ય તૈયાર કરવો એ આપણું કામ નથી. જેમ કસરતબાજ લોકો અનેક મલ્લોની શારીરિક કેળવણીનું ધ્યાન ધરી પોતાનું શરીર કસે છે તેમ દરેક માણસે અનેક ધર્મોનું સમભાવ અને આદરપૂર્વક નિરીક્ષણ કરી, અધ્યયન કરી પોતાનું ધાર્મિક જીવન નિર્દોષ અને સમૃદ્ધ કરવાનું છે.

કોઈ પણ ધર્મની માહિતી ઈષ્ટ રીતે આપનાર ગ્રંથો પણ મળવા મુશ્કેલ છે. તે તે ધર્મના હિમાયતીઓ ઘણે ભાગે પ્રધાન અને ગૌણ વસ્તુઓનો વિવેક કરી શકતા નથી. હું ખ્રિસ્તી મિશનરીઓને પૂછું કે 'ઈશુનું ઈશ્વરપરાયણ જીવન અને એનો પ્રેમ અને તિતિક્ષાનો ઉપદેશ સ્વીકારું એટલું બસ નથી?' તેઓ કહે છે 'ના. તમે ઈશુ ખ્રિસ્તને ઈશ્વરના એકમાત્ર પુત્ર તરીકે સ્વીકારો, મરી ગયા પછી એનું પુનરુત્થાન થયું એ સ્વીકારો, અને તમારા આચરણથી નહીં પણ ઈશુ પરના વિશ્વાસથી તમારો ઉદ્ધાર થવાનો છે એમ માનો, એ જ મુખ્ય ભાગ છે.' હું મુસલમાનોને કહું કે 'ઈશ્વર એક છે, તે ન્યાયી અને દયાળુ છે એમ હું માનતો હોઉં, મહમદ સાહેબ ખુદાના સાચા બંદા હતા એમ પણ મને લાગતું હોય, યતિમોના ભરણપોષણને માટે હું જકાત આપું એને પણ ધર્મનું આવશ્યક અંગ માનું, હું પાંચ વખત ઈશ્વરની મારી ઢબે બંદગી કરું, અને ધર્મનિષ્ઠ પવિત્ર લોકોના રક્ષણને માટે પ્રાણ અર્પણ કરવા તૈયાર થાઉં, કુરાન વાંચતાં એમાંની ઈશ્વર-ભક્તિથી હું ગદ્‌ગદિત થાઉં તો તેટલાથી તમે રાજી થાઓ કે નહીં?' તો તેઓ કહેશે 'એટલું બસ નથી. તમારે તો હજરત ઈબ્રાહિમના વખતથી ચાલતી આવેલી કુરબાનીમાં પણ માનવું જોઈએ, મહમદ્ સાહેબ એ જ છેલ્લા પેગંબર છે એમ પણ માનવું જોઈએ, કાબા તરફ મોઢું કરીને અમુક ઢબે જ બંદગી કરવી જોઈએ વગેરે વગેરે.' સુન્નતનો આગ્રહ ન કરે તો ગનીમત. હિંદુઓનો તો વળી કોણ જાણે કઈ જાતનો આગ્રહ રહેશે.

તર્કવાદી લોકો બુદ્ધિમાં જેટલું ઊતરે તેટલું જ ગ્રહણ કરવાની સૂચના કરે છે. બાકી બધું ફેંકી જ દેવું જોઈએ એવો તેમનો આગ્રહ. તેમની પાસેથી બધા ધર્મોની હકીકત મેળવવા જઈશું તો એકે ધર્મને ઈન્સાફ નહીં મળે. મિશનરીઓ ઈસ્લામ કે હિંદુ ધર્મ વિશે લખે ત્યારે તે લખાણ કેવું હોય છે તે આપણે જાણીએ છીએ. આપણે ઈસ્લામ કે ખ્રિસ્તી ધર્મ વિશે જે માન્યતાઓ ધરાવીએ છીએ તે પણ કેટલે દરજ્જે સહી છે એ આપણે ક્યારે તપાસેલું હોય છે? અને મુસલમાનો આપણાં તત્ત્વો ક્યાં સમભાવપૂર્વક સમજે છે? બીજા બધા વિષયોમાં માણસ યથાર્થ જ્ઞાન મેળવવા ઇંતેજાર હોય છે, જ્યારે ધાર્મિક બાબતોમાં જાણે સામા માણસને વાસ્તવિક રીતે ન સમજવાનો જ નિશ્ચય કરીને બેઠા હોઈએ એવી આપણી વૃત્તિ દેખાઈ આવે છે. આવી સ્થિતિમાં દરેક ધર્મ વિશેની માહિતી આપણે કઈ રીતે મેળવશું? મને લાગે છે કે એનો સાર્વત્રિક નિકાલ ન જ આવી શકે. દરેક જણે હૃદય શુદ્ધ રાખી અને દરેક ધર્મ પ્રત્યે આદરભાવ કેળવી તે તે ધર્મના મુખ્ય રહસ્યગ્રંથોનું પોતાની સ્વતંત્ર દૃષ્ટિએ અધ્યયન કરવું જોઈએ. હું બાઈબલ અથવા કુરાન વાંચું તે મારી દૃષ્ટિએ જ. મુસલમાનો ગીતા કે તુલસીરામાયણ વાંચે તો તે પણ તેમની દૃષ્ટિએ. ઈસ્લામની હદીસો વાંચતાં આપણી સ્મૃતિઓ જોડે હું એની સરખામણી કરું અને મિશનરીઓ તો ગીતા, ઉપનિષદ કે ધમ્મપદ બાઈબલની કસોટીએ કસી જુએ એ જ સ્વાભાવિક છે.

દરેક સંસ્થાનું ધાર્મિક વાતાવરણ કંઈક ચોક્કસ પણ સહિષ્ણુ અને ઉદાર હોવું જોઈએ. દરેક સંસ્થા જો ધર્મનિષ્ઠ અને માનવસમાજહિતૈષી વ્યક્તિની દેખરેખ તળે ચાલતી હોય તો એ સંસ્થા એ જ એક ધર્મસંસ્કરણ અને ધર્મવિકાસની પ્રયોગશાળા થઈ જાય. ઋષિ કે આચાર્ય જેમ પોતપોતાની ફિલસૂફી અને આચાર-ધર્મ પ્રવર્તાવતા હતા તેમ સંસ્થાઓ પણ કરી શકશે.

હિંદુસ્તાનની એ ખાસિયત જ છે. ધર્મનું ચિંતન અને ચાલન આજે પીઠસ્થ શંકરાચાર્યોના હાથમાં નથી રહ્યું. આસપાસના શાસ્ત્રીઓની સલાહ પ્રમાણે ચાલી પોતાનું જૂનું કેટલું સચવાય એટલાનો જ વિચાર આજકાલના શંકરાચાર્યો કરે છે. આજની ધર્મજાગૃતિ ગાંધીજી, માલવિયાજી, શ્રદ્ધાનંદજી, મિસિસ બિસેંટ, ટાગોર, સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ, અરવિંદ ઘોષ, રાનડે, ભાંડારકર વગેરે સમાજ-હિતૈષી, ધર્મપરાયણ પુરુષોને હાથે જ થાય છે. ઉપર ગણાવેલા લોકોનાં વચનો અને જીવનોમાંથી જ ધાર્મિક કેળવણી વધારે સારી રીતે આપી શકાય. અને એ વાટે જ આપણા ધર્મગ્રંથોનો ખરો આશય પણ સમજી શકાય.

માત્ર આ બધું અધ્યયન કેળવણીની સંસ્થાઓ અને છાત્રાલયોના વ્યવસ્થાપકોએ જાતે અને ઉઘાડી આંખે કરવું જોઈએ. આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવની ઉત્તમ ચોપડીઓ વિદ્યાર્થીઓને ખરીદવાનું કહે અને બહુ તો શિક્ષકો રોજ એનો અર્થ કરી બતાવે એટલું બસ ન જ થાય. ધર્મ એ જીવતી વસ્તુ છે; ધર્મપરાયણ શિક્ષકોનાં જીવનમાંથી અને સજીવ સંબંધમાંથી જ વિદ્યાર્થીઓને તે મળવાની છે. ધર્મ એટલે શ્રદ્ધાયુક્ત વિચારમય જીવન. તે તો 'ચિરાગસે ચિરાગ જલતી હૈ' એ ન્યાયે જ પ્રાપ્ત થવાનું.

આજનો સાચો સવાલ ધાર્મિક કેળવણી કઈ રીતે અપાય એ નથી. સાચી ધાર્મિક કેળવણીનો ખ્યાલ કોને છે અને એ કેળવણી કોને જોઈએ છે એ જ મહત્ત્વનો સવાલ છે. માબાપોમાં, વિદ્યાર્થીઓમાં, શિક્ષકોમાં — એટલે કે આખા સમાજમાં ધર્મ-જિજ્ઞાસા જાગે એ જ અઘરું કામ છે. માણસને જિગરથી જે વસ્તુ જોઈએ છે તેને તે નથી મળી એવું ક્યારે બન્યું છે? આજે જેમને આપણે ધાર્મિક પુરુષો તરીકે ઓળખીએ છીએ તેમને ધાર્મિક કેળવણી મેળવતાં અગવડ નથી પડી. વિદ્યાર્થીઓ જો જીવનની ઉદાત્તતા અને પરમાર્થતા એક વાર બરાબર સમજી જાય અને એમનામાં ચિંતનશીલતા આવી જાય તો ધર્મજ્ઞાન એટલું બધું ક્યાં દૂર છે? દરેક માણસ પોતાનાં જીવન, શ્રવણ અને ચિંતનમાંથી જ પોતાનો ધર્મ ઉપજાવી કાઢે છે.

# ધાર્મિકતાનો ઉદય*

## ૧

ધર્મનો સવાલ છેડવો એ ભમરીનું પોડું છેડવા બરાબર છે. ધર્મનો સવાલ આવ્યો એટલે ડાહ્યા લોકો પણ ગાંડા થઈ જાય છે અને સમજુ લોકો પણ જક્કી થઈ જાય છે, એમ ઘણા લોકોનું માનવું છે. સામાન્ય અનુભવ એવો જ છે. ડાહ્યા હોઈએ તો ધર્મને ન છેડીએ. એ ડહાપણ અંગ્રેજોએ બતાવ્યું, અને તેથી જ તેમની સલ્તનત આ દેશમાં સ્થિર થઈ. મુસલમાનો અને ફિરંગીઓ ધર્મને નામે રાજ્ય કરવા ગયા અને રાજ્ય ખોઈ બેઠા. અંગ્રેજોએ કહ્યું: "અમે ધર્મને જરાય છેડવાના નથી. બધા જ ધર્મો પ્રત્યે અમારી સરખી ઉદાસીનતા રહેશે." પ્રજાને થયું, "હાશ, સૈકાઓ પછી આપણને હવે શાન્તિ મળશે." ધાર્મિક ઝઘડાઓથી ભારતવર્ષની પ્રજા અકળાઈ ગઈ ન હોત તો બ્રિટિશ નીતિને કદી આવકાર ન આપત. આપણી પ્રજાને ધાર્મિક ઝઘડામાંથી આરામ જોઈતો હતો. અંગ્રેજોએ ધર્મને કોરે મૂકી ધર્મવિહીન, ધર્મપરાઙ્ગમુખ અથવા ધર્મનિરપેક્ષ એવી રાજ્યવ્યવસ્થ આપણને આપી ત્યારથી પ્રજાને જોઈતું મળી ગયું.

ધર્મને કોરે મૂકવાથી થયેલો લાભ સ્પષ્ટ હતો. એથી થતું નુકસાન ઝટ નજરમ આવે એવું ન હતું. કોઈ કરકસરવાળા પિતાની સંપત્તિ ઉડાઉ છોકરાના હાથમાં આવે છે ત્યારે તે પ્રથમ કરકસરના નિયમો અને વ્યવસ્થાપદ્ધતિને ફગાવી દે છે, અને છૂટે હાથે ખરચવા માંડે છે. શરૂઆતમાં તે જુએ છે કે અગવડવાળા નિયમોમાંથી છૂટયા અને પૈસાની છત તો ખૂબ છે. જ્યારે મૂડી ખૂટી જાય છે ત્યારે તેને ખબર પડે છે કે કરકસરના નિયમોને લીધે જ નાણાંની આટલી છૂટ રહી શકી હતી. પિતાના જમાનાના નિયમો ભલે પુત્રના વખતમાં કામ ન આવે, પણ કંઈક નિયમ અને વ્યવસ્થા તો જોઈએ જ.

આપણી ધાર્મિક કેળવણીનું એવું જ બન્યું. આપણે ધર્મને કાઢી મૂકયો, છતાં તરત નુકસાન ન જણાયું. ઊલટી શાંતિ મળી. પણ શી રીતે એ લાંબો વખત ચાલે? ધર્મને સ્થાને આપણે કોરી નીતિ મૂકી. પણ એને ન મળે પાયો અને ન મળે ઘર (જેના ઉપરથી પાયાનું ચણતર શરૂ થાય છે તે કઠણ જમીન).

અનેક ધર્મોવાળા દેશમાં સાર્વજનિક કેળવણીમાં ધાર્મિક કેળવણીની અગવડ રહે જ છે. એ દૂર કરવા કેટલાક લોકો બધા ધર્મોનાં સર્વસામાન્ય એવાં સ્થૂળ

*છાત્રાલય સંમેલન – અમરેલીમાં તા. ૨૮–૨–૨૮ના રોજ આપેલું વ્યાખ્યાન.

તત્ત્વો ભેગાં કરી એનું જ્ઞાન આપે છે. એને આપણે ધર્મોનો દૃઢભાજક કહી શકીએ. આ દૃઢભાજક એક તો બહુ જ સ્થૂળ હોય છે, કોઈ પણ ધર્મની ખાસ ખૂબી એમાં આવતી નથી, અને ધર્મને માટે જે હૃદયનો ઉત્સાહ જોઈએ છે તે પણ એમાં આવતો નથી.

આ અગવડ દૂર કરવા બીજા કેટલાક બધા જ ધર્મોનાં બધાં તત્ત્વો ભેગાં કરી જેમ બને તેમ તેમની ખીચડી તૈયાર કરે છે. એને ધર્મોનો લઘુતમ સાધારણ ભાજ્ય કહી શકાય. સુગાળવા લોકો દૃઢભાજક કાઢે છે, લોભી લોકો લઘુતમ સાધારણ ભાજ્ય મેળવે છે. પણ બંનેમાં ધર્મની સ્વાભાવિકતા, એની હૃદયસ્પર્શી આત્મીયતા ભાગ્યે જ મળે છે. બંનેમાં ધર્મને એક ઉપયોગી સેવક તરીકે રાખવાની શેઠાઈ હોય છે. ધર્મ એ સહન ન કરે. ધર્મ સાર્વભૌમ સમ્રાટ જેવો હોય છે. આવે તો પ્રમુખસ્થાને જ બેસે. ઐતિહાસિક પદ્ધતિ વાપરી ધર્મની તુલના અને પરીક્ષા કરવાથી ધર્મનું તેજ રહેતું નથી. ઐતિહાસિક પદ્ધતિમાં ઊંડે નાસ્તિકતાનું, મુરબ્બીપણું રહેલું હોય છે. એમાં આપણે ધર્મના કાજી થવા માગીએ છીએ. ધર્મોનાં સામાન્ય તત્ત્વો શોધવા કરતાં બધા ધર્મોમાં રહેલી ધાર્મિકતા શોધવી જોઈએ. માણસ ગમે તે ધર્મની ઉપાસના કરે. એની શોધ સાચી હોય તો એને એ ધાર્મિકતા મળવાની જ. એ મળ્યા પછી અન્ય ધર્મોના અધ્યયનથી બુદ્ધિમાં પણ ઉદારતા આવી જાય છે, અને બધા ધર્મોમાં રહસ્ય એક જ છે એમ પ્રતીત થાય છે. ધાર્મિકતા, ધર્મશ્રદ્ધા, ધર્મતેજ એ જ વસ્તુ મુખ્ય છે; પછી એનું કલેવર ગમે તેવું હોય. એ કલેવર ફેરવવાની જરૂર રહેતી નથી, શકયતા પણ નથી. હા, એ કલેવર નીરોગી રાખવાની જરૂર છે, જેથી એ ઋતુ અને સમય પ્રમાણે કાર્યક્ષમ રહે.

સર્વ કોમોને સમાન એવી રાષ્ટ્રીય ધાર્મિક કેળવણી આપતી વખતે બધા જ ધર્મોમાં એ ધાર્મિકતા ભિન્ન ભિન્ન રૂપે એક જ કાર્ય શી રીતે કરે છે એ બતાવવાની જરૂર રહે છે. સાથે સાથે બધા ધર્મો વચ્ચે જો અવિરોધી વાતાવરણ રાખવું હોય તો આપણો સાર્વભૌમ દેશધર્મ આપણે નક્કી કરવો પડશે. અમુક દેશમાં જેટલા ધર્મો જઈને રહે તે એ સર્વોપરી દેશધર્મને માન આપીને જ રહી શકે છે એ વસ્તુનો સ્વીકાર થવો જોઈએ.

ધાર્મિક કેળવણીનો ખરો ઉદ્દેશ તો હૃદયમાં ધાર્મિકતાનો ઉદય કરાવવાનો જ છે. ઐતિહાસિક પદ્ધતિથી કે તાર્કિક પદ્ધતિથી એ કામ થવાનું નથી. એ રીતે આપણે ધર્મજ્ઞો પેદા કરીશું; ધર્મપરાયણ લોકો એમાંથી પાકશે જ એમ ન કહી શકાય. 'ચિરાગસે ચિરાગ જલતી હૈ' એ નિયમ પ્રમાણે આપનાર પાસે સાચી ધાર્મિકતાની જ્યોત હોય તો જ એ બીજાને આપી શકે. એ તો એક અદ્‌ભુત કીમિયો છે. કેળવણી એમાં કેટલું કરી શકે, શી રીતે કરી શકે, એટલાનો જ આપણે વિચાર કરી શકીએ.

જે દિવસે કેળવણી સાચી થશે — સોળે કળાએ પ્રકાશશે, તે દિવસે ધાર્મિક કેળવણી આપવાનું કામ અત્યંત સહેલું થશે. સાચું જોતાં ધર્મો અને કેળવણી વચ્ચે ભેદ છે જ નહીં. ધર્મ એ જ કેળવણી, કેળવણી એ જ ધર્મ. જીવનધર્મનો પ્રચાર કરવાની પદ્ધતિ તેનું નામ કેળવણી. દરેક ધર્મકાર કેળવણીકાર હોવો જોઈએ. જેટલે દરજ્જે એ ન હોય તેટલે દરજ્જે એના ધર્મની ઊણપ. ધર્મકારો જો કેળવણીનું શાસ્ત્ર બરાબર જાણત તો ધર્મનો વિકાસ સીધો થાત, સુંદર થાત, અને ધર્મ ધર્મ વચ્ચે ઝઘડા ન જાગત.

ધાર્મિકતા એ જીવનવ્યાપી વસ્તુ છે. માણસની એકે પ્રવૃત્તિ એવી નથી કે જે ધર્મના ક્ષેત્રમાં ન આવી શકે. જ્યારે લોકો કહે છે કે "ધર્મે જ્યાંત્યાં માથું ન મારવું જોઈએ; રાજ્યપ્રકરણ, સંસારસુધારો, આર્થિક પ્રવૃત્તિ, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનો સંબંધ એવી એવી વસ્તુઓમાં ધર્મ દખલગીરી કરે એ બરાબર નથી; ધર્મ પોતાને ઠેકાણે શોભે." ત્યારે તેઓ ધર્મનો બહુ જ સંકુચિત અર્થ કરે છે, અથવા તેઓ પૂરેપૂરા નાસ્તિક હોય છે. જીવનના દરેક અંગપ્રત્યંગમાં ધાર્મિકતા વ્યાપેલી હોય તો જ જીવન સંપૂર્ણ ગણાય. ધાર્મિકતા વગર વિકાસ અશક્ય છે, શાંતિ અશક્ય છે અને પ્રસન્નતા પણ અશક્ય છે.

૨

આપણા ધર્મકારોએ કહ્યું છે કે ધર્મની શરૂઆત શૌચાચારથી થાય છે. શરીર, વાણી અને મન બધાં સ્વચ્છ રહે, પવિત્ર રહે: અન્ન, વસ્ત્ર અને આશ્રયસ્થાન સ્વચ્છ રહે, પવિત્ર રહે એ ધાર્મિક જીવનનો પાયો છે.

શૌચાચારમાંથી — પાવિત્ર્યમાંથી સ્વમાનની લાગણી પેદા થાય છે, આત્મવિશ્વાસ આવે છે, ધર્માચરણ સહેલું થાય છે અને રોજના વહેવારમાં જે નઠારા ખરાબ લોકોના સંબંધમાં હંમેશાં આવવું પડે છે તેનો ચેપ લાગવાનો સંભવ ઓછો રહે છે. વિદ્યાર્થીઓ આગળ પાપના અનેક પ્રકારો વર્ણવવા કરતાં શરીર, મન અને વાણી સ્વચ્છ — પવિત્ર રાખવાની ટેવ તેમને પાડીએ એ તેમને સુરક્ષિત રાખવાનો વધુ સુરક્ષિત માર્ગ છે. શૌચાચારની પ્રસન્નતા એક વાર અનુભવી એટલે ગંદકીમાં રહેવું અશક્ય થઈ જાય છે, અને સંજોગવશાત્ ગંદકીનો સંબંધ થાય તોયે તેમાંથી ઊગરી જવાની ઇંતેજારી નષ્ટ નથી થતી.

પાવિત્ર્યની આ લાગણી મનુષ્યસ્વભાવમાં જ રહેલી છે.

કેટલાક માને છે કે "મનુષ્યસ્વભાવ હંમેશાં પાપ તરફ જ દોડનારો છે. એટલે એના પર વિશ્વાસ ન રાખતાં એનું નિયમન કરી એને પુણ્ય તરફ વાળવો જોઈએ; મનુષ્યપ્રકૃતિ અધોગામી છે, બલપૂર્વક એને ઉન્નતિ તરફ ખેંચવી જોઈએ." મધ્યયુગીન ધર્મકારો આ વૃત્તિના હતા એમ કહી શકાય. એમાં સંપૂર્ણ સત્ય ન હોવાથી એ લોકોના પ્રયાસો નિષ્ફળ ગયા, એમાંથી વિકૃતિ પેદા થઈ. એટલે જનસ્વભાવ હવે બીજે છેડે જવા માગે છે. "મનુષ્યપ્રકૃતિ સ્વભાવતઃ મંગલ તરફ છે. આપણા આંધળા આગ્રહથી સ્વભાવને વિકૃત ન કરીએ, એની મેળે એને પોતાનું ક્ષેત્ર શોધવા દઈએ તો એમાંથી કશું અશ્રેય નીપજવાનું નથી. મનુષ્યસ્વભાવ પર વિશ્વાસ

રાખો. એ મંગલ તરફ જ જશે.'' એ જાતનો ઉપદેશ આજના લોકો આપણાં મન પર ઠસાવવા મથે છે, અને માને છે કે પોતે મહાન આસ્તિક છે. આ ફિલસૂફી આપણને સહેજે ગમે એવી છે, પણ એ સાચી જ છે એવી ખાતરી નથી થતી. મનુષ્યમાં સત્ અને અસત્ બન્ને છે, અણકેળવાયેલું મન સારી વસ્તુ તરફ પણ દોડે છે, અને નઠારી વસ્તુ તરફ પણ દોડે છે. કોઈ માણસને શુદ્ધ અનાચાર તરફ જવાની છૂટ આપીએ, ઉત્તેજન આપીએ તોયે તે તેમ કરી ન શકે. અનાચાર મનુષ્યસ્વભાવથી હંમેશ માટે સહન નથી થતો.

માટે સદાચારપરાયણ વૃત્તિ શી રીતે દૃઢ થાય અને અસત્ તરફની વૃત્તિ શી રીતે મોળી પડે એ શોધવાનું કામ ધર્મનું છે. મન વસ્તુ જ એવી છે કે એને પંપાળ્યે જેમ કામ નથી ચાલતું તેમ એની સામે થયા કરવાથી, એને દબાવવાથી પણ કામ નથી ચાલતું. જુલમગાર સરકારની જોહુકમીને પરિણામે જેમ ગુપ્ત કાવતરાં પેદા થાય છે તેમ મન પણ દબાણ સામે અત્યંત ગુપ્ત, અજ્ઞાત અને વિકૃત કાવતરાં રચે છે. એટલા માટે મનનો સ્વભાવ ઓળખી, એના વલણનું શાસ્ત્ર રચી, બધી અસત્ પ્રવૃત્તિઓ મનમાંથી ઘસાઈ જાય એવો રસ્તો શોધવાનો હોય છે.

જ્યાં સુધી હૃદયમાં સંકુચિતતા છે ત્યાં સુધી ક્રોધ, દ્વેષ, ઈર્ષા, વેર વગેરે લાગણીઓમાં માણસને રસ પડે છે, એના સેવનમાં ભારે પુરુષાર્થ દેખાય છે. જાણે એ વૃત્તિઓ જ પરાક્રમના ઊગમ છે. મનુષ્ય મનુષ્ય વચ્ચેના સંબંધ જ્યારે વધારે સ્વચ્છ થશે ત્યારે આપણને જણાશે કે 'સૌ સુખી થાઓ, કોઈ દુ:ખી ન રહો' એ જ લાગણી અજરામર છે. એ લાગણી સાધુસંતોએ કેળવેલી હોય છે તેથી જ સાધુઓ સૌને પોતીકા ગણે છે. રાગદ્વેષ નીકળી જવા એ જ સાધુતાની ખરી નિશાની છે. જે સૌને પોતીકા ગણે તે કોની સામે અસત્યાચરણ કરે? કોને મારીને બીજાને ફાયદો કરે? વ્યવહારી દુનિયાને આવા લોકો મોળા, નમાલા લાગે છે. પણ સાચું જોતાં તેઓ નમાલા નથી હોતા. ક્ષુદ્ર સંકુચિત વસ્તુ પ્રત્યે તેઓ ઉદાસીન રહે છે. જે વસ્તુથી પ્રાકૃત કોટિના લોકો ઉશ્કેરાઈ જાય છે, ઉત્તેજિત થાય છે તે તેમને સ્પર્શ કરી શકતી નથી.

અવેરની આ વૃત્તિમાંથી જ સ્વાશ્રયનો સિદ્ધાંત નીતરે છે. પોતાનો બોજો સમાજ પર ઓછામાં ઓછો રહે એવી ઇચ્છા — આકાંક્ષા એ સાધુતાની મુખ્ય નિશાની છે, ધાર્મિકતાનું લક્ષણ છે. આપણે સામાન્ય લોકો દયાધર્મનો ડોળ કરીએ છીએ. ગાડીમાં પાંચ-સાત જણા બેઠા હોઈએ ત્યારે હાંકનારને કહીએ છીએ: "બિચારા બળદને મારીશ મા. મૂંગું જનાવર બોલી ન શકે તેથી તેના પ્રત્યે વધારે રહેમ રાખવી ઘટે છે. પણ અમને વખતસર પહોંચાડજે હો!" અને વખતસર પહોંચવાની જરૂર ન હોય તોયે ગાડીમાં બેઠેલામાંથી કોઈ નીચે ઊતરી બળદનો ભાર હલકો કરે એની તો આશા જ ન રાખવી. આપણે બધા લોહીનો પરસેવો કરનાર ગરીબોના ખભા પર ચડી બેઠા છીએ ત્યાંથી નીચે ઊતરવા નથી માગતા,

અને ગરીબોની સેવા કરવા માગીએ છીએ! આપણે ત્યાં સ્વરાજ દરેક જણને જોઈએ છે, પણ ગરીબોના ખભા પરનો બોજો ઓછો કરવાની દાનત બહુ જ થોડામાં દેખાય છે.

જાતમહેનત વિના તે હિંમત આવવાની નથી. જાતમહેનત વિના ધાર્મિકતા નથી એ તત્ત્વ દુનિયાના મન પર ઠસાવવાનો મોટામાં મોટો પ્રયત્ન આધુનિક કાળમાં મહાત્મા ટૉલ્સ્ટૉયે કર્યો છે. આપણા ધર્મમાં એ તત્ત્વ ડગલે ને પગલે લખેલું જડી આવે છે, પણ તેનો અમલ ક્વચિત જ જોવામાં આવે છે. આપણા એદી સાધુસંન્યાસીઓ અને એશઆરામથી ટેવાયેલા 'સત્પુરુષો' આ સ્થિતિની સાક્ષી પૂરે છે.

ધાર્મિકતાનું બીજું અંગ તે સ્વધર્મનું ભાન છે. જન્મતઃ અને પરિસ્થિતિ પરત્વે દરેક મનુષ્યનું વિશિષ્ટ સ્થાન હોય છે તે ઈશ્વરનિર્મિત છે એમ કહી શકાય. એ સ્વાભાવિક સંબંધમાંથી જે જવાબદારી પેદા થાય છે તેનું નામ સ્વધર્મ. આજે આપણે એને સ્વદેશી તરીકે ઓળખીએ છીએ. સ્વદેશીનું એ તત્ત્વ સ્વીકાર્યા વગર ધાર્મિકતા કૃતાર્થ નથી થતી. સામાજિક જવાબદારી એ ધાર્મિકતાનો જ એક ભાગ છે. એનો જે ઈન્કાર કરે છે — એમાંથી છટકવા માગે છે તે ભલે સુંદર પ્રવચનો કરતો હોય અને આધ્યાત્મિક વાતો કરતો હોય પણ તે સાચો ધાર્મિક નથી.

આ સામાજિક જવાબદારીના ભાનમાંથી જ વર્ણવ્યવસ્થા ઉત્પન્ન થઈ છે. દરેક માણસ સમાજમાં પોતાને ભાગે આવેલું કામ કરે, એમાંથી જ આજીવિકા મેળવે અને હરીફાઈને બદલે સંતોષથી પોતાનો વ્યવહાર ચલાવે એ ઉદ્દેશથી વર્ણો રચાયા છે. વર્ણો ચાર જ હોય એમ કંઈ નથી. જમાના પ્રમાણે વર્ણો બદલાતા જાય; વધેય ખરા અને ઘટે પણ ખરા.

હરીફાઈ દૂર કરી સંતોષ કેળવ્યો, અને આજીવિકા નિશ્ચિત કરી, એટલાથી જીવનની બહાદુરી મોળી નથી પડવાની. જીવનને ઉન્નત કરવા માટે કોઈ પણ એકાદ ધર્મતત્ત્વ પર અડગ શ્રદ્ધા રાખી તે તત્ત્વને જીવનનું સમર્પણ કરવું એ ધાર્મિકતાનું મૂળ છે. આખી દુનિયા આ તત્ત્વની દૃષ્ટિએ જોવાની રહે છે. એ તત્ત્વની સિદ્ધિ ખાતર બધું જતું કરવાની તૈયારી એમાંથી જ પેદા થાય છે. અમુક તત્ત્વના કે તત્ત્વસમુદાયના પાલનમાંથી જે કંઈ પરિસ્થિતિ ઉત્પન્ન થાય, પરિણામો ભોગવવાં પડે તે માન્ય રાખતાં ધાર્મિક પુરુષને સંકોચ થતો નથી.

સામાન્ય માણસ વ્યવહારમાં લાભહાનિનો વિચાર કરીને ચાલે છે. જે દિશા વિકાસની, સામર્થ્યની અને સમૃદ્ધિની લાગે તે તરફ ચાલવા તે મથે છે. ધાર્મિક પુરુષ આમ બાહ્ય વિકાસ કે ઉત્કર્ષથી દોરાતો નથી. એને જે કોઈ પરમ ધર્મતત્ત્વ જડે છે તેનું એ અનન્ય શરણ લે છે, અને તેને જીવન સમર્પણ કરે છે. પતિવ્રતા જેમ પતિના સહવાસમાં જે સ્થિતિ પ્રાપ્ત થાય તેને વધાવી લે છે તેમ ધાર્મિક

પુરુષ પોતાની ધર્મનિષ્ઠાને પરિણામે જે દશા પ્રાપ્ત થાય તેને હિતતમ (સૌથી વધારે હિતકર) માની આનંદમાં રહે છે.

દાખલા તરીકે સત્યનું તત્ત્વ લો. જેને સત્ય એ જ પરમ ધર્મ ધર્યો છે તે સત્યને અનુસરતાં ગમે તે સ્થિતિને પ્રાપ્ત થતાં અચકાતો નથી; એટલું જ નહીં પણ એ જ સ્થિતિ પરમ મંગલ છે એવી શ્રદ્ધા રાખે છે. સત્ય દ્વારા સ્વરાજ મળતું હોય તો તે ઈષ્ટ છે, અને ન મળતું હોય તોયે ઈષ્ટ છે, જોકે એ જાણે છે કે શી વિસાત છે કે સત્યપાલનમાંથી સ્વરાજ ન નીતરે? વરસાદના ટીપાને મહાસાગરમાં પડતાં ડૂબી જવાની જેમ બીક નથી લાગતી તેમ જ સત્યના ઉપાસકને સત્યના પાલનમાં હાનિ કે વિનાશની બીક નથી લાગતી. સત્યને પરિણામે જે આવે તે જ રળિયામણું એવી જ કસોટી રાખીને તે બેઠેલો હોય છે.

ધાર્મિકતાનું રહસ્ય શોધતાં શોધતાં ધર્મતત્ત્વના ઉપાસકોએ જોઈ લીધું કે વિરોધ, વિગ્રહ, પરસ્પર અસંગતિ તો અધર્મમાં હોય છે; ધર્મતત્ત્વો હમેશ પરસ્પરાનુકૂલ હોય છે; એક જ રત્નના જાણે બધા પાસા હોય છે. ધર્મની હૃદયગત તેમ જ સમાજગત વિભૂતિઓનું વિરાટ દર્શન કરવા ઊપડેલા વ્યાસ ભગવાને કહ્યું છે કે બધાં ધર્મતત્ત્વો એક સત્યના વિવિધ આકારો છે, પાસા છે. સત્ય, અહિંસા, કરુણા, પ્રજાની ધારણા અને પ્રતિષ્ઠા એ બધાનો સર્વગ્રાહી વ્યાપક દૃષ્ટિએ વિચાર કરી આર્યજાતિના એ ધર્મપિતાએ કહ્યું કે સર્વ તત્ત્વોમાં એકતા છે, સંગતિ છે, સંગીત છે.

આવું દર્શન જે લોકોને થયું છે તેમની વચ્ચે વિગ્રહ શી રીતે સંભવે? તેઓ પોતાનો ઉદ્ધાર કરી દુનિયાનો ઉદ્ધાર કરવાને સમર્થ થવાના.

આ શક્તિ એમનામાં ક્યાંથી આવે છે? ધર્મનો ઊગમ, સર્વ શક્તિનું મૂળ અને શ્રદ્ધાનો પાયો એ આપણો આત્મા છે. સર્વ શક્તિ એની જ છે, સર્વ કૃતિ એની જ છે. એના સંતોષ ખાતર જ સર્વ કાંઈ છે. એનાથી વ્યતિરિક્ત જેટલું તે બધું અનાત્મા. અનાત્મા ક્ષણિક છે, તુચ્છ છે. છતાં એનું જ આયતન બનાવી આત્મા એમાં રહેલો છે. આ આયતન અથવા શરીર આત્માનું કારાગૃહ છે. આત્મા ધારે તો એ જ એનું સાધન થાય છે. શરીરને, વાસનાને જો માણસ વશ થઈ જાય તો એ કારાગૃહમાં પડયો છે. પણ જો એ જ વાસના પર કાબૂ મેળવી આત્માના વિકાસની દિશામાં શરીરને વાળે અને ઘસી નાખે તો મોક્ષને માટે શરીર જેવું ઉત્તમ સાધન નથી. સવાલ એટલો જ છે કે આપણે મોક્ષના આદર્શને અવિચળ નયને નિહાળીએ છીએ કે નહીં? આપણા પગ મોક્ષને પંથે અખંડ પ્રયાણ કરે છે કે નહીં?

મોક્ષમાર્ગના એ પ્રસ્થાનમાં આપણો ભોમિયો કોણ? આપણે ભોમિયો શોધીએ તે પહેલાં જ બે શઠ આપણી આગળ આવી પોતાની સેવા આપવા આતુરતા દેખાડે છે. આ બે વાટમારુઓ કહે છે: “ચાલો અમે તમને મુકામે અચૂક પહોંચાડીએ.” આ વાટમારુઓ વિશ્વાસ તો ખૂબ આપે છે, પણ અનેક વાર

ખાડાઓમાં જ નાખે છે અને અનેક વાર ફજેત થાય તોયે નફટાઈથી ફરી ફરી કહે છે: "અમારો હાથ ઝાલો. અમારી પાછળ આવો." આ ખોટા વરતણિયા તે સુખ અને દુ:ખ. પ્રાકૃત માણસ સહેજે દુ:ખ ટાળવાની અને સુખ મેળવવાની વૃત્તિ રાખે છે. અને તેથી સતત પ્રયત્નો કરતો છતાં પ્રગતિ અનુભવતો નથી. ભગવાને ગીતાવાણી દ્વારા કહ્યું છે કે સુખદુ:ખને અનુસરશો મા. તે આંધળાં છે. તેમને નૈતિક કિંમત કશી નથી. તે દેહધર્મને ઓળખતાં હશે, આત્માને ઓળખતાં નથી. આત્મા તો અવિનાશી છે, અજરામર છે, મંગલ છે, શુભંકર છે, શંકર છે. આત્મા વિશેનો આ વિશ્વાસ, આ શ્રદ્ધા, આ પ્રતીતિ એમાં જ બધો ધર્મ આવી જાય છે. બીજી બધી વાતો છોડીને એ આત્માને જ ઓળખો, એ અમૃતનો સેતુ છે, એમ ઉપનિષત્કાલીન ઋષિઓએ માણસમાત્રને પોકારીને કહ્યું છે. આપણા દેશના જ નહીં પણ સર્વ દેશપરદેશના સૉક્રેટિસ જેવા આત્મવીરોએ એ સંદેશો સાંભળ્યો અને પોતાનું જીવન કૃતાર્થ કર્યું. આત્મા સનાતન છે, સર્વ શક્તિમાન છે એટલો અનુભવ થયા પછી બીજું બધું તુચ્છ લાગે છે. પાપ તરફ દોરનાર વૃત્તિઓ જ પછી ઊઠતી નથી.

આત્માની શક્તિ તો અપાર છે, પણ એનો અનુભવ થાય ત્યારે ખરો. અનુભવ વગરનો એકરાર એ મિથ્યાચાર છે, કેફ છે. એ માણસને સાધનામાંથી ભ્રષ્ટ કરે છે. એ આત્માનાં એના સંપૂર્ણ સ્વરૂપમાં દર્શન ન થાય ત્યાં સુધી પોતે નિર્બળ છે, પતિત છે એનું ભાન માણસને રહેવું જોઈએ. અને તેથી તેણે એ જ પરમ આત્માનું ઉપાસ્ય તરીકે ધ્યાન ધરવું ઘટે છે. આપણે અસલમાં શુદ્ધબુદ્ધનિત્યમુક્ત હતા, સર્વસમર્થ હતા, એમાંથી ભ્રષ્ટ થયા અને વાસનામાં સપડાયા. હતું એ સાચવતાં ન આવડ્યું અને ગુમાવેલું શા જોરે પાછું મેળવી શકીએ? એ આપણી શક્તિ નથી. પરમાત્માની કૃપા થાય તો જ આપણો ગત વૈભવ આપણને પાછો મળી શકે એમ છે. એ ભાવનાથી એ અંતર્યામીની ઉપાસના કરવી ઘટે છે.

આત્મા અજરામર છે એ જ્ઞાનમાંથી જ અત્યંત આશ્વાસનકારી એવું પુનર્જન્મનું તત્ત્વ આપણને જડ્યું છે. પુનર્જન્મની સાંકળથી આપણે અનંત એવા ભૂત અને ભવિષ્યકાળ સાથે સંકળાઈ જઈએ છીએ. પુનર્જન્મ પરની શ્રદ્ધા માણસને નમ્ર બનાવે છે; સાથે સાથે આશાવાદી પણ બનાવે છે. અનંત કાળથી આપણે જન્મમરણની દિવસરાત્રિઓ પસાર કરતા આવ્યા છીએ, અને અનંત કાળ સુધી નવા નવા જન્મ લઈ નવા નવા અનુભવ લેવાના છીએ. આપણી પ્રગતિને ક્યાંયે અટકાવાપણું છે જ નહીં.

પુનર્જન્મ આપણને એ પણ શીખવે છે કે દરેક માણસ અનંત જીવનરૂપી સોપાન ઉપર ઉચ્ચનીચ કોઈ પણ એક પગથિયા પર છે. એ યાત્રામાં કોઈ આગળ હશે, કોઈ પાછળ હશે, પણ બધા એક જ યાત્રાએ ઊપડેલા છે તેથી કોઈના પ્રત્યે તિરસ્કાર ન હોય. જે અજ્ઞાની છે, પાપી છે, દુષ્ટ છે તે પણ એક મંદ સહયાત્રી જ છે. એની ગતિ વેગવાન નથી તેથી શું? એ પણ ધીમે ધીમે

ચાલવાનો અને મુકામને નજીક ને નજીક લાવવાનો. સૌનો રસ્તો આખરે એક જ છે એટલું જે સમજે છે તે સ્વધર્મનું તત્ત્વ જાણે છે. બધા જ ધર્મો સાચા છે એમ માનીને આપણે તેમના પ્રત્યે આદરભાવ રાખી શકીએ. તટસ્થતા, ઉપેક્ષા અથવા નિષ્પક્ષપાતી નિરાદર એ કંઈ ધાર્મિક વૃત્તિ નથી. બધા ધર્મો એક ઈશ્વરમાંથી જ ઉપજેલા છે એમ જ્યારે આપણને પ્રતીતિ થાય છે ત્યારે આસ્તિક ઉદારતા એની મેળે આવી જાય છે. એ જાતનો સદ્‌ભાવ અને આદર એ ભારતવર્ષનો દુનિયાને સંદેશો છે — વારસો છે. એને અનુસરીને જ્યારે આપણે જીવન રચીશું, વ્યવહાર ઘડીશું અને વ્યક્તિગત તેમ જ સામાજિક સવાલોનો ઉકેલ આણીશું ત્યારે જ આ દેશમાં સર્વ ધર્મોનું એક વિશાળ ધર્મકુટુંબ સ્થપાશે. જેમ અનેક સૂરોનો એક રાગ થાય છે તેમ અનેક વ્યક્તિઓનું એક કુટુંબ બને છે, અને એમાંથી માનવકોટિની સંતતિ અને પ્રગતિ ફલિત થાય છે. જ્યારે હિંદુસ્તાનમાં આવું ધર્મસંગીત સંભળાશે ત્યારે દુનિયામાં શાંતિ સ્થપાશે, અને આખું જગત એ શાંતિના સૂરમાં લીન થશે.

આપણે કેળવણીકારો એ જ શ્રદ્ધાથી કામ કરીએ, અને એ સિદ્ધ ન થાય ત્યાં સુધી ધીરજ રાખીએ. હૃદયપલટો કરાવવો અને તેને માટે અખૂટ ધીરજ રાખવી એ એક જ શસ્ત્ર આપણી પાસે છે. જેની પાસે ધીરજ નથી તે કેળવણીકાર નથી. બધા ઉપાયો છોડીને લોકોના જીવનમાં પલટો કરવાને મથીએ. આપણે કેળવણીકાર એકશસ્ત્રી છીએ. આપણી પાસે બીજું શસ્ત્ર નથી. અને આપણો વિશ્વાસ છે કે કેળવણી સિવાયનું બીજું કોઈ પણ શસ્ત્ર છેવટ સુધી કામ આવવાનું નથી. સાચી કેળવણીમાં જ ધર્મ રહેલો છે, અને ધર્મમાં જ શાંતિ છે.

## ધાર્મિક શિક્ષણની પાઠમાળા

ખાલી પુસ્તકો પઢવાથી ધાર્મિકતા આવતી નથી. ધાર્મિકતા એ એક સાત્ત્વિક અને અંતર્મુખી વૃત્તિ છે. ધાર્મિકતા જાગ્રત થવામાં મુખ્ય મદદ આપનાર સત્સંગતિ, વિચારમય જીવન, આત્મપરીક્ષણ, પશ્ચાત્તાપ અને ઈશ્વરકૃપા એ છે. ધર્મ એ ખાલી માહિતી નથી પણ કેળવણી (Culture) છે. ઘોડાને જેમ પલોટીને તૈયાર કરે છે, લોઢાને જે પ્રમાણે પાણી પાય છે, ચામડાને જેવી રીતે કમાવીને નરમ બનાવે છે, આટાને જે પ્રમાણે કેળવવામાં આવે છે, મૂળમાં ખાતર ભરીને અને વધારે પડતાં ફાલેલાં ડાળાંપાંખડાં છાંટીને જે પ્રમાણે ફળફૂલને જોર અપાય છે, તે જ પ્રમાણે શરીર અને ચિત્તવૃત્તિ કેળવવાં પડે છે. ધાર્મિક તત્ત્વજ્ઞાનની બિલકુલ ખબર ન હોય અને છતાં જીવન અત્યંત ધાર્મિક હોય એવા માણસો આપણા જોવામાં આવે છે. બીજી તરફ સર્વ ધર્મશાસ્ત્રોને પી ગયેલા છતાં ધર્મવિમુખ એવાઓ પણ આપણે

જોઈએ છીએ. કેવળ સૂપશાસ્ત્રનાં પુસ્તકો વાંચ્યાં એટલે રસોઈ બનાવતાં આવડતી નથી અથવા તરવાનાં શાસ્ત્ર ઉપરનાં પુસ્તકો ભણીને માણસ તારો બની શકતો નથી, તે જ રીતે ફક્ત ધર્મગ્રંથ કે પાઠમાળા: વાંચવાથી કંઈ ધાર્મિકતા આવતી નથી. ગ્રંથ વડે બુદ્ધિની આકલનશક્તિને ટેકો મળે છે, પણ ધાર્મિકતામાં તો ઈચ્છાશક્તિ યાને સંકલ્પબળ કેળવવાનો સવાલ હોય છે. આ ઈચ્છાશક્તિ અભ્યાસ, વૈરાગ્ય, શ્રદ્ધા અને સત્સંગતિ એટલાં વાનાંથી પોષાય છે. એનો અભાવ હોય તો પુસ્તકો વાંચવાથી કેવળ પાંડિત્ય અને વખતે દંભ પણ પેદા થાય છે. માટે ધાર્મિક ગ્રંથ કિંવા પાઠમાળા, યોગ્ય માણસે, યોગ્ય પ્રકારે અને તેથીયે મહત્ત્વનું, યોગ્ય વખતે શીખવવી જોઈએ.

આટલી ચેતવણી આપ્યા બાદ પાઠમાળા કેવી હોવી જોઈએ એ વિશે એક નોંધ અહીં આપવાનો ઈરાદો છે.

શિક્ષણશાસ્ત્રના નિયમ પ્રમાણે ધાર્મિક કેળવણીમાં પ્રથમ વાર્તા, પછી વર્ણન, તે પછી ઈતિહાસ, તે પછી તત્ત્વજ્ઞાન, તત્ત્વજ્ઞાન પછી બીજા ધર્મો સાથે તુલના અને આખરે ધર્મસંશોધન; આવો ક્રમ રાખવો જોઈએ. ધાર્મિક શિક્ષણમાં ફતેહ મેળવવાની ખરી ચાવી એ છે કે વિદ્યાર્થીઓની અંદર પ્રેમળતા, વિનય અને આદરભાવ જાગ્રત થાય. ધાર્મિક શિક્ષણ દીધું અને આદરભાવનો લોપ કર્યો તો પછી શિક્ષણ દીધું ન દીધા બરાબર છે.

પાઠમાળાના ભણતરનો ક્રમ એક વાર ઉપર બતાવ્યો છે, એટલે હવે જે નોંધ લખવામાં આવશે તે એ જ ક્રમમાં લખવાનો વિચાર નથી.

## ૧. ધર્મદર્શન

યમનિયમાદિ કાયિક, વાચિક અને માનસિક પાવિત્ર્ય એ જ ધર્મનો મુખ્ય આધાર છે. તેમાં નાનાં છોકરાંઓની બાબતમાં કાયિક પાવિત્ર્ય કિંવા સ્વચ્છતાથી જ શરૂઆત કરવી જોઈએ. એનું જ નામ શૌચ. સ્વચ્છતાનો, નિર્મળતાનો રસ લાગવો જોઈએ. તેમ જ મધુર, નિર્દોષ, સાત્ત્વિક વાણી વિશે અને શુદ્ધ મન વિશે. મનમાં શંકાઓ ઊઠે એ સ્વાભાવિક છે. जिज्ञासा नास्ति नास्तिक्यम् । પણ શંકાશીલતા — શંકાખોરપણું એ એક જાતનો રોગ છે. તેને જડમાંથી કાઢવો જોઈએ. આપણે ઘરમાં મેલ જામવા દેતા નથી તેટલો માથામાં જમાવીએ છીએ. તેની સૂગ ઉપજાવવી જોઈએ.

બીજો કેળવવાનો ગુણ એ સંતોષ કિંવા પ્રસન્નતાનો છે. તુકારામ કહી ગયા છે: मन करा रे प्रसन्न सर्व सिद्धिचे कारण આજકાલની પાશ્ચાત્ય સંસ્કૃતિમાં સંતોષને સ્થાન જ નથી.

ત્રીજો ગુણ છે તપ અથવા સંયમ. અગ્નિની પેઠે દોષોને બાળી નાખવાનો ગુણ એમાં રહેલો છે. તપ એટલે જ સામર્થ્ય — આધ્યાત્મિક સામર્થ્ય.

ચોથો ગુણ સ્વાધ્યાય. સ્વાધ્યાય એટલે જે સિદ્ધાંત આપણે ગળે ઊતર્યો હોય કિંવા જે સિદ્ધાંત આપણે શ્રદ્ધાથી સ્વીકાર્યા હોય તેમનું નિત્ય સ્મરણ, ધ્યાન, વિવરણ વગેરે કરવું તે.

પાંચમો ગુણ ઈશ્વરપ્રણિધાન, એટલે કે શરણાગતતા, પ્રાર્થના, ઈશ્વર ઉપર પરિપૂર્ણ શ્રદ્ધા તથા ઈશ્વરપરાયણતા.

આ પાંચ નિયમોની સાથે પાંચ યમોનું પાલન થવું જોઈએ. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ એ યમો છે.

આ યમનિયમો ઉપર વ્યાખ્યાન કરવાનાં નથી, પણ તેનું આચરણ સુલભ કરી આપવામાં માબાપોએ અને શિક્ષકે બાળકને મદદ આપવાની છે. પ્રેમળતા, વિનય તથા આદરભાવ બાળકમાં ઉત્પન્ન થાય કે અર્ધું કામ તો થયું જ.

૧. પ્રેમાળપણું, વિનય અને આદરભાવ જાગ્રત થયા પછી

૨. યમનિયમો સમજાવવા. સાથે સાથે 'પારમિતા' પ્રાપ્ત કરેલા લોકોના પ્રસંગ કહેવા.

૩. ત્યાર પછી ઋણત્રયની કલ્પના આપવી. દેવઋણ એટલે મનુષ્ય તરીકે માણસની ઈશ્વર અને કુદરત પ્રત્યેની ફરજ. ઋષિઋણ એટલે સંસ્કૃતિ પ્રત્યેની ફરજ; સંસ્કૃતિ જાળવવી, તેની વૃદ્ધિ કરવી, પરંપરા ટકાવવી વગેરે. પિતૃઋણ એટલે કુટુંબ પ્રત્યેની ફરજ; કુલપરંપરા જાળવવી તે.

૪. પંચયજ્ઞથી આ ઋણ અદા થાય છે.

૫. ઋણ અદા કર્યા પછી ચાર પુરુષાર્થ મેળવવાના.

ધર્મ — નીતિ, સામાજિક ફરજ, સદાચાર, ન્યાય, દયા, દાન, ઉપાસના વગેરે.

અર્થ — ધનપ્રાપ્તિ, સંગ્રહ, વેપાર વગેરે આજીવિકાના પ્રકાર.

કામ — આરોગ્ય, આહારવિહાર, સુપ્રજા, કલાવિકાસ.

મોક્ષ — ત્યાગ, અનાસક્તિ, જ્ઞાન, આત્મોન્નતિ.

૬. પુરુષાર્થપ્રાપ્તિ માટે અનુકૂળતા — સ્વધર્મ, વર્ણાશ્રમધર્મ અને સાર્વત્રિક ધર્મ અથવા સામાજિક આદર્શ અને તે પાર પાડવા માટે ઘડાયેલી સમાજરચના. સ્ત્રીધર્મ તથા સ્ત્રી પ્રત્યેનો ધર્મ.

૭. પુરુષાર્થપ્રાપ્તિ માટે આંતરિક સાધન :

યોગ — અભ્યાસ, વૈરાગ્ય, ધ્યાન, પ્રાયશ્ચિત્ત, Confessions.

૮. પુરુષાર્થપ્રાપ્તિ માટે બાહ્ય સાધન — સંસ્કાર, શ્રાદ્ધ, ઉત્સવ, વ્રત વગેરે. જપ, તીર્થાટન, હોમહવન, બીજા રિવાજો.

૯. ગુણત્રય — તેમની દુનિયામાં સર્વત્ર વ્યાપ્તિ. તેને લીધે માર્ગભેદ.

ઉપાસનાના પ્રકાર — કર્મ, જ્ઞાન, ભક્તિ.

ઉપાસ્ય દેવતો — ગુરુભક્તિ અને પંચાયતન.

૧૦. ધર્મનો આધાર — શાસ્ત્ર, સદાચાર, આત્મતુષ્ટિ, પરંપરા. ધર્મશાસ્ત્રો અને ગ્રંથો—

अ. વેદ, ઉપનિષદ, સૂત્ર, સ્મૃતિ, પુરાણ, તંત્ર ઇત્યાદિ.

आ. દર્શન, ભાષ્ય, રામાયણ, મહાભારત, ભાગવત ઇત્યાદિ.

इ. ત્રિપિટક, જૈન અંગ, ગ્રંથસાહેબ, તુલસીરામાયણ, શિવપુરાણ, સંતોનાં વચન, સત્યાર્થપ્રકાશ, જીવનસંહિતા [અને હવે મંગલપ્રભાત] ઇત્યાદિ.

૧૧. તત્ત્વજ્ઞાનના વિષયો — આત્મા, શરીર, ઇન્દ્રિય, અર્થ, બુદ્ધિ, મન, પ્રવૃત્તિ, દોષ, પ્રેત્યભાવ, ફલ, દુઃખ, અપવર્ગ.

અથવા, ઈશ્વર, જીવ, જગત (પુરુષપ્રકૃતિ) બંધ, મોક્ષ, માયા.

૧૨. આસ્તિક અને નાસ્તિક દર્શનો.

વેદાન્ત; સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક; ચાર્વાક, બૌદ્ધ, જૈન.

૧૩. આચાર્યોના મતમતાંતરો.

૧૪. ધાર્મિક કલ્પનાઓનો અને સંસ્થાઓનો વિકાસ.

૧૫. પંથો, સંપ્રદાયો અને મતો.

૧૬. બીજા જૂના અને નવા ધર્મોની માહિતી.

૧૭. દરેક ધર્મનું વૈશિષ્ટ્ય.

૧૮. સર્વધર્મસમન્વય.

૧૯. ધર્મસંશોધન.

## ૨. કથાભાગ

ઈશ્વરની લીલા — વ્યક્તિગત, સામાજિક કે રાષ્ટ્રગત.

ચરિત્ર — ધર્મપ્રવર્તક, દર્શનકાર, સત્પુરુષો.

પ્રસંગો — ધર્મબોધના, કાર્યાકાર્યનિર્ણયના, ધર્મસંકટના. આ પ્રસંગો વ્યક્તિગત અને રાષ્ટ્રગત (સામાજિક) બંને હોવા જોઈએ.

## ૩. ધર્મવ્યાપ્તિ

૧. વ્યક્તિ — શરીર, મન, અંતઃકરણ, બુદ્ધિ, આત્માની ઉન્નતિ માટે પોષણ, સામર્થ્ય અને સમાધાન મેળવવું. ૨. વ્યક્તિ વ્યક્તિનો સંબંધ; ૩. કુટુંબ; ૪. જ્ઞાતિ; ૫. સમાજ; ૬. માનવકોટિ; ૭. બીજાં પ્રાણીઓ; ૮. જગત્.

૧. ઇંદ્રિયોપભોગ; ૨. કૌટુંબિક મોહ; ૩. શિષ્ટાચાર (વિવેક); ૪. સૌન્દર્યોપાસના; ૫. વ્યાપાર, હુન્નર; ૬. સંપત્તિશાસ્ત્ર; ૭. રાષ્ટ્રનો સ્વાર્થ; ૮. રાજકારણ ૯. રાજ્યકારભાર; ૧૦. સમાજશાસ્ત્ર; ૧૧. પરધર્મી સાથે સંબંધ — આ બધી બાબતોમાં ધર્મને પ્રધાન ગણવો જોઈએ. એ વિશે વિસ્તૃત વિવેચન.

## પ્રથમ પુસ્તક

વાર્તા (૧૨ વાર્તાઓ), વર્ણન, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, તુલના, સંશોધન.

મદદ માટે પુસ્તકો — હિંદુ ધર્મની બાળપોથી, નીતિશિક્ષણ, ધર્મવર્ણન, હિંદુ વેદધર્મ, આપણો ધર્મ. ઇત્યાદિ અનેક લેખકોનાં !

# યમનિયમના વિભાગ માટે વિષયો અને કથાઓ

વિધેયાત્મક

૧. સત્ય — નાભાનેદિષ્ટ, હરિશ્ચંદ્ર, પ્રહ્લાદ.
૧. અહિંસા — (ક્ષમા, અદ્રોહ), જડભરત, મનુ, વાલ્મીકિ.
૧. અસ્તેય — (संविभागश्च सर्वशः) દાદોજી કોંડદેવ, શંખલિખિત.
૨. બ્રહ્મચર્ય — ભીષ્મ, હનુમાન, કાર્તિકેય, લક્ષ્મણ.
૨. અપરિગ્રહ — બકદાલ્ભ્ય, સાધુ, શુક, જનક.
૧. શૌચ — નળ.
૧. સંતોષ — (મહત્ત્વાકાંક્ષા) દત્તાત્રેય, તુકારામ, દ્રૌપદી (ત્રણ વર)
૧. તપ — (મૌન, ઉપવાસ) ભગીરથ, રુકૂમાંગદ.
૧. સ્વાધ્યાય — (વિદ્યા) ભરદ્વાજ.
૧. ઈશ્વરપ્રણિધાન — ધ્રુવ.
૨. મૈત્રી — (અમાત્સર્ય), કરુણા — (દયા), મુદિતા, ઉપેક્ષા —
૨. શ્રેય અને પ્રેય — નચિકેતા, મૈત્રેયી, હરિશ્ચંદ્ર, રંતિદેવ.
૨. સમતા — (संविभागश्च सर्वशः) (आर्जवम्) વસિષ્ઠ.
૨. હ્રી.
૨. તિતિક્ષા — પ્રહ્લાદ.
૨. આર્યત્વ — શિબિ, યુધિષ્ઠિર અને શ્વાન, દિલીપ, હરિશ્ચંદ્ર, દધીચિ, ભરત, અર્જુન (પાપશાપ), કર્ણ વસિષ્ઠ, ભીષ્મપ્રતિજ્ઞા, કચ.
૧. ધૃતિ — (નિર્ભયતા).
૨. અદ્રોહ — (અલ્પદ્રોહ) નોળિયાની વાર્તા.
૨. ભૃત્યભરણ.
૧. આહારલાઘવ (અલ્પભોજન, ઉપવાસ).
૧. અપ્રમાદ.
૧. ગુરુશુશ્રૂષા.
૧. ભૂતપ્રિયહિતેહા.

ઊર્મિલા, સાવિત્રી, દ્રૌપદી, સીતા, મૈત્રેયી, સતી.

अहिंसा — वैरत्यागः
सत्यम् — क्रियाफलाशयत्वम्–सफलता
अस्तेयम् — सर्वरत्नोपस्थानम्
ब्रह्मचर्यम् — वीर्यलाभः
अपरिग्रह —
शौचम् — स्वशरीरजुगुप्सा, परैरसंसर्गः
सन्तोषः — अनुत्तमः सुखलाभः
तपस् — अशुद्धिक्षयः, कायेन्द्रियसिद्धिः

संबोधः—નિર્મળ દૃષ્ટિ (clarity of vision).

स्वाध्याय: — इष्टदेवतासंयोग:
ईश्वरप्रणिधानम् — समाधिसिद्धि:

નિષેધાત્મક

૨ નૃશંસ્ય; ૧ પૈશૂન્ય; ૧ મત્સર; ૨ અભિમાન (પરશુરામ) ૨ અહંકાર; ૨ અશ્રદ્ધા; ૧ અનાર્જવ (કર્ણ, પરશુરામ, પૂતના); ૧ આત્મસ્તુતિ; ૧ પરનિંદા; ૨ દંભ; ૧ લોભ (ત્રિશંકુ); ૨ ક્રોધ (દુર્વાસા) ૧ અસૂયા; ૧ અતિભોજન; ૨ કામ (નહુષ, ભર્તૃહરિ, વિભીષણ, શુક, સુદામા, દ્રુપદ)

अहिंसा सत्यमस्तेयं अकामक्रोधलोभता ।
भूतप्रियहितेहा च धर्मोऽयं सार्ववर्णिक: ॥
सत्यम्, समता, दम:, अमात्सर्यम्, क्षमा , ह्री तितिक्षा,
अनसूयता, त्याग, ध्यानम्, आर्यत्वम्, धृति:, सततंदया
— सत्याकारा: त्रयोदश:

| | |
|---|---|
| सत्य | स्वाध्याय: मनोवाक्कायकर्मभि: |
| अहिंसा | ईश्वरप्रणिधान |
| अस्तेय | सन्तोष |
| ब्रह्मचर्य | शौच |
| अपरिग्रह | तप |

मैत्री
करुणा
मुदिता
उपेक्षा
} चित्तप्रसादन

ईश्वरे तदधीनेषु बालिशेषु द्विपत्सु च
प्रेम मैत्री कृपो—पेक्षा य: करोति स
मध्यम:

યજ્ઞ, અધ્યયન, દાન, દમ, દાન, દયા, શ્રેય—પ્રેય.

धृति: क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रह: ।
ह्री विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥
अक्रोध: सत्यवचनं संविभागश्च सर्वश: ।
प्रजनं स्वेषु दारेषु शौचमद्रोहमेव च ।
आर्जवं भृत्यभरणं त एते सार्ववर्णिका: ॥

नियमा: — આહારલાઘવ, અપ્રમાદ, અક્રોધ, ગુરુશુશ્રૂષા, શૌચ, મૌન, ઉપવાસ.
निषेधा: — નૃશંસ્ય, પૈશૂન્ય, મત્સર, અભિમાન, અહંકાર; અશ્રદ્ધા, અનાર્જવ, આત્મસ્તુતિ, પરનિંદા, દંભ, લોભ, મોહ, ક્રોધ, અસૂયા, અતિભોજન, ધર્મવિરોધી કામ.
પંચયજ્ઞ — દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, મનુષ્યયજ્ઞ.

# જીવનનાં મૂળિયાં

યુદ્ધશાસ્ત્રનો નિયમ છે કે સેના ગમે તેટલી આગળ વધે તોયે તેણે પોતાના મૂળ સ્થાન સાથેનો સંબંધ તૂટવા ન દેવો જોઈએ. મહમદ બીન કાસીમ જ્યારે સિંધ પર ચડાઈ કરીને આવ્યો ત્યારે તેણે બગદાદથી સિંધ સુધીના મુલકમાં પોતાની એવી સુંદર વ્યવસ્થા રાખી હતી કે રોજની ટપાલ બરાબર જાય અને આવે. કમળ પાણી પર તરે છે, પણ જમીનમાં રહેલા પોતાના કંદ સાથેનો સંબંધ એ તોડતું નથી. એ સંબંધ છે ત્યાં સુધી જ કમળની તાજગી છે, કમળની હસ્તી છે.

જ્ઞાન, આવડત, મહત્ત્વાકાંક્ષા અને સાધનસંપત્તિમાં આગળ વધનાર નવયુવકોએ જે સમાજમાંથી પોતે આવ્યા છે તે સમાજ સાથેનો સંબંધ તૂટવા ન દેવો જોઈએ. કમળની શોભા અને સાર્થકતા ભલે એની પાંખડીમાં હોય, પણ એની જીવનશક્તિ તો એના કંદમાં જ છે. તેવી જ રીતે યુવાનો જગતનો ઈતિહાસ વાંચી, દુનિયાનું રાજકારણ સમજી, વિજ્ઞાનના જાદુનો પરિચય મેળવી અને કળાનું કૌશલ્ય ખીલવી ભલે સમર્થ અને સંસ્કારી થયા હોય, પણ એમનાં મૂળિયાં તો પોતાના સમાજમાં જ છે. વિલાયતનો ઈતિહાસ વાંચી જો કોઈ એમ માને કે આપણી શક્તિનું મૂળ વિલાયતની પ્રજાના પુરુષાર્થમાં છે. અને તેમ સમજી જો પોતાના સમાજને તજી વિલાયત જવા ઍપોલો બંદર પર પહોંચી જાય તો તે ઉભયભ્રષ્ટ થવાનો. લોકમાન્યની શક્તિ એમાં જ રહેલી હતી કે તેઓ સમાજથી વિખૂટા પડયા ન હતા. દાસબાબુની પ્રતિષ્ઠા એ જ કારણે બંધાઈ હતી કે તેમણે સમાજના હૃદયમાં સ્થાન મેળવ્યું હતું. ગાંધીજીનું માહાત્મ્ય એમાં જ રહેલું છે કે તેમનો આત્મા પૂરેપૂરો આર્યધર્મી છે. અને વલ્લભભાઈની વીરતા પણ તેઓ ખેડૂત મટયા નથી એમાં જ છે.

યુવાનોએ પોતાના જ્ઞાનનાં મૂળિયાં બધાં પોતાની ભાષા દ્વારા પરિપુષ્ટ થાય છે કે નહીં એ પ્રથમ જોવું જોઈએ. પુરુષાર્થની કલ્પના એમણે પોતાના ધર્મ મારફતે મેળવવી જોઈએ. પોતાના દેશની ભૂગોળ રજેરજ તેમણે જાણવી જોઈએ. અને પોતાના સમાજના બધા જ વર્ગોનાં સુખદુઃખ સાથે તેઓ એકરૂપ થવા જોઈએ.

આજે એવી સ્થિતિ નથી. ભણેલા અને ન ભણેલા વચ્ચે હજી અંતર છે. કેટલાક દેશસેવકો તે અંતર કાપવાનો પ્રયત્ન કરે છે. પણ અસંખ્ય સ્વાર્થસેવકો રોજ ને રોજ તે અંતર વધાર્યે જ જાય છે. કેટલાક અભાગિયાઓ ધર્મચર્ચા અને ધર્મોપદેશ પણ અંગ્રેજીમાં જ કરે છે. બીજા કેટલાક મુત્સદ્દીઓ દેશનું રાજકારણ હજી

પણ અંગ્રેજી મારફતે ચલાવવાની આશા રાખે છે. સંસ્કૃતિની ચર્ચા તો હજી અંગ્રેજીમાંથી સ્વભાષામાં આવી જ નથી. અને આજે હિંદુસ્તાન વિશે હિંદુસ્તાની લોકોએ અંગ્રેજીમાં જેટલું લખ્યું છે તેનો દસમો ભાગ પણ સ્વભાષામાં લખ્યો નથી. જ્યાં બધા જ ગુનેગાર છે ત્યાં ખાસ નામ કોનું દેવાય?

માણસ પોતાના સમાજમાંથી વિખૂટો પડી જીવી જ ન શકે એ વાત સાચી છે. પણ જ્યાં દેશમાં પારકી સત્તાનું રાજ્ય પ્રવર્તે છે ત્યાં શિકારી સાથે જેમ કૂતરાઓ રહે છે તેમ કેટલાક વર્ગો પારકી સત્તાની હૂંફે ટકી શકે છે. એમના મનમાં ભલે દેશભક્તિના ઊભરા આવતા હોય, એમની વાણીમાં અને લાગણીમાં ભલે દેશની પૂજા હોય, પણ એમનું જીવન પારકી સત્તા ટકાવવામાં અને દૃઢ કરવામાં ચરિતાર્થ થાય છે. આપણા હૃદયમાં કઈ 'ભાવનાઓ ઊછળે છે,' આપણે કેવા વિચારો ધરાવીએ છીએ, એટલા ઉપરથી જ આપણે પોતાની કિંમત આંકીએ એ બસ નથી. પણ આપણે કેવું જીવન ગાળીએ છીએ એનો જ વિચાર આપણે કરવો ઘટે છે. ભાષા એ બૅંકના ચેક જેવી છે. બૅંકમાં આપણી થાપણ હોય તો જ ચેક પરની સંખ્યા શોભે છે. બૅંકમાં જો થાપણ તરીકે એક પાઈ પણ ન હોય અને મોટી મોટી રકમોના ચેક આપણે ફાડતા જઈએ, તો તેની જે દશા થાય છે તે જ દશા પામર જીવનમાં ઊછળતી ઉદાત્ત ભાવનાઓની થાય છે.

## નિબંધ

બાલ્યકાળમાં સભા એટલે શું એ સવાલનો જવાબ જેમ મને વિચિત્ર અને રમૂજી લાગેલો તેમ જ 'નિબંધ' શબ્દનો અર્થ પહેલવહેલાં જાણતાં રમૂજ પડી. કેસુ પૂને જઈ નિબંધ લખતાં શીખી આવ્યો હતો. મેં એને પૂછ્યું, 'નિબંધ એટલે શું?' 'નિબંધ એટલે ગમે તે વિષય ઉપર આપણા મનમાં આવે તે લખી આપવાનું.' હું સમજી ન શક્યો. વિષય એટલે શું એની પણ ખબર ન પડે. અને એના ઉપર લખવાનું એ પણ મૂંઝવણનો વિષય થઈ પડ્યો. કેસુ કહે, 'દાખલા તરીકે સત્ય, ખોખોની રમત, શિયાળો, મુસાફરી એવા એવા ગમે તે વિષય ઉપર જે લખવાનું સૂઝે તે લખી કાઢવાનું.' 'પણ એમ ને એમ માણસને શી રીતે સૂઝતું હશે? અને શિક્ષક શું માગે છે એ પ્રશ્ન પૂછ્યા વગર આપણે શી રીતે જાણી શકીએ?' 'તું તો સાવ બાઘો છે. નિબંધમાં શિક્ષક પ્રશ્ન નથી પૂછતા. આપણા મનમાં જે આવે તે લખવાનું હોય છે.'

'એટલે? મારા મનમાં જે આવે તે લખી કાઢું? અને એ નિબંધ થાય! ત્યારે તો એ સાવ સહેલું! એમાં તે શું શીખવાપણું હોય? લે કલમ અને લખી કાઢ. પણ શિક્ષક એમાં શું તપાસતા હશે?'

'તું માને છે એટલું એ સહેલું નથી. બહુ જ અઘરું છે. ૨૦-૨૫ લીટી લખતાં દમ નીકળી જશે. માથું ખજવાળતાં થાકી જવાય, પણ કાંઈ સૂઝે નહીં, અને એમાં માર્ક બહુ ઓછા મળે છે.'

'હું ફરી મૂંઝાયો. આ તે વળી શું ગૌડબંગાલ? ગમે તે લખવાની છૂટ, અને છતાં લખવાનું સૂઝે નહીં!'

*

નિબંધનું પુનર્દર્શન હાઈસ્કૂલમાં થયું. તે વખતે એની શિકલ પણ બદલાઈ. વ્યુત્પત્તિ, વ્યાખ્યા, દાખલાદલીલ, લાભગેરલાભની ચર્ચા, અને સિદ્ધાંત અથવા ઉપસંહાર — એવા પંચોપચાર વિધિમાંથી એને પસાર થવું પડતું. મેકમિલન, પીટરસન, હુગવર્થ એ નિબંધના આચાર્યો. એમાં મને પીટરસન બહુ ગમતો, કેમ કે એ નિબંધો સહેલા લખતો પણ બાલિશ નહીં. એના નિબંધો સાચેસાચા અને પ્રૌઢ આવતા. પણ કંઈક કૃત્રિમ તો ખરા જ. સાચા નિબંધો તો ચિપળૂણકર, આગરકર, પરાંજપે, ટિળક વગેરેના — જીવતા, જાગતા, અણીદાર, ઝનૂની અને આગ્રહી. એમના પરિચય પછી ઍડિસન, સ્ટીલ, વૉશિંગ્ટન અર્વિંગ, બેકન, અને લૉબેને ભેગા કરેલા. નિબંધકારો હડફેટમાં આવ્યા અને નિબંધનું પૂરેપૂરું દર્શન થયું.

તરત જ મેં વ્યાખ્યા બાંધી લિટરેચર વગરનું લિટરેચર તે નિબંધ.

પછી હું કહેવા લાગ્યો: નિબંધનું મુખ્ય લક્ષણ એ કે તેમાં વાચકની જોડે પરિચિતપણાનો સંબંધ હોય — એક જાતની વ્યક્તિગત અપીલ હોય અને સીધી ભાષામાં મનની વાત કહી દીધેલી હોય. નિબંધમાં પદ્ધતિસર વિવરણ કરવાનો પ્રયત્ન હોતો નથી. એનું કારણ લેખકની પાસે પદ્ધતિ નથી એમ નહીં, પણ તેની એને જરૂર નથી, દરકાર નથી, લેખક પ્રવચન આપવા નથી નીકળ્યો હોતો. એના મનમાં કંઈક તરવરી રહેલું હોય છે, તેને તે સાહિત્યની શૈલીમાં નથી કહેવા માગતો. પણ જીવનની શૈલીમાં કહેવા માગે છે. તે પોતે જાણે છે એટલું તમે પણ જાણો છો, અને બે જણ વચ્ચે ઊંચાનીચાનું ઝાઝું અંતર નથી એમ તે માની જ લે છે. માત્ર તેની પાસે એ વસ્તુને નીરખવાની એક વિશિષ્ટ દૃષ્ટિ રહેલી છે, જે એની પોતાની જ છે, અને એ દૃષ્ટિ જો તે તમને આપે તો એ તમારી પણ થઈ શકે એમ છે. તમે એને સાંભળી રહો છો એને સારુ તે તમારો આભાર માને છે, અને તમને ખાતરી આપે છે કે તમે મારા વિચારો જાણવાની જે ભલમનસાઈ બતાવી છે તેનો ગેરલાભ લઈ તે ઝીણી ઝીણી વિગતોમાં ઊતરી તમને કંટાળો નહીં આપે. તે પોતાને કહેવાનું ટૂંકાણમાં ને રસમય રીતે કહી દેશે. તે કદાચ વિદ્વાન ન હોય, પણ પૂરેપૂરો સજ્જન તો છે જ. પોતાની પાસે ખરેખાત કંઈક કહેવા જેવું છે, અને તમે તેને સાંભળવાને ખરેખર ઉત્સુક છો એવી જો તેની

ખાતરી ન હોત તો તે કલમ ઉપાડત જ નહીં. અને અંતે સમાપ્તિ કરતાં તેના મુખ પર એવો જ ભાવ દેખાય છે જાણે આપણને કહેતો ન હોય, 'ઠીક, ત્યારે મારું કહેવું તમે સમજ્યા. મને તો આ પ્રમાણે લાગે છે. તમારી પ્રતીતિ કરી આપવા હું નથી નીકળ્યો, આ વસ્તુ વિશે મને શું લાગે છે એટલું જ મારે તો કહેવું હતું. હું ધારું છું કે મેં ઠીક ઠીક રીતે તે કહી દીધું છે. જય જય ત્યારે.'

આવી વૃત્તિમાં નિબંધના વિષય તરીકે શું શું આવી શકે એ કહેવાની જરૂર નથી. એ તો ક્યાંક થયેલો અનુભવ હોય, સાંભળેલી વાત હોય, વરસો સુધી મહેનત કરીને કરેલી શોધ હોય અથવા ટૂંકી ચર્ચા હોય; સાહિત્યની ચર્ચા પણ હોય અને ચર્ચાનું સાહિત્ય પણ હોય.

*

એક દિવસ સાંગલીમાં અમારે ત્યાં એક સતારપ્રવીણ આવ્યા હતા. પોતે ધંધાદાર તો નહીં પણ મોટા મોટા ઉસ્તાદો એમની પાસે શીખવા જાય. ખાધેપીધે સુખી, એટલે બધો વખત સતારને જ આપે. મારા પિતાશ્રીએ મારી ઓળખાણ કરાવી અને ઉમેર્યું કે 'એ સંગીતમાં કંઈ જાણતો નથી, પણ એને સંગીતનો રસ જાગ્યો છે. એકાદ ચીજ વગાડી બતાવશો તો એ રાજી થશે. એની પાસે ફક્ત કૉલેજિયનની રસિકતા જ છે.'

પેલા ભાઈએ હાયે ન કહી અને નાયે ન કહી. ખૂણામાં પડેલી સતાર બેદરકારીથી ઉપાડી. જરાક ટચાંઉં ટચાંઉં કરી એક મિનિટમાં સતાર મેળવી લીધી, અને આલાપ છેડચા. સતાર જુએ પણ નહીં. આંગણામાં લીમડા પર બેઠેલા પોપટ તરફ જુએ. ઘડીક મારી તરફ જુએ. એકાગ્ર થવાની જવાબદારી જાણે આંગળીને સોંપી દીધેલી. પણ એવું તો દિવ્ય સંગીત એમાંથી નીકળ્યું કે હું પીતો જ રહ્યો. મારું પાન રીતસર શરૂ થાય એટલામાં એણે બંધ પણ કર્યું.

મારા મોઢા પર અતૃપ્તિની અસ્વસ્થતા જોઈ ફરી એણે સતાર ઊંચકી બીજો આલાપ છેડચો. આ વખતે સાવ જુદો, એ પૂરો થાય તે પહેલાં ભાઈ-સાહેબ ખુરસી પરથી ઊઠચા પણ હતા. 'લો ત્યારે' કહીને સતાર ખૂણામાં મૂકી દીધી અને ચાલ્યા ગયા.

નાના કહે, 'આજે રોજ કરતાંયે એણે સરસ વગાડચું છે. આજે કંઈ વિશેષ રંગમાં આવ્યો લાગે છે.'

'પણ એ બધું એણે એટલી સહજ લીલાથી કર્યું હતું કે જાણે એનું અવધાન જ ત્યાં ન હતું.'

ઉત્તમ નિબંધો એવા જ હોય છે, હોવા જોઈએ.

# ઇતિહાસની પ્રેરણા

ગમે તે કારણે કોઈ સમાજ વર્તમાન સ્થિતિથી જ્યારે અસંતુષ્ટ થઈ જ
છે ત્યારે તેની દૃષ્ટિ ભૂત અને ભવિષ્ય તરફ દોડે છે, અને જેટલે દરજ્જે અ
બન્ને દૂરવર્તી કાળનું તે દર્શન કરી શકે છે તેટલે દરજ્જે તેની અંદર ઉત્સા
અને પ્રાણ આવી જાય છે; અને તે શક્તિ વડે તે વર્તમાનકાલીન આપત્તિઅ
સામે લડવાની હિંમત બાંધે છે તથા પોતાની યુદ્ધનીતિ પણ નક્કી કરે છે. આમ
ભવિષ્યકાળ તો કાળના ગર્ભમાં હોવાથી કલ્પના વડે જ તેનું દર્શન થઈ શ
છે; પણ ભૂતકાળ તો થઈ ગયેલો; એટલે નિશ્ચિત સ્વરૂપવાળો હોય છે. ભવિષ્
કાળનો સ્વભાવ અનિશ્ચિતતામાંથી નિશ્ચિતતામાં આવવું એ હોય છે, જ્યા
ભૂતકાળ પોતાનું નિશ્ચિત રૂપ છોડી દહાડે દહાડે અનિશ્ચિત થતો જાય છે, અ
જો આપણે શ્રદ્ધાપૂર્વક તેનો સંગ્રહ ન કરીએ તો તે પોતાના સ્વભાવ મુજબ
કાયમને માટે વિસ્મૃતિમાં ડૂબી જાય છે.

ભૂતકાળ એ આપણી મૂડી છે. તેનો બરાબર ઉપયોગ કરીએ તો ગત હોવ
છતાં તે આપણને હમેશાં સ્ફૂર્તિ આપ્યા જ કરે છે અને આત્મપરિચય કરાવ
ભવિષ્યને સ્પષ્ટ રીતે જોવાની શક્તિ આપે છે. જ્યારે જ્યારે કોઈ પણ દેશમાં
રાજકીય, સામાજિક અથવા સાહિત્યવિષયક ક્રાન્તિ થઈ છે અથવા નવું ચૈતન્ય
આવ્યું છે ત્યારે ત્યારે તેના પહેલાં લોકોએ ભૂતકાળ તરફ જોયું છે અને તેની
પાસેથી પ્રેરણા મેળવી છે.

આ સાર્વત્રિક સિદ્ધાંતને અનુસરીને ગુજરાતમાં પણ એ દિશામાં પ્રવૃત્તિ
થાય એ સ્વાભાવિક હતું. રાજદ્વારી હિલચાલોમાં રાષ્ટ્ર જ્યારે પરાવલમ્બિતાથી
કંટાળી ગયું અને પોતાના પુરુષાર્થને બળે જ પોતાનો ઉદ્ધાર સાધી લેવાનું રાષ્ટ્રે
નક્કી કર્યું ત્યારે સ્વ-દેશ, સ્વ-ધર્મ, સ્વ-ભાષા, સ્વ-જન અને સ્વ-તન્ત્ર મારફતે જ
ઉદ્ધાર થઈ શકે એની રાષ્ટ્રને ખાતરી થઈ ગઈ; અને બધી પ્રવૃત્તિઓ ભવિષ્યને
માટે કરતાં છતાં ભૂતકાળ પાસેથી 'સ્વ'નો પરિચય કરાવવાનું સૂઝ્યું. નિકટવર્તી
ભવિષ્યમાં સ્વરાજ્ય સ્થાપવાની આકાંક્ષાથી ગુજરાતમાં રાષ્ટ્રીય શિક્ષણની હિલચાલ
શરૂ થઈ ત્યારે એની સાથે જ ગુજરાતનો ઇતિહાસ, ગુજરાતી સાહિત્ય, ગુજરાતનું
સ્થાપત્ય અને દૃષ્ટિ જરા વ્યાપક કરી હિન્દુસ્તાનના ઇતિહાસ, સાહિત્ય, સ્થાપત્ય,
ભાષા, વિજ્ઞાન, કળા, ધર્મ, સમાજ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોની શોધખોળ કરવાની
જરૂર જણાઈ.

રાજ્યકર્તાઓએ પોતાનું રાજ્ય અને પોતાની પ્રતિષ્ઠા કાયમ કરવા માટે દરેક
રીતે આપણને ભમાવ્યા હતા. આપણી સંસ્કૃતિ વિશે તેમણે પોતાની દૃષ્ટિએ

અભિપ્રાય બાંધીને, સરકારી કેળવણી દ્વારા અને અંગ્રેજી સાહિત્ય દ્વારા તે અભિપ્રાય આપણા મનમાં એટલો બધો રૂઢ કર્યો કે આપણા ભણેલા લોકોને તે જ પ્રમાણભૂત ભાસવા લાગ્યો. પરિણામે આત્મગૌરવનું ભાન ઓછું થયું, સ્વરાજ્ય વિશેની શ્રદ્ધા મોળી પડી, સામાજિક એકતા તૂટી ગઈ અને આપણો પુરુષાર્થ આડે રસ્તે જવા લાગ્યો. આટલું કાર્ય અંગ્રેજોએ એક દિવસમાં કર્યું નહીં; ધીમે ધીમે, બહુ જ ધીમે તેઓ સંસ્કારો નાખતા ગયા અને અંતે તેમણે ધારેલી ક્રાંતિ લગભગ પૂરી કરી. આપણને થયેલું નુકસાન ધોઈ કાઢવા માટે હવે આપણા તરફથી સંગીન પાયા ઉપર પ્રયાસ થવો જોઈએ. 'આપણે બહુ સારા હતા', 'આપણું બધું શ્રેષ્ઠ હતું', એવા પોકળ અભિમાનથી સમાધાન થવાનું નથી. બડાઈ એ તો દુર્બળતાનું જ લક્ષણ છે. પોતાની પૂરતી પિછાન કરાવવાથી જે સ્વાભાવિક આત્મપ્રત્યય કેળવાય છે તેમાં જ રાષ્ટ્રીય પ્રાણ રહેલો છે. યુરોપિયન લોકોએ માન્યું કે હિંદુસ્તાન પતિત રાષ્ટ્ર છે તેથી તે ઓછું સુધરેલું છે અને તેથી ઓછા સુધરેલા દેશોમાં પુરાતત્ત્વની કિંમત જે રીતે અંકાય છે તે રીતે ભારતવર્ષનું થવું જોઈએ. આ દુષ્ટ પૂર્વગ્રહને લીધે યુરોપના સારામાં સારા યોગ્ય અને સજ્જન લેખકોએ પણ હિન્દુસ્તાનને અન્યાય કર્યો છે. યુરોપિયનોએ વિગતોની શોધખોળ માટે ખૂબ પ્રયાસ કર્યો; અને તેમાંથી ઉત્તમ ફળપ્રાપ્તિ પણ થઈ છે. તે માટે આપણે તેમનો ઉપકાર ન માનીએ તો કૃતઘ્ન કહેવાઈએ. પણ ખરું જોતાં દરેક દેશના ભૂતકાળની યથાર્થ કલ્પના અને તેનું તોલન તે ભૂતકાળનો વારસો જેમને મળ્યો હોય તેઓ જ યોગ્ય રીતે કરી શકે. આપણે અત્યાર સુધી તે કામ કર્યું નહીં, એટલે યુરોપિયન લોકો જે ખ્યાલ આપે તે જ સ્વીકારવો અથવા ચિડાઈને તેનો આંધળો વિરોધ કરવો એટલો જ ઉપાય આપણી પાસે હતો. પણ હવે તે દશા રહી નથી. દરેક પ્રાંત પોતાની દૃષ્ટિ અને શક્તિ પ્રમાણે પુરાતત્ત્વ-સંશોધનનું કામ ક્યારનું કરવા લાગ્યો છે. ગુજરાતમાં પણ આવું કામ ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીના દિવસથી ચાલતું આવ્યું છે, પણ સંઘટિત પ્રયત્નો એકાદ રાષ્ટ્રીય સંસ્થા દ્વારા થવાની જરૂર હતી, અને આખા ગુજરાતને તેનો લાભ મળે એટલા માટે તે સ્વભાષા મારફતે થવાની તેટલી જ જરૂર હતી. ગુજરાતના પૈસાથી અને ગુજરાતના પુરુષાર્થથી શોધખોળ થાય અને તેનાં પરિણામ પરભાષાના તાળામાં પુરાયેલાં રહેવાથી ગુજરાત તેથી વંચિત રહે એ અસ્વાભાવિક સ્થિતિ હતી અને ભારે અન્યાય પણ હતો. ગુજરાતનો વારસો ગુજરાતને યથાસમય ન મળ્યો તેથી ગુજરાતને ભારે નુકસાન થયું છે. સ્વહિત વિશે પ્રજા બેદરકાર ન હોત તો લોકોએ પહેલેથી સરકાર પાસે અને પોતાના સાક્ષરો પાસે આની માગણી કરી હોત. પણ જાગ્યા ત્યાંથી સવાર. સાક્ષરરત્ન કેશવલાલ હર્ષદરાય ધ્રુવ જેવાઓએ પોતાની શોધખોળ ગુજરાતીમાં પ્રસિદ્ધ કરી સ્વભાષાનું ઋણ ઉતાર્યું છે, પણ અત્યાર સુધી જેટલી શોધખોળ યુરોપિયન ભાષામાં થઈ છે તેટલી ગુજરાતીમાં લાવવાની ભારે જરૂર છે. દેશના

સર્વાંગીણ ઇતિહાસમાં તેનું મહત્ત્વ નક્કી કરી તેનો ઉપયોગ કરવો જોઈએ જેથી તે દ્વારા કેળવણી રાષ્ટ્રીય થાય અને સાર્વત્રિક સંસ્કારિતા વધે.

આવું કામ કરવા માટે વિપુલ સાધનોની આવશ્યકતા છે એ કહેવાની જ નથી. ગુજરાતમાં એવા અનેક લક્ષ્મીપુત્રો પડેલા છે કે જેઓ ધારે તો એક જ બધી સાધનસામગ્રી પૂરી પાડે. પણ તેમને આ બાબતમાં રસ પડતાં હ વાર છે, અને તેથી પ્રજાકીય ઉત્સાહ ઉપર આધાર રાખી રાષ્ટ્રીય સંસ્થા સ્થા જ છૂટકો છે.

# ઇતિહાસની કસોટી

'ઇતિહાસનું પુનરાવર્તન થાય છે' એ સર્વવિશ્રુત વચનનો કાંઈ અર્થ હો તો તે એટલો જ છે કે ગમે તે દેશ અથવા કાળ લો, મનુષ્યસ્વભાવ બધે સરખ જ હોય છે, અને તેથી સમાન પરિસ્થિતિમાં માનવી ઘટનાનો પ્રવાહ સમા સ્વરૂપનો હોય છે. આ તત્ત્વ આમ સાદું અને ક્ષુલ્લક દેખાય છે, છતાં ઇતિહાસન અનેક જટિલ પ્રશ્નાનો ઉકેલ લાવવાની એની શક્તિ અમોઘ છે. ઇતિહાસવેત્તા ઓએ હજી એ તત્ત્વનો પૂરો ઉપયોગ કર્યો નથી. આ તત્ત્વ જેને ગળે ઊતર્યું દે તે ઇતિહાસનું રહસ્ય સામાજિક માનસશાસ્ત્રના સિદ્ધાંત ઉપરથી નક્કી કરવા માં છે. ઘણા વીર પુરુષો અને મુત્સદ્દીઓ ઇતિહાસ વાંચ્યા વગર ઇતિહાસ નિર્માણ કરી શક્યા છે એનું કારણ પણ મનુષ્યસ્વભાવ — સમાજનો સ્વભાવ — બરાબર પારખવાની તેમની શક્તિ જ છે.

*

મનુષ્યસ્વભાવ બધે સરખો છે એ મુખ્ય તત્ત્વ સ્વીકાર્યા પછી બીજી એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ. તે એ છે કે આ ધરતી ઉપર જે અનેક માનવવંશ છે તે દરેકનો પોતાનો વિશિષ્ટ સ્વભાવ જેવું કંઈક હોય છે. તે સ્વભાવ જાણી લઈએ ત્યારે જ તે વંશના ઇતિહાસનું રહસ્ય આપણી આગળ પ્રકટ થાય છે. એ સ્વભાવ નહીં જાણવાથી અર્થનો અનર્થ કેમ થાય છે તે જોવું હોય તો કેટલાક યુરોપીય ગ્રંથકારોએ શ્રીરામચન્દ્રના પાવન ચરિત્રને જે ઘૃણાસ્પદ સ્વરૂપ આપ્યું છે તે જોવું. વિન્સેન્ટ સ્મિથે હિન્દુસ્તાનના ઇતિહાસમાં બનેલા પ્રાચીન બનાવો મહાપ્રયાસથી આપણને એકત્ર કરી આપ્યા છે, પણ તે ઇતિહાસકાર હિન્દુસ્તાનના આર્યવંશની મનોરચના સાથે યથાર્થ પરિચય નથી કરી શક્યો અને તેથી તેણે કાઢેલાં અનુમાન દૂષિત છે.

*

કોઈ પણ વંશનો ઇતિહાસ તે જ વંશનો વારસો જેમને મળ્યો છે એવા લોકોમાંથી બહુશ્રુત અને નિષ્પક્ષ લોકોએ લખવો જોઈએ. પોતાના પૂર્વજોએ લખી

રાખેલી વસ્તુઓનો અર્થ કેવી રીતે બેસાડવો એની કૂંચી પરંપરાને લીધે એમના હાથમાં આવેલી હોય છે. જે વંશમાં શુદ્ધ ઈતિહાસ લખેલો હોતો નથી તેની પણ મહાન રાષ્ટ્રીય ઘટનાઓમાં તે વંશની દૃષ્ટિએ લાગતું રહસ્ય પરંપરાથી તે વંશમાં ચાલતું આવેલું હોય છે. શાસ્ત્રીય તર્ક કરતાં આ પરંપરાને વધારે કિંમત આપવી ઘટે છે, તેનું જ પ્રામાણ્ય બલવત્તર ગણાવું જોઈએ.

*

આપણા જૂના સાહિત્યમાં ઈતિહાસ છે, પણ તે ઐતિહાસિક વૃત્તિથી લખેલો નથી. એકાદ ધર્મતત્ત્વ (Philosophy of History) લોકોના મન ઉપર ઠસાવવા માટે ઐતિહાસિક વસ્તુનો આધાર લેવામાં આવે છે. सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च । આ લક્ષણ પ્રમાણે પુરાણોમાં સૃષ્ટિની ઉત્પત્તિથી માંડીને વર્તમાન-કાળ સુધીનો ઈતિહાસ હોય છે, છતાં ધાર્મિક બોધ એ જ પુરાણોનો મુખ્ય ઉદ્દેશ હોય છે. પદ્મપુરાણ કહે છે તેમ पुराणे धर्मनिश्चयः ।

*

આપણા સાહિત્યની બીજી વિશેષતા એ છે કે આપણા પૂર્વજો રહસ્યમય બનાવો સરળ અથવા પ્રગટ ભાષામાં લખતા નહોતા. તેઓ વક્રોક્તિમાર્ગનિપુણ હતા. ઉપનિષદ્‌માં કહ્યું છે કે परोक्षप्रिया इव हि देवाः प्रत्यक्षद्विषः ।

આપણા પ્રાચીન ગ્રંથકારોની ત્રીજી વિશેષતા એ છે કે અનિષ્ટ અથવા દુ:ખદ વાતનું સ્વરૂપ ઢાંકી દેવું અથવા બદલી નાખવું. ધર્મને અર્થે અથવા કોઈ પણ ઉદાત્ત તત્ત્વને અર્થે પ્રાણ અર્પણ કરનાર વ્યક્તિનો અંત દુ:ખદ થયો એમ તેમનાથી કહેવાતું નથી. અંતકાળે શંખચક્રગદાપદ્મધારી વિષ્ણુ અથવા મહાદેવ આવીને જરૂર તેનો ઉદ્ધાર કરવાના. હરિશ્ચંદ્રની કથા લો કે ગજેન્દ્રની, માર્કંડેયની લો કે વ્યાધની, મીરાંબાઈની લો કે શિબિરાજાની. આવા પરિવર્તનને અંગ્રેજી સાહિત્યકાર 'Poetic Justice' કહે છે.

બૌદ્ધમાર્ગ પ્રબળ કેમ થયો એનો કશો ઉલ્લેખ સંસ્કૃત ધાર્મિક સાહિત્યમાં શોધ્યો નહીં જડે, પણ કુમારિલ, શંકરાચાર્ય વગેરેએ બૌદ્ધ ધર્મનો ઉચ્છેદ કેવી રીતે કર્યો એનાં જ માત્ર રસપૂર્ણ વર્ણનો મળી આવશે.

'मान सांगावा जनांत व अपमान सांगावा मनांत'

આ ઘરગથ્થુ કહેવતનો અમલ બહુ પ્રાચીન કાળથી આપણે કરેલો જણાય છે. સોમનાથ, વલ્લભીપુર, પાટલિપુત્ર, વિજયનગર વગેરે શહેરોનો નાશ કેવી રીતે થયો એની વિચિત્ર દંતકથાઓ ઉપરથી પણ એ જ તત્ત્વ સિદ્ધ થાય છે. પ્રાચીન ગ્રીક અને રોમન લોકોએ પણ એ જ તત્ત્વનો છૂટથી ઉપયોગ કરેલો એવું સિદ્ધ થાય છે.

પ્રાચીન સાહિત્યની આ વિશેષતાઓ ધ્યાનમાં લઈને અને આર્યજાતિના સ્વ-ભાવની કસોટી હાથમાં રાખીને આપણે પ્રાચીન ઈતિહાસ પારખીએ તો ઘણી ઐતિહાસિક ગૂઢ ઘટનાઓના રહસ્યભેદ ખૂલવાનો સંભવ છે.

# ઇતિહાસનું શિક્ષણ

## [એક પત્ર]

પાઠ્યપુસ્તકોનો આધાર રાખવાથી આવતી અગવડોનો તમારો અનુભવ તમે જણાવ્યો છે. પાઠ્યપુસ્તક વગર ચલાવવાથી કેળવણીમાં કેટલા દોષો પેસી જાય છે એનો અનુભવ મને ખૂબ છે. તેથી પાઠ્યપુસ્તકની મદદનો સવાલ પ્રથમ હાથમાં લઈએ. હું જોઉં છું કે પાઠ્યપુસ્તકોનો આદર્શ દિવસે દિવસે બધે જ બગડતો જાય છે. પાઠ્યપુસ્તક લખનારા પોતાની શિક્ષક તરીકેની બધી કળા અક્ષરસ્થ કરી પાઠ્યપુસ્તકોને શિક્ષકના અવેજી તરીકે રજૂ કરે છે. તેથી પાઠ્યપુસ્તકો આકર્ષક પણ વાચાળ અને ખર્ચાળ થાય છે. પાઠ્યપુસ્તક વિદ્યાર્થીના હાથમાં સોંપી શિક્ષકો ટપાલીની પેઠે ઊભા રહે તો તેઓ શિક્ષક તરીકે શું કામ કરવાના? દરેક શિક્ષકની શીખવવાની કળા જુદી હોય છે, અને હોવી પણ જોઈએ; અને વિષય પરત્વે, વિદ્યાર્થી પરત્વે, તેમ જ પ્રસંગ પરત્વે જુદી જુદી પદ્ધતિ અને નવી નવી કળા શિક્ષકે વાપરવી જોઈએ. હાલનાં પાઠ્યપુસ્તકો આમાં અત્યંત અંતરાયરૂપ નીવડે છે. પાઠ્યપુસ્તકો એટલું બધું બકી નાખે છે કે શિક્ષકને પાઠ્યપુસ્તકની ખૂબી સમજાવવા ઉપરાંત અને અઘરા શબ્દ અને વાક્યનો અર્થ કરવા ઉપરાંત કશું કામ રહેતું જ નથી. પાઠ્યપુસ્તક અંગ્રેજી હોય તો — ભૂગોળનું હોય કે ઈતિહાસનું, સાયન્સનું હોય કે હાઈજીનનું, રીડર હોય કે મૅન્યુઅલ — વાક્યનો અર્થ કરવો એ જ શિક્ષકનો મુખ્ય ધંધો. ગણિતમાં પણ ઘણી વાર એ જ દશા. રીત અને દાખલાઓનો અર્થ કરવા પાછળ જ ઘણો વખત જાય છે. આ રીતે અંગ્રેજી ભાષા ખૂબ કેળવાતી હશે, પણ શિક્ષક માર્યો જાય છે.

બીજી બાજુ, પાઠ્યપુસ્તક જ્યાં ન હોય ત્યાં શિક્ષક ઘણી વાર તૈયારી વગર ગમે તેમ ઠોકયે જાય છે. માહિતી ચોક્કસ ન હોય ત્યારે ગોળગોળ વિધાનો કરી ભાષાચાતુર્યથી વિદ્યાર્થીઓને આંજી નાંખે છે. વર્ગમાં વ્યાખ્યાન સાંભળતાં વિદ્યાર્થીઓને ખૂબ રસ પડે છે. વિદ્યાર્થીઓ બહુશ્રુત પણ થાય છે. પણ કેળવણીનો મુખ્ય ઉદ્દેશ જે ચોકસાઈ, તે વિદ્યાર્થીઓમાં કેળવાતી જ નથી. કેટલાક વિદ્યાર્થીઓ શિક્ષકની આ ચતુરાઈ શીખી લે છે અને તે કળામાં પ્રવીણ થાય છે. પણ ઘણાખરા વિદ્યાર્થીઓ મૂંઝાઈ જાય છે, પ્રશ્નના જવાબ દેવામાં અર્થનો અનર્થ કરે છે, અને આત્મવિશ્વાસ ખોઈ બેસે છે. મોટી મોટી ચોપડીઓ વાંચવા જેટલી ધીરજ વિદ્યાર્થીઓમાં હોતી નથી; પછી ચોરીથી વિદ્યાર્થીઓ ગમે તેવાં પાઠ્યપુસ્તકો

ખાનગી રીતે ગોખી કાઢે છે. પરીક્ષાપરાયણ વિદ્યાર્થીઓ તો આવી શાળાઓ છોડીને નાસી જ જાય છે.

શિક્ષક કસાયેલો હોય તો પાઠ્યપુસ્તક વગર ચલાવવું એ જ સર્વોત્તમ પદ્ધતિ છે. સાચી પદ્ધતિ એ શ્રૌત પદ્ધતિ છે. જે જ્ઞાન આપણે કુદરત પાસેથી લેતા નથી, ગુરુ પાસેથી લઈએ છીએ તે બધું શ્રૌત હોવું જોઈએ. એટલે તેમાં આંખનો ઉપયોગ કરી બીબાં વાંચવાનાં હોય નહીં, પણ ગુરુમુખેથી સ્રવતી જ્ઞાનગંગાનું કાન વડે પાન કરવાનું હોય. શિષ્યમાં પહેલેથી આવી ટેવ પડી હોય તો જ્ઞાનદાન એ પવિત્ર અને મહત્ત્વની ક્રિયા થઈ જાય છે. વિદ્યાર્થી એકાગ્ર થઈને શ્રવણ કરે, એનું મનન અને નિદિધ્યાસન કરે; અને પોતાનું 'અધીત' તેજસ્વી કરી બતાવે. ઉપનિષત્કાળ અને સૂત્રકાળના વિદ્યાર્થીઓ આ કોટિના હતા. એ પદ્ધતિ ફરી દાખલ કરવી અશક્ય કે અઘરી નથી. પણ વિદ્યાના દાન અને ગ્રહણમાં સ્વમાનની સંપૂર્ણ વૃત્તિ હોવી જોઈએ. પરીક્ષા, પદવી, અને પ્રતિષ્ઠાનાં ત્રિવિધ બંધનમાંથી વિદ્યા મુક્ત હોય તો જ એ વાત સંભવે. ગાંધીજીએ અક્ષર-પરિચય પહેલાં જ જ્ઞાનદાન શરૂ થવું જોઈએ એમ જે લખ્યું છે તેનું રહસ્ય આ જ છે.

પાઠ્યપુસ્તકો અલ્પાક્ષર, નિશ્ચિતાર્થ, સર્વાંગસૂચક અને ઉદ્‌બોધક હોવાં જોઈએ. વિનયકુમાર સરકારે યુરોપિયન ઈતિહાસ માટે એ જાતની કેટલીક ચોપડીઓ ખાનગી પ્રકાશનને માટે તૈયાર કરેલી મેં જોઈ હતી. ભાંડારકરની ચોપડીઓ પણ એ જ દૃષ્ટિએ હું સારી ગણું છું. આપણા જૂના સૂત્રગ્રંથો સર્વોત્તમ શ્રૌતપદ્ધતિને અંગે જ તૈયાર થયેલાં પાઠ્યપુસ્તકો છે. અધ્યયનનો ક્રમ, વિષયના સિદ્ધાંતો અને આવશ્યક પરિભાષા આ પાઠ્યપુસ્તકોમાંથી મળે છે. અધ્યાપકોને આ સૂત્રો બરાબર બાંધી રાખનારાં હોય છે. અધ્યાપક આમતેમ જઈ જ ન શકે. જાય તો ફરી પાછા મુખ્ય રસ્તે આવ્યે જ છૂટકો. વિદ્યાર્થીઓને આ સૂત્રો જ્ઞાનના નકશારૂપ અને સ્વાધ્યાયમાં સ્મૃતિપોષક નીવડે છે. ગુરુપરંપરા અખંડિત રહે તો જ આ શ્રૌત-પદ્ધતિ બરાબર ચાલવાની. પરંપરા ખંડિત થાય તો પ્રતિભાવાન અધ્યાપક જ તેને ફરી સજીવન કરી શકે. પણ પદ્ધતિ તો એ જ ઉત્તમ. ઘણી સંસ્કૃત પાઠશાળાઓમાં આજકાલ જે પદ્ધતિ ચાલે છે તેની હિમાયત હું નથી કરતો. તે તો મૂળ શ્રૌત-પદ્ધતિનું બુદ્ધિવિહીન અને જિજ્ઞાસામારક વિકૃત અનુકરણ જ છે.

આપણે વાચાળ પાઠ્યપુસ્તકો રચી કેળવણી ખરચાળ અને અનિશ્ચિત કરી મૂકી છે અને વિચારક્ષેત્રમાં સંસ્કારી સ્વાતંત્ર્ય રાખવાને બદલે વેપારની પેઠે સ્વૈરાચાર દાખલ કર્યો છે. આ રસ્તે આપણો સંઘ કાશીએ પહોંચવાનો નથી. ખરચાળ કેળવણી દેશમાં સાર્વત્રિક થઈ જ ન શકે. પછાત રાષ્ટ્રો ઉપર કાબૂ મેળવી, દુનિયાનાં બજારો કબજે કરી, દેશદેશાંતરને ચૂસી પૈસો પેદા કરીએ ત્યારે જ પચાં ખાગ.

આપણી રાષ્ટ્રીય શાળાઓમાં શિક્ષકો જો એકબે વરસ મહેનત લઈને એક જ વિષય ભણાવે તો ઉપર વર્ણવેલી પદ્ધતિનાં પાઠ્યપુસ્તકો સહેજે તૈયાર થઈ જાય. આ પાઠ્યપુસ્તકો છાપવાની ઉતાવળ તો ન જ હોવી જોઈએ. આઠદશ વર્ષ સુધી એક ને એક પાઠ્યપુસ્તક વધતા જતા અનુભવથી ઘૂંટાય તો પછી તે પ્રચારયોગ્ય થાય. બધા જ વિષયોમાં સૂત્રો ન ચાલે, કંઈક વિગતવાર લખવું જ પડે, પણ વિસ્તૃત વિગત તો મોટી ચોપડીઓમાં હોય જ છે. તે ક્યાં મળી શકે એનો ઉલ્લેખ પાઠ્યપુસ્તકોમાં આવે એટલે બસ. શિષ્ટમાન્ય ચોપડીઓમાંથી સરસ સરસ ફકરાઓ તો આપણે છોકરાઓને એકબે વાર વાંચી સંભળાવીએ છીએ.

પણ ઘણી વાર મનેકમને પ્રચલિત પાઠ્યપુસ્તકો વાપરવાં પડે છે. તે વખતે શિક્ષકે છૂટથી પાઠ્યપુસ્તક ઉપર છોકરાઓ આગળ ટીકા કરવી જોઈએ, જેથી જ્યારે જ્યારે છોકરો પાઠ્યપુસ્તક ફરી વાંચે ત્યારે આપણી ટીકા પણ તેના ધ્યાનમાં આવે. એક અંગ્રેજ પ્રિન્સિપાલ વિશે એમ સાંભળ્યું હતું કે એને પસંદ ન હોય એવા વિચારવાળી ચોપડી તે પાઠ્યપુસ્તક તરીકે રાખતો, જેથી તેને ખંડનસુખ પણ મળે અને વિદ્યાર્થીઓને વિવેચનપદ્ધતિ પણ ભણાવાય. એ કહેતો, 'પાઠ્ય-પુસ્તક તો બોલવાની ચળ પેદા કરવાનું સાધન છે. પાઠ્યપુસ્તકનાં ક્રમ અથવા ગોઠવણ કઢંગાં હોય ત્યારે મૂંઝવણ થાય ખરી. તે સ્થિતિમાં ચોપડીને ક્રમે એક વાર ઉતાવળે વિષય સમજાવી દઈએ અને બીજી વાર પ્રકરણોની નવેસર ગોઠવણ કરી આપણી પોતાની ઢબે ભણાવીએ. સત્રને અંતે આપણી પોતાની દૃષ્ટિ, વિષયની આપણી રચના, તેના વિભાગ, તારતમ્ય વગેરે બધાંનો એક નકશો તૈયાર કરી વિદ્યાર્થીઓને સમજાવીએ તો તેની અસર કાયમ રહે છે. માત્ર આવો નકશો છાપવો ન જોઈએ. વિષય બરાબર ભણાવ્યા પછી જ વિદ્યાર્થી આગળ તે રજૂ કરીએ. વધુ અનુભવે તેમાં ફેરફાર પણ કરવો પડે.

હવે ઉન્મેષપદ્ધતિ વિશે. ઉન્મેષપદ્ધતિ એ અત્યંત નાજુક પદ્ધતિ છે. અસાધારણ કળા વિના તે સફળ ન થાય. વિષયનો ઉન્મેષ બતાવવા માટે, બાલમાનસનો અને ખાસ કરીને તેના રસનો ઉન્મેષ પ્રથમ જાણવો જોઈએ. રસવિકાસનો ક્રમ જે ન જાણે, ન શોધે તે શિક્ષક કોઈ કાળે સફળ શિક્ષક થઈ ન શકે. નાનાં છોકરાંઓમાં ઐતિહ્ય રસ હોતો જ નથી. સામાજિક પ્રયત્ન, સામાજિક ઘટનાઓ અને તેમનો કાર્યકારણસંબંધ તેઓ સમજી શકતાં નથી, સમજાવીએ તો તેમાં રસ લઈ શકતાં નથી, તેમને વ્યક્તિગત જીવન અને તેની અંદર આવતા માનવી વિકારો અને અદ્‌ભુત ઘટનાઓ જ આકર્ષક લાગે છે. એટલે ઐતિહાસિક પુરુષોનું ઐતિહાસિક કાર્ય અથવા ઐતિહાસિક મહત્ત્વ નાનાં છોકરાંઓ આગળ રજૂ કરીએ એ વ્યર્થ છે. રામાયણની વાર્તા ઇતિહાસભૂગોળથી પર છે તેથી જ તે આબાલવૃદ્ધોને એટલી રસમય થઈ છે. રામની મુસાફરી, રાવણનું સૈન્ય, તે વખતની રાજકીય પરિસ્થિતિ અને રામરાવણયુદ્ધની રાષ્ટ્રીય અસર એ બધું કથાકારે દાબી દીધું છે અને તે મહા-

યુદ્ધમાંથી તરી આવતા પાંચદશ પુરુષોનાં વ્યક્તિગત જીવનનું, તેમના કેવળ માનવી વિકારોનું ચિત્રલેખન જ કથામાં મુખ્ય કરી બતાવ્યું છે.

આગળ જતાં ઇતિહાસમાં કામ આવે એવી, ઐતિહાસિક વ્યક્તિઓનું ચારિત્ર્ય ખીલી નીકળે એવી સામાન્ય ઘટનાઓ તેમના જીવનમાંથી કાઢી બતાવીએ એટલે ઇતિહાસશિક્ષણનો પાયો નંખાયો. ઐતિહાસિક વાર્તાઓમાં મુખ્યત્વે તો વાર્તાપણું હોવું જોઈએ. 'પ્રથમ સ્થૂલ ઘટના, પછી વિગતો' એટલો ઉન્મેષ બસ નથી. પણ રસ-વિકાસક્રમ ધ્યાનમાં રાખી ઇતિહાસ લખવો જોઈએ. છોકરાઓને જેમ વાર્તા કહેતી વખતે પહેલાં પશુપક્ષીઓની વાર્તા કહીએ છીએ, ત્યાર પછી અદ્ભુત રસની, ત્યાર પછી મુસાફરીની, ત્યાર પછી શાસ્ત્રીય શોધખોળની, ત્યાર પછી શીલપરાક્રમની, ત્યાર પછી ભાવનાના ઉત્કર્ષની, ત્યાર પછી જીવનના ગૂંચવણભરેલા સવાલોના ઉકેલની, અને સૌથી છેલ્લી આધ્યાત્મિક રહસ્યવાદની, અથવા અતિવાદની; તે જ પ્રમાણે ઉન્મેષ-પદ્ધતિમાં પણ સ્થૂલસૂક્ષ્મના ક્રમ ઉપરાંત ઉપરના જેવો રસક્રમ પણ હોવો જોઈએ. રસક્રમ અનુસાર ઉન્મેષપદ્ધતિ ચલાવીએ તો તે સફળ નીવડવી જ જોઈએ. આપણને દુનિયાનો ને કુદરતનો પરિચય ઉન્મેષપદ્ધતિથી નથી થતો? શરૂઆત તો ઉન્મેષ-પદ્ધતિથી કરીએ એ જ સારું છે. આ રીતે પાયો મજબૂત થયા પછી યુગક્રમે વિગતવાર ઇતિહાસ ભણાવાય. યુગક્રમમાં પ્રાચીન કાળથી શરૂ કરી આજ સુધી આવવું એ એક ક્રમ, અને નિકટવર્તી કાળની વિગતો જાણી તેનાં કારણો અને પૂર્વસ્થિતિ શોધતાં શોધતાં પ્રાચીન કાળ સુધી જવું એ બીજો ક્રમ. કારણનો વિકાસ બતાવી કાર્યનું દર્શન કરાવવું એ એક પદ્ધતિ. બીજી પદ્ધતિ કાર્યનું બીજ શોધતાં શોધતાં મૂળ કારણ સુધી જવું. સુજ્ઞાતથી અસ્પષ્ટજ્ઞાત અને અસ્પષ્ટજ્ઞાતથી અજ્ઞાત એ ક્રમ આજકાલ પ્રતિષ્ઠિત થવા લાગ્યો છે. અને તેથી વર્તમાનકાળને પાછળ હઠાવતાં હઠાવતાં ભૂતકાળ સુધી જવાની પદ્ધતિ ઘણા પસંદ કરે છે. મને હજી સૃષ્ટિક્રમનું પુનરાવર્તન કરવાની જ પદ્ધતિ પસંદ પડે છે, જોકે આ બાબતમાં ખાસ આગ્રહ ધરવા જેવું કશું નથી.

તમે લખો છો કે પ્રાચીન કાળના ઐતિહાસિક પુરુષોના જીવનમાં વિદ્યાર્થીઓ જેટલો રસ લે છે તેટલો હાલના આગેવાનોના જીવનમાં નથી લેતા. વાત સાવ સાચી છે. એનું કારણ એ નથી કે આજે પૂરતી વિગતો મળતી નથી. જૂના ઐતિહાસિક પુરુષો વીર હોય છે. આજના ઐતિહાસિક પુરુષો આગેવાન હોય છે. જૂના પુરુષોનું વ્યક્તિગત વીરકર્મ નોંધાયું છે. આજે મહાપુરુષોની આગેવાની જ નોંધાય છે. બુદ્ધનું ચરિત્ર તપાસો અને લેનીનનું તપાસો, એટલે ફરક ધ્યાનમાં આવશે. બાળકોને તેમ જ મુગ્ધ જનતાને વીરકર્મ વધારે આકર્ષે છે.

હવે ત્રીજી વાત. હિંદુસ્તાનમાં તો પ્રાંતના ઇતિહાસથી શરૂઆત કરવી એ હું સમજી શકતો જ નથી. હિંદુસ્તાનના નકશામાં જેમ આખા હિંદુસ્તાનના નકશાનો અર્થ છે, પણ યુક્ત પ્રાંત, અજમેર અથવા બિહાર, અથવા સરહદપ્રાંત, એટલાનો જ નકશો દોર્યો હોય તો જેમ અર્થશૂન્ય દેખાય છે, અસંબદ્ધ દેખાય છે, અને

તેમાં આકાંક્ષા અતૃપ્ત જ રહી જાય છે, તે જ પ્રમાણે પ્રાંતના ઈતિહાસનું છે. હિંદુસ્તાનના ઈતિહાસ વગર ગુજરાતના ઈતિહાસનું વ્યક્તિત્વ સ્પષ્ટ થતું જ નથી. નાટકમાંથી વચલું જ એકાદ દૃશ્ય વાંચી નાખવું અથવા એક મોટી ઈમારતમાંથી નજીકનો એક પથરો જ તપાસવા બેસવું, એના જેવું પ્રાંતીય ઈતિહાસના આવા અધ્યયનનું થાય છે.

હિંદુસ્તાનના ઈતિહાસ વગર જેમ ગુજરાતનો ઈતિહાસ સંદર્ભશૂન્ય થઈ જાય છે, તેમ યુરોપની તે વખતની રાજકીય સ્થિતિ જાણ્યા વગર વાસ્કો-ડી-ગામાથી વૉરન હેસ્ટિંગ્સ સુધીનો ઈતિહાસ સંદર્ભશૂન્ય થઈ જાય છે. મુસલમાની રિયાસત શરૂ થઈ અને આ રાષ્ટ્રને વિશાળ દૃષ્ટિ કેળવવી પડી. યુરોપીય રિયાસત શરૂ થઈ અને ફરી વાર આ ગાફેલ રાષ્ટ્રને દૃષ્ટિક્ષેત્ર વિસ્તારવું પડયું, અને જીવનતત્ત્વની નવેસર સમીક્ષા કરવી પડી.

વળી આપણી સામાજિક કેળવણીમાં હિંદુસ્તાનના ઈતિહાસ પછી અથવા એની સાથે એકલા ઈંગ્લંડનો જ ઈતિહાસ આવે છે, એ કેટલે દરજ્જે યોગ્ય છે એ તમારો સવાલ બરાબર છે. મુંબઈની ચાલીમાં રહેનાર ચકલાચકલી જેમ માને છે કે બસ દુનિયામાં અમે બે જ જણાં છીએ, તેવી જ રીતે હિંદનો અને ઈંગ્લંડનો ઈતિહાસ આપણે ભણીએ છીએ. એચ. જી. વેલ્સે 'આઉટલાઈન્સ ઑફ હિસ્ટરી' લખી છે એ ઢબની, પણ પ્રમાણમાં નાની ચોપડી લખવી અશકય તો નથી જ. પણ એવી ચોપડી જ્યાં સુધી આપણે તૈયાર કરી નથી ત્યાં સુધી આપણી સમિતિઓ અને પરિષદો જૂનો ચીલો છોડવા તૈયાર થવાની જ નથી. ગ્રીક, રોમન, યહૂદી, ઈસ્લામી, ચીની અને હિંદી પ્રજાઓએ દુનિયાના ઈતિહાસ પર ભારેમાં ભારે અસર કરી છે. એમના ઈતિહાસની રૂપરેખા સામાન્ય કેળવણીમાં વિદ્યાર્થીઓને જરૂર મળવી જોઈએ. એને માટે પણ પાઠયપુસ્તકો કયાં છે! પાઠયપુસ્તકો તૈયાર ન હોય ત્યાં સુધી અભ્યાસક્રમમાં ફેરફાર થાય નહીં અને અભ્યાસક્રમમાં ફેરફાર થાય નહીં ત્યાં સુધી પાઠયપુસ્તકો કોઈ તૈયાર કરે નહીં એવો અન્યોન્યાશ્રય જ્યાં સુધી છે ત્યાં સુધી ઉત્સાહી વ્યક્તિઓએ જ કૂંડી ફોડવી જોઈએ.

ઈતિહાસના અધ્યાપકે મરાઠી, બંગાળી તેમ જ હિંદી એ ત્રણ ભાષાઓ જાણ્યે જ છૂટકો. આ ત્રણે ભાષાઓમાં કેટલીક સારી સારી ચોપડીઓ તૈયાર થઈ છે. બધાનું ભાષાંતર કોણ કરવા જાય? હિંદુસ્તાનની બેત્રણ ભાષાઓની આવડતની અપેક્ષા રાષ્ટ્રીય શિક્ષક પાસેથી જરૂર રાખી શકાય. બીજા પ્રાંતની ભાષામાં લખતાં-બોલતાં ન આવડે તોપણ તે ભાષાની મહત્ત્વની ચોપડીઓ શું કહે છે એટલું જાણવા જેટલી તૈયારી જૂજ મહેનતથી પણ થઈ શકે છે.

# જગતના ઇતિહાસનું શિક્ષણ

[એક પત્રમાંથી]

હું માનું છું કે એચ. જી વેલ્સની ચોપડીથી શરૂઆત ન થઈ શકે. આપણે હિંદુસ્તાનના ઇતિહાસથી શરૂઆત કરીએ. એની સાથે ઈરાનનો પ્રાચીન ઇતિહાસ, મધ્ય એશિયાની તે વખતની ઐતિહાસિક સ્થિતિ, ચીન સાથેનો આપણો સંબંધ— એનો વિસ્તૃત ઉલ્લેખ આવે. આપણું પ્રાચીન વહાણવટું ક્યાં સુધી પહોંચેલું એ વિશે વિવેચન કરતાં બ્રહ્મદેશ, જાવા અને વાલિદ્વીપો, લંકા અને અરબસ્તાનનો દક્ષિણ કિનારો, આફ્રિકાનો પૂર્વ કિનારો એ વિશે આવે. જો હિંદુસ્તાનનો ઇતિહાસ અત્યંત પ્રાચીન કાળથી શરૂ કર્યો હોય તો ખાલ્ડિયા, એસીરિયા અને ઇજિપ્ત વિશે કાંઈક માહિતી આપવી જોઈએ. ત્યાંની સમાજરચના, શિલ્પાદિક કળાઓ, લોકોના રાગદ્વેષ વગેરે વિશે સામાન્ય માહિતી આપવી જોઈએ. સિકંદરની વાત આવે ત્યારે એકાદ મહિનો ગ્રીક અને રોમન સંસ્કૃતિ અને એ મહાપ્રજાઓના પુરુષાર્થનું સ્વરૂપ બતાવનારી કેટલીક વાર્તાઓ કહેવી. અશોકના ધર્મપ્રચારકો દેશ-દેશાંતર ગયેલા તે વખતની પરદેશની સ્થિતિનો થોડોક ચિતાર આપવો અને મુખ્યત્વે ખ્રિસ્ત પહેલાં પશ્ચિમનું ધાર્મિક જીવન કેવું હતું એનો સહેજ ચિતાર આપી શકાય તો આપવો. ગૌતમ બુદ્ધ પહેલાં હિંદુસ્તાનમાં શું કે પરદેશમાં શું સામાજિક જીવન, ધાર્મિક જીવન અને રાજ્યવ્યવસ્થા વિશેની કલ્પનાઓ જુદી જ જાતની હતી. બૌદ્ધ ધર્મ કેટલો ફેલાયો એ સવાલ કરતાં બૌદ્ધ વિચાર અને આચારનું ખમીર (Leaven) દુનિયાને કેટલું મળ્યું અને એને પરિણામે જીવન વિશેની દૃષ્ટિમાં કેટલો ફરક થયો એ જોવાલાયક છે, યહૂદી ધર્મ ઉપર બૌદ્ધ ધર્મની જે અસર થઈ તે ધૂંધવાતાં ધૂંધવાતાં એમાંથી ખ્રિસ્તી ધર્મજ્યોતિ પ્રગટી છે એ વસ્તુ તરફ જો ધ્યાન ખેંચીએ તો યહૂદી ઇતિહાસ પણ થોડો આપવો પડે. કુશાન વંશનું વર્ણન કરતી વખતે સિંધુ નદીની પેલી પારની અને પામીરની આસપાસની પરિસ્થિતિનો ઠીક ઠીક ચિતાર આપી શકાય. દુનિયાના વેપારનું કેન્દ્ર એ બાજુ ક્યારે હતું, તે કેમ બદલાયું એનો કંઈક ખ્યાલ આપતાં એશિયા અને યુરોપ બન્ને વિદ્યાર્થીઓના મગજમાં સંકળાઈ જાય.

ત્યાર પછી હિંદુજાતિ ક્ષીણ અને છિન્ન થઈ અને મુસલમાનોના આગમનની તૈયારી થઈ એ બતાવી, ખાસ એ વસ્તુ તરફ ધ્યાન આપવું જોઈએ કે મુસલમાનો આ દેશમાં આવવા લાગ્યા ત્યાર પછી ત્રણસો સાડા ત્રણસો વરસે આખો દેશ તેમને તાબે થયો એટલે ઈસ્લામની ચડાઈ એ કંઈ એકાએક આવેલી રેલ નથી.

એ વાત સ્પષ્ટ થશે. એ જ વખતે ઈસ્લામનો ઈતિહાસ આપવો અને ખલીફાના રાજ્યના વિસ્તારની કલ્પના આપવી.

યુરોપિયનોને પણ અહીં પગપેસારો કરતાં ઓછો વખત લાગ્યો નથી. મુસલમાનોની પડતી અને યુરોપની જાગૃતિનો ઈતિહાસ આપી અમેરિકાની શોધ સમજાવવી જોઈએ. અને ત્યાર પછી ગુલામીના વેપાર સાથે આફ્રિકાની સામાજિક સ્થિતિની પણ થોડીક માહિતી આપવી જોઈએ. ફ્રેન્ચ, ડચ અને અંગ્રેજોનાં યુદ્ધ સાથે યુરોપનો ઈતિહાસ કંઈક કંઈક આવે જ. નેપોલિયન પણ એ જ રીતે આવે. સેંટ ઝેવિયર સાથે એક વાર આપણે ચીન-જાપાન જઈ આવીએ. પછી ફરી વાર અફીણ-યુદ્ધને અંગે જઈએ. છેલ્લા મહાયુદ્ધ સુધીની ચાર ખંડના ઈતિહાસની રૂપરેખા અથવા વાનગીઓ હિંદુસ્તાનના ઈતિહાસને અંગે અને એ ઈતિહાસના સંદર્ભ પૂરતી આવી જાય.

આટલી પૂર્વતૈયારી કરાવ્યા પછી આખી દુનિયાનો ઈતિહાસ શરૂ કરી શકાય. એટલે કે જિજ્ઞાસાના સ્વાભાવિક રસ પ્રમાણે હિંદુસ્તાનના ઈતિહાસમાંથી દુનિયાના ઈતિહાસના ફણગા ફૂટવા જોઈએ. અથવા એમ કહું તો વધારે સ્પષ્ટ થશે કે હિંદુસ્તાનના ઈતિહાસના વટવૃક્ષની વડવાઈઓ દેશદેશાંતરમાં પહોંચાડી ત્યાંનો રસ ચૂસવો જોઈએ. આ રીતે ઈતિહાસનું ભાન પણ કાંઈક ચોક્કસ થશે. અને દુનિયાનો ઈતિહાસ હિંદુસ્તાનને દૃષ્ટિકેન્દ્રમાં રાખી નિહાળશે. એચ. જી. વેલ્સનો ઈતિહાસ Europe-Centric (દૃષ્ટિકેન્દ્ર યુરોપ હોય તેવો) છે. તેનો ઉપયોગ કરીએ. પણ તેની આંખે ન જોઈએ.

મારા છેલ્લા કાગળમાં સંસ્કૃતિની જન્મદાત્રી પ્રજાઓનો ઉલ્લેખ મેં કર્યો છે. ભારતીય, ફારસી, યહૂદી, મિસરી, રોમી, યુનાની અને ચીની પ્રજાઓનો ઈતિહાસ ઉપર વર્ણવ્યા પ્રમાણે એક વાર વિદ્યાર્થીઓ કલ્પી જાય પછી જ દુનિયાના ઈતિહાસમાં કંઈક રસ પડે. દુનિયાનો ઈતિહાસ એટલો તો વ્યાપક છે કે એનો સંક્ષેપ કરવા જતાં એનાં હાડકાં જ રહી જાય. નાનાં છોકરાંઓ એમાં રસ ન લઈ શકે પણ મેં કહ્યું છે તેમ શરૂઆત કરી હોય તો પ્રૌઢ વિદ્યાર્થીઓ દુનિયાના ઈતિહાસમાંથી લાભ જરૂર ઉઠાવી શકે.

બાકી એકલાં હિંદુસ્તાન અને ઇંગ્લંડ જ ભણાવીએ એ નકામું છે જ. રાષ્ટ્રીય દૃષ્ટિએ એ નુકસાનકર્તા પણ છે. હિંદુસ્તાન અને ઇંગ્લંડ બહાર મોટી દુનિયા છે અને વિશ્વકુટુંબમાં આપણને મહત્ત્વનું સ્થાન મળી શકે એમ છે એ વસ્તુ સિદ્ધ થવી જોઈએ. મેક ક્રિંડલ (Mac Crindle)ની ચોપડીઓ અને માર્કોપોલોનાં પ્રવાસવર્ણન વગેરે પરથી પ્રાચીન કાળમાં પ્રજાઓ અને તેમની સંસ્કૃતિઓ વિશે લોકો કેવી દૃષ્ટિ રાખતા એ શિક્ષકે પોતા પૂરતું તારવી કાઢવું જોઈએ. અને આજે પ્રજાઓનું રાષ્ટ્રોમાં રૂપાન્તર થયા પછી એ દૃષ્ટિમાં કેવો મૌલિક ફેરફાર થયો છે એ પણ એણે તપાસવું જોઈએ. આ બધું વિદ્યાર્થીઓને કહેવા માટે નથી. પણ

# જગતના ઇતિહાસનું શિક્ષણ

[એક પત્રમાંથી]

હું માનું છું કે એચ. જી વેલ્સની ચોપડીથી શરૂઆત ન થઈ શકે. આપણે હિંદુસ્તાનના ઈતિહાસથી શરૂઆત કરીએ. એની સાથે ઈરાનનો પ્રાચીન ઈતિહાસ, મધ્ય એશિયાની તે વખતની ઐતિહાસિક સ્થિતિ, ચીન સાથેનો આપણો સંબંધ — એનો વિસ્તૃત ઉલ્લેખ આવે. આપણું પ્રાચીન વહાણવટું ક્યાં સુધી પહોંચેલું એ વિશે વિવેચન કરતાં બ્રહ્મદેશ, જાવા અને વાલિદ્વીપો, લંકા અને અરબસ્તાનનો દક્ષિણ કિનારો, આફ્રિકાનો પૂર્વ કિનારો એ વિશે આવે. જો હિંદુસ્તાનનો ઈતિહાસ અત્યંત પ્રાચીન કાળથી શરૂ કર્યો હોય તો ખાલ્ડિયા, એસીરિયા અને ઈજિપ્ત વિશે કાંઈક માહિતી આપવી જોઈએ. ત્યાંની સમાજરચના, શિલ્પાદિક કળાઓ, લોકોના રાગદ્વેષ વગેરે વિશે સામાન્ય માહિતી આપવી જોઈએ. સિકંદરની વાત આવે ત્યારે એકાદ મહિનો ગ્રીક અને રોમન સંસ્કૃતિ અને એ મહાપ્રજાઓના પુરુષાર્થનું સ્વરૂપ બતાવનારી કેટલીક વાર્તાઓ કહેવી. અશોકના ધર્મપ્રચારકો દેશ-દેશાંતર ગયેલા તે વખતની પરદેશની સ્થિતિનો થોડોક ચિતાર આપવો અને મુખ્યત્વે ખ્રિસ્ત પહેલાં પશ્ચિમનું ધાર્મિક જીવન કેવું હતું એનો સહેજ ચિતાર આપી શકાય તો આપવો. ગૌતમ બુદ્ધ પહેલાં હિંદુસ્તાનમાં શું કે પરદેશમાં શું સામાજિક જીવન, ધાર્મિક જીવન અને રાજ્યવ્યવસ્થા વિશેની કલ્પનાઓ જુદી જ જાતની હતી. બૌદ્ધ ધર્મ કેટલો ફેલાયો એ સવાલ કરતાં બૌદ્ધ વિચાર અને આચારનું ખમીર (Leaven) દુનિયાને કેટલું મળ્યું અને એને પરિણામે જીવન વિશેની દૃષ્ટિમાં કેટલો ફરક થયો એ જોવાલાયક છે, યહૂદી ધર્મ ઉપર બૌદ્ધ ધર્મની જે અસર થઈ તે ધૂંધવાતાં ધૂંધવાતાં એમાંથી ખ્રિસ્તી ધર્મજ્યોતિ પ્રગટી છે એ વસ્તુ તરફ જો ધ્યાન ખેંચીએ તો યહૂદી ઈતિહાસ પણ થોડો આપવો પડે. કુશાન વંશનું વર્ણન કરતી વખતે સિંધુ નદીની પેલી પારની અને પામીરની આસપાસની પરિસ્થિતિનો ઠીક ઠીક ચિતાર આપી શકાય. દુનિયાના વેપારનું કેન્દ્ર એ બાજુ ક્યારે હતું, તે કેમ બદલાયું એનો કંઈક ખ્યાલ આપતાં એશિયા અને યુરોપ બન્ને વિદ્યાર્થીઓના મગજમાં સંકળાઈ જાય.

ત્યાર પછી હિંદુજાતિ ક્ષીણ અને છિન્ન થઈ અને મુસલમાનોના આગમનની તૈયારી થઈ એ બતાવી, ખાસ એ વસ્તુ તરફ ધ્યાન આપવું જોઈએ કે મુસલમાનો આ દેશમાં આવવા લાગ્યા ત્યાર પછી ત્રણસો સાડા ત્રણસો વરસે આખો દેશ તેમને તાબે થયો એટલે ઈસ્લામની ચડાઈ એ કંઈ એકાએક આવેલી રેલ નથી

એ વાત સ્પષ્ટ થશે. એ જ વખતે ઈસ્લામનો ઈતિહાસ આપવો અને ખલીફાના રાજ્યના વિસ્તારની કલ્પના આપવી.

યુરોપિયનોને પણ અહીં પગપેસારો કરતાં ઓછો વખત લાગ્યો નથી. મુસલમાનો-ની પડતી અને યુરોપની જાગૃતિનો ઈતિહાસ આપી અમેરિકાની શોધ સમજાવવી જોઈએ. અને ત્યાર પછી ગુલામીના વેપાર સાથે આફ્રિકાની સામાજિક સ્થિતિની પણ થોડીક માહિતી આપવી જોઈએ. ફ્રેન્ચ, ડચ અને અંગ્રેજોનાં યુદ્ધ સાથે યુરોપનો ઈતિહાસ કંઈક કંઈક આવે જ. નેપોલિયન પણ એ જ રીતે આવે. સેંટ ઝેવિયર સાથે એક વાર આપણે ચીન-જાપાન જઈ આવીએ. પછી ફરી વાર અફીણ-યુદ્ધને અંગે જઈએ. છેલ્લા મહાયુદ્ધ સુધીની ચાર ખંડના ઈતિહાસની રૂપરેખા અથવા વાનગીઓ હિંદુસ્તાનના ઈતિહાસને અંગે અને એ ઈતિહાસના સંદર્ભ પૂરતી આવી જાય.

આટલી પૂર્વતૈયારી કરાવ્યા પછી આખી દુનિયાનો ઈતિહાસ શરૂ કરી શકાય. એટલે કે જિજ્ઞાસાના સ્વાભાવિક રસ પ્રમાણે હિંદુસ્તાનના ઈતિહાસમાંથી દુનિયાના ઈતિહાસના ફણગા ફૂટવા જોઈએ. અથવા એમ કહું તો વધારે સ્પષ્ટ થશે કે હિંદુસ્તાનના ઈતિહાસના વટવૃક્ષની વડવાઈઓ દેશદેશાંતરમાં પહોંચાડી ત્યાંનો રસ ચૂસવો જોઈએ. આ રીતે ઈતિહાસનું ભાન પણ કાંઈક ચોક્કસ થશે. અને દુનિયાનો ઈતિહાસ હિંદુસ્તાનને દૃષ્ટિકેન્દ્રમાં રાખી નિહાળશે. એચ. જી. વેલ્સનો ઈતિહાસ Europe–Centric (દૃષ્ટિકેન્દ્ર યુરોપ હોય તેવો) છે. તેનો ઉપયોગ કરીએ. પણ તેની આંખે ન જોઈએ.

મારા છેલ્લા કાગળમાં સંસ્કૃતિની જન્મદાત્રી પ્રજાઓનો ઉલ્લેખ મેં કર્યો છે. ભારતીય, ફારસી, યહૂદી, મિસરી, રોમી, યુનાની અને ચીની પ્રજાઓનો ઈતિહાસ ઉપર વર્ણવ્યા પ્રમાણે એક વાર વિદ્યાર્થીઓ કલ્પી જાય પછી જ દુનિયાના ઈતિ-હાસમાં કંઈક રસ પડે. દુનિયાનો ઈતિહાસ એટલો તો વ્યાપક છે કે એનો સંક્ષેપ કરવા જતાં એનાં હાડકાં જ રહી જાય. નાનાં છોકરાંઓ એમાં રસ ન લઈ શકે પણ મેં કહ્યું છે તેમ શરૂઆત કરી હોય તો પ્રૌઢ વિદ્યાર્થીઓ દુનિયાના ઈતિહાસમાંથી લાભ જરૂર ઉઠાવી શકે.

બાકી એકલાં હિંદુસ્તાન અને ઇંગ્લંડ જ ભણાવીએ એ નકામું છે જ. રાષ્ટ્રીય દૃષ્ટિએ એ નુકસાનકર્તા પણ છે. હિંદુસ્તાન અને ઇંગ્લંડ બહાર મોટી દુનિયા છે અને વિશ્વકુટુંબમાં આપણને મહત્ત્વનું સ્થાન મળી શકે એમ છે એ વસ્તુ સિદ્ધ થવી જોઈએ. મેક ક્રિંડલ(Mac Crindle)ની ચોપડીઓ અને માર્કોપોલોનાં પ્રવાસવર્ણન વગેરે પરથી પ્રાચીન કાળમાં પ્રજાઓ અને તેમની સંસ્કૃતિઓ વિશે લોકો કેવી દૃષ્ટિ રાખતા એ શિક્ષકે પોતા પૂરતું તારવી કાઢવું જોઈએ. અને આજે પ્રજાઓનું રાષ્ટ્રોમાં રૂપાન્તર થયા પછી એ દૃષ્ટિમાં કેવો મૌલિક ફેરફાર થયો છે એ પણ એણે તપાસવું જોઈએ. આ બધું વિદ્યાર્થીઓને કહેવા માટે નથી. પણ

ાક્ષકને પોતાને એની કલ્પના હોય તો એના ભાષણમાં, એના વિચારમાં સહેજે ેનું પ્રતિબિંબ પડી જાય છે અને એ જ વધારે મહત્ત્વનું છે.

*

માનવસમાજનો જીવન-ઉદ્દેશ શો એ વિશે જેમ જેમ આદર્શ બદલાતો ાય છે અથવા સ્પષ્ટ થતો જાય છે તેમ તેમ ઇતિહાસ ભણવાની દૃષ્ટિ બદલાય ) અને તેમાં આવેલી વિગતોના તારતમ્યમાં પણ ફેરબદલ થાય છે. પ્રજાઓનો જીવનોદ્દેશ સૌથી પ્રથમ તો જીવવું એ જ હોઈ શકે છે. પ્રજાઓ આહાર શોધવા ાટે બહાર નીકળી પડે છે. જ્યાંત્યાં પોતાની સત્તા જમાવે છે તેથી દેશ જીતવા મને પારકી પ્રજાઓને ગુલામ બનાવવી એ જીવન-ઉદ્દેશ પ્રધાન થઈ જાય છે. ુલામીનું સૂક્ષ્મ સ્વરૂપ તે સંપત્તિ અને કૃત્રિમ વેપાર. સ્થૂળ ગુલામી કાઢી નાખી ૃત્રિમ વેપાર દ્વારા જબરદસ્તી ચલાવવી અને ટકાવવી એ ત્રીજો જીવન-ઉદ્દેશ. આજનો જીવનોદ્દેશ ભોગૈશ્વર્ય વધારવાનો તો છે જ, પણ એકલી સંપત્તિનો ાંગ્રહ કરવાની શક્તિ પોતાનામાં કેટલી છે એનો જરાસરખો વિચાર કર્યા વગર ખાઉધરાની પેઠે સંપત્તિ વધાર્યે જ જવું એ આજનો વિકૃત જીવનોદ્દેશ થઈ પડયો છે. એમાંથી મહાપ્રજાઓના જીવનમાં ભારે રોગ ફાટી નીકળવાનો છે અથવા નીકળ્યો છે. આને પરિણામે સમાજનો જીવનોદ્દેશ જેમ ફરી તપાસાય છે તે પ્રમાણે ઇતિહાસના અધ્યયનની દૃષ્ટિ પણ બદલાય છે. યુરોપ જાગ્રત થય પછી ૨૫-૩૦ વરસે આપણે જાગ્રત થઈએ એ પોસાય નહીં. આ નવી દૃષ્ટિએ આજથી જ આપણે ઇતિહાસ તપાસીએ એ સારું છે. દેશ જીતવા વેપાર વધારવો, વસાહતો સ્થાપવી અને રાજ્યસત્તા કઈ રીતે વહેંચી લેવ એ જ દૃષ્ટિએ અત્યાર સુધી ઇતિહાસ લખાતા. ધાર્મિક ઝઘડાઓનો ઇતિહાસ સામાજિક પરિસ્થિતિ, કાયદાનો વિકાસ અને શાસ્ત્રીય શોધખોળનો વિસ્તાર એ જ્યારે મહત્ત્વ મળ્યું ત્યારે સંસ્કૃતિના ઇતિહાસ લખાવા લાગ્યા. આજે નીતિશાસ્ત્ર સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને રાજશાસનશાસ્ત્ર એ બધામાં વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર અને શરીરવ્યાપારશાસ્ત્ર (Physiology)ની દૃષ્ટિએ તપાસ કરવાની અને વિચાર કરવાની પદ્ધતિ શરૂ થઈ છે. તેથી મને લાગે છે કે ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને રાજકારણના અભ્યાસીએ Biology અને Physiology સાથે સારો પરિચય કરવો જોઈએ. શરૂઆતમાં એ નકામું વિષયાંતર જેવું લાગશે, કંટાળો આવશે પણ એના વગર હવે છૂટકો નથી. આપણે તો એ બધું જાણીને એની આગળ જવું જોઈએ. પ્રજાનો જીવનોદ્દેશ શરીરશાસ્ત્ર નક્કી કરે કે જીવનશાસ્ત્ર નક્કી ક એના કરતાં અધ્યાત્મશાસ્ત્ર નક્કી કરે એ જ સાર્થક્યની દૃષ્ટિએ મહત્ત્વનું છે અને યોગ્ય છે. પણ વચલાં પગથિયાં તપાસ્યા વગર આપણે છેલ્લું દર્શન ન વિકસાવી શકીએ એ સ્પષ્ટ છે.

વિનય મંદિરના શિક્ષકોએ આટલું બધું કરવું જોઈએ એમ તો હું ન જ કહ શકું. અધ્યાપકો આટલા ઊંડાણમાં ઊતરે એ ઇષ્ટ છે. પણ તેઓ આટલી મહેનત લેશે કે નહીં તે કોણ જાણે. પણ જેને ઇતિહાસનો રસ જ લાગ્યો છે એ ગ ત્યાં ભણાવતો હોય તો એ ઊંડાણમાં ઊતરવાનો જ. એટલા માટે જ આ જાત

# હિંદી ઇતિહાસની યોજના

[શાળોપયોગી મોટું પુસ્તક લખવા વિશે કેટલીક સૂચનાઓ]

ઈતિહાસના સામાન્ય મહત્ત્વ વિશે તથા દરેક રાષ્ટ્રે પોતાનો ઈતિહાસ જાણવા આવશ્યકતા વિશે કાંઈ કહેવાની જરૂર નથી. પરંતુ આજ સુધી બહારની દુનિયા વિપ્લવોથી નિર્લિપ્ત રહેલા ભારતવર્ષ ઉપર અર્વાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિનું આક્રમ અત્યારે પરિપૂર્ણ થયેલું છે. પ્રાચીન આર્યજીવનની, ઋષિજીવનની પવિત્ર ભાવ અને અર્વાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિનો શરીરસુખનો મોહક આદર્શ એ બે વ હિંદવાસી દોલાયમાન સ્થિતિમાં ઊભેલો છે. વળી આ મહાન યુદ્ધને અંતે દુનિયા બધાં રાજ્યો તથા સમાજોનાં સ્વરૂપમાં ભારે ફેરફારો થઈ રહ્યા છે તે સમયે હિ કયો માર્ગ ગ્રહણ કરવો એ મોટો પ્રશ્ન થઈ પડેલો છે. હવે પહેલાંની મા હિંદને દુનિયાની અનેકરંગી પ્રવૃત્તિઓથી અલગ પડી રહ્યે પાલવે તેમ ન તેમ દુનિયાના પ્રવાહમાં આંખ મીચીને ઝુકાવવામાં પણ જોખમ રહેલું છે. મ પોતાની ભૂતપરંપરાનો વિચાર કરી વર્તમાન સ્થિતિમાં કયો માર્ગ હિંદને અનુક પડશે તે નક્કી કરવા આપણા દેશના ઈતિહાસના સંગીન અભ્યાસની જરૂર આને માટે પરદેશી વિદ્વાનોને હાથે બહુ સુંદર પદ્ધતિ પર અને સંપૂર્ણ સમભા પૂર્વક લખાયેલાં પુસ્તકો પણ આપણને પૂરેપૂરાં ઉપયોગી થઈ શકે તેમ ન કારણ કે ભારતવર્ષનું રાષ્ટ્રકાર્ય શું છે અને તેનો ઈશ્વરી આદેશ શો છે તે તે કદાચ સમજી શકે તોપણ તેનો મંત્ર તેમની રગેરગમાં ઊતરી શકે નહીં.

આપણા દેશની વર્તમાન શિક્ષણવ્યવસ્થા વિદ્વાનો તથા શાસ્ત્રવિશારદોના હાથ હોવા છતાં દેશની પરિસ્થિતિને તે અનુકૂળ નહીં હોવાથી તેમાં ભારે ફેરફ કરવાની જરૂર છે એમ ઘણા સ્વીકારે છે. આ જરૂર હિંદુસ્તાનના ઈતિહાસ પાઠયપુસ્તક વિશે વિશેષે કરીને છે. હિંદુસ્તાનના ઈતિહાસ ઉપર અંગ્રેજી ભાષા લખાયેલાં પાઠયપુસ્તકોમાંનાં ઘણાં અમુક યોજનાને અવલંબીને લખાયેલાં છે અ ઈતિહાસ ઉપર થયેલી છેલ્લામાં છેલ્લી શોધખોળનો પણ તેમાં ઉપયોગ થયે જોવામાં આવે છે, પરંતુ તેમાં ઘણાં ઐતિહાસિક વૃત્તાંતો એવી રીતે વર્ણવે હોય છે કે બાળકના મન ઉપર પોતાના દેશના ઈતિહાસ વિશે જે છાપ પડ જોઈએ તે એ પુસ્તકો પાડી શકતાં નથી, એટલું જ નહીં પણ તેથી ઊલટી છ પાડે છે. આ વાત આપણા પ્રાચીન ઈતિહાસ અને મધ્યકાલીન (મોગલ સમયન ઈતિહાસ વિશે વિશેષ ખરી છે.

નીચે જે યોજના આપી છે તે ઈતિહાસના એક પાઠ્યપુસ્તકની નથી. ઈતિહાસના એક પાઠ્યપુસ્તકથી શાળામાં ચાલી શકે નહીં. જુદી જુદી શ્રેણીના વિદ્યાર્થીઓ માટે જુદાં જુદાં પાઠ્યપુસ્તકો જોઈએ. પરંતુ તેવાં ક્રમિક પુસ્તકો તૈયાર કરતાં પહેલાં એક એવું પુસ્તક તૈયાર થવું જોઈએ, જેમાં ઈતિહાસના દરેક અંગ સંબંધી જેટલી સામગ્રી ઉપલબ્ધ છે તેટલી ઉપરથી વિદ્યાર્થીને ઉપયોગી થાય તેવી વધારેમાં વધારે હકીકત એક પુસ્તકમાં વ્યવસ્થિત રીતે સંગ્રહ કરેલી હોય અને વિશિષ્ટ પદ્ધતિએ લખેલી હોય (પદ્ધતિ આગળની યોજના ઉપરથી સ્પષ્ટ થશે). આ પુસ્તકની મદદ વડે ઉન્મેષ (કેન્દ્રાનુયાયી) પદ્ધતિ પ્રમાણે પુસ્તકો રચવાનું કામ પણ સહેલું થાય. આ યોજના મુખ્ય ત્રણ હેતુ લક્ષમાં રાખીને ઘડી છે :

(૧) આ યોજના પ્રમાણે તૈયાર થયેલું પુસ્તક ક્રમિક પુસ્તકો રચવામાં સાધનરૂપ થઈ પડે; (૨) શિક્ષકોને તેમના શિક્ષણકાર્યમાં તે દિશાદર્શક થઈ પડે તથા ઐતિહાસિક માહિતી માટે તાત્કાલિક ઉપયોગ માટે એક નાના કોષરૂપ થઈ પડે; (૩) પ્રૌઢ વિદ્યાર્થીઓને વિશેષ વાચન માટે ઉપયોગી થઈ પડે.

ઈતિહાસ જાતિ અથવા રાષ્ટ્રની સમગ્ર જીવનયાત્રાની કથા છે: ભૂતકાળની એક હકીકત તરીકે લોકોના જીવનને લગતા તમામ પ્રસંગો અને વિષયોનું તેમાં વિવેચન આવવું જોઈએ. એટલે કે ઈતિહાસના પુસ્તકમાં સંતતિશાસ્ત્ર (Eugenics) જેવા શાસ્ત્રની ચર્ચામાં ઊતર્યા વિના જાતિવિવરણ કરી શકાય; સમાજશાસ્ત્રમાં ઊતર્યા વિના તત્કાલીન સમાજોનાં તાદશ ચિત્ર આલેખી શકાય; શબ્દશાસ્ત્ર-(Philology)માં પેસવાની જરૂર ન પડવા દેતાં ભાષાની તુલનાત્મક ચર્ચા કરી શકાય; પુરાતત્ત્વમાં માથું ન મારતાં સ્થાપત્ય વર્ણવી શકાય. મતલબ કે ઉપરનાં જેવાં અનેક શાસ્ત્રોમાંથી પોતાને જોઈતાં પોષક તત્ત્વો મેળવી લઈને રાષ્ટ્રનું જીવન કેવી રીતે ફૂલ્યુંફાલ્યું તે તારવી કાઢવા પૂરતો તે તે શાસ્ત્રોનો ઉલ્લેખ ઈતિહાસના પુસ્તકમાં આવવો જોઈએ.

આ યોજનામાં પુસ્તકના બે વિભાગ કલ્પેલા છે : પર્વવિભાગ અને પ્રકરણ-વિભાગ. પર્વવિભાગમાં ઐતિહાસિક ઘટનાઓ કાલાનુક્રમે વર્ણવવામાં આવે અને પ્રકરણવિભાગમાં સંસ્કૃતિનાં અંગોનો, ઈતિહાસના આરંભથી તે આજ સુધીમાં દરેક પર્વમાં કેવી રીતે સંકોચ કે વિકાસ થતો ગયો તે બતાવવામાં આવે. પર્વ-વિભાગમાં લખાણ વર્ણનાત્મક રહે અને પ્રકરણવિભાગમાં ચર્ચાત્મક થાય. એકમાં કાળાનુક્રમ પ્રધાન હોય. બીજામાં કાર્યકારણભાવની કંઈક વધારે ઝાંખી હોય.

આ પુસ્તક લખવામાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ :

૧. વર્તમાન પાઠ્યપુસ્તકોમાં અહીં આવીને વસેલા પરદેશીઓનો વૃત્તાંત જ વધારે આવે છે. દેશનાં સંતાનોની હકીકત પ્રમાણમાં ઓછી આવે છે. દાખલા તરીકે પાઠ્યપુસ્તકોમાં સિકંદરની ચડાઈને મોટું સ્વરૂપ આપવામાં આવે છે. વાસ્તવિક રીતે તો તે માત્ર હિંદુસ્તાનની સરહદ ઉપર જ આવ્યો હતો અને દેશના એક પ્રાંતના રાજા પોરસને તેણે હરાવ્યો હશે. આ બનાવ ઉપર ઈતિહાસકારો

પાનાં ભરે છે. પરંતુ તે સમયે ભારતવર્ષમાં કોણ કોણ રાજાઓ રાજ્ય કરતા હતા, તેમની વચ્ચે કેવો સંબંધ હતો, દેશની સ્થિતિ કેવી હતી, તેની સંસ્કૃતિ કેટલી ઉજ્જવળ હતી વગેરે બાબતોનો કાંઈ જ ઉલ્લેખ કરવામાં આવતો નથી. તે જ પ્રમાણે મુસલમાન રાજ્યના સમયના ઈતિહાસમાં દિલ્હીના તખ્ત માટે જે લડાઈઓ થતી તથા પ્રપંચો રચાતા તેનું જ વર્ણન પાઠયપુસ્તકોમાં વાંચવામાં આવે છે; પરંતુ તે વખતે બીજા રાજાઓના દરબારમાં શું ચાલતું, દેશના લોકોની સ્થિતિ કેવી હતી, તેમની સાહિત્ય, વેપાર, હુન્નરઉદ્યોગમાં કેવી પ્રવૃત્તિઓ હતી, દેશમાં ધર્મપ્રવર્તકો, સંતો કોણ કોણ થયા વગેરે બાબતોની માહિતી કાંઈ જ મળતી નથી. યુરોપિયન પ્રજાઓ હિંદુસ્તાનમાં આવી તે વખતના ઈતિહાસનું પણ તેમ જ છે. હિંદુસ્તાનમાં સત્તા જમાવવા માટે તેમની વચ્ચે થયેલાં યુદ્ધો અને વિગ્રહોનાં વર્ણનને પાઠયપુસ્તકોમાં પ્રધાનપદ આપ્યું છે, પરંતુ તે સમયનાં બીજાં રાજ્યો તથા લોકોની હકીકતનું બહુ જૂજ વર્ણન આવે છે. આમ બનવું સ્વાભાવિક છે, કારણ અત્યાર સુધી આપણો ઈતિહાસ પરદેશીઓના હાથે લખાયેલો છે. આ દોષ નવાં પાઠયપુસ્તકોમાં બને તેમ દૂર થવો જોઈએ.

૨. જે પ્રજાનો ઈતિહાસ લખવો હોય તે પ્રજાના આદર્શને પ્રધાનપદ આપવું જોઈએ. ઈંગ્લંડના ઈતિહાસમાં પ્રજાની રાજકીય હકો માટે લડત તથા વહાણવટું અને વેપારવૃદ્ધિ માટેના પ્રયાસોનો જ વૃત્તાંત મુખ્યત: આવે. મુસલમાનોના ઈતિહાસમાં સ્વધર્મપ્રચાર માટેનો તેમનો અનહદ ઉત્સાહ એટલે સુધી કે તલવારથી પણ તે કરવા તેઓ પ્રવૃત્ત થયા છે તેનો વૃત્તાંત વિશેષ આવે. તેમ હિંદી પ્રજાનો આદર્શ ધાર્મિક જીવન છે અને તેથી ઘણા મતમતાંતર હોવા છતાં તે સર્વમાં વ્યક્તિ અને સમાજના અંતિમ આદર્શની એકતા છે તથા તે પ્રાપ્ત કરવાના માર્ગની દિશા પણ એક છે અને તેને સમગ્ર પ્રજાના દૃષ્ટિબિંદુ અને પુરુષાર્થમાં સમાનતા છે તે ભારતવર્ષના ઈતિહાસમાં સારી રીતે સમજાવવું જોઈએ અને તેને જ પ્રધાનપદ આપવું જોઈએ. જેમ બીજા દેશોના ઈતિહાસમાં રાજાઓ, સેનાપતિઓ, રાજનીતિજ્ઞ પુરુષો, વેપારઉદ્યોગમાં અગ્રણી પુરુષોને પ્રધાનપદ આપવામાં આવે છે તેમ આપણા દેશના ઈતિહાસમાં ધર્માચાર્યો તથા સાધુસંતોને આપવું જોઈએ. વળી જેમ ઈંગ્લંડના ઈતિહાસમાં ત્યાંની મુખ્ય રાજસંસ્થા 'પાર્લમેન્ટ'ને મહત્ત્વનું પદ આપવામાં આવે છે, રોમન ઈતિહાસમાં 'સેનેટ'ને અગત્યની ગણવામાં આવે છે, તેમ આપણા ઈતિહાસમાં આપણા દેશની ધાર્મિક તેમ જ સામાજિક મુખ્ય મુખ્ય સંસ્થાઓને મહત્ત્વનું પદ આપવું જોઈએ.

૩. દરેક જમાનાના લેખકો પોતાના જમાનાની જરૂરિયાત જોઈ તે જમાનાનાં જરૂરી અંગો ઉપર વિશેષ ભાર મૂકે છે અને તે દૃષ્ટિબિંદુથી ઈતિહાસ લખે છે. એ જ કારણથી રામાયણ અને મહાભારત અનેક વાર લખાયાં છે. અત્યારે ભારતવર્ષમાં એકરાષ્ટ્રીયતાની ભાવના સ્ફુરી રહી છે માટે હિંદુસ્તાનના ઈતિહાસમાંથી

મળી આવતાં એવાં તત્ત્વો હોય તે ઉપર ભાર દેવાવો જોઈએ. નીચેનાં તત્ત્વો તેવાં ગણી શકાય :

(૧) ભૌગોલિક એકતા (Geographical Solidarity)
(૨) સંસ્કૃતિની એકતા (Unity of Culture)
(૩) સમાન હિતસંબંધ (Community of Interest)
(૪) અન્ય દુનિયાથી વિશ્લેષ.

(૫) એકતા માટે બુદ્ધિપુરઃસર કરવામાં આવેલા પ્રયાસો: સંસ્કૃત ભાષા; રાજસૂય યજ્ઞ, પંચાયતનપૂજા, મહાભારતાદિ રાષ્ટ્રીય ગ્રંથ, ચાર ધામની યાત્રા, ચાર મઠની વ્યવસ્થા, પ્રાચીન સામ્રાજ્યો, અકબરનો દીન-ઈ-ઇલાહી વગેરે. રાષ્ટ્રીય મહાસભાની પ્રવૃત્તિ.

૪. અત્યાર સુધીનાં આપણાં ઈતિહાસનાં પાઠયપુસ્તકોમાં દેશની પ્રાકૃતિક સ્થિતિ તથા વ્યવહારનાં સાધનોની આપણી સંસ્કૃતિ તથા ઈતિહાસ ઉપર થયેલી અસર બરાબર બતાવેલી નથી તેનું બરાબર વિવરણ કરીને ઈતિહાસમાં કાર્યકારણ-શૃંખલા રીતસર સમજાવવી જોઈએ.

૫. દેશના ઈતિહાસમાં મહાન પરિવર્તન કરનારા પ્રસંગો જાણે આકસ્મિક હોય તેમ પાઠયપુસ્તકોમાં વર્ણવેલા હોય છે. એક માણસ આવીને એક લડાઈમાં જીત્યો એટલે આખા રાષ્ટ્રમાં ફેરફાર થઈ ગયો એવી છાપ પાઠયપુસ્તક વાંચતાં મન ઉપર પડે છે. તેમ બનવું સંભવિત નથી. ઈતિહાસ એ પ્રજાના પુરુષાર્થનું પરિણામ છે. અમુક રાજાઓ કે નેતાઓના પરાક્રમથી જ ઈતિહાસ બનતો નથી. તેમને ફતેહ મળવાનાં કારણો ઊંડાં હોય છે અને તે પ્રજાજીવનની જાગૃતિમાં જ મળી આવે. માટે તેની તપાસ ઈતિહાસમાં પ્રધાનરૂપે આવવી જોઈએ.

૬. હાલનાં પાઠયપુસ્તકોમાં હિંદુ સમાજની પડતી દશા શરૂ થઈ ત્યાર પછીનો જ ઈતિહાસ મુખ્યત્વે આપવામાં આવે છે, અને પરદેશીઓના હિંદુસ્તાન ઉપરના હુમલાના બચાવમાં જ હિંદુઓ રોકાયેલા હતા તે સમયથી ઈતિહાસ શરૂ થાય છે. પરંતુ એક વખત હિંદુ સંસ્કૃતિનું દુનિયામાં સામ્રાજ્ય હતું અને તે વખતે તેણે દુનિયાને વધુ આપ્યું છે, તેનો મળે તેટલો સવિસ્તર અહેવાલ આપવો જોઈએ.

ભારતવર્ષે ચીન, જાપાન, મલાયા, જાવા, સિલોન, બ્રહ્મદેશ, અરબસ્તાન, મિસર, મધ્ય એશિયા ઉપર તથા તે દ્વારા યુરોપના ધાર્મિક આદર્શ ઉપર અસર કરી છે, અહીંની બનાવટની વસ્તુઓ પૂરી પાડીને તેમની કળાકૌશલ્ય પ્રતિ અભિરુચિ અને બંધારણ ઉપર અસર કરી છે; તે દેશોને ગણિત, જ્યોતિષ, વૈદક ઇત્યાદિ વિદ્યાઓનું જ્ઞાન આપ્યું છે.

૭. આર્ય સંસ્કૃતિનું વિશ્વાકર્ષક સ્વરૂપ યથાર્થ સમજાવવું જોઈએ. જે પરદેશી જાતો અહીં આવી ને કેવી રીતે અહીંની પ્રજા સાથે ભળી ગઈ તથા તેમનું

વ્યક્તિત્વ અખંડિત રહેવા છતાં તેમના ઉપર આર્ય સંસ્કૃતિની કેવી છાપ પ
મુસલમાન, પારસી તથા યહૂદીઓ વગેરેના દાખલા ઉપરથી બતાવી શકાય.

૮. પરદેશી જાતોના હિંદમાં આવીને વસવાથી હિંદુસ્તાનને થયેલા લાભ
નુકસાન તથા હિંદુ પ્રજાના આદર્શો ઉપર તેની જે અસર થઈ તે બરાબર બતા
જોઈએ.

મુસલમાનો—મુસલમાન તેટલા સમાન એવી ભાવના હતી તે ઉપરથી સર્વના સ
અધિકારની ભાવનાને પોષણ મળ્યું. ગુલામ પણ બાદશાહની પદવીએ આ જન્
જ પહોંચી શકે એ વિચાર હિંદુસ્તાનમાં પહેલાં ન હતો. તે જ પ્રમાણે ધર્મવિ
પણ મુસલમાનોમાં ઉચ્ચનીચનો ભેદ ન હતો તેની પણ હિંદુ સંસ્કૃતિ ઉપર અ
થઈ અને નવા નવા સંપ્રદાયો નીકળ્યા. મુસલમાનોના એકેશ્વરવાદની અ
થઈને શીખ, કબીરપંથ, બ્રાહ્મોસમાજ જેવા પંથ ઉત્પન્ન થયા. આધુનિક પ
પ્રમાણે ઈતિહાસ લખવાની રીત અને અગત્ય મુસલમાનો આવ્યા પછી દેશ
દાખલ થઈ.

યુરોપિયનો — યાંત્રિક ઉપકરણોનો ઉપયોગ, લશ્કરી કવાયત, રાજ્યવહીવટ
ખાતાંઓ પાડી નાખીને કામ કરવાની રીત, પદ્ધતિસર દેશાભિમાન અને રાષ્ટ્રીયતા
ભાવના, વ્યક્તિસ્વાતંત્ર્ય અને વ્યક્તિના અધિકાર, બહારની દુનિયા સાથે લગભ
હજાર વર્ષથી તૂટી ગયેલા પ્રત્યક્ષ સંબંધનું ફરી શરૂ થવું.

૯. હિંદુ ઈતિહાસકારો મુસલમાનોનો ઈતિહાસ કાંઈક વિરોધી બુદ્ધિથી અ
તેમને પરદેશી ગણીને લખે છે, પરંતુ જ્યારે હવે તેઓએ અહીં આવીને કાયમ
વસવાટ કર્યો છે અને હિંદને પોતાની માતૃભૂમિ ગણી છે તો તેમને હિંદવાસી
ગણીને જ તેમનો ઈતિહાસ લખાવો જોઈએ. દાખલા તરીકે, હાલ કોઈ અંગ્રે
અથવા સ્કૉચ લેખક ઇંગ્લંડનો ઈતિહાસ લખવા બેસે છે તો તે અંગ્રેજો તથા સ્ક
વચ્ચે થયેલી લડાઈઓ કાંઈ પણ તીખાશ વિના વર્ણવી શકે છે.

૧૦. ઘણા ઈતિહાસના લેખકો યુરોપીય પ્રજાઓ અહીં આવી તે વખત
આપણા દેશની સ્થિતિને પશ્ચિમના દેશોની આધુનિક સ્થિતિ સાથે સરખા
પશ્ચિમના દેશોને વધારે સુધરેલા ગણે છે. આમ કરવામાં કાલાંતર
ભેદ ધ્યાનમાં નહીં લેવાની ભૂલ થાય છે. મધ્યકાળમાં અહીં જ્ય
સુગઠિત રાજ્યવ્યવસ્થા અને લોકોમાં શાંતિ હતી ત્યારે પશ્ચિમના દેશોમાં પ્રમાણ
કાંઈ જ ન હતું. (સરખાવો ચંદ્રગુપ્ત, અશોક અથવા ભોજના સમયનું હિંદુસ્તા
અને તે સમયની પાશ્ચાત્ય દેશોની સ્થિતિ: Wars of the Rosesના સમય
ઇંગ્લંડની સ્થિતિ અને તે સમયની હિંદુસ્તાનની સ્થિતિ; અકબર તથા ઔરંગઝેબ
સમયના હિંદુસ્તાનની સ્થિતિ અને તે જ સમયના પશ્ચિમના દેશોની સ્થિ
પાશ્ચાત્ય દેશો વૈજ્ઞાનિક શોધખોળ અને તેના ઉપયોગમાં આગળ વધ્યા છે, પરં
તે તેમના છેલ્લાં સો વરસના પુરુષાર્થનું પરિણામ છે. સો વર્ષ પહેલાં વિજ્ઞાન
પણ આપણે તેમની પાછળ ન હતા. એટલે તે પ્રદેશમાં આપણે તેમના કર

મળી આવતાં એવાં તત્ત્વો હોય તે ઉપર ભાર દેવાવો જોઈએ. નીચેનાં તત્ત્વો તેવાં ગણી શકાય :

(૧) ભૌગોલિક એકતા (Geographical Solidarity)

(૨) સંસ્કૃતિની એકતા (Unity of Culture)

(૩) સમાન હિતસંબંધ (Community of Interest)

(૪) અન્ય દુનિયાથી વિશ્લેષ.

(૫) એકતા માટે બુદ્ધિપુરઃસર કરવામાં આવેલા પ્રયાસો: સંસ્કૃત ભાષા; રાજસૂય યજ્ઞ, પંચાયતનપૂજા, મહાભારતાદિ રાષ્ટ્રીય ગ્રંથ, ચાર ધામની યાત્રા, ચાર મઠની વ્યવસ્થા, પ્રાચીન સામ્રાજ્યો, અકબરનો દીન-ઈ-ઈલાહી વગેરે. રાષ્ટ્રીય મહાસભાની પ્રવૃત્તિ.

૪. અત્યાર સુધીનાં આપણાં ઈતિહાસનાં પાઠ્યપુસ્તકોમાં દેશની પ્રાકૃતિક સ્થિતિ તથા વ્યવહારનાં સાધનોની આપણી સંસ્કૃતિ તથા ઈતિહાસ ઉપર થયેલી અસર બરાબર બતાવેલી નથી તેનું બરાબર વિવરણ કરીને ઈતિહાસમાં કાર્યકારણ-શૃંખલા રીતસર સમજાવવી જોઈએ.

૫. દેશના ઈતિહાસમાં મહાન પરિવર્તન કરનારા પ્રસંગો જાણે આકસ્મિક હોય તેમ પાઠ્યપુસ્તકોમાં વર્ણવેલા હોય છે. એક માણસ આવીને એક લડાઈમાં જીત્યો એટલે આખા રાષ્ટ્રમાં ફેરફાર થઈ ગયો એવી છાપ પાઠ્યપુસ્તક વાંચતાં મન ઉપર પડે છે. તેમ બનવું સંભવિત નથી. ઈતિહાસ એ પ્રજાના પુરુષાર્થનું પરિણામ છે. અમુક રાજાઓ કે નેતાઓના પરાક્રમથી જ ઈતિહાસ બનતો નથી. તેમને ફતેહ મળવાનાં કારણો ઊંડાં હોય છે અને તે પ્રજાજીવનની જાગૃતિમાં જ મળી આવે. માટે તેની તપાસ ઈતિહાસમાં પ્રધાનરૂપે આવવી જોઈએ.

૬. હાલનાં પાઠ્યપુસ્તકોમાં હિંદુ સમાજની પડતી દશા શરૂ થઈ ત્યાર પછીનો જ ઈતિહાસ મુખ્યત્વે આપવામાં આવે છે, અને પરદેશીઓના હિંદુસ્તાન ઉપરના હુમલાના બચાવમાં જ હિંદુઓ રોકાયેલા હતા તે સમયથી ઈતિહાસ શરૂ થાય છે. પરંતુ એક વખત હિંદુ સંસ્કૃતિનું દુનિયામાં સામ્રાજ્ય હતું અને તે વખતે તેણે દુનિયાને વધુ આપ્યું છે, તેનો મળે તેટલો સવિસ્તર અહેવાલ આપવો જોઈએ.

ભારતવર્ષે ચીન, જાપાન, મલાયા, જાવા, સિલોન, બ્રહ્મદેશ, અરબસ્તાન, મિસર, મધ્ય એશિયા ઉપર તથા તે દ્વારા યુરોપના ધાર્મિક આદર્શ ઉપર અસર કરી છે, અહીંની બનાવટની વસ્તુઓ પૂરી પાડીને તેમની કળાકૌશલ્ય પ્રતિ અભિરુચિ અને બંધારણ ઉપર અસર કરી છે; તે દેશોને ગણિત, જ્યોતિષ, વૈદક ઈત્યાદિ વિદ્યાઓનું જ્ઞાન આપ્યું છે.

૭. આર્ય સંસ્કૃતિનું વિશ્વાકર્ષક સ્વરૂપ યથાર્થ સમજાવવું જોઈએ. જે પરદેશી જાતો અહીં આવી તે કેવી રીતે અહીંની પ્રજા સાથે ભળી ગઈ તથા તેમ-

વ્યક્તિત્વ અખંડિત રહેવા છતાં તેમના ઉપર આર્ય સંસ્કૃતિની કેવી છાપ પડી મુસલમાન, પારસી તથા યહૂદીઓ વગેરેના દાખલા ઉપરથી બતાવી શકાય.

૮. પરદેશી જાતોના હિંદમાં આવીને વસવાથી હિંદુસ્તાનને થયેલા લાભ અ નુકસાન તથા હિંદુ પ્રજાના આદર્શો ઉપર તેની જે અસર થઈ તે બરાબર બતાવ જોઈએ.

મુસલમાનો—મુસલમાન તેટલા સમાન એવી ભાવના હતી તે ઉપરથી સર્વના સમા અધિકારની ભાવનાને પોષણ મળ્યું. ગુલામ પણ બાદશાહની પદવીએ આ જન્મમ જ પહોંચી શકે એ વિચાર હિંદુસ્તાનમાં પહેલાં ન હતો. તે જ પ્રમાણે ધર્મવિધિમ પણ મુસલમાનોમાં ઉચ્ચનીચનો ભેદ ન હતો તેની પણ હિંદુ સંસ્કૃતિ ઉપર અસ થઈ અને નવા નવા સંપ્રદાયો નીકળ્યા. મુસલમાનોના એકેશ્વરવાદની અસ થઈને શીખ, કબીરપંથ, બ્રાહ્મોસમાજ જેવા પંથ ઉત્પન્ન થયા. આધુનિક પદ્ધ પ્રમાણે ઈતિહાસ લખવાની રીત અને અગત્ય મુસલમાનો આવ્યા પછી દેશમ દાખલ થઈ.

યુરોપિયનો — યાંત્રિક ઉપકરણોનો ઉપયોગ, લશ્કરી કવાયત, રાજ્યવહીવટન ખાતાંઓ પાડી નાખીને કામ કરવાની રીત, પદ્ધતિસર દેશાભિમાન અને રાષ્ટ્રીયતાન ભાવના, વ્યક્તિસ્વાતંત્ર્ય અને વ્યક્તિના અધિકાર, બહારની દુનિયા સાથે લગભગ હજાર વર્ષથી તૂટી ગયેલા પ્રત્યક્ષ સંબંધનું ફરી શરૂ થવું.

૯. હિંદુ ઈતિહાસકારો મુસલમાનોનો ઈતિહાસ કાંઈક વિરોધી બુદ્ધિથી અ તેમને પરદેશી ગણીને લખે છે, પરંતુ જ્યારે હવે તેઓએ અહીં આવીને કાયમન વસવાટ કર્યો છે અને હિંદને પોતાની માતૃભૂમિ ગણી છે તો તેમને હિંદવાસીઅ ગણીને જ તેમનો ઈતિહાસ લખાવો જોઈએ. દાખલા તરીકે, હાલ કોઈ અંગ્રેજ અથવા સ્કૉચ લેખક ઈંગ્લંડનો ઈતિહાસ લખવા બેસે છે તો તે અંગ્રેજો તથા સ્કૉ વચ્ચે થયેલી લડાઈઓ કાંઈ પણ તીખાશ વિના વર્ણવી શકે છે.

૧૦. ઘણા ઈતિહાસના લેખકો યુરોપીય પ્રજાઓ અહીં આવી તે વખતની આપણા દેશની સ્થિતિને પશ્ચિમના દેશોની આધુનિક સ્થિતિ સાથે સરખાવી પશ્ચિમના દેશોને વધારે સુધરેલા ગણે છે. આમ કરવામાં કાલાંતરના ભેદ ધ્યાનમાં નહીં લેવાની ભૂલ થાય છે. મધ્યકાળમાં અહીં જ્યાર સુગઠિત રાજ્યવ્યવસ્થા અને લોકોમાં શાંતિ હતી ત્યારે પશ્ચિમના દેશોમાં પ્રમાણમ કાંઈ જ ન હતું. (સરખાવો ચંદ્રગુપ્ત, અશોક અથવા ભોજના સમયનું હિંદુસ્તાન અને તે સમયની પાશ્ચાત્ય દેશોની સ્થિતિ: Wars of the Rosesના સમયન ઈંગ્લંડની સ્થિતિ અને તે સમયની હિંદુસ્તાનની સ્થિતિ; અકબર તથા ઔરંગઝેબન સમયના હિંદુસ્તાનની સ્થિતિ અને તે જ સમયના પશ્ચિમના દેશોની સ્થિતિ પાશ્ચાત્ય દેશો વૈજ્ઞાનિક શોધખોળ અને તેના ઉપયોગમાં આગળ વધ્યા છે, પરંતુ તે તેમના છેલ્લાં સો વરસના પુરુષાર્થનું પરિણામ છે. સો વર્ષ પહેલાં વિજ્ઞાનમ પણ આપણે તેમની પાછળ ન હતા. એટલે તે પ્રદેશમાં આપણે તેમના કરતા

ફક્ત સો વર્ષ પાછળ છીએ પરંતુ આ વાતનું ઈતિહાસનાં પુસ્તકોમાં વિસ્મરણ થયેલું જોવામાં આવે છે અને તેથી પાશ્ચાત્ય સંસ્કૃતિ આપણી સંસ્કૃતિ કરતાં ઘણી શ્રેષ્ઠ હતી અને છે એવી વિદ્યાર્થીના મન ઉપર છાપ પડે છે. આમ ન થાય તે ધ્યાનમાં રાખવું જોઈએ.

૧૧. હિંદુસ્તાનના ઈતિહાસના પાઠ્યપુસ્તકમાં એશિયાના બીજા દેશો — તુર્કસ્તાન, ઈરાન, ચીન, જાપાન વગેરે સંબંધી કંઈક માહિતી આવવી જોઈએ. અને આપણા દેશનો તે દેશો સાથેનો ઈતિહાસસંબંધ દર્શાવવો જોઈએ. વળી અફઘાનિસ્તાન વિશે — ત્યાંના લોકો તથા ત્યાંની રાજ્યવ્યવસ્થા વિશે પણ આપણા દેશના ઈતિહાસનાં પુસ્તકોમાં કાંઈક માહિતી આવવી જોઈએ, કારણ કે તે આપણા સાખપાડોશી અને મહમ્મદ ગઝનીના સમયથી આજ સુધી હિંદુસ્તાન સાથે તેમનો અતિ ઘનિષ્ઠ સંબંધ રહેલો છે. મહમદ બિન કાસીમ, ચંગીસખાન, તૈમૂર, નાદીરશાહ વગેરે ક્યાંથી આવ્યા તે સંબંધી પણ આપણાં પુસ્તકોમાં નહીં જેવી માહિતી હોય છે.

## ૧. ઈતિહાસનાં પર્વ

૧. ઋષિઓનું ભારત.

વેદકાળ : વસિષ્ઠ, વિશ્વામિત્ર; અગસ્ત્ય, વામદેવ.

ઉપનિષદકાળ : જનકવિદેહી, યાજ્ઞવલ્ક્ય, સત્યકામ.

૨. રામ અને કૃષ્ણનું ભારત.

(૧) પરશુરામનો સમય — બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે સત્તા માટે હરીફાઈ : કોંકણ તથા મલબારમાં ઉપનિવેશ (Colonization); નવા બ્રાહ્મણો નિર્માણ કરવા.

(૨) રામાયણ અને મહાભારત.

સૂર્યવંશ, ચંદ્રવંશ તથા યદુવંશ; યુધિષ્ઠિરનો રાજસૂય યજ્ઞ; ભીષ્મ અને કૃષ્ણ — બે પક્ષના કર્તા-પુરુષો (King-makers) હિંદુ સમાજ ઉપર ભારતીય યુદ્ધની અસર.

૩. સ્મૃતિઓ, દર્શનો તથા સૂત્રો.

સ્મૃતિકાળનિર્ણય સંબંધી કાંઈક જણાવવું.

૪. બૌદ્ધ અને જૈન ધર્મોનો પ્રાદુર્ભાવ : ચંદ્રગુપ્ત, અશોક, કનિષ્ક.

૫. બૌદ્ધ ધર્મનો ક્ષય અને હિંદુ ધર્મની સંઘટના.

શાલિવાહન, વિક્રમાદિત્ય (શક, હૂણ યુએચી વગેરે જાતિઓના હુમલા), સમુદ્રગુપ્ત, હર્ષ, પુલકેશી ઈત્યાદિ સંબંધી હકીકત. સંસ્કૃત સાહિત્યનો રાજાશ્રય તથા પુરાણોનું પુનર્લેખન. શૈવ, વૈષ્ણવ, શાક્તમત.

૬. રજપૂત રાજ્યો અને મુસલમાનોની ચડાઈઓ.

૭. મુસલમાન રાજ્યની સ્થાપના અને રજપૂતોનું રજપૂતાનામાં સંકેલાઈ જવું.

૮. દક્ષિણનાં હિંદુ રાજ્યો.

૯. મોગલો આવ્યા તે સમયની ભારતવર્ષની સ્થિતિ.

૧૦. મોગલ સામ્રાજ્યની સ્થાપના અને વિસ્તાર.

અકબરથી ઔરંગઝેબ સુધી.

૧૧. હિંદુઓનું પુનરુત્થાન — રજપૂતોનો પ્રતિરોધ; શીખોનું બલિદાન અને મરાઠી સત્તાનો ઉદય.

૧૨. મોગલ સામ્રાજ્યનો વિચ્છેદ અને મરાઠા રાજ્યમંડળ(Confederation)-ની સંઘટના.

૧૩. દેશમાં એકતાનો અભાવ, પરસ્પર ઈર્ષા, વ્યક્તિઓનો સ્વાર્થ અને તેને પરિણામે પરદેશીઓનું ફાવી જવું.

૧૪. પશ્ચિમની પ્રજાઓનું હિંદુસ્તાનમાં આગમન અને વેપાર તથા રાજ્યસત્તા જમાવવા માટે તેમની વચ્ચેનો કલહ.

૧૫. પાશ્ચાત્યો સામેનો નિષ્ફળ પ્રતિરોધ, જેનું પરિણામ ૧૮૫૭ના સ્વતંત્ર થવાના પ્રયાસમાં આવ્યું; મહારાણીનો ઢંઢેરો.

૧૬. પાશ્ચાત્ય સંસ્કૃતિના બાહ્ય તેજથી અંજાઈ જવું અને તેનો અંગીકાર કરવાનો પ્રયત્ન.

૧૭. રાષ્ટ્રીય જાગૃતિ, રાજકીય હકો માટે લડત, વ્યક્તિસ્વાતંત્ર્યના સિદ્ધાંતોનો પ્રચાર અને જીવનના દરેક અંગના વિકાસની તીવ્ર ઇચ્છા.

૧૮. હિંદુસ્તાનની આધુનિક સ્થિતિ.

નોંધ : દરેક પર્વને અંતે દુનિયાના અન્ય દેશોમાં તે તે સમયે શું ચાલતું, તેમની કેવી સ્થિતિ હતી વગેરે બાબતોનો ખ્યાલ આવે તેવી ટૂંકી માહિતી આપવી.

## ૨. પ્રકરણવિભાગ

નીચેના વિષયો ઉપર પૃથક્ પૃથક્ પ્રકરણો લખવાં જોઈએ :

૧. વેદકાળથી આજ સુધીના હિંદુસમાજની રચના અને તેના આદર્શ કેવા હતા તથા તેમાં ક્રમે ક્રમે કેવી રીતે ફેરફાર થતા ગયા તેનું વિવરણ.

(૧) કુટુંબવ્યવસ્થા — ગોત્ર, પ્રવર, વંશ; અવિભક્ત કુટુંબપદ્ધતિ; કુટુંબમાં અને સમાજમાં સ્ત્રીઓની પદવી.

(૨) ચાર આશ્રમની વ્યવસ્થા — તે પૂર્ણ રીતે ક્યારે અમલમાં હતી તે બતાવવું.

(૩) સમાજસ્થિતિ અને જ્ઞાતિવ્યવસ્થા — નવી જ્ઞાતિઓ કેવી રીતે નિર્માણ થતી ગઈ અને ભિન્ન જ્ઞાતિઓ કેવી રીતે થઈ ગઈ. હિંદુ સમાજની આદર્શ સ્થિતિનો ચિતાર સ્મૃતિ અને રામાયણમાં મળે છે અને વાસ્તવિક સ્થિતિ વેદ, મહાભારત, ચાણક્યનું અર્થશાસ્ત્ર, કથાસરિત્સાગર અને તેના જેવા અન્ય ગ્રંથો તથા પ્રાકૃત સાહિત્યમાંથી મળે છે; વિસ્તૃત વર્ણન અને પરસ્પર સરખામણી.

બૌદ્ધ તથા જૈન આદિપંથોની સામાજિક જીવન પર થયેલી અસર.

(૪) મુસલમાનોનાં આવવાથી હિંદુસમાજ ઉપર શી અસર થઈ અને તે બન્ને જાતો સાથે સાથે રહેવા લાગી ત્યારે પરસ્પર અનુકૂળતા માટે તેમણે કેટલું જતું વહેતું કર્યું.

(૫) પશ્ચિમની સાથેના સંબંધની હિંદુસમાજ ઉપર અસર.

૨. ધર્મનો ઇતિહાસ.

(૧) ધર્માચાર્યોનાં જીવનચરિત્ર.

કૃષ્ણ, મહાવીર, બુદ્ધ, શંકરાચાર્ય, મધ્વાચાર્ય, રામાનુજાચાર્ય, રામાનંદ, કબીર, નાનક, ગુરુગોવિંદ, વલ્લભાચાર્ય, રામદાસ, રામમોહન રાય, દયાનંદ સરસ્વતી, વિવેકાનંદ.

જરથુષ્ટ્ર, ઈસા મસીહ, મહમ્મદ પેગમ્બર (આ ત્રણ હિંદી નથી, પરંતુ તેમણે પ્રવર્તાવેલા ધર્મની હિંદુસ્તાનના ઇતિહાસ ઉપર અસર થઈ છે.)

(૨) પંથોનો ઇતિહાસ – થિયૉસૉફી સુધીનો.

વેદકાળથી તે આજ સુધીમાં હિંદુ ધર્મનાં જુદા જુદા કાળમાં જુદાં જુદાં સ્વરૂપો થયાં છે તેનું વિવરણ કરવું. તેમાં નીચેનાં સંબંધી હકીકત આવે :

૧. વેદકાલીન દેવતાઓ અને યજ્ઞવિધિ. ૨. વિષ્ણુ, રુદ્ર, શિવની ઉપાસના. ૩. તાંત્રિક માર્ગ. ૪. બુદ્ધની ઉપાસના. ૫. ભાગવત ધર્મ અને કૃષ્ણઉપાસના તથા ભક્તિમાર્ગ. ૬. જૈન ધર્મ. ૭. રામઉપાસના. ૮. પંચાયતનપૂજા. ૯. નાગપૂજા. ૧૦. દેવીપૂજા. ૧૧. લિંગાયત પંથ. ૧૨. શીખ પંથ. ૧૩. સ્વામિનારાયણ પંથ વગેરે.

(૩) ધાર્મિક તહેવારો તથા ઉત્સવો.

૩. બ્રાહ્મણોએ તથા બૌદ્ધોએ ધર્મપ્રચારાર્થે કરેલા પ્રયાસો તથા તેમણે નિર્માણ કરેલી સંઘની સંસ્થા અને તેની વ્યવસ્થા.

૪. આર્યજાતિનો દેશાંતરવસવાટ અને આર્ય સંસ્કૃતિનો પ્રચાર.

૫. ગ્રીસ તથા અન્ય દેશો સાથે આપણા દેશનો સંપર્ક અને તેની પરસ્પર અસર, ખાસ કરીને હિંદની ગ્રીસ ઉપર શી અસર થઈ તે બતાવવું.

૬. દેશની રાજ્યપદ્ધતિનો ઇતિહાસ.

(૧) ભિન્ન ભિન્ન કાળમાં ધારા કોણ ઘડતું અને કોણ તેનો અમલ કરતું.

(૨) જમીન ઉપર કોની માલિકી ગણાતી અને મહેસૂલ કેવી રીતે આકારવામાં તથા ઉઘરાવવામાં આવતું.

(૩) લશ્કરની વ્યવસ્થા.

(૪) કર કેવા પ્રકારના લેવામાં આવતા.

(૫) લોકની નીતિ ઉપર દેખરેખ.

(૬) ન્યાય કરવાની પદ્ધતિ – પ્રાયશ્ચિત્તથી માંડીને વધ સુધી.

(૭) વેઠવારાની રીત.

ઉપરની બાબતો ઉપર કાલાનુક્રમે વિવરણ કરવું અને સાથે સાથે દરેક બાબતમાં હાલ કેવી વ્યવસ્થા છે તે બતાવવું.

૭. જમાબંધીની રીતનો ઈતિહાસ.

(૧) મનુ પ્રમાણે. (૨) કૌટિલ્યના અર્થશાસ્ત્ર પ્રમાણે. (૩) રજપૂત રાજાઓના સમયમાં. (૪) મલેક અંબરે શરૂ કરેલી પદ્ધતિ. (૫) વિજયનગરના રાજ્યની. (૬) શેરશાહની. (૭) ટોડરમલની. (૮) શિવાજીની. (૯) બ્રિટિશ.

૮. ગ્રામપંચાયત.

૯. લોકની રહેણીકહેણી, આહારની વસ્તુઓ, શિષ્ટાચાર, ખાસ રિવાજો અને વહેમો, રમતો, પાળવામાં આવતાં પ્રાણીઓ વગેરેનું કાલાનુક્રમે વિવરણ.

૧૦, દેશની સાંપત્તિક સ્થિતિનો ઈતિહાસ.

(૧) વપરાશની વસ્તુઓ, ખોરાકપોષાક તથા વિલાસની વસ્તુઓ.

(૨) જુદી જુદી જાતના લોકોની રહેણીનું ધોરણ. (Standard of living)

(૩) વસ્તુઓના ભાવ — ખાસ કરીને ખોરાકની વસ્તુઓના — તથા મજૂરીના દર.

(૪) વેપાર, ઉદ્યોગ અને હુન્નર — દેશમાં ક્યા ક્યા વેપાર, ઉદ્યોગ, હુન્નર જુદે જુદે કાળે પ્રચલિત હતા તેનાં નામ ગણાવવાં. જુદા જુદા પ્રાંતના હુન્નર-ઉદ્યોગ, જુદી જુદી જાતોના હુન્નરઉદ્યોગ, જ્ઞાતિવ્યવસ્થાની હુન્નરઉદ્યોગ ઉપર અસર અને તેને લીધે વિનાશક હરીફાઈના અવકાશનો અભાવ.

અન્ય દેશો સાથે વેપારનો સંબંધ — આયાત અને નિકાસ. દેશની અંદર વેપાર માટે તથા લોકની આવજા માટેનાં સાધનો.

૧૧. યુદ્ધકળા અને યુદ્ધનીતિનો ઈતિહાસ.

આર્યો તથા આર્યેતર લોકોની; ગ્રીક, રજપૂતો તથા પઠાણોની; મોગલ, શીખ અને મરાઠાની રજપૂતોની સાથે સરખામણી; યુરોપીય પ્રજાઓની. (એશિયાવાસીઓ અને યુરોપીઓ વચ્ચેનો મોટો ભેદ — પહેલા લૂણને વફાદાર અને બીજા લોહીને વફાદાર — બતાવવો.)

૧૨. ભાષાઓ અને તેમનો વિકાસ.

વૈદિક ભાષા; પાણિનીય સંસ્કૃત; પ્રાચીન પ્રાકૃત ભાષાઓનાં સ્વરૂપ. અર્વાચીન દેશી ભાષાઓ : હિંદી અને ગુજરાતી; બંગાળી, મરાઠી અને સિંધી; કાનડી, તેલગુ, તામિલ અને મલયાલમ; ઉર્દૂ.

રાષ્ટ્રીય ભાષા તરીકે હિંદીનું સ્થાન.

આ પ્રકરણમાં જુદી જુદી ભાષાઓનાં સ્વરૂપ સમજાવવાં. હાલની બોલાતી ભાષાઓ સંસ્કૃતમાંથી નીકળી છે તે બતાવવું. દ્રાવિડી એટલે કાનડી, તેલગુ, તામિલ અને મલાયાલમ ભાષાઓ સંસ્કૃતમાંથી નથી બનેલી, પરંતુ તેના ઉપર સંસ્કૃતની ઘણી અસર થઈ છે તે બતાવવું. ભાષાનો પ્રાન્તિક વિસ્તાર તથા સંકોચ જુદે જુદે કાળે થતો ગયો હોય તે બતાવવું. ઉર્દૂ અથવા હિંદુસ્તાની ભાષાની ઉત્પત્તિ રાજકીય કારણોને લઈને કેવી રીતે થઈ તે બતાવવું.

૧૩. સાહિત્ય તથા વિજ્ઞાન.

(૧) સાહિત્ય : ધાર્મિક અને દાર્શનિક સાહિત્ય; ઐતિહાસિક અને પૌરાણિક સાહિત્ય તથા લોકવાર્તા; ભક્તિવિષયક સાહિત્ય; કાવ્યશાસ્ત્ર (Rhetorics); કવિતા; તામિલ સાહિત્ય; ગુજરાતી, મરાઠી, બંગાળી, ઉર્દૂ તથા હિંદી ભાષાનાં સાહિત્યો.

ઉપર લખેલાં સાહિત્યોનું ભિન્ન ભિન્ન કાળનું સ્વરૂપ બતાવવું. હિંદુસ્તાનની પ્રાચીન તથા અર્વાચીન ભાષાઓમાં કયા કયા વિષયો ઉપર સંપૂર્ણ અથવા એકાંગી સાહિત્ય છે અને કયા વિષયો તદ્દન બિનખેડાયલા રહ્યા છે તે જણાવવું અને તેનાં ઐતિહાસિક કારણો સમજાવવાં.

(૨) વિજ્ઞાન : શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક સાહિત્ય; વ્યાકરણ, ગણિત અને જ્યોતિષ, વૈદક; રસાયન (Alchemy & Chemistry); સંતતિશાસ્ત્ર (Eugenics ); સંગીત — હિંદુસ્તાની પદ્ધતિ; કર્ણાટકી પદ્ધતિ; નાટય; અર્થશાસ્ત્ર.

કયાં વિજ્ઞાનશાસ્ત્રોમાં આપણે પ્રગતિ કરી છે તથા કયાં શાસ્ત્રો આપણે પરદેશી પાસેથી શીખ્યા તે બતાવવું. વિજ્ઞાનમાં આપણી પ્રગતિ કુંઠિત થવાનાં ઐતિહાસિક કારણો બતાવવાં.

૧૪. શિક્ષણ (૧) શિક્ષણપદ્ધતિ : ઉપનિષદકાલીન પદ્ધતિ; મનુસ્મૃતિમાં વર્ણવેલી પદ્ધતિ; બૌદ્ધકાલીન પદ્ધતિ; જુદી જુદી વિદ્યાપીઠોમાં ચાલતી પદ્ધતિ; વંશપરંપરાગત મળતી ધંધાની શિક્ષણપદ્ધતિ; મુસલમાનોના સમયની શિક્ષણપદ્ધતિ; ખ્રિસ્તી પાદરીઓએ ચલાવેલી શિક્ષણપદ્ધતિ; વર્તમાન શિક્ષણપદ્ધતિ; રાષ્ટ્રીય શિક્ષણ માટેના આધુનિક પ્રયાસો.

(૨) વિદ્યાપીઠો — પ્રાચીન અને અર્વાચીન.

પ્રાચીન : કાશી, મિથિલા, નવદ્વીપ, નાલંદા, તક્ષશિલા, પ્રતિષ્ઠાન (પેંઠણ), શ્રીનગર (કાશ્મીરનું), ઉજ્જયિની, કાંજીવરમ, કુંભકોણમ, વિજયનગર, પાટણ, જયપુર, આગ્રા.

અર્વાચીન : કલકત્તા, મુંબઈ, મદ્રાસ, લાહોર, અલ્લાહાબાદ, બનારસ, અલીગઢ, પટણા, બંગલ્લૂર (મૈસૂર), હૈદરાબાદ (નિઝામ), પૂના.

૧૫. ચિત્રકળા, શિલ્પ, સ્થાપત્ય તથા બીજી લલિત કળાઓ.

વેદકાલીન : યજ્ઞવિધિનાં ઉપકરણો, યજ્ઞકુંડ, ઘરનાં રાચરચીલાં વગેરે.

મોહન-જો-ડારો હરપ્પા વ.

મહાભારત અને રામાયણના સમયનું : કિલ્લા, નગરરચના, ઘરેણાં, પોશાક, આયુધ વગેરે.

પૂર્વબુદ્ધકાલીન : મંદિરો તથા ગુફાઓ.

બુદ્ધકાલીન : મંદિરો, વિહારો, ગુફાઓ, મૂર્તિઓ તથા સ્તૂપો, કુંભારકામ તથા ઘરનાં રાચરચીલાં.

બુદ્ધોત્તરકાલીન : યાવનિક કળા(Greek Art)ની અસર, તાંત્રિક વિધિમાં આવતી ચિત્રકળા.

દક્ષિણ હિંદુસ્તાનનું સ્થાપત્ય — તળાવો, મંદિરો, મૂર્તિઓ, નહેરો તથા પરિવાહ-(Drainage)ની બાંધણી.

મુસલમાન સમયનું — રાજમહેલો, મસ્જિદો તથા મકબરા, હમામખાનાં, કિલ્લા દરવાજા.

શાહજહાંના સમયનું — સ્થાપત્ય તથા ચિત્રકળા (તાજ બાંધનારા હિંદુ કારીગરો).

જૈન લોકોનું સ્થાપત્ય.

જુદા જુદા સમયની ઉપયુક્ત અને લલિત કળાઓ: વણાટકામ, રંગાટ, ભરતકામ, મીનાકારી, લાકડાનું ઝીણું કોતરકામ, પથ્થરનું કોતરકામ વગેરે.

ધર્મની કળાઓ ઉપર અસર; પશ્ચિમની અસર.

૧૬. પ્રાચીન ઈતિહાસનાં સાધનો.

વેદ, વેદાંગ, સંસ્કૃત સાહિત્ય, વ્યાકરણ અને વાર્તિક.

શિલાલેખો, સ્તૂપો તથા સ્તંભો, પ્રાચીન ચિત્રો તથા સિક્કાઓ — સ્વદેશી, વિદેશી.

કાલગણના પદ્ધતિ (કલિ, યુધિષ્ઠિર, વિક્રમ, શાલિવાહન ઈત્યાદિ)

તહેવારો અને ઉત્સવો.

તામ્રપટો, હસ્તલેખો, ઈત્યાદિ.

પ્રાચીન ઈતિહાસનાં પુસ્તકો — રાજતરંગિણી, હર્ષચરિત, દીપવંશ, મહાવંશ.

પરદેશી પ્રવાસીઓએ લખેલાં વૃત્તાંતો — હ્યુએનસંગ, ફાહીયાન, મૅગેસ્થિનિથ, માર્કોપોલો, અલબેરૂની, બર્નિયર, ઈબ્ન બટુટા, ઈત્યાદિ.

આ પ્રકરણમાં દરેક સાધન સંબંધી ટૂંકી માહિતી આપવી. વિદ્યાર્થી આપણા પ્રાચીન ઈતિહાસનાં સાધનોથી પરિચિત થાય તે હેતુથી આ પ્રકરણ દાખલ કર્યું છે.

૧૭. દેશની પ્રાકૃતિક સ્થિતિ અને દેશના ઈતિહાસ ઉપર તેની અસર.

(૧) હિંદુસ્તાનની કુદરતી સરહદ.

(૨) સિંધુ અને ગંગા નદીના પ્રદેશ (પંજાબ અને બંગાળની તુલના).

(૩) વિંધ્યય પર્વત અને દણ્ડકારણ્ય.

(૪) રજપૂતાનાનો નિર્જળ પ્રદેશ.

(૫) કાશ્મીરની ઉપત્યકા (Valley).

(૬) સહ્યાદ્રિનો પહાડી પ્રદેશ અને કોંકણપટ્ટી.

(૭) દરિયાકિનારો.

(૮) પ્રાચીન અને અર્વાચીન બંદરો:

તામ્રલિપ્તિ, દાભોલ, સોપારા, દ્વારિકા, ભૃગુકચ્છ, સ્તંભાવતી, સુરત, કાલીકત, વિજાગાપટ્ટણ ઈત્યાદિ.

કરાંચી, મુંબઈ, કોલંબો, મદ્રાસ, કલકત્તા, રંગૂન ઈત્યાદિ.

(૯) પ્રાકૃતિક પરિવર્તન – સરસ્વતી નદીનું ગુપ્ત થવું, જંગલોનો નાશ, બંદરોનું પુરાઈ જવું, વરસાદમાં ફેરફાર.

(૧૦) મોસમનો વરસાદ — ચોમાસું.

૧૮. જુદા જુદા કાળમાં રાજ્યસત્તાનાં કેન્દ્રસ્થાનો ક્યાં ક્યાં અને કેવી રીતે બદલાયાં :

(૧) પંજાબ (વેદકાલીન આર્યોનું રહેઠાણ)
(૨) બ્રહ્માવર્ત (યજુર્વેદ અને મનુકાલીન)
(૩) અયોધ્યા અને મિથિલા (રામાયણકાલીન)
(૪) હસ્તિનાપુર અને ઈન્દ્રપ્રસ્થ (મહાભારતકાલીન)
(૫) પાટલિપુત્ર (મૌર્યવંશ)
(૬) પેશાવર (કનિષ્કના સમયમાં)
(૭) કાન્યકુબ્જ (કનોજ — શ્રીહર્ષનું)
(૮) ઉજ્જયિની (વિક્રમાદિત્યનું)
(૯) દિલ્હી (પૃથુરાજનું)
(૧૦) દિલ્હી (મુસલમાનોનું)
(૧૧) ચિતોડ (રજપૂતોનું)
(૧૨) દેવગિરિ (યાદવ વંશના રાજાઓનું)
(૧૩) વિજયનગર (હોયસલ વંશના રાજાઓનું)
(૧૪) પૂના (મરાઠાનું)
(૧૫) લાહોર (શીખનું)
(૧૬) કલકત્તા અને દિલ્હી (અંગ્રેજનું)

૧૯. હાલનાં મુખ્ય દેશી રાજ્યોનો ઈતિહાસ અને બ્રિટિશ સરકાર સાથેનાં તહનામાં પ્રમાણે તેમનો બ્રિટિશ સાથે કેવો સંબંધ છે તે. ગાયકવાડ, નિઝામ, મૈસૂર, કાશ્મીર, રજપૂતાનાનાં રજપૂત રાજ્યો, કાઠિયાવાડનાં રાજ્યો, ગ્વાલિયર, ઇંદોર, નેપાળ વગેરે.

### ૩. ઐતિહાસિક નકશાઓ

આ પુસ્તકની સાથે એક નકશાનું પુસ્તક તૈયાર કરાવવું જોઈએ. તેમાં નીચે પ્રમાણે નકશાઓ આવે :

૧. પૃથ્વીનો નકશો — હિંદુસ્તાન મધ્યમાં રાખીને.

૨. એશિયાનો નકશો — તેમાં પ્રાચીન કાળના તથા અર્વાચીન કાળના વેપારના જળમાર્ગ તથા સ્થળમાર્ગ જુદા જુદા રંગની લીટીઓથી બતાવેલા હોય.

૩. હિંદુસ્તાનનું પ્રાકૃતિક સ્વરૂપ બતાવનારો નકશો — તેમાં પર્વતો, નદીઓ, ઘાટો, ઉચ્ચ પ્રદેશ, સપાટ પ્રદેશ, નીચ પ્રદેશ વગેરે બતાવેલાં હોય. આવા નકશા બે રીતે બનાવવામાં આવે છે : એક Shading 'શેડિંગ'થી અને બીજો Contour Lines 'કોન્ટુર લાઇન્સ'થી. આ બે રીતનું મિશ્રણ મોરિસનની 'જ્યુનિયર જ્યોગ્રાફી ઑફ ઇન્ડિયા, બર્મા ઍન્ડ સિલોન'માં સારી રીતે કર્યું છે. તે પ્રમાણે કરવું.

૪. હિંદુસ્તાનના ભાષાનુસાર વિભાગ બતાવનારો નકશો — તેમાં આર્ય તથા આર્યેતર ભાષાઓનો રંગ જુદો જુદો હોવો જોઈએ. બીજું હાલ ભાષાનુસાર જે નકશાઓ બનાવવામાં આવે છે તેમાં હિંદી ભાષાની ઘણી પ્રાંતિક બોલીઓ જુદી ભાષાઓ તરીકે બતાવવામાં આવે છે. તેથી હિંદી કેટલી વ્યાપક છે તે દેખાઈ આવતું નથી. માટે હિંદી ભાષાનો એક જ રંગ રાખવો જોઈએ, અને તેમાં જુદી જુદી બોલીઓના વિભાગ લીટીઓથી દર્શાવવામાં આવે.

૫. વસ્તીનું પ્રમાણ બતાવનારો નકશો — તેમાં રંગની જરૂર નથી, પરંતુ મોટાંનાનાં ટપકાંથી વસ્તીનું પ્રમાણ બતાવવામાં આવે.

૬. જુદા જુદા ધર્મના વિસ્તાર બતાવનારો નકશો — તે ટપકાંથી બતાવી શકાય. જુદા જુદા ધર્મ જુદા જુદા રંગનાં ટપકાંથી બતાવી શકાય. દરેક પ્રાંતમાં ટપકાંની સંખ્યા ઉપરથી તે તે ધર્મ પાળનારાઓનું પ્રમાણ માલૂમ પડે. આટલા ધર્મો બતાવવામાં આવે: ૧. ઇસ્લામ ૨. આર્યસમાજ ૩. બ્રાહ્મોસમાજ ૪. જૈન ૫. શીખ ૬. હિંદુ ૭. અસ્પૃશ્ય (હરિજન). (આ લોકો હિંદુ ધર્મના જ છે, પરંતુ અત્યારે તેમનો પ્રશ્ન અગત્યનો હોવાથી તેમને નકશામાં દર્શાવવાની જરૂર છે.)

૭. વેપારી તથા ઔદ્યોગિક હકીકત બતાવનારો નકશો. ખનિજ તથા ઉદ્‌ભિજ પદાર્થોની ઊપજ સાથે.

૮. પ્રાચીન કાળનાં શહેરો તથા પ્રખ્યાત્ મંદિર, સ્તૂપો, કિલ્લાઓ, મહાપુરુષોનાં જન્મસ્થળો, વિદ્યાપીઠો, રાજસત્તાનાં કેન્દ્રો વગેરે બતાવનારો નકશો.

૯. લશ્કરી દૃષ્ટિથી હિંદના વિભાગ, લશ્કરનાં મથકો, લશ્કરી દૃષ્ટિએ ઉપયોગી રેલવે, પર્વતના ઘાટ, નદીના આરા, વગેરે બતાવનારો નકશો.

૧૦. આર્યોનું અસલ રહેઠાણ બતાવનારો નકશો. વિદ્વાનો જુદાં જુદાં રહેઠાણ હોવાનો મત ધરાવે છે તે બધાં રહેઠાણો બતાવવાં.

૧૧. ઋષિઓના ભારતનો નકશો.

સપ્તસિંધુનો પ્રદેશ, બ્રહ્માવર્ત, આર્યાવર્ત, ભરત અને તૃટ્સુ લોકોનાં રાજ્ય વગેરે બતાવવામાં આવે.

૧૨. રામાયણના ભારતનો નકશો.

કોસલ દેશ, વિદેહ અથવા મિથિલા, અંગદેશ, દણ્ડકારણ્ય તથા જનસ્થાન, કિષ્કિંધા, લંકા વગેરે તથા રામનો અયોધ્યાથી લંકા સુધીના પર્યટનનો માર્ગ બતાવવામાં આવે.

૧૩. મહાભારતના ભારતનો નકશો.

શ્રી ચિંતામણરાવ વૈદ્યના 'મહાભારતનો ઉપસંહાર' એ પુસ્તકમાં આપેલો છે તેવો.

૧૪. ઍલેક્ઝાન્ડર જે રસ્તે હિંદમાં આવેલો તે રસ્તો બતાવનારો તથા તે આવ્યો તે સમયના ભારતવર્ષનાં રાજ્યો બતાવનારો નકશો. 'હિસ્ટૉરિકલ ઍટલાસ ઑફ ઇન્ડિયા બાય જોપેન' એમાંથી નકશો નં. ૩ જરૂરી ફેરફારો સાથે.

૧૫. અશોકના સમયનું ભારત.

૧૬. કનિષ્કના સમયનું ભારત.

૧૭. સમુદ્રગુપ્તના સમયનું ભારત.

૧૮. શક, હૂણ, યુએચી વગેરે જાતોના હુમલા બતાવનારો નકશો.

૧૯. હર્ષના સમયનું ભારત.

તેમાં પુલકેશીનું રાજ્ય જુદું બતાવવું.

૨૦. રજપૂત રાજ્યો.

૨૧. પઠાણ રાજ્યો.

આ નકશામાં અલાઉદ્દીનની દક્ષિણ ઉપરની ચડાઈઓના માર્ગ બતાવવા.

૨૨. બ્રાહ્મણી રાજ્ય અને વિજયનગરનું સામ્રાજ્ય.

૨૩. બાબર આવ્યો તે સમયનું ભારત.

૨૪. અકબરના સમયનું ભારત.

૨૫. ઔરંગઝેબના સમયનું ભારત.

આ નકશો ખાસ બનાવરાવવો અને તેમાં રજપૂત, મરાઠાઓ તથા શીખનાં રાજ્યોની સીમા જુદા જુદા રંગની લીટીઓથી બતાવવી.

૨૬. મરાઠા રાજ્યની શિવાજીના મરણ સમયની હકીકત બતાવનારો નકશો.

૨૭. ઈ. સ. ૧૭૯૫માં મરાઠા રાજ્યોનો વિસ્તાર બતાવનારો નકશો.

૨૮. મૈસૂર તથા નિઝામનાં રાજ્યોનો વિસ્તાર બતાવનારો નકશો.

૨૯. દક્ષિણ હિંદુસ્તાનમાં બ્રિટિશ અને ફ્રેન્ચ વચ્ચેનો ઝઘડો બતાવનારો નકશો.

૩૦. બ્રિટિશ સત્તાની જમાવટ ધીમે ધીમે થતી ગઈ અને રાજ્યવિસ્તાર વધતો ગયો તે બતાવનારો નકશો. જુદા જુદા સમયની સ્થિતિ આછા ઘેરા રંગથી બતાવવી.

૩૧. ઈ. સ. ૧૮૫૭ના સ્વતંત્ર થવાના પ્રયત્ન વખતની લશ્કરી છાવણીઓ વગેરે બતાવનારો નકશો.

એવરીમૅન સિરીઝનો 'લિટરરી ઍન્ડ હિસ્ટૉરિકલ ઍટલાસ ઑફ એશિયા'ના પા. ૧૩૩. તેમાં દક્ષિણ હિંદુસ્તાનની હકીકત વધારવી.

## હિન્દી ઇતિહાસનો ક્રમ

એશિયા અને યુરોપ મળીને એક અખંડ 'ખંડ' છે. આ ખંડના જુદા જુદા ભાગો વચ્ચે આપણે ધારીએ છીએ તેનાથી પૂર્વે અને તેનાથી વધારે સંબંધ હતો. હિંદુસ્તાનનો ઇતિહાસ શરૂ કરવો હોય તો આ યુરેશિયા ખંડના પ્રાકૃતિક સ્વરૂપથી માંડીને કરવો જોઈએ.

ત્યાર પછી હિંદુસ્તાનની રચના અને એ રચનામાં બનેલા ફેરફાર વગેરેનું વર્ણન કરવું. હિમાલયની આસપાસના પ્રદેશનું જરા વિશેષ વર્ણન આવે. ઉત્તર કાશ્મીર, અફઘાનિસ્તાન, મધ્ય એશિયા, પામીર, પશ્ચિમ તિબેટ તથા પંજાબ. તે પછી આર્યોની રહેણીકરણી, તેમની સમાજરચના, તેમના યજ્ઞયાગ, વેદ વગેરે બધું કહેવું.

ત્યાર પછી દક્ષિણ હિંદુસ્તાનનું વર્ણન આવવું જોઈએ. વિંધ્યાચળ પર્વત, દંડકારણ્ય, ગોદાવરી, કૃષ્ણા, તુંગભદ્રા, કાવેરી, સિંહલદ્વીપ એ વિશે વિગતવાર માહિતી આપવી.

તે પછી નાની નાની ભટકતી ટોળીઓ (Nomadic tribes) અને સ્થાયી ખેડૂતો વચ્ચેનો ભેદ, અને આ રહેણીના ભેદને લીધે ઉત્પન્ન થતો સંસ્કૃતિનો ભેદ. [ઉદાહરણાર્થ: ભટકતી ટોળીઓમાં લોહીના સંબંધ અથવા જાતિઅભિમાન તરફ વધારે ધ્યાન અપાય છે, જ્યારે ખેડૂતમાં સ્થાનિક સંબંધ અથવા દેશાભિમાન તરફ વધારે ધ્યાન અપાય છે; આ ભટકતી ટોળીઓનું ધન ઢોર અને ગુલામ હોય છે; ત્યારે ખેડૂતોનું ધન તેમની જમીન છે; સ્થાપત્યકળા ખેડૂતોમાં જ નિર્માણ થઈ શકે છે; ભટકતી ટોળીઓની કળા તેમનાં હથિયારો, યજ્ઞનાં ઉપકરણો, રાચરચીલાં વગેરેમાં દેખાય છે; વગેરે વગેરે]

આર્ય, અનાર્ય, દ્રાવિડ વગેરે જાતિનો ગોટાળો અહીં સ્પષ્ટ કરવો.

ભારતીય યુદ્ધકાળ ત્યાર બાદ વર્ણવવો. ઉપનિષત્કાળની સમાજસ્થિતિ અને રાજ્યબંધારણની સાથે આ કાળ સરખાવવો.

રામાયણના અયોધ્યાના વર્ણન સાથે હસ્તિનાપુર ઇંદ્રપ્રસ્થનું વર્ણન સરખાવવું. શ્રીકૃષ્ણે સમુદ્રકાંઠે દ્વારિકા વસાવીને નગરરચનામાં એક ક્રાંતિ કરી તે બતાવવા માટે દ્વારિકાનું વર્ણન અને રક્ષણની વ્યવસ્થા કહેવી.

હિંદુસ્તાનમાં પ્રથમ નાનાં નાનાં રાજ્યો હતાં, તેમાંથી મહાન સામ્રાજ્યો કેમ અને કેવી રીતે બનતાં ગયાં એ શોધી કાઢવા તરફ ધ્યાન ખેંચવું.

પરશુરામે પૃથ્વી નિ:ક્ષત્રિય કરવાનો પ્રયાસ કર્યો તેથી ક્ષત્રિયોએ મળીને રાષ્ટ્ર-સંઘ બનાવીને ચક્રવર્તી પદ્ધતિ શરૂ કરી હશે?

કૃષ્ણચરિત્રમાં યવનનો ઉલ્લેખ આવે છે એ યવન કોણ? નાગ લોકો અસલ ક્યાંના? તેમની સંસ્કૃતિની વિશેષતા કઈ?

સૂર્યવંશ અને ચંદ્રવંશ વચ્ચે શા ઉપરથી ભેદ પડયો? ભિન્ન ભિન્ન સમયે આર્ય લોકોની ભિન્ન ભિન્ન ટોળીઓ આ દેશમાં આવી એમ કહેવાય છે. તેથી આ ભેદ પડયો? અથવા કાલગણનાની પદ્ધતિમાં મતભેદ થવાથી ધાર્મિક (યજ્ઞાદિક) વિધિમાં ભેદ ઉત્પન્ન થવાને લીધે આ ભેદ પડયો? કે એ દેશભેદ હતો? અથવા શું ચંદ્રવંશી રાજાઓએ અનાર્ય લોકો સાથે ભળી જવાનો નિશ્ચય કર્યો હતો? સૂર્યવંશી રાજાનો રાજ્યવ્યવસ્થાનો આદર્શ અને ચંદ્રવંશી રાજાનો તે આદર્શ એ બેની વચ્ચે કંઈ તફાવત હતો?

હવે પછી ગ્રીક લોકોનો સંબંધ આવે છે. તે એકાએક શરૂ ન કરતાં પ્રથમ હોમર, હરક્યુલિસ(હરિકુલેશ)ના સમયથી લઈને ઍલેક્ઝાંડર (સિકંદર) સુધીનો ગ્રીક લોકોનો ઇતિહાસ ટૂંકામાં આપવો.

ગ્રીક લોકોની ધાર્મિક માન્યતા, ગ્રીક દેવતાઓ, ગ્રીક મૂર્તિપૂજા, યજ્ઞ, તહેવારો સમાજરચના, યુદ્ધપદ્ધતિ અને સામાન્ય રીતે ગ્રીક સંસ્કૃતિ — એનું વિવેચન કર્યા પછી હિંદી ઇતિહાસ પાછો શરૂ કરવો.

આની શરૂઆતમાં ડેરિયસના સમયની સામ્રાજ્યની હકીકત કહેવી, અને પછી બુદ્ધ ભગવાન તથા મહાવીર સ્વામીનું વૃત્તાંત, તેમના સમયની લોકસ્થિતિ, તેમના ધર્મસિદ્ધાંત, તેમણે સ્થાપેલા સંઘો વગેરેની વિગત આપવી.

હવે પછીનો મહત્ત્વનો મુદ્દો — હિંદુસ્તાનનો વેપાર કેમ વધતો ગયો અને પારકાઓએ હિંદુસ્તાન ઉપર ચડાઈ કરવાનું કેમ શરૂ કર્યું એ બાબતનો આવશે.

ઉત્તર હિંદુસ્તાનના વર્ણનમાં આ સવારીઓનું વર્ણન વધારે આવે છે. વેપારની વૃદ્ધિ દક્ષિણ તરફ વધારે હતી.

પરદેશી લોકો અહીં આવીને વસ્યા અને તેઓએ બૌદ્ધ અને હિંદુ એ બંને ધર્મોનો સ્વીકાર કર્યો તેને પરિણામે મહાયાન એ રાષ્ટ્રીય ધર્મ ઉત્પન્ન થયો. પણ આખરે તે પણ હિંદુ ધર્મમાં સમાઈ ગયો. આ જ હિંદુ સંસ્કૃતિ ચીનમાં પ્રસરી.

*

હિંદુ ધર્મ સાથે ભળી ન ગયો તેવો પહેલો ધર્મ મુસલમાની. એમ થવાનું પણ કારણ છે. ગ્રીક, રોમન, ફારસી, ચીની સમાજરચનામાં એક જાતની વર્ણવ્યવસ્થા અથવા વર્ણભેદ હતો. અગ્નિપૂજા, યજ્ઞ, મૂર્તિપૂજા વગેરે પણ બધાંમાં સરખાં હતાં તેથી આ બધા સમાજો ઉપર હિંદુ ધર્મની અસર ઠીક પડી. નિર્વર્ણી અને મૂર્તિદ્વેષી મુસલમાની ધર્મ આગ્રહપૂર્વક નોખો જ રહ્યો.

માટે હિંદુસ્તાનનો ઇતિહાસ હર્ષ સુધી આવ્યા પછી મુસલમાની ધર્મ અને મુસલમાની સમાજની પૂર્વપીઠિકા આપવી. આમાં પયગંબરના સમયની લોકસ્થિતિ પયગંબરનો જન્મવૃત્તાંત, તેમના ધર્મમતો અને તેમની સંઘરચના આપીને મુસલમાની ધર્મનો પ્રસાર કેવી રીતે અને ક્યાં ક્યાં થયો તેનો ઇતિહાસ આપવો અને મુસલમાની સંસ્કૃતિની વિશેષતા સ્પષ્ટ કરવી.

અરબસ્તાન, તુર્કસ્તાન, ઈરાન, મધ્ય એશિયા, ઇજિપ્ત, દક્ષિણ યુરોપ વગેરે પ્રદેશોમાં ઇસ્લામે શું શું કર્યું છે તેનું જ્ઞાન થવાથી ઇસ્લામી ધર્મના હુમલાઓ હિંદુસ્તાન ઉપર કેમ થયા એની ઐતિહાસિક ઉત્પત્તિ મળશે. નહીં તો હિંદુસ્તાન ઉપરના મુસલમાનોના હુમલાઓ એટલે આ દેશ ઉપર ક્યાંકથી પડેલી તીડોની ધાડ અથવા ઈશ્વરી કોપથી થયેલો પ્લેગનો ફેલાવો હતો એવો જ ખ્યાલ બંધાય છે. મુસલમાની સંસ્કૃતિનો બરાબર ખ્યાલ આવવાથી તેની હિંદુસ્તાનના ઇતિહાસ ઉપર કેવી છાપ પડી તે સમજવું સહેલું થશે.

[ડૉક્ટર લોકો કહે છે, કે જ્યારે શરીર નબળું પડે છે અને લોહીમાંનાં આરોગ્યજંતુઓ ક્ષીણપ્રાણ થાય છે ત્યારે જ બહારનાં જંતુઓ શરીરમાં ઘૂસીને ઘર કરે છે. હિંદુસ્તાનનું તેવું જ થયું છે. શક, હૂણ, પલ્લવ, પઠાણ, મોગલ, યુરોપિયન બધા આવી સન્ધિ સાધીને જ આવ્યા છે.]

પઠાણ અને મોગલ વચ્ચેનો ભેદ આપણા મનમાં સ્પષ્ટ થતો નથી. તેનું અધ્યયન કરીને મુસલમાની રિયાસતનો ઇતિહાસ સ્પષ્ટ કરવો જોઈએ. શૌર્ય સાથે દાવપેચ વાપરીને કેમ લડવું એ મુસલમાનો પાસેથી આપણે શીખવું રહ્યું હતું તેમ જ સમાનભાવ પણ જાગ્રત કરવો હતો. સુનિયંત્રિત રાજ્યપદ્ધતિ હિંદુઓની હતી અને તેથી મુસલમાનોના સમયમાં રાજ્યપદ્ધતિમાં હિંદુ લોકોનો જ હાથ વધુ હતો. મુસલમાનો પાસેથી જે શીખવાનું હતું તે શીખી લીધા પછી હિંદુઓએ ફરી માથું ઊંચું કર્યું.

*

રાષ્ટ્રમાં સંપત્તિ અને સામર્થ્યનું કઈ પણ પ્રમાણ હોવું જોઈએ. તે ન હોય તો ઉત્પાત થાય છે. સામર્થ્ય વધારે હોય અને સંપત્તિ ઓછી હોય તો પરદેશ જઈને વેપાર અથવા લૂંટફાટ કરવાનું મન થાય છે, અને સંપત્તિ વધારે હોય અને સામર્થ્ય ઓછું હોય તો પરદેશીઓની સવારીઓ અથવા વેપાર દેશમાં આવી પડે છે. હિંદુસ્તાનમાં ઉદ્યોગહુન્નર વધી જવાથી અહીં સંપત્તિ એકત્રિત થઈ. સંપત્તિનો જે સંગ્રહ કરે તેણે સામર્થ્ય મેળવવું જોઈએ, અને બાહ્ય દુનિયા વિશેનું જ્ઞાન જાગ્રત રાખવું જોઈએ. આ બન્ને બાબતમાં હિંદુસ્તાન ગાફેલ રહ્યું તેથી નખ-દંષ્ટ્રા-વિષાણ-વિહીન અને માંસલ અજાપુત્ર જેવી હિંદુસ્તાનની સ્થિતિ થઈ, અને દુનિયાના બધા લોકો વારાફરતી અહીં આવ્યા.

*

અહંકાર બે પ્રકારના હોય છે: (૧) પાડોશીઓ વિશે ઉદાસીન રહેવું; (૨) પાડોશીઓના કારભારમાં માથું મારવું. હિંદુઓમાં પહેલા પ્રકારનો અહંકાર હતો, ત્યારે યુરોપિયનોમાં બીજા પ્રકારનો. તેથી આ બે અહંકારનો એટલે હિંદી અને યુરોપી સંસ્કૃતિનો પરમેશ્વરે યોગાયોગ ઘટાવ્યો. અત્યંત પ્રાચીન કાળથી હિંદુસ્તાનનો વેપાર પોતાના હાથમાં લેવા માટે ઈરાની, અરબી, તાતાર, રોમન વગેરે લોકોએ કેવા કેવા પ્રયત્ન કર્યા અને તે કારણે દુનિયાના રાજકારણનાં કેન્દ્રો કયાં કયાં બદલાતાં ગયાં તે બતાવીને યુરોપિયનોએ હિંદુસ્તાન આવવાનો સ્વતંત્ર રસ્તો ખોળવાના કેવા પ્રયત્નો કર્યા એ બતાવવું.

હિંદુસ્તાનનો રસ્તો શોધવાના પ્રયાસમાં જ યુરોપિયન લોકોને આફ્રિકા ખંડની વધારે માહિતી મળી, તેને પરિણામે ગુલામગીરીની પ્રથા વધી. એ શોધમાંથી જ અમેરિકાની શોધ થઈ. ગુલામગીરીની પ્રથા અને અમેરિકાની શોધ એ બેનો સંયોગ થઈ અમેરિકાનું સોનું યુરોપમાં આવવા લાગ્યું. તેથી યુરોપિયન લોકોનું સાહસ

વધ્યું, તેઓ હિંદુસ્તાનમાં આવ્યા અને હિંદુસ્તાન સાથે એમણે મોટો વેપાર ચલાવ્યો. અહીંના લોકોને બાહ્ય જગતની સ્થિતિ અને દુનિયાના વેપાર વિશે કંઈ ભાન નહોતું. મુસલમાનો સાથે ધર્મયુદ્ધ કરવામાં જ હિંદુઓ મશગૂલ હતા. મુસલમાનો ભોગવિલાસથી ક્ષીણ થઈ ગયા હતા. તેથી હિંદુ અને મુસલમાન બન્ને જણાએ હરેક અણીને વખતે આ પારકા વેપારીઓની લશ્કરી મદદ માગી, અને જેના હાથમાં લશ્કરી સત્તા અને વેપાર તેનું જ રાજ્ય એ સિદ્ધાંત પ્રમાણે યુરોપિયનોનું અહીં રાજ્ય થયું. એ બધું સ્પષ્ટ કરવું જોઈએ.

*

યુરોપિયનોનું આગમન, હિંદુસ્તાનમાં પ્રભુત્વ મેળવવાના હેતુથી તેઓમાં માંહોમાંહે થયેલાં યુદ્ધો સ્પષ્ટ કરવાને માટે કૉન્સ્ટન્ટિનોપલના પતનથી એલિઝાબેથ સુધીનો યુરોપનો ટૂંકો ઈતિહાસ — ખાસ કરીને ઇંગ્લંડનો ઈતિહાસ — અહીંયાં કહેવો અને બ્રિટિશ રિયાસત ચલાવવી.

અંગ્રેજી શિક્ષણનું હિંદુ સંસ્કૃતિ ઉપર શું પરિણામ થયું છે અને હિંદુસ્તાનનો દુનિયા સાથેનો સંબંધ કેમ વધતો જાય છે એ ત્યાર પછી બતાવવું, અને હિંદુસ્તાનના ઈતિહાસનું વર્તમાન કાળમાં વિસર્જન કરવું.

*

બની શકે તો ત્યાર પછી, એક ભાવિ સંકટની સૂચના આપવી. યુરોપિયન વેપારનો જાપાનમાં થયેલો પ્રવેશ, તેથી થયેલી જાપાનની સામાજિક અને રાજકીય ક્રાંતિ, ચીન-જાપાનનું યુદ્ધ, રશિયા-જાપાનનું યુદ્ધ, યુરોપીય મહાયુદ્ધ, હિંદુસ્તાનમાં જાપાનનો વધતો જતો વેપાર, મહાયુદ્ધને પ્રસંગે જાપાની નૌકાસૈન્યે હિંદુસ્તાનનું કરેલું રક્ષણ વગેરેનું વર્ણન કરી આ જાપાની સંકટનું સૂચન કરવું.

*

હિંદુસ્તાનમાં આઠ કરોડ મુસલમાન કાયમના વસ્યા છે. માટે ઈસ્લામી દુનિયા-નો ઈતિહાસ અને ઈસ્લામી સંસ્કૃતિની આજની સ્થિતિ શી છે એનું વર્ણન કર્યા વગર હિંદુસ્તાનનો ઈતિહાસ પૂરો થયો નહીં ગણાય. માટે આ વિષય ઉપર એક પરિશિષ્ટ આપવું જોઈએ.

*

સૂચના — આ નોંધોમાં રાજકીય સત્તા, સંસ્કૃતિ, સમાજરચના અને વેપાર એટલી જ બાબતોનું વિવેચન કર્યું છે. ધર્મ, તત્ત્વજ્ઞાન, જાતિમીમાંસા (Ethnology) અને લલિત કળા વિશે કાંઈ પણ લખેલું નથી. ઉપલી નોંધ ઉપરથી આ બાબતોમાં પણ દિશા સૂઝી શકે તેમ છે. મુખ્ય ઉદ્દેશ હિંદુસ્તાનનો ઈતિહાસ જીવંત કેમ થઈ શકે અને દુનિયાના ઈતિહાસ સાથે એનો સંબંધ કેમ બતાવી શકાય, તેમ જ ઈતિહાસમાંથી ઈતિહાસનું રહસ્ય — અથવા Philosophy of History — કેમ ઘટાવવું એ બતાવવાનો છે.

# ભૂગોળની યોજના

[ભૂગોળના એક શાળોપયોગી પુસ્તક સંબંધી કેટલીક સૂચનાઓ.]

ઔરંગઝેબ ગાદીએ બેઠો ત્યારે તેનો શિક્ષક ભારે આશામાં તેની પાસે સરપાવ માગવા ગયો. તેને ઔરંગઝેબે જે ઉત્તર આપ્યો તેમાં તેણે કહ્યું છે કે 'પૃથ્વી ઉપરની દરેક પ્રજાનાં ખાસ લક્ષણો સંબંધે, તેની સાધનસંપત્તિ, તેનું બળ, તેની યુદ્ધકળા અને યુદ્ધનીતિ, તેના રીતરિવાજ, તેનો ધર્મ, તેની રાજ્યપદ્ધતિ અને તેનો મુખ્ય લાભ શામાં રહેલો છે તે બધાથી મને માહિત કરવાની શું તમારી ફરજ ન હતી?' આખા ઉત્તરમાંના આ એક પ્રશ્નાત્મક વાક્ય ઉપરથી તે બાદશાહનો ભૂગોળ વિશે શો ખ્યાલ હતો તે જણાઈ આવે છે, અને તે જ ભૂગોળનો સાચો ખ્યાલ છે. પોતાની આસપાસની દુનિયા કેવી છે તેનો ચોક્કસ ખ્યાલ મનુષ્યના સર્વાંગી વિકાસ માટે અત્યંત આવશ્યક છે અને તેથી જ ભૂગોળનો અભ્યાસ બહુ ઉપયોગી છે. શહેરો અથવા નદીઓ કે પર્વતોનાં નામ અને તે ક્યાં આવ્યાં છે તે ગોખી જવું એ કાંઈ ભૂગોળ નથી.

ઘણા પ્રાચીન સમયથી તે આજ સુધી આપણા લોકોએ અન્ય દેશો સંબંધી માહિતી મેળવવા કાંઈ ઇચ્છા જ રાખી નથી. હૂણ તથા શક લોક અહીં આવી વસ્યા, ગ્રીક લોકોએ આવી આપણા દેશ સાથે વેપારનો સંબંધ બાંધ્યો, મુસલમાનોએ ઘણા સમય સુધી માત્ર ચડાઈ કરનારાઓ તરીકે આવ્યાં કર્યું અને છેવટે અહીં આવીને વસવાટ કર્યો; પછી યુરોપીય પ્રજાઓ આવી અને તેમણે પ્રથમ પ્રથમ વેપાર જમાવ્યો અને પછી રાજ્યસત્તા જમાવી; છતાં આ બધા લોકો ક્યાંથી આવ્યા, આપણે ત્યાંથી માલ લઈ જઈને એનું શું કરે છે વગેરે જાણવાની આપણા લોકોએ અપેક્ષા રાખી જ નથી. તેમના દેશ સંબંધી તો શું, પરંતુ આપણા દેશ સંબંધી પણ જેટલી હકીકત ગ્રીક અને ચીના મુસાફરોએ આપી છે અને હાલ પણ યુરોપીય વિદ્વાનો જેટલી માહિતી મેળવવાનો પ્રયત્ન કરે છે તેનો દસમો ભાગ પણ આપણે નથી કરતા. આપણે દુનિયાને હમેશ પરદેશીઓનાં ચશ્માં વડે જોઈ છે અને હમણાં હમણાં તો આપણા દેશને પણ આપણે યુરોપીય ચશ્માં વડે નિહાળતા થયા છીએ. પરદેશીઓ કુદરતી રીતે જ, જે વૃત્તાંત અને વિગતો પોતાને હિતકર અને અનુકૂળ હોય તેના ઉપર ભાર મૂકે. તેથી પરદેશીઓને હાથે લખાયેલાં પુસ્તકોમાં આપણી દૃષ્ટિ હોઈ ન શકે અને તેવાં પુસ્તકો દ્વારા આપણા દેશના વિદ્યાર્થીઓને તેવું જ્ઞાન ન મળી શકે.

પ્રસ્તુત પુસ્તક શાળામાં પાઠચપુસ્તક તરીકે ઉપયોગમાં આવે એવી ધારણાથ અમે નીચેની સૂચનાઓ નથી કરી. ભૂગોળના વિષયમાં હિંદી વિદ્યાર્થીને કેટલ માહિતી ખાસ કરીને આપવી જોઈએ તે સંબંધે શિક્ષકોને દિશા સૂચવવાનો અ તે માહિતી એક પુસ્તકમાં સંગૃહીત કરવાનો અમે યોજેલા પુસ્તકનો હેતુ છે. અ પુસ્તકની મદદ વડે શિક્ષક વિદ્યાર્થીની બુદ્ધિ તથા ગ્રહણશક્તિ ધ્યાનમાં લઈ પોતાન સ્વતંત્ર પાઠો આપી શકે તથા શિક્ષણશાસ્ત્રમાં પ્રવીણ ગૃહસ્થો જુદી જુદી શ્રેણીન વિદ્યાર્થીઓને માટે જુદાં જુદાં પાઠચપુસ્તકો રચી શકે.

આ પુસ્તકમાં અમે કેટલીક એવી માહિતી આપવાની સૂચના કરી છે કે ે ભૂગોળના બહારના વિષયની ગણી શકાય. પરંતુ તેનું કારણ એ છે કે તે તે વિષયે ઉપર જ્યાં સુધી જુદા ગ્રંથો રચાયા નથી ત્યાં સુધી આ પુસ્તક જેટલું વ્યાપ: બની શકે તેટલું સારું.

આ પુસ્તકની યોજના એવી છે કે પુસ્તકના ત્રણ ભાગ પાડવા. પ્રથમ ભાગમાં હિંદુસ્તાન સંબંધી હકીકત આવે, બીજા ભાગમાં હિંદુસ્તાનને દુનિયાન જે દેશો સાથે અતિ નિકટ સંબંધ છે તે તથા જે દેશમાં જઈને હિંદીઓએ વસવાટ કર્યો છે તે સંબંધી હકીકત આવે, અને ત્રીજા ભાગમાં શેષ દુનિયા સંબંધી હકીકત આવે.

હિંદુસ્તાન સંબંધી જે વિગતો ખાસ આપવી જોઈએ તે નીચે પ્રમાણે:

### ૧. આબોહવા

હિંદુસ્તાનની ભૌગોલિક સ્થિતિ અને તે સ્થિતિના જુદા જુદા ભાગની આબોહવા ઉપર થતાં પરિણામો.

### ૨. દેશનું કુદરતી સ્વરૂપ (Configuration)

૧. પર્વતો, દિશા, વિસ્તાર, ઊંચાઈ.

૨. સપાટ પ્રદેશ — વિસ્તાર. વેરાન છે કે ફળદ્રુપ?

૩. નદીઓ — મુખ્ય પ્રવાહની દિશા, પ્રવાહનું જોર, લંબાઈ, તેના પાણીનો આસપાસની ખેતી માટે ઉપયોગ થઈ શકે છે કે કેમ અને કેટલો થાય છે, કેટલે સુધી તેમાં વહાણ ચાલી શકે છે, કેટલા પ્રદેશમાંથી તેને પાણી મળે છે અને કેટલા પ્રદેશને તે પાણી આપે છે, પ્રાચીન પ્રવાહ અને તેમાં થયેલો ફેરફાર. નદીની ઉંમર.

૪. સમુદ્રકિનારો — કિનારાના પ્રદેશની લંબાઈ, નદીઓનાં મુખોનું ઊંડાણ, હિંદુસ્તાનમાં અખાત ઓછા હોવાથી દરિયાકિનારાનો ઉપયોગ ઓછો થાય છે, કિનારા પાસેના દ્વીપો, બંદરો (સ્વાભાવિક તથા કૃત્રિમ), ભૂશિરો, સામુદ્રધુનીઓ સંયોગીભૂમિઓ, ઉપસાગરો વગેરે.

૫. જંગલો — ક્યાં ક્યાં છે અને તેમાં શું શું ઉત્પન્ન થાય છે. તથા કેટલું ઉપયોગમાં લઈ શકાય છે, તેમાં વસતાં પશુપક્ષીઓ સંબંધી માહિતી.

૬. પવનની દિશા અને વેગ — ઋતુઓ પ્રમાણે, મોસમનો પવન અને તેની

વરસાદ ઉપર અસર, હવામાં ભેજ જુદે જુદે સ્થળે કેટલો છે અને તેની વનસ્પતિ ઉપર અસર.

૭. હવા ખાવાનાં સ્થળો — સમુદ્રકિનારા ઉપરનાં તથા પર્વતો ઉપરનાં સ્વાસ્થ્ય-પ્રદ સ્થળો.

### ૩. ભૂસ્તરશાસ્ત્ર પ્રમાણે દેશના વિભાગ

૧. હિમાલયનો પ્રદેશ — શિવાલિક પર્વતો સુધીનો.

૨. સિંધુ અને ગંગાના પ્રવાહથી બનેલો પ્રદેશ, તથા તે બે નદીઓની વચ્ચેનો પ્રદેશ.

૩. અરવલ્લી પર્વત તથા સાબરમતી અને મહી નદીથી બનેલો ગુજરાતનો ખંડસ્થ ભાગ.

૪. સમુદ્રમાંથી ઊપસી આવેલો કાઠિયાવાડનો પ્રદેશ.

૫. વિંધ્ય અને સાતપૂડા પર્વત તથા નર્મદા અને તાપી નદીથી બનેલો પ્રદેશ.

૬. સહ્યાદ્રિની પૂર્વનો પ્રદેશ તથા સહ્યાદ્રિની પશ્ચિમનો પ્રદેશ.

૭. લક્ષદ્વીપ તથા માલદ્વીપ.

૮. પૂર્વઘાટ તથા મહાનદી, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી વગેરે નદીઓથી બનેલો પ્રદેશ.

૯. રામસેતુ.

૧૦. આંદામાન તથા નિકોબાર દ્વીપો.

ઉપરના પ્રદેશો ભૂકંપ વગેરે ઉત્પાતોથી તથા નદીઓ અને સમુદ્રોના ધોવણ-(Erosive effect)થી કેવી રીતે બનેલા છે તે સમજાવવું.

### ૪. દેશની ખનિજ અને ઉદ્‌ભિજ્જ સંપત્તિ

જમીનના પ્રકાર તથા પાકના પ્રકાર.

### ૫. દેશના જાતિ તથા ભાષાવાર વિભાગ

(૧) જાતિવાર વિભાગ.

(૨) ભાષાવાર વિભાગ.

જાતિ એક હોય પણ ભાષા જુદી હોય, અને ભાષા એક હોય પણ જાતિ જુદી હોય, તથા ભાષા તથા જાતિ એક જ હોય એવા ત્રણ પ્રકાર દેશમાં જોવામાં આવે છે, તે બતાવવું.

### ૬. વેપાર-હુન્નર-ઉદ્યોગ

#### પ્રાચીન સમય *

૧. જુદે જુદે કાળે કઈ કઈ ચીજો કયે કયે સ્થળે બનાવવામાં આવતી અને તેમાંથી કઈ કઈ ચીજોનો કયા કયા દેશમાં નિકાસ થતો. મોતી, પ્રવાળ, મીઠું, માછલાં, હાથીદાંત વગેરે સંબંધી વેપારી હકીકત અહીં જણાવવી.

૨. કઈ ચીજો પરદેશથી અને તે કયા કયા દેશમાંથી આયાત કરવામાં આવતી.

---

*પ્રાચીન સમય એટલે હિંદુસ્તાનનો વેપાર યુરોપીય પ્રજાઓના હાથમાં ગયો તે પહેલાંનો સમય.

પ્રસ્તુત પુસ્તક શાળામાં પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગમાં આવે એવી ધારણાથી અમે નીચેની સૂચનાઓ નથી કરી. ભૂગોળના વિષયમાં હિંદી વિદ્યાર્થીને કેટલી માહિતી ખાસ કરીને આપવી જોઈએ તે સંબંધે શિક્ષકોને દિશા સૂચવવાનો અને તે માહિતી એક પુસ્તકમાં સંગૃહીત કરવાનો અમે યોજેલા પુસ્તકનો હેતુ છે. આ પુસ્તકની મદદ વડે શિક્ષક વિદ્યાર્થીની બુદ્ધિ તથા ગ્રહણશક્તિ ધ્યાનમાં લઈ પોતાના સ્વતંત્ર પાઠો આપી શકે તથા શિક્ષણશાસ્ત્રમાં પ્રવીણ ગૃહસ્થો જુદી જુદી શ્રેણીના વિદ્યાર્થીઓને માટે જુદાં જુદાં પાઠ્યપુસ્તકો રચી શકે.

આ પુસ્તકમાં અમે કેટલીક એવી માહિતી આપવાની સૂચના કરી છે કે જે ભૂગોળના બહારના વિષયની ગણી શકાય. પરંતુ તેનું કારણ એ છે કે તે તે વિષયો ઉપર જ્યાં સુધી જુદા ગ્રંથો રચાયા નથી ત્યાં સુધી આ પુસ્તક જેટલું વ્યાપક બની શકે તેટલું સારું.

આ પુસ્તકની યોજના એવી છે કે પુસ્તકના ત્રણ ભાગ પાડવા. પ્રથમ ભાગમાં હિંદુસ્તાન સંબંધી હકીકત આવે, બીજા ભાગમાં હિંદુસ્તાનને દુનિયાના જે દેશો સાથે અતિ નિકટ સંબંધ છે તે તથા જે દેશમાં જઈને હિંદીઓએ વસવાટ કર્યો છે તે સંબંધી હકીકત આવે, અને ત્રીજા ભાગમાં શેષ દુનિયા સંબંધી હકીકત આવે.

હિંદુસ્તાન સંબંધી જે વિગતો ખાસ આપવી જોઈએ તે નીચે પ્રમાણે :

### ૧. આબોહવા

હિંદુસ્તાનની ભૌગોલિક સ્થિતિ અને તે સ્થિતિના જુદા જુદા ભાગની આબોહવા ઉપર થતાં પરિણામો.

### ૨. દેશનું કુદરતી સ્વરૂપ (Configuration)

૧. પર્વતો, દિશા, વિસ્તાર, ઊંચાઈ.

૨. સપાટ પ્રદેશ — વિસ્તાર. વેરાન છે કે ફળદ્રુપ?

૩. નદીઓ — મુખ્ય પ્રવાહની દિશા, પ્રવાહનું જોર, લંબાઈ, તેના પાણીનો આસપાસની ખેતી માટે ઉપયોગ થઈ શકે છે કે કેમ અને કેટલો થાય છે, કેટલે સુધી તેમાં વહાણ ચાલી શકે છે, કેટલા પ્રદેશમાંથી તેને પાણી મળે છે અને કેટલા પ્રદેશને તે પાણી આપે છે, પ્રાચીન પ્રવાહ અને તેમાં થયેલો ફેરફાર. નદીની ઉંમર.

૪. સમુદ્રકિનારો — કિનારાના પ્રદેશની લંબાઈ, નદીઓનાં મુખોનું ઊંડાણ, હિંદુસ્તાનમાં અખાત ઓછા હોવાથી દરિયાકિનારાનો ઉપયોગ ઓછો થાય છે, કિનારા પાસેના દ્વીપો, બંદરો (સ્વાભાવિક તથા કૃત્રિમ), ભૂશિરો, સામુદ્રધુનીઓ, સંયોગીભૂમિઓ, ઉપસાગરો વગેરે.

૫. જંગલો — ક્યાં ક્યાં છે અને તેમાં શું શું ઉત્પન્ન થાય છે તથા કેટલું ઉપયોગમાં લઈ શકાય છે; તેમાં વસતાં પશુપક્ષીઓ સંબંધી માહિતી.

૬. પવનની દિશા અને વેગ — ઋતુઓ પ્રમાણે, મોસમનો પવન અને તેની

વરસાદ ઉપર અસર, હવામાં ભેજ જુદે જુદે સ્થળે કેટલો છે અને તેની વનસ્પતિ ઉપર અસર.

૭. હવા ખાવાનાં સ્થળો — સમુદ્રકિનારા ઉપરનાં તથા પર્વતો ઉપરનાં સ્વાસ્થ્ય-પ્રદ સ્થળો.

### ૩. ભૂસ્તરશાસ્ત્ર પ્રમાણે દેશના વિભાગ

૧. હિમાલયનો પ્રદેશ — શિવાલિક પર્વતો સુધીનો.

૨. સિંધુ અને ગંગાના પ્રવાહથી બનેલો પ્રદેશ, તથા તે બે નદીઓની વચ્ચેનો પ્રદેશ.

૩. અરવલ્લી પર્વત તથા સાબરમતી અને મહી નદીથી બનેલો ગુજરાતનો ખંડસ્થ ભાગ.

૪. સમુદ્રમાંથી ઊપસી આવેલો કાઠિયાવાડનો પ્રદેશ.

૫. વિંધ્ય અને સાતપૂડા પર્વત તથા નર્મદા અને તાપી નદીથી બનેલો પ્રદેશ.

૬. સહ્યાદ્રિની પૂર્વનો પ્રદેશ તથા સહ્યાદ્રિની પશ્ચિમનો પ્રદેશ.

૭. લક્ષદ્વીપ તથા માલદ્વીપ.

૮. પૂર્વઘાટ તથા મહાનદી, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી વગેરે નદીઓથી બનેલો પ્રદેશ.

૯. રામસેતુ.

૧૦. આંદામાન તથા નિકોબાર દ્વીપો.

ઉપરના પ્રદેશો ભૂકંપ વગેરે ઉત્પાતોથી તથા નદીઓ અને સમુદ્રોના ધોવણ-(Erosive effect)થી કેવી રીતે બનેલા છે તે સમજાવવું.

### ૪. દેશની ખનિજ અને ઉદ્‌ભિજ્જ સંપત્તિ

જમીનના પ્રકાર તથા પાકના પ્રકાર.

### ૫. દેશના જાતિ તથા ભાષાવાર વિભાગ

(૧) જાતિવાર વિભાગ.

(૨) ભાષાવાર વિભાગ.

જાતિ એક હોય પણ ભાષા જુદી હોય, અને ભાષા એક હોય પણ જાતિ જુદી હોય, તથા ભાષા તથા જાતિ એક જ હોય એવા ત્રણ પ્રકાર દેશમાં જોવામાં આવે છે, તે બતાવવું.

### ૬. વેપાર-હુન્નર-ઉદ્યોગ

#### પ્રાચીન સમય *

૧. જુદે જુદે કાળે કઈ કઈ ચીજો કયે કયે સ્થળે બનાવવામાં આવતી અને તેમાંથી કઈ કઈ ચીજોનો કયા કયા દેશમાં નિકાસ થતો. મોતી, પ્રવાળ, મીઠું, માછલાં, હાથીદાંત વગેરે સંબંધી વેપારી હકીકત અહીં જણાવવી.

૨. કઈ ચીજો પરદેશથી અને તે કયા કયા દેશમાંથી આયાત કરવામાં આવતી.

*પ્રાચીન સમય એટલે હિંદુસ્તાનનો વેપાર યુરોપીય પ્રજાઓના હાથમાં ગયો તે પહેલાંનો સમય.

૩. ભારતવર્ષનાં બંદરો તથા આ દેશની સાથે સંબંધ ધરાવનારાં અન્ય દેશોનાં બંદરો.

૪. ચીન, મધ્ય એશિયા, ઈરાન તથા એશિયા માઈનર (એસીરિયા) જવાના સ્થળમાર્ગ.

૫. સુમાત્રા, જાવા, સિંહલદ્વીપ, અરબસ્તાન તથા મેસોપોટેમિયા જવાના જળમાર્ગ.

૬. દેશની અંદરના જળમાર્ગ (નદીના) તથા સ્થળમાર્ગ.

અર્વાચીન સમય

પહેલા ત્રણ ઉપરના ત્રણ પ્રમાણે.

૪. હિંદુસ્તાનની અસલ બનાવટો (indigenous industries) વિશે હાલ ઘણી થોડી માહિતી છે. ભૂગોળના પુસ્તકમાં પરદેશથી આવતી ચીજો વિશે જો તેનું અનુકરણ કરીને અહીં બનાવવામાં આવે તો લખવામાં આવે છે, પરંતુ અસલથી અહીં જ બનતી ચીજોની માહિતી આપવામાં આવતી નથી, માટે તેની બરાબર તપાસ કરીને કઈ ચીજો ક્યા ક્યા સ્થળે હાલ બને છે તે જણાવવું.

૫. યુરોપથી હિંદમાં આવવાના જળમાર્ગ, આફ્રિકાની દક્ષિણે કેપ ઑફ ગુડ હોપ આગળ થઈને આવવાનો જૂનો રસ્તો અને સુએઝ કૅનાલમાં થઈને આવવાનો નવો રસ્તો.

૬. યુરોપથી અહીં આવવાના સ્થળમાર્ગ — બગદાદ રેલવેનું મહત્ત્વ — તે પોતાને હાથ કરવાનો જર્મનીનો હેતુ.

૭. જાપાન, ઑસ્ટ્રેલિયા, ફીજી તથા અમેરિકા જવાના માર્ગ.

૭. ધર્મ

૧. યુરોપીય લેખકોએ લખેલાં પુસ્તકોમાં ધર્મ વિશે અગત્ય હોતું જ નથી. આ દૃષ્ટિથી હિંદુસ્તાનની ભૂગોળનો વિચાર કરતાં પ્રથમ હિંદુસ્તાનના કયા કયા ભાગમાં કયા કયા ધર્મનો વિશેષ પ્રચાર છે તે જણાવવું જોઈએ. ઉદાહરણાર્થ : શીખ ધર્મનો પ્રચાર પંજાબ, જમ્મુના સંસ્થાનમાં તથા સિંધમાં છે; જૈન ધર્મનો પ્રચાર ગુજરાતમાં અને રજપૂતાનાના કેટલાક ભાગમાં તથા થોડો બંગાળ તરફ છે; અને દક્ષિણ તરફ પણ છે. બૌદ્ધધર્મ નેપાળમાં, બ્રહ્મદેશમાં તથા સિંહલદ્વીપમાં છે. આ જ પ્રમાણે મુસલમાન ધર્મનો, પારસી ધર્મનો તથા હિંદુ ધર્મની શૈવ, શાક્ત, વૈષ્ણવ વગેરે શાખાઓનો પ્રચાર કયાં કયાં છે તે બતાવવું.

૨. ધાર્મિક મેળાઓ — કુંભનો, માઘનો, સિંહસ્થનો વગેરે કયાં કયાં થાય છે અને કયારે કયારે થાય છે તથા કયાં કયાંથી લોકો તેમાં આવે છે, આશરે કેટલા આવે છે તે બતાવવું.

૩. સાધુસંતોનાં જન્મસ્થળો તથા કાર્યક્ષેત્રો, તીર્થક્ષેત્રો, સિદ્ધપીઠો, જ્યોતિર્લિંગો, ચાર ધામો વગેરે બાબત માહિતી આપવી.

૪. પ્રાચીન સમયમાં જે યાત્રાનાં સ્થળ તરીકે પ્રસિદ્ધ હતાં પણ હાલ જેનો નાશ થઈ ગયો છે તેવાં સ્થળો બાબત માહિતી આપવી.

૫. જૈન, મુસલમાન, પારસી, શીખ વગેરે ધર્મોનાં તીર્થક્ષેત્રો તથા પવિત્ર સ્થળો બાબત માહિતી આપવી.

૬. અભણ લોકોમાં અને શૂદ્ર વર્ણમાં ઘણા નાના નાના પંથો, જેવા કે રામજી પીરનો પંથ, દાદુ પંથ, બીજક પંથ, વગેરેનો પ્રચાર ઘણો છે; તેમનાં મુખ્ય સ્થળ અને વિસ્તાર વિશે માહિતી આપવી.

## ૮. વિદ્યા

૧. પ્રાચીન વિદ્યાપીઠો — સંસ્કૃત વિદ્યાની, બૌદ્ધોની, મુસલમાનોની તથા જૈનોની. કેટલાંક સ્થળો અમુક એક ખાસ શાસ્ત્ર માટે પ્રખ્યાત થયેલાં હતાં; જેવાં કે નવદ્વીપ (નદિયા) નવ્યન્યાય માટે, ઉજ્જયિની તથા જયપુર જ્યોતિષ માટે, આગ્રા અને જયપુર શિલ્પ માટે; તે સંબંધી માહિતી આપવી.

૨. પ્રાચીન પંડિતોના સંબંધથી પ્રસિદ્ધિ પામેલાં સ્થળો બાબત માહિતી આપવી.

૩. પ્રાચીન સમયમાં વિદ્યાની પરિષદો (સમિતિઓ) જ્યાં જ્યાં થયેલી તે તે સ્થળો સંબંધી માહિતી આપવી.

૪. અર્વાચીન વિદ્યાપીઠો (Universities), શાસ્ત્રીય શોધસંસ્થાઓ (Research Institutes), રાષ્ટ્રીય શિક્ષણનાં સ્થળો, પદાર્થસંગ્રહાલયો (Museums) તથા પુસ્તકાલયોનાં સ્થળો સંબંધી માહિતી આપવી.

## ૯. લશ્કરી દૃષ્ટિએ જાણવા જોગ હકીકત

૧. કુદરતી સરહદ અને સરહદનો પ્રદેશ.

૨. પર્વતો અને તેના ઘાટ.

૩. નદીના આરા તથા પુલો.

૪. પ્રાચીન કાળથી આજ સુધીમાં જુદે જુદે જે રસ્તે થઈને હુમલાઓ આવ્યા છે તે રસ્તાઓ.

૫. દેશના બચાવને અનુકૂળ સ્થળો.

૬. લશ્કરી અનુકૂળતા પ્રમાણે દેશના વિભાગ.

૭. લશ્કરી છાવણીઓ તથા વેતાળગૃહો (Wireless instalments)

૮. કિલ્લાઓ તથા કોટબંધ શહેરો — પ્રાચીન તથા અર્વાચીન.

૯. નૌકાસૈન્યનાં મથક. હવાઈ જહાજનાં મથકો.

૧૦. દેશમાં જે જે સ્થળે પુષ્કળ અનાજ મળી શકે તે સ્થળો.

૧૧. લડાયક જાતો જે જે સ્થળમાં વસે છે તે પ્રદેશો.

## ૧૦. ઐતિહાસિક ભૂગોળ

૧. ઐતિહાસિક દૃષ્ટિએ હિંદુસ્તાનના બે વિભાગ — હિંદુસ્તાન અને દખ્ખણ.

૨. પ્રાચીન સમયમાં દેશના જુદા જુદા વિભાગ, તેમનાં પ્રાચીન નામો તથા દરેક ભાગનો વિસ્તાર.

૩. ભારતવર્ષનાં બંદરો તથા આ દેશની સાથે સંબંધ ધરાવનારાં અન્ય દેશોનાં બંદરો.

૪. ચીન, મધ્ય એશિયા, ઈરાન તથા એશિયા માઈનર (એસીરિયા) જવાના સ્થળમાર્ગ.

૫. સુમાત્રા, જાવા, સિંહલદ્વીપ, અરબસ્તાન તથા મેસોપોટેમિયા જવાના જળમાર્ગ.

૬. દેશની અંદરના જળમાર્ગ (નદીના) તથા સ્થળમાર્ગ.

અર્વાચીન સમય

પહેલા ત્રણ ઉપરના ત્રણ પ્રમાણે.

૪. હિંદુસ્તાનની અસલ બનાવટો (indigenous industries) વિશે હાલ ઘણી થોડી માહિતી છે. ભૂગોળના પુસ્તકમાં પરદેશથી આવતી ચીજો વિશે જો તેનું અનુકરણ કરીને અહીં બનાવવામાં આવે તો લખવામાં આવે છે, પરંતુ અસલથી અહીં જ બનતી ચીજોની માહિતી આપવામાં આવતી નથી, માટે તેની બરાબર તપાસ કરીને કઈ ચીજો ક્યા ક્યા સ્થળે હાલ બને છે તે જણાવવું.

૫. યુરોપથી હિંદમાં આવવાના જળમાર્ગ, આફ્રિકાની દક્ષિણે કેપ ઑફ ગુડ હોપ આગળ થઈને આવવાનો જૂનો રસ્તો અને સુએઝ કૅનાલમાં થઈને આવવાનો નવો રસ્તો.

૬. યુરોપથી અહીં આવવાના સ્થળમાર્ગ — બગદાદ રેલવેનું મહત્ત્વ — તે પોતાને હાથ કરવાનો જર્મનીનો હેતુ.

૭. જાપાન, ઑસ્ટ્રેલિયા, ફીજી તથા અમેરિકા જવાના માર્ગ.

૭. ધર્મ

૧. યુરોપીય લેખકોએ લખેલાં પુસ્તકોમાં ધર્મ વિશે અગત્ય હોતું જ નથી. આ દૃષ્ટિથી હિંદુસ્તાનની ભૂગોળનો વિચાર કરતાં પ્રથમ હિંદુસ્તાનના કયા કયા ભાગમાં કયા કયા ધર્મનો વિશેષ પ્રચાર છે તે જણાવવું જોઈએ. ઉદાહરણાર્થ: શીખ ધર્મનો પ્રચાર પંજાબ, જમ્મુના સંસ્થાનમાં તથા સિંધમાં છે; જૈન ધર્મનો પ્રચાર ગુજરાતમાં અને રજપૂતાનાના કેટલાક ભાગમાં તથા થોડો બંગાળ તરફ છે; અને દક્ષિણ તરફ પણ છે. બૌદ્ધધર્મ નેપાળમાં, બ્રહ્મદેશમાં તથા સિંહલદ્વીપમાં છે. આ જ પ્રમાણે મુસલમાન ધર્મનો, પારસી ધર્મનો તથા હિંદુ ધર્મની શૈવ, શાક્ત, વૈષ્ણવ વગેરે શાખાઓનો પ્રચાર ક્યાં ક્યાં છે તે બતાવવું.

૨. ધાર્મિક મેળાઓ — કુંભનો, માઘનો, સિંહસ્થનો વગેરે ક્યાં ક્યાં થાય છે અને ક્યારે ક્યારે થાય છે તથા ક્યાં ક્યાંથી લોકો તેમાં આવે છે, આશરે કેટલા આવે છે તે બતાવવું.

૩. સાધુસંતોનાં જન્મસ્થળો તથા કાર્યક્ષેત્રો, તીર્થક્ષેત્રો, સિદ્ધપીઠો, જ્યોતિર્લિંગો, ચાર ધામો વગેરે બાબત માહિતી આપવી.

૪. પ્રાચીન સમયમાં જે યાત્રાનાં સ્થળ તરીકે પ્રસિદ્ધ હતાં પણ હાલ જેનો નાશ થઈ ગયો છે તેવાં સ્થળો બાબત માહિતી આપવી.

૫. જૈન, મુસલમાન, પારસી, શીખ વગેરે ધર્મોનાં તીર્થક્ષેત્રો તથા પવિત્ર સ્થળો બાબત માહિતી આપવી.

૬. અભણ લોકોમાં અને શૂદ્ર વર્ણમાં ઘણા નાના નાના પંથો, જેવા કે રામજી પીરનો પંથ, દાદુ પંથ, બીજક પંથ, વગેરેનો પ્રચાર ઘણો છે; તેમનાં મુખ્ય સ્થળ અને વિસ્તાર વિશે માહિતી આપવી.

### ૮. વિદ્યા

૧. પ્રાચીન વિદ્યાપીઠો — સંસ્કૃત વિદ્યાની, બૌદ્ધોની, મુસલમાનોની તથા જૈનોની. કેટલાંક સ્થળો અમુક એક ખાસ શાસ્ત્ર માટે પ્રખ્યાત થયેલાં હતાં; જેવાં કે નવદ્વીપ (નદિયા) નવ્યન્યાય માટે, ઉજ્જયિની તથા જયપુર જ્યોતિષ માટે, આગ્રા અને જયપુર શિલ્પ માટે; તે સંબંધી માહિતી આપવી.

૨. પ્રાચીન પંડિતોના સંબંધથી પ્રસિદ્ધિ પામેલાં સ્થળો બાબત માહિતી આપવી.

૩. પ્રાચીન સમયમાં વિદ્યાની પરિષદો (સમિતિઓ) જ્યાં જ્યાં થયેલી તે તે સ્થળો સંબંધી માહિતી આપવી.

૪. અર્વાચીન વિદ્યાપીઠો (Universities), શાસ્ત્રીય શોધસંસ્થાઓ (Research Institutes), રાષ્ટ્રીય શિક્ષણનાં સ્થળો, પદાર્થસંગ્રહાલયો (Museums) તથા પુસ્તકાલયોનાં સ્થળો સંબંધી માહિતી આપવી.

### ૯. લશ્કરી દૃષ્ટિએ જાણવા જોગ હકીકત

૧. કુદરતી સરહદ અને સરહદનો પ્રદેશ.

૨. પર્વતો અને તેના ઘાટ.

૩. નદીના આરા તથા પુલો.

૪. પ્રાચીન કાળથી આજ સુધીમાં જુદે જુદે જે રસ્તે થઈને હુમલાઓ આવ્યા છે તે રસ્તાઓ.

૫. દેશના બચાવને અનુકૂળ સ્થળો.

૬. લશ્કરી અનુકૂળતા પ્રમાણે દેશના વિભાગ.

૭. લશ્કરી છાવણીઓ તથા વેતાળગૃહો (Wireless instalments)

૮. કિલ્લાઓ તથા કોટબંધ શહેરો — પ્રાચીન તથા અર્વાચીન.

૯. નૌકાસૈન્યનાં મથક. હવાઈ જહાજનાં મથકો.

૧૦. દેશમાં જે જે સ્થળે પુષ્કળ અનાજ મળી શકે તે સ્થળો.

૧૧. લડાયક જાતો જે જે સ્થળમાં વસે છે તે પ્રદેશો.

### ૧૦. ઐતિહાસિક ભૂગોળ

૧. ઐતિહાસિક દૃષ્ટિએ હિંદુસ્તાનના બે વિભાગ — હિંદુસ્તાન અને દખ્ખણ.

૨. પ્રાચીન સમયમાં દેશના જુદા જુદા વિભાગ, તેમનાં પ્રાચીન નામો તથા દરેક ભાગનો વિસ્તાર.

૩. પ્રાચીન નગરો તથા યુદ્ધક્ષેત્રો.

૪. શિલાલેખો, સ્તંભો, સ્તૂપો વગેરેનાં સ્થળો.

૫. પ્રાચીન સમયમાં (ખાસ કરીને અકબરે) રાજકારભાર માટે કરેલા દેશના વિભાગ અથવા પ્રાંત કે સૂબા.

## ૧૧. રાજકીય ભૂગોળ

હિંદુસ્તાનને જે દેશો સાથે નિકટ સંબંધ છે તે દેશો સંબંધી હકીકત, હિંદુસ્તાન સાથે કઈ રીતનો સંબંધ છે તે પણ લખવું.

ગ્રેટબ્રિટન — લંડન સામ્રાજયની રાજધાની, ઇન્ડિયા ઑફિસ, પાર્લમેન્ટ, પદાર્થ-સંગ્રહાલયો, પુસ્તકાલયો, હિંદીઓ જે સ્થળોના સંબંધમાં આવે છે તે સ્થળો વગેરે.

વેપારી અને ઔદ્યોગિક મથકો — મૅન્ચેસ્ટર, લૅન્કેશાયર, શેફિલ્ડ વગેરે.

વિદ્યાપીઠો — લંડન, ઑક્સફર્ડ, કેમ્બ્રિજ, એડિન્બરો વગેરે.

નૌકાસૈન્યનાં મથક — તેની તથા હિંદુસ્તાનની વચ્ચે આયાતનિકાસ.

જાપાન — વેપારી અને ઔદ્યોગિક મથકો, વિદ્યાપીઠો, ચિત્રશાળાઓ, આયાત-નિકાસ.

અફઘાનિસ્તાન અને બલુચિસ્તાન — બોલનઘાટથી ખૈબરઘાટ સુધીના તમામ ઘાટોની બહુ જ વિગતવાર હકીકત; તે દેશો સાથેનો વેપાર.

ઈરાની અખાત અને મેસોપોટેમિયા — વેપારનાં બંદરો, આયાતનિકાસ.

ચીનનો સમુદ્રકિનારો — વેપારનાં બંદરો, આયાતનિકાસ.

ફીજી, સેલીખીજ, આફ્રિકાનો કિનારો, કેન્યા, દક્ષિણ આફ્રિકા, બ્રિટિશ ગાયના, યુનાઈટેડ સ્ટેટ્સ, વગેરે સંબંધી માહિતી.

અરબસ્તાન — વેપારનાં બંદરો, આયાતનિકાસ, મક્કા તથા મદીનાની વિસ્તૃત ભૂગોળ તથા ત્યાં જવાના માર્ગ વિશે હકીકત.

અમેરિકા — વિદ્યાપીઠો, આયાત.

ફ્રાન્સ — પૅરિસ સાથેનો મોતીનો વેપાર, વિદ્યાપીઠો.

ઇજિપ્ત — ત્યાંના રૂની આયાત, યુગાન્ડા.

હિંદીઓ જે અન્ય દેશોમાં જઈને વસ્યા હોય તે દેશો સંબંધી આપવા યોગ્ય હકીકત નીચે પ્રમાણે :

૧. હિંદના જે જે ભાગોમાં હિંદીઓ જઈને વસ્યા છે તે ભાગોનાં નામ અને ત્યાં વેપાર માટે, ખેતી માટે, મજૂરી માટે કે બીજા શા માટે વસ્યા છે તે હકીકત.

૨. દેશોના કયા કયા ભાગોમાંથી હિંદીઓ ગયા છે તેનાં નામ અને ગયેલા માણસોની પ્રાંતવાર સંખ્યા.

૩. જે જે દેશોમાં હિંદીઓ ગયેલા છે તેના ખાસ કયા કયા ભાગોમાં તેમણે વસવાટ કર્યો છે તે તથા ત્યાંની આબોહવા સંબંધી સામાન્ય હકીકત અને અહીંની કયા પ્રાંતની આબોહવા સાથે તેની સરખામણી થઈ શકે તે.

૪. તે દેશોમાં જવાનાં સાધન તથા સગવડ.

૫. તે દેશોની રાજ્યવ્યવસ્થા. ત્યાં હિંદીઓને કેટલા હક મળે છે અને કેટલી તમાં અધિકારહીનતા રહે છે તે સંબંધી ટૂંકી હકીકત.

અન્ય દુનિયા વિશે માહિતી નીચે પ્રમાણે :

क. પૃથ્વીનું સામાન્ય સ્વરૂપ

૧. જમીન તથા પાણીના વિભાગ અને તેનું પ્રમાણ.

૨. ખંડો તથા મહાસાગરો અને સમુદ્રોનાં નામ.

૩. પૃથ્વીના જુદા જુદા ભાગો ઉપર ગરમી તથા ઠંડી અને હવામાં ભેજનું ણ તથા પવનના મુખ્ય મુખ્ય પ્રવાહ.

૪. પૃથ્વીના જુદા જુદા ભાગમાં મનુષ્યની વસ્તીનું પ્રમાણ — ક્યા ભાગોમાં ગીચ વસ્તી છે અને ક્યા ભાગોમાં બહુ આછી વસ્તી છે તે.

૫. જુદી જુદી માનવજાતિઓ પ્રમાણે પૃથ્વીના વિભાગ.

૬. દુનિયાના મુખ્ય મુખ્ય ધર્મોના વિસ્તાર પ્રમાણે પૃથ્વીના વિભાગ.

ख. પૃથ્વી ઉપરનાં જુદાં જુદાં સામ્રાજ્યો તથા રાજ્યો અને તેમનો વિસ્તાર

૧. બ્રિટિશ સામ્રાજ્ય.
૨. ફ્રેંચ ,,
૩. જર્મન ,,
૪. રશિયન ,,
૫. યુરોપનાં નાનાં રાજ્યો – ઈટલી, સ્પેન, પોર્ચુગાલ, બેલ્જિયમ, સ્વીડન, વગેરે
૬. અમેરિકન સામ્રાજ્ય.
૭. ઑટોમન અથવા ટર્કિશ સામ્રાજ્ય.
૮. ચાઈનીઝ સામ્રાજ્ય.
૯. જાપાનીઝ સામ્રાજ્ય.

દરેક સામ્રાજ્ય તથા રાજ્યનાં રાજ્યબંધારણો કેવાં છે, તેમની વસાહતો ક્યાં છે, તેમનું લશ્કરી અને નૌકાસામર્થ્ય કેટલું કેટલું છે, તેમની મુખ્ય આયાત નિકાસ કઈ કંઈ છે તથા તેમના મુખ્ય ઉદ્યોગો ક્યા ક્યા છે તે જણાવવું.

ग. મનુષ્યને ખાસ ઉપયોગની વસ્તુઓ જેમાંની કેટલીક નીચે ગણાવી છે તે ્વીના ક્યા ક્યા ભાગમાં અને કેટકેટલા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે :

૧. કાચો માલ

| | | |
|---|---|---|
| ઘઉં | રૂ | કોલસા – લાકડાં – કેરોસીન |
| ચોખા | ઊન | લોઢું |
| બટાટા | રેશમ | સોનું |
| માંસ | | રૂપું |

માછલી
ચા
તંબાકુ
તાંબું, ટીન
ઍલ્યુમિનિયમ
હીરામોતી

૨. બનાવટી માલ

કાપડ
યંત્ર
દીવાસળી
કેળવાયેલાં ચામડાં
લોઢાનો સામાન
પોલાદનો સામાન વગેરે
દવાઓ
ખાંડ

ઘ. દરેક ખંડ વિશે સામાન્ય હકીકત.

એશિયા – દેશોનાં નામ, ત્યાં કોનું રાજ્ય છે, કેવું છે, તે વિશે, રાજધાનીઓ તથા મુખ્ય મુખ્ય શહેરોનાં નામ સાથે.

મુખ્ય મુખ્ય પર્વતો.

,, ,, નદીઓ – કાંઠાનાં શહેર સાથે.

,, ,, સમુદ્રો, અખાતો, ઉપસાગરો અને બંદરો.

,, ,, રણો તથા જંગલો.

,, ,, દ્વીપો.

આ પ્રમાણે યુરોપ, આફ્રિકા, અમેરિકા, તથા ઑસ્ટ્રેલિયા સંબંધી હકીકત.

### પરિશિષ્ટ

પ્રખ્યાત પ્રવાસીઓ તથા ભૂગોળશાસ્ત્રવેત્તાઓનાં અતિ સંક્ષિપ્ત જીવનચરિત્ર.

આ પરિશિષ્ટ આપવાનું કારણ એ છે કે તે ઉપરથી દેશના યુવાનોને ઈતિહાસ અને વિજ્ઞાનની જેમ ભૂગોળમાં પણ શોધખોળ કરીને દેશસેવા કરવાનો અથવા ધન અને કીર્તિ પ્રાપ્ત કરવાનો અવકાશ છે તે માલૂમ પડે.

## ભૂગોળનું જ્ઞાન કે ભૂગોળનું ભાન?

[એક મિત્રને લખેલો પત્ર]

તમારો પત્ર આવ્યો તે જ વેળાએ મારો ભૂગોળનો વર્ગ ચાલતો હતો અને હું — ને પૂછતો હતો કે ઈશાન્ય કઈ? તેણે કહ્યું: ‘હું નકશા ઉપર બતાવી શકું, એમ ને એમ મને ખબર નથી.’ આ ઉત્તરથી હું લજ્જિત થયો.

બે કલાક પછી એક અંગ્રેજી ચોપડીમાં મેં વાંચ્યું:

‘Maps have become so completely mixed up with our thoughts of places far and near that we take their existence as a

matter of course, almost in the same way as that of the Sun above our heads or the air about us.'

हिंदोस्तां हमारा કે પ્યારા हिंदुस्तानવાળાં ગીત ગાતી વખતે લાકડાની બે ચીપોની વચ્ચે જડેલો લાલ અને પીળા (અને કયાંક કયાંક લીલા) રંગવાળો નકશો આંખ સામે તરી આવે એ કેમ કામ આવે? જરા વધારે શીખ્યો હોય તેને બહુ તો ફિલિપનો રિલીફ મૅપ સાંભરી આવશે. भारत हमारा देश है એ શબ્દો મુખમાંથી નીકળે તેની સાથે જ દશેરાને દિવસે ગંગાજીમાં સ્નાન કર્યું હોય તે, શિવરાત્રિને દિવસે રામેશ્વર પર અભિષેક કર્યો હોય તે, દિવાળીને ટાંકણે શણગારેલું અમૃતસર, મહોરમના તહેવારોનું પૂના, દુર્ગાપૂજા કરતું કલકત્તા અથવા દશેરાના સીમોલ્લંઘન માટે નીકળી પડેલું વડોદરા આંખ સામે તરવાં જોઈએ. 'अंबरचुंवितभाल हिमाचल'નો લલકાર આવે તે વેળાએ નંદાદેવીનું દિવ્ય શિખર, ગૌરીશંકરનો ધવલ મુગટ સાંભરવો જોઈએ. હિંદુસ્તાન શબ્દ કાને પડતાંવેંત આગ્રાનો તાજમહાલ, અજંટાની ગુફાઓ, સિંહગઢનો કિલ્લો અને અજમેરનું પુષ્કર સરોવર, હલદીઘાટ તથા પાણીપતની સમરભૂમિઓનું સ્મરણ થવું જોઈએ; શંકરાચાર્ય અને સમુદ્રગુપ્ત, અશોક અને અકબર, કાલિદાસ અને તાનસેન, જગદીશ અને રવીન્દ્ર, ગાંધી અને ટિળક, બિસંટ અને નિવેદિતા — એ બધાંનાં સ્મરણ થવાં જોઈએ.

*

પણ આ બધું બને કેમ કરીને? અત્યારે તો 'સુવર્ણયુગ' બેઠો છે; સુવર્ણ માટે જ્યાં જુઓ ત્યાં પડાપડી થઈ રહી છે. છોકરો ઝટઝટ રળતો થવો જોઈએ, કેમ કે પૈસા વિના કંઈ જ મળતું નથી. દેશાટન કરીને અને પ્રવાસીઓ જોડે હળીમળીને દેશભૂમિનું ભાન આસ્તે આસ્તે થાય એટલી વાર સુધી ધીરજ કોને હોય? સાહિત્યાચાર્યો સ્ત્રીને અર્ધાંગી કહેતા આવ્યા છે; સ્ત્રીસ્વાતંત્ર્યના જમાનામાં એમનો એ શબ્દ ખોટો પડયો છે. આજે મનુષ્યનું અર્ધું અંગ તો એનું ઘડિયાળ, સાઇકલ, થરમૉમીટર, રેલવે ગાઇડ, રોજિંદાં છાપાં, નકશા અને સર્વસંગ્રહ એ છે.

હવે પ્રશ્ન એ છે કે શિક્ષણમાં કયું ધ્યેય મુકરર કરવું. તમારો ભૂગોળવિષયક પ્રશ્ન તમે પોતે નિરૂપણ કર્યો છે તેના કરતાં વધારે વ્યાપક છે. શિક્ષણનું ધ્યેય કયું? લોકો આજ તો શિક્ષણની વ્યાખ્યા એક રીતે કરે છે અને વર્તન બીજી રીતે કરે છે. અંતઃસ્થ શક્તિઓનો વિકાસ કરવો એ થઈ શિક્ષણની વ્યાખ્યા; પરંતુ બાહ્ય સાધનો વપરાશમાં લેતાં શીખવું એ થયો તેનો આજનો ઇલાજ! પાશ્ચાત્યોની વ્યાખ્યા પ્રમાણે (તેમ જ આપણી પ્રાચીન પ્રણાલી પ્રમાણે) શિક્ષણ એટલે યોગવિદ્યા. અધ્યાત્મ શું કે કળા શું, પદાર્થવિદ્યા શું કે ધનુર્વિદ્યા શું, પૂર્વે આપણે 'योगबलेन' સઘળું અવગત અથવા હસ્તગત કરતા. એક સ્થૂળ ઉદાહરણ આપું તો પહેલાં અમરકોશ મોઢે કરતા, હવે થેસારસ કેમ વાપરવો એ શીખીએ છીએ. પૂર્વે આપણે આંક ગોખતા, આજ 'રેડી રેકનર' કેમ વાપરવું કે ચેમ્બરનું લૉગરેથમનું

કોષ્ટક કેમ વાપરવું એ શીખીએ છીએ. પૂર્વે કંઠમાંથી ઉત્તમ સૂર કેમ નીકળે એની ઉપર અધિક ધ્યાન દેવાતું, આજ એ જ સૂર ગ્રામોફોનમાં કેમ ઉતારવા એની પછવાડે મહેનત લેવામાં આવે છે. ટૂંકામાં પૂર્વે કલાવાન થઈને શક્તિશાળી બનવા તરફ વલણ હતું અને હવે ધનવાન થઈને સાધનવાન બનવાની પ્રવૃત્તિ જોવામાં આવે છે.

*

આજે યુરોપમાં થોડાક લોકોમાં સાધન સંબંધે એક જાતનું વૈરાગ્ય ઊપજવા લાગ્યું છે અને અન્ત:સ્થ શક્તિની વૃદ્ધિ કરવાની લાલસા દીસી આવે છે. પણ કયે રસ્તે એ લાલસા તૃપ્ત થશે એ હજી નક્કી થયું નથી. હજી ઉપકરણ ઉપર જ તેમનો મોટે ભાગે આધાર રહ્યો. આપણે ત્યાં આધાર ધ્યાન ઉપર હતો. બેઉ પદ્ધતિઓમાં ગુણ અને દોષ રહેલા છે. નાલાયક હોય તે પણ સાધનો વડે ઘણાં સુખ ભોગવતા થાય છે. અન્ત:સ્થ શક્તિ તો જેનામાં હોય તેને પોતાને જ ખપ લાગે છે અગર પોતાને જ નડે છે.

*

એવા પારેખ મારા જોવામાં આવ્યા છે, જેઓ એકાદ સોનાની વીંટી હાથમાં આવતાં જ એ કેટલા તોલા અને કેટલા રતીભાર છે તે બરાબર કહી દે. પાસે ઘડિયાળ ન હોય છતાં સ્વાભાવિકપણે જ કેટલા વાગ્યા તે કેટલાક કહી શકે છે. રાત્રે ખુલ્લામાં તારા તળે સૂનાર માણસ આંખ ઊઘડી જતાં તારાઓ જોઈ કેટલા વાગ્યા હશે એ લગભગ બરોબર કહી દેવાની યુક્તિ સહેજ કેળવી શકે છે. લખતાંવાંચતાં નહીં જાણનાર લોકોની સ્મરણશક્તિ અને નિરીક્ષણ (અવલોકન) શક્તિ ઘણી તીવ્ર હોય છે. તેવી જ રીતે ગામડાંના લોકોને દિશાનું બહુ સારું ભાન હોય છે, કબૂતરને આંખે પાટા બાંધીને અને પેટીમાં પૂરીને ફાવે તે રસ્તે આડીઅવળી વાટે એક ગામથી બીજે ગામ ને બીજેથી ત્રીજે લઈ જઈએ તો પણ તેને છોડયું કે તરત જ સીધું જ્યાંથી આવ્યું તે ગામ બારોબાર સીધી લીટીમાં જઈને બેસવાનું. કબૂતરમાં દિશાનું ભાન સ્વાભાવિક છે. આપણા જ્ઞાનની પરિણતિ ભાનમાં થવી જોઈએ.

## ભૂગોળના શિક્ષકોને

ભૂગોળનું શિક્ષણ કેમ અપાય તેની ચર્ચા કરતાં પહેલાં આજના શિક્ષણક્રમમાં ભૂગોળ એ વિષયને કયું સ્થાન છે, કેટલું મહત્ત્વ છે, એ વિષય શીખવવાનો ઉદ્દેશ શો છે, શો હોઈ શકે, અને ભૂગોળના શિક્ષકની તૈયારી કેટલી હોવી જોઈએ એ બધું જાણવું જોઈએ.

ભૂગોળના શિક્ષક પાસે વિવિધ પ્રકારની માહિતી હોવી જોઈએ. જે કોમનાં બાળકોને તે ભણાવવા માગે છે તે કોમનો જીવનરસ શામાં રહેલો છે એ તેણે પ્રથમ જાણવું જોઈએ. આજે આપણી પાસે દેશી ભાષામાં તેમ જ અંગ્રેજી ભાષામાં ભૂગોળની જે ચોપડીઓ છે તે મોટે ભાગે તે વિષયનાં હાડપિંજર જ ગણાય. એ હાડપિંજરમાં માંસમજ્જા વગેરે ભરી દઈ તેનું હૃદય પુષ્ટ અને શરીર રૂપાળું બનાવવાને બીજી સામગ્રીની તૈયારી જોઈએ. સૌથી પહેલી વસ્તુ તે પ્રવાસવર્ણનો. પ્રવાસવર્ણનો એ ભૌગોલિક જિજ્ઞાસાનું પ્રથમ ફળ છે, અને તેથી તેમાંથી જ આપણા વિષયને સંપૂર્ણ પોષણ મળી શકે છે. પ્રવાસવર્ણનો સાથે ભૂગોળશિક્ષકને છાપાંઓમાં શું શું આવે છે એનો પણ પૂરેપૂરો પરિચય હોવો જોઈએ. આપણાં દેશી છાપાં કાં તો લોકોના રાજદ્વારી અભિપ્રાય કેળવવાના એકમાત્ર ઉદ્દેશને વળગી રહે છે, અથવા તો આસપાસનાં છાપાઓમાંથી સહેજે મળતી અને ક્ષણિક રસની ખબરો આપે છે. આખી દુનિયામાં શી શી પ્રવૃત્તિઓ ચાલી રહી છે, માણસ આગળ કઈ કઈ મુશ્કેલીઓ ઊભી છે, કઈ કઈ દિશામાં તેનો પુરુષાર્થ પ્રગટ થાય છે, જાતિઓ વચ્ચે કેવો સંબંધ બંધાતો જાય છે, મહાપ્રજાઓનો સંકોચ અથવા વિસ્તાર કઈ રીતે થતો ચાલે છે અને તેને અંગે રાષ્ટ્રોના અસ્તોદય ક્યાં ક્યાં દેખાય છે એ બધું ભૂગોળશિક્ષકે જાણવું જોઈએ. ગિબનની 'A New Map of Asia' 'A New Map of Europe' 'A New Map of Africa' જેવી નવી નવી ચોપડીઓ સાથે શિક્ષકોનો પૂરેપૂરો પરિચય હોવો જોઈએ. આ ચોપડીઓનાં નામ પરથી તેમના સ્વરૂપની કલ્પના ન આવે. દાખલા તરીકે 'A New Map of Asia' એ ચોપડીમાં યુરોપિયન લોકોએ સત્તાને અર્થે અને વેપારને અર્થે એશિયાના દરેક દેશમાં કેટલો અને કેવો પગપેસારો કર્યો છે અને તે કઈ રીતે કર્યો છે એનું વર્ણન છે. રિંચના 'World Politics' જેવા ગ્રંથ સાથે પણ ભૂગોળ-શિક્ષકને થોડોઘણો પરિચય હોવો જોઈએ.

આજકાલની નવી નવી નકશાપોથીઓમાં ધર્મવિસ્તાર, જાતિવિસ્તાર, લોકસંખ્યાનો વિસ્તાર, પવનના પ્રવાહ, વરસાદનું પ્રમાણ, વેપારના માર્ગ, સ્થાનિક ઊપજ તેમ જ કારખાનાં, દરેક દેશની ભૂસ્તરસ્થિતિ અને જમીનનો ઘાટ એ બધી માહિતી આપેલી હોય છે. પણ તેનું મહત્ત્વ શું છે, તેનો શો ઉપયોગ છે, તે દ્વારા કઈ કઈ જિજ્ઞાસા તૃપ્ત થાય છે તેનો ખ્યાલ નથી થતો વિદ્યાર્થીઓને કે નથી હોતો શિક્ષકોને.

આપણાં શહેરોમાં જ શું, ગામડાંઓમાં પણ જે વસ્તુઓ હંમેશ વાપરવામાં આવે છે તે આપણે ત્યાં ક્યાંથી આવે છે, કેમ આવે છે, કોણ આણે છે તેનો ખ્યાલ આપણા ભૂગોળશિક્ષકને હોવો જોઈએ.

ખાસ કરીને હિંદુસ્તાન જેવા દેશમાં, જ્યાં આપણો આધાર એકમાત્ર મેઘરાજા પર છે ત્યાં તો meteorology અથવા વાયુમંડળવિદ્યાનું જ્ઞાન લગભગ દરેક ખેડૂતને હોવું જોઈએ. ખેડૂતોને આ વિદ્યાનું મહત્ત્વ જણાય છે, પણ તે વિદ્યા કઈ રીતે કેળવવી એ તેમને કોઈ બતાવતું નથી. બિચારા ખેડૂતોનો વેદ

એટલે ભડળીવાક્ય અને પંચાંગમાં આપેલી ઉટાંગ માહિતી. એના બદલામાં ભૂગોળ ભણાવનાર કોઈ પટેલ શિક્ષક આ શાસ્ત્રનો તાત્ત્વિક અને સ્થાનિક અભ્યાસ કરી વરસોવરસ વર્તારો કાઢી આપે તો તે પોતાના વિષયનું મહત્ત્વ સપ્રયોગ સાબિત કરી આપશે.

સ્વદેશની ભૂગોળ તો ચોપડીઓ કરતાં પ્રત્યક્ષ મુસાફરીમાંથી મેળવેલી હોય એ જ ઠીક. આપણે ધારીએ છીએ તેટલું એ કામ અઘરું કે ખર્ચાળ નથી.

આપણી રજાઓના દિવસોનો અને આપણી ઓળખાણોનો પૂરો ઉપયોગ કરીએ તો થોડા જ સમયમાં આપણી લાયકાત કેટલીયે વધેલી હશે. ઘણા શિક્ષકોનો આ પ્રત્યક્ષ અનુભવ છે. મુસાફરી દ્વારા મળેલું જ્ઞાન જીવતું હોય છે, પચાવેલું હોય છે, અને તેથી આવો શિક્ષક પોતાનો વિષય પણ પરિપક્વ અને જીવતો કરી શકે છે.

મુસાફરીમાં પણ શિક્ષક પાસે નિરીક્ષણપરીક્ષણની દૃષ્ટિ હોય તો જ તેનો તે પૂરતો લાભ લઈ શકે. સમાજશાસ્ત્રીની દૃષ્ટિ એની પાસે હોવી જોઈએ. ધર્મસંસ્થાનો તે વિદ્યાર્થી હોવો જોઈએ. કલારસિકતા પણ થોડીક કેળવેલી હોવી જોઈએ. લોક-માનસ નિહાળવાની ઊંડી તેમ જ વિનોદી વૃત્તિ હોય તો તો વધારે ઠીક. જાતિનું (ન્યાતજાતનું) શાસ્ત્ર એ તો આપણો હિંદુઓનો ખાસ વિષય. પછાત કોમો અને ભટકતી જાતિઓ વિશે આપણે બહુ ઓછું જાણીએ છીએ. તેમનાં લગ્નવિધિ, તેમના ધર્મસંપ્રદાયો, તેમનું અર્થશાસ્ત્ર એ બધાં ઘણે અંશે જુદાં હોય છે, તેનું પણ અવલોકન થવું જોઈએ. સ્થાનિક ઇતિહાસ, સ્થાનિક દંતકથાઓ, સ્થાનિક હુન્નર-ઉદ્યોગ વગેરે બધું જોવાલાયક હોય છે.

આ બધી દિશામાં દૃષ્ટિ જાગ્રત રાખી માણસ મુસાફરી કરે અને સાથે સાથે અનાજ, વનસ્પતિ, કારીગરી વગેરેના નમૂનાઓ ભેગા કરતો જાય તો શિક્ષક પોતાના વિષયને દર વર્ષે અવનવું રૂપ આપી શકે, અને તેના શિષ્યો પણ સમર્થ પુરુષો થઈ જાય.

આ પદ્ધતિએ ભૂગોળના સૂત્રમાં બધા જ વિષયોમાં મણિ પરોવી દેવા, એની સામે કેટલાક કેળવણીકારો વાંધો ઉઠાવે છે. તેમનો વાંધો યોગ્ય ગણીએ તોપણ આપણા દેશમાં અને આપણી ભાષામાં તે વાંધાને હજી સ્થાન નથી. વિભક્ત કુટુંબ-પદ્ધતિમાં માનનાર માણસ પણ જેમ નાનાં છોકરાંઓને ઘરમાંથી કાઢી મૂકતા નથી તેમ આ બધા વિષયોની બાલ્યદશામાં આ બધા વિષયો ભૂગોળ જેવી ખંતીલી મા સાથે જ રહે એ ઠીક છે.

આપણા ધાર્મિક લોકો પોતાના સિદ્ધાંત દૃઢ કરવા માટે અને ગૂઢ ચિંતન માટે સ્વાધ્યાયની પ્રથા પાળે છે. બીજા વિદ્વાનો પણ પોતાના વિષયની ઉપસ્થિતિને અર્થે નિત્ય વાચન રાખે છે. ભૂગોળના શિક્ષકે પણ એ જ ઉદ્દેશથી અથવા વિનોદને ખાતર નકશાપોથીઓ હંમેશાં જોયા કરવી. નકશાપોથીનું ધ્યાન જેટલું ઊંડું થાય તેટલી શિક્ષકની શક્તિ વધે.

સદ્‌ભાગ્યે પૃથ્વીનો આકાર ગોળ છે એટલું તો બધા શિક્ષકો જાણે છે અને કબૂલ પણ રાખે છે. પણ આજકાલ નકશાઓ કેમ તૈયાર થાય છે, દરેક નકશાની ખૂબી શી છે અને અપરિહાર્ય ખામી શી છે, એ શિક્ષકો નથી જાણતા. અક્ષાંશ-રેખાંશ કઈ રીતે ગણાય છે, એનો ઉદ્દેશ શો છે, એનો ઉપયોગ શો છે એટલું જ તેઓ જાણે એ બસ નથી. પૂર્વપશ્ચિમ ગોળાર્ધવાળા નકશામાં સગવડઅગવડ કઈ છે, દિશાઓ વિકૃત કઈ રીતે થાય છે એ પણ તેમણે જાણવું જોઈએ. મરકેટર પદ્ધતિના નકશામાં દિશાઓ બરાબર કેમ જળવાય છે પણ દેશોના ક્ષેત્રફળનું પ્રમાણ એકરૂપ નથી રહેતું, ઉત્તર દક્ષિણ તરફ વધતું જાય છે, એ તેમણે જાણવું જોઈએ. અને તેનું કારણ પણ સમજવું જોઈએ. ખલાસીઓ અને વિમાનયાત્રીઓ મરકેટરવાળો નકશો જ કેમ વધારે પસંદ કરે છે એ પણ તેમણે જાણી લેવું જોઈએ.

આખી દુનિયાના કેળવણીકારોને થઈ ગયું જ છે કે ભૂગોળની ઉપેક્ષા આપણે ઘણા દિવસ સુધી કરી છે અને તેની આપણને સજા પણ થઈ ચૂકી છે. પણ હિંદુસ્તાન વિશે આ વાત જેટલી સાચી છે તેટલી બીજા કોઈ પણ દેશ વિશે નહીં હોય. આફ્રિકન લોકો અથવા પોલીનેશિયાના ટાપુમાં વસતા મૂળ વતનીઓ પોતાના જંગલી-પણાની પાછળ પોતાનો બચાવ કરી શકે છે. પણ હિંદી કોમ જેવી સંસ્કારી જાતિ હજારો વરસ સુધી દૂર દૂર દેશના લોકોના પગ તળે કચરાઈ જતી છતી ભૂગોળનું મહત્ત્વ જાણતી નથી એ વસ્તુ દૈવના અજાયબઘરમાં (મ્યુઝિયમ) પણ એક અનેરો નમૂનો છે. ઊંડી ગુફામાં પ્રકાશનું જે સ્થાન છે, તે જ સ્થાન કેળવણીમાં ભૂગોળનું છે. ભૂગોળવિદ્યા આપણને વર્તમાનકાળનું દર્શન કરાવે છે, દુનિયાની સમસ્ત મહાપ્રજાઓ સાથે આપણો સંબંધ જોડી દે છે, કૂપમંડુકવૃત્તિનો અંત આણે છે, દૃષ્ટિ વિશાળ કરે છે, વહેમો દૂર કરે છે, અને આપણી જૂની મૂડી નવી દૃષ્ટિએ પારખવાની શક્તિ આપે છે. કોઈ પણ પ્રજાને યથાર્થરૂપે આત્મપરિચય કરાવવા માટે ભૂગોળ-વિદ્યા જેટલું સરસ સાધન બીજું એકે નથી. લગ્નની બધી ધમાલનું પ્રયોજન જેમ પરણનાર દંપતી છે તેમ બધી વિદ્યાનું મૂળ પ્રયોજન અને અંતિમ સમાધાન જીવનસાફલ્ય છે. એ જીવનસાફલ્યનું યથાર્થ દર્શન ભૂગોળવિદ્યામાં આપણને મળે છે. ભૂગોળવિદ્યા એ વેપારનું મંડાણ છે, રાજકારણની આંખ છે અને કલ્પનાઓ અને આદર્શોના વહાણનું લંગર છે. જે કેળવણીમાં ભૂગોળવિદ્યાની પ્રતિષ્ઠા નથી તે કેળવણી આધુનિક કે અદ્યતન કહેવાય નહીં.

# ચિત્રકળાનો પાયો

સામાન્ય કેળવણીમાં ચિત્રકળાને સ્થાન હોવું જોઈએ એ સિદ્ધાંત ક્યારનો સ્વીકારાયો છે, છતાં એ વિષય હજી સામાન્ય કેળવણીમાં પ્રતિષ્ઠિત થયો નથી. શિક્ષણસંસ્થામાં ડ્રૉઈંગનો એક શિક્ષક રાખ્યો હોય અને જેની ઇચ્છા હોય તેને ડ્રૉઈંગ શીખવાની સગવડ સમયપત્રકમાં કરી આપી હોય એટલે થયું; એમ જ અત્યાર સુધી ચાલતું આવ્યું છે. આવી રીતે શીખવાતી ચિત્રકળામાં કોઈ વિશિષ્ટ પદ્ધતિ કે પીંછીનો આગ્રહ સરખો પણ ન હતો. કેવળ ચિત્રકળા જ કેળવવા માટે ખોલેલી સંસ્થાઓમાં આ જાતનો કંઈક આગ્રહ દેખાતો. પણ તેમાં પણ ચિત્રકળા એ સંસ્કૃતિનું અવિભાજ્ય અંગ છે, એના વગર સંસ્કારિતા અધૂરી જ ગણાય; એવી માન્યતા સુધી લોકો ભાગ્યે પહોંચ્યા હતા.

હાલ એ સ્થિતિમાં કંઈક સુધારો થયો જણાય છે. છતાં સંગીત અને ચિત્રકળા એ બંને વિષયો આપણે શિક્ષણસુલભ કરી શક્યા નથી. ભાષાઓ શીખવા માટે જેટલી તૈયારી કરવામાં આવે છે, ભાષાજ્ઞાન માટે જેટલા સાધનગ્રંથો તૈયાર થાય છે અને અધ્યયનની પદ્ધતિઓની નવી નવી શોધ થાય છે તેવું આ બે કળાઓ વિશે ભાગ્યે જ કાંઈ થયું છે. કેટલાક ઉસ્તાદો તો એમ જ કહે છે કે, 'હું ચીતરું છું અથવા ગાઉં છું એનું નિરીક્ષણ કર અને અનુકરણ કર. બીજી રીતે હું શીખવી ન શકું.' કેટલાક સારામાં સારા ઉસ્તાદો પોતાની રમ્ય કૃતિઓ દ્વારા પ્રેરણા આપી શકે છે, પણ પોતાની કળાની કેળવણી નથી આપી શકતા. જે સ્વયંભૂ કલાકાર છે તેનો સહવાસ જ સુંદર કેળવણી છે એ ખરું છે, પણ એવા લોકો પોતાના ક્ષેત્રને અનુકૂળ એવી અધ્યાપનપદ્ધતિ કાં ન ઉપજાવી કાઢે?

પણ આવી ભાવગમ્ય અથવા કલ્પનાગમ્ય ચિત્રકળા ખીલવતાં પહેલાં સામાન્ય કોટિનું ચિત્રલેખન અત્યંત વ્યાપક પ્રમાણમાં સામાન્ય કેળવણીમાં દાખલ થવું જોઈએ. અને એ શિક્ષણ લલિત કલા તરીકે નહીં પણ સંસ્કારી જીવનની સ્વાભાવિક હાજત તરીકે.

માણસને કવિ કે સાક્ષર થવું હોય કે ન હોય તોયે વ્યવહાર ખાતર પણ જેમ તે અક્ષરો લખતાં શીખે છે, ગણિતી થવું હોય કે ન હોય તોપણ જેમ તે જીવનવ્યવહાર ખાતર આંકડા અને સરવાળા-બાદબાકી વગેરે પ્રાથમિક ક્રિયાઓ શીખે છે, તેવી જ રીતે દરેક ભણેલા માણસે પોતાના મનની કલ્પના વ્યક્ત કરવા સારુ, પોતે જોયેલા પદાર્થો અથવા દૃશ્યો સમજાય એવી રીતે વ્યક્ત કરવા સારુ ચિત્રકળા શીખવી જોઈએ. જેમ કેળવણીની શરૂઆત જ લેખનવાચન, આંક અને

પલાખાંથી થાય છે તેમ કેળવણીના મૂળમાં જ ચિત્રો કાઢવાની કળા દાખલ કરવી જોઈએ. ગાંધીજી તો એટલે સુધી જાય છે કે પ્રથમ ચિત્રો કાઢતાં શીખવવું, અક્ષરો લખતાં બાળકો પાછળથી શીખે. શાસ્ત્રની દૃષ્ટિએ એમના એ આગ્રહમાં ઘણું તત્ત્વ રહેલું છે. આકૃતિ જોઈને આકૃતિ કાઢવી એ સ્વાભાવિક છે. પણ મોઢામાંથી નીકળતા ઉચ્ચારને આકૃતિમાં ફેરવવા અને આકૃતિ જોઈને એનું અવાજમાં રૂપાંતર કરવું એ અઘરી ક્રિયા છે. એનો બોજો બાળમાનસ પર ન હોવો જોઈએ.

કલમ, પીંછી કે ઓજાર મજબૂત પણ હલકે હાથે પકડતાં આવડે, એ આંગળીઓમાંથી મગજમાં ધારેલી આકૃતિ પ્રમાણબદ્ધ નીકળે એને માટે આંગળીનો ઉપયોગ હોવો જોઈએ. મૂગો માણસ મનમાં ગમે તે વિચાર આવે તોયે તે બોલી બતાવી શકતો નથી. નિરક્ષર માણસ પોતાની વાણી લિપિબદ્ધ કરી બીજા આગળ રજૂ કરી શકતો નથી. તેવી જ રીતે આજે આપણા સમાજમાં લગભગ બધા જ લોકો જોયેલી વસ્તુઓ, નિહાળેલા બનાવો અથવા ધારેલી યોજનાઓ ચિત્રબદ્ધ કરી શકતા નથી. વાણીવિહીન થવું એ જેમ દુર્દૈવ ગણાય છે, લખતાં ન આવડે એ જેમ જીવનની ભારે ઊણપ ગણાય છે, તેમ ચિત્રલેખનથી અજાણ રહેવું એ પણ કેળવણીની મોટામાં મોટી ખામી ગણાવી જોઈએ. અમુક માણસને લખતાં-વાંચતાં આવડતું નથી એમ કહેતાંવેંત જેમ આપણે એની અમુક અશક્તિનો ખ્યાલ મનમાં તરત બાંધીએ છીએ તેમ જ અમુક માણસને ચીતરતાં આવડતું નથી એમ કહેતાંવેંત તે કેળવાયેલો નથી, અપંગ છે, એવો ખ્યાલ આવવો જોઈએ.

ત્યારે આ ચિત્રજ્ઞાન અક્ષરજ્ઞાન કરતાંયે વ્યાપક શી રીતે કરીએ એ એક મોટો સવાલ છે. દરેક સંસ્થામાં ચિત્રણનો એક શિક્ષક રાખીને આપણે આ કામને પહોંચી શકવાના નથી. શાળામાં એકાદ શિક્ષકને લખતાંવાંચતાં આવડે તો બસ એમ જેમ આપણે માનતા નથી; અધ્યાપક ગણિતનો હોય કે સંગીતનો, ચિત્રકલાનો હોય કે ફિલસૂફીનો, એને લખતાંવાંચતાં આવડવું જ જોઈએ, એ જેમ આપણે ફરજિયાત કર્યું છે અને અત્યંત આગ્રહપૂર્વક એ નિયમનું પાલન પણ કરાવ્યું છે; તેવી જ રીતે અથવા તેથીયે વિશેષ પ્રાથમિક કેળવણીમાં ભાગ લેતા દરેક શિક્ષકને ચિત્રણકળા આવડવી જ જોઈએ એ જાતનો આગ્રહ હવે પછીના સમાજે રાખવો જોઈએ. આજે પ્રાથમિક કેળવણી આપનારા શિક્ષકોને બધાને આપણે સૂચના આપીશું કે વહેલામાં વહેલી તકે તમારે ચિત્રલેખનકળામાં પૂરતું પ્રાવીણ્ય મેળવવું જોઈએ. એ માટે એમને બનતી સગવડો આપીએ. બે-ચાર મહિનાની ઓછીવત્તી રજા પણ આપીએ.

બાળકોને તો ચિત્રકળાથી જ આંગળી વાપરતાં આપણે શીખવીએ. દરેક બાળકને જેમ સુતાર, દરજી જેવા કારીગરોનાં ઓજારો નાનપણથી જ વાપરવાની ટેવ હોવી જોઈએ, તેમ તેને પેન્સિલ, કલમ અને પીંછી લઈને જાતજાતની

આકૃતિઓ કાઢવાની ટેવ છેક નાનપણથી પાડવી જોઈએ. આવા વ્યાપક ચિત્રજ્ઞાનના પાયા પર આગળ જતાં ભૂમિતિનું જ્ઞાન પણ અપાય, અને સ્થાપત્યનું જ્ઞાન પણ અપાય; ભૂગોળ કે ખગોળના નકશા પણ કઢાવાય, લુહાર, કડિયા કે સોનીનું જ્ઞાન પણ અપાય, અને સાળવી કે ગાલીચા બનાવનારની કલા પણ કેળવાય. આ જાતના વ્યાપક ચિત્રણજ્ઞાનના પાયા પર પ્રતિભાશાળી ચિત્રકાર પોતાની ભાવકૃતિઓ જરૂર ખીલવી શકે.

હવે પછીની કેળવણીમાં ઉદ્યોગહુન્નર અને વિજ્ઞાનને વધુ ને વધુ સ્થાન આપવું પડવાનું છે. ઔદ્યોગિક ધંધાની દૃષ્ટિએ કે વૈદકની દૃષ્ટિએ વનસ્પતિશાસ્ત્રનો વધુ ને વધુ અભ્યાસ થવાનો છે. બધી પ્રવૃત્તિઓમાં અપંગતા અનુભવવી ન હોય તો છેક બાળપણથી બાળકોને ચીતરતાં કરવાં જ જોઈએ.

## પ્રાથમિક શાળાઓમાં સંગીત

[પ્રાથમિક શાળાનો સંગીતનો અભ્યાસક્રમ ગોઠવવા માટે વિદ્યાપીઠમાં ભેગી થયેલી સંગીત સમિતિના પ્રમુખ તરીકે સંગીતની યોજના સાથે આપેલું પ્રાથમિક વિવરણ.]

આપણી શાળાઓમાં સંગીતને આવશ્યક સ્થાન તો મળી ચૂક્યું છે. પણ શિક્ષણશાસ્ત્રીઓએ સંગીતના ક્રમ તરફ કે તે ભણાવવાની પદ્ધતિ તરફ ઝાઝું ધ્યાન આપ્યું હોય એમ લાગતું નથી. શિક્ષણ એ જીવનની કૂંચી છે. એનો ઉપયોગ દરેક ક્ષેત્રમાં છે. કેળવણીનો આદર્શ, કેળવણીની પદ્ધતિ, બાલમાનસનો વિચાર અને શિક્ષણના જુદા જુદા વિષયોનો પરસ્પર સંબંધ એ બધી બાજુથી સંગીતનો વિચાર થવો ઘટે છે.

અમુક માણસને ઉત્તમ ગાતાં આવડ્યું એટલે એ બીજાને શીખવી શકશે જ એમ ખાતરીપૂર્વક ન કહેવાય. બાળકોને શીખવવામાં એક રીતે ઘણી સરળતા હોય છે, જ્યારે બીજી રીતે એમાં ભારે મુશ્કેલી પણ હોય છે. બાળકોનો રસ, એમની ગ્રહણશક્તિ, એમના માનસની ખાસિયત એ બધાનો વિચાર કરીને સંગીત શીખવ્યું હોય તો આજે કરાય છે તેટલી જ મહેનતમાં બમણા કરતાં વધારે ફળ સહેજે મળી શકે એમ છે. શિક્ષણના બીજા વિષયો શીખવતાં જે અનુભવ મળ્યા છે અને જે યુક્તિઓ હાથ લાગી છે તેનો લાભ સંગીતની કેળવણીને મળવો જોઈએ. એટલે કે સંગીતની કેળવણી શિક્ષણશાસ્ત્રના નિયમ પ્રમાણે યોજેલી હોવી જોઈએ.

વળી જૂના ઉસ્તાદો પાસે વર્ગોની ભાંજગડ નહોતી. ખાસ કરીને સંગીતમાં

જ વિચાર અને અભ્યાસ કરતો; અનેક વિષયો એકસામટા ભણવાની પંચાત એને નહોતી એટલે ગુરુજીની અનુકૂળતાએ ધીરજપૂર્વક એ વિદ્યા લેતો. જેમને ન ફાવે તેવા વિદ્યાર્થીઓ એની મેળે ખરી પડતા. તેથી કેટલા ટકા વિદ્યાર્થીઓ તૈયાર થયા એનો હિસાબ જોવાપણું રહેતું નહીં. આજે જમાનો વર્ગોનો છે, અને સંગીત એ વધારે મહત્ત્વના ગણાતા વિષયો સાથે થોડુંક બહોળું થયું છે, પણ એનું સર્વોપરીપણું નથી રહ્યું.

આ કારણે પણ સંગીતને ક્રમબદ્ધ કરવાની આવશ્યકતા વિશેષરૂપે અનુભવાય છે. અન્ય રીતે શાળામાં ઠીકઠીક ચાલતા વિદ્યાર્થીઓ સંગીતમાં બરાબર ન ચાલે તો તેમનું શું કરવું એ નવો સવાલ ઉત્પન્ન થયો છે. સંગીતને બાળકેળવણીમાં તો ઐચ્છિક ન રાખતાં આવશ્યક રાખવાનો આપણો નિશ્ચય છે, જે બધી રીતે યોગ્ય છે. પણ તેથી સંગીતવિમુખ છોકરા-છોકરીઓને પણ અભિમુખ કેમ કરી લેવાય એ રોજનો સવાલ થઈ પડયો છે.

સંગીતની શરૂઆત કઈ ઢબે કરવી, કઈ ઢબ અનુભવસિદ્ધ છે એ પણ તપાસવા જેવું ખરું. છંદ, વૃત્ત, લોકગીત અને શાસ્ત્રીય સંગીતનો પરસ્પર સંબંધ શો એ સવાલ પણ ઊઠયા વગર રહે નહીં.

છેલ્લે સંગીત સાથે એક છેડે કાવ્ય અને બીજે છેડે નૃત્ય જેવા વિષયોનો સંબંધ હોવાથી શિક્ષણશાસ્ત્રી એ વિશે શું કહે છે એ પણ જાણવું રહ્યું.

આ આંખી ચર્ચા નવી ઢબે થયેલી હોવાથી અને વિચારપદ્ધતિ પણ નવી નવી સૂઝેલી હોવાથી ચર્ચાના નિર્ણયોમાં જરૂર ઊણપ હશે, પણ તે-તો અનુભવે જ દૂર થશે. હાલ અહીં સૂચવેલી દૃષ્ટિ અને ક્રમ ઘણી શાળાઓને અનુકૂળ થશે એમ લાગે છે. આશા છે કે અનેક સંસ્થાઓ આ ક્રમ અજમાવી જોશે અને વખતો-વખત પોતાનો અનુભવ અમને જણાવશે. શિક્ષણશાસ્ત્રના જાણકાર સંગીત વિશે ઉદાસીન રહે અને સંગીતાચાર્ય કેળવણીની પદ્ધતિનો વિચાર ન કરે એ સ્થિતિ હવે તો ન જ રહેવી જોઈએ.

કુદરતનો નિયમ છે કે બાળક બોલતાં શીખે તે પહેલાં ખૂબ લાંબા વખત સુધી કેવળ સાંભળ્યા જ કરે છે. સંગીતમાં પણ એ જ નિયમનું પાલન થવું જોઈએ. બાળકોને સાદું, સ્પષ્ટ અને રોચક એવું સંગીત લાંબા વખત સુધી ફક્ત સંભળાવવાનું રાખીએ તો એની મેળે એના કાન તૈયાર થઈ જાય છે, કાન ઠીક ઠીક તૈયાર કર્યા વગર ગળું તૈયાર કરવાના પ્રયાસમાં ઘણી વિકૃતિ આવે છે. કાન ખોટા સંસ્કાર છોડી શકે છે. ગળું એક વાર પકડેલા સંસ્કાર સહેજે છોડતું નથી. માટે ગળાએ હંમેશાં કેળવાયેલા કાનના અનુયાયી રહેવું જોઈએ.

સંગીતવિદ્યાનો અધિકાર એ છે કે તે એની મેળે દરેક ઉપર પોતાનું રાજ્ય જમાવે છે. તેથી સંગીતવર્ગ દરમિયાન બાળકોના નિયમન ઉપર ઝાઝું ધ્યાન આપવું નથી પડતું; અથવા એમ કહીએ તો ચાલે કે બાળકો ઉપર કશો અંકુશ ન રાખ્યો હોય ત્યારે જ સંગીતનું શ્રાવણ તેઓ પૂરતી એકાગ્રતાથી કરે છે. બાળકો ગમે તે

વ્યવસાય કરતાં હોય પણ સંગીત શરૂ થયું એટલે તેમનામાં કંઈક તાલબદ્ધતા, કંઈક નવો રસ આવી જ જાય છે, અને તેઓ અજાણ્યે આનંદદાયી તલ્લીનતા અનુભવે છે. એ અસર કંઈક વધી એટલે હાથનો ધંધો છોડી તેઓ પાસે આવીને બેઠાં જ છે. કેટલાંક ન પણ આવે. તેમના પ્રત્યે ધીરજ રાખવી ઘટે છે. વહેલાં-મોડાં બધાં જ આવવાનાં. ઉતાવળ કરવાથી ઊલટું આપણે બગાડવાના છીએ.

સંગીતના આ પ્રાથમિક શ્રાવણમાં (સંભળાવવામાં) ઝાઝી વિવિધતા દાખલ ન કરવી ઘટે. વિવિધતાના રસ કૃત્રિમ છે. એ દોષ દાખલ થયા પછી બાળકોની અમુક પ્રગતિ અટકે પણ છે. નક્કી કરેલી વસ્તુઓ જે તેમને અનેક વાર સંભળાવીએ.

બાળકોને સખતાઈથી એક ઠેકાણે બેસાડેલાં નહીં હોવાથી તેઓ કંટાળતાં નથી, અને સંગીત પોતાની અસર પોતાની મેળે કરી લે છે. ખૂબ વરસાદ પડયા પછી જંગલોમાં અને ખેતરોમાં જ્યાંત્યાંથી ઝરણાં ફૂટે છે, તેમ ખૂબ સાંભળ્યા પછી શુદ્ધ અને સ્પષ્ટ સંગીત બાળકોના ગળામાંથી એની મેળે વહેવા લાગે છે. સંગીત પકવવામાં ઉતાવળ કરેલી નહીં હોવાથી એમાં દોષો પણ ઓછામાં ઓછા આવે છે.

આ સ્વયંભૂ સંગીત ગમે ત્યારે ગમે તે રૂપમાં ફૂટી નીકળવાનું. એ વખતે એની ઉપર અંકુશ મૂકવાની ભૂલ શિક્ષક ન જ કરે. બાળક ગમે ત્યારે ગાય તોયે એને કઠોર થઈને રોકીએ નહીં. કઠોરતાથી સંગીતવૃત્તિનો જ નાશ થાય છે. ધીરજથી જોઈએ તેવું નિયમન પાછળથી દાખલ કરી શકાય છે.

સંગીતની અસર ઉપર જેનો વિશ્વાસ છે એવો શિક્ષક સંગીતવર્ગ દરમિયાન કોઈ બાળક બીજા સાથે કજિયો કરતું હોય, લડતું હોય તો કાજી બની વર્ગને અદાલતનું રૂપ નહીં આપે. વિસંવાદી વાતાવરણ સજા કરવાથી કે વઢવાથી શમતું નથી, પણ ઉપેક્ષાથી જ શમી જાય છે. બાળકોનું ધ્યાન ઝઘડામાંથી ઊઠે અને કોઈ સારી વસ્તુઓમાં પરોવાઈ જાય એનો સહેજ પ્રયત્ન કર્યો એટલે બસ.

સંગીતની કેળવણી કઈ ઉંમરથી શરૂ કરાય એની ચર્ચા કોક કોક વાર આપણે સાંભળીએ છીએ; છઠ્ઠા કે સાતમા વર્ષ પછી જ બાળક સંગીત લેવાને લાયક થાય છે, એ જાતનો અભિપ્રાય કેટલાક સંગીતશિક્ષકો આપતા સંભળાય છે. એ અભિપ્રાય સાથે અમે મળતા નથી. સંગીતની અસર તો બેભાન માણસ ઉપર પણ થાય છે. છેક નાનાં બાળકોને સાચવવામાં સંગીતની કેટલી મદદ હોય છે એ દરેક માતા જાણે છે. ઘણી વાર બાળકોને રોતી વખતે પણ તાલ જમાવતાં આપણે સાંભળ્યાં છે. બાળકો સાહિત્ય ગ્રહણ કરે તે પહેલાં જ સંગીત સહેલાઈથી ગ્રહણ કરી શકે છે. સાહિત્ય, સંગીત અને ચિત્રકલામાં સંગીત જ વહેલી અને ઊંડી અસર કરે છે. તેથી સવાલ એ નથી કે કઈ ઉંમરે બાળક સંગીત લેવા લાયક બને છે. ઊલટો સવાલ એ છે કે આપણે સંગીત ક્યારથી એને ધીરજપૂર્વક આપવા તૈયાર છીએ, અને બાળકોને સંગીતનો પ્રથમ પરિચય કઈ પદ્ધતિએ કરાવાય.

જો આપણે શિક્ષણ દ્વારા અપાતી કેળવણી છઠ્ઠે વર્ષે શરૂ કરતા હોઈએ તો

કેળવણી શરૂ કરતા હોઈએ તો તે વખતે પણ એની શરૂઆત કરી શકાય.

માત્ર એક વસ્તુ ધ્યાનમાં લીધા વગર છૂટકો નથી. છેક નાનપણમાં બાળકોનાં ફેફસાંમાં પૂરતી શક્તિ આવેલી નથી હોતી, તેથી લાંબા લાંબા આલાપો એમને ન શિખવાડાય.

પણ આ બાબતમાં ખાસ નિયમ કરવાની આવશ્યકતા નથી, કેમ કે આપણે શરૂઆતમાં જ નક્કી કર્યું છે કે બાળકોને ખૂબ સંગીત સંભળાવવું એટલું જ આપણું કામ છે. એ ગાવાનું શરૂ કરે એ વિશે આપણો આગ્રહ હોવો ન જોઈએ. ક્યારે ગાવું તે બાળક પોતાની મેળે જ નક્કી કરશે. એક વાર એની શરૂઆત થઈ એટલે એને ફક્ત સહેજસાજ દોરવાનું કામ આપણું.

હવે મુખ્ય સવાલ ઉપર આવીએ. સંગીતની શરૂઆત કેમ કરાય? કયો ક્રમ વધારેમાં વધારે અનુકૂળ આવે? અહીં ત્રણ રસ્તાઓ આપણી આગળ દેખાય છે. સાહિત્યની કેળવણી ખાતર છંદોબદ્ધ કવિતા આપણે બાળકોને આપીએ છીએ, એમાં જ વધારે ધ્યાન આપી એને સંગીતનું રૂપ આપી શકાય. અનુષ્ટુપ(શ્લોક)થી માંડીને કામદા, હરિણી સુધીના બધા છંદો સુસ્વર રીતે ગાઈ શકાય છે. એમાંથી સંગીત નીપજાવી શકાય.

આજનો જમાનો લોકગીતોનો છે. એમાં દેશી સંગીત તો છે જ. અને વિશેષ લાભ તો એ છે કે એ સંગીત સાર્વત્રિક હોવાથી બાળકોને જ્યાંત્યાંથી એ સાંભળવાને મળે છે. એના સૂર, એની હલક અને એનો સહેલો તાલ પકડી લેતાં બાળકોને બહુ વાર નથી લાગતી.

સંગીતની શરૂઆત કરવાની ત્રીજી ઢબ તે 'સારીગમ'વાળી શાસ્ત્રોક્ત સ્વર-વાટિકાની. પ્રાચીન ગાયનાચાર્યોએ સ્વરોના કેટલા પ્રસ્તાર થઈ શકે છે તે જોયું છે અને તેમાંથી સારા સારા ૬૩ અલંકારો ઉપજાવ્યા છે. આ ત્રેસઠમાંથી સંગીતની શરૂઆતમાં કયા કયા અલંકારો લેવા એ નક્કી કર્યું હોય તો કેળવણીકારોને ઘણી સગવડ થાય.

સંગીતનો મુખ્ય અર્થ કંઠસ્થ સંગીત એવો જ થાય છે. પણ સંગીતને વાજિંત્રની મદદ ઓછી નથી થતી. સિતાર, દિલરુબા, બીન, તબલા ઈત્યાદિ સાધનો દ્વારા જેમ સંગીત પરિપુષ્ટ થાય છે તેમ કેળવણીમાં પણ એ સાધનોથી શિક્ષણ ઘણું સહેલું અને વિવિધતાવાળું થઈ જાય છે.

ઉપર ત્રણે પદ્ધતિનો વિચાર કરતાં અમને જણાયું છે કે શાળાના શિક્ષકોમાં પરસ્પર સહકાર અને ઉત્સાહ હોય અને એકબીજાના વિષયોમાં રસ હોય તો ત્રણે બાજુથી એકસામટું પ્રસ્થાન કરી શકાય. સાહિત્યના વર્ગમાં કવિતાઓ સૂર અને તાલ સાથે જ ગવાય એવો આગ્રહ રાખવા જેવો છે. ઘણા શિક્ષકો સાવ સંગીત-શત્રુ હોય છે એ મુશ્કેલી ખરી. પણ હવે તો આપણે કેળવણીમાં સંગીતને મહત્ત્વનું સ્થાન આપ્યું છે, એટલે દરેક શિક્ષકને સંગીતના પ્રાથમિક સંસ્કારો થયા હોવા જ જોઈએ. આપણા સમાજમાં પહેલેથી સંગીતની આટલી ઉપેક્ષા નહોતી. લોકોની

રસિકતા અને ધાર્મિકતા બન્નેએ સંગીતનો પ્રચાર તો બહુ બહોળા પ્રમાણમાં કર્યો હતો. એટલે ફરી એ સ્થિતિએ પહોંચવું અશક્ય તો ન જ થવું જોઈએ. આપણે આપણા છંદો ગાવાની ઢબ એક વાર નક્કી કરવી જોઈએ અને કેટલીક ખોટી ઢબો ફેલાઈ હોય તો તેનો નિષેધ કરવો જોઈએ.

લોકસંગીતમાં પણ ફરી જાગૃતિ આવી છે. અને ભાષાની સરળતા, કાવ્યની સુંદરતા અને તાલની સુલભતા એ ત્રણે દૃષ્ટિએ સારાં સારાં લોકગીતોનો સંગ્રહ સંગીતની મદદમાં લઈ શકાય છે.

શાસ્ત્રીય સંગીતની શરૂઆતમાં આવતા અલંકારોમાંથી અમે અમુક અલંકારો પસંદ કર્યા છે, અને એમનો ક્રમ પણ નક્કી કર્યો છે, તે આ નિવેદનને અંતે મળશે. આ અલંકારોને પ્રાચીનોએ જે નામો આપ્યાં છે તે જ આપણે ચલાવીએ.

જેમ સંગીતમાં પ્રથમ શ્રવણ અને પછી ગાયન એ ક્રમ ઇષ્ટ છે તેમ ગાયનમાં પણ પ્રથમ સમૂહનું ગાયન અને પછી વ્યક્તિગત ગાયન એ ક્રમ અમે પસંદ કરીએ છીએ. ગાયન સાથેના તાલ શાસ્ત્રીય રીતે જાણી લેવા એ ભલે અઘરું હોય, પણ ગાયન સાથે અમુક તાલો સાચવવા એ અઘરું નથી. કયા કયા તાલો સહેલા છે, અને તેમાંયે સહેલાઅઘરાનો ક્રમ કયો, એ અમે નીચે આપીએ છીએ.

જે બાળકોમાં સ્વરો ગ્રહણ કરવાની શક્તિ પૂરતી નથી હોતી અને તેથી જેઓ સંગીતમાં કશી જ પ્રગતિ કરી શકતા નથી તેમને પણ સંગીતનાં વાદ્યો દ્વારા સંગીતનો પરિચય કરાવી શકાય છે. આમાં અમે સૌથી વધારે પસંદ કરીએ છીએ જલતરંગ. જલતરંગ જેવું બાળકોને માટે વિનોદનું બીજું સાધન નથી. કાચનાં કે ચીની માટીનાં પવાલાંમાં થોડું થોડું પાણી રેડી આપ્યું એટલે કામ ચાલ્યું. કેટલાંક અડપલાં બાળકો પાણી ઓછુંવત્તું કરવાનાં જ. અને વગર કહ્યે સ્વરના પ્રયોગો એમના હાથે થવાના. એ લાભ બાંસતરંગ કે ઘંટાતરંગમાં નથી મળતો; છતાં આ ત્રણે તરંગ એક જ કોટિના હોવાથી ગમે તે વાદ્યથી શરૂઆત કરી શકાય.

આજકાલ બધે વર્ગપદ્ધતિથી કામ ચાલતું હોવાથી ઓછાંવત્તાં શક્તિ અને ઉત્સાહવાળાં બાળકોને સાથે કેમ ચલાવવાં એ સવાલનો ઉકેલ પણ અહીં જ લાવવો જોઈએ. સૌથી હોશિયાર અથવા અસાધારણ શક્તિશાળી બાળકો તરફ વર્ગમાં ધ્યાન આપવાની જરૂર નથી હોતી. એમના તરફ ધ્યાન આપવાથી આખો વર્ગ બગડી જાય છે, અને એવાં બાળકો વર્ગમાં તો આખો વખત ધ્યાન પણ આપી શકતાં નથી. એઓ પોતાની સંભાળ પોતે જ લે એ યોગ્ય છે.

છેક પછાત છોકરાઓને પણ બીજા કારણસર એમ ને એમ છોડી દેવા જોઈએ. આખો વખત આપણે એમના તરફ ધ્યાન દઈએ તો એ બોજો એમનાથી સહન નથી થતો. થોડુંક અને ઇરાદાપૂર્વક કરેલું દુર્લક્ષ એમને આશીર્વાદ જેવું થઈ પડે છે. એટલે વર્ગનો પ્રધાન સૂર તો મધ્યમ કોટિના વિદ્યાર્થીઓનો જ હોવો જોઈએ. એમાં પણ કોઈ એક જ વિદ્યાર્થીને પસંદ કરીને એની ગતિએ ચાલવાની ભૂલ

અપાતું હોય તો જ વર્ગ ચાલવાનો. સંગીતમાં શ્રવણ એ મહત્ત્વની વસ્તુ હોવાથી એક વિદ્યાર્થી ગાતો હોય ત્યારે બાકીનાનો વખત નકામો નથી જતો. સરખા ચાલી શકે એવા વિદ્યાર્થીઓ પ્રથમ સાથે ગાય, પછી એકલા એકલા ગાય. આમ લાંબા વખત સુધી સંગીત ચાલે એટલે જે છોકરાઓને સંગીતનો જરાસરખો રસ નથી અથવા ભાન નથી તેઓ પણ સંગીતશક્તિ કંઈક કંઈક બતાવે છે. આ લાભ વર્ગમાંથી જ મળી શકે છે.

વાદ્યોમાં જલતરંગ, પટતરંગ, બાંસતરંગ, ઘંટાતરંગ, ઉપરાંત મંજીરા પણ વપરાય. પછી એમને વાંસળી અપાય. પણ તે પહેલાં બાળકની છાતીમાં કોઈ વિશેષ નબળાઈ નથી એની ખાતરી કરી લેવી જોઈએ. સહેજસાજ નબળાઈ હોય તો તે વાંસળી વગાડવાની કસરતને લીધે દૂર થાય છે. એ જ ગરજ રાગબદ્ધ સિસોટી વગાડવાથી પણ સરે છે. પણ કેટલાક લોકોનો અનુભવ એ છે કે સિસોટી વગાડવાથી કે વાંસળી વગાડવાથી ગાવાનું ગળું સુધરતું નથી પણ બગડી જવાનો ઘણો સંભવ રહે છે.

સૂરસોટા એ વાદ્ય અનેક રીતે ઉપયોગી છે. તંબૂરાની પેઠે એને સાચવવો અઘરો નથી. અને તાન પૂરવા માટે એનો ઉપયોગ સંપૂર્ણ છે.

નર્તન વગર ગાયનવાદનની પૂર્તિ નથી થતી. તાલ સાથેનું નર્તન એ મનુષ્યમાત્રને સહજ છે. બાળકોને તો એનો આનંદ સવિશેષ હોય છે.

સંગીત શીખવતી વખતે પ્રથમથી જ બાળકોની મુદ્રા પ્રસન્ન રહે એ તરફ ધ્યાન આપવું જોઈએ. ગમે તેવા ચાળા કરવાની ટેવ એની મેળે અથવા દેખાદેખીથી પડે છે તેથી આખું સંગીત બગડી જાય છે. ઘણા જૂના ઉસ્તાદો એ બાબતમાં અત્યંત અસંસ્કારી હોય છે. અથવા ખોટા સંસ્કારોને જ ખાસ ખૂબી માનવાની તેઓ ભૂલ કરે છે. હાવભાવ એ સંગીતનું કેટલેક ઠેકાણે આવશ્યક અંગ મનાયું છે. પણ બાળકો માટે તો તે ન જ હોય. હાવભાવમાં જેટલો સંયમ વધારે તેટલા તે ખીલી નીકળે છે. વધારે પડતા હાવભાવ વિદૂષક જેવી અસર કરે છે, અથવા જુગુપ્સા પણ ઉત્પન્ન કરે. નવી કેળવણીમાં હાવભાવના સંયમ તરફ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. જેમ સંગીતમાં તાનની પ્રતિષ્ઠા ઓછી થવા લાગી છે તેમ હાવભાવ પણ લોકોને હવે ગમતા નથી અને તે બરાબર છે.

બાળકેળવણીમાં વ્યાયામ સાથે સંગીત રાખવાથી બન્ને એકબીજાને પોષક બને છે. અને તાલબદ્ધ સંગીત મગજને અત્યંત પૌષ્ટિક હોવાથી સહેજ વધારે પડતો વ્યાયામ થઈ જાય તોયે એની માઠી અસર થતી નથી. વ્યાયામની દૃષ્ટિએ પણ સંગીત ઘણું ઉપયોગી છે.

# રમત અને કસરત

બુકર ટી વૉશિંગ્ટને પોતાના જીવનચરિત્રમાં લખ્યું છે કે નાનપણમાં એમને મેદાની રમતો રમવાની તક ન મળી એ એમના જીવનમાં ભારેમાં ભારે ખામી રહી ગઈ છે. તેઓ મોટા થયા પછી એક પૃચ્છકે એમને પૂછ્યું કે નાનપણમાં તમે કઈ રમતો રમતા હતા? ત્યારે જ એમને ખબર પડી કે એમનું બાળપણ રમતવિહોણું જ ગયું છે. આટલી વિગત વાંચ્યા પછી એમની ટસ્કગી સંસ્થાના દૈનિક કાર્યક્રમમાં રમતોને કેટલું સ્થાન એમણે આપ્યું છે એ સહેજે તપાસવાનું મન થયું. તપાસતાં આશ્ચર્ય થયું કે એમની સંસ્થાના સમયપત્રકમાં રમતોને સ્થાન જ ન હતું. આજે પણ તેવી જ સ્થિતિ છે કે શું એ હું જાણતો નથી પણ ઉપરની બિના આશ્ચર્ય પમાડે એવી છે ખરી. પણ એનું કારણ છે. જે સંસ્થામાં નામનો નહીં પણ ખરેખરો ઉદ્યોગ અખંડ ચાલે છે તે સંસ્થામાં વિદ્યાર્થીઓને ઉદ્યોગ મારફતે જ હાથ હલાવવાનો પૂરતો આનંદ મળી રહે છે. ખેતી જેવા ઉદ્યોગમાં જ્યારે ઘણા લોકો એકસામટા કામે ચડે છે અને કામની હરીફાઈ સ્વેચ્છાએ એમાં ચાલે છે ત્યારે રમત જેટલો જ આનંદ આવે છે. ઘાસની ઊંચી ઊંચી ગંજીઓ ગોઠવતી વખતે ખેડૂતો કામ કરતા જાય, વચમાં વચમાં ગાતા જાય અને હસતા જાય એ જેણે જોયું છે તેને જ એ આનંદનો કાંઈક ખ્યાલ આવી શકે. મકાનોમાં છો કરતી વખતે જે ટીપણી ચાલે છે એમાં પણ વધારે નહીં તો રમત જેટલો આનંદ તો જરૂર મળે છે. અને એ તાલબદ્ધ હોઈ લાંબા વખત સુધી પહોંચે એ વળી વિશેષ.

આમ ઉદ્યોગ મારફતે જ શરીરને કસરત અને વિનોદ મળતો હોવાથી ઉદ્યોગ-પ્રધાન સંસ્થાઓમાં કસરતરમત તરફ બેદરકારી રહે તો મોટું નુકસાન નથી થતું. છતાં મારો દૃઢ અભિપ્રાય છે કે ઉદ્યોગ કરીને થાકી જતા હોય તોયે બાળકોને અને યુવાનોને કસરતરમતની આવશ્યકતા રહે જ છે.

બે કલાકનો ઉદ્યોગ એ ઉદ્યોગ જ નથી. મનમાં ઉદ્યોગનો અણગમો હોય તો બે કલાકમાં માનસિક થાક જરૂર ચડે પણ તેટલાથી શરીરની કસરતની ભૂખ ભાંગતી નથી. અને રમતો એ કંઈ ફક્ત શારીરિક કેળવણી માટે જ નથી હોતી. રમતો મારફતે ભારેમાં ભારે માનસિક અને નૈતિક કેળવણી મળે છે. રમતોમાં જે હસાહસ ચાલે છે તેથી મન પરનો ભાર હળવો થઈ જાય છે. રમતોના ઉત્સાહમાં નાનપણની મૈત્રીઓ દૃઢ થાય છે. સ્વયંસ્ફૂર્તિ સાથે મનની ઉદારતા પણ કેળવવી શક્ય થાય છે અને સામાજિક જીવનના કેટલાયે સિદ્ધાંતો અને નીતિઓ રમત દ્વારા ઘડાય છે. એટલા માટે છાત્રાલયોમાં સ્વાશ્રય અને ઉદ્યોગ હોય તોયે

રમતોને સ્થાન તો હોવું જ જોઈએ. ભલે એને વખત ઓછો હોય અથવા અઠવાડિયામાં ચાર દિવસ જ રમાતું હોય, પણ રમતનું વાતાવરણ તો જોઈએ જ. રમતોમાં મરદાની અથવા મેદાની રમતોનો જ સમાવેશ કરવો જોઈએ. પાનાં, શેતરંજ, સોગઠાં, ગંજીફા વગેરે બેઠી રમતો એ રમતો જ નથી. માંદા, ગાંડા અને નિરાશ થયેલા લોકોને માટે (મદ્રાસીઓ કહે છે તેમ) એ 'कालक्षेपम्' છે. કેટલાક બહુ સારા કર્તવ્યનિષ્ઠ સેવકો પણ એમાં ભાગ લેતા દેખાય છે એટલાથી એ પ્રવૃત્તિ સુંદર કે ઉપયોગી નથી ઠરતી.

મેદાની રમતોમાં કેટલીક કૌશલ્ય વધારનાર હોય છે, કેટલીક શારીરિક શક્તિને કસનાર હોય છે, જ્યારે કેટલીકમાં હુમલા અને બચાવની ક્ષાત્રવૃત્તિ જ વધારે હોય છે. આ ત્રણે જાતની રમતોને છાત્રાલયમાં સ્થાન હોવું જોઈએ. અહિંસાને નામે મેદાની રમતો બંધ કરવાની ભૂલ કોઈ ન કરે. લડવાની વૃત્તિને રમતોમાં અવકાશ આપવાથી દિલદારપણું વધે છે અને ઝઘડાળુપણું કાંઈક ઓછું જ થાય છે. મેદાની રમતોમાં પણ લલિતકળા જેટલી જ સંસ્કારિતા છે એ નાજુકબદન લોકો ભલે ન સ્વીકારે પણ તે તદ્દન સાચી વાત છે.

લાઠી, લકડી, બોથાટી, ઢાલપટા, મલખમ, કુસ્તી વગેરે કેળવવાથી આપણે મહાયુદ્ધો જીતી શકવાના છીએ એમ થોડું જ છે! પણ સ્ફૂર્તિ, આત્મવિશ્વાસ અને ઉત્સાહ કેળવવામાં એ વસ્તુનો ઉપયોગ ઘણો છે.

યુવાવસ્થાના વિકારો પર વિજય મેળવવા માટે નૈતિક ઉપદેશની જ્યાં અસર નથી થતી ત્યાં વ્યાયામ અને લડાયક રમતોથી ઘણી વાર લાભ થાય છે. યુવાનોનું સંગઠન કરવામાં, એમનામાં સેવાભાવ કેળવવામાં, શોધખોળ માટેનું રખડાઉપણું ઉત્પન્ન કરવામાં રમતકસરતનો ઉપયોગ ઘણો છે. સંઘકાર્યની તાલીમ એ પણ આવી પ્રવૃત્તિનું આવશ્યક અંગ ગણાવું જોઈએ. પર્યટનો, યાત્રાઓ, સ્વાશ્રયી વનભોજનો, અમુક કલાકની અંદર ઝૂંપડાં બાંધવાં, તંબૂ ઠોકવા, ખાઈઓ ખોદવી, માલ ઊંચકીને લઈ જવો, માંદાઓની ડોળીઓ દવાખાને પહોંચાડવી વગેરે રમતોને છાત્રાલયમાં અવશ્ય સ્થાન હોવું જોઈએ. ગામડાંની રમતોમાં સૂઝ, સમયસૂચકતા, સ્ફૂર્તિ અને શીઘ્રનિશ્ચયના ગુણો સરસ કેળવાય છે.

એ આખું ક્ષેત્ર નવેસર ખેડવાની જરૂર છે. છાત્રાલયો જો ઉનાળાના દિવસોમાં ગામડાંઓમાં જઈને મહિનો રહી જાય તો આ બાબતની સુંદર આપલે થઈ શકે એમ છે.

# કસરત અને કવાયત

કેટલાક વિષયો સહેજસાજ જાણીએ તો બસ છે. જ્યારે કેટલાક વિષયો એવા તો કેળવવા જોઈએ કે એની અસર આખા જીવન પર હંમેશને માટે થાય.

મધ્યમવર્ગના યુવાનોની તંદુરસ્તી એ એક મોટો ચિંતાનો વિષય છે જ. પણ તેમાંય સામાન્ય રીતે તંદુરસ્ત ગણાતા યુવાનોની કેડની ઢીલાશ એથીયે વધુ ચિંતા ઉપજાવનારી છે. બેઠાડુ જીવનનો શોખ વધી ગયો છે. એમાં જ કાંઈક પ્રતિષ્ઠા પણ આવી ગઈ છે. પરિણામે શારીરિક કામ કરવા તરફ, દોડવા-કૂદવા તરફ જ્યાંત્યાં અરુચિ દેખાય છે. છેલ્લાં દસ વર્ષમાં અખાડાઓની પ્રવૃત્તિને લીધે આ સ્થિતિમાં કાંઈક ફેર પડયો છે ખરો પણ હજી એ સાર્વત્રિક થયો નથી. લાંબી કૂચ કરવી અને પૂરજોસમાં દોડવું એ પ્રાણીમાત્રનો દેહધર્મ હોવો જોઈએ. એમાં જ શારીરિક સ્ફૂર્તિ અને દીર્ઘાયુષ્ય રહેલાં છે. આપણે બીજી કસરત ગમે તેટલી કરીએ, સ્નાયુઓ અને ફેફસાંને ગમે તેટલાં કેળવીએ પણ આપણી તાકાત અને આપણી સહનશક્તિ, આપણો જુસ્સો અને આપણું ખડતલપણું આપણી કેડમાં રહેલાં છે. એ કેડ જો ભાંગી ગઈ તો બાકી બધું વ્યર્થ છે. એ કેડને ટટાર કરવા માટે ઠીકઠીક અંગમહેનત કરવી જોઈએ. દોડવું, કૂદવું, પાણીમાં તરવું, લાકડાં ફાડવાં, જમીન ખોદવી એવાં એવાં કામો કલાકો સુધી કરવાની ટેવ હોય એ જરૂરનું છે.

આપણી કેળવણીની સંસ્થામાં વિષય વધારવાનો લોભ આપણે છોડી શકતા નથી. પરિણામે બધા જ વિષયોને સમયનો ભૂખમરો વેઠવો પડે છે. કેટલાક લાડકા અને પ્રતિષ્ઠિત વિષયો પ્રમાણ બહાર વખત રોકે છે. અને બાકીના વિષયો મંદિરના પ્રસાદની પેઠે સમયનો નાનકડો કકડો લઈને પોતાને ઠેકાણે બેસી જાય છે. સેવાદળની તાલીમના ક્રમમાં કવાયત, કસરત અને વ્યાયામનો પૂરતો વખત રાખ્યો છે એ બહુ સારું કર્યું છે. પ્રથમ પ્રથમ યુવાનોને અને યુવતીઓને એ હાડમારી જેવું લાગે પણ એમની શક્તિ જ્યારે અદ્ભુત રીતે વધશે, ધાર્યું કામ કરવાનો આત્મવિશ્વાસ જ્યારે એમનામાં પ્રગટ થશે અને જીવાદોરી લંબાયાની ખાતરી થશે ત્યારે તેઓ તાલીમના કામમાં કસરતકવાયતને અપાયેલું સ્થાન કૃતજ્ઞતાપૂર્વક સંભારશે. બૌદ્ધિક ગણાતા વિષયો આજ સુધી આપણે ખૂબ કેળવ્યા. પરિણામ આપણે જોઈએ છીએ. હવે આપણે તમામ તેજસ્વિતાના આધારરૂપ અંગમહેનતને પ્રતિષ્ઠિત અને પૂરતું સ્થાન આપીએ.

# વ્યાયામ અને આરોગ્ય

મહારાષ્ટ્રની એક વ્યાયામશાળા તરફથી પૂછવામાં આવેલી વ્યાયામવિષયક પ્રશ્નાવલિના કાકાસાહેબે જે જવાબ આપ્યા છે તેમાંથી કેટલાક મહત્ત્વના સવાલજવાબ નીચે આપ્યા છે:

સ૦ — વ્યાયામ શા માટે અને કોણે કરવો?

જ૦ — ખેડૂત, ઓડ, કઠિયારા, ખારવા વગેરે લોકોને વ્યાયામની જરૂર નથી હોતી. જે લોકોનું જીવન કૃત્રિમ અને નિસર્ગવિરુદ્ધ બની ગયું છે (અને એવાઓની સંખ્યા ઘણી જ મોટી છે.) તેવાઓને સારી રીતે જીવવું હોય તો તેમને સારુ વ્યાયામ જરૂરની વસ્તુ છે.

સ૦ — વ્યાયામ એટલે શું?

જ૦ — કૃત્રિમ જીવનને લીધે શરીરને જે કાટ ચડે છે તે કાઢવો અને શરીર મારફતે જે કામો થવાં જોઈએ એ કામો કરવાની લાયકાત ટકાવી રાખવી એનું નામ વ્યાયામ.

સ૦ — બ્રહ્મચર્ય એટલે શું અને તેનો ભંગ કઈ કઈ વસ્તુઓથી થાય છે?

જ૦ — સર્વ ઈન્દ્રિયો અને મન પોતાના તાબામાં રાખવાં અને વાસનાઓને વશ ન થવું એનું નામ બ્રહ્મચર્ય. બ્રહ્મચર્યની શરૂઆત વાણીથી થવી જોઈએ. અપવિત્ર, અશુદ્ધ અથવા ગંદી ભાષા ન બોલવી. નિરર્થક લખવું નહીં. વિશેષણો વિચારી વિચારીને જ વાપરવાં. મનને ઉકરડો ન બનાવતાં એનું મંદિર બનાવવું. એટલે બ્રહ્મચર્ય સિદ્ધ થવા માંડે છે.

જેણે જિહ્વાલૌલ્ય, લોભ અને ક્રોધ ઉપર વિજય મેળવ્યો નથી તે બ્રહ્મચારી ખસૂસ નથી. 'मरणं बिन्दुपातेन जीवनं बिन्दुधारणात्' એ ઋષિની વાણી સર્વ પ્રસંગને માટે સાચી છે. આ નિયમમાં અપવાદ દાખલ કરનાર શાસ્ત્ર નથી પણ માણસની દુર્બળતા છે. સ્વપ્નાવસ્થા થાય એ કદાચ ચાલે, પણ શૃંગારિક વિચાર મનમાં ઘોળાય એ તો નર્યું ઝેર છે. પોતે રૂપાળો દેખાવાની ઈચ્છા મનમાં રાખીને અથવા રૂપ કાઢીને પણ જે પોતાને બ્રહ્મચારી કહેવડાવે છે તે દંભી, મિથ્યાવાદી છે. સ્વચ્છતા, વ્યવસ્થા અને શરીરનું આરોગ્ય એ ઉપરાંત જો કંઈ સૌંદર્ય બાકી રહેતું હોય તો તે સદાચારનું જ છે. કોઈના પણ શરીરના સ્પર્શની ઈચ્છા કરવી એ અપવિત્ર છે એ વાત આજે ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે.

સ૦ — દીર્ઘાયુષ્યનો આધાર શાની ઉપર છે?

જ૦ — મહેનતુ જિંદગી, સાદી રહેણી, મસાલા ન ખાવા, વિષયસેવનનું ચિંતન ન કરવું, નિરંતર સ્વાર્થવિમુખ રહેવું, અતિચિંતા ન કરવી, ગાઢ નિદ્રા, છૂટી હવા, સ્વચ્છ પાણી અને પરોપકારી જીવન એટલી વસ્તુઓ સંભાળીને રહેતાં જેટલું આયુષ્ય મળે તે જ દીર્ઘાયુષ્ય.

સ૦ — લંઘનનું આરોગ્યની દૃષ્ટિએ શું મહત્ત્વ છે? મહિને અથવા પંદર દહાડે એકાદ ઉપવાસ કરવો સારો ખરો?

જ૦ — હિત અને મિત આહાર કરનાર ચડતા લોહીવાળા જુવાનને લંઘનની કશી જ જરૂર નથી. છતાં દિવસમાં બે વાર સ્નાન, મહિનામાં બે વાર લંઘન અને વરસમાં બે વાર જુલાબ એ નીરોગી રહેવાની વીમા-ફી છે.

સ૦ — આનંદી વૃત્તિ આરોગ્યદાયક છે એ કેવી રીતે?

જ૦ — આનંદી વૃત્તિ એટલે રંગીલાપણું નહીં. ટીખળી માણસ સૌથી ઓછો આનંદી હોય છે. સભ્યતાનું દેવાળું કાઢીને જે લોકો આનંદી થવા માગે છે તેઓ દયાપાત્ર ભિખારીઓ છે. સમાધાન (સંતોષ) અને ચિત્તની પ્રસન્નતા એટલે જ આરોગ્ય. નિસર્ગના શબ્દકોશમાં આ જ અર્થ મળશે.

સ૦ — શરીર નીરોગી છે એની નિશાની શી?

જ૦ — માણસ પોતાના શરીરને ભૂલી શકે છે ત્યારે જ તે નીરોગી હોય છે.

સ૦ — બ્રહ્મચર્યને વિઘાતક એવા વિચારોને શી રીતે રોકવા?

જ૦ — રોગી પથ્યની બાબતમાં આનાકાની કરે એ તો ન જ ચાલે. જેનું બ્રહ્મચર્ય ઢીલું થયું છે, જેને સ્વપ્નાવસ્થા થાય છે એવા યુવાને શરમના માર્યા કે મોહથી નીરોગી માણસનું અનુકરણ ન કરવું. નાટક, સિનેમા, નવલકથાઓ, અમુક પ્રકારનાં કાવ્યો – એ બધું તેણે પોતા પૂરતું વર્જ્ય સમજવું જોઈએ. વિષયસેવનની માનસપૂજા જે દૂર કરે તેને બ્રહ્મચર્ય સિદ્ધ થવું જ જોઈએ. જેને જાગતો હોય ત્યારે ફુરસદ જ ન હોય, જે નિરંતર કામમાં હોય તેની પાસે કામ આવી શકતો નથી. કામનું ઔષધ કામ છે.

પોતાના મનુષ્યત્વની કિંમત જે જાણે છે, જેની મહત્ત્વાકાંક્ષા શુભ અને અમર્યાદ હોય છે તેને જ બ્રહ્મચર્યવિરોધી વિચારોની ખરા મનથી ચીડ હોય છે. સામાજિક પ્રતિષ્ઠા સાચવવા માટે વિષયની વાતો પ્રત્યે તિરસ્કાર બતાવવો શા કામનો? નઠારા લોકોની સોબત છોડી દેવાની અને તેને લીધે જે કંઈ અડચણ વેઠવી પડે તે વેઠવાની અથવા લાભ જતા કરવા પડે તે જતા કરવાની હિંમત આપણે કેળવવી જ જોઈએ. જે માતૃભક્ત હોય તેણે સર્વકાળ પોતે માતાના સાંનિધ્યમાં છે એવી ભાવના કેળવવી. સદાચરણી દેશભક્તો અને સાધુસંતોનું ચિંતન કરવું. દરેક વખતે ઈશ્વરની દીન થઈને પ્રાર્થના કરવી. येथें झाली नाहीं कोणाची निराश। आल्या याचकास कृपे विशीं ।

સ૦ — માણસ માંદો પડે છે એનું મુખ્ય કારણ શું?

જ૦ — મુખ્ય કારણ જિહ્વાલૌલ્ય.

સ૦ — ઊંઘ કેટલી લેવી ? સવારે વહેલા ઊઠવાથી ફાયદો શો ?

જ૦ — નીરોગી માણસે એકી ઊંઘે જેટલી ઊંઘ મળે તેટલી જ લેવી. પરોઢની ગુલાબી ઊંઘ બ્રહ્મચર્યની શત્રુ છે. દિવસની પવિત્ર ક્ષણ તે ઉષ:કાળ, તેને માણસ તમોગુણમાં કેમ ગુમાવે ? સામાન્યપણે સાત કલાકથી ઓછી ઊંઘ ન લેવી.

સ૦ — દિવસે ઊંઘવાથી અને રાત્રે ઉજાગરો કરવાથી શું નુકસાન ?

જ૦ — દિવસે ઊંઘીને રાત્રે જાગનાર માણસ નિશાચર રાક્ષસ બને છે. ફેર એટલો જ કે રાક્ષસો જોરાવર, વીર્યવાન હોય છે. આ નિર્વીર્ય અને નટ બને છે. બપોરે અર્ધો કલાક ઊંઘવાથી કેટલાક લોકોને ફાયદો જણાય છે.

સ૦ — દિવસના ભોજન કરતાં ખાસ કરીને રાતનું ભોજન પરિમિત શા સારુ હોવું જોઈએ ?

જ૦ — રાતે વધારે અને મોડા જમવાથી ઊંઘ બગડે છે. થોડી ઊંઘ બસ થતી નથી, મૂત્રાશય અને મળાશયનો દાબ બેની વચ્ચે રહેલા વીર્યકોશ પર પડે છે. તેથી આ ટેવવાળાઓને સ્વપ્નાવસ્થા થાય છે. રાતે બધી જ ઇંદ્રિયોને આરામ લેવાનો હોય છે, ખાસ કરીને પેટને (હોજરીને) આરામની બહુ જરૂર હોય છે.

સ૦ — વ્યાયામ કરનારને વિશેષ ખોરાકની જરૂર છે ખરી ?

જ૦ — હિંદુસ્તાનના તમામ લોકોને દૂધ, ઘી, ઘઉં, ચોખા અને શાકભાજી નિયમિત અને પેટપૂરતાં મળવાં જોઈએ. એને જ માટે સ્વરાજની હિલચાલ છે. મહેનતમજૂરી કરનાર માણસને પૂરતો પૌષ્ટિક આહાર મળતો નથી એ એક જ કારણને માટે સામાજિક વ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થા બને તેટલી જલદી બદલવી જોઈએ.

સ૦ — આંખ અને દાંત શાને લીધે બગડે છે અને એની સંભાળ કઈ રીતે લેવાય ?

જ૦ — આંખો ઉજાગરાથી, ગીચ ટાઈપની ચોપડીઓ વાંચવાથી, પથારીમાં સૂતા સૂતા છાતી પર ચોપડી લઈને વાંચવાથી, ઓરડીમાં જ બેસી રહેવાથી, હસ્તદોષથી, મુંબઈ જેવા શહેરમાં રહેવાથી, ગરમીમાં ઉઘાડે પગે ચાલવાથી, શિયાળામાં પગનાં તળિયાં શેકવાથી, અને સ્ત્રીઓનું સૌંદર્ય નીરખીને જોવાથી બગડે છે. આંખોની સંભાળ નીચેની રીતે લેવી :

રોજ બને એટલા વધારે વખત સુધી દૂર ક્ષિતિજ તરફ જોઈ રહેવું. ઝાડ, પાન, ફૂલનું દર્શન કરવું. રાતે ચન્દ્ર અને તારા તરફ જોઈ રહેવું, ત્યાં અચૂક સાત્ત્વિક સૌન્દર્ય મળશે. આકાશમાંના તારાઓની ઓળખ કરી લેવી. રોજ ઊઠતાંવેંત મોઢું ધોઈને (કપાળ, નાક વગેરે સાફ ધોઈને) પછી સ્વચ્છ પાણીથી ભરેલ ત્રાંબાકૂંડીમાં અથવા ડોલમાં માથું ડુબાવીને (બેશક આ વખતે શ્વાસ રોકી રાખેલો હોય; એટલે નાકમાં પાણી નહીં જાય.) અને આંખો ઉઘાડમીંચ કરીને અને માથું હલાવીને પાણીને આંખોની માલિશ કરવા દેવી. આથી આંખો સ્વચ્છ અને તેજસ્વી થાય છે. નદી

કે તળાવમાં તરતાં પાણી સ્વચ્છ હોય ત્યારે થોડો વખત આંખ ઉઘાડીને પાણીની અંદર તરવું. આ પ્રયોગ આંખને અત્યંત પૌષ્ટિક છે. આંખે તેલ ચોળવું, પગને તળિયે ગાયનું ઘી ચોળવું, ઉજાગરા ન કરવા, વગેરે ઉપાયો છે જ. આંખોમાં ત્રિફળા કે હરડેનું વસ્ત્રગાળ ચૂર્ણ કોઈ કોઈ લોકો ઘાલે છે. કાજળ, સુરમા વગેરે વસ્તુઓથી ફાયદો થાય છે એવો અનુભવ હોય તો ઔષધ તરીકે જોઈએ તો એનો ઉપયોગ કરવો પણ એ માત્ર સૂતી જ વખતે; સમાજમાં ફરતાં તે દેખાવાં ન જોઈએ.

હવે દાંત વિશે : દાંત બગડવાનું મુખ્ય કારણ ગંદાપણું. ચા જેવાં ગરમ ગરમ પીણાં, મદ્યસેવન, બિસ્કિટ જેવા લોટવાળા પદાર્થ, ખાંડ એ પદાર્થો પણ દાંતના શત્રુ છે. અપચાથી તો દાંત સાવ નકામા થઈ જાય છે. અપચો થાય એટલો જે માણસ ખાઉધરો અથવા બેદરકાર હોય છે તેના દાંત પાડી નાખવા એ નિસર્ગદેવતાને અપરિહાર્ય લાગે છે. ઉજાગરા, વિષયસેવન, ગરમ મસાલા એ પણ દાંત બગડવાનાં કારણો છે. ચુંબનથી પણ દાંત બગડે છે. અનુભવી લોકોને આ વાત ગળે ઊતરે એવી છે. બિચારાં નાનાં નાનાં બચ્ચાંને ચુંબનનું સુખ કશું નથી હોતું; માત્ર ઘણી વાર જુદા જુદા રોગોના ભોગ થવું પડે છે ખરું. દાંતની સંભાળ માટે અલ્પાહાર, રાત્રે ન ખાવું, ઉજાગરા ન કરવા, મસાલા ન ખાવા, દાંતનાં પેઢાં ફૂલે કે ઉઘડે એવું કશું ન કરવું, કંઈ પણ અને ગમે ત્યારે ખાધા પછી સ્વચ્છ પાણીના કોગળા કરવા, અને સૂતાં પહેલાં બાવળ કે લીમડાનું દાતણ લઈ દાંત ઘસવા, (આખી રાત દુર્ગંધ મોંમાં જામવા ને કોહવા દેવી અને એથી થતો બધો બગાડ પૂરો થયા પછી સવારે ઊઠીને તેને રજા આપવી એમાં કશું ડહાપણ નથી.) દાંત ઘસતાં દાંત વચ્ચેની ફાટમાંથી કચરો નીકળી જાય એ રીતે પેઢાંથી દાંતના છેડા સુધી દાંત ઘસવા, વચ્ચે વચ્ચે મીઠાના પાણીના કોગળા કરવા (દાંતના બધા રોગ ઉપર આ રામબાણ ઉપાય છે), તાજાં શાક સારી પેઠે ખાવાં (શાક ન ખાવાથી અને શરીરમાં ગરમી થવા દીધાથી સ્કર્વી, સ્પ્રુ અને પાયરિયા જેવા ભયંકર રોગ થઈને મરવાનો વખત આવે છે, અથવા ડૉક્ટરને પગે લાગીને દાંત પડાવવા પડે છે. અતિ ઉષ્ણ અથવા અતિશય ઠંડું કશું ન ખાવું, નાહતી વેળા, દાંત ઘસતી વખતે આંગળીથી પેઢાં અંદરથી તેમ જ બહારથી જોરથી ઘસવાં (આને લીધે પેઢામાં રુધિરાભિસરણ ઉત્તમ થઈને દાંતનાં મૂળને જોર મળે છે.), દાંત ઘસતી વખતે અંદરથી, બહારથી અને ઉપરથી એમ ત્રણે બાજુથી દાંતને સાફ કરવા, લોટવાળા પદાર્થ ખાવા હોય તો દાંતમાં ચોંટી રહેલો લોટ સાફ કરી નાખવો, અને ખાવામાં ચણા, વટાણા, ભાખરી વગેરે કઠણ પદાર્થ હમેશાં વાપરવા, વગેરે ઉપાય નિયમિત રીતે લેવાથી દાંત સારા રહે છે, એટલું જ નહીં પણ સાધારણ રીતે બગડેલા દાંત પણ સારા થાય છે. દાંત ઉપર જે પોપડા અથવા થર બાઝે છે તે કાઢીએ તો દાંત નબળા પડે છે એમ કેટલાક લોકો માને છે તે ભૂલભરેલું છે. આ પોપડા પેઢાંને ધીમે ધીમે પાછાં હઠાવીને દાંતનાં મૂળને ઉઘાડાં પાડે છે, અને તેને લીધે દાંત કોવાઈને બહુ જલદી સ્થાનભ્રષ્ટ થાય છે. દાંતમાં ટાંકણી,

સોય અથવા સાવરણીની સળી કદી પણ ન ઘાલવી. એને લીધે દાંતમાં ઝેર પેસે છે. દાંત ખોતરવાને સારુ ઉત્તમ વસ્તુ તે કડવા લીમડાની સળી છે. તે ઝીણી, નરમ અને પૂરતી મજબૂત હોય છે. બરુની કોરી કલમ પણ ચાલે. કાનખોતરણાની જોડે બેસાડેલું દાંતખોતરણું મેલું ન હોય તો કદાચ ચાલે. માત્ર દાંત ખોતરી ખોતરીને ઢીલા કરવા અથવા ઉઘાડા કરવા એ નુકસાન કરનારું છે. અપચો ન થવા દેવો. મીઠાના પાણીના કોગળા કરવા અને રાતે સૂતા પહેલાં દાંત સાફ કરવા એ સૌથી અગત્યનું છે. દાંતનું બ્રશ વાપરવાથી દાંત સ્થૂલ રીતે સાફ થાય છે ખરા, પણ બ્રશ એ જાનવરના શિંગડાના કૂચાના રેસાનું બનાવેલું હોવાથી તે સૂક્ષ્મ રીતે કોહવા લાગે છે, એમાં અસંખ્ય રોગજંતુઓ રહે છે, દાંતનાં મૂળમાં સડો પેસે છે, અને દાંતમાં નવા નવા રોગો પણ થાય છે. બ્રશ વાપરનારાઓએ દરેક વખતે બ્રશ પુષ્કળ પાણીમાં ધોવું અને લાંબો વખત તડકામાં મૂકી રાખવું જોઈએ.

સ૦—આપણા શરીરમાં રોગને રોકનારી શક્તિ છે ખરી? એને શી રીતે વધારાય?

જ૦—છે. બ્રહ્મચર્ય, પવિત્ર રહેણી, શુદ્ધ વિચાર અને ષડ્રિપુનું દમન એટલાથી એ શક્તિ અમર્યાદપણે વધારી શકાય છે.

સ૦—મારુતિઉપાસનાનું મહત્ત્વ શું?

જ૦—મારુતિ આદર્શ બ્રહ્મચારી, વજ્રાંગબલિ, બુદ્ધિમતાં વરિષ્ટ મુત્સદ્દી, કાર્મૈકનિષ્ટ પરમભાગવત, શક્તિ એ ભક્તિની દાસી હોવી જોઈએ એમ માનનાર, કોઈ પણ જાતના ઈનામની, વાહવાહની, ચાંદખિતાબની અપેક્ષા ન રાખનાર હતો, તેથી શ્રીરામચંદ્ર નિજધામ જતી વખતે હનુમાનને પોતાના વાઈસરૉય તરીકે માનવી-દુનિયામાં પાછળ મૂકી ગયા. ઉપાસના એટલે એના ગુણ આપણામાં આણવાનો ભગીરથ પ્રયત્ન. એ જ ઉપાસનાનું માહાત્મ્ય. ગૂઢ ધાર્મિક અર્થમાં મારુતિઉપાસના એટલે પ્રાણાયામ.

સ૦—ગ્રામ્ય અને અશ્લીલ વિનોદથી શી હાનિ થાય છે?

જ૦—જે માણસ ગ્રામ્ય અને અશ્લીલ વિનોદ કરે છે તે એ વિનોદથી જ બીજાઓને સૂચવે છે કે મને સંભાવિત સમજશો નહીં, સભ્યતાની ઢાલ નીચે અસભ્ય અને હૃદય છે તેને ઓળખજો. ગ્રામ્ય અને અશ્લીલ વિનોદથી સરસ્વતીનું અપમાન થાય છે. સૌથી મોટો સાંસર્ગિક રોગ તે અશ્લીલ વિનોદ. એમાં સાંભળનારનું પણ અપમાન થાય જ છે. ગ્રામ્ય, અશ્લીલ વિનોદથી હલકટ વૃત્તિ હાડમાંસમાં અને લોહીમાં પેસે છે. સાત વર્ષના સતત પ્રયત્નથી જ એવું શરીર શુદ્ધ થવાનો સંભવ રહે છે. એવા વિનોદને લીધે વીર્યસ્ખલન પણ થાય છે.

સ૦—અશક્ત અને દુર્વ્યસની મિત્ર પ્રત્યે વ્યાયામ કરનારનું કર્તવ્ય શું?

જ૦—વ્યાયામ કરનાર પોતે વ્યસનથી અલિપ્ત અને શક્તિમાન છે એમ માનીને આ સવાલ પુછાયો છે. પોતાને સુરક્ષિત રાખીને મિત્રને વ્યસનમાંથી છોડાવવાનો પ્રયત્ન કરવો. અશક્ત હોય તેની ફજેતી કે અવહેલના ન કરતાં તેને

શુદ્ધ જીવનની અને વ્યાયામની લેહ લગાડવી. મિત્રના દોષ આપણી શક્તિની હદ બહાર પહોંચ્યા હોય તો હૃદયમાં મિત્રતા કાયમ રાખીને અથવા વધારીને તેના સહવાસનો ત્યાગ કરવો. અને જરા પણ ખરખરો કે પશ્ચાત્તાપ જણાતાં જ તેની મદદે દોડવું. આનું જ બીજું નામ અસહકાર. એક વાર જેને આપણે મિત્ર કહ્યો તેનું ભૂંડું ન તાકવું, તેના શત્રુ ન બનવું અને તેનો સદાનો ત્યાગ ન કરવો. દુર્વ્યસની માણસના હૃદયમાં પણ રામ જ વસે છે એ ધ્યાનમાં રાખીને વર્તવું. એવા મનુષ્યનો આત્મા એ લંકામાં કેદ પડેલી સીતા છે.

સ૦–સ્ત્રીઓના સવાલ વિશે તમે શું કહો છો?

જ૦–સ્ત્રીઓના આરોગ્ય વિશે કે સુખસગવડ વિશે વિચાર કરવાની આપણા લોકોને ટેવ જ નથી; એટલું જ નહીં પણ એમ કરવું એ સ્ત્રીયાળુપણાનું લક્ષણ ગણાય છે. સ્ત્રીઓને પેટે જન્મ લેતાં આપણને શરમ નથી આવતી, સ્ત્રીઓ પાસે આપણાં સુખસગવડને સારુ કામ કઢાવતાં આપણને સારું આવડે છે. પણ એમનાં સુખદુ:ખને વિશે ચિંતા કે સંભાળ રાખવી આપણને અનાવશ્યક અથવા નાનમભરેલી લાગે છે! આ સ્થિતિમાં ન્યાય નથી. એમાં અધર્મ છે, અને અધર્મનો નિયમ એવો છે કે અધર્મ કરનાર અને અધર્મ સહન કરનાર બંનેને એનાં ફળ સરખાં જ ભોગવવાં પડે છે, બંને સરખા પડે છે. પચીસ વર્ષ પહેલાં મધ્યમવર્ગનાં કુટુંબોમાં પુરુષોના પ્રમાણમાં સ્ત્રીઓ કંઈ બહુ માંદી પડતી નહીં. આજે દરેક ઘરમાં સ્ત્રીના નામની દવાની બાટલી હોય જ છે. સ્ત્રીઓ તરફ દુર્લક્ષ કર્યાથી તેમનો સ્વભાવ સંકુચિત થાય છે અને તેનો જ ચેપ છોકરાંને લાગે છે. પરાક્રમ કરવાની પ્રેરણા સ્ત્રીઓ તરફથી તો મળવાની નથી જ એવી સ્થિતિ થઈ છે.

ઘણાંખરાં કુટુંબોમાં છોકરીઓને નાનપણમાં પૌષ્ટિક આહાર નથી મળતો, સંભાળપૂર્વક એમને ઉછેરવામાં આવતી નથી; પછી મોટપણે ધાકમાં દિવસ કાઢવા, કામનો રગડો, અને પ્રજાનો ભાર એ ત્રિવિધ દોષથી સ્ત્રીઓ નિચોવાઈ રહી છે. ક્યાંક ક્યાંક સ્ત્રીઓને ફેશનેબલ બનાવી દેવાથી તેમને આરોગ્યવર્ધક સાધારણ કામો કરવાની તક કે ઇચ્છા રહેતી નથી. અને તે બાજુથી પણ સ્ત્રીઓનો હ્રાસ થાય છે. પુરુષો કમાનાર, એટલે ઘરમાં સળી સરખી પોતાને હાથે ઉપાડે નહીં. ગરીબાઈ હોય તોયે સાદી રહેણી ગમે નહીં. તેથી ઘરમાં નોકર રાખવા પડે અથવા તો સ્ત્રીઓને નોકર કરતાંયે નીચી સ્થિતિમાં રહેવું પડે. બન્ને બાજુથી સ્ત્રીઓનો તો હ્રાસ જ. ઘરના કામનો જનાની અને મર્દાની એવો જાતિભેદ ન પાડતાં બધાં જ કામો સૌએ સગવડ પ્રમાણે વહેંચી લેવાં એ આરોગ્યદૃષ્ટિએ પહેલો સુધારો. સ્ત્રીઓને પાછળથી જમવાનું હોય એટલે પોતે રાંધે છતાંયે તેમને તો ટાઢું જ ખાવાનું હોય. ઘરમાં સ્ત્રીપુરુષોએ બનતાં સુધી એક જ પંગતે જમવા બેસવું એ બીજો સુધારો. છોકરાછોકરીને નાનપણથી સરખું કામ આપવું, એમની તરફ સરખું ધ્યાન આપવું, તેમની પોતપોતાની શક્તિ અનુસાર તેમને શિક્ષણ આપવું એ ત્રીજું કામ. ચોથી વાત એ કે સ્ત્રીઓને બને તેટલી છૂટી હવા મળે એવી સગવડ કરી આપવી.

સૂવાની ઓરડી તે અંધારખોલી જ નહીં પણ અંધાર-પેટીઓ બની ગઈ છે. તેમાં સુધારો કરવો. ગરીબ સમાજમાં આ વસ્તુઓ શક્ય નથી એ ખરું, પણ ગરીબોએ આ સ્થિતિ સહન કરવી જ શાને સારુ? બને તે દિશાએથી બળવો કરીને ગરીબોએ પોતાનું પશુજીવન સુધારીને માણસમાં આવવું જ જોઈએ. પણ આ સ્થિતિ આણવાને સારુ ઘણા સાત્ત્વિક લોકોએ ખુવાર થવું જોઈશે એટલી તૈયારી ન હોય તો વ્યાયામ કરીને સશક્ત પશુ બન્યા તોયે શું અને કૂતરા જેવા જીવ્યા તોયે શું, બન્ને સરખાં જ છે.

સ૦— જુવાનીની મુખ્ય જવાબદારી કઈ ?

જ૦—નિર્ભયતા, સેવાપરાયણતા, જ્ઞાનની ઉપાસના, પવિત્રતા, નિખાલસતા અને નમ્રતા એ જુવાનીની મુખ્ય જવાબદારી છે.

સ્ત્રીઓને વ્યાયામની જરૂર પુરુષ જેટલી જ છે. અને દરેક સુવાવડ પછી શરીરમાં પૂર્ણ શક્તિ આવે ને બાળકની ઓછામાં ઓછાં બે વર્ષ ઉછેર ન થાય ત્યાં સુધી બ્રહ્મચર્ય સંભાળવાની જરૂર બહુ જ છે. આ વાત જેને અશક્ય લાગે તેણે દેશસ્થિતિનો વિચાર કરવો પણ નહીં તેમ જ સાંભળવો પણ નહીં.

## સ્નાન

[આશ્રમના વિદ્યાર્થીઓને લખેલો એક પત્ર]

નાહવાની ક્રિયામાં મુખ્ય ત્રણ વસ્તુ સાધવાની હોય છે:

૧. આખા શરીરને ઠંડા પાણીમાં પલાળી શરીરની ઉષ્ણતા ઓછી કરવી. આથી થાક ઊતરે છે, લોહી સરસ ચાલે છે અને મનના વિકાર મોળા પડે છે.

૨. આખા શરીર ઉપર જ્યાં જ્યાં પરસેવાનો, માટીનો કે બીજો કોઈ પણ જાતનો મેલ ભરાયો હોય તે કાઢી નાખવો એટલે કે શરીર સ્વચ્છ કરવું. અને ચામડી પરનાં અસંખ્ય છિદ્રો મોકળાં કરવાં.

૩. આખા શરીરની ચામડી ઉપર હાથ ઘસીને ચામડીનું ઉપરનું મરી ગયેલું પાતળું પડ કાઢી નાખવું. અને રુધિરાભિસરણને (શરીરના ફરતા લોહીને) ઉત્તેજિત કરવું. માલિશનું શાસ્ત્ર જાણનાર એક વિદ્વાને લખ્યું છે કે આપણી હથેળી એ બીજું હૃદય છે. શરીરમાં બધે લોહી પહોંચાડવાનું કામ હૃદયનું છે. હથેળી ઘસવાથી હૃદયના એ કાર્યને મદદ થાય છે.

આ ત્રણ ક્રિયાઓ કઈ રીતે કરવી એ હવે જોઈએ. પ્રથમ ક્રિયા તો સહેલી છે. નદીતટવાસીને એ લાભ સહેજે મળે છે. નદીમાં જઈને એક ડૂબકી મારી

અને હાથપગ વીંઝયા એટલે પતી ગયું. કૂવા પર નાહતા હોઈએ તો એકબે ડોલ પાણી રેડવાથીયે એ કામ સરી જાય છે. મુસાફરીમાં મુંબઈ જેવા શહેરમાં હોઈએ અને પાણી ન મળે તો આપણા ડૉક્ટર આઈસની યુક્તિ યોજી શકાય. બેએક પૈસાનો બરફનો મોટો કકડો હાથરૂમાલમાં પકડીને આખા શરીરે ઘસવો.

'એ રસનો સ્વાદ . . . . . . જાણે કે જાણે એનો દરદી રે.' કચુની સ્નાનની વાત મારે અહીં નથી કરવી.

શરીરનો મેલ કાઢી નાખવો એ સ્નાનક્રિયાનો મુખ્ય ભાગ છે. એ ક્રિયા જાણતાં પહેલાં આપણે આપણા શરીરની રચના જરા જાણી લઈએ. આપણું શરીર ખાડાટેકરાવાળું છે. ખભો એ ટેકરો ગણાય અને બગલ એ ખાડો. હમેશાં ખાડામાં મેલ ભરાય છે, પરસેવો આવે છે. નાકની બે બાજુએ નાકની બગલ છે. આંખ એ કપાળની બગલ. એ જ રીતે કાનને પણ બગલ હોય છે. કોણીને પણ બગલ હોય છે. જાંઘને પણ બગલ હોય છે. ગોઠણની પાછળનો ભાગ એ એની બગલ. ઘૂંટી નીચેનો ભાગ તો ખાસ ધ્યાન ખેંચે છે. હોઠ અને દાઢી વચ્ચે પણ એક ખાડો હોય છે. બોચી અને ગળું એ માથાની બગલ. આ બધે ઠેકાણે મેલ ભરાય છે. નાહતી વખતે આ બધા ભાગ ચોળી ચોળીને સાફ કરવા જોઈએ. માથું સાફ કરવાની તો ખાસ કળા છે. ચિડાયેલી બિલાડી જેમ નખ બહાર કાઢે તેમ હાથની આંગળી ફેલાવી એના વાઘનખ બનાવવા અને એ નખ માથાના વાળમાં ભેળવી ખૂબ જોરથી ઘસવા. ઊભો આડો બધી રીતે હાથ ફેરવ્યો હોય એટલે વાળનાં મૂળિયાં સુધી માથું સાફ થઈ જાય છે. જેમના વાળ નબળાઈને લીધે ખરી પડતા હોય તેમને માટે તો આ પ્રયોગ વિશેષ લાભદાયી છે. વાળ નીચેની ચામડીને આવી સરસ માલિશ થાય તો વાળ મજબૂત થવાના જ. વાળ પૂરા થયા પછી કાન પકડવા. તર્જની વતી કાન પાછળનો ભાગ પ્રથમ ઘસી પછી એ જ આંગળીથી અંદરનો ભાગ સાફ કરવો. ઘેરંડસંહિતામાં લખ્યું છે કે ટચલી આંગળી કાનના કાણામાં નાખી હલાવવાથી કાનના કેટલાયે રોગ મટી જાય છે. કાન પછી કપાળ અને આંખનો વારો. સાધારણ રીતે છોકરાઓ કપાળ ઠીક ઘસે છે. પણ લમણા તરફ એમનું ધ્યાન જતું નથી. એ બરાબર ઘસીને પછી નાક ઉપર આવવું. બે તર્જની વતી નાકની બે બગલો સાફ કરી, પછી અંગૂઠા વતી એક એક નસકોરાને નીચેથી ઉપર દબાવવું. નાકની અણી પણ જરા જોરથી દબાવીએ તો સારું. આખા શરીરનો પરસેવો જુદો અને નાકનો પરસેવો જુદો. એમાં તેલ હોય છે. નાક ઉપર તેલવાળો પરસેવો હોવો એ સ્વચ્છતા વિશેની બેદરકારીની અચૂક નિશાની છે. નાકનાં કાણાં પણ પ્રથમ જોરથી નાક છીંકીને પછી તર્જની વતી સાફ કરવાં જોઈએ. તેમ ન કરનારા છોકરાઓ આખો દિવસ ખાણના મજૂરોની પેઠે નાકમાં ખોદ્યા જ કરે છે. ઉપલો અને નીચલો હોઠ જ્યાં મળે છે એ બે છેડાઓ તરફ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. આખો દિવસ ત્યાં મુખરસ ભેગો થઈને સુકાય છે. કેટલાક છોકરાઓ વાતો કરે

છે ત્યારે એ છેડા પર મુખરસ આવજા કરે છે. એ તરફ જો એક વાર ધ્યાન ગયું તો બોલનાર માણસનું વાત તરફ ધ્યાન જતું જ નથી. હાથરૂમાલ પાસે હોય તો દિવસમાં ચારપાંચ વાર મોઢાનો એ ભાગ લૂછી નાખીએ તો ખોટું નથી. હોઠ અને દાઢી વચ્ચેના ખાડામાં પણ સાફ કરવાનું હોય છે એ ઘણા લોકો જાણતા નથી. આજકાલના શહેરી જમાનામાં ગળું અને બોચી સાબુ વતી ધોવાનો રિવાજ ખૂબ વધ્યો છે, એટલે એને વિશે હું કશું લખતો નથી. આપણે તો સાબુ વગર શરીર સ્વચ્છ રાખીએ એ જ ઠીક છે.

જત્રુ એટલે શું? હાંસડીને સંસ્કૃતમાં જત્રુ કહે છે. આ જત્રુ પાસેના ખાડામાં સાફ કરવાની ખાસ જરૂર રહે છે. કંબુગ્રીવ અને ગૂઢજત્રુ માણસ હોય તો એને એ ઉપાધિ કંઈક ઓછી. તોપણ છાતીનો અને પીઠનો આ ઉપરનો ભાગ ખૂબ ચોળવાની જરૂર તો છે જ, કેમ કે ત્યાં અંદર ફેફસાંના છેડા હોય છે. પછી આવે બગલ અને પાંસળીઓ. બગલમાં એટલો બધો પરસેવો હોય છે કે નર્યા હાથે ચોળવા કરતાં જો ખાદીના કકડાથી કે ધોતિયાના છેડાથી સાફ કરીએ તો વધારે સારું. નાહવા માટે ખાદીનો એક હાથ ચોરસ કકડો હોય તો વધારે સારું. એના 'કણ'ના બે છેડા પકડીને આખી પીઠ એ વતી ઘસી શકાય. આવી રીતે જો બરાબર નાહીએ તો આખો દિવસ શરીર ખજવાળવાથી થતી ફજેતી ન થાય. ધોતિયું પહેરીને નાહનારાઓ ઘણી વાર પેટ અને કેડ સાફ કરતા નથી. લંગોટ પહેરી નાહનારા એટલા પૂરતા સારા. કેટલાક લોકોને સાથળનાં મૂળ સાફ કરવામાં શરમ આવે છે. પણ એ ભાગ ગંદો રહે એ શું ઓછી શરમ છે? કેટલાક તો દાદરથી પણ પીડાતા હોય છે. દાદર એ શરમભરેલો રોગ તો છે જ, પણ સામાજિક ગુનો પણ છે. જ્યાં ઢીલી ચામડી હોય ત્યાં ત્યાં પરસેવો અને પરસેવા દ્વારા શરીરમાંથી બહાર આવતો મેલ બાઝી રહે છે. એ બધો સાફ થવો જોઈએ. શૌચ અને બ્રહ્મચર્ય વચ્ચે ખાસ સંબંધ છે. માત્ર શૌચ – સ્વચ્છતા એ ખરેખરું શૌચ જ હોવું જોઈએ. શૌચને નામે સુગાળવાપણું અથવા વરણાગી ન આવવાં જોઈએ.

બેસીને નાહનારા લોકો ગોઠણની બગલ તરફ હમેશાં બેદરકારી રાખે છે. ગોઠણ નીચેનો શરીરનો ભાગ એ ભારવાહી શૂદ્ર છે. બાકીનાં ગાત્રોની અસૂયા કર્યા વગર સોળ કલાક સેવા કરે છે. માથું તો ઊંચા વાતાવરણમાં વિહરનારું છે. બાકીનું શરીર બરાબર ઢંકાયેલું રહે. બિચારા પગ ઉઘાડા ને ઉઘાડા. સ્વચ્છ, અસ્વચ્છ રોગી-નીરોગી વાતાવરણમાં વિ-ચરે છે. ઘણી વાર એમને કાદવ ખૂંદવો પડે છે. તેથી પગ ઉપર જાતજાતનો મેલ અને એ મેલમાં રહેનારાં જંતુઓ બેઠેલાં જ હોય છે. બૂટમોજાંથી એમનું રક્ષણ કરવા જઈએ તો ખુલ્લી હવા ન મળવાથી પગ સાવ બગડી જાય. માટે એમની સેવાના પ્રમાણમાં એમના તરફ પૂરતું લક્ષ આપવું જોઈએ.' શરીરની ચામડીમાં ઘૂંટી નીચેની ચામડી જુદા જ પ્રકારની હોય છે. એ ઓછી ચળકે છે અને વધારે મેલ સંઘરી શકે છે. શિયાળામાં તો પગની પાની પરની મરી ગયેલી ચામડી પર મેલ બાઝી તે ફાટી જાય છે. જીવતી

ચામડી સહેજે ફાટતી નથી. મરી ગયેલી ચામડી ફાટી એટલે અંદરની જીવતી ચામડીને પણ ફાડે છે, એની અંદર માટી ઘૂસે છે અને એ રીતે દરદ વધતું જાય છે. એનો ઉપાય એ છે કે રાત્રે ગરમ પાણી વતી પગ ધોઈ ખરબચડા પથ્થર વતી (આને મરાઠીમાં वज्री કહે છે.) અથવા ઈંટના રોડા વતી પગની પાની અને બાજુનો ભાગ પણ ઘસી ઘસીને મરી ગયેલી ચામડી કાઢી નાખવી ને કોકમના તેલનો ગોળો લગાવવો. જેમ નીચે તેમ ઉપર પણ ચામડી બરોબર ઘસેલી હોય. હાથપગના નખ બરાબર કાપેલા અને સાફ તો હોવા જ જોઈએ. આપણો જૂનો રિવાજ એવો હતો કે કોઈના ઘરમાં જઈએ તો પગ ધોઈને જ અંદર પેસીએ. આરોગ્યની દૃષ્ટિએ એ બહુ સારો રિવાજ હતો. એ રિવાજ મોળો પડચો ત્યારે ફક્ત જમતાં પહેલાં અને શૌચ જઈ આવ્યા પછી પગ ધોવાનો રિવાજ રહ્યો. પછી તો શુદ્ધીકરણને બદલે આર્દ્રીકરણ જ રહ્યું. અને તેમાં પણ ઘણાખરા તો નળરાજાના જ અનુયાયીઓ. એ રિવાજ પણ હવે મુમૂર્ષુ દશામાં છે.

આખા શરીરની આવી રીતે સેવા કરનારા આપણા જમણા ને ડાબા હાથની સેવા કોણ કરે? એ તો બિચારા 'परस्परं भावयंतौ' સાફ રહી શકે છે ને રહે છે. નાહતી વખતે કાંડું સાફ કરવાની વિશેષ જરૂર હોય છે.

આવી રીતે શુદ્ધીકરણરૂપી બીજી ક્રિયા થવી જોઈએ. જે શરીર પાસેથી રોજના ચોવીસે કલાક ને જીવનની છેલ્લી ઘડી સુધી આપણે સેવા લઈએ છીએ તેને માટે દિવસની દસેક મિનિટ ન કાઢીએ તો આપણે કૃતઘ્ન ન કહેવાઈએ ? સ્મૃતિઓમાં લખ્યું છે કે બધાં પાપોનું પ્રાયશ્ચિત્ત છે પણ કૃતઘ્નતાનું પ્રાયશ્ચિત્ત નથી.

રુધિરાભિસરણને મદદ કરવી અને જ્યાં જ્યાં રુધિરાભિસરણ વધારવાની જરૂર હોય ત્યાં ખાસ માલિશ કરવી એ ક્રિયાનું હવે જુદું વર્ણન કરવાની જરૂર નથી. આજકાલ નાહતી વેળાએ માલિશ કરવાને રબરનું બ્રશ મળે છે પણ હથેળી જેવી ઉત્તમ વસ્તુ બીજી નથી જ.

નાહવા માટે પાણી પૂરતું હોય અને ઉપર કહ્યા મુજબ શરીરશુદ્ધિ થઈ હોય તો શરીર એટલું સાફ થઈ જાય છે કે પછી ટુવાલ વતી શરીર ઘસવાની જરૂર નથી રહેતી. ફક્ત ટુવાલ શરીર પર દબાવી પાણી ચૂસી લીધું એટલે બસ. ચામડી પર સહેજસાજ ટીપાં રહી જાય તો વાંધો નથી, પહેરેલાં કપડાં એને ચૂસી લેશે. માત્ર માથાના વાળમાં જરાયે ભીનાશ રહેવી ન જોઈએ. ભીના વાળ એટલે જૂનું રાજ. પણ ઝાઝા વાળ રાખીએ જ શા માટે? વાળ એ પણ આખરે શરીરનો મેલ તો ખરો જ. એ લાંબા લાંબા વધારવાની કશી જરૂર નથી. દાઢી વધારનાર લોકો બરાબર જાણે છે કે પ્રતિષ્ઠાનું એ સાધન ગંદું ન રહે એટલા માટે કેટલી મહેનત લેવી પડે છે.

નાહવાની બાબતમાં આપણા સંસ્કૃત ધર્મશાસ્ત્રમાં શું લખ્યું છે એ જાણવાની

शौचे यत्नः सदा कार्यः शौचमूलो द्विजः स्मृतः ।
शौचाचारविहीनस्य समस्ता निष्फलाः क्रियाः ॥
शौचं च द्विविधं प्रोक्तं बाह्यमाभ्यंतरं तथा ।
मृज्जलाभ्यां स्मृतं बाह्यं, भावशुद्धिस्तथान्तरम् ॥

માણસે બે રીતે સાફ રહેવું જોઈએ. બહારથી અને અંદરથી. ચણાનો લોટ કે માટી ચોળવાથી ને નાહવાથી શરીર સાફ થાય છે, અને ભાવશુદ્ધિ કરવાથી અંતઃકરણ સાફ થાય છે, ગંદા માણસ કરતાં શરીરે સાફ માણસ સારો. મનથીયે સાફ હોય તો એથીયે સારો. બંને રીતે સાફ હોય એને જ નિર્મળ કહેવાય.

अशौचाद्धि वरं बाह्यं [शौचं] तस्मादाभ्यंतरं वरम् ।
उभाभ्यां तु शुचिर्यस्तु स शुचिर्नेतरः शुचिः ॥

નેતરઃ એટલે શું? એકલું બાહ્ય કે એકલું અંતર શૌચ, શૌચ ન ગણાય. ભક્ત સુદામો શરીરે ગંદો હતો એ કવિની કલ્પના ભૂલભરેલી છે.

આપણે નદીકાંઠે રહીએ છીએ એટલે નદીમાં કેમ નવાય એ બાબતમાં સ્મૃતિઓ શું કહે છે તે જોઈએ :

प्रवाहाभिमुखो नद्यां अन्यत्र रविसंमुखः ।

અન્યત્ર એટલે તળાવ કે સ્થિર પાણીમાં.

નદીમાં મોટેરાંઓ નાહતાં હોય તો તેઓ ક્યાં છે, કેટલે દૂર છે એ ધ્યાનપૂર્વક જોઈ આપણે નાહીએ. એ પાણી એમના તરફ ન જાય એટલા માટે એમનાથી નીચેની બાજુના પ્રવાહમાં નાહવું જોઈએ.

ततो जलाशयं गत्वा गुरून्ज्येष्ठान् विलोक्य च ।
तेषां अधःप्रदेशे तु [कुर्यात् स्नानमतन्द्रितः ॥]

પણ મને લાગે છે કે છેક નાનાં છોકરાંઓ ઉપર નહાય એ જ સારું. પગ લપસી જવાથી તણાવા લાગે તો નીચાણમાં એમને પકડતાં ફાવે.

નદીમાં નાહવું કે કૂવા ઉપર એ વિશે ઋષિઓ કહે છે :

नद्यां तु विद्यमानायां न स्नायादन्यवारिणि ।
न स्नायादल्पतोयेषु विद्यमाने बहूदके ॥

બહૂદક હોય ત્યારે પાણી ઓછું વપરાય છે. નદીમાં ગમે તેટલા પાણીથી નાહીએ તોપણ પાણી વપરાયું એમ તો ન જ કહેવાય.

सहिद्वरं नदीस्नानं प्रतिस्रोतस्थितः चरेत् ।
तडागादिषु तोयेषु स्नायाच्च तद्यथावतः ॥

અનેક સ્મૃતિઓમાં બ્રહ્મચારીઓ માટે જલક્રીડા નિષિદ્ધ બતાવી છે. પાણીમાં કલાકના કલાક સુધી રમ્યા કરવું, તરવું, કૂદવું વગેરે બધી રમતો હમેશાં સાત્ત્વિક નથી હોતી.

सोऽन्तर्जलं प्रविश्याथ वाग्यतो नियमेन हि ।
हरिं संस्मृत्य मनसा मज्जयेच्चोरुमज्जले ॥

પાણીમાં પેસીને કેડ સુધીના પાણીમાં જવું અને ત્યાં વાણીનો સંયમ કરી ઈશ્વરનું સ્મરણ કરી ડૂબકી મારવી, શરીર ચોળીને મલાપકર્ષણ કરવું. બાર જાતના મળ ઋષિઓએ વર્ણવ્યા છે:

वसा शुक्रमसृङ् मज्जा मूत्रविट् घ्राणकर्णविट् ।
श्लेष्माऽश्रुदूषिका स्वेदो द्वादशैते नृणां मलाः ।।

વસા એટલે ચરબી. એ ઘણી વાર નાક ઉપરના પરસેવામાં જણાય છે. અસૃઙ્ એટલે લોહી, ઘ્રાણકર્ણવિટ્ એટલે નાકકાનમાંથી નીકળતો મેલ, અશ્રુદૂષિકા એટલે આંસુ અને ચીપડા. એ બધો મળ કાઢી નાખવો જોઈએ. એ કામ એકાગ્ર થઈ મૂંગા મૂંગા જ કરી શકાય.

स्नानभोजनलाप्येषु सदा मौनं समाचरेत्

નાહવાની જગ્યાઓ તો આટલી છે :

नदीषु, देवखातेषु, तडागेषु, सरःसु च ।
स्नानं समाचरेन्नित्यं गर्तप्रस्रवणेषु च ।।

એમાં સૌથી સરસ તો નદીમાં જ. કૂવા ઉપર નાહવું એ ગૌણ છે. ઘરમાં નાહવું એમાં તો અર્થ જ નથી.

गृहाद्दशगुणं कूपं कुपाद्दशगुणं व्हम् ।
व्हाद्दशगुणं नद्यां गंगासंख्या न विद्यते ।।

સ્મૃતિકારોએ માણસોનું જ નહીં પણ પાણીનું પણ ચાતુર્વર્ણ્ય બાંધ્યું હતું. વહેતું પાણી હોય તો તે બ્રાહ્મણ, સરોવરનું પાણી ક્ષત્રિય, વાવ અને કૂવા ન્યાતે વાણિયા અને ડોલ કે ત્રાંબાકૂંડી એ તો સાવ શૂદ્ર !

स्रवद्यं ब्राह्मणं तोयं रहस्यं क्षत्रियं तथा ।
वापीकूपे तु वैश्यस्य शौद्रं भांडोदकं तथा ॥

નદી હોય કે કૂવો, ખાડો હોય કે ઝરણ. નાહતા પહેલાં — એટલે કે એ સ્થાનની સેવા લેતાં પહેલાં આપણે એ સ્થાનની સેવા કરવી જોઈએ એટલે કે એને સાફ રાખવામાં આપણે ફાળો આપવો જોઈએ. નહીં તો બધાનું કામ તે કોઈનું જ નહીં એ ન્યાયે સામાજિક ગંદવાડ વધ્યા જ કરવાનો. માટે સમાજના આગેવાન ધર્મકારો લખે છે :

सरित्सरःसु वापीषु गर्तप्रस्रवणादिषु ।
स्नायीत यावदुद्धृत्य पंचपिण्डानि वारिणः ॥

કૂવાની આસપાસનો પાંચ મૂઠી કાદવ દરેક જણ જો રોજ રોજ કાઢે તો આપણા કૂવા કેવા દેખાય ? મને લાગે છે, કે દરેકને ભાગે પાંચ મૂઠી કાદવ આવવો પણ મુશ્કેલ પડે, પણ ઋષિઓ જાણે છે બધા જ કંઈ પોતાનું કહ્યું માનવાના નથી, કેટલાક આળસુ અથવા દાંડ રહેવાના જ. સજ્જનોએ એમના ભાગનો પણ પરિશ્રમ કર્યે જ છૂટકો.

અને છતાં પારકા 'પોખરા'માં નવાય નહીં.

परकीयनिपानेषु न स्नानाच्च कदाचन

બંધબારણે નાહવાનો રિવાજ આપણે ત્યાં હતો જ નહીં. નાહવા માટે પણ બંધબારણે રહેવું પડે એ ઇષ્ટ છે એમ ન કહેવાય. નાથે મારું ધ્યાન એ વસ્તુ તરફ ખેંચ્યું હતું.

મનુ ભગવાન લખે છે: न नग्नः स्नानमाचरेत्

છતાં બંધબારણે નાહવાના અમુક લાભો તો છે જ.

મધરાતે નદીમાં પડીએ તો બિચારાં સૂતેલાં માછલાં હેરાન થઈ જાય છે. આપણો રિવાજ છે કે અંધારું થયા પછી ઝાડનું પાન તોડાય નહીં, કેમ કે ઝાડ સૂતેલું હોય છે. અને ઝાડ પર ઘણાં પક્ષીઓ પણ સૂતેલાં હોય છે. રાત્રે એ બિચારાં ક્યાં જાય? નદીમાં અને નદીના પટમાં અસંખ્ય જીવો હોય છે. પક્ષીઓના ભયથી દહાડે એમને સંતાઈ રહેવું પડે છે. રાત પડે એટલે બિચારાં નિર્ભય થઈને આમતેમ ફરે છે. ત્યાં આપણે જઈએ તો એમને કાળ જેવા લાગીએ. સૂરજ ઊગ્યા પછી નાહીએ તો સરસ પાણી પણ મળે અને સૂરજનાં કિરણ પણ મળે.

आरोग्यं भास्करादिच्छेत् ।

માટે ઋષિ કહે છે:

भास्करस्य करैः पूतं दिवा स्नानं प्रशस्यते ।
अप्रशस्तं निशिस्नानं राहोरन्यत्रदर्शनात् ॥

राहोः दर्शनात् अन्यत्र એટલે કે ચંદ્રગ્રહણ બાદ કરતાં રાત્રે નાહવું બરાબર નથી.

સવારે ચાર વાગ્યે નાહનારાઓ અમારા સ્મૃતિકારો પર વખતે ચિડાશે; તેમના સંતોષ ખાતર એ સ્મૃતિકારે એવી વ્યવસ્થા આપી છે કે સૂર્યાસ્ત પછીનો એક પ્રહર અને સૂર્યોદય પહેલાંનો એક પ્રહર દિવસ છે એમ જ ગણી લેવું. વચલા બે પ્રહર એ મહાનિશા ગણાય છે:

महानिशा तु विज्ञेया मध्यस्थं प्रहरद्वयम् ।
प्रदोषपश्चिमौ यामौ दिनवत्स्नानमाचरेत् ॥

માંદો માણસ ન નહાય, જમ્યા પછી તરત જ ન નવાય, મધરાતે ન નવાય, અને પહેરેલાં કપડાં ઉતાર્યા વિના પણ ન નવાય.

न स्नानमाचरेद् भुक्त्वा, नातुरो, न महानिशि ।
न वासोभिः सहाजस्रं नाविज्ञाते जलाशये ॥

જલાશય જાણીતું ન હોય તો અંદર છુપાઈ રહેલા પથરા પર કપાળ ફૂટવાનું, મગર કે સર્પો હોય તો વળી ભોગ મળ્યા, અને કમળની જાળમાં કેદ થવાય અથવા ધૂનામાં પુરાય તો પૂછવું જ શું? માણસનો અંત થાય તોય સ્નાનનો અંત ન આવે!

નબળા લોકોની સ્મૃતિ જુદી જ છે. એ ખભા પૂરતું જ નાહી લે. ભીનાં કપડાં વતી શરીર લૂછી લે અથવા હાથ વતી શરીર પર છાંટ નાંખી માને કે આપણે નાહ્યા.

अशिरस्कं भवेत्स्नानं अशक्तो कर्मणा सदा।
आर्द्रेण वाससा वाऽपि पाणिनावाऽपि मार्जनम् ॥

કેટલો સહેલો અને સ્પષ્ટ શ્લોક! પણ એનો અન્વય કરવા નહીં બેસતા હો. એ તો આર્ષવાણી છે.

અને ગરમ પાણી વિશે સ્મૃતિકારો શું કહે છે?

स्नानं तु वह्नितप्तेन तथैव परवारिणा।
शरीरशुद्धिर्विज्ञाता न तु स्नानफलं लभेत् ॥

પરવારિ એટલે બીજાએ આણી આપેલું પાણી. શરીરશુદ્ધિ ઉપરાંત સ્નાનનું ફળ તે કયું? સ્મૃતિકારો કહે છે સ્નાનના દૃષ્ટ અને અદૃષ્ટ એટલે કે પ્રત્યક્ષ દેખાય એવા વ્યાવહારિક ને ભૌતિક અને નરી આંખે ન દેખાય એવા નૈતિક ને આધ્યાત્મિક લાભો હોય છે.

સ્નાનના દસ ગુણો નીચેની ઉપજાતિમાં ગણાવ્યા છે:

गुणादश स्नानपरस्य साधो, रूपं च पुष्टिश्च बलं च तेजः।
आरोग्यमायुष्य मनोनुरुद्ध दुःस्वप्नघातश्च तपश्च मेधा ॥

ભિન્ન ભિન્ન ઋતુમાં કેટલી વાર નવાય અને દરેક વખતે પાછળ કેટલો વખત ગળાય એ એક ચર્ચવા જેવો સવાલ છે. સ્નાનમાં સ્વચ્છંદ કરીએ તોયે જલક્રીડા થાય છે, અને એ નિષિદ્ધ છે એ વાત ઉપર આવી ગઈ છે. શિયાળામાં પાણીમાં ઊતરતાંવેંત શરીર ઠરી જાય છે. તેનો પ્રતિકાર કરવા માટે શરીર ચોળવું પડે એટલો વખત નાહીએ એટલે બસ. ઉનાળામાં પરસેવો નીકળી જાય અને શરીરને ઠંડક વળે એટલે સ્નાન પૂરું થયું. કયુની સ્નાનના ચોક્કસ નિયમો છે જ. સ્મૃતિઓ કહે છે કે બ્રહ્મચારી દિવસમાં એક વખત નહાય, ગૃહસ્થ ને વાનપ્રસ્થ બે વાર. સંન્યાસી માટે ત્રિષવણ સ્નાન વિહિત છે. સવારે, બપોરે ને સાંજે. મરજાદી વૈષ્ણવો અને માછલીઓ કેટલી વાર સ્નાન કરે એને વિશે ૬૯ સ્મૃતિઓમાં એકેય વચન હજી જડયું નથી.

## પ્રજાકીય ગણિત

નાનપણમાં આપણે બધા જ ગણિત શીખ્યા છીએ, અને આપણાં બાળકોને પણ શીખવીએ છીએ. તમામ કેળવણીમાં ગણિત એ આવશ્યક વિષય છે. પણ કોઈ કાળે આપણને એમ થયું છે કે આપણે શીખીએ છીએ એ ગણિત એકાંગી ગણિત છે, એ વેપારી ગણિત છે, એ દુકાનદારી ગણિત છે, એ કેવળ લેવડદેવડનું ગણિત છે? સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, ત્રિરાશી, બહુરાશી, અથવા પ્રમાણ અને ભાગ, વર્ગમૂળ અને ઘનમૂળ, જાતજાતની શ્રેઢીઓ, અને હવે ઉમેરો

તો લૉગરિધમ, એટલો ભાગ ગણિતના પાયાનો છે. ઉપર વર્ણવ્યાં એટલાં પ્રકરણોને ગણિતનાં ઓજારો કહી શકીએ. એ ઓજારો સિદ્ધ કર્યા પછી એનો વિનિયોગ આપણે શામાં કરીએ છીએ? વ્યાજવટાવ તથા શૅર અને મૂડીનો વ્યવહાર, કૉફી અને ચિકોરીનાં મિશ્રણ, નફો અને તોટો, ઘોડદોડ ઉપરના હિસાબો, બીડમાં રોકેલાં સ્ત્રીપુરુષો અને બાળકો, એવા એવા દાખલાઓ જ ગણિતમાં આવે છે. ખરું જોતાં જીવનનાં જેટલાં નવાં નવાં ક્ષેત્રો ઊઘડે તે તે ક્ષેત્રોના દાખલાઓ લઈ ગણિત-શાસ્ત્ર વધારવું જોઈએ. જે માણસને છાપખાનું ચલાવવું છે, વર્તમાનપત્રો, માસિકો અને પુસ્તકો છાપવાં છે તે પોતાને અનુકૂળ એવા દાખલા કેમ ન રચે? કાગળના ભાવતાલ, વજન અને ટકાઉપણું, બીબાંની ધાતુનું મિશ્રણ, ઇત્યાદિ વસ્તુથી માંડીને લેખકને આપવાના પુરસ્કાર અને વિક્રેતાઓને આપવા પડતા વટાવ એ બધાનો હિસાબ જેની અંદર આવી જાય એવા દાખલાઓ જો ગણિત સાથે શીખવ્યા હોય તો છાપખાનામાં કામ કરનારા યુવાનોની લાયકાત કેટલી વધે!

સૂતર અને એનો આંક, વીશી અને વણામણ ઇત્યાદિ વસ્તુઓના સંખ્યાબંધ દાખલા જો આપ્યા હોય તો ખાદીનું રાષ્ટ્રીય ગણિત ઊભું કરી શકાય. સુતાર અને લુહાર, સોની અને કંસારા વગેરે કારીગરોના ધંધામાં કામ આવતા દાખલાઓ પણ ગણિતમાં આપવા જોઈએ. મહાસભાના સભ્યોમાં લાયકાત શી શી હોવી જોઈએ, મત આપવાનો અધિકાર કોને કોને હોય, એ નક્કી કર્યા પછી દેશમાં પૈસાદાર કેટલા છે, ભણેલા કેટલા છે, આવકવેરો આપનાર કેટલા છે, તેની સંખ્યા કાઢી, તે ઉપરથી રચાયેલા દાખલાઓ પણ આપણે આપી શકીએ. જેને દેશનું રાજ્ય ચલાવવું છે, સમાજધુરીણ થવું છે તેણે લોકવસ્તીના નિયમો અને સિદ્ધાંતો જાણ્યે જ છૂટકો. લોકસંખ્યા વધે એટલા માટે શું શું કરવું જોઈએ, વધેલી લોકસંખ્યાને ક્યાં ક્યાં રોકવી જોઈએ વગેરે બાબતની ચિંતા લોકનાયકને હોવી જોઈએ. એને અંગેના એ દાખલા આપણી પાસે ક્યાં છે? ખેડૂતનાં છોકરાઓને એના વાર્ષિક આવક અને ખર્ચના હિસાબ જો આપણે આપી દઈએ, એના જીવનને લગતા દાખલા નાનપણથી જ એને શીખવીએ તો એનું જીવન આંધળું ખાતું ન રહેતાં તેમાં ઝપાટાભેર પ્રગતિ થશે.

રાષ્ટ્રીય શિક્ષણમાં રાષ્ટ્રીય ગણિત જેવું કાંઈ છે ખરું? સરકારી નિશાળમાં બે અને બે ચાર થાય છે, અને રાષ્ટ્રીય સંસ્થાઓમાં બે ને બે મળીને પાંચ થાય છે એવું થોડું જ છે? એમ કહેનારા જો હિંદુસ્તાનના રાષ્ટ્રીય જીવનને લગતા કેવળ દાખલાઓ જ પૂરા પાડે, તે તે ધંધા અને વ્યવહારનાં પલાખાં તૈયાર કરી આપે તો રાષ્ટ્રની ભારે સેવા થાય. સામાન્ય ગણિતમાં સરવાળા અને બાદબાકીના દાખલા-થી માંડીને ચક્રવૃદ્ધિ વ્યાજ સુધી બધે ખાદીના દાખલા, અને તે પણ કાલ્પનિક નહીં પણ લગભગ આજની સ્થિતિને મળતા એવા, આપ્યા હોય તો આપણી કેળવણી વધારે જીવતી, વધારે વ્યાપક, અને વધારે લોકપ્રિય થશે.

રાષ્ટ્રીય ગણિત કયા કયા ક્ષેત્રમાં વિકસાવી શકાય એની અસંખ્ય દિશાઓ બતાવી શકાય. અહીં કેવળ વિચારને ચાલના આપવા પૂરતું જ વિવેચન કર્યું છે.

# ખેડૂતની ત્રણ વિદ્યા

વીઘાદોરી એટલે જમીનની માપણી, ખેતરોની સર્વે. સર્વેનું કામ બહુ અઘરું નથી. ઊલટું બહુ રસ પડે એવું છે. અગાઉ એ કામ જેને આવડે તે શિક્ષક ગામડામાં મોટો પંડિત મનાતો. આજકાલ સરકારી ખાતાએ એ વિદ્યાનો ઈજારો લીધો છે. ઍન્ડર્સન અને ગૉર્ડન જેવા એ વિષયના અનુભવી અમલદારોએ એ વિષય ઉપર અંગ્રેજીમાં ચોપડી પણ લખી છે. હિંદુસ્તાન જેવા ખેતીપ્રધાન દેશમાં જમીનમાપણીની વિદ્યા એકેએક શિક્ષકને આવડવી જોઈએ. ખેડૂતના દરેક છોકરાને પોતાની જમીનની માપણી કરતાં આવડે, વિભાગણી કરતાં આવડે એ સ્વાભાવિક હોવું જોઈએ. જેના હાથમાં પૈસા આવે છે ને જાય છે તેણે હિસાબ લખવાની કળા જેમ હસ્તગત કરવી જ જોઈએ તેમ જમીનમાં હળ ચલાવનાર દરેક જમીનના માલિકને વીઘાદોરીની વિદ્યા આવડવી જ જોઈએ. ભૂમિતિ, ક્ષેત્રમાપન વગેરે વિષયો તરફ આજકાલ ઘણું દુર્લક્ષ થાય છે, એને બદલે દરેક ખેડૂતના છોકરાને આ વિષયનુ મહત્ત્વ સમજાવી એમાં પાવરધો કરવો જોઈએ.

પોતાની ખેતીનો અને બગીચાનો માલ જ્યાં વધુ ને વધુ દામ ઊપજે ત્યાં લઈ જવાની ટેવ યુવાન ખેડૂતને હોય તો એની હિંમત અને એની આવક બંને વધશે. આને માટે ખેડૂતનો છોકરો હિંદી જાણે એ બહુ જરૂરનું છે. હિંદી જાણનાર માણસ દૂર દૂર સુધી સુખેથી મુસાફરી કરી શકે છે. ગામડાંમાં કામ કરનાર આપણા સ્વયંસેવકો ખેડૂતોનાં મન ઉપર આટલું ઠસાવે કે હિસાબકિતાબ, હિંદી અને વીઘાદોરી એ ત્રણ વિદ્યા, એમના બાળકોને દરેક જાતની બાહોશી આપશે.

# બાળકેળવણીમાં તકલી

આપણે ત્યાં અધ્યાપકવર્ગે ઉત્સાહથી કે કર્તવ્યબુદ્ધિથી રાષ્ટ્રીય કેળવણીમાં ખાદીકળાનો સ્વીકાર કર્યો છે. જેટલું મહત્ત્વ અક્ષરજ્ઞાનને અપાય છે તેટલું જ મહત્ત્વ રાષ્ટ્રીય ઉદ્યોગોને પણ આપવું જોઈએ, એ સિદ્ધાંત સ્વીકારીને એ વસ્તુનો સ્વીકાર વ્યવહારમાં બે રીતે તેમણે જાહેર કર્યો છે; સમયપત્રકમાં ઉદ્યોગને જેટલો સમય આપ્યો હોય તેના કરતાં અક્ષરજ્ઞાનને વધારે સમય ન અપાય એ એક, અને અક્ષરજ્ઞાનના વિષયો ભણાવતા બધા જ અધ્યાપકોએ ઉદ્યોગમાં અમુક વખત

ગાળવો જોઈએ એ બીજી. હવે રાષ્ટ્રીય અધ્યાપકોએ પોતાની બુદ્ધિનો લાભ આપ
ઔદ્યોગિક કળાઓ શિક્ષણની દૃષ્ટિએ ખીલવવી રહી. મુકાદમની પેઠે બાળકો
બાળાઓ પાસેથી ઉદ્યોગ કરાવે તે રાષ્ટ્રીય શિક્ષક નથી. એકેએક ઉદ્યોગમાં અને
તેના અંશોમાં કેળવણીનું તત્ત્વ દેખાવું જોઈએ.

કેળવણીનો જીવન સાથે પ્રત્યક્ષ અને જીવતો સંબંધ હોવો જોઈએ, એ સૂત્ર પ્રમાણે ઇંદ્રિયવિકાસની બધી અને બુદ્ધિવિકાસની ઘણીખરી કેળવણી સમાજોપયોગી ઉદ્યોગધંધાની કેળવણી મારફતે જ ઉત્તમ રીતે આપી શકાય. સમાજના રક્ષણ, ધારણ, પોષણ માટે જેટલા ઉદ્યોગો આજે પ્રચલિત છે તે બધા ઉદ્યોગોની ક્રિયા, વ્યવસ્થા અને રહસ્યનું જ્ઞાન ઓછાવત્તા પ્રમાણમાં કેળવણીમાં આવવું જોઈએ. તો જ કેળવાયેલો વર્ગ સમાજસેવા કરવા લાયક બનશે.

આજનો આપણો મહત્ત્વનો વિષય ખાદીકળા જ લઈશું. એ કળાનો સૌથી મહત્ત્વનો ભાગ તે કાંતણ અને પીંજણ છે. છેક નાનપણથી બાળકો આ કળા ખીલવી શકે. એક શિક્ષિત ગૃહસ્થે પીંજણ શીખતાં પહેલાં એક રાષ્ટ્રીય વિદ્યાર્થીને પૂછયું, 'તું કેટલા દિવસમાં પીંજણનું કામ બરાબર શીખ્યો ?' વિદ્યાર્થીએ મુગ્ધભાવે જવાબ આપ્યો, 'કાંતણપીંજણ હું ક્યારે શીખ્યો એનું જ મને સ્મરણ નથી.' પોતાને હાથે ખાવું અથવા પગ પર ઊભા રહેવું એ આપણે ક્યારે શીખ્યા અને કેટલા દિવસમાં શીખ્યા એ જેમ જાણતા નથી, તેમ કાંતણપીંજણની બાબતમાં એ વિદ્યાર્થીની સ્થિતિ હતી. નદીકિનારે રહેતાં બાળકોને આપણે પૂછીએ કે તમે તરતાં ક્યારે શીખ્યાં, તો તેઓ પણ એ જ જાતનો જવાબ આપશે.

નાનાં બાળકોને ખાદીકળાનો પરિચય આપવાની શરૂઆત રેંટિયા અથવા તકલી બેમાંથી ગમે તે એકથી કરી શકાય. પણ શાળામાં રેંટિયા ખરીદવા, રાખવા, ચલાવવાની સગવડ બધે નથી હોતી. તેથી બાળકેળવણીમાં તકલી એ જ મુખ્ય સાધન ગણાય. એટલે તકલીનું શિક્ષણ કઈ રીતે, અને કયે ક્રમે અપાય તેનો આપણે થોડો વિચાર કરીએ.

બાળકેળવણીની શાળા એ કંઈ કારખાનું નથી કે બાળકો પાસેથી બનતી ઉતાવળે વધારેમાં વધારે સૂતર કંતાવવાનો જ આપણે આગ્રહ રાખીએ. જો બાળકો કાંતવાની કળા સુંદર રીતે અને પ્રસન્નતાથી શીખી જાય તો આગળ જતાં તેઓ સૂતરનો જથ્થો રાષ્ટ્રને ગમે તેટલો આપશે. મુખ્ય સવાલ આવડત અને હોંશનો છે. એ કેમ કેળવાય એ મહત્ત્વનો પ્રશ્ન છે.

બાળમાનસના અભ્યાસીઓ જાણે છે કે બાળકો એકસામટાં અનેક વસ્તુ તરફ ધ્યાન નથી આપી શકતાં, અને એક જ વસ્તુ પર લાંબા વખત સુધી હમેશ એકધ્યાન પણ નથી થઈ શકતાં. એ વસ્તુનો વિચાર કરીને જ એમણે તકલીવર્ગ ચલાવવો જોઈએ. બાળકોના સ્વાભાવિક વ્યાપારનું નિરીક્ષણ કરતાં આપણને માલૂમ પડે છે કે અક્ષરજ્ઞાન ઉપરાંતનું જે કાંઈ તેમને આપવામાં આવે છે તેને તેઓ રમત તરીકે જ ઓળખે છે. તકલીની ક્રિયા પણ રમત તરીકે જ બાળકો આગળ ખુશીથી રજૂ કરી શકાય.

શરૂઆત તો તકલી બનાવવાથી જ કરવી. બબ્બે આના ખરચીને અણિયાળી તકલી ખરીદવા કરતાં સ્લેટના ભાંગેલા કકડામાંથી ઘસીઘસીને ચકરડીઓ તૈયાર કરાવવી એ વધારે સારું છે. સ્લેટના કકડા પર પરિકર (કંપાસ) વતી વર્તુળનો લિસોટો દોરી બાળકને કહી દેવું કે પથરા પર ઘસીને આટલું ગોળ કરી લાવો. ચકરડી નાનીમોટી થાય એમાં જરાયે વાંધો નહીં. પછી લોઢાના ખીલાને પથ્થર પર ઘસીને અણી કઢાવવી, અને ખીલાને શારડીના પાનાની જેમ વાપરીને સ્લેટની ચકરડીમાં વચ્ચોવચ કાણું પડાવવું. ત્યાર પછી ચપ્પુ વતી વાંસની સળી તૈયાર કરી, ચકરડી તેમાં ભરાવી મજબૂત તકલી તૈયાર કરવી. (સળીને બે છેડે બે સરખી ચકરડી બેસાડીએ તો બાળકોને રમવા માટે તકલીગાડી તૈયાર થાય. એક જ ચકરડી હોય ત્યારે તકલી તરીકે કામ આવે.)

આવી હાથે તૈયાર કરેલી તકલી એક ઝીણી અને મજબૂત દોરી વતી ક્યાંક અધ્ધર લટકતી રાખવી, અને બાળકને સવળી રીતે તે ફેરવવા કહેવું. પહેલાં તો તકલીને એટલો ધક્કો વાગે છે કે તે દીવાલ સાથે જ અથડાય. પાછળથી હાથ પર કાબૂ આવતાં બાળક વળ ચડાવતાં શીખી જાય છે, અને તેને ખૂબ આનંદ આવે છે. આ રમત ઘણા દિવસ સુધી બાળકો રમે. પરિણામે કાંતતી વખતે તકલી ફેરવવામાં સવળા વળ ને અવળા વળનો ગોટાળો નહીં થાય.

તકલીને વળ ચડાવવાનો હોય છે ત્યારે તકલી અંગૂઠા અને તર્જનીની વચ્ચે પકડીને તર્જની અંગૂઠાના છેડાથી મૂળ તરફ ખેંચવાથી સવળી ગતિ મળે છે, એ તરફ બાળકનું ધ્યાન ખેંચવું જોઈએ. તકલી લટકતી રાખી હોય, અને ઉપરથી નીચે ચકરડી તરફ જોતા હોઈએ ત્યારે ચકરડી ઘડિયાળના કાંટાની પેઠે ફરતી આપણે જોઈ શકીએ છીએ. આ સવળી ગતિ કહેવાય.

બાળકને એટલું કહેવામાં આવે કે તકલીના ઉપરની (નાકની) બાજુથી ચકરડી તરફ જોઈએ, અને એ ઘડિયાળના કાંટાની દિશાએ ફરતી હોય, તો તે સવળી ગણવી.

ભૂલથી વળ અવળો દીધો તો સૂતરનો વળ ઊતરી એ ફીસું થઈ જશે અને તકલી પડી જશે. આ રીતે પણ બાળક સવળાઅવળાનો ભેદ જાણી જશે.

શિક્ષક ધારે તો સ્લેટની ચકરડી પર બાણનું ફળ (માથું) ચીતરીને અથવા કોતરીને બાળકને સવળી દિશાનું ભાન કરાવી શકે છે. પણ આમ કરવા કરતાં ઘડિયાળના કાંટાની દિશાનો ખ્યાલ આપી બાળકના હાથને ટેવ પાડવી એ જ સારામાં સારો ઉપાય છે.

વળ બરાબર દેતાં આવડે એટલે બાળકને એક પ્રયત્નમાં કેટલા વખત સુધી તકલી ફરી શકે છે એ ગણવાનું કહેવું, અને તકલી વધારેમાં વધારે વખત સુધી ફરતી રહે એને માટે શું કરવું એ શોધી કાઢવા ઉત્તેજન આપવું.

આમ કરતાં ઘણા દિવસની રમત બાળકને મળે છે, અને સાથે સાથે તેની અનેક શક્તિઓનો વિકાસ પણ થાય છે. તકલી કેટલા આંટા ફરી એ આ સ્થિતિએ બાળક

ન ગણી શકે એ દેખીતું છે. પણ શિક્ષકે પોતે તે ગણવાની પદ્ધતિઓ શોધી કાઢવી જોઈએ, અને તે બાળકોના દેખતાં. તેમાંથી કેટલાંક બાળકોને જરૂર પ્રેરણા મળી શકે.

દોરીવતી ખીંટીએ ટિંગાડેલી તકલીને ફેરવવાની ક્રિયા સિદ્ધ થઈ ગયા પછી દોરી ખીંટીએ ટિંગાડવાને બદલે ડાબા હાથમાં ઊંચે પકડી જમણે હાથે તકલીને વળ આપવાની ક્રિયા શરૂ કરાવવી. આમાં ઝાઝું વજન ગાળવાપણું નથી રહેતું. ફક્ત બંને હાથ સ્થિર રહી શકે એટલું જ જરૂરી છે.

આના પછીની ક્રિયા બહુ મહત્ત્વની છે. સરસ મજબૂત સૂતરનો દડો ડાબા હાથમાં લઈ તેનો એક છેડો તકલી સાથે બાંધી દેવો. અને દડો થોડોક ખોલીને જમણે હાથે તકલી ફેરવવી. જરાક વળ ચડે એટલે જમણા હાથમાં તકલી ઢાલની પેઠે પકડી સૂતર એના પર વીંટી દેવું, અને બાળકનું ધ્યાન ખેંચવું કે વીંટની સાથે સૂતર ડાબા હાથમાંથી દોડતું આવી તકલી પર થઈને ધોધની પેઠે નીચે જાય છે, પણ એ ધોધ જમીન પર પડવાને બદલે તકલી પર વીંટાય છે. વીંટવાની ક્રિયા જો અવળી કરીએ તો સૂતર તકલી નીચે થઈને ઉપર ચડી તકલી પર વીંટાશે. એ ખોટો રસ્તો છે. તકલીની સળી હાથા તરીકે પકડીને ચકરડીની ઢાલ ગોળગોળ ફેરવવી જોઈએ. ફેરવનાર માણસ સળી હાથમાં પકડીને જ્યારે ચકરડીને ફરતી જુએ છે ત્યારે ચકરડી ઘડિયાળના કાંટાની દિશામાં ફરે છે; એ ગતિને સવળી કહેવી.

દડો ડાબા હાથમાં લઈ જમણે હાથે તકલી ફેરવવાનું શરૂ કર્યા પછી બે હાથ વચ્ચે અંતર ખૂબ વધારવાની ટેવ પાડવી. સૂતરનો ધાગો આમ લાંબો કરવાથી તકલી તે વીંટવામાં કાંઈક મુશ્કેલી આવે છે. એને પહોંચી વળવાની યુક્તિઓ બાળક એટલે પછી દડા અને ફરતી તકલી વચ્ચેનું સૂતર વચ્ચેથી જમણા હાથની ગો ચપટીમાં પકડી દડામાંથી ખેંચી કાઢવાની ક્રિયા શરૂ કરાવવી. ચપટી પોચી એટલા માટે રાખવાની હોય છે કે ફરતી તકલીને લીધે ચડતો વળ ચપટી સુધી આવીને ન અટકતાં 'ઉપલે માળે' પહોંચે.

દડાનું (વળ ચડાવેલું) સૂતર તકલી પર વીંટવાની ક્રિયા સ્વતંત્ર રીતે શીખવી શકાય છે. એમાં કોકડું સખત અને ઘાટીલું થાય એટલું ખાસ જોવાનું રહે છે. તકલી પર સૂતર વીંટવાના અનેક પ્રકારો છે. પહેલી જ તકે તકલીની સળી સૂતર વતી જેટલી વધારેમાં વધારે ઢંકાય તેટલી ઢાંકવી, અને પછી એના પર સૂતરનાં પડો વધારતા જવું, એ એક પ્રકાર. બીજો પ્રકાર ચકરડીમાંથી સળી જ્યાં ઊગે છે ત્યાં સૂતરનો જથો ભેગા કરતા જવાનો અને ચકરડી પર સૂતરની પિરામિડ (શંકુ) વધારતા જવાનો છે. આ બીજી પદ્ધતિ વધારે લોકપ્રિય છે. તકલી જેમ જેમ ભરાતી જાય તેમ તેમ કોકડું જાતજાતના આકાર ધારણ કરે છે. કેટલાક ચંપાકળીનો આકાર પસંદ કરે છે. બીજા કેટલાક તાજમહાલના ગુંબજનો આકાર કરી બતાવે છે. લાંબા વખત સુધી ખૂબ કાંતનાર લોકો છોલેલી પેન્સિલનો આકાર પસંદ કરે છે. એ બધા પ્રકાર બાળકોને એક વાર કરી બતાવવા જોઈએ.

આવી રીતે શરૂથી આખર સુધીની બધી ક્રિયાઓ પૂણી બગાડયા વગર અને

સૂતર કાઢવાની જવાબદારી વિના બાળકો શીખે. એમાં ઘણા દિવસની રમત બાળકોને મળે છે.

હવે પૂણીમાંથી સાચેસાચું સૂતર કાઢવાનો વખત આવ્યો ગણાય. એને માટે પ્રથમ ડાબા હાથમાં પૂણી પકડી જમણે હાથે તકલી કે બીજાં કશાં સાધન વગર ચપટી વતી રૂના રેસા ખેંચી વળ ચડાવવાનો પ્રયત્ન કરવો. થોડા પ્રયત્ન પછી સૂતર નીકળતું જાય છે. જમણો હાથ વળ ચડાવતો જાય અને સૂતર ખેંચતો જાય. સૂતર કાંતવાની આ પ્રાચીનમાં પ્રાચીન ક્રિયા છે. માટે આપણે એને આર્ષપદ્ધતિ કહીએ. આ પદ્ધતિએ દરેક જણે સૂતર ખેંચતાં શીખવું જ જોઈએ. આ આર્ષપદ્ધતિમાં સૂતર ખેંચવું અને વળ ચડાવવો એ જરાયે અઘરું નથી, પણ ચડાવેલો વળ ટકાવવો એ મુશ્કેલ કામ છે. એટલા માટે સૂતર વીંટી રાખવાનું હોય છે. સોપારી કે લખોટો લઈને એના પર સૂતર વીંટવામાં આવે, અને છેલ્લે વીંટેલું સૂતર ઊતરી ન જાય એટલા માટે આંટી પાડવામાં આવે તો તકલી વગર લખોટા ઉપર જ કાંતી શકાય છે. એ ક્રિયા બાળક પાસે કરાવવાને બદલે શિક્ષક પોતે કરી બતાવે તો બસ છે.

સાધન વગર ફક્ત બે હાથ વતી પૂણીમાંથી થોડુંક સૂતર કાંતતાં આવડ્યું એટલે પછી તકલીનું અણિયાળું નાક પૂણીમાં ભેરવી ધીમે રહીને એ જ ક્રિયા કરતાં શીખવવું જોઈએ. વધારે દિવસ જાય તોયે વાંધો નહીં, પણ આ ક્રિયા સરસ રીતે કરતાં બાળકે શીખવી જ જોઈએ. તકલીના નાક વતી રેસા પકડી હાથ બે હાથ સૂતર કાંતી લીધું એટલે પછી એ જ તકલી પર વીંટી તકલીની સામાન્ય ક્રિયા પર આવી જવું.

આ વખતે બાળકની મુખ્ય મૂંઝવણ તો પૂણીમાંથી સૂતર ખેંચવા જતાં પૂણી અને સૂતર અલગ થઈ તકલી જમીન પર પડી જાય એ છે. એનો ઉપાય એ છે કે તકલી જમીન પર અથવા રકાબીમાં અથવા નાળિયેરની છીછરી કાચલીમાં ઊભી રાખી, ડાબા હાથમાં પૂણી ઝાલી, જમણે હાથે તકલી ફેરવવી. તકલીને નીચેથી આધાર હોવાથી ભરાતી તકલીના બોજાની તાણ ધાગા પર નથી હોતી.

આવી રીતે જ્યાં સુધી કાંતવાનું હોય ત્યાં સુધી તકલીના ઉપલે છેડે નાક ન હોય એ વધારે સારું. રેંટિયાની ત્રાકની પેઠે સીધી અણી કાઢી હોય તોયે બસ છે. પાછળથી તકલી પર વીંટેલું સૂતર ઊતરી ન જાય માટે તકલીને છેડે નાક બનાવી એની સાથે સૂતર ભેરવી દેવું, અને પૂણીમાંથી સૂતર કાંતતા જવું.

ધાગો તૂટે તો તે સાંધવાની ક્રિયા કેમ બતાવવી એની વિગતમાં અહીં નહીં ઊતરીએ. આટલે સુધી આવ્યા પછી વિપુલકારી કાચ (મૅગ્નિફાઇંગ ગ્લાસ) વતી બાળકોને રૂના રેસા બતાવવા. રેસામાં સ્વાભાવિક અવળોસવળો વળ હોય છે તે તરફ તેમનું ધ્યાન ખેંચી, એ કારણે જ સૂતર કંતાય છે, વળ ચડે છે, ચડેલો વળ ટકે છે, એ બધું સમજાવી દેવું. બાળકોને તકલી પર કાંતતાં આવડી ગયું એટલે દરેક જણ શાળા-ને પાંચ પાંચ તકલી તૈયાર કરી દક્ષિણા તરીકે આપે એવો રિવાજ રાખવો.

તકલી પર કાંત્યા પછી અટેરણ પર તે સૂતર ઉતારવાની ક્રિયા બતાવવી. પછી

અટેરણ પરથી ફાળકી પર ઉતારવાની ક્રિયા બતાવવી. ફાળકી પરથી દડા કે કોકડાં ભરવાની ક્રિયા બતાવવી. આ રીતે સહેજે રમતાં રમતાં, પૃથક્કરણ કરતાં કરતાં બાળકોની બુદ્ધિ અને સૂઝ ખીલતી જશે, દરેક કામ અણીશુદ્ધ કરવાનો શાસ્ત્રીય રસ તેમનામાં જાગશે, અને ઝીણીઝીણી શોધો કરવા તરફ તેમનું બાળમાનસ દોડશે. જરાક નવું સૂઝયું એટલે તેઓ દોડતાં આવીને આપણને કહેશે. એમાં જો એમને વિરસ ન કરીએ તો એ દિશાએ પણ તેઓ ખીલશે. અને શિક્ષકને તો આ કુમળા કમળનો વિકાસ જોવામાં રસનાં સરોવર મળશે.

સાચા અધ્યાપકને આ જ એની સેવાનું વળતર છે.

## ઉદ્યોગશિક્ષણ કેમ અપાય?

[એક પત્ર]

તમારા વિદ્યાલયમાં ઉદ્યોગ દાખલ કરવામાં આવતી મુશ્કેલીઓ વિશે જાણ્યું. અક્ષરજ્ઞાન અને ઉદ્યોગનું મિશ્રણ એ કેળવણીમાં મોટામાં મોટી ક્રાન્તિ છે. એમાંથી જ આપણને ભણતરની તેજસ્વિતા સાંપડવાની છે એટલે આપણી બધી બુદ્ધિ-શક્તિ અને વ્યવસ્થાશક્તિ એ પ્રયોગ પાછળ ખર્ચાવી જોઈએ.

તમારે ત્યાં ઉદ્યોગને એક જ કલાક આપ્યો છે ત્યાં જ નિષ્ફળતાનું બીજ છે. વિદ્યાર્થીઓ કંટાળશે, થાકી જશે એ બીકે અથવા અક્ષરજ્ઞાનને પૂરતો વખત ન મળે એ બીકે ઉદ્યોગનો વખત ઓછો રાખવો એ ઉદ્યોગની સંસ્કારશક્તિ વિશેની અશ્રદ્ધા સૂચવે છે. ભાષા, ગણિત, વિજ્ઞાન, ઈતિહાસ વગેરે વિષયોમાં જે અને જેટલી સંસ્કારશક્તિ છે તે જ જાતની અને તેના કરતાં વધારે શક્તિ પદ્ધતિસર કેળવાતા ઉદ્યોગમાં રહેલી છે. એ વાત જો ગળે ઊતરે તો દિવસના ચાર કલાક ઉદ્યોગને જરૂર અપાય. કેવળ અક્ષરજ્ઞાનથી જ ટેવાયેલા વિદ્યાર્થીઓ શરૂઆતમાં સામા થશે. માબાપ છોકરાઓને ઉઠાડી લેવાની બીક બતાવશે, સંસ્થા તૂટી જશે કે કેમ એવી ચાલકોના મનમાં બીક પેદા થશે, સાક્ષર આગેવાનો સંસ્થામાં કેળવણી રહી નથી એવી બૂમો જગાવશે. છતાં દૃઢતાથી ઉદ્યોગને સ્થાન આપવું જ જોઈએ. પ્રગતિનો પંથ કાંટાળો ન હોત તો તેમાં પુરુષાર્થને સ્થાન જ ન હોત. આગળ જતાં જ્યારે લોકોની ખાતરી થશે કે અક્ષરજ્ઞાન ડૂબી નથી ગયું પણ વધારે તેજસ્વી થયું છે, માબાપની જ્યારે ખાતરી થશે કે આ નવી કેળવણીને લીધે છોકરાઓના હાથપગની કે હૃદયની અપંગ દશા નીકળી ગઈ છે અને વિદ્યાર્થીઓની પણ ખાતરી થશે કે ઉદ્યોગમાં રસ છે, રમત છે, આનંદ છે અને સંસ્કારિતા છે, ત્યારે બધા જ રાજી થશે અને ઉપકાર માનશે. સર્જનનો આનંદ અંતે ટકાઉ અને ચેપી હોય છે.

અમારે ત્યાં નિત્યકર્મ અથવા યજ્ઞ તરીકે કાંતવા પાછળ ચાળીસ મિનિટ અપાય છે. એના ઉપરાંત ઉદ્યોગને બે જ કલાક આપી શક્યા છીએ. પણ એ બે કલાકમાં એક મિનિટ પણ ઓછી ન થાય એવો આગ્રહ છે. વિશિષ્ટ પરિસ્થિતિને લીધે મારે બે કલાકથી શરૂઆત કરવી પડી. પણ ત્રણથી ચાર કલાક ઉદ્યોગને સહેજે અપાય – આપવા જ જોઈએ એ વિશે શંકા નથી. વિનય મંદિરમાં તો ખાસા ચાર કલાક – ૨૪૦ મિનિટ – રોજ સુખેથી અપાય. અને ઉદ્યોગ શીખવનાર અધ્યાપકો ગણિત, ભૂમિતિ, આલેખન, નામું ઈત્યાદિ વિષયોમાં પણ જો પ્રવીણ હોય તો આ ચાર કલાકમાં જ કેળવણીનો મોટો ભાગ પૂરો કરી શકાય. રૂઢ કેળવણીમાં સાહિત્યનું તત્ત્વ વધારે પડતું છે, શબ્દ અને કલ્પનાનો જ વિસ્તાર મોટે ભાગે છે એ દોષ છે. કેળવણીમાં કુદરત સાથેનો પરિચય, ઈન્દ્રિયો ઉપરનો કાબૂ, હસ્તકૌશલ્ય, ઉદ્યોગ, પ્રયોગ, ધ્યાન અને સંશોધન એ મુખ્ય તત્ત્વો હોવાં જોઈએ. પછી એમાં વ્યવસ્થાશક્તિ અને સંગઠનશક્તિ ઉમેરીએ એટલે કેળવણી સંપૂર્ણ થઈ. એટલું જે દિવસે આપણા કેળવણીકારો સમજશે તે દિવસે કેળવણીમાં તો ક્રાન્તિ થશે જ, પણ સાહિત્યમાં પણ નવું તેજ આવશે, કલ્પનાનું કલ્પવૃક્ષ થશે; અને સમાજમાં નવું દૈવત દેખાશે.

ઉદ્યોગમાં જ્યાં સુધી ઓછામાં ઓછા ત્રણ કલાક નહીં આપીએ ત્યાં સુધી ઉદ્યોગનો કંટાળો જવાનો નથી. શરૂઆતમાં વિદ્યાર્થીઓ થાકે છે; પણ એ થાક બરાબર શારીરિક થાક જેવો લાગતા છતાં વાસ્તવિક એ માનસિક થાક જ હોય છે. એવે વખતે છોકરાઓ પાસેથી જબરદસ્તીથી કામ ન લેવાય, કેમ કે એ માનસિક થાક હોય છે સાચો; પણ એમને ઉદ્યોગના વર્ગમાંથી રજા પણ ન અપાય. થાકે એટલે ઉદ્યોગના વર્ગમાં બેઠા બેઠા આરામ કરે. એ વખતનો વાંચવામાં કે બીજી રીતે 'ઉપયોગ' કરવાની છૂટ ન જ હોય. માનસિક થાક કાળે કરીને જલદી ઊતરી જાય છે, ગરમ લોહીને આરામનો કંટાળો આવે છે, અને ફરી ઉદ્યોગ કરવાનું મન થાય છે. આટલું થયું એટલે વિદ્યાર્થીનો પુનર્જન્મ થયો સમજવો. એ દ્વિજ બન્યો. ત્યાર પછી જ એ સાચી પ્રગતિ કરે છે. ઉજળિયાત કોમોમાં વાતાવરણને લીધે જ છોકરાઓ બેઠાડુ બનેલા હોય છે. ઉદ્યોગના સંસ્કારથી એ દ્વિજ બની શકે છે. વસિષ્ઠ, વિશ્વામિત્ર, ધૌમ્ય, ઉષસ્તિ, વેદ, કામલાયન, સત્યકામ જાબાલ વગેરે બધા પ્રાચીન મુનિઓ ઉદ્યોગપરાયણ ખડતલ જીવન ગાળતા, તેથી જ તેઓ નિષ્પાપ હતા અને ક્રાન્તદર્શી થયા. વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણો કૃષિવિદ્યા અને ધનુર્વિદ્યા પણ કેળવતા અને પગપાળા યાત્રા તો એમનો નિત્યનો આનંદ.

ઉદ્યોગનું વાતાવરણ તમારે ત્યાં જમાવવું હોય તો બધા શિક્ષકોએ અને ઘણાખરા સંચાલકોએ જાતે ઉદ્યોગ શીખવાની શરૂઆત કરવી જોઈએ. ઉજળિયાત લોકોએ યજ્ઞાર્થે કાંતવું જોઈએ, એ ગાંધીજીના આગ્રહ પાછળ જે લોકસંગ્રહનું તત્ત્વ છે ને જ અર્થ પણ છે. यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः । स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

એટલે કે આચારથી જ પ્રમાણ એટલે આદર્શ બાંધી શકાય. વિદ્યાર્થીઓ તો પાછળ પાછળ આવવાના. તમે જાણો છો કે એક વખતના ક્ષયરોગને લીધે મારી છાતીમાં નબળાઈ છે છતાં વિદ્યાપીઠમાં ઔદ્યોગિક શિક્ષણના શરૂઆતના છ મહિના મેં રોજ બબ્બે કલાક વાંસલો, કરવત, અને રંદો ચલાવ્યાં છે. વચમાં બીજું કામ વધી પડવાથી મારે એ છોડવું પડયું. છોડયાની વાતાવરણ ઉપર માઠી અસર હું જોઉં છું. અને તેથી ઉદ્યોગ ફરી શરૂ કરવાનો મારો સંકલ્પ છે. શિક્ષકો પોતે દાખલો બેસાડી બેઠાડુ વાતાવરણનો ભંગ ન કરે તો કશું થવાનું નથી. અમારે શરૂઆતમાં જબરદસ્ત વિરોધ સામે ટક્કર ઝીલવાની હતી. તમારે એવી કશી અગ-વડ વેઠવાપણું નથી. અહીં શહેરી સંસ્કૃતિનો અંગમહેનત પ્રત્યેનો સર્વવ્યાપી અણગમો પચાવવો છે. એ હળાહળ તમારે ભાગે નથી એટલે તમને તો મુબારકબાદી જ આપવી ઘટે છે. પણ સાચે જ ઉદ્યોગ એ અમૃત શું અમૃતસંજીવની છે. એને માટે ગમે તે કષ્ટ સહન કરાય. સુધાપ્રાપ્તિની એ શરત જ છે.

એક વસ્તુ વિદ્યાર્થીઓ આગળ સ્પષ્ટ કરવાની જરૂર છે કે કુશળમાં કુશળ કારીગર જેટલી કાબેલિયત બતાવે તેટલી તો તેઓ જરૂર કેળવે. ધંધામાં ઊતરે તો સરસ રીતે તે ધંધો પણ જરૂર કરે. પણ તેમનું કામ તો આમપ્રજાને હુન્નરોની કે કારીગરીની દીક્ષા આપવાનું છે. આજકાલ સામાન્ય કેળવણી લેનાર વિદ્યાર્થીઓ એક જ ચિંતા કરે છે કે પોતાની કમાણી કેમ વધે? આપણા રાષ્ટ્રીય વિદ્યાર્થીઓ સમાજસેવકો હોઈ — સ્વરાજયસેવકો હોઈ સમાજના ગરીબ અને ભૂખે મરતાં કરોડો ભાઈબહેનોની કમાણી કેમ વધે એની ચિંતા એમણે કરવાની છે. આ આદર્શ મગજ ઉપર ઠસે નહીં ત્યાં સુધી પોતાના કાર્યની, પોતાની કેળવણીની અને પોતાના જીવનની મહત્તા અને પ્રતિષ્ઠા તેઓ ન સમજી શકે. અને પોતાના કાર્યની મહત્તાના અને પવિત્રતાના ભાન વગર માણસ ત્યાગ, સેવા કે ઉદ્યોગ બરાબર કરી જ ન શકે. પોતે ગરીબનો બેલી છે, સ્વરાજનો સૈનિક છે, સ્વાતંત્ર્યયજ્ઞનો બલિ છે, એ વિશ્વાસ અને ખાતરીથી વિદ્યાર્થી આપણી આપેલી કેળવણી લે છે. પેટ અને પ્રતિષ્ઠાનો જ સવાલ હોય તો વિદ્યાર્થીઓ આપણી પાસે આવે જ શા માટે અને ટકે શી રીતે? ઉદ્યોગ માટે સારામાં સારા શિક્ષકો મળવા જોઈએ એ ખરું છે, કેમ કે ઉદ્યોગમાં 'ત્રીસ કે તેત્રીસ ટકે પાસ' નહીં ચાલે. કુશળતા એટલે પૂરેપૂરી કુશળતા જોઈએ છે. ઉદ્યોગશિક્ષકો સરસ કારીગર પણ હોય અને શિક્ષક પણ હોય. પણ એ વર્ગ આપણી પાસે નથી. આપણા વિદ્યાર્થીઓમાંથી એ તૈયાર થવાનો છે. ત્યાં સુધી એક જીવતો ઉદ્યોગપ્રેમી શિક્ષક અને નિર્વ્યસની પ્રામાણિક કારીગર મેળવીને બેનો એક ઉદ્યોગશિક્ષક બનાવવો જોઈએ. ઉદ્યોગ ઉપર જેની શ્રદ્ધા છે એવો એક શિક્ષક ચિત્તશાઠય ન કરનાર કારીગરને સાથે લઈને બેસે અને વિદ્યાર્થીઓને ભણાવે — ભણાવે શું બતાવે — કે કામ કઈ રીતે કરાય, કઈ રીતે શીખાય અને એમાંથી શું મળી શકે. દિલચોરી ન કરનાર કારીગર ન મળે તો કંઈ નહીં. શિક્ષક —

પોતાની પથારી પાથરી. બીજે દિવસે સવારે મળસકે ઊઠયો, નાહીધોઈ, તિલક કરી નિશાળમાં કે શાસ્ત્રી પાસે ગયો.

"ગુરુજી! મારે ભણવું છે."

"શું ભણવું છે?"

"સંસ્કૃત" કે "અંગ્રેજી" જે હશે તે.

ગુરુજી કહે, "ઠીક, બેસ ભણવા. તું કયાં રહે છે?"

"હું કાલે જ આવ્યો છું. મુરલીધરના મંદિરમાં ઊતર્યો છું."

ગુરુજી પાસેથી પ્રથમ પાઠ લઈ છોકરો દસ વાગ્યે પાછો આવ્યો. હાથપગ ધોઈને અબોટિયું પહેરી હાથમાં ઝોળી લઈને બહાર નીકળ્યો. ઝોળી એટલે બે હાથ ચોરસ એક લૂગડું. એના બબ્બે છેડાની ગાંઠ વાળે છે ને વચ્ચે થાળી મૂકે છે. એક હાથમાં અંદરથી કલાઈ કરેલો એક લોટો હોય. આ લોટાને ત્યાં તપેલી કહે છે. આટલું સાહિત્ય લઈને જે પોળમાં તે રહેતો હોય (પોળને ત્યાં આળી કહે છે. સંસ્કૃતમાં आवली, आलयावली, ઘરોની હાર.) ત્યાં બારણા આગળ ઊભો રહીને છોકરો સ્પષ્ટ અને શુદ્ધ અવાજથી પોકારે છે:

ॐ भवति भिक्षां देहि।

તરત જ એક મોટું પીતાંબર પહેરેલી સ્ત્રી ઘરમાંથી બહાર આવે છે અને પૂછે છે: "अरे मुला, तू नवीन दिसतोस. तू कुठला? इकडे कोणाकडे शिकतोस?" બિચારા ગુરુજીએ જેટલા પ્રશ્ન નહીં પૂછેલા તેના કરતાં બમણા પ્રશ્નનો જવાબ તેને અહીં આપવો પડશે. પ્રશ્નોમાં તિરસ્કાર બિલકુલ નહીં. સહાનુભૂતિ પણ નહીં. તે તો છોકરાએ મેળવવી રહી.

છોકરાએ ટૂંકામાં પણ નિખાલસ દિલથી બધા જવાબ આપ્યા ત્યારે 'કાકુ' અંદર ગઈ અને એણે કડછી ભાત, રોટલાનો એક નાનો કકડો, અને એકબે કડછી ખાટી દાળ એટલું છોકરાને આણી આપ્યું. રોટલા ઉપર ઘીનાં એકબે ટીપાં તો હોય જ. તમે કહેશો કેટલી કંજૂસાઈ! હા, કંજૂસાઈ તો ખરી, પણ આવા પાંચ-દસ છોકરાઓ તો માધુકરી માટે આવવાના, અને ઘરનાં કાકુ બધાને થોડું થોડું આપ્યા વિના ન રહે.

આટલું લીધું અને ગયો તે છોકરો બીજાને ત્યાં. ત્યાં પણ ॐ भवति भिक्षां देहि! ત્યાં પણ એવા જ સવાલ અને જવાબ. ત્યાં પણ એને એટલો જ ભાત, એટલો જ રોટલો અને એટલું જ ઘી મળ્યું. ખાટી દાળને બદલે અહીં શાક મળ્યું. ત્રીજાને ત્યાં ગયો. ત્યાંની કાકુએ કહ્યું, "હજુ રસોઈ તૈયાર થઈ નથી. પણ જોઈતો હોય તો થોડો ગોળ આપું."

છોકરો પાંચછ ઘર ફર્યો અને તેને બે ટંક પૂરતું ખાવાનું મળી ગયું. ઉતારે આવ્યો અને જે મળ્યું હતું એમાંથી કેટલાક રોટલાના કકડા, ગોળ અને શાક તેણે સાંજને માટે કેળના પાંદડા ઉપર નોખાં રાખી મૂક્યાં. બાકીનું ખાઈ, થાળી ઊટકી, એ જ થાળીમાં સાંજનું ખાવાનું મૂક્યું અને ઝોળી ખીંટી પર મૂકી દીધી, કેમ કે

એને બિલાડીની મહેમાનગીરી કરવી ન હતી. ફરી બપોરે ભણવા ગયો. ત્યાં નિશાળના કેટલાક છોકરાઓ સાથે મૈત્રી કરી. સાંજે બધા છોકરા સાથે સારી પેઠે રમ્યો. એની રમવાની હોશિયારી જોઈ બધા છોકરા એના ઉપર ખુશખુશ થઈ ગયા. છોકરાઓએ પૂછ્યું, "તું કોણ? કયાંનો? હમણાં કયાં રહે છે?"

મહારાષ્ટ્રમાં આવી માધુકરી માગી ખાવું અપમાનભરેલું ગણાતું નથી. ગરીબાઈ એ કંઈ પાપ નથી. આળસ પાપ છે. છોકરો કોઈ એક ઘર ઉપર આધાર રાખતો નથી, કેમ કે તેથી એને પરતંત્ર થવું પડે, ને ઘરના લોકોની ખુશામત કરવી પડે, અને ઘણો વખત પણ ગુમાવવો પડે; જમવાનો, ભણવાનો, નિશાળે જવાનો વખત ન સચવાય. માટે એ પાંચદસ ઘર ફરે છે. એને જાતજાતનું ખાવાનું મળે છે, બધા લોકો સાથે એને ઓળખાણ થાય છે, અને એથી વિશેષ તો એ કે જેટલાને ત્યાંથી એ ખાવાનું લઈ આવે છે તેટલાની એના પર દેખરેખ રહે છે. આ બધા લોકોની માયા મેળવવી અથવા મળતી માધુકરી ગુમાવવી એ એના ચારિત્ર્ય અને ઉદ્યોગ ઉપર છે. છોકરો માંદો પડે તો આ પાંચદસ ઘરમાંથી કોઈ ને કોઈ તેની સારવાર તો કરે જ. પણ માધુકરી છોકરો માંદો પડે જ શા માટે?

ત્રીજે દિવસે રજા હતી. તે દહાડે આપણો છોકરો નવા કરેલા કેટલાક દોસ્તોને ત્યાં ગયો. તેને ત્યાં જોઈતી જૂની ચોપડી મળી ગઈ. અમરકોષ અથવા 'ડિક્ષનરી' જેવી ચોપડી તો એને મળે જ નહીં. પણ કાંઈ ફિકર નહીં. બપોરે કે રાત્રે કોઈ પણ છોકરાને ત્યાં જઈ ડિક્ષનરીમાંથી એ શબ્દ ખોળી કાઢશે. છોકરાનું ભણતર ઠીક ચાલ્યું. પણ એને વ્યાકરણ કંઈ ઠીક આવડે નહીં. હવે શું કરવું? પેલો દેશપાંડેનો ગણપત વ્યાકરણમાં હોશિયાર છે. એ રોજ અર્ધો કલાક આપશે તો બે મહિનામાં હું તૈયાર થઈ જઈશ, છોકરો ગયો ગણપતને ત્યાં અને કહ્યું : "ગણપત, હું તારે ત્યાં રોજ દેવપૂજાને માટે ફૂલ અને તુલસી આણી આપીશ. મને તું વ્યાકરણ ભણાવીશ?" ગણપતે કહ્યું, "ખુશીથી."

બે મહિનામાં છોકરાનું વ્યાકરણ પાકું થયું. એક દિવસ ગણપતના દાદાએ છોકરાને પૂછ્યું, "તને દેવપૂજા આવડે છે?" છોકરાએ કહ્યું, "ના જી, હું તો ફક્ત સંધ્યા અને રામરક્ષા ભણ્યો છું." ડોસાએ કહ્યું, "ત્યારે અમારા ગણપતને પુરુષસૂક્ત ભણાવવા રામભટ શાસ્ત્રી આવે છે એની પાસે તું પણ આવીને ભણજે." ડોસો મનમાં કહે, "છોકરો ચાલાક લાગે છે, બે મહિનામાં વ્યાકરણ શીખી ગયો. ગણપત સાથે વેદ ભણશે તો ગણપત પણ ખંતથી અભ્યાસ કરશે. સ્વાર્થ પણ થયો અને પરમાર્થ પણ થયો."

ધીમે ધીમે છોકરાનું શરીર, એનું ભણતર, એનું ચારિત્ર્ય અને એની કીર્તિ વધતાં ગયાં. સ્વાભાવિક રીતે એના દશબાર વાલીની એના તરફ સહાનુભૂતિ પણ વધી. છોકરાનું ચારિત્ર્ય અને તેની હોશિયારી જોઈ ગણપતના દાદાએ તેને કહ્યું, "અલ્યા, તું મંદિરમાં રહે છે એના કરતાં અમારે ત્યાં આવીને રહે. અમારે ત્યાં જ તું જમ અને રોજ સવારની દેવપૂજા કર." છોકરો કહે, "તમારે ત્યાં રહેવા તો

આવું, પણ તમારે ત્યાં જમવાનું બહુ મોડું થાય છે. માટે હુ તો માધુકરી માગીને જ ખાઈશ. તમારે ત્યાં હું દેવપૂજા કરીશ, તેને બદલે તમે મને પહેરવાનાં કપડાં અને લાઈબ્રેરીના ચાર આના આપશો તો ઠીક થશે.”

ઘણાં વરસ આવી રીતે ગયાં. હવે તે છોકરો શહેરનાં એકબે છોકરાને ગણિત ભણાવે છે. તેમાંથી એને દસબાર રૂપિયા મળે છે. છતાં એણે માધુકરી છોડી નથી. માધુકરી તો અન્નપૂર્ણા દેવી છે. છસાત વરસ પછી તે છોકરો ગણપત સાથે ફરગ્યુસન કૉલેજમાં ગયો. ત્યાં રેસીડન્સીમાં (છાત્રાલયમાં) સાત કલબ છે. ત્યાં પણ ગણપતની ઓળખાણને લીધે બધી કલબમાં એને વાર મળ્યા. વાર એટલે અઠવાડિયામાં એક એક કલબમાં એકએક દિવસ મફત જમવાની રજા. એટલે દરેક કલબમાં એક મહિનામાં કુલે ચાર દિવસ જમે. મફત જમે છે તેથી તે કંઈ કોઈનો ઓશિયાળો નથી. ચર્ચા-પરિષદમાં તે આગળપડતો ભાગ લે છે, પ્રતિસ્પર્ધીઓનો સખત વિરોધ કરે છે, અને પોતાના મત વિશે અભિમાન ધરાવે છે. છોકરાઓને ભણાવીને મેળવેલા પૈસાથી એણે પ્રથમ સત્રની ફી આપી. સત્રાંત પરીક્ષામાં એનો નંબર ત્રીજો આવવાથી અને છાત્રવૃત્તિ (સ્કૉલરશિપ) મળી, અને ધીમે ધીમે તે એક પ્રખ્યાત વિદ્વાન બની ગયો.

આજે એને સારો પગાર મળે છે. એને ત્યાં ત્રણ વિદ્યાર્થીઓ રહે છે અને ઉપરાંત દસ વિદ્યાર્થીઓને માધુકરી મળે છે.

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥

મારા એક વિદ્યાગુરુ રાવજી બાળાજી કરંદીકર એ જ રીતે બેલગામમાં ભણેલા અને ત્યાં જ તેઓ અમારી સરદાર્સ હાઈસ્કૂલના હેડમાસ્તર થયા હતા. જે તપેલીમાં તેઓ માધુકરીની ખાટી દાળ લેતા તેમાં રૂપિયા ભરીને તેમણે તે બ્રાહ્મણોને દાન આપ્યા. ઘરમાં કાંઈક કંજૂસાઈથી રહેતા, એટલા માટે પડોસીઓ તેમની નિંદા પણ કરતા. પણ જ્યારે તેઓનો સ્વર્ગવાસ થયો ત્યારે તેઓ પોતાની જિંદગીની કમાણી પોણો લાખ રૂપિયા શિક્ષણના કાર્યને માટે દેશને સારુ મૂકી ગયા હતા. શ્રદ્ધાપૂર્વક તેમને હું પ્રણામ કરું છું.

## છાત્રાલયોનું ચારિત્ર

भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ।

જે પોતા પૂરતું જ રાંધે છે તે પાપ ખાય છે. એવું વચન મોઢામાંથી કાઢતી વખતે ભગવાન શ્રીકૃષ્ણની મુખમુદ્રા પર કેવો ભાવ છવાયો હશે? વ્યક્તિ, કુટુંબ, ન્યાત કે રાષ્ટ્ર પોતા પૂરતો જ વિચાર કરે તે પાપી છે, તેનો અધ:પાત છે. આપણે ત્યાં કેટલીક ન્યાતો વ્યાપક દાનને લગભગ ભૂલી ગઈ છે.

જીવનકલહમાં પોતાની ન્યાત સરસાઈ ભોગવે એ ઈચ્છાથી જ્યારે ન્યાતનાં ફંડો અને બોર્ડિંગો સ્થાપીએ છીએ ત્યારે ગરીબ, પછાત અને હડધૂત એવી સેવક-ન્યાતો પ્રત્યે પોતાનું કંઈક કર્તવ્ય છે એ ન્યાતના અગ્રણીઓના ધ્યાનમાં હોય છે ખરું? ગમે તેવો જૂનો રિવાજ ટકાવવા ખાતર શાસ્ત્રવચનો આગળ કરનાર લોકોએ યાદ રાખવું ઘટે છે કે ગૃહસ્થધર્મ પ્રમાણે દેવપિતરોને ભોગ ચડાવ્યા પછી, અતિથિઓનો સત્કાર કર્યા પછી અને વર્ણગુરુઓ અને નોકરોને જમાડયા પછી જે રહે તે જ ગૃહસ્થધર્મીએ જમવું ઘટે છે. કાગડાને તેમ જ કૂતરાને બલિ આપ્યા પછી જમનાર ધાર્મિકોએ, જેમની હમેશ સેવા લઈએ છીએ એવા અંત્યજોને જમાડયા વગર તો ન જ જમવું જોઈએ.

આ નિયમ જેટલો કુટુંબ માટે છે તેટલો ન્યાતને માટે પણ છે. ન્યાતને માટે છાત્રાલયો ખોલતી વખતે અંત્યજોની કેળવણી માટે આપણે શું કર્યું છે, એમને માટે કંઈ શિષ્યવૃત્તિઓ રાખી છે કે નહીં એનો વિચાર કરવો ન ઘટે? જો દરેક ન્યાતનું છાત્રાલય પોતાના ફંડમાંથી અને વાર્ષિક આવકમાંથી વીસમો ભાગ પોતાના અંત્યજ ભાઈઓ માટે અર્પણ કરવાનું નક્કી કરે તો તે ન્યાતનું અને ન્યાતના યુવકોનું ચારિત્ર જરૂર કાંઈક સુધરશે.

भरणं पोष्यवर्गस्य प्रशस्तं स्वर्गसाधनम् ।
नरकः पीडने तस्य तस्माद् यत्नेन तं भरेत् ॥

સેવકવર્ગનું ભરણપોષણ કરવું એ ઉન્નતિનું ઉત્તમોત્તમ સાધન છે. એમને નિચોવી ખાવાથી નરકે જવાય છે માટે સેવક કોમોને પ્રયત્નપૂર્વક સુખી કરવા.

## હિંદુ ધર્મની રક્ષા

[અમરેલી મુકામે ભરાયેલા બીજા છાત્રાલય સંમેલનમાં હરિજનોને સાથે બેસાડવા કે નહીં એ વિશે ઘણા દિવસ સુધી ચર્ચા થઈ હતી અને અંતે એવું નક્કી થયું હતું કે હરિજનો તો સર્વ સભ્યો સાથે જ છૂટથી બેસશે. જે લોકોને હરિજનો સાથે બેસવામાં વાંધો જ હોય તેમને માટે અલગ બેસવાની એક બાજુ ઉપર સગવડ રાખવામાં આવે છે. એ પ્રસંગને ઉદ્દેશીને તા. ૨૭–૨–૧૯૨૮ના દિવસે સંમેલનના પ્રમુખસ્થાનેથી લેખી વ્યાખ્યાન વાંચતાં પહેલાં કરેલું પ્રાસ્તાવિક ભાષણ.]

ઘણા કહે છે તેમ હું એક વિચારક છું, સમાજસેવાની દૃષ્ટિએ વિચાર કરું છું અને દૃષ્ટિ જેટલે સુધી પહોંચી શકે તેવો વિચાર કરી સેવાની દૃષ્ટિએ જ કેટલીક વસ્તુઓ આપની આગળ રજૂ કરવા માગું છું. આપણાં છાત્રાલયો સામાજિક પરિસ્થિતિનો અમુક અમુક સવાલોનો ઉકેલ આણવા મથે છે. સમાજધર્મનો વિચાર

કરતાં જે વસ્તુ મને અત્યંત અગત્યની જણાય છે તે મારે સમાજ સમક્ષ મૂકવી જ જોઈએ. એ મારો ધર્મ છે. એમાં હું ન ચૂકી શકું.

મારી દૃષ્ટિ આગળ આજે મહત્ત્વનો વિષય અસ્પૃશ્યતાનો છે. મારે હિંદુ ધર્મની સેવા કરવી છે. હિંદુ ધર્મમાં બધા જ વર્ણોનો સમાવેશ થાય છે. મહારાષ્ટ્રમાં, મારા મિત્રો કોક કોક વાર કહે છે કે અમારા મનમાં ઉચ્ચનીચ ભાવ નથી પણ સમાજને સાથે રાખીને જ ચાલવું રહ્યું એટલે સમાજ ખાતર અમે ઉચ્ચનીચનો ભેદ પાળીએ છીએ. હું એમને કહું છું કે તમે કેવળ બ્રાહ્મણ સમાજનો વિચાર કરો છો અને બીજી બધી ન્યાતોનું અપમાન કરો છો અને આ રીતે દહાડે દહાડે તમે હિંદુ-સમાજને તોડતા આવ્યા છો. શું કોઈ ન્યાતને કે વ્યક્તિને એ ગમે છે કે બીજા એમને ઊતરતા અને હીન ગણે?

આજની આ સભામાં હરિજનો ભલે ઓછા હોય, છતાં એમને સાથે લીધા વગર આપણે આગળ ચાલવાનો વિચાર કરીએ તો તેમાં આપણે ફાવવાના નથી. ધર્મમાં અન્યાય કરવાનું હોઈ ન શકે. હરિજનો પ્રત્યે હડહડતો અન્યાય કરી આપણે કેમ કહી શકીએ કે આપણે ધર્મનું પાલન કરીએ છીએ? જો ત્રણે વર્ણ સંગઠિત થાય અને ચોથા વર્ણને અથવા હરિજનોને હડધૂત રાખે એ તો હિંદુ ધર્મના ભુક્કા કરવા જેવું છે. હિંદુસમાજ એ રીતે એક દિવસ પણ ટકે નહીં.

હું કાંઈ આપનો શત્રુ નથી. હું તો આખા સમાજનું ભલું થાય એમ ઇચ્છું છું. અત્યારે મારી મુશ્કેલી આ છે, કે આપ લોકો, જેમની હું સેવા કરવા ઇચ્છું છું તેઓ પોતાને હાથે પોતાનું અહિત કરી રહ્યા છે. આપ તે જોઈ શકતા નથી. હું જોઉં છું માટે અળખામણો થઈને પણ સાચા સેવક તરીકે મારે આ બધું સ્પષ્ટ કહેવું જ જોઈએ. જે કાર્ય એક દિવસે પરપ્રયત્નથી કરવું પડે તે આજે સ્વેચ્છાથી કરવું એ વધારે સારું છે. આ દેશમાં હવે પછી અસ્પૃશ્યતા ટકવાની નથી. ન ટકવી જોઈએ. કેમ કે અસ્પૃશ્યતા ટકાવવામાં ભારે અધર્મ છે. મારી નમ્ર પ્રાર્થના છે કે સૌ સમાજનું હિત સમજો અને આજે વખતસર સ્વેચ્છાપૂર્વક આ વર્ણને અપનાવો.

આ સંમેલન ભરવાનું નક્કી થયું ત્યારે મેં નાનાભાઈને કહ્યું કે તમે જે કાંઈ શરત મૂકશો તે હું સ્વીકારીશ. મારે મારી શરત કબૂલ કરાવીને વિજય જોઈતો નથી. મારે તો લોકોના હૃદય સુધી પહોંચવું છે. મારે એમને સમજાવવું છે કે ચાતુર્વર્ણ્યની રક્ષા કરવાથી જ હિંદુસમાજની, હિંદુસ્તાનની રક્ષા થશે. ચારે વર્ણ મળે ત્યારે જ એક સમાજ થાય છે એ સમજીને તમે પોતાના જીવનમાં ફેરફાર કરો એમ હું ઇચ્છું છું. રૂઢિ ધર્મ હિંદુ ધર્મને ગૂંગળાવી મારે છે. એ રૂઢિ ધર્મને દફ-નાવીએ તો જ હિંદુ ધર્મ જીવી શકે એમ છે.

જેઓ મારી પેઠે અસ્પૃશ્યતાનિવારણમાં માને છે તેમને પણ મારે અહીં બે શબ્દ કહેવા જોઈએ. તમે સામા પક્ષને પ્રેમથી જીતવાનો પ્રયત્ન કરો. કોઈને મોણું ન મારો, રૂઢિવાદીઓની નિંદા નહીં કરતા. ધીરજથી એમને સમજાવો, મુશ્કેલી એ

છે કે જેઓ અસ્પૃશ્યતાનિવારણનું મહત્ત્વ સમજે છે, ધર્મનું શુદ્ધ રહસ્ય સમજે છે તે બધા તે પ્રમાણે પોતાના જીવનમાં ફેરફાર કરતા નથી. જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરતા નથી. મગજ કબૂલ કરે પણ જીવનમાં ઉતારવાની જેની હિંમત નથી તે મોળો છે. એમને લીધે જ આપણો સમાજ આજની હીન દશાએ પહોંચ્યો છે. આપણામાં જો જીવનપરિવર્તન કરવાની હિંમત હશે તો એની અસર રૂઢિવાદીઓ ઉપર પડવાની જ.

## છાત્રાલયો અને સામાજિક જીવન*

**ભાઈઓ અને બહેનો,**

છાત્રાલય સંમેલનની કલ્પના ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના જેટલી જ જૂની છે. શ્રી જગજીવનદાસભાઈના શુભ સંકલ્પનું તે ફળ છે. વઢવાણની રાજકીય પરિષદના અરસામાં સંમેલનની કલ્પનાએ કંઈક મૂર્ત સ્વરૂપ પકડ્યું. પ્રથમ વિચાર તો વિદ્યાપીઠ તરફથી જ છાત્રાલય સંમેલન ભરવાનો હતો. પણ અનેક કારણસર એ વાત રહી ગઈ. સત્યાગ્રહાશ્રમમાં પણ હું સંમેલનને બોલાવી ન શક્યો. અમારો ઉદ્દેશ પ્રથમ સંમેલનના પ્રમુખ તરીકે શ્રી નાનાભાઈને નીમવાનો હતો. છાત્રાલયોનો પ્રશ્ન જેટલો એમણે પોતાનો કર્યો છે તેટલો આખા ગુજરાતમાં બહુ જ થોડા લોકોએ કર્યો હશે. શ્રી મોતીભાઈ અને નાનાભાઈનાં નામ સાથે મૂકી શકાય એવું ત્રીજું નામ હોય તો તે હું જાણતો નથી.

પણ બન્યું એવું કે નાનાભાઈને સંમેલન પોતાને ત્યાં બોલાવવું પડ્યું, અને શ્રી રામનારાયણભાઈને પ્રથમ પ્રમુખનું માન મળ્યું. જૂનું વચન પાળવા ખાતર મારે આ વર્ષે પ્રમુખપદ સ્વીકારવું પડ્યું, એટલે આ વર્ષે પણ નાનાભાઈ રહી ગયા. તેમ છતાં આપણે સૌ જાણીએ છીએ કે સંમેલનના બુદ્ધિદાતા અને વિઘ્નહર્તા શ્રીગણેશ તો નાનાભાઈ જ છે. તેમની દૃષ્ટિ, તેમનો અનુભવ અને તેમની કુશળતા આપણી મદદમાં છે, એટલે આપણે નિશ્ચિત થઈ શકીએ છીએ.

છાત્રાલય સંમેલનના પ્રમુખ તરીકે મને પસંદ કરવા માટે હું આપ સૌનો અને ખાસ કરીને ભાઈશ્રી જગજીવનદાસનો અત્યંત આભારી છું. છાત્રાલયો વિશેનો મારો અનુભવ સળંગ દીર્ઘકાળનો જરાયે નથી. જે છે તે તૂટક પણ વિવિધ છે. છતાં આપે પ્રેમપૂર્વક મને સંભાર્યો એ આપનું માયાળુપણું સૂચવે છે. એ માયાનો બદલો આ સમાજને કષ્ટ આપીને વાળવાનું મારા ભાગ્યમાં ન રહે એમ હું પ્રભુ પાસે યાચું છું.

* બીજું છાત્રાલય સંમેલન, અમરેલી-ના પ્રમુખ તરીકે આપેલું વ્યાખ્યાન. તા. ૨૭-૨-૧૯૨૮.

આજે આપણે મુખ્યત્વે સમાજમાં છાત્રાલયનું સ્થાન એ જ વિષય ચર્ચવાના છીએ. પ્રાચીન કાળમાં વિદ્યાર્થીઓ ગુરુના ઘરમાં જઈને રહેતા, તેની સેવા કરતા, તે ભણાવે તેટલું ભણતા, અને તેની રજા લઈ ઘેર પાછા જતા, એ વિશેનાં વર્ણનો છે. આવી ગુરુકુળની પ્રથા સાચેસાચી હતી કે ફક્ત એ કલ્પના જ છે એવી શંકા ઉઠાવનાર લોકો પણ પડ્યા છે. પણ ઉપનિષત્કાલીન ઋષિઓની પ્રાર્થનાઓ, ઉપદેશો અને કથાપ્રસંગો એટલાં બધાં સ્પષ્ટ અને વસ્તુસ્થિતિનાં સૂચક છે કે એ વિશે શંકા રહેતી નથી. સ્મૃતિગ્રંથોમાં શિષ્યને હાથે ગુરુગૃહમાં થતા અપરાધોનું પ્રાયશ્ચિત્ત વિગતવાર આપેલું છે. તે ઉપરથી પણ ગુરુગૃહવાસની પ્રથા એક કાળે આ દેશમાં પ્રચલિત હતી એ નિર્વિવાદ સિદ્ધ થાય છે. દસ દસ હજાર વિદ્યાર્થીઓનું ભરણપોષણ કરી તેમને વિદ્યા આપનાર કુલપતિઓ આ દેશમાં હતા એમ કુલપતિ શબ્દની વ્યાખ્યા પરથી જણાય છે. જોકે શાકુંતલના શાંત વાતાવરણમાં કુલપતિ કણ્વને ત્યાં હજારો વિદ્યાર્થીઓ રહેતા હોય એમ માન્યામાં આવતું નથી. નાલંદા, તક્ષશિલા ઈત્યાદિ વિદ્યાપીઠોમાં ઘણા છાત્રો ગુરુ સાથે જ રહેતા હતા એ વાત ઈતિહાસસિદ્ધ છે. તેમાં સંસારવિમુખ તપસ્વીઓ વધારે હતા કે ગૃહસ્થાશ્રમની તૈયારી કરનાર બ્રહ્મચારીઓ વધારે હતા એ આજે જાણવું મુશ્કેલ છે. બંગાળમાં નવદ્વીપ, ઉત્તરમાં કાશી, મધ્ય પ્રદેશમાં અવંતી, મહારાષ્ટ્રમાં પ્રતિષ્ઠાન, અને દક્ષિણમાં કાંચી એવાં એવાં મધ્યયુગીન વિદ્યાપીઠો વિશે માહિતી મળે છે. પણ તેમાં વિદ્યાર્થીઓ ગુરુની સીધી દેખરેખ તળે રહેતા એ વિશે ખાતરી નથી. આજે પણ વારાણસીમાં કેટલાયે વિદ્યાર્થીઓ જ્યાં જગા મળે ત્યાં રહે છે, અન્નછત્રોમાં જમે છે, અને પોતાને અનુકૂળ અધ્યાપકો શોધી, તેમને ઘેર જઈને ભણે છે. વિદ્યાર્થીઓ પર સામાન્ય જનસમાજનો જે કંઈક સામાજિક અંકુશ રહી શકે તેનાં કરતાં વધારે દેખરેખ વિદ્યાર્થીઓ પર રહે જ છે એમ નથી. બનારસમાં કેટલાક વિદ્યાર્થીઓનું સ્વતંત્ર જીવન જોઈ હું તો હેબતાઈ જ ગયો છું. એવા જ એક પ્રાચીન વિદ્યાર્થીએ પોતાના નિરંકુશ જીવનનો ચિતાર એક અનુષ્ટુપમાં ભયાનક રીતે આપ્યો છે :

प्रपायां पीयते वारि सत्रागारेऽपि भुज्यते ।
सुप्यते देवसदने ....यत्र लभ्यते ॥

બેજવાબદાર જીવનમાંથી બીજું શું નીકળે? સંસ્કારવિહીન માણસ મફતનું ખાય અને છતાં ચારિત્રભ્રષ્ટ ન થાય તો અધ્યાત્મશાસ્ત્ર જૂઠું પડે.

વિદ્યાર્થીઓ કાં તો માબાપ કે સગાંવહાલાં પાસે રહે, અથવા કુમળી દશામાં તેમને સાચવી શકે એવા ચારિત્રધન ગુરુઓની દેખરેખ તળે રહે, એ યોગ્ય છે. બીજી કોઈ પણ વ્યવસ્થા પરિણામે હિતકર નથી. જે વિદ્યા આપે છે તેની જ દેખરેખ વિદ્યાર્થીઓ પર રહે તો તે ઉભય પક્ષે શ્રેયસ્કર છે. પણ આજના જમાનામાં 'વિદ્યાર્થીઓ વિદ્યા ભલે ગમે ત્યાંથી લે. એમને ફક્ત સાચવવાનું કામ અમે કરીશું' એ જાતનો શ્રમવિભાગ કરનારી સંસ્થાઓ ઊભી થઈ છે. એવો શ્રમવિભાગ યોગ્ય છે કે કેમ એ આપણે તપાસવાનું રહે છે.

ઘર એ ઈશ્વરનિર્મિત સનાતન સંસ્થા મનાય. એને તોલે આવે એવી એકે સંસ્થા આજ સુધીમાં આપણે ઊભી કરી શકયા નથી. કુટુંબોને જ્યારે આપણે સંસ્કારસંપન્ન કરીશું, કૌટુંબિક આદર્શને પહોંચી વળીશું, ત્યારે જ કુટુંબ કરતાં મોટી કે વિશાળ સંસ્થા ચલાવવાની શક્તિ આપણામાં આવશે. આજે આપણે કુટુંબો ચલાવી શકતા નથી, જૂના કાળમાં કેળવેલી સ્થૂળ સંસ્કારિતા પણ ટકાવી શકતા નથી, તે કારણે છાત્રાલય જેવી સંસ્થાઓ કાઢવા બેઠા છીએ, તેથીજ બધી મુશ્કેલીઓ ઉત્પત્ન થાય છે. બાળકોને જે જન્મ દે તે જ પ્રાથમિક સંસ્કારો પણ આપે એ સ્વાભાવિક નિયમ છે. આપણો જીવનવ્યવહાર જો સંતોપમૂલક હોત તો એ આદર્શ આપણે સહેજે સાધી શકયા હોત. દરેક માબાપ જો એમ નક્કી કરે કે 'ઉદરનિર્વાહ જોગું મેળવીને સંતોષ માનીશું, ઝાઝી કમાણીનો લોભ નહીં રાખીએ, અને આમ કરીને જેટલી નવરાશ મેળવી શકાય તે બધી પોતાના સંસ્કાર સુધારવા પાછળ, એ સંસ્કારો બાળકોમાં રેડવા પાછળ, અને આવશ્યક તેટલી સમાજસેવા કરવા પાછળ ગાળીશું,' તો કેળવણીનો સવાલ જ નહીં પણ સમાજના કેટલાયે સવાલો એની મેળે ઉકેલશે. બાળકોની સોળ વરસ સુધીની કેળવણી એમને માબાપ અને સગાંવહાલાં પાસેથી જ મળે એ જાતની સમાજવ્યવસ્થા કલ્પવી અશકય નથી. પણ આપણે કુટુંબસંસ્થા વિશે અશ્રદ્ધાળુ થયા છીએ. ચકલોચકલી અને તેમનો માળો એવા સંકુચિત કુટુંબના આદર્શ-માંથી ઊગરી જઈ આપણે આર્ય લોકોએ મોટાં મોટાં સંયુક્ત કુટુંબો રચ્યાં અને ચલાવ્યાં; અને તેમ કરતાં અનેક કીમતી સામાજિક સદ્‌ગુણો કેળવ્યા. એ સદ્‌ગુણોને જોરે જ આપણે મોટી મોટી ન્યાતો બાંધી, અને તે દ્વારા સામાજિક પુરુષાર્થ સાધ્યો. આવી અનેક ન્યાતોને વર્ણાશ્રમવ્યવસ્થામાં સંગઠિત કરી આપણે વિરાટ હિંદુસમાજ ઊભો કર્યો, અને તે દ્વારા ચતુર્વિધ પુરુષાર્થનો ઉત્કર્ષ બતાવ્યો. આ બધું શકય થયું એનું મૂળ કારણ ત્યાગ, ક્ષમા, પરાક્રમ, પવિત્રતા, આત્મવિલોપન, ઇત્યાદિ કૌટુંબિક સદ્‌ગુણો છે. એ સદ્‌ગુણોનો નાશ પરરાજ્ય આવવાથી થયો એમ માનવા કરતાં, પ્રથમ એ સદ્‌ગુણોનો નાશ થયો, તેથી સમાજ શિથિલ થયો, અને ત્યાર પછી જ પરરાજ્યો આવ્યાં અને ફાવ્યાં એમ કહેવું વધારે વાજબી છે. આજે આપણી પડતી સૌને સાલે છે. પણ આપણી રાષ્ટ્રીય મૂડી જે કૌટુંબિક સદ્‌ગુણો, તે પાછા આણવાનો પ્રયત્ન કર્યા વગર બીજા અનેક ઉપાયોથી સમાજને સુધારવાનાં ફાંફાં આપણે મારતા આવ્યા છીએ. આપણે લોભમાં પડયા છીએ કે એવી કંઈક યુક્તિ શોધી કાઢીશું કે જેથી બે ને બે મળીને પાંચ કરીશું, વાવ્યા વગર લણીશું, અને રાંધ્યા વગર જમીશું.

સંસ્કારોની કેળવણી આપણે ઘરમાંથી કાઢી શાળાઓને સોંપી. પરિણામે ઘરના છોકરાઓને પણ ઘરમાંથી કાઢી શાળાઓમાં રહેવા મોકલવા પડયા. આજની દરેક સંસ્થા કુટુંબસંસ્થાને તોડવા મથે છે. ઈશ્વરનિર્મિત કુટુંબસંસ્થા પર અશ્રદ્ધા રાખી આપણે અસંખ્ય સંસ્થાઓ ઉત્પન્ન કરીએ છીએ, અને તેમના પર આંધળો વિશ્વાસ રાખીએ છીએ. હોટેલો, વીશીઓ, ઇસ્પિતાલો અને કોર્ટોની પેઠે છાત્રાલયો પણ

કુટુંબસંસ્થાને નબળી પાડવાનું જ કામ કર્યા કરે છે. સોલ્જરો જેમ બરાકોમાં રહે છે તેમ છોકરાઓને જમવા-રહેવાની સવડ કરી આપવી એ કામ અઘરું નથી. એવી સંસ્થાઓ મારફતે છોકરાઓના મગજમાં અમુક જાતની માહિતી ભરી શકાય, છોકરાઓ માટે જમવા-રહેવા-રમવાની સગવડ કરી શકાય, અને બધી ઇંદ્રિયોની અમુક કવાયત પણ કરાવી શકાય. પણ એ કેળવણી ન થાય. એકલી શાળા લો, એકલાં છાત્રાલયો લો, અથવા બંનેની સંયુક્ત સંસ્થા લો, એમના શિક્ષકો, આચાર્યો અને ગૃહપતિ-ઓમાં જો કૌટુંબિક સદ્‌ગુણો ન હોય તો બધું એળે જવાનું. જવાનું શું, આપણે જતું જોઈએ છીએ! કૌટુંબિક સદ્‌ગુણોના નાશથી આપણો સમાજ અધોગતિએ જાય છે એ તરફ આપણે બધા જ આંધળા થયા છીએ, માટે જ ગમે તેવી કેળવણી અને ગમે તેવાં છાત્રાલયોથી આપણે ચલાવી લઈએ છીએ.

આપણા સમાજમાં કૌટુંબિક વૃત્તિ અને ન્યાયપરતંત્રતા પૂરતા પ્રમાણમાં છે, પણ તે કંઈ સામાજિક સદ્‌ગુણો ન ગણાય. પામરતામાંથી પણ કેટલીક વૃત્તિઓ ઉદ્‌ભવે છે જે ઉપરઉપરથી સદ્‌ગુણો જેટલી જ રૂપાળી દેખાય છે. પણ પ્રસંગ પડયે એનું મૂલ્ય બરાબર જણાઈ આવે છે. આજની આપણી ન્યાતવૃત્તિ કે કૌટુંબિક વૃત્તિની પાછળ પ્રેમના ઐકય અને આત્મસમર્પણના કરતાં એકબીજાનો આધાર શોધવા આપવાનું જ વધારે છે. જેમનામાં આત્મવિશ્વાસ નથી, પરાક્રમ નથી, પૌરુષ નથી એવા લોકો ટોળાં બાંધીને રહે એમાં આર્ય સદ્‌ગુણો નથી. એવા લોકો અણીને પ્રસંગે એકબીજાને પણ દગો દેવા તૈયાર થવાના અને સંકુચિતમાં સંકુચિત સ્વાર્થ જ શોધવાના. આપણો આજનો વેપાર એ જ કારણસર તૂટી પડયો છે. અને આપણું રાજકારણ પણ એ જ કારણે નબળું પડયું છે. એવી જ મનઃ-સ્થિતિને કાયમ રાખી આપણે ગમે તેટલી સંસ્થાઓ કાઢીએ તોયે શું? એના એ જ દોષો જ્યાંત્યાં નડવાના. આપણે શાળાના અધ્યાપકો અને છાત્રાલયના ગૃહપતિઓ નીમતી વખતે તેમનામાં સામાજિક સદ્‌ગુણો કેટલા પ્રમાણમાં છે એ શું બરાબર તપાસતા આવ્યા છીએ? તે કયાં સુધી ભણ્યો છે, નાણાંની ઉચાપત ન કરવા જેટલો પ્રામાણિક છે કે નહીં, અસંતોષ ઉત્પન્ન કર્યા વગર વિદ્યાર્થીઓને કાબૂમાં રાખી શકે એવો છે કે કેમ, એટલું જોઈ લીધું એટલે બસ થયું એમ આપણા ઉત્તમમાં ઉત્તમ લોકો માને છે. તેથી જ ગૃહપતિ પરણેલો હોય કે અપરિણીત, એવા નિરર્થક સવાલોની ચર્ચામાં આપણે ઊતરીએ છીએ.

છાત્રાલયનો સવાલ ચર્ચતાં પહેલાં એક મહાન વ્યાપક સવાલ છેડવાની જરૂર છે. કુટુંબ, સંયુક્ત કુટુંબ અને ન્યાત એ ત્રણે સંસ્થા લોહીના સંબંધ પર બાંધેલી છે, લગ્નસંબંધ પર રચાયેલી છે. ત્રણેને યૌન સંસ્થા કહી શકાય. આથી જુદી, વિચાર, આચાર, સંસ્કાર અને આદર્શ ઉપર રચાયેલી એવી આધ્યાત્મિક સંસ્થાઓ સ્થાપન કરી શકાય કે કેમ, અને રચાય તો તે યૌન સંસ્થા કરતાં વધારે હિતકર નીવડે કે કેમ? આપણા સાધુઓના અથવા જેસ્યુઇટ મિશનરીઓના અખાડાઓ, બૌદ્ધ સંઘો અને જૈન ગચ્છો એ આવા પ્રયોગો ગણાય. ગુરુકુળો અને છાત્રાલયો

એ અમુક મુદતને માટે એવો જ પ્રયોગ કરનારી સંસ્થાઓ છે. યૌન સંબંધથી આગળ જઈ આવા આધ્યાત્મિક સંબંધ બાંધવાની શક્તિ માણસજાતમાં છે, તેથી આવી સંસ્થાઓ યશસ્વી કરવાનો પ્રયત્ન માણસજાતે વિશેષ ચીવટપૂર્વક કરવો જોઈએ. કુટુંબો ચલાવતાં ચલાવતાં હારીને કાઢેલી સંસ્થા તરીકે નહીં, પણ માનવી શક્તિને કુટુંબસંસ્થા અધૂરી અથવા સંકુચિત પડવાથી સ્થાપન કરેલી સંસ્થાઓ તરીકે આપણે આધ્યાત્મિક સંબંધવાળા પ્રયોગો કરવા જોઈએ. એવા આદર્શથી જ આજના જમાનામાં આશ્રમો ચલાવવાનો પ્રયોગ શરૂ થયો છે એમ કહી શકાય.

કૌટુંબિક પદ્ધતિથી ઊતરતા દરજ્જાની સંસ્થાઓ જો કાઢવી પડે તો તે નછૂટકે, અપરિહાર્ય સમજીને કાઢવાની રહેશે; અને બનતી ઉતાવળે તેમનું કાર્ય પૂરું કરી કુટુંબસંસ્થાને પુનર્જીવન આપવાનું રહેશે. કુટુંબ કરતાં ઊતરતા દરજ્જાની સંસ્થાઓ સ્થાયી કરવી પડે તો તેમાં સમાજની નામોશી છે. કુટુંબ કરતાં ચડતા દરજ્જાની, ઉપલા પગથિયાની સંસ્થાઓ કાઢવી અઘરી છે; પણ તે જ ચિરસ્થાયી થવાને લાયક છે.

એટલે હવે આપણે એ નિર્ણય પર આવ્યા છીએ કે છાત્રાલયો હોય કે આશ્રમો હોય, તેમાં ઓછામાં ઓછું વ્યવસ્થિત કુટુંબ જેટલા સદ્ગુણોની તૈયારી હોવી જ જોઈએ. કુટુંબને લાગુ પડતા ઘણાખરા નિયમો આવી સંસ્થાને લાગુ પડવા જોઈએ. આવા કેટલાક નિયમો આપણે અહીં જોઈ જઈશું. કુટુંબમાં સરકારી ખાતાં જેવાં ચોક્કસ ધારાધોરણ નથી હોતાં, છતાં કંઈક વ્યવસ્થા તો હોય જ છે. ફક્ત એનો પાયો પરસ્પર અણવિશ્વાસ પર રચાયેલો નથી હોતો. પરસ્પર વિશ્વાસ અને શ્રદ્ધા વગર સાચું કુટુંબ સંભવતું જ નથી. અમુક હદની એકબીજા પ્રત્યેની ઉચ્ચ અને કોમળ લાગણી હોય તો જ વિશ્વાસ અને આદર હોઈ શકે. અને તેમ હોય ત્યારે જ ધારાધોરણ વગર ચાલી શકે. કુટુંબમાં બધાંનું ધ્યાન કરકસર તરફ હમેશ જાગ્રત રહે છે, કેમ કે બધાંને થાય છે કે બેદરકારીને લીધે જે નુકસાન થાય તે આપણું દરેકનું પોતીકું નુકસાન છે. સંસ્થામાં પણ એમ જ થવું જોઈએ, કુટુંબમાં જીવનના અનેક સવાલોનો ઉકેલ અમુક રીતે જ આવી શકે એ વિશે કુટુંબ બધું લગભગ એકમત હોય છે. એટલે કે બધાં કુટુંબીઓનો આદર્શ અમુક હદ સુધી સરખો હોય છે, અને તેની પાછળ વિશિષ્ટ વ્યક્તિનાં ચિંતન અને અનુભવની છાપ હોય છે. સંસ્થામાં પણ તેમ જ હોવું જોઈએ, અને એવી છાપ પાડનાર વ્યક્તિ સત્તાની રૂએ નહીં પણ ઉદાર મન, ત્યાગ અને અનુભવના કારણે આવો અધિકાર ભોગવતી હોવી જોઈએ. કુટુંબમાં કોઈની સત્તા વ્યાખ્યાપૂર્વક નિયમિત કરેલી નથી હોતી. દરેકની શક્તિવૃત્તિ પ્રમાણે એ વ્યવસ્થા એની મેળે ગોઠવાઈ જાય છે. સંસ્થામાં એ રીતે થઈ શકતું હોય તો જ સંસ્થા વગર ખટકે ચાલી શકે છે. એ પણ તો જ સંભવે જો સૌના મનમાં એકબીજા પ્રત્યે પ્રેમ અને આદરની લાગણી હોય અને આખા વાતાવરણમાં એકતા હોય. કુટુંબનો વિકાસ ધીમે ધીમે અને સ્વાભાવિક રીતે થાય છે. વગર વિચારે કોઈ નવી વ્યક્તિને

કુટુંબમાં દાખલ નથી કરતા. ઘરમાં એક છોકરી આણવી હોય અથવા કોઈને આશ્રિત તરીકે રાખવો હોય તો કેટલોય વિચાર કરવાનો હોય છે. જે સંસ્થાઓનો વિકાસ આ ઢબે થયેલો હોય છે તેનો જ ઉત્કર્ષ થાય છે. જેમ પાંચપચાસ લોકો એકાદ દિવસ ભેગા થઈને કુટુંબ બનવાનો ઠરાવ નથી કરતા તેમ જ જીવનવ્યાપી સ્થાયી સંસ્થાઓ એકાએક નથી બની શકતી, ન બનવી જોઈએ. ખાસ કરીને આશ્રમ કે છાત્રાલય જેવી સંસ્થાઓ, જેમાં આખું જીવન ઘડવાનું હોય છે અને સનાતન તત્ત્વોના પ્રયોગો કરવાના હોય છે, ત્યાં તો શરૂઆત નાની હોય અને સ્વાભાવિક વિકાસ થતો હોય એ જ અત્યંત આવશ્યક છે.

મનુસ્મૃતિમાં લખ્યું છે કે આચાર્ય પિતા છે અને સાવિત્રી એ માતા છે. સાવિત્રી એટલે કેળવણી, જીવન રચનાર પ્રેરણા, બુદ્ધિને દોરનાર શક્તિ. એ જો માતૃસ્થાને બરાબર પ્રતિષ્ઠિત હોય તો બીજું શું જોઈએ? જે સંસ્થામાં સાવિત્રીરૂપ કેળવણી મળતી હોય તે સંસ્થાના વિદ્યાર્થીઓ માજાયા ભાઈ કરતાંયે વધારે એકબીજાને ચાહે છે. તેથી એક કુટુંબમાં જેમ વિવાહસંબંધ સંભવતો નથી તેમ એક સંસ્થામાં પણ ન સંભવે. કુટુંબમાં જો માંહોમાંહે વિવાહ કરવાની પ્રથા શરૂ થાય તો કુટુંબ તૂટી જાય, અનાચાર પેદા થાય એટલું જ નહીં પણ કુટુંબની હસ્તી જ મટી જાય. એ જ રીતે જીવનને ઘડનાર કેળવણીની સંસ્થાઓમાં પણ શિષ્યશિક્ષકનો સંબંધ પિતાપુત્ર કે પિતાપુત્રી જેવો હોવો જોઈએ, અને એક સંસ્થામાં સાથે ભણતાં છોકરાછોકરીઓ ભાઈબહેન સમાન ગણાવાં જોઈએ.

કુટુંબ અને સંસ્થા વચ્ચે સરખામણી કરતાં આપણે અહીં સુધી આવ્યા. અહીં એક મુશ્કેલી ઊભી થાય છે. ધારો કે એકાદ નાની ન્યાત પોતાનાં બધાં છોકરાછોકરીઓ માટે એક મોટું છાત્રાલય કાઢે અને સહશિક્ષણ અને સહજીવનનો અખતરો કરે તો એ ન્યાતમાં વિવાહની વ્યવસ્થા શી કરવી? ઘણાં વરસથી હું આ વિષયનો વિચાર કરતો આવ્યો છું. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે આ સવાલનો બે રીતે વિચાર કરી શકાય છે. એક તો ન્યાતવાર જુદાં જુદાં છાત્રાલય ન જ હોવાં જોઈએ, અને એવાં છાત્રાલય હોય કે ન હોય, આપણા સમાજમાં જે ઢબે ન્યાતો અને પેટાન્યાતોનો વિસ્તાર વધ્યો તે જોતાં ગોત્રનો નિયમ આ ન્યાતોને પણ લાગુ પડવા જેવો છે. જેમ માણસ પોતાના જ ગોત્રમાં પરણી નથી શકતો તેમ પોતાની પેટાન્યાતમાં માંહોમાંહે વિવાહ ન જ થઈ શકે એવો નિયમ કરવા જેવો છે. એક જ ગોત્રની અંદર વિવાહ થાય તો જેમ સમાજનો આત્મા એની સામે થાય છે, એને અનાચાર ગણી નિંદે છે, ધિક્કારે છે, તેમ એક જ પેટાન્યાતમાં વિવાહ થાય તો તે સમાજને નાપસંદ હોવો જોઈએ.

છાત્રાલયના કૌટુંબિક વાતાવરણ વિશે બોલતાં સમાજવ્યવસ્થાના એક નાજુક સવાલ સુધી હું ક્યાં પહોંચ્યો, એમ ઘણાને થશે. પણ એ વાંક મારો નથી. આપણે છાત્રાલયોનો સામાજિક દરજ્જો ઝપાટાભેર વધારતા ચાલ્યા છીએ. કુટુંબો તોડી છાત્રાલયો વધારીએ તો છાત્રાલયોની સ્મૃતિ બનાવ્યા વિના છૂટકો નથી.

વગર વિચારે પગલું ભરીએ તો પછી એની સાથે આવતી જવાબદારીઓનો વિચાર કર્યા વિના છૂટકો રહેતો નથી. છાત્રાલયને કુટુંબવ્યવસ્થાની ઘોર ન બનાવવી હોય તો એને વ્યાપક જીવનની શરૂઆત તરીકે સ્વીકારવાની હિંમત કરવી ઘટે છે.

મારો નમ્ર અભિપ્રાય છે કે કોમી છાત્રાલયો સરવાળે લાભદાયક નથી. આજના જમાનામાં, ભિન્ન ભિન્ન સમાજના છોકરાઓ સાથે રહે, સાથે ભણે તો જ તેમનાં બુદ્ધિ અને હૃદયનો યોગ્ય વિકાસ થઈ શકે. ફક્ત એક જ ન્યાતના છોકરાઓ સાથે રહેવાથી બંધુભાવ કેળવાય છે એમ આપણે ભલે આશા રાખીએ, પણ ખરેખર તો તેમ કરતાં ન્યાતના સંકુચિત ઝઘડા અને વાસી આદર્શોની અંદર જ જુવાનોનાં મન કોહવાઈ જવાનો સંભવ વધારે રહે છે. વ્યાપક દેશ-સેવાના વિચારો એવા વાતાવરણમાં કુંઠિત થઈ જાય છે. જે લોકો આહારના અને શુચિતાના એક જ પ્રકારના નિયમો સ્વીકારે છે તે બધા એકત્ર રહી શકે છે એટલો વ્યાપક નિયમ હોવો જોઈએ.

દરેક જમાનાની વિશિષ્ટ હાજત હોય છે, વિશિષ્ટ ભીડ હોય છે; એ જમાનાએ કરવા જેવું ખાસ કાર્ય હોય છે. એ કાર્યને તોલે આવે એવી સંસ્થાઓ જો ન રચીએ તો તે શાપરૂપ થાય છે. જમાનો માગે છે એના કરતાં સંકુચિત સંસ્થાઓ આપણાથી કઢાય જ નહીં. તેથી જ કહું છું કે કોમી છાત્રાલયો આજે કાલાનુકૂલ નથી. મને ભાન છે કે ગુજરાતમાં કોમી છાત્રાલયોની સંખ્યા વધારે છે, કોમી લાગણીને લીધે તેમની નાણાંની સગવડ સારી રીતે થાય છે, કોમી દેખરેખની સંગીનતા મેળવી એમાં સરસ વ્યવસ્થા આણવી પણ શક્ય છે, અને દરેક કોમની ખાસિયત કેળવવાની અસાધારણ તક પણ મળે છે. કોમી સંસ્થાઓના લાભ હું નથી જોતો એમ નથી. પણ સરવાળે તે વસ્તુ આખા સમાજને તો હિતકર નથી, એટલું જ નહીં પણ તે તે કોમને પણ હિતકર નથી, એ નિર્ણય પર હું આવ્યો છું. કોમી છાત્રાલયો ચલાવનાર વિચારવાન સંસ્થાપકો અને વ્યવસ્થાપકોને ફરી ફરી પોતાના કાર્યની અસર તપાસવા હું વીનવું છું.

અને જો કોમી છાત્રાલયો અપરિહાર્ય જ હોય, કોમો જો એવી સંસ્થાઓનો લોભ ન છોડી શકતી હોય તો બીજો એક વિચાર અહીં સૂચવું. એ વિચાર આપણા નિત્યવિધિમાં આવેલા વૈશ્વદેવવિધિ પરથી સૂઝેલો છે. ધાર્મિક કુટુંબો વૈશ્વદેવ કર્યા વગર જમતાં નથી, વૈશ્વદેવ સાથે અતિથિપૂજા, ભૂતયજ્ઞ વગેરે વિધિઓ હોય છે. એ વિધિ જે ન કરે અને પોતાને માટે, પોતાપૂરતું જ રાંધે તેને ગીતાએ ચોર કહેલો છે. જે નિયમ વ્યક્તિને લાગુ પડે છે તે જ ન્યાત અને સમાજને લાગુ છે. સનાતનધર્મની કલ્પના પ્રમાણે ઋષિતર્પણથી માંડીને કાગવાસ સુધીના બધા વિધિઓ રીતસર કરવામાં આવે ત્યારે જ માણસને જમવાનો હક મળે છે. આપણા કોમી દાનધર્મમાં કોમ બહારના ભાઈઓનો પણ વિચાર રાખવો ઘટે છે. કેટલીક ગાયોને પોતાનું જ દૂધ પીવાની કુટેવ હોય છે. એ અત્યંત અશુભ ગણાય છે. એવી

ગાયનું દૂધ પૂજાનૈવેદમાં કે અભિષેકમાં કામ નથી આવતું. કોઈ વ્યક્તિ કે કોમ જો પોતાનો દાનધર્મ પોતાની કોમ પૂરતો જ સંકુચિત રાખે તો તે દાન પણ પવિત્ર ન ગણવું જોઈએ. એમાં સૂક્ષ્મ સમાજદ્રોહ રહેલો છે. સમાજનો કોઈ પણ એક ભાગ સ્વયંપૂર્ણ થવા માગે અને બાકીના સમાજ વિશે બેદરકાર થાય તો તે વિશાળ સમાજનો દ્રોહ કરે છે, સમાજના વિશાળ આત્માને હણે છે. બીજા ભાગોના મનમાં આવી સ્થિતિ સામે સ્વાભાવિક વિરોધ ઉત્પન્ન થાય છે, અસૂયા પેદા થાય છે, અને તેને પરિણામે આખો સમાજ શિથિલ, દુર્બળ અને પામર બની જાય છે. આમાંથી જ વર્ગવિગ્રહો પેદા થાય છે.

એક જમાનો એવો હતો જ્યારે ન્યાત મારફતે આપણા સામાજિક આદર્શો વ્યક્ત થતા, સમાજની મૂંઝવણો ઉકેલાતી. આપણી ન્યાતો અને પેટાન્યાતો તે વખતે પ્રગતિનાં પગથિયાંરૂપ હતી, આજે એ સ્થિતિ રહી નથી. આજે એ જ બંધારણો પ્રગતિનાં વિરોધી થઈ પડયાં છે. આજના સવાલો જુદા છે; પુરુષાર્થનાં ક્ષેત્રો ભિન્ન છે; સમાજના વિભાગ જુદાં તત્ત્વો પર નવા પાયા પર પડવા લાગ્યા છે. ન્યાતોની પરિષદોમાં આપણે જોઈએ છીએ કે વિચાર કરનાર લોકો વચ્ચે ક્યાંયે મેળ ખાતો જ નથી. આજનું સામાજિક વર્ગીકરણ ન્યાતવાર નથી પણ આદર્શવાર છે. ન્યાતોમાં બહુ બહુ તો સંકુચિત સ્વાર્થનું કંઈક એકીકરણ જડે છે, પણ તે પોષવા જેવું નથી હોતું. તેથી જ કોમી છાત્રાલયોને હું અનિષ્ટ ગણું છું. કોમી છાત્રાલયો જો એવો નિયમ કરે કે દરેક છાત્રાલયમાં કોમના વિદ્યાર્થીઓને જે જે લાભો મળે છે તે બધા જ લાભો ન્યાતબહારના અમુક ટકા વિદ્યાર્થીઓને મળવા જોઈએ, તો કાંઈક નિષ્કૃતિ થાય. આપણે જો ચાતુર્વર્ણ્યમાં માનતા હોઈએ તો દરેક પ્રવૃત્તિમાં ચારે વર્ણના હિતનો વિચાર થવો ઘટે છે. અને જે પછાત કોમોનો પૂરેપૂરો હાથ ઝાલવા આપણે તૈયાર ન હોઈએ તેમનો ઉદ્ધાર આપણે બીજી અનેક રીતે કરવા તરફ વધારે ધ્યાન આપવું જોઈએ. પોતાની આવકનો પૂરેપૂરો પાંચમો ભાગ અંત્યજો-ને કેળવવા અને છાત્રાલયોનો લાભ આપવા દરેક કોમ ખરચે તો અંત્યજ કોમ કેવળ કૃતજ્ઞતાબુદ્ધિથી જ સુધરી જશે, સંસ્કારી થશે. જેમ આપણે આપણાં નાનાં ગંદાં બાળકોને પ્રેમપૂર્વક પાસે રાખીને બધા શુભ સંસ્કારોની કેળવણી આપીએ છીએ તેમ જ દુર્દૈવી અને પછાત કોમોને પણ આપણે કેળવવી ઘટે છે. શું હિંદુ ધર્મમાં એટલીયે તાકાત નથી કે હજારો વરસના આપણા સહવાસ પછી પણ અંત્યજો સ્પર્શલાયક ન બની શકે? હિંદુ ધર્મને આપણે પતિતપાવન તરીકે ઓળખીએ છીએ. આપણી નદીઓ, આપણાં તીર્થો, આપણા સંતોનો સત્સંગ, અને ભગવાનનું નામ એ બધાંની શક્તિ શું આપણે એટલી ક્ષીણ કરી મૂકી છે કે એમનામાં કોઈનો ઉદ્ધાર કરવાની હવે તાકાત જ રહી નથી? મુસલમાનોના સ્પર્શમાં જે શક્તિ છે તે શું આપણા પ્રેમમાં નથી? અથવા નયે હોય. વિશાળ હૃદય વગર આપણામાં પવિત્રતા ક્યાંથી જ આવે? ઉપનિષદના ઋષિઓ ગાઈગાઈને થાકયા કે 'महामनाः स्यात्, तद् व्रतम्. ભાઈઓ, મન મોટું રાખો, ઉદાર રાખો, વિશાળ રાખો.' એ

ઠાલો ઉપદેશ નથી, પણ વ્રત છે. વ્રતની દૃઢતાથી તેનું પાલન થવું જોઈએ. 'न कंचन वसतौ प्रत्याचक्षीत, तद् व्रतम. કોઈને પોતાના ઘરમાં વાસો આપવાની ના ન પાડવી જોઈએ.' એ પણ વ્રત જ છે. આપણાં છાત્રાલયો જો ભૃગુનું બતાવેલું આ વ્રત સમજીને પાળશે, અને સમાજના દરેક અવયવના હિત તરફ જાગ્રત થશે, તો જરૂર તેમનો અસાધારણ ઉત્કર્ષ થશે.

હું ધારું છું કે સહૃદય લોકોને આથી વધારે કહેવાની જરૂર નથી. આપણે શુદ્ધ સ્વાર્થનો પણ વિચાર કરતા હોઈએ અને સમય જાણતા હોઈએ તોપણ આ બાબતનું આપણું કર્તવ્ય આપણને દીવા જેવું સ્પષ્ટ દેખાશે.

૨

છાત્રાલયની પ્રવૃત્તિનો હવે આપણે બીજી રીતે વિચાર કરીએ. આજનું વિદ્યાર્થી-જીવન જેવું હોવું જોઈએ તેવું નથી એ અનુભવ દરેકનો છે. ચારિત્રની, સારી ટેવોની, અને આદર્શોને સેવવાની જે દૃઢતા જોઈએ છે તે પૂરતા પ્રમાણમાં નથી દેખાતી. આખા જીવનમાં એક જાતનું અસાધારણ પોચાપણું આવી ગયું છે. મુશ્કેલી-ઓ સામે ઝૂઝવાની શક્તિનો વિચાર કોરે મૂકીએ, પણ જમાનાની જાગૃતિને અંગે જે સગવડો, તકો અને અસાધારણ પ્રસંગો પ્રાપ્ત થાય છે તેનો લાભ લેવાની શક્તિ કે ઉત્સાહ પણ વિદ્યાર્થીઓ પૂરતા પ્રમાણમાં નથી બતાવતા. એમ તો આજના વિદ્યાર્થીઓમાં સમાજસેવા કરવાની ધગશ ચોખ્ખે-ચોખ્ખી દેખાય છે, જૂનાં બંધનો ફેંકી દેવાની ઉત્કંઠા પણ દેખાય છે. ઉચ્ચ આદર્શો પાછળ ખુવાર થવું પડે તો તેમ કરવાની અભિલાષા પણ નથી હોતી એમ નથી. પરિસ્થિતિ સમજવાની શક્તિ આજના વિદ્યાર્થીઓમાં વિશેષ પ્રમાણમાં દેખાય છે. છતાં કાંઈક અગમ્ય શિથિલતાને લીધે, અથવા પરંપરાથી વધેલા તમો-ગુણને લીધે કહો, કોઈ પણ જાતના સંસ્કારો દૃઢ કરવા તરફ એમનું મન વળતું નથી. જુવાનીના ઉત્સાહમાં અનેક જાતની કાર્યકુશળતા કેળવવાની અદમ્ય ચળ હાથપગને હોવી જોઈએ, બાળક જે કંઈ જુએ તે પોતે કરવા બેસે એ પ્રાકૃતિક નિયમ છે. એ વૃત્તિ ઉચ્છૃંખલ ન થાય એટલા માટે મુરબ્બીઓ એને મર્યાદામાં રાખે, લગામ ખેંચે, એ જ સ્વાભાવિક પરિસ્થિતિ ગણાય. એના બદલામાં જુવાનો શિથિલ, નિરુત્સાહી રહે, જડતા દાખવે, અને મુરબ્બીઓ એમને 'ઊઠો, ઊઠો, હાથપગ હલાવો, કંઈ કામ કરો,' એવી હાકલ દેતા રહે. એ સ્થિતિને શું કહી શકાય? વીર્યવાન યુવાનો લગામના અધિકારી હોય, ચાબુકના નહીં.

આજના વિદ્યાર્થીઓ સ્વાતંત્ર્યની માગણી કરે છે એ વધાવી લેવા જેવી વાત છે. પણ સ્વાતંત્ર્ય કંઈક પુરુષાર્થને માટે હોય. વિદ્યાર્થીઓ જો આળસુ થઈ સૂઈ રહેવાનું સ્વાતંત્ર્ય માગે, છાત્રાલયમાં અવ્યવસ્થિત અથવા ગંદા રહેવાનું સ્વાતંત્ર્ય

માગે, નોકરો ઉપર અપંગની જેમ આધાર રાખવાનું સ્વાતંત્ર્ય માગે, ટૂંકામાં, અવ્યવસ્થિત અને પરાવલંબી જીવન ગાળવાનું સ્વાતંત્ર્ય માગે, તો તેનો શો અર્થ કરવો?

પણ આ દોષ કંઈ મૂળ એમનો નથી. 'વડ તેવા ટેટા.' આજે માબાપો પોતે કયાં સંસ્કારોની ચીવટ રાખે છે? ભૂખતરસ જેવા દેહધર્મનું દબાણ, આજીવિકા મેળવવાની આવશ્યકતાનું દબાણ અને સામાજિક માન્યતાઓનું દબાણ જો કોરે મૂકીએ, અને એને લીધે થતી પરંપરાગત, રૂઢ પ્રવૃત્તિઓ બાદ કરીએ તો આપણા જીવનમાં શું અને કેટલું રહે છે? સ્વયંસ્ફૂર્તિ જ સમાજમાંથી ઘણી ઓછી થઈ ગઈ છે. પોતાના જીવન વિશે જ જ્યાં આપણી આટલી બેદરકારી, ત્યાં છોકરાઓના ઉછેરની તકલીફ લેવા કેટલાં માબાપો તૈયાર હોય? છોકરાઓ પાછળ માબાપો મહેનત ન લે, કાળજી ખંત ન રાખે તો એકલી આંધળી માયાની અસર કેટલી થવાની હતી? માબાપો બાળકોને ઉછેરવા નથી માગતાં, અને છતાં તેમના પર હકૂમત તો રાખવા માગે છે. એ શી રીતે બને અથવા યોગ્ય ગણાય? જ્યારે છોકરાઓ કમાણી અને પ્રતિષ્ઠા તરફ લઈ જનાર કેળવણી લેતા થાય છે ત્યારે જ એ ભાવિ લાભને લોભે માબાપો હકૂમતનો આગ્રહ પણ જતો કરે છે. બાળકોના વિકાસ પામતા આત્મા પ્રત્યે આદર રાખી એનું સ્વાભાવિક સ્વાતંત્ર્ય કબૂલ રાખનાર માબાપો ઘણાં ઓછાં હોય છે.

સાચું જોતાં, વિદ્યાર્થીઓ જો સ્વચ્છંદ કે જડતા પોષવાની વૃત્તિથી સ્વાતંત્ર્ય માગે, અને માબાપો જો બેદરકારી અથવા લોભને વશ થઈ સ્વાતંત્ર્ય આપે, તો એ આપલેની કંઈ જ કિંમત નથી. સ્વાતંત્ર્ય એટલે વિકાસનો અવકાશ. એવું સ્વાતંત્ર્ય પ્રેમ અને આદરથી જ અપાય, અને ઉત્સાહ અને ભકિતથી જ લેવાય. કુટુંબમાં આ વસ્તુની શકયતા ઓછી થઈ તેથી છાત્રાલયો પસંદ પડવા લાગ્યાં. એમ જ હોય તો ત્યાં પણ સ્વાતંત્ર્યનો સવાલ એવો ને એવો જ ઊભો રહેવાનો. છોકરાઓ ઘર છોડી છાત્રાલયમાં ગયા, તો એમને લગતો આ મહાનમાં મહાન સવાલ પણ ત્યાં પહોંચવાનો જ. ત્યાં પણ જો મુરબ્બીઓમાં વાત્સલ્યયુક્ત સેવાભાવ ન હોય તો વિદ્યાર્થીઓમાં શુશ્રૂષાભાવ આવવાનો નથી. ગૃહપતિમાં જો અજરામર વિદ્યાર્થીવૃત્તિ હોય તો જ તે વિદ્યાર્થીઓને દોરી શકે અને તેમનું જીવન ઘડી શકે. વિદ્યાર્થીઓ કુદરતી રીતે મોટા માનસશાસ્ત્રીઓ હોય છે. પોતાના ગૃહપતિને તેઓ સ્વભાવત: જ પારખી લે છે. વિદ્યાર્થીઓ વચ્ચે રહેવું એ પરીક્ષકો આગળ ઊભા રહેવા કરતાં પણ આકરું છે. જાણ્યેઅજાણ્યે આપણામાં જેટલી નબળાઈઓ હોય તે બધી વિદ્યાર્થીઓની નજરે પડવાની જ, અને તેનું કંઈક અનુકરણ પણ તેઓ કરવાના.

મનુષ્યપ્રકૃતિ જ એવી છે કે અમુક માણસનો સ્વભાવ આપણને ગમે છે ને અમુક માણસનો નથી ગમતો. ગૃહપતિ અને છાત્ર વચ્ચે પણ એવા જ ગમાઅણગમા પેદા થાય છે. પણ જેમ સામાન્ય પોલીસ સારાનરસા બધા જ નાગરિકોનું સરખું રક્ષણ કરવાને બંધાયલો છે, તેમ ગૃહપતિ પણ બધા છોકરાઓને સરખા ઉત્સાહથી

દોરવાને બંધાયેલ છે. અમુક છોકરાઓ પ્રત્યે વિશેષ ભાવ રહે એ ગમે તેટલું સ્વાભાવિક હોય તોયે ઇષ્ટ તો નથી જ. એમ તો જરૂર બને કે કેટલાક વિદ્યાર્થીઓ અમુક ગૃહપતિ પાસેથી વધારે મેળવે ને કેટલાક ઓછું. એનો આધાર તે તે વિદ્યાર્થીઓની ગ્રહણશક્તિ પર છે. પણ આપનારે તો મેઘવૃષ્ટિની પેઠે સર્વત્ર સમાનભાવ રાખવો જોઈએ.

છાત્રાલય એ મુખ્યત: સંસ્કૃતિનું કેન્દ્ર છે. સંસ્કૃતિનાં બધાં અંગો ત્યાં કેળવાવાં જોઈએ. પ્રકૃતિ અને સંસ્કૃતિ વચ્ચે મુખ્ય ભેદ એ છે કે પ્રકૃતિ એની મેળે વહ્યાં કરે છે, જ્યારે સંસ્કૃતિ બુદ્ધિપુર:સર કરાતા પ્રયત્નના સાતત્યથી જ જળવાય છે. ધમણ ચલાવવાથી જ જેમ લુહારની ભઠ્ઠી તેજ રહે છે તેમ સંસ્કારની કેળવણી સતત ચાલુ રાખવાથી જ સંસ્કારિતા ટકે છે અને વધે છે. વિસ્મૃતિ, પ્રમાદ, આળસ, વિકલ્પ, અનુત્સાહ ઇત્યાદિ જડતા સામે સતત યુદ્ધ ચલાવે તે જ સંસ્કૃતિને ટકાવી શકે છે. સંસ્કૃતિ મફતની કેળવાતી નથી. સંસ્કૃતિ કાંઈ વ્યાખ્યાનમાં, ચોપડીઓમાં કે કળાસંગ્રહમાં રહેલી નથી હોતી. એ તો જીવનનો વિષય છે, જાગૃતિનો વિષય છે. વિચારપૂર્વક કેળવાયેલી ટેવોનો એ વિષય છે.

સંસ્કૃતિના પાયામાં મુખ્ય વસ્તુ શૌચાચાર છે. એક જમાનો એવો હતો કે જ્યારે આપણી આર્ય જાતિ ખાનપાન, રહેણીકરણી બધી બાબતમાં દુનિયાની બીજી પ્રજાઓ કરતાં વધારે સ્વચ્છ અને સુઘડ ગણાતી. પચાસ વરસ પહેલાં પણ સંસ્કારી કુટુંબોમાં ઘરની અંદર સરસ સ્વચ્છતા જળવાતી. નાહવાધોવામાં, કપડાંલત્તાંમાં અને ખાનપાનમાં અત્યંત સ્વચ્છ રહેવું એ ધર્મનું અંગ ગણાતું. એ વખતે ઘરબહાર પોળોમાં અને શેરીઓમાં, સાર્વજનિક મકાનોમાં અને જળાશયોમાં સ્વચ્છતા જળવાતી જ એવો અનુભવ નથી. આજે વ્યક્તિગત પ્રયત્ન બહુ જ ઓછો થઈ ગયો છે. રોજ નિયમિત દાતણ કરી ઘડપણ સુધી હીરા જેવા દાંત ટકાવવાને બદલે વરસ છ મહિને એકવાર દંતવૈદ્ય પાસેથી દાંત સાફ કરાવનાર લોકોનો વર્ગ ઉત્પન્ન થવાની બીક બતાવી રહ્યો છે. મ્યુનિસિપાલિટી, ધોબીઓ, દંતવૈદ્યો અને દાક્તરો શૌચાચારના ઈજારદારો થઈ ગયા છે. હું તો એ અભિપ્રાય ઉપર આવ્યો છું કે આધુનિક જમાનામાં આવા બધા પ્રયત્નોને લીધે માનવી સંસ્કારિતા ઘણી ઘટી છે. ઘરમાં નોકરોનું સામ્રાજ્ય; નોકરો ન હોય તો સ્ત્રીઓ તો છે જ. પુરુષો અને છોકરાઓ ઘરનું કશું કામ હાથે ન કરે એ બધે ઇષ્ટ મનાય છે. આને પરિણામે આળસ, શિથિલતા અને અપંગતા એટલાં બધાં વધ્યાં છે કે એની સામે થનાર માણસ ઘણી વાર અકારો થઈ પડે છે; અને આજના લોકશાહી સ્વાતંત્ર્યના જમાનામાં અકારો માણસ સેવા કરવાની પોતાની શક્તિ ગુમાવી બેસે છે. છાત્રાલયોમાં વિદ્યાર્થીઓની ટેવો સુધારવાનો પ્રયત્ન બધે જ સરખો અને સાર્વત્રિક થવો જોઈએ, અને દરેક સંસ્થામાં પણ બધા કાર્યકર્તાઓ સરખા જ આગ્રહવાળા હોવા જોઈએ. જ્યાં આગ્રહ અણસરખો હોય છે ત્યાં વાતાવરણ બંધાતું નથી, એટલું જ નહીં પણ ભાંગી પડે છે.

આ સરખો આગ્રહ, નિયમો કડક કરવાથી પળાતો નથી. એ તો અંદરના ઉત્સાહના અને આદર્શો વ્યવહારકુશળતાથી નક્કી કરવાના ફળ તરીકે ખીલી શકે છે.

જે વાત સ્વચ્છતાની એ જ ધાર્મિક આચારની. માબાપો અને સંસ્થાના વાલીઓ જે આચારનું પોતે પાલન કરતા નથી અથવા કરી શકતા નથી તેનું પાલન નિયમો ઘડી પગારદાર નોકરો મારફતે થયેલું જોવા માગે છે. આર્યસમાજીઓ ઘરમાં ભલે હવન કરતા ન હોય, પણ ગૃહપતિઓ અને વિદ્યાર્થીઓ પાસેથી તો તેમ કરાવવાનો આગ્રહ રાખે જ છે. એ જ છોકરાઓ ઘેર રજા ઉપર આવે ત્યારે હવન ન કરવાની છૂટ. સંસ્થામાં કાંતવાનો આગ્રહ હોવો જ જોઈએ એવા નિયમની તરફેણમાં મત આપનાર લોકોનું પણ આવું નથી દેખાતું એમ નથી. જૈન બોર્ડિંગોના જે વ્યવસ્થાપકો સૂર્યાસ્ત પછી ન જમવાના, બટાટા ન ખાવાના વગેરે નિયમો સંસ્થામાં પળાવવાનો ખાસ આગ્રહ રાખે છે તેઓ જ પોતાના જીવનમાં એ નિયમના છડેચોક ભંગ કરતા હોવાનો એકરાર પણ કરે છે. આવો પ્રયત્ન તો ગરમ પાણીમાં મડદું રાખી તેની ઉષ્ણતા ટકાવવાના પ્રયત્ન જેવો છે. આપણને જે યોગ્ય જણાય તેને જ યોગ્ય કહીએ, પણ જેનો અમલ આપણે કરી શકતા નથી તેનો અમલ બીજા પાસે કરાવવાનો આગ્રહ આપણે ગમે તેટલો રાખીએ પણ આપણે હાથે તે થવાનો નથી એટલું જો જાણીએ તો કૃત્રિમતામાંથી અને દંભમાંથી બચી જઈશું.

છાત્રાલયોમાં પ્રથમ ધ્યાન વિદ્યાર્થીઓના શરીર બાંધવા તરફ આપવું જોઈએ એ પણ કેટલે ઠેકાણે આચારમાં સ્વીકારાયું છે? શરીર બાંધીને એને અલમસ્ત, કસાયેલું અને કાર્યક્ષમ કરવા માટે ખોરાક કેવો હોય, મહેનત કઈ જાતની હોય, વાતાવરણ કેવું હોય, શારીરિક પરિશ્રમ કઈ જાતનો અનુકૂળ આવે, એ બધાનું શાસ્ત્ર હજી ક્યાં આપણે રચ્યું છે? અને જગતમાં જે ખીલ્યું છે તેના તરફ કેટલા ગૃહપતિઓએ ધ્યાન આપ્યું છે? છાત્રાલયોની પ્રવૃત્તિમાં અત્યાર સુધી તો અધ્યાપકો અને ધર્મપ્રચારકો જ પડયા છે. શરીરશાસ્ત્રીઓ, માનસશાસ્ત્રીઓ અને સમાજશાસ્ત્રીઓ છાત્રાલય વ્યવસ્થાને જીવનકાર્ય સમજી તેમાં હજી ક્યાં ઊતર્યા છે? નૈસર્ગિક ઉપચાર પદ્ધતિવાળા જેમ દર્દીનું શરીર તપાસી એને માટેનો ખોરાક નક્કી કરે છે, એ જ રીતે છાત્રાલયોના વ્યવસ્થાપકોએ અખતરા કરવા જોઈએ, એની શાસ્ત્રીય નોંધ રાખવી જોઈએ, અનુભવોની આપલે કરવી જોઈએ. શરીરને ઘી દૂધ જોઈએ છે એટલું તો સૌ સ્વીકારે છે, છોકરાઓને અવારનવાર ગળ્યુંગળ્યું કંઈક ખાવાને મળવું જોઈએ એ પણ હવે બધા સમજી ગયા છે. પણ ખાવાના સમયો ક્યા, પ્રમાણ કેટલું, વગેરે કેટલીયે વસ્તુઓની શોધખોળ કરી શકાય એમ છે. વધતા શરીરને દૂધ પૂરતા પ્રમાણમાં મળવું જ જોઈએ. એના ઉપરાંત શરીરને ફળોની આવશ્યકતા છે એ હજી બરાબર સ્વીકારાયું નથી. કઠોળ અને ખાંડ પર આપણે એટલા બધા મોહિત થઈ ગયા છીએ કે ફળ જેવા ઉત્તમ ખોરાકને આપણે આપણા આહારમાંથી લગભગ બાતલ કરી નાંખ્યો છે. ફળોનો આહાર

મોંઘો છે માટે આપણે એ છોડી દીધો છે એમ કહેવા કરતાં આપણે ફળોનો આહાર છોડી દીધો તેથી ફળો મોઘાં થયાં છે એમ કહેવું જ વધારે સાચું નીવડે. કેળાં, પપૈયાં જેવાં ફળો તો હજીયે સર્વત્ર વપરાય. પાકાં ટામેટાં અને લીંબુ પણ અત્યંત મહત્ત્વનો ખોરાક છે, એ વસ્તુઓની અસર તરત ભલે ન દેખાય, પણ શરીર બાંધવામાં અને લોહી શુદ્ધ રાખવામાં એનો ઉપયોગ ઘણો છે. દરેક છાત્રાલય જો જમીનની સગવડ રાખી કેળાંપપૈયાં ઉગાડવાનું નક્કી કરે, બની શકે એટલાં લીંબોઈનાં ઝાડ ઉગાડે, અને ટામેટાનું વાવેતર પણ કરે તો ઝાઝા ખર્ચ વિના વિદ્યાર્થીઓને ઉત્કૃષ્ટ ખોરાક મળી શકે.

જેને આજકાલ 'જાતીય પ્રશ્ન' કહેવામાં આવે છે તેની ચર્ચા આવે પ્રસંગે કર્યા વગર છૂટકો નથી. Sex Problem માટે 'જાતીય' શબ્દ ન ચાલે એમ નથી, પણ 'જાતીય પ્રશ્ન' નો જે પહેલવહેલો અર્થ મનમાં આવે છે તે 'કોમી સવાલ' છે. એટલા માટે હું તો Sex Problem માટે 'કામમીમાંસા' એ જ આપણો રૂઢ શબ્દ પસંદ કરું છું. એ સવાલની બધી જટિલતા કે ગૂઢતા, સ્વાભાવિકતા કે ઉદાત્તતા 'કામ' શબ્દમાં આવી જાય છે.

વિદ્યાર્થીઓમાં અમુક ઉંમરે પહોંચતાં કામ સ્વાભાવિક રીતે જાગ્રત થાય છે. કૃત્રિમ પરિસ્થિતિમાં ઉંમર પહેલાં અને વિચિત્ર રીતે એ જાગ્રત થાય છે. કામના સ્વાભાવિક કે વિકૃત પ્રાદુર્ભાવની બાબતમાં વિદ્યાર્થીઓને વખતસર અથવા વખત પહેલાં જ્ઞાન આપીને ચેતવવા કે નહીં, અને એ બાબતમાં નિર્ણય કરી કાંઈ પણ પગલાં ભરવાની કે ન ભરવાની જવાબદારી કોની, એટલા સવાલો આ કામ-મીમાંસામાં આવી જાય છે. કામનો પ્રાદુર્ભાવ કઈ ઉંમરે અને કયા ક્રમે થાય છે, એના પ્રત્યે વિદ્યાર્થીએ તેમ જ એના વાલીઓએ તથા અધ્યાપકોએ કેવી વૃત્તિ રાખવી, અને એ બાબતમાં કઈ સાધના કરવી, એ સવાલો તો સાર્વત્રિક અને સનાતન છે. વિકૃતિનાં કારણો, વિકૃતિના પ્રકારો, એનાં પરિણામો અને એના ઈલાજ એટલા સવાલો બીજા વર્ગમાં આવે છે. ત્રીજા વર્ગના સવાલો આ કામમીમાંસાનું જ્ઞાન આપવું એ ઈષ્ટ છે કે ન આપવું એ ઈષ્ટ છે? મુગ્ધતા ઉપર વિશ્વાસ રાખવો કે જ્ઞાન ઉપર વિશ્વાસ રાખવો? મુગ્ધતા ઓળખવી શક્ય છે કે કેમ? જ્ઞાન આપવું હોય તો કોણ આપે અને ક્યારે આપે? શી રીતે આપે? સ્વાભાવિક કામ વિશેનું જ્ઞાન આપવું બસ છે કે વિકૃતિ વિશે પણ માહિતી સાથે ચેતવણી આપવાની જરૂર છે? યોગ્ય રીતે જ્ઞાન ન અપાય તો એનાં દુષ્પરિણામો કયાં કયાં? એ વિશેના અજ્ઞાન અને કુજ્ઞાનમાંથી કયું જોખમ વહોરી લેવા જેવું છે? કામ વિષયનું જ્ઞાન એકાન્તમાં આપવું કે સમુદાયમાં આપવું? મિશ્ર સમુદાયમાં અપાય કે કેમ? આ ત્રણ પ્રકારના સવાલોમાં વિદ્યાર્થી પરત્વેની મુખ્ય કામમીમાંસા આવી જાય છે. વિવાહનો સવાલ ત્યાર પછીનો છે. એને અહીં છેડવાની જરૂર નથી.

બાળકોના જન્મના સંસ્કારો સારા હોય અને વાતાવરણ નિર્મળ હોય તો

એનામાં કામનો પ્રાદુર્ભાવ જલદી નથી થતો, અને જ્યારે થાય છે ત્યારે યોગ્ય સંસ્કારી કેળવણીને લીધે હદ ઓળંગીને તે બેફામ નથી થતો. પણ આવા નિર્મળ દાખલાઓ દુર્ભાગ્યે સમાજમાં ક્વચિત જ હોય છે. જ્યાં હોય ત્યાં એ વસ્તુસ્થિતિ વધાવી લેવી જોઈએ અને મુગ્ધતા જેટલી ટકાવી શકાય તેટલી ટકાવવી જોઈએ. અને જ્યારે એ મીમાંસાનું પૃથક્કરણ કરવાની જરૂર જણાય ત્યારે પણ જરૂર પૂરતી જ માહિતી આપી અટકવું જોઈએ. વિકૃતિના એક એક પ્રકાર સામે વિદ્યાર્થીને ચેતવવા જતાં જિજ્ઞાસા સળગવાનો અને માનસિક ચિંતન દ્વારા નવીનવી વિકૃતિઓ પેદા થવાનો સંભવ ઘણો રહે છે. અજ્ઞાનની દશા એ સુરક્ષિત દશા કોઈ કાળે ન મનાય એ સાચું; પણ મુગ્ધતા એ કંઈ ફક્ત અજ્ઞાનની દશા નથી. એ નિર્વિકારી દશા છે. એ નક્કર વસ્તુ છે. એ જ્યાં સુધી ટકે ત્યાં સુધી ટકાવવામાં જ લાભ છે. આવી મુગ્ધતા ન હોય અને છતાં છે એમ માનવાની ભૂલ આપણે કરીએ તો તેનાં પરિણામ ઘણાં માઠાં આવે એ ખરું છે. પણ જો આપણી બેદરકારી ન હોય, મુગ્ધતા છે એમ પ્રામાણિકપણે લાગતું હોય તો બાળકને કશું ન કહેવામાં આપણે ઈશ્વર આગળ ગુનેગાર નથી. છતાં અમુક ઉંમર પછી તો કુદરતનો ક્રમ ઓળખી જ્ઞાન આપવું એ જ યોગ્ય છે.

કામમીમાંસાનું જ્ઞાન શી રીતે આપવું એ સવાલ કરતાં તે જ્ઞાન આપવાને અધિકારી કોણ છે એ સવાલ મારે મન અધિક મહત્ત્વનો છે. અને વિકૃતિની બાબતમાં તો વિકૃતિ વિશે આપણને સ્પષ્ટ શંકા થાય નહીં ત્યાં સુધી કશું ન કહેવું એ જ યોગ્ય ગણાય. સર્વસામાન્ય જેટલી માહિતી આપેલી હોય છે તેટલી જ બસ હોય છે. દરેક વિદ્યાર્થીને આરોગ્યનું જ્ઞાન આપવું પૂરતું ગણાય. દરેક રોગની સ્થિતિ અને તેનાં લક્ષણો સમજાવવાની જરૂર નથી. આરોગ્ય ઠીક ઠીક હોય તો એ સહેજ પણ બગડે તો એની મેળે અંદરથી સમજાય છે. જ્યાં મુગ્ધતા જાળવવી અશક્ય હોય ત્યાં તો વખતસર ચેતવણી આપવી એ જ ઉપાય રહે છે. બાળકોનું ઠાવકું મોઢું અને તેમની શુદ્ધ ભાષા ઉપરથી એમ ન સમજવું કે તેઓ સાવ મુગ્ધ છે. બાળકોમાં જિજ્ઞાસા એટલી બધી હોય છે અને ગુપ્ત ગણાતી વાતો છાનીછાની બીજાને કહેવાનો રસ એટલા બધાને હોય છે કે કાંઈક ને કાંઈક કાને પડ્યા વગર રહેતું નથી. ચિત્રવિચિત્ર કલ્પનાઓ કરવાની ટેવ બાળકોને હોય છે. તે તરત જ સાંભળેલી વાત ઉપર વિચાર કરવા બેસે છે. જ્યાં સુધી અમુક વિષય ગુપ્ત રાખવા જેટલા મહત્ત્વનો છે એમ બાળકોને ખ્યાલ રહે ત્યાં સુધી તેઓ વડીલોને અને શિક્ષકોને પૂછવાને બદલે બેજવાબદાર લોકોને જ પૂછી લેવાનાં. પ્રતિષ્ઠાનું કવચ મુરબ્બીઓ પણ જાળવે અને વિદ્યાર્થીઓ પણ જાળવે, પછી મોકળી વાતો થાય જ શી રીતે?

આજકાલનો જમાનો કામમીમાંસા જાહેર રીતે ચલાવી એમાંથી રસ લેવાનો છે. આ વિષેની શાસ્ત્રીય ચર્ચા કરવાને બદલે એનો રસ લૂંટવાની વૃત્તિ ઘણા લોકો માગે છે. જૂના જમાનામાં જેમ કૃષ્ણગોપીલીલાનું શૃંગારિક વર્ણન ધર્મકથાને

નામે છડેચોક કરવાની અને સાંભળવાની છૂટ રહેતી, તેમ આજના જમાનામાં શાસ્ત્રીય ચર્ચા અને આવશ્યક જ્ઞાનના પ્રચારને નામે જ્યાં ત્યાં કામમીમાંસા કરવાની છૂટ લેવાય છે. બંનેની પાછળ રસ લૂંટવાની જ વૃત્તિ નથી હોતી શું? કુમળી વયે બાળકોની કલ્પનાશક્તિ ખૂબ વધારીને મોટપણના રસો એમને આપવાની પદ્ધતિ જોખમકારક છે એ તરફ કેળવણીકારોનું પણ પૂરતું ધ્યાન ગયું નથી.

અમેરિકામાં પ્રવેશ કરતી વખતે માણસ નીરોગી છે કે નહીં તે તપાસવામાં આવે છે. પણ માયોપિયા એટલે કે ટૂંકી દૃષ્ટિ એ રોગ જ ગણાતો નથી. એને ખાસ અપવાદ ગણ્યો છે. માયોપિયા એ રોગ નથી એમ નથી, પણ આજના જમાનામાં જ્યારે લગભગ દરેક માણસને એ રોગ હોય છે અને ચશ્માં પહેરવા-વાળાની સંખ્યા જ સમાજમાં વધારે હોય છે, ત્યારે કેટલા માણસને અમેરિકા બહાર રાખી શકે? આજના જમાનામાં માનસિક વિકૃતિ એ પણ માયોપિયા જેવો જ વ્યાપક રોગ થઈ પડેલો હોવાથી શિક્ષક કે વિદ્યાર્થીની પસંદગીમાં ધોરણ જ હલકું રાખવું પડે છે. સમાજના સામાન્ય નિયમોનું જે પાલન કરે છે, જે માણસનો આચાર જોખમકારક નથી લાગતો તે માણસ સજ્જન છે એમ માનીને ચાલ્યા વગર છૂટકો નથી થતો. પણ કામવિકાર એટલી સૂક્ષ્મ વસ્તુ છે અને વિદ્યાર્થી દશામાં એની અસરમાંથી મુક્ત રહેવું એટલું બધું આવશ્યક છે કે સામાન્ય રીતે ઠીકઠીક એવા વાતાવરણથી સંતોષ ન મનાય. સાધનાનું અઘરાપણું જોઈને આદર્શને જ નીચે ખેંચવાની વૃત્તિ સમાજમાં વધી પડી છે. એ સ્વાભાવિક હોય તોપણ ઇષ્ટ નથી એમ બતાવવા ખાતર ગાંધીજીએ તે વરસે આશ્રમમાં ઉપવાસ કર્યા હતા.

વિદ્યાર્થીઓને માહિતી આપવાનું કામ અથવા બોધ કરવાનું કામ કઈ ઢબે થાય એની ચર્ચા પાશ્ચાત્ય ગ્રંથોમાં ઘણી કરી છે. એ વિષય મહત્ત્વનો છે. પણ એથીય વધારે મહત્ત્વનો સવાલ કેવી મનોવૃત્તિવાળો માણસ એ માહિતી આપે એ છે. બહુ આકરો આદર્શ રાખીએ તો કામ જ ન થાય, અને સામાન્ય પરિસ્થિતિ ચલાવી લઈએ તો સંતોષ થતો નથી, એવી સ્થિતિ છે. એકાન્તમાં વિદ્યાર્થીઓને ઉપદેશ આપવો એ કેટલીક વખતે અનિષ્ટ હોય છે; જ્યારે વર્ગોમાં આવી ચર્ચા ચલાવવાથી વિદ્યાર્થીઓને માંહોમાંહે ચર્ચા કરવાનું ઉત્તેજન મળે છે, જેને પરિણામે સ્વાભાવિક શરમનું કવચ પણ તૂટી જાય છે.

આજકાલ શિક્ષકોનો કામમીમાંસા કરવાનો વધતો જતો રસ જોઈ વિદ્યાર્થીઓ પણ અનેક રીતે સવાલો પૂછે છે. કેટલાક વિદ્યાર્થીઓ તો માહિતી કઢાવવા ખાતર જ ખોટી મૂંઝવણ શિક્ષક આગળ રજૂ કરે છે. અને કોઈ કોઈ વાર તો શિક્ષક કરતાં વિદ્યાર્થીઓ જ વધારે જાણકાર હોય છે. શિક્ષકની નબળાઈ ક્યાં છે એ તો વિદ્યાર્થીઓ જાણતા હોય જ. તેમાં આવી ચર્ચાની છૂટ મળી એટલે પછી પૂછવું જ શું? કામમીમાંસા વિદ્યાર્થીઓના મનમાં હમેશ રમ્યા કરે એ જ એક સ્વતંત્ર સંકટ છે. આજકાલની કેળવણીના વિષયો, કાવ્યો, નવલકથાઓ વિકારી વાતાવરણને ઘણે અંશે પોષે છે. ઘણી વસ્તુઓ નિર્દોષ છે એમ જ માનવું જોઈએ એવો આ

જમાનાનો આગ્રહ છે, અને છતાં એ જ જમાનામાં આપણે વિવાહનો સર્વમા
આદર્શ કાંઈક અપ્રતિષ્ઠિત કરી વિદ્યાર્થીઓ આગળ બ્રહ્મચર્યનો આદર્શ વ્યા
કરવા માગીએ છીએ. આ પ્રશ્નની ગંભીરતા જાણતા છતાં શિષ્ટ લોકો જ્યારે અ
વિવેક જાળવ્યો એટલે બધું સુરક્ષિત એમ જાણે માનતા હોવાનું બતાવે છે ત
તેઓ ગંભીરપણે વિચાર કરે છે કે કેમ, સાચી લાગણીથી જ બોલે છે કે
એને વિશે મનમાં શંકા ઊપજ્યા વિના રહેતી નથી.

સહશિક્ષણનો સવાલ શાળાની કેળવણી સુધી પહોંચ્યો છે, છાત્રાલયો સુધી હ
પહોંચ્યો નથી. જોકે ચોક્સ મર્યાદાઓ મૂકી અને મળી શકે તેટલું આદર્શ વાત
વરણ મેળવી અમે આશ્રમમાં એનો પણ અખતરો કરી રહ્યા છીએ. છાત્રાલય
અંગે સહજીવનનો સવાલ જ્યારે ત્યારે આપણી આગળ આવ્યા વગર રહેવા
નથી. પણ તેની આજે ચર્ચા કરવા નહીં બેસીએ. સહશિક્ષણ હોય કે સહજીવ
તેના હિમાયતીઓને હું એટલું જ કહું કે એ અખતરાની શરૂઆત કરતી વખ
સ્ત્રીપુરુષ સંબંધની શુદ્ધતા વિશેના તમારા આદર્શો ચોક્સ ભાષામાં વિસ્તૃત લખ
રાખો, અને ત્યાર પછી જેમ જેમ અખતરો અને અનુભવ વધતા જાય તેમ તે
મૂળ આદર્શને આપણે હજી માનીએ છીએ, એને વળગી રહ્યા છીએ કે આદ
ધીમે ધીમે બદલતા જઈએ છીએ એ તપાસતા રહેજો. ફેરફાર થતો હોય તો
અનિષ્ટ જ છે એમ હું કહેવા નથી માગતો. પણ શરૂઆતમાં અખતરાકાર
જે ખોળાધરી આપે છે તે પાછળથી ધીમે ધીમે પાછી ખેંચી લેવા માંડે છે
વસ્તુ તરફ સમાજનું ફક્ત ધ્યાન જ ખેંચવા માગું છું.

સહશિક્ષણ લો કે સહજીવન, શુદ્ધ કૌટુંબિક વાતાવરણ વગર તેમાંથી આપણે
શ્રેય નિપજાવી શકવાના નથી. બહોળા કુટુંબમાં નાનીમોટી ઉંમરનાં કેટલાંયે છોકરા
છોકરીઓ સાથે રહે છે, છૂટથી રહે છે. એમના પર કોઈ એક ખાસ નિરીક્ષક
નીમેલો નથી હોતો. અથવા એમના પરસ્પર સંબંધનાં ધારાધોરણો વ્યાખ્યાબદ્ધ
કરેલાં પણ નથી હોતાં. એમને દરેક રીતે જોઈએ તેટલું સ્વાતંત્ર્ય હોય છે, છતાં
અંકુશ વધારેમાં વધારે હોય છે. એ અંકુશની માઠી અસર નથી થતી. કેમ કે એ
અજાણે સ્વેચ્છાસ્વીકૃત હોય છે. એવા સંબંધમાં અણવિશ્વાસ પણ નથી હોતો અને
સામે થવાપણું પણ નથી હોતું. પરસ્પર સદ્ભાવના પાયા ઉપર રચાયેલા તંત્રમાં
હક સાચવવાપણું નથી હોતું અને સ્વાતંત્ર્ય આપવાપણું પણ નથી હોતું. આપણા
શરીરમાં માથું ખભા ઉપર ચડી બેઠું છે એને કોઈ શિરજોરી ગણતું નથી, કેમ કે
ખભા અને માથું બંને એકજીવ છે. જ્યાં અને જેટલા પ્રમાણમાં આવું વાતાવરણ
ઊભું કરી શકાય ત્યાં અને તેટલાં જ મોટાં છાત્રાલયો સ્થાપવાં જોઈએ. કુટુંબ-
વ્યવસ્થામાં સામાન્યપણે કહી શકાય કે પાંચ બાળક દીઠ એક ગૃહપિતા અને ગૃહ-
માતા હોય છે. આજનાં છાત્રાલયોમાં માને સ્થાને ભાગ્યે જ કોઈ હોય છે અને
ગૃહપતિ તો સેંકડો બાળકોનો પિતા થઈને બેઠેલો હોય છે! અને આવી પરિસ્થિતિને
પહોંચી વળવા જેટલી કેળવણી એને ઘરમાં કે બહાર ક્યાંયે મળેલી હોય છે જ

એમ નથી. એક વખતે વીશી કરતાં પણ ઊતરતું એક છાત્રાલય જોઈ મને તો એક અંગ્રેજી લોકગીત યાદ આવ્યું:

"There was an old woman,
That lived in a shoe;
She had so many children,
She did not know what to do!"

અને પછી તો એ ડોસી છોકરાઓને ભડકું પિવડાવી સાવરણી વતી શી રીતે બહાર વાળી કાઢતી હતી એનું મજાનું વર્ણન આવે છે. મોટાંમોટાં લશ્કરી અને વેપારી વ્યવસ્થાતંત્રો જોઈ આપણે પણ હૃદય અને લાગણી કરતાં ગુણાકાર ઉપર વધારે વિશ્વાસ રાખતા થયા છીએ. જેમ મકાનોના મજલા વધતા જાય છે તેમ છાત્રાલયોના આકારો વધતા જાય છે. આવી સ્થિતિમાં સહજીવનનો અખતરો કોઈ કાળે સુરક્ષિત ન જ ગણાય. આજનો જમાનો બુદ્ધિ, કળા, વ્યવસ્થાશક્તિ, કાર્યકુશળતા અને કમાણી કરવાની શક્તિ, એ બધું કેળવવાનો છે. આ બધું સહેજસાજ ચારિત્ર્યને ભોગે થતું હોય તો કોઈને ઝાઝું માઠું લાગે છે એમ જણાતું નથી. સમાજની નૈતિક ભૂમિકા ચડાવવી શકય છે અથવા ચડાવવાની જરૂર છે એ વિશેનો આગ્રહ બહુ મોળો પડયો છે. 'નીતિનો આગ્રહ રાખવાથી કંઈ વળતું નથી, ઊલટી કૃત્રિમતા વધે છે, માટે વાતાવરણ ઉપર જ આધાર રાખવો,' એમ કહેવાની ફૅશન પડી છે. અને એ કથન અક્ષરેઅક્ષર સાચું પણ છે. કેમ કે નીતિના યાંત્રિક આગ્રહથી કશું જ વળતું નથી. પણ જે વાતાવરણ ઉપર આધાર રાખવાની ભલામણ કરવામાં આવે છે તે વાતાવરણ ઉત્પન્ન કરવાની કે ટકાવવાની ધગશ માત્ર જવલ્લે દેખાય છે. નીતિની ઉચ્ચ ભૂમિકા તરફ પ્રગતિ કરવાના પંથ ઉપર આપણે થાકીને થોભ્યા હોઈએ એમ લાગે છે. પણ નીતિનો પંથ એ સ્થળમાર્ગ નથી પણ જળમાર્ગ છે. અને એ માર્ગે ઉપરઉપર જવાનું છે. થાક ખાવા હલેસાં થોભાવ્યાં કે માર્યા ગયા. પ્રવાહ વહાણને ખબર ન પડે એવી રીતે અધોમાર્ગે લઈ જવાનો. જ્યાં સદાચાર યાંત્રિક નિયમબદ્ધ થયો નથી, અસંખ્ય વિધિઓ અને નિત્ય ઉપદેશની આર ભોંકી-ભોંકીને તે જાગ્રત રાખવામાં આવતો નથી, પણ જીવનના ઉત્સાહથી પ્રસન્નતાપૂર્વક આગળ વધવાના પ્રયત્ન ચાલે છે ત્યાં જ બધા અખતરાઓ સફળ થવાના. આપણે આત્મિક શક્તિનો વિચાર કર્યા વગર મોટી સંસ્થાઓ કાઢીએ છીએ અને સદાચારનો આદર્શ વધારવા વિશે મોળા રહીએ છીએ; તેટલું જો છોડી દઈએ તો જ સહ-શિક્ષણ, સહજીવનના અખતરાઓ કરવાની આશા રાખીએ.

કેટલીક સંસ્થાઓના ચાલકો પાંચપચાસ સંસ્થાનાં નિવેદનપત્રકો ભેગાં કરી તેમાંના અભ્યાસક્રમો, આદર્શો, અને વ્યવસ્થાની ખૂબીઓ એકત્ર કરે છે; અને અમારે ત્યાં આટલું આટલું કરવાનો આગ્રહ રાખવાના છીએ, પ્રયત્ન કરીએ છીએ એમ ઠોકી દે છે. નિવેદનમાં આવો આગ્રહ રાખ્યાથી તે જીવનમાં એની મેળે ઊતરશે એવી ખાતરી એ લોકોને કયાંથી ઊપજે છે કોણ જાણે! સમાજની મદદથી

ચાલનાર છાત્રાલયો સમાજની દેખરેખ સ્વીકારે એ ઇષ્ટ છે. પણ એને પરિણા જો વ્યવસ્થાપકો સમાજ ઉપર છાપ પાડવા માટે જ બધો પ્રયત્ન કરતા હોય ત તેમાંથી કશું સારું નીકળવાનું નથી. દેખરેખ કરનાર સમાજે પોતે સાચી દૃ ક્યાં કેળવેલી હોય છે ?

શાળાઓમાં અને છાત્રાલયોમાં મળીને ચોવીસે કલાક માટે છોકરાઓ આવ ગયા એટલે આચાર્યો, ગૃહપતિઓ અને વ્યવસ્થાપકોને લોભ છૂટે છે કે જાત જાતની વસ્તુઓ છોકરાઓ પાસેથી કરાવીશું. એમ કરતાં નવા વિષયો, નવી પ્રવૃત્તિ ઓ ઉમેરાતી જાય છે, અને જૂનું કશું છોડવાની હિંમત ચાલતી નથી. પછં મુંબઈની ચાલોમાં જેમ મધ્યમ સ્થિતિના લોકો નાનકડા ઘોલકામાં આખો ઘરસંસાર ખડકે છે તેમ ચોવીસ કલાકમાં બધી વસ્તુઓ ખડકી દેવામાં આવે છે. આન પરિણામે એકે કામ વ્યવસ્થિત નથી થતું, અને એકે સંસ્કાર ધીરજપૂર્વક મગજમાં ઉતારવામાં નથી આવતો. જીવનમાં અમુક મોકળાશ તો હોવી જ જોઈએ. મગજ- માં પણ મોકળાશ જોઈએ છે. વિદ્યાર્થીઓ પાસે જેમ કેટલાંક માબાપ હાથખર્ચના પૈસા રાખે છે તેમ હાથખર્ચનો વખત પણ હોવો જોઈએ. માત્ર એનો ઉપયોગ શી રીતે કરવો એની વિદ્યાર્થીને અનેક જાતની સૂઝ આપેલી હોય, એને વ્યવસ્થિત ટેવો પાડેલી હોય. જે છાત્રાલયોમાં વિદ્યાર્થીઓ એદી થઈને વખત બગાડે છે ત્યાં દોષ નવરાશનો નથી, પણ નવરાશ વાપરવાની કળા અને ટેવો વિદ્યાર્થીઓને આપેલી નથી હોતી એનો છે.

છોકરાઓ પાસેથી કરાવવાની ભલે ઘણી વસ્તુઓ હોય, પણ દરેક સત્રમાં અમુક વસ્તુ કરતાં વધારે કરાવવું નથી એ જાતનો આગ્રહ ગૃહપતિએ રાખવો જ જોઈએ. કોઈ પણ દિવસ અસંખ્ય વસ્તુઓના ખીચડાથી બગાડવો ન ઘટે.

વિદ્યાર્થીઓની પ્રવૃત્તિ જેમ પરિમિત હોવી જોઈએ તેમ ગૃહપતિની અને શિક્ષકોની જવાબદારી પણ કાંઈક અંશે પરિમિત હોવી જોઈએ. એમને માથે ઘણી વસ્તુઓ નાખવાથી ઘણું કામ થાય છે એ વિચાર ખોટો છે. જે ગૃહપતિ નાખો એટલું કામ માથે લેવા તૈયાર હોય છે તે આળસુ, અવ્યવસ્થિત અથવા મોળો છે એ વિશે શંકા રાખવાનું કારણ નથી. જેમ ગૃહપતિનું કાર્ય પરિમિત હોવું જોઈએ તેમ એનું કાર્યક્ષેત્ર પણ પરિમિત રાખવું ઘટે છે. કેટલાક ગૃહપતિઓ વિદ્યાર્થીઓ મારફતે એમના ઘરના સવાલોમાં પણ રસ લે છે, સલાહ આપે છે, અને એ રીતે સમાજની મૂંગી અને કીમતી સેવા કરે છે. છાત્રાલયનો ઉદ્દેશ પણ અંતે સમાજની સંસ્કારિતા વધારવી એ જ છે. છતાં આ જાતના પગપેસારાને મર્યાદા હોય એ જ સારું. નહીં તો અતિ લોભ કરવા જતાં છાત્રાલયના વાતા- વરણમાં જે તટસ્થતા જોઈએ છે તે નષ્ટ થવાની. અને ગામડાંમાં હોય છે તેવી ખટપટ શરૂ થવાની. એના કરતાં અમુક અમુક પ્રસંગે છાત્રાલયના ગૃહપતિઓ વિદ્યાર્થીઓને લઈને સમાજસેવામાં ઊતરે એ વધારે ઇષ્ટ છે. વિદ્યાનું, ઉદ્યોગનું અને નિયમિતતાનું વાતાવરણ ન બગડે એટલું સાચવીને સમાજસેવાના જેટલા

પ્રસંગો મળે તે બધાનો લાભ લેવો જોઈએ; અને અસાધારણ પ્રસંગે વેદિયા ન રહેતાં બધું જતું કરીને પણ સેવામાં ઝંપલાવવું જોઈએ. કટોકટીને પ્રસંગે સેવા કરવાની તક મળે એના કરતાં શ્રેષ્ઠ કેળવણી દુનિયામાં છે જ નહીં. રાજદ્વારી હિલચાલની બાબતમાં પણ એ જ નિયમ લાગુ પડે છે. પક્ષાપક્ષીની હિલચાલમાં છાત્રાલયો અને વિદ્યાલયો તટસ્થ રહે, પણ રાષ્ટ્રીય ઉત્થાનના પ્રસંગોએ એમણે હિલચાલને મોખરે રહેવું જોઈએ.

શાળા ઉપરાંત છાત્રાલયમાં પણ બુદ્ધિનું વાતાવરણ હોવું જોઈએ; પણ તે પંડિતાઈનું નહીં, બહુશ્રુતતાનું. કાવ્યશ્રવણ, પુરાણશ્રવણ, ચરિત્રકીર્તન, પ્રવાસવર્ણન, હાસ્યવિનોદ બધી વસ્તુઓને નવરાશના વખતમાં થોડુંથોડું સ્થાન હોવું જોઈએ. વિદ્યાર્થીઓને જેમ સારાંસારાં સ્થળો અને તીર્થો જોવા લઈ જઈએ છીએ તેમ જંગમ તીર્થો એટલે કે સત્પુરુષોની, પ્રખ્યાત પુરુષોની મુલાકાતે લઈ જવા જોઈએ. પ્રજાના પુરુષાર્થના પ્રતીકરૂપ જે કારખાનાં, ઇમારતો, પૂલો, નહેરો વગેરે આસપાસ હોય તેની મુલાકાતે પણ જવું જોઈએ. અને તે માહિતી ભેગી કરવાના વાણિયાશાઈ લાભ માટે નહીં, પણ મહત્ત્વાકાંક્ષા જાગ્રત કરવા અને માનવી પુરુષાર્થનું દર્શન કરવા. વિદ્યાર્થીઓ સાથેના ગૃહપતિઓ જો નિરુત્સાહી, ભૂખડા અથવા અલ્પસંતોષી હોય તો આવી મુલાકાતમાંથી પૂરતો લાભ નથી મળતો. ગૃહપતિઓમાં ચારિત્રતેજ, બુદ્ધિતેજ અને કર્મયોગ હોય તો જ તેમનું વાતાવરણ પ્રેરણાપ્રદ થઈ શકે છે.

અને તેથી જ ગૃહપતિ અને શિક્ષકનાં કાર્યક્ષેત્ર ભિન્ન ભિન્ન હોવા છતાં બંનેનો ઉપરી એક જ હોવો જોઈએ. આમ કહેતાં એક મહત્ત્વના સવાલ ઉપર હું આવું છું. ગુજરાતમાં છાત્રાલયો તો ઘણાં છે, પણ પ્રમાણમાં કેળવણીની સ્વતંત્ર વ્યવસ્થાવાળાં છાત્રાલયો બહુ ઓછાં છે. મને તો એ સ્થિતિ દયાજનક લાગે છે. નાણાંની બધી સગવડ હોય, વિદ્યાર્થીઓ હોય, સમાજની સહાનુભૂતિ હોય, છતાં કેળવણીની બાબતમાં પરતંત્ર રહેવું પડે એ દુર્બળ મનોદશા સૂચવે છે. મોટો આપભોગ વેઠીને બહુ જ ચીવટપૂર્વક આપણે વિદ્યાર્થીઓને સાચવતા હોઈએ અને ભણવાને માટે જ્યાંના સંસ્કારો ઉપર આપણો કાબૂ નથી એવી શાળાઓમાં મોકલી દઈએ, એ આપણા પુરુષાર્થને છાજતું નથી. અસહકારની દૃષ્ટિએ નથી કહેતો, પણ સંસ્કારો અને કેળવણીની દૃષ્ટિએ જ કહું છું કે કેળવણીની બાબતમાં આપણે સરકાર ઉપર આટલા બધા અવલંબીને રહીએ છીએ એ આપણી જાગૃતિ સૂચવતું નથી.

કેટલાંયે કોમી છાત્રાલયો પાસે પોતપોતાની નિશાળો કાઢવા અને ચલાવવા જેટલા પૈસા હશે. તેઓ જો છાત્રાલયનું અને શાળાનું વાતાવરણ એક રહી શકે એવી કેળવણી આપવા માંડશે તો તેમની મહેનત ઊગી નીકળશે.

છાત્રાલયના આ વાતાવરણમાં મુખ્ય સ્થાન હું જાતમહેનતને આપું. છાત્રાલય સાથે રસોઈયાઓ, નોકરો, કોઠારીઓ, ગૌશાળા વગેરેનો પ્રશ્ન હમેશાં મહત્ત્વનો

હોય છે. આ આવશ્યક અને ગરીબ સેવકવર્ગને આપણે હજી કેળવી શકયા
એ બહુ દુ:ખની વાત છે. આપણે એમના પર અવલંબીને રહીએ છીએ, ઐ
વગર એક દિવસ પણ ચલાવવું મુશ્કેલ છે, છતાં એમની પાસેથી આપણે ઇચ
તેવી સેવા લઈ શકતા નથી. જ્યાં સુધી આપણા ગૃહપતિઓ અને છાત્રો
મહેનતનું તત્ત્વ પૂરેપૂરું સમજે નહીં ત્યાં સુધી નોકરોની પરિસ્થિતિનું અને એ
અજ્ઞાન દશાનું ભાન આપણને થવાનું નથી. વિદ્યાની અને સંસ્કારની કે
માટે અમુક વખત કાઢવો અપરિહાર્ય છે, તેથી વિદ્યાર્થીઓ પાસે નવરાશનો
બહુ થોડો રહે છે એ ખરું. છતાં જાતમહેનતને જેટલો વખત આપી શકાય
આપવા તરફ આપણું લક્ષ હોવું જોઈએ. વિદ્યાર્થીઓ વખત ફાજલ પાડી
હોય ત્યારે નોકરોને નવરા રાખીને પણ તેમને જાતમહેનતનો અનુભવ
ઉત્તેજન આપવું જોઈએ. આમ કર્યા પછી જ સંસ્થા સાથે જોડાયેલા નો
કંઈક કેળવણી આપી શકાય. શિક્ષણસંસ્થામાં કામ કરનારા નોકરો હમેશ અ
રહે અને એમને કેળવવાની જવાબદારી આપણને ન જણાય, એ શોભતું

છાત્રાલયના વાતાવરણમાંથી બીક, લાલચ, હરીફાઈ, ઇનામો અને સ
જેમ બને તેમ જલદી કાઢી નાખવાં જોઈએ. ત્યાં તો ફક્ત જિજ્ઞાસા, સેવા
સહકારનું જ વાતાવરણ હોય. ધાર્મિક કળા અને ઉચ્ચ રસિકતા માટે તહેવા
જ. દરેક જીવનસંસ્થાના વાતાવરણમાં પંચમહાયજ્ઞને સ્થાન હોવું જોઈએ. આ
યજ્ઞો માનવસંસ્કૃતિના વિકાસના દ્યોતક છે. વિદ્યાર્થી પ્રથમ જલાશયશુદ્ધિ કરી
પૂજા કરે. નદી, તળાવ, કૂવામાંથી કાદવ કાઢી આસપાસ બધું સાફ રાખે.
પહેલો યજ્ઞ થયો. બીજો મહાયજ્ઞ તે વૃક્ષવનસ્પતિની સેવા. ફળઝાડ ફૂલઝાડ
નાં મૂળમાં જમીન પોચી કરી, ખાતર નાખી, તેને પાણી પાવું. ત્રીજો યજ્ઞ જે
સેવા પર આપણે હમેશ નિર્ભર છીએ એવાં પશુઓની સેવા. કૃતજ્ઞતાપૂર્વક
બળદ વગેરે પશુઓને ખવડાવીએ, તેમને ખરેરો કરી નવડાવીએ, ચાંચડ,
સામે એમનું રક્ષણ કરીએ, વગેરે વસ્તુઓ પણ એક મહાયજ્ઞ છે. ચોથો
હાથે કાંતી કપડાં વણી લેવાં તે. સુતારીનો સમાવેશ પણ એમાં જ કરાય.
અને તક્ષ (ત્રાક અને ફરશી) એ આ યજ્ઞનાં સાધનો છે. પાંચમો મહાય
સ્વાધ્યાય. શુભ સંસ્કારો આપી સંસ્કૃતિને જાગ્રત રાખનાર સદ્ગ્રંથોનું વાચન
મનન તે સ્વાધ્યાય. આ પંચમહાયજ્ઞ જ્યાં ચાલતા હોય ત્યાં કેળવણી જરૂર તે
થવાની. એવી કેળવણી દેશમાં દાખલ કરવાને છાત્રાલયો સાધનરૂપ થાઓ એ
આપણે પરમાત્મા પાસે યાચીએ.

મિત્રો, છાત્રાલયને લગતા અને આજે વિચાર કરવા જેવા વિષયો આ
જરાક ચર્ચા. આપણે જોયું કે છાત્રાલયની સંસ્થા એ કુટુંબ સંસ્થા જેટલી
મહત્ત્વની છે. જ્યાં સુધી કેળવણી આજની ઢબે અપાય છે ત્યાં સુધી છાત્રા
આપણને ગમે કે ન ગમે, અપરિહાર્ય સમજી એમને વધાવે જ છૂટકો.
હમેશ છાત્રાલયોને કુટુંબ સાથે સરખાવી આપણે કઈ કઈ બાબતમાં કુટુંબ

ઊતરતા છીએ તે તપાસતા રહીએ. ઓછામાં ઓછું કુટુંબ જેટલું વાતાવરણ આપણે રાખતાં શીખવું જ જોઈએ. આપણે જો ધ્યેયવાદી હોઈએ, ભવિષ્યને માટે નવી સૃષ્ટિ નિર્માણ કરવા માગતા હોઈએ, કુટુંબો કરતાં વ્યાપક, આધ્યાત્મિક અને ચિરસ્થાયી સંસ્થા ઊભી કરવા માગતા હોઈએ તો આપણે આશ્રમના આદર્શની સંસ્થાઓ ખીલવવી ઘટે છે. એનો આદર્શ કુટુંબ જેવો ન હોય એ ખરું, પણ કુટુંબ કરતાં ઊતરતો ન જ હોય. આ દૃષ્ટિએ વિચાર કરતાં કુટુંબધર્મ, સમાજધર્મ, વિકાસધર્મ અને મોક્ષધર્મ બધાને આધારરૂપ એવી સંસ્થા આપણે ખીલવવાના છીએ એનું યથાર્થ ભાન જો આપણને હોય તો ધર્મસૂત્રકારોની દીર્ઘદૃષ્ટિ આપણે કેળવવા મથીશું અને સંસ્કૃતિના સંસ્થાપકોની ધીરજથી આપણે અખતરાઓ કરીશું. લાખો વરસના પ્રયોગને અંતે જો કુટુંબો, ન્યાતો અને સમાજ બંધાયાં હોય તો આશ્રમો બાંધવાના આદર્શ પાછળ અનેક પેઢીઓની ધીરજ વાપરવી પડે તેમાં અસ્વસ્થ કે નિરાશ થવા જેવું કશું નથી.

છાત્રાલયો અને આશ્રમો જો તાત્કાળિક ગરજ પૂરી પાડનાર ક્ષણજીવી સંસ્થાઓ ન હોય, જીવનવ્યાપી સંસ્થાઓ હોય તો આજે જેમ એકલા પુરુષો જ એ ચલાવે છે, પુરુષો જ એની કલ્પના બાંધે છે અને એને દોરે છે તેમ ન થવું જોઈએ. આશ્રમો સ્થાપવા માટે પણ આપણે હૃદયધર્મી બહેનોને જ શરણે જવું પડશે. પુરુષો કરતાં સ્ત્રીઓમાં વિવાહધર્મ, કુટુંબધર્મ વધારે સિદ્ધ થયો છે. કુટુંબધર્મનો આધાર સ્ત્રીઓ ઉપર જ છે. એ જ કારણે કુટુંબધર્મથી ભિન્ન એવાં છાત્રાલયો અને આશ્રમો સ્વાભાવિક રીતે સ્ત્રીઓને રુચતાં નથી. એ સ્થિતિ જ્યાં સુધી રહે ત્યાં સુધી પુરુષોએ જ આ વ્યાપક સંસ્થાઓ ખીલવવી પડશે. સ્ત્રીઓ કુટુંબનો ચીલો સહેજે ન છોડી શકે. પણ જ્યારે સાચેસાચ છોડશે — અને તે પણ કુટુંબ કરતાં ઊતરતી અકુદરતી સ્થિતિ ભોગવવા માટે નહીં પણ કુટુંબો કરતાં વિશાળ વ્યાપક જીવન આ દુનિયામાં પ્રસ્થાપિત કરવા માટે, ત્યારે તેઓ જ સમાજનાં આગેવાનો થશે. કુટુંબધર્મમાં વિગ્રહને સ્થાન છે. આશ્રમધર્મનો પાયો સંયમ, સંતોષ અને આત્મસમર્પણ ઉપર જ રચી શકાય. એ ગુણો કેળવવાની વિશેષ શક્તિ સ્ત્રીઓની જ છે. માટે ભવિષ્યકાળ તેમનો જ છે. સ્ત્રીઓને તે કાર્ય માટે તૈયાર થતાં હજી વાર છે. ત્યાં સુધીનું પ્રાથમિક કાર્ય કરવાનું આપણે માથે છે. આપણી જવાબદારી ઓળખી વિચારપૂર્વક આપણે તે દિશામાં પ્રયત્ન કરીએ.

મનુષ્યપ્રગતિનું એક મોટામાં મોટું પગથિયું આપણે હાથે ચણાવાનું છે એ ભાન જો આપણે રાખીશું તો આજે જે નાલાયક દશામાં રહીએ છીએ તેમાંથી નીકળી જવાનો આપણે અસાધારણ પ્રયત્ન કરીશું. માનવી પ્રગતિનો તારો કઈ દિશામાં છે એ આપણે જોઈ લઈએ અને એ મંગળ બિંદુ તરફ અવિચળ દૃષ્ટિ રાખી ધીરજ, ઉત્સાહ અને શ્રદ્ધાપૂર્વક પુરુષાર્થ કરીએ. આપણાં હૃદયોને દોરનાર નારાયણ આપણને સહાય થાઓ.

# પ્રશ્નોત્તરો

પ્ર૦ — આ દેશની અંદર સ્વાશ્રય ઉપર છાત્રાલય નભે કે નહીં ?

જ૦ — કોઈ પણ શિક્ષણસંસ્થા સ્વાશ્રયી થઈ શકે કે કેમ એ સવાલ જુદો છે. અહીં તો છાત્રાલયો સ્વાશ્રયી રહી શકે કે કેમ એ સવાલ છે. હાલની શિક્ષણશાળાઓ છાત્રાલયોથી જુદી છે. ત્યાં વ્યાપક દૃષ્ટિએ વિચાર કરતાં આ અશક્ય છે. ઘણાંખરાં છાત્રાલયોમાં રહેતા વિદ્યાર્થીઓનો વિચાર કરતાં છાત્રાલય સ્વાશ્રયી બનવું અશક્ય લાગે છે.

પ્ર૦ — કોઈ છાત્રાલય સ્વાશ્રયી રહેવા ધારે તો રહેવું શક્ય છે કે નહીં ?

જ૦ — આ પ્રશ્નનો જવાબ છે અને નથી એવો છે. એનો મુખ્ય આધાર વિદ્યાર્થીઓનાં ચારિત્ર્ય ઉપર રહે છે. છાત્રાલયમાં જો ઉદ્યોગ દાખલ કરીએ તો જ સ્વાશ્રયી બનવું સંભવે. તેમાં પણ ખૂબ કમાણી થાય એ મુશ્કેલ છે. શરૂઆતમાં તો કમાણી થવાને બદલે કેટલોક બગાડ થાય છે અને એ રીતે ઉદ્યોગ ખર્ચાળ થઈ પડે છે. જો વિદ્યાર્થીઓને ઉદ્યોગમાં બરોબર કેળવીને તૈયાર કરીએ તો કમાણી થાય ખરી. પણ વિદ્યાર્થી કેળવાઈને તૈયાર થાય ત્યાં તેને પાંખ આવતાં તે ઊડી જાય છે. ઉદ્યોગની કેળવણી લઈને કામ શીખ્યા પછી પાંચ વર્ષ છાત્રાલયને સેવા આપવાનું વિદ્યાર્થીઓ સ્વીકારે તો સ્વાશ્રયી રહેવું બની શકે.

પ્ર૦ — હાલની વસ્તુસ્થિતિમાં છાત્રાલયનો આદર્શ શો હોઈ શકે ?

જ૦ — જો પ્રશ્ન વ્યાપક હોય અને પ્રાચીન ગુરુકુળની પ્રથા દાખલ કરવી હોય તો તેમના જેવા આદર્શ ગૃહપતિ આજે નથી અને તેવા લાયક ગૃહપતિ ન હોય ત્યાં સુધી એકલાં ગુરુકુળનું ખોખું વ્યર્થ છે. આપણે કદાચ માનીએ કે એવા કોઈ તપસ્વી બાવાઓ મળી જાય તોપણ પ્રાચીન કાળની ઢબ દાખલ કરવા ન ઇચ્છીએ. તેમની ભાવના આપણે લઈએ, તેમના વિચારો આપણે લઈએ અને પછી એ મુજબ છાત્રાલયનું તંત્ર ચલાવવા પ્રયત્ન કરીએ.

સનાતન તે કહેવાય જે નિત્યનૂતન છે. જે ન મરી જાય, જે ટકી શકે તે જ સનાતન છે. કાળ પરત્વે આપણે જૂની પ્રાચીન કાળની પ્રથાઓમાં ધીમે ધીમે ફેરફાર કરવો જોઈએ. જેમ માણસના શરીરમાં બાળકથી વૃદ્ધ થતાં સુધી ધીમે ધીમે ફેરફાર થયા કરે છે તેમ ધીમે ધીમે ફેરફારો થવા જોઈએ. વહ્યા વગર પાણી શુદ્ધ ન રહે. વનસ્પતિ પણ ઊગીને મરી જાય અને ફરીથી ઊગે છે. પ્રાચીન ધર્મના સ્મારકનું પૂતળું રાખવું હોય તો થઈ શકે ખરું. પ્રાચીન ન ટકાવવું હોય તો પાશ્ચાત્ય લાવવું એ ક્યાંનો ન્યાય ? આપણે ત્યાં નવું ઉત્પન્ન કરવાની શક્તિ નથી, તેથી તમામ દુનિયામાંથી અનુભવ લઈએ અને એમાંથી આપણને

અનુકૂળ હોય તે લઈ ફેરફાર કરતા જઈએ; અને એ રીતે આપણા દેશનું જીવન એવું સમૃદ્ધ કરીએ કે એની મેળે વિકાસ થતો રહે.

પ્ર૦ — હાઈસ્કૂલ અને છાત્રાલયની કેળવણી એક ન હોય તો તેનો મેળ કેમ ખાય ?

જ૦ — હું કહું છું કે છાત્રાલય પોતાની પ્રતિષ્ઠા કેટલે સુધી રાખવા માગે છે એના ઉપર એનો આધાર છે. અમુક સંસ્કારો વિદ્યાર્થીને મળવા જ જોઈએ એવો આગ્રહ હોય, છાત્રાલયના સંચાલકોમાં એટલી ટેક હોય અને મરણિયાપણું હોય તો શાળાઓને જણાવી દે કે અમુક જાતની કેળવણી તમે આપો તો જ અમારો અને તમારો મેળ થાય. આપણે છાત્રાલયને વીશી રાખવા માગીએ છીએ કે કેળવણીની સંસ્થા રાખવા માગીએ છીએ એના ઉપર આ મેળનો આધાર છે.

* પ્ર૦ — છાત્રાલયનું વાતાવરણ સુધરે તે માટે શાળા શા ફેરફાર કરે ?

જ૦ — શાળા અને છાત્રાલય વચ્ચે કોઈ જાતનું અંતર ન રહેવું જોઈએ. શાળા છાત્રાલયને અનુકૂળ સમય રાખે. શાળામાં ચાલતા કેટલાક વિષયો છાત્રાલયને સોંપે. દાખલા તરીકે કસરત છાત્રાલયને સોંપી શકાય. ડે સ્ટૂડન્ટ (બહારના વિદ્યાર્થી) હોય તે પણ કસરતને માટે છાત્રાલયમાં જ જાય. જો શાળા અને છાત્રાલય પાસે પાસે હોય તો ધર્મશિક્ષણનું કામ પણ છાત્રાલયને જ સોંપે. શિક્ષકો પણ અવારનવાર છાત્રાલયના પરિચયમાં આવે અને ગૃહપતિ બને.

પ્ર૦ — છાત્રાલયો પ્રજાનાં અને કેળવણી રાજ્ય પાસે હોય ત્યાં એ કેવી રીતે બને ?

જ૦ — પ્રજાને કેળવણીનું તંત્ર સોંપશું તો તે બગાડ કરનાર છે એમ માનીને રાજ્ય આજે પ્રજાના હાથમાં કેળવણીની લગામ નથી આપતું. પ્રજાના હાથમાં કેળવણીનું તંત્ર સોંપવા પ્રજાએ માગણી કરવી અને એ ન બને તો પ્રજાએ કેળવણીખાતા ઉપર બને તેટલું દબાણ લાવી કેળવણીમાં અનુકૂળ ફેરફાર કરાવી લેવા. કેળવણીખાતાનો અધિકારી એ ફેરફાર પોતાની મેળે નહીં કરી શકે પણ પ્રજાના દબાણ અને આગ્રહને લઈ તેણે ફેરફારો કરવા પડશે.

પ્ર૦ — કોમી છાત્રાલયોમાં રૂઢિનાં બંધનો નડે છે તેનું શું ?

જ૦ — દરેક માણસે રૂઢિબદ્ધ થવું પડે છે. રૂઢિનું મડદું સમાજમાં વિચરે છે ત્યારે બહુ ગંધાય છે. રૂઢિ જીવંત હોય ત્યાં સુધી તે આવશ્યક છે પણ જ્યારે તે નિષ્પ્રાણ બને ત્યારે વગર તિરસ્કારે રૂઢિના મડદાને આપણે આદરપૂર્વક દફનાવી દઈએ.

પ્ર૦ — આજે છાત્રાલય કે શાળામાં જે વિદ્યાર્થીઓ આવે છે તેમાંના માંડ દશ ટકા આગળ વધીને ઊંચી કેળવણી લઈ શકે એવા હોય છે અને બાકીના નેવું ટકા ત્યાંના ત્યાં જ અટકી પડે છે. એમને નથી મળતી સંસ્કારની કેળવણી

* આ સવાલ રાજકોટના કેળવણીખાતાના ઇન્સ્પેક્ટરનો હતો.

કે નથી મળતી ઉદ્યોગની. આનો ઉપાય શું?

જ૦ — દરેક માબાપ ઊંચો મહેલ બાંધવા માગે છે, પણ જ્યાં પાયો બંધાય ત્યાં જ ખરચી ખૂટી જાય છે. આજનાં વિનયમંદિરો અને હાઈસ્કૂલો આવા પાયા સુધીનાં મકાનો જેવાં છે. આપણે અધૂરા મહેલો બાંધશું કે નાનાં નાનાં ઝૂંપડાં બાંધી ગામડાં સમૃદ્ધ કરશું? બધા ઉચ્ચ કેળવણી સુધી પહોંચે એ અશક્ય છે. આજે મળતી પાશ્ચાત્ય કેળવણી લૂંટારાની કેળવણી છે. ગુલામોની હાય લઈને ગ્રીસના લોકો મૂઆ. રોમના લોકો આસપાસના મુલકમાંથી અનાજ લૂંટી લાવી રોમમાં મફત વહેંચતા. યુરોપ આજે પણ પારકી લૂંટ ઉપર નભે છે. છતાં ત્યાં પણ બધા લોકો ઉચ્ચ કેળવણી સુધી પહોંચી નથી શકતા. પાશ્ચાત્ય ઢબની કેળવણી ત્યારે જ નભી શકે કે જ્યારે દેશ બીજાને લૂંટીને પૈસા લાવે. પાશ્ચાત્ય કેળવણી લાગે છે તો સારી, મનને પણ લલચાવે છે, પણ એ લૂંટ ઉપર નભનારી છે. એથી બગલો ધોળો તો છે, પણ તે માછલી ખાય એ ભૂલવું ન જોઈએ. આપણે ધારીએ તોપણ પાંચસો વરસ સુધી એવા લૂંટારુ દેશ નથી થઈ શકવાના. અધૂરા મહેલો ઊભા કરવા કરતાં નાની સંપૂર્ણ અને હૂંફાળી ઝૂંપડીઓ સારી.

હજારો લોકો સંગીન પ્રાથમિક કેળવણી લઈને નીકળે એવી યોજના થવી જોઈએ એમ સૌ કહે છે, પણ એની યોજના કોઈની પાસે નથી. ઔદ્યોગિક કેળવણી નથી મળતી એ સાચું છે. સૌને આદર્શોનો ગગનવિહાર જોઈએ છે. ગાંધીજીને લોકો મોટા ગગનવિહારી કહે છે. તેઓ કહે છે કે ઔદ્યોગિક કેળવણી જ સંપૂર્ણ — સોએ સો ટકા સંપૂર્ણ કેળવણી છે. સંસ્કૃતિની કેળવણી તો એનો ઓપ અથવા શણગાર કહી શકાય. આજે તો પ્રજાને રોટલો અને સાથે થોડું ઘી દૂધ જોઈએ છે. રાષ્ટ્રવ્યાપક કેળવણી આપવી હોય તો તેમાં આખા રાષ્ટ્રમાં ફેલાય એવા ઉદ્યોગો જોઈએ. આ ઉદ્યોગો તે પ્રજાને અન્ન, વસ્ત્ર અને આશ્રય આપવા માટેના ઉદ્યોગો. પ્રજાની સર્વસામાન્ય હાજતો પૂરી પાડનારા ધંધાઓ. વિદ્યાર્થી હાથપગ વાપરતો થાય એવી કેળવણી આપણે આપીએ તો જ આપણે સાચી કેળવણી આપી કહેવાશે. એ ઉદ્યોગો ગામડાંમાં ચાલી શકે એવા અને ગામડાંને સમૃદ્ધ કરે એવા જોઈએ.

પ્ર૦ — કોમી છાત્રાલયમાં રાષ્ટ્રીય તત્ત્વ દાખલ થાય તો પછી કંઈ નુકસાન ખરું કે?

જ૦ — એમ થાય એનો અર્થ જ એ કે કોમનું કોમીપણું નીકળી ગયું. કોમ એટલે અમુક સંકુચિત અર્થમાં સ્વાર્થ એમ આપણે સમજીએ છીએ. કોમી છાત્રાલયમાં કોમ બહારનો વિચાર નથી કરતા તેથી નુકસાન થાય છે. પોતાની કોમ ઉપરાંત બીજાઓ પણ દેશમાં છે તેનો વિચાર કોમે કરવો જ જોઈએ.

પ્ર૦ — કૉલેજના વિદ્યાર્થીઓનો જુસ્સો યોગ્ય રસ્તે કેમ વળાય?

જ૦ — વિદ્યાર્થીની અંદર જાગ્રતિ આવે, જુસ્સો આવે એ બધું જરૂરનું છે. મને કોઈ વાર વિદ્યાર્થી પૂછે છે કે અમારે રાષ્ટ્રીય હિલચાલમાં ભાગ લેવો કે

નહીં ? હું તેમને એમ કહું કે તમારે પક્ષાપક્ષીની લડાઈ થતી હોય તેમાં ભાગ ન લેવો. તમારો ધર્મ દોરવાનો નહીં પણ સેવાનો છે. સેવાનું કામ મુરબ્બીઓની આગેવાની નીચે કરવું. ઉત્તમ કેળવણી લીધી એનું નામ કે જે કટોકટીને વખતે કામ આવે. આખા રાષ્ટ્રની હસ્તીનો સવાલ હોય ત્યારે એ ભૂલી જાય કે આપણે વિદ્યાર્થી છીએ. જગતમાં સનાતન કાળથી આમ ચાલ્યું આવે છે. વિદ્યાર્થી નવા જુસ્સાથી દેશને દોરે છે. જેઓ સ્વાતંત્ર્ય હજમ નથી કરી શકતા એવા વિદ્યાર્થી ઉપર પણ હું અંકુશ ન મૂકું. સ્વાતંત્ર્ય પચી શકતું નથી એ ગુલામીનું પરિણામ છે. વિદ્યાર્થીની સાથે આપણે ભળીએ, એના કામમાં જોડાઈએ અને વખત મળે ત્યારે એને કંઈક આપીએ.

પ્ર૦ — છાત્રાલયમાં ગૃહપતિ પરીક્ષા પસાર કરાવવા માટે વિદ્યાર્થીઓ પાછળ શક્તિ ખર્ચે તો શું ખોટું ?

જ૦ — પરીક્ષાઓ પાછળ શક્તિ ખર્ચાય એ ઠીક નથી. પરીક્ષાઓ તો જવી જ જોઈએ. કોઈ સારી વસ્તુ ઊભી થાય ત્યારે પરીક્ષા કાઢશું એમ માનવું એ ઠીક નથી. પહેલાં પરીક્ષાને કાઢીએ પછી તેની ખાલી પડેલી જગ્યામાં થોડો વખત અરાજકતા રહેશે, પછી એની મેળે પરીક્ષાની જગ્યાએ કોઈ નવું સારું તત્ત્વ દાખલ થશે. જ્યારે પરીક્ષાને અભાવે લોકોમાં અસ્વસ્થતા આવશે ત્યારે બધા વિચાર કરતા થઈ જશે, અને નવું શું લાવવું એ શોધી કાઢશે. આપણા લોકો એટલા શિથિલ છે કે તેઓ વાર્યા નથી માનતા, હાર્યા માને છે.

પ્ર૦ — આદર્શ છાત્રાલયના ગુણ ક્યા ?

જ૦ — આ મહાભારત પ્રશ્ન છે, એટલે જેની અંદર કૌટુંબિક સંકુચિતતા નથી પણ કૌટુંબિક ભાવના છે, એમ કહીને હાલ પૂરતો હું છૂટી જઈશ.

પ્ર૦ — શિક્ષકો ગૃહપતિ બને એ ઈષ્ટ છે ?

જ૦ — કેટલાક શિક્ષકોને હું છાત્રાલયમાં અમસ્તા રહેવા પણ ન દઉં. જેને શિક્ષક તરીકે સ્વીકારીએ તેને ગૃહપતિ તરીકે ન પણ સ્વીકારીએ. કેટલાક છાત્રોના મિત્ર થવાને લાયક નથી હોતા. જ્યાં આદર્શ શુદ્ધ હોય, હૃદય નિખાલસ હોય ત્યાં ગૃહપતિ છાત્રાલયમાં જ પોતાનું કૌટુંબિક જીવન ગાળે એના જેવું સરસ કંઈ જ નથી.

પ્ર૦ — નાલંદા અને તક્ષશીલા જેવાં વિદ્યાપીઠોમાં દશ હજાર વિદ્યાર્થીઓની વ્યવસ્થા કેમ થઈ શકતી હશે ?

જ૦ — આપણે આપણી સમાજવ્યવસ્થા મધમાખો અને કીડીઓ પાસેથી લીધી હશે એમ હું માનું છું. આપણી પાસે એવી સંસ્કૃતિ હતી કે મેળાઓમાં દસ હજાર કે લાખ માણસો પોલીસની મદદ વગર ચલાવી શકતા. આવા મેળાઓમાં પોલીસ ન હોય એટલું જ નહીં પણ વ્યવસ્થાપક પણ નથી હોતો. પ્રાચીન કાળની સમાજ-

વ્યવસ્થા એ ઢબે ચાલતી એમ હું માનું છું. તેમાં દરેક માણસ સમાજનું તંત્ર કેવું હોય તે તરત સમજી શકતો અને વ્યવસ્થિત રીતે કામ કરતો.

પ્ર૦ — દર વર્ષે ગૃહપતિ બદલાય એ સારું છે?

જ૦ — દર વર્ષે ગૃહપતિ બદલાય એનાં ત્રણ કારણો સંભવે. એક તો છાત્રાલયને વિવિધ વ્યક્તિઓનો અને એમની જુદી જુદી ઢબનો અનુભવ મળે; બીજું સારા ગૃહપતિ બધે ન મળે એથી એવા ગૃહપતિનો લાભ એક સ્થાનને જ ન મળે પણ બીજાં છાત્રાલયો પણ થોડો થોડો લાભ લઈ શકે અને ત્રીજું કારણ ગૃહપતિ એક ઠેકાણે લાંબો વખત રહે તો તે ઊંડાં મૂળિયાં ઘાલે એવી બીક સત્તાધારીઓને લાગે તેથી.

પ્ર૦ — સરકાર સાથે સંબંધ ધરાવતી છાત્રાલયની જ શાળા હોઈ શકે ખરી?

જ૦ — અહીં હું શુદ્ધ કેળવણીની દૃષ્ટિથી જ ચર્ચા કરવા આવ્યો છું એટલે મારા બોલવામાં કારભારની દૃષ્ટિએ મારો અભિપ્રાય છે એમ ન માનતા, સરકારી તંત્રની સાથે ચાલવાથી માણસ મરે નહીં તો માંદો થાય છે. સરકારની સાથે શાળા સંબંધ રાખે તેમાં અમુક લાભ ચોક્કસ છે, અને તે લાભ એટલા બધા છે અને એવા મોહક છે કે એના વગર પછી રહેવાતું નથી. જબરદસ્ત તંત્ર સાથે સહકાર કરવા બેસીએ તો આપણા પૌંવા ખોઈ બેસીએ એવો સમય આવે છે. સરકારી તંત્ર દુનિયાભરમાં મુડદાલ જ હોય. પ્રજા આગળ જાય છે અને પછી સરકાર હાંફતી પાછળ આવે છે. સરકાર હમેશાં પ્રજાને આગળ જવા દે છે અને જ્યારે તેને થઈ જાય છે કે હવે તો તંત્રમાં અમુક ફેરફાર કર્યા વગર ચાલે એમ નથી ત્યારે તે ફેરફાર કરે છે. કેટલાંક સત્કાર્યમાં તો આપણાં સત્કાર્યની સંગીનતાની અસર બહુ ઊંડી જાય છે. એક માણસ આદર્શ ઊંચો ચડાવે એટલે આસપાસના માણસો પણ ઊંચા આવે જ છે.

પ્ર૦ — વિદ્યાર્થી ગૃહપતિનાં છોકરાં સાથે ભળે એ ઇષ્ટ છે?

જ૦ — ગૃહપતિ ઘરના વાતાવરણ વિશે મક્કમ હોય તો તમામ વિદ્યાર્થી તેના ઘરમાં ભળે એમાં કાંઈ ખોટું નથી.

પ્ર૦ — વિદ્યાર્થી ગૃહપતિના ઘરનું કામ કરે તો શું?

જ૦ — વિદ્યાર્થી ઘરમાં જઈ પોતાની મેળે કામ કરે એ ઇષ્ટ છે. ગૃહપતિમાં લાયકાત હોય તો દરેક બાજુનો વિવેક જાળવીને જ વિદ્યાર્થીઓ પાસેથી કામ લેશે.

પ્ર૦ — છાત્રાલયમાં વધારે અગત્યનું સ્થાન કોનું? સુપરિન્ટેન્ડેન્ટનું, ગૃહપતિનું કે સેક્રેટરીનું?

જ૦ — સુપરિન્ટેન્ડેન્ટ, ગૃહપતિ અને સેક્રેટરી આ ત્રણ અમલદારો આજના તંત્રની વિચિત્રતાને લીધે નીમવા પડે છે. આ ત્રણમાંથી જેનું વ્યક્તિત્વ પ્રભાવશાળી હોય તેનું ધાર્યું થવાનું છે. કોઈ પણ સંસ્થામાં આવી મૂંઝવણ હોય છે ત્યારે પ્રજાએ તપાસવું કે આમાં મહત્ત્વની વ્યક્તિ કોણ છે અને પછી પોતાને અનુકૂળ છાત્રાલય પ્રજા શોધી લે.

પ્ર૦ — શાળાનો સમય કયો સારો ?

જ૦ — સરકારી કેળવણીની સામે થયા એટલે આપણે એમ માનતા થયા કે શાળાનો સમય સવારસાંજનો રાખીએ એટલે રાષ્ટ્રીય શાળા થઈ ગઈ. હવે તો આપણે ઘરોની અનુકૂળતા જોવી જોઈએ. આપણે ત્યાં બપોરનો સમય બહુ ગરમ હોય છે એટલે બપોરને વખતે બહાર કામ કરવું એના કરતાં ઘરમાં જ રહીને કંઈ કામ થાય તો વધુ સારું. વળી જો આપણે ઉદ્યોગ દાખલ કરવો હોય તો ઉદ્યોગને અનુકૂળ વખત આપણે લેવો જોઈએ. આથી વિદ્યાર્થી ભણવાનું કામ બપોરે બારથી ચાર કરે અને સવારે ઉદ્યોગ કરે એવી ગોઠવણ હોવી જોઈએ. આ બાબતમાં ચોક્કસ નિર્ણય તો ન અપાય કારણ કે શાળાની અનુકૂળતા પણ જોવી જોઈએ.

પ્ર૦ — આરોગ્યની દૃષ્ટિએ કયો સમય સારો ?

જ૦ — જમ્યા પછી આરામ મળવો જોઈએ. જમીને તરત કામે વળગવું એ ઠીક નથી, એટલા માટે દસ વાગ્યે જમવાનું હોય અને બાર વાગ્યે શાળા શરૂ થાય તો બરાબર છે. વિદ્યાર્થીને દસ વાગ્યે જમાડવામાં માબાપે અનુકૂળતા કરી આપવી જોઈએ.

પ્ર૦ — ગૃહપતિ પોતાની ભાવના વિદ્યાર્થી ઉપર લાદી શકે કે નહીં ?

જ૦ — ગૃહપતિનો ધંધો વિદ્યાર્થી ઉપર પોતાને શ્રેષ્ઠ જણાતા વિચારો, અનુભવો અને ભાવનાઓ 'લાદવા'નો અને વિદ્યાર્થી પર જુદા જુદા શાસ્ત્રશુદ્ધ અખતરાઓ કરવાનો જ છે. ગૃહપતિ કંઈ જેલર કે પોલીસ નથી. વિદ્યાર્થીઓ જો પામર હોય તો ખાનગી બંડ કરે. તેઓ પ્રામાણિક બંડ પણ કરી ગૃહપતિ પાસે જઈ પહોંચે અને તેને કહે કે અમુક વસ્તુ અમને પસંદ નથી. વિદ્યાર્થી ગૃહપતિના વિચારો જો નબળાઈથી સ્વીકારે તો તેમનામાં સ્વતંત્ર થવાની શક્તિ કેળવવી જોઈએ. જો ગૃહપતિ વિદ્યાર્થીને અનુકૂળ ન હોય તો વિદ્યાર્થીઓ તેને કાઢી મૂકે અને જ્યાં સુધી એ સ્થાન પર છે ત્યાં સુધી તેના કહેવા પ્રમાણે ચાલે.

પ્ર૦ — ગૃહપતિને શિક્ષણ આપવા માટે કોઈ સંસ્થા આવશ્યક છે ? આવી સંસ્થા કેવી રીતે ઉઘાડવી ? અને એવી સંસ્થા હોય તો સારા ગૃહપતિ મળી શકે ખરા ?

જ૦ — જેમ ટ્રેનિંગ કૉલેજ જેવા કલાસ શિક્ષકો માટે કાઢીએ એ સહેલું છે તેમ છાત્રાલયના કામ માટે ગૃહપતિઓ સારુ ટ્રેનિંગ કૉલેજ કાઢવાનું કામ સહેલું નથી. શિક્ષક માટે આવી સંસ્થા હોઈ શકે પણ ગૃહ જેવા જીવનવ્યાપી સવાલની અંદર માથું મારનારને તૈયાર કરવા માટે જ કોઈ સંસ્થા કાઢીએ એ ઠીક નથી. કારણ કે દરેક છાત્રાલય માટે જુદી જુદી જાતના ગૃહપતિઓ જોઈએ છે. જે દિવસ આખી દુનિયાનાં કમનસીબે છાત્રાલયો standardize (એક સાંચાના, એક ધોરણે ચાલતાં) થઈ જશે ત્યારે આવા ટ્રેનિંગ કલાસ કાઢવાનું બની શકશે. આજે તો છાત્રાલયો માટે જુદા જુદા આદર્શો છે એ સારું છે; એથી ગૃહપતિ માટે સંસ્થા હોઈ ન શકે. ગૃહપતિઓને કેળવવા માટે છાત્રાલય સંમેલન છે, 'છાત્રાલય' પત્રિકા છે. આસપાસના વાતાવરણથી જ ગૃહપતિ તૈયાર થઈ જાય. જ્યારે અમુક ચોક્કસ જાતના જ ગૃહપતિ જોઈએ એવું થઈ જશે ત્યારે એની મેળે એવા ગૃહપતિ તૈયાર કરવા માટેની સંસ્થા ઊઘડશે.

# ગૃહપતિ ગાંધીજી

[શ્રી નાનાભાઈને લખેલો પત્ર]

"આજકાલ પૂ. બાપુજી આશ્રમમાં ગૃહપતિનું કામ ધમધોકાર ચલાવે છે. પરિણામે આશ્રમના આદર્શોની ત્યાં ખૂબ ચર્ચા થાય છે. એ ચર્ચા શાબ્દિક નથી હોતી, પણ જીવનમય હોય છે. આશ્રમજીવન એ આશ્રમનિયમાવલિ પરનું મહાભાષ્ય છે. આજે હિંદુસ્તાનમાં ઉત્તમમાં ઉત્તમ છાત્રાલય હોય તો તે સાબરમતીનો આશ્રમ છે. હમેશને માટે નથી કહેતો, પણ બાપુજી પોતે ત્યાંના ગૃહપતિ બન્યા છે તેથી કહું છું. મહાદેવભાઈથી માંડીને એમના બાબુ સુધી અને પૂ. બાથી માંડીને તોફાની લક્ષ્મી સુધીનાં બધાં જ ત્યાંનાં છાત્ર છે. આશ્રમનિયમાવલિ એ બાપુજીની હિંદુસ્તાન માટે અને આખી દુનિયા માટે ધાર્મિક કેળવણીની યોજના છે, અને હિંદુ ધર્મસંસ્કરણનો એમનો આ જમાના માટેનો મુખ્ય ફાળો છે. આપણાં છાત્રાલયના વ્યવસ્થાપકો જો એ નિયમાવલિનું ઊંડું અધ્યયન કરશે તો એમને જોઈતું છાત્રાલયશાસ્ત્ર એમાંથી જ મળી રહેશે. ઇન્ડિયન સોશિયલ રિફૉર્મરના નટરાજને એનું મહત્ત્વ જાણ્યું છે, અને આખી નિયમાવલિ એણે પોતાના છાપામાં એક જ અંકમાં આપી છે. પોતાના વાચકોને એ અંક સંઘરી રાખવાની એણે ભલામણ પણ કરી છે.

"આશ્રમમાં હવે લગભગ બધાં જ એક રસોડે જમે છે. સૌથી નાનાં છોકરાંઓ શું ખાય, કેટલું ખાય, કયે ક્રમે ખાય એ બધું બાપુજી પોતે જ જુએ છે. ખોરાક બરાબર ચવાય છે કે નહીં એ તરફ પણ બાપુજીની નજર છે જ. અમુક છોકરાઓ તો બાપુજીની પાસે જ સૂએ. છોકરીઓ બાપુજી સાથે જ ફરવા જાય. અતિથિસેવાના પાઠ પણ વિદ્યાર્થીઓને બાપુજી પોતે જ આપે છે. પાઠશાળા અને ગૌશાળા એ આશ્રમના રાષ્ટ્રીય મંદિરના મુખ્ય વિભાગ છે. કેટલાક વિષયોમાં તો અધ્યાપકો કરતાં વિદ્યાર્થીઓ ચડી જાય છે.

"મેં થોડોક લોભ કરીને બાપુજીનો એક વર્ગ દર શનિવારે અહીં વિદ્યાપીઠમાં ગોઠવ્યો છે. ગયે ફેરે એક બાળક વિદ્યાર્થીના સવાલમાંથી બુદ્ધિ અને શ્રદ્ધાનો સવાલ નીકળ્યો, અને એક કલાક સુધી બાપુજીએ અદ્‌ભુત પ્રવચન ચલાવ્યું. આજકાલની કેળવણીમાં જે કંઈક સારોનરસો પ્રયત્ન થાય છે તે બધો બુદ્ધિ ખીલવવામાં જ સમાપ્ત થાય છે, હૃદયની કેળવણી તરફ યથાર્થ ધ્યાન અપાતું જ નથી, એ વસ્તુ તરફ બાપુજીએ ધ્યાન ખેંચ્યું. મુખ્ય કેળવણી તો હૃદયની જ હોય એ વિશે એમણે ભાર દઈને વિવેચન કર્યું. પછી શ્રદ્ધા અને બુદ્ધિના સ્વરૂપ અને સંબંધ વિશે સરસ ચર્ચા ચાલી. બાપુજી જ્યારે વિદ્યાર્થીઓ વચ્ચે બેસીને બોલે છે ત્યારે તેઓ હમેશના

જેવા 'સ્થિતપ્રજ્ઞ' નથી દેખાતા. કંઈક પીગળ્યા હોય, પોતાનો વારસો દેશના યુવકોને આપવાને ઇંતેજાર હોય, અને તેથી પોતાનું આખું હૃદય એમની આગળ ઉઘાડું કરતા હોય, પોતાની દેશભક્તિ, ધર્મનિષ્ઠા અને અખંડ જાગ્રત કર્મયોગ વિદ્યાર્થીઓમાં ઠાલવવા માગતા હોય એવું જ દેખાય છે. વિદ્યાર્થીઓ પરનો એમનો વિશ્વાસ, એમની મારફતે દેશનું ભાવિ ઘડવાનો એમનો અભિલાષ, એ બધું જોઈને તે ક્ષણે તો થાય છે કે આ કોઈ લોકોત્તર રાજદ્વારી પુરુષ નથી પણ વિદ્યાર્થી-ઘેલા કેળવણીકાર છે.

"આશ્રમમાં તો વિદ્યાર્થીઓ કરતાં વિદ્યાર્થિનીઓની જ સંખ્યા વધી પડી છે. એટલે સહશિક્ષણ માટે આદર્શ વાતાવરણ કેવું હોવું જોઈએ એ સવાલનો ઉકેલ બહુ સરસ રીતે આવી રહ્યો છે. મને તો લાગે છે કે બાપુજીએ આ વર્ગ સ્ત્રીઓની ઉન્નતિનો રસ્તો નક્કી કરવા માટે જ જુદું કાઢી રાખ્યું છે. સંત જના-બાઈએ પંઢરપુરના પાંડુરંગ પ્રત્યે જે ભક્તિ કેળવી હતી તે જાતની ભક્તિ જો હિંદુસ્તાનની બહેનો બાપુજી પ્રત્યે કેળવે તો મને આશ્ચર્ય નહીં થાય."

## ગૃહપતિની કાર્યદિશા

અમરેલી સંમેલનમાં આપણે છાત્રાલયનો વ્યાપક દૃષ્ટિએ વિચાર કર્યો. ત્યાં આપણે છાત્રો, ગૃહપતિઓ, છાત્રોનાં માબાપો, કેળવણી આપનારા શિક્ષકો, સમાજ અને એ સમાજ ઉપર અધિકાર ધરાવનાર રાજ્યતંત્ર એ બધાની દૃષ્ટિએ આપણે છાત્રાલયનો વિચાર કર્યો. એ સંમેલનમાં આપણે જેટલો વિચાર કર્યો એના પ્રમાણમાં ઠરાવો ઓછા કર્યા એ સારું જ કર્યું. વિચાર વગરના ઠરાવો ઝટ ઝટ પાસ કરવા કરતાં ઠરાવ વગરના વિચાર સંગીન રીતે કરીએ તો વધારે સારું એમાં શક નથી. હવે આપણે આ વિભાગીય સંમેલનમાં તે વખતના વિચારનો વિસ્તાર અને અમલ કરવાનો રહ્યો. આજે આપણે ફક્ત ગૃહપતિનો જ વિચાર કરીએ. કેટલીક વાતો વિશે (હરિજનોને સમાનભાવે આપણી સાથે રાખવા વિશે) મારો આગ્રહ હોવા છતાં તે હું અહીં ફરી વાર રજૂ નહીં કરું કેમ કે તેમ કરવા બેસું તો આપણું આખું કાર્યક્ષેત્ર બદલાઈ જશે અને આજે જે થઈ શકે તેમ છે તે પણ રહી જાય. મારો આગ્રહ તમે જાણો છો એટલે એ મતભેદ ધ્યાનમાં લઈને આપણે આગળ ચાલીએ.

છાત્રાલયોમાં કેળવણીના સવાલો ઉકેલવાના હોય છે એના કરતાં સામાજિક જીવનના સવાલો ઉકેલવાનું કામ વધારે હોય છે. તેથી હવે પછી ગૃહપતિને સમાજ-પુરુષ થયા વગર છૂટકો નથી. ગૃહપતિ પાસે કેળવણીની મોટી મૂડી ન હોય તોયે વાંધો નથી. એ જો જાગ્રત હોય, વિચારવાન હોય, સમાજહિતની એને તાલાવેલી

હોય તો રોજના નવા નવા ઊઠતા સવાલો જ એને સર્વતોમુખી કેળવણી આપી દેશે. સવાલો ન ઊઠે તો એણે ઉઠાવવા જોઈએ. સમાજ ઊંઘણશી છે. એને પોતાના હિતની પણ પડી નથી હોતી. હિતનો જ્યાં બરાબર ખ્યાલ સરખો ન હોય ત્યાં સુધારાનો વિચાર કોણ કરે? પણ દેશના આગેવાનો તો વિચાર કરે જ છે. એમને સાથ આપવાનું કર્તવ્ય ગૃહપતિનું છે. એમાં એનો સ્વાર્થ પણ રહેલો છે. જ્ઞાતિ બોર્ડિંગના નોકરિયાત ગૃહપતિને પણ દેશના આગેવાન કેળવણીકારો અને સમાજસુધારકો શું કરે છે એ જાણવાની આવશ્યકતા છે. કેમ કે આગેવાનો લોકોનાં હૃદય સુધી પહોંચે છે. એમના આદર્શ પ્રમાણે સંસ્થાઓ ફેરફાર ન કરે તો સંસ્થાને અને ગૃહપતિઓને અસ્વસ્થ કરી મૂકવાનું સામર્થ્ય એમનામાં હોય છે.

એક રીતે જોતાં ગૃહપતિ અથવા છાત્રાધ્યક્ષ એ બે પેઢી વચ્ચેનો એલચી છે. માબાપો અને વૃદ્ધ સમાજધુરીણો છાત્રાલયની જવાબદારી અને છાત્રોનું જીવન ગૃહપતિના હાથમાં સોંપે છે. તેમના એ વિશ્વાસને ગૃહપતિએ લાયક થવું રહ્યું પણ તેમની પાસેથી મળેલા એ અધિકારને જોરે મુરબ્બી બની જો એ છાત્રાલય ઉપર અને છાત્રો ઉપર રાજ્ય હાંકવા માગે તો ગૃહપતિનું કામ બગડી જવાનું છે. યુવાનો કષ્ટ સહન કરે, અગવડો સહન કરે પણ રાજ્ય તો ન જ સહન કરે. વિદ્યાર્થીઓ આગળ ઉચ્ચ જીવન અને સમાજસેવાનો શુદ્ધ આદર્શ રજૂ કરી એમનાં મન અને હૃદય જે જીતી શકે તે જ સફળ ગૃહપતિ થઈ શકે એમ છે. પણ એ કામ કેવળ શબ્દચિત્રો ઊભાં કરીને નહીં થાય. માતપિતા જેમ બાળકોની અખંડ સેવા કરે છે અને ક્ષણે ક્ષણે પોતાની જાતનો ભોગ આપે છે તેમ ગૃહપતિ કરે તો જ વિદ્યાર્થીઓ એને સમજી શકવાના છે. દરેક જમાનામાં માબાપ અને એમનાં બાળકો વચ્ચે મતભેદ તો રહેતો જ આવ્યો છે. માબાપ પોતાના દીકરાને કહે કે તું પરણ અને દીકરો કહે કે મારે આટલું જલદી પરણવું નથી. આવા સવાલો ગૃહપતિ પાસે આવવાના જ. એવે વખતે એણે બંને બાજુ સમજી વચ્ચે પડી સમાધાન કરાવવું જોઈએ. વિદ્યાર્થીઓની બાજુ જ્યારે સાચી હોય ત્યારે એમનો પક્ષ તાણવાની ફરજ ગૃહપતિની છે. એ કામ આકરું છે. જેણે જવાબદારીભરી સમાજસેવા કરી સામાજિક પ્રતિષ્ઠા મેળવી છે તે જ આ કઠણ કામ કરી શકશે. વિદ્યાર્થીઓને પોતાની વાત વ્યવસ્થિતપણે અને વિવેકપૂર્વક રજૂ કરતાં આવડતી નથી, ખોટો આગ્રહ અને મમતને લીધે ઘણી વાર તેઓ પોતાનો પક્ષ બરાબર હોવા છતાં બગાડી દે છે. એવે વખતે ગૃહપતિએ એમને સંયમનું સામર્થ્ય બતાવવું જોઈએ.

સમાજની સ્થિતિ નદી જેવી હોય છે. નદીનો પ્રવાહ વાંકોચૂકો વહે છે. ક્યાંક પટ પહોળો હોય છે, ક્યાંક સાંકડો. પ્રવાહ વાંકોચૂકો થઈને નદીનો પટ પહોળો કરે છે. સમાજમાં પણ એક જમાનો એક આદર્શ ઘડે છે, બીજો જમાનો બીજી બાજુનો આગ્રહ રાખે છે. ઘણી વાર રૂઢિચુસ્ત માબાપોના દીકરા પોતાના વિચારમાં કશી માઝા રાખતા જ નથી. આવે વખતે બંને બાજુનું મહત્ત્વ

ઓળખી સમન્વય કરવાની દૃષ્ટિ ગૃહપતિએ રાખવી રહી.

છાત્રાલયોમાં ખોરાકનો સવાલ આપણે ધારીએ છીએ એના કરતાં વધારે મહત્ત્વનો છે. સારામાં સારો આહાર સ્વચ્છ, તાજો અને સોંઘો તથા વખતસર કેમ અપાય તેની ચિંતા ગૃહપતિને હોય જ. પણ સમાજનું સ્વાસ્થ્ય, સામર્થ્ય કેમ વધે અને માણસની આવરદા પણ કેમ વધે એનો વિચાર કરી ખોરાકમાં ફેરફારો થવા જોઈએ. પંજાબીઓ કદાવર છે, બંગાળીઓ ઠીંગણા છે એ ભેદ પિંડભેદને કારણે હશે પણ એમાં ખોરાક પણ ઓછો ભાગ ભજવતો નથી. ખોરાકમાં ઈષ્ટ ફેરફાર કરવાથી આનુવંશિક દોષો કે ખાસિયતો પણ બદલી શકાય છે.

સામાજિક રૂઢિમાં પણ અમુક સુધારાઓ છાત્રાલયમાંથી જ શરૂ કરી શકાય છે. ન્યાતજાતની નકામી કડાકૂટ દૂર કરવા તરફ અને શુદ્ધ તત્ત્વો રાખવા તરફ ગૃહપતિ જાગ્રત હોવો જોઈએ.

ગૃહપતિ જો આ આવડો, વ્યાપક આદર્શ નહીં સમજે અને સ્વીકારે તો એનું સ્થાન હવે ટકવાનું નથી. જમાનો એવો છે કે જો તમે વિચાર નહીં કરો તો બીજાઓ વિચાર કરી તમારી પાસે એનો અમલ કરાવશે, અને કહેશે કે કાં તો તમે અમારી વાતો માનો અથવા ખસી જાઓ.

છાત્રાલયો સમાજનાં આવશ્યક અંગ થવા લાગ્યાં છે. એમની પ્રતિષ્ઠા જોતજોતામાં વધતી જાય છે. હવે છાત્રાલયો ચલાવવા માટે સંસ્કારી, દીર્ઘદર્શી, મજબૂત અને બાહોશ લોકો જ જોઈએ છે.

## છાત્રાલય સંમેલનનું સ્વાગત*

ગૂજરાત વિદ્યાપીઠના પદવીદાનસમારંભ સાથેના શિક્ષણસપ્તાહમાં છાત્રાલય સંમેલન તા. ૧૬મી અને તા. ૧૭મી જાન્યુઆરીએ આવે છે. ઔપચારિક ભાષણોની વિધિમાં વખત નહીં બગાડતાં ફક્ત રસભરી ચર્ચા અને અનુભવનો વિનિમય કરીને આગળનો રસ્તો નક્કી કરવામાં એ બે દિવસ ગાળવાનું નક્કી કર્યું છે, એટલે વર્તમાનકાળની સગવડોનો લાભ લઈ એ સંમેલનના સભ્યોનું તેમ જ પ્રેક્ષકોનું સ્વાગત કરવાનું કામ 'નવજીવન' દ્વારા જ કરી લઉં છું. સંમેલનમાં રજૂ થનારા નિબંધો પુસ્તકરૂપે તૈયાર થાય છે. પદવીદાનસમારંભ પહેલાં જ પ્રજાના હાથમાં તે પહોંચી જશે. એ વાંચીને સંમેલનનું મહત્ત્વ સમજીને છાત્રાલય જેવી જીવનસ્પર્શી સંસ્થાના અનેક સવાલો ઉપર ઊંડો વિચાર કરીને સભ્યો સંમેલનમાં ભાગ લેવા પધારશે એવી વિનંતી છે. પદવીદાનસમારંભ વખતે સ્વતંત્રતાની

* ત્રીજું છાત્રાલય સંમેલન, અમદાવાદ, તા. ૧૬-૧-૩૦ના સ્વાગતનું ભાષણ.

રાષ્ટ્રીય કેળવણીનો તથા લોકકેળવણીનો સંદેશો ગાંધીજી પાસેથી આપણે સાંભળીશું, ત્યાર પછી ત્રણ દિવસ સુધી હિંદુસ્તાનના રાષ્ટ્રીય કેળવણીના એકાગ્ર સેવકો ભેગા થઈ એ ગંભીર વિષયની ચર્ચા કરશે તે સાંભળ્યા પછી એ બધું વિદ્યાર્થીજીવનમાં કેમ ઉતારાય એની ચર્ચા છાત્રાલય સંમેલનમાં આપણે વિસ્તારપૂર્વક કરીશું. એ કામ માટે ગુજરાતના શિક્ષણપ્રેમીઓને વિદ્યાપીઠની ભૂમિ ઉપર પધારવા સ્વાગત-મંડળ વતી આમંત્રણ આપું છું. જેઓ આ વિષયમાં ઉત્કટ રસ ધરાવે છે છતાં પરિસ્થિતિવશાત્ સંમેલનમાં હાજર થઈ શકતા નથી તેમને ઘેર યથાશક્ય પ્રકાશનો દ્વારા સંમેલન પોતે જ પહોંચી જાય એવી આ વરસની ગોઠવણ છે. આશા છે કે પ્રજા એ નવી પદ્ધતિને વધાવી લેશે અને વ્યાપક કરશે.

આ સંમેલન જોકે છે ત્રીજું તોયે સંમેલન જેવી પ્રવૃત્તિની ઉપયોગિતા સિદ્ધ થઈ છે એમ ન કહેવાય. કેટલાંયે વરસો સુધી ધીરજ અને એકાગ્રતાથી આ કામ ચલાવીશું ત્યારે જ એની ઉપયોગિતા લોકોને પ્રતીત થશે. આજે છાત્રાલયને નામે જેટલી સંસ્થાઓ ઓળખાય છે તેમાં એકતા કરતાં વિવિધતા જ વધારે છે. એ બધી સંસ્થાઓનો શી રીતે મેળ ખાશે એ મોટો સવાલ છે. જે લોકો આવી સંસ્થાઓના કર્તાહર્તા છે તેમાંથી મોટા ભાગના લોકો સંમેલનનું મહત્ત્વ સમજતા નથી, આમાં રસ લેતા નથી. આ ઉદાસીનતા પાછળ બેદરકારી છે કે બીક છે એ કહેવું મુશ્કેલ છે. જમાનો હવે એવો આવ્યો છે કે મોટેરા જેટલી સંસ્થાઓ અને જાહેર પ્રવૃત્તિઓ પ્રત્યે ઉદાસીન થાય છે તેટલીમાં યુવાનો પ્રવેશ કરે છે અને એને નવું જ રૂપ આપે છે. છાત્રાલય સંમેલનનું પણ એમ જ થાય તો હું આશ્ચર્ય નહીં પામું. છાત્રાલય સંમેલન એ એક જીવતીજાગતી પ્રવૃત્તિ છે. કોમોના આગેવાનો અને છાત્રાલયોના વ્યવસ્થાપકો એમાં રસ ન લે, પોતાનો ભાગ ન ભજવે અને એની સૂચનાઓ અમલમાં મૂકવાની દૃષ્ટિએ વિચાર ન કરે, તો થોડા દિવસોમાં તેમને ભારે પશ્ચાત્તાપ થવાનો છે. આજે છાત્રાલય સંમેલનની સાથે સાથે નાનુંસરખું છાત્રસંમેલન પણ ભરાય છે. 'બાપ સે બેટા સવાઈ' એ ન્યાયે એ સંમેલન છાત્રાલય સંમેલનને વ્યાપી નાંખે તો નવાઈની વાત નથી. છેલ્લી બે બેઠકમાં દક્ષિણામૂર્તિ, અમરેલી કપોળ બોર્ડિંગ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, શારદામંદિર, આશ્રમ અને વિદ્યાપીઠના લોકોએ જ કંઈક વિશેષ રસ લીધો છે. બાકીની સંસ્થાઓ તટસ્થભાવે વાતો સાંભળે અથવા એમના તરફથી આવેલા ગૃહપતિઓ પોતાની મુશ્કેલીઓ અને અશક્તિનાં જ લાંબાં લાંબાં વર્ણનો આપે. હજી એ સ્થિતિ બદલાઈ નથી. જીવતાં છાત્રાલયો નવા નવા અખતરાઓ કરે છે, સમાજ સાથે અથડાય છે, સમાજને તે અસ્વસ્થ કરે છે, પોતે અસ્વસ્થ થાય છે અને એ રીતે પ્રગતિનું ગાડું આગળ ચાલે છે. અશાંતિ વગર પ્રગતિ સંભવે જ નહીં.

અને રૂઢિગ્રસ્ત છાત્રાલયો નૈતિક પ્રગતિનો વિચાર નહીં કરવાથી સ્થિરનાં સ્થિર રહે છે અને ફક્ત સંદેશાઓ સાંભળ્યા કરે છે. આ સંઘ આ રીતે કાશીએ

નહીં પહોંચે. કોમી છાત્રાલયના વ્યવસ્થાપકોને પણ જાગવું પડવાનું છે. સ્વેચ્છાએ વિકાસ સાધશે તો પ્રગતિને મોખરે રહેશે અને પ્રગતિમાં પોતાનો ફાળો આપશે; નહીં તો ઘસડાઈ પડવાનું તો છે જ.

છાત્રાલયો મૂળે નિશાળને અનુકૂળ એવી વીશીઓ ઊભી કરવાથી જ ઉત્પન્ન થયાં છે. ધીમે ધીમે એમાં ગૃહપતિ દાખલ થયો, વ્યવસ્થા આવી, નિયમો આવ્યા, અને આશ્ચર્યની વાત એ કે આદર્શો પણ આવ્યા. હવે તો છાત્રાલય દ્વારા સામાજિક પરિવર્તન કરવાનાં સ્વપ્નાં પણ લોકો રચી રહ્યા છે. કુટુંબસંસ્થાની અવેજીમાં છાત્રાલયસંસ્થા કેટલે દરજ્જે બેસી શકે એના પણ વિચાર લોકોના મનમાં આવવા લાગ્યા છે, અને જો મારી આગાહી સાચી પડે તો કાળે કરીને છાત્રાલય દ્વારા કોમોનું સંગઠન પણ થવાનું છે. સમાજના જીવતાજાગતા પુરુષો, વિચારી અને પુરુષાર્થી સેવકો જે સંસ્થા હાથમાં લે તે સામાજિક જીવનની શિરોમણિ થવાની જ. આજનો જમાનો એ રીતે જોતાં આશ્રમોનો છે. અને છાત્રાલયો તો આશ્રમોની હળવી, લોકસુલભ, અને વ્યવહારકુશળ એવી આવૃત્તિ છે. એટલે હવે પછીની પ્રજાનું ઘડતર મોટે ભાગે છાત્રાલયોમાંથી જ થવાનું છે એમ કહું તો તેમાં કોઈ આશ્ચર્ય નહીં માને. ન્યાત મહાજનોની સત્તા હવે ઓછી થઈ ગઈ છે. કોમી છાત્રાલયોમાં પણ જ્ઞાતિનું તત્ત્વ વિકસતું નથી, બધે જ જ્ઞાતિતત્ત્વનું કૃષ્ણપક્ષ શરૂ થયું છે. થોડા જ દિવસમાં એ બધી સંસ્થાઓનું રૂપાંતર થવાનું છે અને એમાંથી એક મોટું વિરાટ સંગઠન થયેલું આપણે જોઈશું.

આવી રીતે આ સંસ્થાને આપણે સમાજના હૃદય ઉપર અસર કરનારી સંસ્થા કલ્પ્યા પછી એની કાર્યવાહીની પદ્ધતિ પણ હવે કાર્યકારી કર્યે જ છૂટકો. નવરા જમાનામાં લાંબાં લાંબાં ભાષણો લખી કાઢીને, પલાંઠી વાળીને બેઠેલા લોકો સમક્ષ વંચાતાં હતાં અને દલીલોની ખૂબી અને ભાષાની શૈલી ઉપર લોકો વારી જતા. આજનો જમાનો પાલખીનો નથી પણ પલાણનો છે. હવે ભાષણો તો લોકો ઘેર બેઠા વાંચે, સભામાં ભેગા થાય ત્યારે ચર્ચામાં જ ઊતરે. અને તે ચર્ચા પણ વાગ્વર્ધિની સભાની નહીં પણ રણક્ષેત્ર ઉપર ભેગા થયેલા સેનાપતિના મંડળની. બે બેઠક સુધી આપણે ભાષણો કર્યાં, નિબંધો વાંચ્યા, વિભાગીય સંમેલનો કર્યાં અને ખૂબ ચર્ચાઓ કરી; એક માસિક સુંદર રીતે ચલાવ્યું. છતાં છાત્રાલયોની મુલાકાતો અને એમને મિત્રભાવે આપવાની સૂચના સુધી પણ નથી પહોંચ્યા. કોઈ પણ કામની શરૂઆતમાં મંગળાચરણ રૂપે આદર્શની વાતો થવી જ જોઈએ, અને તે પ્રમાણે આપણે તે કરી પણ ખરી. હવે છાત્રાલયો છાત્રાલયો ગણાય તે માટે ઓછામાં ઓછું એમણે કેટલું કરવું જ જોઈએ એનો નિર્ણય કરવો ઘટે છે, અને તેનો પ્રચાર સર્વત્ર કેમ થાય એની તપાસ કરવી ઘટે છે. જોખમની સાંકળ વગર ટ્રેન દોડે નહીં, ફાનસ વગર સાઇકલ ચાલે નહીં, હવા-અજવાળાંનાં બારીબારણાં વગર ઘરો બંધાય નહીં, માંદાની માવજતની સગવડ વગર યાત્રાસંઘ ઊપડે નહીં એવા રિવાજો જેમ બંધાઈ ગયા છે તેમ જ અમુક અમુક વ્યવસ્થા

કાંઈક ગરમ લોહી છે છાત્રવર્ગમાં. એ તો સાવ અવ્યાકૃત છે. સમાજમાં જ્યાં ખેંચાતાણ, કોરી ચર્ચા અને યુવકોની ખુશામત ચાલે છે ત્યાં છાત્રો પોતાનો રસ્તો શી રીતે નક્કી કરી શકે? જે દેખાવે ભારે પણ ભારમાં હળવું તેવું જ તેઓ પસંદ કરવાના.

આવા વર્ગોમાંથી કયો વર્ગ આપણું સાંભળશે, કયો વર્ગ આપણું કહ્યું માનશે એ જોવાનું છે. આપણે કેટલુંયે કરવા આતુર છીએ અને તે બધું આ સાતે વર્ગમાં ઓછુંવત્તું કામ થશે ત્યારે પાર પડવાનું છે. આપણા છાત્રાલય સંમેલનમાં આ સાતે વર્ગને સ્થાન હોય એમ હું ઈચ્છું છું, અને તેથી મને શક છે કે છાત્રોએ પોતાનું સંમેલન જુદું કરીને પોતાની શક્તિનું એક સ્થાન આજે તો ગુમાવ્યું છે. સાથે સાથે છાત્રો અલગ કેમ થયા એનો ગૃહપતિઓએ પણ વિચાર કરવો ઘટે છે. ગૃહપતિના અનેક દોષો હોય, ગૃહપતિઓ છાત્રોને દબાવતા હોય, છાત્રોને મોકળાશ ન હોય ત્યારે જ તેઓ પોતાનો અવાજ ક્યાંક પહોંચાડવાનો વિચાર કરે છે એ સ્પષ્ટ છે. કોમી છાત્રાલયોમાં વિદ્યાર્થીઓ પર જેમ વગર વિચાર્યો ઉપકાર વરસાવવામાં આવે છે તેમ વગર કારણે દબાણ પણ રાખવામાં આવે છે. પછી છાત્રોની સ્થિતિ દેશી રાજ્યની પ્રજા જેવી થાય તો આશ્ચર્ય શું? દેશી રાજ્યની પ્રજા જેમ સુરક્ષિત ભૂમિ ઉપર જ જઈને પોતાનાં દુ:ખો રડે છે અને પોતાની દુર્બળતા વધુ સ્પષ્ટ રીતે પુરવાર કરે છે તેવું આ તેજસ્વી જમાનાના છાત્રો નહીં કરે એમ હું માનું છું. સ્વતંત્ર છાત્રાલયોના વિદ્યાર્થીઓએ કોમી છાત્રાલયના છાત્રોને સ્વમાનનો રસ્તો બતાવવો જોઈએ. અને જવાબદાર સ્વતંત્રતા છાત્રો ધારે તો સહેજે અખત્યાર કરી શકે એમ છે એ એમણે બતાવવું જોઈએ. આપણા છાત્રાલય સંમેલનમાં છાત્રોના પ્રતિનિધિ પણ અમુક સંખ્યામાં આવે એ ઈચ્છવાજોગ છે. બહુમતીના જોરે નહીં પણ પોતાની નૈતિક અસરને જોરે તેઓ આવાં સંમેલનોમાં ઘણું કરી શકે એમ છે.

અત્યાર સુધીનો જમાનો સમાજના અને કુટુંબના વર્ગો પાડવાનો રહ્યો છે. જેટલા વર્ગો પાડી શકાય તેટલા પાડવા અને તે તે વાડાના અભિમાનીઓને ભેગા કરી તેમને જોરે લડવું એ થોડાક અભિમાનીઓનો ધંધો જ થઈ પડ્યો છે. જ્યાં ન્યાતજાતના ઝઘડામાં આપણે આપણી શક્તિ વેડફી નાંખતા હતા; ત્યાં હવે એ સ્થાને વર્ગોના ઝઘડા દાખલ કરવાથી નવો રસ જામશે, પણ નવી શક્તિ કેળવાશે નહીં. જરૂર જણાય તો અમુક ટૂંકા વખતને માટે ભલે આવા વર્ગો પાડીને ઝઘડો ચલાવાય, પણ કાયમના ભેદ પાડવા એ ઈષ્ટ નથી જ. એ જ કારણે માબાપોનું સંમેલન, ગૃહપતિઓનું સંમેલન, સેક્રેટરીઓનું સંમેલન એવા કાયમના વાડાઓ મને પસંદ નથી.

પણ આપણે એટલું તો જરૂર વિચારવું જોઈએ કે આપણે છાત્રાલયને નામે ભેગા તો થયા છીએ, પણ આપણી વચ્ચે એકતા કઈ કઈ બાબતમાં છે. કોળું અને શેરડી એકસાથે ખેસમાં બાંધવાનું જેમ મુશ્કેલ છે તેમ ભિન્ન ભિન્ન સ્વાર્થ

અને સગવડ વગર છાત્રાલયો ખોલાય જ નહીં એમ થવું જોઈએ.

હજી સુધી આપણે ઠરાવો પણ નથી કર્યા. હવે ઠરાવો પસાર કરવા પાછળ બેચાર વર્ષો કાઢીએ તોયે તે પ્રગતિ જ ગણાશે. પણ એટલાથી આપણને સંતોષ ન થવો ઘટે. જો સભ્યોના ધ્યાનમાં આવે તો દરેક ઠરાવ પાછળ તેને અમલમાં મૂકનારી એક સ્થાયી સમિતિ જોઈએ જ. છાત્રાલયોને સલાહ અને મદદ આપનાર એક સ્થાયી મંડળ પણ જરૂરનું છે. એવા મંડળ આગળ જેમ જેમ સવાલો આવે તેમ તેમ તેનો ઉકેલ આણવા માટે એની અનેક બેઠકો પણ ગોઠવવી જોઈએ. એ રીતે દરેક છાત્રાલયની સ્વતંત્રતા કાયમ રાખતાં છતાં બધા વચ્ચે સહકાર સાધી શકાય અને પરિણામે મજબૂત સંગઠન કરી શકાય. સુધારકો, ઉદ્ધારકો અને રાજદ્વારી પુરુષો પાસે કલ્પનાશક્તિ હોય તો આ છાત્રાલયો દ્વારા આખા સમાજનું ધીરે ધીરે સરસ સંગઠન કરી શકાય એ તેઓ સહેજે જોઈ શકશે. છાત્રાલયનો આવો ઉપયોગ થઈ શકશે એની કલ્પના પણ મૂળ સંસ્થાપકોને ન હોય. એટલે એ દિશાએ પોતાની સંસ્થાને વલણ આપવાનું એમને ઝટ સૂઝે નહીં. પણ ક્રાંતિના જમાનામાં કલ્પનાશક્તિ તેજ થાય છે. ‘इदं भवति’ ‘इदं न भवति’ એવી ચર્ચામાં દિવસ ગાળવાની ધીરજ એ જમાના પાસે હોતી જ નથી. હિંમતભેર પગલું આગળ મૂકી તે ચાલે જ જાય છે. આજનો જમાનો આગળ વધવાનો છે; સંગીન તૈયારી કરીને ઝપાટાભેર ચાલીશું, લાંબી લાંબી કૂચ કરીને થાકી જઈશું ત્યારે આરામમાં બેસી મળેલો અનુભવ વાગોળવાને વખત ઘણો રહેશે. સવાલો ઉઠાવવા, પ્રયોગો કરવા અને ઉકેલ આણી આગળ વધવું એ આજનું કામ છે. છાત્રાલય દ્વારા એ રીતે આખા સમાજનું પરિવર્તન કરી શકાય એમ છે. ખાસ કરીને સમાજસુધારાનું કામ તો બીજી કોઈ પણ સંસ્થા કરતાં છાત્રાલય જ વધારે કરી શકશે. દર એક છાત્રાલયમાં સમાજના ભિન્નભિન્ન સાત વર્ગનું સંમેલન થાય છે. એ સાતે વર્ગ પોતાનો ફાળો આપે જ છે અને દરેક વર્ગ જો પોતાનો સૂર બરાબર કાઢે તો એ સપ્ત સ્વરોનું મહાન સામાજિક સંગીત પ્રજામાં નવો પ્રાણ પૂરશે.

છાત્રાલયોમાં પ્રથમ વર્ગ તે છાત્રોનો; બીજે નંબરે આવે છે ગૃહપતિઓ; ત્રીજે નંબરે એમને અંકુશમાં રાખનાર વ્યવસ્થાપકો; ત્યાર પછી આવે છે એ બધાને પોષણ આપનાર દાની લોકોનો વર્ગ. આ બાજુ છાત્રોનાં માબાપો અને ગૃહપતિઓ સાથે સહકાર કરનાર શિક્ષકો એ બે મહત્ત્વના વર્ગો છે. આ બધા વર્ગોને સંકલિત કરનાર અને આદર્શ વ્યવહાર શીખવનાર મહાન સમાજ નેતાઓ છે. આજે ગૃહપતિઓ પરવશ છે; એમની તૈયારી નહીં જેવી, હિંમત એથીયે ઓછી; પછી એમને સ્વતંત્રતા ક્યાંથી જ હોય! સમાજ બેદરકાર છે. એને પોતાને જ ખબર નથી કે પોતાને ક્યાં જવું છે. દાનીઓ સંકુચિત છે. ઘણાખરા દાનીઓની નજર પોતાની કોમબહાર જતી જ નથી. શિક્ષણસંસ્થાઓ સાચો રસ્તો જરૂર બતાવી શકે, પણ તે તો ગુલામીની દશા ભોગવે છે. આંધળાં માબાપો પોતે કશો નિર્ણય નથી કરી શકતાં. એમને તો ગતાનુગતિક ગાડરિયા પ્રવાહ જ સૂઝે.

કાંઈક ગરમ લોહી છે છાત્રવર્ગમાં. એ તો સાવ અવ્યાકૃત છે. સમાજમાં જ્યાં ખેંચાતાણ, કોરી ચર્ચા અને યુવકોની ખુશામત ચાલે છે ત્યાં છાત્રો પોતાનો રસ્તો શી રીતે નક્કી કરી શકે? જે દેખાવે ભારે પણ ભારમાં હળવું તેવું જ તેઓ પસંદ કરવાના.

આવા વર્ગોમાંથી કયો વર્ગ આપણું સાંભળશે, કયો વર્ગ આપણું કહ્યું માનશે એ જોવાનું છે. આપણે કેટલુંયે કરવા આતુર છીએ અને તે બધું આ સાતે વર્ગમાં ઓછુંવત્તું કામ થશે ત્યારે પાર પડવાનું છે. આપણા છાત્રાલય સંમેલનમાં આ સાતે વર્ગને સ્થાન હોય એમ હું ઈચ્છું છું, અને તેથી મને શક છે કે છાત્રોએ પોતાનું સંમેલન જુદું કરીને પોતાની શક્તિનું એક સ્થાન આજે તો ગુમાવ્યું છે. સાથે સાથે છાત્રો અલગ કેમ થયા એનો ગૃહપતિઓએ પણ વિચાર કરવો ઘટે છે. ગૃહપતિના અનેક દોષો હોય, ગૃહપતિઓ છાત્રોને દબાવતા હોય, છાત્રોને મોકળાશ ન હોય ત્યારે જ તેઓ પોતાનો અવાજ ક્યાંક પહોંચાડવાનો વિચાર કરે છે એ સ્પષ્ટ છે. કોમી છાત્રાલયોમાં વિદ્યાર્થીઓ પર જેમ વગર વિચાર્યો ઉપકાર વરસાવવામાં આવે છે તેમ વગર કારણે દબાણ પણ રાખવામાં આવે છે. પછી છાત્રોની સ્થિતિ દેશી રાજ્યની પ્રજા જેવી થાય તો આશ્ચર્ય શું? દેશી રાજ્યની પ્રજા જેમ સુરક્ષિત ભૂમિ ઉપર જ જઈને પોતાનાં દુ:ખો રડે છે અને પોતાની દુર્બળતા વધુ સ્પષ્ટ રીતે પુરવાર કરે છે તેવું આ તેજસ્વી જમાનાના છાત્રો નહીં કરે એમ હું માનું છું. સ્વતંત્ર છાત્રાલયોના વિદ્યાર્થીઓએ કોમી છાત્રાલયના છાત્રોને સ્વમાનનો રસ્તો બતાવવો જોઈએ. અને જવાબદાર સ્વતંત્રતા છાત્રો ધારે તો સહેજે અખત્યાર કરી શકે એમ છે એ એમણે બતાવવું જોઈએ. આપણા છાત્રાલય સંમેલનમાં છાત્રોના પ્રતિનિધિ પણ અમુક સંખ્યામાં આવે એ ઈચ્છવાજોગ છે. બહુમતીના જોરે નહીં પણ પોતાની નૈતિક અસરને જોરે તેઓ આવાં સંમેલનોમાં ઘણું કરી શકે એમ છે.

અત્યાર સુધીનો જમાનો સમાજના અને કુટુંબના વર્ગો પાડવાનો રહ્યો છે. જેટલા વર્ગો પાડી શકાય તેટલા પાડવા અને તે તે વાડાના અભિમાનીઓને ભેગા કરી તેમને જોરે લડવું એ થોડાક અભિમાનીઓનો ધંધો જ થઈ પડયો છે. જ્યાં ન્યાતજાતના ઝઘડામાં આપણે આપણી શક્તિ વેડફી નાંખતા હતા; ત્યાં હવે એ સ્થાને વર્ગોના ઝઘડા દાખલ કરવાથી નવો રસ જામશે, પણ નવી શક્તિ કેળવાશે નહીં. જરૂર જણાય તો અમુક ટૂંકા વખતને માટે ભલે આવા વર્ગો પાડીને ઝઘડો ચલાવાય, પણ કાયમના ભેદ પાડવા એ ઈષ્ટ નથી જ. એ જ કારણે માબાપોનું સંમેલન, ગૃહપતિઓનું સંમેલન, સેક્રેટરીઓનું સંમેલન એવા કાયમના વાડાઓ મને પસંદ નથી.

પણ આપણે એટલું તો જરૂર વિચારવું જોઈએ કે આપણે છાત્રાલયને નામે ભેગા તો થયા છીએ, પણ આપણી વચ્ચે એકતા કઈ કઈ બાબતમાં છે. કોળું અને શેરડી એકસાથે ખેસમાં બાંધવાનું જેમ મુશ્કેલ છે તેમ ભિન્ન ભિન્ન સ્વાર્થ

અને ભિન્ન ભિન્ન પરિસ્થિતિ તથા આદર્શવાળા આપણે એક થઈને કામ કરવા થીએ છીએ. પણ પ્રયત્ન કરતાં એકતાનું તત્ત્વ જડશે. તે પકડીને વધારવું જોઈશે, કેમ કે સંમેલન દ્વારા આપણે ભારે કામ કરવાના છીએ. હવે તો વિશ્વાસી લોકોનાં છાત્રાલયો પણ આપણી સાથે ભળવા માગે છે એ શુભ ચિહ્‌ન છે. કેટલાક લોકો માનશે કે જેમને ધર્મશત્રુ સમજીને ઘરમાંથી બહાર રાખ્યા, જેમણે આપણા સમાજ ઉપર પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ રીતે પ્રહાર જ કર્યા છે તેમને ફરી સહકાર માટે નોતરવા એ એમની આગળ હાર કબૂલ કરવા જેવું ગણાય. પણ એવું નથી. વિરોધ પણ ક્યાં સુધી ચલાવવો? સ્થિતસ્ય ગતિશ્ચિન્તનીયા એ ન્યાયે આપણે ત્યાં જેટલા ધર્મો અને જેટલા પંથો છે એ બધાને આવકાર આપવો જોઈએ. આપણે ડરતા હતા ત્યાં સુધી પરધર્મીઓને આપણે દૂર ને દૂર રાખ્યા, હવે તેઓ પણ ઘણું શીખ્યા છે, નમ્ર થયા છે, અને આપણે પણ એમને પોતાની અંદર ભળવા દેવામાં આપણી શક્તિ જોઈ શક્યા છીએ. એટલે એવાઓનો સહકાર પણ આપણે વધાવી લેવો જોઈએ.

છાત્રાલયની કલ્પના ને આખી પ્રગતિ જેમણે પ્રથમથી જોઈ છે, – જોઈ છે એટલું જ નહીં પણ એમાં પોતાનો કીમતી ફાળો પણ આપ્યો છે, અને જેમ જેમ જમાનો બદલાયો છે તેમ તેમ તેની સાથે પોતે પણ પરિવર્તન કર્યું છે, એવા બધી રીતે સુયોગ્ય પ્રમુખ આપણને મળ્યા છે. એમને વિશે એક વાર તો લખી ચૂક્યો છું. હવે તો ભલામણ જ કરવાની રહે છે કે એમના હાથમાં આ વર્ષનું સુકાન સોંપી આપણે એમને દરેક જાતની મદદ કરીશું, અને નિશ્ચિત રહીશું કે એ કર્ણધાર આપણને પ્રગતિને પંથે લઈ જશે અને બધાં વિઘ્નોમાંથી બચાવશે.

## છાત્રાલયોમાં ભોજનનું દાન*

પ્રશ્ન: મરણ પાછળ બ્રાહ્મણોને, અનાથાશ્રમોને અને કોમી છાત્રાલયોને ભોજન અપાય છે. કેટલીક વાર પાછલી બે સંસ્થાઓમાં તો દરેક શ્રાદ્ધતિથિએ મરનારને નિમિત્તે ભોજન આપવા માટે ટ્રસ્ટફંડો મુકાય છે. મરનાર જો બાળક હોય તો જ્ઞાતિનાં, અનાથાશ્રમનાં, જ્ઞાતિછાત્રાલયનાં અને કેટલીક વાર મરનારનાં માતાપિતા જે ગામમાં ધંધારોજગારને અર્થે રહેતાં હોય તે ગામનાં ગમે તે જ્ઞાતિનાં છોકરાંને દૂધ પવાય છે, મીઠાઈ અપાય છે, ફળફળાદિ અપાય છે, દૂધભાત અગર ભાત, ઘી અને ખાંડનું ભોજન અપાય છે. આ બધા પ્રેતભોજનના જ પ્રકારો હોઈ જ્ઞાતિભોજનની જેમ જ સદંતર બંધ કરવા યોગ્ય નથી! ન હોય તો કેટલે અંશે નથી?

* 'ભટ ભાસ્કર' માટે આપેલું.

ઉત્તર.: માણસ અન્ન ખાય છે તે ભૂખનિવારણને અર્થે, શરીરપોષણને અર્થે. એમાં નિયમ, મર્યાદા અને વ્યવસ્થિતપણું હોવાં જોઈએ. મળે છે એટલા માટે ખાવું, કોઈ આપે છે એટલા માટે લેવું એ તો ઉકરડાનો ધર્મ થયો. જેને જે નાખવું હોય તે ઉકરડો લેવા તૈયાર છે; એની પાસે કોઈ વિવેક નથી હોતો. આપણી જાહેર સંસ્થાઓને આપણે જો ઉકરડો ન માનતા હોઈએ, એ સંસ્થામાં ભણતા છોકરાઓને જો ભિખારી ન માનતા હોઈએ, તો આપણી મરજીમાં આવે ત્યારે અને મરજીમાં આવે તે જાતનો ખોરાક એમને ન જ ખવડાવીએ. દાનમાં પણ શોભા, ઉપયોગિતા અને પ્રતિષ્ઠા હોવાં જોઈએ. શિક્ષણસંસ્થાને કે છાત્રાલય-ને જે આપવાની ઈચ્છા હોય તે આપણે આપી દઈએ. અને વ્યવસ્થાપકોને કહીએ કે તમારી ઈચ્છા પ્રમાણે અથવા તમારા નિયમ પ્રમાણે આનો જે ઉપયોગ થતો હોય તે કરી અમને કૃતાર્થ કરશો. આપણા દેખતાં જ આટલા બ્રાહ્મણ ઠાંસી ઠાંસીને ખાય અથવા આપણા દીકરાનું નામ લઈ અમુક છોકરાઓ સમયે-કસમયે ગળકી જાય એવી ઈચ્છા રાખવી એ આપણને શોભે નહીં અને મીઠાઈ તો ખરાબમાં ખરાબ વસ્તુ છે. બગડી ગયેલા પેંડા અને માવામાંથી ઘી કાઢી એમાં તેલ, ચરબી ભેળવીને પણ બરફી-પૂરી વગેરે કેટલીક વસ્તુઓ તૈયાર થાય છે; અને સ્વચ્છતાનું તો એમાં નામસરખું નથી હોતું. અને જ્યાં મીઠાઈ ઉઘાડી રાખેલી હોય છે ત્યાં તો રસ્તા પરના નરકમાંથી ઊડીને માખીઓ સીધી મીઠાઈ પર બેસે છે. સાફ મીઠાઈ નથી મળતી એમ નથી પણ એની દરકાર લોકોને ભાગ્યે જ હોય છે. સ્વાદ ખાતર સ્વચ્છતા અને શુદ્ધતા ભૂલી જવી એમાં માણસાઈ નથી.

જાણે માણસ ખાવા માટે જ જન્મ્યો છે, જ્યાંથી મળે ત્યાંથી ખાઈ જ લેવું એવા આદર્શને વળગી રહી જમનાર-જમાડનાર લોકો ધર્મ, અર્થ, કામ, મોક્ષ કશું મેળવતા નથી. બધું જ ડુબાડે છે. सुज्ञेषु किं बहुना ।

## લાયકાત અને અધિકાર

'જેમ મિલના ભાગીદારો પોતાનું ડિવિડન્ડ લઈને સંતોષ માને છે અથવા સરકારને કરજ આપનાર લોકો સરકારની પૉલિસીમાં માથું નહીં મારતાં પોતાના સાડા ત્રણ ટકા જેટલો પોતાનો અધિકાર માને છે, તેમ છાત્રાલયો ચલાવવા માટે પૈસા આપનાર લોકો જો પોતે કેળવણીમાં કે સામાજિક જીવનમાં ઝાઝું સમજતા નથી એ વાત ઓળખી નાણાંનો વ્યવહાર શુદ્ધ ચાલે છે કે નહીં એટલું જ જોઈને સંતોષ માને તો એમનું શું બગડવાનું હતું? કેળવણીનો વ્યાપક દૃષ્ટિએ વિચાર કરી શકે એવા વિશ્વાસપાત્ર લોકોના હાથમાં બધી વ્યવસ્થા

સોંપી કૃતાર્થ થવાનો સહેલો રસ્તો તેઓ કેમ અખત્યાર નથી કરતા ?' આ એક બાજુનો વિચાર થયો. પણ માણસ ભણેલો હોય કે અભણ; દીર્ઘદર્શી હોય કે અદૂરદૃષ્ટિ, દરેક જણ પાસે ભલોબૂરો આદર્શ હોય જ છે. કન્યાનું દાન કર્યું એટલા માટે જેમ એને વિશે બેદરકાર રહેવાય નહીં તેમ હવેલીમાં, મંદિરોમાં કે સંસ્થામાં દાન આપ્યા પછી એ સખાવત કેમ વપરાય છે એ વિશે બેદરકાર રહેવાય નહીં. દીકરો જન્મ્યો એટલે માબાપે જેમ થોડું વૈદક, થોડીક મૉન્ટેસોરી, થોડુંક ધર્મશાસ્ત્ર જાણવું જોઈએ તેમ દાન કરવાની શક્તિ અને બુદ્ધિ જાગી એટલે દાનીએ વ્યાપક કેળવણીશાસ્ત્રનો વિચાર કરનાર સમાજના આગેવાનોનો સત્સંગ સેવવો જ જોઈએ અને પોતાની દૃષ્ટિ વિશાળ કરવી જ જોઈએ.

આપણે માની લઈએ કે સંસ્થા ચલાવનાર અધ્યાપક અને ગૃહપતિઓ વિદ્વાન અને સંસ્કારી છે. જો તેઓ એવા ન હોય, કારકુન અને મુકાદમની લાયકાતના જ હોય અને ફક્ત પેટના જ દાસ હોય તો તેજસ્વી વિદ્યાર્થીઓએ એવાઓના હાથ તળે રહેવાની જ ના પાડવી જોઈએ. ઊતરતી કોટિના માણસને મુરબ્બી તરીકે સ્વીકારવો અને પછી એની ઠેકડી કરવી એ આપણી પ્રતિષ્ઠાને છાજે નહીં અને આપણા ચારિત્ર્યને સદે નહીં. જો અધ્યાપકો ને ગૃહપતિઓ વિદ્વાન અને સંસ્કારી હોય તો તેઓ અણઘડ શેઠના હાથ તળે કામ કરવાની જ ના પાડશે, અથવા એમને કેળવવાથી જ શરૂઆત કરે. We must educate our masters એ આજના જમાનાનું સાર્વત્રિક સૂત્ર અહીં પણ લાગુ પડે છે. કેળવાયેલા લોકો દાતુરિચ્છા બલીયસી કહીને હીન વૃત્તિ બતાવે છે એટલા માટે જ આ બધી કફોડી સ્થિતિ ઉત્પન્ન થાય છે.

પણ સમાજનો મુખ્ય સડો તો આદર્શવિહીન જીવનમાં છુપાયેલો છે. વિદ્યાર્થીને, શિક્ષકને, ગૃહપતિને કે વ્યવસ્થાપકને આદર્શની પડી જ નથી હોતી. એવાઓ જો સ્વમાન વગર પ્રતિષ્ઠા માગે તો તે શી રીતે મળવાની હતી ?

વર્ષો થયાં અમે કેળવણીકારો શિક્ષકોની અને ગૃહપતિઓની પ્રતિષ્ઠા તેમ જ સ્વતંત્રતા વધારવા વિશે સમાજને પોકારીને કહેતા આવ્યા છીએ, અને ગૃહપતિઓ એનું પરિણામ ક્યારે આવશે એની રાહ જોઈને બેઠા છે. સ્વમાનના ભાન વગર પ્રતિષ્ઠા મળે તોયે શી રીતે ટકે ? નોકરી જોઈએ છે એટલા માટે એક જણ ઊતરવા તૈયાર થઈ જાય છે, અને એની સામે પોતાની નોકરી ટકાવવી છે એટલા માટે બીજાને ઊતર્યા વિના છૂટકો નથી રહેતો. આ હરીફાઈમાં સામાજિક આદર્શના ચૂરા થઈ જાય છે. એટલે કોઈકે તો અકળાઈને જાહેર કરવું જ જોઈએ કે આ નહીં ચાલે. કેડ વગરનો ગૃહપતિ ન વ્યવસ્થાપકોએ સહન કરવો જોઈએ, ન વિદ્યાર્થીઓએ.

આજે કેળવણીની પવિત્રતા જ રહી નથી. એ પણ્યાંગના જેવી થઈ છે. લોકોને ધન જોઈએ છે. જેની પાસે ધન છે તે ગમે તેવો હોય તોયે પ્રતિષ્ઠા ભોગવે છે. એ ધનનો રસ્તો કેળવણી વાટે છે એટલે કેળવણી જોઈએ છે. અથવા

સાચું કહીએ તો કેળવણી નહીં પણ કેળવણીની છાપ જોઈએ છે એને માટે ન્યાતના આગેવાનો નાણાંની સગવડ કરી આપે છે અને અર્થ વગરની વ્યવસ્થા રાખે છે. પૈસાની ખેરાત કરતી વખતે જો અનાયાસે ધર્મનું પાલન કરાવાતું હોય તો તે કેમ ન કરીએ, એવા વિચારથી કેટલાક ધર્મપાલકો જ્ઞાતિની બોર્ડિંગ મારફતે ગૃહ-પતિની મુકાદમીથી ધાર્મિક ગણાતા કેટલાક આચારોનું પાલન આગ્રહપૂર્વક કરાવે છે. એ આચારમાં શું રહસ્ય રહેલું છે એની કોઈને ખબર નથી હોતી. કોઈને એનામાં સાચી શ્રદ્ધા ભાગ્યે જ હોય છે. વ્યવસ્થાપકો અને ગૃહપતિઓ પોતાના સ્વતંત્ર જીવનમાં એને સ્થાન આપતા નથી. વિદ્યાર્થીઓમાં એની છાપ પાડી શકતા નથી. ફક્ત પૈસાને જોરે ટકાવીને ગાયબળદની પેઠે ધર્મને પણ 'પાળવો' જોઈએ એમ તેઓ માને છે. આવી સ્થિતિમાં જ્ઞાતિનો હક કેટલો હોય, વ્યવસ્થાપકને સત્તા કેટલી હોય, ગૃહપતિને સ્વતંત્રતા કેટલી હોય અને વિદ્યાર્થીને સ્વરાજ હોય કે નહીં એ ચર્ચા જ વ્યર્થ છે. ચોકઠાનો એક ખૂણો સરખો થઈ જાય, કાટખૂણામાં આવી જાય એટલે બાકીના ખૂણા એની મેળે સરખા થઈ જાય છે. એ જ ન્યાયે કોઈક ઠેકાણે સત્યની, વાસ્તવિકતાતી અને સ્વમાનની ઉપાસના થવી જોઈએ, એટલે બાકીનું બધું એની મેળે સરખું થઈ જશે. રાજ્યકર્તાએ માગણીપૂરણીનો બજારુ કાયદો આખા સમાજને શીખવ્યો અને આપણે તે સ્વીકારવા જેટલા અસંસ્કારી થયા. સત્તાની વહેંચણી ગમે તેમ બદલીએ તોયે એમાંથી સારાં પરિણામ આવવાનાં નથી. જ્યાં સાચી તેજસ્વી વ્યક્તિઓ છે ત્યાં કશી જ અગવડ આવતી નથી.

આટલું કહ્યા પછી એક સિદ્ધાંત તો અહીં રજૂ કરવો જોઈએ કે જેને સત્તા ભોગવવી હોય તેણે સ્થાન પર હાજર રહી જાતે કામ કરવું જોઈએ, અને બધી પરિસ્થિતિ સમજી લઈ જવાબદારી પોતાને માથે લેવી જોઈએ.

## જૂના છાત્રોનું સમાજઋણ

કોમી છાત્રાલયો દ્વારા ન્યાત તરફથી ન્યાતના યુવાનોને અનેક જાતની મદદ મળે છે, ઘણે ભાગે વગર શરતે મળે છે. પણ સ્વાભાવિક અપેક્ષા એ હોય છે કે યુવાનો ભણીને કમાતા થાય એટલે એ સંસ્થાને અથવા ન્યાતના ફંડને ઠીકઠીક મદદ કરી સમાજના ધર્મઋણમાંથી મુક્ત થાય. પણ આ અપેક્ષા હંમેશાં સાચી પડે જ છે એમ નથી. ધર્મપાલનનો રસ્તો પ્રતીપ છે. એને માટે હંમેશાં પ્રયત્ન-પૂર્વક જાગૃતિ રાખવી પડે છે. ધમણ ચાલે નહીં તો લુહારની ભઠ્ઠી તેજ રહે નહીં. કેટલીક સંસ્થાઓમાં ઋણશોધનની પરંપરા સરસ જળવાય છે કેમ કે વ્યક્તિઓનાં હૃદયમાં એ વિશેનો આગ્રહ જીવતો હોય છે. આજે સમાજમાં રાષ્ટ્ર પ્રત્યેની જવાબ-

દારીનું ભાન નબળા અંકુરની દશામાં છે, જ્યારે કુટુંબ પ્રત્યેની જવાબદારીનું ભાન ઘણું તીવ્ર છે. તેથી કુટુંબ પ્રત્યેનો ધર્મ સત્યરૂપ ભાસે છે અને રાષ્ટ્ર પ્રત્યેનો ધર્મ માયારૂપ જણાય છે.

છાત્રાલય છોડી કેળવણી પૂરી કરી નોકરીમાં પડયા પછી કુટુંબની સગવડ-અગવડ નજર આગળ પ્રત્યક્ષ હોય છે જ્યારે છાત્રાલયની ભીડ અને ન્યાત પ્રત્યેનો ધર્મ પરોક્ષ થઈ જાય છે. બીજું કારણ એ છે કે વ્યક્તિ પ્રત્યેનો ધર્મ આપણે સહેજે સમજીએ છીએ કેમ કે વ્યક્તિ જીવતીજાગતી હોય છે, સંસ્થા અશરીરી વસ્તુ છે, એના પ્રત્યેનો ધર્મ સમજવા માટે ઉચ્ચ હૃદયની આવશ્યકતા હોય છે; લોકોએ એ કેળવેલું નથી હોતું. સરકાર, ટપાલખાતું, રેલવે, કંપની, સંસ્થા વગેરે અશરીરી સત્ત્વોનું સુખદુ:ખ પ્રત્યક્ષ ન હોવાથી એના પ્રત્યેનો દ્રોહ પછાત લોકોને ખૂંચતો નથી. ન્યાતનું ફંડ કોઈ એક વ્યક્તિનું નથી હોતું તેથી કૃતજ્ઞતાબુદ્ધિને આલંબન મળતું નથી. જેઓ જ્ઞાતિફંડની વ્યવસ્થા કરે છે તેઓ પણ સામાન્ય ઊતરતી ભૂમિકા ઉપર હોય તો સમુદાયનો દ્રોહ કરીને વ્યક્તિને લાભ અપાવવા તૈયાર થઈ જાય છે અને જો તેમની ધર્મબુદ્ધિ જાગ્રત હોય તો વ્યક્તિઓમાં અકારા થઈ જાય છે અને જ્યાં ઘણીખરી વ્યક્તિઓ ઊતરતા આદર્શવાળી હોય છે ત્યાં ધર્મનિષ્ઠ પુરુષોને આવું જાહેર કામ છોડી જ દેવું પડે છે.

ન્યાતનું ઋણ પાછું ન આપવાનું બીજું એક કારણ છે અને તે જરા વિચિત્ર છે. ન્યાતની મદદથી કેળવણી લેનાર યુવાનો લાચારીથી ન્યાતફંડ જેવી સંકુચિત વૃત્તિની મદદ લે છે ખરા પણ કેળવણીના ઉચ્ચ વિચારોને લીધે અને વિશેષત: દેશમાં ફેલાયેલી રાષ્ટ્રીયતાને લીધે ન્યાતના સંકુચિત પરોપકાર પ્રત્યે એમના હૃદયમાં ખરી સહાનુભૂતિ હોતી જ નથી અને તેથી તેમને એવી પ્રવૃત્તિમાં મદદ કરવાનું સૂઝતું નથી. અને એના બદલામાં વ્યાપક દાન કરવું જોઈએ, સાર્વજનિક છાત્રાલયોને મદદ કરવી જોઈએ એ જાણતા હોય તોયે તેટલી ધગશ પણ એમનામાં હોતી નથી. પરિણામે દાનબુદ્ધિ મરી જાય છે. દૃષ્ટિ વિશાળ, હૃદય સંકુચિત અને ઉત્સાહ નહીં જેવો — એ આજની કેળવણીનો પાકટ સ્વભાવ છે,

આ બધી એક બાજુની મીમાંસા થઈ, હવે બીજી બાજુ તપાસીએ.

ન્યાતને મદદ કરનારનું દાન શુદ્ધ સાત્ત્વિક નથી હોતું. એનો હેતુ પ્રતિષ્ઠાનો હોય છે. દાનીઓનો પૈસો ઘણી વાર પરસેવાનો નથી હોતો પણ અનાયાસે મળેલો હોય છે, એ કારણે પણ એની ધાર્મિકતા ઘણી ઓછી થાય છે; અને વિશાળ સમાજમાંથી લાયકમાં લાયક માણસ કે સંસ્થા શોધી કાઢીને એ દાન આપેલું નથી હોતું પણ ન્યાત પૂરતો જ વિચાર કરેલો હોય છે અને તેમાં પણ લાગવગને ઓછું સ્થાન નથી હોતું. આવી રીતે દાનના મૂળમાં જ જ્યાં સ્વાર્થ અને સંકુચિતતા વાવેલાં હોય છે ત્યાં એ એના સરસ ખાતરને લીધે વ્યાપક રૂપમાં દાન લેનારમાં વ્યાપી જાય તો તેમાં આશ્ચર્ય શું? લેનાર અને દેનાર બન્ને સત્પાત્ર હોય તોયે જમાનાની હીનતા પોતાની અસર બતાવ્યા વગર રહે નહીં. દાન આપવામાં

પુણ્ય છે એમ જેમ આપણા ધર્મે શીખવ્યું છે તેમ અંગત સગવડ ખાતર દાન લેવું એમાં ચારિત્રહાનિ છે એમ પણ એ જ ધર્મે શીખવ્યું છે. પરબનું પાણી પીવું, અન્નછત્રમાં જમવું એ તો નિષ્કામ, ત્યાગી, પરોપકારી, સંયમી માણસને જ સદે, વ્યવહારમાં પડેલા ગૃહસ્થી વૃત્તિના માણસને એ ચારિત્રહીન કરે, એ આપણા સમાજની આધ્યાત્મિક માન્યતા છે. હવે એ માન્યતા ઘણી શિથિલ થઈ છે. દાનને સ્કૉલરશિપનું અને ફ્રીશિપનું નામ મળ્યું એટલે આપણા લોકો જૂનો આદર્શ ભૂલી જ ગયા. આપણે લઈએ છીએ તે ઋણ છે એ ભાવ પણ જાગ્રત રહ્યો નહીં. જૂના વખતમાં આપનારને દાન કઈ રીતે આપવું એ સૂઝતું ન હતું અને લેનારને લેતાં ઘણો સંકોચ રહેતો. આજે એ સ્થિતિ રહી નથી.

આપણે એવો વિચાર કરવો જોઈએ કે ગરીબ વિદ્યાર્થી પૈસેટકે ભલે ગરીબ હોય પણ મહેનતમજૂરી, ખંત, ઉદ્યોગ, સેવાશક્તિ અને ધીરજમાં એને ગરીબ હોવાનું કારણ નથી. કેળવણીના બદલામાં એ સેવા આપે, ઉદ્યોગ આપે અને બે વર્ષ વધારે આપે તો એને ઋણમાં રહેવું ન પડે, અને એને સંગીન અને સાચી કેળવણી મળે. કેળવણીની અવેજીમાં આ બધું જે એ આપે છે એમાં જ એને સાચી કેળવણી મળે છે. વ્યક્તિને ખેરાત તરીકે દાનનું ધન આપવાની પ્રથા બંધ જ કરવી જોઈએ. આખા સમાજને પુરુષાર્થ કરવાની અનુકૂળતા વધારે થાય એવી સગવડો ને સંસ્થાઓ ઊભી કરવા પાછળ દાન ખરચાવું જોઈએ.

અન્નદાન કરતાં જેમ વિદ્યાદાન શ્રેષ્ઠ છે એમ મફતની વિદ્યા કરતાં સ્વાશ્રયી તપશ્ચર્યાથી મેળવેલી વિદ્યા શ્રેષ્ઠ છે.

પ્રથમ પ્રથમ આ માર્ગ કઠોરતાનો અને આકરો જણાશે પણ એ કઠોર કૃપાથી જ સમાજનો ઉદ્ધાર થવાનો છે.

આ મીમાંસા સચોટ છે એ વિશે કોઈને શંકા નહીં જ હોય. પણ આકરા ઈલાજોને હમેશાં આદર્શવાદ કહીને કોરે મૂકવામાં આવે છે અને છે એ પરિસ્થિતિ બદલાવાની નથી એમ સમજીને કંઈ હળવો ઉપાય સૂચવો એવી માગણી કરવામાં આવે છે. હળવા ઉપાયો નવા સૂઝવાના બાકી છે એવું ક્યાં છે? બૉન્ડ લખી લો, અમુક વર્ષ પછી વ્યાજ લેવાશે એવી બીક બતાવો, ઋણ પાછું ન વાળનારનાં નામ જાહેર કરવામાં આવશે અને છેલ્લે ભણ્યા પછી એ પરણવાનો બાકી રહ્યો હોય તો સસરા પાસે ઉઘરાવવામાં આવશે એવા એવા કેટલાયે ઉપાયો છે, તે સૂચવવાનો આ નિબંધનો ઉદ્દેશ નથી. જે લોકોએ લીધેલું ઋણ ધર્મ સમજીને પાછું આપ્યું છે એવાઓની સંખ્યા સાવ નાની નથી. એમને કંઈ જુદા ઉપાયો સૂઝતા હોય તો એમણે જણાવવા જોઈએ.

દારીનું ભાન નબળા અંકુરની દશામાં છે, જ્યારે કુટુંબ પ્રત્યેની જવાબદારીનું ભાન ઘણું તીવ્ર છે. તેથી કુટુંબ પ્રત્યેનો ધર્મ સત્યરૂપ ભાસે છે અને રાષ્ટ્ર પ્રત્યેનો ધર્મ માયારૂપ જણાય છે.

છાત્રાલય છોડી કેળવણી પૂરી કરી નોકરીમાં પડયા પછી કુટુંબની સગવડ-અગવડ નજર આગળ પ્રત્યક્ષ હોય છે જ્યારે છાત્રાલયની ભીડ અને ન્યાત પ્રત્યેનો ધર્મ પરોક્ષ થઈ જાય છે. બીજું કારણ એ છે કે વ્યક્તિ પ્રત્યેનો ધર્મ આપણે સહેજે સમજીએ છીએ કેમ કે વ્યક્તિ જીવતીજાગતી હોય છે, સંસ્થા અશરીરી વસ્તુ છે, એના પ્રત્યેનો ધર્મ સમજવા માટે ઉચ્ચ હૃદયની આવશ્યકતા હોય છે; લોકોએ એ કેળવેલું નથી હોતું. સરકાર, ટપાલખાતું, રેલવે, કંપની, સંસ્થા વગેરે અશરીરી સત્ત્વોનું સુખદુ:ખ પ્રત્યક્ષ ન હોવાથી એના પ્રત્યેનો દ્રોહ પછાત લોકોને ખૂંચતો નથી. ન્યાતનું ફંડ કોઈ એક વ્યક્તિનું નથી હોતું તેથી કૃતજ્ઞતાબુદ્ધિને આલંબન મળતું નથી. જેઓ જ્ઞાતિફંડની વ્યવસ્થા કરે છે તેઓ પણ સામાન્ય ઊતરતી ભૂમિકા ઉપર હોય તો સમુદાયનો દ્રોહ કરીને વ્યક્તિને લાભ અપાવવા તૈયાર થઈ જાય છે અને જો તેમની ધર્મબુદ્ધિ જાગ્રત હોય તો વ્યક્તિઓમાં અકારા થઈ જાય છે અને જ્યાં ઘણીખરી વ્યક્તિઓ ઊતરતા આદર્શવાળી હોય છે ત્યાં ધર્મનિષ્ઠ પુરુષોને આવું જાહેર કામ છોડી જ દેવું પડે છે.

ન્યાતનું ઋણ પાછું ન આપવાનું બીજું એક કારણ છે અને તે જરા વિચિત્ર છે. ન્યાતની મદદથી કેળવણી લેનાર યુવાનો લાચારીથી ન્યાતફંડ જેવી સંકુચિત વૃત્તિની મદદ લે છે ખરા પણ કેળવણીના ઉચ્ચ વિચારોને લીધે અને વિશેષત: દેશમાં ફેલાયેલી રાષ્ટ્રીયતાને લીધે ન્યાતના સંકુચિત પરોપકાર પ્રત્યે એમના હૃદયમાં ખરી સહાનુભૂતિ હોતી જ નથી અને તેથી તેમને એવી પ્રવૃત્તિમાં મદદ કરવાનું સૂઝતું નથી. અને એના બદલામાં વ્યાપક દાન કરવું જોઈએ, સાર્વજનિક છાત્રાલયોને મદદ કરવી જોઈએ એ જાણતા હોય તોયે તેટલી ધગશ પણ એમનામાં હોતી નથી. પરિણામે દાનબુદ્ધિ મરી જાય છે. દૃષ્ટિ વિશાળ, હૃદય સંકુચિત અને ઉત્સાહ નહીં જેવો — એ આજની કેળવણીનો પાકટ સ્વભાવ છે,

આ બધી એક બાજુની મીમાંસા થઈ, હવે બીજી બાજુ તપાસીએ.

ન્યાતને મદદ કરનારનું દાન શુદ્ધ સાત્ત્વિક નથી હોતું. એનો હેતુ પ્રતિષ્ઠાનો હોય છે. દાનીઓનો પૈસો ઘણી વાર પરસેવાનો નથી હોતો પણ અનાયાસે મળેલો હોય છે, એ કારણે પણ એની ધાર્મિકતા ઘણી ઓછી થાય છે; અને વિશાળ સમાજમાંથી લાયકમાં લાયક માણસ કે સંસ્થા શોધી કાઢીને એ દાન આપેલું નથી હોતું પણ ન્યાત પૂરતો જ વિચાર કરેલો હોય છે અને તેમાં પણ લાગવગને ઓછું સ્થાન નથી હોતું. આવી રીતે દાનના મૂળમાં જ જ્યાં સ્વાર્થ અને સંકુચિતતા વાવેલાં હોય છે ત્યાં એ એના સરસ ખાતરને લીધે વ્યાપક રૂપમાં દાન લેનારમાં વ્યાપી જાય તો તેમાં આશ્ચર્ય શું? લેનાર અને દેનાર બન્ને સત્પાત્ર હોય તોયે જમાનાની હીનતા પોતાની અસર બતાવ્યા વગર રહે નહીં. દાન આપવામાં

પુણ્ય છે એમ જેમ આપણા ધર્મે શીખવ્યું છે તેમ અંગત સગવડ ખાતર દાન લેવું એમાં ચારિત્ર્યહાનિ છે એમ પણ એ જ ધર્મે શીખવ્યું છે. પરબનું પાણી પીવું, અન્નછત્રમાં જમવું એ તો નિષ્કામ, ત્યાગી, પરોપકારી, સંયમી માણસને જ સદે, વ્યવહારમાં પડેલા ગૃહસ્થી વૃત્તિના માણસને એ ચારિત્ર્યહીન કરે, એ આપણા સમાજની આધ્યાત્મિક માન્યતા છે. હવે એ માન્યતા ઘણી શિથિલ થઈ છે. દાનને સ્કૉલરશિપનું અને ફ્રીશિપનું નામ મળ્યું એટલે આપણા લોકો જૂનો આદર્શ ભૂલી જ ગયા. આપણે લઈએ છીએ તે ઋણ છે એ ભાવ પણ જાગ્રત રહ્યો નહીં. જૂના વખતમાં આપનારને દાન કઈ રીતે આપવું એ સૂઝતું ન હતું અને લેનારને લેતાં ઘણો સંકોચ રહેતો. આજે એ સ્થિતિ રહી નથી.

આપણે એવો વિચાર કરવો જોઈએ કે ગરીબ વિદ્યાર્થી પૈસેટકે ભલે ગરીબ હોય પણ મહેનતમજૂરી, ખંત, ઉદ્યોગ, સેવાશક્તિ અને ધીરજમાં એને ગરીબ હોવાનું કારણ નથી. કેળવણીના બદલામાં એ સેવા આપે, ઉદ્યોગ આપે અને બે વર્ષ વધારે આપે તો એને ઋણમાં રહેવું ન પડે, અને એને સંગીન અને સાચી કેળવણી મળે. કેળવણીની અવેજીમાં આ બધું જે એ આપે છે એમાં જ એને સાચી કેળવણી મળે છે. વ્યક્તિને ખેરાત તરીકે દાનનું ધન આપવાની પ્રથા બંધ જ કરવી જોઈએ. આખા સમાજને પુરુષાર્થ કરવાની અનુકૂળતા વધારે થાય એવી સગવડો ને સંસ્થાઓ ઊભી કરવા પાછળ દાન ખરચાવું જોઈએ.

અન્નદાન કરતાં જેમ વિદ્યાદાન શ્રેષ્ઠ છે એમ મફતની વિદ્યા કરતાં સ્વાશ્રયી તપશ્ચર્યાથી મેળવેલી વિદ્યા શ્રેષ્ઠ છે.

પ્રથમ પ્રથમ આ માર્ગ કઠોરતાનો અને આકરો જણાશે પણ એ કઠોર કૃપાથી જ સમાજનો ઉદ્ધાર થવાનો છે.

આ મીમાંસા સચોટ છે એ વિશે કોઈને શંકા નહીં જ હોય. પણ આકરા ઈલાજોને હમેશાં આદર્શવાદ કહીને કોરે મૂકવામાં આવે છે અને છે એ પરિસ્થિતિ બદલાવાની નથી એમ સમજીને કંઈ હળવો ઉપાય સૂચવો એવી માગણી કરવામાં આવે છે. હળવા ઉપાયો નવા સૂઝવાના બાકી છે એવું ક્યાં છે? બૉન્ડ લખી લો, અમુક વર્ષ પછી વ્યાજ લેવાશે એવી બીક બતાવો, ઋણ પાછું ન વાળનારનાં નામ જાહેર કરવામાં આવશે અને છેલ્લે ભણ્યા પછી એ પરણવાનો બાકી રહ્યો હોય તો સસરા પાસે ઉઘરાવવામાં આવશે એવા એવા કેટલાયે ઉપાયો છે, તે સૂચવવાનો આ નિબંધનો ઉદ્દેશ નથી. જે લોકોએ લીધેલું ઋણ ધર્મ સમજીને પાછું આપ્યું છે એવાઓની સંખ્યા સાવ નાની નથી. એમને કંઈ જુદા ઉપાયો સૂઝતા હોય તો એમણે જણાવવા જોઈએ.

# પરવશ છાત્રાલયો

વીશીવાળાને ઘણું સુખ. એ પોતાનો વખત બાંધી દે છે અને કહે છે, ‘જેને આ વખત સાચવવો હોય તે અમારે ત્યાં આવે.’ જે મોડું કરે તેને માટે મૂઢ ઘાની પેઠે એની પાસે અનેક જાતની સજાઓ હોય છે, એને જોરે એ બધા પાસે વખત પળાવે છે. જે છાત્રાલયોને પોતાની નિશાળ નથી હોતી અથવા એક જ સંસ્થા જોડે જેનો સંપૂર્ણ સંબંધ બંધાયેલો નથી હોતો એ છાત્રાલયોની બહુ કફોડી દશા હોય છે. એના છાત્રો બે ચાર સંસ્થામાં જતા હોય, કેટલાક કૉલેજમાં ભણતા હોય, કેટલાક પ્રાથમિક નિશાળમાં, કેટલાક કલાભવનમાં તો કેટલાક સંસ્કૃત પાઠશાળામાં. એ બધાનો વખત સાચવવો, તે તે સંસ્થાની શિસ્ત અને આદર્શને અનુકૂળ થવું, દરેક સંસ્થાના ચાલકો જોડે વાલી તરીકે પત્રવ્યવહાર ચલાવવો અને વિદ્યાર્થીઓને તે તે સંસ્થા ઈચ્છે એવી અભ્યાસની કે બીજી મદદ કરવી એ સહેલી વાત નથી. એક ઠેકાણે ખાદીનો આગ્રહ હોય, બીજે ઠેકાણે મૂછ સાફ કરી કૉલર પહેરવાનો આગ્રહ હોય, ત્રીજે ઠેકાણે અથવા ઘરમાં જ તિલક, સંધ્યાવંદન અને અબોટિયાંનો આગ્રહ હોય. સેંટ પોલની પેઠે All things to all men થવાનું એવા છાત્રાલયને માથે આવેલું હોય છે. એમને શું નામ આપવું એનો વિચાર કરતાં અકસ્માત સૂઝી આવ્યું કે એને દ્રૌપદી છાત્રાલય કહીએ. પણ દ્રૌપદીને માથે આટલી વિટંબણા નહોતી. પાંડવોમાંથી દરેક જણે બે માસ અને બાર રાત વહેંચી લીધી હતી એટલે કોઈ પણ ક્ષણે એકની જ સેવા કરવાની રહેતી. આવાં દ્રૌપદી છાત્રાલયોની વ્યવસ્થા શી રીતે ચલાવવી એનો વિચાર કરતાં પહેલાં આવાં છાત્રાલયો હોય જ શા માટે એનો વિચાર કરવો ઘટે છે.

દરેક છાત્રાલયને પોતાની વ્યવસ્થા, પોતાનું વાતાવરણ, પોતાનું વ્યક્તિત્વ અને પોતાની પ્રતિષ્ઠા હોવાં જોઈએ. એની અંદર રહીને જેટલા વિદ્યાર્થીઓ અને જેટલી સંસ્થાઓની ખિદમત થઈ શકે તેટલાની જ કરીને સંતોષ માનવો એ તે સંસ્થાનો ધર્મ છે. દ્રૌપદીને પણ સ્વધર્મ હતો માટે જ એ પ્રાત:સ્મરણીય બની.

ગુજરાતમાં કેટલાંક કોમી છાત્રાલયો પાસે પૈસા ને વિદ્યાર્થીની સગવડ પૂરતી હોય છે છતાં પોતાની શિક્ષણસંસ્થા એ નથી ચલાવતાં એ ફક્ત દુર્ભાગીપણાને લીધે જ. સરકારી ડિગ્રી અને સરકારી અભ્યાસક્રમનો આંધળો આગ્રહ ન હોત તો કેટલીયે ખાનગી સંસ્થાઓ સુંદર રીતે ચાલી શકત. એવી સંસ્થાઓને રાષ્ટ્રીયતાનો આગ્રહ ન હોય તો સરકાર પાસેથી માન્યતા પણ સહેજે મેળવી શકે. સંપ અને તેજસ્વિતાને અભાવે જેમ આપણે આપણો વેપાર ડુબાડ્યો તેમ આપણે આપણી કેળવણી પણ ડુબાડી છે. નહીં તો કોઈ પણ પ્રજાએ પોતાની કેળવણી સરકારના હાથમાં જવા દેવાનું કારણ જ નથી.

મોટી સંસ્થા હોય તો એણે વિવિધ કેળવણી આપનાર આશ્રમમાં પોતાનું રૂપાંતર કરી નાખવું જોઈએ. દરેક છાત્રાલયમાં જો પાંચદસ વિદ્વાનોને અને બે-ચાર કારીગરોને રોકવામાં આવે તો જોઈએ તેવી કેળવણી ત્યાં સહેજે અપાય. પણ દાની લોકોને અને સમાજના આગેવાનોને પુરુષાર્થ સાથે વેર એટલે એ બને જ કેમ ? રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ભળતાં કેટલાકને બીક લાગતી હોય પણ સ્વતંત્ર ખાનગી પ્રવૃત્તિ તેઓ કેમ ન કરે ? સરકારી દવાખાનું છે એટલા માટે સારા લોકો ખાનગી ડૉક્ટર પાસે નથી જતા એવું જો બનતું નથી તો કેળવણીમાં તેમ કરતાં અગવડ શી ?

આજના જાગ્રત જમાનામાં આવાં સ્વયંપૂર્ણ છાત્રાલયો કેમ ચલાવવાં એ વિશે સલાહ આપનાર મંડળ ઊભું કરવું અશક્ય તો નથી જ, અને સમાજ-હિતૈષી શિક્ષકો મળવા પણ અશક્ય નથી. પણ મુશ્કેલી આત્મવિશ્વાસ અને સ્વમાનની જ છે. એ ક્યાંથી આણીએ ?

## માબાપોની જવાબદારી

બજારમાં અને કોરટમાં લોકો એકબીજાને શબ્દમાં પકડે છે, કરારથી એક-બીજાને બાંધવા માગે છે. સામા પક્ષની સગવડ, અગવડ, શક્તિ, મૂંઝવણનો વિચાર નથી કરતા. ખેડૂતોને ખેતર સોંપી દે છે ત્યારે એની પાસેથી લખાવી લે છે કે ખેતરમાં પાકે કે ન પાકે અમુક ભાગ તો આપીશ જ; વરસાદ પડયો ન પડયો એની તકરાર કરીશ નહીં, કરાર એ કરાર છે. એની પાછળ જઈને જોવાની કશી જરૂર નથી. એવી જ રીતે ડૉક્ટરના તાબામાં પોતાનું શરીર આપ્યા પછી માણસ કેમ નથી કહેતો કે હવે જવાબદારી ડૉક્ટરની છે! બધી સાવચેતી એ રાખશે, હવે મારે એમાં માથું મારવાપણું કે ચિંતા કરવાપણું રહેતું નથી.

કોઈની અસરકારક નિંદા કરવી હોય તો પ્રથમ એની ખૂબ સ્તુતિ કરવી અને "આવો હોશિયાર માણસ તું આટલું કેમ ભૂલ્યો" એમ કહી એનો દોષ કાઢવો. માટલું બરાબર ચૂરેચૂરા ભાંગવું હોય તો બે હાથમાં પકડી ખૂબ ઊંચે ચડાવી ત્યાંથી ફેંકી દેવું.

કેટલાંક માબાપ પોતાના છોકરાઓના ભણતર કે વર્તન વિશે સાવ નિરાશ થઈ ગયા પછી એને છાત્રાલયમાં મોકલી દે છે અને ગૃહપતિને બધી સત્તા આપીને અર્પણ કરી દે છે. ગૃહપતિના દેખતાં દીકરાને કહે છે, "જોજે, સારા સંસ્કારો મળી શકે એવે ઠેકાણે તને મૂકી જાઉં છું; તારું મોટું ભાગ્ય કે આવા પવિત્ર પુરુષોનો સહવાસ તને મળે છે. અમે ઘરમાં કેટલી કરકસરથી રહીએ છીએ એની તને ખબર છે, પણ તારે માટે જે ખર્ચ કરીએ છીએ એનોય અમને સંકોચ નથી. તું અહીં ન ભણે તેનોયે અમને વાંધો નથી. તું તારા ગૃહપતિની ફક્ત સેવા કરજે.

એ પલકવારમાં તને બધું આપી દેશે.” પછી ગૃહપતિ તરફ વળીને કહે છે, “સાહેબ, મારો દીકરો મેં તમને સોંપી દીધો છે: હવે એ મારો નથી. એ સારો દેશભક્ત થાય એટલું જ હું ઇચ્છું છું. તમારે જેમ વાળવો હોય તેમ એને વાળો. એ રજામાં ઘેર આવે એમ પણ હું ઇચ્છતો નથી. અમારી અગવડ અમે વેઠી લઈશું. અમારાથી દેશને માટે કશું થતું નથી એ લાચારી છે. લો, આ દીકરાને અમે દેશસેવા માટે અર્પણ કર્યો.

“પણ, સાહેબ, એના અંગ્રેજી ઉચ્ચાર બહુ કાચા છે, એના પર જરા ધ્યાન આપો તો ઠીક થશે. મને અંગ્રેજી કેળવણીનો જરાયે મોહ નથી. પણ જમાનો એવો છે કે થોડુંક જાણ્યા વગર છૂટકો નથી.”

આમ કહીને છોકરો એક વાર સોંપ્યો એટલે પછી બાપને થાય છે કે પોતાનું બધું કર્તવ્ય પૂરું થયું. છોકરો ઘેર જાય ત્યારે બધા નિયમો તોડવાને એને ઉત્તેજન. છોકરો શુક્રાચાર્ય જેવો બ્રહ્મચારી થાય, મહાત્માજી જેવી એની પ્રતિષ્ઠા બંધાય એમ ઇચ્છનાર માબાપો આધુનિક રસિકતામાં એ પછાત ન રહે એ ઇંતેજારીમાં એને સિનેમા જોવા પણ લઈ જાય, કેમ કે દુનિયામાં જેટલું સારું ગણાય તે બધું પોતાના દીકરામાં ઊતરવું જ જોઈએ એ મુખ્ય લોભ, પછી ભલેને એ બધી સારી વસ્તુઓ પરસ્પર વિરોધી હોય.

જેમ જેમ દિવસો જતા જાય તેમ તેમ માબાપોનો અસંતોષ વધતો જાય. ‘મેં આમ ધારીને છોકરો છાત્રાલયમાં મૂક્યો હતો, તેમ ધારીને મૂક્યો હતો, છોકરો જરાયે પિતૃભક્ત રહ્યો નથી’ વગેરે ફરિયાદો શરૂ થાય છે. પ્રથમ પ્રથમ પોતાના ભાગ્યનો દોષ કાઢે, પછી પોતાના દીકરાનો અને અંતે છાત્રાલયનો.

આવાં માબાપો પાસે જીવનનો ચોખ્ખો આદર્શ નથી હોતો; દીકરા પાછળ મહેનત કે ધ્યાન ખર્ચવાની દાનત નથી હોતી. છાત્રાલય જાણે યુવાન હૃદયનું ધોબીખાનું હોય તેમ છોકરાઓને ત્યાં મોકલી દે છે અને પછી ધોબીનો વાંક કાઢ્યા ઉપરાંત એમને કશું સૂઝતું નથી. આનો ઇલાજ શો ? કેટલાક કહે છે માબાપો વચ્ચે અને છાત્રાલયો વચ્ચે પૂરેપૂરો સહકાર હોવો જોઈએ. માબાપોની ગૃહપતિને પૂરેપૂરી મદદ હોવી જોઈએ.

જેમની વચ્ચે આદર્શની એકતા નથી તેમની વચ્ચેનો સહકાર સગવડ ભરેલો કે શુભપરિણામી નથી થતો. આજે માબાપો બેદરકાર હોય છે એ ગૃહપતિને એક જાતની રાહત જ છે. માબાપો સાચેસાચો સહકાર શરૂ કરશે એટલે ગૃહપતિઓને ખબર પડશે ! આ સ્થિતિમાં એટલું જ ઇચ્છવા જોગ છે કે ગૃહપતિઓ માબાપોના સહવાસમાં આવે અને તેમને છાત્રાલયના આદર્શ ને વાતાવરણ વિશે ધીમે ધીમે કેળવે. શિક્ષક પાસે તેમ જ ગૃહપતિ પાસે શસ્ત્ર કહો કે અસ્ત્ર કહો એક જ છે. પોતાના કાર્યમાં જેને વિઘ્નરૂપ જુએ તેના પર તે ફેંકે. તે અસ્ત્ર તે કેળવણી. માબાપોને કેળવ્યા વગર સંસ્થાગત કેળવણી ઇષ્ટ પરિણામ આપે નહીં. આજે માબાપો બાળકોને એક તરફ ખેંચે છે, સંસ્થા બીજી તરફ, પરિણામે છાત્રો ત્રીજો જ રસ્તો લે છે, જે બન્નેને ન ગમતો હોય.

આદર્શ સ્થિતિ એ છે કે પ્રથમ માબાપ અને ગૃહપતિ વચ્ચે મૈત્રી બંધાવી જોઈએ; પછી એ મૈત્રીને કારણે જ બાળકોને છાત્રાલયોમાં મોકલવા જોઈએ. જ્યાં ત્યાં કૌટુંબિક સંબંધ ઇચ્છવો એ સહેલું છે. પણ કૌટુંબિક સંબંધની મર્યાદાઓ પણ જાણવી જોઈએ. ગૃહપતિનો જેટલાં કુટુંબો સાથે હાર્દિક સંબંધ બંધાય એટલા કુટુંબના જ છોકરાઓને લઈને બેસવાની મર્યાદા એ સ્વીકારે તો એનું છાત્રાલય અસાધારણ પ્રભાવ બતાવશે. એનો અર્થ એ નથી કે એવા છાત્રાલયના છોકરાઓ ગૃહપતિ સામે નહીં થાય અથવા માબાપની ઇચ્છાની વિરુદ્ધ નહીં જાય. દરેક જમાનાને પોતાના નિર્ણય પોતાની ઇચ્છા મુજબ કરવાની છૂટ હોવી જ જોઈએ. વહેલીમોડી એવી છૂટ દરેક જમાનો લે જ છે. માબાપોનું તેમ જ ગૃહપતિઓનું કર્તવ્ય એટલું જ છે કે તેઓ વિદ્યાર્થીઓમાં સારી ટેવો પાડે. સંસ્કારિતાનો આદર્શ એમની આગળ રજૂ કરે. સમુદાયમાં કેમ રહેવું એનો વિવેક શીખવે અને સમાજમાં રહેવું હોય તો સમાજના નિયમોનો સ્વીકાર કે વિરોધ ખાનદાનીથી કેમ કરવો એ બતાવે.

## મિશ્ર છાત્રાલયો

છાત્રાલયમાં કામ કરનાર એક આસ્થાવાન ભાઈ પૂછે છે:

“હરિજન બાળકો અને સવર્ણ હિંદુઓનાં બાળકો જ્યાં એકત્ર ભણતાં હોય, રહેતાં હોય એવાં છાત્રાલયો આપ પસંદ કરો છો? આપણે વર્ણવ્યવસ્થામાં માનતા હોઈએ તો આવાં છાત્રાલયોમાં રહેણીકરણીના નિયમો કેવા હોવા જોઈએ? વર્ણો-ચિત કેળવણી ત્યાં શી રીતે અપાય?”

મૂળ પ્રશ્નો ઘણા હતા, પણ એનો સાર આટલામાં આવી જાય છે. હિંદુ સમાજ જ્યારે બધી બાજુથી જીવનસંસ્કરણ કરવા માગે છે, ધાર્મિક આચારવિચાર, સામાજિક જીવન, વ્યવહાર, વિવેક, આજીવિકા પરત્વે અને સેવા પરત્વે ઊભા થતા અનેક પ્રશ્નો, એ બધી બાબતમાં શુદ્ધ સંસ્કારો દાખલ કરવાનો જ્યારે પ્રયત્ન ચાલે છે તે વખતે આવા સવાલો ઊઠવાના જ. હિંદુ સમાજની અંદર જે અનેક વર્ગો, જાતિઓ, વર્ણો અને પંથો છે તેમનો પરસ્પર વ્યવહાર કેમ હોય, કઈ ઢબે અને કેટલે દરજ્જે તેઓ ઓતપ્રોત થઈ શકે, એની વિચારણા કરી લેવાનો આ જ સમય છે. હિંદુ સમાજ બહાર પણ જે કોમો અને ધર્મસમાજો છે તેની સાથેનો પણ જીવનવ્યવહાર કેવો હોવો જોઈએ એનો પણ શુદ્ધ, નીરોગી મને વિચાર થવો જોઈએ. એ વિચારણામાંના જ આ સવાલો છે.

પ્રથમ એટલું તો ધ્યાનમાં રાખવું જોઈએ કે વર્ણવ્યવસ્થા શું અને જાતિ-વ્યવસ્થા શું, એનો ઉદ્દેશ સમાજના કટકા કરી નાખવાનો ન જ હોઈ શકે. શરીર-

માં હાથ, પગ, કાન, નાક ઈત્યાદિ ગાત્રોનું કામ જુદું જુદું છે, દરેકનો સ્વધર્મ નોખો છે, છતાં એ ગાત્રો સાથે રહે અને સમગ્ર શરીરધર્મને અનુસરે ત્યારે જ શરીર ટકે છે અને સેવા આપી શકે છે. શરીરથી ગાત્રોને જુદાં પાડીએ તો એની હસ્તી વ્યર્થ થઈ જાય છે, તે કહોવાય છે અને વાતાવરણને દૂષિત કરે છે. સમાજ-માં અનેક વર્ણો હોવા છતાં એ બધાને સમાન એવો સાર્વવર્ણિક ધર્મ શાસ્ત્રોએ પ્રથમથી બતાવ્યો છે. બધા વર્ણના લોકો જો એનું પાલન ન કરે અને વર્ણોનું આંતરજીવન યોગ્ય રીતે ઓતપ્રોત ન થાય તો વિરાટ જીવન નષ્ટ થયું એમ જ માનવું જોઈએ. અને તેમ થાય તો પછી હિંદુધર્મ અથવા હિંદુ સમાજ એવા સમષ્ટિરૂપને કશો અર્થ જ ન રહે. દરેક ગાત્રનું જેમ સ્વતંત્ર જીવન હોઈ જ ન શકે તેમ બધાના સમષ્ટિધર્મને અભાવે દરેક વર્ગનો, જાતિનો કે વર્ણનો સ્વધર્મ પણ રહી શકતો નથી.

આપણે હમેશ યાદ રાખવું જોઈએ કે બાહ્ય કર્મકાંડ એ ધર્મનો મુખ્ય ભાગ નથી. વર્ણ એ આજીવિકાનો ધંધો નક્કી કરવા માટે છે. વર્ણધર્મ એટલે ધંધાનો ધર્મ, વર્ણની કેળવણી એટલે ધંધાની વ્યવસ્થાની કેળવણી. બધાંની સેવા કરીને અને કોઈનો દ્રોહ કર્યા વગર મારી આજીવિકા હું કેમ મેળવું અને મારું જીવન સમાજહિતમાં વધારેમાં વધારે કેમ વાપરું, એ મને જે બતાવે તે મારી વર્ણની કેળવણી. આવી કેળવણીનો મુખ્ય ભાગ તો સર્વ સામાન્ય ધાર્મિક સંસ્કારોની કેળવણીમાં જ મને મળવો જોઈએ, મારા ખાસ ધર્મની કેળવણી, મારા ધંધામાં જેમણે આખું જીવન ગાળ્યું છે એવાં મારાં માબાપ પાસેથી મળવાની; મારા ધંધામાં ભાગ લેતા અને ભાગ પડાવતા મારા વ્યવસાયબંધુઓના સહવાસમાં અને સહકારમાં મને એ કેળવણી મળવાની. ભિન્ન ધંધાવાળા લોકોએ અલગઅલગ જ જમવું જોઈએ, અલગઅલગ જ રહેવું જોઈએ એવું ધર્મનું વિધાન નથી. નોખા જમવામાં અને નોખા રહેવામાં સગવડ હોય, સ્વાભાવિકતા પણ વખતે હોય, પણ સાથે જમવામાં સ્વધર્મનો લવલેશ નાશ નથી, એટલું આપણે જાણવું જોઈએ. મારી પંક્તિમાં બ્રાહ્મણ બેઠો છે કે વાણિયો બેઠો છે, હરિજન બેઠો છે કે ગુરુજન બેઠો છે, એની સાથે ધર્મને કશું લેવાદેવા નથી. સામાજિક ઉચ્ચનીચભાવ અને પ્રતિષ્ઠાનું ભૂત ભલે આપણને નોખા પાડે; ધર્મ નોખા પાડવા માટે છે જ નહીં. મારે જે જાતનો શુદ્ધ, સાત્ત્વિક અને કોઈનો દ્રોહ કર્યા વગર પ્રાપ્ત કરેલો ખોરાક જોઈએ છે તેવો મને મળે એટલે બસ. એવો જ ખોરાક મારે પડખે બેસીને કોઈ હરિજન ખાય તો એમાં મને તો આનંદ જ થવો જોઈએ. મારો ખોરાક સાત્ત્વિક અને નિર્દોષ હોય તો એવો જ ખોરાક હરિજનને મળવાથી એને તો લાભ જ થશે. અને એ લાભમાં મને પણ લાભ જ છે. મારે એની અદેખાઈ શા માટે કરવી જોઈએ?

દુનિયાના બધા લોકો શરીરે સ્વચ્છ, મનના નિર્મળ અને વાણીના ભદ્ર (વિવેકી) થઈ જાય, આહારમાં પવિત્ર, વ્યવહારમાં વિવેકશીલ, આજીવિકામાં પ્રામાણિક

એવા થાય તો મને એ શા માટે ખૂંચે? જેમ આપણે એમ ઇચ્છતા નથી કે બ્રાહ્મણ વાણિયા જ નીરોગી રહે અને બાકીના વર્ણો ન્યાતના ઊતરતાપણા પ્રમાણે વધુ ને વધુ રોગી રહે, તે જ પ્રમાણે બ્રાહ્મણ વાણિયા માત્ર સ્વચ્છ રહે અને બીજી કોમના લોકો મેલાં કપડાં જ વાપરે, પર્વને પ્રસંગે જ નહાય એ જાતની હલકી બુદ્ધિનો આગ્રહ આપણાથી ન રખાય. એમાં અધર્મ છે, એમાં મનુષ્યદ્રોહ છે. કેટલાંક ગામડાંઓમાં (અને શહેરોમાં પણ) જો હરિજનો રોજ બરાબર નહાય, સ્વચ્છ ઊજળાં કપડાં પહેરે તો બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર, ગરાસિયા વગેરે લોકોનો મિજાજ જાય છે અને તેઓ એમને મારવા દોડે છે. આમાં જેટલો સામાજિક અન્યાય છે તેટલી જ વૃત્તિની હલકાઈ પણ છે. હું એકલો સ્વચ્છ રહું અને મારી આસપાસના લોકો બધા ગંદા રહે તો પ્લેગ કે કૉલેરાથી હું બચી જવાનો નથી એ જેમ આપણે જાણીએ છીએ તેમ જ બધી બાબતમાં આપણે જાણતાં શીખવું જોઈએ.

મિશ્ર છાત્રાલયોમાં બધાં જ રોજ ઉત્તમ રીતે નહાય, દાંત, મોઢું, શરીર સાફ રાખે, બે વખત પ્રાર્થના કરે, સ્વચ્છ અને શુદ્ધ ખોરાક ખાય, ગંદી ભાષા ન બોલે, વ્યસનથી દૂર રહે, આળસમાં વખત ન ગાળે, ધર્મની અને શુભ સંસ્કારોની કેળવણી મેળવે, એકબીજાની સેવા કરતાં શીખે એ જરૂરનું છે. છાત્રાલયોમાં બની શકે તેટલું વધારેમાં વધારે સ્વાવલંબન હોવું જોઈએ. સમુદાયના જીવનમાં પરસ્પરાવલંબન પણ આવે છે. એમાં બધાને સરખો લાભ મળે. બધા ઉપર સરખો બોજો રહે એટલું જોવું જોઈએ.

ટૂંકામાં સંસ્કારો, જ્ઞાન, ઉદ્યોગિતા, હાથપગની કેળવણી, પરસ્પર સહકાર અને સેવાપરાયણતા એની જરૂર બધા માટે સરખી જ છે. છાત્રાલયોમાં આ બધું હોવું જોઈએ. જૂના વખતમાં છાત્રાલયને ગુરુગૃહ કહેતા હતા. એમાં અનેક વર્ણના અને દેશના વિદ્યાર્થીઓ દાખલ થતા, ગુરુ પિતાને સ્થાને હોઈ બધા બંધુવત્ સમાનભાવે રહેતા. એમાં અધર્મ નથી, વર્ણનો દ્રોહ નથી.

## છાત્રાલયનું વ્યવહારશાસ્ત્ર

આપણા લોકો પ્રાચીન કાળથી અનેક દેશો જોડે વેપાર કરતા આવ્યા છે. જેમ જેમ ઇતિહાસની શોધ વધતી જાય છે તેમ તેમ રોમ, ઇજિપ્ત, આફ્રિકા, અરબસ્તાન, ઈરાન, મધ્ય એશિયા, ચીન, જાવા, બ્રહ્મદેશ, લંકા વગેરે દેશો સાથે આપણો વેપાર ધીકતો હતો એવો પુરાવો મળતો જાય છે. છતાં વેપારનું શાસ્ત્ર

આપણે કેળવ્યું હોય એવું લાગતું નથી. એના ઉપર આપણા પૂર્વજોએ ગ્રંથો લખેલા હજી જડતા નથી. આપણે ત્યાં દરેક માણસ પોતાની આવડત પોતાની પાસે જ રાખતો આવ્યો છે. એના હાથ તળે કામ કરનાર માણસ જો ધ્યાન દે તો કાંઈક મેળવે, નહીં તો જેની વિદ્યા તે તેની સાથે જ સતી થવાની.

આજે પણ શું આપણે એ ભૂલમાંથી ઊગર્યા છીએ? આજે લગભગ ચાળીશ વર્ષો થયાં પ્રાંત પ્રાંતમાં આપણે મહાસભાની બેઠકો ભરીએ છીએ અને હજારો લોકોને ભેગા કરી તેમની સગવડ અગવડ તરફ જોવાની કીમતી કેળવણી મેળવીએ છીએ. મહાસભાના અધિવેશન પરત્વે કેટલાક રિવાજો પણ અત્યાર સુધી બંધાઈ ગયા છે. પણ એ બધાનું શાસ્ત્ર ભેગું કરી એને વ્યવસ્થિત રૂપ આપવાનો અને એકના અનુભવનો અનેકને લાભ આપવાનો કોઈએ પ્રયત્ન કર્યો છે? જૂના લોકો લગ્ન કે ન્યાત જેવા નકામા મોટા મોટા પ્રસંગોએ કરેલી યોજનાઓ અને વ્યવસ્થાઓની યાદીઓ રાખતા અને તે દ્વારા અનુભવોને અમુક અંશે સાચવી રાખતા. નવો પ્રસંગ ઊભો થાય ત્યારે જૂની યાદીઓ જોઈ અંદાજપત્રક તૈયાર કરતા અને રસ્મરિવાજ પાળતા. આજે એટલું પણ રહ્યું નથી.

આપણે ત્યાં છાત્રાલય નામની નાનીમોટી સારી નરસી કેટલીયે સંસ્થાઓ ચાલે છે. એમાંની કેટલીક તો એકબે પેઢીનો અનુભવ પણ ધરાવે છે. કેટલીક સંસ્થાઓ અમુક અમુક ખાસિયતો માટે પંકાયેલી પણ છે. પણ છાત્રાલય જેવી સંસ્થાનાં ખાતાં કેટલાં હોય, તે શી રીતે ચલાવવાં, દરેક ખાતામાં કઈ કઈ વસ્તુ તરફ ધ્યાન આપવું જોઈએ, એ બધાં ખાતાંના મહત્ત્વનું તારતમ્ય આદર્શ પરત્વે કેમ ઓછુંવત્તું થાય છે, છાત્રાલયોમાં વિદ્યાર્થીઓ કયા ક્ષેત્રમાંથી આવે છે, કઈ જાતના હોય છે, છાત્રાલયમાં મદદ કરનાર વર્ગ કેવો હોય છે, કેવા હેતુથી મદદ કરે છે, આદર્શ છાત્રાલયોમાં કેટલા પ્રકાર હોય, દરેક પ્રકારમાં નિયમો કેવા હોય, છાત્રાલયને લગતી વસ્તુઓ કયાં કયાંથી મળી શકે છે, કયે ભાવે મળે છે, કઈ રીતે સાચવવાથી વસ્તુઓ બગડતી નથી, કઈ મોસમમાં ખરીદવાથી સસ્તી મળે છે, ચોમાસામાં અનાજથી માંડીને પુસ્તકાલયની ચોપડીઓ સુધી બધી વસ્તુઓનું રક્ષણ શી રીતે કરવું, તહેવારો કેમ ઊજવવા, અનેક ન્યાતોની ખાસિયત પરત્વે કઈ કઈ વસ્તુઓ સંભાળવી ઘટે છે, વગેરે અસંખ્ય વાતોનું વ્યવહારશાસ્ત્ર રચવાની જરૂર છે. પાંચદસ મહાન સિદ્ધાંતોનું વિવરણ કે ચર્વણ, પાંચદસ લોકો જ હંમેશા કર્યા કરશે; એમાં ગમે તેવો માણસ માથું ન મારી શકે. એ બહાદુરી અમુક લોકોને જ બક્ષેલી હોય છે. પણ ઉપર માગેલા વ્યવહારશાસ્ત્રનાં કેટલાંયે પ્રકરણો દરેક છાત્રાલયના વ્યવસ્થાપકો અનુભવોમાંથી તારવી મોકલી શકે એમ છે. અમુક ક્ષેત્રમાં આપણે કંઈક માહિતી આપી શકીએ, અજવાળું પાડી શકીએ એવો આત્મવિશ્વાસ આવવાથી કેટલાયે વ્યવહારચતુર ગૃહપતિઓની શક્તિઓ ખીલશે.

એ દિશાએ હવે શરૂઆત કરવાનો વખત નથી આવ્યો શું?

# પ્રશ્નચર્ચા

[ઈ. સ. ૧૯૩૦ માં અમદાવામાં ગૂજરાત વિદ્યાપીઠમાં ભરાયેલા ત્રીજા છાત્રાલય સંમેલન તરફથી નિબંધોની માગણી કરવામાં આવેલી. તે નિબંધો માટે માર્ગદર્શક યાદી બહાર પાડવામા આવેલી. તે યાદીમાંના પ્રશ્નો ઉપર આપેલાં ટૂંકાં વિવેચનો.]

## નિબંધો માટે સૂચવેલા પ્રશ્ન

૧. કોઈ પણ સંસ્થાને છાત્રાલય ગણવા માટે તેમાં ઓછામાં ઓછી કેટલી સગવડો અને વ્યવસ્થા હોવાં જોઈએ.

૨. છાત્રાલયનું માર્ગદર્શક સમયપત્રક તથા છાત્રાલયના કામની રૂપરેખા (જુદાં જુદાં ખાતાં, પત્રકો, સૂચના વગેરેનો સંગ્રહ).

૩. ગૃહપતિના કાર્યક્ષેત્રમાં વ્યવસ્થાપક મંડળની કેટલી દરમ્યાનગીરી હોઈ શકે.

૪. ખોરાકને અંગે નીચેના સવાલો :

अ. રસોડાની સગવડ, आ. જમવાના સમય; इ. ખોરાકનું ખર્ચ; ई. ખોરાકમાં શું શું હોવું જોઈએ અને કેટલા પ્રમાણમાં; उ. બાળક વિદ્યાર્થીઓ અને પુખ્ત વયના વિદ્યાર્થીઓ માટે જુદા જુદા ખોરાકની વ્યવસ્થા.

૫. જુદા જુદા ઉત્સવો અને તહેવારો અનુરૂપ રીતે ઊજવવાના પ્રકારો.

૬. ધર્મશિક્ષણ અને ધર્મપાલન.

૭. છાત્રોને અભ્યાસમાં મદદ.

૮. સ્વચ્છતા.

૯. આરોગ્ય.

૧૦. પર્યટનો અને પ્રવાસ.

૧૧. સ્વાશ્રય અને ઉદ્યોગ.

૧૨. સજા.

૧૩. છાત્રો અને ગૃહપતિ વચ્ચેના ગજગ્રાહની મીમાંસા.

૧૪. વિદ્યાર્થીઓનું સ્વરાજ્ય.

૧૫. કઈ ઉંમર પછીના બાળકોને છાત્રાલયમાં દાખલ કરી શકાય.

૧૬. પરણેલા વિદ્યાર્થીઓ વિશે.

૧. છાત્રાલયમાં સૌથી મહત્ત્વની વસ્તુ વાતાવરણની છે. દરેકને એમ થવું જોઈએ કે આ છાત્રાલય છે. છાત્રાલયમાં આવનાર વિદ્યાર્થીઓને એમ લાગવું જોઈએ કે આપણે વિશિષ્ટ ઉદ્દેશથી, વિશિષ્ટ જીવન ઘડવા માટે અહીં આવ્યા છીએ. છાત્રાલયમાં આવનાર મહેમાનોને પણ થવું જોઈએ કે આ વિશિષ્ટ વાતાવરણવાળું સ્થળ છે. એ વાતાવરણ વિશે ડર પેદા ન થાય પણ આદર અને

આકર્ષણ પેદા થવાં જ જોઈએ; અને મહેમાનોએ વાતાવરણને લીધે જ પોતાના ઉપર અંકુશ મૂકવો જોઈએ. આટલું જ્યાં થતું હોય ત્યાં છાત્રાલય છે એમ ગણાય. પ્રસન્નતા અને વ્યવસ્થા જ્યાં હોય ત્યાં છાત્રાલય છે એમ સુખેથી કહી શકાય.

છાત્રાલયમાં કુટુંબ જેવું વાતાવરણ હોવું જોઈએ એમ ઘણા કહે છે. હું તો ઊલટાવીને કહું છું કે છાત્રાલયની પ્રસન્નતા અને વ્યવસ્થા જોઈને લોકો કહે કે કુટુંબોમાં છાત્રાલય જેવું વાતાવરણ હોય તો સારું. આપણા લોકોમાં 'ચલાવી લેવાની' અહિંસક વૃત્તિ છે માટે જ ઘરો અને સમાજ ચાલે છે. આપણે ચલાવીએ છીએ એમ ભાગ્યે જ કહેવાય. એ જડતાની સ્થિતિ છાત્રાલયમાં ન જ હોય. છાત્રાલયમાં એની મેળે કશું ન ચાલે. દરેક વસ્તુ પાછળ ચોક્કસ યોજના અને હેતુ હોવાં જોઈએ. આ દૃષ્ટિએ ઓછામાં ઓછું શું શું હોવું જોઈએ એનો વિચાર કરીએ.

(૧) પ્રથમ જોઈએ છે બાળસ્વભાવ ઓળખનાર અને એમાં ભળી શકનાર પીઢ ગૃહપતિ. છાત્રાલયોમાં નિયમો ગમે તેટલા હોય પણ એ નિયમોએ ગૃહપતિને અધીન રહીને વર્તવું જોઈએ. અને એવા ગૃહપતિના મગજમાં બધી વિગતોની ગોઠવણ ગોઠવાયેલી હોવી જોઈએ.

(૨) છાત્રાલયોમાં બીજાની શાંતિ અને વિકાસનો વિચાર હોવો જોઈએ. એ વિચાર પ્રયત્નપૂર્વક કેળવ્યા વગર નથી આવતો. બીજા વિશેનો વિચાર એ સભ્યતાનું લક્ષણ છે. સંસ્કારિતાનો એ આદર્શ છે. એનો આગ્રહ અખંડ રીતે ત્રણચાર વર્ષ સુધી ચલાવ્યા પછી જ એ વાતાવરણ જામ્યાનો વિશ્વાસ રખાય.

(૩) છાત્રાલયમાં ચોવીસ કલાકનું સમયપત્રક હોવું જોઈએ. માત્ર એમાંનાં અમુક બિંદુઓ જ લશ્કરી આગ્રહથી સ્થિર રખાય. બાકીનામાં સગવડ પ્રમાણે સંકોચ કે વિકાસ કરવાની સગવડ હોવી જ જોઈએ અને અમુક વખત તો વિદ્યાર્થીઓ ધારે તો વેડફી નાખી શકે એવો છૂટો હોવો જોઈએ.

(૪) કેટલાક નિયમો ચોક્કસ અને આગ્રહી હોય અને ઘણાખરામાં વિદ્યાર્થીઓને વિકલ્પ હોય. આ ઉભયવિધ વ્યવસ્થા વગર ચારિત્ર કેળવાતું નથી.

(૫) ઈશ્વરે બધા પશુઓને ગંદવાડની સૂગ નથી આપી પણ એની સાથે ગંદવાડ વધારવાની શક્તિ પણ નથી આપી. માણસને ઈશ્વરે અનેક રીતે અપવાદ-રૂપ બનાવ્યો છે. તેથી ગંદવાડ સામે ઓછામાં ઓછી આટલી બાબતમાં સાવચેતી રાખવી જોઈએ. છોકરાંઓનાં કપડાં અને ગાદલાં સ્વચ્છ હોય, અને સંસ્થાની ભૂમિ ઉપર કાગળ, ચીંથરાં, દાતણ, દીવાસળીઓ અને જ્યાં ખાદીનો ઉદ્યોગ હોય ત્યાં રૂના ફૂચા બિલકુલ પડવા દેવા ન જોઈએ. છાત્રાલયોમાં વાણીની સ્વચ્છતા પણ એટલા જ આગ્રહથી પળાવી જોઈએ. રાત્રે સૂવાના કલાકોમાં, પ્રાર્થના વખતે અને માંદાઓની આસપાસ સંપૂર્ણ શાંતિ હોવી જ જોઈએ. દર વખતે મૌનની આવશ્યકતા ન હોવી જોઈએ.

(૬) માંદાઓની માવજત માટે ઓછામાં ઓછી અમુક સગવડ હોવી જ જોઈએ.

(૭) છાત્રાલયમાં શૌચ અને પેશાબની વ્યવસ્થા શહેરોમાં તેમ જ ગામડાંઓમાં આદર્શ ગણાય એ જાતની હોવી જોઈએ.

(૮) દરેક વિદ્યાર્થીને પોતાની પાસે કયો કયો સામાન છે અને પોતાનો હિસાબ કેવો છે એનો ચોક્કસ ખ્યાલ હોવો જોઈએ.

(૯) રમતો, સંગીત, વાચનાલય, પુસ્તકાલય, થોડા મીઠા ઝઘડા અને ચર્ચા આટલી વસ્તુઓ છાત્રાલયમાં હોવી જ જોઈએ; એ ન હોય તો જીવન મંદ છે એમ જાણવું.

(૧૦) ગૃહપતિને કેળવણીની બાબતમાં કંઈ શોભે એટલું જ્ઞાન હોવું જોઈએ.

૨. છાત્રાલયનું માર્ગદર્શક સમયપત્રક ત્યારે જ તૈયાર કરાય જ્યારે ભણતરના કલાકો ઉપર છાત્રાલયનો કંઈક અંકુશ છે એમ મનાય. સામાન્ય રીતે એટલું કહી શકાય કે રાતના નવથી સવારના ચાર વાગ્યા સુધી સંપૂર્ણ શાંતિ હોય. વિદ્યાર્થીઓ એકાંતમાં વાંચવા જો વખત કાઢે એમાં વાંધો ન ઉઠાવાય. પણ એ પણ ઈષ્ટ તો નથી જ એટલું વિદ્યાર્થીઓએ સમજવું જોઈએ.

જમવાનો વખત બહુ જ આગ્રહપૂર્વક સચવાય એ મહત્ત્વનું છે. દર વખતે એક જ પંક્તિમાં પતાવી દેવું અશક્ય ન થવું જોઈએ. બે પંક્તિ સુધી ચલાવી લેવાય. જમવાનું વખતસર થાય અને બધા વખતસર જમવા આવે એ બાબતમાં જેટલો આગ્રહ રખાય તેટલો ઓછો. આવું છાત્રાલયનું વાતાવરણ ઘરમાં દાખલ થવાની બધી બહેનો ઈચ્છા કરે એવું એ હોવું જોઈએ.

છાત્રાલયનું કામ બહુ જ વ્યવસ્થિત કરવું હોય તો એમાં ઓછામાં ઓછા નોકરો રાખવા જોઈએ. દસવીસ નોકરોને સાથે રાખીનેયે છાત્રાલય બરાબર ચલાવી શકે એને હું વિક્ટોરિયા ક્રૉસ આપું; કેમ કે એ જીવને જોખમે બતાવેલી બહાદુરી અવશ્ય ગણાય. જોઈએ તે બધા આંકડા અને હકીકત હમેશાં મળે એવી સગવડ રહે તો જ છાત્રાલયમાં પ્રગતિ થઈ શકે.

૩. આ સવાલનો ચોક્કસ જવાબ ન અપાય, એક નિયમ ખરો કે વ્યવસ્થાપક મંડળ દૂર રહીને રાજ્ય ચલાવે એ અત્યંત અનિષ્ટ છે. જેને અધિકાર ચલાવવો હોય તે સ્થાન પર હાજર રહે અને પરિસ્થિતિનો પ્રત્યક્ષ સ્વાદ ચાખે, ગૃહપતિ યોગ્યતા વગરનો અથવા વિશ્વાસ વગરનો રાખી એના પર અંકુશ મૂકવા જનાર વ્યવસ્થાપક મંડળ પોતાની નાલાયકી સિદ્ધ કરે છે અને ગૃહપતિની નાલાયકી વધારતું જાય છે. છાત્રાલય ચલાવવાની મુખ્ય નીતિ વ્યવસ્થાપક મંડળ ઘડી કાઢે, ગૃહપતિ પાસેથી ઝીણામાં ઝીણી વિગતો મેળવે અને એના પર સંપૂર્ણ વિશ્વાસ મૂકી એને જરૂર પડે ત્યારે ટેકો આપે એ જ વ્યવસ્થાપક મંડળનું મુખ્ય કામ છે.

૪ અ. રસોડાંની સગવડ: રસોડામાં પૂરતો પ્રકાશ હોય, પૂરતો અવકાશ હોય. રસોડું "ધુમાડાનું ક્રીડાંગણ" ન બને અને રસોડામાં કોઈ જમવા ન બેસે, એટલી સગવડ આવશ્યક છે.

આ. જમવાનો સમય : સવારે નાસ્તો ન હોય તો જમવાનો સમય વહેલો રાખવો જોઈએ. જમીને તરત નિશાળે દોડવું પડે એવી સ્થિતિ ન રહેવી જોઈએ. સાંજનો સમય જેટલો વહેલો રખાય તેટલું સારું.

ઇ. ખોરાકનું ખર્ચ : જમતાં વસ્તુઓ ખૂટે તો આબરૂ જાય એ બીકે પ્રમાણ બહાર રંધાય છે એ વસ્તુ કાઢી નાખી હોય, પીરસવામાં નાહકનો આગ્રહ ન હોય, કોઠારમાં વસ્તુઓ સડી ન જતી હોય, ન બગડનારી વસ્તુઓ સામટી ખરીદી હોય, ભાવતાલની બાબતમાં હમેશાં તપાસ રાખી હોય, બની શકે તેટલો માલ ગામડાંમાંથી આણ્યો હોય, શોભા પાછળ ખર્ચ ન કર્યું હોય, વિદ્યાર્થીઓ અને ગૃહપતિઓ વચ્ચે એકરાગ હોય, રસોઈયા સજ્જન અને તૃપ્ત હોય તો ખર્ચ ઘણું ઓછું થાય. માબાપની સામાન્ય શકિત કરતાં ખોરાકનું ખર્ચ બહુ આકરું ન હોવું જોઈએ.

ઈ. ખોરાકમાં શું શું હોવું જોઈએ અને તે કેટલા પ્રમાણમાં?

ખોરાકમાં ઘઉં, ઘી અથવા તેલ, થોડુંક દૂધ, તાજું શાક, અવારનવાર તેને મોસમનાં ફળો અને કોઈક કોઈક વખતે પરિમિત પ્રમાણમાં મિષ્ટાન્ન એટલું જરૂરનું છે. શાક અત્યંત આવશ્યક છે પણ એનું પ્રમાણ ઓછું હોય તો ચાલે. ભાત ટેવને લીધે જ જરૂરી ગણાય છે. ઘઉંની અવેજીમાં જુવાર કે બાજરી ચાલે, ઘીદૂધ પૂરતા પ્રમાણમાં અપાતું હોય તો દાળની કશી જરૂર નથી. ખોરાકમાં મરચું ન જ હોવું જોઈએ. ગરમ મસાલાનું પ્રમાણ ઓછું કરીને શૂન્ય સુધી લઈ જવાય તો સારું. મીઠાનું પ્રમાણ પૂરતું હોય. હળદરને થોડું સ્થાન હોય તો સારું.

ઉ. બાળક વિદ્યાર્થીઓ અને પુખ્ત વયના વિદ્યાર્થીઓ માટે ખોરાકની વ્યવસ્થા.

બાળક વિદ્યાર્થીઓ અને પુખ્ત વયના વિદ્યાર્થીઓનો ખોરાક તો એક જ હોય. બાળકોને સૂકો મેવો અને ગળીગળી વસ્તુઓ અવારનવાર ખાવા આપવી જોઈએ. જમાડતી વખતે બાળકોને અલગ બેસાડી એમની સાથે વાતો કરતાં હેતથી ખવડાવવાની વ્યવસ્થા કરી શકાય તો એ ઉત્કૃષ્ટ છે. ખોરાકમાં ઘી, દૂધ અને ખાંડ કરતાં એ હેતપૂર્વકની વાતો એ અત્યંત મહત્ત્વની ચીજ છે. નાનાં બાળકો કોઈક કોઈક વખતે ઇચ્છે તો તેમને સમય કરતાં પહેલાં જમાડવાની સગવડ હોવી જોઈએ. આ રીતે બાળકો કેટલાં પ્રસન્ન રહે છે એનો ગૃહપતિને એક વાર ખ્યાલ આવે તો બાળકોને સાચવતાં મુશ્કેલી ઓછી થઈ જાય.

૬. ધર્મશિક્ષણમાં સૂવાઉઠવાની નિયમિતતા, શરીર, કપડાં અને વાણીની સ્વચ્છતા, બીજાની લાગણી વિશે કોમળતા, ખાવાપીવામાં, ઓઢવાપાથરવામાં અને બોલવાચાલવામાં સંયમ, જ્યાં ત્યાં લાભ શોધવાના લોભ પર અંકુશ એટલે કે સંતોષ, આળસ અને અનિયમિતતા સાથે અખંડ યુદ્ધ, સેવાની હોંશ અને ખાનદાની એટલી વસ્તુઓ મુખ્ય છે. જ્યારે ત્યારે ઈશ્વર, એની શક્તિ, શાસ્ત્રો અને એમનો અધિકાર ઠોકી બેસાડવાથી ધર્મ નબળો પડે છે. પ્રાર્થના એ કંઈ ભિક્ષા માગવાપણું કે પાપનો એકરાર કરવાપણું નથી. પણ ભાન ભૂલેલા આપણે વખતોવખત ઠેકાણે આવીએ એને માટેનું સ્વાસ્થ્ય છે. પ્રાર્થનામાં ઠાલો ઉપદેશ તો ન જ હોવો જોઈએ.

દિવસમાં અમુકવાર પવિત્રતાને નામે એકત્ર થઈએ એની અસર આત્મપરીક્ષણની દૃષ્ટિએ તેમ જ ચારિત્રશુદ્ધિની દૃષ્ટિએ ઘણી છે. અને તે અકલ્પિત રીતે થાય છે.

જેમાં ધર્મનું રહસ્ય રહેલું છે અને પ્રતીત થાય છે એવા કેટલાક નિયમોનું અત્યંત આગ્રહપૂર્વક પાલન મનોબળ કેળવવાની દૃષ્ટિએ અત્યંત મહત્ત્વનું છે. જેમાંથી રહસ્ય ઊડી ગયું છે એવા જૂના રિવાજોનું પાલન મડદાની પેઠે ગંધાય છે. વાસી બગડેલો ખોરાક ખવડાવાય નહીં તેમ જ વાસી રહસ્યશૂન્ય નિયમો પળાવાય નહીં.

જુદા જુદા વિષયોમાં છાત્રોને મદદ આપવા કરતાં જિજ્ઞાસા, શોધકબુદ્ધિ, ચર્ચા અને સામાન્ય જ્ઞાનનું વાતાવરણ ખૂબ રાખવું જોઈએ. રેઢિયાળ કેળવણીની દાસીને સ્થાને છાત્રાલયો રહેવા માગે તો એમને જે કરવું હોય તે કરે. પરીક્ષા માટે તૈયાર કરવાનું કામ છાત્રાલયોનું ન હોય. શાળાઓ ભલે તે કરે. છાત્રાલયો સાચી વિદ્યાર્થીવૃત્તિ કેળવવામાં મદદ કરે, જ્ઞાનચર્ચા ગોઠવે, ભણતરના દરેક વિષયમાં રસ પેદા કરે અને કઠિન સવાલોના ઉકેલ આણવામાં વિદ્યાર્થીને મદદ આપે. ગમે તે વિદ્યાર્થી ગૃહપતિ પાસે જઈને સવાલો પૂછી આવે એ ઠીક છે; પણ છાત્રાલયોમાં ભણતરના વર્ગો ન જ રખાય.

૮. તડકો, અગ્નિ, માટી, પાણી, પવન અને મોકળાશ એ સ્વચ્છતાના મુખ્ય મદદગાર છે. સ્વચ્છતા માટે ફિનાઈલ વૉટર અથવા એવી બીજી વસ્તુઓ હંમેશ વાપરવી પડે એ નામોશી ભરેલું છે. દુર્ગંધ, માખીઓ, કૂતરાં, કાગડા અને ભિખારી એ ગંદા જીવનના ચાડિયા છે. સ્વચ્છતાનો આગ્રહ બધાનો હોવો જોઈએ. ખાસ કરીને જાજરૂ, પેશાબખાનું, દાતણની વ્યવસ્થા, કૂવો, રસોડું, રસોઈયાનાં કપડાં અને વાસણ ઊટકવાની જગા એટલે ઠેકાણે આગ્રહપૂર્વક સ્વચ્છતા જાળવવી જોઈએ. રસોઈયાઓને સંસ્થાએ જ સાબુ પૂરો પાડવો જોઈએ. આટલાથી ન પતે તો રસોઈયાઓનાં કપડાં સંસ્થાને ખર્ચે ધોબી પાસે જાય. વિદ્યાર્થીઓના દાંત, નખ, આંખ, નાક, કાન અને નાના વિદ્યાર્થીઓના હાથપગની બગલો સાફ છે કે નહીં એની બરાબર તપાસ રહેવી જોઈએ. વિદ્યાર્થીઓ સવારે ઊઠીને તરત શૌચ જાય એ તરફ આપણે ત્યાં બિલકુલ ધ્યાન નથી અપાતું એમ જોવામાં આવે છે. એ તરફ વિશેષ લક્ષ આપવું જોઈએ. શૌચ જવાની ક્રિયા અનિયમિત ન રહેવી જોઈએ. બંધકોશથી માંડીને ઍપેન્ડિસાઈટિસ સુધીના રોગોનું એ એક કારણ છે કે કેમ એની ડૉક્ટર લોકોએ તપાસ કરવી જોઈએ. એઠવાડ, જાજરૂ અને પેશાબપાણી કાઢવાની વ્યવસ્થા અત્યંત આવશ્યક છે. ખસવાળા છોકરાઓની મલમપટ્ટી બાળીએ નહીં તો દાટી દઈએ. કૂવો વરસમાં એક વાર તળિયેથી સાફ કરાવવો જોઈએ. મકાનમાં જેટલો તડકો લેવાય તેટલો લેવો. કોઠારમાં ખુલ્લી હવા અને તડકો દાખલ કરાય તો ઉત્તમ. કૂવાની થાળ પર નાહીને પાણી બગાડવું અને પછીથી દૂર સુધી નીક મારફત લઈ જવું એના કરતાં નીક મારફતે સ્વચ્છ પાણી કૂવામાંથી જેટલું દૂર લઈ જવાય તેટલું લઈ જવું અને ત્યાં નાહવાની વ્યવસ્થા કરવી. આટલો

સુધારો આપણા જીવનમાં કરવા જેવો છે. મકાનમાં જે સ્થાન પર હંમેશ અથવા ચોમાસામાં ભીનાશ રહેતી હોય ત્યાં રસોઈ પૂરી થયા પછી ચૂલામાં રહેતા અંગાર પાથરી દેવા અને જગા કોરી કરવી એ સહેલો પણ આરોગ્યની દૃષ્ટિએ કીમતી ઉપાય છે.

૯. નિયમિતતા, સ્વચ્છતા, તાજો ખોરાક અને મહેનત એટલું છાત્રાલયમાં સચવાય તો ઉત્તમ આરોગ્ય રહેવું જ જોઈએ. છતાં ચોમાસામાં કિવનાઈન, લીંબુનો રસ અને દૂધ અપાય તો સારું. એક જણે કહ્યું છે 'દિવસમાં બે વાર સ્નાન, મહિનામાં બેવાર ઉપવાસ અને વર્ષમાં બેવાર જુલાબની ટેવ જે રાખે તે માંદો નહીં પડે.'

ટાઢતડકો વિશેષ પ્રમાણમાં સહન કરવાની શક્તિ બાળકોમાં આણવાથી પણ એમનું આરોગ્ય વધે છે. ચીડિયો અને અદેખો સ્વભાવ લોહી બાળી નાખે છે અને પાચનશક્તિ મંદ કરે છે. એ તરફ એમનું ધ્યાન ખેંચવાથી પણ કેટલાક વિદ્યાર્થીઓનું સ્વાસ્થ્ય સુધર્યું છે. ખોરાકનું પ્રમાણ નિયમિત રાખવા તરફ વિદ્યાર્થીઓને ઉત્તેજન હમેશાં આપવું જોઈએ. ખાવાનું સહેજ ઓછું ખાવું. એની તકરારની બાબતમાં વિદ્યાર્થીઓને ઉત્તેજન ન મળવું જોઈએ.

ઋતુ પરત્વે ખોરાકમાં અને ખાવાના સમયમાં પણ સહેજસાજ ફરક થવો જોઈએ. પણ જેને ખોરાકની ઘડ બેસી ગઈ છે એ કશો ફરક ન પણ માગે.

૧૦. માણસ તીર્થક્ષેત્રમાં જાય અને સાધુસંતોનાં દર્શન ન કરે તો એ યાત્રા અફળ છે. એવી જ રીતે વિદ્યાર્થીઓ પ્રેક્ષણીય સ્થળો, મંદિરો, મસ્જિદો, રાજમહેલો, નદી, નહેરો, તળાવો અને કુંડો જોવા જાય અને ગરીબ લોકોની સ્થિતિ કેવી છે એ તપાસે નહીં તો તે પર્યટન શાપરૂપ છે. કેમ કે એમાંથી મનુષ્યદ્રોહી રસિકતા કેળવાય છે. આ મનુષ્યદ્રોહી રસિકતા છેલ્લાં દશ વર્ષમાં દુનિયામાં એટલી બધી ફેલાઈ છે કે એની સામે હવે અવાજ ઉઠાવવો જ જોઈએ. નિરીક્ષણશક્તિ, યોજના-શક્તિ અને પર્યટન અને પ્રવાસ અડચણોને પ્રસંગે ઉપાય યોજવાની સૂઝ વધારવાની દૃષ્ટિએ મહત્ત્વનાં છે. આજકાલ સેવાના પ્રસંગો શોધીને પર્યટનો ગોઠવાય તો સારું. દરેક છાત્રાલયના વિદ્યાર્થીઓ દર વર્ષે આબુ જાય અને વૌઠાના મેળા માટે સ્વયંસેવકોની તાણ પડે એ મનુષ્યદ્રોહી રસિકતાનું એક અલ્પ ઉદાહરણ છે. વિદ્યાર્થીઓ સાંજે બે માઈલ ફરવા જશે પણ ડાકઘરમાંથી ટપાલ આણવાનું કહેતાં એમને પ્રતિષ્ઠાભંગનું દુ:ખ થશે. પર્યટનોમાં જો એ જ મુશ્કેલી આવે તો જીવન ચડતું નથી એમ જ કહેવું પડે. પર્યટન અને પ્રવાસનાં ખર્ચો દરેક ટુકડીએ જાહેર છાપામાં છાપવાં જોઈએ અને એની તુલના કરવી જોઈએ. પર્યટન દરમ્યાન શૌચના નિયમોનું પાલન અને પ્રચાર થવાં જ જોઈએ. પંક્તિભેદ, અબોટિયાંનો આગ્રહ વગેરે જૂના નિરર્થક રિવાજો તોડવાથી શરૂઆતમાં ટીકા અને એવી અગવડ સહન કરવાં પડે છે પણ ગામડાંના રિવાજો સુધારવાનો આના જેટલો બીજો સુંદર ઉપાય નથી. બધી જ ટુકડીઓ એમ કરે એટલે લોકો તૈયાર થઈ જાય છે. પર્યટનો દ્વારા સામાજિક અને રાજકીય ક્રાંતિની તૈયારી કરી શકાય.

૧૧. સ્વાશ્રય અને ઉદ્યોગ એ આજના સ્વાતંત્ર્યયુગનો યુગધર્મ છે. એને જોરે જ આપણું રાષ્ટ્ર કાયાપલટ કરશે. આપણા પ્રાચીન ઈતિહાસમાં હિંદુરાજ્યમાં પરાવલંબન હતું કે કેમ એની તપાસ કરવી જોઈએ. એવો ખ્યાલ છે કે એ વખતે આપણા રાષ્ટ્રના હાકેમોમાં પ્રથમ એ દુર્ગુણ નહોતો. એ પાછળથી આવ્યો છે. પરાવલંબનથી માણસો ગુલામ બની જાય છે અને ઉદ્યોગને અભાવે બુદ્ધિ, કાર્યશક્તિ અને જીવનશક્તિ કટાઈ જાય છે. માટે છાત્રાલયમાં સ્વાશ્રય અને ઉદ્યોગનું વાતાવરણ જેટલું દાખલ કરાય તેટલું ઓછું.

અમુક વખતે છાત્રાલયના વિદ્યાર્થીઓ પણ નવરા છે અને નોકરો પણ નવરા છે એવું ગૃહપતિ જુએ તો પ્રથમ છાત્રોને કામે વળગાડે અને છતાં કામ વધે તો જ નોકરોને બોલાવે. નવરા રહીને નોકરો બગડે તો એ પોસાય પણ જેમની સેવા કે ઉપાસના માટે પોતે છે તે છાત્રોને ન જ બગડવા દેવાય. ઉદ્યોગની બાબતમાં ઝીણી ઝીણી અસંખ્ય આવડતો વિદ્યાર્થીઓ કેળવે એ અત્યંત જરૂરી છે. એમની આગળ રાષ્ટ્રીય મહત્ત્વનો ખાદીનો ઉદ્યોગ તો સર્વત્ર હોવો જ જોઈએ. ખાદી એ કંઈ ગાંધીજીની સંસ્થાનો ઈજારો નથી. જેને જેને પારતંત્ર્યની શરમ હોય તેણે તેણે પોતાને ત્યાં કાંતણપીંજણ દાખલ કરવું જોઈએ. નાનાં શહેરોમાં એવા કેટલાયે જરૂરી ઉદ્યોગો છે કે જેની સગવડ શહેરમાં હોતી જ નથી. એવે ઠેકાણે પ્રજાની સેવા તરીકે પણ પૈસા લઈને અથવા મફતમાં છાત્રાલયોએ ઉદ્યોગો ચલાવવા જોઈએ. ઉદ્યોગની આવડત અને ધર્મના સંસ્કારો એમાં જો બધી કેળવણી સમાઈ જતી હોય તો છાત્રાલયો સંપૂર્ણ કેળવણીની સંસ્થાઓ છે એમ કહી શકાવું જોઈએ. અણસમજુ આગ્રહને સંતોષવા ખાતર જ બાકીની કેળવણીની વ્યવસ્થા કરાય. આ સિદ્ધાંતમાં ઉદ્યોગ અને ધર્મ અત્યંત વ્યાપક અર્થમાં વાપરેલા છે. જેમ ગ્રીક લોકોમાં 'મ્યુઝિક' અને 'જિમ્નેશિયમ'માં બધી કેળવણી આવી જતી હતી.

૧૨. જે સજા કરે તે શિક્ષક નથી. એ સિદ્ધાંતને અપવાદ નથી. સજાથી વિદ્યાર્થીને દુ:ખ થાય છે, શરીરને વાગે છે અને વિદ્યાર્થીઓ રોવા જેવા થાય છે, એ સજા સામે દલીલ નથી. દુ:ખ જરૂરનું છે. વાગે એ પણ જરૂરનું છે પણ સજામાં તેજોવધ છે, અપમાન છે એટલા માટે સજા ખરાબ છે. કુસ્તીમાં મારામારી થવી જોઈએ. અને ઉદ્યોગમાં વાગવું પણ જોઈએ. પણ વિદ્યાર્થીઓનું સજા દ્વારા અપમાન ન જ થવું જોઈએ. વિદ્યાર્થીઓ તોફાન કરે, અનાચાર કરે તો એનો ઈલાજ કરવો જોઈએ. ઈલાજ અને સજા વચ્ચેનો ફેર જાણવો જોઈએ. વર્ગમાં નાહક અવાજ કરનાર વિદ્યાર્થીને વર્ગમાંથી બહાર જવાનું કહીએ છીએ એ સજા નથી પણ વર્ગશાંતિનો ઈલાજ છે; કહો કે તોફાની છોકરા સાથે અસહકાર છે.

સજામાં અમુક ગુણો છે જ અને તે ચોક્કસ ને તાત્કાલિક છે. પણ તેની કાયમી અસર અત્યંત નિંદ્ય હોય છે. સજા ન કરાય એ સિદ્ધાંત સૌ સ્વીકારે છે પણ સાંભળ્યા પ્રમાણે ઘણે ઠેકાણે સજા હજી ચાલુ છે. વિદ્યાર્થીઓને સજા ન ખમવાની તાલીમ આપવી જોઈએ. ભલે એ રીતે તેઓ ઉદ્ધત થાય. એની જવાબ-

દારી સજા કરનાર પર છે. પરતંત્ર રાષ્ટ્રમાં ઉદ્ધતાઈ એ કંઈ મોટો દુર્ગુણ નથી.

૧૩. વર્તમાનકાળમાં જે વસ્તુનું આપણને અત્યંત મહત્ત્વ ભાસે છે તે જ વસ્તુ કાળે કરીને નજીવી જેવી જણાય છે. એ ભવિષ્યકાળ આજે જ પ્રત્યક્ષ કરવાની શક્તિ હોય તો ગૃહપતિમાં વિનોદભાવ ખૂબ આવી જાય છે. છાત્રો કરતાં ગૃહપતિની બુદ્ધિ શ્રેષ્ઠ હોય છે, અનુભવ શ્રેષ્ઠ હોય છે, દરજ્જો શ્રેષ્ઠ હોય છે. એ છાત્રોને સહેજે રમાડી શકે છે. બધી રીતે ઊતરતી કોટીના હોઈ છાત્રોમાં એક જાતની અસ્વસ્થતા હોય છે. કેટલાકને પોતાની શ્રેષ્ઠતા અનુભવવાની ઇંતેજારી એમાંથી ઉત્પન્ન થાય છે. અને છાત્રો અને ગૃહપતિઓ કોઈ પણ પરિસ્થિતિ તરફ એક જ નજરે જોઈ શકે એ બનવાજોગ નથી. એટલે અમુક ગજગ્રાહ તો ચાલવાનો જ. વિદ્યાર્થીઓએ ગૃહપતિ પ્રત્યેનો આદર અને વિશ્વાસ ખોઈ ન બેસવાં જોઈએ, એમાં જ એમનો સ્વાર્થ રહેલો છે. આદરવિશ્વાસ ખોઈ બેસે અને છતાં છાત્રાલયમાં રહે તો એ નીચ જીવન જીવ્યું કહેવાય. એથી ચારિત્ર્યહાનિ થાય છે એટલા માટે વિદ્યાર્થીઓએ ગૃહપતિ પ્રત્યે અણગમો ન જ કેળવવો જોઈએ.

છતાં વિદ્યાર્થી અને ગૃહપતિ વચ્ચે થોડો ગજગ્રાહ આવશ્યક છે એમ હું માનું છું. નહીં તો આખું વાતાવરણ અલૂણું થઈ જાય. વિદ્યાર્થીઓને ગજગ્રાહનું વાતાવરણ શીખવાની આવશ્યક્તા છે. તે ન મળે તો વિદ્યાર્થીઓને પોતાને તેમ જ ગૃહપતિને તેમની સર્વશક્તિનો ખ્યાલ ન આવે. બન્ને પક્ષોએ અવારનવાર ભલમનસાઈથી હાર ખાવાની શક્તિ કેળવવી જોઈએ. એમાં કોઈએ ખોવાપણું નથી રહેતું. જો હુતુતુમાં શિક્ષકો કે ગૃહપતિઓ હાર ખાવાની તૈયારી રાખે છે તો વ્યવસ્થામાં કેમ નહીં? ખુશમિજાજે ગજગ્રાહ વારંવાર ચાલે તો કીનાખોરી નષ્ટ થઈ જાય છે.

૧૪. સ્વરાજ્ય એટલે પોતાનું કામ પોતે ચલાવવાની બાહોશી. એ બાહોશી વિદ્યાર્થીઓમાં ન કેળવાય અને વિદ્યાર્થીને સ્વરાજ્ય અપાય તો વિદ્યાર્થીઓ પ્રત્યેની જવાબદારીમાંથી ગૃહપતિ ચૂક્યો કહેવાય. રસ્તા પર રખડતા ભિખારીઓ ઉપર કોઈ કોઈ જાતનો અંકુશ મૂકતું નથી એટલા પરથી એને સ્વરાજ્ય છે એમ કોઈ નથી માનતું. ઉકરડા પર રખડતા કૂતરા ઉપર પણ કોઈનું રાજ્ય નથી હોતું. એટલા માટે તેઓ સ્વતંત્ર છે એમ પણ આપણે માનતા નથી. દરેકને એના મનમાં આવે તેમ કરવાની કે ન કરવાની અથવા અન્યથા કરવાની છૂટ આપવામાં સ્વરાજ્ય નથી પણ જંગલી દશા છે. સ્વરાજ્ય અથવા સ્વતંત્રતા એ સુંદર જવાબદારીભર્યું અને સ્વયંપ્રેરિત સામાજિક જીવન છે. સમાજજીવનનું વ્યાકરણ જે લોકો સ્વેચ્છાએ પાળે છે તેઓ સ્વતંત્ર છે. એ સ્વતંત્રતા જન્મસિદ્ધ નથી હોતી પણ કેળવણીસિદ્ધ હોય છે. એટલા માટે જ શિક્ષકની જરૂર હોય છે. સારાં માબાપ અને સારા શિક્ષકો બાળકોને એવા નિયમનમાં રાખે છે કે એમને આગળ જતાં બાહ્ય નિયમનની જરૂર જ ન રહે. સ્વરાજ્ય એ બાહ્ય સ્થિતિ નથી પણ આંતરિક શક્તિ છે. પોતાના હીન વિકારો અને આળસજડતા પર પોતાની મેળે અંકુશ મૂકવાની શક્તિ તે સ્વરાજ્ય. આ સ્વરાજ્યનું સ્વરૂપ સમજાવવાની અને એનો

સ્વાદ વિદ્યાર્થીઓને ચખાડવાની ફરજ ગૃહપતિની છે.

બીજી એક દૃષ્ટિએ સ્વરાજ્યનું મહત્ત્વ છે. 'પિંડેપિંડે મતિર્ભિન્ના' એ વચન સત્ય છે. દરેકનો વિકાસક્રમ કંઈ જુદો જ હોય છે. એટલા માટે એક માણસ બીજાનો સંપૂર્ણ દોરનાર અથવા કાજી ન જ થઈ શકે. બહુ બહુ તો સલાહકાર, મિત્ર, સહયાત્રી અથવા પ્રયોગમાં સહકારી થઈ શકે. પોતાના અનુભવનો લાભ દરેક જણ બીજાને આપે પણ બીજાના વિકાસમાં વિઘ્નરૂપ ન થાય.

સ્વરાજ્યનું આ સ્વરૂપ સમજ્યા પછી ગૃહપતિએ ત્રીજી બાજુએ સ્વરાજ્ય કેળવવાનું રહે છે. માંહે માંહે વિચાર, ચર્ચા અને મસલત કરીને વિદ્યાર્થીઓને એમનાં કામો કરવાની તક અને છૂટ આપવી જોઈએ. સંસ્થામાં આ સ્વરાજ્ય અમર્યાદ ન જ હોઈ શકે. સંસ્થાને પોતાનું વ્યક્તિત્વ છે, આદર્શ છે. એ સ્વીકારીને જ વિદ્યાર્થીઓ સંસ્થામાં રહી શકે. એની અંદર જેટલો અવકાશ હોય— અને વિકાસ ઇચ્છતી દરેક સંસ્થામાં અવકાશ ઘણો હોય છે — તેટલું સ્વરાજ્ય વિદ્યાર્થીઓ ભોગવી શકે છે. સંસ્થાનો આદર્શ જેમને ગળે ઊતર્યો છે એવા અધ્યાપકો અને વિદ્યાર્થીઓ સ્વાભાવિક રીતે જ વધારે છૂટ ભોગવી શકે છે. અન્યથા ઘણા અંકુશ સહન કરવા પડે છે. સંસ્થાના પ્રાણસ્વરૂપ આદર્શો સાથે સમભાવ ન હોય તો એવી સંસ્થામાં સેવકોએ કે વિદ્યાર્થીઓએ ન જ રહેવું જોઈએ. રહેવામાં તેજોહાનિ, સંસ્થાદ્રોહ અને અસામાજિક વર્તન થઈ જાય છે.

૧૫. કુટુંબમાં ગર્ભાવસ્થાથી માંડીને વૃદ્ધ સુધી બધી ઉંમરના લોકો રહી શકે છે. કુટુંબ એ એક જ સર્વતોભદ્ર ચિરંજીવ માનવી સંસ્થા છે. એમાં સ્ત્રી, પુરુષ, જૂની પેઢી, નવી પેઢી, અતિથિ, અભ્યાગત, નોકરો, સાધુઓ બધા એકત્ર રહી શકે છે. પ્રેમ અને સહનશીલતાનું રાજ્ય ત્યાં ચાલે છે. છાત્રાલય ત્યાં સુધી પહોંચે તે પહેલાં આજે અશક્ય લાગતા કેટલાયે સામાજિક સદ્‌ગુણો કેળવવા પડશે.

કોઈ પણ વસ્તુ હાથે તૈયાર કરતાં દરેક વખતે નવા નવા પ્રકારો કરી શકાય છે. યંત્રોમાં વિવિધતાની મર્યાદા આવી જ જાય છે. છાત્રાલયો જેટલે દરજ્જે કૌટુંબિક સદ્‌ગુણોને અભાવે નિયમબદ્ધ કરીને ચલાવવાં પડે છે તેટલે દરજ્જે તેમાં અમુક મર્યાદાઓ આવી જ જાય છે.

તેથી પાંચથી બાર વર્ષનાં બાળકોનું છાત્રાલય અલગ હોય તો સારું એમ કહેવું પડે છે. આ ઉંમર પંચાંગ પ્રમાણે નહીં પણ માનસિક વિકાસની દૃષ્ટિએ ગણવાની છે. કોઈક કોઈક વાર પંદરસોળ વર્ષના યુવાનો પણ અગિયાર વર્ષના બાળક જેવા હોય છે; એમને અગિયાર વર્ષના ગણવા અને બાર વર્ષના પહોંચેલ છોકરાઓને સોળ વર્ષની કોટિમાં નાખી દેવા. છાત્રાલયોમાં હમેશાં માનસિક ઉંમરનો જ વિચાર કરવો ઘટે છે.

પાંચથી બાર વરસની ઉંમરના છોકરાઓ માટે છાત્રાલયો બહેનો જ ચલાવે એ ઇષ્ટ છે. સમાજમાં કેટલીએ વિધવા બહેનો બ્રહ્મચર્ય પસંદ કરે છે છતાં માતૃ-

પદની ઝંખના તેમનામાં રહી જાય છે. દેશમાં એવી લાખો બહેનો જીવન કૃતાર્થ કરવા માટે અવકાશ નહીં મળવાથી દુઃખી હશે. એ બધાંને માટે કેળવણી એ વિશાળ ક્ષેત્ર છે. ગરીબો માટે જેમ ખાદી છે તેમ ચારિત્ર્યવત્સલ વિધવાઓને માટે બાળકેળવણીનું ક્ષેત્ર છે.

બાર વર્ષથી સોળ અને વીસ વર્ષ સુધીના છોકરાઓ છાત્રાલયમાં સાથે રહી શકે છે. જોકે નરમ દિલના, બીકણ અને પોચા પ્રેમાળ છોકરાઓ છાત્રાલયમાં ફાવતા નથી અને અયોગ્ય અસર તળે આવી જાય છે પણ એનો ઈલાજ દક્ષ ગૃહપતિ જરૂર કરી શકે છે. વીસ વર્ષથી મોટી ઉંમરના જુવાનો વિદ્યાર્થી રહે એ જ ઇષ્ટ નથી પછી છાત્રાલયમાં છાત્ર તરીકે રહે એ તો ક્યાંથી જ હોય. વીસ વર્ષ પછી સંસ્થાગત વિદ્યાર્થી અને છાત્ર રહેવું એમાં વિકાસ અટકે છે, સૂઝ મરી જાય છે, આજ્ઞાશક્તિ બુઠ્ઠી થાય છે, અને વિદ્યાર્થી Your most obedient and humble servant થવાને લાયક જ બની જાય છે.

૧૬. પરણેલા વિદ્યાર્થીઓનો સવાલ અત્યાર સુધી એક રીતે વિચારાતો હતો. શારદા ઍક્ટ પસાર થયા પછી અને એમાં ત્રણ ચાર મહિનાની ગફલતને લીધે હજારો બાળક બાલિકાઓની વિધિસર કતલ થયા પછી હવે બીજી જ રીતે એ સવાલનો વિચાર કરવો ઘટે છે. સમાજે જેટલો ભોગ લેવો હતો તેટલો લઈ લીધો. હવે એ બિચારાં ઘેટાંબકરાંની દયા જ ખાવી ઘટે છે. એમને માટે શું કરાય એ વિશે તરત અભિપ્રાય આપવો યોગ્ય ન ગણાય.

પણ ચૌદ અને અઢાર, એ વિવાહ–મર્યાદા સમાધાનકારક નથી જ. કાયદાની પ્રગતિ કીડીને વેગે થાય છે. કેળવણીની સંસ્થાઓ નૈતિક સંસ્થાઓ હોઈ એમનો ધર્મ સમાજને મોખરે રહેવાનો છે. એટલે વીસ અને પચીસ વર્ષની મર્યાદાનો આપણે વિચાર કેમ ન કરીએ એ કેળવણીકારોએ ધ્યાનમાં લેવું જોઈએ. છાત્રાલયોમાં પરણેલા વિદ્યાર્થીઓ ન જ રહે એવી નીતિ ગુજરાતમાં બધે સ્વીકારાઈ છે. હજી કેટલાંયે વર્ષ સુધી એને વળગી રહેવું પડશે.

## ચારિત્ર્યશુદ્ધિ

યુરોપના મહાયુદ્ધ પછી ત્યાં સ્ત્રી-પુરુષસંબંધ અને માણસમાં રહેલી સાર્વભૌમ કામવૃત્તિ વિશે લોકોનું વલણ ઘણું બદલાયું છે. યુરોપઅમેરિકાના લોકો આજે દુનિયાના લોકમતના આગેવાન છે. જબરદસ્ત પ્રચારક હોઈ પોતાની સારીનરસી બધી વસ્તુઓ દુનિયાના સમાજ આગળ તેઓ આદર્શ તરીકે આકર્ષક રૂપમાં મૂકે છે વિષયવિકારની મૂંઝવણો દુનિયાને હર જમાનામાં પીડતી આવી જ છે.

પણ જૂના જમાનામાં વિકાર વિશે સમાજનો અભિપ્રાય નિશ્ચિત બંધાયેલો હતો. વ્યસનો વધે તોયે સમાજના જવાબદાર લોકો એને વ્યસન તરીકે ઓળખતા હતા. વિવાહસંબંધના નિયમો અને બ્રહ્મચારીએ પાળવાની મર્યાદાઓ સમાજ પરત્વે જુદી જુદી હોવા છતાં એમનામાં કેટલોક સર્વસામાન્ય આદર્શ મહત્ત્વનું સ્થાન ભોગવતો હતો. અને તેથી સમાજને દોરવાનું કામ કાંઈક સહેલું રહેતું. આજે એ સ્થિતિ બદલાઈ છે.

આજે એકેએક માન્યતા ફરી મૂળથી તપાસવાની વૃત્તિ જાગી છે. આવી આમૂલાગ્ર તપાસવાની વૃત્તિ ખોટી નથી હોતી પણ એ તપાસનાર વ્યક્તિ કે સમાજ બધી બાજુથી, અને દીર્ઘ દૃષ્ટિથી, જોવાની શક્તિ ધરાવતો હોય તો જ એ મહત્કૃત્ય એ કરી શકે. નહીં તો વાંદરાના ઘા જેવી સ્થિતિ થઈ જવાની.' શાસ્ત્રીય શોધખોળ કરનાર અને સમાજને દોરનાર માણસ દીર્ઘદર્શી, પક્ષપાતરહિત અને વિજિતવિકાર હોવો જોઈએ. રાગદ્વેષથી ભરેલો, વિકારોથી આંધળો થયેલો અને તુરતના સ્વાર્થ માટે કાયમના હિતનો ભોગ આપનારો માણસ શાસ્ત્રીય કે સામાજિક પ્રયોગો ન કરી શકે, લોકોને માટે ધર્મ નક્કી ન કરી શકે, ધર્મબોધ તો ન જ આપી શકે. આજના જમાનામાં જે લોકો વિષયવિકારની નવી વ્યવસ્થા કરવા માગે છે અને જૂનાં બંધનોમાંથી કશું જ રાખવા માગતા નથી તેમનામાં શાસ્ત્રીય તટસ્થતા અને સમાજના આત્યંતિક હિતની દૃષ્ટિ છે એની હજી ખાતરી થતી નથી. અને છતાં મનુષ્યજીવનના આ પાસાનો હવે ઊંડો વિચાર કર્યા વગર છૂટકો નથી.

આપણા સમાજમાં પહેલાં છાત્રાલયો ન હતાં. ગુરુકુળો અને ગુરુગૃહવાસની વાતો પુરાણોમાં અને સાહિત્યોમાં ઘણી છે. એ ગુરુકુળો સાર્વત્રિક હતાં કે નહીં અને જ્યાં હતાં ત્યાં કેવડાં હતાં એને વિશે ઐતિહાસિક માહિતી આપણી પાસે બહુ થોડી છે. સંન્યાસીના મઠોનો અહીં વિચાર નહીં કરીએ. કેવળ વિદ્યાર્થીઓનો જ અહીં વિચાર કરવો છે. હાલમાં યુરોપની પબ્લિક સ્કૂલની ઢબે છાત્રાલયો વધવા લાગ્યાં છે. કેળવણીની સગવડ અમુક અમુક કેન્દ્રોમાં જ ખીલેલી હોવાથી અને માબાપોને નોકરી કે વેપારને અર્થે દૂર દૂર રહેવું પડતું હોવાથી છાત્રાલયોની વ્યવસ્થા અપરિહાર્ય થઈ પડી છે.

છાત્રાલયોમાં ખોરાકનો સવાલ, ખર્ચમાં કરકસર, ધાર્મિક કેળવણી અને વૈષયિક નીતિમત્તાનું વાતાવરણ એ સવાલો મુખ્ય હોય છે. એ બાબતમાં હજી આપણા લોકોએ પૂરતો વિચાર નથી કર્યો. સમાજના આગેવાનોએ આને માટે ખાસ કમિશનો નીમી તપાસ કરી હોય તો કાંઈક અજવાળું પડે. પણ આજના વિચારના અરાજકના દિવસોમાં અને નવા તથા જૂના વચ્ચેની તાણાતાણીના દિવસોમાં કમિશનમાં કોણ કામ કરે, કોને પસંદ કરવા એ પણ સવાલ છે. પણ સમાજે જાગૃત થઈ પોતપોતાની દૃષ્ટિએ આમાં આગળ વધ્યે જ છૂટકો. અજ્ઞાન, અનાગ્રહ અને બેદરકારી એ કાંઈ સલામતીનાં તત્ત્વો નથી.

છાત્રાલયોમાં તરુણ વિદ્યાર્થીઓ ચોવીસે કલાક સાથે રહે છે. એકબીજાના પ્રસંગમાં

આવે છે. એમનું ચારિત્ર્ય દૃઢ કરવા માટે ઘરમાં માબાપોએ કશો જ પ્રયત્ન કરેલો હોતો નથી. સમાજમાં એની મેળે જે કાંઈ ટકયું હોય તે આપણું ચારિત્ર્ય. ભલભલા લોકો પણ બાહ્ય દેખાવ અને સામાજિક વિવેક જળવાય એટલું જ ઈચ્છે છે. અથવા એટલાથી જ સંતોષ માને છે. કુટુંબોમાં વાતાવરણ સ્વાભાવિક હોય છે અને તેથી છાત્રાલયોમાં જેવા સવાલો ઉત્પન્ન થાય છે તેવા કુટુંબોમાં મોટે ભાગે નથી હોતા. તે કારણે પણ માબાપો છોકરાંને છાત્રાલયમાં મોકલતાં પહેલાં બધી બાજુનો વિચાર કરતાં નથી.

છાત્રાલય ચલાવવાનું કામ માથે લેનાર શિક્ષકો અને ગૃહપતિઓ પણ તે તે સમાજના સામાન્ય કોટિના માણસો હોય છે. એમની ખાસ તૈયારી પણ નથી હોતી. અને લાયકાતની કસોટી તો શી રીતે કરાય? અણદીઠ, અસંસ્કારી માણસની નાલાયકી સહેજે વર્તી શકાય. પણ ધૂર્ત, દંભી અને મિથ્યાચારી એટલે કે ચારિત્ર્ય જાળવવાનો મોળો પ્રયત્ન કરનાર આત્મવંચક લોકોની નબળાઈ અથવા લુચ્ચાઈ સહેજે પરખાતી નથી.

આવી સ્થિતિમાં જો બાહ્ય વર્તનના સર્વમાન્ય નિયમો હોત અને કડકાઈથી તેમનું પાલન થયું હોત તોયે સામાન્યપણે અથવા સ્થૂલપણે વાતાવરણની નૈતિક સ્વચ્છતા જળવાઈ રહેત. પણ જૂના વહેમી લોકોએ વગર વિચાર્યે વિચિત્ર અને આકરા નિયમો બાંધ્યા. અને તેથી નવા સ્વચ્છંદી લોકોને એમની સામે બળવો કરીએ છીએ એમ બતાવી પોતાના સ્વચ્છંદને અનુકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન કરવાની તક આપી. સામાન્ય સમાજમાં એક બાજુ પડદાની પ્રથા છે તો બીજી બાજુ સ્ત્રીપુરુષના સહવાસમાં કશી જ મર્યાદા ન હોવી જોઈએ, દરેક માણસની સજ્જનતા અભેદ્ય છે એમ માનીને જ ચાલવું જોઈએ એવો આગ્રહ ઉત્પન્ન થયો છે. છાત્રાલયોમાં હજી છોકરા-છોકરીઓ એકત્ર રાખવાની પ્રથા દાખલ થઈ નથી. નહીં તો સહશિક્ષણના સવાલ સાથે સહજીવનના સવાલો પણ વધી પડત.

છાત્રાલયના વિદ્યાર્થીઓ અને ગૃહપતિઓ માટે સલાહ આપવાનું કામ પણ ઘણું અઘરું કામ છે. મોટી ઉંમરનો કોઈ માણસ આડે રસ્તે જતો હોય તો આપણે એને સલાહ આપીએ છીએ કે પરણીને ડાહ્યો થા. પણ પંદર વીસ વરસના છોકરાઓ જ્યારે બગડી બેસે છે ત્યારે એને શી સલાહ આપીએ. એમને ઘેર મોકલવા એ અપરિહાર્ય ભલે હોય પણ એ કાંઈ માણસને સુધારવાનો ઈલાજ નથી. કેટલાયે યુવાનોએ છાત્રાલયોમાં અનાચાર શીખી એ સડો ઘરમાં દાખલ કર્યો છે. એટલે આ વિષયનો ઉકેલ બધી બાજુનો વિચાર કરીને જ આણી શકાય એ આપણે જાણવું જોઈએ.

કેટલાંક છાત્રાલયોમાં એક મોટા દીવાનખાનામાં બધા છોકરાઓ અલગ અલગ પાટ ઉપર પૂરતે અંતરે સૂઈ જાય, ગૃહપતિ એમની વચ્ચે એક ઊંચા પાટ ઉપર સૂઈ જાય, આખી રાત દીવાનખાનામાં એક અથવા અધિક ફાનસ બળતાં રહે, બધા વિદ્યાર્થીઓ સૂતાં પહેલાં પેશાબ કરવા જઈ આવ્યા છે કે નહીં

તેની પૂછપરછ થાય અને સવારે ચાર વાગ્યે બધા ઊઠે જ એવો નિયમ રહે એવી વ્યવસ્થા હોય છે. કોઈ પણ વિદ્યાર્થીને કે ગૃહપતિને કોઈ કાળે એકાંત કરવાની તક જ ન મળે એ જાતનું છાત્રાલયનું જીવન અને કાર્યક્રમ ગોઠવેલા હોય છે. વિદ્યાર્થીઓ શું વાંચે છે એના તરફ ગૃહપતિની નજર હોય છે. બે બે વિદ્યાર્થીઓ એકાંતમાં બેસીને વાતો કરે એવી સગવડ જ ન રહે એવો કાર્યક્રમ આગ્રહપૂર્વક જાળવેલો હોય છે અને આળસુ એદી માણસના કલ્પનાતરંગને ઉત્તેજન ન મળે એવું વાતાવરણ રખાય છે. આખો દિવસ કાંઈ ને કાંઈ પ્રસન્ન કાર્યક્રમ રહે અને સાંજે શરીરની તમામ શક્તિ કસરતમાં વપરાઈ છોકરાઓ થાકના પરસેવાથી લોથપોથ થઈ જાય અને પૂરતા સાત કે આઠ કલાક ગાઢ સુષુપ્તિનો અનુભવ કરે એટલી કાળજી રખાય છે. અનુભવી લોકોનું કહેવું છે કે આટલી વ્યવસ્થાથી ઘણે ભાગે ચારિત્ર્ય જળવાય જ છે. આથી વધારે માણસ કશું કરી ન શકે. ચારિત્ર્યનો આગ્રહ ધાર્મિક જીવનમાંથી જ જન્મે છે અને ધાર્મિક જીવનથી જ એ ટકી શકે છે. ધર્મની ભાવના, અખંડ ઉદ્યોગ, જીવનની પ્રસન્નતા અને એકાંતનો અભાવ એ જ ચારિત્ર્ય દૃઢ કરવાની સાધનચતુષ્ટયી છે.

જે લોકો આજે સવાલ ઉઠાવે છે કે ચારિત્ર્ય કોને કહેવાય એ જ પહેલાં નક્કી કરો; મનુષ્ય પોતાના સ્વભાવને વશ થાય અને કોઈને નુકસાન થાય નહીં તો એમાં સમાજનું શું બગડયું? તેમને એટલું જ કહેવાનું કે ચારિત્ર્યના નિયમો અને વિષયસેવનનું નિયંત્રણ સમાજે હજારો વર્ષથી ચલાવ્યું છે અને એનો એટલો બધો આગ્રહ રાખ્યો છે અને એને જ ચારિત્ર્યની કૂંચી કહ્યું છે તે અમસ્તું નથી. આ નિયમોમાં કેટલાક ભૂલભરેલા હશે. નવી પરિસ્થિતિમાં એ જ આદર્શ જુદી રીતે પાળવો વધારે સગવડ ભરેલું હશે પણ નિયંત્રણની આવશ્યકતા અને ચારિત્ર્ય-શુદ્ધિનો આગ્રહ એ વસ્તુ ફેંકી દેવા જેવી નથી. જ્યાં જ્યાં શિથિલતા નભાવવામાં આવી છે ત્યાં ત્યાં ખૂન, આત્મહત્યા, શરાબખોરી, દગો, જુગાર અને રોગો વધ્યા છે એવો સાર્વત્રિક અનુભવ છે. જ્યાં બાહ્યાચારમાં ચારિત્ર્ય સચવાયું છે પણ મનમાં અનાચારને છૂટો દોર અપાયો છે ત્યાં પણ માનસિક રોગો એટલા બધા વધ્યા છે કે એથી તંદુરસ્તી તો હણાઈ જ છે પણ માણસ માણસ વચ્ચેનો વ્યવહાર પણ સરળ રહ્યો નથી. વિષયસેવનની બાબતમાં જ્યાં વિકૃતિ આવી ત્યાં જીવનના બધા જ વ્યવહાર વિકૃત થવા લાગે છે અને પછી મન કઈ દિશામાં વહેશે, કયે વખતે કયો વિચાર કરશે એનો કાંઈ હિસાબ જ રહેતો નથી. મન તરંગી અને વહેમી થઈ જાય છે. શરાબી માણસની મનોવૃત્તિની પેઠે આશાનિરાશા, ઉત્સાહઅનુત્સાહ, નિષ્ઠા અને દગો એનાં મોજાં એક પછી એક આવતાં જ જાય છે અને કોઈ પણ જાતનું સામર્થ્ય રહેતું નથી. આને જો નુકસાન ન કહો તો સમાજમાં બાકી શું રહ્યું? રોગ જેમ સ્પષ્ટ વરતાય છે તેમ અનાચાર પણ એના ફળથી સ્પષ્ટ વરતાય છે. અને તેથી જ ચારિત્ર્ય વિશે આટલો આગ્રહ રખાય છે. ચારિત્ર્યનાશનાં પરિણામ તરત ન દેખાય એ ખરું પણ તેથી જ એ બાબતમાં

વિશેષ સાવચેત રહેવાની જરૂર છે.

જૂના વખતમાં સાસુ વહુ પ્રત્યે જેમ કઠોર રીતે વર્તતી તેમ શિક્ષકો પણ વિદ્યાર્થીઓ પ્રત્યે ખૂબ કડકાઈ રાખતા. એમાંથી ઘણા દોષો ઉત્પન્ન થતા એ ખરું, પણ આજની પંપાળવાની પ્રથામાં પણ ઓછા દોષો નથી. કોઈ છોકરો દુઃખી થયો હોય, પશ્ચાત્તાપથી પીગળી ગયો હોય અને ગૃહપતિ પાસે આશ્વાસન મેળવવા હૃદય ખુલ્લું કરતો હોય તો તે જ વખતે ગૃહપતિ પણ પીગળી જઈ પોતાના ચારિત્ર્યનો વિચાર ભૂલી જઈ વિદ્યાર્થીને અણછાજતી રીતે પંપાળવા માંડે છે અને એમાંથી જ અનાચારની શરૂઆત થાય છે એવા દાખલા સંખ્યાબંધ મળી આવે છે. કોઈ છોકરો છાત્રાલયમાં આવ્યા પછી પૈસેટકે મૂંઝાતો હોય, છાત્રાલય અને કેળવણી છોડી ઘેર જાય તો દીર્ઘ કાળ સુધી સેવેલી પોતાની મહત્ત્વાકાંક્ષા જતી કરવી પડે એ અસહ્ય લાગવાથી બીજા સારી સ્થિતિવાળા વિદ્યાર્થી પાસે અથવા કોઈ મોટેરા પાસેથી સલાહ અને મદદ માગવા જાય એમાંથી જ અત્યંત નિકટનો સંબંધ ઉત્પન્ન થાય છે અને એમાંથી અનાચારમાં લપસી જવાય છે એવા દાખલા પણ ઓછા નથી. માંદગીની શુશ્રૂષામાંથી પણ ચારિત્ર્ય ઓગળી ગયાના દાખલા પણ ઓછા નથી. જ્યાં એક જ વિદ્યાર્થીને લાંબા વખત સુધી અને બધી જાતની છૂટ સાથે ભણાવવાનો પ્રસંગ આવે છે ત્યાં શિક્ષકવિદ્યાર્થી વચ્ચેનું અંતર ટકતું નથી. જીવનના નાજુકમાં નાજુક સવાલો પણ ચર્ચાય છે અને પછી જો ચારિત્ર્યની દૃઢતા ન હોય તો એમાંથી એકબીજાની નબળાઈને પોષવાનું વાતાવરણ જામતાં વાર નથી લાગતી. એકબીજા પ્રત્યેની નિષ્ઠા આવે પ્રસંગે બન્નેને ચડાવવાને બદલે પાડે છે. આજકાલનું રસિક સાહિત્ય અને એનું વિવેચન પણ ઘણી વાર વેદનાનો ભાગ ભજવે છે અને જ્યાં મલિનતા સુપ્ત હોય ત્યાં એને જગાડે છે.

કોક કોક વાર યુવાનોમાં મલિનતા ન હોવા છતાં યૌવનસહજ જબરદસ્ત જિજ્ઞાસા એને આડે રસ્તે લઈ જાય છે. દરેક વસ્તુ જાણવી જોઈએ, દરેક વસ્તુનો અનુભવ કરવો જોઈએ. અજ્ઞાતની પાછળ પડી એને જ્ઞાત કરવું જોઈએ અને એ પુરુષાર્થ માટે ગમે તે ભોગ આપવો પડે તોયે તેની તૈયારી હોવી જોઈએ. એ જાતની વૃત્તિથી પણ યુવાનો પડચા છે. જૂના ધર્મસંપ્રદાયના કેટલાક આચાર્યોએ જેમ લોકોની અનન્ય ભક્તિનો ગેરલાભ લીધો છે તેમ જ કેટલાક પ્રભાવશાળી બુદ્ધિવર્ચસવાળા લોકોએ યુવાનોની નિષ્ઠાનો ગેરલાભ લીધો છે. જ્યાં ભક્તિ જામી ત્યાં સર્વસ્વ — અશેષ સર્વસ્વ— અર્પણ કરવું એ જાતની મનોવૃત્તિ માણસને સ્વાભાવિક છે. સ્ત્રીઓમાં અને યુવાનોમાં એ વધારે હોય છે. એ પવિત્ર ભાવનાનો દુરુપયોગ કરવો એના જેવો સમાજદ્રોહ બીજો કયો ?

આટલું વાતાવરણ આપણી આસપાસ છે એમ સમજી છાત્રાલયોના નિયમો અને આદર્શો આપણે ઘડવા રહ્યા. જો આપણું રાષ્ટ્ર સમર્થ બનાવવું હોય તો કૌટુમ્બિક જીવન કરતાં વ્યાપક જીવન ઊભું કર્યે જ છૂટકો છે. પણ ગમે તેવી

મોટી મોટી સંસ્થાઓ ઉત્પન્ન કરીને અને સારી સારી નિયમાવલિઓ અને રિપોર્ટો પ્રસિદ્ધ કરીને એ ન થાય. કુટુંબસંસ્થા બંધાઈ એની પાછળ હજારો વર્ષોનો મહાપ્રયત્ન, સતત તપશ્ચર્યા અને કરોડો લોકોનો આપભોગ પડેલાં છે. વિદ્યાપ્રાપ્તિ અને સમાજસેવાને અર્થે મોટી મોટી સંસ્થાઓ કાઢીએ એના પાયામાં પણ સંયમનો અને જીવનનો, ધ્યાનનો અને પરિશ્રમનો આપભોગ હોવો જ જોઈએ. ઢાંકપિછોડો કર્યે ચારિત્ર્ય જળવાવાનું નથી. વહેમી વૃત્તિ રાખી જ્યાં ત્યાં જેલનું વાતાવરણ ઊભું કર્યે પણ ચાલવાનું નથી. કેળવણી જેવા પવિત્ર કામમાં પડેલા લોકો આખું તંત્ર અને હૃદ્તંત્ર અંદરથી સુધારતા જાય ત્યારે જ આમાં આપણે ફાવવાના છીએ. ક્ષણે ક્ષણે ક્રૂસ ઉપર ચડયા વગર આ થવાનું નથી. ચારિત્ર્ય જાળવવા માટે કેવા કેવા આપભોગ આપવા જોઈએ અને એ શક્તિ કેટલે સુધી કેળવી શકાય છે એનો ખ્યાલ આપણને આપણી ભારતીય મહિલાઓએ સૈકાઓના મૂક બલિદાનથી આપ્યો છે. એમને પેટે જન્મ લઈ આપણે આપણા રાષ્ટ્રીય મોક્ષને માટે અને સર્વાંગીણ કલ્યાણને માટે એ શક્તિ ન ખીલવીએ?

# ખંડ ૫ : વિશિષ્ટ કેળવણી

## ભાવિયુગનું શિક્ષણ*

માંગલિક પ્રસંગે પ્રવચન કરાવવાનો જૂનો રિવાજ છે. પ્રવચનમાં ભૂતકાળનો કોઈ પ્રસંગ લઈ એનું રહસ્ય બતાવવામાં આવે છે. પણ આજે હું ભવિષ્યકાળની જ વાત કરીશ, કેમ કે આજે ખોલવામાં આવેલું બાળમંદિર ભવિષ્યકાળની સંસ્થા છે.

સામાન્ય લોકો ભવિષ્યકાળને અસ્પષ્ટ, દૂરવર્તી અને પડદા પાછળ ઢંકાયેલો માને છે, પણ એ વાત સાચી નથી. ભવિષ્યકાળ વર્તમાનકાળમાં જ છૂપી રીતે વિચરે છે. વર્તમાનકાળમાં રહેતો છતાં તે વર્તમાનકાળના નિયમોથી બંધાયેલો નથી રહેતો. તેના પોતાના ભવિષ્યના નિયમો જુદા જ હોય છે. તેને જ તે વફાદાર રહે છે. આજનાં બાળકો — આપણા ખોળામાં રમતાં બાળકો — ભવિષ્યકાળનાં શહેરીઓ છે. તેમને ભવિષ્યકાળને અનુકૂળ કેળવણી આપવાનું આપણું કામ છે.

કેટલાક લોકો માને છે કે કેળવણી એટલે માનવજાતિની ભૂતકાળની કમાણીનો સંગ્રહ કરી તેનું ભાથું બાળકોને તૈયાર કરી આપવું તે. પણ એ ભૂલ છે. ભૂતકાળનો સંચય એ ઘણી વાર બોજારૂપ થઈ પડે છે. ભૂતકાળનો આખો બોજો ઉપાડી

* ભાવનગર દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના બાલમંદિરના પ્રવેશમહોત્સવ પ્રસંગે કરેલું પ્રવચન, તા. ૪–૫–૨૨.

જીવનયાત્રામાં પ્રયાણ કરવા બાળકોને કહેવું એ ક્રૂરતા જ ગણાય. ભૂતકાળનો અનુભવ ફેંકી દેવાની ભલામણ હું નથી કરતો. ભૂતકાળથી જ વર્તમાનકાળ ઘડાય છે, તેનાથી જ ભવિષ્યકાળ નિહાળવાની દૃષ્ટિ મળે છે, એ સાચું છે; પણ તેટલા જ માટે ભૂતકાળે ભૂતની પેઠે ભવિષ્યના ખભા ઉપર સવાર ન થવું જોઈએ. ભૂતકાળ ગમે તેટલો ડાહ્યો અને ડોસો હોય તોપણ તેનામાં ઘડપણનું અન્ધત્વ આવેલું હોય છે. નાના બાળકનો હાથ ઝાલી ડોસાઓએ ચાલવું એ કુદરતી પ્રથા પ્રમાણે જીવનયાત્રાની આગેવાની બાળક ભવિષ્યકાળના હાથમાં જ હોવી જોઈએ.

ભવિષ્યકાળ વિશે આટલી શ્રદ્ધા જૂના લોકોએ હમેશાં બતાવી નથી. તેથી જ મને કેટલીયે વાર લાગ્યું છે કે ભલું થયું કે આજલગી લોકોને ત્રણથી છ વરસનાં કુમળાં બાળકોને સંગીન કેળવણી આપવાનું ન સૂઝયું; નહીં તો સોટી, ગોખણપટ્ટી અને કવાયતની જૂની પદ્ધતિથી આપણી પેઢી ક્યારનીયે કચડાઈ ગઈ હોત.

ભવિષ્યની કેળવણી ભૂતકાળની કેળવણીથી તદ્દન નિરાળી છે. કેળવણીની પદ્ધતિનો વિકાસ તપાસીશું તો તેમાં આપણને એક સ્વાભાવિક વિકાસ નજરે પડે છે. મનુષ્ય સૌથી પહેલાં શરીરને જ ઓળખે છે અને શરીર મારફતે જ બધું કામ લેવા માગે છે. છોકરાઓમાં સ્મરણશક્તિ નથી ખીલી, કરો શરીરદંડનો પ્રયોગ; છોકરો વ્યાકરણના નિયમ નથી સમજી શકતો, કહો એને ગોખી મોંઢે કરવાનું; છોકરાની ખૂબ કામ કરવાની વૃત્તિ અને ચૈતન્ય તોફાનમાં પરિણત થાય છે, કરો એને ઉપવાસની સજા. આવો એક કાળનો દસ્તૂર હતો. શરીર મારફતે મન કેળવવાના પ્રયાસમાં જ આધ્યાત્મિક જગતમાં પ્રાણાયામની પ્રથા ઉદ્‌ભવી છે. શ્વાસ રોકી મન રોકવાની તે એક યુક્તિ છે. દેહદંડન એ આ જ યુગનો એક ઈલાજ છે. આ પદ્ધતિને આપણે 'શારીરિક યુગ' કહી શકીએ.

પછી 'બુદ્ધિયુગ' અવતર્યો. 'બુદ્ધિયુગ'માં તર્ક ઉપરનો વિશ્વાસ અમર્યાદ હતો. ગુરુ અને શિષ્ય વચ્ચે થયેલા વિખ્યાત સંવાદો નોંધાયેલા હજુ પણ જડે છે. બુદ્ધિને મહાત કર્યાથી સર્વસ્વ પ્રાપ્ત થાય છે એમ તે વખતે મનાતું. તેથી જ સભા જીતવી એ કેળવણીનો અન્તિમ આદર્શ રહેતો. એ જ યુગમાં ધોળે દહાડે મશાલો સળગાવી મલ્લની પેઠે વિજયાકાંક્ષી પંડિતો દેશમાં ફરતા હશે.

પણ આખરે તર્ક અપ્રતિષ્ઠિત છે એમ માણસે જોયું. માણસનું રહસ્ય તેના મગજમાં નથી પણ હૃદયમાં રહેલું છે, એમ લોકોએ જોયું. અને હૃદયનો યુગ શરૂ થયો. એ યુગમાં સંગીત અને કળા કેળવણીમાં દાખલ થયાં. સંસ્કારો અને વિધિઓને મહત્ત્વ મળ્યું. હૃદય મારફતે જ કેળવણી અપાય એ તત્ત્વ સાથે ગુરુભક્તિ અને ગુરુઉપાસના આવી ગઈ.

ત્યાર પછીનો યુગ તે આત્મયુગ. માનવજાતિ આ આત્મયુગમાં પ્રવેશ કરવાની તૈયારી કરી રહી છે. આત્માનો સ્વભાવ છે સ્વતંત્રતા, નિર્ભયતા, તેજસ્વિતા અને સ્વયંસ્ફૂર્તિ. આત્માનો સ્વભાવ છે નિર્વૈરતા અને પ્રસન્નતા. આ વૃત્તિઓ પ્રગટ

જે કેળવણી અપાય છે તે આત્મિક કેળવણી કહેવાય. બાળપણથી જ જો આવી કેળવણી અપાય તો બાળકોને માટે તે બળપ્રદ નીવડયા વગર રહે નહીં.

આત્મિક કેળવણીમાં હરીફાઈને સ્થાન ન હોય, ત્યાં તો સાત્ત્વિક સહકાર જ હોય. આત્મિક કેળવણીમાં બીક કે લાલચને જાગ્રત કરી કામ લેવાનું નથી હોતું, પણ ચૈતન્યમાં જે સ્વાભાવિક ઉત્સાહ હોય છે તે મારફતે જ કામ લેવામાં આવે છે. આત્મિક કેળવણીની અંદર કર્મયોગ પ્રધાન રહેશે, છતાં એની સાથે ધ્યાન-યોગ અને ભક્તિયોગ પરિપૂર્ણ મળેલા હશે. ટૂંકામાં કહીએ તો આત્મિક કેળવણી એટલે કર્મ, ભક્તિ, ધ્યાન અને જ્ઞાનનું અપૂર્વ રસાયણ.

વીરયુગમાં કલહવૃત્તિ કેળવવી એ પણ કેળવણીનો એક આદર્શ રહેતો. આત્મિક કેળવણીમાં આત્માની સ્વાભાવિક નિર્ભયતા અને તેજસ્વિતા ઉપર જ ભાર મુકાય છે. આવી કેળવણી મારફતે જ આત્મિક યુગનું, અહિંસાત્મક સ્વરાજ્યનું આવાહન થઈ શકે. આત્મિક કેળવણી જેમને મળી છે એવાં બાળકો જ અહિંસાત્મક સ્વ-રાજ્ય વિશે સંપૂર્ણ શ્રદ્ધા બતાવી શકે.

પ્રેમ, પાવિત્ર્ય અને ધીરજ એ આત્મિક કેળવણીના પાયારૂપ છે. એવું શિક્ષણ શારીરિક સજા મારફતે અપાય નહીં, તર્કવિતર્કની જાળમાં વિદ્યાર્થીને પારંગત કરીને પણ અપાય નહીં, જાતજાતનાં વિધિવિધાનોથી ખિલવાય નહીં. ગુરુ ફક્ત અનુકૂળ વાતાવરણ ઊભું કરે, પોતાની શુદ્ધ વૃત્તિથી શુભ સંસ્કારો અને શિવસંકલ્પો વાતાવરણમાં રેડયા કરે અને છોકરાંઓને સ્વયંસ્ફૂર્તિથી, સ્વેચ્છાથી તે ગ્રહણ કરવા દે. ગુરોસ્તુ मौनं व्याख्यानं शिष्याः संछिन्नसंशयाः એ બીજમંત્રનો અર્થ હવે આપણે બરાબર સમજીએ છીએ.

આનો અર્થ એ નથી કે ગુરુ વગર કેળવણી આપી શકાય. આજે દેશમાં અસંખ્ય ગરીબ બાળકો—લગભગ આખો દેશ—કેળવણી વગર પડેલાં છે, તે સ્થિતિને કોઈ કુદરતી કેળવણી નથી કહેતું. ક્રૂર કુદરતમાં આત્મવિકાસની ગોઠવણ નથી. ગુરુ પોતાની હસ્તીથી સાક્ષીરૂપ રહીને જ આત્માને સ્વાભાવિક વાતાવરણ મેળવી આપે છે, અને આત્મા જાગ્રત થતાં સ્વયંવિકાસનો આરંભ થાય છે.

જેમ રાજકારણમાં તેમ જ કેળવણીમાં આત્મનિર્ણય અથવા સ્વયંવિકાસનો આદર્શ દાખલ થવો જોઈએ. આજે દુનિયામાં બે આદર્શ વચ્ચે ઝઘડો ચાલે છે. એક આદર્શ સામ્રાજ્યનો અને બીજો સ્વરાજ્યનો. સામ્રાજ્યનો આદર્શ બધું તંત્ર એકના જ હાથમાં લાવવા માગે છે. એક હુકમ કરે અને બધા તે ઉઠાવે, એકનો દોર બધે ચાલે, એ સામ્રાજ્યનો આદર્શ છે. રાવણે તે જ આદર્શનો અખતરો કરી જોયો હતો. કેળવણીમાં પણ એક વિશ્વવ્યાપી કેળવણીખાતું ઊભું કરી સર્વત્ર એક જ છાપના શિક્ષિત લોક પેદા કરવા એ આદર્શને સામ્રાજ્યનો આદર્શ કહી શકાય. સ્વરાજ્યનો આદર્શ આથી જુદો છે. આત્મા એક જ છે અને તે પરમાત્મા-નો અંશ છે માટે કેળવણીનું રહસ્ય સર્વત્ર એક જ હોય; પણ તે આત્મા દરેકમાં સ્ફુરતો હોવાથી દરેકને સ્વતન્ત્ર રીતે પોતાનો વિકાસ સાધી લેવાની છૂટ

રાખવી એ સ્વરાજ્યનો આદર્શ છે.

સાચી વસ્તુ એ છે કે આપણે ભવિષ્યના શિક્ષકોને હજી બરાબર સમજ્યા નથી. ભવિષ્યનો શિક્ષક એ જૂનો મહેતો નથી, તે પ્રજાનો ગુરુ છે. આજનું રાજ્યપ્રકરણ અને સમાજનું નેતૃત્વ ભલે ગમે તે વર્ગના હાથમાં હો, પણ ભવિષ્યમાં બાળકોની મનોરચના ઘડનાર અધ્યાપક જ સમાજનો નેતા અને રાજદ્વારી આગેવાન પણ થશે, કેમ કે ભવિષ્યનો અધ્યાપક માનસશાસ્ત્રી પણ હશે અને સમાજશાસ્ત્રી પણ હશે. સમાજના દરેક અંગ પ્રત્યંગ પ્રત્યે તેની જ્ઞાનપૂર્ણ સહાનુભૂતિ હશે અને પ્રાચીન કાળના દીર્ઘદૃષ્ટિ બ્રાહ્મણો જે સ્થાન સમાજમાં ભોગવતા તે જ સ્થાન ભવિષ્યના અધ્યાપકો અને તેમની શિક્ષણસંસ્થાઓ ભોગવશે. સાચો બ્રાહ્મણ રાજાના શાસનથી પણ પર રહે છે. તે જ પ્રમાણે શિક્ષણસંસ્થાઓ પણ સ્વતંત્ર રહેવી જોઈએ. બ્રાહ્મણને દાન કરી નમસ્કાર કરવાની પ્રથા છે, તેમ જ આજે પણ ધનવાન લોકોએ શિક્ષણસંસ્થાઓને શ્રદ્ધાભક્તિપૂર્વક મદદ કરવી જોઈએ. અને ધનનો સદ્વ્યય કરવાની પોતાને તક આપવા માટે હમેશાં અધ્યાપકવર્ગના ઋણી રહેવું જોઈએ. અધ્યાપકો જેટલે દરજ્જે સમાજનો વિશ્વાસ ભોગવશે અને સમાજ તેમને જેટલી સ્વતંત્રતા આપશે તેટલે દરજ્જે જ તેઓ અને તેમની કેળવણી પ્રાણવાન થશે. અશ્રદ્ધાથી અધ્યાપકો ઉપર દોર ચલાવવા જશો તો તેમની પાસેથી નિષ્પ્રાણ કેળવણી જ મળશે.

## નિરક્ષર બાળશિક્ષણ*

અક્ષર એ જ્ઞાનપ્રાપ્તિનું સ્વાભાવિક સાધન તો છે જ નહીં. અક્ષર એ માણસે યોજેલી યુક્તિ છે. ઇંદ્રિયોની મદદથી સૃષ્ટિનું પ્રત્યક્ષ નિરીક્ષણ કરવું; નિરીક્ષણ, પરીક્ષણ, તુલના, અને વર્ગીકરણ દ્વારા એ જ્ઞાન ચોક્કસ કરવું; એ મનુષ્યનો ખાસ અધિકાર છે. આવી રીતે પ્રાપ્ત થયેલા જ્ઞાનનો વિનિમય દ્વારા પ્રચાર અને વિસ્તાર કરવાનું સાધન તે ભાષા. ભાષા દ્વારા આપણે એકબીજા સાથેનો વ્યવહાર ચલાવીએ છીએ, જ્ઞાનનો વિનિમય કરીએ છીએ, અને સંગ્રહ પણ કરીએ છીએ. ભાષાને લીધે વિચાર કરવાના ચીલા પણ પડી જાય છે; અને દરેક ચીલાનું થાય છે તેમ આ ચીલાથી પણ એક રીતે પ્રગતિ સહેલી થાય છે જ્યારે બીજી રીતે તે સંકુચિત થઈ જાય છે. જેમ રેલવેટ્રેન પાટા છોડીને ક્યાંય જઈ ન શકે, સુધરેલા લોકો રસ્તો છોડીને આડેઅવળે જવાનું મન ન જ કરે, તેમ ભાષા વાપરતો માણસ એ ભાષાને કારણે જ અમુક ઢબે વિચાર કરવાનું પસંદ કરે છે.

* ગાંધીજીએ સૂચવેલા એક વિચાર પરથી.

હવે દરેક ભાષાને લિપિ હોવી જ જોઈએ એમ નથી. લિપિ નહોતી ત્યારે પણ ભાષા ખીલતી હતી, અને સ્મૃતિવીરો કુબેરની પેઠે સાહિત્યસંપત્તિનો વિશાળ સંગ્રહ સાચવી શકતા હતા. લિપિ આવી નહોતી ત્યાં સુધી જ્ઞાનપ્રાપ્તિને અર્થે માણસ માણસ વચ્ચેનો સંબંધ, વ્યવહાર અને સહવાસ અત્યાવશ્યક હતો. જ્ઞાન માત્ર શ્રુતિ દ્વારા પ્રાપ્ત થતું. વેદ એટલે શ્રુતિ. આપણી આખી સંસ્કૃતિ શ્રુતિ-સ્મૃતિ દ્વારા જળવાતી. સામાન્ય લોકોને માટે લોમહર્ષણ કથાવાર્તા દ્વારા એ જ સંસ્કૃતિના સિદ્ધાંતો, નિયમો અને રિવાજો પ્રચલિત થતા. જૂનું જ્ઞાન દર વખતે નવી ઢબે ગવાતું. જેવા શ્રોતા તેવી એ જ્ઞાનની આવૃત્તિ. જૂનું છતાં નવું એવું જે જ્ઞાન તે જ પુરાણ (पुरा अपि नवम्). છંદમાં જ બોલવાની પ્રાસાદિક વાણી જે લોકોને મળેલી તે લોકશિક્ષકો ફક્ત કથાવાર્તા અને ધાર્મિક સિદ્ધાંતો સૂત્રરૂપે ધ્યાનમાં રાખતા હશે, અને પ્રસંગ આવ્યે સ્વયંસ્ફૂર્તિથી છંદમાં બોલી નાંખતા હશે. છંદ એટલે વિચાર અને ભાષાને સ્થિર કરી એને કાયમના કરી રાખનાર સંગ્રહ, નિધિ, અથવા બૅંક કહો તો ચાલે.

આના પછી લિપિ આવે છે. લિપિએ સ્મરણ ઉપરની તાણ ઓછી કરી અને સ્મરણશક્તિ ખીલવવાની જરૂર પણ ઓછી કરી. લિપિ એ કૃત્રિમ સાધન ખરું. પણ એણે સાહિત્યનો વિસ્તાર ખૂબ વધાર્યો; અને છાપવાની કળા આવ્યા પછી તો એને કશી જ મર્યાદા નથી રહી. લિપિ જેવું કૃત્રિમ સાધન શરૂઆતથી જ કેળવણીનો પ્રદેશ વ્યાપી દે અથવા લિપિથી જ કેળવણી શરૂ થાય એ અયોગ્ય છે. લિપિ દ્વારા ઉચ્ચાર અને વિચાર ગ્રહણ કરવા એ ચિત્તનો બહુ જ અઘરો વ્યાપાર છે. એનો બોજો બાળમાનસ ઉપર ન રાખીએ તો કેળવણી સ્વાભાવિક અને સહેલી થઈ જાય. જ્યારે મનુષ્યસહવાસથી સ્વાભાવિક રીતે મળતા જ્ઞાન કરતાં વધારે મેળવવાની ભૂખ જાગે, નિરીક્ષણ અને ભાષણ એ કુદરતી સાધનો અધૂરાં જણાય, ત્યારે જ લિપિએ કેળવણીમાં પ્રવેશ કરવો જોઈએ.

જે વાત લિપિની તે જ વાત આંકડાની પણ સમજવી જોઈએ. જેમ ભાષા રહે પણ લિપિ ન આવે, તેમ અંક રહે, ગણિત રહે પણ આંકડા શરૂઆતમાં ન આવે. મુખગણિતની જ્યારે અવધિ આવે ત્યારે જ ગણિત લખવાની પદ્ધતિ શરૂ થાય.

આપણે ઘણી વાર જોઈએ છીએ કે કેટલાક સ્વભાવે ચપળ એવા છોકરા પણ લિપિનું ગ્રહણ સહેજે નથી કરી શકતા. લિપિનો ઉપયોગ નહીં જાણવાથી અથવા લિપિ દ્વારા જ્ઞાન મેળવવાની ઈચ્છા જાગૃત નહીં થવાથી લિપિજ્ઞાન અત્યંત નીરસ અને વેઠ જેવું થઈ પડે છે. લિપિગ્રહણ જેવા કૃત્રિમ અને અટપટા વિષયમાં જેની બુદ્ધિ ચાલે તેને જ આપણે હોશિયાર કહીએ અને જે બાળકો અથવા બાળાઓ આ અકુદરતી વિષયમાં પ્રવીણતા ન બતાવે તેમને તેમની કેળવણીની શરૂઆતમાં જ ઠોઠ હોવાની છાપ મારી દઈએ અને એમનો સ્વાભાવિક આત્મવિશ્વાસ હણીએ એ દ્રોહ છે.

અંત્યજ, ભીલ, અને એવી જ બીજી પછાત કોમોના છોકરાઓનો તો આ

બાબતમાં મરો જ છે. ઉજળિયાત કોમોના ઘરના વાતાવરણમાં જ જ્યાં ત્યાં અક્ષરો હોય છે. અક્ષરોનો પરિચય એમને અનાયાસે થાય જ છે. પણ જેમનાં માબાપ કે બાપદાદા કોઈ કાળે અક્ષર ભણ્યાં નથી તેમના છોકરાઓને અક્ષરોથી કેળવણી શરૂ કરવી એ તો ત્રાસ જ છે. કેળવણી જેવું અમૃત જો સાર્વત્રિક કરવા માગતા હોઈએ તો પ્રારંભમાં અક્ષરજ્ઞાનની આ આડખીલી કાઢી નાંખવી જ જોઈએ.

એક અક્ષરે શીખ્યા વગર જૂના બ્રાહ્મણો ચાર વેદ અને છ વેદાંગ કંઠસ્થ કરી દશગ્રંથી બ્રાહ્મણની પદવી મેળવતા. તર્ક, ન્યાય, વેદાંત જેવા વિષયોમાં પારંગત એવા કેટલાક બ્રાહ્મણો સહી કરવા જેટલું પણ અક્ષરજ્ઞાન મેળવવાની તકલીફ લેતા નહીં. અને જૂના વખતમાં બહેનોમાં પણ અક્ષર કે આંકડાના જ્ઞાન વગર વ્યવહાર ચલાવવાની શક્તિ દેખાતી અને કેટલુંયે કાવ્યસાહિત્ય એમને મોઢે રહેતું. અક્ષરજ્ઞાન વગર વૈદું ચલાવનાર પણ બહેનો અને ભાઈઓ આપણે ક્યાં નથી જોયાં?

અક્ષરજ્ઞાનનું મહત્ત્વ અમે ઓછું નથી આંકતા. અક્ષરજ્ઞાનથી કેળવાતો સ્વાશ્રય અમે કીમતી ગણીએ છીએ. અક્ષરજ્ઞાન વગર ગ્રંથાલયો ન સંભવે. અક્ષરજ્ઞાન વગર છાપાં ન ચાલે. પણ બાળકેળવણીમાં તેમ જ લોકકેળવણીમાં આપણે અક્ષરોને જે અપરિહાર્ય કરી મૂકયા છે, અથવા કેળવણીનું શ્રી ગણેશાય અક્ષરથી કરીએ છીએ તેની જરૂર નથી.

કેળવણીનાં ત્રણેક વર્ષો તો, એટલે કે, બાળક નવ દસ વરસનું થાય ત્યાં સુધી, અક્ષરોના પરિચય વગર, બધી જાતની કેળવણી સંગીન રીતે આપી શકાય. કેટલાક લોકો આ સિદ્ધાંત સ્વીકારીને પણ એવો વાંધો ઉઠાવશે કે અક્ષરો શીખવામાં હાથને અને ખાસ કરીને આંગળીના સ્નાયુઓને જે કેળવણી મળે છે, આંખમાં એકાગ્રતા કેળવાય છે, અને બુદ્ધિને કાન અને આંખ વચ્ચે અનુસંધાન રાખવું પડે છે તે લાભ તો અક્ષરો કાઢી નાંખવાથી માર્યો જ જાય છે. આક્ષેપ સાચો છે. કેળવણીમાં એ ઊણપ ન રહેવી જોઈએ. પણ અક્ષરજ્ઞાન કરતાં રેખાચિત્રો દ્વારા એ જ ઉદ્દેશ વધારે સ્વાભાવિક રીતે અને રસિક રીતે પાર પાડી શકાય છે. બાળકો અને બાળાઓ નિત્યના અવલોકનમાં કે વપરાશમાં આવતા પદાર્થો અને પ્રાણીઓ જોઈ તેમનો આકાર ચીતરવાનો પ્રયત્ન કરે એ ઉત્તમમાં ઉત્તમ કેળવણી છે, અક્ષરજ્ઞાન કરતાં એમાં લાભ વધારે છે, શ્રમ ઓછો છે, અને આ રીતે હાથના સ્નાયુઓ ઉપર અને આંખ ને મન ઉપર કાબૂ આવ્યા પછી અક્ષરજ્ઞાન મેળવતાં, અક્ષરો ઘૂંટતાં કેટલી વાર? અને મોટામાં મોટો લાભ એ કે ચિત્રજ્ઞાનમાં કસાયેલા હાથ ખરાબ, કઢંગા, કળાશૂન્ય અક્ષરો કાઢે જ નહીં. કેળવાયેલો હાથ જે લખે તે સુંદર જ હશે.

૨

કેળવણીની આ સ્વાભાવિક પદ્ધતિને આપણે અક્ષરપૂર્વ કેળવણી કહીએ અથવા નિરક્ષર કેળવણી કહીએ તોપણ ચાલે. આ કેળવણીમાં વિદ્યાર્થીઓ

માટે પાઠ્યપુસ્તકો ન જ હોય એ તો સહેજે સમજાય એવી વાત છે. બધું જ્ઞાન શિક્ષકોના દોર્યા વિદ્યાર્થીઓ પોતાની મેળે મેળવે અથવા શિક્ષકો પાસેથી સાંભળે. આ પદ્ધતિમાં શિક્ષકો પોતાના ક્ષેત્ર પૂરતા સંગીન કેળવણીકાર હોવા જોઈએ. જ્યારથી પાઠ્યપુસ્તકો આવ્યાં ત્યારથી શિક્ષકોનું જ્ઞાન અસ્પષ્ટ, ઉપલકિયું અને અપરિપકવ રહેવા લાગ્યું છે. હવે શિક્ષકનું કામ પોસ્ટમૅન અને મુકાદમના જેવું થયું છે. પાઠ્યપુસ્તકો વિદ્યાર્થીઓના હાથ સુધી પહોંચાડે એટલે દરજ્જે શિક્ષક પોસ્ટમૅન છે, અને વિદ્યાર્થીઓ પાઠ્યપુસ્તકો બરાબર વાપરે છે કે નહીં એ જેટલે દરજ્જે એ જુએ છે તેટલે દરજ્જે એ મુકાદમ છે. ભાષાપ્રધાન વિષયોમાં શિક્ષકોની યોગ્યતા અઘરા વાક્યના અર્થ કરવા જેટલી અને લાંબાં પ્રકરણોના સાર કાઢવા જેટલી જ હોય છે.

ગમે તેવા શિક્ષકો વડે જ્ઞાનનો પ્રચાર આખા સમાજમાં ઝપાટાભેર કરવાની એક ભારે સગવડ થઈ એમ પાઠ્યપુસ્તકોના હિમાયતી માને છે. પણ એ વહેમ છે. શિક્ષકોની પ્રતિભા, તેજસ્વિતા, કેળવણીપરાયણતા અને આજીવિકા – બધું જ માર્યું જાય છે. આજે શિક્ષકોની પાઠ્યપુસ્તકો જેટલી પણ પ્રતિષ્ઠા રહી નથી એ સમાજના હિતની દૃષ્ટિએ ઠીક નથી થયું. શિક્ષક એ એકલો અક્ષરજ્ઞાનનો ઉસ્તાદ ન હોવો જોઈએ. એ સંસ્કારિતાનો પ્રતિનિધિ, કેળવણીનો મિશનરી, અને સમાજનો આગેવાન હોવો જાઈએ.

દર વરસે નવી નવી ઢબે લખાતાં ખર્ચાળ પાઠ્યપુસ્તકો કરતાં શિક્ષકોને ઉપયોગી એવા પ્રમાણ-ગ્રંથો રચાવા જોઈએ. તેમાં બધી માહિતી ટૂંકામાં, ચોક્કસ શબ્દોમાં, વ્યવસ્થિત રીતે ગોઠવાયેલી આવી જાય. આવાં પુસ્તકો શિક્ષકો પણ વાપરે, પ્રૌઢ વિદ્યાર્થીઓ વાપરે, અને સંસ્કારિતા મેળવવા ઈંતેજાર એવા સામાન્ય લોકો પણ વાપરે.

જ્યાં ધોરણસર બધે જ સરખી કેળવણી ચલાવવાનો આગ્રહ હોય ત્યાં બહુ બહુ તો દરેક વર્ગની કેળવણી નિશ્ચિત કરનાર વર્ગોપયોગી ચોપડીઓ સૂત્ર-રૂપે લખાયેલી હોય, જે ખાસ તો શિક્ષકોપયોગી હોય; વિદ્યાર્થીઓ પણ ભલે વાપરે. આવી ચોપડીઓમાં નકામો શબ્દાડંબર ન હોય, ચોકસ માહિતી ક્રમ પ્રમાણે નાનાં નાનાં સૂત્રોમાં ગોઠવાયેલી હોય, શિક્ષક વિદ્યાર્થીઓની શક્તિ, વૃત્તિ પ્રમાણે એનો એ વિષય દર વખતે નવી નવી ઢબે ખીલવે. આવી પદ્ધતિ એક વાર દાખલ થઈ એટલે સાહિત્યને સ્વાભાવિક ઉત્તેજન મળશે, નિર્માલ્ય સાહિત્ય ઓછું પેદા થશે, અને લોકોનું વાચન મનનપૂર્વક ઊંડું થશે. ચોપડીઓ વાંચવા કરતાં તદ્વિદોના મુખેથી સાંભળવાથી અઘરામાં અઘરા વિષયો સહેલા થઈ જાય છે અને ઓછા વખતમાં ઘણું જ્ઞાન મેળવી શકાય છે. ચોકસાઈ તો લખાણોમાં જ હોય, બોલવામાં તો ગમે તે ગોટાળો ચાલે, એવો જે આજે ચારિત્ર્યને હીન કરનાર રિવાજ કે આદર્શ બંધાયો છે તે જો કાઢી નાંખવો હોય તોપણ ઉપરનો માર્ગ જ અનુકૂળ છે.

સંગીન કેળવણીમાં જે કેટલાક વિષયોનું જ્ઞાન પ્રત્યક્ષ પ્રયોગ દ્વારા થવું જોઈએ તે પણ પાઠયપુસ્તકોની દરમિયાનગીરીને લીધે આપણે શબ્દો દ્વારા જ આપવા લાગ્યા. આવું શાબ્દિક જ્ઞાન આપણને ઓછું નડયું નથી. પાઠયપુસ્તકો કાઢી નાંખીએ તો શબ્દજ્ઞાનની મહત્તા કાંઈક ને કાંઈક તો ઓછી થશે જ.

અક્ષરજ્ઞાનની કેદમાં કેળવણી જવાથી માબાપોનો સહકાર કેળવણીમાં બહુ ઓછો થયો છે. કેમ કે જ્ઞાન વિશેની કલ્પના જ વિકૃત થઈ ગઈ છે. વ્યાવહારિક જ્ઞાન અને પંડિતાઈ એવા વિચિત્ર ભેદો પડયા છે, અને જ્ઞાનના વિષયવાર કકડા પડી ગયા છે. કેળવણીકારો અને વિદ્યાર્થીઓ સર્વકાળ ચોપડીઓમાં જ રમતા હોવાથી કોઈ પણ વિષયનું મૌલિક જ્ઞાન મેળવવાને બદલે દરેક માણસ એ વિષય પર બીજાઓએ શું લખ્યું છે એ જાણવા પાછળ જ વખત ગાળે છે, અને ગ્રંથકારો ઘણી વાર ઝાડ પરના વાંદાની પેઠે એકબીજા ઉપર ગુજરાન ચલાવે છે. ચોપડીઓની વૃદ્ધિ થાય છે છતાં જ્ઞાનમાં ઉમેરો થતો નથી.

શરૂઆતમાં જ એક મહત્ત્વની ભૂલ કરી હોય તો એના દોષો આખર સુધી અનેક રીતે નડયા વગર કેમ રહે? મૂળમાં જ જો એ દોષો સુધારીએ તો કેળવણીનો આખો પ્રવાહ તેટલા પ્રમાણમાં શુદ્ધ થશે, નિર્મળ વહેશે. પ્રજાહિતૈષી કેળવણીકારો આ વસ્તુ ઉપર ગંભીર વિચાર કરશે અને તે પ્રમાણે કેળવણીની આખી પદ્ધતિમાં આમૂલાગ્ર ફેરફાર કરશે એવી આશા છે. પ્રથમ વાચને માણસને લાગે તેવો એ ઉપર ઉપરનો ફેરફાર નથી. એમાં તો આખી દિશા જ ફેરવવાનો સવાલ છે. આ એક ફેરફારથી જ સંગીન શિક્ષકોની સંખ્યા એની મેળે વધશે અને દેશમાં પ્રાથમિક કેળવણીનો પ્રચાર અસાધારણ વેગે થશે.

## ૩

નિરક્ષર કેળવણી એટલે સાહિત્યવિહોણી કેળવણી એમ માનવાની કેટલાક ભૂલ કરે છે. પણ એવું કશું નથી. આપણે તો ફક્ત ધ્વનિપ્રધાન ભાષાને આકૃતિપ્રધાન અક્ષરોના વાહન ઉપરથી ઉતારીને પોતાને પગે ચાલવાનું કહીએ છીએ એટલું જ. બાળકોની અભિરુચિ એક વાર હાથ આવી જાય એટલે આપણને અનુભવ થાય છે કે બાળક સ્વભાવત: સાહિત્યપ્રિય હોય છે. ગદ્ય અને પદ્ય બંનેમાં રહેલો તાલ બાળકનું મન અજાણતાં જ પકડી લે છે; અને એના કેફમાં લાંબા વખત સુધી રહેવા માટે આપણા કહ્યા વગર એનું ફરી ફરી રટણ કરે છે. આ વ્યાપાર કોક કોક વાર એની ઈચ્છા વિરુદ્ધ પણ થાય છે. કેટલાંક જોડકણાં ન ગાવા કે બોલવા વિશે આપણે બાળકોને કહ્યું હોય અને એણે માન્યું હોય તોયે અજાણે, અનિચ્છાએ એનું રટણ એને મોઢેથી ચાલ્યાં જ કરે છે. તાલ અને પ્રાસનું ઔચિત્ય એ બાળમાનસનો સુંદર ખોરાક છે. એકલું સાહિત્ય અક્ષરબદ્ધ કરી બાળકો આગળ મૂકવાથી બાળકો એ ઝીલી શકતાં નથી, અને એથી એનો અર્ધો રસ માર્યો જાય છે. એ જ જોડકણાં બાળકો આગળ બેચાર વાર ગાઈ બતાવો

અને પરિણામ જુઓ. પવનમાં ફૂલો ડોલે તેમ બાળકો નાચવા માંડે છે, અને અનેક રીતે પોતાની કૃતજ્ઞતા વ્યક્ત કરે છે.

સાહિત્યમાં બાળકો માટે અર્થ જાણવાનો આનંદ જેટલો મહત્ત્વનો છે એટલો જ અથવા એના કરતાં વધારે એનું સંગીત, એની તાલબદ્ધતા અને એના ગુંજનમાં રહેલો છે. તેથી પ્રથમ અર્થ કરી પછી કવિતા કે તાલબદ્ધ ગદ્ય ફકરાઓ મોઢે કરવા આપવા કરતાં અર્થ આપતાં પહેલાં જ છોકરાઓને એવા ફકરાઓ અનેકવાર વાંચી સંભળાવવા. એ વાચન અથવા ગાયનનો કેફ ચડયા પછી અર્થ કરવો અથવા સ્પષ્ટ કરવો એ ઘણું સહેલું થાય છે. બહુ બહુ તો ફકરા વાંચતાં પહેલાં એ અઘરા હોય તો તેનું વાતાવરણ ઊભું કરવા જેટલી પ્રસ્તાવના વાતવાતમાં કરી લેવી. મોઢે કરેલા ફકરાઓ અથવા કાવ્યોના અર્થ તરફ બાળકોનું ધ્યાન જલદી એકાગ્ર થાય છે એવો અનુભવ છે. કેટલાક આધુનિક કેળવણીકારો અર્થ પહેલાં મોઢે કરાવવાની પદ્ધતિને ગોખણપટ્ટી કહીને વખોડી કાઢે છે. નીરસ નિયમો અને યાદીઓની બાબતમાં એ ટીકા ભલે સાચી હોય. પણ જીવંત સાહિત્યની બાબતમાં એમની ટીકા અનુભવ વગરની ગણાય.

એથી આગળ જઈને એમ કહી શકાય કે મંત્રો, સ્તોત્રો અને ઉપાસનાના શબ્દોની બાબતમાં અર્થ પહેલાં જ ભક્તિભાવ પેદા કરવો શક્ય છે એટલું જ નહીં પણ ઈષ્ટ છે. ભક્તિનો કીમિયો કેળવણીશાસ્ત્રના બધા વાંધાઓને ઓગાળી નાંખવા સમર્થ હોય છે. માટે નાનપણમાં અભિજાત, સંસ્કારી સાહિત્ય સાથે બાળકોનો પરિચય કરાવવો; એવું સાહિત્ય મુખોદ્ગ઼ત રહે એવી વ્યવસ્થા કરવી એ અત્યંત આવશ્યક છે. અરવિંદ ઘોષ જેવા સાહિત્યાચાર્યનો પણ અનુભવ એ જ છે. જેમ ખોરાકનું રાસાયનિક પૃથક્કરણ શીખવ્યા વગર અને પાચનક્રિયાની ખૂબી જણાવ્યા વગર આપણે બાળકોને અન્ન આપીએ છીએ તેટલી જ નિશ્ચિંતતાથી બાળસુલભ, બાળગ્રાહ્ય સાહિત્ય બાળકોને આપવું જોઈએ. જેમ ભાષાના ઉચ્ચાર અને બોલવાની છટા બાળકો અજાણતાં મોટેરા પાસેથી લે છે તેમ જ શુદ્ધ, સંસ્કારી અને પરંપરાગત સાહિત્ય બાળકોને મળવું જોઈએ. કૉલેજમાં અપાતાં કીમતી કેળવણીનાં વર્ષો કરતાં નાનપણમાં અપાયેલા આવા સાહિત્યની અસર વધારે રહે છે. બાળકો આગળ ઉત્તમ સાહિત્ય ખૂબ વાંચી જાઓ, મોઢે હોય તો ફરીફરી બોલી બતાવો, ફરીફરી ગાઓ અને બાળકોને ગવડાવો — એટલું થયા પછી તરત જ એના અર્થનો એને આસ્વાદ આપો, અને પછી જુઓ તો દીવો સળગાવી શકાય એટલું તેજ એમની આંખોમાં તમે જોશો.

જેમને લખતાં વાંચતાં બિલકુલ આવડતું નથી એવી સંસ્કારી છોકરીઓ અને કેટલીક પ્રૌઢ વિધવાઓ મેં જોઈ છે કે જેમને પ્રસંગ પરત્વે સુંદર શિષ્ટ કવિતાઓ બનાવતાં આવડે છે. અક્ષરો લખતાં વાંચતાં શીખવાની કડાકૂટ એમને માથે આવી પડત તો એમની એ પ્રસન્નતા અને શક્તિ મારી ન જ જાત એવી ખાતરી કોઈ આપી શકે? બાળપણમાં જેને વાણી દ્વારા શુદ્ધ સાહિત્યનો ખોરાક મળે છે તેનું

સહજ ભાષણ પણ મોરનાં બચ્ચાંના સ્વાભાવિક નૃત્ય જેવું રમણીય હોય છે.

મુખ્ય વસ્તુ આવું સાહિત્ય પસંદ કરવાની યોગ્યતામાં રહેલી છે. આવા સાહિત્યમાં અથથી ઇતિ સુધી રમૂજ, હાસ્યરસ, અને છોકરવાદ જ હોવાં જોઈએ એમ નથી. બાળકોનો રસ રમૂજ અને હાસ્યમાં જ રહેલો છે એમ માનવાની ભૂલ ઘણા શિક્ષકો ને માબાપો કરે છે. એવી માન્યતા ઉપર રચાયેલી કેળવણી છોકરાઓનો સ્વભાવ બગાડી મૂકે છે. પરિણામે છોકરાઓ બહારથી છીછરા, મશ્કરા પણ અંદરથી દુ:ખી બની જાય છે, એ પણ અનુભવની જ વાત છે. સાહિત્યનો ભાવ ભલે ગંભીર હોય, ઊંડો હોય; બાળકોના આકલન બહાર ન હોય એટલે બસ. અને આપણે સમજીએ છીએ તેટલું બધું બાળકોએ સમજવું જ જોઈએ એવો આગ્રહ પણ ન રખાય. સંસ્કારબીજ માનસક્ષેત્રમાં પહોંચી ગયું એટલે બસ. યથાકાળે એ ઊગશે એટલી શ્રદ્ધા રાખવી જોઈએ. પરીક્ષાપદ્ધતિમાં આ પણ એક મુખ્ય દોષ રહેલો છે કે આપેલા જ્ઞાનને મેળવણની પેઠે કામ કરવાનો અવકાશ આપતાં પહેલાં જ તેની તપાસ શરૂ થાય છે. જાણે લાવ અમારું જ્ઞાન પાછું એમ કહીને આપેલું બધું થોડા જ વખતમાં ઝૂંટવી જ લેવાનું હોય.

કેટલુંક સાહિત્યનું જ્ઞાન બાળકો આગળ થાપણ તરીકે રાખ્યું હોય તો ચાલી શકે છે. આગળ જતાં જેમ જેમ તેનો ઉપયોગ દેખાઈ આવે છે તેમ તેમ બાળકો આનંદ અને કૃતજ્ઞતા અનુભવે છે.

આનો અર્થ એમ નથી કરવાનો કે બધું ગોખણપટ્ટીથી ચલાવવાનું છે. કેળવણીમાં આજ સુધી ચાલતું આવ્યું છે તેમ સાહિત્યને પ્રધાનસ્થાને રાખવાનું જ નથી. સાહિત્યની કિંમત ગમે તેટલી હોય તોય એના કરતાં વધારે કીમતી બીજી વસ્તુઓ છે. ઇંદ્રિયોનો વિકાસ અને ખાસ કરીને કર્મેન્દ્રિયોની કુશળતા અને વ્યવહારોપયોગી સુવ્યવસ્થિત માહિતી એ જ કેળવણીનો મુખ્ય ભાગ છે. એની સાથે ચારિત્ર્યને દૃઢ કરનાર ટેવો અને જીવનના રહસ્યનું અને કર્તવ્યનું આકલન ઉમેરીએ એટલે કેળવણી લગભગ પૂરી થઈ ગઈ. સાહિત્યનો શણગાર ઉપયોગી છે, આવશ્યક છે; પણ એ કાંઈ કેળવણીનું સર્વસ્વ નથી.

પ્રાચીન કાળમાં અમુક કેળવણીનું તંત્ર કર્મકાંડી બ્રાહ્મણોના હાથમાં હતું જ્યારે આજે કેળવણી સાહિત્યાચાર્યોના હાથમાં સપડાઈ છે. તેથી આજે કેળવણી એટલે અક્ષરજ્ઞાન અને એ વાટે સાહિત્ય સાથેનો પરિચય એવો જ મુખ્ય અર્થ થઈ ગયો છે. કેળવણીમાં સાહિત્યની મદદ અસાધારણ છે. પણ એણે કેળવણીનું આખું ક્ષેત્ર અથવા આટલું બધું ક્ષેત્ર વ્યાપી ન નાંખવું જોઈએ.

# પ્રસન્ન પ્રાથમિક કેળવણી

દેશની સામે જે મોટા પ્રશ્નો પડયા છે તેમાં પ્રાથમિક કેળવણીનો પ્રશ્ન પણ છે. પ્રાથમિક કેળવણી શા માટે જોઈએ, કેવી રીતે અપાય, એ સવાલોના જવાબ આજ સુધી દેશ સમક્ષ રજૂ થયા નથી. મિશનરી લોકોએ અને થોડાક હિંદ-હિતચિંતક ગોરાઓએ આપણી આગળ પ્રાથમિક કેળવણીનાં જે સૂત્રો મૂકયાં છે, તેનું રટણ કરીને જ આપણે આપણી જાતને કૃતાર્થ માનીએ છીએ. શરૂઆતથી આપણે એવું સાંભળતા રહ્યા છીએ કે દરેક જગાએ એક શાળા હોય, તેમાં બધાં બાળકોને મફત ભણાવવામાં આવે, ગરીબ બાળકોને સ્લેટ, પુસ્તક વગેરે મફત મળે અને બની શકે તો ગરીબ બાળકોને બપોરના અલ્પાહાર પણ અપાય, દરેક બાળકને માટે શિક્ષણ આવશ્યક હોય, દરેકની દાક્તરી તપાસ કરવામાં આવે, વગેરે. આજકાલ કયાંક કયાંક એમ પણ સાંભળવામાં આવે છે કે ગામડાંમાં શિક્ષણની શરૂઆતમાં થોડું ખેતીનું પણ વાતાવરણ રહે તો સારું.

પ્રાથમિક શિક્ષણની ચર્ચામાં આ બધી વાતો હંમેશાં રજૂ થાય છે. પરંતુ એનો થોડોઘણો અમલ આગળ વધેલાં શહેરોની મ્યુનિસિપાલિટીઓ મારફતે થાય છે. પરંતુ તે પ્રમાણમાં અત્યંત અલ્પ હોય છે.

બાળકોને માટે સુલભ અને રોચક ગ્રન્થ તૈયાર કરવાની ભલામણ પણ કરવામાં આવે છે. અને થોડા સરસ ગ્રન્થો તૈયાર પણ થઈ ચૂકયા છે. આ રીતે બાળકોને માટે અલગ માસિક, અલગ પુસ્તકાલય વગેરે સાધનો પણ હવે સુલભ થવા લાગ્યાં છે. પરંતુ જ્યાં જુઓ ત્યાં પ્રાથમિક શિક્ષણનું સ્વરૂપ એક જ છે.

પણ આપણે રાષ્ટ્રીય સિદ્ધાંતોને આપણી સામે રાખીને પ્રાથમિક શિક્ષણ વિશે સ્વતંત્ર વિચાર કરવો જોઈએ.

હિંદુસ્તાન ગામડાંઓનો દેશ છે. કૃષિપ્રધાન છે. હિંદુસ્તાનમાં ગ્રામકેળવણી એ જ પ્રાથમિક કેળવણી હોઈ શકે. સાડા સાત લાખ ગામડાંમાં આબાલવૃદ્ધ, સ્ત્રી-પુરુષ બધાંને શિક્ષણની જરૂર છે. આખા સમાજને જે શિક્ષણ આપવાનું છે તે વિશાળ અને વ્યાપક હોવું જોઈએ. પરંતુ અહીં તો માત્ર બાળકોના શિક્ષણનો જ વિચાર કરીશું.

અભાગી ભારતવર્ષમાં બાળકોની કેળવણી મફત કરવામાં આવે તોપણ બાળકે એને માટે કેટલાં વર્ષ ગાળવાનાં ? આજકાલ પ્રાથમિક શિક્ષણનાં ચાર વર્ષ ગણવામાં આવે છે. કારણ કે એટલા વખતમાં બાળકોને લખતાં-વાંચતાં ને હિસાબ કરતાં શીખવવામાં આવે છે. આ ચાર વર્ષ બાળકને માટે આનંદનાં નથી હોતાં. શાળાઓ

બાળકને માટે જેલખાનું કે સજાઘર થઈ પડી છે. આજનો શિક્ષક બાળકને શારીરિક સજા ન કરે તોપણ બાળકેળવણીને માટે હૃદયની જે સંસ્કારિતા, સહાનુભૂતિ તથા જે પ્રસન્નતા જોઈએ, તેમ જ બાળજીવનની સુંદરતા અને પારમાર્થિકતાનો જે ખ્યાલ શિક્ષકોને હોવો જોઈએ તે તેમનામાં ક્યાંય દેખાતો નથી.

પ્રતિકૂળ વાતાવરણમાં બાળકોની બુદ્ધિનો વિકાસ થતો નથી. એ કારણે રોજ છ છ કલાક ભણવા છતાં બાળકને કંઈ યાદ રહેતું નથી. એના ઉપાય તરીકે શિક્ષક ભણાવવાના સમયમાં વળી વધારો કરે છે. અને શિક્ષણલોભી માબાપ ખાનગી શિક્ષક રાખીને બાળકના મગજમાં વળી વધારે જ્ઞાન ભરવાનો પ્રયત્ન કરે છે. આટલો અત્યાચાર થતો હોવા છતાં બાળકોની બુદ્ધિ પૂરેપૂરી નષ્ટ નથી થતી એમાં ઈશ્વરની કૃપા જ માનવી જોઈએ.

સાચો રસ્તો તો એ છે કે પ્રસન્ન વાતાવરણમાં બાળકોને રોજ બે કલાક જ ભણાવવામાં આવે. ચાળીસ ચાળીસ મિનિટના ત્રણ સમય પ્રાથમિક શિક્ષણ માટે પૂરતા છે. આ રીતે વખત ઓછો કરવાથી બાળકોનું ચિત્ત પ્રસન્ન રહેશે. બુદ્ધિનો વિકાસ સહેલાઈથી થશે. અને શિક્ષકોના માથા પરનો બોજો પણ હલકો થશે.

માબાપ કહે છે કે છોકરાં આખો વખત છૂટાં રહે તો ઘરમાં અમને કામ નહીં કરવા દે અને ખૂબ તોફાની થઈ જશે. શું માબાપ એમ સમજે છે કે નિશાળ જનાવરોને રહેવાનો વાડો છે અને શિક્ષક એમનો ગોવાળ છે? સાચી વાત એ છે કે પ્રાથમિક શિક્ષણની શરૂઆત અક્ષરજ્ઞાનથી શરૂ જ ન થવી જોઈએ. બધું જ્ઞાન ભાષામાં છે, ભાષા પુસ્તકોમાં છે, અને પુસ્તકો અક્ષરોમાં લખ્યાં છે, એ કારણે શિક્ષણની શરૂઆત અક્ષરથી થવી જોઈએ એ અવળો ખ્યાલ છે. આશ્ચર્યની વાત છે કે સેંકડો વર્ષોથી આ જ પદ્ધતિ ચાલી આવે છે. શિક્ષણની શરૂઆત નિરીક્ષણ, પરીક્ષણ, તોલન, ભાષણ, પ્રયોગ, ચિત્રણ, ગાયન, અભિનય ઇત્યાદિ સ્વાભાવિક વિષયોથી થવી જોઈએ. એમના પ્રત્યે બાળકોની કદી અરુચિ હોતી નથી. જ્યારે બાળકોને આ રીતે પૂરતું જ્ઞાન મળી ચૂક્યું હોય ત્યારે જ શ્રૌત જ્ઞાનની શરૂઆત કરવી જોઈએ. શિક્ષક મોઢેથી જ બાળકોને કથાવાર્તા, કહેવતો, ચરિત્રો, પ્રવાસ, વર્ણન, ઇતિહાસ ઇત્યાદિની પુષ્કળ વાર્તાઓ શીખવી દે, અને બાળકોનો સર્વાંગી વિકાસ કરે.

રેખાચિત્ર અને રંગપૂરણીથી બાળકોમાં નિરીક્ષણ અને કલ્પના વ્યક્ત કરવાની શક્તિ આવી જાય પછી તેને વર્ણમાળા શીખવાય. જ્ઞાનની વધતી જતી ભૂખને કારણે બાળક પ્રસન્નતાપૂર્વક આ તબક્કે વર્ણો શીખી લેશે.

જો શાળામાં શિક્ષણનો આવશ્યક સમય બે કલાક જ રાખવામાં આવે અને બાકીનો સમય શાળામાં ગાળવો કે બહાર ગાળવો એનો નિર્ણય બાળકની ઇચ્છા પર જ છોડવામાં આવે તો બાળક શાળામાં રહેવાનું જ વધારે પસંદ કરશે. આ સમયમાં બાળક પોતાની મેળે જ કોઈ ઉદ્યોગ શીખી લેશે અને તે પણ વિનોદ તરીકે.

# બાળકોની જિજ્ઞાસા

બાળકોમાં અદમ્ય જિજ્ઞાસા હોય છે. એ તૃપ્ત કરવી અથવા એ તૃપ્ત કરવાનાં સાધનો પૂરાં પાડવાં એ શિક્ષકનું કર્તવ્ય છે એટલું તો સર્વત્ર સ્વીકારાયું છે. પણ એ જિજ્ઞાસાતૃપ્તિની સ્વાભાવિક મર્યાદા કઈ એ જાણવું અથવા નક્કી કરવું આવશ્યક છે. જિજ્ઞાસાને અવકાશ જ ન આપવો, જ્યાંત્યાં એ દબાવવી એ જુદું, અને જિજ્ઞાસાની સ્વાભાવિક મર્યાદા બાંધી એ હદ ઓળંગાય નહીં એની કાળજી રાખવી એ જુદું. કોઈ પણ સિદ્ધાંતને નિરપવાદ સાર્વભૌમ જીવન-સિદ્ધાંત બનાવવો એ સહેલું છે. એમાં ઉત્સાહ દેખાઈ આવે છે. સામર્થ્ય અને તેજસ્વિતાનો પણ આભાસ આવે છે. અને પરિણામ વિશે આંધળા હોઈએ તો જ્યાંત્યાં સફળતા પણ દેખાઈ આવે છે. પણ એ રસ્તે જીવન સમૃદ્ધ થાય છે એમ તો નહીં જ મનાય.

શિક્ષકનો ધર્મ બાળકોની જિજ્ઞાસા તૃપ્ત કરવાનો છે એટલું જ નહીં પણ જ્યાં જિજ્ઞાસા નથી ત્યાં યોગ્ય માર્ગે ઈરાદાપૂર્વક તે જગાડવાનો એણે પ્રયત્ન પણ કરવાનો રહે છે. એક જબરદસ્તી બાતલ કરતાં અને કૃત્રિમ ઉત્તેજના બાતલ કરતાં બધી રીતે જિજ્ઞાસા વધારવાનું અને ખીલવવાનું શિક્ષકનું કામ છે.

કેટલાક શિક્ષકો માને છે કે બાળકો ખૂબ સવાલો પૂછે એટલે માની લેવું કે એમની જિજ્ઞાસા ખૂબ વધી છે. તેથી તેઓ આગ્રહપૂર્વક બાળકોના પ્રશ્નોને ઉત્તેજન આપે છે: અને જેમ પ્રશ્નો વધારે તેમ તેઓ રાજી પણ થાય છે. આનાં અનેક માઠાં પરિણામ આવેલાં આપણે જોઈએ છીએ. ઘરમાં નોકર હોય એટલે જાતે કામ કરવાની જેમ આપણે તકલીફ ઉઠાવતા નથી અને ક્ષણે ક્ષણે રામાને જ યાદ અને સાદ કરીએ છીએ તે જ પ્રમાણે કેટલાક બાળકો ભેજાને તસ્દી આપવા કરતાં શિક્ષકને પૂછવાનું સહેલું જુએ છે. સ્ટેશન પરના ટિકિટ-થાંભલામાં એક આની નાખો અને હાથો ખેંચો કે પ્લૅટફૉર્મની ટિકિટ તૈયાર. એ જ રીતે શિક્ષકને સવાલ પૂછો એટલી વાર કે લાંબો અને સવિસ્તર જવાબ હાજર થયો જ છે. આવા સવાલો જિજ્ઞાસાનું લક્ષણ નથી પણ બૌદ્ધિક એદીપણાનું અને લાડથી બગાડયાનું લક્ષણ છે. જાતે પૂરતો પ્રયત્ન કર્યા પછી જો રસ્તો સૂઝે નહીં તો જ શિક્ષકને પુછાય એ વિદ્યાર્થીનો સ્વભાવ થવો જોઈએ. એક વિદ્યાર્થીએ કહ્યું હતું: "હું કોઈ સવાલ કે દાખલો અધ્યાપકને પૂછું અને તેઓ એનો ઝટ જવાબ આપી દે તો મને માથાના ઘા જેવું લાગે છે. આ દાખલો જો આટલો સહેલો હતો તો મને મારી મેળે ગણતાં કેમ ન આવડયો? શિક્ષક જો દાખલો

લઈ માથું ખંજવાળે, અને બેત્રણ રીતે ગણી જુએ તો મને સમાધાન રહેતું કે આપણે પૂછવા ગયા એ સાવ વ્યર્થ ન હતું અને જો શિક્ષકને પણ એ ન આવડે તો તો પૂછવું જ શું? પછી તો એમ જ થાય કે આપણે ગણી ન શક્યા તેમાં કાંઈ ઠોઠપણું કે એદીપણું નહોતું."

શિક્ષક આગળ પણ આપણી આબરૂ રહેવી જોઈએ. શિક્ષક સહેજે આપણા ઉપર સરસાઈ ભોગવે તો તેઓ આપણાં કરતાં બહુ મોટા થઈ જાય પછી તેમની આગળ આપણી કિંમત ન રહે. વિદ્યાર્થીઓમાં આવી લાગણી રહે એ ખોટું નથી.

શિક્ષકને પોતાને જો કાંઈ ન આવડે તો એણે પોતાનું અજ્ઞાન ઢાંકવાનો જરા સરખો પણ પ્રયત્ન ન કરવો જોઈએ. સાફ કહી દેવું જોઈએ કે અત્યારે હું નથી જાણતો. શોધ કરીને કહીશ. જો શિક્ષક આળસુ ન હોય તો આવા જવાબની સારી અસર થાય છે. ન પૂછવા જેવો સવાલ વિદ્યાર્થીઓ કોક કોક વાર પૂછી બેસે છે તે વખતે પણ એવો સવાલ ઉડાવી ન દેતાં એમને ધીરજ રાખવાનું સમજાવવું જોઈએ. વિદ્યાર્થીઓને કેટલી માહિતી આપવી અને કેટલી ન આપવી એનો વિવેક પણ શિક્ષકમાં હોવો જોઈએ. આને પરિણામે વિદ્યાર્થીઓમાં શિક્ષક પ્રત્યે બૌદ્ધિક વિશ્વાસ અને આદર એની મેળે પેદા થશે. જિજ્ઞાસા એ બુદ્ધિ-વિકાસનું અને શોધખોળનું ખમીર છે. એ પવિત્ર વસ્તુને જાગ્રત કરીએ, પરિ-પુષ્ટ કરીએ, સૂવા ન દઈએ તેમ જ વિકૃત પણ થવા ન દઈએ.

# આદર્શ વિદ્યાલય

## ૧*

હું વક્તા નથી કે લેખક પણ નથી. મારો ધંધો તેથીયે શ્રેષ્ઠ છે. લેખક કે વક્તા થવું સહેલું છે; અને એ કાંઈ શ્રેષ્ઠ ધંધો ન ગણાય. શ્રેષ્ઠ ધંધો તો શિક્ષકનો જ છે. અધ્યાપકો જેટલું કલ્યાણ લેખક કે વક્તા ન કરી શકે. જ્યારે કહું છું કે મારો ધંધો શ્રેષ્ઠ છે, ત્યારે એનો એ અર્થ નથી કે હું શ્રેષ્ઠ વ્યક્તિ છું.

અધ્યાપકનો ધંધો સ્વીકાર્યા પછી મને ઘણા લાભ થયા છે. એક લાભ એ થયો કે હું ઉત્સાહપૂર્ણ અને જુવાન હૃદયોને ઓળખી શક્યો, નિર્દોષ વિદ્યાર્થીઓના સમાગમમાં આવ્યો. વિદ્યાર્થીઓ માને કે કાકાને મળવાથી, તેમનાં જ્ઞાન અને અનુભવનો લાભ આપણને મળે. પણ મને પોતાને વિદ્યાર્થીઓના સહવાસથી જે મળ્યું છે તે ખૂબ જ મળ્યું છે. કદાચ ગાંધીજીના સહવાસથી પણ એટલું બધું

નહીં મળ્યું હોય. મોટો લાભ તો એ મળ્યો કે વિદ્યાર્થીઓના સહવાસથી હું મને પોતાને જુવાન લાગતો થયો. આજે હું કહું છું કે હું તેમના સહવાસમાં સદાય જુવાન રહેવાનો, વૃદ્ધપણું મને નહીં આવે. મરતાં સુધી ઉત્સાહી માણસની રહે એ જ વૃત્તિ મારી અપેક્ષા છે.

બીજું, હું વિદ્યાર્થીઓ પાસેથી નમ્રતા શીખ્યો. તેમનામાં નમ્રતા ખૂબ હોય છે; મોટેરાં પ્રત્યે માન હોય છે. તેને લીધે જ તેઓ ચારિત્ર્ય કેળવે છે અને તેને દૃઢ કરે છે.

પણ સૌથી મોટો લાભ તો મને એ થયો કે તેમના સહવાસને લીધે હું પવિત્રતા જાળવતાં શીખ્યો. તેમનામાં સ્વાભાવિક પવિત્રતા હોય છે. મારું મન ઘણી વાર પડવા ઇચ્છે તોપણ વિદ્યાર્થીઓને લાયક બનવાના વિચારથી પડતો બચી જાઉં.

બીજો એક અસાધારણ લાભ એ થયો કે અધ્યાપકની ન્યાતના સારા સારા લોકોનો સહવાસ મળ્યો. એમાંના એક શિક્ષક — ભાઈ છે. એ વિદ્યાર્થીઓ પાછળ ગાંડા છે, એ શિક્ષણઘેલા છે, અને એમાં જ એમની સુંદરતા છે.

આજે સવારે અહીં આવતાં કેટલાક લોક કહેતા હતા કે ગામ સારું પણ અહીં 'રેલવે' નથી એટલું દુ:ખ છે. મહેમાનોને આવતાં-જતાં ખૂબ અડચણ પડે છે. પણ હું કહું છું કે રેલવે નથી તે સુખ છે. રેલવે સાથે જ બધી બદીઓ આવશે, અહીંનાં સૃષ્ટિસૌન્દર્ય અને આતિથ્યસત્કાર જોઈ મને એમ લાગ્યું કે આ દેવભૂમિ છે. રેલવે આવશે પછી કળિયુગ આવશે, આ કળિયુગની ભૂમિ બનશે.

તમારામાં ખૂબ કદર જોઉં છું. તેથી જ તમારા જૂના શિક્ષક — ભાઈને તમે લાવ્યા. શિક્ષકો તો બહુયે મળશે. આજ તો શિક્ષકની કિંમત ઘટી ગઈ છે. લોકો તેને મહેતો કહે છે, તેને સામાન્ય વસ્તુ લેખે છે. પણ તમે કદર કરી જાણો છો. ખરી રીતે જોતાં માણસને બનાવવાની કળા મહેતા પાસે જ છે. તે ઢોર જેવા પ્રાણીને દેવ જેવા માણસ બનાવી શકે છે. અહીંની નિશાળમાં આજુબાજુનાં ગામનાં છોકરાં આવશે એ જાણી મને એમ લાગ્યું કે આ બધાં ગામોનું એક કુટુંબ છે. આ બધાં ગામ અલગ અલગ નથી પણ કુટુંબભાવનાથી જોડાયેલાં છે. જ્યાં સુધી આ ભાવના ટકે ત્યાં સુધી આ દેવભૂમિ છે, ત્યાં સુધી તમારી ઉન્નતિ છે. અને આ ભાવના અને એકતાના ગુણ કેળવવાનું સ્થાન આ શાળા છે એ ચોક્કસ માનજો. એ વિના અહીં આટલા મહેમાનો ન આવત. નિશાળ એ રાષ્ટ્રનો પ્રાણ છે, ચૈતન્યનું સ્થાન છે; તે તમારામાં પ્રાણ રેડશે, ચૈતન્ય પ્રકટાવશે.

આવા સાચા બ્રાહ્મણને જોઈતું સઘળું તમે આપશો જ એવી મારી ખાતરી છે. તેમને આ શાળા ચલાવવામાં બધી જરૂરિયાતો પૂરી પાડશો જ એમ હું માનું છું. પણ એક વાત ખાસ યાદ રાખજો કે તેમનું કામ પવિત્ર છે. તેમના કેળવણીના કામમાં તમે દખલ કરવાનો આગ્રહ ન રાખશો. તમે આવા બ્રાહ્મણને દાન આપો છો તે તેના પર ઉપકાર કરવા માટે નહીં, પણ તમે જાણે તે તમને પોતાને

જ આપો છો. તમે તે ભાઈને બધું આપતા છતાં એમના હંમેશાંના ઋણી જ છો, કારણ કે તે તમારાં બાળકોને ચારિત્ર્યશાળી બનાવે છે, સાચા માણસ બનાવે છે.

પણ મારે ખાસ કહેવાનું તો એ છે કે શિક્ષણની પ્રથા કે વ્યવસ્થામાં — ભાઈનો નિર્ણય કાયમનો ગણાવો જોઈએ. તમે તમારા વિચાર જરૂર જણાવો, પણ આખરી નિર્ણય તો એમનો જ હોવો જોઈએ. હું જોહુકમીનો હિમાયતી નથી. તે તો મને બિલકુલ પસંદ નથી; પણ કેળવણીના ક્ષેત્રમાં એમના જેવા અનુભવી બહુ થોડા છે. માટે એમની ઇચ્છા અને નિર્ણય તે જ છેવટનાં હોય.

આજકાલનો સમય મગજમાં ભાતભાતના વિચારો ઉત્પન્ન કરે છે. વિચારોમાં ક્યાંયે એકતા નથી. શાસ્ત્રોમાં પણ ક્યાં એક જ વાત કહેલી છે? એક શાસ્ત્ર કાંઈ કહે છે, બીજું કંઈ જુદું કહે છે, અને ત્રીજું વળી કંઈ ત્રીજું જ કહે છે. માટે એક વાત યાદ રાખવી જોઈએ કે જે માણસ પવિત્ર છે, જેણે જગતના ભલા માટે દેહ આપ્યો છે, જે સારાસારનો નિર્ણય કરી જાણે છે, જે પક્ષપાત-રહિત છે તેનું વચન તે શાસ્ત્ર. શું કરવું ને શું ન કરવું એ નક્કી કરવું એ કામ શાસ્ત્રગ્રન્થોનું નથી. જીર્ણ પુસ્તકો ધર્મ નહીં આપે. ધર્મ શું એ નક્કી કરવાનું કામ સત્પુરુષોનું છે. માટે ધર્મનિર્ણય એમની પાસેથી મેળવવો જોઈએ. તમારી પાસે તો — ભાઈ છે, તેમના વચનમાં તમે શ્રદ્ધા ને વિશ્વાસ રાખજો, ગુરુભાવ રાખજો, એટલે એમનામાં તેજસ્વિતા વધશે, તમારી શ્રદ્ધાના બળે એ દિવ્યમૂર્તિ થશે. એ તમને પણ તૈયાર કરશે.

આજે આપણું જીવન બહુ રેઢિયાળ થયું છે. આપણે નથી સમજી શકતા શાસ્ત્ર કે નથી સમજી શકતા રૂઢિ, તેથી આપણા જીવનમાં — ભાઈ જેવા સત્સંગી અને અનુભવી માણસનો ચુકાદો માન્ય રાખવો જોઈએ. તેમનામાં ઊણપ હશે તો પણ તમારા વિશ્વાસથી તે પુરાઈ જશે.

કેળવણીની બાબતમાં તો એમનો આગ્રહ જ કલ્યાણકારી છે. આપણા ઘરમાં રસોઈયો હોય છે, પણ તેના કહેવા પ્રમાણે આપણે રસોઈ જમતા નથી, રસોઈ તો આપણે કહીએ તે જ થાય; એવો આગ્રહ કેળવણીની બાબતમાં ન ચાલે. એથી ઊલટું દાક્તર સાથે આપણે જે વૃત્તિ રાખીએ છીએ, એને શરીર તપાસવા દઈએ, દવા આપે તે ઊંધું ઘાલી લઈએ, ને વધુ માહિતી મેળવ્યા વગર ગમે તેમ ચલાવીએ, તેવી વૃત્તિ પણ કેળવણીની બાબતમાં હિતાવહ નથી. શિક્ષક સાથે તો આ બેમાંની એકે વૃત્તિ કામ ન લાગે. શિક્ષક શું કરવા માગે છે તે તમે જાણજો. રોજ સાંજે — ભાઈને મળી તે શું કરવા માગે છે તે શુદ્ધભાવે જાણજો. તેમને સમજજો. સમજણ ન પડે તો વારંવાર પૂછજો પણ તમે તેમના કામમાં કાંટા ન વાવશો, ખાડા ન ખોદશો, દખલ ન કરશો. તેમ જ તેથી દૂર પણ ભાગશો નહીં. એમને આગ્રહ કરજો કે અમને પણ ભણાવો, છોકરાંનું હિત શામાં છે તે અમને બતાવો. તેમનું કહેવું એ તમારાં છોકરાંનું હિતનું માનજો. શાળાનું કામ કેમ ચાલે છે તે પણ જોજો. એકલા પૈસા આપવા બસ નથી.

ટૂંકામાં તમે આ સંસ્થાને ઉત્તમમાં ઉત્તમ સંસ્થા બનાવો કે જેથી દેશપરદેશના લોકો અહીં 'આદર્શ સંસ્થા' જોવા આવે; અહીં નર્યા પંડિતોનું કામ નથી, પણ આદર્શનું કામ છે, ચારિત્રનું કામ છે. આ સંસ્થા વિશાળ થાય એવો પણ મારો આગ્રહ નથી. સંસ્થાને વિશાળ બનાવવા જતાં આદર્શરૂપી પ્રાણનો ભોગ ન આપવો પડે એ જરૂર જાળવજો.

અંતરમાં હું ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરું છું કે આ સંસ્થા વિશેનો મારો આદર્શ, — ભાઈનો આદર્શ, તમારો આદર્શ પૂરો પડો, અને તે પૂરો પાડવાની શક્તિ પ્રભુ તમને આપો.

## ૨*

આપ બધા મળવા આવ્યા છો તેથી હું આપનો ઉપકાર માનું છું. મારું કામ તો છોકરાંઓ સાથે છે, અને તેમને ભણાવનાર સાથે છે. એટલે મારી 'વિદ્યાલય' વિશેની કલ્પના વિશે તેમની સાથે ચર્ચા કરીશ. તેમના ને મારા વિચારોનો વિનિમય કરીશ. પણ અહીં પુછાયેલો 'આદર્શ વિદ્યાલય'નો સવાલ વ્યાપક છે. તેનો સંપૂર્ણ જવાબ અહીં નહીં આપી શકું. માત્ર બેચાર મુદ્દા જ વર્ણવીશ.

અહીં આ ગામની આજુબાજુનાં ગામનાં છોકરાંઓ એકત્ર કેળવણી લેશે; એટલે ખરી રીતે એ બધાં ગામોનું એક કુટુંબ બને છે. કોઈ પણ શાળા વિશે વિચાર કરતાં છોકરાંઓ કેવી કેળવણી ઝીલે? શિક્ષકો કયો આદર્શ રાખે? માબાપો કેટલી તૈયારી, કેટલી મદદ કરે? આ ત્રણે પ્રશ્નોનો વિચાર કરવો ઘટે છે. કોઈ પણ વિદ્યાલયને નક્કી કરવામાં આ ત્રણે પક્ષનો હિસ્સો છે. માબાપ, વિદ્યાર્થીઓ અને શિક્ષકો ત્રણેયના સહકાર, ત્રણેયના એકરાગથી કામ થાય તો જ સંસ્થા ઉત્તમ ચાલે.

બીજું આપણે છોકરાંને શા માટે કેળવણી આપીએ છીએ તે પ્રશ્નનું નિરાકરણ કરીએ. સિંધમાં એક ભારે પૈસાદાર માણસ સાથે મારે વાતચીત થઈ હતી. તેણે કહ્યું: "હું અંગ્રેજી બિલકુલ ભણ્યો નથી ને મારા છોકરાને પણ ભણાવવો નથી. એ કેળવણી લીધા વગર પણ પૈસા કમાવાય; એ કેળવણી લીધા પછી તો છોકરાં બગડે છે!"

મેં પૂછ્યું: "કેમ?"

તેણે કહ્યું: "એ કેળવણી લીધા પછી છોકરાંથી જરા પણ કામ થતું નથી. હળવી વસ્તુય ઊંચકાય નહીં. તે તદ્દન પરાશ્રયી થઈ જાય છે. મારે એવી કેળવણી આપવી નથી."

* એ જ જગ્યાએ માબાપ વગેરેને ઉદ્દેશીને થયેલા એક સંભાષણમાંથી: તા. ૧૩–૯–૨૪.

મેં ફરી પૂછ્યું : "પણ દેશદેશાંતરમાં કેમ ચાલે ?"

તેણે જણાવ્યું : "ઓહો! ઘણાય અંગ્રેજી ભણેલા છે તેમને નોકર રાખીએ. પૈસા મેળવવા માટે અંગ્રેજી કેળવણીની જરૂર નથી."

મેં પૂછ્યું : "ત્યારે તમે છોકરાને ભણાવતા નથી ?"

તેણે તરત કહ્યું : "ભણાવું છું!"

"ક્યાં ?"

"ઘેર." તેણે ટૂંકો જવાબ આપ્યો.

મેં જિજ્ઞાસાથી પૂછ્યું : "શું ભણાવો છો ?"

તેણે ધીરેથી કહ્યું : "છોકરાને હું ઘેર ભણાવું છું કે વેપારમાં લુચ્ચાઈ ન ચાલે. સૌથી પહેલું એ શીખવું છું કે તમે વચન પર દૃઢ રહેજો. લક્ષ્મી તો આજ છે ને કાલ નથી, એ તો ચંચળ છે. પણ તમે ગમે તેમ થાય તોપણ વચન પાળો.

"બીજું તેમને શીખવું છું કે તમે ધર્મ પાળો. ધર્મ સાચવ્યા સિવાય જીવન નથી. તમે ગમે ત્યાં જાઓ તોપણ ત્યાં ધર્મ ત્યજતા મા. પરદેશમાં મોહક વસ્તુ બહુ છે; નાટક છે, સિનેમા છે, પીઠાં છે, હોટેલો છે, મોજ છે : એવાં અનેક પ્રલોભનો છે. તેમાં તમે તણાશો મા. ધર્મને ગમે તે ભોગે સાચવજો."

હું કહું છું કે તે માણસે કેળવણીનો આદર્શ જાણ્યો હતો. હું કંઈ તેને ઘેર તેનું આચરણ જોવા ગયો નથી, પણ તેના મગજમાં તો તે આદર્શ બરાબર ચોંટી ગયો હતો. કેળવણી લેવી તે ધંધો બરાબર ચલાવતાં શીખે તે માટે, જીવન સારી રીતે ગુજરતાં શીખે તે માટે, જવાબદારી બરાબર સમજતાં શીખવે તે માટે. એ જે શીખવે તે જ સાચી કેળવણી. એ શીખવવું તે જ કેળવણીનો સાચો આદર્શ. આજે ઘણાય માણસો મુંબઈમાં કે એવાં બીજાં શહેરોમાં લાખો રૂપિયા કમાય છે. પણ તેઓ પોતાના ભાઈઓને જરા પણ મદદ નથી કરતા. તે સાચી કેળવણી ન કહેવાય.

હું તમને મારો એક અનુભવ કહી દઉં. મારા પિતા મને ઘણી વાર વકીલ થવાનું કહેતા. હું તેમને ના કહેતો. વકીલ શું કરે છે? એક ઘરનાં બે ઘર કરવાં, તડ પાડવાં તે તેનું કામ છે. તે પ્રેમનો સંબંધ તોડે છે, ને 'કાયદાથી' સંબંધ કરવા જાય છે! પ્રેમ – ક્ષમા ઉપર તો આખું જગત ટક્યું છે. પ્રેમ સિવાય જીવનમાં રસ રહે જ ક્યાંથી? આ ધરતી પણ કેટલું બધું પ્રેમથી સહે છે? તે ન્યાય માગવા નથી જતી. તેથી તેનું સંસ્કૃત નામ 'ક્ષમા' છે. તેથી જ તે 'મા' છે. આપણે તેને જેમ હળથી વધારે ખેડીએ તેમ તે તો આપણને વધારે આપે છે. આપણે એટલો ગુણ તેની પાસેથી ન શીખી શકીએ? આપણે પણ આપણાં બધાં ભાઈભાંડુને ક્ષમા કરીએ, દરગુજર કરીએ. પણ આજે આપણે કહીએ છીએ 'અમે તો હક – હક – અને હક જ જાણીએ, અમારે તો ન્યાય જોઈએ. તે માટે ત્રાજવે તોળીને ન્યાય જોઈએ, પૂરો ન્યાય લઈશું!' અરે ભાઈ! માણસ તે ન્યાય કરનાર કોણ? પ્રભુ જેવો સાચો ન્યાયદાતા વળી બીજો કોણ છે? આપણે તો

પ્રેમથી સહેતાં શીખીએ. આવો આદર્શ જ્યાં હોય તે સાચું વિદ્યાલય. ત્યાં હું માનું કે ઈશ્વરી વાસ છે. બાકી આવું જે ન શીખવે તે આસુરી કેળવણી કહેવાય, તે સારી કેળવણી ન કહેવાય. અહીં તો એવી કેળવણી જોઈએ કે જેથી સંપ વધે, કુટુંબભાવના જાગે, બધી ન્યાતના માણસોમાં એકતા આવે, 'બધાંનું ભલું થાઓ,' એવો ભાવ પેદા થાય. આવું જે કરે તે જ સાચી કેળવણી છે. મારે મન તો કેળવણીનો આદર્શ પણ તે જ છે.

બીજી વિગતો વિશે હું ન કહી શકું. શાળાનો સમય સવારનો જોઈએ કે સાંજનો તે તમે નક્કી કરજો. આજુબાજુનાં ગામનાં બાળકોની અને તમારી અનુકૂળતા વિચારી તમને ફાવે તે સમય તમે રાખજો. કયા વિષયો શીખવો તે પણ હું નહીં કહું. પણ એટલું તો કહીશ જ કે તમારાં બાળકોનાં મગજ કેળવતાં હાથપગ ઢીલા થાય એવું કરશો નહીં, તમે એમ કહેશો કે નોકર રાખીશું. પણ યાદ રાખજો કે નોકર રાખતાં તમે નોકરના ગુલામ થાઓ છો. જે લોકો દૂબળા રાખી ખેતી કરે છે તેમના જેવી પરાશ્રિત સ્થિતિ તમારી થશે. મુંબઈમાં શેઠને ત્યાં રસોઈયો એક દિવસ ન આવે તો બિચારા શેઠ ભૂખ્યા રહે! ન તેમને કે તેમની શેઠાણીને રસોઈ કરતાં આવડે! અરે એક વખત એક શેઠને ત્યાં ઘરમાં નોકરે પાણી નહીં ભરેલું. નળમાં પાણી ન મળે, તેથી રસોઈયાએ પૂછયું, ચા શાની કરું? શેઠાણીએ કહ્યું, ચા નહીં તો કૉફી કર. આવું તેમનું જ્ઞાન (!) હોય છે. અમારા દક્ષિણમાં કડિયો મોડો તો આવવાનો જ. તેને કહીએ કે કેમ મોડો આવ્યો? તો કહેશે "મોડો આવ્યો, તો આ ચાલ્યો!" કારણ કે તે કોઈનો આશ્રિત નથી. તેને ગરજ નથી. તેને બીજેથી કામ મળે તેમ હોય છે. માલિકનું તેના વગર ન ચાલે. જે પ્રજા, જે લોકો એકલું મગજ કેળવે ને હાથપગ ન કેળવે તેની એ જ દશા થાય.

આજકાલ ગામડાંના લોકો ખેતી કરી પૂરું કરે છે. પણ ભણ્યા એટલે તો નોકરી! કેળવણીથી અપંગ થવાય તેવી કેળવણી ન જોઈએ. માણસને જીવનમાં બે પ્રશ્ન મુખ્ય છે: ખોરાક કેમ કરી મેળવે? વસ્ત્ર કેમ કરી પૂરાં કરે? કેળવણી આ પ્રશ્નો તરફ દુર્લક્ષ કરી શકે જ નહીં. અહીં આવતો હતો ત્યારે ખેતરોમાં ડાંગર અને કપાસ સાથે જોઈને મને ખૂબ આનંદ થયો. જીવનના બે મુખ્ય પ્રશ્નોનો સાથે જ નિકાલ! અન્ન અને વસ્ત્રનો ફડચો આમ સહેલાઈથી આવે. ખેતી અને વણાટ એ બે પ્રશ્નોનો નિકાલ કરનાર માણસ દુનિયામાં પાવરધો ગણાય.

હવે તમારે સંસ્કાર પ્રાપ્ત કરવાના છે. ધર્મને જાણવાનો છે, ને તેને જીવનમાં ઘટાવવાનો છે. ધર્મ એટલે શું? પુસ્તકોમાં બહુ જાતનું જુદું જુદું લખાણ હોય છે, તે બધાંને કંઈ શાસ્ત્રાજ્ઞા કહેવાય નહીં. ખરી રીતે તો દેશકાલ જોઈ ધર્મ પાળવો એ જ શાસ્ત્રાજ્ઞા. વેદકાલમાં વરુણ ને ઇંદ્ર મુખ્ય દેવો ગણાતા. તેમની જ પૂજા થતી. હાલ તો રામ અને કૃષ્ણની પૂજા સર્વત્ર થાય છે. વળી વેદમાં પાટીદાર કે વાણિયા એ શબ્દ પણ નથી, પણ હાલ આપણી સગવડ સારુ આપણે પાટીદાર

ને વાણિયાની ન્યાત ઊભી કરેલી છે. આમ આપણે ફેરફાર કરતા જ આ
છીએ અને કરવાના. આપણે ધર્મનાં મૂળ તત્ત્વોને સમજી લઈ જમાના પ્ર
વર્તન સુધારીએ. સિદ્ધાંતો તેના તે જ રાખી નિયમોમાં ફેરફાર કરીએ એ
ઇષ્ટ છે. પણ આ ફેરફાર કોણ સૂચવી શકે? જેને ખરું ધર્મનું જ્ઞાન હોય
જગતના ભલા વિશે વિચાર કરતો હોય તે જ બીજાને ને જગતને દોરી
અજ્ઞાની માણસ બીજાનો વિચાર કરી શકતો નથી. માટે જૂની પ્રથા રાખવ
આપણો આગ્રહ ગમે તેટલો હોય તોપણ આજના મહાન પુરુષોના સૂચવેલા મ
પળવું જોઈએ. ખરું પૂછો તો મૂળ શાસ્ત્રો પ્રમાણે અક્ષરશ: ચાલનાર કોઈ ન
એ વાત સાચી કે જે મૂળ સિદ્ધાંતો બંધાયા છે તે અટલ છે. તેમાં કોઈનુંય
ચાલે. પણ તેને જીવનમાં ઉતારવા યોગ્ય નિયમો કરવા જોઈએ. દાખલા ત
પિતા જેવા પૂજ્યને પગથી ન અડકાય. પણ પિતાની કેડ દૂખતી હોય, તે (
સૂઈ જાય ને પુત્રને કહે કે, ભાઈ, તારા પગ વડે મારી કેડ દબાવ, તો પુત્
તે વખતે 'પિતાને પગથી ન અડાય' એમ કહી ના ન પડાય. પગથી તો બંને
અડવાનું છે. પણ પિતાની સેવા એ સિદ્ધાંતને દૃષ્ટિ સમક્ષ રાખી નિયમ કરવો જોઈ

આપણે દાક્તરની દવા લઈએ છીએ. તે કહે ત્રણ વાર પીવી; આ
આંધળાની માફક બરોબર તે પ્રમાણે કરીએ છીએ. પણ વૈદની દવા આપણે ક
ઓછાવત્તા પ્રમાણમાં લઈએ છીએ, કારણ કે તેની દવાના ગુણ આપણે જાણી
છીએ. સૂંઠ ગરમ છે, ને ગરમી આપણને બહુ પડતી હોય તો સૂંઠ થોડા પ્રમાણ
લઈએ. દાક્તરની દવામાં તો શું છે તે જાણીએ નહીં તેથી કશો ફેરફાર થાય ન
તે જ પ્રમાણે સિદ્ધાંતને જીવનમાં ઉતારતાં શીખીએ તો દુનિયામાં રહેતાં જર
મુશ્કેલી નથી. એ ન શીખીએ તો આપણે ઢોર જેવા જ. ઢોર તો ગળાની દો
લઈ જાય ત્યાં જાય છે. પણ આપણને નિયમોની દોરી દોરે નહીં. આપણને
ધર્મ દોરે.

તમે પૂછશો કે ત્યારે ધર્મને જ કેળવણીમાં પ્રથમ સ્થાન કેમ નહીં આપ્યું
એનું પણ કારણ છે. અન્નવસ્ત્ર માટે ટળવળતો માણસ ધર્મ સમજી જ શકતો નથી

ધર્મમાં મોટી વસ્તુ પ્રેમ છે. એકબીજા પર સ્નેહ રાખ્યા વગર આપણા જીવનમ
આનંદ ક્યાંથી રહે? પ્રેમ વિના ધર્મ નથી. પ્રેમ એટલે ક્ષમા; કેવળ ન્યાય નહીં
આપણે જો ખોળવા બેસીએ કે બે લડનારમાં પહેલી ગાળ કોણે દીધી તો તે જડ
નહીં. માટે સહન કરતાં શીખવું જરૂરનું છે. આપણા જ બે હાથ લડે તો
બંનેને નુકસાન છે. ત્યાં ન્યાય કરી સજા કોને કરીએ? માટે આદર્શ વિદ્યાલયમ
તો સંપની જ કેળવણી આપવામાં આવે, અને ધર્મ જ તે આપે.

બીજું હું ખાસ સ્વભાષા વિશે કહેવા માગું છું. આપણે ન્યાતમાં, કુટુંબમાં
ઘરમાં, માતપિતા, ભાઈબહેન વગેરે સાથે વાપરીએ છીએ એ આપણી સ્વભાષા
એ આપણું દૂધ છે. તે જેટલું તેજસ્વી રહે તેટલી તેજસ્વિતા આપણામાં આવે
તેને જેટલી ખેડીએ એટલા સારા વિચાર આપણા થાય, મળે. કેટલાક કહે છે ક

આપણી ભાષામાં સારા વિચાર બતાવી શકાય તેમ નથી. પણ તેમને સ્વભાષા વિશે પ્રેમ નથી હોતો. ગાંધીજી બધું ગુજરાતી ભાષામાં બતાવી શકે છે. કારણ કે એમનામાં ધગશ છે, દેશપ્રેમ છે, તેમને બધા માણસો વિશે દયા, પ્રેમ, ચિંતા છે. તેથી ગાંધીજી કહેવા જેવું બધું સ્વભાષામાં કહી શકે છે. આપણે તો એક નાના કાગળ-માંય ઘણા અંગ્રેજી શબ્દો વાપરી દઈએ છીએ. એટલે એમ ન માનશો કે હું તમને અંગ્રેજી ભણવાનું ના કહું છું. અંગ્રેજી ભણજો, જો જરૂર હોય તો. ભણો તો તે ભાષામાં જે સુંદર હોય તેને સ્વભાષામાં ઉતારજો. પણ બધા શા માટે અંગ્રેજી ભણે? એક દુકાનદાર બધાને માટે શહેરનો માલ આણી આપે છે તેમ થોડા અંગ્રેજી ભણે અને બધાને તેનો લાભ આપે. પણ આપણી ગુજરાતી ભાષાને ખેડૂતની માફક ખેડીએ, એ મીઠી છે, સંસ્કારી છે. તેમાં બધા વિચાર બતાવી શકાય છે.

ગઈ કાલે એ જોઈ ખૂબ આનંદ થયો કે અહીં વૃદ્ધ માણસો પણ ભાષા-જ્ઞાન મેળવવા ઇંતેજાર છે. આ વસ્તુ આખા હિંદમાં અહીં અનુપમ છે. અમેરિકા કે યુરોપમાં દરેક માણસ મરતાં પહેલાં બાઈબલ જાતે વાંચવા ઇચ્છે છે. જેલમાં પણ મેં એ જોયું. મુસલમાન કેદીઓ કુરાન વાંચવા પાછળ ગાંડા — અથવા ડાહ્યા ગણો તો ડાહ્યા — થયેલા હોય છે. આપણા જૂના ધર્મગ્રન્થો ભેગા બેસીને વાંચવા-ની આપણી પ્રથા આપણે ફરીથી આ વિદ્યાલય મારફત શરૂ કરીએ.

આજે તો સમાજ બે જ વસ્તુ જાણે છે. પૈસા કમાવા અને પરણવું. એની આગળ બીજું બધું ભૂલી જાય છે. તમારા વિદ્યાલયે બાકીનું બધું પૂરવાનું છે. માનું કર્તવ્ય પૂરી સંભાળ લેવાનું તે તમારા વિદ્યાલયે કરવાનું છે. સમાજને જગાડવાનો છે. ટૂંકમાં એક જ શબ્દમાં કહું કે આખા સમાજનો બોજો જે વિદ્યાલય લે તે જ આદર્શ વિદ્યાલય. સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર બધું તેમાં આવી જાય. બે વસ્તુ — પરણાવવાના ને કમાવાના બોજા સિવાય બધો બોજો તેણે સ્વીકારવો જોઈએ. શરૂઆતમાં તમને આ મોટી વસ્તુ લાગશે, પણ પ્રયત્નથી તેને પહોંચવું સહેલું છે.

બીજું પણ એક કહી લઉં. તમારાં છોકરાં કામ કરતાં જ રહે તે ખાસ જોશો. યોગ્ય રીતે કામ કરતાં રહેવાથી જ ઇંદ્રિયોની શક્તિ વધે છે. તેમની બધી ઇંદ્રિયો પોતાની શક્તિ કંઈ ને કંઈ વધારે તેમ કરજો. તમારામાં ઘણા પૈસાદાર હશે, નોકર રાખતા હશે, પણ હું તમને બધાને ગૃહકેળવણીનું પહેલું સૂત્ર કહું છું કે છોકરાંને પ્રથમ કામ સોંપો, પછી કામ વધે તો જ નોકરને. છોકરાં નવરાં બેસી રહેશે તો બગડશે. અને છોકરાં બગડે તે ન પાલવે. બધાં પાપોનું મૂળ આળસ છે. માટે તમારાં બાળકોને કંઈ ને કંઈ કામમાં રોકી જ રાખજો. સદાચાર, સદ્વર્તન, સદ્અભ્યાસમાં તેમને રોકો. તમે મારું કહેલું બાકી બધું ભલે ભૂલી જજો. પણ આટલું યાદ રાખજો કે તમારાં છોકરાંને સેવક બનાવજો. શેઠ નહીં. બાકીનું બધું પછીથી આવશે. આમ થશે તો જ ગૃહકેળવણી ઉત્તમ થશે.

# પાઠ્યપુસ્તકોનો બોજો

આપણા દેશમાં અક્ષરજ્ઞાન બહુ ઓછું છે; પરિણામે જ્ઞાનનો પ્રચાર
થતો નથી. આ બૂમ તો છે જ. પણ જેટલાને અક્ષરજ્ઞાન મળે છે તે
અક્ષરજ્ઞાન સચવાય છે જ એમ નથી. ઉપેક્ષાથી સેંકડે ચાળીસ ટકા ફરી
બની જાય છે એમ તપાસ કરનાર લોકો કહે છે. આ પ્રમાણમાં કંઈક
દેખાય છે. સેંકડે ચાળીસ કરતાં વધારે ટકા નિરક્ષર થતા હશે.
મુખ્ય કારણ એ છે કે આપણે નિશાળમાં અક્ષરજ્ઞાનથી શરૂઆત કરીએ
અને ઘણાંખરાં છોકરાંઓ અક્ષરને ઓળખતાં શીખે છે પણ જ્ઞાનને ઓ
કે ચાહતાં શીખતાં જ નથી. સવારી માટે પલાણ ખરીદવામાં જ
મૂડી ખરચાઈ જાય છે અને ઘોડાનું તો ઠેકાણું ન હોય, એના
આ દશા છે. અક્ષરજ્ઞાનનો ઉપયોગ કરવાનું જ્ઞાન અને રસ આપ્યા વિના
જ્ઞાન આપવાથી ઝાઝો લાભ થતો નથી; ઘણી વાર હાનિ જ થાય છે. બા
પ્રાથમિક કેળવણી આટલી અપ્રિય લાગે છે, એનાં અનેક કારણોમાંનું આ
મુખ્ય કારણ છે. છોકરાંઓમાં જિજ્ઞાસા વધવા દો અને કંઈક પૌષ્ટિક તેમ
ઉદ્દીપક જ્ઞાન આપો અને પછી એને કહો 'આવું જ્ઞાન વધારે જોઈતું હોય
ચાર અક્ષરો શીખી લે.' બિલાડી પણ પોતાનાં બચ્ચાંને પ્રથમ ઉંદરના લો
સ્વાદ ચખાડે છે અને પછી એને શિકાર કરવાના પાઠ ભણાવે છે. આપણે
વર્ષ છોકરાંઓને શ્રૌત કેળવણી આપવામાં જ ગાળવું જોઈએ. શ્રૌત કેળ
એટલે કાન અને વાણીની કેળવણી. ઢગલાબંધ ચોપડીઓની અને શોર્ટસાઈ
નહીં. છોકરાંઓ સૃષ્ટિનિરીક્ષણ દ્વારા જે જ્ઞાન મેળવે છે તેમાં પ્રશ્નોત્તર દ્વારા મ
કેળવણીનો ઉમેરો કરીએ એટલે સરસ પૂર્વતૈયારી થઈ. પહેલે વર્ષે વિદ્યાર્થીના હા
ચોપડીનું તો નામ જ ન હોય. શિક્ષક મોઢેથી જ બધું શીખવે, સમજાવે, ક
વાંચી સંભળાવે કે મોઢે કરાવે અને કોઈ કોઈ વાર ચોપડીમાંથી સરસ સરસ ભ
છટાદાર રીતે વાંચી જાય. આ પદ્ધતિએ એક વર્ષમાં છોકરાંઓને કેટલુંયે જ્ઞાન આ
શકાય છે. છોકરાંઓની બધી શક્તિઓનો પ્રમાણસર વિકાસ કરી શકાય છે, શોધ
બુદ્ધિ ખીલવી શકાય છે અને સારી સારી ટેવો પડાવી શકાય છે. આવા પા
પર આપેલું અક્ષરજ્ઞાન છોકરાંઓને અળખામણું થવાને બદલે હરખામણું થાય

આજકાલ પાઠ્યપુસ્તક લખવાની પદ્ધતિ અમુક રીતે વિકૃત થઈ ગઈ
કુશળ શિક્ષક વર્ગમાં એકાદ ઠોઠ નિશાળિયાને વિસ્તારપૂર્વક જે શૈલીથી ભણ
તે જ શૈલીથી પાઠ્યપુસ્તકો લખવામાં આવે છે. આમાં અંગ્રેજી પાઠ્યપુસ્તકો
ચોખ્ખું અનુકરણ છે. આ પદ્ધતિએ શિક્ષકને ભાગે કશું સમજાવવાનું રહેતું
નથી. અને વિદ્યાર્થીને ભાગે કશું વિચાર કરવાપણું રહેતું નથી. અમેરિકામાં આજકા

'પ્રી ડાઈજેસ્ટેડ ફુડ્સ' (કૃત્રિમ રીતે પચાવેલો ખોરાક) મળે છે, આવો ખોરાક પેટમાં ગયો કે તરત જ એનું લોહી થવા માંડે છે. પેટને તે પચાવવાની ક્રિયા કરવી પડતી નથી. આવા ખોરાકની ટેવ પડ્યા પછી સાદો ખોરાક લઈ શકાતો જ નથી. અને પાચનક્રિયા તો ભૂલી જ જવાય છે. કેળવણી પણ જો એ જ ઢબે આપ્યા કરીએ તો છોકરાંઓનું જ્ઞાન વધે પણ બુદ્ધિ ક્ષીણ થઈ જાય. માણસ હંમેશાં પ્રવાહી ખોરાક લે તો ચાવણાને અભાવે દાંત નબળા પડે છે અને ધીમે ધીમે સડી જાય છે કે કોહી જાય છે. સુકોમળ પ્રવાહી કેળવણીથી તર્કશક્તિ અથવા અનુમાનશક્તિ અને કલ્પનાશક્તિની એ જ દશા થઈ જાય છે. પાઠ્ય-પુસ્તકો કૃત્રિમ રીતે જાણીજોઈને ક્લિષ્ટ અને અઘરાં કરવાની કોઈ હિમાયત કરતું નથી. પાઠ્યપુસ્તકોની ભાષા સરસ, અસંદિગ્ધ, અલ્પાક્ષર અને બહ્વર્થ હોવી જોઈએ. છોકરાં જ્યારે વાંચે ત્યારે ધ્યાનપૂર્વક જ વાંચે. ધ્યાન જરા પણ ખસ્યું કે આપણે કંઈક ખોયું છે એવી તેમને પ્રતીતિ થવી જ જોઈએ. છોકરાંઓ જ્યાં સમજી ન શકે ત્યાં શિક્ષકે મદદ કરવી જોઈએ. આજકાલનાં કેટલાંક પાઠ્ય-પુસ્તકો એટલા બધા વિસ્તારવાળાં અને વિષયને પીંજનાર હોય છે કે વિદ્યાર્થીઓ પણ અકળાઈ જાય છે અને ધીરજ ખોઈ બેસે છે. બાલબુદ્ધિ પણ કહે છે કે 'શું હું એટલું પણ ન સમજી શકું? આ પાઠનો આટલો વિસ્તાર એ મારું અપ-માન છે.' મોટા છોકરાને મા હાથે ખાવા ન દે અને તેને હમેશ કોળિયા જ ભરાવે તો શું છોકરો તે પસંદ કરે?

પીંજણશૈલી સામે જે આક્ષેપો ઉપર મૂકેલા છે તે બધા જ શિક્ષકની અતિ મદદ સામે પણ મૂકવા જેવા છે અને ચોપડી મારફતે બધું જ્ઞાન મેળવવા સામે પણ છે. પુસ્તકિયા જ્ઞાનથી સ્વતંત્ર બુદ્ધિ નષ્ટ થાય છે, કલ્પકતા ઓછી થાય છે; પુરુષાર્થ ઓછો થાય છે વગેરે જે ટીકાઓ થાય છે તે ગમે તેટલી એકાંગી અને અતિશયોક્તિભરેલી હોય તોપણ છેક વજૂદ વગરની નથી.

સાહિત્ય ખૂબ વધે એ જરૂરનું છે. બાલસાહિત્ય ખૂબ વધે એ પણ તેટલું જ મહત્ત્વનું છે. પણ પાઠ્યપુસ્તકો હદ બહાર વધારીને પ્રજા ઉપર શિક્ષકોનો અને ચોપડીઓનો એવો બેવડો બોજો નાખવાની જરૂર છે કે કેમ એનો દેશવત્સલ લોકોએ ગંભીર વિચાર કરવો જોઈએ.

# ગ્રામશિક્ષણમાં સમય અને સ્થળ

ગામઠી નિશાળ એટલે મોટે ભાગે ખેતીને અંગે પોતાનો નિર્વાહ ચલ
લોકનાં છોકરાંઓની નિશાળ તેથી આ નિશાળમાં સમયપત્રક ખેતીની મોસમ
ફરવું જોઈએ. જ્યારે ખેતીનું કામ ન હોય ત્યારે નિશાળ સવારે અને સાંજે
ખેતીનું કામ સહેજસાજ હોય ત્યારે એક જ વેળા નિશાળ ચાલે અને જ્યારે
કામની મોસમ હોય ત્યારે નિશાળ એક-દોઢ કલાકથી વધારે ન જ ચાલવી જે

દરેક ગામડામાં મંદિર બાંધવાની કે ચલાવવાની હજી પદ્ધતિ છે, પણ
ઉપયોગ મુસાફરોને માટે ધર્મશાળા તરીકે અને વેરાગીઓ માટે અન્નછત્ર
જ થાય છે. કોઈ ફરતો વેરાગી અથવા ખટપટી બ્રાહ્મણ આવાં મંદિરોમાં આ
રહે છે અને ધીમે ધીમે મંદિરનો વ્યવસ્થાપક બની જાય છે. અને ઘણી વાર
જોવામાં આવ્યું છે કે આવો માણસ અનાચારી અથવા ખટપટી ન હોય
પણ ચલમ અથવા હોકો ફૂંકનાર અને દિવસ આખો વાતોના અખાડા જમા
હોય છે. ગામડાંનાં છોકરાંઓને અને જુવાનિયાઓને આકર્ષી નાલાયક બનાવ
આ એક અસરકારી નિશાળ થઈ પડે છે. જ્યાં અંત્યજોના સવાલનો ઉકેલ અ
હોય ત્યાં રાષ્ટ્રીય શિક્ષકોએ આવાં મંદિરોનો કબજો લેવો જોઈએ અને મંદિ
જ નિશાળ ચલાવવી જોઈએ. એ ઉપરાંત રોજ રાત્રે મંદિરની આરતી
ગામના લોકોને ધાર્મિક અને રાષ્ટ્રીય સાહિત્ય નિયમિત વાંચી સંભળાવવાની
શરૂ કરવી જોઈએ. આમાં સ્ત્રીઓ આવે, પુરુષો આવે, મોટેરા આવે, છોકરાં આ
માત્ર વાચન પૂરું થાય કે લોકો તરત જ વિખરાઈ જાય એવો ખાસ અ
રાખવો જોઈએ. નહીં તો નાતની ચોવટ અને કૂથલીમાં જ તેનું રૂપાંતર થવ

# મજૂર વિદ્યાર્થીઓની કેળવણી

મજૂરો કોઈ પણ કારણસર માલિકો જોડે લડે એટલે આખી પ્રજાનું ધ્યાન
તરફ ખેંચાય છે. દેશનું ભલું કે બૂરું કરવાની શક્તિ આજે મજૂરોના હાથમાં ઘ
છે. તેથી આખા સમાજનું ધ્યાન મજૂરોની હિલચાલ તરફ ખેંચાય એ સ્વાભાવિ
છે. પણ સામાન્ય લોકો તો ટૂંકી દૃષ્ટિવાળા જ હોય છે. જે વસ્તુને આજે મહ
મળી ચૂકેલું છે તે જ લોકોના ધ્યાનમાં આવે છે. ભવિષ્યની વસ્તુઓ સૂક્ષ્મ રૂ
એમની દૃષ્ટિ આગળ આવે તો તેનું રહસ્ય લોકો નથી સમજી શકતા. કેટલ

વખત ઉપર શ્રી અનસૂયાબહેનના સેવાશ્રમ આગળ ૪૨ મજૂરશાળાઓના વિદ્યાર્થીઓનો મેળાવડો ભરાયો હતો. તે મેળાવડો શું સૂચવે છે તે તરફ લોકોનું ધ્યાન જવું જરૂરનું હતું. આજે જે મિલના મજૂરો મહાજન બાંધી એક થાય છે તે પોતાના ધંધાને અંગે સમાન સુખદુ:ખને લીધે જ. પણ આજે જે છોકરાઓ અને જુવાનિયાઓ મજૂરશાળાઓમાં ભણે છે તેમનું જીવન એકબીજા સાથે એટલું બધું ઓતપ્રોત થયેલું હશે કે તેઓ દેશમાં એક ભારે શક્તિરૂપ થઈ પડવાના. મિલનો ધંધો જો દેશમાં વધે તો મિલમજૂરોની 'ન્યાતો' જરૂર બંધાઈ જવાની. આજે સાથે ભણનાર, સાથે રમનાર વિદ્યાર્થીઓ પાછળથી જ્યારે મિલમાં જશે ત્યારે તેમની એકતા આજના કરતાં જુદી જાતની હશે. તેઓ આજે જે વિચારોમાં ઊછરેલા હશે તે જ વિચારોની અસર મિલના ધંધા ઉપર પડવાની. ઉપરઉપરથી નિરીક્ષણ કરતાં આ વિદ્યાર્થીઓ આ નિશાળો મારફત લખવાવાંચવા ઉપરાંત ઝાઝું ગ્રહણ કરી શકતા નથી એમ આપણને લાગે. આ મજૂર વિદ્યાર્થીઓને ભણાવનાર શિક્ષકોમાંથી ઘણાખરાને એમ જ લાગતું હશે કે આપણે બીજે ક્યાંક નોકરી કરવા જઈએ તેમ અહીં પણ નોકરી કરીને પેટ પૂરતું રળીએ. પણ તેઓ નથી જાણતા કે દેશની એક ભારે શક્તિ તેમના હાથ તળે ઊછરી રહેલ છે. મિલમાલિકોનાં છોકરાંઓને ભણાવવાની જવાબદારી જેટલી છે તેટલી જ જવાબદારી મિલમજૂરોને ભણાવવાની છે; પાટવી કુંવરને કે પ્રધાન પુત્રને ભણાવતી વખતે જે કાળજી લેવાય છે તે જ કાળજી મજૂરવર્ગને ભણાવવામાં રાખવી જોઈએ; કેમ કે સમાજના ભાવિ ઉપર અસર કરવાની શક્તિ તેમના હાથમાં છે.

ચાળીસપચાસ નિશાળોના વિદ્યાર્થીઓ બધા ખાદીની ટોપી પહેરીને આવેલા. ખાદીનું મહત્ત્વ જેમાં વર્ણવેલું છે એવાં ગાયનો અને સંવાદો તેઓ ચલાવતા હતા, દારૂનિષેધ વિશે ઉપદેશ દેતા હતા અને તેમનાં માબાપ ત્યાં ભેગાં થઈ બધું સાંભળતાં હતાં. આજે ખાદીનો પૂરો અર્થ તેઓ સમજ્યા નથી, પણ આવતી કાલે જરૂર સમજશે. આજે દારૂનિષેધની હિલચાલમાં તેઓ ભાગ લેતા નથી, પણ આવતી કાલે જરૂર લેશે. આજે તેઓ રાજદ્વારી હિલચાલમાં કશું સમજતા નથી, આવતી કાલે સમજશે એટલું જ નહીં પણ આગળ પડતો ભાગ પણ લેશે. એ સંભવ નથી એમ કોણ કહી શકે? જેઓ સ્વદેશી મિલનું કાપડ પેદા કરતા હોય તેઓ પોતે તો ખાદી જ વાપરતા હોય એવી સ્થિતિ જ્યારે આવી જશે (અને એવી સ્થિતિ આવતાં વાર લાગવાનું કશું કારણ નથી.) ત્યારે તેની સમાજ ઉપર કેટલી અસર થશે એનો કોઈએ આંક બાંધ્યો છે?

સમાજશાસ્ત્રની દૃષ્ટિએ મજૂર છોકરાઓની કેળવણી આપણું વિશેષ ધ્યાન ખેંચે એવી છે. આપણે અત્યાર સુધી નીચલી કોમના લોકોને કેળવણી આપી નથી, એટલું જ નહીં પણ તેમનામાં ભણવાની શક્તિ હોઈ જ ન શકે, એમ માની લીધું હતું. મજૂરનિશાળોમાં ઢેડ, ચમાર, વાઘરી વગેરે અનેક જ્ઞાતિના છોકરાઓ અને છોકરીઓ છે. તેમના સંવાદો અને ગાયનો જોતાં તેમનામાં કેળવણી લેવાની

શક્તિ કેટલી છે એનો ખ્યાલ કેળવણીમાં રસ લેનાર દરેક માણસને આવ્યા
રહ્યો નહીં હોય. મજૂરવર્ગમાં સંસ્કારી જીવન ગાળવાની મહત્ત્વાકાંક્ષા જે દિવસે
થશે તે જ દિવસે તેઓ બધી જાતની કેળવણી હસ્તગત કરી શકશે, એટ
નહીં પણ એક જ જમાનાની અંદર પોતાનો સવાલ પોતાના જ હાથમાં
જેટલી હોંશિયારી એમનામાં આવી જશે.

અમેરિકામાં જેમ જનરલ આર્મસ્ટ્રૉંગે સીદી કોમની કેળવણી હાથમાં
પાંચદસ વરસની અંદર સીદી કોમને માટે તેમની જ જાતિનો એક આગે
પેદા કરી આપ્યો તેમ આપણા મજૂરો વિશે પણ થાય તો નવાઈ નથી.

# સરસ્વતીને બારણે અંત્યજો

## ૧

રાષ્ટ્રીય શાળાઓમાં અંત્યજો પ્રત્યે જરા પણ ભેદ નહીં રાખવાની નીતિ ફરજિ
છે. અંત્યજોનો ભેદ રાખનાર રાષ્ટ્રીય શાળાને આપણે રાષ્ટ્રીય શાળા તરીકે સ્વીકા
અચકાઈએ છીએ. એ હકીકતને અંગે મને અને મારા કેટલાક મિત્રોને નીચે
પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેનો આપ યોગ્ય ખુલાસો કરશો તો અમને જાણવ
મળશે.

મારે એ સ્પષ્ટ કરવું જોઈએ કે હું જે રાષ્ટ્રીય શાળામાં છું તેને માટે
આ પ્રશ્નો હું પૂછતો નથી, આ તો મારી પોતાની અંગત શંકાઓના સ્પષ્ટીકર
માટે જ છે. સંસ્થાની નીતિને મારા વિચારો સાથે ખાસ સંબંધ નથી.

(૧) રાષ્ટ્રીય શાળામાં અંત્યજોને દાખલ કર્યા પછી સનાતન હિંદુ વિદ્યાર્થીઓ
તેમને અડતાં, તેમની સાથે રમતાં ને તેમની સાથે હળતાંભળતાં અચકાય, દૂર
દૂર રહે, તેને ઢેડ કે ભંગી કહીને સંબોધે (શરૂઆતમાં તો આમ થવા સંભવ
અને એ સૂગ ક્યારે દૂર થાય તે કહેવાય નહીં) તો તેવો વ્યવહાર રાખના
વિદ્યાર્થીને અંત્યજોનો ભેદભાવ ન રાખનાર શાળા સંઘરી શકે? તેવા ચુસ્ત વિદ્યાર્થી
સંઘરીને પણ અંત્યજ વિદ્યાર્થી સાથે રમવાની, હળવામળવાની કે અડવાની શાળ
ફરજ શી રીતે પાડે? ત્યારે વર્ગમાં ચાલુ રહેતો એ ભેદ શું સંસ્થા જોયા
કરે? શાળામાંથી નાહી નાખનાર વિદ્યાર્થી સામે કાંઈ વાંધો હોય?

(૨) ઊજળી કોમ અને અંત્યજના વિદ્યાર્થીઓ મિશ્રિત થઈને વર્ગમાં બેસે
એ વ્યવહાર જેને કબૂલ હોય તે જ રાષ્ટ્રીય શાળામાં ભણી શકે કે જે હિંદુ
પોતાની જાતે વર્ગમાં અલગ બેસી ભણવા માગતા હોય તે પણ એવો પંક્તિભેદ

રાખી વર્ગમાં બેસી શકે? અંત્યજ સિવાયના બધા હિંદુ જુદી પંક્તિ આવી રીતે રચે તો તે થવા દેવું? મતલબ કે અંત્યજોને અસ્પૃશ્ય ન માનનાર શાળામાં કેટલા વિદ્યાર્થીઓ વર્ગમાં અંત્યજોથી જરા દૂર બેસે ત્યાં સુધી ચલાવી શકાય.

(૩) અંત્યજો આવવાથી આખી શાળા ખાલી થતી હોય ત્યાં, તે સંસ્થા માત્ર અંત્યજોને જ ભણાવી સંતોષ માની બેસી રહે, કે ધર્માંધ હિંદુઓનાં સંતાનો પણ રાષ્ટ્રીય શિક્ષણનો લાભ લેતાં બંધ ન થાય એ માટે કેટલાક જુદા ખાસ વર્ગો ચલાવે? અને એવી રીતે તેમનામાં પણ અસ્પૃશ્યતાનિવારણનો આચાર નહીં તો છેવટ ભાવના પણ રેડવાનું ચાલુ રાખે? અંત્યજોથી અભડાતા સનાતનીઓનાં બાળકોને રાષ્ટ્રીય શિક્ષણ આપવાની જરૂર છે? હોય તો તે કેમ આપી શકાય? તેમને માટે જુદો રસ્તો — જુદી શાળા કાઢવી જોઈએ? તેને રાષ્ટ્રીય શાળા કહેવાય?

(૪) ઉપર કહ્યું તેમ મુખ્ય સંસ્થામાં અંત્યજો અને થોડા (નહીં જેટલા જ) અન્ય હિંદુઓ બાકી રહ્યા હોય અને જે મોટો ભાગ અંત્યજના કારણે સંસ્થા છોડીને ચાલ્યો જાય તેને માટે એક જુદી શાળા તે જ મંડળ શરૂ કરે તો આમ બે જાતની શાળા ચલાવનાર મંડળને રાષ્ટ્રીય ગણો કે? આવી જાતનું આચરણ પરસ્પર વિરોધી નથી? અસ્પૃશ્યતામાં ન માનવાનો સિદ્ધાંત આવા આચરણથી જળવાય છે?

(૫) રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થાઓની અસ્પૃશ્યતા માટેની બે દૃષ્ટિ (૧. અંત્યજોને ઉત્તમ શિક્ષણનો સરખો લાભ લેવાનો અધિકાર આપવો. ૨. તેમના પ્રત્યેની સૂગ કાઢવી.) બંને ૪થી કલમમાં વર્ણવેલ વ્યવહારથી પાર નથી પડતી? જો પડે છે તો તેમાં વિસંગતિ — વિરોધ ક્યાં છે?

(૬) અંત્યજો આવવાથી બીજા તમામ વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય શાળા છોડી ચાલ્યા જતા હોય, છતાં અંત્યજોને દાખલ કરી તેટલા અંત્યજ વિદ્યાર્થીઓથી જ શાળા ચાલે તો તેમાં અંત્યજોની સૂગ દૂર કરવાના પ્રયત્નમાં ફતેહ મળી છે એમ આપ માનો?

(૭) આટલી બધી રાષ્ટ્રીય શાળાઓ હોવા છતાં લગભગ બધાં ગામોમાં અંત્યજો તેનો જરા પણ લાભ કેમ નહીં લેતા હોય?

(૮) અજ્ઞાની સ્ત્રીને તરતમાં જ પરણેલ પતિ અંત્યજસેવામાં ઝુકાવવા માગતો હોય, પરંતુ પત્ની તેની સાથે રહી 'ધર્મભ્રષ્ટ' થવા કરતાં, ત્યારથી જ જુદો જન્મારો કાઢવાનું વધારે પસંદ કરતી હોય તો તેને સમજાવવા છબાર માસ અંત્યજસેવા પડતી મૂકવી એ વધારે સારું કે ભવિષ્યની તે વખતે દરકાર કર્યા વિના ઝુકાવવું એ સારું?

પ્રત્યુત્તર આપી ઉપકૃત કરશોજી.

ભાઈશ્રી,

તમે જે સંસ્થામાં કામ કરી રહ્યા છો તે સંસ્થાની નીતિને અંગે આ સવ
તમે પૂછતા નથી એમ જણાવી તમે મારી મૂંઝવણ ઓછી કરી છે; છતાં ત
સવાલો ફક્ત તત્ત્વચર્ચાના નથી, પ્રત્યક્ષ વ્યવહાર માટે જ તમે તે પૂછેલા છે
વિશે શંકા નથી. તત્ત્વોને વ્યવહારમાં ઘટાવતાં તત્ત્વહાનિ ક્યાં થાય છે અને ત
પોષણ શામાં રહેલું છે એ નક્કી કરવું એ મોટામાં મોટી કળા છે. જેની ત
નિષ્ઠા મોળી છે તે તો તત્ત્વના આચરણમાં ભૂલ ખાય જ છે, પણ તત્ત્વ ઉ
પૂરેપૂરી નિષ્ઠા હોવા છતાં જો જીવનરહસ્યનો ઊંડો પરિચય ન હોય તોપણ માણ
ને ભૂલ ખાવાનો સંભવ રહે છે; માત્ર કેવળ તત્ત્વનિષ્ઠા તેજસ્વી અને જાગ્
હોય તો અનુભવથી માણસ તરત જ સુધરી શકે છે અને સરવાળે મોટું નુકસ
થતું નથી.

વિદ્યાપીઠે અંત્યજોની આભડછેટ કાઢી નાંખી છે, છતાં આપણે એમ
ન જ કહી શકીએ કે વિદ્યાપીઠે માન્ય કરેલાં મંદિરોમાં કામ કરનારા બધા
શિક્ષકો આભડછેટ દૂર કરવા માટે સરખા જ કટિબદ્ધ છે. ઘણાયે એવા પડ
છે કે જેઓ અસ્પૃશ્યતા રાખવામાં પણ પાપ જોઈ શકતા નથી અને અસ્પૃશ્ય
દૂર કરવામાં પણ પાપ સમજતા નથી. તેઓ પાપથી ડરતા નથી પણ સમાજથી
છે: ઢેડને અડીએ તો નાત આપણા બેહાલ કરે, અને અડતા નથી એમ કહીએ
તો આજીવિકાનું સહેલું સાધન ખોઈ બેસીએ અથવા અસહકારીવર્ગમાં પ્રતિષ્
ખોઈ બેસીએ. આવા લોકોએ જ અસ્પૃશ્યતાનિવારણનો સવાલ આટલો બધ
અઘરો કરી મૂકયો છે. અસ્પૃશ્યતા કરતાં દિલની નબળાઈ એ વધારે મોટો રોગ છે

તમારા આઠ પ્રશ્નોમાં શિક્ષકની દુર્બળતા કે દંભ વિશે કશો ઉલ્લેખ આવ્યો
નથી, એટલે શિક્ષકો આ બાબતમાં નિ:શંક અને સ્વચ્છ છે એમ માની લઈને
જ તમારા સવાલનો જવાબ આપું છું. અસ્પૃશ્યતાનિવારણની બાબતમાં આપણી
નીતિ છોકરાંઓનાં માબાપ પ્રત્યે જુદી અને છોકરાંઓ પ્રત્યે જુદી હોય. માબાપ
જો કહે કે અમે અસ્પૃશ્યતામાં માનીએ છીએ, અમારાં છોકરાંઓ અંત્યજોની
સાથે બેસીને ભણે એ અમને પસંદ નથી, તો તેમનાં છોકરાંઓને આપણે શાળામાં
દાખલ જ ન કરીએ. પણ જો છોકરો જ ઘરના કુસંસ્કારોની અસરને લીધે
અંત્યજોને અડકવામાં વાંધો ઉઠાવે તો તેને શાળામાંથી તરત જ કાઢી ન મૂકીએ.
એને ધીરજપૂર્વક અનેક રીતે સમજાવતા રહીએ. ઉત્તમ ઉપાય એ છે કે જો
વર્ગમાં એવા છોકરા વધારે હોય તો શિક્ષક પોતે અંત્યજ છોકરાંઓમાં જઈ
બેસીને અસ્પૃશ્યતાવાદી વિદ્યાર્થીઓને ભણાવે ને સમજાવે. રમતોમાં શિક્ષક અંત્યજ
વિદ્યાર્થીઓ જોડે રમે અને બીજાં છોકરાંઓને રમતમાં ભળવા નોતરે. ઊજળા
વિદ્યાર્થીઓ અંત્યજ વિદ્યાર્થીઓ પ્રત્યેની તુચ્છતા જાહેર કરવાની વૃત્તિથી તેમને
ઢેડ કે ભંગી કહીને બોલાવે ત્યારે બને ત્યાં સુધી તેમને સમજાવે, નહીં તો—

પણ હું નથી જ માનતો કે ચારિત્રવાન શિક્ષક આ બાબતમાં નિષ્ફળ નીવડે. કેટલાક વિદ્યાર્થીઓ ઘેર જઈ નાહી નાંખે છે તેનો વાંધો નથી. ધીમે ધીમે તેઓ સમજી જશે. સગાંવહાલાંની લાગણી સાચવવા ખાતર જ કેટલાક વિદ્યાર્થી નાહી નાંખે છે એમ મેં જોયું છે. એવાઓમાંથી પણ અસ્પૃશ્યતાનિવારક ગાંધી પાકી શકે છે.

તમારો બીજો પ્રશ્ન વર્ગમાં પંક્તિભેદ રખાય કે કેમ એ વિશેનો છે. પંક્તિભેદને માન્યતા તો આપણે ન જ આપીએ. બધા વિદ્યાર્થીઓ સાથે જ બેસે, પણ દરેક વિદ્યાર્થીએ અંત્યજને પડખે જ બેસવું જોઈએ એવો કૃત્રિમ આગ્રહ રાખવાની જરૂર નથી. કેટલાક મોળા વિચારના વિદ્યાર્થીઓ એક હારમાં બેસવા છતાં અંત્યજ વિદ્યાર્થીથી દૂર બેસવાનું પસંદ કરે તો તે સ્થિતિ દરગુજર કર્યે જ છૂટકો. વિદ્યાર્થીઓને નિયમની આર વડે અસ્પૃશ્યતાવિરોધી નહીં બનાવી શકીએ. કેળવણીકારોનો એ રસ્તો નથી. કેળવણીકાર એટલે વશીકરણસમર્થ. શિક્ષકનું ચારિત્ર, તેનું આચરણ એ જ શાળાને માટે મોટી સ્મૃતિ છે. શિક્ષણ એ ધંધો નથી પણ ધર્મ છે એટલું જે જાણે તે જ છોકરાંમાંથી અસ્પૃશ્યભાવના કાઢી શકે છે.

અંત્યજો આવવાથી બાકીના બધા જ ઊજળા છોકરાઓ ચાલ્યા જાય તો મક્કમ રહી તેમ થવા દેવું એ જ યોગ્ય છે. પછી શિક્ષકોમાંથી અંત્યજ વિદ્યાર્થીઓને ભણાવવાને જરૂરના હોય તેટલા નિશાળ ચલાવે, માત્ર બાકીના બધા શિક્ષકો પોતાનો સંઘ તૂટવા ન દે. અંત્યજો ખાતર જે ક્ષણે શાળા તૂટે તે જ ક્ષણે અને તે જ કારણે બધાએ એક પવિત્ર દીક્ષા લીધી છે એનું તેમને ભાન હોવું જોઈએ. અમેરિકામાં એક નિગ્રો છોકરીને દાખલ કરી એક બાઈએ પોતાની ધીકતી શાળા અને આખા જન્મારાની મહેનત એક ક્ષણમાં બરબાદ કરી હતી. આજે આખું અમેરિકન રાષ્ટ્ર તે બાઈના સ્મરણમાત્રથી પોતાનું માથું નીચું ઝુકાવે છે.

અંત્યજોને અસ્પૃશ્ય માનનાર છોકરાંઓને અપાતી કેળવણી બંધ ન થાય તેટલા માટે તેમના ખાસ જુદા વર્ગ ચલાવીને આશા રાખવી કે કોક દિવસ તેમના મનમાં સ્પર્શભાવના ઉદય પામશે, એ મિથ્યા મોહ છે. ધર્મસુધારક વીર હોય છે, વાણિયો નથી હોતો. ('વાણિયો' શબ્દ જાતિપરત્વે નથી વાપરેલો એ કહેવાની જરૂર ન જ હોય.) હિંદુ સમાજને માટે રાષ્ટ્રીય શિક્ષણનું પ્રધાન અંગ અસ્પૃશ્યતાનિવારણ છે. જે શિક્ષણમાં અસ્પૃશ્યતાનિવારણ નથી તે અરાષ્ટ્રીય છે.

તમારો ચોથો પ્રશ્ન વાંચીને હું તો દિંગ થઈ ગયો છું. એક જ મંડળ રાષ્ટ્રીય અને અરાષ્ટ્રીય એવી બે સંસ્થાઓ ચલાવે એ સંભવે જ કેમ? 'અમારી દુકાનમાં જે ચીજ માગો તે મળે — દૂધ પણ મળે ને શરાબ પણ મળે, અમારે શું? જે માગો તે આપીએ,' એમ કહેનાર સમાજસેવકો હોતા હશે ખરા?

આપણે આજે અંત્યજોની એક જ સેવા કરી શકીએ, અને તે તેમની અસ્પૃશ્યતા દૂર કરવાની. તેમની અસ્પૃશ્યતા કાયમ રાખી તેમને શિક્ષણની બાબતમાં, આજીવિકાની બાબતમાં, ધર્મોપદેશની બાબતમાં અથવા બીજી કોઈ પણ રીતે ફાયદો પહોંચાડવાનો

ખ્યાલ રાખવો એમાં એમનું અપમાન છે ને આપણો અધઃપાત છે. આપણે કોણ મોટા તેમને અધિકાર આપનારા? શું અંત્યજો આપણે બારણે આવેલા ભિખારી કે કૂતરા છે કે તેમના તરફ આપણે એક ટુકડો ફેંકી પોતાને કૃતકૃત્ય માનીએ? ભાઈને ભાઈ તરીકે પહેલાં ઓળખીએ, પછી બીજી વાત.

અંત્યજો આવવાથી બીજા તમામ વિદ્યાર્થીઓ શાળા છોડી જાય અને એકલા અંત્યજોને આપણે ભણાવીએ તોપણ અસ્પૃશ્યતાનિવારણમાં આપણે આપણા પૂરતો ફાળો આપ્યો છે અને આપણે પૂરેપૂરી ફતેહ મેળવી છે એ વિશે મને સ્વપ્ને પણ શંકા ન આવે. આ વસ્તુઓ ચર્મચક્ષુથી જોવાની નથી હોતી. માણસ આત્મપ્રતિષ્ઠા ભૂલી ગયો છે, સ્વમાન ભૂલી ગયો છે, સામાજિક પ્રતિષ્ઠાને—સામાજિક માનને જ પ્રતિષ્ઠા સમજી બેઠો છે. તેથી જ મહાયશ મળ્યો હોય ત્યારે તેને વિનાશ સમજી તેનાથી દૂર નાસે છે!

તમારા સાતમા પ્રશ્નનો જવાબ તમે જ વધારે સારી રીતે આપી શકો. આજની રાષ્ટ્રીય શાળાઓનો લાભ અંત્યજો લેતા નથી તેનાં કારણો અનેક છે. એક કારણ મેં કાગળની શરૂઆતમાં આપ્યું છે. કેટલીક શાળાઓનાં બારણાં અંત્યજો માટે નામનાં ખુલ્લાં હોય છે. મોઢેથી કહે આવો આવો, અને આવે તેના ઉપર ડોળા કાઢે, તો એકબે હજાર વર્ષથી દબાયેલી કોમ અંદર કેમ આવે? અંત્યજોને માટે અમારાં બારણાં ખુલ્લાં છે એમ નિખાલસ દિલે રાષ્ટ્રીય શાળા કહે એટલું જ બસ છે એમ વિદ્યાપીઠનું કહેવું છે અને તે યોગ્ય છે. કોઈ પણ નિયામક સંસ્થા આથી વધારે માગવા ઇચ્છે તોપણ માગી ન શકે. પણ આપણાં હાડકાં હરામ ન હોય તો જરૂર આપણે વખત અને સગવડ શોધી કાઢી અંત્યજોને આપણે ત્યાં આવવામાં ઉત્તેજન આપીએ. ઘરમાં લગ્નકારજ હોય અને નાનો ભાઈ ઘેર ન આવે તો આપણને જેટલું વસમું લાગે છે તેટલું જ અંત્યજો વગર આપણને લાગવું જોઈએ.

અંત્યજો રાષ્ટ્રીય શાળામાં નથી આવતા એનું બીજું પણ એક કારણ હોઈ શકે. આજે રાષ્ટ્રીય શાળાઓમાં પણ જે કેળવણી અપાય છે તે સાચી કેળવણી નથી. તે કૃત્રિમ પ્રતિષ્ઠા આપનાર કેળવણી હોય છે. તે કેળવણીથી ગરીબ લોકોનું જીવન સુધરે જ છે એમ નથી; તેમને જીવનસાફલ્ય મળે જ છે એમ આપણે પણ ન કહી શકીએ. ગરીબ લોકો તો કેળવણી આપવાથી છોકરાઓ બગડે છે એમ ચોક્કસ માને છે. લાચાર થઈને જ તેઓ કેળવણી આપે છે! અંત્યજોના મનમાં એવો ખ્યાલ હશે એમ હું નથી માનતો, કેમ કે તેમને તો કેળવણીનું દર્શન સરખું થયું નથી. પછી તેઓ કેળવણી વિશે અભિપ્રાય ક્યાંથી બાંધે? શાળા જાહેર કરે કે અમારાં બારણાં અંત્યજોને માટે ખુલ્લાં છે; પણ શિક્ષકો, વિદ્યાર્થીઓ અને સ્થવિર અથવા સ્થાવર માબાપો સામાજિક જીવનમાં અસ્પૃશ્યવર્ગથી અસ્પૃષ્ટ રહે, તો અંત્યજોને કઈ રીતે વિશ્વાસ બેસે કે પોતાના છોકરાઓને પેલી ગાંધી-નિશાળમાં આવકાર છે?

તમારો છેલ્લો સવાલ બહુ જ મહત્ત્વનો અને રસમય છે. તમારા સવાલ

પાછળ સાચો જ કિસ્સો હોય તો તે દયાજનક છે, અને જો કાલ્પનિક હોય તો એવો કિસ્સો ઉપજાવવા માટે તમારા ચાતુર્યને ધન્યવાદ ઘટે છે.

તમારા સવાલનો નિર્ણયપૂર્વક જવાબ આપવાને હું અસમર્થ છું. હું પોતે એવી સ્થિતિમાં હોઉં તો શું કરું એ કહેવું પણ સહેલું નથી. તમે જાણો જ છો કે હિંદુસ્તાનમાં દબાયેલા એવા ત્રણ વર્ગો છે એમ હું માનું છું. પહેલો વર્ગ અસ્પૃશ્યોનો, એથી મોટો બીજો મજૂરો અને ગરીબ ખેડૂતોનો અને એથીયે મોટો ત્રીજો સ્ત્રીઓનો. હિંદુ સંસારમાં સ્ત્રીની દશા નિરાધાર જેવી છે. આજે સ્ત્રી કુટુંબમાં જોહુકમી ચલાવતી હોય તો તેનું કારણ સ્ત્રીપ્રતિષ્ઠા નથી પણ પુરુષોની વેવલાઈ છે. આદર્શ હિંદુ સમાજમાં સ્ત્રી કે પુરુષ કોઈ કોઈનાં આશ્રિત ન હોય. બંને સહકારી, સહધર્મચારી અને એકરૂપ હોય. અજ્ઞાની સ્ત્રીનો પતિ ત્યાગ કરે તો તેમાં બેવડો જુલમ છે. સ્ત્રી પોતાના અજ્ઞાનને માટે જવાબદાર નથી.

એક રીતે લાગે છે કે 'તરતમાં જ પરણેલી' સ્ત્રી અને તેનાં સગાંવહાલાં બેવકૂફ અને જક્કી હોય, કોઈ રીતે માને જ નહીં, કોઈ કાળે એકનાં બે થાય જ નહીં એવી ખાતરી હોય, અને તે ઉપરાંત અધીરાઈથી પતિત્યાગ કરવાનો જ આગ્રહ રખાતો હોય તો તેમને તેમ કરતાં રોકવામાં માલ નથી. આપણે ત્યાગ ન કરીએ, પણ ત્યાગની ધમકીને વશ પણ ન થઈએ. દરેક જણ પોતાના ધર્મ ઉપર મક્કમ રહે એ જ યોગ્ય છે. આપણે પણ શા માટે ધર્મભ્રષ્ટ થઈએ ?

વરસ-છ મહિનાની અંદર સ્ત્રીને સમજાવી શકીએ એવી ભારે આશા હોય તો તેટલી પણ ધીરજ ન રાખવી એમ કોણ કહી શકે ? વરસ-બે વરસની ધીરજ-થી સ્ત્રીનો અને અંત્યજોનો ઉદ્ધાર કરવાની શક્તિ આપણામાં આવી જતી હોય તો તે એક મોટો લહાવો જ ગણાય. મુખ્ય સવાલ એ છે કે આપણે આપણી દીક્ષા (મિશન) કઈ ગણી છે? અંત્યજોદ્ધાર કે સ્ત્રીઓનો ઉદ્ધાર ? મામા ફડકેને હું કહું કે તમે તમારી સ્ત્રીનો ત્યાગ કરીને પણ અંત્યજોના કાર્યમાં ઝંપલાવો (સદ્‌ભાગ્યે મામાસાહેબ પરણેલા નથી) અને ચંદુલાલ દવેને હું કહું કે તમે છો અંત્યજોનું કામ કોરે મૂકો. તમારા કાર્યમાં અને આચરણમાં અંત્યજોને અસ્પૃશ્ય માનો નહીં એટલે બસ.

દુ:ખ સાથે એક વસ્તુ અહીં નોંધવી પડે છે કે કેટલાક લોકો વાસનાવશ થઈને અમુક પગલું ભરવા માગે છે અને તત્ત્વનિષ્ઠા આગળ કરી પોતાનો બચાવ કરવા માગે છે. અંત્યજશાળાનો ત્યાગ કરવો હોય ત્યારે સહધર્મચારિણીનો સવાલ આગળ કરે અને અજ્ઞાન સ્ત્રીથી કંટાળ્યા હોય ત્યારે અંત્યજશાળાનું ઓઠું આગળ કરે ! અજ્ઞાન સ્ત્રીનો ત્યાગ કરનાર વીર અંત્યજસેવક જો ફરી પરણે નહીં અને સ્ત્રીદાક્ષિણ્ય બતાવી સ્ત્રીઓની સોબત શોધે નહીં તો હું માનું કે હા, એનો આપ-ભોગ સાચો હતો. જાહેર જીવન અને જાહેર પ્રતિષ્ઠા વિશે વધારે ઇંતેજારી રાખવી અને ખાનગી એટલે કે કૌટુંબિક કર્તવ્ય વિશે બેદરકાર રહેવું એ વૃત્તિ સારી કે

શુદ્ધ છે જ એમ નથી. જોકે આજના જમાનામાં જાહેર કર્તવ્ય જેવી વસ્તુ છે એ જ લોકો પૂરેપૂરું માનતા નથી ત્યારે જાહેર જીવનના ઉત્સાહમાં કૌટુંબિક કર્તવ્યમાં થયેલું સ્ખલન ઘણી વાર દરગુજર કરવામાં આવે છે, અને એ ભુલાઈ જાય છે કે પોતાનું કુટુંબ એ જાહેરનો જ એક અંશ છે. આખું કુટુંબ સ્વેચ્છાપૂર્વક આત્મસમર્પણ કરે એના જેવી પવિત્ર વસ્તુ તો બીજી છે જ નહીં. મુખ્ય વાત એ છે કે કોઈ પણ પગલું ભરતી વખતે પોતાનું અંતર તપાસવું જોઈએ અને નક્કી કરવું જોઈએ કે કયા હેતુથી આપણે પ્રેરાયા છીએ.

૨

દહાડિયો મજૂર સવારથી સાંજ સુધી મહેનત કરે છે ત્યારે તેને રોજી મળે છે. તમે કહો તે કામ બિચારો બિનતકરારે કરે છે. પણ ફોજનો સિપાઈ તો સવારમાં એક વાર પરેડ કરી કે છૂટો. આખો દિવસ પછી મોજમાં રહે છે. પેટ ભરીને ખાય છે, આંખો ભરીને ઊંઘે છે અને વધારામાં રોફ મારે છે. આ ફરક શા માટે ? સમાજમાં સૈનિકની પ્રતિષ્ઠા છે તેટલી મજૂરની નથી. તેનું કારણ શું?

આ ભેદ કારણ વગરનો નથી. મજૂર કહેલું કામ કરવા તૈયાર હોય છે, પણ હાથે કરીને જોખમ વહોરવા તૈયાર નથી હોતો; જ્યારે સૈનિક પ્રસંગ પડ્યે હસતે મોઢે પોતાનું શિર આપવા તૈયાર હોય છે. 'હું મરી જઈશ ત્યારે મારાં બૈરાં-છોકરાંનું શું થશે' એવી ચિંતા તે મનમાં કરતો નથી. તે સાચો ક્ષત્રિય હોઈ આસ્તિક હોય છે. ઈશ્વર ઉપર તેને શ્રદ્ધા છે. સમાજ ઉપર પણ તેને શ્રદ્ધા છે. સ્વદેશને માટે, સ્વધર્મને માટે મરી ફીટવા ઉપરાંત પણ કંઈ ચિંતા કરવાની હોય છે એ ખ્યાલ જ તેના મગજમાં નથી હોતો. તેને જાગીર કે ગરાસ મળે છે ત્યારે પણ તે જાણે છે કે આ તો ઘરની રાંડીરાંડ વિધવાઓ અને અપંગ ભાઈઓ કે ડોસાઓ માટે જ છે. 'જીન ઘર, જીન તખ્ત' એ જ મર્દ ક્ષત્રિયનું બિરદ હોય છે. તેથી જ ક્ષત્રિય આટલો પૂજ્ય છે.

વેપારીઓ પેટને માટે કમાય છે. વકીલો પોતાની રોજી શોધે છે. સરકારી નોકરો પોતાનું મહેનતાણું લે છે. દેશસેવાનું વ્રત લેનાર આપણે પણ ભૂખ્યે પેટે કામ કરી શકતા નથી. ગુજરાનને માટે આપણે આપણી જૂની બચત વાપરતા હોઈએ, સગાંવહાલાં પર આધાર રાખતા હોઈએ, કોઈ મિત્ર પાસેથી મદદ લેતા હોઈએ, અથવા કોઈ સંસ્થા પાસેથી નિયમસર પગાર લેતા હોઈએ, પણ આખરે આપણો બોજો સમાજ ઉપર જ છે. પછી બીજા વચ્ચે ને આપણી વચ્ચે ફરક શો ? ફરક એટલો જ કે આપણે ગમે તે ક્ષણે સર્વસ્વ હોમવા માટે તૈયાર રહેવાનું હોય છે. બીજા વ્યવહારની દૃષ્ટિ રાખે, પણ આપણે તો તત્ત્વને વફાદાર રહીએ. એટલી ક્ષાત્રવૃત્તિ જેનામાં હોય તે જ દેશસેવક. નફાખોરીનો ધંધો કરવા ખાતર

જો આપણે નિશાળ ખોલી હોય તો જરૂર તેમાં અંત્યજ આવતાં આપણે ડરીએ, કેટલા છોકરા જશે, કેટલા રહેશે એનો વિચાર કરીએ; 'આ કમબખ્ત અંત્યજો આપણે ત્યાં ન આવે તો ઠીક' એવું મનમાં કહીએ. પણ જો આપણે સાચા દેશ-સેવક હોઈએ, સાચા કેળવણીકાર હોઈએ તો કસોટીને પ્રસંગે સત્ત્વ ન જ ખોઈ બેસીએ. યુદ્ધના પ્રસંગને સાચા રજપૂતો ઉત્સવ ગણી વધાવી લે છે. આપણે પણ કસોટીના પ્રસંગને આપણું ચરિત્ર ખીલવવાના સુઅવસર તરીકે વધાવી લઈએ. જે સિદ્ધાંતો, જે તત્ત્વોની આપણે હિમાયત કરતા આવ્યા છીએ તે સાચે જ આપણાં છે એ સિદ્ધ કરવાની વિરલ તક કોણ વધાવી ન લે? બોલ્યા તેટલું કરી બતાવવાની સંધિ ન મળે તો જીવન અલૂણું ન થાય?

કેટલાક શિક્ષકો કહે છે, 'સમાજ તૈયાર થાય ત્યાં સુધી રાહ જુઓ; ઉતાવળે આંબા ન પાકે.' વાત સાચી છે. સમાજ તૈયાર થાય ત્યાં સુધી રાહ જોવી જોઈએ. પણ કોણે? મોટા ભાઈએ કે નાના ભાઈએ? ઘરમાં ખાવાનું ઓછું હોય ત્યારે આપણે નાના ભાઈને પ્રથમ જમાડીએ છીએ. ત્યાર પછી મોટા ભાઈનો વારો. આપણે અંત્યજોને ભણાવવાનું આજે શરૂ કરી દઈએ અને અંત્યજો સાથે બેસીને ભણવામાં પાપ નથી, માનહાનિ નથી, બેઆબરૂ નથી, એવું જ્યારે બીજી કોમને સૂઝે ત્યારે તેઓ પણ આપણી પાસે આવીને સુખેથી ભણે. ત્યાં સુધી એટલે સમાજ આવી રીતે તૈયાર થાય ત્યાં સુધી ધીરજપૂર્વક રાહ જોઈએ ને થાય તેટલું કામ ચલાવ્યે જઈએ. ઉતાવળે આંબા નહીં જ પાકે.

સરસ્વતીને બારણે તિરસ્કૃત, પદદલિત, પછાત, ભૂખ્યાં અંત્યજ બાળકો આવે અને તેમને કોઈ પણ બહાને જે કાઢી મૂકે તે શું સાચો કેળવણીકાર કહેવાય? ગરીબમાં ગરીબ, પછાતમાં પછાત, અજ્ઞાનમાં અજ્ઞાન એવાઓને જે ન અપનાવે તે કેળવણીકાર શાનો? આવી રીતે સત્ત્વભ્રષ્ટ — ચારિત્રભ્રષ્ટ થયા પછી પોતાને કેળવણીકાર તરીકે તે કયે મોઢે ઓળખાવે? કેળવણીકારનો ધંધો સહેલો નથી. અજ્ઞાન સામે, અન્યાય સામે, અનાચાર સામે ધીમું પણ પ્રખર યુદ્ધ ચલાવવું એ જ કેળવણીકારની દીક્ષા છે, એ જ એનો સ્વધર્મ છે. સાચો કેળવણીકાર સમાજનો આશ્રિત નથી હોતો પણ સમાજનો અગ્રેસર વિચારક હોય છે, આચારવીર હોય છે. જ્યારે આખો સમાજ ક્રોધથી, જુસ્સાથી, વેરભાવથી ભભૂકી ઊઠયો હોય ત્યારે પણ જે અંત્યજોને પડખે હિંમતપૂર્વક ઊભો રહે અને પ્રસંગ પડયે અભિમન્યુની પેઠે ગારદ થઈ જાય તે જ સાચો કેળવણીકાર છે. ચોપડીઓ વાંચી વાંચીને જેની પીઠમાં ખૂંધ નીકળી છે, જેની આંખોના ગોખલા થઈ ગયા છે તે કંઈ સાચો કેળવણીકાર નથી.

ધારો કે ડહાપણ વાપરીને યુક્તિથી અંત્યજોને આપણે આવતા અટકાવીએ અને ભરચક વર્ગોવાળી નિશાળ ચલાવીએ તોયે તેથી સમાજનું કેટલું હિત થવાનું હતું? આજે દેશમાં હજારો શાળાઓ છે, તેમાં એકાદ વધી તોયે શું ને ઘટી તોયે શું? પણ જો અંત્યજોને કારણે એકાદ શાળા તૂટી જાય તો તેથી તે શાળાનું અને

તે ચલાવનાર અધ્યાપકોનું આખું જીવન સફળ થવાનું. સફળતા હંમેશાં જીવવામાં જ નથી હોતી; મરીને પણ કેટલીક વાર સફળ થવાય છે. દૂરંદેશી માણસ ધર્મની દૃષ્ટિએ, ઉન્નતિની દૃષ્ટિએ લાભહાનિનો વિચાર કરી પ્રસંગ પડ્યે જીવવાને પણ તૈયાર હોય છે, પ્રસંગ પડ્યે મરવાને પણ તૈયાર હોય છે. મરીને પણ પોતાનો લાભ સાધનાર વાણિયાની વાર્તા આપણે ક્યાં સાંભળી નથી? અંત્યજોને કારણે મરી જવાનું જો કોઈ નિશાળના ભાગ્યમાં હોય તો તેની સ્થિતિ સાચે જ અદેખાઈ કરવા જેવી છે. આજે અંત્યજો પૂછી રહ્યા છે, અમારા માટે તમે શું કરવા તૈયાર છો? મરીને ચિરંજીવ થયેલી એક નિશાળ એ જ એનો સચોટ જવાબ થશે; હિંદુ ધર્મ હજી જુવાન છે, તેજસ્વી છે એનો એ પુરાવો થશે; અને સ્વરાજ્ય સૌને માટે છે એ એક ક્ષણમાં સિદ્ધ થઈ જશે. આખી જિંદગીનાં વૈતરાંથી જે કામ થતું નથી તે એક શુભ ક્ષણના વીરકર્મથી સિદ્ધ થાય છે.

## મૂળમાં મુશ્કેલી

ઉજળિયાત કોમોની કેળવણી મોટે ભાગે નોકરિયાત કેળવણી હોય છે. અને તેથી પુરુષોમાં જ એનો પ્રચાર વિશેષ થયો એ સ્વાભાવિક છે. પણ કેળવણી મારફતે સારા કે નરસા સંસ્કારો મળે છે. એ સંસ્કારો પુરુષોને મળે અને સ્ત્રીઓને ન મળે તો જીવનના સંતોષમાં બે વચ્ચે એક દૃષ્ટિ ન રહે. એ મુશ્કેલી આપણે દિવસે દિવસે અધિકાધિક અનુભવીએ છીએ. ઉજળિયાત જીવનમાં મૂળે જ સ્ત્રી-પુરુષ વચ્ચે ભેદ રહે છે. સ્ત્રીઓની સામાજિક પ્રતિષ્ઠા ગમે તેટલી હોય, પણ એમની સ્વતંત્રતા અને જવાબદારી પુરુષના પ્રમાણમાં ઓછી જ હોય છે. અહિંસક લડતને કારણે સમાજસેવા કરવાની અસાધારણ તક તેમને ન મળી હોત તો કોણ જાણે કેટલાં વરસ સુધી એ જ સ્થિતિ કાયમ રહી હોત.

આપણે હવે પછાત કોમોને કેળવવાનું બીડું ઝડપ્યું છે. પછાત કોમોની બીજી મુશ્કેલીઓ ગમે તેટલી હોય, એક લાભ એમને છે જ. એમનામાં સ્ત્રીપુરુષ વચ્ચે ઝાઝી અસમાનતા નથી. જ્ઞાનમાં કહો કે અજ્ઞાનમાં કહો, બંને સમાન હોય છે. ઘરસંસાર ચલાવવામાં બંનેની કમાણી સરખી જ હોય છે. જીવનનો જે કંઈ આદર્શ એમની પાસે હોય તે પણ બંનેનો સમાન જ હોય છે. આવી સ્થિતિમાં કેવળ તેમના છોકરાઓને જ કેળવણી આપી આપણે જ્યાં નથી ત્યાં અસમાનતા ઉત્પન્ન કરવાનું પાપ વહોરી ન લઈએ.

આપણી કેળવણી અનેક રીતે કૃત્રિમ તો છે જ. જોતજોતામાં તે ભેદભાવ ઉત્પન્ન કરે છે. એ કૃત્રિમતા આપણે ઉજળિયાત લોકો પી ગયા છીએ. પણ

બાળક કોમો એ કૃત્રિમતાથી દબાઈ જશે. એમનો જીવનનો સંતોષ નષ્ટ થઈ જશે. જ્યાં શરાબે ઘર ઘાલ્યું હોય ત્યાં તો કેળવણીની કૃત્રિમતા અને એમાંથી ઉત્પન્ન થતો ભેદભાવ જીવનનો બધો રસ હણી નાખશે. અને એ રીતે સુકાઈ ગયેલા જીવનમાં અનેક વ્યસનોને પેસતાં વાર નહીં લાગે. માટે જો શક્ય હોય તો પછાત કોમોની કેળવણીની શરૂઆત જ બાળાઓની કેળવણીથી કરવી જોઈએ.

બાળાઓની કેળવણી તો બહેનો મારફતે જ ઉત્તમ રીતે થઈ શકે. પણ આવા મહાન કાર્યને માટે બહેનોની તૈયારી જ ક્યાં છે?

## ક્રાંતિની લાયકાત

'કારીગરવર્ણ'વાળો લેખ વાંચી એક લુહારભાઈ લખે છે: "આપની સૂચના પ્રમાણેની ફરજ આજે દેશ તરફ કારીગરવર્ણ બજાવી શકતો નથી એમ સ્પષ્ટ જણાય છે. એ પ્રમાણેની ફરજ બજાવવા આજે શહેરના તેમ જ ગામડાંના કારીગરો શક્તિમાન નથી. કદાચ શહેરના કારીગરો સ્વતંત્ર હોવાથી કરી શકે, પરંતુ ગામડાંના કારીગરો તો હાલ અભણ તેમ જ પટેલગરાસિયાઓના ગુલામ જેવા, તેમના જુલમ નીચે દબાયેલા હોવાથી કાંઈ કરી શકે એમ મને તો જણાતું નથી."

બીજા એક પંચાલ ભાઈ લખે છે:

"...કારીગરવર્ગને કોઈ પણ વર્ગ તરફથી હુન્નર તથા સાહિત્યમાં વધારવા સારુ પ્રયત્ન થયા હોય એમ લાગતું નથી. કેટલીક હુન્નરશાળાઓ નીકળેલી છે, પણ ત્યાં પણ અંગ્રેજી શીખેલો માણસ દાખલ કરવામાં આવે છે. ત્યાં ગરીબ માબાપના છોકરા અંગ્રેજી શીખ્યા વિના ધંધાની કેળવણી કેવી રીતે લઈ શકે?... પણ દોષ માત્ર એકલા કારીગરોનો જ નથી, આપણા દેશના શ્રીમંતશાહુકારનો છે... આપણા સ્વરાજ્યમાં કારીગરને ઉત્તેજન મળે એવી કંઈક યોજના કરશો, જેનાથી જેમ યુરોપ હુન્નરમાં આગળ આવ્યો તેમ ઇંડિયા હુન્નરથી આગળ આવે, એવી આપને મારી નમ્ર અરજ છે."

આ કાગળો આજની સ્થિતિનો તાદૃશ ચિતાર છે. હું તો કારીગરવર્ણને, એના યુવાનોને સ્વરાજ સ્થાપન કરવા માટે આમંત્રણ આપું છું. કોક સ્વરાજ સ્થાપન કરે, તેના હાથમાં કેળવણીનું તંત્ર આવે, અને તે કારીગરવર્ણની 'નમ્ર અરજ'નો વિચાર કરે, એ સ્થિતિ ન રહે એટલા માટે તો આપણો પ્રયાસ છે. ખેડૂત લોકો જમીન સાથે બંધાયેલા છે. મૂડીદાર લોકો પણ એક રીતે માનવસમાજની ખેતી જ ચલાવે છે. એમના કરતાં કારીગર તો હજાર દરજ્જે સ્વતંત્ર છે. તેની કારીગરી એ જ તેની મૂડી. તે જ્યાં જાય ત્યાં તેને આવકાર છે. તેના વગર

સમાજનું નભવાનું નથી. તેના હાથમાં પક્ષ છે. તે શા માટે દબાયેલો રહે? પરંપરાથી ચાલતી આવેલી તેની વાર્ષિક આવક માટે તે ઓશિયાળો શા માટે રહે? કોઈ તેને કંઈ મફત તો આપતું જ નથી. બદલાયેલી પરિસ્થિતિ તેણે જાણવી જોઈએ. તે કારીગર છે એટલે જ સ્વતંત્ર છે, તે ગમે ત્યાં જઈ શકે છે, તે ગમે ત્યાં સહેજે આજીવિકા મેળવી શકે છે, તે જેમ લખપતિ થવાનો નથી તેમ કદી તેને ભૂખ્યા રહેવાનો પણ પ્રસંગ આવવાનો નથી, એ તેણે જાણવું જોઈએ. તે પોતાને દબાયેલો માનતો હોય તો તે કેવળ તેની ભ્રમણા છે, માયા છે. જે ક્ષણે તે પોતાને સ્વતંત્ર માને તે ક્ષણે તે સ્વતંત્ર છે જ.

અને કારીગર પોતાને અભણ શા માટે માને? કારીગરનું જ્ઞાન એ શું વિદ્યા નથી? તેને હિસાબ લખતાં આવડે અને પોતાના જીવનને છાજે એવી સુઘડ રહેણીકરણીનો તે આગ્રહ રાખે એટલે પત્યું. કારીગરીનું જ્ઞાન એ જ કેળવણીનો મુખ્ય ભાગ છે. બાકીની કેળવણી રહી તે ચારિત્રની કેળવણી. એને માટે અંગ્રેજી નિશાળે જવાની જરૂર નથી, એમાંથી બચી જવાની જરૂર છે.

કારીગરને જોઈતી હુન્નરની કેળવણી આપવા માટે જે પાંચપચાસ ચોપડીઓ જોઈએ છે તે દેશી ભાષામાં આણવાને બદલે હુન્નરશાળાના શિક્ષકો અને વ્યવસ્થાપકો પોતાના વિદ્યાર્થીઓ પર અંગ્રેજીનો બોજો નાખે છે. તેઓ કેટલું અંગ્રેજી શીખે છે તે આપણે જાણીએ છીએ. પોતે અભણ છે, પછાત છે, જેમતેમ કરીને ગુજરાન કરવું રહ્યું એ જાતનો હીન ભાવ — આત્મવિશ્વાસનો અભાવ કેળવવા પૂરતો જ અંગ્રેજીનો ઉપયોગ થાય છે.

અનુભવ એવો છે કે જે અંગ્રેજી કેળવણીમાં ગયો તે પોતાનો ધંધો છોડી જ દે છે. નાત એની પાછળ પૈસા ખરચે એનો લાભ નાતને મળતો નથી. નાતનો ધંધો સુધારવા માટે એનો ઉપયોગ થતો નથી. પાળેલો હાથી જેમ જંગલના સ્વતંત્ર હાથીને જાળમાં ખેંચી લાવવાનો, ખાડામાં નાખવાનો અને ગુલામ બનાવવાનો પ્રયત્ન કરે છે, તેમ અંગ્રેજી ભણેલા લોકો દેશની પ્રજાને અંગ્રેજીની ધૂંસરી તળે આણવામાં જ પોતાની કેળવણીનો ઉપયોગ કરે છે.

કારીગરવર્ણે પોતાના ઉદ્ધારનો રસ્તો પોતાની શક્તિમાં જ શોધવો જોઈએ. પોતે આશ્રિત નથી એટલું એક વાર સમજી જાય તો જ એ રસ્તો એમના હાથમાં આવવાનો છે. હું તો કારીગરવર્ણને હાથે દેશમાં ક્રાંતિની અપેક્ષા રાખું છું. ક્રાંતિથી તેમને કશું ખોવાપણું નથી. હાથમાં કારીગરી લઈને તેઓ ગમે ત્યાં વિચરી શકે, ધાર્યું કરી શકે, અને સમજે તો દેશને દોરી પણ શકે. કેવળ આત્મવિશ્વાસની જરૂર છે.

કારીગરી કારીગરી વચ્ચે ફેર છે. લોકોની — કરોડો આમલોકોની સ્વાભાવિક અને યોગ્ય હાજતો પૂરી પાડનાર કારીગરી પ્રતિષ્ઠિત છે. એ કારીગરીનો નાશ નથી. એ કારીગરી કરનાર લોકોને કોઈ પણ જાતની ચિંતા નથી. તેઓ સમાજના સાચા સેવક છે. તેમને બધે આવકાર છે. પણ જેઓ પૈસાદાર લોકોની

શોખીન વૃત્તિને પોષવા માટે વિલાસની કે વ્યસનની વસ્તુઓ તૈયાર કરે છે તેમને કમાણી ભલે વધારે થતી હોય તોયે આત્માની દૃષ્ટિએ તેમનું જીવન એટલું પ્રતિષ્ઠિત નથી. વેપારની તેજીમંદી સૌથી પહેલવહેલી એમને નડે છે. એમને પૈસાદાર લોકોના ઓશિયાળા રહેવું જ પડે છે. પોતાની ઉચ્ચ અભિરુચિ કોરે મૂકીને પૈસાદાર લોકો માગે તેવો માલ તૈયાર કરી આપવો પડે છે. તેઓ સંસ્કૃતિના રક્ષક રહેતા નથી. જો તેઓ સંસ્કૃતિનો આગ્રહ રાખવા જાય, પોતાની ઉચ્ચ અભિરુચિને વળગી રહે તો તેમનો ધંધો ચાલે નહીં. જૂનામાં આવશ્યક એવો કયો કયો ફેરફાર કરવો જોઈએ, અને પ્રગતિ કેમ સાધવી જોઈએ એનો તો તેમણે વિચાર જ કરેલો હોતો નથી, એટલે જેવા માલની માગ આવે તેવો તૈયાર કરે છે. અને એ રીતે તેઓ આશ્રિતની દશાએ પહોંચી જાય છે.

પોતાના છોકરાઓ અંગ્રેજી કેમ ભણે, તરત પોતાની આવક કેમ વધે એટલો જ સંકુચિત ખ્યાલ કારીગરવર્ગે છોડી દેવો જોઈએ. પુરાણોમાં વિશ્વકર્માનો મહિમા લખ્યો હોય તે જાણવાથી જો કારીગરોમાં આત્મવિશ્વાસ વધતો હોય તો તે સારું છે; પણ પૂર્વજોની પૌરાણિક કીર્તિ પર આજે આપણે નભી ન શકીએ. આજે તો કારીગરોએ સમાજહિત જાણનાર લોકો પાસેથી આજનું સામાજિક જીવન સમજી લેવું જોઈએ. આજની હાજત પ્રમાણે કારીગરીમાં કઈ જાતનો ફેરફાર જરૂરનો છે એ નક્કી કરવું જોઈએ. કારીગરીમાં જે ઉચ્ચ કળા રહેલી છે તેના સિદ્ધાંતો, તેનું સ્વરૂપ અને તેનાં સાધનો નક્કી કરવાં જોઈએ. ઘરની સ્ત્રીઓને તેઓ સાવ અભણ રાખે છે, કારીગરીના સંસ્કારો પણ તેમને આપતા નથી, તે ભૂલ સુધારવી જોઈએ. સમાજહિત માટે મહાસભા દ્વારા, રાષ્ટ્રીય કેળવણી દ્વારા, રાજકીય હિલચાલ દ્વારા જે કંઈ પ્રયત્ન ચાલે છે તેમાં પોતાની કોમ પૂરતો વિચાર ન રાખતાં સમષ્ટિના —આખા દેશના હિતનો વિચાર મનમાં રાખી પ્રત્યક્ષ ભાગ લેવો જોઈએ. આખા સમાજના હિતનો જે વિચાર કરે તે જ સમાજમાં પ્રતિષ્ઠા પામે છે. જેનામાં સામાજિક પ્રતિષ્ઠા આવી તેનામાં આત્મવિશ્વાસ આવે જ છે. આત્મવિશ્વાસ સાથે બધી જાતની શકિત ખીલે છે. પછી પોતાના ઉદ્ધાર માટે બીજાની મદદની આશા રાખવાને બદલે ઘણાઓને મદદ કરવાની તક સહેજે મળે છે. કારીગરવર્ગ સહેજે સ્વતંત્ર હોઈ આ બધું ઉજજવળ ભવિષ્ય એને માટે સ્વાભાવિક છે.

# કેળવણીમાં ક્રાંતિ

ગામડાંના કારીગરોને જ્યારે કહીએ છીએ કે તમે તમારાં બાળકોને નિશાળે કેમ નથી મોકલતા? ત્યારે તેઓ આપણા પ્રત્યે વિવેક જાળવી જવાબ જ આપતા નથી. કાંઈક ગોળગોળ કહી પતાવી દે છે. જ્યાં નિખાલસપણે વાત કરી શકે ત્યાં કહે છે કે, 'તમારી કેળવણી અમારા કામની નથી. તમારી કેળવણી લેવાથી અમારા છોકરા કારીગર મટે છે, તેમની કાર્યશક્તિ વધવાને બદલે ઘટે છે, તેઓ ખરચાળ થઈ જાય છે, જીવનની વાસ્તવિકતા ભૂલી જઈ કલ્પનાસૃષ્ટિમાં રમે છે, અને અસંતુષ્ટ થાય છે. અમને ચિંતામુક્ત કરવાને બદલે ચિંતાનો નવો વિષય થઈ બેસે છે અને ઘરની સરસ બેઠેલી ઘડી ભાંગી નાખીને બધું અનિશ્ચિત કરી મૂકે છે.' આટલા સ્પષ્ટ શબ્દોમાં કારીગરો પોતાનો વાંધો વ્યક્ત નહીં કરતા હોય, પણ એમની તકરાર તો આ જ હોય છે. કેળવણીથી જીવનમાં કાંઈક સુધારો થવો જોઈએ એટલી અપેક્ષા રાખવાનો તેમને હક છે. જે સ્વાભાવિક શક્તિ હતી એ પણ ગઈ, પરંપરાથી આવેલી કારીગરી ભૂંસાઈ ગઈ, વ્યવહારુ ડહાપણ ખોવાઈ ગયું, અને કેવળ તરંગીપણું, ઉડાઉપણું અને અસ્વસ્થતા ઘેર આવ્યાં, એવા અનુભવ પછી માબાપ તકરાર કેમ ન કરે?

જમાનાનું જોર જાણી જેમણે પોતાના છોકરાઓને આજની કેળવણી આપી છે તેમણે પોતાના ધંધાને તિલાંજલિ આપવાના નિશ્ચય પછી જ એ આપી છે. છોકરો ભણશે અને વધારે સારો કારીગર થશે એવી આશા તો કોઈએ રાખી જ નથી. છોકરો ભણશે તો અંગ્રેજી વાંચશે, સરકારી નોકર થશે, અથવા ગાડરિયા પ્રવાહમાં તણાઈને વકીલ કે ડૉક્ટર થશે, ધંધાના સંસ્કારો વધારે પ્રબળ હશે તો ઓવરસિયર ઇજનેર થશે, એવી આશાથી જ છોકરાઓને તેઓ કેળવણી આપે છે. કયા સોનીએ આશા રાખી છે કે પોતાનો છોકરો આજની કેળવણી લઈને વધારે સારો સોની થશે અને સોનીના ધંધામાં પ્રગતિ કરશે? સોની મામલતદાર થશે, આઈ. સી. એસ. થઈને કલેક્ટર થશે, એવાં સ્વપ્નાં એ ભલે સેવે. એલએલ. બી. થઈને વકીલાત કરશે તો તમામ સોનીકોમના કજિયાઓ એને જ મળશે એ જાતની આશા માબાપ જરૂર રાખે છે. પણ કેળવણીથી સોનીના ધંધામાં બરકત આવશે એવી તો કોઈએ જ આશા રાખી નથી. આજની કેળવણી કારીગરોના ધંધાની મારક છે એ વિશે કોઈને શંકા રહી નથી.

કારીગરોને કેળવણી તરફ બોલાવતાં પહેલાં કેળવણીને કારીગરી તરફ લઈ જવાની વિશેષ આવશ્યકતા છે.

પણ કેવળ કારીગરીની કેળવણી બસ નથી. જીવનના સામાન્ય સંસ્કારો સાથે

કારીગરી જોઈએ છે. ઉચ્ચ જીવન અને સામાજિક જવાબદારી સાથેની કારીગરીથી સમાજનો ઉદ્ધાર થવાનો છે. એના વગર જીવન પ્રતિષ્ઠિત ન થઈ શકે, દૃષ્ટિ વ્યાપક ન થઈ શકે, અને સામાજિક ઉચ્ચનીચભાવ દૂર ન જ થઈ શકે.

જેને આપણે સામાન્ય કેળવણી કે વ્યાપક કેળવણી કહીએ છીએ એ કેળવણી સામાન્ય નથી પણ એકાંગી છે. એ બેઠાડુ કેળવણી છે. એ નોકરિયાત કેળવણી છે. એ પ્રતિષ્ઠિત આશ્રિતોની કેળવણી છે, સમાજને નિચોવનારની કેળવણી છે, એમ કહીએ તો ઘણાને માઠું લાગશે. પણ મજૂરો, ખેડૂતો અને કારીગરોના અજ્ઞાનનો લાભ લઈ, એમની મહેનતનો સારસાર ચૂસી લઈ તેના પર જીવનાર વર્ગોની એ કેળવણી છે એનો ઇન્કાર કરવો મુશ્કેલ છે.

સાચી પ્રજાકીય કેળવણીમાં બાળકોની બધી શક્તિઓનો વિકાસ થાય એ તરફ મુખ્ય ધ્યાન આપેલું હોવું જોઈએ. જાતમહેનતનો આનંદ બાળક કેળવે, મહેનત-મજૂરી અને કારીગરી એ જ આવક અને આજીવિકાનાં ખરાં સાધનો છે એટલું બાળકના મન ઉપર ઠસે તો આપણે કહી શકીએ કે આપણે પ્રજાકીય કેળવણીનો પાયો નાખ્યો. સ્વરાજ્યમાં જ્યારે મજૂરો, ખેડૂતો અને કારીગરોના હાથમાં સત્તા આવશે ત્યારે (જો તેઓ વટલાઈને સમાજના વાંદાનો ધર્મ નહીં સ્વીકારે તો) કેળવણીમાં આમૂલાગ્ર ફેરફાર કર્યા વિના તેઓ રહેશે નહીં. જડ, થડ અને પાંદડાં બધું જ નવું થવું જોઈશે. ગણિત, ચિત્રકળા અને ઓજારો વાપરવાની આવડત એ ત્રણ વિષયોથી કેળવણીની શરૂઆત થશે. અક્ષરજ્ઞાન ત્યાર પછી આવશે. ભૂગોળ, સંપત્તિશાસ્ત્ર અને વિચારશાસ્ત્ર બરાબર શીખ્યા પછી જ ધર્મશાસ્ત્રને સ્થાન મળશે. તમામ જાતની કારીગરી જે પ્રાથમિક તૈયારી માગે છે તે જ પ્રજાકીય કેળ-વણીમાં પ્રથમ અપાશે. સમાનભાવે, સ્વાભિમાનપૂર્વક પરસ્પર સહકાર જામે તેને માટે જે સામાજિક સ્વાવલંબન અને સામાજિક જવાબદારી આવશ્યક છે તે પણ પ્રજાકીય શિક્ષણના વાતાવરણમાં દાખલ કરેલાં હશે. જાતમહેનતથી જીવવાની જેમને ટેવ છે એવા લોકો જ આ ક્રાંતિ કરી શકશે. ઉજળિયાત ગણાતા આશ્રિત વર્ગોના હાથમાં આજે કેળવણીનું તંત્ર છે તેઓ તે ઝટ નહીં છોડે. પોતાની બુદ્ધિશક્તિ વાપરી આ નવી ક્રાંતિનો તેઓ વિરોધ કરશે; જૂનું ટકાવવા માટે અનેક રીતે લોકોને સમજાવશે. જો તેઓ વખત વરતી પ્રજાનું કેવળ હિત જ ધ્યાનમાં રાખી, પોતાના જીવનમાં પ્રથમ ફેરફાર કરી સામાજિક કેળવણીને નવી દિશા આપશે તો સૌ રૂડાં વાનાં થશે; નહીં તો નવા વર્ગોમાંથી નવા ક્રાંતિકારી કેળવણીકારો ઊભા થશે અને આખું તંત્ર પોતાના હાથમાં લેશે.

# ખંડ ૬ : વિદ્યાર્થીઓને

## આજનો વિદ્યાર્થી

આજના વિદ્યાર્થીની મૂંઝવણનો પાર નથી. જીવનની શરૂઆતમાં જ એની આગળ જીવનના આકરામાં આકરા સવાલો ઊભા થાય છે, જેનો તાત્કાલિક નિર્ણય કર્યા વગર એક ડગલું પણ આગળ વધવું એને માટે મુશ્કેલ થઈ જાય છે. અને એનો જમાનો પણ કેવો! કશું જ સ્થિર કે નિશ્ચિત ન મળે. ધાર્મિક, સામાજિક, લૈંગિક, આર્થિક, રાજદ્વારી બધા જ આદર્શો આજે નિર્દયપણે કસાય છે. એમાં વળી સંસ્કારિતા, કળા, સમાજસત્તા, વગેરે નવા નવા સવાલો ઉમેરાતા જાય છે. અને જીવન તો દહાડે દહાડે જટિલ અને મુશ્કેલીભર્યું થતું જ જાય છે. ઘેર એક જાતની દુનિયા, ચોપડીઓમાં બીજી જાતની, શિક્ષણસંસ્થામાં ત્રીજી, સમાજમાં ચોથી અને મનોરાજ્યમાં વળી પાંચમી. આવી પંચવિધ દુનિયાના એકીસાથે રહીશ થવું એ પાંચ ભાષા એકસામટી શીખવા કરતાં કેટલુંયે અઘરું છે. અને છતાં નિર્ઘૃણ જમાનો એને વગર સંકોચે એવી પરિસ્થિતિમાં ફેંકી જ દે છે.

આવી મૂંઝવણમાં માબાપની અથવા ગુરુજનની સલાહ લેવી એ સ્વાભાવિક રસ્તો છે, પણ માબાપોએ અને ગુરુજનોએ પોતાના અસ્વાભાવિક જીવનથી એ માર્ગ પણ લગભગ અશક્ય કરી મૂક્યો છે. માબાપો ઉપદેશ કરે છે એક જાતનો, કેળવણી આપે છે બીજી જાતની, અને બાળકો પાસે અપેક્ષા રાખે છે ત્રીજા જ પ્રકારના જીવનની. આવી સ્થિતિમાં ઉઘાડી આંખવાળો વિદ્યાર્થી કરે શું?

અને જો લોકો એના તરફ તટસ્થભાવે ઉદાસીન રહેત તોયે એ પોતાનું ફોડી લેત. પણ 'ભવિષ્યની આશા'ને એને લોકો સુખે કેમ બેસવા દે? ગામડામાંથી આવેલા મુસાફરને સ્ટેશન પરના ટાંગાવાળા જેમ ચોમેરથી ખેંચ્યા કરે છે તેમ ભવિષ્યકાળની ચિંતા રાખનાર બધા જ એને ખેંચે છે. એને જોઈએ છે કોઈ દોરનાર સલાહકાર; પણ એના જીવનમાં રસ લેનારાઓ કાં તો એની ટીકા કરે છે કાં તો ખુશામત કરે છે. ખુશામત બધાને જ પ્રિય હોય તો વિદ્યાર્થી એમાં નાશાય એમાં શું આશ્ચર્ય? પણ આખરે એ તેથીયે કંટાળી જાય છે. ખુશામત જેટલી પોલી વસ્તુ દુનિયામાં બીજી નહીં હોય. તેનો અવાજ સરસ હોય છે. પણ તેથી કશો અર્થ સરે નહીં.

એમના કેટલાક ટીકાકારો કહે છે કે આજનો વિદ્યાર્થી નાસ્તિક થઈ ગયો છે, એનામાં કશી શ્રદ્ધા રહી નથી. જ્યારે બીજી તરફથી પોતાને ભવિષ્યકાળના આગેવાન ગણાવતા લોકો જોરજોરથી કહે છે કે 'ધર્મ એ ધતિંગ છે, શ્રદ્ધા એ મૂર્ખની વંચના છે. બ્રિટિશ સલ્તનતને તોડો તે પહેલાં આ ધર્મના ધતિંગને તોડો. તો જ તમારો ઉદ્ધાર છે.'

આખરે મૂંઝાયેલો વિદ્યાર્થી નિરાશ થઈને કહે છે, 'હવે તો મારો રસ્તો હું જ શોધી કાઢીશ, અને તેમ કરતાં જે જોખમ વહોરવું પડે તે વહોરી લઈશ.' આજના જીવતા વિદ્યાર્થીને જો કશાની પડી હોય તો તે સ્વરાજ્યની છે. બ્રિટિશ ગુલામી એને સાલે છે. એ ગુલામીમાંથી છૂટી જવા માટે નરકમાં જવું પડે તો ત્યાંયે જવા તે તૈયાર થશે. એ વૃત્તિની મસ્તીમાં આવી એ કહે છે, 'ધર્મ-અધર્મ કશું હું ન જાણું, હું તો મારા દેશની સ્વતંત્રતા ચાહું છું, એને અર્થે મારી તમામ મિલકત — મારા વિચારો, મારો ઉત્સાહ અને મારી 'સરફરોશી કી તમન્ના' દેશને ચરણે હું અર્પણ કરી દઉં. એથી વધારે શું કરી શકાય?'

આવા ઉત્સાહમાં જ્યારે એ કંઈ પણ પગલું ભરવા માંડે છે ત્યારે પ્રથમ એને ભાન થાય છે કે વ્યક્તિ તરીકે પણ એ સ્વતંત્ર નથી, જ્યાંત્યાં એને રોક-નાર તત્ત્વો સજ્જ છે. દેશની સ્વતંત્રતા ખાતર બલિદાન આપવા તૈયાર થયેલો વિદ્યાર્થી જ્યારે પોતાને જ આમ પરતંત્ર, જકડાયેલો જુએ છે ત્યારે તેની ચીડનો પાર નથી રહેતો. તેની સાથે સમભાવ રાખનાર કોઈ જ નહીં. ન્યાતવાળાઓ તેને જરા જરામાં ન્યાતની શક્તિની બીક બતાવે છે. મા એને કહે છે, 'આમ કરીશ તો તને કન્યા નહીં મળે.' પિતા એની આગળ 'કરીઅર'ની વાતો કરે છે. અને પિતાના મિત્રો તો એથીયે વધારે છૂટ લઈ 'પિતાને નિરાશ કરવાને માટે' એ 'કપૂત'ની ઝાટકણી કાઢે છે. દેશની પરિસ્થિતિ અને દેશસેવકોના આદર્શ જોઈ વિદ્યાર્થીમાં કાંઈ પણ ઉચ્ચ જીવનનો અંકુર સ્ફુર્યો હોય તો તે કચરી નાખવા માટે તેને ઝટપટ પરણાવી દેવામાં આવે છે. અથવા તેને કહેવામાં આવે છે, 'તારે માથે કુટુંબનું દેવું છે તે પહેલાં પતાવી દે. તારી બહેનને પરણાવવી છે તે માટે રૂપિયા લાવ. પછી તારે જે દેશસેવા કરવી હોય તે ભલે કરજે.'

યુવાનોનું હીર ચૂસનાર ઝેરીમાં ઝેરી કોઈ વસ્તુ હોય તો તે આર્થિક પરાવલંબન છે. એને જ કેટલાક લોકો યુવાનોને ઠેકાણે લાવવાના સાધન તરીકે વાપરે છે. યુવાનો જો પરણેલા ન હોય, તેમને માથે દેવું ન હોય, અને ખડતલ જીવન ગાળવાની એમને ટેવ હોય તો દુનિયામાં કઈ એવી વસ્તુ છે જે એમની મહત્ત્વાકાંક્ષાને દબાવી શકે? કેટલાક વ્યવહારુ દૂરંદેશી ધરાવનાર વાલીઓ એટલે સુધી વિચાર કરે છે કે જુવાનોને ખરચાળ ટેવો પડે તો તે ઈષ્ટ જ છે. ગમે તેમ ખરચ કરવા-ની ટેવ એક વાર પડી એટલે જુવાનને કમાવાની ચાનક રહે છે. એક વાર કમાણી-ની જરૂર જણાઈ એટલે એની આગળ ગમે તેવો ધ્યેયવાદ લોકો રજૂ કરે, અને ગમે તેવા ઉચ્ચ આદર્શોને તે મનમાં સેવતો હોય તોયે આત્માને સાટે પૈસો કમાવા માટે તૈયાર થયેલો તે જીવન કેવું ગાળશે એ વિશે નિશ્ચિત રહી શકાય. પછી તેનો આદર્શ ઉતારી પાડવા અથવા તેની ભાવનાઓ છીછરી બનાવવા બીજા ખાસ પ્રયત્ન કરવાની જરૂર નહીં રહે.

પ્રત્યક્ષ અનુભવની વાત છે. એક બાળકના વાલીને મેં કહ્યું, 'જે પરિસ્થિતિમાં આજે તમારા બાબુને તમે રાખો છો તે પરિસ્થિતિમાં તે જરૂર વ્યસની થઈ જવાનો.

એના કરતાં એને મને સોંપી દો. હું એની કેળવણી પર ધ્યાન રાખીશ.’ વાલીએ નફ્ફટ નિખાલસતાથી મને જે જવાબ આપ્યો તેથી હું તો આભો જ બની ગયો. એણે કહ્યું, ‘છોકરો વ્યસની થશે તોયે કંઈક કમાશે. અને પસ્તાશે તો વ્યસન પણ છોડી દેશે. પણ તમારા સ્વદેશી અને સ્વરાજ્યમાં એક વાર એ દાખલ થયો એટલે કમાણીને નામે મીંડું. અને એમાં પસ્તાવાને બદલે એ આગળ ને આગળ વધવાનો.’ સદ્‌ભાગ્યે આવા આકરા દાખલા અપવાદરૂપ જ છે. પણ કોક કોક વાર આવા આકરા દાખલા પરથી જ વાલીઓની મનોદશા ક્યાં સુધી જઈ શકે છે એની કલ્પના આપણને આવે છે.

આજે વિદ્યાર્થીને કાંઈ પણ ખાસ વસ્તુ જોઈતી હોય તો તેની પોતાની સ્વતંત્રતા જાળવવા જેટલો સ્વાશ્રય, ખડતલપણું અને સમભાવપૂર્વક દોરનાર કોઈ સજ્જન એ ત્રણ વસ્તુ છે.

છોકરાઓ ઉચ્છૃંખલ થયા છે એવી બૂમ જ્યાંત્યાં સંભળાય છે. અને તે સાચી નથી એમ કહેવું પણ મુશ્કેલ છે. માબાપ, શિક્ષકો, શેરીના પડોશીઓ, નાતીલાઓ, અને સમાજના આગેવાનો, બધા જ પોતાનો સરખો અનુભવ રજૂ કરે છે કે ઝીણી બાબતોમાં તો વિદ્યાર્થીઓ વિવેક ભૂલી જઈ ઉચ્છૃંખલ થતા જાય છે. પણ ભારે પુરુષાર્થનાં કામોમાં તેઓ પોતાના મનોરથ જેટલી હિંમત હૈયામાં ધારણ કરી શકતા નથી. એટલે એક વર્ગ કહે છે કે જુવાનો ફાટચા છે; અને બીજો વર્ગ કહે છે કે જુવાનો દમ વગરના છે. બંને અભિપ્રાયો પાછળ સરખી જ અધીરાઈ છે. જો જુવાનોને વિશ્વાસ બેસે કે પોતાને દોરનાર માણસ પોતાના હૃદયની વાત સમજી શકે છે, અને પોતાના મનોરથો પાર પાડવાનો જ રસ્તો બતાવી રહેલો છે તો તે પ્રેમથી પેલા માણસનો ગુલામ થવા તૈયાર છે. ગાંધીજી કહે કે ‘જાજરૂ સાફ કરવા નીકળી પડો,’ તો જુવાનો તૈયાર થયા જ છે. ગાંધીજી કહે કે ‘જેમની દેશભક્તિ વિશે પણ તમને શંકા છે તેમને પ્રામાણિક દેશસેવકો સમજીને તેમના પ્રત્યે વિવેકનું વર્તન રાખો, તો તરત છોકરાઓએ પોતાની સ્વાભાવિક વૃત્તિને દબાવી તે પ્રમાણે કર્યું જ છે. ગાંધીજીએ કહ્યું કે ‘મુખ્યમાં મુખ્ય રાષ્ટ્રીય ફરજ રેંટિયો ફેરવવામાં છે,’ અને થોડા જ દિવસમાં વિદ્યાર્થીઓ પોતાનો બધો આગ્રહ અને વિરોધ ભૂલી જઈ રેંટિયો ચલાવવા બેઠા. એ બધું શાને લીધે? શું ગાંધીજી એમને મોટા મોટા પગારની ‘કરીઅર’ આપે છે? કે રાજદરબારમાં પ્રતિષ્ઠા અપાવે છે? કે વ્યવહારમાં મોજશોખનું વાતાવરણ એમની આસપાસ પાથરે છે? એવું કશું નથી. ગાંધીજી એમને સેવાનો માર્ગ બતાવે છે, કષ્ટ વેઠવાને રસ્તે દોરે છે, અકિંચન થવાને પ્રેરે છે – ગરીબોની સેવા માટે ગરીબોની જેમ રહેવા નોતરે છે. ગાંધીજીનો યુવકો પર વિશ્વાસ છે, તેથી યુવકો તેમનો શબ્દ ઝીલવા તૈયાર છે.

કેટલાક લોકોને કદાચ આ વાત સાચી નહીં લાગે, આમાં વસ્તુસ્થિતિનો ઠીક-[illegible]

તપાસ્યા પછી જ બરાબર સમજાશે. આજના વિદ્યાર્થીનું હૃદય તો ગાંધીજીની સાથે જ છે. પણ અંતરબાહ્ય બંધનો તેને હમેશ રોકે છે. એ બંધનો તોડવાનો રસ્તો તેને દિનરાત બતાવવો જોઈએ. આજના અધ્યાપકો, આજનાં માબાપો અને આજની રહેણીકરણી ત્રણે યુવાનોને આડે રસ્તે લઈ જાય છે. આજે યુવાનો જો કંઈ પણ તેજસ્વી પગલું ભરતા હોય તો એ દ્વારા કંઈ નક્કર દેશસેવા થાય છે એમ સમજીને નહીં, પણ પોતાની ત્રિવિધ અકળામણ જાહેર કરવાને સારુ.

આજે આખા દેશની પ્રજા ગુજરાત તરફ માનની દૃષ્ટિએ જુએ છે. બંગભંગ પછી જેમ બંગાળની સાખ બંધાઈ, આબરૂ વધી અને પ્રતિષ્ઠા જામી, તેમ જ બારડોલીની લડત પછી ગુજરાતની પ્રતિષ્ઠા બંધાઈ ચૂકી છે. ગુજરાત તરફ લોકો માનની નજરે જોવા લાગ્યા છે. ગુજરાતનો ત્યાગ, ગુજરાતની નિર્ભયતા અને ગુજરાતનો સંયમ દેશમાં અનુકરણીય થઈ પડયાં છે. ગુજરાત આજે આખા દેશને મોખરે છે. દેશભરના ખેડૂતો અને બીજા પીડિતો ગુજરાત પાસેથી આશ્વાસન લઈ રહ્યા છે. શું આ બધી પરિસ્થિતિની અસર ગુજરાતના નવયુવકોનાં મન પર થયા વગર ન રહે? જે ખેડૂતોની બહાદુરીથી પોતે માથું ઊંચું કરીને ફરી શકયા છે તે ખેડૂતોની અને પોતાની વચ્ચેનું અંતર દૂર કરવા તેઓ તલસે; ખેડૂતોની સાદાઈ, ખેડૂતોની નિર્ભયતા, તેમનો સ્વાશ્રય અને તેમની ઈશ્વરનિષ્ઠા પોતામાં લાવીને એ અંતર ભૂંસી નાખવા તેઓ ઈચ્છે એ સ્વાભાવિક છે. પણ કેળવણી એની આડે આવે છે. 'કળા'નો આદર્શ એની આડે આવે છે. ધર્મ પ્રત્યે કેળવાયેલો અનાદર આડે આવે છે. શાળાનાં તંત્રો આડે આવે છે. અને ઘરની વ્યવસ્થા પણ આડે આવે છે. પછી એને થઈ જાય છે, હવે કરવું શું? એ તો એટલું જ ગાઈ શકે છે, 'ભારત કે હિત કે કારન હમ કુછ ન કુછ કર જાયેંગે.'

એવી મનઃસ્થિતિમાં વિદ્યાર્થીઓને દબાવવાથી શો લાભ છે? દબાણથી શું તેઓ સુધરી જવાના હતા? અત્યાર સુધીના દબાવવાના પ્રયાસથી ધાર્યું ફળ આવ્યાનો કોઈ પણ ઠેકાણેનો અનુભવ છે ખરો? આજે જેઓ વિદ્યાર્થીઓનું હિત ચાહે છે તેમણે પ્રથમ તો વિદ્યાર્થીઓનો માર્ગ મોકળો કરી આપવો જોઈએ. તેમના પરનું દબાણ ઉઠાવી લેવું જોઈએ. અને પછી જ તેમની આગળ તેમના હિતની વાતો અને તેમની ભૂલો પણ રજૂ કરવી જોઈએ. યુવાનો ખુશામત નથી માગતા પણ નિખાલસતા માગે છે. પોતાની ભૂલો ઢાંકવાની તેમને કદી જરૂર જણાતી નથી. તેમની ઉંમર જ ભૂલો કરીને ડહાપણ શીખવાની હોય છે. ભૂલો કરતાં અને સુધારતાં તેમને સરખો જ આનંદ આવે છે. પોતે સ્ખલનશીલ છે એનું ભાન યુવાનોને હોય છે, તેથી જ તેઓ મોટેરાઓનો અંકુશ વિશ્વાસપૂર્વક સ્વીકારે છે. પણ જ્યારે અંકુશ દબાણનું સ્વરૂપ પકડે ત્યારે તેઓ સામા થવાના જ. પણ દબાણ નીકળી ગયું કે તરત જ પોતાના ધર્મને અનુસરીને તેઓ અંકુશ શોધતા આવે છે.

# અતિવાચન

"ઘણો વખત થયાં મનમાં આપને પત્ર લખી પુછાવવાનું થયા કરતું હતું, તે આજે એ વિચારને અમલમાં મૂકું છું. સ્પષ્ટ માર્ગદર્શનની આશાએ આ પત્ર લખી રહ્યો છું. હું અહીંની શાળામાં શિક્ષક છું.

મને નાનપણથી જ વાંચવાનું વ્યસન લાગેલું. અને શરૂઆતનાં વર્ષો તો સારીનરસી નવલકથાઓ વાંચવા પાછળ ગાળ્યાં. પણ કૉલેજમાં આવતાં નવલકથાનો રસ લગભગ પૂરો થયો; અને જરા ઊંચા પ્રકારનું વાચન વાંચવા માંડયું. પણ વાચનનો ઉન્માદ તો એવો ને એવો જ રહ્યો. કોઈ નવું પુસ્તક કે કોઈ માસિક બહાર પડે અને હું વાંચ્યા વગર રહી જાઉં તો તો મારી પ્રગતિમાં વાંધો આવે એવો એક ખ્યાલ બંધાઈ ગયો. તેથી માથે આવી પડેલા વ્યવહારુ કર્તવ્યને ભોગે પણ વાચન, વાચન અને વાચન ચાલુ રાખતો. પ્રભુકૃપાએ ત્યાર પછી વાચન તો જોકે ઊંચી કોટિનું કર્યું છે. મહાત્માજીનાં, ટૉલ્સ્ટૉયનાં, આપનાં, મશરૂવાળાનાં, નવજીવન પ્રકાશન મંદિરનાં, પ્રસ્થાન, કુમાર, સૌરાષ્ટ્ર પ્રકાશન મંદિરનાં, દક્ષિણામૂર્તિ વગેરેનાં લગભગ ઘણાંખરાં — બધાં પુસ્તકો વાંચ્યાં એમ કહી શકું. એમાં પ્રતિપાદિત કરેલ આદર્શોને જીવનમાં ઉતારવાનો નમ્ર પ્રયત્ન પણ કર્યો. જીવનની અમુક સંસ્કારિતા પણ કેળવી. એક જાતનું બહુશ્રુતપણું (જો કહી શકાય તો) પણ મેળવ્યું. પણ વિચાર કરતાં એક મોટી ખામી બધા લાભોને ઢાંકી દે એવી જણાઈ આવે છે. તે એ કે સ્વતંત્ર વિચારશક્તિ — બુદ્ધિ કુંઠિત થઈ ગઈ છે, લગભગ નાશ જ થઈ ગઈ છે, અને બીજી એક જાતની અસ્થિરતા બધા વિચાર અને વર્તનમાં વ્યાપી રહી છે. પારકા આદર્શો — પારકા વિચારોનું જ મેં મારા ઉપર મોટું ખોખું લાદ્યું છે, લદાઈ ગયું છે. એક જાતની વિચારોની ગુલામી — માનસિક પરાધીનતા આવી ગઈ છે. (પછી ભલે તે ગમે તેવા માન્ય પુરુષના વિચારોની હોય.)

શિક્ષણ, દેશ, સમાજ, અંત્યજ પ્રકરણ, ધારાસભા, સામ્યવાદ, લગ્ન, બ્રહ્મચર્ય વગેરે જે આવે તે વાંચ્યે જ રાખ્યું છે, અને મગજમાં અવ્યવસ્થિતપણે બધું ભર્યું છે. વિચારવાનો વખત નથી મળ્યો કે ટેવ જ નથી પડી, પણ કોણ જાણે કેમ પારકાના ચાવેલા વિચારને ગળે ઉતારી જવાની ટેવ પડી છે. પરિણામે આજે હજાર વસ્તુ વિશે હજાર વિચારો આવે, પણ એકે વિચાર ઉપર બુદ્ધિ નિર્ણય આપી શકતી નથી એટલે કાર્ય તરફ એકે વિચાર દોરી જતો નથી. એકે વસ્તુ ઉપર વિચારો સ્થિર ટકતા જ નથી. એક વાતનો વિચાર આવે ત્યાં બીજો, ત્રીજો એમ વિચારો આવ્યા જ કરે ને નિર્ણય સુધી પહોંચવા ન દે. એથી આ પણ સાચું ને તે પણ સાચું એવી ત્રિશંકુ દશા રહ્યાં કરે. અને આવી સ્થિતિ, મેં સ્યાદ્વાદ કેળવ્યો છે એમ માની ચલાવ્યાં કરી.

કોઈ વસ્તુ સ્વાનુભવની નિષ્પત્તિ ન હોવાથી કોઈ સિદ્ધાંત કે વિચારોનો સળંગસૂત્ર ખ્યાલ જ નથી આવ્યો, તેથી સર્વાંગી દર્શનના અભાવે એ સિદ્ધાંતોના આચરણમાં ખાળે ડૂચા અને દરવાજા મોકળા — એવી અસંગતતા ઘણી વાર જીવનમાં દેખાઈ આવી છે. ત્યારે હવે પ્રશ્ન છે કે કરવું શું?

ખૂબ વાંચવું એ એક અંતિમ અને બિલકુલ ન વાંચવું એ બીજું અંતિમ. પહેલાનો બદલો વાળવા બીજા અંતિમનું સેવન કરું? એટલે વાચનમાત્રનો થોડાં વર્ષો માટે ત્યાગ કરું? સામાન્ય ખબરો સિવાય બધા તાત્ત્વિક વાચનનો બહિષ્કાર કરું? કે આ અપચો થયેલા મગજમાં વધારે ભર્યે રાખું? બીજો અંતિમ માર્ગ આજ સુધીની ટેવોમાં જબરો ફેરફાર માગી લે છે. અને એ માર્ગ સાચો જ હશે કે કેમ એની પણ શંકા છે. પણ બીજો કયો રસ્તો? એ જાણવા માટે જ આપને પત્ર લખ્યો છે."

ભાઈશ્રી,

તમારો કાગળ મળ્યો. અતિવાચનથી તમે લખો છો તે જાતની સ્થિતિ થઈ જાય છે એ સાચી વાત છે. પણ વાચનને પરિણામે તમે કાગળ સુંદર લખી શકયા છો એને માટે તો તમને અભિનંદન આપવું ઘટે છે.

અતિવાચન એ વસ્તુ સાપેક્ષ છે. ઉનાળામાં હવામાં પાણીનો જથ્થો જેટલો હોય છે એના કરતાં શિયાળામાં ઘણો ઓછો હોય છે. છતાં ઉનાળાની હવાની તરસના પ્રમાણમાં પાણી ઓછું પડવાથી હવા કોરી લાગે છે. હજુ કેટલુંયે પાણી સમાઈ શકે એમ સ્પષ્ટ દેખાય છે. જ્યાંત્યાંથી હવા પાણી ચૂસ્યાં કરે છે, જ્યારે શિયાળામાં હવાને પાણીનો એક જાતનો અપચો થયેલો હોય છે. તેથી ઘડીઘડીમાં તે પાણી ઓકી કાઢે છે, જેને આપણે ધૂમસ કે ઝાકળ તરીકે ઓળખીએ છીએ. હવામાં ઉષ્ણતા કેટલી છે એના પર બધો આધાર છે. હવામાં ઉષ્ણતા જેટલી વધારે તેટલું વધારે પાણી એ સહેજે લઈ શકે છે, અને વધારે માટે ભૂખ પણ બતાવી શકે છે. ઉષ્ણતા ઓછી થઈ એટલે થોડું પાણી પણ એના કામનું નથી રહેતું. એનાં વાદળાં થઈ એ હવાને ગૂંગળાવી નાંખે છે.

વાચનનું એમ જ છે. જીવનમાં ઉષ્ણતા છે કર્મયોગની, પુરુષાર્થની, ઊંડા ચિંતનની, નિરીક્ષણ-પરીક્ષણની, શોધખોળની, ઉત્પાતની, નવા નવા પ્રયોગોની. એ જેમ જેમ વધારે કેળવીએ તેમ તેમ આ વાચન હજમ થતું જાય છે, જેમ ખોરાકનું લોહી, લોહીનું માંસ-મજ્જા-વીર્ય, અને એનું ઓજસ્ અને આધ્યાત્મિક તેજ બની શકે છે, તેમ જો જીવન પુરુષાર્થમય હોય, કર્મપરાયણ હોય, કાંઈ નહીં તો અખંડ ચિંતનનું પણ હોય, અને આપણે જો ચિત્તનું ઊંડાણ સાચવી શકતા હોઈએ તો વાચન ઓછું હોય કે વત્તું, જરૂર લેખે લાગવાનું. યુવાનોને આપણે ખૂબ ખાઓ એમ પણ નથી કહેતા, બિલકુલ ન ખાઓ એમ પણ નથી સૂચવતા, પણ કસરતરમત તરફ, ખડતલપણા તરફ પ્રેરીએ છીએ; 'ભૂખ હોય તેટલું ખાજો, अमितं ब्रह्मचारिणाम् હિસાબ રાખ્યા વગર ખાજો' એમ કહીએ છીએ. કેમ કે તંદુરસ્ત

અને વીર્યવાન શરીરમાં ખોરાક અને મહેનતનું પ્રમાણ એની મેળે સચવાય છે. એ જ સ્થિતિ વાચનની પણ છે.

કાર્યપરાયણતા વધે એટલે વાચનનો વખત એની મેળે ઓછો થઈ જાય છે. પરિણામે વખતની કિંમત પણ આપણી પાસે વધી જાય છે. વખતની કિંમત વધ્યા પછી ગમે તેવું લખાણ વંચાય જ નહીં. એટલે વાચનમાં પસંદગી આવે છે. એ જ મોટામાં મોટી વસ્તુ છે. પસંદગી ન હોય તો જીવન તો એળે જાય જ છે; પણ સાહિત્યવિષયક કળાની અભિરુચિ પણ કેળવાતી નથી. પસંદગી પછી જ નિરીક્ષણ અને ચિંતન શરૂ થાય છે. એમાંથી પ્રયોગો કરવાની વૃત્તિ વધે છે. ભૌતિક પ્રયોગો જ નહીં પણ જીવનના પ્રયોગો. એમાંથી તેજ પ્રગટે છે; અને પુરુષાર્થ પણ ફરી વધે છે. વધેલા પુરુષાર્થ સાથે વાચનમાં ઉત્કટતા આવી જાય છે. તંદુરસ્ત લોકો જેમ શેરડીમાંથી પૂરેપૂરો રસ ચૂસી લે છે, અને નબળા દાંતવાળા લોકો શેરડી સહેજ ચાવીચાવીને ફેંકી દે છે, તેવું જ વાચનનું છે. પુરુષાર્થી કર્મપરાયણ માણસ ઓછું બોલે છે. પણ બોલ્યું ધારે છે, અને ધાર્યું કરે છે, તેમ જ વાંચેલું તપાસે છે; તપાસીને એને વિશે અભિપ્રાય બાંધે છે; અને જીવનદૃષ્ટિ નક્કી કરે છે. એની બુદ્ધિ વ્યવસાયાત્મિકા થઈ જાય છે; અને તેથી વાચનમાંથી જીવનને પુષ્ટિ મળે છે.

એટલે તમને વધુ વાંચો કે ઓછું વાંચો એવા એકે અંતની ભલામણ કરતો નથી. ચિંતન, નિરીક્ષણ, પરીક્ષણ અને પુરુષાર્થ એમાં વધો; એકલી ચર્ચામાં નહીં પણ પ્રત્યક્ષ વિધાયક કાર્યમાં. એટલે અત્યાર સુધીનું વાચન જે ધુમાડાના ગોટા જેવું છે તેની જ જ્યોતિ સળગશે. આચાર એ વિચારની કસોટી છે. આચાર વિચારને કસે પણ છે અને ઓપ પણ ચડાવે છે. આચાર દ્વારા વાંચીને સંઘરેલા વિચારો પોતાના થાય છે. કેમ કે એ વિચારો હૃદયમાં વવાય છે, જીવનમાં પોષાય છે. તેમાંથી સ્વતંત્ર વિચારના ફણગા ફૂટે છે. અને એ રીતે જીવન કૃતાર્થ થાય છે.

## આજના યુવાનોને*

૧૯૨૦માં હું ભાવનગર પહેલી વાર આવ્યો. આજે એને દસ વર્ષ થઈ ગયાં. તમે જો એ સમય દરમ્યાન મને બોલાવ્યો હોત તો તમને પ્રિય થઈ પડે એવું ઘણું ઘણું મેં તમને કહ્યું હોત. આજે શ્રીદક્ષિણામૂર્તિના ચિત્રકાર સોમભાઈનાં ચિત્રો જોવા હું ગયો. તેમનાં ચિત્રો જોઈને મુગ્ધ થઈ ગયો. એ શક્તિશાળી ચિત્રકાર છે. પરંતુ હજી પણ મનમાં શંકા રહ્યા કરે છે કે મેં એમાં વખત ગાળ્યો

* ભાવનગરની શામળદાસ કૉલેજમાં તા. ૧૭–૧૨–૩૦ના રોજ આપેલું વ્યાખ્યાન.

એ યોગ્ય કર્યું છે કે કેમ? ભારતવર્ષના સ્થાપત્ય અને કલા ઉપર હું આશક થયેલો છું. જો તમે મને પહેલાં બોલાવ્યો હોત તો કલા, શિલ્પ, સાહિત્ય, કાવ્ય, સમાજશાસ્ત્ર, ઈતિહાસ કે અર્થશાસ્ત્ર ઉપર તમને હું ઘણું કહી શકયો હોત. પણ આજે નહીં. આજનો સમય જુદો છે.

મુંબઈના શહીદ બાબુરાવને માટે તમે હમણાં પ્રાર્થના કરી. અત્યારે હું એ પ્રાર્થનામય છું એમ કહું તો ચાલે. મુંબઈમાં એ સ્થાન મેં જોયું છે. લોકો ત્યાં ફૂલો ચડાવી પૂજા કરે છે. એ સારું કરે છે કે ખોટું એ તો કોણ જાણે. ભાવના ડાહી પણ હોય અને ગાંડી પણ હોય. કેવળ ભાવના ડહાપણ અને ગાંડપણથી પર હોય છે. તમે એ ભાવના ઝીલો. તમે એ બલિદાનનું મહત્ત્વ સમજો.

વીર બાબુ ગણુ માટેની તમારી લાગણી જોઈ મારી નિરાશા સહેજ ઓછી થઈ. તમારા હૃદયમાં પણ દેશને માટે લાગણી વસેલી છે. પણ તમારામાંથી કોઈએ પણ પોતાના અંગ ઉપર એકે વિદેશી કપડું નથી પહેર્યું એમ હું માની લઉં? જેઓએ વિદેશી કપડાં પહેર્યાં છે તેઓ જો વીર બાબુરાવ માટેની પ્રાર્થના વખતે ઊઠીને બહાર ચાલ્યા ગયા હોત તો મને તેઓ તરફ માન થાત. જે વિદેશી કાપડને હદપાર કરવા માટે બાબુ ગણુએ અક્ષરશઃ પોતાના પ્રાણ પાથર્યા તે પરદેશી કાપડ તમે કેમ પહેરી શકો?

તમે મને બોલાવ્યો છે; પણ હું શું કહું? આપણી ન્યાત ભિન્ન છે. તમે લડાઈના કેવળ પ્રેક્ષકો છો, અને હું સૈનિક છું. અમે આમરણાંત લડી લેવા નીકળ્યા છીએ. એવે વખતે હું પ્રેક્ષકોને સહી શકતો નથી. તમે સૈનિક ન બની શકો તો દુશ્મન બનજો, પણ પ્રેક્ષકો ન બનતા.

મૈસૂરની યુવક પરિષદમાં અમેરિકન મિશનરી રેવ. મોટ આવ્યા હતા. ત્યાંથી પાછા ફરતાં તેઓ ગાંધીજીને મળવા આશ્રમમાં આવ્યા. ગાંધીજી એમને માટે કેવળ દશ મિનિટ કાઢી શકે એમ હતું. દુનિયાના યુવકોના માનીતા રેવરંડ મોટ દસ મિનિટમાં ગાંધીજીને શું પૂછશે એ કુતૂહલે હું પણ ત્યાં ગયો. ભૂખ્યા વરુની પેઠે એમણે એક પછી એક પ્રશ્નપરંપરા શરૂ કરી. અને ગાંધીજીએ એમને ટૂંકા અને ટચ જવાબો આપ્યા. બીજી વાતો નહીં કરું. બે પ્રશ્નોએ મારું ખૂબ ધ્યાન ખેંચ્યું. "તમારા જીવનમાં એવી કઈ એક વસ્તુ છે કે જેના આનંદમાં તમે કટોકટીના સમયે પણ ટકી શકો છો?" રેવ. મોટે પૂછ્યું. ગાંધીજીએ જવાબ આપ્યો: "હિંદુસ્તાનની પ્રજાના સ્વભાવમાં અહિંસા રહેલી છે. આ એક શ્રદ્ધા મને ટકાવી રહેલી છે. આ શ્રદ્ધામાં વિશ્વાસ રાખીને મારી પ્રજા દ્વારા જગતને હું અદ્વિતીય એવી ક્રાંતિ કરી દેખાડવાની ઉમેદ રાખી શકું છું. બીજી પ્રજાઓ ગમે તેટલી સંસ્કૃત હોય, પણ યુદ્ધ સમયે પશુની માફક હિંસક બને છે. ભારતવર્ષની નાડીમાં અહિંસા રહેલી છે." રેવ. મોટે બીજો પ્રશ્ન પૂછ્યો: "તમને સૌથી વધારેમાં વધારે ચિંતાજનક અને દુ:ખદ કઈ વસ્તુ છે?" "ભારતવર્ષના ભણેલા લોકોની Hardness of heart." બાપુજીએ

જવાબ વાળ્યો. અંગ્રેજી કેળવણીની અસરને લીધે તેઓનાં હૃદય પાષાણ જેવાં બની ગયાં છે. હું ચિંતામાં પડયો. મારા મનમાં બીક પેઠી કે ગાંધીજી જેઓની ઉપર અજબ શ્રદ્ધા રાખી બેઠેલા છે એવા ગ્રામજનોને 'કેળવણી' આપી તેમને કેળવાયેલા એટલે પાષાણહૃદયી તો નથી કરી રહ્યો ને? રાષ્ટ્રીયતાનાં લેબલ મેળવવાથી વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય નથી થતા, રાષ્ટ્રીય વિદ્યાર્થીઓ પણ તમારા ચેપમાંથી બચી નથી શકયા. એ ચિંતામાં ને ચિંતામાં મેં બે રાત ઉજાગરા કર્યા. પરંતુ જ્યારે ગાંધીજીની કૂચ સાથે એક વિદ્યાર્થીના અપવાદ સિવાય વિદ્યાપીઠના સૌ વિદ્યાર્થીઓ નીકળી પડયા ત્યારે મને નિરાંત થઈ. મારા અધ્યાપકો પણ બિનપગારે લડતમાં જોડાયા અને મારા આનંદનો પાર ન રહ્યો.

છાપાંઓમાં મેં વાંચ્યું કે ગુજરાત કૉલેજની ઉપરનું પિકેટિંગ સફળ થયું. પણ જ્યારે મેં સાંભળ્યું કે એ વિદ્યાર્થીઓ કોલ્હાપુરથી ભાવનગર સુધી પ્રસરી ગયા છે ત્યારે મને ખૂબ દુઃખ થયું. તેઓ જો એ પિકેટરોનો સામનો કરી ત્યાં જ રહ્યા હોત તો મને તેમને માટે માન ઊપજત. પણ તેમણે પલાયનનો—કાયરનો માર્ગ સ્વીકાર્યો.

મેં આટલું તો કહ્યું છતાં તમને ખાસ શું કહેવું તેના હું વિચારમાં છું. તમારે રોજ નવી નવી વાતો જોઈએ છે. પણ નવું હું કયાંથી કાઢું? દેશભક્તિ અને દેશધર્મના ઉદ્‌ગારો સાંભળી સાંભળીને તમારાં હૃદયો રીઢાં થઈ ગયાં છે. ખાદી વિશે સાંભળી સાંભળી તમે કંટાળ્યા છો. પણ હું તો તમને ખાદી પહેરવાનું જ કહેવાનો. અમે જ્યાં સુધી જીવીએ ત્યાં સુધી હિંદમાં વિદેશી કાપડનો એક ટુકડો સુખેથી ન વેચાય એ અમારો સંકલ્પ છે. તમે કૉલેજ ન છોડી શકો તોય રેંટિયો ચલાવી શકો છો, ખાદી ધારણ કરી શકો છો. જો તમે એમ કહો કે ખાદીમાં કલા નથી તો હું તમને એમ કહું કે કલા વિશે તમને કશી ગતાગમ નથી. કલકત્તામાં મારા એક મિત્ર છે. તેમણે માત્ર કલા ખાતર જ ખાદી પહેરવી સ્વીકારી છે. તમે ધીમે ધીમે કંટાળીને ખાદીનો વિરોધ કરવો છોડી દીધો છે એ એક સારું ચિહ્‌ન છે. કંટાળીને એમ હું જાણીજોઈને કહું છું. તમે તત્ત્વ ખાતર વસ્તુ નથી લેતા. નવી વસ્તુ ભાળીને સ્વીકારી લો છો. એ જેમ જેમ જૂની થતી જાય તેમ તેમ કંટાળતા જાઓ છો; અને છેવટે છોડી દો છો. પણ અમે તો તમને રોજ રોજ એની એ જ વસ્તુ કહેવાના. બીજું કશું સાંભળવાની મારી પાસેથી અપેક્ષા ન રાખશો. હું પૂના ગયો હતો. એક કૉલેજમાં ભણતા જુવાન મને મળવા આવ્યા. મને કહે કે "જેલનું કે બીજા કશાનું જોખમ ન હોય એવો અમને કાર્યક્રમ ન બતાવો?" હું મારી જાતને કાબૂમાં ન રાખી શકયો. હું મારો ધર્મ ચૂકયો. મારાથી ન રહેવાયું અને સહેજ કડવું બોલી જવાયું : "કેમ નહીં? ગાંધીજીએ જોખમવાળો બધો કાર્યક્રમ તો બહેનોને સોંપ્યો છે, એટલે જોખમ વિનાનાં ઘણાં કામ કર્યા વિનાનાં પડી રહ્યાં છે." ગમે તેમ તોય તે પણ મારો એક દેશબાંધવ હતો ને? મેં એને પછી સમભાવપૂર્વક ઘણાં કામો બતાવ્યાં. તમે એવો

જોખમ વિનાનો કાર્યક્રમ તો મારી પાસે નહીં માગો ને? નહીં માગો એમ માની લઉં છું; માગી લઉં છું.

તમને હું બીજું કશું નથી કહેતો. અત્યારે તમને જેલમાં જવાનું, લાઠી ખાવાનું કે આ કૉલેજ છોડવાનું પણ નથી કહેતો. પરંતુ તમને હું એક જ વસ્તુ કહું છું. તમે આ કરીઅર અને પરીક્ષાની ઘરેડ છોડો. એ છોડયા પછી જ તમારામાં આત્મશ્રદ્ધા અને હિંમત આવશે.

તમે મને આજે કેમ બોલાવ્યો છે તે હું જાણું છું. ગાંધીજી પાસે પાંચ મહિના અને દસ દિવસ રહીને આવ્યો એટલે તમે મને અદેખાઈથી પીંખી નાખશો એમ જાણતો હતો. તમને ગાંધીજી તરફ પ્રેમ અને માન છે એ હું જાણું છું. તમને તેમને વિશે કશુંક જાણવાની જિજ્ઞાસા હોય તે પણ સ્વાભાવિક છે. જ્યારે તેઓ પ્રથમ જેલમાં ગયા ત્યારે આપણા જેવા ભણેલાઓથી ડરીને એમણે ખૂબ ખૂબ વાંચી લીધું. તમારામાં જો જિજ્ઞાસા હોય તો જૂનાં 'યંગ ઇન્ડિયા' ઊથલાવી એ ચોપડીઓની યાદી જોઈ લેજો. તમે આશ્ચર્યચકિત થઈ જાઓ એટલું તેમણે વાંચ્યું અને ઉપરાંત ઘણું લખ્યું. પરંતુ આ વખતે? આ વખતે તેમણે રેંટિયા સિવાય કશી પ્રવૃત્તિ હાથ ધરી જ નથી. એ બધું વાંચીને એમણે જોઈ લીધું કે સાચી વસ્તુ રેંટિયો છે. તેમણે રેંટિયાને તારણહાર માન્યો છે. ગરીબોને એક રૂપિયામાં સર્વાંગ સુંદર રેંટિયો મળે એવું કરવા તેઓ રેંટિયા ઉપર અથાગ પ્રયોગો કરી રહ્યા છે. રેંટિયા અને ગીતામાં તેઓ પોતાનો બધો વખત ગાળે છે.

તેઓએ ખોરાકમાં તાજાં ફળ તજી દીધાં છે એ તો તમે જાણો જ છો. પણ તેમનો સાચો ખોરાક તો પ્રજાની અહિંસાપરાયણતા છે. ગાંધીજીનો દેહ એ રાષ્ટ્રીય દેહ છે. રાષ્ટ્રની વૃત્તિની તેમના શરીર ઉપર ભારે અસર થાય છે. મારો એક વિદ્યાર્થી મારી સાથે લડીને સરકારી કૉલેજમાં ભણવા ગયેલો. બાપુજીએ કૂચ કરી ત્યારે ફરી બાપુ પાસે એ આવ્યો અને અભ્યાસ છોડી લડતમાં જોડાયો. એના આનંદમાં ગાંધીજી બીજે દિવસે દસ માઈલ વધારે ચાલી શકયા.

ખેડા જિલ્લાના વીર ખેડૂતોને મેં કહેલું કે ગાંધીજીનો સાચો ખોરાક તો તમારી ટેક છે, તમારી તાલીમબદ્ધ અહિંસાપરાયણતા છે. એ અહિંસાપરાયણતાને લીધે તો ગાંધીજી ટકી રહ્યા છે.

જ્યારે મારે તેમનાથી છૂટા પડવાનું થયું ત્યારે તેમણે મને કહ્યું કે તું એક પિકેટિંગમાં નહીં પડતો. એ કયું પિકેટિંગ? કાપડનું? ના. વિદેશી કાપડ તો હિંદમાંથી જવું જ જોઈએ. એ અમારો કૃતનિશ્ચય છે. અને કાપડિયાઓને પણ હૃદય છે એવી અમારી માન્યતા છે. ત્યારે દારૂનું? ના. દારૂડિયાઓમાં પણ હૃદય અને સમજશક્તિ રહેલાં છે એવી અમારી ખાતરી છે. ત્યારે એ કયું પિકેટિંગ કે જેમાં ન પડવાની ગાંધીજીએ મને સલાહ આપી? હું એ શબ્દો નહીં બોલું.

# પ્રૌઢ પ્રશ્નો*

જ્યારે તમારા મંત્રીએ મને ભાષણ આપવાનું કહ્યું ત્યારે મેં મારી તબિયતની ઢાલ આગળ કરી ના પાડી, પણ એમાં હું ન ફાવ્યો. મંત્રી પાસે એનો તોડ હતો. તેમણે કહ્યું: 'એ તો અમે જાણીએ છીએ. તમે તમારું ભાષણ લખી આપો તોયે ચાલશે.' મારા જૂના વિદ્યાર્થીઓને ના કહેવાની હિંમત મેં હજી નથી કેળવી. મંત્રીએ એનો લાભ લીધો.

પોતે લખેલો લેખ વાંચી સંભળાવવો અને પોતાનું ભાષણ લખી મોકલવું બંને અઘરાં કામ છે. સાંભળનાર વ્યક્તિઓ— તેઓની જીવંત આંખો— દૃષ્ટિ આગળ હોય ત્યારે જ બોલવાની પ્રેરણા થાય. પણ આજકાલના બ્રૉડકાસ્ટિંગના જમાનામાં શ્રોતાઓ સામે ન હોય તોયે બોલવાની કળા કેળવવી પડે છે.

કોઈ પણ પરિચિત વિષય ઉપર ભાષણ આપવું એટલું અઘરું નથી હોતું, પણ ભાષણને માટે વિષય પસંદ કરવો એ જ અઘરું કામ છે. માણસ પોતે કામ કરતો હોય તો એને વિષય ઝટ સૂઝે છે. સાંભળનારના જીવન જોડે માણસનો પ્રત્યક્ષ સંબંધ હોય તોયે એને વિષય સહેજે જડે. બેમાંથી એકે સ્થિતિ હું આજે ભોગવતો નથી. શ્રોતામંડળ વિદ્યાર્થીનું હોય ત્યારે ઘણા લોકોને નૈતિક કે ધાર્મિક ઉપદેશ કરવાનો લોભ થાય છે. પોતાના બહોળા અનુભવમાંથી કેટલાંક અમૂલ્ય રત્નો અનુભવ વગરના જુવાન વિદ્યાર્થીઓને આપીએ તો તેમને ભારે લાભ થાય એમ દરેક વક્તાને થાય છે. પણ ત્યાં જ તેઓ ભૂલે છે. અનુભવ એ વિનિમયની વસ્તુ નથી. અનુભવ એ અમૂલ્ય વસ્તુ છે. જે વસ્તુને મૂલ્ય નથી હોતું તેનો વિનિમય થઈ શકતો નથી, એટલું અર્થશાસ્ત્ર તમે ક્યારના શીખી ગયા છો. વખતે તમારા અધ્યાપકોએ એ જ વસ્તુ ઉલટાવી તમને કહ્યું હશે કે જે વસ્તુનો વિનિમય ન થઈ શકે તેને મૂલ્ય નથી હોતું.

આમ માનો તોયે મારો વાંધો નથી. તમારે ત્યાં કેટલાયે વક્તાઓનાં અમૂલ્ય અનુભવરત્નો પડેલાં હશે. તમે એથી કદાચ અકળાઈ ગયા હશો. એટલે તમને એ વિશે અભયદાન આપી કહું છું કે તમને આજે ઉપદેશ તો નહીં જ આપું. લૉર્ડ મોર્લીએ એના એક ભાષણની પ્રસ્તાવનામાં કહ્યું છે કે દુનિયામાં બે જાતના બેવકૂફો હોય છે: બીજાને ઉપદેશ કરે છે તે અને કરેલો ઉપદેશ સાંભળતો નથી તે. આવા સૂત્રથી ચેતી જો હું પોતાને બચાવી લઉં તો અનાયાસે તમને પણ બચાવી લીધાનું પુણ્ય મને મળી જશે.

*ગુજરાત મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ માટે લખેલું વ્યાખ્યાન. તા. ૯-૧૨-૨૯

માણસ ઉપદેશ ભલે ન કરે, તોયે એના મનમાં જે વાત રમતી હોય તેને જ વિશે તે બોલી શકે છે. એ ન્યાયે તકલીની વાત કરવાનું આજે મન થાય. પણ હમણાં જ તમે મહાદેવભાઈનું સપ્રયોગ વ્યાખ્યાન સાંભળ્યું છે, એટલે એ વિષય મારે માટે બંધ થયો છે. તકલીનું રાજકીય મહત્ત્વ મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને સમજાવવાપણું ન હોય, એટલે એ વિષય હું છોડી દઉં છું.

માણસ પાસે જે વસ્તુ નથી હોતી તેનું મહત્ત્વ તેને સૌથી વધારે લાગે છે. આપણી પાસે યુદ્ધનાં શસ્ત્રો નથી, તેથી આપણને હમેશાં લાગે છે કે આપણી પાસે શસ્ત્રો હોત તો ક્યારનું આપણે સ્વરાજ્ય મેળવ્યું હોત. માંદો પડી મેં મારી કાર્યશક્તિ ખોયા પછી વિદ્યાર્થીઓની તંદુરસ્તી વિશે પૂછપરછ કરવાની મારી ઇચ્છા વધી છે. ગિદવાણીજીને તંદુરસ્તી વિશે તમને આગ્રહપૂર્વક ભલામણ કરતાં મેં સાંભળ્યા છે, એટલે હું માનતો હતો કે મહાવિદ્યાલયમાં રમત અને કસરત ખૂબ ઉત્સાહમાં ચાલતાં હશે. મંત્રીને પૂછતાં ખબર પડી કે અખાડામાં ફક્ત આઠ જણ જાય છે. મેદાની કે મર્દાની રમતો રમાતી જ નથી. પેન્શનરોને છાજે એવી કેટલીક બેઠી રમતો રમાય છે. આવી વિગત સાંભળી કસરત ન કરવાની પોતાની ન્યાત વધ્યાનો આનંદ માનવા જેટલો સ્થૂળ હું નથી થયો. અને મને એકે બેઠી રમત આવડે નહીં, એટલે તમે પણ મને તમારી ન્યાતમાં લો નહીં. અને મારે તો ઉપદેશ કરવો નથી; એટલે એ વિષય પણ મેં છોડી દીધો. તમને મળવાની તીવ્ર ઇચ્છા હોવા છતાં નબળી તબિયતને કારણે હું ત્યાં આવી શકતો નથી. એ વસ્તુસ્થિતિ જ જો તમને કંઈ આરોગ્યદાયક ઉપદેશ આપવા માગે તો હું લાચાર છું.

વિદ્યાર્થીઓમાં આજકાલ ચર્ચાનો ખાસ વિષય કયો છે એ વિશે પૂછતાં ખબર પડી કે હિંદુસ્તાનની 'લડાયક' કોમો સામ્રાજ્ય જોડે ક્રિકેટની લડત લડે છે એ વિશે ખૂબ ચર્ચા ચાલે છે. આથી મને જરા સંતોષ થયો. દેશી કે પરદેશી રમત ભલે પોતે ન રમતા હોય, પણ રમત વિશેનો રસ તો કાયમ છે. લડે નહીં તો લડાઈની વાતો તો ચર્ચે છે!

પછી આવી વાચનની વારી: વિદ્યાર્થીઓ કયાં કયાં પુસ્તકો વાંચે છે એ મારે જાણવું હતું. બર્નાર્ડ શૉ, રોમે રોલાં, ટૉમસ હાર્ડી, એચ. જી. વેલ્સ વગેરે સાહિત્યસમ્રાટોની નવલકથાઓ અને નાટકો ખૂબ વંચાય છે એમ મને કહેવામાં આવ્યું. આ વિચારકો યુરોપનું હીર છે. હજરત મૂસાએ યહૂદી લોકોની જે સેવા કરી તે જ જાતની યુરોપની સેવા આ લોકો કરી રહ્યા છે. યુરોપને વિનાશમાંથી બચાવવાની જો કોઈની શક્તિ હોય તો એમના જેવાની જ છે. અંગ્રેજી કેળવણી-નો વધારેમાં વધારે ઉપયોગ હોય તો તે એ જ છે કે આવા સમાજહિતૈષી વિચારકોનાં મનોમંથન સાથે પ્રત્યક્ષ પરિચય થાય છે. આ લોકોએ લખેલી નવલ-કથાઓમાં એકલી હુતાહુતીની વાર્તા નથી હોતી, જીવનના ઊંડામાં ઊંડા સવાલોની ચર્ચા અસરકારક અને રોચક સંદર્ભમાં મૂકેલી એમાં મળે છે. સંસ્કારની કેળવણી-માં આવી વસ્તુઓને આવશ્યક સ્થાન હોવું જોઈએ.

હું પોતે કૉલેજમાં ભણતો ત્યારે સદ્‌ભાગ્યે કે દુર્ભાગ્યે મને દરેક વિષયમાં રસ પડતો. શું વાંચવું અને શું ન વાંચવું એની પસંદગી જ થતી નહીં. આખરે મેં નક્કી કર્યું કે 'ફિક્‌શન' અને 'સાયન્સ' એ બે છેડાઓ છોડી દઉં. આ બે વિષયનું મહત્ત્વ હું જાણતો ન હતો એમ નહીં; પણ ક્યાંક તો મર્યાદા મૂકવી જ જોઈએ, એમ ધારી મેં એ બાધા લીધેલી, એમ કરવાની ભૂલ હતી એમ આજે લાગે છે. તેથી જ ધર્મશાસ્ત્રના સામાન્ય સિદ્ધાંતોનું રહસ્ય ન સમજનાર એક બંગાળી સાધુને મેં ભલામણ કરેલી કે જીવનનો પરિચય કેળવવો હોય તો તમારે કેટલીક સારી સારી નવલકથાઓ પણ વાંચવી જોઈએ.

તમે લોકો સાયન્સ તો નથી શીખી શક્યા. પ્રયોગો કર્યા વગર સાયન્સનું સંગીન જ્ઞાન નથી થતું, અને અખતરા કરવાની શાસ્ત્રીય વૃત્તિ પણ નથી આવતી. પણ સાયન્સની માહિતી, તેના પ્રયોગોનાં વર્ણનો, અને એની માન્યતાઓ વાંચવાથી લાભ નથી જ મળતો એમ નહીં માનતા. સાયન્સ કેળવવાથી અમુક કીમતી શક્તિઓ કેળવાય છે. પણ સાયન્સ વિશે જાણવાથી પણ બહુ કીમતી એવી સંસ્કારિતા તો મળે જ છે. તમે સાયન્સ ન વાંચતા હો તોપણ ફિક્‌શન વાંચો છો, એટલે મારી અર્ધી ભૂલમાંથી તમે ઊગરી ગયા છો એટલો સંતોષ મને છે.

એ સંતોષ સાથે મનમાં એક શંકા આવ્યા વગર નથી રહેતી. એકલી સંસ્કારિતા બસ છે ખરી? સંસ્કારિતા સાથે કાર્યશક્તિ ન હોય તો હૅમ્લેટ જેવી અકર્મણ્ય સ્થિતિ થવાની. હૅમ્લેટનો દાખલો ટાંકતાં આપણા દેશનો એવો દાખલો જડે છે કે કેમ એ મેં તપાસ્યું. આપણા આખા ઇતિહાસમાં મને ક્યાંયે હૅમ્લેટ જડયો નથી. આપણી વીર પ્રજા કર્મવિચિકિત્સામાં ખૂબ ઊંડાણમાં ઊતરતી, પણ કોઈ કાળે 'To be or not to be'ના વમળમાં ડૂબી ગયેલી જણાતી નથી. એ આપણો જાતીય સ્વભાવ જ નથી. છતાં આજના કૉલેજના વિદ્યાર્થીઓમાંથી હૅમ્લેટ શોધવા જશો તો કોને પસંદ કરવો એ મૂંઝવણ કરતાં કોને બાદ કરવો એ જ મૂંઝવણ વધારે થશે, એ શું સાચું નથી?

આ સ્થિતિ શાથી થઈ? આપણો જાતીય સ્વભાવ કેમ પલટાઈ ગયો? આપણે બેઠી કેળવણી લેતા થયા તેથી?

હું કૉલેજમાં ભણતો ત્યારે એક મુરબ્બીએ મને કહેલું કે 'જે માણસ ફિક્‌શનથી શરૂઆત કરે છે તે ફિક્‌શનમાં જ કોવાઈ જાય છે. ફિક્‌શન બહાર એ નીકળી શકતો નથી.' સિંધના એક મિત્રે પોતાના જીવનથી ઉપલી વાત મારા મગજ પર વધારે ઠસાવી દીધી. નવલકથાઓમાં તરબોળ એવો એનો 'સંસ્કારી' આત્મા એકે વસ્તુને દૃઢતાથી પકડી શકતો નથી. દરેક વસ્તુમાં એને રસ સંપૂર્ણ હોય છે, પણ કંઈ કરવાનું નામ આવે ત્યારે એનો જીવ જ ચાલતો નથી. ફિક્‌શનના કેફમાંથી છૂટે ત્યારે જ કાંઈક કરી શકાય ને? એના હૃદયમાં કારુણ્યના સાગર ભરેલા છે. પણ એમાંથી કર્મનું એક બિંદુ પણ બહાર નીકળતું નથી. બુદ્ધિને શાસ્ત્રીય કર્કશતાનું પાણી બરાબર ચડ્યું હોય, સદાચારનું પાલન સહજ થઈ ગયું હોય,

ધાર્મિકતા લોહીની પેઠે શરીરમાં ફરતી હોય, અને કર્તૃત્વવાન પુરુષાર્થ પુષ્ટ થયો હોય ત્યારે જ ઉત્કૃષ્ટ ફિક્શનના વાચનથી ખરેખરો લાભ થાય છે. કેમ કે ફિક્શન એ કેળવણીનું અન્ન નથી પણ સ્વાદિષ્ટ મસાલો છે. જીવનને ઘડનાર ઉચ્ચ કેળવણીનાં ફરી હાથ નહીં આવનાર ચાર વરસ ફિક્શનથી ભરી દઈએ તો આખી કેળવણી અને ત્યાર પછીનું જીવન ફિક્શનરૂપ થઈ જવાનું.

ફિક્શન વિશેની આ સૂચના આપવાને હું લાયક છું અથવા લેવાને તમે લાયક છો એ બંને વિશે મારી ખાતરી નથી. કેમ કે મેં ફિક્શન વાંચ્યું નથી કહું તો ચાલે અને તમે એકલું ફિક્શન જ વાંચો છો એમ હું માનતો જ નથી.

યુવાનોને રસ પડે એવો એક વિષય વિવાહનો છે. પરણવું કે નહીં, પરણવું હોય તો ક્યારે પરણવું, આપણા સામાજિક રિવાજો આ બાબતમાં કેટલે દરજ્જે યોગ્ય છે, વગેરે કેટલાયે સવાલો તમે ચર્ચતા હશો. 'રોમાન્સ' એ તમારી અવસ્થાનું મુખ્ય લક્ષણ. પણ એ વિષયમાં જૂના લોકો કરતાં તમે જ વધારે જાણતા હશો. એક જુવાને પોતે પરણવું કે ન પરણવું એ વિષયમાં સૉક્રેટિસની સલાહ લેવાની ભૂલ કરેલી. સૉક્રેટિસે જવાબ આપ્યો કે, 'વિવાહ તો દિલ્હી કે લડ્ડુ હૈ. ખાયગા સો પસ્તાયગા, ઔર નહીં ખાયેગા સો ભી પસ્તાયગા.' અમારા વખતમાં આ સવાલ ઝાઝો છંછેડાયો ન હતો. આજે તો એક છેડે સંપૂર્ણ બ્રહ્મચર્ય અને બીજે છેડે છડેચોક વ્યભિચાર વિરાજમાન છે. બન્નેનો ઉપદેશ કરનારા પડયા છે. વિવાહ એ તો વિષયનો વિષય છે. એને વિશે પણ આજે હું ન બોલું. જેનામાં વીર-રસ હશે તે શૃંગારની પંચાતમાં આજે નહીં પડે. અને જેનામાં શૃંગાર હશે તે પ્રણયમાં પણ વીરરસ જ જોશે. એમાં ઉપદેશનું કામ નથી. અંતરની લાગણીઓ જે ચુકાદો આપશે તે જ છેવટનો નીવડવાનો.

આમ એક પછી એક વિષયો બાદ થયા પછી તમને કહેવા જેવું શું રહે છે એ જ એક સવાલ છે. વિદ્યાપીઠ વિશે કાંઈક કહેવાની તમે મારી પાસેથી આશા રાખી હશે. એ વિશે એટલું બધું કહેવાઈ ચૂકયું છે કે મને નથી લાગતું હું એમાં કંઈ નવું ઉમેરી શકું. વિદ્યાર્થીઓની સંખ્યા ઘટી ગઈ છે, આપણી સંસ્થાઓ ઓછી થઈ છે, એનો ખરખરો પણ થઈ ચૂકયો છે. એમાં કેટલુંક વધાવી લેવા જેવું હતું તે પણ થઈ ચૂકયું છે. આપણું સંખ્યાબળ વધ્યું ત્યારે તે વસ્તુ આપણને ખૂબ મદદરૂપ થઈ. સંખ્યા ઘટે એ વાત પણ સાવ લાભ વિનાની તો નથી જ. યુદ્ધશાસ્ત્રના સ્વયંભૂ આચાર્ય નેપોલિયને એક ઠેકાણે કહ્યું છે કે 'સંખ્યા ઘટવાથી હાર નથી થતી, પણ બચેલા લોકો જ્યારે હિંમત હારી ભયભીત થાય છે ત્યારે જ હાર થાય છે.' હું માની લઉં છું કે જેઓ વિદ્યાપીઠમાં રહ્યા છે તેઓ મક્કમમાં મક્કમ છે. હારમાંથી જીત ઉપજાવી કાઢવી એ ધીર પુરુષનું લક્ષણ છે. સંખ્યાની દૃષ્ટિએ આપણી હાર થઈ હોય તો કાર્યથી આપણે તે ધોઈ શકીએ છીએ. વિદ્યાપીઠે કેટલાક સરસ સમાજસેવકો ગુજરાતને આપ્યા છે. વિદ્યા-પીઠને લીધે કેટલાયે જુવાનોનાં જીવનમાં કાયમનો ફેરફાર થયો છે. વિદ્યાપીઠે અણીને

પ્રસંગે પોતાના અધ્યાપકો તૈયાર કર્યા છે. વિદ્યાપીઠની જીવનશક્તિ સિદ્ધ થઈ ચૂકી છે. વિદ્યાપીઠે જેમ થોડુંઘણું કાર્ય કરી બતાવ્યું છે તેમ દેશને આશાઓ પણ આપી છે. દેશની આશાઓ પાર પાડવી એ આજના અધ્યાપકો અને વિદ્યાર્થીઓનું કામ છે. રશિયાના મહાન પીટરે જેમ ચોમેરની નિરાશામાંથી એક પ્રબળ રાષ્ટ્ર નિર્માણ કર્યું, તેમ તમે પણ સંકલ્પ કરો તો કરી શકો છો. પીટરને જહાજ બાંધવાં હતાં, અને સમુદ્રકિનારે રાજધાની સ્થાપવી હતી. આપણે ભૂખે સરતા ગરીબ ગામડિયાઓનું જીવન ફરી બાંધવું છે અને શહેરી લોકોનાં હૃદયમાં સ્વરાજ્ય સ્થાપવું છે. આપણી કેળવણી સામાન્ય શુદ્ધ સંસ્કારો ઉપરાંત આ વિશિષ્ટ કાર્ય કરવાને લાયક નીવડવી જોઈએ.

અમારા જમાનામાં જિંદગીમાં શું કરીશું એની ચર્ચા કરનારાં નાનાં નાનાં મંડળો કૉલેજમાં દેખા દેતાં. એ મંડળો નાનાં હતાં. એમને દોરનાર આગેવાનો ન હતા છતાં એમાંથી અનેક પ્રકારના દેશસેવકો તૈયાર થયા. તમે પણ એવો જ વિચાર કરતા હશો. સાહિત્યની, ફિલસૂફીની અને પ્રણયની ચર્ચા ઉપરાંત દેશસ્થિતિની પણ તમે ચર્ચા કરતા હશો. ક્યાં ક્યાં ક્ષેત્રમાં દેશસેવા કરવાના સંકલ્પો તમે કરતા હશો તેનો મને ખ્યાલ નથી. સામાજિક રિવાજોની ચર્ચા ન્યાત પરત્વે અલગ અલગ તમારામાં ચાલતી હશે જ.

ગયા જમાનાના સવાલોનો ઉકેલ આવ્યો છે એમ ન કહેવાય. પણ કેટલાક સવાલો અણઉકલ્યા જ છોડવા પડે છે. જમાનો કોઈની રાહ નથી જોતો. એ જેમ બદલાય છે તેમ જૂના સવાલો નવું સ્વરૂપ પકડે છે અને વિશાળ દૃષ્ટિએ તેમનો નવો જ વિચાર કરવો પડે છે. જમાનાના સામાજિક સવાલો અને એ પરત્વે થયેલી સૂચનાઓ તપાસશો તો તમે જોશો કે સૂચવેલા સુધારાઓ અમલમાં મૂકવાની હિંમત, આવડત કે કુનેહને અભાવે જ ઘણું રહી ગયું છે. બુદ્ધિશક્તિના પ્રમાણમાં હૃદયબળ કેળવાયું હોય તો જ સમાજ જીવી શકે છે. કોમળતા એ એક જ હૃદયનો ગુણ નથી. ઉદારતા, દૃઢતા, સ્વાર્થત્યાગ અને આત્મસંયમ એ પણ હૃદયના જ ગુણો છે. સંયમની વાતો એટલી બધી થઈ છે કે તમારા આચાર્યશ્રી એ શબ્દ સાંભળીને જ ચિડાય છે એ હું જાણું છું. પણ અત્યારે હું પરલોકના ભૂખ્યા વૈરાગીઓના સંયમની વાત નથી કરતો, પણ વિજયાકાંક્ષી શૂરવીરને સામર્થ્યપ્રદાન કરનાર સંયમની વાત કરું છું. તમારા આચાર્યશ્રીને જ જુઓ. જે સંયમની તે નિંદા કરે છે તેનું જ એ સેવન કરે છે. એમને એ વસ્તુની સૂગ નથી; એની ચર્ચાની અને એની ખોટી નકલની સૂગ છે. સાચો સિપાઈ શૌર્યની વાતો નથી કરતો. એની મશ્કરી પાછળ પણ નમ્રતા સાથે સંયમ જ રહેલો હોય છે.

આપણે ગમે તે વસ્તુની ગમે તેટલી ચર્ચા કરીએ, પણ આખરે એટલું તો ધ્યાનમાં રહેવું જ જોઈએ કે ચર્ચાને અંતે કંઈક ચોક્કસ કામ કરવું છે. સમાજ-સુધારામાં કરવાનું જ બાકી રહેલું છે. મધ્યમ વર્ગની આર્થિક સ્થિતિનો વિચાર કરો તોયે એ જ વસ્તુ આવીને ઊભી રહેશે. આપણી રહેણી એકસામટી કંજૂસ

અને ખરચાળ છે. જ્યાં ખરચ કરવાની જરૂર હોય ત્યાં આપણે નથી કરતા અને જ્યાં ખરચને જરાય કારણ ન હોય ત્યાં રિવાજને કે મોહને વશ થઈ કારણ વગર તો શું, પણ ગજા ઉપરાંતનું પણ ખરચ કરી નાખીએ છીએ. મધ્યમ વર્ગના કુટુંબનું પંદર વરસનું 'બજેટ' તૈયાર કરવાનો પ્રયત્ન તમે કદી કરી જોયો છે? એ કરવા જેવો છે. મારા હાથની વાત હોય તો આવો સફળ પ્રયત્ન કરનારને હું પંડિતની પદવી ખુશીથી આપી દઉં. કેમ કે મધ્યમ વર્ગ તો ભાંગી પડવાની અણી પર આવ્યો છે. મધ્યમ વર્ગના કુટુંબ પાસે આજે પોતાની એવી કઈ વસ્તુઓ રહી છે? ઘરના વપરાશની એકેએક વસ્તુ આપણે ખરીદીએ છીએ. માંદગીનો વિચાર ડૉક્ટરો કરે છે. જીવનના વિચાર કરવાની તસ્દી લેનાર પણ પડ્યા જ છે. જૂનાં શાસ્ત્રો પશ્ચિમથી 'tested, packed and tinned' થઈને આવે છે. આધુનિક કેળવણીકારો છોકરાંઓના જન્મ અને આજીવિકા બાદ કરતાં બાકી બધાનો ચાર્જ લેવા તૈયાર હોય એમ લાગે છે. ત્રણ વરસથી ત્રેવીસ વર્ષ સુધી બાળક તરફ જોવાની માબાપને કશી જરૂર નથી. સાતારાનું રાજ્ય જેમ પેશવાઓએ પોતાના હાથમાં લીધું, Subsidiary Systemથી જેમ અંગ્રેજોએ દેશી રજવાડાંઓને પેન્શનર બનાવી દીધાં, તેમ જો કેળવણીકારો કુટુંબસંસ્થાને Subsidiary System લાગુ કરે તો પૈસા મેળવવા ઉપરાંત કુટુંબ પાસે કશું રહે જ નહીં. એ દોષ કેળવણી-કારોનો નથી, પણ આપણી ભાંગી પડેલી કુટુંબસંસ્થાનો છે. એ સ્થિતિની મીમાંસા જો તમે કરી આપો તો તમે ઉત્તમ પ્રતિના દેશસેવક ગણાઓ.

આપણે ત્યાં જ્યારે સમાજસુધારાનો વિચાર ચાલે છે, ત્યારે દરેક ન્યાત પોતાનો જ વિચાર કરે છે એમ કહીએ તો ચાલે. જાતિવ્યવસ્થામાં ગમે તેટલું શાસ્ત્ર રહેલું હોય, ગમે તેટલા લાભો સમાયેલા હોય, તોપણ જો એને લીધે ન્યાત બહારના બીજા લોકોનાં, ખાસ કરીને ગરીબોનાં અને પછાત લોકોનાં સુખદુ:ખનો વિચાર કરવાની શક્તિ કુંઠિત થતી હોય, વ્યાપક સમાજસેવા કરવાની દૃષ્ટિ અને બુદ્ધિ મંદ થતી હોય, આખા રાષ્ટ્રમાં સંપીલો અને સહાનુભૂતિવાળો સહકાર કરવા-ની શક્તિ તૂટી જતી હોય તો એ આખી જાતિવ્યવસ્થા જ તોડવા માટે મથવું પડશે. હૃદયના વિકાસમાં જાતિ આડે આવે તો એવી જાતિ મારે નથી જોઈતી. તમારી ખાનગી ચર્ચાઓમાં જો આખા રાષ્ટ્રની સામાજિક સ્થિતિની ચર્ચા ન ચાલતી હોય તો એ ચર્ચા વ્યર્થ જ થશે.

આટઆટલાં વરસથી રાષ્ટ્રના આગેવાનો દેશોદ્ધારના અનેક ઉપાયો સૂચવે છે, છતાં રાષ્ટ્ર એકેનો સંપૂર્ણ ઉત્સાહથી અમલ નથી કરી શકતું એનું કારણ તમે તપાસ્યું છે? સમાજમાં જડતા, અદૂરદૃષ્ટિ અથવા ઘરડાપો શાથી આવે છે એની મીમાંસા તમે કરી છે? ઈતિહાસ કહે છે કે રાષ્ટ્રમાં જ્યારે સંપત્તિ અને વિલાસ વધે છે ત્યારે રાષ્ટ્ર ક્ષીણ થાય છે. પણ આપણે ત્યાં તો સંપત્તિને બદલે ભૂખ-મરાની અને રોગોની જ વૃદ્ધિ થઈ છે, છતાં આપણે ત્યાં એની સામે ઝૂઝવાની શક્તિ કેમ નથી કેળવાતી? મને પોતાને એમ જ લાગે છે કે આનું કારણ, બુદ્ધિમાન

લોકોમાં ગરીબોની દુ:સ્થિતિ પ્રત્યક્ષ કરવા જેટલી લાગણી નથી, અને સામાન્ય જનસમાજમાં ધાર્મિક જડતા બધે ખૂબ જ ફેલાયેલી છે — એ છે. ધાર્મિક જડતા વગર કોઈ પણ સમાજમાં વાર્ધક્ય આવે જ નહીં. ગોરાઓ જેમ 'નેટિવો' વિશે બેદરકાર રહે છે તેમ આપણે લોકો ગરીબ, અભણ અને સંસ્કારશૂન્ય લોકો પ્રત્યે કોણ જાણે કેટલાયે સૈકાથી બેદરકાર રહ્યા છીએ. દેશમાં કેટલા વહેમો ઘર ઘાલીને બેઠા છે એની આપણને ખબરે નથી. વહેમો જેટલું જલદ ઝેર બીજું હોઈ ન શકે. આર્થિક સ્રાવ અને વહેમોનું સામ્રાજ્ય એ બે પ્રબળ શત્રુઓ દેશને નિચોવી રહ્યા છે છતાં આ વિશાળ રાષ્ટ્ર હજી ટક્યું છે એ એની જીવનશક્તિ સિદ્ધ કરે છે. આર્થિક સ્રાવના ક્ષયમાંથી અને વહેમોના કુષ્ઠરોગમાંથી જો દેશને બચાવીએ તો આ દેશ દુનિયાને શું ન કરી બતાવે?

તમે અહીં આપણાં જૂનાં શાસ્ત્રોનું અને ધર્મગ્રંથોનું અધ્યયન કરતા હશો. જૂના જમાનાનાં શાસ્ત્રોમાં તમને કેટલુંયે ખરાબ જડતું હશે અને ઘણું શુદ્ધ દૈવી લાગતું હશે. પણ એ ધર્મ સમાજમાં રૂઢ છે કે નહીં એ તમે તપાસ્યું હોય તો જ તમને ખબર પડે કે ધર્મમાં આજે કેટલું દૈવત રહ્યું છે. ધર્મની બાબતમાં આપણે જેટલા બેદરકાર રહ્યા છીએ તેટલી ભાગ્યે જ બીજી કોઈ જાતિ રહી હશે એમ હું કહું તો તમને આશ્ચર્ય થશે. પણ વિચાર કરી જોતાં તમારી પણ ખાતરી થશે કે એ વાત સાચી છે. નાસ્તિકતા અને વહેમો બંને ધર્મના જીવલેણ શત્રુ છે, અને બેમાં વહેમો એ જ ધર્મને વધારે હણે છે એ વિશે તમારા મનમાં શંકા છે? વહેમ એ પણ એક જાતની નાસ્તિકતા જ છે. સમાજમાં બધાં પડ સરખાં નથી હોતાં, દરેકની ભૂમિકા જુદી હોય છે, દરેકમાં જુદું કાવ્ય હોય છે, એ ખરું. એ કાવ્ય અને ભૂમિકાની ભિન્નતા સાચવવી જોઈએ. પણ વહેમોનો તો નાશ જ કરવો જોઈએ. વહેમો ગયા વગર રાષ્ટ્રમાં ઉત્સાહ અને યૌવન આવવાનાં નથી. ભણેલા લોકોમાં વહેમો નથી એમ નહીં માનતા. અભણ લોકોની મુગ્ધતા એ વહેમ નથી. વહેમો તો ભણેલાઓમાં જ વધારે છે. એમના વહેમો 'શાસ્ત્રીય' હોય છે. પછી એ શાસ્ત્રો સંસ્કૃત હોય કે અંગ્રેજી.

તમે કળાની ચર્ચા કરો છો એ મને પ્રિય છે. સંગીતનો પૂરનો લાભ નથી લેતા એ મને વસમું લાગે છે. પણ સાચી કળા તો જીવવાની અને કૃતાર્થ થવાની કળા છે. સાચું સંગીત તો કર્તૃત્વવાન સહકારનું છે.

હિંદુસ્તાન આગળના બધા જ સવાલો ગંભીર સ્વરૂપ પકડીને આપણી સામે ઊભા છે. એ સવાલો જેટલા મહાન હોય તેટલી જ આપણી બુદ્ધિની પહોંચ અને હૃદયની દૃઢતા મોટી કરીએ. હજારો લોકો જીવે છે તેવું અલૂણું, અરસિક જીવન જીવવાનો તમને કંટાળો હોવો જોઈએ.

# આશ્રમના વિદ્યાર્થીઓને પત્ર

પ્રિય......

તારા કાગળનો જવાબ મેં મોકલ્યો એમાં એક મુદ્દાનો જવાબ મેં મુલતવી રાખ્યો હતો, કેમ કે મારે એનો જવાબ જરા વિસ્તારપૂર્વક આપવો હતો. એ જ સવાલ ઘણા વિદ્યાર્થીઓને ઊઠતો હોવાથી જરા વિસ્તારથી લખવું એ જ ઠીક લાગે છે.

માણસને પોતાના જન્મની ઘડીએ આસપાસ બધે ટાઢ ને બરફ પડે છે, તોફાન ઘૂઘવે છે, અને ઘર પડું પડું થાય છે એવી સ્થિતિ પસંદ પડે ખરી? અથવા ભારે દુકાળ પડયો છે, પાણીનું ટીપું મળવું મુશ્કેલ છે, તેમાં વળી ઘરને આગ લાગી છે, એવે વખતે પોતાનો જન્મ થાય એમ કોઈ ઈચ્છે? છતાં એવા પ્રસંગો નથી જ આવતા એમ નથી. દરેક બાળક ઈચ્છે કે પોતાના જન્મની ઘડીએ દેશ સુખી હોય, સમાજ સંપન્ન હોય, પોતાનું કુટુંબ અંદરથી ને બહારથી ઉત્કર્ષની ટોચે હોય, પોતાની માના અને બાપના વિચાર એકસરખા હોય, એમને વિચારે જ ઘરનાં બધાં ચાલતાં હોય, સમાજના અને માતપિતાના વિચારમાં વિરોધ ન હોય, બધું જ આકાશના તારાની માફક સુવ્યવસ્થિત જ ચાલતું હોય, એવી પરિસ્થિતિમાં આપણો જન્મ થાય તો કેવું સારું! બાળઉછેરથી માંડીને કેળવણીના અંત સુધી અને ત્યાર પછી જીવનકાર્યની પસંદગીની બાબતમાં પણ કોઈ પણ જાતનો વિક્ષેપ ન આવે, ધર્મસંકટ ન આવે, મન સાથે તકરાર કરવી ન પડે, તો કેવું સારું! જે જાતની કેળવણી આપણને પસંદ છે એવી જ કેળવણી માને પણ પસંદ છે અને બાપને પણ પસંદ છે, સમાજ પણ એ જાતની કેળવણી આપવા ઈંતેજાર છે, અને એ કેળવણી દ્વારા આપણો સ્વાર્થ, આપણી પ્રતિષ્ઠા અને દેશ અને ધર્મ પ્રત્યેનું આપણું કર્તવ્ય એ બધું જ સામટું સધાતું હોય તો એ કરતાં વધારે સારું શું હોઈ શકે? ભુક્તિમુક્તિ બન્ને મળ્યાં, પછી જોઈએ શું?

પણ આવી સ્થિતિ કોઈ કાળે મળવાની હતી? અને માની લો કે મળી ગઈ તો તેમાં જીવનનો સાચો લહાવો મળવાનો હતો? જ્યાં અગવડ જ નથી, સંકટ નથી, જોખમ નથી, ત્યાં પુરુષાર્થને સ્થાન ક્યાં? મગદળમાં વજન જ ન હોય તો એ ફેરવીને લાભ શો? દરેક મુસીબત એ આપણી શક્તિઓ કેળવવાનું એક સાધન હોય છે. એના વગર આખું જીવન અલૂણું થઈ જાય. બધે સુખ-સગવડ અને સહેલાઈ શોધતા ફરવું. અને તે જ્યારે દૂર થાય ત્યારે અકળાવું એ કંઈ મર્દાનગીની નિશાની નથી.

જે વિદ્યાર્થીઓ સાથે મારો પ્રત્યક્ષ સંબંધ નથી એવા વિદ્યાર્થીઓ આગળ

કેળવણીનો આદર્શ, જીવનનો આદર્શ, આજની જરૂરિયાત વિશે વાતો કરતાં મને ખૂબ રસ રહે છે. કેમ કે એમાં હું નિશ્ચિંત હોઉં છું. પણ મારા વિદ્યાર્થીઓ આગળ એવી વાતો કરતાં હંમેશાં હું નિર્ભય હોઉં છું એમ નથી. આશ્રમમાં કંઈક નવું તૂત જાગે છે ત્યારે દરેક ઘરમાં બહેનો ઘરના પુરુષોને એ વિશેનો તેમનો અભિપ્રાય પૂછે છે. હંમેશાં એ સવાલ જિજ્ઞાસામૂલક નથી હોતો, પણ પોતાના પર નવી કઈ બલા આવી પડવાની છે એવો કયાસ કાઢવા ખાતર અજમાયશરૂપે એ સવાલ હોય છે. એકેએક ઘરમાં આવું જ હોય છે એમ કહી મારી સામે તોફાન જગાવવા નથી માગતો. પણ કેટલેક ઠેકાણે એવું હોય છે એમ જાણું છું. જ્યાં પરિસ્થિતિ ચોમાસાની શરૂઆતની હવાની પેઠે ઘડીઘડીમાં બદલાય છે, જ્યાં નવા નવા આદર્શો ખોળાય છે, સેવાય છે, અને છોડાય છે, જ્યાં કોઈ કોઈને ઠરીઠામ બેસવા દેતું જ નથી, આજે એક રીતે ગોઠવાઈ ગયા છીએ, કાલે કોણ જાણે નવું શું આવી પડશે એની ખબર નથી, ત્યાં મન અસ્વસ્થ થાય તો તેમાં નવાઈ શી? રહેવાના ઘરનું ઠેકાણું નથી, ખોરાકની પદ્ધતિનું ઠેકાણું નથી, કાલે ઊઠીને શું છોડવું પડશે ને ક્યાં જવું પડશે એની ખાતરી નથી. જેને સારું ગણતા આવ્યા છીએ તે ક્યારે નઠારું ઠરશે, અને જેની સામે અત્યાર સુધી સૂગ કેળવતા આવ્યા છીએ તે જ ક્યારે વધાવી લેવું પડશે એની પણ જ્યાં શંકા રહ્યા કરે છે, એવી સ્થિતિમાં સ્થૈર્યપ્રેમી જીવોને અસ્વસ્થતા જણાય તો તેમાં નવાઈ શી? જેમણે દસ દસ પેઢી પોતાનું ગામ, પોતાનો ધંધો કે પોતાની માન્યતાઓ છોડયાં નથી એવા લોકોના આપણે વંશજો. આપણે માથે જો ભટકતી કોમોની પેઠે રોજ બપોરે તંબૂ સંકેલી ગધેડાં પર ખાટલો, સામાન અને બેચાર છોકરાં મૂકી રાત માટે નવું સ્થાન પસંદ કરવાનો પ્રસંગ આવે તો આપણે નારાજ થઈએ તેમાં નવાઈ નથી.

પણ આપણે જાણવું જોઈએ કે એવા દિવસ આવવાના છે. શિવાજી અને પ્રતાપના દિવસો જૂના ઈતિહાસમાં દટાયા નથી. ફરી તે દર્શન દેવાના છે, સો માણસની ખીચડીનો ચરુ ત્રણ જુદે જુદે ઠેકાણે ચૂલા પર ચડે ત્યારે ખાવાનું મળે એવા દોડધામના દિવસો પાછા આવે તો આશ્ચર્ય કરવા જેવું નથી. એક અંગ્રેજ કવિએ, સ્કૉટલૅંડમાં આવા દિવસો હતા એનું સરસ વર્ણન કર્યું છે. એક ખેડૂત બૈરીછોકરાંને ખભા પર ઉપાડીને જીવ લઈ દોડે છે અને કહે છે કે 'દુશ્મનોએ મારી વાડી બાળી નાંખી એ આગના પ્રકાશમાં જ રાતે અહીં સુધીનો રસ્તો હું શોધી શક્યો. અરે! અમે એવાં સુખમાં રહેતાં હતાં કે છેલ્લા દસ મહિનામાં આવી રીતે મારી ઝૂંપડી કોઈએ બાળી ન હતી.' દસ મહિનાની સુલેહશાંતિ એને મન દોહ્યલી હતી. યહૂદીઓના તારણહાર હજરત મૂસાએ પોતાની કોમને ધર્મ-સ્વતંત્ર અને રાજ્યસ્વતંત્ર કરવા માટે ચાળીસ વરસ સુધી રણ જેવા વગડામાં રાખી હતી. એવા દિવસો માટે

પણ આવો ચિતાર ચીતરીને જુવાનોને પાનો ચડાવીશ કે ભડકાવી મારીશ એની મને ખાતરી નથી. તટસ્થ માણસોના અભિપ્રાયો સાંભળતી વખતે આપણી બુદ્ધિ સ્વતંત્ર હોય છે. પસંદ પડે એટલું આપણે ગ્રહણ કરીએ છીએ, અને તે આપણને સદે છે. પણ પોતાનું જીવન, પોતાની રહેણીકરણી, પોતાની કેળવણી, પોતાના કાર્યની દિશા, એમાંનું એક પણ ઓછેવત્તે અંશે જેના હાથમાં છે તેમના અભિપ્રાયો આપણે તટસ્થ થઈને સાંભળી શકતા નથી. કેવી નવી પરિસ્થિતિને વશ થવું પડશે એ જાણવાની ઇંતેજારી આડી આવ્યા વિના રહેતી નથી, તેથી જ્યારે મારા વિદ્યાર્થીઓમાંથી કોઈ કેળવણીના આદર્શ કે પદ્ધતિ વિશે મારો અભિપ્રાય મને પૂછે છે ત્યારે મને શંકા જાય છે કે મારી પાસેથી પ્રેરણા મેળવવા મને પૂછે છે કે આ વરસને અંતે શાળા છોડી જવાનો નિશ્ચય કરવો કે નહીં એ નક્કી કરવા માટે પૂછે છે? શાળા હવે કેવું સ્વરૂપ લેશે, કયા કયા વિષયો ભણવાની સગવડ હશે, કયા કયા વિષયો અનિચ્છાએ, રાષ્ટ્રીય ફરજ તરીકે શીખવા પડશે, અંગ્રેજીની સહેજ સગવડ થઈ છે તે ટકશે કે નહીં, ભણવાના કલાકો ઓછા થશે કે વધારે, કસરત રમત ફરી ફરજિયાત થશે કે શું અને કયા વિષય માટે કયા શિક્ષક આપણને મળી શકશે, એ બધો અંદાજ કાઢવા માટે જો આદર્શ વિશેનો સવાલ પૂછેલો હોય તો મારાથી મારો ગગનવિહાર વિદ્યાર્થીઓ આગળ ખોલાય જ કેમ? બધાં દાનોમાં વિદ્યાદાન શ્રેષ્ઠ ગણાય છે, પણ તે શકય કરવા ખાતર પ્રથમ અભયદાન આપવું જોઈએ. તેથી કોઈ ભડકી ન જાય એટલા માટે કશું ન બોલવું એ જ યોગ્ય લાગે છે. આજની પરિસ્થિતિમાં જેટલી શકય હોય તેટલી શાંતિથી છોકરાઓ ભલે ભણે. ભણી ઊતર્યા પછી હૃદય હશે તો એની મેળે આદર્શ ઘડી કાઢશે એમ માનીને મૂંગા રહેવું મને વધારે પસંદ છે.

હાલ જ્યારે હું નિવૃત્તિ ભોગવું છું અને તમારો અભ્યાસક્રમ ઘડવામાં ભાગ લેતો નથી ત્યારે તમારા સવાલનો જવાબ છૂટથી આપું તો તમે તટસ્થતાથી એનો વિચાર કરી શકશો એમ માનીને મારા વિચારો થોડાક ગોઠવું છું. પહેલી વાત તમને એ કહી દઉં છું કે છોકરાઓ પસંદ કરે એવી જ કેળવણી જ્યાં અપાતી હોય એવી સંસ્થા છે જ નહીં. એવી સંસ્થા છે એમ માનતા હો તો તે ભૂલ છે, આજકાલ ભણેલાં ઘરોમાં પુરુષો સ્ત્રીઓને સ્વતંત્રતા આપે છે તે જ જાતની સ્વતંત્રતા વિદ્યાર્થીઓને છે.

*

આપણે ત્યાંનો સવાલ સાવ જુદો છે. અમે બધા કેળવણીમાં માનનારા છીએ. સંસ્કારિતાનો અમને શોખ છે. પોતપોતાના વિષય પાછળ ઓછેવત્તે અંશે અમે ગાંડા પણ છીએ. છતાં અમારો મુખ્ય ઉદ્દેશ બીજો હોઈ જ ન શકે એમ

પણ અમે માનીએ છીએ. સમાજના એકેએક અંગનો પ્રમાણબદ્ધ વિકાસ ત્યારે જ સંભવે જ્યારે દેશમાં સ્વરાજ હોય અને દરેકના હૃદયમાં ધાર્મિકતા હોય.

આ સ્વરાજની લડત અમારા જમાનામાં અમારે હાથે અને અમારે ભોગે જ પતી જાય એમ અમે ઈચ્છીએ છીએ. એ લડતનો વારસો તમારે માટે મૂકી અમે ગમે તેવા પણ શાંતિના દિવસો ભોગવીએ એવી અમારી દાનત નથી. તમારા પરનો બોજો ઓછો થાય અને તમે સ્વરાજનું સુખ અનુભવો, તમારે કષ્ટ વેઠવાં ન પડે એમ પણ અમે ઈચ્છીએ છીએ, માત્ર એ લડતનો આકરામાં આકરો બોજો તમારા પર આવી પડે તો તમારી દયા ખાઈએ એવા અમે નથી. તમે અમારાથી ત્રાસી ભાગી જશો તો લાચાર છીએ પણ અમે તો અમારા આદર્શની અને અમારા કાર્યની દીક્ષા તમને આપવાને મથવાના જ. શું કરીએ ? સ્વરાજ માટે શું પરદેશથી ભાડૂતી લડવૈયા મંગાવીશું ? અમે જ્યારે નહીં હોઈએ ત્યારે દેશ, દેશની પરંપરા, દેશની આબરૂ, અને દેશનાં પાપપુણ્ય બધાં તમારા જ હાથમાં આવવાનાં છે. એનું જે સૂઝે તે તમે કરશો પણ તમારી મારફતે અમારી સાંકળ અમારે લંબાવવી છે, એટલે અમે બીજું કશું કરી જ ન શકીએ.

બીજી નિશાળો કહે છે કે આજના જમાનામાં જીવનયાત્રા સરસ ચાલી શકે, અને જીવનની ઉન્નતિ થઈ શકે એ જાતની કેળવણી આપીશું. અમારા વિદ્યાર્થીઓ સમાજમાં પ્રામાણિક રીતે રહી આબરૂભેર જિંદગી ગુજારશે અને તે દ્વારા સમાજને ભૂષણરૂપ થશે, પૈસેટકે અમારા વિદ્યાર્થીઓ સુખી થશે, પ્રતિષ્ઠા મેળવશે, સમાજ-હિત કરતા થશે એ ઉદ્દેશથી અમે કામ કરીએ છીએ. અમારા વિદ્યાર્થીઓમાંથી કેટલાક ઉગ્ર દેશભક્તો પાકશે એવી આશા અમારા મનમાં નથી એમ નથી. પણ દેશકાર્યને જ વરેલા એવા દેશબલિઓ અમારે ત્યાં પાકે એ અમારું ધ્યેય નથી.

આપણી શાળા કહે છે કે અહીંનો એકેએક વિદ્યાર્થી દેશસેવામાં જ જોડાય, દેશસેવાનાં જે વિવિધ ક્ષેત્રો છે તેમાંનું એકાદ પસંદ કરે, અને બીજા કશાનો વિચાર ન કરે. અમારા વિદ્યાર્થીઓમાંથી કેટલાક થોડા દેશસેવામાં જોડાવાની સ્થિતિમાં ન હોય, તેઓ આબરૂભેર કોઈ પણ પ્રામાણિક ધંધો કરી સમાજને ભૂષણરૂપ થઈ જાય એવી કેળવણી અમારી હશે ખરી. પણ એ જાતના સામાન્ય વિદ્યાર્થીઓ તૈયાર કરવાનું અમારું ધ્યેય નથી. અમારું ધ્યેય તો સોળ આના દેશસેવકો જ તૈયાર કરવાનું છે.

આશ્રમનું બંધારણ જુઓ. તેનો ઉદ્દેશ ‘દેશસેવા કરવાનો અને દેશસેવા કરતાં શીખવાનો’ છે. આમાંના ઉદ્દેશનો અર્ધો ભાગ તે આપણી શાળાનો આદર્શ. દેશ-સેવકો જ પાકે એવો ઉચ્ચ આદર્શ રાખનાર સંસ્થાને હાંસીપાત્ર થવાનો સંભવ ઘણો રહે છે. બીજી સંસ્થાઓ કહી શકે છે કે

અમારા જેટલા પાંચ-સાત ટકા બતાવી શકો તોયે તમારી મોટી મોટી વાતો તમને માફ છે.' આપણામાંના કેટલાક વિચારી પુરુષોને એમ પણ લાગવા માંડયું છે કે દેશસેવકોના દીકરાઓ પૈસાની કિંમત વધારે આંકવાના. ત્યાગની દીક્ષા સ્વેચ્છાસ્વીકૃત નહીં હોવાથી ત્યાગ પ્રત્યે અનુરાગ એમનામાં સામાન્ય જ હોવાનો. હું હજી એટલો નિરાશ નથી થયો. અમારો ત્યાગ જો સાચો હોત તો એનો ચેપ લાગ્યા વિના રહેત જ નહીં. જૂનો અનુભવ કહે છે કે હિંદુસ્તાનમાં કુલવ્રત અને કુલ-પરંપરાનું વાતાવરણ સ્વાભાવિક છે. એક જણે લીધેલી દીક્ષા ત્રણ પેઢી સુધી તો સહેજે ચાલે છે. જપાનમાં ચૌદ પેઢીનો હિસાબ છે. આપણે ત્યાં એક પેઢીની દીક્ષા બીજી પેઢી ન ઉપાડે તો મૂળ દીક્ષામાં જ ખામી ગણવી જોઈએ. પણ એથી વિદ્યાર્થીઓને દિલાસો લેવા જેવું કશું નથી. રામાયણમાં ભગીરથની વાત છે. સગર, અંશુમાન, દિલીપ અને ભગીરથ ચાર પેઢીમાં સ્વર્ગની ગંગા એમણે પાતાળે પહોંચાડી દીધી.

દશરથનો દીકરો રામ, અને શ્રીકૃષ્ણનો દીકરો સાંબ, બેમાંથી કોનું અનુકરણ તમારે કરવું છે?

હવે આપણા છોકરાઓમાં હું શું શું ઇચ્છું તે ટૂંકામાં કહી દઉં. દીવાની સંનિધિમાં કાચના કકડા પણ ચળકે છે. તેમ તારણહાર મહાત્માના આશ્રમમાં આપણે બધા જ 'મહાત્મા' છીએ. તેથી ફુલાઈ જઈને આપણે અભિમાન કે તોછડાઈ રાખીએ નહીં એ હું સહુથી પહેલું ઇચ્છું અને તે એટલા જ માટે કે નમ્રતા વગર સેવા — સાચી સેવા અશકય છે. બીજી વાત કે આપણે આળસને જરા સરખી સંઘરીએ નહીં. આળસ સાથેની સેવા સમાજને સદતી નથી, અને ઘણી વાર ભારરૂપ થઈ પડે છે.

મને શક જાય છે કે વિદ્યાર્થીઓમાં અંગત લાભહાનિનો વિચાર કરવાની ટેવ વધી પડી છે. કેટલાક વિદ્યાર્થીઓ નિર્દોષભાવે આ જાતના વિચારો એકબીજા સાથે બોલે છે, અને ફેલાવે છે એમ પણ સાંભળ્યું છે. બીજાને ઝેર અપાય તો તે પણ હું કદાચ ક્ષમ્ય ગણું, પણ પામર ગણતરીનો ચેપ લગાડવો હું પસંદ ન કરું. ઝેરથી શરીરનો નાશ થાય છે, પામર ગણતરીથી આત્મા હણાય છે. પામર ગણતરીનો પ્રચાર એ આશ્રમ પ્રત્યે અને બાપુજી પ્રત્યે દ્રોહ છે.

નાનાં બાળકોમાં વૃત્તિની ચંચળતા હોય એ સ્વાભાવિક છે. તેથી તેમની મિત્રાચારી પણ ઓછી ટકે તો તેમાં નવાઈ જેવું નથી. પણ જરાક ઉંમર વધી એટલે મિત્રાચારીનો આદર્શ કાંઈક તો વધવો જોઈએ. પવિત્ર મિત્રાચારીની સ્થિરતા એ શિયળ જેટલી જ મહત્ત્વની છે. પૂજ્યશ્રી બાપુજી જેવા જગન્મિત્ર કોઈની જોડે ખાસ મિત્રાચારી ન રાખે, અને અત્યંત સ્વાર્થી એકલપેટો માણસ પણ કોઈને પોતાનો મિત્ર ન ગણે, બંને સરખા જ ગણાય કે? બાપુજીનો દાખલો લઈ એકલ-પેટો માણસ પોતાનો બચાવ કરી શકે છે, પણ પોતાની ઉન્નતિ સાધી શકતો નથી. સાચા મિત્ર અને મતલબના મિત્ર વચ્ચે ભેદ પાડવો અઘરો નથી; માત્ર

સાચી મિત્રતાની ચાહ હોવી જોઈએ. આપણો મિત્ર મતલબી છે કે સાચો છે એ તપાસવાની નહીં, પણ પોતે મતલબી છીએ કે કેમ એ તપાસવાની દૃષ્ટિ હંમેશ રાખવી જોઈએ.

બીજી એક ટીકા મેં ઘણી વાર સાંભળી છે કે આપણા છોકરાઓમાં અન્ય કોઈ પણ સંસ્થાના છોકરાઓ કરતાં કાર્યપરાયણતાનો ડોળ વધારે છે, અને તેથી પરોપકારવૃત્તિ, સ્નેહ અને આતિથ્યનો અભાવ ઢાંકવામાં આવે છે. શ્રદ્ધાપૂર્વક આવેલા બહારના લોકો આપણે વિશે આવી છાપ લઈને જાય એ આપણે માટે સારું નથી. લોકો એમ પણ કહે છે કે 'તમે શ્રેષ્ઠ લોકો, તમારું જીવન કીમતી, તમારી પાસે ઝાઝા આતિથ્યની અપેક્ષા રાખવી એ તો અમારો જ વાંક કહેવાય.' છતાં અજાણ્યા માણસની મૂંઝવણ કાંઈક દૂર થાય તો તે ઈચ્છવા જેવું ખરું. પૂજ્યશ્રી બાપુજી સુધી જેમનો અવાજ પહોંચી શકે એવા મોટા મહેમાનો ઉપર આપણી સારી છાપ પડે એટલું બસ નથી.

બ્રહ્મચર્યની બાબતમાં વિદ્યાર્થીઓ અને શિક્ષકો વચ્ચે અત્યાર સુધી જાણે દૃઢ મૌન હતું. સૌથી પહેલવહેલા વિદ્યાર્થીઓમાં ત્રણચાર વિદ્યાથીઓ હૃદય ખોલતા. ત્યાર પછી કાં તો શુદ્ધિ થઈ, અથવા સડો ભોંયરામાં ઊતર્યો. પરિણામે બાપુજીને પ્રાયશ્ચિત્ત કરવું પડ્યું, અને ઘણા આશ્રમના હિતકર્તાઓને ભયભીત દશામાં રહેવું પડ્યું. વિવેકની ઠાવકાઈ એ કંઈ સ્વચ્છતાનું ચિહ્ન નથી. વિદ્યાર્થીઓએ જ્યાં શ્રદ્ધા હોય ત્યાં દિલ ખોલવું જોઈએ, અને દરેકનું શ્રદ્ધાસ્થાન ક્યાં છે એ વાત અજાણી ન રહેવી જોઈએ.

આપણે ત્યાં છોકરાછોકરીઓ સાથે રહે છે, સાથે ભણે છે, સાથે કામ કરે છે; આ સ્થિતિ ટકાવવી વિષમ ન થાય એવી સગવડ છોકરીઓએ કરી આપવી જોઈએ અને છોકરાઓએ પણ કરી આપવી જોઈએ. એકબીજાનો વિચાર જ્યાં ન હોય ત્યાં પરિસ્થિતિ વિષમ થવાની. કોઈની ધીરજ પર બહુ તાણ પડે એવી સ્થિતિ ન આણવી જોઈએ.

ગરીબોની દુર્દશા, ભૂખમરો, કંગાલિયત, અજ્ઞાન અને વહેમો વિશે આપણે એટલું બધું સાંભળ્યું છે કે હવે કાન અને મન રીઢાં થયાં છે. એ તો રોજનાં રોદણાં છે. રોજ મન ઉશ્કેર્યે કેમ ચાલે? આપણને રોજ ભૂખ લાગે છે એના પ્રત્યે આપણે રીઢા નથી થતા. दीर्घं पश्यत मा ह्रस्वम् ।

આપણા છોકરાઓ ઘણી વાર માંદા પડે છે અને તબિયતે ઘણે ભાગે પોચા હોય છે એનાં કારણો બધા શોધે છે. ઊંઘ ઓછી છે, ખોરાકમાં પ્રમાણ નથી સચવાતું, સ્વાદ ન સચવાવાથી વધારે પ્રમાણમાં ખવાય છે, સાબરમતીની આબોહવા જ નિઃસત્વ કરનારી છે, છોકરાઓ પર કામ અને ભણતરનો બોજો વધારે છે, એમને નવરાશ મળતી નથી, છોકરાઓ [illegible]

કરે છે, વધુ ચિંતા કરે છે, મહત્ત્વાકાંક્ષા રાખવાને બદલે મનોરાજ્યો રચે છે, એમને અમુક દેખાવ રાખવો પડે છે, શામાં શામાં આશ્રમદ્રોહ રહેલો છે એ વસ્તુની યાદી વધી પડી છે, આવાં કારણો જ્યારે સૂચવાય છે ત્યારે એમાં વધારે સત્ય છે એમ મને લાગ્યું છે.

જૂના વખતમાં ભણતર એ છોકરાઓને ભારરૂપ લાગતું, છતાં ભણવામાં રસ જરૂર પડતો. પણ ન ભણીએ તો જિંદગી એળે જવાની છે એ જાતની વાર્ધક્ય-સૂચક ચિંતા એના મનમાં ન હતી. આજે કેટલાક અપવાદો બાદ કરતાં મહેનત ઘણી ઓછી થઈ છે, વિષયોમાં રસ છીછરો થયો છે, ભણવાનો રસ નથી પણ સાંભળવાનો રસ છે અને કાંઈક યુક્તિથી અથવા શિક્ષકોની મહેનતથી ભણતરના ઢગલા ખૂબ વધે નહીં તો રસાતળ પહોંચ્યા છીએ એવી બીક તો જ્યાંત્યાં દેખાય છે. મહેનત કરવી ઓછી, અને મને કાંઈ નથી આવડતું કહી રોઈ પડવું એ સામાન્ય નિયમ થશે કે શું એવી બીક મને લાગે છે. એક વિષયનું અધ્યયન ચાલતું હોય ત્યાં બીજો ફલાણો વિષય મને નથી આવડતો એની ચિંતા એટલી બધી ચાલે છે કે બંને વિષયો થતા નથી. આમાં જેટલા અપવાદ છે તેઓ કંઈક ભણ્યા છે. એમાં અમારો શિક્ષકોનો કેટલે દરજ્જે વાંક છે એની ચર્ચા તમારી આગળ અસ્થાને છે.

દેશસેવાનાં કયાં કયાં ક્ષેત્રો છે એ વિશે પૂજ્યશ્રી બાપુજીએ એટલો તો ચોખ્ખો નકશો દોરી આપ્યો છે કે અમને કશું સૂઝતું નથી એમ કોઈ કહી જ ન શકે. શરૂ કરેલા દરેક કાર્યક્રમને નિરુત્સાહથી અને વૈતરું સમજીને પૂરો કરીશું તો વખત જવાનો જશે, લાભ પલ્લામાં પડવાનો નથી. तत् तत् कर्म कृतं यदेव मुनिभिः तैस्तैः फलैः वंचिताः।

ખાદીમાં આવી પડે તેટલું કામ કરવાને બદલે બને તેટલી પ્રવીણતા મેળવવી અને સૂઝે તેટલી શોધખોળ કરવી એ તમારું ધ્યેય હોવું જોઈએ, જેથી વખત ઓછો જાય અને શક્તિ વધારે કેળવાય. મડદાલ ઉદાસીનતાથી કામ કરવાથી, વખત વધારે જાય છે, આવડત વધતી નથી અને આત્મગૌરવ ઓછું થાય છે. સુતારી એ વિષય મારે મન બહુ અગત્યનો છે. કેળવણીની દૃષ્ટિએ વધુમાં વધુ વિકાસ સુતારીમાં મેળવી શકાય છે. પણ એનું અહીં લાંબું વિવેચન ન કરું.

ત્રીજે નંબરે ખેતી આવે છે. ખેતીમાં ક્ષત્રિયના બધા ગુણો આવી જાય છે. ખેતી કરે તે રાજા છે. કરે તે, કરાવે તે નહીં.

વિદ્યાર્થીઓમાં સ્વભાષા પ્રત્યે ખાસ ભકિત કોઈનામાં હોય તો તે હું જાણતો નથી. ભાષાનું અભિમાન એ કંઈ ભક્તિ નથી. ભક્તિ સેવા દ્વારા જણાઈ આવે. પ્રેમ આદર દ્વારા જણાઈ આવે. છોકરાઓ ગુજરાતી ચોપડીઓ વાંચવામાં ઊંડા ઊતરતા નથી, ભાષા પોતાની કરવાને ઇંતેજાર નથી, અક્ષર, જોડણી, વાક્યરચના અને શૈલીની સૂક્ષ્મ છટાઓ પોતાનાં કરવાની ધગશ કોઈનામાં હું નથી જોતો. જાણે ગુજરાતી ભાષા પોતાની દાસી જ હોય. સ્વભાષાની સેવા કર્યા વગર અન્ય

સાચી મિત્રતાની ચાહ હોવી જોઈએ. આપણો મિત્ર મતલબી છે કે સાચો છે એ તપાસવાની નહીં, પણ પોતે મતલબી છીએ કે કેમ એ તપાસવાની દૃષ્ટિ હંમેશ રાખવી જોઈએ.

બીજી એક ટીકા મેં ઘણી વાર સાંભળી છે કે આપણા છોકરાઓમાં અન્ય કોઈ પણ સંસ્થાના છોકરાઓ કરતાં કાર્યપરાયણતાનો ડોળ વધારે છે, અને તેથી પરોપકારવૃત્તિ, સ્નેહ અને આતિથ્યનો અભાવ ઢાંકવામાં આવે છે. શ્રદ્ધાપૂર્વક આવેલા બહારના લોકો આપણે વિશે આવી છાપ લઈને જાય એ આપણે માટે સારું નથી. લોકો એમ પણ કહે છે કે ‘તમે શ્રેષ્ઠ લોકો, તમારું જીવન કીમતી, તમારી પાસે ઝાઝા આતિથ્યની અપેક્ષા રાખવી એ તો અમારો જ વાંક કહેવાય.’ છતાં અજાણ્યા માણસની મૂંઝવણ કાંઈક દૂર થાય તો તે ઈચ્છવા જેવું ખરું. પૂજ્યશ્રી બાપુજી સુધી જેમનો અવાજ પહોંચી શકે એવા મોટા મહેમાનો ઉપર આપણી સારી છાપ પડે એટલું બસ નથી.

બ્રહ્મચર્યની બાબતમાં વિદ્યાર્થીઓ અને શિક્ષકો વચ્ચે અત્યાર સુધી જાણે દૃઢ મૌન હતું. સૌથી પહેલવહેલા વિદ્યાર્થીઓમાં ત્રણચાર વિદ્યાથીઓ હૃદય ખોલતા. ત્યાર પછી કાં તો શુદ્ધિ થઈ, અથવા સડો ભોંયરામાં ઊતર્યો. પરિણામે બાપુજીને પ્રાયશ્ચિત્ત કરવું પડ્યું, અને ઘણા આશ્રમના હિતકર્તાઓને ભયભીત દશામાં રહેવું પડ્યું. વિવેકની ઠાવકાઈ એ કંઈ સ્વચ્છતાનું ચિહ્ન નથી. વિદ્યાર્થીઓએ જ્યાં શ્રદ્ધા હોય ત્યાં દિલ ખોલવું જોઈએ, અને દરેકનું શ્રદ્ધાસ્થાન ક્યાં છે એ વાત અજાણી ન રહેવી જોઈએ.

આપણે ત્યાં છોકરાછોકરીઓ સાથે રહે છે, સાથે ભણે છે, સાથે કામ કરે છે; આ સ્થિતિ ટકાવવી વિષમ ન થાય એવી સગવડ છોકરીઓએ કરી આપવી જોઈએ અને છોકરાઓએ પણ કરી આપવી જોઈએ. એકબીજાનો વિચાર જ્યાં ન હોય ત્યાં પરિસ્થિતિ વિષમ થવાની. કોઈની ધીરજ પર બહુ તાણ પડે એવી સ્થિતિ ન આણવી જોઈએ.

ગરીબોની દુર્દશા, ભૂખમરો, કંગાલિયત, અજ્ઞાન અને વહેમો વિશે આપણે એટલું બધું સાંભળ્યું છે કે હવે કાન અને મન રીઢાં થયાં છે. એ તો રોજનાં રોદણાં છે. રોજ મન ઉશ્કેર્યે કેમ ચાલે? આપણને રોજ ભૂખ લાગે છે એના પ્રત્યે આપણે રીઢા નથી થતા. दीर्घं पश्यत मा ह्रस्वम् ।

આપણા છોકરાઓ ઘણી વાર માંદા પડે છે અને તબિયતે ઘણે ભાગે પોચા હોય છે એનાં કારણો બધા શોધે છે. ઊંઘ ઓછી છે, ખોરાકમાં પ્રમાણ નથી સચવાતું, સ્વાદ ન સચવાવાથી વધારે પ્રમાણમાં ખવાય છે, સાબરમતીની આબોહવા જ નિઃસત્વ કરનારી છે, છોકરાઓ પર કામ અને ભણતરનો બોજો વધારે છે, એમને નવરાશ મળતી નથી, છોકરાઓ

કરે છે, વધુ ચિંતા કરે છે, મહત્ત્વાકાંક્ષા રાખવાને બદલે મનોરાજ્યો રચે છે, એમને અમુક દેખાવ રાખવો પડે છે, શામાં શામાં આશ્રમદ્રોહ રહેલો છે એ વસ્તુની યાદી વધી પડી છે, આવાં કારણો જ્યારે સૂચવાય છે ત્યારે એમાં વધારે સત્ય છે એમ મને લાગ્યું છે.

જૂના વખતમાં ભણતર એ છોકરાઓને ભારરૂપ લાગતું, છતાં ભણવામાં રસ જરૂર પડતો. પણ ન ભણીએ તો જિંદગી એળે જવાની છે એ જાતની વાર્ધક્ય-સૂચક ચિંતા એના મનમાં ન હતી. આજે કેટલાક અપવાદો બાદ કરતાં મહેનત ઘણી ઓછી થઈ છે, વિષયોમાં રસ છીછરો થયો છે, ભણવાનો રસ નથી પણ સાંભળવાનો રસ છે અને કાંઈક યુક્તિથી અથવા શિક્ષકોની મહેનતથી ભણતરના ઢગલા ખૂબ વધે નહીં તો રસાતળ પહોંચ્યા છીએ એવી બીક તો જ્યાંત્યાં દેખાય છે. મહેનત કરવી ઓછી, અને મને કાંઈ નથી આવડતું કહી રોઈ પડવું એ સામાન્ય નિયમ થશે કે શું એવી બીક મને લાગે છે. એક વિષયનું અધ્યયન ચાલતું હોય ત્યાં બીજો ફલાણો વિષય મને નથી આવડતો એની ચિંતા એટલી બધી ચાલે છે કે બંને વિષયો થતા નથી. આમાં જેટલા અપવાદ છે તેઓ કંઈક ભણ્યા છે. એમાં અમારો શિક્ષકોનો કેટલે દરજ્જે વાંક છે એની ચર્ચા તમારી આગળ અસ્થાને છે.

દેશસેવાનાં કયાં કયાં ક્ષેત્રો છે એ વિશે પૂજ્યશ્રી બાપુજીએ એટલો તો ચોખ્ખો નકશો દોરી આપ્યો છે કે અમને કશું સૂઝતું નથી એમ કોઈ કહી જ ન શકે. શરૂ કરેલા દરેક કાર્યક્રમને નિરુત્સાહથી અને વૈતરું સમજીને પૂરો કરીશું તો વખત જવાનો જશે, લાભ પલ્લામાં પડવાનો નથી. तत् तत् कर्म कृतं यदेव मुनिभिः तैस्तैः फलैः वंचिताः।

ખાદીમાં આવી પડે તેટલું કામ કરવાને બદલે બને તેટલી પ્રવીણતા મેળવવી અને સૂઝે તેટલી શોધખોળ કરવી એ તમારું ધ્યેય હોવું જોઈએ, જેથી વખત ઓછો જાય અને શક્તિ વધારે કેળવાય. મડદાલ ઉદાસીનતાથી કામ કરવાથી, વખત વધારે જાય છે, આવડત વધતી નથી અને આત્મગૌરવ ઓછું થાય છે. સુતારી એ વિષય મારે મન બહુ અગત્યનો છે. કેળવણીની દૃષ્ટિએ વધુમાં વધુ વિકાસ સુતારીમાં મેળવી શકાય છે. પણ એનું અહીં લાંબું વિવેચન ન કરું.

ત્રીજે નંબરે ખેતી આવે છે. ખેતીમાં ક્ષત્રિયના બધા ગુણો આવી જાય છે. ખેતી કરે તે રાજા છે. કરે તે, કરાવે તે નહીં.

વિદ્યાર્થીઓમાં સ્વભાષા પ્રત્યે ખાસ ભકિત કોઈનામાં હોય તો તે હું જાણતો નથી. ભાષાનું અભિમાન એ કંઈ ભક્તિ નથી. ભક્તિ સેવા દ્વારા જણાઈ આવે. પ્રેમ આદર દ્વારા જણાઈ આવે. છોકરાઓ ગુજરાતી ચોપડીઓ વાંચવામાં ઊંડા ઊતરતા નથી, ભાષા પોતાની કરવાને ઇંતેજાર નથી, અક્ષર, જોડણી, વાકયરચના અને શૈલીની સૂક્ષ્મ છટાઓ પોતાનાં કરવાની ધગશ કોઈનામાં હું નથી જોતો. જાણે ગુજરાતી ભાષા પોતાની દાસી જ હોય. સ્વભાષાની સેવા કર્યા વગર અન્ય

ભાષાઓ ખેડવા જશો તો સ્વભાષાનો શાપ નડવાનો જ. સમય ઘણો જશે અને હાથ થોડું આવશે. આ બાબતમાં મારી ચેતવણી વ્યર્થ જવાની એવી કાંઈક નિરાશા થયેલી હોવાથી ઝાઝું લખતો જ નથી. મારા પર ચીડાઈને પણ મારાં વચનો ખોટાં પાડવા સારુ કોઈ ગુજરાતી ખેડે તોયે મને સંતોષ થશે.

તમે થોડું વાંચો પણ ધ્યાનપૂર્વક વાંચો. વાંચેલું બરાબર વાગોળો અને એનો ઉપયોગ કરો.

તમને લાગે છે કે શિક્ષકો હદ કરતાં વધારે આપે છે, અને આવશ્યક તેટલું પણ વિદ્યાર્થીઓ પાસે કરાવતા નથી? અને શી રીતે કરાવે? કરવાની હોંશ અને ધીરજ વિદ્યાર્થીઓએ બતાવવાં જોઈએ ના?

ઘણીયે રાષ્ટ્રીય શાળાઓમાં એમ જોવામાં આવે છે કે છોકરાઓ શાળામાં દાખલ થતી વખતે દેશભક્ત હોય છે, કેળવણી જરાક વધી એટલે વિદ્યાભક્ત થાય છે, અને કેળવણી પૂરી થવા આવે તે પહેલાં માબાપ કે સગાંવહાલાંની આજ્ઞાના ભક્ત થઈ જાય છે, એટલે કે હંમેશ અનિચ્છાએ પરણે છે અને પૈસા મેળવવા ધંધોરોજગારમાં વળગી જાય છે. દેશકાર્યના ફંડમાં મોટો ફાળો આપીશું અને હંમેશાં ખાદી પહેરીશું એટલું પોતાને વચન આપ્યા પછી જ તેઓ પડે છે એટલું કબૂલ કરવું જોઈએ.

હંમેશાં ઉત્સાહવર્ધક કાગળો લખું છું તે તમે બધા હજમ કરો છો. આજનો આ કાગળ જરા જુદી રીતે લખાયો છે.

## વિદ્યાર્થી અને રાજકારણ*

મને પૂછ્યું હોત તો 'વિદ્યાર્થી અને રાજકારણ' એવો વાસી વિષય હું ન જ લેત. મારા વિદ્યાર્થી કાળનો — જયારે રીસ્લેસાહેબ વિદ્યાર્થીઓના ભાગ્યવિધાતા હતા તે વખતનો — એ વિષય છે. તે વખતે ખૂબ ચર્ચા થતી. બંને બાજુએ મોટા મોટા વાગ્વીર લડતા. અને દરેક પક્ષ કહે जितं मया। પણ હમેશ બને છે તેમ એ સવાલનો નિવેડો આવ્યા પહેલાં જ દુનિયા આગળ નવા સવાલો ઊભા થયા. જેમ શાળામાં કેટલાક વિદ્યાર્થીઓ નાપાસ થતા જાય છે છતાં ઉપલા ધોરણમાં ચડે છે તેમ સમાજ કેટલાયે સવાલો અણઉકેલ્યા રાખી આગળ જાય છે. આજે દુનિયામાં જ્યાં જ્યાં પારતંત્ર્ય વસે છે, ત્યાં ત્યાં તરુણ વિદ્યાર્થીઓ રાજદ્વારી હિલચાલમાં ભાગ લે જ છે. ચીનની ક્રાંતિ વિદ્યાર્થીઓને જ આભારી છે. એવે વખતે 'વિદ્યાર્થીઓ

બહુ બહુ તો રાજકીય સભાઓમાં સ્વયંસેવક તરીકે ભલે ભાગ લે, તટસ્થ રહીને સેવા કરે અને ચર્ચા સાંભળે' એમ કોઈ કહે તો તેનું કોણ સાંભળવાનું હતું? ખેડૂતોએ અન્યાયી લાગતો કરનો વધારો ન આપવો એ યોગ્ય છે કે કેમ એની ચર્ચા જેમ આજે વાસી છે તેમ વિદ્યાર્થીઓ રાજકારણમાં ભાગ લે કે ન લે એ વિષય પણ વાસી છે.

જ્યાં પ્રજાનું જ રાજ્ય હોય છે ત્યાં પ્રજાનું વધારે હિત શી રીતે થાય એ ચર્ચા ઉપર જ પક્ષો પડે છે, અને ત્યાં પક્ષાપક્ષીનું રાજકારણ હોય છે. એવા રાજકારણનું સ્વરૂપ જુદું. જે પક્ષ પ્રજાને સમજાવી પટાવીને બહુમતી મેળવે એના હાથમાં બંધારણ પ્રમાણે એની મેળે રાજસત્તા આવી જાય છે. એવા પક્ષાપક્ષીના રાજકારણમાં વિદ્યાર્થીઓ ભાગ ન લે એ જ ઇષ્ટ છે. એક વિદ્યાર્થી મૅટ્રિક પણ પાસ ન થયો હોય પણ ભણતર છોડી છાપું ચલાવીને કે બીજી રીતે સમાજમાં સેવાનું જવાબદારીભર્યું કામ કરતો હોય તો તે પક્ષાપક્ષીમાં ભાગ લઈ શકે છે. અને બીજો કોઈ વિદ્યાર્થી બી.એ. માં ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને રાજકારણનું અધ્યયન કરી આગળ ભણતો હોય તો તે પક્ષાપક્ષીમાં ભાગ ન લે, મત આપવા ન જાય એ વિદ્યાર્થીજીવનનો નિયમ છે. એનાથી ન રહેવાય તો એણે વિદ્યાર્થી-જીવન કાયમનું છોડી દેવું અને પ્રજાની પ્રવૃત્તિમાં જવાબદારીનો ભાગ માથે લેવો. જેને જવાબદારીનું ભાન છે, જે તેજસ્વી છે છતાં હૃદયની ઉશ્કેરણી ઉપર કાબૂ રાખી શકે છે અને યોગ્ય પ્રસંગે સહિષ્ણુ બની શકે છે તે રાજકારણમાં જરૂર ભાગ લે.

આજના હિંદી રાજકારણમાં દુર્ભાગ્યે અનેક પક્ષો છે, પણ આપણું રાજકારણ પક્ષાપક્ષીનું નથી. સ્વતંત્રતા મેળવવાનું એ રાજકારણ છે. એ રાજકારણ નથી પણ રાષ્ટ્રકારણ છે. હિંદમાં આજે રાજા પ્રજા વચ્ચે મેળ નથી. પ્રજાનું હિત રાજ્યકર્તાના હૈયામાં નથી. પ્રજાના કયા પક્ષના હાથમાં સત્તા રહે અને તે શી રીતે વપરાય એ સવાલ નથી. પણ સત્તા આખી પ્રજાના હાથમાં કાયમને માટે શી રીતે આવે એ આપણો સવાલ છે. એમાં હિંદમાતાનો દરેક બાળક, વૃદ્ધ તેમ જ યુવાન, સ્ત્રી તેમ જ પુરુષ ભાગ લે એ તેનો ધર્મ છે.

આપણે ત્યાં રાજકારણના બે પંથો છે. પોતાને બંધારણના હિમાયતી તરીકે ઓળખાવનારા લોકોનું ચર્ચાત્મક રાજકારણ અને પ્રજાની શક્તિ જાગ્રત કરી સરકાર સામે ઝૂઝવા તૈયાર કરનારાઓનું પ્રત્યક્ષ ક્રિયાત્મક રાજકારણ. પહેલું રાજકારણ વકીલી વૃત્તિમાંથી ઉદ્‌ભવ્યું છે. કોર્ટમાં વકીલો દલીલો કરી અને વક્તૃત્વ ચલાવી કોર્ટની ખાતરી કરી આપે છે કે કાયદો અને ન્યાય એમના પક્ષ તરફ છે. કોર્ટની ખાતરી થાય ત્યાં સુધી જ એમનું કામ. પછી કોર્ટ બેલીફ મોકલીને કે પોલીસને કહીને પોતાનો ચુકાદો અમલમાં મૂકવા જેટલી સત્તા વાપરે છે. સત્તા ધરાવવી અને તે વાપરવી એ કજિયાની પતાવટનો મુખ્ય ભાગ તે સરકારના હાથમાં હોય

છે. કોર્ટના બંધારણ પ્રમાણે જે પક્ષના કાયદેસરપણાની જજને ખાતરી થાય તે પક્ષને તે સત્તાનો ઉપયોગ મળે છે.

આપણા આગેવાનોએ માન્યું કે વકીલની પેઠે સચોટ દલીલો કરીને સરકારની ખાતરી કરી આપીશું કે અમે સ્વરાજને માટે લાયક છીએ એટલે સરકારને સ્વરાજ આપવું જ પડશે. કાઉન્સિલોનું રાજકારણ એ ઢબે ચાલે છે. બારડોલીના ખેડૂતોએ એવા કાઉન્સિલરો મારફતે બધો પ્રયત્ન કર્યો. પણ કશું વળ્યું નહીં ત્યારે તેઓ વલ્લભભાઈ પાસે જ ગયા. વલ્લભભાઈ પાસે બીજી જાતનું રાજકારણ હતું. એમણે પ્રજાધર્મનું ઉગ્ર પાલન ખેડૂતોને શીખવ્યું.

રાજાનો ધર્મ અને પ્રજાનો ધર્મ ભિન્ન છે. લોકોના જીવન ઉપર કાબૂ ધરાવવો, તેમને અંકુશમાં રાખવા, જરૂર પડયે તેમના ઉપર સખતાઈ કરવી, લોકો પર દબાણ કરવું, એ સત્તા રાજાએ પોતાના હાથમાં રાખેલી હોય છે. તેમ કરવાનો એને ઈશ્વર તરફથી કે ધર્મ પ્રમાણે હક છે કે નહીં એ સવાલ જુદો છે, પણ સત્તાને જોરે પ્રજાજીવન ઉપર કાબૂ રાખવો એમાં રાજત્વ રહેલું છે તેથી જ સરકાર કાયદાને નામે અથવા કાયદા વગર પણ મારફાડ કરી શકે છે, લોકોને અટકાયત કરી શકે છે. પ્રજાધર્મમાં કાળજીપૂર્વક એ સત્તાનો ત્યાગ કરેલો હોય છે. પ્રજામાંનો કોઈ જ્યારે એ સત્તા હાથમાં લે છે ત્યારે તે રાજદ્રોહ કરે છે. જ્યાં સુધી પ્રજા પોતાના હાથમાં રાજસત્તા લેતી નથી ત્યાં સુધી તે પોતાના હકમાં છે. પ્રજા રાજ-સત્તાનો ઈનકાર કરી શકે છે પણ પ્રજાપણું સ્વીકારે છે ત્યાં સુધી રાજસત્તા ધારણ ન કરે એ સૂક્ષ્મ ભેદ છે. અંગ્રેજીમાં જેને direct action કહે છે તે ‘પ્રત્યક્ષ’ રાજકારણની આટલી જ એક મર્યાદા છે. પ્રજા જો સમજુ હોય, સંસ્કારી, સદા-ચરણી અને સંપીલી હોય તો એને રાજસત્તાની જરૂર જ નથી. જેમ મ્યુનિસિ-પાલિટીઓ અથવા સભાપરિષદો ચાલે છે તેમ પ્રજા રાજસત્તા વગર પોતાનો વ્યવહાર સુખેથી ચલાવી શકે. પ્રજાએ આટલું ઓળખ્યું એટલે રાજસત્તાની તોપો, બંદૂકો, જેલો અને કોર્ટો, કાયદા અને હુકમો ફોક થઈ જાય છે. વિદ્યાર્થીઓ આજને પ્રસંગે પ્રથમ વર્ણવેલા ચર્ચાત્મક રાજકારણમાં ભાગ ન લે એમ હું તેમને કહું; પણ યોગ્ય આગેવાનની સરદારી તળે direct action ના અમલી રાજ-કારણમાં વિદ્યાર્થીઓએ ભાગ લેવો જ જોઈએ. એટલા જ માટે મારા વિદ્યાર્થીઓને મેં બારડોલીમાં મોકલી દીધા હતા. અને તેમને અને તેમના વાલીઓને કહ્યું હતું, ‘વિદ્યાર્થીઓ જેટલા દિવસ સુધી બારડોલીમાં કામ કરે છે તેટલા દિવસ મહા-વિદ્યાલયમાં હાજર જ છે એમ ગણાશે, તેઓ ભલે પ્લેટો અને ઍરિસ્ટોટલ, ચાણક્ય અને શુક્ર અથવા બર્ક અને સુરેન્દ્રનાથ બેનરજીની ચોપડીઓ ન ભણી શકે. ગાંધીજી અને વલ્લભભાઈની દેખરેખ તળે થોડુંક કામ કરે એ જ સાચી કેળવણી છે. સેન્ડહર્સ્ટ કોલેજમાં જે યુદ્ધની તાલીમ મળે છે તેના કરતાં યુરોપના રણક્ષેત્ર ઉપર યુરોપના યુવાનોએ વધારે સંગીન કેળવણી મેળવી. પ્રજાની ઇચ્છા માફક પ્રજામતનું sanction ઊભું કરવું એ આજનું મુખ્ય રાજકારણ છે.

તમે અહીં અખાડામાં કસરત કરીને બળ કેળવો છો. પણ એકલું શરીર કેળવ્યે બસ નથી. હૃદય કેળવો, મન મજબૂત કરો. ત્યારે જ શરીરશક્તિનો ઉપયોગ થશે. હૃદયની કેળવણી એ જ મુખ્ય કેળવણી છે. મજબૂત હૃદયને ધાર્યું કરવા જેટલું શરીર મજબૂત ન હોય તો હૃદય પસ્તાશે એટલા માટે પણ શરીર કેળવો. જેથી હૃદય દુર્બળ બને છે, બીકણ બને છે તે કેળવણી નથી. તમે જે કંઈ કેળવણી લો તેને પ્રથમ કસી જુઓ કે એનાથી હૃદય મજબૂત થાય છે કે કમજોર. જે હૃદયને મજબૂત કરવાની કેળવણી આપે એનું શરણ લો. જેનું હૃદય પવિત્ર, નીતિમાન, નિર્ભય, ઉદાર, પક્ષપાતરહિત છે તેની પાસેથી કેળવણી લઈએ, જેની તેની પાસેથી નહીં. આવી કેળવણી જેટલી પુરુષોને જોઈએ છે એટલી સ્ત્રીઓને પણ જોઈએ છે. એવી કેળવણી મળે તો તે જરૂર ખડતલ શરીર માગવાની જ. એટલા માટે જ આવા અખાડાઓની જરૂર છે. પણ મુખ્ય વસ્તુ તો હૃદય જ છે. આજની પેઠે એકલી બુદ્ધિની પાછળ દોડતા મા. નરી બુદ્ધિ સ્વભાવે નાસ્તિક છે, સ્વાર્થી છે. એને સેવક તરીકે વાપરો પણ જીવનસ્વામી નહીં બનાવતા. હૃદય જ્યારે કહે કે અમુક વસ્તુ ક્ષુદ્ર છે ત્યારે તેનો ત્યાગ કરતાં સંકોચ નહીં કરતા.

## પ્રશ્નોત્તર

શ્રદ્ધા એ અદ્ભુત શક્તિ છે. એ શક્તિનો સદુપયોગ પણ થાય અને દુરુપયોગ પણ થાય. બુદ્ધિને ફેંકી દો એમ હું નથી કહેતો. બુદ્ધિમાં પણ ધર્મબુદ્ધિ અને તર્કબુદ્ધિ એવા ભેદ કરી શકાય. બુદ્ધિ વસ્તુતઃ વકીલ જેવી છે. એ જ્યાં સુધી રાગદ્વેષયુક્ત છે ત્યાં સુધી બીક, લોભ, લાલચ, ક્રોધ, સ્વાર્થ વગેરે વૃત્તિઓને વશ થઈ તે તે પક્ષની દલીલો રજૂ કરે છે. જે શ્રદ્ધાને સામાન્ય બુદ્ધિ – તર્કબુદ્ધિ સહેજે તોડી શકે છે તે અંધશ્રદ્ધા છે, વહેમ છે. એવી શ્રદ્ધા કામની નથી. પણ બુદ્ધિ જ્યારે શ્રદ્ધાને કસવા જતાં પોતે જ કસાઈ જાય છે અને હીણી નીવડે છે ત્યારે બુદ્ધિની આગેવાની છોડવી જોઈએ. બુદ્ધિ હાર્યા પછીનું ક્ષેત્ર શ્રદ્ધાનું છે. જ્યાં બુદ્ધિને અંધારું દેખાય છે ત્યાં શ્રદ્ધા માર્ગ કાઢી આગળ વધે છે, એવી શ્રદ્ધાને આંધળી શી રીતે કહીએ? એ પ્રજ્ઞાચક્ષુ નથી પણ દિવ્યચક્ષુ છે. બુદ્ધિનો થાય ત્યાં સુધી અને તેટલો ઉપયોગ જરૂર કરજો પણ મુકામે પહોંચાડનાર તો શ્રદ્ધા જ છે. શ્રદ્ધાને વળગતાં સહેજસાજ નુકસાન જણાય તોયે શું? એમાં આત્યંતિક નુકસાન નથી.

*

સદસદ્વાસના એ હૃદયનો ધર્મ નથી. હૃદય વાસનાનું ક્ષેત્ર છે, હૃદયમાંથી વાસનાનો ઉગમ નથી પણ ઇંદ્રિયોના વલણમાંથી વાસના પેદા થાય છે. ઇંદ્રિયોનું યથાયોગ્ય દમન કરીને તે કેળવાય તો પછી સદ્વાસનાને જ પોષણ મળે છે.

*

અંતરાત્માના અવાજ પ્રમાણે ચાલવાની બાબતમાં એક સવાલના જવાબમાં:

મનના તરંગ અથવા વાસનાનો વેગ એ કંઈ અંતરાત્માનો અવાજ નથી. આજે જરા જરામાં બધા જ લોકોને અંતરાત્માનો અવાજ સંભળાય છે. એ એક ફેશન થઈ પડી છે. અંતરાત્માનો અવાજ બધાએ કેળવેલો નથી હોતો. અંતરાત્માનો અવાજ નાડીના ધબકારાથી પણ અંત્યત સૂક્ષ્મ હોય છે. જે માણસના હૃદયમાં વાસનાનું નગારું વાગતું હોય છે તે બિચારો શી રીતે અંતરાત્માના અવાજ સાંભળી શકે? જેનું હૃદય શુદ્ધ છે, જેણે તમામ વાસનાનો અવાજ રોકયો છે તેને જ અંતરાત્માનો અવાજ સંભળાય છે. અને એક વાર એ સંભળાયો એટલે થયું. એનો આગ્રહ એટલો બધો હોય છે કે એને વશ થયા વગર છૂટકો નથી હોતો.

*

સવાલ — કોઈ કામ ફરજિયાત કરવું પડતું હોય અને હૃદય તે કરવાની ના પાડતું હોય તો શું કરવું?

જવાબ — ફરજ જો પોતાની મેળે વહોરી લીધી હોય તો મન રાજી હોય કે ન હોય, સિપાઈની પેઠે કામ કરવું જ જોઈએ. જો હું વલ્લભભાઈની સરદારી સ્વીકારું તો તેઓ કહે તેમ મારે ચાલવું જ જોઈએ. પછી મારું ડહાપણ નહીં ચલાવું. એમાં સ્વમાનની હાનિ નથી, સ્વેચ્છાપૂર્વક સરદારી સ્વીકારવામાં બધું સ્વમાન સચવાયલું હોય જ છે. સરદાર જોડે વારે ઘડીએ દલીલ કરવાપણું ન હોય. જે ક્ષણે આપણને લાગે કે સિપાઈની પેઠે ફરજ અદા કરવામાં અધર્મ થાય છે, પાપ થાય છે ત્યારે તે કામમાંથી નીકળી જવું અને તેમ કરવાથી થતી સજા સહન કરવી.

પણ બને છે એમ કે ઘણી વાર ફરજ સ્વીકારવામાં પણ આપણી નબળાઈ જ હોય છે અને હૃદય ના પાડે છે તે પણ ધર્મબુદ્ધિને લીધે નહીં પણ નબળાઈને લીધે જ. આવી બે નબળાઈ વચ્ચે કઈ નબળાઈને પસંદ કરવી એનું શાસ્ત્ર કોણ રચી શકે?

# ભણતર કે સેવા?

આજે હિંદુસ્તાનના વિદ્યાર્થીજગતમાં એક જ સવાલ પ્રધાનપણે ચર્ચાય છે, અને વિદ્યાર્થીહૃદયને અસ્વસ્થ કરી મૂકે છે. મહારાષ્ટ્રમાં જુઓ કે ગુજરાતમાં, કોંકણમાં જુઓ કે કર્ણાટકમાં, એ જ સવાલ ફરીફરી પુછાય છે, અને ફરીફરી ચર્ચાય છે. દિલ્હીમાં પણ એ જ સ્થિતિ છે, અને બનારસમાં પણ એ જ વાતાવરણ છે. વિદ્યાર્થી આજે શું કરે? સેવાની લાયકાત મેળવવા માટે વિદ્યાવૃદ્ધિ કરવામાં મશગૂલ થાય કે એ જ વિદ્યાનો ભોગ આપી સ્વરાજયજ્ઞમાં ઝંપલાવે?

યુવાવસ્થામાં વિદ્યાર્થીઓ પોતાની નિષ્ઠા વિદ્યાપ્રાપ્તિને જ અર્પણ કરે એ સ્વાભાવિક છે, યૌવનદશાની એ સર્વોત્કૃષ્ટ ફરજ છે. એ જ દિવસોમાં સ્વરાજની લડત કટોકટીનું સ્વરૂપ પકડે અને ભાવનાપ્રધાન વિદ્યાર્થીઓના સર્વસ્વનું બલિદાન માગે એ દૈવની વિચિત્રતા છે. એકાગ્ર થઈને બધી જાતની લાયકાત કેળવવા માગનાર વિદ્યાર્થીઓ સ્વાર્થી હોય એમ નથી. સર્વોચ્ચ મહત્ત્વાકાંક્ષાથી પ્રેરિત થઈને અને બધી જાતના ભોગવિલાસને કોરે મૂકીને વિદ્યાની જ ઉપાસના કરવી એ કંઈ નાનીસૂની વાત નથી. વિદ્યાર્થીઓની આ વિદ્યાભિરુચિ જોઈ એમને વિશે પ્રેમ અને આદરની લાગણી જ મનમાં ઉત્પન્ન થાય છે. પોતાના બુદ્ધિવૈભવથી અને મહાભારત કામોથી ભારતવર્ષની કીર્તિ ઉજ્જવળ કરીશું, પૂર્વજોનો પુરુષાર્થ ઝાંખો પાડીશું, અને એને માટે જેટલી લાયકાત મેળવવી આવશ્યક હોય તે બધી અનન્ય નિષ્ઠાથી મેળવતા રહીશું, એવો સંકલ્પ સેવનાર વિદ્યાર્થીઓ વિશે કોના હૃદયમાં મગરૂરી પેદા ન થાય?

પણ વિદ્યાર્થીઓને નસીબે એ જ વખતે પોતાની એ મહેચ્છાને પણ તિલાંજલિ આપી કાચીપાકી તૈયારી સાથે લોકસેવાનું અને પ્રજાકીય લડત લડવાનું કામ આવી પડયું છે. એ વિશે વિદ્યાર્થીઓ સાથે દિલસોજી રાખવી કે એમને અભિનંદન આપી એમની અદેખાઈ કરવી તે સમજાતું નથી. અધ્યાપકો માટે તો એ મોટો ધર્મસંકટનો પ્રસંગ છે. અધ્યાપકો સ્વભાવે વિદ્યાસેવક હોય છે, સંસ્કૃતિના સંવર્ધક હોય છે. વિદ્યાર્થીઓને એ જ વલણ લેતા જોઈ એમના હર્ષનો પાર નથી રહેતો. અને છતાં દેશની પરિસ્થિતિ ઉત્તમ રીતે સમજનાર પણ અધ્યાપકો જ હોય છે. વિદ્યાર્થીઓને એમનો આજનો ધર્મ તેઓ ન સમજાવે તો પોતે દેશની ઉત્તમ સેવા કરતાં ચૂકચા એવો ખરખરો એમના મનમાં રહી જાય. એટલે એમને તો પોતાની હમેશની બધી વૃત્તિઓ દબાવી વિદ્યાર્થીઓને તાત્કાલિક સ્વરાજસેવાનો જ ઉપદેશ કરવો પ્રાપ્ત થાય છે.

'કાચી ઉંમરના યુવાનોને વિદ્યાવિમુખ બનાવી લડતમાં મોકલનાર અધ્યાપકોને

ઠપકો દેનાર, તથા દેશની આવતી કાલની મૂડી આજે વેડફી નાખી તમે યુવકદ્રોહ કરો છો. અને ભવિષ્યનો પણ દ્રોહ કરો છો,' એમ કહેનાર પીઢ લોકો સમાજમાં ઘણા પડ્યા છે. રાષ્ટ્રીય અધ્યાપકો તો પોતે ખુવાર થઈને જ વિદ્યાર્થીઓને બલિદાનની દીક્ષા આપે છે. ઠપકો દેનાર પીઢ લોકોને તેઓ જવાબ આપવા પણ હાજર નથી હોતા. પણ વસ્તુસ્થિતિ એવી છે કે એ 'પીઢ' લોકો પોતે સ્વરાજ્ય-યજ્ઞમાં પોતાની આહુતિ નથી આપતા, બલિદાનનો સર્વોત્કૃષ્ટ આદર્શ ભજવી નથી બતાવતા એટલે જ 'પીઢો'એ છોડી દીધેલું બીડું યુવાનોને જાતે ઝડપવું પડે છે. પોતાને ભાગે આવેલો બોજો પોતાના વંશજો પર નાખી પાછા એમની દયા ખાનારા લોકોને જવાબ શો અપાય?

'સેવા કે ભણતર? સેવા કે ભણતર?' એવા જાપ જપતા જપતા વિદ્યાર્થીઓ બુદ્ધિથી તો ભણતરને જ પ્રધાનપદ આપે છે, પણ પ્રસંગ નજીક આવ્યે એમનું જ હૃદય એમને સેવા તરફ ખેંચી જાય છે. એ સ્થિતિની દયા ખાનારા ભલે દયા ખાઓ. અમને તો એમાં યુવકજીવનની ભવ્યતા અને સાર્થકતા દેખાય છે. હિંદમૈયાની મુક્તિ અને કીર્તિ અમને એમાં જ દેખાય છે.

## યુવકો વચ્ચે *

યુવકોના સ્નેહસંમેલનમાં હાજર રહેવા માટે આપે મને બોલાવ્યો છે તે બદલ હું આપનો આભારી છું. આપના આમંત્રણનો હું એવો અર્થ કરું છું કે જોકે મારા વાળ સફેદ થઈ ગયા છે અને મોટા ભાગના દાંત પડી ગયા છે તોપણ હું બુઢ્ઢો થઈ ગયો નથી. આપના આમોદપ્રમોદમાં હું એક યુવકની જેમ ભળવા ઈચ્છું છું. આપે એ વાતનો તો સ્વીકાર કર્યો છે કે આખી જિંદગી યુવકોની સાથે રહેવાનું જેને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે તે ઈચ્છે તો છેવટ સુધી વૃદ્ધ ન બને. અધ્યાપકોની વિદ્યાર્થીઓ ઉપર થનારી અસરની બધાને ખબર છે. પણ વિદ્યાર્થી-ઓની અધ્યાપકો ઉપર કંઈ ઓછી અસર થતી નથી. પ્રાચીન કાળનું સૂત્ર હતું કે 'યથા રાજા તથા પ્રજા.' આજે તો આપણે જોઈએ છીએ કે જેવી પ્રજા હોય છે તેવું જ રાજ્ય તેને મળે છે. શિક્ષણના ક્ષેત્રમાં પણ આપણે કહી શકીએ કે વિદ્યાર્થીઓ પોતાને લાયક શિક્ષક જ મેળવે છે અથવા તો તેને પોતાને યોગ્ય બનાવે છે. સ્વરાજ્યમાં પણ વિદ્યાર્થીઓના અધ્યાપક બનવું કંઈ ઓછા ભાગ્યની વાત નથી.

આજકાલ જ્યાં જ્યાં જાઉં છું ત્યાં વિદ્યાર્થીઓને મળું છું. દરેક જગાએ એટલું તો દેખાય છે જ કે પ્રત્યેક વિદ્યાર્થીએ રાષ્ટ્રીય યજ્ઞમાં કંઈ ને કંઈ બલિદાન

* નાગપુર સિટી કૉલેજના વિદ્યાર્થીઓના સ્નેહસંમેલન વખતે અપાયેલું વ્યાખ્યાન, તા. ૧૪–૧૦–૩૪.

તો આપ્યું જ છે. પછી ભલે તે સામાજિક ક્ષેત્રમાં હોય કે રાજકીય અથવા નૈતિક ક્ષેત્રમાં હોય. જ્યારે હું મારા વિદ્યાર્થીજીવનના દિવસોનું સ્મરણ કરું છું અને અત્યારના દિવસોનો તે દિવસો સાથે મુકાબલો કરું છું ત્યારે ભારતવર્ષમાં થયેલી પ્રગતિ સ્પષ્ટ દેખાતાં મારું હૃદય હર્ષ પામે છે, અને માથું અભિમાનથી ઊંચું થાય છે. અમે વિદ્યાર્થીઓને હંમેશાં કહીએ છીએ કે તમે તો હજી કંઈ જ કર્યું નથી. કરવાની વાતો તો હજી દૂર છે. તોપણ વિદ્યાર્થીઓમાં આવેલી જાગૃતિ કંઈ ઓછી નથી. એ વાત સાચી છે કે વિદ્યાર્થીઓ કામના પ્રમાણમાં વાતો વધારે કરે છે. પણ તેમાં આશ્ચર્ય શું છે? વાતો કરવાનો તો તમારો આ અવસર છે. વાતો કરતાં કરતાં તમે દેશની પરિસ્થિતિ સમજવાનો પ્રયત્ન કરો છો. વાતો કરતાં કરતાં જ તમે મિત્રોની પિછાણ કરી શકો છો, અને નિયત કાર્ય માટે પોતાના આજીવન સાથીઓ પણ પસંદ કરો છો. અમે પાકટ લોકો જે રીતે વાતો કરીએ છીએ અને અમારા જીવનને વેડફી નાખીએ છીએ તેવી તમારી સ્થિતિ નથી. તમે તો આજે શબ્દબ્રહ્મની ઉપાસના કરો છો. તેમાંથી કાર્યશક્તિ, ત્યાગશક્તિ અને બલિદાનની શકિત પ્રગટ થશે. આ વાત હું તમારા બધાને માટે નથી કરતો. તમારામાંના બધા જ પારમાર્થિક નહીં હોય. ગંભીર પણ નહીં હોય. (Sincerity) (Earnestness) નિષ્ઠા (Devotion) વગેરે બાબતો ઉપદેશથી મળતી નથી, કેળવણી પણ એ વસ્તુઓ આપી શકતી નથી. એ તો પરમાત્માએ પોતે જ આપેલી બક્ષિસ છે. અધ્યાપકોના જીવનમાં જો આ વસ્તુ હોય તો તેનો પ્રભાવ વિદ્યાર્થીઓના જીવન પર પડ્યા વિના રહી શકતો નથી. હું જાણું છું કે આજના આમોદપ્રમોદના દિવસે મારી 'સિરિયસ' વાતો બધાના દિલ સુધી પહોંચી શકશે નહીં. પરંતુ તમારામાંથી થોડાઘણા તો એવા હશે જ જેઓ આનંદ સમયે પણ જીવનનો ઉદ્દેશ વિસરી ન જતાં રમતગમતની સાથે પોતાનું જીવનકાર્ય પણ પ્રસન્નતાથી ચલાવતા રહે.

તમારું નાગપુર ભારતવર્ષમાં વચ્ચોવચ આવેલું છે. અહીંથી પંજાબ, બંગાળ, સિંધ, મદ્રાસ, મુંબઈ એ બધાંની સાથે તમારો સંબંધ બાંધી શકો છો, અને ચાહો તો અહીંથી દરેક રાષ્ટ્રીય અને સાંસ્કૃતિક હિલચાલ શરૂ કરી અને બધી બાજુએ છેડા સુધી પહોંચાડી શકો છો. અહીંથી મહારાષ્ટ્રના સાર્વજનિક જીવનને તમે જરૂર નવી પ્રેરણા આપી શકો. અહીં બધા પ્રાંતના વિદ્યાર્થીઓ છે. પણ મોટે ભાગે તો મહારાષ્ટ્રના જ હશે. એમને મારો આ વિશેષ આગ્રહ છે. મહારાષ્ટ્રીય યુવક ચાહે તે પ્રાંતમાં જઈને ત્યાંના જીવનમાં ઓતપ્રોત થઈ શકે એમ છે. બીજા પ્રાંતના જે વિદ્યાર્થીઓ તમારે ત્યાં આવે તેમને પ્રેમથી અપનાવવા અને તેમના હૃદયમાં પ્રવેશ કરવો એ તો તમારું કામ જ છે.

કૉલેજના દિવસોમાં પ્રાંતપ્રાંતો વચ્ચેના સંગઠનનો જે શુભ અવસર મળે છે તે ફરીથી કદી મળતો નથી. સંગઠનથી મારો અર્થ એ નથી કે તમે કોઈ સંસ્થા

સ્થાપો. કોઈ હેતુની વ્યાખ્યા બાંધવી, એ માટે સંસ્થા ખોલવી, પ્રમુખ, મંત્રી, લવાજમ, સભા, કાર્યવાહી, પ્રચાર, અહેવાલ, સંમેલન, પરિષદ વગેરે બંધારણો બાંધવાં અને પ્રવૃત્તિઓ ચલાવવી ઈત્યાદિ સંસ્થાગત કામોથી થોડાઘણા લાભ થાય છે. પણ એમાં મને ઝાઝો વિશ્વાસ નથી. સંસ્થાગત કામોમાંથી થોડીક તાલીમ મળે છે પણ એમાંથી આત્માનું સંગઠન થતું નથી, હૃદયની તૈયારી થઈ શકતી નથી.

સમાનશીલ અને સમાન આદર્શવાળા લોકો સાથે વિચારવિનિમય કરવો, એકબીજાના સહવાસથી પરસ્પર પરિચય કરવો, એકબીજાના કાર્યમાં સહકાર કરવો તથા આ જાતની સમાન આદર્શની સેવામાં એકબીજા સાથે ભળી જવું એ સાચું સંગઠન છે. 'ददाति प्रतिगृह्णाति गुह्यमाख्याति पृच्छति, भुंक्ते भोजयते चैव षड्विधं प्रीतिलक्षणम्' એ મૈત્રીનું લક્ષણ છે. એ જ સાચું સંગઠન છે. એને માટે સંસ્થાની કશી જરૂર નથી. માત્ર પ્રેમ અને વિશાળ હૃદયની જરૂર છે. ઉપર બતાવેલાં છ લક્ષણોનો ખૂબ વ્યાપક અર્થ લેવો જોઈએ એ સૂચવવાની જરૂર જોતો નથી.

જે સ્થળે જુદા જુદા પ્રાંતના, જુદી જુદી ભાષા બોલનારા, જુદા જુદા ધર્મના અને જુદી જુદી રહેણીકરણીવાળા લોકો એકબીજા વચ્ચેના ભેદભાવને ભૂલી જઈને સમાન ભાવે એકઠા મળે છે ત્યાં હૃદય વિશાળ બન્યા વગર રહેતું નથી. જીવનનું અધ્યયન નવી દૃષ્ટિથી શરૂ થાય છે. અને પ્રત્યેક સંસ્કૃતિનું એક એક નવું સંસ્કરણ બની જાય છે. મધ્ય પ્રાંતના આ મુખ્ય સ્થાનમાં તમને એ મોકો સહજ હાથ આવ્યો છે. એનો પૂરેપૂરો લાભ ઉઠાવજો અને ત્રણ દિવસનું નહીં પણ આખા જીવનનું સ્નેહસંમેલન માનજો.

અહીં તમે જે શિક્ષણ પામો છો તે ઉદાર શિક્ષણ ગણાય છે, સંસ્કારિતાનું શિક્ષણ ગણાય છે. એ શિક્ષણ દ્વારા ચારિત્ર્ય દૃઢ થાય છે, દૃષ્ટિ વિશાળ થાય છે અને સમાજસેવાની સ્ફૂર્તિ પણ એમાંથી પેદા થાય છે, એવો એનો દાવો છે. એ દાવો કેટલે અંશે સાચો છે એ તમારે કસોટી પર કસીને જોવું પડશે. જેવો દાવો કરવામાં આવે છે એવાં ફળ ન મળતાં હોય, એમાં ઊણપ અને વિકૃતિ માલૂમ પડતી હોય તો એનો પણ સંસ્કાર કરવો જોઈએ. હું માનું છું કે એ શિક્ષણપદ્ધતિએ દાવો તો ખૂબ ભારે કર્યો છે. પણ એની ફલસિદ્ધિ અતિશય અલ્પ છે. મનુષ્યજાતિને સભ્ય, સુસંસ્કૃત, સુખી, સંગઠિત અને સમર્થ બનાવવી એ કંઈ મામૂલી વાત નથી. પ્રાચીન કાળમાં એ પુરુષાર્થ કરી બતાવવાનું બીડું ધર્મે ઝડપ્યું હતું. પણ ધર્મ તો વિધિવિધાનના ચક્રવ્યૂહમાં ફસાઈ પડયો. ધર્મ-વ્યવસ્થાપકો અસમર્થ અને પ્રાકૃત નીવડયા. તેમણે રાજ્યવ્યવસ્થાનું અનુકરણ કરવામાં જ સુગમતા જોઈ અને ધર્મતેજનો નાશ કર્યો.

આજે રાજ્યસંસ્થા એ જ પુરુષાર્થ સિદ્ધ કરવાને તૈયાર થઈ છે. તેણે કાયદા દ્વારા લોકોને સુરક્ષિત, સંગઠિત અને સુસંસ્કૃત કરવાનો પ્રયત્ન શરૂ કર્યો છે. વેપારની ઉપર પણ પોતાનો અંકુશ જમાવીને રાષ્ટ્રીય સામર્થ્ય વધારવાનો એણે

પ્રયત્ન કર્યો છે. રાજ્યસત્તાએ એ પણ જોયું કે જે રીતે ધર્મે લોકશિક્ષણની મદદથી પોતાના પ્રભાવને વધાર્યો હતો તે જ રીતે પોતે પણ પોતાનું પ્રભુત્વ લોકશિક્ષણ દ્વારા કાયમ કરી શકશે. લોકોનાં જ્ઞાન અને સંસ્કારિતા, તેમના ઉદ્યોગ-હુન્નર અને તેમનું સામુદાયિક જીવન રાજ્યસત્તાએ પોતાને કબજે કરી લીધું છે. રાજ્યસત્તા આવી સર્વવ્યાપી અને સર્વભક્ષી હોવાને લીધે તે સત્તાને પોતાના હાથમાં રાખવાનો પ્રયત્ન જુદા જુદા વર્ગો અત્યારે કરી રહ્યા છે. જમીનદાર, મૂડીદાર, વિદ્વાન, મજૂર બધા જ રાજ્યસત્તાને પોતાના હાથમાં રાખવાની કોશિશ કરી રહ્યા છે. આમાંથી જુદા જુદા વાદોની શરૂઆત થઈ છે. તમે એ બધા વાદોનો ઝીણવટપૂર્વક અભ્યાસ કરતા હશો. એવો અભ્યાસ નહીં કરશો તો તમે ભારે જોખમમાં ઊતરશો એવું મને લાગે છે. બીજા વાદોનો થોડોઘણો અનુભવ સૌને છે. માત્ર સામ્યવાદ એ નવી વસ્તુ છે. નવી, ન અનુભવેલી ચીજ પ્રત્યે સ્વાભાવિક રીતે આકર્ષણ થાય છે. રશિયા જેવા એક વિરાટ રાષ્ટ્રે એ વાદનો પ્રયોગ સફળતાથી કર્યો છે એવું મનાય છે. રશિયા અને હિંદુસ્તાન વચ્ચે થોડું સામ્ય હોવાને લીધે કેટલાક લોકો એવું માને છે કે જે વસ્તુ રશિયાને અનુકૂળ છે તે વસ્તુ હિંદુસ્તાનને પણ અનુકૂળ હોવી જોઈએ. આવા વિચારના માણસો હમણાં હમણાં પક્ષબદ્ધ પણ થવા લાગ્યા છે. એ પક્ષ નાનો છે. તેને સેવા કરવાની હજી સુધી તક મળી નથી. એથી તે પ્રતિષ્ઠિત થયો નથી. પણ સામ્યવાદ કંઈ હસવાની વાત નથી. લગભગ એક સદીથી સામ્યવાદના વિચારોનો વિકાસ થતો રહ્યો છે. એક વિરાટ રાષ્ટ્ર મન મૂકીને તેનો પ્રયોગ કરી રહ્યું છે. અને એ વાદનું વાયુમંડળ દુનિયાના સર્વ દેશોમાં થોડેઘણે અંશે ફેલાઈ ગયું છે. દુનિયાનું ભલું અને બૂરું કરવાની શક્તિ એ વાદમાં ઠીકઠીક પ્રમાણમાં છે. એ વસ્તુ શી છે એ તમારે જોવું જ જોઈએ. હું માનું છું કે તમારામાંથી થોડા સજ્જનો રશિયાની ક્રાન્તિનો અભ્યાસ સારી રીતે કરતા હશે. તમને તે માટે અભિનંદન આપતા છતાં હું તમારું એ તરફ ધ્યાન ખેંચવા માગું છું કે આપણા ભારત-વર્ષમાં સામ્યવાદથી પણ ચડિયાતો એવો એક નવો વાદ પેદા થયો છે અને તેના પ્રયોગમાં તમારા જેવા થોડા માણસો સંમિલિત થઈ ચૂકયા છે. એ વાદ તે ગાંધીજીનો સર્વોદયવાદ છે. સામ્યવાદનો પાયો જેમ આંતરરાષ્ટ્રીયતા છે તેમ સર્વોદયવાદનો પાયો સમસ્ત માનવતા છે. તમે જ્યારે સામ્યવાદનો અભ્યાસ કરી રહ્યા છો તે જ વખતે દુનિયાના મુખ્ય મુખ્ય વિચારકો આપણા સર્વોદયવાદનો — ગાંધીવાદનો ખૂબ આશાપૂર્વક અભ્યાસ કરવા આવી રહ્યા છે. એ પ્રયોગનું મહત્ત્વ આપણા કરતાં એ લોકો વધારે સમજતા હશે. આપણે મન 'ઘરકી મુરઘી દાલ બરાબર' છે. સામ્યવાદનો ઇતિહાસ ઓછામાં ઓછી એક સદીનો તો છે જ. સત્યાગ્રહનો પા સદીનો પણ નથી. અત્યાર સુધીમાં એણે પોતાનું વામન સ્વરૂપ જ પ્રગટ કર્યું છે. આપણામાં જો શ્રદ્ધા અને વિશ્વાસ હશે તો તેનું વિરાટ સ્વરૂપ અર્જુનની માફક દિવ્યદૃષ્ટિથી જોઈ શકીશું.

મેં કહ્યું છે કે કેળવણી પહેલાં ધર્મની છાયામાં હતી. આજે એ રાજ્યસત્તાની દાસી બની ગઈ છે. મારી ખાતરી છે કે હવે એવો જમાનો આવી રહ્યો છે – હું એને સ્પષ્ટ રૂપે જોઈ રહ્યો છું – કે જ્યારે શિક્ષણ પોતે જ ધર્મ અને રાજ્યસત્તાનું સ્થાન લેશે. આજે દુનિયાદારી માણસો મારી આ વાતને હસીને ઉડાવી દેશે એ હું જાણું છું પણ એથી મારો વિશ્વાસ ઊડી જવાનો નથી, ક્ષીણ થવાનો નથી. પણ એ વસ્તુ તો ત્યારે બનશે જ્યારે શિક્ષણમાંથી ભય અને લાલચ એ બન્ને હીન તત્ત્વોનો સંપૂર્ણ રીતે બહિષ્કાર થશે. આજ સુધી ધર્મોએ સિદ્ધાંતોનો doctrine આગ્રહ રાખ્યો. હવે શિક્ષણ સાધનપ્રણાલીનો discipline આગ્રહ રાખશે અને સિદ્ધાંતોની બાબતમાં તટસ્થ રહેશે. રાજ્યસત્તાએ ધનશક્તિ અને નિયમનશક્તિ ઉપર આધાર રાખ્યો. શિક્ષણમાં સમજશક્તિ, સેવાશક્તિ અને ત્યાગશક્તિથી કામ લેવામાં આવશે. ધર્મે બંધન પેદા કર્યાં, રાજ્યસત્તાએ દમનના પ્રયોગ કરી જોયા, હવે શિક્ષણ હૃદયપરિવર્તનથી કામ લેશે. દુનિયાના રાજ્યવ્યવહારમાં કદાચ હિંસાની જરૂર થોડે અંશે પણ છે એવું કોઈ માને, પણ શિક્ષણમાં તો કેવળ સત્ય અને અહિંસાનું જ વાતાવરણ હોઈ શકે. જેને અહિંસામાં નિષ્ઠા નથી તે શિક્ષણશાસ્ત્રી નથી.

મેં શિક્ષણનું મહત્ત્વ ખૂબ બતાવ્યું છે. ભવિષ્યનું સામ્રાજ્ય શિક્ષણનું સામ્રાજ્ય હશે એવી આગાહી પણ મેં કરી. પણ એ ત્યારે થશે જ્યારે આપણે શિક્ષણને વિશુદ્ધ બનાવીશું. આજનું શિક્ષણ શિક્ષણ નથી. સાચા શિક્ષણે સંસ્થાની દીવાલોને તોડીને બહાર નીકળવું પડશે. શિક્ષણ જ્યારે વાતાવરણની માફક સ્વતંત્ર બનશે ત્યારે જ તે પોતાના મિશનને સમજશે. અને ત્યારે જ પોતાની અસાધારણ શક્તિનો તેને પરિચય થશે.

જ્યારથી યુરોપમાં પ્રૉટેસ્ટંટ ધર્મ શરૂ થયો ત્યારથી ત્યાંના સમાજમાં સ્વાર્થ–નિરંકુશ સ્વાર્થ – ની પ્રતિષ્ઠા બંધાઈ. પ્રૉટેસ્ટંટ ધર્મ જ વેપારીઓનો ધર્મ રહ્યો. તેણે શિક્ષણનો આદર્શ નીચે ઉતાર્યો. સેવાને માટે ત્યાગ કરવાની જરૂર નથી; સ્વાર્થ પણ સધાય અને સેવા પણ થાય એ આદર્શ રાજ્યતંત્રમાં અને સેવાતંત્રમાં ઘૂસી ગયો. હવે માલૂમ પડે છે કે આ આશા દુરાશા છે. હવે ધીમે ધીમે એવું સમજાવા માંડ્યું છે કે ત્યાગ વગર ન તો સેવા થઈ શકે છે, ન તો સ્વતંત્રતા ટકી શકે છે. જ્યારથી અંગ્રેજી વિદ્યાની પ્રતિષ્ઠા આપણા દેશમાં થઈ ત્યારથી 'કરીઅર'નું ભૂત આપણા વિદ્વાનોની પાછળ પડ્યું છે. માણસ 'કરીઅર'નો પણ ખ્યાલ રાખે અને શુદ્ધ સેવા પણ કરે એ બની જ ન શકે. 'કરીઅર'માં પહેલેથી છેલ્લે સુધી સ્પર્ધાની ઉત્તેજના રહેલી છે. સ્પર્ધાને લીધે માણસ ઠીક ઠીક ઊંચે ચડી શકે છે પણ જીવનનો સર્વોચ્ચ આદર્શ એના હાથમાં વિફળ નીવડે છે. સ્પર્ધા અને કરીઅરને સારાં માનીએ તોપણ આ દુર્દૈવી દેશમાં એની મદદથી આપણે ક્યાં સુધી જઈ શકીએ છીએ એનો અનુભવ તો થઈ

અને વિજ્ઞાનની ઉપાસના કરતા હતા. કેવળ વિદ્યાના ઉપાસકો પણ ગામડાંઓમાં જોવામાં આવતા હતા. પાંચસાત વર્ષ પહેલાં ઉત્કલ પ્રાંતમાં થોડાં ગામ જોવા અમે ગયા. ત્યાંની પ્રાચીન સંસ્કારિતા જોઈને અમે તો નવાઈ પામ્યા. જો આપણે ફરી ગામડાંઓની હાથકારીગરીને ઉત્તેજન આપીશું તો પાયમાલ થઈ ગયેલાં સાડા સાત લાખ ગામડાં ધનધાન્યથી ભરપૂર થઈ જશે.

ગામડાંઓમાં જઈને સ્કૂલો કાઢવાથી આ કામ નહીં બને. ત્યાં તો આબાલ-વૃદ્ધ સ્ત્રીપુરુષ સર્વને નવા વિચાર આપવા પડશે. નિરાશા અને જડતાનું ઘડપણ તેમનામાં આવી ગયું છે તે દૂર કરવું પડશે. સામાજિક જીવન સ્વચ્છ, સ્વતંત્ર અને નિર્ભય બનાવવું પડશે. ત્યાં કેવળ અક્ષરજ્ઞાનનું શિક્ષણ કામ નહીં આવે. સાચું શિક્ષણ તો આબરૂભેર પેટ ભરવાનું શિક્ષણ જ છે. ઔદ્યોગિક શિક્ષણ જ શિક્ષણનું સાચું અને મુખ્ય અંગ છે. ગામડાંઓમાં જઈને દિવસરાત નવી સંસ્કૃતિનો પ્રચાર કરતા રહેવું જોઈએ. આપણે આપણા પોષાકમાં અને રસવૃત્તિમાં શુદ્ધ સ્વદેશી જ રહેવું જોઈએ. આપણો સુશિક્ષિત યુવકવર્ગ પોતાની સ્વભાષાની કંઈ પરવા જ કરતો નથી. ભાષાના કેટલાયે સુંદર સુંદર શબ્દો આપણી નજર આગળ કાળના ઉદરમાં લુપ્ત થઈ રહ્યા છે અને તેની જગ્યાએ બેહૂદા પરદેશી શબ્દો આવીને બેસવા લાગ્યા છે. આપણી જન્મભાષાનો આ શાપ આપણા સાહિત્યને અને આપણા પુરુષાર્થને ક્ષીણ બનાવી રહ્યો છે.

મને ડર છે કે આજકાલનું કૉલેજનું વાતાવરણ આવી જાતના જીવનપરિવર્તનને માટે અનુકૂળ નથી. ફાધર એલ્વિનનું નામ તમે સાંભળ્યું હશે. પરદેશથી આવીને ભગવાન ઈશુ ખ્રિસ્ત અને સંત ફ્રાન્સિસને નામે તેઓ ગોંડ લોકોની વચમાં જઈને વસ્યા છે. બીમાર પડવા છતાં તેમણે પોતાનું સ્થાન અને પોતાનું કાર્ય છોડયાં નહીં. એ ગોંડ લોકો એમને પોતાના પિતા માની લે તો એમાં શી નવાઈ? એ ફાધર એલ્વિને પોતાના એક લેખમાં લખ્યું છે કે "ગામડાંઓમાં કામ કરવાને માટે જો યુવાનોની મદદ શોધતા હો તો નિશાળોમાંથી જ શોધી લેજો. જે યુવાનો કૉલેજ સુધી પહોંચી ગયા છે એમની આશા રાખવી વ્યર્થ છે. કૉલેજના વિદ્યાર્થીઓના સંબંધમાં તેઓ કહે છે કે ગામડાંઓનું કામ કરવાને માટે બિચારા કૉલેજના વિદ્યાર્થીઓને શા માટે સતાવો છો?" *

* They have spent a great deal of money on education, which may be good or may be bad; but which is the very last thing that can prepare them to be of the slightest use in village service. If you want to prepare well-to-do people to do village work then go to the schools and capture the imagination of the boys and persuade them to take some training that will enable them to be of some use. By the time they have gone to college it is too late.

એલ્વિન જેવા વિદ્વાન અને નિષ્ઠાવાન સમાજસેવક પાસેથી આપણે પાઠ લેવો જોઈએ. એલ્વિનના હૃદયમાંથી ઉપરના ઉદ્‌ગાર ભારે નિરાશાને લીધે નીકળ્યા છે. બિચારા પરદેશથી આવ્યા છે. ઈશુને નામે સેવા કરી રહ્યા છે. આપણે તો પોતાના જ દેશમાં છીએ. આપણી જવાબદારી વધારે છે. મિશનરી લોકો આ દેશમાં આવીને અહીંની ભાષા શીખે છે, ભાષાનું વ્યાકરણ રચે છે, સામાજિક 'સર્વે' કરે છે, હાથ-કારીગરીના ધંધા શીખે છે અને શીખવે છે, જ્યાં આપણા સુશિક્ષિત માણસો પહોંચતા નથી ત્યાં તેઓ પહોંચી જાય છે. એમની નિષ્ઠા જોઈને આપણે શરમાવું જોઈએ.

૧૯૧૧થી હું ગામડાંઓમાં જવાની વાત કરી રહ્યો છું. કર્ણાટક, ગુજરાત, યુક્તપ્રાંત, સિંધ અને બંગાળમાં ફર્યો. રાષ્ટ્રીય શિક્ષણને નામે અનેક પ્રયોગો કર્યા. અમે નથી ગયા તો અમારા વિદ્યાર્થીઓ ગામડાંઓમાં જશે એવી આશાથી આશ્રમમાં એક વિદ્યામંદિર ચલાવ્યું, ગુજરાતનું રાષ્ટ્રીય વિદ્યાપીઠ શરૂ કર્યું, સેંકડો વિદ્યાર્થી-ઓને તાલીમ આપી. હવે જ્યારે શરીરની શક્તિઓ ક્ષીણ થઈ ગઈ છે, મોતનાં નગારાં સંભળાઈ રહ્યાં છે, ત્યારે હું પોતે ગામડાંમાં જઈને સ્થિર ચિત્તથી રહેવાનો, ચાર દીવાલોની સંસ્થા ન ઉઘાડતાં સાધારણ જનતામાં જ શિક્ષણ અને સેવાનું વાતાવરણ ફેલાવવાનો સંકલ્પ કરી રહ્યો છું. સાચા અને આવશ્યક કાર્યના પ્રારંભને માટે મેં ચોવીસ વરસ ગુમાવ્યાં અને એટલા જ માટે ફાધર એલ્વિનનો ઉપદેશ બાજુ પર રાખી તમે લોકોને વિનંતી કરી રહ્યો છું કે તમે ગામડાંઓમાં આવો. ત્યાં ઈશ્વરનું કામ, દેશનું કામ, માંગલ્યનું કામ તમારી રાહ જોઈ રહ્યું છે.

હવે કૉલેજના સંસ્કારી વિલાસ છોડી દો. સેવામાં જેનો કશો ઉપયોગ નથી એવા વ્યર્થ અભ્યાસનો ભાર ઉતારી નાખો. પરદેશથી તૈયાર થઈને આવેલા, હવા ન દાખલ થઈ શકે તેવી રીતે બંધ થયેલા Tinned or hermetically sealed વિચારો ઉપર અને યોજનાઓ ઉપર બૌદ્ધિક ગુજારો કરવાની આદત છોડી દો અને એક જીવન, ફક્ત એક જ અવતાર ગામડાંઓમાં પોતાના ગામડિયા ભાઈઓની સેવામાં ગાળવાને માટે કમર કસો. ત્યાં કષ્ટ વેઠવાં પડશે. જેમની સેવા કરશો તેમનો જ વિરોધ સહન કરવો પડશે. શુદ્ધ ધાર્મિકતાથી તમે તમારું જીવન કૃતાર્થ કરતા હશો તોપણ અજ્ઞાન લોકો તમને ધર્મભ્રષ્ટ અને નાસ્તિક કહેશે અને તમારી આગળ દેખી શકાય એવું પરિણામે કશું જ નહીં તોપણ ઉજ્જવળ ભવિષ્યના ધ્રુવ તારા ઉપર અટલ દૃષ્ટિ રાખી તમે કામ કર્યા કરજો. અંદરના અને બહારના મતલબી માણસો પોતાના સ્વાર્થનો નાશ થતો જોઈ તમારો વિરોધ કરે તોપણ તમે તમારું યજ્ઞકંકણ ઉતારશો નહીં, ઢીલું કરશો નહીં. પાંચસાત વરસ સુધી જો તમારા જેવા હજારો અને લાખો તરુણો ગામડાંમાં જઈને બેસે અને ગામડાંની પ્રજાની આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક અને રાજકીય ઉન્નતિની તૈયારી કરે તો સ્વરાજ સૂર્યનો ઉદય થવામાં લગારે વાર ન લાગે. તમને સત્કૃત્ય અને ઉત્તમ દેશસેવા કર્યાનું હાર્દિક સમાધાન મળશે અને ઈશ્વરના સર્વ શુભ આશીર્વાદોની વૃષ્ટિ થશે. સેવાવીર હશે તે બહાર પડશે. દેશનું ભાવિ એમના હાથમાં છે. તે પોતાને ભારતભાગ્યવિધાતાના હાથમાં સોંપી દે.

# ખંડ ૭ : શિક્ષકોનો આદર્શ

## શિક્ષકોને

કોઈ પણ શિક્ષણસંસ્થામાં મોટામાં મોટો અધિકાર તો વિદ્યાર્થીઓને ભણાવવાની છૂટ, તેમના પર અસર પાડવાની તક એ જ છે. તે જ્યાં સુધી આપણી પાસે છે ત્યાં સુધી બીજા અધિકારો મળે કે ન મળે એની દરકાર સાચા શિક્ષકોને ન જ હોય. કોઈ પણ સંસ્થામાં આપણે થોડા દિવસને માટે હોઈએ કે કાયમને માટે, તે સંસ્થાનું આત્યંતિક હિત, તે સંસ્થાની પ્રતિષ્ઠા અને વાતાવરણની પવિત્રતા એ ત્રણે વસ્તુ વિશે ઇંતેજારી આપણામાં પૂરેપૂરી હોવી જ જોઈએ. એક દિવસને માટે ભણાવતા હોઈએ તોપણ સંપૂર્ણ નિષ્ઠાથી ભણાવવું એ તો પ્રામાણિક સેવામાં આવી જ જાય છે. એ તો માણસની પોતાના પ્રત્યેની જ ફરજ છે. શિક્ષકોએ એ પણ ન ભૂલવું જોઈએ કે દરેક દિવસ એ પોતાની લાયકાત વધારવાની એક અસાધારણ તક છે. ભણાવવામાં એક દિવસને માટે પણ જો આપણે બેદરકાર કે નિરુત્સાહ થઈએ, વેઠ ઉતારીએ તો આપણી ઉન્નતિનો એક દિવસ આપણે ખોયો ગણવો જોઈએ.

શિક્ષક તરીકે સફળ થવા માટે ભણાવવાની ઉત્કટતા હોવી જોઈએ. વિદ્યાર્થીઓ — દરેક વિદ્યાર્થી જે ભૂમિકા પર હોય, જે વૃત્તિમાં હોય, તે ભૂમિકા અને તે વૃત્તિ સુધી પહોંચવાની તીવ્ર ઉત્કટતા હોય ત્યારે જ સફળ શિક્ષક થવાય. એ ભૂમિકા પર પહોંચ્યા વિના આપણે છોકરા કે છોકરીઓને ઘડાવી શકવાના નથી, જીવન એ એક ગંભીર વસ્તુ છે અને અત્યંત પ્રસન્નતાથી તેનો સ્વીકાર કરવાનો છે, એ બે સિદ્ધાંતો શિક્ષકના વર્તનમાં તરી આવવા જોઈએ. એ જેની પાસે છે તેની પ્રતિષ્ઠા વિદ્યાર્થીઓમાં ઘટે નહીં એ તો સ્વાભાવિક પરિણામ છે. કૃત્રિમ રીતે વિદ્યાર્થીઓમાં પોતાની પ્રતિષ્ઠા સાચવવાનો પ્રયત્ન મિથ્યા છે.

## શિક્ષકોને સંદેશ

ઘણા શિક્ષકો એમ જ માને છે કે ઉદરનિર્વાહ માટે આપણે શિક્ષકનો ધંધો કરીએ છીએ. દરેક માણસને ઉદરનિર્વાહ કરવો જ પડે છે. રાજાને પણ ઉદરનિર્વાહ કરવો પડે છે, સંન્યાસીને પણ ઉદરનિર્વાહ કરવો પડે છે. માણસ મોટો ધનિક ન હોય તો તે જે કામ કરે છે તેમાંથી જ ઘણું કરીને તેને આજીવિકા મેળવવી પડે છે એ વાત પણ ખરી છે. પણ તે ઉપરથી એ નથી સાબિત થતું કે ઉદરનિર્વાહને

માટે આપણે તે કામ કરીએ છીએ. જે માણસ ઉદરનિર્વાહને માટે જ કામ કરે છે તે ઓછામાં ઓછી મહેનત કરીને જેથી ભલી ભાતે ઉદરનિર્વાહ ચાલે એવો જ ધંધો પસંદ કરે. ચોરી, ઠગાઈ એ ધંધાઓ ઉદરનિર્વાહ માટે છે ખરા, પણ જ્યારે આપણે નીતિનો વિચાર કરીએ છીએ ત્યારે જ ધંધો પસંદ કરવામાં ઉદર-નિર્વાહ કરતાં બીજું કંઈક તત્ત્વ દાખલ કરીએ છીએ.

અમુક ધંધો કરવાથી આપણે સહેજે ખૂબ પૈસા મેળવી શકીએ એમ જાણતા છતાં આપણે તે કરતા નથી. આપણે કહીએ છીએ, 'તેમાં લાભ છે ખરો, પણ તે ધંધો મને રુચતો નથી, હલકો જણાય છે.' આ જવાબમાં અસ્પષ્ટ રીતે આપણે કર્તવ્યનું તત્ત્વ, સમાજસેવાનું તત્ત્વ અથવા ઈશ્વરી આદેશનું તત્ત્વ દાખલ કરીએ છીએ. જૂના લોકો એમ જ કહેતા કે 'ગુજારો તો ગમે તેમ થઈ રહેશે, પણ ઋષિમુનિઓએ જે ધંધો આપણા બાપદાદાને બતાવ્યો છે તે જ આપણે કરવો જોઈએ.' આપણે જે ધંધો કરીએ છીએ તે ધર્મપાલનને અર્થે કરીએ છીએ એ ભાવ આપણા કરતાં જૂના લોકોમાં વધારે હતો એમ એ ઉપરથી જણાય છે; અને તેથી જ જે ધંધો તેઓ કરતા તે ધર્મને અનુસરીને જેટલો થાય તેટલો જ કરતા. ધર્મનો ત્યાગ કરીને જો કાંઈ પણ લાભ થતો હોય તો તે અભક્ષ્યભક્ષણ જેવો ગણી તેનો ત્યાગ કરવો એ તત્ત્વ બધા સ્વીકારે છે, પણ ધર્મહાનિથી થતો લાભ જતો કરવા જેટલું નિશ્ચયબળ ધર્મવિહીન કેળવણીને લીધે આપણામાંથી ઘણું ઘટી ગયું છે. જે ધર્મને અનુસરતું હોય તે જ પસંદ કરવાની આપણી શક્તિ ઓછી થઈ છે અને તેને બદલે જે આપણને પસંદ હોય તે જ ધર્મ છે એમ સિદ્ધ કરવા માટે આપણે આપણી બુદ્ધિશકિત ખરચીએ છીએ. અધર્મા-ચરણ કરવા કરતાં પ્રાણ ત્યજી દેવો બહેતર છે એ વૃત્તિ આપણા દેશમાં અસાધારણ સાધુઓમાં જ નહીં, પણ સામાન્ય લોકોમાં પણ ઘણી હતી, એ આપણે જોયું છે. ધર્મને માટે ગમે તે અગવડ વેઠવાની શક્તિ આપણાં બૈરાંઓ હજી પણ બતાવે છે. એ શક્તિ એ આપણું રાષ્ટ્રીય ધન હતું, એ જ આપણો પ્રાણ હતો. એ જો આપણે ખોઈ બેસીએ તો આપણી તર્કશક્તિ, આપણી રસિકતા અને આપણી સહિષ્ણુતાની એક કોડીની પણ કિંમત નથી.

આજે જે કેળવણી આપણે લઈએ છીએ અથવા આપીએ છીએ તેમાં ધર્મના, દેશસેવાના, આપભોગના પાઠ નથી એમ નથી, પણ તેનાથી વૃત્તિ કેળવાતી નથી. ધર્મને માટે આપભોગની વૃત્તિ કેળવાય એવું વાતાવરણ જ આપણે ક્યાંય જોતા નથી. નથી તે શિક્ષકોમાં કે નથી તે માબાપોમાં; પછી વિદ્યાર્થીઓમાં તો તે ક્યાંથી આવે?

આપભોગની વૃત્તિ સમાજમાંથી મરી ગઈ છે એમ હું નથી કહેવા માગતો. આટલાં હજાર વર્ષ આપણા ઋષિઓએ જે શુદ્ધ તપ કર્યું છે તે સાવ મરી જવાનું તો નથી, પણ સાચી કેળવણીને અભાવે ધર્મવૃત્તિ ઉપર રાખ છવાઈ ગઈ છે. એ દોષ અંગ્રેજી કેળવણીમાં છે એમ પણ હું નથી કહેવા માગતો; કેમ કે યુરોપની અંદર

ઇંગ્લંડની પ્રજામાં આપભોગની વૃત્તિ ખૂબ જોવામાં આવે છે. પણ અંગ્રેજી કેળવણી જ્યારે અહીં દાખલ થઈ, અંગ્રેજી રાજ્ય જ્યારે અહીં શરૂ થયું ત્યારે દેશમાં અધમ સ્વાર્થવૃત્તિ અને સુખની લાલસા બહુ જ વધી ગઈ હતી. એ વૃત્તિને જ ઉત્તેજન આપીને અંગ્રેજોએ અહીં પોતાનું રાજ્ય સ્થિર કર્યું. એમ ન હોત તો પૂનામાં પેશવાઈ નાશ પામી તેની ખુશાલીમાં એલ્ફિન્સ્ટન સાહેબે જે દક્ષિણા આપી તે પૂનાના અને નાશિકના બ્રાહ્મણો કેમ લેત? અંગ્રેજી કેળવણીથી મોટી મોટી નોકરીઓ મળે છે, પૈસા મેળવીને આપણે એશઆરામ કરી શકીએ છીએ અને હાથમાં જે કાંઈ થોડો અધિકાર આવે છે તેથી આપણે સમાજની પણ અવગણના કરી ગમે તે સ્વચ્છંદ કરી શકીએ છીએ, એ ભાવના તે વખતથી આપણા લોકોમાં જે પેસી ગઈ છે તે હજી સુધી ઓછાવત્તા પ્રમાણમાં છે જ. એ વૃત્તિને લીધે જ આપણે પરતંત્ર થયા અને એ વૃત્તિ જ્યાં સુધી રહેશે ત્યાં સુધી આપણે પરતંત્ર રહેવાના.

અંગ્રેજી કેળવણીને લીધે બીજી એક ખોટી વસ્તુ આપણામાં દાખલ થઈ છે. અંગ્રેજી રાજ્ય પહેલાં શિક્ષકોને આપણે ગુરુજી કહેતા. વિદ્યાર્થીઓના નૈતિક અને ધાર્મિક આચરણ ઉપર શિક્ષકોની નજર રહેતી અને શિક્ષકો પણ ચુસ્ત ધર્મનિષ્ઠ રહેતા. અંગ્રેજ સરકારે ઉદારભાવ બતાવી ધર્મની બાબતમાં ઉદાસીનતા રાખી તેથી આપણા શિક્ષકો પણ ધર્મ વિશે ઉદાસીન થયા — પોતાના આચરણમાં પણ અને અધ્યાપનમાં પણ. હવે તો અંગ્રેજી શિક્ષણ દ્વારા જે એશઆરામ અને પ્રતિષ્ઠા મેળવવાની આપણા લોકો આશા રાખતા હતા તેમાંથી સોમો ભાગ પણ રહ્યો નથી, છતાં સરકારી કેળવણી અને સરકારી નોકરીનો મોહ જેવો હતો તેવો ને તેવો જ રહ્યો છે અને સ્વાર્થત્યાગની વૃત્તિ દહાડે દહાડે ભૂંસાતી જાય છે. એમાંથી નીકળી જવાનો રસ્તો શિક્ષકોએ જ પ્રજાને બતાવવો જોઈએ. શિક્ષકો જ તરુણ પેઢીના અને તેથી પ્રજાના સ્વાભાવિક ગુરુ છે. તેઓએ સૌથી પહેલાં જાગ્રત થવું જોઈએ અને બીજાને જગાડવા જોઈએ.

સ્વાભાવિક રીતે શિક્ષકોનો ઉચ્ચ વિચાર સાથે પરિચય હોય છે. ઉચ્ચ સાહિત્યનો હમેશાં અર્થ કરી બતાવવાનું એમનું કામ હોય છે. દેશદેશાંતરનો ઇતિહાસ તેમને વંચાવવો પડે છે. નીતિશિક્ષણ સાથે કેટલેક અંશે ધર્મની ચર્ચા કરવી પડે છે. શું એની એમના પોતા ઉપર કશી અસર નથી થતી? જૂના પુરાણીઓને આપણે હસીએ છીએ કે 'પોથીનાં રીંગણાં પોથીમાં' એવી તેમની વૃત્તિ હોય છે. એ વૃત્તિમાંથી આપણે મુક્ત છીએ કે નહીં એ તપાસવું જોઈએ. પોતાનું આચરણ તેજસ્વી છે કે તેજોહીન એનો વિચાર દરેક શિક્ષકે કરવો જોઈએ. શિક્ષકનો ધંધો પવિત્રમાં પવિત્ર છે. જે આદર્શ બ્રાહ્મણનો કલ્પેલો છે તે જ આદર્શ શિક્ષકનો છે. તેથી તેમને માટે સૌથી વધારે અગત્યની વસ્તુ તો પવિત્રતા છે. પ્રજાને દગો દઈ સરકારની ખુશામત કરવાથી પગારમાં વધારો મળતો હોય તો તે શિક્ષકોને માટે હરામ જ હોવો જોઈએ. સરકારને ખુશ કરવા માટે આપણે પ્રજાને

તેજોહીન અને પામર ન જ બનાવીએ. જે સમાજની આપણે સેવા કરીએ છીએ તે સમાજ આપણો છે અને સરકાર પારકી છે. સમાજનું લૂણ ખાઈને આપણે સમાજને દગો ન જ દઈએ.

આજે શિક્ષકે પોતાનો ધર્મ શું છે એ તપાસવાની ખાસ જરૂર ઉત્પન્ન થઈ છે. યુદ્ધમાં જીત મળ્યાથી આપણી સરકાર ઉન્મત્ત અને બેદરકાર થઈ છે. ન્યાય-અન્યાય ભૂલી જઈ મધ્ય એશિયામાં પોતાનું રાજ્ય વધારવાની યુક્તિઓ યોજે છે અને આપણા ઉપરનો અંકુશ વધારે ને વધારે સજ્જડ કરવા માગે છે. ન્યાય અથવા પ્રજાની લાગણી બેમાંથી એકેની સરકાર પરવા નથી રાખતી. સરકાર સાથે હમેશાં હળીમળીને કામ કરનાર લોકો, સરકાર ઉપર જેમની અપાર શ્રદ્ધા હતી અને સરકાર પણ જેમની ઉપર શ્રદ્ધા બતાવતી હતી એવા લોકો પણ હવે નિરાશ થયા છે. વિચાર કરનાર આપણા આગેવાનો હવે પછી સરકાર સાથે સહકાર કરવો એમાં નામોશી ગણે છે. એવે વખતે આપણે શિક્ષકો શું કરશું? રાજકારણમાં આપણે પ્રત્યક્ષ ભાગ લેતા નથી, કેમ કે રાજકારણ કરતાંયે મોટું કામ આપણે હાથમાં લીધું છે. પણ તેથી શું આપણે આપણો ધર્મ વીસરી જઈશું? તેથી શું સમાજનું નેતૃત્વ — ગુરુપદ આપણે છોડી દઈશું? આપણે પૈસાની દૃષ્ટિએ ગરીબાઈમાં રહીએ છીએ એટલા માટે શું બીજાના કરતાં આપણે પામર છીએ? સરકાર જ્યાં સુધી ન્યાયથી ચાલે ત્યાં સુધી સરકાર પાસેથી આજીવિકા લઈને સમાજની સેવા કરવામાં માન રહેલું હતું, જ્યારે સરકારે પોતાનો ધર્મ અને લોકોની લાગણીનો વિચાર ત્યજી દીધો છે ત્યારે પણ જો આપણે નોકરીનો મોહ ન છોડીએ તો મનુ ભગવાન કહે છે તે પ્રમાણે આપણી નોકરી શ્વવૃત્તિ કહેવાય.

સરકારી નોકરીનો ત્યાગ કરવો એ શિક્ષકોને માટે સહેલામાં સહેલું કામ હોવું જોઈએ, કેમ કે આજે પણ તેઓ ઓછામાં ઓછો પગાર લઈને સમાજની ભારેમાં ભારે સેવા કરી રહ્યા છે. સરકારી નોકરી છોડીને એ ને એ જ ગામમાં એ ને એ જ છોકરાઓને ભણાવવા માટે તેઓ જો ખાનગી શાળા ચલાવે તો તેમને ઓછો પગાર મળશે એમ નથી. સરકાર પણ આજે ક્યાં એમને પેટપૂરતું આપે છે? સરકારના નોકર મટી જો આપણે પ્રજાના સેવક બની જઈશું તો તેમાં કશું ખોવાના નથી. બધી રીતે જોતાં એની અંદર મેળવવાનું જ રહ્યું છે. મોટી વાત એ છે કે સમાજમાં આપણી પ્રતિષ્ઠા વધશે. પ્રજા હવે સમજતી થઈ છે. સરકારી નોકર કરતાં પ્રજાસેવકને લોકો વધારે માન આપે છે. પ્રતિષ્ઠા અને માન વધવાથી આપણું કર્તવ્યભાન પણ વધારે જાગ્રત થશે, આપણી બુદ્ધિશક્તિ પણ દીપી નીકળશે, આપણાં છોકરાંઓને પણ સારી કેળવણી મળશે, અને આપણે સમાજના આગેવાન તરીકે આપણું કર્તવ્ય બરાબર બજાવી શકીશું. 'બિચારો શાળામાસ્તર' અથવા બિચારા 'શાળામાસ્તરનો દીકરો' એવા શબ્દો સાંભળવાનો પછી પ્રસંગ નહીં આવે.

આપણું જ્ઞાન તેજસ્વી છે એમ આપણે બતાવીએ ત્યારે જ આ બધું થઈ

ઇંગ્લંડની પ્રજામાં આપભોગની વૃત્તિ ખૂબ જોવામાં આવે છે. પણ અંગ્રેજી કેળવણી જ્યારે અહીં દાખલ થઈ, અંગ્રેજી રાજ્ય જ્યારે અહીં શરૂ થયું ત્યારે દેશમાં અધમ સ્વાર્થવૃત્તિ અને સુખની લાલસા બહુ જ વધી ગઈ હતી. એ વૃત્તિને જ ઉત્તેજન આપીને અંગ્રેજોએ અહીં પોતાનું રાજ્ય સ્થિર કર્યું. એમ ન હોત તો પૂનામાં પેશવાઈ નાશ પામી તેની ખુશાલીમાં એલ્ફિન્સ્ટન સાહેબે જે દક્ષિણા આપી તે પૂનાના અને નાશિકના બ્રાહ્મણો કેમ લેત? અંગ્રેજી કેળવણીથી મોટી મોટી નોકરીઓ મળે છે, પૈસા મેળવીને આપણે એશઆરામ કરી શકીએ છીએ અને હાથમાં જે કાંઈ થોડો અધિકાર આવે છે તેથી આપણે સમાજની પણ અવગણના કરી ગમે તે સ્વચ્છંદ કરી શકીએ છીએ, એ ભાવના તે વખતથી આપણા લોકોમાં જે પેસી ગઈ છે તે હજી સુધી ઓછાવત્તા પ્રમાણમાં છે જ. એ વૃત્તિને લીધે જ આપણે પરતંત્ર થયા અને એ વૃત્તિ જ્યાં સુધી રહેશે ત્યાં સુધી આપણે પરતંત્ર રહેવાના.

અંગ્રેજી કેળવણીને લીધે બીજી એક ખોટી વસ્તુ આપણામાં દાખલ થઈ છે. અંગ્રેજી રાજ્ય પહેલાં શિક્ષકોને આપણે ગુરુજી કહેતા. વિદ્યાર્થીઓના નૈતિક અને ધાર્મિક આચરણ ઉપર શિક્ષકોની નજર રહેતી અને શિક્ષકો પણ ચુસ્ત ધર્મનિષ્ઠ રહેતા. અંગ્રેજ સરકારે ઉદારભાવ બતાવી ધર્મની બાબતમાં ઉદાસીનતા રાખી તેથી આપણા શિક્ષકો પણ ધર્મ વિશે ઉદાસીન થયા — પોતાના આચરણમાં પણ અને અધ્યાપનમાં પણ. હવે તો અંગ્રેજી શિક્ષણ દ્વારા જે એશઆરામ અને પ્રતિષ્ઠા મેળવવાની આપણા લોકો આશા રાખતા હતા તેમાંથી સોમો ભાગ પણ રહ્યો નથી, છતાં સરકારી કેળવણી અને સરકારી નોકરીનો મોહ જેવો હતો તેવો ને તેવો જ રહ્યો છે અને સ્વાર્થત્યાગની વૃત્તિ દહાડે દહાડે ભૂંસાતી જાય છે. એમાંથી નીકળી જવાનો રસ્તો શિક્ષકોએ જ પ્રજાને બતાવવો જોઈએ. શિક્ષકો જ તરુણ પેઢીના અને તેથી પ્રજાના સ્વાભાવિક ગુરુ છે. તેઓએ સૌથી પહેલાં જાગ્રત થવું જોઈએ અને બીજાને જગાડવા જોઈએ.

સ્વાભાવિક રીતે શિક્ષકોનો ઉચ્ચ વિચાર સાથે પરિચય હોય છે. ઉચ્ચ સાહિત્યનો હમેશાં અર્થ કરી બતાવવાનું એમનું કામ હોય છે. દેશદેશાંતરનો ઇતિહાસ તેમને વંચાવવો પડે છે. નીતિશિક્ષણ સાથે કેટલેક અંશે ધર્મની ચર્ચા કરવી પડે છે. શું એની એમના પોતા ઉપર કશી અસર નથી થતી? જૂના પુરાણીઓને આપણે હસીએ છીએ કે 'પોથીનાં રીંગણાં પોથીમાં' એવી તેમની વૃત્તિ હોય છે. એ વૃત્તિમાંથી આપણે મુક્ત છીએ કે નહીં એ તપાસવું જોઈએ. પોતાનું આચરણ તેજસ્વી છે કે તેજોહીન એનો વિચાર દરેક શિક્ષકે કરવો જોઈએ. શિક્ષકનો ધંધો પવિત્રમાં પવિત્ર છે. જે આદર્શ બ્રાહ્મણનો કલ્પેલો છે તે જ આદર્શ શિક્ષકનો છે. તેથી તેમને માટે સૌથી વધારે અગત્યની વસ્તુ તો પવિત્રતા છે. પ્રજાને દગો દઈ સરકારની ખુશામત કરવાથી પગારમાં વધારો મળતો હોય તો તે શિક્ષકોને માટે હરામ જ હોવો જોઈએ. સરકારને ખુશ કરવા માટે આપણે પ્રજાને

તેજોહીન અને પામર ન જ બનાવીએ. જે સમાજની આપણે સેવા કરીએ છીએ તે સમાજ આપણો છે અને સરકાર પારકી છે. સમાજનું લૂણ ખાઈને આપણે સમાજને દગો ન જ દઈએ.

આજે શિક્ષકે પોતાનો ધર્મ શું છે એ તપાસવાની ખાસ જરૂર ઉત્પન્ન થઈ છે. યુદ્ધમાં જીત મળ્યાથી આપણી સરકાર ઉન્મત્ત અને બેદરકાર થઈ છે. ન્યાય-અન્યાય ભૂલી જઈ મધ્ય એશિયામાં પોતાનું રાજ્ય વધારવાની યુક્તિઓ યોજે છે અને આપણા ઉપરનો અંકુશ વધારે ને વધારે સજ્જડ કરવા માગે છે. ન્યાય અથવા પ્રજાની લાગણી બેમાંથી એકેની સરકાર પરવા નથી રાખતી. સરકાર સાથે હમેશાં હળીમળીને કામ કરનાર લોકો, સરકાર ઉપર જેમની અપાર શ્રદ્ધા હતી અને સરકાર પણ જેમની ઉપર શ્રદ્ધા બતાવતી હતી એવા લોકો પણ હવે નિરાશ થયા છે. વિચાર કરનાર આપણા આગેવાનો હવે પછી સરકાર સાથે સહકાર કરવો એમાં નામોશી ગણે છે. એવે વખતે આપણે શિક્ષકો શું કરશું? રાજકારણમાં આપણે પ્રત્યક્ષ ભાગ લેતા નથી, કેમ કે રાજકારણ કરતાંયે મોટું કામ આપણે હાથમાં લીધું છે. પણ તેથી શું આપણે આપણો ધર્મ વીસરી જઈશું? તેથી શું સમાજનું નેતૃત્વ — ગુરુપદ આપણે છોડી દઈશું? આપણે પૈસાની દૃષ્ટિએ ગરીબાઈમાં રહીએ છીએ એટલા માટે શું બીજાના કરતાં આપણે પામર છીએ? સરકાર જ્યાં સુધી ન્યાયથી ચાલે ત્યાં સુધી સરકાર પાસેથી આજીવિકા લઈને સમાજની સેવા કરવામાં માન રહેલું હતું, જ્યારે સરકારે પોતાનો ધર્મ અને લોકોની લાગણીનો વિચાર ત્યજી દીધો છે ત્યારે પણ જો આપણે નોકરીનો મોહ ન છોડીએ તો મનુ ભગવાન કહે છે તે પ્રમાણે આપણી નોકરી શ્વવૃત્તિ કહેવાય.

સરકારી નોકરીનો ત્યાગ કરવો એ શિક્ષકોને માટે સહેલામાં સહેલું કામ હોવું જોઈએ, કેમ કે આજે પણ તેઓ ઓછામાં ઓછો પગાર લઈને સમાજની ભારેમાં ભારે સેવા કરી રહ્યા છે. સરકારી નોકરી છોડીને એ ને એ જ ગામમાં એ ને એ જ છોકરાઓને ભણાવવા માટે તેઓ જો ખાનગી શાળા ચલાવે તો તેમને ઓછો પગાર મળશે એમ નથી. સરકાર પણ આજે ક્યાં એમને પેટપૂરતું આપે છે? સરકારના નોકર મટી જો આપણે પ્રજાના સેવક બની જઈશું તો તેમાં કશું ખોવાના નથી. બધી રીતે જોતાં એની અંદર મેળવવાનું જ રહ્યું છે. મોટી વાત એ છે કે સમાજમાં આપણી પ્રતિષ્ઠા વધશે. પ્રજા હવે સમજતી થઈ છે. સરકારી નોકર કરતાં પ્રજાસેવકને લોકો વધારે માન આપે છે. પ્રતિષ્ઠા અને માન વધવાથી આપણું કર્તવ્યભાન પણ વધારે જાગ્રત થશે, આપણી બુદ્ધિશક્તિ પણ દીપી નીકળશે, આપણાં છોકરાંઓને પણ સારી કેળવણી મળશે, અને આપણે સમાજના આગેવાન તરીકે આપણું કર્તવ્ય બરાબર બજાવી શકીશું. 'બિચારો શાળામાસ્તર' અથવા બિચારા 'શાળામાસ્તરનો દીકરો' એવા શબ્દો સાંભળવાનો પછી પ્રસંગ નહીં આવે.

આપણું જ્ઞાન તેજસ્વી છે એમ આપણે બતાવીએ ત્યારે જ આ બધું થઈ

શકે. પ્રજા સ્વતંત્રતાના હકો મેળવવા તત્પર થઈ છે. પ્રજાને સ્વતંત્ર કેળવણી જોઈએ છે. નોકરીના લોભથી આપણે જો પ્રજાના પુરુષાર્થમાં ભાગ નહીં લઈએ તો પ્રજા બીજા શિક્ષકો શોધી લેશે. ઈશ્વરનો આદેશ છે એટલે પ્રજાનું ઉત્થાન થશે જ થશે. પણ સાથે સાથે ઇતિહાસમાં લખાશે કે જ્યારે પ્રજાએ સ્વરાજ્ય મેળવવાનો ભગીરથ પ્રયત્ન કર્યો ત્યારે પતિતમાં પતિત વર્ગ આપણો – શિક્ષકોનો હતો, તેઓએ પોતાનું જ્ઞાન વેચી ખાધું હતું, અને તેથી પ્રજાના આગેવાનોને નવો જ શિક્ષકવર્ગ નિર્માણ કરવો પડ્યો.

જૂના વખતમાં પણ શિક્ષકોને ભારે પગાર મળતો એમ નથી. પણ શિક્ષક જ્યાં જતો ત્યાં તેને માન અને પ્રેમથી આવકાર મળતો. ગામના લોકો તેના ઘરની બધી સગવડની ચિંતા રાખતા. વિદ્યાર્થીઓ તેની સેવા કરવામાં પોતાને કૃતાર્થ માનતા. અને ધાર્મિક વૃત્તિથી કેળવણીનું કામ કરી શિક્ષક અધ્યાપકની પદવી મેળવતો. ધાર્મિક ફરજ ગણી પોતાનું આચરણ અત્યન્ત ઉજ્જ્વળ રાખી, સમાજનો ગુરુ બની અધ્યાપનનું કામ જે કરે તે જ અધ્યાપક.

આવી વૃત્તિ જો આપણે ફરી ધારણ કરીશું તો ભવિષ્યના ઇતિહાસમાં લખાશે કે સ્વરાજ્યસૂર્ય ઊગ્યો તે પહેલાં – સૌથી પહેલાં શિક્ષકો જાગ્યા, અધ્યાપકો જાગ્યા; તેઓએ અજ્ઞાનપટલ ભેદી બીજાઓને જગાડ્યા અને રાષ્ટ્રીય મહોત્સવમાં આગળ પડતો ભાગ લીધો. બોલો ત્યારે ભવિષ્યના ઈતિહાસમાં આપણે શું લખાવવા ઈચ્છીએ છીએ ?

૨

માણસ સામાન્યપણે પોતાની શક્તિ જેટલું જ કામ કરે છે. પણ કેટલાંક કામો એવાં હોય છે કે ગમે તેમ કરીને તે કામ પૂરતી શક્તિ માણસે લાવવી જોઈએ. એવું એક કામ કેળવણીનું છે, અથવા એમ કહેવું જોઈએ કે કેળવણીનું કામ વધારે ને વધારે તેવું થતું જાય છે. જૂના કાળમાં જ્યારે સારી કે નઠારી પણ સમાજવ્યવસ્થા નિશ્ચિત હતી ત્યારે શિક્ષકનું કામ સહેલું હતું. સમાજને શાળા પાસેથી જોઈતી વસ્તુ થોડી, સાદી અને નિશ્ચિત હતી. ચાલતી સમાજવ્યવસ્થા ટકાવવી અને વિદ્યાર્થીઓને લખતાવાંચતા કરવા એટલું જ કામ શિક્ષકનું હતું. ધાર્મિક આચારવિચારનું જ્ઞાન અને પાલન તથા 'માતાપિતા – ધણી – ગુરુ' પ્રતિ આદર એટલું ઉત્પન્ન કરવા શિક્ષકો પોતાની ઈચ્છાથી મથતા. તે જમાનામાં આ કામ સહેલું હતું. આજે અઘરામાં અઘરી વસ્તુ એ જ થઈ પડી છે, કેમ કે આજે સામાજિક અને ધાર્મિક આદર્શની બાબતમાં અરાજક, અનવસ્થા અને અવ્યવસ્થા છે.

અંગ્રેજ સરકારે કેળવણી પોતાના હાથમાં લીધી ત્યારે પણ શિક્ષકોનું કાર્ય સહેલું હતું. કેમ કે તે જમાનામાં કેળવણીનો ઉદ્દેશ બહુ જ સંકુચિત હતો – આપણા લોકોની દૃષ્ટિથી અત્યંત સંકુચિત હતો. પારકા લોકોનું રાજ્ય થયું છે, તેમની ભાષા શીખીએ તો ઠીક નોકરી મળશે; વળી અંગ્રેજ પ્રજા વણિકવૃત્તિવાળી

ઉપર કેવા વિચારો બાંધેલા છે એટલું તો ઓછામાં ઓછું જાણવું જ જોઈએ. સમાજ શ્રદ્ધાપૂર્વક એનું નેતૃત્વ સ્વીકારે એટલી એની તપસ્યા પણ હોવી જોઈએ.

આપણા દેશમાં સમાજ રાજબળ અને તપોબળ એવાં બે જ બળને ઓળખે છે, અને તેની અંદર પણ તપોબળની પ્રતિષ્ઠા વધારે માને છે. આ આપણા સમાજની વિશેષતા છે. માણસ જેટલો વાસનાને ઓછો આધીન, જેટલું એનું જીવન સાદું અને સંયમી, તેટલું તેનું તપ વધારે; સ્વાર્થ અને વિલાસની પામરતા જેની અંદર ઓછી તે તેટલા પ્રમાણમાં તપસ્વી. આવી આપણા સમાજની માન્યતા છે.

જ્ઞાન અને તપસ્યા એનો સંયોગ એ જ ઐશ્વર્ય છે. ઐશ્વર્ય દરેક શિક્ષકમાં હોવું જોઈએ. જૂની સમાજવ્યવસ્થા, જૂની આર્થિક વ્યવસ્થા અને જૂનું રાજકારણ હવે ચાલે એમ નથી. આ ત્રણે બાબતમાં સમાજને નવો રસ્તો બતાવવો જ જોઈએ; કેટલાક કહે છે શંકરાચાર્ય જેવો કોઈ પ્રતિભાવાન સ્મૃતિકાર હોય તો તેને જ સામાજિક રિવાજ, આચાર અને આદર્શમાં ફેરફાર કરવાનો અધિકાર છે; ત્યાં સુધી આપણે જૂનું જાળવી રાખી રહેવું રહ્યું. હું કહું છું આમ બની શકત તો બલિહારી. પણ આપણે જૂનું ટકાવી શકયા નથી. જૂની પ્રથાનો પ્રાણ તો કયારનો નીકળી ગયો છે. ઉપરનું ખોખું અથવા મડદું કોક કોક ઠેકાણે ટકી રહ્યું છે. પણ તેયે સડે છે. તેની ગંધ નથી આવતી? ભાઈઓ, હવે એ અલ્પપ્રાણ અશ્રદ્ધાને ફેંકી દો. નવા સ્મૃતિકાર તમે જ બનો. કાંઈ નહીં તો નવા જમાનાના નવા સ્મૃતિકાર કોણ તે ઓળખી તો કાઢો જ; અને અનન્ય શ્રદ્ધાથી તેમને અનુસરો. હાલના બધા નેતાઓ સ્મૃતિકાર છે એમ હું નથી કહેતો. જેઓએ હિંદી સંસ્કૃતિનો આત્મા ઓળખ્યો છે, જેઓ પ્રાણવાન છે, જેઓ હાલની નિર્બળ દશામાં પણ રાષ્ટ્રમાં સુપ્ત અવસ્થામાં રહેલી શક્તિ પર શ્રદ્ધા રાખે છે અને તેને જાગ્રત કરવા મથે છે તેઓ જ આપણા સ્મૃતિકાર છે. તેઓએ સૂચિત કરેલી સ્મૃતિ અખત્યાર કરો, નહીં તો જીવનકલહની નાસ્તિક સ્મૃતિ પોતાનું સામ્રાજ્ય જમાવશે, અર્થશાસ્ત્રની નિર્ઘૃણ સ્મૃતિ જારી થશે. થશે શું? થવા માંડી છે. ધર્મનો લોપ થાય છે. અસુરવૃતિનો વિજય થાય છે. દેવોને મદદ કરવા કટિબદ્ધ થાઓ. ભવિષ્ય શિક્ષકોના હાથમાં છે.

'वर्णानां ब्राह्मणो गुरु: ।'

એ જૂનું સ્મૃતિવાકય નવેસર લખો અને કહો

'प्रजानां शिक्षको गुरु: ।'

શાસ્ત્રમાં આમ લખ્યું છે અથવા સરકારી કાનૂન આવો છે, એવી ભાષા તમારા મોઢામાં ન શોભે. પ્રજાનું હિત શામાં છે અને મોક્ષનો માર્ગ કયો છે એ પ્રજાને તમારી અથવા તમારા આગેવાનોની અધિકારયુક્ત વાણીમાં બતાવો. ગામડાંના રહેનારા ગામઠી શિક્ષકો! તમારે માટે પણ એ જ સંદેશો છે. તમને પેટપૂરતું મળતું નથી, ગામડાંમાં પણ સરકારી અમલદારો તમારી પ્રતિષ્ઠા ટકવા દેતા નથી, એ હું જાણું છું; છતાં આ બધું સહન કરીને તમારે તમારું ઉચ્ચ કાર્ય પાર પાડવું

જોઈએ. સ્વરાજ્યવાદીઓને હું કહું છું તમારે સાચું સ્વરાજ્ય જોઈતું હોય, સ્વરાજ્યનો સંદેશો ઘેર ઘેર પહોંચાડવો હોય તો શિક્ષકોની દૈન્યાવસ્થા દૂર કરો. શિક્ષકોએ પૈસાની લાલચ ન રાખવી જોઈએ. તેમનું જીવન સાદું હોવું જોઈએ. એ વાત સાચી છે. સાથે સાથે એ પણ તેટલું જ સાચું છે કે તેમને પેટપૂરતું મળવું જોઈએ; નહીં તો શિક્ષકોમાં પામરતા પેસી જશે. માટે શિક્ષકોને પેટપૂરતું મળે તેવી ગોઠવણ બનતી તાકીદે કરો. દેશના રાષ્ટ્રીય આગેવાનોએ હિંદી સંસ્કૃતિના રાજકીય, સામાજિક, ધાર્મિક, આંતરધાર્મિક, ઔદ્યોગિક આદર્શ શું છે અને હાલના જમાનામાં તે કેવી રીતે અમલમાં મૂકી શકાય એ બધું સ્પષ્ટ કરી બતાવવું જોઈએ. તેથી શિક્ષકો સમાજને ઉચિત રસ્તે દોરશે. આજની લડત વિરાટ છે. હિંદી સંસ્કૃતિ ટકશે તો વિશ્વવિજયી થશે એટલી આ લડતની ઉદાત્તતા છે. અને શિક્ષકો એ આપણા સૈનિકો છે. શિક્ષકો પોતાનું આ કાર્ય સમજશે તો તરત જ તેઓ પોતાનું જીવન ધાર્મિક બનાવશે. હિંદુસ્તાનનો અથવા દુનિયાનો ઉદ્ધાર જનતાના શિક્ષકોનું જીવન ધાર્મિક થવા ઉપર રહેલો છે.

## શિક્ષકનું માનસ

શિક્ષણ એટલે મોટે ભાગે ગુરુ અને શિષ્ય બે જણ વચ્ચેનો સંબંધ. એ સંબંધ સાચો, સ્વાભાવિક, જીવતોજાગતો, અને સર્વાંગી થાય ત્યારે જ શિક્ષણ બરાબર ચાલ્યું કહેવાય. એક વખત એવો હતો જ્યારે ગુરુને એક દુરારાધ્ય દેવતા સમજી શિષ્યે અનેક રીતે એને સંતુષ્ટ કરવો પડતો. ગુરુઓ સહેજે સંતોષાય જ નહીં અને જ્યારે થાય ત્યારે સર્વસ્વ જાણે જાદુથી અને મંત્રબળથી આપી દે. માથા પર હાથ મૂકે અથવા જીભને જીભ અડાડે એટલે બધી વિદ્યા અને કળા શિષ્યમાં સંક્રાન્ત થઈ જ. ઉપનિષદમાં અને મહાભારતની શરૂઆતમાં ગુરુશિષ્યના અનેક સંબંધો વર્ણવ્યા છે. શિષ્યોને રાજી રાખીને, એમની વૃત્તિને જ અનુસરીને રુક્ષમાં રુક્ષ અને જટિલ અથવા અટપટા વિષયને પણ રમૂજી બનાવીને ભણાવવાનો આદર્શ પંચતંત્રમાં વિષ્ણુગુપ્તે બતાવેલો છે. માન્યતા એવી છે કે એ વિષ્ણુગુપ્ત તે જ આર્ય ચાણક્ય.

વિદ્યાર્થીને માટે શિક્ષક છે. વિદ્યાર્થીને કારણે ગુરુને એની આજીવિકા મળે છે. વિદ્યાર્થી એ શેઠ છે અને શિક્ષક એ તેનો સેવક છે, એવી કલ્પના પણ આજકાલ અનેક ઠેકાણે જોવામાં આવે છે. ગોર, જોષી, મહેતો અને પંતુજી સૌ સરખા જ આશ્રિત વર્ગના લોકો, એ માન્યતા કંઈ ઓછા લોકોના મગજમાં નથી. આ બાબતમાં અનુભવ એવો છે કે અપ્રતિષ્ઠિત ગુરુ પાસેથી મેળવેલી વિદ્યા પણ અપ્રતિષ્ઠિત જ રહે છે. હીન માણસને ગુરુ કરવામાં અથવા ગુરુને હીન માણસ ગણવામાં રહેલો શાપ નડયા વગર રહે જ નહીં. આજકાલ કોઈ વનસ્પતિશાસ્ત્રી

ઉપર કેવા વિચારો બાંધેલા છે એટલું તો ઓછામાં ઓછું જાણવું જ જોઈએ. સમાજ શ્રદ્ધાપૂર્વક એનું નેતૃત્વ સ્વીકારે એટલી એની તપસ્યા પણ હોવી જોઈએ.

આપણા દેશમાં સમાજ રાજબળ અને તપોબળ એવાં બે જ બળને ઓળખે છે, અને તેની અંદર પણ તપોબળની પ્રતિષ્ઠા વધારે માને છે. આ આપણા સમાજની વિશેષતા છે. માણસ જેટલો વાસનાને ઓછો આધીન, જેટલું એનું જીવન સાદું અને સંયમી, તેટલું તેનું તપ વધારે; સ્વાર્થ અને વિલાસની પામરતા જેની અંદર ઓછી તે તેટલા પ્રમાણમાં તપસ્વી. આવી આપણા સમાજની માન્યતા છે.

જ્ઞાન અને તપસ્યા એનો સંયોગ એ જ ઐશ્વર્ય છે. ઐશ્વર્ય દરેક શિક્ષકમાં હોવું જોઈએ. જૂની સમાજવ્યવસ્થા, જૂની આર્થિક વ્યવસ્થા અને જૂનું રાજકારણ હવે ચાલે એમ નથી. આ ત્રણે બાબતમાં સમાજને નવો રસ્તો બતાવવો જ જોઈએ; કેટલાક કહે છે શંકરાચાર્ય જેવો કોઈ પ્રતિભાવાન સ્મૃતિકાર હોય તો તેને જ સામાજિક રિવાજ, આચાર અને આદર્શમાં ફેરફાર કરવાનો અધિકાર છે; ત્યાં સુધી આપણે જૂનું જાળવી રાખી રહેવું રહ્યું. હું કહું છું આમ બની શકત તો બલિહારી. પણ આપણે જૂનું ટકાવી શક્યા નથી. જૂની પ્રથાનો પ્રાણ તો ક્યારનો નીકળી ગયો છે. ઉપરનું ખોખું અથવા મડદું કોક કોક ઠેકાણે ટકી રહ્યું છે. પણ તેયે સડે છે. તેની ગંધ નથી આવતી? ભાઈઓ, હવે એ અલ્પપ્રાણ અશ્રદ્ધાને ફેંકી દો. નવા સ્મૃતિકાર તમે જ બનો. કાંઈ નહીં તો નવા જમાનાના નવા સ્મૃતિકાર કોણ તે ઓળખી તો કાઢો જ; અને અનન્ય શ્રદ્ધાથી તેમને અનુસરો. હાલના બધા નેતાઓ સ્મૃતિકાર છે એમ હું નથી કહેતો. જેઓએ હિંદી સંસ્કૃતિનો આત્મા ઓળખ્યો છે, જેઓ પ્રાણવાન છે, જેઓ હાલની નિર્બળ દશામાં પણ રાષ્ટ્રમાં સુપ્ત અવસ્થામાં રહેલી શક્તિ પર શ્રદ્ધા રાખે છે અને તેને જાગ્રત કરવા મથે છે તેઓ જ આપણા સ્મૃતિકાર છે. તેઓએ સૂચિત કરેલી સ્મૃતિ અખત્યાર કરો, નહીં તો જીવનકલહની નાસ્તિક સ્મૃતિ પોતાનું સામ્રાજ્ય જમાવશે, અર્થશાસ્ત્રની નિર્ઘૃણ સ્મૃતિ જારી થશે. થશે શું? થવા માંડી છે. ધર્મનો લોપ થાય છે. અસુરવૃત્તિનો વિજય થાય છે. દેવોને મદદ કરવા કટિબદ્ધ થાઓ. ભવિષ્ય શિક્ષકોના હાથમાં છે.

'वर्णानां ब्राह्मणो गुरुः ।'

એ જૂનું સ્મૃતિવાક્ય નવેસર લખો અને કહો

'प्रजानां शिक्षको गुरुः ।'

શાસ્ત્રમાં આમ લખ્યું છે અથવા સરકારી કાનૂન આવો છે, એવી ભાષા તમારા મોઢામાં ન શોભે. પ્રજાનું હિત શામાં છે અને મોક્ષનો માર્ગ કયો છે એ પ્રજાને તમારી અથવા તમારા આગેવાનોની અધિકારયુક્ત વાણીમાં બતાવો. ગામડાંના રહેનારા ગામઠી શિક્ષકો! તમારે માટે પણ એ જ સંદેશો છે. તમને પેટપૂરતું મળતું નથી, ગામડાંમાં પણ સરકારી અમલદારો તમારી પ્રતિષ્ઠા ટકવા દેતા નથી, એ હું જાણું છું; છતાં આ બધું સહન કરીને તમારે તમારું ઉચ્ચ કાર્ય પાર પાડવું

એ. સ્વરાજ્યવાદીઓને હું કહું છું તમારે સાચું સ્વરાજ્ય જોઈતું હોય, સ્વ-
ના સંદેશો ઘેર ઘેર પહોંચાડવો હોય તો શિક્ષકોની દૈન્યાવસ્થા દૂર કરો.
કોએ પૈસાની લાલચ ન રાખવી જોઈએ. તેમનું જીવન સાદું હોવું જોઈએ.
વાત સાચી છે. સાથે સાથે એ પણ તેટલું જ સાચું છે કે તેમને પેટપૂરતું
વું જોઈએ; નહીં તો શિક્ષકોમાં પામરતા પેસી જશે. માટે શિક્ષકોને પેટપૂરતું
તેવી ગોઠવણ બનતી તાકીદે કરો. દેશના રાષ્ટ્રીય આગેવાનોએ હિંદી સંસ્કૃતિના
જકીય, સામાજિક, ધાર્મિક, આંતરધાર્મિક, ઔદ્યોગિક આદર્શ શું છે અને હાલના
માનામાં તે કેવી રીતે અમલમાં મૂકી શકાય એ બધું સ્પષ્ટ કરી બતાવવું જોઈએ.
ી શિક્ષકો સમાજને ઉચિત રસ્તે દોરશે. આજની લડત વિરાટ છે. હિંદી
સ્કૃતિ ટકશે તો વિશ્વવિજયી થશે એટલી આ લડતની ઉદાત્તતા છે. અને શિક્ષકો
આપણા સૈનિકો છે. શિક્ષકો પોતાનું આ કાર્ય સમજશે તો તરત જ તેઓ
તાનું જીવન ધાર્મિક બનાવશે. હિંદુસ્તાનનો અથવા દુનિયાનો ઉદ્ધાર જનતાના
ક્ષકોનું જીવન ધાર્મિક થવા ઉપર રહેલો છે.

## શિક્ષકનું માનસ

શિક્ષણ એટલે મોટે ભાગે ગુરુ અને શિષ્ય બે જણ વચ્ચેનો સંબંધ. એ સંબંધ સાચો, સ્વાભાવિક, જીવતોજાગતો, અને સર્વાંગી થાય ત્યારે જ શિક્ષણ બરાબર ચાલ્યું કહેવાય. એક વખત એવો હતો જ્યારે ગુરુને એક દુરારાધ્ય દેવતા સમજી શિષ્યે અનેક રીતે એને સંતુષ્ટ કરવો પડતો. ગુરુઓ સહેજે સંતોષાય જ નહીં અને જ્યારે થાય ત્યારે સર્વસ્વ જાણે જાદુથી અને મંત્રબળથી આપી દે. માથા પર હાથ મૂકે અથવા જીભને જીભ અડાડે એટલે બધી વિદ્યા અને કળા શિષ્યમાં સંક્રાન્ત થઈ જ. ઉપનિષદમાં અને મહાભારતની શરૂઆતમાં ગુરુશિષ્યના અનેક સંબંધો વર્ણવ્યા છે. શિષ્યોને રાજી રાખીને, એમની વૃત્તિને જ અનુસરીને રુક્ષમાં રુક્ષ અને જટિલ અથવા અટપટા વિષયને પણ રમૂજી બનાવીને ભણાવવાનો આદર્શ પંચતંત્રમાં વિષ્ણુગુપ્તે બતાવેલો છે. માન્યતા એવી છે કે એ વિષ્ણુગુપ્ત તે જ આર્ય ચાણક્ય.

વિદ્યાર્થીને માટે શિક્ષક છે. વિદ્યાર્થીને કારણે ગુરુને એની આજીવિકા મળે છે. વિદ્યાર્થી એ શેઠ છે અને શિક્ષક એ તેનો સેવક છે, એવી કલ્પના પણ આજકાલ અનેક ઠેકાણે જોવામાં આવે છે. ગોર, જોષી, મહેતો અને પંતૂજી સૌ સરખા જ આશ્રિત વર્ગના લોકો, એ માન્યતા કંઈ ઓછા લોકોના મગજમાં નથી. આ બાબતમાં અનુભવ એવો છે કે અપ્રતિષ્ઠિત ગુરુ પાસેથી મેળવેલી વિદ્યા પણ અપ્રતિષ્ઠિત જ રહે છે. હીન માણસને ગુરુ કરવામાં અથવા ગુરુને હીન માણસ ગણવામાં રહેલો શાપ નડયા વગર રહે જ નહીં. આજકાલ કોઈ વનસ્પતિશાસ્ત્રી

પ્રયોગ કરીને કુમળાં ફૂલોનો સ્વભાવ પારખી લે અને પછી ફૂલઉછેરની કળા કેળવે, એવી શિક્ષકની સ્થિતિ છે. એ માન્યતા હવે બધે ફેલાયેલી છે. બાળક ઉપર કશી જવાબદારી નહીં, જવાબદારી બધી શિક્ષકની જ, એ માન્યતા અથવા સિદ્ધાંત ઉપલી માન્યતાના મૂળમાં છે અને ઘણે અંશે એ સાચો પણ છે. અજ્ઞાન અને બાળક ઉપર જવાબદારીનો બોજો નખાય જ નહીં, એ વાતનો કોણ ઇનકાર કરી શકે? પણ શિક્ષક બાળકોની ઉચ્ચ અને સંસ્કારી ખુશામત કરે તો વિદ્યાર્થીમાં ચારિત્ર્યની, બુદ્ધિની, સહનશક્તિની, અને આકાંક્ષાઓની જે સ્થિરતા, પ્રખરતા અને દઢતા આવવી જોઈએ તે કેમ કરીને આવે?

આજકાલનો જમાનો સામાન્ય માણસનો averagesનો ગણાય છે. અસાધારણ ચાલાક અથવા અસાધારણ ઠોઠ વિદ્યાર્થીઓનો એક નાનકડો ભાગ બાદ કરીએ તો બાકી બધા સામાન્ય વિદ્યાર્થીઓનો એક મોટો વર્ગ રહે છે. અને સામાન્ય એટલે સૌ સરખા એમ માનીને આજકાલનું કેળવણીનું શાસ્ત્ર પ્રવર્તે છે. પણ વસ્તુસ્થિતિ તેથી ભિન્ન છે. દરેક વિદ્યાર્થી એ એક સ્વતંત્ર અને અપૂર્વ અનન્ય Original વ્યક્તિ છે. સામાન્યોનો નિયમ તેને લાગુ ન પડે. આદર્શ સામાન્યતા જેની અંદર છે એવો છોકરો જનમ્યો જ નથી.

એટલા માટે વિદ્યાર્થીની બાબતોમાં દરેક વ્યક્તિ પરત્વે કેળવણીની પદ્ધતિ ભિન્ન હોય છે, હોવી જોઈએ, જેમ વિદ્યાર્થીનો સ્વભાવ અપરિહાર્ય — અનિવાર્ય છે, તેમ શિક્ષક વિશે પણ છે. શિક્ષક પગાર લે છે, અમુક તંત્રને વશ રહે છે, અને અમુક પાઠ્યપુસ્તકો ભણાવે છે અથવા અમુક કેળવણીશાસ્ત્રીનો અનુયાયી છે એટલા માટે તે પોતાની વૃત્તિને, પ્રવૃત્તિને, મનોરચનાને અને સંસ્કારરાશિને છોડી તો ન જ શકે. જે છૂટ, જે સ્વયંસ્ફૂર્તિ વિદ્યાર્થીની હોય તે અમુક રીતે શિક્ષકની પણ હોય જ. બાલમાનસશાસ્ત્ર તો રચાઈ ચૂક્યું છે; કેળવણીની દૃષ્ટિએ શિક્ષક-માનસશાસ્ત્ર ક્યારે રચાશે?

ગુરુશિષ્યનો સંબંધ એ તારામૈત્રક જેવો અથવા સ્વયંવર જેવો નથી?

'समानयंस्तुल्यगुणं वधूवरं
चिरस्य वाच्यं न गतः प्रजापतिः ।।'

એ કાલિદાસનું વચન ઇષ્ટ ફેરફાર સાથે ગુરુશિષ્યના સંબંધ સાથે ન લગાડી શકાય?

પ્રેમ કેમ કરવો એનો પાઠ તો જેના પર આપણે પ્રેમ કરીએ છીએ તે પાત્ર જ આપણને ભણાવે છે. પ્રેમી માણસ પ્રેમનું વલણ પાત્ર તરફ વાળે અને પાત્રને અનુકૂળ કરી લે, સંમુખ કરી લે એટલે બસ. પછી તો સાચા પ્રેમીને પાત્ર પાસેથી જ બધા પાઠ મળી રહે છે. વિદ્યાર્થીનું કલ્યાણ ચાહનાર સંસ્કારી શિક્ષકને વિદ્યાર્થીઓને ભણાવવાનું શાસ્ત્ર વિદ્યાર્થીઓ પાસેથી જ મળે છે. કેળવણી-શાસ્ત્રમાં અત્યંત મહત્ત્વનો જો કોઈ સિદ્ધાંત હોય તો તે આ છે. આ સિદ્ધાંતની વિસ્તૃત મીમાંસા કોણ કરશે?

ધ્વનિશાસ્ત્રમાં એક બહુ જ મહત્ત્વની વાત નોંધેલી છે. આપણે જે શબ્દ સાંભળીએ છીએ તે, વાતાવરણમાં જે સ્પંદનો ઉત્પન્ન થાય છે તેને પરિણામે સંભળાય છે. મનુષ્યના કાનની રચના જ એવી છે કે દર સેંકડે અમુક સ્પંદનોથી ઓછાં સ્પંદનો થાય તો તે અવાજ સંભળાય નહીં. અને તેટલા જ વખતમાં અમુક સ્પંદનોથી વધારે સ્પંદનો થાય તો તે અવાજ પણ માણસના કાનથી સંભળાય નહીં. એટલે જ્યાં અત્યંત શાંતિ જણાય ત્યાં કાં તો સ્પંદનોની અત્યંત ન્યૂનતા હોઈ શકે, અથવા આપણી દૃષ્ટિએ અતિરેક પણ હોઈ શકે. પ્રકાશનું પણ એમ જ છે. જેને આપણે અંધારું કહીએ છીએ તેમાં ઘણાં પશુઓ બરાબર જોઈ શકે છે, અને જેને આપણે પ્રકાશ ગણીએ છીએ તેમાં બરાબર જોતાં કેટલાંક પ્રાણીઓને ભારે મુશ્કેલી પડે છે. વાઘ, બિલાડી પહેલી જાતનાં પ્રાણી છે. ઘુવડ એ બીજી જાતના પ્રાણીનો સચોટ દાખલો છે. ધ્વનિ અને પ્રકાશની બાબતમાં આ સિદ્ધાંત જેમ સાચો છે તેમ લાગણી અને સંસ્કારોની બાબતમાં પણ તે તેટલો જ સાચો છે. ધ્વનિનો અને પ્રકાશનો જેમ દરેક વ્યક્તિને માટે બે કોટિ વચ્ચેનો ગાળો (Range) હોય છે તેમ જ બધી બાબતમાં છે. ક્રિયાપ્રેરક વાસનાઓ અને વૃત્તિઓ માટે પણ આવો એક ગાળો હોય છે. અમુક માણસ અમુક ઊંચી કોટિએ ચડ્યો એટલે નીચલી કોટિનું એનું ચિરપરિચિત સ્થાન પણ ખોઈ બેસે છે. ત્યાં રહેવું એને માટે અશક્ય થઈ જાય છે. કેટલાકની મર્યાદા વિશાળ હોય, કેટલાકની સંકુચિત હોય પણ દરેકને માટે મર્યાદા જેવી વસ્તુ છે એમાં શક નથી. ઘણી વાર આપણી પ્રગતિ આવી મર્યાદાને આગળ કે પાછળ ખસેડવામાં જ સમાયેલી હોય છે.

આ સિદ્ધાંત અનુસાર કેળવણીનો વિચાર કરીએ. કેળવણી સંકુચિત અર્થમાં લો કે વ્યાપક અર્થમાં દરેક શિક્ષકની એક અમુક ચોક્કસ મર્યાદા હોય છે. એ મર્યાદા બહાર એ સંગીન કામ ન કરી શકે. આજની મર્યાદા કાયમ ટકશે જ એવી ખાતરી નથી. પુરુષાર્થની દિશા જેમ જેમ બદલાય, ભિન્ન ભિન્ન દિશાઓનું ખેંચાણ ઓછુંવત્તું થતું જાય તેમ તેમ મર્યાદા બદલાવાની જ. કોઈ સત્પુરુષ પોતાની સાધક અવસ્થામાં અથવા કાચી અવસ્થામાં જે માણસ ઉપર અસર પાડી શકે છે તે જ માણસ ઉપર તે સત્પુરુષ પોતે સિદ્ધ થયા પછી તેટલી અસર ન પાડી શકે એમ સંભવે. શ્વાસોચ્છ્વાસમાં જેમ શુદ્ધ ઓઝોન આપણે જીરવી શકતા નથી તેમ પોતાની મર્યાદા બહારના શિક્ષકોને વિદ્યાર્થીઓ સહન કરી શકતા નથી. ઉંમર, અનુભવ, રસ અને પરિસ્થિતિ પ્રમાણે આ મર્યાદામાં રોજ થોડો થોડો ફરક પડતો જાય છે અને તે પ્રમાણે શિક્ષકે બહુ ધીમે ધીમે પણ ચોક્કસ રીતે ઈરાદાપૂર્વક પોતાના કાર્યક્ષેત્રમાં ફેરફાર કર્યા વગર છૂટકો નથી.

# બાલશિક્ષક કોણ?

ઉપનિષદના ઋષિઓએ અલંકારના જુસ્સામાં આવીને નથી લખ્યું કે 'દેવ થઈને જ દેવોનું યજન કરાય.' એ તો એક મોટું યોગશાસ્ત્ર છે. યોગ એટલે Self-culture. એ જ ઢબે આપણે કહી શકીએ કે જે બાળક થઈ શકે છે અથવા બાળક રહી શકે છે તે જ બાળકોને ભણાવી શકે છે. બાલમાનસ, એની ચિત્તવૃત્તિ અને તર્કશાસ્ત્ર, એની ઉપમાઓ, એની મુગ્ધ (Unsophisticated) આકાંક્ષાઓ, એની ન્યાયની કલ્પના, આબરૂનો એનો ખ્યાલ, એની કૌટુંબિક પ્રેમની ઊર્મિઓ, એ બધું જે માણસ જાણે — નહીં, નહીં અનુભવે — તે જ બાલશિક્ષક થઈ શકે છે. બીજા તો ભણેલા ભરવાડ.

પણ એ બાલમાનસશાસ્ત્ર કઈ રીતે પોતાનું કરી શકાય? વીસમી સદીના વેદિયાઓ કહેશે કે 'પ્રયોગથી, અવલોકનથી, બાળકોને અભયદાન દઈ તેમના સહવાસમાં રહી તેમનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવાથી.' પણ શું નિરીક્ષણથી આપણે બાલમાનસ સુધી પહોંચી શકીએ? જેમ કેટલાએક રંગો ફોટોગ્રાફીની પ્લેટ ઉપર આવતા જ નથી તેમ બાળકોની ગૂઢ વૃત્તિઓ નિરીક્ષણની મર્યાદામાં (Range) સપડાતી નથી. તે બાળકનો સ્વભાવ હોય છે; સ્વાભાવિક કવચ હોય છે અને તે દુર્ભેદ્ય છે. બાળકો સવારથી સાંજ સુધી લવારા ચલાવે તોપણ પેટની વાત ઘણી વાર કરે નહીં. એને પ્રેરણા ક્યાંથી મળે છે એ નિરીક્ષણથી જાણવું મુશ્કેલ હોય છે. આત્મગોપન (Reticence) એ બાળકોનું મુખ્ય લક્ષણ હોય છે; એ એમની એબ નથી. અસહાય સ્થિતિમાં એ એનું રક્ષણ છે. વર્તમાનના કઠોર હાથમાંથી કોમળ ભવિષ્યને બચાવવાનો એ ઈશ્વરી ઉપાય છે.

ત્યારે શું બાલમાનસ સમજ્યા વિના જ કેળવણી ચલાવવી રહી? કે કેળવણી એ વસ્તુ જ અશક્ય છે? એમ નથી. બાળક થઈએ અને બાળકને ઓળખીએ પણ તે કઈ રીતે?

પોતાનું બાળપણ સંભારીને.

માણસ જેટલે દરજ્જે પોતાનું બાળપણ સ્મરણમાં આણી શકે અથવા સ્મરણમાં જીવતું કરી શકે, ભૂંસાઈ ગયેલાં સ્મરણો તાજાં કરી શકે તે જ બાલમાનસમાં ઊતરી શકે. રાધાકૃષ્ણનો રાસ એક રાત્રિ જોયા પછી જેમ નરસિંહ મહેતા આખો જન્મારો એનું જ ધ્યાન કરતા હતા અને એમાંથી જ પોતાની ભક્તિની અને જીવનની ફિલસૂફી કાઢતા રહ્યા, તેમ જ એક જ વાર ઈશ્વરે બક્ષેલું પોતાનું બાળપણ યાદ કરીકરીને માણસ બાલમાનસશાસ્ત્ર ઉપજાવી શકે છે. વાત એમ છે કે નાનપણના સંસ્કારો સાવ ભૂંસાઈ જતા જ નથી. આપણને લાગે છે કે આપણે બધું ભૂલી

ગયા છીએ, પણ અનુકૂળ અને પ્રબળ પ્રેરણા મળવાથી એ બધું તાજું થઈ શકે છે. મને અનુભવ છે કે મારી આજની કળાથી જ્યારે મારાં નાનપણનાં સંસ્મરણો મિત્રો આગળ હું આબેહૂબ વર્ણવું છું, ત્યારે કેટલાય મિત્રો જાણે ઊંઘમાંથી જાગ્યા હોય તેમ બોલી ઊઠે છે. 'હા, હા, અમારો પણ અનુભવ આવો છે, પણ અમે ભૂલી ગયા હતા.' હનુમાનને જેમ એની શક્તિનો પરિચય કરાવવો પડ્યો હતો તેમ ઘણા લોકોને તેમની આ નાનપણની મૂડીની ભાળ કરાવવી પડે છે. રવીન્દ્રનાથ ઠાકુરે શિશુ કાવ્ય લખી પોતાનું બાળપણ કાવ્યમય રૂપે દુનિયા આગળ ઊભું કર્યું છે, અને તે દ્વારા બાળકોની અને બાળશિક્ષકોની અસાધારણ સેવા કરી છે. ટૉલ્સટૉયે 'Childhood, Boyhood, Youth' વાળી ચોપડી લખી એ જ કામ આબાદ રીતે કર્યું છે. બાળપણને સજીવન કરવાની સંજીવની જેની પાસે હોય તે જ બાલ-માનસશાસ્ત્રી થઈ શકે છે અને બાળકેળવણીકાર પણ થઈ શકે છે. એવાના સહવાસમાં બાળકો પણ કોઈ કોઈ વખતે પડદો જરાક ઉઘાડી આત્મદર્શન દે છે. ત્યાં ધોળી મૂછો આડે આવતી નથી.

## ગ્રામશાળાના શિક્ષકોને

ગામડાંના વાતાવરણમાં ઝઘડા, કોરટબાજી, નાતબહાર મૂકવાની હોંશ, માંહોમાંહેનાં વેર, ઈર્ષા એ બધાં ખૂબ વધી પડ્યાં છે. સરકારી અમલદારો, ધર્મોપદેશકો, નાતના આગેવાનો અને રાષ્ટ્રીય સેવકો, બધાને આ ઝઘડામાં સંડોવવાનો અથવા તેમની મારફતે પોતાના ઝઘડાઓ લડવાનો પ્રયત્ન બધે જ થાય છે. વાંદરો જેમ દેવતામાંથી બટાટા કાઢવા બિલાડીનો પગ વાપરે તેમ શાળાના શિક્ષકોને પણ વાપરવાના પ્રયત્નો ઓછા નથી થતા. આને પરિણામે શિક્ષક પોતાનો ધંધો અને તેની પવિત્રતા ભૂલી જાય છે અને ખટપટમાં જ ઓછો થઈ જાય છે. શિક્ષકે આ વિશે સાવધ રહેવું જોઈએ એટલું જ નહીં પણ તેનામાં દૈવત હોય તો આવું વાતાવરણ ગામડાંમાંથી નાબૂદ કરવાનો તેણે પ્રયત્ન કરવો જોઈએ. નબળી પ્રજાનો જીવનકલહ હીન સ્વરૂપ ધારણ કરે છે એ સ્વાભાવિક છે પણ ચારિત્ર્ય-શુદ્ધિનો પ્રયત્ન કરવાનું સ્થળ પણ તે જ છે.

ગામડાંનું કુદરતી જીવન એવું હોય છે કે માણસની બલવૃદ્ધિ અનાયાસે થાય ને ખડતલપણું પણ વધે. આરોગ્યરક્ષણ માટે ગામડાંમાં ખાસ અથવા ભારે પ્રયત્નો કરવા નથી પડતા, પણ ગામડાંના લોકો પોતાની આ મૂડી બહુ જ વેગથી ખોતા જાય છે અને આરોગ્ય વિશે સામાન્ય જ્ઞાન પણ તેમને ભાગ્યે જ હોય છે. નિશાળમાં આને એક જુદા વિષય તરીકે રાખવા કરતાં વિદ્યાર્થીઓને તેમ જ ઈતર લોકોને થોડુંક વૈદું અને સ્વચ્છતાના સામાન્ય નિયમો સમજાવવા જોઈએ અને કેટલાકનો તો અમલ પણ કરાવવો જોઈએ.

*

નવી ઢબે ગામડાંમાં નિશાળો ચલાવીએ અને ત્યાં એક જ શિક્ષકથી ચલાવવું હોય તો એ શિક્ષક સાથે એની સ્ત્રી પણ શાળામાં કામ કરે ને તેને પણ થોડો પગાર આપવામાં આવે. સ્ત્રીને જો લખતાંવાંચતાં આવડતું હોય અને છોકરાંઓને ભણાવવા જેટલી આવડત અને સમભાવ હોય તો તો ભારે કામ થાય. નહીં તો પણ છોકરાંઓની સુઘડતા પર ધ્યાન રાખવામાં અને બીજી ઝીણી ઝીણી અસંખ્ય બાબતોમાં તેની મદદ કીમતી નીવડી શકે. પણ આ પદ્ધતિ એક શિક્ષકવાળી નિશાળમાં જ અજમાવવા જેવી છે એ ભૂલવું ન જોઈએ.

## સ્વરાજવાદી શિક્ષકસંઘ

ગામડાંની કેળવણીનો સવાલ હાથમાં લઈને આપણે એક મહાન સવાલ છેડીએ છીએ. એ પ્રશ્ન આજે હાથમાં લઈએ ખરા? જે દિવસે સાચે જ સ્વરાજ જોઈતું હોય તે જ દિવસે ગામડાંઓને અડવું જોઈએ. સ્ત્રીઓ, ખેડૂતો (અને મજૂરો) અને અંત્યજો, આ ત્રણેના ઉદ્ધારમાં સ્વરાજની ચાવી રહેલી છે. તે કામમાં અંગ્રેજ સરકાર આડી આવી શકે એમ નથી. આ ત્રિવિધ ઉદ્ધારમાં સરકાર આડે આવે એટલી તે દૃઢમૂળ થઈ જ નથી ને એમાં જ આપણી સ્વરાજ મેળવવાની આશા રહેલી છે.

પણ સરકાર સાથે જેમાં અથડામણમાં આવવાનું નથી તેમાં આપણા લોકોને આજે રસ આવતો નથી. માટે ગામડાંનો સવાલ હાથમાં લેતાં પહેલાં ફરી વિચાર કરવો જોઈએ કેમ કે આજનો આપણો મોટામાં મોટો ઉત્સાહી વર્ગ, રાજદ્વારી હિલચાલ કરનાર વર્ગ આ કામમાં આપણને સાથ આપશે એવી ખાતરી થતી નથી.

દેશમાં જે સંપત્તિ પેદા થાય છે તેમાંનો મોટો ભાગ ગામડાંમાંથી જ આવે છે. ગામડાં ઉપર જ શહેરો નભે છે. છતાં શહેરો ગામડાંની કેળવણીમાં પૈસા ખર્ચ કરવા રાજી કે સમર્થ થશે એમ લાગતું નથી. એક રીતે એ પણ ખરું કે ગામડાંઓ શહેરની મદદ ઉપર નભે એ ગામડાંઓને સારુ હિતકર નથી. પણ ગામડાંની કેળવણી સ્વાવલંબી કરવાનો નિશ્ચય કર્યા પછી પણ જેટલો ખર્ચ કરવો પડે તે કરવાનો નિશ્ચય કર્યા પછી તે કરવાને માટે આપણે તૈયાર થઈશું કે કેમ એ પણ એક સવાલ છે. અત્યાર સુધી આપણે ગામડાંઓને અડયાં નથી. જ્યાં કંઈક મદદ કરી છે ત્યાં પણ મદદ કરવાની દાનતથી નહીં પણ બીજા જ કંઈ હેતુથી અથવા ન છૂટકે કરી છે. જ્યાં અંત્યજશાળાઓને મદદ કરી છે ત્યાં મુખ્યત્વે to give the Devil his due અથવા to render unto Gandhi his tax એ ભાવથી જ.

પૈસાની કે બીજી કોઈ પણ જાતની માગણી જ્યારે ગામડાંઓ કરે છે ત્યારે આપણે તેમનો ઉપહાસ કરતા આવ્યા છીએ. ઉપહાસ સાચો હોય તોપણ યોગ્ય તો નથી જ.

હિંદુસ્તાને ધર્મનિષ્ઠ અને સ્વતંત્ર રહેવું હોય તો હિંદુસ્તાન મોટો ધનવાન દેશ ન જ થઈ શકે એમ ગાંધીજીએ આપણને શીખવ્યું છે. એટલે કે સામાન્ય ગરીબાઈ એ આપણે એક આવી પડેલી આફત તરીકે નહીં સ્વીકારીએ પણ જીવનના એક સુંદર નિયમ તરીકે વધાવી લઈએ. અને તેથી જ આપણી બધી યોજનાઓ અને ખાસ કરીને સ્થાયી યોજનાઓ એ ગરીબાઈના આદર્શને ધ્યાનમાં રાખીને ઘડવી અને પાર પાડવી જોઈએ.

કેળવણી જેવું સત્ત્વવાળું કામ ગરીબાઈથી ચલાવવું હોય તો તે સ્વેચ્છાથી ગરીબાઈ ધારણ કરનાર વ્યક્તિઓના સંકલ્પબળથી અને સમાજે સ્વેચ્છાપૂર્વક કબૂલેલા અને ટકાવેલા રિવાજબળથી જ ચાલી શકે. નિયમથી અને ધારાધોરણથી જો ગરીબતંત્ર ઊભું કરીએ તો તેમાં કંગાલિયત જ તરી આવશે અને તેમાંથી કંગાલિયતનું જ ફળ નીપજશે.

આ બાબતમાં તરતને માટે કાંઈક સારી યોજના ઘડી કાઢીને કામ ચલાવવાની ચતુરાઈ ઉપયોગમાં આવવાની નથી. નૈતિક સિદ્ધાંતોને આપણે યુક્તિપ્રયુક્તિથી ટાળી શકવાના નથી અથવા પહોંચી વળવાના નથી. ભગવાન બુદ્ધે જેમ પોતાનો સંઘ સ્થાપન કર્યો, મહાવીરે જેમ શ્રામણગચ્છો સ્થાપ્યા, શ્રી શંકરાચાર્યે જેમ દશનામી સંન્યાસીઓના અખાડા બાંધ્યા તેમ આજે સ્વરાજવાદી શિક્ષકસંઘ સ્થાપવાની જરૂર છે. એ શિક્ષકસંઘ શિક્ષકોના પગાર, પ્રમોશન અને શિક્ષકોની જિંદગીના ઈન્શ્યુરન્સને માટે નહીં પણ કેળવણીની સંગીનતા, કેળવણીની વૃદ્ધિ અને કેળવણીના ઈન્શ્યુરન્સને માટે હોવો જોઈએ. તેમાં શિક્ષકોને શું મળે એ નક્કી કરવા કરતાં શિક્ષકોને શું શું ન મળી શકે એ નક્કી થવું જોઈએ. આ સંઘમાં ઝાઝા શિક્ષકો નહીં આવી શકે, સાચા જ આવશે. ઊલટું એમ કહી શકાય કે જો આવા સંઘમાં ઝાઝા શિક્ષકો ભળી જાય તો માની લેવું કે આપણી યોજના ક્યાંક કાચી છે.

પણ આ રીતે જેટલા શિક્ષકો મળશે તેમના પૂરતું જ કેળવણીનું કામ હાથમાં લેવું એમ નથી. એવા દીક્ષિત શિક્ષકો, એ એ શિક્ષક વર્ગનું ખમીર હશે. બાકીનું વ્યાપક કામ તો સામાન્ય સારા શિક્ષકો દ્વારા જ થવાનું છે. આવશ્યક વસ્તુ તો એ છે કે ગામડાંની કેળવણીનું તંત્ર દીક્ષિત અને વ્યવહારકુશળ એવા શિક્ષકોના હાથમાં જ રહેવું જોઈએ.

*

ગામડાંની નિશાળો ગામડાંના લોકોએ જ સ્થાપેલી, ગામડાંના લોકોએ જ પોષેલી અને તેમણે જ ચલાવેલી હોય એ આદર્શ સિદ્ધાંત છે. ગામડાંના શિક્ષકો પણ બનતા સુધી તે જ ગામડાંના હોવા જોઈએ પણ આજે તે ઢબે સંગીન કામ શરૂ થાય એમ નથી. એ ઢબે ઘણી સંસ્થાઓ આજે ઊભી થઈ છે. તેમાંથી પણ મોટો ભાગ તોડી નાખવા લાયક છે. એક મધ્યવર્તી સંસ્થાએ ગામડાંની

માગણીથી અને ગામડાંની મદદથી પણ સંસ્થાએ પોતે જ ચલાવેલી એવી નિશાળો કાઢવી જોઈએ. શાળા મોટી હોય ત્યાં શાળાનો આચાર્ય પણ મધ્યવર્તી સંસ્થાએ નીમેલો હોવો જોઈએ. દરેક શાળાને શિક્ષકોપયોગી ચોપડીઓ અને કેટલાક નકશાઓ મધ્યવર્તી સંસ્થાએ પૂરાં પાડવાં જોઈએ. આચાર્યનો પગાર અને ચોપડીઓનો ખર્ચ મધ્યવર્તી સંસ્થા કરે પણ તેમાંના અમુક ભાગનો ફાળો ગામડાંઓમાંથી જ મેળવેલો હોવો જોઈએ. શાળાઓનું નિરીક્ષણ અને શિક્ષકનું શિક્ષણ દીક્ષિત શિક્ષકસંઘના પરિવ્રાજકોના હાથમાં રહે. પરિવ્રાજકોની મદદ ઓછામાં ઓછી ખર્ચવાળી અને સર્વત્ર પ્રભાવશાળી થવાની જ; કારણ કે સારા પરિવ્રાજકોનો દરજ્જો સમાજ-નેતાઓનો હશે. આ વ્યવસ્થા લાંબા કાળ સુધી ચાલીને જ્યારે સમાજમાં સ્વાભાવિક રીતે દૃઢમૂળ થશે ત્યારે મધ્યવર્તી સંસ્થાનું કામ પોતાની મેળે ઓછું થઈ જશે. અથવા પ્રયત્નપૂર્વક ઓછું કરવું પડશે અને એક વખત બ્રાહ્મણોમાં વેદાધ્યયન ફરજિયાત અને મફત હોવા છતાં તે નિભાવવા માટે કોઈ ખાસ જવાબદાર સંસ્થાની જરૂર ન હતી તેમ પ્રાથમિક કેળવણીનું થશે.

# ખંડ ૮ : પ્રકીર્ણ

## સ્વાધ્યાય

છોકરાઓ જ્યારે સારા અક્ષર કાઢતાં શીખે છે ત્યારે ઘણી વાર એમ બને છે કે છાપેલી આદર્શ લીટી ધ્યાનમાં લઈને તેઓ પહેલી લીટી કાઢે છે. આગળ લખતાં આદર્શ લીટી છોડી પોતાની જ લીટી ધ્યાનમાં રાખે છે. ત્રીજી લીટી લખતી વખતે બીજી લીટી આદર્શનું સ્થાન લે છે, આમ ધીમે ધીમે અજાણ્યે અક્ષરો બગડતા જાય છે.

આ અનુભવ સુલેખન વિશે જેટલો છે તેટલો જ જીવન વિશે પણ છે. જ્યારે આપણે વિચાર કરવા અને લાંબા અનુભવનું તારણ કાઢવા બેસીએ છીએ ત્યારે કેટલાક સિદ્ધાંત આપણે ગળે ઊતરે છે અને આપણે તેમને પોતાના જીવનનાં સૂત્રો તરીકે સ્વીકારીએ છીએ. છતાં નિત્યવ્યવહારમાં ધીમે ધીમે તે કટાઈ જાય છે, અને કેટલો કાટ ચડ્યો છે તે તરફ આપણું ધ્યાન સરખું જતું નથી.

દરેક પ્રાકૃત મનુષ્યનો આ અનુભવ છે. એનો ઉપાય એ છે કે નિત્ય વ્યવ-સાયમાંથી વખત કાઢી રોજ અથવા નિયમિત વખતે આપણે આપણાં મૂળ જીવન-સૂત્રોનું સ્મરણ કરવું જોઈએ. આ સ્મરણ--સ્વાધ્યાયથી આપણે આપણાં જીવનસૂત્રો પરનો કાટ ખંખેરી શકીએ છીએ.

જે છોકરો ગુરુએ બતાવેલી લીટી વારંવાર જુએ છે તેના જ અક્ષરો સારા થવાનો સંભવ હોય છે. તે જ પ્રમાણે પોતાનાં ધર્મતત્ત્વોનું જે માણસ નિત્ય પારાયણ કરે છે તે જ ધર્મનિષ્ઠ રહી શકે છે અને ચડી પણ શકે છે.

## લોકમિત્ર ગ્રંથપાલ

વિદ્વાન અધ્યાપક કરતાં વિદ્વાન અને પ્રેમળ મિત્ર આખો જન્મારો ઉપયોગી થઈ શકે છે. વ્યક્તિનો પ્રત્યક્ષ સત્સંગ એ જીવતો સંબંધ છે. એની તોલે બીજા સંબંધો ન જ આવી શકે. છતાં ઉત્તમ સાહિત્ય દ્વારા આપણે દેશ અને કાલની મર્યાદા તોડીને અનેક લોકો સાથે બુદ્ધિનો અને હૃદયનો, વિચારનો અને પ્રેરણાનો સંબંધ બાંધી શકીએ છીએ. ઉત્તમ સાહિત્ય પ્રત્યે પ્રેમ, આદર અને ભક્તિ હોવા છતાં મિત્રનો જ સંબંધ વધારે સહેલો હોય છે. કેટલાક ધર્મગ્રંથોની બાબતમાં મિત્રને બદલે ગુરુનો સંબંધ આપણે બાંધીએ છીએ, પણ મને તો લાગે છે કે ત્યાં પણ મિત્રનો સંબંધ જ વધારે સ્વાભાવિક અને પોષક છે. મૈત્રીમાં આદરભાવ જાળવી શકાય એમ થોડું જ છે.

પુસ્તકો દ્વારા પ્રત્યક્ષ વ્યક્તિની દરમ્યાનગીરી વગર આપણે જ્ઞાન, સંસ્કારિતા, આનંદ અને પ્રેરણા મેળવીએ છીએ, છતાં ગ્રંથપાલ વગરનું પુસ્તકાલય મડદા જેવું છે. ગ્રંથપાલ અસંખ્ય ગ્રંથકારો વચ્ચે અને પ્રજા વચ્ચે આધ્યાત્મિક સંબંધ બાંધી આપનાર ગોર છે. ગોરનો મૂળ અર્થ જો ગુરુ હોય તો એ ગુરુ છે. પણ ગુરુ કરતાં વધારે એ હિતેચ્છુ મિત્ર છે, સ્નેહી છે, સુહૃદ છે. શું ચાહવું ને શું પસંદ કરવું એ શીખવનારને જો આપણે કળાધર કહેતા હોઈએ તો ગ્રંથપાલ કળાધર પણ છે. એનો નિર્હેતુક પ્રેમ આખી પ્રજાને જ્ઞાનસમૃદ્ધ, સંસ્કારી અને દીનસેવક બનાવવાને દિનરાત મથે છે.

ખૂબ પસંદગીપૂર્વક ઉત્તમ ગ્રંથસંગ્રહ અને ઉત્તમ ગ્રંથપાલની યોજના થઈ હોય તો પ્રજા જોતજોતામાં ચડે. જૂનો જમાનો આજે હોત તો લોકો ગ્રંથપાલને મિત્રવર્ય તરીકે સંબોધત.

## સંસ્થાઓનું સગપણ

કેટલીક સંસ્થાઓ કેવળ કસરતશિક્ષકો તૈયાર કરે છે. કેટલીક સંસ્થાઓ આપણને સંગીતશાસ્ત્રીઓ આપે છે. નવા જમાના પ્રમાણે હવે ખાદીશિક્ષકોની પણ માગણી શરૂ થઈ છે. દરેક ઉદ્યોગ સાથે તે તે વિષયના તજ્જ્ઞ ઉસ્તાદની જરૂર રહે છે. અને આવા ઉસ્તાદો અનેક સંસ્થાઓમાં કામ કરવા જાય છે. આવી રીતે એક એક વિષયના ઉસ્તાદ તૈયાર કરનાર સંસ્થાનો અનેક સંસ્થાઓ જોડે સંબંધ બંધાય છે.

બીજી બાજુ, ઉસ્તાદ તૈયાર કરનાર સંસ્થાઓને સામાન્ય કેળવણી અને વ્યાપક સંસ્કારોની જરૂર જણાવા લાગી છે. મંદિરના ગોરને પૂજાપાઠના મંત્રતંત્ર ઉપરાંત ઈતિહાસભૂગોળ અને અનેક ધર્મોનો ઈતિહાસ ન આવડે તો એવો ગોર આપણા કામનો નથી એમ હવે આપણે માનતા થયા છીએ. ઉત્તર હિંદુસ્તાનમાંથી આપણે હિંદીના શિક્ષકો માગીએ છીએ. એ શિક્ષકને ઉર્દૂ લિપિ પણ આવડવી જોઈએ, હિંદીની એ બંને શાખાનાં સાહિત્ય સાથે એનો પરિચય હોવો જોઈએ, એટલું તો આપણે જરૂર માગીએ. પણ એ ઉપરાંત જે પ્રાંતમાં જઈને કામ કરવાનું છે તે પ્રાંતની ભાષા અને ત્યાંના સાહિત્યનો ખ્યાલ પણ એને હોવો જોઈએ. તે તે પ્રાંતની સામાજિક સ્થિતિ એ જાણતો હોય તો તો વધારે સારું. એટલા ખાતર એ પ્રાંતની અનેક સંસ્થાઓમાં તે રહી આવ્યો હોય તો એની કિંમત કાર્યની દૃષ્ટિએ ઘણી વધે છે.

સંગીતશાસ્ત્રીઓને સાહિત્યનું જ્ઞાન, સંસ્કૃતનું જ્ઞાન અને કેળવણીશાસ્ત્રનાં મૂળતત્ત્વોનું જ્ઞાન જરૂરનું છે. દરેક ખરેખરા સંગીતવિદ્યાલયે એની વ્યવસ્થા કર્યે જ છૂટકો. બગડી ગયેલાં વાદ્યો સુધારવા જેટલી સુતારી સંગીતશાસ્ત્રીના હાથમાં ન હોય તો એટલે દરજ્જે એને આપણે અપંગ ગણીશું.

કસરતશિક્ષક પૂરા પાડનાર સંસ્થાએ પોતાના વિદ્યાર્થીઓને હિંદી ભાષાનું જ્ઞાન આપ્યે જ છૂટકો. આહારશાસ્ત્ર અને શરીરવિજ્ઞાન આજકાલ બહુ મહત્ત્વનાં થઈ પડયાં છે. તે એ ન જાણે તો નહીં ચાલે. એ ઉપરાંત ઘાયલોની તેમ જ માંદાંઓની તાત્કાલિક સારવાર તો એને આવડે જ. એ કોઈ ડાકટર પાસેથી શીખવાની હોય. યોગવિદ્યા પ્રત્યેની લોકોની અશ્રદ્ધા હવે થાકી ગઈ છે. એટલે કસરતશિક્ષક કાંઈ નહીં તો આસનો, પ્રાણાયામ અને નેતિ, બસ્તી, ત્રાટક આદિ ક્રિયા જાણતો હોવો જોઈએ. તેથી એણે થોડા દિવસ કોઈ યોગાનંદ પાસે ગાળ્યે છૂટકો. આજની દુનિયા દરેક માણસ પાસેથી એકાદ વિષયની પારંગતતા અને એના સીમાન્ત વિષયોમાં કંઈ નહીં તો ચંચૂપાત માગે છે. દરેક સમાજસેવક તૈયાર હીરાની પેઠે 'અષ્ટપૈલુ' હોવો જોઈએ. એના આઠે પાસા ઓછેવત્તે અંશે ચળકતા હોય તો જ એ સમાજને સંતોષ આપી શકે; અને એને પણ પોતાનું જીવનકાર્ય, તેનું મહત્ત્વ, અને તેની અસર બરાબર સમજાય. 'અષ્ટપૈલુ' માણસની ઉપયોગિતા આઠસોગણી હોય છે, અને એની શક્તિ એને દરેક જાતનો આત્મ-વિશ્વાસ આપે છે.

આજના આ આદર્શ પ્રમાણે દરેક સંસ્થાના વિદ્યાર્થીઓ અનેક સંસ્થાઓમાં વિદ્યાર્થી તરીકે અથવા સેવક તરીકે ફેલાવાના. દરેકનો અનેક સંસ્થાઓની રહેણી-કરણી સાથે પરિચય થવાનો. આમાંથી અસાધારણ સંસ્કારિતા એને મળશે, અથવા તો એ મોટો નાસ્તિક થશે. એક સંસ્થાના આગ્રહનો વિષય જો બીજી સંસ્થાના ઉપહાસનો વિષય હશે તો બંને સંસ્થાને સેવનાર યુવાન નાસ્તિક જ થવાનો. ખાંડ અને મીઠું બંને ઇષ્ટ છે, પણ બંને ભેગાં કરીને કોઈ ફાકવા જાય તો એને

ઊલટી કરવાનો જ પ્રસંગ આવવાનો. તેથી આજે સંસ્થાઓએ એકબીજાનું વાતાવરણ હમેશાં તપાસતા રહેવું જોઈએ. અને પોતાની કન્યાને પરણાવતાં પહેલાં જેમ તે તે કુટુંબનું વાતાવરણ અને રહેણીકરણી આપણે તપાસી લઈએ છીએ, તેવી જ રીતે સંસ્થાઓનો સહકારસંબંધ બાંધતાં પહેલાં તે સંસ્થાઓ વચ્ચે પરસ્પર સહાનુભૂતિ અને આદર છે કે નહીં તે તપાસવું જોઈએ. નહીં તો સરવાળે નુકસાન જ થવાનું.

દરેક સંસ્થાએ પોતાના તૈયાર થયેલા વિદ્યાર્થીઓને ભિન્ન ભિન્ન સંસ્થાઓમાં સેવક તરીકે મોકલતાં પહેલાં સંકલ્પ કરવો જોઈએ કે તે તે સંસ્થામાં આપણે પગપેસારો કરવાના નથી, તે સંસ્થાને કબજે કરવાનો કે વટલાવવાનો પ્રયત્ન કરવાના નથી, અંદર ઘૂસીને ત્યાં બળવો જગાવવાના નથી, પણ બંને સંસ્થાને ઈષ્ટ એવી સુવાસ જ ફેલાવવાના છીએ. છોકરીને પરણાવ્યા પછી સાસરે તે સુખી છે કે દુ:ખી એ જોવાનું કામ માબાપનું ખરું. માબાપ જો એ ન કરે તો કન્યા નવા ઘરમાં જે પ્રતિષ્ઠાની હકદાર છે તે એને ન મળે, એને આત્મવિશ્વાસ પણ ન રહે. પણ જો માબાપ કન્યા પાછળ પોતાનું આખું ધ્યાન નવા ઘરમાં જ પરોવી દે, ત્યાં ખણખોદ કર્યા કરે, દરમ્યાનગીરી અને દખલ ચલાવ્યે જાય તો છોકરીનો ભવ પણ બગડે અને બંને કુટુંબનું વાતાવરણ પણ બગડી જાય. સંસ્થાએ આપેલા સેવકોની બાબતમાં પણ એ જ નીતિ સંભાળવાની હોય છે.

કેટલીક સંસ્થાઓ પોતાની સંસ્થામાં તૈયાર થયેલા વિદ્યાર્થીઓને પોતાને ત્યાં જ રોકી રાખવાનો આગ્રહ રાખે છે. કેટલીક સંસ્થાઓનો આગ્રહ એથી ઊલટો હોય છે. આ બાબતમાં કોઈ સામાન્ય નિયમ ન આપી શકાય. કુટુંબનો કાયદો જ લાગુ કરવા બેસીએ તો સંસ્થાના વિદ્યાર્થીઓને સંસ્થામાં જ ન રોકતાં સમાન રહેણીકરણીની અને સમાન આદર્શોની બીજી સંસ્થાઓમાં મોકલવા જોઈએ. કુટુંબના કાયદામાં પણ છોકરીઓ પરઘેર જાય છે, છોકરાઓ ઘરમાં જ રહે છે. સેવકોમાંના દરેકની શક્તિવૃત્તિ જોઈ યોગ્ય નિર્ણય કરવાનો રહે છે. સંસ્થાની આવશ્યકતાનો વિચાર પણ તેમાં પ્રધાન રહે છે.

આપણે નવા નવા અને સુદૂરપરિણામી અનેક અખતરા આપણી સંસ્થાઓ દ્વારા શરૂ કર્યા છે. સંસ્થાઓનું જીવનશાસ્ત્ર ધીરે ધીરે હવે કેળવ્યે જ છૂટકો.

## અંધારામાંથી અજવાળામાં *

શરૂઆતમાં મારે કહી દેવું જોઈએ કે અહીં આવીને મેં ઘણું જાણ્યું છે અને મને સાંભળવાને પણ ઘણું મળ્યું છે. હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં મારે મારા

* સર્વ વિદ્યાલય, કડીના વિદ્યાર્થી સ્નેહસંમેલનના પ્રમુખ તરીકે આપેલું વ્યાખ્યાન, તા. ૪-૧૧-૨૮.

જ વિચારો સાંભળવા પડે છે તેથી કંટાળો આવે છે અને આંતરિક અસંતોષ પણ ઊપજે છે. અહીં આવ્યાનું મને સાર્થક લાગ્યું છે. કોઈને રોજ રોજ પોતાના વિચારો જ સાંભળવા પડે તેના જેવું બીજું દુ:ખ નથી. પણ અહીંયાં કાર્યકર્તાઓનું કામ તથા વિચારો સાંભળવાથી આનંદ પામ્યો છું. મેં શ્રી છગનભાનાં જેવાં ઉત્તમ તથા સારી શૈલીનાં વ્યાખ્યાનો ચારપાંચ જ સાંભળ્યાં હશે. તેથી તમોને હું પ્રથમ જ જણાવી દઉં કે તમારે વ્યાખ્યાનનું અનુકરણ કરવાનું મન થાય તો તે શૈલીનું જ કરશો. કારણ તે શૈલી સહેલી છે અને સાહિત્યમાંથી ઉત્પન્ન થયેલી નથી, પણ કેટલાયે વર્ષના નિ:સ્પૃહ કાર્યના પરિણામે સ્વત: વહેનારી છે. તેઓએ સરળ રીતે બતાવી આપ્યું છે કે જો આપણે યોગ્ય કેળવણી નહીં લઈએ તો કડી પ્રાંતની ૨૯,૦૦,૦૦૦ ઓગણત્રીસ લાખ વીઘાં જમીન ખોઈ બેસીશું. આપણે જો કમિશન બેસાડી તપાસ કરીશું તો જરૂર ખાતરી થશે કે બેકારી ભણેલાઓ માટે છે. તેઓને જ નોકરી મળતી નથી. તેઓમાં હાડમારી વિશેષ છે, કારણ તેઓને અપાયેલી કેળવણી ઉદ્યોગ સિવાય નિષ્પ્રાણ છે. કેળવણીમાં ઉદ્યોગને સ્વીકાર્યા વગર છૂટકો જ નથી. ઉદ્યોગવાળી કેળવણી હોય તો હાડમારી ન હોય. આધુનિક કેળવણીથી કેટલાક મૂઠીભર માણસોને જ નોકરી મળે છે પણ તે પુરુષાર્થ ખોઈ બેસે છે. પેન્શન માટે પોતાના શરીરને, મનને અને આત્માને વેચે છે, એ આપણે નહીં ભૂલી જઈએ. જો એવી કેળવણી વધારવામાં આવશે તો આપણે ધરતીમાતાને ખોઈ બેસીશું, એટલું જ્ઞાન જે માણસમાં આવે તે માણસ કહેવાય. આજની કેળવણીના પરિણામે પરાવલંબન ખૂબ વધી ગયું છે. સુતારના હથિયારના હાથા પણ પરદેશથી આવે છે. અને કેટલાંક કુટુંબો મરચાં, રાઈ, મીઠું પણ વિલાયતથી મગાવેલું ખાય છે. આજે સ્વરાજ માગનાર ઘણા છે પણ તેને માટે જરૂરી શક્તિ તેઓમાં નથી, તેથી તે મળે તોપણ ભોગવી શકવાના નથી.

શ્રી છગનભાને સમાજ ઉપર ખૂબ વિશ્વાસ છે. ખરી રીતે સમાજની દાનત બગડી જ નથી. સ્વરાજ તો તૈયાર છે પણ આપણે લેવા તૈયાર નથી. ખરેખર પંદર રૂપિયાની મૂડી ઉપર આવડા મોટા મકાનનો પાયો ખોદવા બેસે એવા માણસો કેટલા છે? મૂડી હોય તો ઘણાયે કરે. ખરી રીતે પૈસા એ મૂડી નથી, પણ તપશ્ચર્યા એ જ મૂડી છે. આ સંસ્થાની પાસે પૈસા નથી તથા તેને માથે દેવું નથી એ ઘણું જ સારું છે. હું તો એવો આશીર્વાદ આપું કે તેને રાખી મૂકવા જેટલા વધારે પૈસા ન મળો. કારણ એ જ કે વધારેના પૈસા ઉપયોગ વિના પડી રહી સંસ્થાને બગાડે છે. પૈસા એ તો નજીવી વસ્તુ છે, ખરી કિંમત માણસની છે.

"મારાથી બની શકે તો છોકરાઓની કેળવણી બંધ કરી હું કન્યાકેળવણી શરૂ કરું." એ છગનભાના વાક્યમાં સાચે જ ઊંડી ધગશ છે. તેઓ છોકરાઓનો દ્વેષ નથી કરતા. પણ તેઓ જાણે છે કે બહેનોમાં ઘણી શક્તિ છે. બહેનોએ હજી સીતાસાવિત્રીનો આદર્શ છોડ્યો નથી. તેઓ અત્યારની અજ્ઞાન અવસ્થાને લીધે સ્વરાજ, ખાદી અને સ્વદેશસુધારણાના કાર્યમાં આડે આવે છે એટલે સ્ત્રીઓને

યોગ્ય કેળવણી આપવાની જરૂર છે.

સ્વરાજ મળ્યા પછી પણ આપણે આપણા સમાજ સાથે મોટી લડત ઉઠાવવી પડશે. અંગ્રેજો તો ૩૦થી ૪૦ લાખ હશે. પણ હિંદુસ્તાનનાં કુટુંબો ૧૧ કરોડ ગણાય. એવડા મોટા દેશમાં કેળવણી વ્યાપક કરવાને બહુ જ મહેનત કરવાની જરૂર છે. તે આપણે યુવાન અને ઘરડાનો ભેદ ટાળીને સિદ્ધ કરી શકીશું. ઘરડાઓનો પણ દ્વેષ કરવાની જરૂર નથી. તેઓની નિંદા કરી આપણે આગળ જઈ શકવાના નથી. આપણે તો તેઓના જૂના વિચારોને છોડી દેવાના છે, તેમ છતાં તેમની તરફ સંપૂર્ણ આદર રાખવાનો છે. જે સમાજ ઘરડાઓની સેવા નથી કરતો તે સમાજ જલદીથી સડી જાય છે. છગનભા ઘરડા થઈ ગયા છે એટલે તેમની જગા કોઈ લેશે કે નહીં એ શંકા અસ્થાને છે, કારણ એક વાર વ્યક્તિ નિર્વંશ જાય છે પણ સાધુના અખાડાઓનો વંશ જતો નથી. ફક્ત તેઓમાં સ્વચ્છંદ, પાપ, દંભ, તથા ભોગવિલાસ આવી જાય તો તે બગડી જાય છે. અમદાવાદની બોર્ડિંગે ૫૦ કરતાં વધારે વિદ્યાર્થી દાખલ ન કરવા એ નિયમ કર્યો તે સારું જ થયું. કારણ તે સિવાય સંસ્થા ઊભી ન થાત. એક જ ઠેકાણે ઘણા વિદ્યાર્થીઓ કેળવણી લે તેના કરતાં ઘણે ઠેકાણે થોડા થોડા વિદ્યાર્થીઓ તે લે એ ઉત્તમ છે. આ સંસ્થામાં ઘણી સંખ્યા થાય તો મુખ્ય ગામડાંઓની મધ્યમાં તેની શાખા કાઢવાનું સૂચવ્યું અને સંપત્તિનું વહેણ જે ગામડાંઓમાંથી શહેરમાં, શહેરમાંથી બંદરમાં અને બંદરોમાંથી પરદેશ જાય છે, તેને હું ઉલટાવી દઉં. એટલે કે સંપત્તિને શહેરમાંથી ગામડાંમાં જતી કરું.

સંસ્થાને મૅટ્રિકનું ધ્યેય છે, તેથી તે અસહકારી નથી જ એમ ન કહી શકાય. માંદો માણસ સાજો થાય ત્યારે ઓછો શક્તિમાન હોય છે. પણ ધીમે ધીમે તે શક્તિ પ્રાપ્ત કરતો રહે છે. ત્યારે સાજો માણસ રોગવશ થતાં દિવસે દિવસે નબળો પડતો જાય છે. પરિણામે મૃત્યુને પ્રાપ્ત કરે છે. એક અંધારામાંથી પ્રકાશમાં જાય છે અને બીજો પ્રકાશમાંથી અંધારામાં જાય છે. આ સંસ્થા અંધારામાંથી પ્રકાશ તરફ પ્રયાણ કરી રહી છે.

ઔદ્યોગિક કેળવણી એ કેળવણીનું એક અંગ નથી પણ સર્વસ્વ છે. તેમાં બધુંયે આવી ગયું. અક્ષરકેળવણી પાછળ ગાંડા ન બનતા. ઔદ્યોગિક કેળવણીના પરિણામે માણસનામાં એટલી હિંમત આવે છે કે 'મારું માથું ઉડાવી શકો પણ નમાવી ન શકો.' એમ એ કહી શકે છે. ભાષા એ તો એક સાધન છે. મુખ્ય સાધન ઉદ્યોગ જ છે. ઉદ્યોગથી પ્રજા પગભર થાય છે. અને એવા રાષ્ટ્રીય ઉદ્યોગો પીંજણ, કાંતણ, વણાટ, સુથારી વગેરે અહીં દાખલ કરવા જોઈએ. તેથી ખેડૂતો હિંમતવાન, સુદૃઢ અને બુદ્ધિમાન થશે.

સંસ્થા પૈસા વિના પણ પૈસાદાર છે. કેમ કે ઘણા સામાન્ય લોકો એના આશ્રયદાતા છે. એક જ માણસના પૈસાથી સંસ્થા બંધાઈ હોય તો તે નબળો

જ વિચારો સાંભળવા પડે છે તેથી કંટાળો આવે છે અને આંતરિક અસંતોષ પણ ઊપજે છે. અહીં આવ્યાનું મને સાર્થક લાગ્યું છે. કોઈને રોજ રોજ પોતાના વિચારો જ સાંભળવા પડે તેના જેવું બીજું દુ:ખ નથી. પણ અહીંયાં કાર્યકર્તાઓનું કામ તથા વિચારો સાંભળવાથી આનંદ પામ્યો છું. મેં શ્રી છગનભાનાં જેવાં ઉત્તમ તથા સારી શૈલીનાં વ્યાખ્યાનો ચારપાંચ જ સાંભળ્યાં હશે. તેથી તમોને હું પ્રથમ જ જણાવી દઉં કે તમારે વ્યાખ્યાનનું અનુકરણ કરવાનું મન થાય તો તે શૈલીનું જ કરશો. કારણ તે શૈલી સહેલી છે અને સાહિત્યમાંથી ઉત્પન્ન થયેલી નથી, પણ કેટલાયે વર્ષના નિ:સ્પૃહ કાર્યના પરિણામે સ્વત: વહેનારી છે. તેઓએ સરળ રીતે બતાવી આપ્યું છે કે જો આપણે યોગ્ય કેળવણી નહીં લઈએ તો કડી પ્રાંતની ૨૯,૦૦,૦૦૦ ઓગણત્રીસ લાખ વીઘાં જમીન ખોઈ બેસીશું. આપણે જો કમિશન બેસાડી તપાસ કરીશું તો જરૂર ખાતરી થશે કે બેકારી ભણેલાઓ માટે છે. તેઓને જ નોકરી મળતી નથી. તેઓમાં હાડમારી વિશેષ છે, કારણ તેઓને અપાયેલી કેળવણી ઉદ્યોગ સિવાય નિષ્પ્રાણ છે. કેળવણીમાં ઉદ્યોગને સ્વીકાર્યા વગર છૂટકો જ નથી. ઉદ્યોગવાળી કેળવણી હોય તો હાડમારી ન હોય. આધુનિક કેળવણીથી કેટલાક મૂઠીભર માણસોને જ નોકરી મળે છે પણ તે પુરુષાર્થ ખોઈ બેસે છે. પેન્શન માટે પોતાના શરીરને, મનને અને આત્માને વેચે છે, એ આપણે નહીં ભૂલી જઈએ. જો એવી કેળવણી વધારવામાં આવશે તો આપણે ધરતીમાતાને ખોઈ બેસીશું, એટલું જ્ઞાન જે માણસમાં આવે તે માણસ કહેવાય. આજની કેળવણીના પરિણામે પરાવલંબન ખૂબ વધી ગયું છે. સુતારના હથિયારના હાથા પણ પરદેશથી આવે છે. અને કેટલાંક કુટુંબો મરચાં, રાઈ, મીઠું પણ વિલાયતથી મગાવેલું ખાય છે. આજે સ્વરાજ માગનાર ઘણા છે પણ તેને માટે જરૂરી શક્તિ તેઓમાં નથી, તેથી તે મળે તોપણ ભોગવી શકવાના નથી.

શ્રી છગનભાને સમાજ ઉપર ખૂબ વિશ્વાસ છે. ખરી રીતે સમાજની દાનત બગડી જ નથી. સ્વરાજ તો તૈયાર છે પણ આપણે લેવા તૈયાર નથી. ખરેખર પંદર રૂપિયાની મૂડી ઉપર આવડા મોટા મકાનનો પાયો ખોદવા બેસે એવા માણસો કેટલા છે? મૂડી હોય તો ઘણાયે કરે. ખરી રીતે પૈસા એ મૂડી નથી, પણ તપશ્ચર્યા એ જ મૂડી છે. આ સંસ્થાની પાસે પૈસા નથી તથા તેને માથે દેવું નથી એ ઘણું જ સારું છે. હું તો એવો આશીર્વાદ આપું કે તેને રાખી મૂકવા જેટલા વધારે પૈસા ન મળો. કારણ એ જ કે વધારેના પૈસા ઉપયોગ વિના પડી રહી સંસ્થાને બગાડે છે. પૈસા એ તો નજીવી વસ્તુ છે, ખરી કિંમત માણસની છે.

"મારાથી બની શકે તો છોકરાઓની કેળવણી બંધ કરી હું કન્યાકેળવણી શરૂ કરું." એ છગનભાના વાક્યમાં સાચે જ ઊંડી ધગશ છે. તેઓ છોકરાઓનો દ્વેષ નથી કરતા. પણ તેઓ જાણે છે કે બહેનોમાં ઘણી શક્તિ છે. બહેનોએ હજી સીતાસાવિત્રીનો આદર્શ છોડ્યો નથી. તેઓ અત્યારની અજ્ઞાન અવસ્થાને લીધે સ્વરાજ, ખાદી અને સ્વદેશસુધારણાના કાર્યમાં આડે આવે છે એટલે સ્ત્રીઓને

ગ્ય કેળવણી આપવાની જરૂર છે.

સ્વરાજ મળ્યા પછી પણ આપણે આપણા સમાજ સાથે મોટી લડત ઉઠાવવી ડશે. અંગ્રેજો તો ૩૦થી ૪૦ લાખ હશે. પણ હિંદુસ્તાનનાં કુટુંબો ૧૧ કરોડ ણાય. એવડા મોટા દેશમાં કેળવણી વ્યાપક કરવાને બહુ જ મહેનત કરવાની રૂર છે. તે આપણે યુવાન અને ઘરડાનો ભેદ ટાળીને સિદ્ધ કરી શકીશું. ઘરડાઓનો પણ દ્વેષ કરવાની જરૂર નથી. તેઓની નિંદા કરી આપણે આગળ જઈ કવાના નથી. આપણે તો તેઓના જૂના વિચારોને છોડી દેવાના છે, તેમ છતાં મની તરફ સંપૂર્ણ આદર રાખવાનો છે. જે સમાજ ઘરડાઓની સેવા નથી કરતો સમાજ જલદીથી સડી જાય છે. છગનભા ઘરડા થઈ ગયા છે એટલે તેમની જગા કોઈ લેશે કે નહીં એ શંકા અસ્થાને છે, કારણ એક વાર વ્યક્તિ નિર્વંશ ાય છે પણ સાધુના અખાડાઓનો વંશ જતો નથી. ફક્ત તેઓમાં સ્વચ્છંદ, ાપ, દંભ, તથા ભોગવિલાસ આવી જાય તો તે બગડી જાય છે. અમદાવાદની ોર્ડિંગે ૫૦ કરતાં વધારે વિદ્યાર્થી દાખલ ન કરવા એ નિયમ કર્યો તે સારું જ યું. કારણ તે સિવાય સંસ્થા ઊભી ન થાત. એક જ ઠેકાણે ઘણા વિદ્યાર્થીઓ ળવણી લે તેના કરતાં ઘણે ઠેકાણે થોડા થોડા વિદ્યાર્થીઓ તે લે એ ઉત્તમ છે. આ સંસ્થામાં ઘણી સંખ્યા થાય તો મુખ્ય ગામડાંઓની મધ્યમાં તેની શાખા કાઢવાનું સૂચવ્યું અને સંપત્તિનું વહેણ જે ગામડાંઓમાંથી શહેરમાં, શહેરમાંથી ંદરમાં અને બંદરોમાંથી પરદેશ જાય છે, તેને હું ઉલટાવી દઉં. એટલે કે સંપત્તિને શહેરમાંથી ગામડાંમાં જતી કરું.

સંસ્થાને મૅટ્રિકનું ધ્યેય છે, તેથી તે અસહકારી નથી જ એમ ન કહી શકાય. માંદો માણસ સાજો થાય ત્યારે ઓછો શક્તિમાન હોય છે. પણ ધીમે ધીમે તે શક્તિ પ્રાપ્ત કરતો રહે છે. ત્યારે સાજો માણસ રોગવશ થતાં દિવસે દિવસે નબળો પડતો જાય છે. પરિણામે મૃત્યુને પ્રાપ્ત કરે છે. એક અંધારામાંથી પ્રકાશમાં જાય છે અને બીજો પ્રકાશમાંથી અંધારામાં જાય છે. આ સંસ્થા અંધારામાંથી પ્રકાશ તરફ, પ્રયાણ કરી રહી છે.

ઔદ્યોગિક કેળવણી એ કેળવણીનું એક અંગ નથી પણ સર્વસ્વ છે. તેમાં બધુંયે આવી ગયું. અક્ષરકેળવણી પાછળ ગાંડા ન બનતા. ઔદ્યોગિક કેળવણીના પરિણામે માણસનામાં એટલી હિંમત આવે છે કે 'મારું માથું ઉડાવી શકો પણ નમાવી ન શકો.' એમ એ કહી શકે છે. ભાષા એ તો એક સાધન છે. મુખ્ય સાધન ઉદ્યોગ જ છે. ઉદ્યોગથી પ્રજા પગભર થાય છે. અને એવા રાષ્ટ્રીય ઉદ્યોગો પીંજણ, કાંતણ, વણાટ, સુથારી વગેરે અહીં દાખલ કરવા જોઈએ. તેથી બેઠૂતો હિંમતવાન, સુદૃઢ અને બુદ્ધિમાન થશે.

સંસ્થા પૈસા વિના પણ પૈસાદાર છે. કેમ કે ઘણા સામાન્ય લોકો એના આશ્રયદાતા છે. એક જ માણસના પૈસાથી સંસ્થા બંધાઈ હોય તો તે નબળો પડયે સંસ્થા પણ નબળી પડશે. આ સંસ્થાનો પાયો પહાડના જેવો પહોળો છે.

તેમાં કેટલાયે ખેડૂતોનો ભાગ આવેલો છે. મિનારાની જેમ તેનું આયુષ્ય ટૂંકું નથી.

આ જમાનામાં દરેક કેળવણીની સંસ્થા એ એક એક સ્મૃતિકાર છે. તેની મારફતે જ સંસારસુધારો થવાનો. મૂઠીભર વિદ્યાર્થીઓ ભેગા થશે છતાંયે તેની અસર સમાજ પર થવાની જ. હું વિદ્યાર્થીઓમાં ઉદારતા અને ત્યાગવૃત્તિ આવે એવું ઇચ્છું છું. તમારી ત્યાગવૃત્તિથી તમે નબળાઓને — પતિતોને ઊંચે ચડાવવા પ્રયત્ન કરો અને તમારા હૃદયની ઉદારતામાં વધારો કરો. આ સંસ્થા દિનપ્રતિદિન વિશેષ સુદૃઢ બનો એટલું કહી વિરમું છું.

## માનસશાસ્ત્ર વિશે કેટલીએક નોંધો

એકાગ્રતા એટલે અનેક શક્તિઓ, અનેક વૃત્તિઓ, અને અનેક દૃષ્ટિઓને એક ઉદ્દેશ અને એક સાધન તરફ દોરવી. એકાગ્રતા ભુંગળી જેવી કે સોય જેવી નથી; પણ ગળણી જેવી છે. દૂરબીનના કાચ જેવી છે. એથી ઊલટી વિકિરણ શક્તિ છે. એની પણ જરૂર છે. દીવો પોતાનો પ્રકાશ એક કેન્દ્રમાંથી બધી દિશાએ ફેલાવે છે. તેમ બુદ્ધિઆદિ શકિતઓનો પ્રયોગ વિશ્વત: કરતાં આવડે એ જરૂરનું છે. આ શક્તિ અને એકાગ્રતા ભેગી થઈ કે પ્રતિભા જાગ્રત થવાની.

ક્રિયાશક્તિ : ક્રિયામાં કૌશલ ન હોય તો પ્રતિક્રિયા ઉત્પન્ન થાય જ. આપણે કૌશલને અભાવે ઘણી ક્રિયાશક્તિ વેડફી નાખીએ છીએ. માટે ક્રિયાશક્તિ સાથે પર્યવિક્ષણ (Circumspection) શક્તિ કેળવવી જોઈએ.

આપણી પ્રજામાં ક્રિયા ક્ષણજીવી અને અલ્પસંતોષી થાય છે એ દોષ ટાળવાના ઉપાય શોધી કાઢવા જોઈએ.

લાગણી અથવા ભાવના : પોતાની દયા ખાવાની વૃત્તિ, પોતાની જ લાગણી પ્રત્યે કોમળતા એ આ વિષયમાં મુખ્ય દોષો છે. આજકાલનાં બાળકોમાં આ દોષ વધતો જણાય છે. એનું મૂળ શોધવું જોઈએ. દયા, ક્ષમા, કારુણ્ય, ઉત્સાહ, વીર્ય, આનંદ, શુભેચ્છા, આ જાતની દૈવી લાગણીઓને આવકાર આપવો જોઈએ.

સ્મૃતિ : આ તો આપણું આર્યોનું મોટું ધન કહેવાય. વેદમાં મેધાને ઘણું મહત્ત્વ આપ્યું છે. અનુભવની સ્મૃતિ ન રહે તો ઉન્નતિ જ ન થાય. સ્મૃતિ એટલે અનુભવની બેંક. પણ આપણે સ્મૃતિને જે જડયું તે ખડકી મૂકવાની ઓરડી ન બનાવીએ. સારાસારવિવેક, શાશ્વતનશ્વરવિવેક, શુભાશુભવિવેક એ મુખ્ય વસ્તુ છે. એ વિવેક પછી જ સ્મૃતિને સ્થાન છે.

વિસ્મૃતિ પણ કેળવવાની હોય છે, એ કેટલા કેળવણીકારોના ધ્યાનમાં છે? અનુભવ પ્રગતિને પોષક પણ છે અને મારક પણ છે. અનુભવથી જ્યારે શોધકબુદ્ધિ મારી જાય છે, ઉત્સાહ ઉપર રાખ બાઝે છે, પૌરુષ ક્ષીણ થાય છે ત્યારે એ અનુભવ વિસ્મૃતિની નદીમાં ફેંકી દેવો જોઈએ.

છોકરાઓ ઉપર કુસંસ્કારો પડેલા હોય છે, બીકથી તેમનો આત્મા હણાયો હોય છે, કુટેવોનો એ દાસ બનેલો હોય છે, ખરાબ ભાષા એને મોઢે ચડેલી હોય છે તે વખતે વિસ્મૃતિ કેમ કેળવાય એ જ એક મોટો સવાલ દૃષ્ટિ આગળ ઊભો થાય છે. જૂના ઝઘડાઓ, કિન્નો અને વેર ભૂલવાની શક્તિને અભાવે માણસજાત શું ઓછી પીડાય છે?

ટેવનું બળ અથવા અભ્યાસ : આનો પણ ઉપર પ્રમાણે જ વિચાર કરવો ઘટે છે. ટેવથી કૌશલ વધે છે; પણ વિચાર ક્ષીણ થાય છે, પ્રગતિ અટકે છે. વચલો માર્ગ શોધવો રહ્યો.

મુખ્ય વસ્તુ એ છે કે કેળવણીકારોએ જીવન અને જીવનશાસ્ત્રમાં વારંવાર ખેડાણ કરવું જોઈએ, જેથી એના અંગપ્રત્યંગની પરીક્ષા થાય.

બુદ્ધિશક્તિ : ટાગોર કહે છે કે હિંદુસ્તાનમાં અબુદ્ધિનું સામ્રાજ્ય છે. એ વાત સાવ સાચી છે. શાસ્ત્રપ્રામાણ્ય, રૂઢિપરાયણતા, ક્ષીણ પુરુષાર્થ, પામર જિજીવિષા, અને વેતસવૃત્તિ (જબરદસ્ત આગળ નમવાની વૃત્તિ) આ બધા દોષોએ બુદ્ધિ-શક્તિ મારી નાખી છે. જોખમ ખેડવાની શક્તિ કેળવ્યા વગર બુદ્ધિશક્તિ વધવાની નથી. ફરીથી કહું છું— જોખમ ખેડવાની શકિત કેળવ્યા વગર બુદ્ધિશક્તિ ખીલવાની નથી. બુદ્ધિશક્તિની દૃષ્ટિએ હિંદુ સમાજના જુદા જુદા વર્ગો સમાન ભૂમિ ઉપર નથી. એટલે જ હિંદુ બુદ્ધિ ઉત્તુંગ અને ગંભીર હોવા છતાં ખરબચડી રહી છે. હિંદુસ્તાનમાં ભૌતિકશાસ્ત્રોનું અધ્યયન વધવું જોઈએ, જેથી બુદ્ધિશક્તિને જરા મુક્તક્ષેત્ર મળે અને બધિર થયેલી બુદ્ધિ કામ કરતી થાય.

પ્રેરણાનું સ્વરૂપ બરાબર તપાસેલું નહીં હોવાથી આજે તે ઇંદ્રજાળ અથવા જાદુ જેવી ગણાય છે. ત્રિગુણોને લીધે પ્રેરણા ત્રિવિધ છે.

# મૉન્ટીસોરી સંમેલનને

મૉન્ટીસોરી સંમેલન એ બાળકોના સ્વાતંત્ર્યનો વિજયદુંદુભિ છે.

જ્યાં સુધી હું સમજ્યો છું ત્યાં સુધી મૉન્ટીસોરી પદ્ધતિમાં સ્વાતંત્ર્ય, ધીરજ અને આત્મશ્રદ્ધા એ દૈવી વસ્તુઓનો કેળવણીમાં ઉપયોગ કરવાનો આગ્રહ છે. જે માનસશાસ્ત્ર પ્રકૃતિને ઓળખી, પરાપ્રકૃતિનું તંત્ર સમજી લઈ, આત્મવિકાસનો માર્ગ નક્કી કરે છે, તેનો જ અંતે વિજય છે.

તમારી પદ્ધતિ પાછળ જે સામાજિક આદર્શ છે તેમાં સ્વચ્છંદને સ્થાન નથી; પણ સ્વયંસ્ફૂર્તિ, સ્વાવલંબન, પરસ્પર સહકાર અને સહિષ્ણુતા છે એમ મને ભાસ્યું છે. તમારી પદ્ધતિમાં શિક્ષકને કેળવણી મળે છે અને વિદ્યાર્થીઓને વિકાસ-ને માટે અનુકૂળ વાતાવરણ મળે છે એ જોઈ મારી તમારા અખતરા ઉપરા શ્રદ્ધા બેઠી.

# શિક્ષાની પ્રથા

નિશાળોમાં શિક્ષા વગર ચલાવાય કે નહીં એ સવાલ ઘણો મહત્ત્વનો છે. બધા દેશોમાં એની ચર્ચા પણ ખૂબ થઈ છે. નિશાળોમાંથી શિક્ષાનું તત્ત્વ કાઢી નાખવા તરફ બધે જ વલણ છે. છતાં ઘણે ઠેકાણે શિક્ષકો કહે છે, કંઈક શિક્ષા રાખ્યા વગર અમારું ચાલે એમ નથી. વિદ્યાર્થીઓ વર્ગનો વિષય સમજે નહીં તો તેને મારીને સમજાવવો, મારવાથી બુદ્ધિ સતેજ થાય છે, ધ્યાન એકાગ્ર થાય છે, એમ માનનારા શિક્ષકો હવે રહ્યા નથી. વિદ્યાર્થી પાઠ તરફ ધ્યાન ન આપતો હોય તો શિક્ષકે વર્ગનું વાતાવરણ ફેરવવું જોઈએ, પોતાનો વિષય વધારે રસિક બનાવવો જોઈએ, અને જરૂર પડે તો વિષય બદલવો કે મુલતવી રાખવો જોઈએ, એ ફરજ શિક્ષકો હવે સ્વીકારતા થયા છે. માણસમાત્રનું મન ચંચળ હોય છે, સ્વચ્છંદી હોય છે, મનસ્વી તો હોય જ છે. એવા મનને એકાગ્ર કરવા માટે શો ઉપાય યોજવો એ માણસ આગળનો મોટામાં મોટો સવાલ છે. બાળકોનું મન તો બહુ જ ચંચળ હોય છે. પક્ષીઓ જેમ એક ડાળ પરથી બીજી ડાળ પર કૂદે છે તેમ બાલમાનસ પણ કૂદવામાં જ આનંદ માને છે. તેથી ચંચળ વૃત્તિવાળા છોકરાઓને વિહંગબુદ્ધિ (Bird-witted) કહે છે. એવી બુદ્ધિને એકાગ્ર કેમ કરવી એ કેળવણીનો મોટો સવાલ છે.

આ સવાલનો પૂરતો ઉકેલ નહીં આવવાથી અને એ દિશામાં થયેલા અનેક નિષ્ફળ અને અત્યાચારી પ્રયત્નો જોઈ કવિશ્રી રવીન્દ્રનાથ ઠાકુરે જાહેર કર્યું છે કે 'એકાગ્ર કરવાનો પ્રયત્ન મિથ્યા છે, અનિષ્ટ છે. મન અનંત દિશામાં દોડે એ જ કુદરતને પસંદ છે. એ જ કેળવણીનું સરસ સાધન છે.' પણ કવિવરના આવા ચુકાદા સાંભળીને શિક્ષકો બાળકોની ચિત્તવૃત્તિ એકાગ્ર કરવાનો પ્રયત્ન થોડો જ છોડવાના હતા ? પણ બધાએ એટલું તો કબૂલ રાખ્યું છે કે મારીને કે બીજી સજા કરીને બાળકોનું મન એકાગ્ર કરવું એ પ્રયત્ન મિથ્યા છે, ઘાતકી છે. એવા પ્રયત્નથી એટલે કે બીકનો માર્યો વિદ્યાર્થી, વર્ગના વિષય તરફ ધ્યાન આપતો હશે, પણ બીકણ બનાવેલી બુદ્ધિ વિષયના હાર્દ સુધી તો પહોંચી ન જ શકે. મારથી બુદ્ધિ અથવા અવધાન વિકૃત થાય છે, મસાલો ખાઈ ખાઈને બગડેલી હોજરીની પેઠે એ ઠોઠ થાય છે, અને મારને લીધે બધી જ શુભ ભાવનાઓ સંકુચિત થાય છે અથવા વણસી જાય છે. એને લીધે આપણે સમજી શકીએ એથી વધારે ખરાબ અસર બાળમન ઉપર થઈ જાય છે. અનેક જાતની કુટેવો, રોગો અને વ્યસનો વિદ્યાર્થીઓમાં પેસી જાય છે. બહાદુરી તો કેળવાતી નથી. ક્રૂરતા અને બેપરવાઈ માત્ર કેળવાય છે. માર, બીક, પજવણી, જુલમ, બેદરકારી, ક્રૂરતા

એ જ જિંદગીનો નિયમ છે એવી માન્યતા બાળકના મનમાં પેસી જાય છે, અને એ સિદ્ધાંતો ઉપર જ તે પોતાની જીવનની ફિલસૂફી ઘડી કાઢે છે. સાસુની પજવણીમાં ઊછરેલી વહુ જેમ પોતે સાસુ થાય ત્યારે વઢકણી સાસુ બની જાય છે તેમ મારના વાતાવરણમાં ઊછરેલો છોકરો મોટો થાય ત્યારે ઘણી વાર દુનિયા પર ભસ્યા જ કરે છે.

દેશમાં જે બીકણપણું અને ગુલામી ફેલાય છે તેનો કંઈક હિસ્સો નિશાળોમાં મરાતા મારને આભારી છે એ વિશે શંકા નથી.

માર મારીને અથવા શરીરનું અને મનનું અપમાન કરીને બુદ્ધિ એકાગ્ર કે સતેજ કરવાનો પ્રયત્ન જંગલી છે, નામર્દાઈનો છે, એટલું તો લોકો અને શિક્ષકો સમજતા થયા છે એમ કહી શકાય. પણ બુદ્ધિની એકાગ્રતા એ સજાનો એક માત્ર ઉદ્દેશ નથી હોતો. છોકરાંઓ કહ્યું માને નહીં ત્યારે જ શિક્ષકો મોટે ભાગે ચિડાઈને પોતાની પ્રતિષ્ઠા જાળવવા ખાતર માર મારે છે. શાળા એ મહેતાજીનું રાજ્ય. ત્યાં તેની આણ ન વર્તતી હોય તો ત્યાં તેનાથી કેમ રહ્યું જાય? જે જંગલી ઝનૂનથી સરકારો પ્રજાને દબાવે છે અથવા પશુપાળ પશુઓને વશ રાખે છે તે જ ઝનૂનથી શિક્ષકો પણ વિદ્યાર્થીઓ પર દોર ચલાવે છે. આવી સ્થિતિમાં શિક્ષકો જો જરા પણ વિચાર કરે તો જોશે કે વિદ્યાર્થીઓને સજાની બીકથી આજ્ઞાંકિત રાખવા એમાં આપણી નબળાઈ, નાલાયકી અને નિષ્ફળતા જ છે. પ્રેમ અને આદરથી છોકરાઓ પર જે પ્રભુત્વ મેળવવું જોઈએ તે બીક બતાવીને મેળવવા જતાં શિક્ષકની પદવી અપમાનિત થાય છે એ તેઓ જોતા નથી.

પણ આ દોષ એકલા શિક્ષકોનો નથી. સમાજમાં બધે જ તે દોષ છે. સરકારો બીક બતાવીને પ્રજાને આજ્ઞાધારક બનાવે છે. કોર્ટો બીક બતાવીને પોતાનું સ્વમાન જાળવે છે. પતિઓ અને સાસુઓ વહુને બીક બતાવી તેની વફાદારી મેળવવા મથે છે ત્યાં શિક્ષકો જ પાછી પાની કેમ કરે? તેમને પણ હકૂમત તો જોઈએને?

આ દિશામાં પણ સમાજ કરતાં શિક્ષકવર્ગ કંઈક સુધર્યો છે અને બીકથી કેળવાતી વફાદારી જતી કરવા તૈયાર થયો છે. શિક્ષકનું પોતાનું સંસ્કારી અને નિયમબદ્ધ જીવન, વિદ્યાર્થીઓ પ્રત્યેનો તેનો વેવલાઈરહિત શુદ્ધ પ્રેમ, વિદ્યાર્થીના જ હિતનો વિચાર કરવાની નિર્મળ વૃત્તિ, અને કયે વખતે શું કહેવું એ સમજવાની વ્યવહારકુશળતા, એટલા ગુણો જ્યાં હોય ત્યાં તોફાની વિદ્યાર્થીઓ પણ શિક્ષકની ઇચ્છા જાણવાને ઇંતેજાર હોય છે અને તે અમલમાં મૂકવાનો ઉત્સાહ પણ ધરાવે છે. આ રસ્તે મેળવેલું પ્રભુત્વ એ જ શિક્ષણનો પરમ આનંદ હોય છે: એમાં જ તેની શકિત રહેલી છે, અને એ જ રીતે તે સમાજનેતા બને છે.

કેટલાક શિક્ષકો કહે છે, ‘હા, શિક્ષક પ્રભાવશાળી હોય તો આ બધું બની શકે. પણ બધા શિક્ષકો કંઈ એવા નથી હોતા. બીજાઓએ તો સજાનો આધાર લીધે જ છૂટકો.’ શિક્ષક પ્રભાવશાળી ન હોય ત્યારે શું કરવું એ સવાલ સ્વતંત્ર

છે. પણ શિક્ષકે એટલું તો જાણવું જોઈએ કે સજાનો આધાર લીધે પણ ઉકેલ તો નથી જ આવતો. પ્રભાવનો અભાવ એ એક ખામી છે. એમાં સજા કરવાની નિષ્ફળ અને ઘાતકી વૃત્તિનો દોષ ઉમેરીએ એટલે દોષ બેવડો થયો. દોષમાં દોષ ઉમેરવાથી ગુણ પેદા નથી થતો. હું વિદ્યાર્થીઓ પર પ્રભાવ ન પાડી શકું તો એને માટે મારે ખમવું જોઈએ. વિદ્યાર્થીઓ ખમે એ ન્યાય ક્યાંનો ? મારા અનેક સ્વાભાવિક દોષો વિદ્યાર્થીઓ દરગુજર કરે છે એ શું ઓછું છે ?

ચિડાઈને મારવું અથવા પ્રભાવ પાડવા ખાતર મારવું એમાં ન્યાય નથી, વિદ્યાર્થીઓનું ભલું નથી, એ પણ હવે શિક્ષકો સમજતા થયા છે. શિક્ષકો હવે એટલો તો વિચાર કરે છે કે મારા પ્રભાવથી જો વર્ગમાં વ્યવસ્થા રાખી ન શકું તો વ્યવસ્થા વગર જ ચલાવીશ, પણ વિદ્યાર્થીઓને મારીશ તો નહીં જ. અહીં એક સવાલ ઊઠે છે. કોઈ અસાધારણ તોફાની છોકરો આખા વર્ગને હેરાન કરતો હોય તો વર્ગનું નુકસાન થવા દેવું ? હરગિજ નહીં. એવા છોકરાને વર્ગ બહાર કાઢવો એ જ યોગ્ય છે. શિક્ષકો પૂછે : 'ત્યારે એ સજા થઈ કે નહીં ?' ના એ સજા નથી. છોકરાને વર્ગ બહાર કાઢી આપણે વર્ગને રક્ષણ આપીએ છીએ. વર્ગના નિયમને નહીં અનુસરવાથી વર્ગનો લાભ લેવાનો હક પેલા છોકરાએ ખોયો છે. એને વર્ગ બહાર કાઢવો એ વ્યવસ્થા છે, સજા નથી. ઘણાખરા લોકો આ ભેદ જાણતા નથી, તેથી 'સરકાર નહીં હોય તો અરાજકતા થશે, સજા નહીં હોય તો શાળા નહીં ચાલે, બીક નહીં હોય તો છોકરાઓ વંઠી જશે,' એવા એવા ઉદ્‌ગારો સાંભળવામાં આવે છે. સજા કરવાની શકિતવાળી સરકાર વગર સમાજ જરૂર ચાલી શકે, વ્યવસ્થા વગર ન ચાલે.

છોકરાઓ જયારે એક જ ભૂલ ફરીફરીને કરતા હોય, અતિશય પ્રમાદી થયા હોય ત્યારે તેમની યાદદાસ્તને મદદ તરીકે તેમની કબૂલાત સંમતિ મેળવી સજા કરાય કે નહીં એવો સવાલ શિક્ષકો પૂછે છે. "લાગલાગટ આઠ દિવસ સુધી ચોપડી લાવતાં ભૂલનાર છોકરાને જો હું કહું, 'જોજે, મેં તને આઠ દિવસ સુધી ધીરજ રાખીને ક્ષમા કરી. તારી ભૂલવાની ટેવ જતી નથી. હવે તું જ કહે તને શી સજા કરું કે જેથી આવતી કાલે તું ન ભૂલે ?' અને છોકરો જવાબ આપે, 'હા, હવે સાચે જ હું સજાને લાયક થયો છું. મને તમે ત્રણ સોટી મારો.' અને પછી હું સજા કરું તો કંઈ વાંધો ખરો ?' વાંધો એટલો જ છે કે આ બધું વાતાવરણ કૃત્રિમ છે. સ્મરણશક્તિ સુધારવાના કે કેળવવાના શાસ્ત્રમાં ક્યાંયે લખ્યું નથી કે સોટી મારવાથી સ્મરણશક્ત વધે છે. છોકરાને તરત જ ચોપડી આણવા ઘેર મોકલી શકાય તો મોકલવો, અથવા બીજા જે યોગ્ય ઉપાયો હોય તે યોજવા. પણ તે ઉપાય કે ઇલાજ તરીકે, સજા તરીકે નહીં. છોકરો માંદો પડે એટલે આપણે તેને ભૂખ્યો રાખીએ છીએ અથવા ક્વિનાઈન આપીએ છીએ તે તેની સજા તરીકે નહીં પણ દવા તરીકે. દોષ અને સજા વચ્ચે કાર્યકારણસંબંધ નથી હોતો. રોગ અને દવા, દોષ અને તેનો ઇલાજ એ રીતે બે વચ્ચે કાર્યકારણ સંબંધ હોય

છે, કોર્ટની બેઈજ્જતી માટે સજા કરનાર ન્યાયાધીશ વિકારવશ હોય છે. પોતાના હકનો આગ્રહ રાખનાર, પ્રજાને દબાવી દેનાર સરકાર વિકારવશ હોય છે, સજા કરનાર શિક્ષક વિકારવશ હોય છે. નાસ્તિકોને બાળી નાખનાર (અ)ધર્મગુરુઓ વિકારવશ હોય છે. સજા પાછળ વિકાર હોય છે. સજાથી રોગ મટતો નથી, દોષ દૂર થતો નથી. વૈદ દવા આપે છે, કુદરત કાર્યકારણસંબંધનો અમલ કરે છે, કર્મનું ફળ મળે છે, એમાં સજા નથી હોતી. એમાં સ્વાભાવિક ઈલાજ હોય છે. એ ઈલાજ કરનાર વિકારવશ નથી હોતો, દયામય હોય છે; દયામય નહીં તો તટસ્થ તો હોય જ છે.

શિક્ષક એ અત્યંત કુશળ કારીગર હોવો જોઈએ. કુંભાર માટીમાં કામ કરે છે, સુતાર લાકડામાં કામ કરે છે, લુહાર લોઢાનું કામ કરે છે, સોની સોના પર કામ કરે છે, જ્યારે શિક્ષકને જીવતાંજાગતાં કુમળાં બાળકો સાથે કામ કરવાનું હોય છે. અમર આત્મા, સાર્વભૌમ મન અને તારાઓ કરતાં પણ વિવિધ એવી વૃત્તિઓ સાથે એનું કામ હોય છે. બાળકોની શારીરિક, માનસિક, સામાજિક બધી સ્થિતિને સમજીને એને ચડાવવાનું કામ શિક્ષકનું છે. બાલ્યકાળથી પુખ્ત યૌવન સુધીના જીવનનો તેને વિશાળ અને ઊંડો અનુભવ હોવો જોઈએ. સજા કરવી સહેલી છે, તેટલી જ તે નિરર્થક પણ છે. ઈલાજ કરવો એટલો સહેલો નથી, પણ સાચી કેળવણીનો રસ્તો એ જ દિશામાં છે. એટલે શિક્ષકના ધંધામાં વિદ્યાર્થીઓને સજા કરવાના કયા કયા પ્રસંગો આવે છે અને તે તે પ્રસંગે સજાને બદલે કયા કયા ઈલાજો અખત્યાર કરવા જેવા છે એ તપાસવું જોઈએ.

## ધાક કે ધીરજ?

વિદ્યાર્થી કેમે કર્યે વ્યાકરણના નિયમો સમજતો ન હતો; શિક્ષક પાસે મૂળે જ ધીરજ ઓછી, ત્યાં ઠોઠ વિદ્યાર્થી હાથ આવ્યો, સમજાવવાનો પ્રયત્ન કરવાથી કંઈ દહાડો વળે એમ શિક્ષકને ન લાગ્યું. એણે તરત સોટી ઉગામી. 'આટલું નથી સમજતો? જો મારા હાથમાં શું છે. હું કનડવા નથી માગતો એટલે આ સોટી રહેવા દીધી છે. નહીં તો તું તો આના જ લાગનો છે.'

શિક્ષકનો સોટીની શક્તિ પર અસાધારણ વિશ્વાસ હતો. પરિણામે સાચા શિક્ષક-ની કળા એનામાં પ્રગટ થઈ જ ન શકી. એક વાર સોટીની ટેવ પડી ગઈ એટલે બીજો કોઈ ઉપાય એ શા માટે અજમાવે? એ તો ઊલટો આપણને જ સમ-જાવવાનો કે સોટી વગર દહાડો વળવાનો નથી, તમે ગમે તે કરો.

એક દિવસ એક પિકેટર મળ્યા હતા. ગાંધીજી છૂટ્યા બાદ એમણે પિકેટિંગ છોડી દીધું હતું. 'તમે આજકાલ પિકેટિંગમાં કેમ નથી જતા? એક વરસની લડત-માં જ થાક્યા કે શું?' મેં પૂછ્યું.

'ના રે, વરસ ચાર વરસમાં થાકીએ એવા આપણે નથી. સ્વતંત્રતાનું ધ્યાન ધરીએ છીએ તે એક વરસમાં થાકવા માટે? અને હજી તાણ પડી છે જ ક્યાં? પણ ગાંધીજી છૂટ્યા અને એમણે કહ્યું કે પિકેટિંગ તો શાંત જ હોય, કેવળ સમજાવવા પૂરતું જ હોય. એવા પિકેટિંગમાં હું માનતો નથી. લોકોના હાસ્યપાત્ર થઈએ એટલું જ. શું તમે એમ માનો છો કે આ કાપડિયાઓ સમજાવ્યે સમજવાના હતા અને લાખો રૂપિયાની કમાણી જતી કરવાના હતા? પ્રજાશક્તિનો પરચો મળે એટલે એની મેળે સીધાસટ થઈ જવાના.'

'ત્યારે આ અહિંસક યુદ્ધમાં તમે ઊતર્યા જ શી રીતે? વિશ્વાસ ન હોય તો દૂરથી જ ફતેહ ઇચ્છીએ.'

'અમે માનીએ છીએ તે અહિંસા જુદી. કોઈને પ્રત્યક્ષ મારીએ નહીં, કોઈનું લોહી ન કાઢીએ, તેનું ઘર ન બાળીએ, અથવા એને ક્યાંય ઉપાડી ન જઈએ. આટલું સાચવ્યું એટલે અમારી અહિંસા જળવાઈ. લોકોને આટલો વિશ્વાસ બેસે એટલે તેઓ પોલીસની કે લશ્કરની મદદ લેતાં પણ શરમાય. બાકી દબાણ અને બીક વગર દુનિયા કે'દી ચાલી હતી?'

'અને હવે?'

'હવે તો તમારા ગાંધીજી બહાર આવ્યા છે. દબાણની જરા સરખી બૂમ આવી કે બધું બંધ કરી દેશે, અથવા ઉપવાસ કરવા બેસશે. એ બ્રહ્મહત્યા માથે કોણ લે? એના કરતાં એમની હિલચાલમાંથી ખસી જઈએ એ જ સારું.'

'ખરેખર આ પણ લડતને તમારી ભારે મદદ છે. પ્રતિકૂળ વાતાવરણ ઊભું કરી ગાંધીજીને ગૂંગળાવી મારવા કરતાં એમની હિલચાલમાંથી ખસી જવું એમાં મોટી દયા રહેલી છે અને પ્રામાણિકતા પણ રહેલી છે. પણ આમ ખસી જવાની જરૂર છે કે નહીં એનો આપણે વિચાર કરીએ.'

'તમે પોતે ખાદી પહેરો છો કે નહીં?'

'હા, સાત વરસ થયાં જે ખાદી લીધી છે એ લીધી છે.'

'તે પહેલાં? કેમ કે ખાદીની હિલચાલ તો '૧૯ની સાલથી ચાલી છે કહેવાય.'

'તે પહેલાં ખાદી ગળે ઊતરી ન હતી. હું છડેચોક પરદેશી જ પહેરતો. હું તો પરદેશીમાંથી એકદમ ભૂસકો મારી ખાદી પર આવ્યો છું. મિલની યાંત્રિક દેશભક્તિનાં મનામણાં મારી પાસે ન મળે.'

'ત્યારે કોકના સમજાવ્યા તમે સમજ્યા હશો ને?'

'હા. જે ભાઈએ મને ખાદીની વાત સમજાવી તે એટલો પવિત્ર છે કે એની આગળ વગર ઇચ્છયે માથું નમે છે. હું 'ગુરુડમ' માં માનતો નથી એટલે એની પ્રત્યેનો ભક્તિભાવ પ્રગટ કરતાં પણ મને સંકોચ થાય છે. તેથી જ હું તમને એનું નામ પણ કહેતો નથી. પણ એવા માણસો હોય તો જોતજોતામાં બધા ખાદી પહેરતા થઈ જાય.'

'ત્યારે તમારા પર કોઈએ દબાણ કર્યું ન હતું. તમને કોઈએ ધાક બતાવી

હતી. તમને પરચો દેખાડવાનો કોઈએ પ્રયત્ન કર્યો ન હતો.'

'હું? અને ધાકને વશ થાઉં? આ ભવે તો એ બનવાનું નથી. મને કોઈ ાવવા જાય તો સામો જ થાઉં. વાત સીધી ગળે ઊતરે તો જ માનવી. મહાત્મા ે આવીને દબાવવા માગે તોયે હું દબાઈ ન જાઉં. હું છું જ એવો.'

'ત્યારે હવે આપણે તમારા કિસ્સાનો જ વિચાર કરીએ. પેલા ભાઈ, તેને ે ગુરુ તરીકે ઓળખાવવાની ના પાડો છો અને છતાં બીજી રીતે ઓળખાવી કતા નથી, તે દબાણ વગર તમને ખાદીભક્ત બનાવી શકે છે, અને તમે તેની ાત સમજી શકો છો અને કશા દબાણ વગર ખાદીના હિમાયતી બની શકો છો. ો એ જ વાતાવરણ સમાજમાં બધે કેમ ન પ્રવર્તે? તમે દબાણને વશ થવામાં ામોશી માનો છો. પણ તમારા જ દેશભાઈઓને દબાણથી મનાવવા કે નમાવવા માગો છો! તમે ડરની અસર તળે આવતા નથી એટલે સ્વરાજને લાયક છો, એમ જ ને? તો તમારા દેશભાઈઓ તમારા ડરથી ડરે એમ તમે શા માટે ઇચ્છો છો? એમાં તમે સ્વરાજની સેવા કરી કે અસેવા?'

'પણ લોકો એવા છે એને શું કરીએ? હું કંઈ દબાણમાં માનું છું એમ નથી. પણ દબાણ કર્યા વગર છૂટકો નહીં, એટલે લાચાર થઈએ છીએ.'

'એટલે તમે લોકો પર દબાણ કરી એમને સ્વરાજને લાયક બનાવો છો કે ગુલામીને? લોકો દબાણથી દબાઈ જતા હોય તો તમારી વચ્ચે ને સરકારના લોકો વચ્ચે પ્રજા પર ધાક બેસાડવાની હરીફાઈ જ ચાલવાની ને? તમે છૂટા છો, હાજર છો ત્યાં સુધી લોકો તમારાથી ડરે. તમે જેલમાં પુરાયા અથવા સરકારી અમલદારોએ અનહદ જુલમ કર્યો એટલે લોકો એમની વાત માની જાય.'

'પણ લોકો ક્યાં નથી જાણતા કે અમે એમના હિત માટે કરીએ છીએ? અમે એમનું ભલું ચાહીએ છીએ, સરકાર એમની શત્રુ છે.'

'એ વાત તો લોકો આજે દોઢસો વરસથી જાણે છે, પણ તેથી શો દહાડો વળવાનો હતો? લોકો નિર્ભય થાય એ જરૂરનું છે.'

'ત્યારે કેટલાં વરસ સુધી લોકોને સમજાવવા બેસીએ? આમ કંઈ લોકો સમજવાના હતા?'

'ત્યારે તમે શી રીતે સમજ્યા? તમારી નાત જુદી ને લોકોની નાત જુદી, એમ? નીડરતાની ટેક તમારામાં જ હોય, લોકોમાં હોવાની કશી જરૂર નથી, એમ? જેની પાસેથી તમે ખાદીની દીક્ષા લીધી તેની પાસેથી પ્રચારની પદ્ધતિ પણ કેમ ન લીધી?'

'એટલી ધીરજ કોને છે?'

અહીં મેં ઉપર વર્ણવેલા વ્યાકરણશિક્ષણની વાત કહી સંભળાવી.

'ત્યારે કેટલા દિવસ સુધી લોકોને ઉપદેશ કરતા ફરીએ?'

'તમે ધારો છો એના કરતાં ઘણા ઓછા દિવસમાં કામ પ

જ્યાં સુધી ધાકથી કામ લેવાની આપણને ટેવ છે ત્યાં સુ

'ના રે, વરસ ચાર વરસમાં થાકીએ એવા આપણે નથી. સ્વતંત્રતાનું ધ્યાન ધરીએ છીએ તે એક વરસમાં થાકવા માટે? અને હજી તાણ પડી છે જ ક્યાં? પણ ગાંધીજી છૂટયા અને એમણે કહ્યું કે પિકેટિંગ તો શાંત જ હોય, કેવળ સમજાવવા પૂરતું જ હોય. એવા પિકેટિંગમાં હું માનતો નથી. લોકોના હાસ્યપાત્ર થઈએ એટલું જ. શું તમે એમ માનો છો કે આ કાપડિયાઓ સમજાવ્યે સમજવાના હતા અને લાખો રૂપિયાની કમાણી જતી કરવાના હતા? પ્રજાશક્તિનો પરચો મળે એટલે એની મેળે સીધાસટ થઈ જવાના.'

'ત્યારે આ અહિંસક યુદ્ધમાં તમે ઊતર્યા જ શી રીતે? વિશ્વાસ ન હોય તો દૂરથી જ ફતેહ ઇચ્છીએ.'

'અમે માનીએ છીએ તે અહિંસા જુદી. કોઈને પ્રત્યક્ષ મારીએ નહીં, કોઈનું લોહી ન કાઢીએ, તેનું ઘર ન બાળીએ, અથવા એને ક્યાંય ઉપાડી ન જઈએ. આટલું સાચવ્યું એટલે અમારી અહિંસા જળવાઈ. લોકોને આટલો વિશ્વાસ બેસે એટલે તેઓ પોલીસની કે લશ્કરની મદદ લેતાં પણ શરમાય. બાકી દબાણ અને બીક વગર દુનિયા કે'દી ચાલી હતી?'

'અને હવે?'

'હવે તો તમારા ગાંધીજી બહાર આવ્યા છે. દબાણની જરા સરખી બૂમ આવી કે બધું બંધ કરી દેશે, અથવા ઉપવાસ કરવા બેસશે. એ બ્રહ્મહત્યા માથે કોણ લે? એના કરતાં એમની હિલચાલમાંથી ખસી જઈએ એ જ સારું.'

'ખરેખર આ પણ લડતને તમારી ભારે મદદ છે. પ્રતિકૂળ વાતાવરણ ઊભું કરી ગાંધીજીને ગૂંગળાવી મારવા કરતાં એમની હિલચાલમાંથી ખસી જવું એમાં મોટી દયા રહેલી છે અને પ્રામાણિકતા પણ રહેલી છે. પણ આમ ખસી જવાની જરૂર છે કે નહીં એનો આપણે વિચાર કરીએ.'

'તમે પોતે ખાદી પહેરો છો કે નહીં?'

'હા, સાત વરસ થયાં જે ખાદી લીધી છે એ લીધી છે.'

'તે પહેલાં? કેમ કે ખાદીની હિલચાલ તો '૧૯ની સાલથી ચાલી છે કહેવાય.'

'તે પહેલાં ખાદી ગળે ઊતરી ન હતી. હું છડેચોક પરદેશી જ પહેરતો. હું તો પરદેશીમાંથી એકદમ ભૂસકો મારી ખાદી પર આવ્યો છું. મિલની યાંત્રિક દેશભક્તિનાં મનામણાં મારી પાસે ન મળે.'

'ત્યારે કોકના સમજાવ્યા તમે સમજ્યા હશો ને?'

'હા. જે ભાઈએ મને ખાદીની વાત સમજાવી તે એટલો પવિત્ર છે કે એની આગળ વગર ઇચ્છ્યે માથું નમે છે. હું 'ગુરુડમ' માં માનતો નથી એટલે એની પ્રત્યેનો ભક્તિભાવ પ્રગટ કરતાં પણ મને સંકોચ થાય છે. તેથી જ હું તમને એનું નામ પણ કહેતો નથી. પણ એવા માણસો હોય તો જોતજોતામાં બધા ખાદી પહેરતા થઈ જાય.'

'ત્યારે તમારા પર કોઈએ દબાણ કર્યું ન હતું. તમને કોઈએ ધાક બતાવી

ન હતી. તમને પરચો દેખાડવાનો કોઈએ પ્રયત્ન કર્યો ન હતો.'

'હું? અને ધાકને વશ થાઉં? આ ભવે તો એ બનવાનું નથી. મને કોઈ દબાવવા જાય તો સામો જ થાઉં. વાત સીધી ગળે ઊતરે તો જ માનવી. મહાત્મા પોતે આવીને દબાવવા માગે તોયે હું દબાઈ ન જાઉં. હું છું જ એવો.'

'ત્યારે હવે આપણે તમારા કિસ્સાનો જ વિચાર કરીએ. પેલા ભાઈ, જેને તમે ગુરુ તરીકે ઓળખાવવાની ના પાડો છો અને છતાં બીજી રીતે ઓળખાવી શકતા નથી, તે દબાણ વગર તમને ખાદીભકત બનાવી શકે છે, અને તમે તેની વાત સમજી શકો છો અને કશા દબાણ વગર ખાદીના હિમાયતી બની શકો છો. તો એ જ વાતાવરણ સમાજમાં બધે કેમ ન પ્રવર્તે? તમે દબાણને વશ થવામાં નામોશી માનો છો. પણ તમારા જ દેશભાઈઓને દબાણથી મનાવવા કે નમાવવા માગો છો! તમે ડરની અસર તળે આવતા નથી એટલે સ્વરાજને લાયક છો, એમ જ ને? તો તમારા દેશભાઈઓ તમારા ડરથી ડરે એમ તમે શા માટે ઇચ્છો છો? એમાં તમે સ્વરાજની સેવા કરી કે અસેવા?'

'પણ લોકો એવા છે એને શું કરીએ? હું કંઈ દબાણમાં માનું છું એમ નથી. પણ દબાણ કર્યા વગર છૂટકો નહીં, એટલે લાચાર થઈએ છીએ.'

'એટલે તમે લોકો પર દબાણ કરી એમને સ્વરાજને લાયક બનાવો છો કે ગુલામીને? લોકો દબાણથી દબાઈ જતા હોય તો તમારી વચ્ચે ને સરકારના લોકો વચ્ચે પ્રજા પર ધાક બેસાડવાની હરીફાઈ જ ચાલવાની ને? તમે છૂટા છો, હાજર છો ત્યાં સુધી લોકો તમારાથી ડરે. તમે જેલમાં પુરાયા અથવા સરકારી અમલદારોએ અનહદ જુલમ કર્યો એટલે લોકો એમની વાત માની જાય.'

'પણ લોકો ક્યાં નથી જાણતા કે અમે એમના હિત માટે કરીએ છીએ? અમે એમનું ભલું ચાહીએ છીએ, સરકાર એમની શત્રુ છે.'

'એ વાત તો લોકો આજે દોઢસો વરસથી જાણે છે, પણ તેથી શો દહાડો વળવાનો હતો? લોકો નિર્ભય થાય એ જરૂરનું છે.'

'ત્યારે કેટલાં વરસ સુધી લોકોને સમજાવવા બેસીએ? આમ કંઈ લોકો સમજવાના હતા?'

'ત્યારે તમે શી રીતે સમજ્યા? તમારી નાત જુદી ને લોકોની નાત જુદી, એમ? નીડરતાની ટેક તમારામાં જ હોય, લોકોમાં હોવાની કશી જરૂર નથી, એમ? જેની પાસેથી તમે ખાદીની દીક્ષા લીધી તેની પાસેથી પ્રચારની પદ્ધતિ પણ કેમ ન લીધી?'

'એટલી ધીરજ કોને છે?'

અહીં મેં ઉપર વર્ણવેલા વ્યાકરણશિક્ષણની વાત કહી સંભળાવી.

'ત્યારે કેટલા દિવસ સુધી લોકોને ઉપદેશ કરતા ફરીએ?'

'તમે ધારો છો એના કરતાં ઘણા ઓછા દિવસમાં કામ પતી જાય એમ છે. જ્યાં સુધી ધાકથી કામ લેવાની આપણને ટેવ છે ત્યાં સુધી જેમ આપણામાં

'ના રે, વરસ ચાર વરસમાં થાકીએ એવા આપણે નથી. સ્વતંત્રતાનું ધ્યાન ધરીએ છીએ તે એક વરસમાં થાકવા માટે? અને હજી તાણ પડી છે જ ક્યાં? પણ ગાંધીજી છૂટ્યા અને એમણે કહ્યું કે પિકેટિંગ તો શાંત જ હોય, કેવળ સમજાવવા પૂરતું જ હોય. એવા પિકેટિંગમાં હું માનતો નથી. લોકોના હાસ્યપાત્ર થઈએ એટલું જ. શું તમે એમ માનો છો કે આ કાપડિયાઓ સમજાવ્યે સમજવાના હતા અને લાખો રૂપિયાની કમાણી જતી કરવાના હતા? પ્રજાશક્તિનો પરચો મળે એટલે એની મેળે સીધાસટ થઈ જવાના.'

'ત્યારે આ અહિંસક યુદ્ધમાં તમે ઊતર્યા જ શી રીતે? વિશ્વાસ ન હોય તો દૂરથી જ ફતેહ ઇચ્છીએ.'

'અમે માનીએ છીએ તે અહિંસા જુદી. કોઈને પ્રત્યક્ષ મારીએ નહીં, કોઈનું લોહી ન કાઢીએ, તેનું ઘર ન બાળીએ, અથવા એને ક્યાંય ઉપાડી ન જઈએ. આટલું સાચવ્યું એટલે અમારી અહિંસા જળવાઈ. લોકોને આટલો વિશ્વાસ બેસે એટલે તેઓ પોલીસની કે લશ્કરની મદદ લેતાં પણ શરમાય. બાકી દબાણ અને બીક વગર દુનિયા કે'દી ચાલી હતી?'

'અને હવે?'

'હવે તો તમારા ગાંધીજી બહાર આવ્યા છે. દબાણની જરા સરખી બૂમ આવી કે બધું બંધ કરી દેશે, અથવા ઉપવાસ કરવા બેસશે. એ બ્રહ્મહત્યા માથે કોણ લે? એના કરતાં એમની હિલચાલમાંથી ખસી જઈએ એ જ સારું.'

'ખરેખર આ પણ લડતને તમારી ભારે મદદ છે. પ્રતિકૂળ વાતાવરણ ઊભું કરી ગાંધીજીને ગૂંગળાવી મારવા કરતાં એમની હિલચાલમાંથી ખસી જવું એમાં મોટી દયા રહેલી છે અને પ્રામાણિકતા પણ રહેલી છે. પણ આમ ખસી જવાની જરૂર છે કે નહીં એનો આપણે વિચાર કરીએ.'

'તમે પોતે ખાદી પહેરો છો કે નહીં?'

'હા, સાત વરસ થયાં જે ખાદી લીધી છે એ લીધી છે.'

'તે પહેલાં? કેમ કે ખાદીની હિલચાલ તો '૧૯ની સાલથી ચાલી છે કહેવાય.'

'તે પહેલાં ખાદી ગળે ઊતરી ન હતી. હું છડેચોક પરદેશી જ પહેરતો. હું તો પરદેશીમાંથી એકદમ ભૂસકો મારી ખાદી પર આવ્યો છું. મિલની યાંત્રિક દેશભક્તિનાં મનામણાં મારી પાસે ન મળે.'

'ત્યારે કોકના સમજાવ્યા તમે સમજ્યા હશો ને?'

'હા. જે ભાઈએ મને ખાદીની વાત સમજાવી તે એટલો પવિત્ર છે કે એની આગળ વગર ઈચ્છ્યે માથું નમે છે. હું 'ગુરુડમ' માં માનતો નથી એટલે એની પ્રત્યેનો ભક્તિભાવ પ્રગટ કરતાં પણ મને સંકોચ થાય છે. તેથી જ હું તમને એનું નામ પણ કહેતો નથી. પણ એવા માણસો હોય તો જોતજોતામાં બધા ખાદી પહેરતા થઈ જાય.'

'ત્યારે તમારા પર કોઈએ દબાણ કર્યું ન હતું. તમને કોઈએ ધાક બતાવી

ન હતી. તમને પરચો દેખાડવાનો કોઈએ પ્રયત્ન કર્યો ન હતો.'

'હું? અને ધાકને વશ થાઉં? આ ભવે તો એ બનવાનું નથી. મને કોઈ દબાવવા જાય તો સામો જ થાઉં. વાત સીધી ગળે ઊતરે તો જ માનવી. મહાત્મા પોતે આવીને દબાવવા માગે તોયે હું દબાઈ ન જાઉં. હું છું જ એવો.'

'ત્યારે હવે આપણે તમારા કિસ્સાનો જ વિચાર કરીએ. પેલા ભાઈ, જેને તમે ગુરુ તરીકે ઓળખાવવાની ના પાડો છો અને છતાં બીજી રીતે ઓળખાવી શકતા નથી, તે દબાણ વગર તમને ખાદીભક્ત બનાવી શકે છે, અને તમે તેની વાત સમજી શકો છો અને કશા દબાણ વગર ખાદીના હિમાયતી બની શકો છો. તો એ જ વાતાવરણ સમાજમાં બધે કેમ ન પ્રવર્તે? તમે દબાણને વશ થવામાં નામોશી માનો છો. પણ તમારા જ દેશભાઈઓને દબાણથી મનાવવા કે નમાવવા માગો છો! તમે ડરની અસર તળે આવતા નથી એટલે સ્વરાજને લાયક છો, એમ જ ને? તો તમારા દેશભાઈઓ તમારા ડરથી ડરે એમ તમે શા માટે ઇચ્છો છો? એમાં તમે સ્વરાજની સેવા કરી કે અસેવા?'

'પણ લોકો એવા છે એને શું કરીએ? હું કંઈ દબાણમાં માનું છું એમ નથી. પણ દબાણ કર્યા વગર છૂટકો નહીં, એટલે લાચાર થઈએ છીએ.'

'એટલે તમે લોકો પર દબાણ કરી એમને સ્વરાજને લાયક બનાવો છો કે ગુલામીને? લોકો દબાણથી દબાઈ જતા હોય તો તમારી વચ્ચે ને સરકારના લોકો વચ્ચે પ્રજા પર ધાક બેસાડવાની હરીફાઈ જ ચાલવાની ને? તમે છૂટા છો, હાજર છો ત્યાં સુધી લોકો તમારાથી ડરે. તમે જેલમાં પુરાયા અથવા સરકારી અમલદારોએ અનહદ જુલમ કર્યો એટલે લોકો એમની વાત માની જાય.'

'પણ લોકો ક્યાં નથી જાણતા કે અમે એમના હિત માટે કરીએ છીએ? અમે એમનું ભલું ચાહીએ છીએ, સરકાર એમની શત્રુ છે.'

'એ વાત તો લોકો આજે દોઢસો વરસથી જાણે છે, પણ તેથી શો દહાડો વળવાનો હતો? લોકો નિર્ભય થાય એ જરૂરનું છે.'

'ત્યારે કેટલાં વરસ સુધી લોકોને સમજાવવા બેસીએ? આમ કંઈ લોકો સમજવાના હતા?'

'ત્યારે તમે શી રીતે સમજ્યા? તમારી નાત જુદી ને લોકોની નાત જુદી, એમ? નીડરતાની ટેક તમારામાં જ હોય, લોકોમાં હોવાની કશી જરૂર નથી, એમ? જેની પાસેથી તમે ખાદીની દીક્ષા લીધી તેની પાસેથી પ્રચારની પદ્ધતિ પણ કેમ ન લીધી?'

'એટલી ધીરજ કોને છે?'

અહીં મેં ઉપર વર્ણવેલા વ્યાકરણશિક્ષણની વાત કહી સંભળાવી.

'ત્યારે કેટલા દિવસ સુધી લોકોને ઉપદેશ કરતા ફરીએ?'

'તમે ધારો છો એના કરતાં ઘણા ઓછા દિવસમાં કામ પતી જાય એમ છે. જ્યાં સુધી ધાકથી કામ લેવાની આપણને ટેવ છે ત્યાં સુધી જેમ આપણામાં

સમજાવવાની શકિત આવતી નથી, તે જ રીતે જ્યાં સુધી ધાકનું વાતાવરણ છે ત્યાં સુધી લોકો સમજી પણ શકવાના નથી.'

'તમે તો કેળવણીકાર રહ્યા. તમારી પાસે એ શ્રદ્ધા ભલે હોય. અમે રાજદ્વારી કામ કરનારા લોકો. અમારે તો તડ અને ફડ ઉકેલ આણવો જોઈએ.'

'તડ અને ફડવાળા ઉપાયોથી તમે જેટલી મુશ્કેલીઓ દૂર કરો છો તેના કરતાં વધારે નવી મુશ્કેલીઓ ઊભી કરો છો, અને સ્વરાજનું વાતાવરણ વધુ ને વધુ બગાડો છો, એ તમારા ધ્યાનમાં આવે છે?'

'હા, આમ કોક વાર થાય છે ખરું. પણ એ દોષોનો ઉકેલ અમારા પછીનો જમાનો ભલે આણે. અમારે તરત સ્વતંત્ર થવું છે. જે ઉપાય હાથમાં આવે તે અમે અજમાવવાના.'

'પણ પાસે આવેલી સ્વતંત્રતા દૂર થાય એવા ઉપાયો તો નથી અજમાવવાના ને?'

'ના એને ઉપાય પણ કેમ કહેવાય?'

'તમારે જાણી લેવું જોઈએ કે જેને તમે કેળવણીકાર કહો છો એના રસ્તાનો તમારે અભ્યાસ કરવો પડશે. સત્યાગ્રહ એ પ્રજા કેળવણીનો એક ઉગ્ર રસ્તો છે. તમે જરા ધીરજ રાખશો અને લોકોને સમજાવવા બેસશો તો લોકો જરૂર સમજશે. શરૂઆતમાં ખૂબ મુશ્કેલી પડવાની છે એ હું કબૂલ કરું છું, કેમ કે લોકો તો ધાકથી ટેવાયા છે, ધાકથી જ સમજે છે. સ્વરાજને મારનાર કોઈ વસ્તુ હોય તો તે ધાક જ છે. એને તમે જેમ વધારો તેમ સ્વરાજ દૂર ને દૂર જવાનું છે. ઈશ્વરે આપણે માટે એવી સ્થિતિ રાખી જ નથી કે ધાકથી આપણે આ દેશમાં ફાવી જઈએ. મનુષ્યસમાજની રચના જેટલે દરજ્જે ધાક પર અવલંબે છે તેટલે દરજ્જે તે નબળી છે. સમાજવ્યવસ્થામાં ધાક, કેળવણીમાં ધાક, ધર્મમાં ધાક, જ્યાં જુઓ ત્યાં ધાક ધાક અને ધાક. એ સ્થિતિમાં સ્વરાજ મળે તોયે તેનો કાંઈ અર્થ નથી. થોડા વખત પહેલાં તમે જે ટેક બતાવી હતી કે ધાક બતાવીને કોઈ મારી પાસેથી કામ કરાવી ન શકે, કે વાત મનાવી ન શકે, એ જ ટેક જ્યારે હિંદુસ્તાનમાં બધાની, સ્ત્રીઓની અને પુરુષોની, બાળકોની અને અંત્યજોની, ગરીબોની અને શ્રીમંતોની, વાણિયાની અને ગરાસિયાની, મુસલમાનોની અને પારસીની, દેણદારની અને પઠાણની થશે ત્યારે જ હિંદુસ્તાનને સાચું સ્વરાજ મળશે. એને માટેની તૈયારી તે આપણું શાંત પિકેટિંગ છે.'

'તમે કહો છો એ વાત લાગે છે સાચી, પણ હજી વિશ્વાસ બેસતો નથી. ખેર, પણ આવતી કાલથી તમારી સાથે પિકેટિંગમાં આવીશ ખરો. અજમાવવામાં આપણું શું જાય છે?'

# શિક્ષણખાતાનું સ્વાતંત્ર્ય

'સરકાર' શબ્દનો વ્યાપક કે તાત્ત્વિક અર્થ ગમે તે હોય. સામાન્ય વ્યવહારમાં સરકાર એટલે અધિકાર ચલાવનાર અમલદારવર્ગ. આ વર્ગના હાથમાં જ અમલ કરવાની સત્તા હોય છે. આવી સત્તા ઉપર, પ્રજાહિતને માટે, જેટલે અંશે અંકુશ રાખવામાં આવે તેટલે અંશે તે રાજપદ્ધતિ સનદશીર અથવા બંધારણવાળી અને સુધરેલી ગણાય છે. સત્તાને અંકુશ ગમતો નથી એ દુનિયાનો અનુભવ છે, ઈતિહાસનો સાર છે; માટે પોતાના ઉપર રહેલા અંકુશ ઉપર જ પોતાનો અધિકાર જમાવવાનો પ્રયત્ન સત્તા હંમેશાં કરે છે. એમ જ્યારે બને ત્યારે તે સત્તાને આપખુદી સત્તા કહે છે. અંગ્રેજી રાજ્યબંધારણ જોતાં ત્યાંની સત્તા ઉપર ત્રણ અંકુશ છે:

(૧) પાર્લમેન્ટ. (૨) ન્યાય મંદિર અને (૩) લોકોની સ્વાતંત્ર્યવૃત્તિ. સરકારી સત્તા ગમે તેવું રૂપ પકડે તોપણ પ્રજાસમસ્તને જે પસંદ ન હોય તે ત્યાંના પ્રજાજન બિલકુલ ચાલવા દેતા નથી. પણ એ થયો લોકોનો સ્વભાવ. બંધારણ પ્રમાણે બે જ અંકુશ છે. પાર્લમેન્ટ અને ન્યાયાધીશો, ઇંગ્લંડના બંધારણ પ્રમાણે પાર્લમેન્ટના સભાસદો અને ન્યાયમંદિરના ન્યાયાધીશો અમુક બાબતમાં અધિકારી વર્ગના હાથ તળે આવતા નથી. પાર્લમેન્ટ અને ન્યાયમંદિરની એ સ્વતંત્રતા એ બ્રિટિશ સ્વાતંત્ર્યની ગૅરંટી છે. આપણા દેશમાંયે ધારાસભાના અને ન્યાયમંદિરના સભ્યો સ્વતંત્ર હોવા જોઈએ. એ ઉપરાંત જ્યાં સુધી અહીંનું રાજ્યતંત્ર રાષ્ટ્રીય થાય નહીં ત્યાં સુધી અને ત્યાર પછી પણ શિક્ષણની પ્રમુખ સંસ્થાના પ્રમુખોને અધિકારીવર્ગના દોરમાંથી મુક્ત કરવા જોઈએ. જ્યારે જ્યારે અધિકારીના મનમાં પ્રજાની વફાદારી વિશે શંકા ઉત્પન્ન થાય છે અથવા જ્યારે જ્યારે અધિકારીવર્ગને સ્વાતંત્ર્યપ્રિય પ્રજાની તેજસ્વિતા અસહ્ય થાય છે ત્યારે ત્યારે અધિકારી લોક શિક્ષણસંસ્થાના અધ્યાપકોની સ્થિતિ બહુ જ કફોડી કરી નાખે છે. અને પ્રજાને અને તરુણવર્ગને દબાવવાનું તેમને સાધન બનાવે છે. લશ્કરી કાયદાને નામે પંજાબમાં ગયે વર્ષે જે જુલમ થયો તેમાં કૉલેજના પ્રિન્સિપાલો અને વિદ્યાર્થીઓની શી દશા થઈ હતી તે બધા જાણે છે. સાચું જોતાં કૉલેજના અધ્યાપકો અને બીજા શિક્ષણશાસ્ત્રીઓ સમાજના સ્વાભાવિક નેતાઓ છે. રાષ્ટ્રીય સંસ્કૃતિમાં જે કાંઈ ઉચ્ચ હશે, તેના તેઓ પ્રતિનિધિ હોય છે. તેઓ સમાજવ્યવસ્થા અને રાજબંધારણનું રહસ્ય જાણે છે. અને સમાજના કલ્યાણની દૃષ્ટિથી બધા ન્યાયી કાયદાનું વફાદારીથી પાલન કરે છે. એવાઓનું અધિકારીવર્ગ દમન તે શું કરે? શું કરવા કરે? સરકારી અમલદાર કરતાં એવા અધ્યાપકો સમાજનું અને રાજ્યનું

હિત વધારે જાણે છે. તેમને સ્વતંત્ર રાખવા એ જ યોગ્ય છે. આવી રીતે અધ્યાપકોની સામાજિક પ્રતિષ્ઠા વધે ત્યારે સારામાં સારા લોકો અધ્યાપનનું કાર્ય કરવા તરફ પ્રવૃત્ત થાય; અને મળેલી સ્વતંત્રતાને લીધે જ તેમનામાં પોતાની જવાબદારીનું ભાન ઊંડું થાય. આ વિચાર નવો છે તેથી ઘણા લોકોને તે વિચિત્ર લાગશે; પણ જેટલો તે નવો છે તેટલો જ તે મહત્ત્વનો છે. માટે આપણા નેતાઓએ તે કેળવવો જોઈએ. પ્રાચીન કાળમાં ત્રિકાલજ્ઞ, સર્વલોકહિતતત્ત્વજ્ઞ, એવા ઋષિઓ અને કુલપતિઓ રાજદંડથી મુક્ત રહેતા, અને નિઃસ્પૃહ થઈને રાજ્યવ્યવસ્થા ઉપર છૂટથી ટીકા કરી શકતા હતા; એના આપણી પાસે અનેક દાખલાઓ છે. આર્યસંસ્કૃતિનો આદર્શ એ જ છે કે માણસ જેટલો વધારે જ્ઞાની અને સંયમી તેટલું તેનું સ્વાતંત્ર્ય વધારે.

## ક્રીડાંગણની ભાષા

પારકાંની સેવા લેવી એ કાંઈ જેવી તેવી વાત નથી. જે ઉદ્યમ કરે છે તે પ્રભુ બની જાય છે. ભાષાનું પણ એમ જ છે. વિચાર તમે ગમે તે ભાષા મારફત લો, પણ તમારાં છોકરાંને કેળવણી આપવા માટે અથવા તમારા વિચારો વ્યક્ત કરવા માટે જો તમે પારકી ભાષા વાપરશો તો તે જ તમારી — તમારા મગજ અને હૃદયની સ્વામિની થઈ બેસશે; અને તેમ થયું એટલે તમે આંતર્બાહ્ય દાસ જ થયા. સ્થાને-અસ્થાને અંગ્રેજી ભાષા વાપરીને આપણે આવું દાસ્ય, ઘણું વહોરી લીધું છે. આપણા ઉત્તમમાં ઉત્તમ વિચારો જો સ્વભાષામાં આપણે વ્યક્ત ન કરી શકીએ તો જેનાં મૂળ જમીનમાં ઊંડાં નથી ગયાં તેવા ઝાડના જેવી આપણી સ્થિતિ થાય. કેટલાક લોકો હંમેશાં અંગ્રેજીમાં જ બોલે છે. ભાઈને, પિતાને કે મિત્રને અંગ્રેજીમાં જ કાગળ લખે છે. એવા લોકો પોતાને હાથે દાસત્વને નોતરી લે છે. આવા દાસોની બીજી જાત બોલે છે તો ગુજરાતીમાં પણ એની અંદર દરેક વાક્યમાં અંગ્રેજી શબ્દોની રેલછેલ હોય છે. કેટલાંક વાક્યોમાં તો સર્વનામો પ્રત્યયો અને છું, હતો વગેરે ક્રિયાપદો માત્ર ગુજરાતી હોય છે. ત્રીજા વર્ગનો દાસ, જ્યારે જ્યારે હૃદયની લાગણી અથવા ભાવનાનો ઊભરો બતાવવો હોય ત્યારે અચૂક અંગ્રેજીમાં બોલી ઊઠે છે. હાઈસ્કૂલ અને કૉલેજના વિદ્યાર્થીઓમાં આ ખોડ પ્રથમ નિર્માણ થાય છે અને પછી અંગ્રેજી નહીં જાણનારાઓ પણ તેમનું અનુકરણ કરીને પોતાને ઘૃણાસ્પદ બનાવે છે. આ ટેવ આમ જ ચાલશે તો ગુજરાતી ભાષા દહાડે દહાડે ક્ષયરોગીની પેઠે લેવાતી જશે એટલું જ નહીં પણ સમાજની ખાનદાની પણ બગડતી જશે. આજનાં ક્રીડાંગણો ઉપર જઈને જુઓ. છોકરાઓ દેશી રમત રમતા હોય કે પરદેશી, 'આઉટ આઉટ,' 'ગેમ ગેમ,' 'વેલ ડન,' 'નો નો,' એવા

'જીત જીત' ન બોલી શકીએ? 'આઉટ આઉટ' કરતાં 'બાદ બાદ' ન વાપરી શકીએ? મૂઓ અથવા મરાયો આ આપણા જૂના શબ્દો તો છે જ. 'વેલ ડન'ને બદલે શાબાશ શાબાશ કહેવું શું ખોટું છે? 'હાઈજમ્પ,' 'લૉંગજમ્પ' જેવા કઢંગા અને નીરસ શબ્દો કરતાં હનુમાન કૂદકો (લૉંગજમ્પ), અંગદ કૂદકો (હાઈજમ્પ) એમ કહીએ તો કેવી મજા આવે? "ચાલો આપણે 'ટગ ઑફ વૉર' કરીએ" એમ બોલીએ તેના કરતાં 'ચાલો આપણે ગજગ્રાહ રમીએ' એમ કહીએ તો એની સાથે પૌરાણિક ભાવ ઉત્પન્ન થઈને જીવન તેટલું સમૃદ્ધ નહીં બને? સહેજ વિચાર કરીશું તો આવા ઘણા શબ્દો જડી આવશે. જ્યાં પ્રેમ છે ત્યાં માર્ગ છે.

## પાનાં કેમ ન રમાય?

[એક પત્ર]

પ્રિય...,

આ રહ્યો તારા સવાલનો જવાબ. રાંધેલું શુદ્ધ પૌષ્ટિક અન્ન જો કોઈ આમ-તેમ ફેંકી દે અથવા માટીમાં ભેળવી દે તો આપણે એવા માણસને શું કહીશું?

અન્ન માટીમાં નાખી દઈએ તો કંઈ નહીં તો કીડીમંકોડા કે બીજાં જીવડાં એને ખાઈ જાય. એટલે દરજ્જે એ અન્નનો ઉપયોગ થાય. પણ આપણે પોતાનો સમય, એટલે કે કીમતી જીવન, નકામા વ્યવસાયમાં વેડફી નાખીએ તો તે કેવડી હાનિ. આપણે વેડફી નાખેલા સમયનો બીજો પણ ઉપયોગ કરી શકતા નથી. એટલે એ આત્યંતિક હાનિ છે.

માણસ આખો દિવસ પોતાનું મન ગંભીર કામમાં નથી પરોવી શકતો. તેને આરામની — વિશ્રાન્તિની — તેમ જ વિનોદની આવશ્યકતા રહે છે, એ ખરું છે. એની સાથે એ પણ એટલું જ ખરું છે કે જિંદગીની એક પણ પળ વ્યર્થ ન ગુમાવી શકાય. દુનિયાનું દુ:ખ એવડું ભારે છે કે દરેક સમજુ માણસની જિંદગીની એકેએક ક્ષણ એ દુ:ખ દૂર કરવા જરૂરની છે. જ્ઞાનનું ક્ષેત્ર એટલું વિશાળ છે અને આપણું જીવન એટલું ટૂંકું છે કે જિંદગીની દરેક પળ જ્ઞાન-પ્રાપ્તિમાં અથવા એના ચિંતનમાં જવી જોઈએ. સાચો પુરુષાર્થ એટલે મોક્ષ. શાસ્ત્રો કહે છે કે મોક્ષ તો નરદેહમાં જ મળી શકે, એમ છે. અને નરદેહ તો ૮૪ લક્ષ યોનિનો ફેરો ફર્યા પછી મળવાનો એટલે માણસ તરીકેની આપણી જિંદગી કેટલી મહત્ત્વની છે!

જેમ આહાર એ શરીરરક્ષણ અને બળવૃદ્ધિને માટે છે તેમ આરામ અને વિનોદ આપણી શારીરિક તેમ જ માનસિક શક્તિ વધારવામાં કામ આવે તો જ તે યોગ્ય છે, નહીં તો બીજો આરામ હરામ છે. વિનોદ આપણી શુભવૃત્તિ અને

પ્રસન્નતા વધારે એવો હોવો જોઈએ. નિર્દોષ આનંદ લેવાથી મન પુષ્ટ થાય છે. પણ જે આનંદ મનને પવિત્ર કરતો નથી, ઉન્નત કરતો નથી અને સમાજને ઉપયુક્ત નથી તે નિર્દોષ ન કહેવાય.

કેટલાક લોકો માને છે કે એક કામમાં સ્મૃતિ (યાદદાસ્ત) કેળવીએ તો તે બધે કામ આવે છે. અનુભવ એવો થયો છે કે એ વાત સાચી નથી. ધોબી હજારો કપડાં બરોબર ઓળખી શકે છે. પણ તે કારણે બકરાંઘેટાં ઓળખવાની શક્તિ ભરવાડ કરતાં એને જલદી આવે એમ નથી. ગણિતશાસ્ત્રમાં એકાદ માણસ કુશળ થયો તો જ્યાં ગણિતની જરૂર છે તે કામ તે સહેલાઈથી અને ઉત્તમ કરી શકે. પણ ગણિતની હોશિયારી રમતમાં પણ કામ આવશે એમ માનવું ભૂલભરેલું છે. બુદ્ધિબળ કે શેતરંજ રમનાર માણસ એ કળાના જ્ઞાનથી ન તો સારો મુત્સદ્દી થાય કે ન થાય બાહોશ સેનાપતિ. મર્દાની રમતોથી, મેદાની રમતોથી શરીર અને બધી ઇંદ્રિયો કસાય છે. અને તેનો લાભ જીવનને મળે છે. પણ બેઠી રમતોમાં જે સ્મરણશક્તિ, અટકળશક્તિ અથવા લુચ્ચાઈ કેળવાય છે તેનો વ્યવહારમાં કશો જ ઉપયોગ થતો નથી. એમ તો શારીરિક શક્તિમાં પણ એક રીતે કેળવાયેલી શક્તિ બીજી રીતે કામમાં આવે છે જ એવી પણ ખાતરી નથી. સરકસમાં ઘોડા ઉપર અનેક રીતે બેસી બતાવનાર નટ લડાઈમાં સારો ઘોડેસવાર થાય છે એમ તો નહીં જ. બેઠી રમતોમાં ઈશ્વરે આત્માના તાબામાં આપેલા સમયનું અપમાન તો છે જ. પણ વખતનું શું કરવું એ જેને સૂઝતું નથી અને તેથી જે વખતને હાંકી કાઢવા પાનાં કે ગંજીફો રમે છે તેની અક્કલનું પણ દેવાળું નીકળ્યું છે એમ જાણવું.

બેઠી રમતથી કોઈ પણ સારા ગુણને પોષણ મળતું નથી. હરીફાઈ, સરસાઈ, ચોરી, જીદ, ઠગાઈ વગેરે ઊતરતી કોટીની વૃત્તિઓને ત્યાં પોષણ મળે છે. વ્યવહારમાં જે દોષોની માણસને શરમ લાગે તે જ દોષો આવી રમતોમાં બહાદુરી અથવા સફાઈને નામે ખપે છે.

કેટલાક કહે છે કે બેઠી રમતોમાં બુદ્ધિશક્તિ કસાય છે. તેમ હોય તો એ રમતના શોખીન ગણિત કે ભૂમિતિના દાખલા કેમ નથી ગણવા ઉત્સાહ બતાવતા? એમાં તો સાચો વિદ્યાનંદ, તર્કાનંદ, અનુમાનાનંદ અને જ્ઞાનાનંદ છે. પાનાં રમનારા કહે છે કે મગજ થાકી જાય છે ત્યારે અમે પાનાં રમીએ છીએ. એ બતાવે છે કે પાનાં રમવામાં મગજશક્તિ વધારવાની તાકાત નથી જ. અને પાનાં રમ્યા પછી મગજ તાજું થાય છે એવો પણ કોઈનો અનુભવ નથી. મગજની નવરાશ અથવા વખતનું પોલાણ ભરી કાઢવાનો કૂચો તેનું નામ પાનાંની રમત. રમતનું શાસ્ત્ર ચર્ચતાં મેં રમતનું નીચે પ્રમાણે વર્ગીકરણ કર્યું છે :




પુલ બાંધવાની, નહેરો ખોદવાની આવી બધી રમતો સહાયક છે. હુતુતુ, ખોખો, ગેડીદડા, ક્રિકેટ, ફુટબૉલ વગેરે રમતો લડાયક છે. બુદ્ધિબળ, વાઘબકરી બિલિયર્ડ વગેરે રમતો ચાતુર્યની ગણાય. જોકે આમાં સામા માણસની ભૂલનો લાભ લેવાનો જ ભાગ વધારે હોય છે. સોગઠાં, ગંજીફો વગેરે રમતોમાં ચાતુર્ય ભલે ગમે તેવું હોય પણ એમાં નસીબનો ભાગ મોટો હોય છે. નસીબની અજમાયશ કરવા માટે ચલાવેલી રમત, પછી તે ઘોડાની શરતો હોય કે પાનાં હોય, એ જૂગટું છે. અને ધર્મરાજે પોતાના અનુભવથી જાહેર કર્યું છે કે જૂગટું મોટામાં મોટું વ્યસન છે.

બેઠી રમતો રમનાર માણસને હું પાપી નથી ગણતો. પણ એ વખતનો દુરુપયોગ કરે છે એમ જરૂર કહું. એને પોતાના જીવનની કદર જ નથી. કેટલાક લોકો એમ માને છે કે ઑફિસમાં કે દુકાનમાં કે વર્કશૉપમાં આઠ-દસ કલાક બરાબર કામ કર્યું એટલે પોતે ઋણમાંથી મુક્ત થયા. બાકીનો વખત એ તો આપણો 'પૉકેટમની' છે, એનો હિસાબ આપવાપણું ન હોય. દસ કલાકની નોકરી પછીના વખતનો હિસાબ શેઠ ભલે ન માગે, રોજની પરેડ પછી સૈનિક શું કરે છે એની દરકાર સેનાપતિ ભલે ન રાખે, દર વર્ષે ઊંચે નંબરે પાસ થનાર છોકરો આખો વખત શું કરે છે એની ચિંતા બાપ ભલે ન રાખે. પણ સૌનો મોટો શેઠ સૌનો સેનાપતિ અને પરમ પિતા, ઊંઘનો, સ્વપ્નાનો, અને શેખચલ્લીના મનોરાજ્યનો પણ હિસાબ માગનાર બેઠો છે. દુકાનમાં બેસી વગર મહેનતે ધન કમાનાર અસંસ્કારી લોકો જ પાનાં રમે છે. કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓ પહેલું સત્ર પાનાં રમવા માટે જ છે એમ માને છે. કેટલાક ભલભલા સંન્યાસીને પણ પાનાં રમતા મેં જોયા છે. છતાં કોઈ દિવસ મને લાગ્યું નથી કે પાનાં રમવાં એ ક્ષમ્ય વસ્તુ છે. મેં પોતે પાનાં પાછળ બેએક મહિના બગાડ્યા છે. આખો દહાડો પાનાં રમું અને રાત્રે સ્વપ્નામાં પણ પાનાં જ હોય. એ બે મહિના દરમ્યાન પણ મને લાગ્યું ન હતું કે પાનાં રમવાં એ સારી વસ્તુ છે. મને પાનાં રમતાં આવડતાં નથી એ શરમ ધોઈ કાઢવા બે મહિના બગાડ્યાની કાયમની શરમ મેં વહોરી લીધી. પણ ત્યાર પછી પાનાંને હું અડ્યો નથી.

બાવન પાનાંની રમત કોણે અને ક્યારે શોધી કાઢી છે એ તમે જાણો છો?

પ્રસન્નતા વધારે એવો હોવો જોઈએ. નિર્દોષ આનંદ લેવાથી મન પુષ્ટ થાય છે. પણ જે આનંદ મનને પવિત્ર કરતો નથી, ઉન્નત કરતો નથી અને સમાજને ઉપયુક્ત નથી તે નિર્દોષ ન કહેવાય.

કેટલાક લોકો માને છે કે એક કામમાં સ્મૃતિ (યાદદાસ્ત) કેળવીએ તો તે બધે કામ આવે છે. અનુભવ એવો થયો છે કે એ વાત સાચી નથી. ધોબી હજારો કપડાં બરોબર ઓળખી શકે છે. પણ તે કારણે બકરાંઘેટાં ઓળખવાની શક્તિ ભરવાડ કરતાં એને જલદી આવે એમ નથી. ગણિતશાસ્ત્રમાં એકાદ માણસ કુશળ થયો તો જ્યાં ગણિતની જરૂર છે તે કામ તે સહેલાઈથી અને ઉત્તમ કરી શકે. પણ ગણિતની હોશિયારી રમતમાં પણ કામ આવશે એમ માનવું ભૂલભરેલું છે. બુદ્ધિબળ કે શેતરંજ રમનાર માણસ એ કળાના જ્ઞાનથી ન તો સારો મુત્સદ્દી થાય કે ન થાય બાહોશ સેનાપતિ. મર્દાની રમતોથી, મેદાની રમતોથી શરીર અને બધી ઇંદ્રિયો કસાય છે. અને તેનો લાભ જીવનને મળે છે. પણ બેઠી રમતોમાં જે સ્મરણશક્તિ, અટકળશક્તિ અથવા લુચ્ચાઈ કેળવાય છે તેનો વ્યવહારમાં કશો જ ઉપયોગ થતો નથી. એમ તો શારીરિક શક્તિમાં પણ એક રીતે કેળવાયેલી શક્તિ બીજી રીતે કામમાં આવે છે જ એવી પણ ખાતરી નથી. સરકસમાં ઘોડા ઉપર અનેક રીતે બેસી બતાવનાર નટ લડાઈમાં સારો ઘોડેસવાર થાય છે એમ તો નહીં જ. બેઠી રમતોમાં ઈશ્વરે આત્માના તાબામાં આપેલા સમયનું અપમાન તો છે જ. પણ વખતનું શું કરવું એ જેને સૂઝતું નથી અને તેથી જે વખતને હાંકી કાઢવા પાનાં કે ગંજીફો રમે છે તેની અક્કલનું પણ દેવાળું નીકળ્યું છે એમ જાણવું.

બેઠી રમતથી કોઈ પણ સારા ગુણને પોષણ મળતું નથી. હરીફાઈ, સરસાઈ, ચોરી, જીદ, ઠગાઈ વગેરે ઊતરતી કોટીની વૃત્તિઓને ત્યાં પોષણ મળે છે. વ્યવહારમાં જે દોષોની માણસને શરમ લાગે તે જ દોષો આવી રમતોમાં બહાદુરી અથવા સફાઈને નામે ખપે છે.

કેટલાક કહે છે કે બેઠી રમતોમાં બુદ્ધિશક્તિ કસાય છે. તેમ હોય તો એ રમતના શોખીન ગણિત કે ભૂમિતિના દાખલા કેમ નથી ગણવા ઉત્સાહ બતાવતા? એમાં તો સાચો વિદ્યાનંદ, તર્કાનંદ, અનુમાનાનંદ અને જ્ઞાનાનંદ છે. પાનાં રમનારા કહે છે કે મગજ થાકી જાય છે ત્યારે અમે પાનાં રમીએ છીએ. એ બતાવે છે કે પાનાં રમવામાં મગજશક્તિ વધારવાની તાકાત નથી જ. અને પાનાં રમ્યા પછી મગજ તાજું થાય છે એવો પણ કોઈનો અનુભવ નથી. મગજની નવરાશ અથવા વખતનું પોલાણ ભરી કાઢવાનો કૂચો તેનું નામ પાનાંની રમત. રમતનું શાસ્ત્ર ચર્ચતાં મેં રમતનું નીચે પ્રમાણે વર્ગીકરણ કર્યું છે :




પુલ બાંધવાની, નહેરો ખોદવાની આવી બધી રમતો સહાયક છે. હુતુતુ, ખોખો, ગેડીદડા, ક્રિકેટ, ફુટબૉલ વગેરે રમતો લડાયક છે. બુદ્ધિબળ, વાઘબકરી બિલિયર્ડ વગેરે રમતો ચાતુર્યની ગણાય. જોકે આમાં સામા માણસની ભૂલનો લાભ લેવાનો જ ભાગ વધારે હોય છે. સોગઠાં, ગંજીફો વગેરે રમતોમાં ચાતુર્ય ભલે ગમે તેવું હોય પણ એમાં નસીબનો ભાગ મોટો હોય છે. નસીબની અજમાયશ કરવા માટે ચલાવેલી રમત, પછી તે ઘોડાની શરતો હોય કે પાનાં હોય, એ જૂગટું છે. અને ધર્મરાજે પોતાના અનુભવથી જાહેર કર્યું છે કે જૂગટું મોટામાં મોટું વ્યસન છે.

બેઠી રમતો રમનાર માણસને હું પાપી નથી ગણતો. પણ એ વખતનો દુરુપયોગ કરે છે એમ જરૂર કહું. એને પોતાના જીવનની કદર જ નથી. કેટલાક લોકો એમ માને છે કે ઑફિસમાં કે દુકાનમાં કે વર્કશૉપમાં આઠ-દસ કલાક બરાબર કામ કર્યું એટલે પોતે ઋણમાંથી મુક્ત થયા. બાકીનો વખત એ તો આપણો 'પૉકેટમની' છે, એનો હિસાબ આપવાપણું ન હોય. દસ કલાકની નોકરી પછીના વખતનો હિસાબ શેઠ ભલે ન માગે, રોજની પરેડ પછી સૈનિક શું કરે છે એની દરકાર સેનાપતિ ભલે ન રાખે, દર વર્ષે ઊંચે નંબરે પાસ થનાર છોકરો આખો વખત શું કરે છે એની ચિંતા બાપ ભલે ન રાખે. પણ સૌનો મોટો શેઠ સૌનો સેનાપતિ અને પરમ પિતા, ઊંઘનો, સ્વપ્નાનો, અને શેખચલ્લીના મનોરાજ્યનો પણ હિસાબ માગનાર બેઠો છે. દુકાનમાં બેસી વગર મહેનતે ધન કમાનાર અસંસ્કારી લોકો જ પાનાં રમે છે. કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓ પહેલું સત્ર પાનાં રમવા માટે જ છે એમ માને છે. કેટલાક ભલભલા સંન્યાસીને પણ પાનાં રમતા મેં જોયા છે. છતાં કોઈ દિવસ મને લાગ્યું નથી કે પાનાં રમવાં એ ક્ષમ્ય વસ્તુ છે. મેં પોતે પાનાં પાછળ બેએક મહિના બગાડ્યા છે. આખો દહાડો પાનાં રમું અને રાત્રે સ્વપ્નામાં પણ પાનાં જ હોય. એ બે મહિના દરમ્યાન પણ મને લાગ્યું ન હતું કે પાનાં રમવાં એ સારી વસ્તુ છે. મને પાનાં રમતાં આવડતાં નથી એ શરમ ધોઈ કાઢવા બે મહિના બગાડ્યાની કાયમની શરમ મેં વહોરી લીધી. પણ ત્યાર પછી પાનાંને હું અડ્યો નથી.

બાવન પાનાંની રમત કોણે અને ક્યારે શોધી કાઢી છે એ તમે જાણો છો?

ફ્રાન્સના રાજાના એક ગાંડા રાજપુત્રને વખત વિતાડવામાં મદદ કરવા માટે એક ખુશામતિયા પ્રોફેસરે એ રમત શોધી કાઢી એમ કહેવાય છે. આપણે ત્યાં દશાવતારી ગંજીફો રમીને આપણા લોકો દશાવતારની અને ધાર્મિક વાર્તાની કેવી મશ્કરી કરે છે તે તમે નહીં જાણતા હો. પાનાંની રમત એ અસંસ્કારી ગાંડપણ છે. તે રમતમાં વખત કેમ ન ગુમાવવો એની દલીલ કરવાપણું પણ ન હોય.

તા. ક. જ્યારે બહુ જ કંટાળો આવ્યો હોય અને વખત હાંકી જ કાઢવો હોય ત્યારે પડયા પડયા દુનિયા કેમ સુધરી શકે એની જાતજાતની યોજનાઓ ઘડી કાઢવી.

## એક પત્ર

તમે ઘણા સવાલો ભેગા કર્યા છે. જો સામો માણસ સંતોષકારક જવાબ મોકલે એવી ઈચ્છા હોય તો સવાલો માર્મિક તથા ઓછા હોવા જોઈએ. તમારા પ્રશ્નના જવાબો ક્રમ પ્રમાણે નીચે આપું છું:

૧. કેળવણી પાછળ કરેલો ખર્ચ સાર્થક થયો એનો અર્થ કમાણીની દૃષ્ટિએ જ કરવાનો હોય તો અમુક વિદ્યાર્થીઓને આજની કેળવણીનો લાભ ખૂબ થાય છે પણ ઘણા વિદ્યાર્થીઓ એમાં ખોટ જ ખાય છે. સરવાળે કમાણીની દૃષ્ટિએ આજની રૂઢ કેળવણી એક જાતની સોરટી (lottery) છે. કોઈને જ કશો લાભ ન હોત તો એ કેળવણી ચાલત જ નહીં. નૈતિક ઉન્નતિનો વિચાર છોડયા પછી રૂઢ કેળવણીથી ઘણામાંથી થોડાક લોકો અમુક લાભ જરૂર મેળવી શકે છે એમ કહી શકાય.

નૈતિક દૃષ્ટિએ રૂઢ કેળવણી ખરચાળ છે એટલું જ નહીં પણ નુકસાનકારક છે. માણસને સ્વાર્થી, સમાજદ્રોહી અને સાચા સ્વાભિમાનની દૃષ્ટિએ પામર બનાવે છે.

૨. ગામડાંઓ માટે સામાન્ય કેળવણી સાત વરસની હોય તો બસ છે. શહેરો માટે દસ વરસ, બહુ બહુ તો બાર વરસનું શાળા-જીવન આવશ્યક ગણાય. માત્ર આજે અપાતી અપંગ કેળવણી નહીં ચાલે.

કૉલેજની કેળવણી લાખો ને કરોડો લોકો માટે હોતી નથી. એટલે એનો વિચાર સામાન્ય કેળવણીમાં ન થઈ શકે.

૩. 'હિંદુસ્તાનમાં કોઈ પણ વાલી'નો વિચાર જ્યારે તમે કરો છો ત્યારે શહેરી અને મધ્યમ વર્ગના જ લોકોનો વિચાર તમારા મનમાં હોય છે. ખેડૂતો અને કારીગરોનો વિચાર ન કરીએ તો હિંદુસ્તાનના ૯૦ ટકા લોકોનો વિચાર આપણે છોડી દીધો. એ દૃષ્ટિ તમને પસંદ છે? જો ૯૦ ટકા લોકોનો વિચાર કરવો હોય તો સાધારણ સ્થિતિનો વાલી પોતાનાં બાળકોને ૧૪ વરસ સુધી ઘેર ખવડાવી એને ભણવા માટે રોજ ત્રણેક કલાક ફાજલ પાડી આપે તો એણે ઘણું કર્યું કહેવાય.

૪. જે શ્રીમંતો જિંદગીના અંત સુધી નભે એટલું દ્રવ્ય પોતાનાં બાળકો માટે મૂકી જાય છે તેઓ પોતાના વંશના વેરી છે. તેમનો પુરુષાર્થ તેઓ હણે છે. અઢળક સંપત્તિ હોવા છતાં બાળકો તેજસ્વી નીકળે તો એનું શ્રેય માબાપને તો નહીં જ. સામાન્ય સ્થિતિના લોકોએ ૧૬મા વરસ સુધી બાળકોને કેળવણી પૂરતી નવરાશ આપી હોય તો બસ છે. વીસમું વરસ પૂરું થાય તે પછી કોઈ પણ યુવાને સંસ્થાગત સામાન્ય કેળવણી લેતા ન જ રહેવું જોઈએ. નહીં તો એની સ્વતંત્ર બુદ્ધિ ક્ષીણ થઈ જવાની.

૫. ધંધાની કેળવણી તો નાનપણથી જ લીધી હોય તો સારું. ધંધો ઘરનો જ હોય તો પિતાને ઘેર, નહીં તો રોજ ઉસ્તાદને ત્યાં જઈને એના હાથ તળે કામ કરીને જ ધંધાની કેળવણી લેવી જોઈએ. અમુક પ્રગતિ કર્યા પછી એ ધંધાનું શાસ્ત્ર માણસ ભલે ગમે ત્યાંથી મેળવે.

ધંધા શીખવા માટે કેટલીક સામાન્ય કેળવણી આવશ્યક છે. દાખલા તરીકે ગણિત, નામું, ચિત્રકળા, વર્ણનલેખન, ભૂગોળ, સંપત્તિશાસ્ત્ર અને થોડુંક હિંદી.

૬. હાલની કેળવણી બધી સ્વભાષામાં આપવાની ગોઠવણ થાય, રોજ ચાર-પાંચ કલાક કોઈ પણ રાષ્ટ્રીય મહત્ત્વના ઉદ્યોગની કેળવણી પાછળ ગળાય, ગણિત નામું વગેરે વિષય તરફ વધારે ધ્યાન અપાય, વિદ્યાર્થીઓ ઘેરથી આઠ આના કરતાં વધારે ન લેતાં રજાના દિવસોમાં મુસાફરીએ જાય, અને દર વરસે મહિના બે મહિના એ હિસાબે કેળવણી પૂરી થાય તે પહેલાં હિંદુસ્તાનની યાત્રા પૂરી કરે એટલો સુધારો થાય તો ભણતર ઘણે અંશે સફળ નીવડે.

૭. નાનાં શહેરોના વિદ્યાર્થીઓમાં શહેરી ચાળા ઓછા હોય છે. બંધુતા કેળવવાની અનુકૂળતા વધારે હોય છે. એટલે એમની પાસેથી વધારે ભણતરની અપેક્ષા રખાય. મોટાં નગરોમાં જાહેર સભાઓ, વ્યાખ્યાનો, મંડળો, જલસાઓ વગેરેમાં ભાગ લેવાની તક વિદ્યાર્થીઓને મળવી જોઈએ એટલે પ્રમાણમાં ભણતર ઓછું રાખવું જોઈએ.

૮. મને નાનપણથી જ પોતાના વર્ગના વિદ્યાર્થીઓને ભણાવવામાં રસ પડતો. કેળવણી પૂરી કરી ત્યાં સુધી એ પ્રવૃત્તિ ચાલુ હતી. એ જ કેળવણીમાં મને એક પછી એક આમંત્રણો મળતાં ગયાં. એટલે મારે ધંધે ચડવાપણું કે નોકરી મેળવવા-પણું હતું જ નહીં.

મારી નજરે દુનિયા બીક, અશ્રદ્ધા, અને અવિશ્વાસ સંઘરીને દુઃખને રસ્તે હાથે કરીને જાય છે. નહીં તો દરેકને એનું મિશન બોલાવ્યા વગર રહેતું જ નથી.

૯. કામ કામને શીખવે છે. જે શીખવું હોય તે કરવા માંડવું, અનુભવ પરથી ફેરફાર ન કરવા જેટલા ઘરડા ન થવું, અને જે અનુભવ મળે તે અત્યંત ઉત્કટતાથી તપાસવો. એટલે ઘણી ઊણપો ટળી જાય છે.

૧૦. મૅટ્રિક પાસ થયો ત્યાં સુધી એકે શાળામાં લાગલાગટ એક વરસ

રહ્યો નથી. એટલે જોકે ઘણા શિક્ષકોની સારી નૈતિક અસર મારા પર થઈ છે તોયે જીવનની દિશા ઘડવામાં અંતર્મુખ વૃત્તિ જ કામ આવી છે. મેં હંમેશ શિક્ષકો પ્રત્યે આદરભાવથી જોયું છે. વર્ગના વિદ્યાર્થીઓ અશ્રદ્ધાળુ ઉદ્દગારો કાઢતા, શિક્ષકોની મશ્કરી કરતા પણ મારામાં તે વાત ઊતરતી નહીં. કૉલેજમાં પણ ફક્ત એક જ પ્રોફેસર પ્રત્યે અનાસ્થા જામી હતી. નહીં તો સર્વત્ર શિષ્યભાવ કાયમ હતો.

૧૧. શાળાના અભ્યાસના વિષયો તરફ મેં બહુ લક્ષ્ય આપ્યું નથી. મારી પ્રગતિ તરફ ધ્યાન દેવાની તક ઘરના વડીલોને મેં આપી નહીં. શિક્ષકો સાથેના બૌદ્ધિક સહકારમાં આનંદ આવતો. મિત્રો સાથે તો નૈતિક સહકારનું જ વાતાવરણ હતું. ઘરના લોકો જોડે ફક્ત લાગણીનો સંબંધ. એટલે વખત અને ખર્ચનો વિચાર જ મનમાં ન આવ્યો. મારી કેળવણી માટે પ્રથમથી હું પોતાને જ જવાબદાર ગણતો. શિક્ષકો કે મોટા ભાઈ પોતાની જવાબદારી માને તો એનો હું સવિનય વિરોધ કરતો. સામાન્ય ભોજન અને ફીના ખર્ચ ઉપરાંત મેં બીજું ખર્ચ કર્યું જ નથી એમ કહું તો ચાલે. ફી કંઈ ઝાઝી ન હતી. ભોજનખર્ચ તો કોઈ પણ સંજોગોમાં થાત જ. વર્ષો ખર્ચાયાં એ ખરું પણ તેમાં હું જાગ્રત હતો. મારી ઢબે જ મેં ખર્ચ્યાં છે.

૧૨. બધું જ જ્ઞાન જન્મભાષા મારફતે વિદ્યાર્થીઓને આપવું જોઈએ. જ્ઞાન લેવાનો જ્યારે સવાલ આવે ત્યારે જ્યાંથી મળે ત્યાંથી લઈ લેવું.

દરેક જણે અંગ્રેજી શીખવું જ જોઈએ એ જાતની માન્યતા ભ્રમમૂલક છે. અંગ્રેજીના અભ્યાસની ખાસ જરૂર જરાયે નથી. આજે અંગ્રેજી વગર નડે છે એનું કારણ આપણી ગુલામી ટેવો. આપણું જાહેર જીવન અંગ્રેજીની ગુલામીમાંથી મુક્ત કરવું જ જોઈએ. થોડાક લોકો જરૂર અંગ્રેજી શીખે. જેમ ભૂસ્તરશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, વૈદિક વ્યાકરણ, નૃત્યકલા વગેરે વિષયો અમુક લોકો શીખી લે છે તેમ જ અંગ્રેજીનું થવું જોઈએ.

૧૩. 'ઠીક ઠીક ભણેલા' માણસે 'ધંધારોજગાર'નો વિચાર કરવો એ જેટલું હાસ્યાસ્પદ છે તેટલું જ કરુણાજનક છે. ઠીક ઠીક ભણેલા માણસે મૂર્ખ લોકોની પેઠે પોતાની હાજતો વધારવી નહીં. સમાજસેવામાં જોડાઈને પોતાનું ભણતર શોભાવવું.

ઠીક ઠીક ભણેલા લોકોએ શો ધંધો કરવો ? શી રીતે પોતાના ભણતરનો ઉપયોગ કરવો ? એવો જ તમારો સવાલ છે ને ?

'ઠીક ઠીક ભણેલા'નો અર્થ તમે શો કરો છો તેની મને ખબર નથી. જેણે બેચાર ઉપાધિઓ ધારણ કરી છે તેને આજકાલ 'ઠીક ઠીક ભણેલા' કહે છે, એ માણસ જો 'કરીઅર'માં પૈસાનો અને પ્રતિષ્ઠાનો લોભિયો હોય તો એણે પહેલેથી પોતાની ગણતરી રાખી હશે જ. એ તમને કે મને પૂછવા આવવાનો જ નથી કે હવે મારે કયો ધંધો લેવો ?

'ઠીક ઠીક ભણેલા'નો હું એવો અર્થ કરું છું કે જેણે પોતાનું ભણતર પચાવ્યું છે. જીવિતકર્તવ્યનો જેને ખ્યાલ છે અને એ કર્તવ્ય પાર પાડવા માટે

જોઈતું ચારિત્ર્યબળ અને જોઈતી આવડતો એણે મેળવ્યાં છે. એવો માણસ ધંધામાં શી રીતે પડે એ હું સમજતો નથી. એ તમને પૂછશે, આવી સરસ કેળવણી મેં મેળવી છે તે શું ધંધામાં વેડફી નાખવા માટે? આટલી કેળવણી મેળવ્યા પછી પણ જો મને ધંધો જ વળગે તો પછી ચારિત્ર્યની વાત મારાથી કરાય જ કેમ? ગીતામાં સાફ સાફ નથી કહ્યું કે પ્રથમ સમાજસેવા કરીને જો શક્તિ અને વખત બચે તો જ તે સ્વાર્થને માટે વપરાય? એવો ઉપભોગ માણસને પાડે નહીં. यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् । મારી કેળવણી સમાજસેવામાં જ વપરાય; કેમ કે હું જીવું છું તે સમાજની મદદથી જ. સમાજે પુરુષાર્થ કર્યો માટે મારા બાપદાદાને આજીવિકા અને સંસ્કારિતા મળી. સમાજે પુરુષાર્થ કર્યો માટે પ્રગતિ માટે જોઈતી શાંતિ, વ્યવસ્થા અને સમૃદ્ધિ મને લાધ્યાં. સમાજે પુરુષાર્થ કર્યો માટે ખેતી, વણાટ, ઉદ્યોગ, હુન્નર કલાકૌશલ્ય અને સમાજતંત્ર બધાં કેળવાયાં અને વધ્યાં. સમાજના પ્રસાદથી આ બધાનો લાભ મેળવ્યા પછી મારા કેવળ સ્વાર્થનો હું વિચાર કેમ જ કરું? સમાજનું ભલું કરતાં એને અંગે મારું જેટલું ભલું થતું હોય તેટલાનો જ હું અધિકારી છું.

જેમ પુખ્ત ઉંમરના માણસો બાળકોની પેઠે રંગીબેરંગી પોષાક કરતા નથી કેમ કે એ એમના પીઢપણાને છાજતું નથી તે જ પ્રમાણે ઠીક ઠીક કેળવાયેલો માણસ જો હાજતો વધારે તો તે હાસ્યાસ્પદ થાય. જેને જીવનની ગંભીરતા અને સાદાઈમાં રહેલી પ્રસન્નતા બંનેનો ખ્યાલ છે તે અખંડ ઉદ્યોગ અને અસાધારણ સાદાઈની શોભા જ પસંદ કરશે અને એમાંથી નીકળતી કલાથી સંતુષ્ટ થશે. સુખ, આનંદ, વૈભવ, પ્રતિષ્ઠા બધું સાચું જોતાં સમાજસેવાની સુવાસમાંથી જ મળે છે.

૧૪. આજની શાળાના અભ્યાસક્રમને અંતે કોઈ પણ ધંધા કે રોજગારમાં સરળતાથી પ્રવેશ કરી શકાય એમ છે જ નહીં. કારકુન, શિક્ષક અથવા પત્રકાર થવાનું ઘણાને સૂઝે છે. પણ એ બેજવાબદાર ધંધા ચલાવવા જેટલી પણ જવાબદારીનું ભાન શાળામાં ખાતરીપૂર્વક નથી કેળવાતું.

૧૫. કૉલેજમાં ભણતો ત્યારે જ મેં નક્કી કરેલું કે લોકકેળવણીને પોતાનું જીવન અર્પણ કરવું.

૧૬. જિંદગીનો માર્ગ શાળાજીવનમાં જ નક્કી થઈ શકે છે. અથવા ન પણ થઈ શકે. જેવું જીવન, જેવા શિક્ષકો અને સાથીઓ તેવા જ પ્રસંગો. જિંદગીનો માર્ગ એટલે આજીવિકાનો ધંધો એવો સંકુચિત અર્થ ન કરવો ઘટે.

૧૭. જે શિક્ષક, વિદ્યાર્થીનો સ્વભાવ, એની શક્તિ અશક્તિ, એના ઘરનું વાતાવરણ, એના મિત્રો, એનું વલણ, એના સમાજની સ્થિતિ અને દેશની જરૂરિયાત બરાબર જાણે છે, તે, વિદ્યાર્થીને જરૂર ચેતવી કે પ્રેરી શકે છે. ઉત્તમ ઉપાય એ છે કે વિદ્યાર્થીની સરવાળે યોગ્યતા શી છે અને દેશની આવશ્યક્તા શી છે એનો સ્પષ્ટપણે વિચાર કરી અનેક ક્ષેત્રોનું વિગતવાર દર્શન વિદ્યાર્થીને કલ્પનાની મદદથી કરાવવું. અને પછી એને જે પસંદ આવે તે એ સ્વીકારશે. વિદ્યાર્થીનો વિશ્વાસ

મેળવવો એ મહત્ત્વની શરત છે.

૧૮. કેળવણી સસ્તી અને ઉપયોગી કરવા માટે તેને રાષ્ટ્રીય સ્વરૂપ એટલે કે સ્વાભાવિક સ્વરૂપ આપવું જોઈએ. ચોપડી પર આધાર રાખવાને બદલે સારા શિક્ષકો ઉપર વધારે ધ્યાન આપવું જોઈએ. અને શાબ્દિક કેળવણી કરતાં ઔદ્યોગિક અને પ્રાયોગિક કેળવણીને વધારે મહત્ત્વ આપવું જોઈએ. આની અસર તરત નહીં દેખાય પણ કાળે કરીને નિશ્ચિત દેખાશે.

૧૯. ધંધા તથા કારીગરીની તાલીમ માટે પ્રથમ કારખાનાં કાઢવાં ને પછી ધીમે ધીમે એમાં શિક્ષણનું તત્ત્વ ઉમેરવું એ યોગ્ય છે.

## નાનાભાઈનું મોટું બાળક*

દસ વર્ષ પહેલાં હું અહીં આવેલો ત્યારના વાતાવરણમાં અને આજના વાતાવરણમાં ઘણો ફેર છે. જ્યારે હું અહીં પહેલવહેલો આવ્યો ત્યારે અહીંના વિદ્યાર્થીઓમાં વૈશ્વદેવ વિશે ચર્ચા ચાલતી હતી, પણ આજે આપણા વિશ્વેદેવા: જુદા જ બની ગયા છે. આજે આપણો વૈશ્વદેવ બની ગયો છે રેંટિયો.

અહીં હું જ્યારે પ્રથમ આવ્યો ત્યારે અહીંના વિદ્યાર્થીઓ છાપાં પણ નહોતા વાંચતા; પણ આજે તો તંત્રીઓની પરિષદ બોલાવવી હોય તો તે અહીંના વિદ્યાર્થીઓમાંથી જ બોલાવી શકાય એવી સ્થિતિ હું જોઉં છું! પહેલાં સ્વદેશી અને ખાદી માટે મારે શ્રી ગિજુભાઈ સાથે પણ લડવું પડતું હતું. આજે એ જ ગિજુભાઈ લડતના ક્ષેત્ર ઉપર ખડા થઈ ગયા છે. સાચે જ મને લાગે છે કે આ સંસ્થાએ ખૂબ પ્રગતિ કરી છે.

જ્યારે હું અહીં પહેલવહેલો આવ્યો ત્યારે ગાંધીજી ચંપારણ્યમાં હતા. મારા મિત્ર જીવતરામ કૃપાલાનીને એ લડતમાં સરકારે ખોટા બહાનાથી ગિરફતાર કર્યા. અમે આશ્રમના લોકો વિચાર કરતા હતા કે મિત્રની ગિરફતારીનો પ્રસંગ કેમ ઊજવવો? અમે એ પ્રસંગ જેલજમણ કરીને ઊજવ્યો. આજે ટ્રેનમાંથી ઊતરતાં હરભાઈએ મને વાત કરી કે સંસ્થાની સ્થાપનાને દિવસે વિદ્યાર્થીઓએ જેલજમણ કરવાનું નક્કી કર્યું છે. મને ખૂબ આનંદ થયો. જ્યારે તમારા સર્વસ્વ એવા નાનાભાઈ જેલમાં છે ત્યારે તમે બીજું શું કરી શકો? તેઓ જે જારનો રોટલો અને દાળ ખાય છે એ તમે આજે ખાઓ એ વિચારની પાછળ સંસ્થાની પ્રગતિનો ઈતિહાસ રહેલો છે.

નાનાભાઈએ જેલમાં આજે મારું સ્થાન લીધું છે. જેલમાં મારું કામ

* શ્રી દક્ષિણામૂર્તિ સંસ્થાની ૨૧મી વર્ષગાંઠને દિવસે (તા. ૧૭-૧૨-૩૦) સંસ્થાના કાર્યવાહકો તથા વિદ્યાર્થીઓ સમક્ષ આપેલા પ્રવચનમાંથી.

ઘાપીઠ ચલાવવાનું હતું. વિદ્યાપીઠનો આચાર્ય થયો ત્યારે મને માત્ર પાંત્રીસ દ્યાર્થીઓ મળેલા; જેલમાં તો મને એંશી વિદ્યાર્થીઓ મળેલા. મેં તેઓને માટે વિધ વર્ગો ગોઠવી આપ્યા. આ વાતની બાપુજીને ખબર પડી એટલે જ્યારે G. P.એ બાપુજીને કહ્યું કે તમારા સહવાસમાં કાકાને મૂકવાનો છું ત્યારે પુજીએ ના પાડી. તેમણે કહ્યું કે કાકાને ત્યાંથી ન ખસેડતા. પણ મને તો ત્યાં કલ્યો જ. મારી જેલની વિદ્યાપીઠનો ભાર ગૂજરાત વિદ્યાપીઠના માજી કુલનાયક નાભાઈ વહી રહ્યા છે એનો મને ખૂબ આનંદ છે.

બાપુજી જ્યારે આશ્રમમાં રહેતા ત્યારે આશ્રમમાં અનેક વાર નાનામોટા કજિયા-ાસ ચાલતા; સંસ્થાઓને એવા કજિયાકંકાસોની ખૂબ આવશ્યકતા હોય છે, કેમ કે કજિયાઓ આધ્યાત્મિક કજિયાઓ હોય છે. પરંતુ જ્યારે બાપુજી જેલમાં ા ત્યારે અમે એક પ્રકારનું આધ્યાત્મિક દબાણ અનુભવ્યું. અમે આશ્રમમાં બ સુલેહસંપથી કામ કર્યું. આજે જ્યારે નાનાભાઈ તમારી વચ્ચે નથી ત્યારે ે એ પ્રકારનું આધ્યાત્મિક દબાણ અનુભવી રહ્યા હશો એમ હું માનું છું.

કેળવણીએ આજે વ્યાપક સ્વરૂપ પકડયું છે. જેમ એક નાનો સરખો માર્ગ ી જતાં ગંગા પર્વતો ભેદીને બધે ફેલાઈ જાય છે તેમ આજે કેળવણીએ શાળની ચાર દીવાલો ભેદી વ્યાપક સ્વરૂપ પકડયું છે. આ લડત એ એક કેળવણી . તમે કેળવણીનું આ સ્વરૂપ સમજો. અત્યારે તમારાથી તમારા અભ્યાસમાં રચ્યું-ચ્યું રહેવાય નહીં. તમે યુદ્ધના ક્ષેત્ર ઉપર ન હો અને અહીં હો તોપણ તમે ડતનું ઘણું કામ કરી શકો. તમે ખાદી ખૂબ પેદા કરો, ખૂબ કાંતો અને ખૂબ જો. યુદ્ધમાં લડનાર તેમ જ ઘરે રહી દારૂગોળો તૈયાર કરનાર બંને સૈનિક ગણાય . તમે અહીં રહી ખાદીનો ખૂબ દારૂગોળો પેદા કરી શકો.

સરકાર અત્યારે રેંટિયાની શક્તિ પૂરેપૂરી સમજતી નથી. પણ હું માનું છું એક વખત એવો આવશે જ્યારે સરકાર રેંટિયો ખૂંચવી લેવાનો પ્રયત્ન કરશે. વખતે તકલી તમે કાંતજો. તકલી કેટલી મજાની વસ્તુ છે! એક ઠીકરાનો કકડો ને એક વાંસની સળી લઈને તમે સહેલાઈથી તકલી તૈયાર કરી શકો. અને માં કળાની કેળવણી રહેલી છે.

આ સંસ્થા એ નાનાભાઈનું મોટામાં મોટું બાળક છે. એ બાળકને છોડીને નાભાઈ લડતમાં કેમ ગયા હશે તેનો આપણે વિચાર કરીએ. આ સંસ્થાની ળવણી તેજસ્વી છે એ સિદ્ધ કરવા નાનાભાઈ જેલમાં ગયા છે. નાનાભાઈનો ા દાખલો તમે તમારા જીવનમાં ઉતારો. તમે જેમ જેમ મોટા થતા જાઓ, મ જેમ મૂછનો દોરો ફૂટતો જાય, તેમ તેમ તમે લડતના મેદાન ઉપર જઈને ડા થઈ જાઓ અને જ્યાં સુધી અહીં છો ત્યાં સુધી ખૂબ કાંતોપીંજો. આપણે હિષ્કારમાં મિલના કાપડને મહત્ત્વ આપીને ખાદીને અવગણી છે. એ આપણી ક મોટી નબળાઈ છે. મિલના કાપડમાં બહિષ્કાર સફળ કરવાની તાકાત નથી. ોને સફળ કરવાનો એકમાત્ર ઉપાય ખાદી છે.

તમારામાંથી કેટલાક સુતારી કામ પણ શીખે છે. એ લોકોને હું બાપુજી સાથે હરીફાઈ કરવાનું સૂચવું છું. બાપુજી અત્યારે બધા ચાલુ રેંટિયાઓની સુંદરતા લઈને એક સર્વાંગસુંદર રેંટિયો જેલમાં બેઠા બેઠા બનાવી રહ્યા છે. તમે પણ એક સુંદર રેંટિયો બનાવો. આપણે તે બાપુજીને મોકલીશું. આપણે પૂછીશું કે આમાં શા શા દોષો રહેલા છે?

હવે થોડુંક શિક્ષકોને કહી દઉં. તમારી દેખતાં કહેવામાં કશો જ વાંધો નથી. શિક્ષકોને એટલે રાષ્ટ્રીય શિક્ષકોને. અહીંના તમામ શિક્ષકો રાષ્ટ્રીય હશે એમ હું માની લઉં છું. ભારતવર્ષના રાષ્ટ્રીય શિક્ષકોએ એક બાબતમાં ખૂબ નિરાશા ઉત્પન્ન કરી છે. તેઓએ ખાદી કે રેંટિયાનું શાસ્ત્ર ઉપજાવ્યું નથી. આપણે ત્યાં જે ગણ્યાં-ગાંઠચાં એ વિષયનાં પુસ્તકો છે તે શિક્ષકો નહીં એવા લોકોએ લખેલાં છે, જ્યારે ખરી રીતે શાસ્ત્રો રચવાં એ શિક્ષકોનો ધંધો છે. તમે લોકો એ દિશામાં કંઈક કરશો એવી આશા રાખું છું.

આ લડત જેમ જેમ આગળ વધશે તેમ તેમ આપણે પૈસાની તંગી ખૂબ અનુભવવાના છીએ. એટલે તમે કરકસર અચૂક કેળવજો, અને બહેનોને એથી વિશેષ હું શું કહું? કરકસર એ તો બહેનોનો જ વ્યવસાય છે. ગાંધીજી કહે છે આ બહેનોનો યુગ છે. બાપુજી બહેનોનાં વખાણ કરતાં ધરાતા જ નથી. બહેનોએ જે અદ્‌ભુત વીરતા દેખાડી છે તે જોઈને જે લોકો એક વખત આપણી બહેનોને તિરસ્કારતા હતા તે પૂજવા લાગ્યા છે. હવે તો આપણી રૂઢિઓની બદીમાં પણ કાંઈક તત્ત્વ છુપાયું હશે એમ પણ ઘણા કહે છે. હવે પરદેશીઓને આપણા સમાજશાસ્ત્રમાં અને સામાજિક આદર્શોમાં નવી શ્રદ્ધા ઉપજી છે.

બહેનોમાં નિર્ભયતાની ખૂબ જરૂર છે. એ નિર્ભયતા સ્વતંત્રતામાંથી આવવાની છે. બહેનોને હું કહું છું કે તમે કોઈ પણ ભોગે સ્વતંત્રતાનું રક્ષણ કરો. કોઈ તમારી સ્વતંત્રતા ઉપર તરાપ મારે ત્યારે ગમે તેમ કરીને તેમની સામે થાઓ. એ સ્વતંત્રતામાંથી જ્યારે ભારતીય શિયળ જન્મશે ત્યારે મારા આનંદનો પાર નહીં રહે.

બહેનોએ હવે સંગ્રહનો મોહ કાઢી નાખવો જોઈએ. અત્યારે આપણો એકે-એક સંગ્રહ સરકારના હાથમાં જઈ પડવાનો છે. સરકારના હાથમાં એ સંગ્રહ આવી પડે તે પહેલાં આપણે તેને સળગાવી કેમ ન દઈએ? બહેનો હવે સંગ્રહનો મોહ છોડે!

## પ્રકીર્ણ વિચારો

કોઈ પણ સંસ્થા ગમે તેવા સારા માણસોના હાથમાં હોય તોપણ ઉત્સાહથી અને ઝપાટાભેર કામ કરતાં તેમાં એકાંગીપણું આવે એ અપરિહાર્ય છે. પૂર્ણત્વના

ાગ્રહમાં જ અપૂર્ણતા પેસી જાય છે. 'તમારા છોકરાઓ અમારું શિક્ષણ લઈને
કરશે? એ વિશે તમારું શું ધારવું છે?' એવા પ્રશ્નોનો ઉત્તર આપવો સામાન્ય
ક્ષણ આપતી સંસ્થાઓના ચાલકોને બધે ભારે પડે છે. વર્ણવ્યવસ્થા જીવંત
ી ત્યારે આવો પ્રશ્ન ઉદ્ભવતો ન હતો. આજીવિકા, સમાજસેવા અને આત્મ-
ધનાના માર્ગ પરંપરાગત અને નિશ્ચિત હતા. આજે બધે અનવસ્થા છે, એનું
ાજ પ્રતિબિંબ આપણા વિચારોમાં અને આપણાં કાર્યોમાં પડે તો નવાઈ નથી.
ા કામમાં યશ મેળવવા માટે દરેક સંસ્થાનાં જીવનસૂત્ર અને જીવનસ્મૃતિ નક્કી
ાં જ જોઈએ. આ બંને જેને માન્ય હોય તેઓ જ સંસ્થાનો લાભ લઈ શકે.
ડીં તો પાદરી બોલે છે લોકો બાઈબલનો સ્વીકાર કરે તે માટે, અને લોકો
ાભળે છે સુંદર અંગ્રેજીના ઉચ્ચાર પકડવા માટે, એના જેવું થઈ જાય.

વિદ્યાર્થીઓમાં યુવાવસ્થામાં સ્વાભાવિકપણે મનોરાજ્ય કરવાની અને શુદ્ધ
ચ મહત્ત્વાકાંક્ષાઓ રચવાની વૃત્તિ હોય છે. વિદ્વાન, દેશસેવક ધર્મનિષ્ઠ અને
ાર્થત્યાગી અધ્યાપકોના સહવાસમાં આ વૃત્તિ પ્રજવલિત થવી જોઈએ.

શિક્ષકોમાં સ્વાભાવિકતા આવે એ ઇષ્ટ છે; એની સાથે પ્રસન્નતા આવે તો
ારે ઇષ્ટ. શિક્ષકોએ પોતાનાં વર્તન અને વાણીથી વિદ્યાર્થીઓ પર અસર થાય,
ંનો વ્યક્ત કે અવ્યક્ત પ્રયત્ન ન કરતાં પોતાનાં વાણી અને વર્તનનું પરિણામ
દ્યાર્થીઓ પર એની મેળે થાય જ છે એ વિશ્વાસ રાખવો જોઈએ. યુવાન
ક્ષકોમાં શીખવતી વખતે જાણે તેઓ પોતે જ એક દિવ્ય (કસોટી)માંથી પસાર
ઈ રહ્યા હોય એવી છાયા કોક વાર દેખાય છે તે અનિષ્ટ છે. આચાર્ય અને
ધ્યાપકોના પરસ્પરના વર્તન પરથી છોકરાઓને એમ ન ભાસવું જોઈએ કે
ાચાર્ય અધ્યાપકો પાસેથી કામનો હિસાબ માગે છે. દેખરેખને અભાવે શિક્ષકો
ળેલા સ્વાતંત્ર્યનો દુરુપયોગ કરે છે એ મને માન્ય છે, પણ દેખરેખ બહાર
ણાઈ આવતાં સારામાં સારું શિક્ષણ પણ પરિણામની દૃષ્ટિથી વાંઝિયું રહે છે એ
ણ ધ્યાનમાં લેવા જેવું છે.

બહોળું સામાન્ય જ્ઞાન ન હોય તો ઇચ્છા હોવા છતાં અધ્યાપક કોઈ પણ
દ્ધતિનો અખતરો ન જ કરી શકે, બની શકે તો આચાર્યે બધા છોકરાઓને
ગા કરીને રોજ થોડું થોડું જ્ઞાન આપવું અને એ વખતે બધા અધ્યાપકો હાજર
હે એવી પ્રથા પાડવી, કે જેથી અધ્યાપકોમાં વિદ્યાર્થીપણાનો આરોપ કર્યા વગર
મને શીખવી શકાય અને કેવી રીતે શીખવવું તેનો પદાર્થપાઠ પણ આપ્યા જેવું
ાય. વિદ્યાર્થીઓને તો એનાથી પ્રત્યક્ષ લાભ છે જ.

શિક્ષકોની પસંદગી કરવામાં યુવાન શિક્ષકોનું ચારિત્ર્ય ઠરેલ અને વિશ્વાસપાત્ર
ોતું નથી એમ માની લઈ ઘરડા શિક્ષકોને પસંદ કરવાની ભૂલ કદી કરવી નહીં.
ટલાક ઘરડાઓમાં સંયમ અને સુધરવાની શક્તિ ઓછાં હોય છે એવો સાર્વત્રિક
નુભવ છે; અને કેટલાક ઘરડા શિક્ષકો તો બહુ જ 'રસિક' હોય છે.

ગૃહપતિનું કામ બહુ અઘરું છે. માતાનો પ્રેમ અને પિતાની કડકાઈ તેમ

જ મિત્રનું દિલદારપણું જેની અંદર હોય તે જ ગૃહપતિ થવાને લાયક છે. નહીં તો કામ બગડે, એટલું જ નહીં પણ ગૃહપતિનું પોતાનું જીવન પણ દુ:ખી થઈ જાય. કોઈ પણ ગૃહપતિ આંખ મીંચીને અમુક એક નિયમ પ્રમાણે ચાલી ન શકે, એટલે પોતાની સ્વતંત્ર બુદ્ધિથી યોગ્ય નિશ્ચય ન કરી શકે એવો ગૃહપતિ છોકરાઓને જીવન વિશે ખોટો ખ્યાલ આપે. સ્વચ્છતા, શ્રદ્ધા અને ઉત્સાહ બીજામાં જાગ્રત ન કરી શકે એવા ગૃહપતિઓ ન રાખવા જોઈએ.

મુખ્ય ગૃહપતિ એ કુલપતિ છે. છોકરાઓના જીવનનાં આદર્શ અને દિશા નક્કી કરવામાં કુલપતિનો ફાળો મોટો છે, અને તેથી તેમની જવાબદારી પણ તેટલી જ મોટી છે. છોકરાઓ પ્રાણવાન ન થાય તો તેમનો પ્રયત્ન નિષ્ફળ ગયો ગણાય. ધર્મના ઉચ્ચ આદર્શથી સમાજ જ્યાં ખસતો હોય ત્યાં સમાજને અને વ્યક્તિઓને ધિક્કારતાં પણ અચકાવું નહીં. મને લાગે છે કે કુલપતિને સંસ્થા સિવાયનું ખાનગી જીવન હોઈ જ ન શકે.

સંસ્થાની આજની મુખ્ય જરૂરિયાત તો શિક્ષકનિવાસ છે. સંસ્થાનું પ્રત્યક્ષ કામ ચલાવનાર બધી વ્યક્તિઓ અને તેમનાં કુટુંબો સંસ્થાના વાતાવરણમાં રહે એ અગત્યનું છે. તેમ થાય તો જ નવા આવનારાઓને સંસ્થાના ઉદ્દેશનો ચેપ લાગે અને આજીવન સભ્યો વધારે મળે. શિક્ષણ દ્વારા સમાજની ઉન્નતિ કરવી હોય તો સ્ત્રીઓ ઉપર પણ શુભ સંસ્કારની અસર થવી જોઈએ. અને સ્ત્રીઓને સંસ્થાના વાતાવરણમાં મૂકવી એના કરતાં સ્ત્રીશિક્ષણનો બીજો વધારે સારો માર્ગ હું જોઈ શકતો નથી.

આપણા સ્વચ્છતાના આદર્શમાં ક્રાંતિ કરવાની જરૂર છે. જે વસ્તુ સડી જાય એવી હોય તેને તરત જ દાટી દેવી જોઈએ. આપણા સમાજમાં આરોગ્ય અને ઉચ્ચ સ્વાભિમાન નથી એનું કારણ આપણો સ્વચ્છતાનો આદર્શ હલકો છે એ છે. આપણા કરતાં આપણા નોકરો ઓછા સ્વચ્છ રહે એ સહન કરવામાં ગુનો તો છે જ, પણ સામાજિક પાપ પણ છે એમ હું માનું છું. અમારો આદર્શ એ છે કે પાયખાનાં અને રસોડું સરખાં સ્વચ્છ હોવાં જોઈએ. બીજા નોકરો સ્વચ્છ રહેશે તો રસોઈયાઓ પણ સ્વચ્છતા સમજતા થશે.

*

બેઠી રમતોનું વ્યસન છોકરાઓને લગાડવાનો પ્રયત્ન મને બિલકુલ ગમતો નથી. રમતોમાં ન્યાયાધીશના નિકાલ વિશે અસંતોષ સરખો પણ બતાવવો નહીં એ વૃત્તિ વધારે કેળવવી જોઈએ.

*

પુસ્તકાલય માટે 'રેફરન્સ'નાં પુસ્તકો (સંદર્ભ ગ્રંથો) જેટલાં વધારે રાખી શકાય તેટલું સારું. એ પુસ્તકોના વપરાશથી છોકરાઓની જિજ્ઞાસા અને ધારણ-

ક્તિ એકદમ વધે છે એવો મારો અનુભવ છે. છાપાંઓમાં મહત્ત્વની ખબરો ાવે તેની પૂર્વપીઠિકા કહેવાનું અને સામાન્ય દેશસ્થિતિનું છોકરાઓને ભાન ાવવાનું કામ જો કોઈ શિક્ષક માથે લે તો તેને હું છોકરાઓનો સારામાં સારો દદગાર અને ઉપકારક ગણું.

*

સ્વભાષાના આદરને સ્વધર્મનિષ્ઠા અથવા સ્વદેશભક્તિ કરતાં રતિભાર પણ તરતો ન ગણવો જોઈએ. આ આદર્શની કસોટીએ ચડે એવું ગુજરાતીનું અધ્ય- ન આજે ચાલતું નથી. લોકવાર્તાનો સંગ્રહ અને તેનો પુનરુદ્ધાર એટલે શિક્ષણ- ં લોકવાર્તાનો ઉપયોગ એટલું જ માત્ર ક્યાંક ચાલે છે તે ભારે ગણાય, ાને તેટલા માટે જેટલો ધન્યવાદ આપીએ એટલો ઓછો છે. સંસ્કૃત શીખવવા- ં આપણે નવાં વાક્યો તૈયાર કરીએ એના કરતાં બનતાં સુધી પ્રાસાદિક ંથોમાંથી ચૂંટી કાઢેલા ફકરાઓ અથવા શ્લોકખંડો વાપરીએ એ વધારે ઈષ્ટ . સંસ્કૃતિનું અધ્યયન કરતાં સંસ્કૃત પાસે શિષ્યભાવથી જવું જોઈએ. આજે ંગ્રેજી શીખતાં અંગ્રેજી ભાષા અને અંગ્રેજ ગ્રંથકારો તરફ આપણે પ્રામાણ્ય- ુદ્ધિથી જોઈએ છીએ, અને સંસ્કૃત પ્રત્યે તો કોઈ ગરાસિયો ચારણના સલૂકા ાંભળતો હોય એવો ભાવ રાખીએ છીએ. આથી તો આત્મઘાત જ થવાનો.

ગુજરાતમાં — વિશેષે કાઠિયાવાડમાં હિંદી ભાષા દાખલ કરવી બહુ સહેલી ાત છે, કારણ હિંદી કવિતાનો ભાવ અને સ્વભાવ કાઠિયાવાડી કવિતામાં પણ ારી પેઠે દેખાય છે. હું માનું છું કે રાજકારણ, વિદ્વદ્મંડળ અને વેપારવહેવારમાં ે હિંદી જાણે તે જ આગળ વધી શકે એવી સ્થિતિ આવવાની છે. માટે રાષ્ટ્રીય ષ્ટિથી નહીં તો છોકરાઓના ભાવિ હિતની દૃષ્ટિથી પણ હિંદીને ફરજિયાત સ્થાન ળવું જોઈએ.

*

આરોગ્યશાસ્ત્ર જેટલું જ આજની સ્થિતિમાં અર્થશાસ્ત્રનું મહત્ત્વ છે. આજના જમાનામાં કોઈને જીવવું હોય તો તેને ઓછામાં ઓછું જન્મભાષા, ભૂગોળ અને અર્થશાસ્ત્ર એટલાનું સામાન્ય જ્ઞાન તો હોવું જ જોઈએ.

કવિતાનો પ્રભાવ અદ્ભુત હોય છે. કવિતા ચારિત્ર્યને ખીલવે છે એમ કહીએ તો ચાલે. માટે કવિતાના શિક્ષણમાં કવિતાની ચૂંટણી અત્યંત કુશળતાથી અને કોમળતાથી કરવી જોઈએ. દરેક ઋતુના ભાવ જુદા જુદા હોય છે. તેથી ઋતુ અનુસાર કવિતાઓમાં ફેરફાર થવો જોઈએ. કુદરતથી વિખૂટા પડેલા સમાજ- નો કુદરત સાથે ફરી પરિચય કરાવવો એ વિદ્યામંદિરોનું કામ છે. દુનિયામાં જે કઠોરતા, પાપ અથવા નીચતા છે તેનો પરિચય છોકરાઓને અન્ય વિષયો

દ્વારા ભલે થાય, પરંતુ કવિતામાં તો કારુણ્ય, સાત્ત્વિકતા આદિ જગતના આદર્શ ગુણોનું જ દર્શન થવું જોઈએ. કવિતાનો સંગીત સાથે મેળાપ થઈ જાય તો અર્ધું શિક્ષણ સફળ થયું ગણાય.

*

ધાર્મિક શિક્ષણનો પ્રશ્ન કઠણ છે. જેમ સરસ રીતે રાંધેલી વસ્તુને પણ બગડતાં વાર નથી લાગતી, તેમ ધર્મશિક્ષણનું છે. અત્યાર સુધી માર ધર્મની ભાષા જ બોલતો આવ્યો છે. ધાર્મિક પરિભાષા અને ધાર્મિક આચારસમૂહ પર જ તે પોતાનો વેપાર ચલાવે છે. સમાજના આચારવ્યવહારને અનુસરવું એ કેવળ સામાજિક પ્રતિષ્ઠાનો એક 'પાસપોર્ટ' થઈ બેઠો છે, એથી અકળાઈને કેટલાક લોકો ધર્મશિક્ષણનો જ ત્યાગ કરવાના મતના થઈ ગયા છે. હું માનું છું કે ધર્મશિક્ષણ તો સંસ્થાના ચાલકો પોતાના સદાચારથી જ આપી શકે. એ ઉપરાંત સમાજમાંથી જૂના સંસ્કારો જ્યારે ખસતા જાય છે ત્યારે ધર્મની માહિતી નિશાળ મારફતે આપવી પડે છે. વાર્તા દ્વારા ધર્મશિક્ષણ આપવાનો રિવાજ પુરાણો જેટલો જ પુરાણો છે. પણ હાલમાં છોકરાંઓને જે રીતે વાર્તાઓ કહેવામાં આવતી જોવામાં આવે છે તેમાં પુરાણોનું કાવ્ય, પુરાણોનો રસ અને એમનું ગાંભીર્ય લાવી શકીએ તો જ તેને ધાર્મિક શિક્ષણ કહી શકાય. નીતિશિક્ષણ અને ધર્મશિક્ષણ જુદાં ન જ પાડી શકાય. ધર્મશિક્ષણ વગરનું નીતિશિક્ષણ બધે નિષ્ફળ નીવડ્યું છે. સામાન્ય વહેવારમાં દેખાતાં નીતિ અથવા સદાચાર કરતાં ધર્મની ભાવના ઊંડી છે અને ધર્મનો આદર્શ ઉચ્ચ છે એ ભૂલવું ન જોઈએ. જીવનનું મહત્ત્વ જેઓ સમજ્યા હોય તેમણે જ ધાર્મિક શિક્ષણ આપવાનો પ્રયાસ કરવો. ધર્મજિજ્ઞાસા જેની અંદર ન હોય તેણે તો ધર્મશિક્ષણ આપવાની સાફ ના જ પાડવી જોઈએ. ભિન્ન ભિન્ન ધર્મોનું નિરીક્ષણ કરીને ધર્મશિક્ષણ આપવું હોય તો બધા ધર્મોનો લઘુતમ સાધારણ ભાજ્ય અથવા દૃઢભાજક કાઢીએ તે ચાલે નહીં. બધા મતમતાંતરો ઉપરાંત ધાર્મિકતા નામની શ્રદ્ધામૂલક એક ઉચ્ચ વૃત્તિ હોય છે; અને તે ભિન્નભિન્ન પરિસ્થિતિમાં ભિન્નભિન્ન રૂપે પ્રગટ થાય છે. માણસમાં સંકુચિતતા રહેલી છે તેથી જ તેના આકાર બદલાય છે. એ તત્ત્વ વિદ્યાર્થીઓના હૃદયમાં (મગજમાં નહીં) ઠસી જાય તો ધાર્મિકતાનું દ્વાર ખૂલી જાય.

*

અંગ્રેજી આપણો અંત્યજ વિષય છે. એના વગર આપણું ચાલે નહીં એવી સ્થિતિ થઈ પડી છે. એનો દ્વેષ કરવો એમાં આપણો અધઃપાત છે. એ વિષયને માથા પર મૂકવો એમાં પણ અધઃપાત છે. મારી દૃઢ માન્યતા છે કે બધા છોકરાઓએ અંગ્રેજી ભણવું એ યોગ્ય નથી. અંગ્રેજી ભણતર ઘણા છોકરાઓનો પ્રાણ ખાઈ જાય છે અને કૌટુંબિક જીવનનો પણ નાશ કરે છે; પિતાપુત્ર વચ્ચે

અંતરાય ઊભો કરે છે અને સામાજિક સંઘટનને છિન્નભિન્ન કરી નાખે છે. આના બદલામાં અંગ્રેજીથી જે સદ્ગુણો મેળવી શકાય તે અંગ્રેજીની બારપંદર વરસની ઉપાસના પછી આપણામાં અસલની કોઈ સદ્વૃત્તિ હોય તો જ મળી શકે; પણ લાભ અને નુકસાનની તુલના કરતાં વિદ્યાર્થીઓનો મોટો ભાગ અંગ્રેજી ન જ શીખે તો સારું એવા નિર્ણય પર આવવું પડે છે. બેશક અંગ્રેજીમાં આધુનિકતા તો છે જ. દુનિયાની માહિતી તેમાં ભરેલી છે; સુવિચારો પણ છે. પણ અત્યાર સુધી અંગ્રેજી ભણેલા લોકો નિમકહરામ ન થઈ ગયા હોત તો અંગ્રેજીમાં રહેલું ઘણું જ્ઞાન ક્યારનું દેશીભાષામાં આવ્યું હોત. પણ જ્યાં સુધી બધાને અંગ્રેજી શીખવાનો મોહ હોય ત્યાં સુધી અંગ્રેજીમાંથી માખણ કાઢીને સ્વભાષાને અર્પણ કરવાની તકલીફ કોણ લે? માટે મારી ભલામણ છે કે અંગ્રેજી એ વિષય ફરજિયાત રાખ્યો હોય તોપણ અમુક વિદ્યાર્થીઓએ અંગ્રેજી શીખવું કે નહીં તેનો નિર્ણય વિદ્યાર્થીઓની રુચિ તથા ચાલકોની મુનસફી ઉપર રાખવો. સાથે સાથે જેઓ અંગ્રેજી ભણતા નથી તેઓની પ્રતિષ્ઠા ઓછી ન ગણાય તે માટે અત્યંત કાળજી રાખવી. મારો તો સિદ્ધાંત છે કે સ્વભાષા એ શિક્ષણક્ષેત્રમાં એક ચાળણી છે. જે વસ્તુ સ્વભાષા દ્વારા ન આપી શકાય તે બીજા રૂપમાં સમાજ હજમ કરી જ ન શકે. સમાજને તે વસ્તુ આપવી જ હોય તો તે સ્વભાષાની ચાળણીમાંથી પસાર થાય એવું રૂપ તેને આપી અથવા તે વસ્તુને ગ્રહણ કરી શકે એટલી સ્વભાષાની પહેલી ઉન્નતિ કરી પાછી આપવી જોઈએ. એ ચાળણી પહેલેથી આપણે વાપરી હોત તો ગયાં સો વર્ષમાં દેશનો જે અધઃપાત થયો છે તે ન જ થાત.

*

'ધી સર્વિસ ઑફ મધરહુડ' આ કેળવણીવિષયક ચોપડી બહુ સુંદર છે. લખનાર બાઈ માર્ગરિટ સ્મિથ વિદુષી અને સત્ત્વસ્થ બાઈ હતી. એણે આખું જીવન પરોપકારી સેવામાં ગાળ્યું. મનુષ્યહૃદય અને માનવીબુદ્ધિ ઉપર એ બાઈની શ્રદ્ધા અખૂટ છે, અમર્યાદ છે, છતાં આંધળી નથી. કેળવણી એ એક સ્વતંત્ર દર્શન છે, એ એક ધર્મ છે, એમ માનનારા વર્ગમાં આ ગ્રંથકારનું નામ દાખલ કરી શકાય. એક છેડે માનસશાસ્ત્ર અને બીજે છેડે સમાજશાસ્ત્ર એ બંનેનો વિચાર કરી એણે આ ચોપડી લખેલી છે. ચોપડી શાસ્ત્રીય પદ્ધતિએ લખવાને બદલે નિબંધોના રૂપમાં લખેલી છે. તેથી તે વધારે આકર્ષક થઈ છે અને સમજવાને પણ ઘણી સહેલી થઈ છે. આ ચોપડીમાં કેટલાયે પ્રિય સિદ્ધાંતો સુંદર ભાષામાં મૂકેલા જડ્યા અને તે પરથી નવા વિચારો પણ સૂઝ્યા, તે બધા પોતાના જ અનુભવ કે ચિંતનમાંથી નીકળેલા હોય તોયે, જે ચોપડીના વાચનથી તે એકસામટા જાગ્રત થયા તે ચોપડીને જ એમનું શ્રેય આપીએ એ જ યોગ્ય છે.

રાષ્ટ્રીય કેળવણીની યોજના એટલે સમાજસેવકોનો સમાજઉદ્ધારનો સ્થાયી

સંકલ્પ અને સામાજિક દોષો સામેના મહાયુદ્ધની વિવિધ રચના.

*

જે બીજમાં વૃક્ષને જોઈ શકે છે, પાણીના ટીપામાં પહાડોને અને પથ્થરોને ઘસવાની શક્તિ જોઈ શકે છે એ જ કેળવણીમાં દેશની અને જગતની ઉન્નતિ જોઈ શકે છે.

*

કિલ્લાની દીવાલ કરતાં એના ઉપર ઊગેલા પીપળના છોડનાં મૂળિયાંની શક્તિ વધારે છે. કેમ કે દીવાલના પથ્થરોમાં મોતની દૃઢતા છે, જ્યારે ઝાડનાં મૂળિયાંમાં જીવંતપણાની વ્યાપકતા છે. જડ પથરો ભલે અડગ હોય પણ ઝાડના જડોના ઘૂસણિયાપણા આગળ તે હાર્યા છે.

ધીરજ અને ઉત્સાહ એ કેળવણીકારોનું કુલવ્રત છે

*

જમીનમાં માણસનો ખોરાક પથરાયેલો છે. પણ એ ખેડયા વગર એને તે મળતો નથી. ચકમકમાં અગ્નિ ભરેલો છે, પણ એને છેડયા વગર તે પ્રગટ થતો નથી.

*

કુદરત એની મેળે ચાલે છે, એની પાછળ કશો મંગલ કે અમંગલ હેતુ નથી, એમ માનવાની જેમ ભારે ભૂલ આપણો જમાનો કરે છે તેમ જ સમાજની સ્થિતિ અને પ્રગતિ એની મેળે થાય છે, એમાં ખાસ સાચવવા જેવું કશું નથી એમ પણ આજનો જમાનો ભૂલથી માને છે.

# ૧. કેળવણીનું નવું દર્શન*

નવી કેળવણીનો અનુભવ લેવા માટે ભેગા થયા ત્યારે તેનું ચિંતન પ્રાર્થનાથી કરીએ, એ શુભ વસ્તુ છે. પ્રાર્થના એટલે માનવીનો ઈશ્વર સાથેનો સંબંધ. કેવળ એકલા માનવીનો નહીં પણ સમસ્ત માનવસમુદાયનો ઈશ્વર સાથેનો સંબંધ જોડીએ તેનું નામ ઉપાસના.

હજાર વર્ષ પહેલાં જે કેળવણી આપણે લેતા તે આજીવિકાના સાધન તરીકે લેતા હતા. બ્રાહ્મણ યજ્ઞયાગની, ક્ષત્રિય શસ્ત્રની, વૈશ્ય ધન કમાવાની કેળવણી લેતા. અને શૂદ્ર કેળવણી વિના સેવા કરતા. ત્યાર પછીના કાળમાં નોકરી અને પ્રતિષ્ઠા કેમ મળે તે ઉદ્દેશથી કેળવણી લોકો લેવા લાગ્યા પણ કહેતા હતા કે જ્ઞાનમાં ઉમેરો કરવા લઈએ છીએ. આપણા દેશમાં ગાંધીજી આવ્યા અને તેમણે આ યુગને સંદેશો આપ્યો કે કેળવણી સમગ્ર જીવનની હોવી જોઈએ. વૈયક્તિક, રાજકીય, સાંસ્કૃતિક, આર્થિક, સામાજિક એમ જીવનનાં બધાં પાસાં તેમાં આવી જાય. સમાજના ભિન્ન ભિન્ન ઘટકોની કેળવણી આપણે લેવા ઈચ્છીએ છીએ. અને તે જીવન દ્વારા લેવા ઈચ્છીએ છીએ. ગાંધીજીએ કેળવણીની લાંબી વ્યાખ્યા ન આપતાં કહ્યું કે માણસનું જીવન કર્મમય હોય. કર્મ જ્ઞાનમય હોવું જોઈએ. કર્મ કર્યા વિના માણસનું જીવન કટાઈ જાય છે. સડી જાય છે. કર્મ વિના ઘરસંસાર ન ચાલે. કર્મ વિના શરીર નીરોગી ન રહે એ કર્મ રૂઢિ તરીકે કરીએ, અંધવત્ કરીએ, યંત્રવત્ કરીએ તો પૂરો ફાયદો ન મળે. તેથી જીવન વિકસતું નથી. પણ બંધિયાર જળ જેવું થઈ જાય છે. તેથી જ ગાંધીજી ભારપૂર્વક કહેતા કે જીવન કર્મમય હોય, કર્મ જ્ઞાનમય હોવું જોઈએ. કર્મ અને જ્ઞાનનો સમન્વય થવો જોઈએ. તે માટેની તૈયારી કરવી તેનું નામ નવી કેળવણી.

નવી કેળવણીમાં મોટો હિસ્સો કર્મનો હોવો જોઈએ. અત્યાર સુધીની આપણી કેળવણી લખવાવાંચવાની હતી. લખતાં શીખવું એ કેળવણીનું પ્રધાન અંગ ગણાતું. લખવા માટે ત્રણ આંગળાંની જરૂર પડે તેથી એ કેળવણીને મેં ત્રણ આંગળાંની કેળવણી કહી છે. ગાંધીજીએ આપણને દસ આંગળાંની કેળવણી લેવાનું કહ્યું એટલે બંને હાથનો સુંદર ઉપયોગ કરવાનું જણાવ્યું એમાં ઘડવું, ભાંગવું, જોડવું બધું આવી જાય. દરજી કાપડને કાપે છે અને કાપેલાંને સાંધે છે. સુથાર પણ એવું જ કરે છે. આપણે બધાં પણ જીવનમાં એવું જ કરીએ છીએ. જીવનમાં દસ આંગળાં વાપરીને જીવનને સુખી, સમર્થ અને સગવડભર્યું કરીએ છીએ. એ બધી કેળવણી છે. જીવન જીવતાં જે કરીએ તેનું રહસ્ય સમજીને આગળ જઈએ.

* વેડછીમાં ઈ. ૧૯૫૧માં આપેલા વ્યાખ્યાનની નોંધ.

જાણ્યા વિના કરીએ તે આંધળાના જેવું છે. દરેકનું રહસ્ય સમજીને કરીએ તેને અનુબંધ કહે છે. અનુબંધયુક્ત જીવવું એ આપણી કેળવણી છે. હવે તો નવી કેળવણીની વ્યાખ્યા કરનારા તમને મળશે. સારી સારી ચોપડીઓ પણ મળશે. પણ ગાંધીજી જે ભારપૂર્વક કહેતા કે પાયાની કેળવણીનો ઉદ્દેશ અહિંસક સમાજરચનાની સ્થાપના કરવી એ છે. અહિંસા સાથે કેળવણીને શું લેવાદેવા છે એવો પ્રશ્ન કેળવણી-કારોએ ઉઠાવેલો. પણ એ ખ્યાલ ભૂલભરેલો છે. માણસ અહિંસક સમાજરચનાની સ્થાપના ત્યારે જ કરી શકે જ્યારે તે બીજાને નિચોવે નહીં. બીજાનું શોષણ ન કરે. અને બીજાની ખાંધ પર નહીં બેસે. જો અહિંસક સમાજરચના ન સ્થપાય તો હિંસાનો રસ્તો એટલો વિકસેલો છે કે હવે માનવજાતને માટે વિનાશના ખાડામાં પડવાનું જ બાકી રહ્યું છે. દુનિયા એ રસ્તો જુએ છે, ધ્રૂજે છે પણ પ્રવાહમાંથી નીકળાતું નથી. એવી કરુણ પરિસ્થિતિ આજની દુનિયાની છે. એમાંથી નીકળવા માટે સમગ્ર જીવનમાં પરિવર્તન કરવાની જરૂર છે.

આપણા દેશની વાત કરું તો આપણે ત્યાં જાતજાતના વર્ણો અને જ્ઞાતિઓ છે. એ બધાંને રાખીને આપણે બચવાના નથી. કોઈનું જીવન એકાંગી ન થાય, ન થવું જોઈએ. એ માટે કેળવણી પણ એકાંગી ન થવી જોઈએ. તે સર્વાંગી હોવી જોઈએ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યનું જીવન એકાંગી છે, અને શૂદ્રનું પાંગળું છે. હું વર્ણાશ્રમના મૂળ આદર્શની વાત કરતો નથી. પણ જે જાતની આપણે હાલ કલ્પના કરીએ છીએ તે જોતાં ચાર વર્ણોનું જીવન એકાંગી છે. આજે તો દરેક ન્યાત એટલે અલગ રાષ્ટ્ર એવી મનોવૃત્તિ થઈ ગઈ છે. ત્યાં સ્વરાજની સ્થાપના અશક્ય છે તે કરવા માટે એકાંગી જીવનનો ત્યાગ કરી પરિશ્રમ કરવો જોઈએ. જે પરિશ્રમ કરતો નથી અને મોજમજા કરે છે તેના જીવનમાં દ્રોહ, લુચ્ચાઈ વગેરે દુર્ગુણો આવે જ છે. જે મફતનું ખાય છે તેના જીવનમાં પાપ ન આવે તો આખું અધ્યાત્મશાસ્ત્ર ખોટું પડે. જે ઉજળિયાત છે, છાયામાં જીવે છે, તડકામાં શ્રમ કરતાં નથી તે બીજાની મહેનતનું ફળ લે છે. તેમાંથી બચવા માટે બાળપણથી જ શ્રમ કરતાં કરતાં કેળવણી લઈએ તે આવશ્યક છે. કર્મ દ્વારા જે હૃદયમાં ઊતરે છે તે જ મજબૂત બને છે. બુદ્ધિને કર્માનુસારિણી કહી છે. તેથી જ નવી કેળવણીમાં કર્મને પ્રાધાન્ય આપ્યું છે. વિચારપૂર્વક કર્મ ન કરીએ તો મજૂર બની જઈએ. આપણે કર્મ દ્વારા બધી જાતનું જ્ઞાન મેળવવાનું છે. એ કેળવણી જમીન પર પગ મૂકીને ચાલવા માટે છે. કોઈના ખભા પર બેસીને જવા માટે નથી. લોકોને દબાવીને, નિચોવીને હું નહીં જીવું એવી ભાવના કેળવવી હોય તો તેની ટેવ બાળપણથી જ પાડવી જોઈએ.

ગાંધીજીએ રાષ્ટ્રના શહેર અને ગામડાં એવા બે વિભાગ પાડ્યા. સંસ્કૃત સાહિત્યમાં પણ પૌર અને જાનપદ એવા બે વિભાગો હતા. ગાંધીજીએ આપણી આંખનાં પડળ ખોલ્યાં કે આજની કેળવણી શહેરી છે. હવે એ ગામડાંની થવી જોઈએ. આપણા રાષ્ટ્રનો પાયો ગામડું છે. તેથી પાયાની કેળવણીમાં ગ્રામજીવન કેન્દ્રમાં છે.

મેં ૨૪ વર્ષ પહેલાં એક લેખ લખ્યો હતો. તેમાં આપણી વસ્તીના ત્રણ ભાગ પાડયા હતા. રાનીપરજ, ખેતીપરજ અને દરિયાપરજ.

ખરી રાનીપરજ વસ્તી જંગલમાં વસે છે. જ્યાં મોટાં ગીચ જંગલો છે. જમીન સીધી નથી. પહાડો અને ખીણો આવેલાં છે. લોકો શિકાર અને પાંદડાં પર જીવે છે. એવા રાનીપરજ લોકોનો સાથી કૂતરો. તેમને વનસ્પતિઓનું જ્ઞાન હોય છે. શિકારમાં હોશિયાર અને જરૂર પડે તો લૂંટફાટ પણ કરે. આ આપણી વસ્તીનો એક પ્રકાર.

ખેતીપરજ પ્રજાના સાથી ગાયબળદ છે. એમાં ઘોડો, ગધેડો, ખચ્ચર પણ ઉમેરી શકાય. તે હળ ચલાવે છે જ્યારે રાનીપરજ શિકાર ખેલે છે.

ત્રીજી દરિયાપરજ. તેઓ વહાણમાં બેસી સમુદ્રમાં જાય છે. દરિયો એ તેમનું બંધન નથી પણ આમંત્રણ છે એમ સમજી દૂર દૂર સાગરની છાતી પર બેસી તેઓ જાય છે.

પાયાની કેળવણીમાં ખેતી અને વણાટ પર પ્રાધાન્ય અપાયું છે. સ્વરાજ નહોતું ત્યારે ખેતી હાથમાં લીધી ન હતી પણ હવે પાયાની કેળવણીમાં ખેતી એ મુખ્ય વસ્તુ હોવી જોઈએ. વણાટ પણ જોઈએ. અન્ન, વસ્ત્ર, આશ્રય અને ઓજાર એ ચાર વસ્તુ માણસને જોઈએ છે. એ ચારે વસ્તુ માણસની મુખ્ય હાજતો છે.

ખેતી ઉપરાંત દરિયો ખેડવાનું કાર્ય છે તે પણ કેળવવું જોઈએ. વૈષ્ણવ વગેરે સંપ્રદાયના લોકોએ સમુદ્રયાત્રાનો નિષેધ કર્યો છે તેથી આપણો કિનારો અરક્ષિત રહ્યો. તેથી જ પ્રાચીન કાળમાં કાલયવન વગેરે ચઢી આવ્યા હતા. હાલમાં આવી જ રીતે ફ્રેંચ, વલંદા, પોર્ટુગીઝ અને અંગ્રેજો આવ્યા. આપણે કિનારાનો લાભ ન લીધો તેનું એ પરિણામ છે. સમુદ્રમાંથી વળી ખોરાક પણ મળે છે. તમારી માન્યતા જુદી હોય પણ દુનિયા આજે એનો ઉપયોગ કરે છે. જ્યાં સુધી હિંદમાં અનાજની સમસ્યા છે ત્યાં સુધી માછલી ખાનારને હું ના ન પાડું પણ તેમને એ મળી રહે એવી સુવ્યવસ્થા ઊભી કરું. જો આપણે સમાજમાં પાયાની કેળવણી ફેલાવવા માગતા હોઈએ તો એ ત્રણ પ્રકારના લોકોને લક્ષમાં રાખવા જોઈએ. અને એ લોકોના ઉદ્યોગને મૂળ ઉદ્યોગ કરીને કેળવણી આગળ ચલાવવી જોઈએ.

સમાજના તમામ લોકો જો પાયાની કેળવણી લેશે તો રાષ્ટ્રમાં કળાકૌશલ્ય એટલું વધી જશે કે વસ્તી બમણી થાય તોયે અન્નસંકટ નહીં આવે. આજે તો લોકો અપંગ છે. જ્ઞાન, મહેનત અને આવડતમાં પછાત છે. તે દોષ દૂર કરવા પાયાની કેળવણી લઈએ.

આપણે સ્વતંત્ર થયા એટલે આપણે બહાર જઈશું. બહારના લોકો આપણે ત્યાં આવશે. કોઈનો બહિષ્કાર ન કરીએ. બધા દેશમાં જઈશું અને બીજાને આવકારીશું. બધા સાથે વ્યવહાર કરવાના છે ત્યારે જ્ઞાતિભેદ નહીં ચાલે. તે દૂર કરો. તેથી જીવનમાં ભારે પરિવર્તનની — શાંત ક્રાંતિની જરૂર છે. એ વાત ધ્યાનમાં રાખો.

આપણે પાયાની કેળવણી લેતા હોઈએ તો એક દિવસ આપણી રાજવ્યવસ્થ અહિંસક થશે જ. આજની રાજદ્વારી સ્થિતિ પલટીને નવી સમાજરચના કરવાની છે. તે માટે આપણે કોઈ રાજદ્વારી પક્ષના આશ્રિત થવા માગતા નથી. આપણે ક્રાંતિ કરવા માગીએ છીએ. તેથી કોઈ પણ રાજદ્વારી પક્ષનો પ્રભાવ આપણા પર ન પડે એ સ્થિતિ નિર્માણ કરવાની છે. પૈસાની બાબતમાં આપણે સ્વાવલંબી થઈએ. કોઈના ઓશિયાળા ન થવાય તો ઉત્તમ પ્રજા પાસેથી સીધી મદદ લેવી એ સારું. તો જ આપણું તેજ વધશે. નાણાંમાં આશ્રિત રહીએ ને ઉત્તમ કામ કરીએ છતાં આપણી કેળવણી તેજસ્વી ન થાય. જેટલે દરજ્જે આપણે સ્વાવલંબી થયા તેટલે દરજ્જે આપણી કેળવણી તેજસ્વી થશે. માટે એ સ્થિતિ નિર્માણ કરવા માટે જ્ઞાનયુક્ત પરિશ્રમ કરો અને પરિશ્રમયુક્ત જ્ઞાન મેળવો.

## ૨. શુદ્ધ શિક્ષણ

કેટલાક લોકોનું જીવન છીછરું હોય છે, કેટલાકનું ઊંડું — ગંભીર હોય છે. ઘણાખરા લોકોનું જીવન સંકુચિત હોય છે, થોડાક લોકોનું જીવન વ્યાપક — વિશાળ હોય છે. કેટલાક લોકો ચાલુ ક્ષણ માટે જીવતા હોય છે અને કેટલાક ઉદાર મહાત્માઓને એક પેઢી જ એક ક્ષણ જેવી લાગતી હોય છે. પણ આ બધાને પોતાના જીવનને માટે થોડીઘણી તૈયારી તો કરવી જ પડે છે. પોતપોતાની કલ્પના પ્રમાણે જીવન કાર્યક્ષમ, સમૃદ્ધ, સંપૂર્ણ અને કૃતાર્થ કરવા માટે જે કાંઈ તૈયારી કરવી પડે તેનું નામ શિક્ષણ.

એ રીતે જોઈએ તો મનુષ્યનું શિક્ષણ તે જન્મ લે તે પહેલાં જ શરૂ થઈ જાય છે. માતપિતાના સંસ્કાર ગર્ભાધાન સમયે મળતાં માતાના પેટમાં જ તે વધવા લાગે છે અને તેની સાથે જ શિક્ષણનો આરંભ થઈ જાય છે. માણસ ઘરડો થઈને છેક ક્ષીણ થઈ જાય છે તોપણ તે ક્ષણે ક્ષણે કંઈક ને કંઈક સંસ્કાર મેળવતો જ હોય છે અને કોઈક બાબતમાં પોતાની યોગ્યતા વધારતો જ હોય છે. તેમ જ સમગ્ર જીવનના પોતાના સંસ્કાર કોઈ ને કોઈ રૂપે સમાજમાં તે ફેલાવતો રહે છે. પુનર્જન્મમાં માનનારા આપણે માનીએ છીએ કે એક જીવન એટલે જ પછીના જીવનની પૂર્વતૈયારી. જગતમાં જે કાંઈ અનુભવ લઈએ છીએ કે દઈએ છીએ તે સર્વ આપણાં અધ્યયન અને અધ્યાપન હોય છે. વિદ્યાર્થી પણ પોતાનો અનુભવ અને પરિચય શિક્ષકોને અને વડીલોને શીખવતો હોય છે. સર્વત્ર જે વ્યાપાર ચાલી રહ્યો છે તેનું જો કંઈ મહત્ત્વ હોય તો તે આ શિક્ષણની દૃષ્ટિએ જ. સાંખ્ય, યોગ, વેદાંત આદિ છ કે છસો, ગમે તેટલાં દર્શનો ભલે હોય, પણ સર્વ જીવનમાં અને વિશ્વમાં વ્યવસ્થા આણનાર કોઈ એક સાર્વભૌમ દર્શન હોય તો તે શિક્ષણ-

'જીવનના સર્વ પ્રશ્નોનો જે ઉત્તર આપે, સર્વ ગ્રંથિઓને જે છૂટી પાડે, સર્વ ઘટનાઓનો જે ખુલાસો કરે, જીવનના ઉદ્દેશને નિશ્ચિત કરી તે ઉદ્દેશ પ્રમાણે ચાલવાની જે શક્તિ આપે, અને સર્વ જીવનરહસ્યને ખુલ્લું કરીને અશેષ જીવનનો જે સાક્ષાત્કાર કરાવી આપે તે દર્શન,' એ વ્યાખ્યા જો બરાબર હોય તો જીવન-વ્યાપી શિક્ષણ એ એક સાર્વભૌમ દર્શન છે. ઈતર સર્વ દર્શનોનું તે શિરોમણિ છે અને અંતમાં તેનો જ વિજય છે એમાં શંકા નથી.

આ દૃષ્ટિએ જોતાં જન્મભર જે કાંઈ ચાલે છે તે શિક્ષણ જ છે એમ કહેવું પડશે. અને તે ખરું પણ છે. તોપણ જે કાળે સર્વ શક્તિ અપરિપક્વ પણ વધવા લાગેલી હોય છે અને જે કાળે સામાજિક જવાબદારીનો વિકાસ હજી થવાનો હોય છે તે કાળ જ શિક્ષણનો કાળ ગણાય છે. એ કાળ જે પ્રમાણમાં થોડો તે પ્રમાણ-માં એ થોડા સમયમાં સૌથી મહત્ત્વની વસ્તુ વધારેમાં વધારે કેવી રીતે ઠાંસવી અને અજ્ઞાનથી કે અયોગ્ય શિક્ષણથી થનારાં નુકસાનો કેમ ટાળવાં તે શોધી કાઢવા તરફ જ સમાજપુરુષોનું લક્ષ્ય લાગેલું હોય છે.

શિક્ષણ એટલે જીવનસાફલ્યની પૂર્વતૈયારી. એ વ્યાખ્યા જો ખરી હોય તો શિક્ષણ લેનાર વ્યક્તિની શક્તિ, તેનો સ્વભાવ, તેની પરંપરા, તેની રુચિ, વ્યક્તિ-ગત ગુણદોષ — એ સર્વેનો વિચાર કરવો જોઈએ. અને જે અસંખ્ય વસ્તુઓ મળીને સંપૂર્ણ જીવન બને છે તેનું તારતમ્ય પણ જોવું જોઈએ. બધી જ સારી અથવા મહત્ત્વની વસ્તુ સરખા મહત્ત્વની નથી હોતી, અને જ્યારે બધું સાધવા-નું બની શકતું નથી ત્યારે કેટલીય સારી સારી બાબતો ગૌણ હોવાને કારણે છોડી દેવી પડે છે.

જુદે જુદે યુગે જુદી જુદી વિદ્યાકલાનું વધતુંઓછું મહત્ત્વ હોય છે. સર્વત્ર ધમાધમ હોય તે વખતે જે પ્રકારનું શિક્ષણ આવશ્યક હોય તે જ શિક્ષણ શાંતિના કાળમાં ઓછા મહત્ત્વનું ઠરે છે. સહરાના રણમાં જીવનસાફલ્યની એક પ્રકારની તૈયારી કરવાની હોય છે અને પ્રશાંત મહાસાગરના બેટમાં જુદા જ પ્રકારની. રાજપૂતાનામાં એક પ્રકારની અને સુજલા સુફલા બંગભૂમિમાં અન્ય પ્રકારની. કાશ્મીરમાં એક પ્રકારની અને કેરળમાં બીજા પ્રકારની. લોકોની જરૂરિયાત અને આકાંક્ષાઓનો વિચાર કર્યા વિના, દેશ-કાલ-પરિસ્થિતિનો વિચાર કર્યા વિના, જો શિક્ષણક્રમ આંકી કાઢવામાં આવે તો તે વ્યર્થ જ નીવડવાનો, એટલું જ નહીં પણ અનર્થકારી પણ નીવડવાનો. આપણે ત્યાંની શિક્ષણપદ્ધતિ પહેલાં બ્રાહ્મણી પદ્ધતિની હતી. કર્મકાંડ, જ્યોતિષ, વ્રતવૈકલ્ય — એને જ પ્રાધાન્ય હતું. એમાં કંઈક ફેરફાર કરી ધનુર્વેદ વધાર્યો એટલે ક્ષત્રિયનું શિક્ષણ થયું.

સંગીત, વૈદક, લુહારી-સુતારી વગેરે વિદ્યાઓનું જ્ઞાન, વડીલો પાસેથી કે તે તે કળાના ઉસ્તાદો પાસેથી જેવું મળતું તેવું લેતા. જોઈને કરવું અને કરીને જોવું એમાં સર્વ શિક્ષણકલા આવી જતી. શુશ્રૂષા એ એક શબ્દમાં ગુરુનો ઉપદેશ સાંભળવો અને એમની સેવા કરવી એ બંને આવી જતાં.

આપણું આજનું શિક્ષણ શરૂઆતમાં કારકુનના ધંધાનું હતું. લખવું-વાંચવું અને હિસાબ કરવા એ જ આ શિક્ષણનાં મુખ્ય અંગ હોય છે. અંક અને લિપિ એ બે જ શિક્ષણનાં આધાર. ઉજળિયાત લોકોએ છાયામાં બેસીને આંકડા ગણવાના, ચોપડા લખવાના અને જીભથી હુકમ છોડવાના — એટલા જ કામની એમને ખબર હતી. કોઈ પણ ઠેકાણે કામ ચાલુ હોય એટલે એમના હાથ ગંભીરપણે કબર ઉપર મૂકેલા જ નજરે પડવાના !

પણ હવે એ નહીં ચાલી શકે. અંકલિપિનો યુગ પાછળ પડી ગયો છે અને હવે તક્ષણી[1] અને તર્કુ[2]ના દિવસ આવ્યા છે. પ્રાચીન કાળમાં ઉજળિયાત અને શોખીન લોકોનાં ઘરોમાં પણ તક્ષણી અને તર્કુ રહેતાં અને વપરાતાં હતાં એવા પુરાવા મળે છે.

ગણિત શીખવાથી હિસાબ કરતાં આવડે, એટલું જ નહીં પણ બુદ્ધિશક્તિ તીવ્ર બને અને અચૂક અનુમાન કેમ કઢાય એ કળામાં પણ માણસ નિષ્ણાત બને એવું કહે છે. અને શિક્ષણક્રમમાં ગણિતને રાખવાનો મુખ્ય ફાયદો એ જ ગણાય છે. આજે વસ્તુ ગણિતથી સધાય તે વ્યાકરણથી પણ સધાય છે. વાક્યોનાં અને ભાષાનાં રૂપ ધ્યાનમાં આવતાં શબ્દ કેમ બને છે, તેનો પ્રયોગ કેમ કરાય છે, શબ્દોના પરસ્પર સંબંધ કેવા હોય છે ઈત્યાદિ બાબતો ધ્યાનમાં આવવાથી બુદ્ધિને શાસ્ત્રીયતાનું વલણ મળે છે અને એમ કેળવાયેલી શક્તિ જીવનમાં ઉપયોગી બને છે.

જે કાર્ય વ્યાકરણ કે ગણિતથી થાય છે તે જ પ્રમાણશાસ્ત્ર કે તર્કમીમાંસા શીખવાથી થઈ શકે. એથી પણ અનુમાનની વેધકતા, તર્કની સચોટતા અને કાર્યકારણસંબંધની દૃઢતા કેળવાય છે.

બુદ્ધિને તેજસ્વી કરવા માટે ગણિત વાપરો, વ્યાકરણ વાપરો કે તર્ક વાપરો-સાધન ગમે તે લો, એક જ સાધ્ય આ ત્રણે સાધે છે.

ઉજળિયાત શિક્ષણના પુરસ્કર્તા એમ માનીને ચાલે છે કે બુદ્ધિના વિકાસનાં આ ત્રણ જ સાધનો છે. પણ એમાં એમની ભૂલ થાય છે. સુતારી, લુહારી વગેરે કોઈ પણ ઉદ્યોગ લઈએ અને તે પદ્ધતિસર શિખવાય તો તેમાંથી ઉપરના પ્રકારનું શિક્ષણ મળવું જ જોઈએ. ઉદ્યોગ શીખતાં જે બુદ્ધિવિકાસ થાય તે શબ્દવિસ્તારના શિક્ષણથી થતા વિકાસ કરતાં જરાયે ઓછો નહીં હોય. સાહિત્ય, વ્યાકરણ આદિ વિષયો સેંકડો વર્ષ સુધી શિક્ષણનાં સાધનો તરીકે વપરાતાં હોવાથી તેના અધ્યયનની ટેવ પડી ગઈ છે. કોશ, વ્યાકરણ, અલંકાર, છંદ આદિ સાધનગ્રંથો તૈયાર થયા છે. શિક્ષણનો ક્રમ પણ રૂઢ થઈ ગયો છે. પ્રત્યેક વિભાગનાં પૃથક્કરણ અને વર્ગીકરણ કરવામાં આવ્યાં છે. આ જ પ્રકાર જો સુતાર, લુહાર, કુંભાર, વણકર વગેરે લોકોના ઉદ્યોગોને લાગુ પાડવામાં આવે તો ત્યાં પણ

૧. તક્ષણી એટલે સુતારી ઓજાર, વાંસલો.

પૃથક્કરણ, વર્ગીકરણ અને ક્રમીકરણ ઉત્પન્ન થાય છે. અને આ ત્રિવિધીકરણમાં જ સર્વશિક્ષણનું રહસ્ય આવી જાય. વિષય કોઈ પણ હોય, પરિણામ લાવવાનું એ પૃથક્કરણ, વર્ગીકરણ, ક્રમીકરણ અને પરસ્પર સંબંધોના નિશ્ચયીકરણમાં જ. તો પછી જીવનમાં જે વિષયનું મહત્ત્વ સર્વથી અધિક અને વ્યાપક તે જ વિષયનો આધાર લઈને જ, જનતાનું સર્વશિક્ષણ કાં ન ચલાવવું? મિકેનિક્સ, સુતારી, લુહારી ઇત્યાદિ યાંત્રિક કલા; પદાર્થવિજ્ઞાન, રસાયન આદિ ભૌતિકશાસ્ત્રો વગેરેનો ઉપયોગ કરીને બૌદ્ધિક વિકાસ સાધવામાં આવે તો શિક્ષણ પૂર્ણપણે મળે અને આજીવિકાની પણ તૈયારી થઈ જાય. કેવળ શૈક્ષણિક દૃષ્ટિએ જોતાંયે હુન્નરમૂલક શિક્ષણ અધિક લાભકારી છે. ગણિત, વ્યાકરણ, તર્ક, કવિતા આદિ વિષયો બહુ તો મનને કેળવે છે, પણ એનાથી ઇંદ્રિયો કેળવાતી નથી. એથી ઊલટું, ઇંદ્રિયો કેળવવાનો પ્રયત્ન કરતાં મન ઘણે ભાગે ઓછું કેળવાય છે. આ માટે શિક્ષણનો આધાર, શિક્ષણનું માધ્યમ અથવા વાહન શાબ્દિક ન લેતાં ઔદ્યોગિક લેવું એવું જગતના શિક્ષણવિશારદો હવે કહેવા લાગ્યા છે. અને આ નવું શિક્ષણ જ વિરાટ જનતાને અધિક અનુકૂળ છે એમ દેખાયું છે. પુસ્તકિયા શિક્ષણના હાથ જ્યાં હેઠા પડ્યા છે ત્યાં ઉદ્યોગપ્રધાન શિક્ષણે યશ મેળવ્યો છે.

૨

આજે સમાજમાં સ્પષ્ટ બે વર્ગ પડેલા દેખાય છે — શ્રમજીવી અને પરોપજીવી. પરોપજીવી લોકોએ પોતાનું સ્વરૂપ દીપાવવા પોતાને માટે બુદ્ધિજીવી એવું સંશયાસ્પદ ગૌરવવાળું નામ ધારણ કર્યું છે. પોતાના અંગના પરસેવાએ પોતાની આજીવિકા ચલાવનારા લોકોને જે ગૌરવવંતું નામ અપાવું જોઈએ — હલાલખોર — તે બિચારા સર્વશ્રેષ્ઠ પણ દલિત સમાજસેવક ભંગીને લાગુ પાડ્યું છે! — અને પરોપજીવી લોકોને માટે જે વિશેષણ યોગ્ય હતું — હરામખોર — તે કેવળ એક ગાળ— અસંસ્કારી લોકના મોઢાનો જ શબ્દ બની રહ્યો. આજનું શિક્ષણ પરોપજીવી લોકોની દૃષ્ટિએ રચાયું છે. કોઈક દાદા પોતાના પૌત્રને જરૂર કહેતા હશે, ‘કંઈક શીખ, નહીંતર પછી બીજાના જોડા સાફ કરવા પડશે.’ એમના કહેવાનો ભાવ સ્પષ્ટ કરવો હોય તો એમ કહેવાય કે, ‘જો થોડું ભણ્યો હોઈશ તો તારા જોડા તારે સાફ નહીં કરવા પડે પણ તારા જોડા સાફ કરવા બીજાને રાખી શકીશ.’ બીજાના જોડા સાફ કરવા અથવા પોતાના બીજા પાસે સાફ કરાવવા એ બે જ પંથ સમાજમાં દેખાય છે. અમે કહીએ છીએ કે કોઈની ઉપર પણ બીજાના જોડા સાફ કરવાપણું આવે નહીં અને કોઈ બીજા પાસે પોતાના જોડા સાફ કરાવવા જેટલો એદી અથવા પાંગળો બને નહીં. સમાન દરજ્જાના લોકો એક એકના જોડા સાફ કરી દે તેમાં કંઈ ખોટું નથી, સમાન દરજ્જાના લોકોમાં સ્વાવલંબન પણ શોભે અને પરસ્પરાવલંબન પણ શોભે. અને તેમાં પણ જ્યાં સ્વાવલંબન શક્ય હોય ત્યાં પરસ્પરાવલંબનની ગૂંચવણ ઊભી કરવી નહીં. સામાજિક જીવન એટલે જ પરસ્પરાવલંબન એ ખરું પણ જોરદાર સ્વાવલંબનની વૃત્તિના પાયા પર જ

પરસ્પરાવલંબનની સામાજિક ઈમારત ચણી શકાય છે.

'નિર્દોષં હિ સમં બ્રહ્મ,' આવું જે બ્રહ્માનું વર્ણન ગીતામાં કર્યું છે તેનું સ્મરણ કરીને આપણે નિષ્પાપ અને સમાનતામૂલક બ્રાહ્મીસમાજ સ્થાપન કરવાનો છે. કારણ, આ જ પાયા પર જગતની શાંતિ અને અદ્રોહની સ્થાપના કરી શકાવાની છે. દેવે માણસને સર્વોત્કૃષ્ટ વર — મનુષ્યાય હિતતમ્—આવો આપ્યો છે: 'Under the sweat of thy brow thou shalt earn thy bread' તારા પરસેવાની રોટી તું ખાજે. પણ જગતનાં પૂતળાં પેઠે બેસી રહેનારાઓને લાગ્યું કે, 'એ તો મહાશાપ મળ્યો.'

આ પછી નિષ્પાપ જીવનનું શિક્ષણ શરૂ કરાવવાનું છે. અર્થમાં તે કર્મમૂલક જ હોવાનું. કર્મથી ચિત્તશુદ્ધિ થાય છે, જીવનશુદ્ધિ થાય છે અને સ્વાતંત્ર્યપ્રાપ્તિ પણ થાય છે.

## ૩

પરોપજીવી લોકોની શિક્ષણની દૃષ્ટિ કેવી હોય છે તે ઉપર કહ્યું છે. ગામડાંના લોક અને શહેરના કારીગરવર્ગના લોકો તો 'શિક્ષણ'થી ડરે જ છે. તેઓ કહે છે, 'ભણ્યા પછી છોકરો કામને માટે નાલાયક બને છે. એ અહીંનોય નથી રહેતો ને ત્યાંનો-ય નથી રહેતો.' ઊજળા લોકો પોતાનો છોકરો શીખતો ન હોય તો કહેશે, 'તો શું, પછી હળ ઝાલવું છે?' અને કોઈ ખેડૂતને પૂછીએ કે 'તારા છોકરાને ભણા-વતો કેમ નથી?' તો કહેશે, 'ભણાવીને શું કરવું છે? પછી તો હળ ઝાલતાંયે નહીં આવડવાનું'. પ્રતિષ્ઠિત પરોપજીવી થતાં આવડે તે માટે ઊજળા લોકોએ શોધી કાઢેલી યુક્તિ તે શિક્ષણ— એ જ ખેડૂતની કલ્પના હોય છે, અને એ યુક્તિ પોતાના છોકરાથી ન સધાય તો હાથનો હુન્નર પણ જાય અને નવીન પ્રકારની છેતરપિંડી પણ હાથ ન કરાય, એવી સ્થિતિ થતાં શિક્ષણ પાછળ ખર્ચેલાં નાણાં વ્યર્થ થાય અને ખરચાળ રીતે રહેતાં શીખેલા છોકરાને ઘરમાં બેસાડી રાખી તેને પોષ્યા કરવો પડે. આવી સ્થિતિ ન જોઈએ, કહીને એ શિક્ષણથી ડરતો હોય છે.

નવી શિક્ષણપદ્ધતિ જૂની કરતાં ભિન્ન છે એવું જ્યારે ખેડૂતોને અને કારી-ગરોને દેખાશે ત્યારે માછલું જેમ પાણી તરફ દોડે તેમ તેઓ દોડીને શિક્ષણ લેવા આવશે. — અને ઊજળા લોકોને પણ દેખાશે કે અંક અને લિપિના જોર ઉપર પોદળાની પેઠે રહેવા કરતાં બુદ્ધિમાન અને કલ્પક કારીગર થઈને રહેવું એ જ સાચા લાભનું અને સાચી પ્રતિષ્ઠાનું જીવન છે.

આજના ચાલુ શિક્ષણના દોષોની ચર્ચા એટલી થઈ છે કે એને સારું કહે-નારો કોઈ રહ્યો નથી. આજની પદ્ધતિને ખરાબ કહેતાં કહેતાંયે એને જ ટેકો દેનારા લોકોનો વર્ગ તો બહુ મોટો છે. આવા લોકોએ શિક્ષણમાં ઇન્દ્રિયનું શિક્ષણ, ઉદ્યોગ અને પ્રયોગ એ વસ્તુઓને સ્થાન આપવાની શરૂઆત કરી છે. પણ આજ-કાલ તો એ એક ખેલ જ થઈ પડયો છે. પ્રાથમિક ખર્ચનો પ્રશ્ન છોડી દઈએ તો સ્વાવલંબન એ પરિશ્રમનું અને નિર્દોષ સામાજિક જીવનનું વ્યાકરણ

છે. પરિશ્રમથી જો સ્વાવલંબન ન આવે તો એ પરિશ્રમમાં રામ નહીં હોય અથવા સમાજવ્યવસ્થા હોવી જોઈએ તેવી નિર્દોષ નહીં હોય, એમ જ કહેવું જોઈએ. સ્વાવલંબનનું વ્યાકરણ સરળ છે, પણ મધ્યમ વર્ગને કોઠે પડવું બહુ કઠણ છે. આ રસાયણ જો પચી શકે તો મનુષ્ય વજ્રકાય બને, નહીંતર સિંહના દૂધની પેઠે અંગે અંગે ફૂટી નીકળે.

સુશિક્ષિત લોકો પૈસા ઓછા મેળવતા નથી. કોઈ કોઈ લોકો તો પૈસાની પથારી કરે છે એમ પણ કહેવાય. આટલું છતાં નિષ્પાપ સ્વાવલંબી જીવનની સુશિક્ષિતોને બીક પેસી ગઈ દેખાય છે. એક જણાએ કહ્યું છે, "આજના 'સુશિક્ષિત, સંસ્કારી' લોકો નરકથી નથી બીતા એટલા ગરીબીથી બીએ છે, ગરીબી ટાળવા માટે ગરીબોનો દ્રોહ કરે છે, સ્વાતંત્ર્યનો દ્રોહ કરે છે અર્થાત્ આત્મદ્રોહ કરે છે. સુખ અને ચેન વધારવાં અને ગરીબોમાં રહેવાનાં સંકટો આવે નહીં એટલા સારુ કેટલાક લોકો લગ્નસંસ્થા પણ માગતા નથી."

સાવ સાદી વાત લઈએ. પોતાની કન્યાને માટે સારું સ્થળ શોધતાં હોય ત્યારે કન્યાને સાસરિયાં દુ:ખ દે તેવાં છે કે કેમ – એ દૃષ્ટિએ કન્યાનાં માતાપિતા ખૂબ બારીકીથી જુએ છે. છોકરો રોગી, વ્યસની ભલે હોય પણ એક દિવસ, નછૂટકે પણ કન્યાને કામ ન કરાવે એવું સાસરું જોઈએ.

પંડથી કામ કરવાની હિંમત અથવા અભિરુચિ ન હોય ત્યારે ધનલોભ અને અધિકારલોભ ઉત્પન્ન થાય છે. અને એવું વાતાવરણ તૈયાર થાય એટલે સાહસી અને ઉદ્યમી લોકો પણ એની અસર નીચે આવે. આ સર્વ દ્રોહમય જીવન છે. આ પરિસ્થિતિમાં અન્યાય, દુ:ખ અને પરતંત્રતા પણ દૂર કરી શકાય નહીં, એટલે જ અદ્રોહી જીવનનું શિક્ષણ શરૂ કરવાનું આવશ્યક છે. સારાયે સમાજે દૃઢતાપૂર્વક આ મહાન સંકલ્પ કરી નવા શિક્ષણનો પ્રારંભ કરવો જોઈએ.

૪

આખો સમાજ એ એક કુટુંબ સમાન છે એ આપણું કથન ઉપરછલ્લું નથી. આપણામાં એ વાત રટાઈ ગયેલી હોય તો પ્રત્યેકના કુટુંબની સામાન્ય કાળજી સાધારણપણે સઘળાને હોવી જોઈએ. ઘરમાં એકાદ ભાઈ, દીકરો કે વહુવારુ ભૂખ્યું હોય અને બીજા જમવા બેસે તો તે ચોરી લાગે. પોતાના ગામમાં કોઈ પણ અજાણ્યો—અભ્યાગત ભૂખ્યો રહ્યો નથી એવી ખાતરી થયા પછી જ ગૃહસ્થે જમવું એવો આપણો સામાજિક નિયમ હતો. દરેક શેઠે પોતાનાં આશ્રિતોને જમાડયા પછી જ પોતાની પત્ની સાથે જમવા બેસવું એવી શાસ્ત્રાજ્ઞા છે. આ આજ્ઞા પહેલાં કોણ જમવા બેસે અને પછી કોણ બેસે એટલા પૂરતી જ નથી, પરંતુ સંપત્તિની વહેંચણીમાં શેઠે મજૂર સાથે કેમ વર્તવું એની સૂચના પણ કરી છે. મજૂર એ ભૃત્ય (નોકર) – પોષ્ય છે. તેને પેટપૂર ખવરાવ્યા પછી જ શેઠનો પોતાની સંપત્તિ પર હક લાગે છે એ ભાવ આપણી જૂની સમાજવ્યવસ્થામાં ભરેલો હતો. આમાં કેવળ જડવાદ ન હોતાં આત્મૌપમ્ય અથવા આત્મૈક્ય છે.

ગામમાં અન્નછત્રો અને સદાવ્રતો સ્થાપવાં અને એ રીતે કોઈને ઉપવાસી ન રહેવા દેવો એ પણ આપણી પાસે એક ઉપાય હતો, પણ એ ભૂલભરેલો હતો. સમાજનું યંત્ર જ્યારે બગડે છે ત્યારે કોઈને કંઈ સૂઝતું નથી. આવે સમયે નાઈલાજના તત્પૂરતા ઈલાજ તરીકે સદાવ્રત ચલાવવાં એ જુદી વાત છે, પણ બેકારીનો ઉપાય ન કરતાં બસ લોકોને ખવરાવ્યા જ કરવું એ સમાજહિતને મારક છે. આ રીતથી તો કુબેર પણ ભીખ માગતો થઈ જાય અને અનાચારના ભારથી પૃથ્વી દબાઈ જાય. 'મને ભૂખ લાગી છે, કંઈક ખાવાનું આપો,' એ થઈ યાચક-ની ભાષા. 'મને ભૂખ લાગી છે, પેટપૂર ખાવા મળે તેવું અંગતોડ કામ આપો' એ થઈ મર્દની ભાષા. આ ભાષાનું શિક્ષણ એ જ ખરું શિક્ષણ.

મોટા મોટા અમલદારો પોતાનો પગાર ઓછો કરાવે, સાવ સાદી રીતે રહેવા શ્રીમંતો મન કરે, એ શા માટે? ગરીબોને અંગભર કામ મળે, પેટપૂર અન્ન મળે, આંખભરી ઊંઘ મળે અને તૃપ્તિભર જ્ઞાન મળે એટલા સારુ. પ્રત્યેકનો એ હક છે. કામ કરવા ઈચ્છનારને અંગભર કામ ન મળે તો સમાજધર્મનો લોપ થયો છે એમ જ કહેવું પડે. ઉદ્યોગમૂલક શિક્ષણથી જ આ ધર્મની પુનઃસ્થાપના થવી શકય છે. શિક્ષણના યોગે જ પ્રત્યેક મનુષ્યને ધર્મક્ષમ કરવો શકય છે, કેવળ શબ્દ-વિલાસથી તે નહીં બને.*

## ૩. જીવનસમન્વય અને કેળવણીનું ભાવિ

શતાબ્દી-ઉત્સવ જેવા ઉત્સવો વારે ઘડીએ થતા નથી. એટલે જ એમનું મહત્ત્વ વધારે છે. દર વરસે જે ઉત્સવો થાય છે તેમાં પ્રચલિત વિષયોની ચર્ચા કરવી યોગ્ય હોય છે. શતાબ્દી જેવા ઉત્સવોની અંદર છેલ્લાં સો વરસની સમાજની જીવનયાત્રાનું સિંહાવલોકન કરાય અથવા એવા સિંહાવલોકનને આધારે ભવિષ્યનાં સો વરસમાં માણસના પુરુષાર્થે કઈ દિશા લેવી જોઈએ એનો વિચાર કરી શકાય. સો વરસનો ભૂતકાળ અને સો વરસનો ભવિષ્યકાળ નજર તળે આવી શકે એટલા માટે આપણે આવશ્યક તેટલી ઊંચી ભૂમિકાએ ચઢવું જોઈએ. ઝીણી ઝીણી વિગતો તરફનું ધ્યાન ખેંચીને દાયકાઓ અને સૈકાઓ દૃષ્ટિના મયૂખ તળે એકસામટાં આવી જાય એવી રીતે નજર કેળવવી જોઈએ.

સ્વરાજ્યપ્રાપ્તિને અંગે જેને તમામ ધ્યાન અને તમામ પ્રવૃત્તિ કેન્દ્રિત કરવી પડી તેને રોજના સવાલો એટલા બધા સતાવે છે કે આગળપાછળનું ઠરી-ઠામ જોવા જેટલી નવરાશ એને ભાગ્યે જ મળે છે. પણ કાર્યકર્તાને પણ દિશાભૂલ ન થાય એટલા સારુ, વખતોવખત, આપણે કેટલે સુધી આવ્યા એ જોવાને માટે, સિંહની પેઠે જરાક થોભીને, પાછળની ભૂમિનું અવલોકન કરવું પડે છે. અને

*મરાઠીમાંથી

આગળ ક્યાં જવું છે એનું દર્શન સ્પષ્ટ અને દૃઢ થાય એટલા માટે આદર્શરૂપી ધ્રુવનું દર્શન પણ એણે ફરીફરી કરવાનું છે.

સો વરસની અંદર આપણે સ્વરાજ્ય મેળવી શક્યા એટલે હવે આપણે એક વાર કેવળ સ્વરાજ્યની દૃષ્ટિએ નહીં પણ જીવનસમન્વયની દૃષ્ટિએ ભૂતકાળ તપાસવો જોઈએ અને ભવિષ્યને માટે આપણી પ્રધાન નીતિ નક્કી કરવી જોઈએ. સ્વરાજ્યપ્રાપ્તિની સાથે અને મહાત્માજીની જીવનયાત્રાના અંત સાથે એવી ઘડી આવી છે કે જ્યારે આપણે જરા થોભીને આઠ-પંદર દિવસ સિંહાવલોકન અને ધ્રુવાવલોકનમાં ગાળીએ.

જ્યારે આપણે જીવનની વાત છેડીએ છીએ ત્યારે પ્રાકૃત માણસ પોતાનો અને પોતાનાં કુટુંબીજનોનો જ વિચાર કરે છે. આપણું અત્યાર સુધીનું જીવન ન્યાતજાત સાથે એટલું બધું સંકળાયેલું હતું કે ન્યાતનો વિચાર કર્યા વગર વ્યક્તિ પોતાનો વિચાર કરી જ શકતી ન હતી. હિંદુસ્તાનના ઇતિહાસમાં જે જે લોકોએ ભારે પુરુષાર્થ કરી બતાવ્યો તે તે લોકોએ ન્યાતીલાઓની મદદ લીધી જ છે. અદ્વૈતવાદી સંન્યાસી શંકરાચાર્યની ગાદીએ — હિમાલયમાં બદરીનારાયણ પાસે જોશીમઠમાં શંકરાચાર્યની જે ગાદી છે તેના ઉપર — કેરળ પ્રદેશના નાંબુદ્રી બ્રાહ્મણો જઈને બેઠા અને ગુજરાતમાં સ્વામિનારાયણ સંપ્રદાયના સહજાનંદ સ્વામીની ગાદીએ બેસવા માટે અયોધ્યાથી એમનાં સગાંવહાલાં આણવાં પડયાં એ આપણે ભૂલી ન શકીએ. બુદ્ધ ભગવાનના સંઘમાં પ્રવેશ કરવાના જે નિયમો હતા એમાં ગૌતમના ન્યાતીલા શાક્યો માટે પહેલેથી અમુક છૂટો રાખી હતી એનું પણ સ્મરણ થયા વગર રહેતું નથી.

અને તેથી જ રાજ્યકર્તાઓ પોતાની ન્યાત, પોતાનો પંથ અને પોતાની ભાષાનો પુરસ્કાર કરે એમાં આપણે ત્યાં કોઈને અજુગતું લાગતું ન હતું.

આજકાલના વિચારકો જ્યારે જ્યારે જીવનનો વિચાર કરે છે ત્યારે ત્યારે એક એક દેશના કે એક એક ખંડના લોકોના જીવનનો તેમ જ વિજ્ઞાન અને સંગઠન-શક્તિને જોરે એમાં થયેલી પ્રગતિનો વિચાર કરે છે. હમણાં હમણાં એ લોકો આખી મનુષ્યજાતિના જીવનનો વિચાર કરતા થયા છે. પણ તેમાંયે ધોળી ચામડીની માણસ-જાત જ એમના મનમાં પ્રધાનપણું ભોગવે છે. આ છેલ્લા યુદ્ધ સુધી એ જ દશા પ્રધાનપણું ભોગવતી હતી. હિંદુસ્તાનનું સ્વરાજ્ય એ રંગીન ચામડીવાળા અસંખ્ય માનવોની જાગૃતિનો ઉષઃકાળ છે. હવે પશ્ચિમના લોકો પણ ફક્ત અથવા પ્રધાનપણે ગોરા લોકોનો વિચાર કરી શકતા નથી. હવે જ્યારે One world — એક અખંડ પૃથ્વીની વાત ચર્ચાય છે ત્યારે ગોરા લોકો એ વસ્તુ સ્વીકારે છે, કે આ દુનિયામાં ફક્ત તેઓ જ નથી વસતા પણ સંખ્યામાં, સંસ્કૃતિમાં અને ભવિષ્ય-કાળને કેળવવાની શક્તિમાં તેમના કરતાં ચઢે એવા બીજા લોકો પણ છે. ચીન અને હિંદુસ્તાનને દબાવવાના તેમ જ ભમાવવાના અસંખ્ય સફળ પ્રયત્નો એમણે કર્યા. પણ મૂળ ઉદ્દેશમાં તેઓ ફાવ્યા નહીં એમ એમને લાગવા માંડયું છે.

હવે તેઓ, અને તેમની પાછળ પાછળ આપણા લોકો પણ, જીવનનો વિચાર કરે છે ત્યારે આખી માનવજાત નજર આગળ રાખતા થયા છે.

પણ આપણો આદર્શ એથીયે વ્યાપક છે. આપણે જીવનસમન્વયનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે કેવળ માણસોનો જ વિચાર નથી કરતા પણ પશુપક્ષીઓ પણ જીવનનાં અધિકારી છે, જીવનકુટુંબમાં એમને પણ સ્થાન છે, એમ સ્વીકારીને ચાલીએ છીએ. વૈદિક કાળથી જ આપણે જીવન વિશેની આવી વ્યાપક કલ્પના કેળવી હતી. જીવનધર્મનો વિચાર કરતી વખતે પશુપક્ષી જ નહીં પણ કૃમિકીટ સુધીનો – અરે જીવાણુ સુધીનો આપણે વિચાર કરવો જોઈએ એમ કહેનારા મહાવીર સ્વામી જેવા, આપણી વચ્ચે થઈ ગયા. માણસજાત પોતાના જીવનધર્મમાં જીવમાત્ર પ્રત્યેની પોતાની ફરજનો અંતર્ભાવ કરશે એવો વિશ્વાસ જેણે ધારણ કર્યો તેને હું પરમ આસ્તિક ગણું છું. કેવળ ધર્મનો જ વિચાર કરતી વખતે નહીં, પણ આપણી રાજદ્વારી હિલચાલોનો અને આદર્શોનો વિચાર કરતી વખતે પણ કોક દિવસે આપણે મનુષ્યજાતિ કરતાં વ્યાપક જીવન-સમન્વયનો વિચાર કરવો પડશે.

પછાત ગણાતાં અને દબાયેલાં રાષ્ટ્રોના સ્વાતંત્ર્યની જવાબદારી હિંદુસ્તાન ધીમે ધીમે પોતાના ઉપર લેતું થયું છે. એ દિશામાં બ્રિટિશ કોમના રાજ્યસંઘની નીતિ ઉપર અસર પાડવાની મહત્ત્વાકાંક્ષા સેવે છે. એક દિવસ પછી જરૂર ઊગવાનો-ભલે તે ગમે તેટલો દૂર હોય – કે જ્યારે મનુષ્યેતર પ્રાણીઓનો વિચાર કરવાને આપણે તમામ દુનિયાને ફરજ પાડી શકીએ.

પણ આજે આપણે એ સવાલને છેડી ન શકીએ. આજે આપણે ફક્ત માણસ પૂરતો જીવનસમન્વય સાધી શકીએ તોયે ઘણું થયું. એટલું ધ્યાનમાં રાખીએ કે ત્યાં જઈને અટકવાનું નથી. જીવમાત્ર બધા એક છે અને આપણે બધા એકબીજા માટે જવાબદાર છીએ. જીવકુટુંબ માનવજાતિ જેટલું સાંકડું નથી પણ ઘણું બહોળું છે એટલું આપણે અત્યારે ફક્ત તાત્ત્વિક દૃષ્ટિએ કબૂલ કરીએ તો ઘણું થયું.

પશુઓનું જીવન ભલે સાંકડું હોય, આપણી દૃષ્ટિએ પ્રયોજન વિનાનું પણ વખતે હોય તોયે, એમની પોતાની ભૂમિકા પર એ બધી રીતે સમન્વિત છે. એમને આંતર દ્વંદ્વો લડી લેવાં પડતાં હોય એમ લાગતું નથી. જંગલી માણસોના જીવનમાં પણ એક જાતનો સમન્વય દેખાય છે. જૂના વખતમાં વ્યક્તિનું જીવન તેમ જ સમાજનું જીવન ગમે તેવું હોય તોયે એમાં સમન્વય હતો, કેમ કે, એમનું જ્ઞાન હોય કે વહેમો હોય, એ બધું એમણે જીવનમાં પચાવેલું હતું અને તેથી એ બધાની જીવનવ્યવસ્થા એકરૂપ અને સર્વમાન્ય રહેતી. 'આપણું ચાલે છે તે યથાયોગ્ય છે' એ જાતનું માનસિક સમાધાન એમને રહેતું. શા માટે જીવવું અને કઈ રીતે જીવવું, એ વિશે લોકોને સ્પષ્ટ કલ્પના રહેતી; — પછી એ કલ્પના સાચી, સુંદર અને યોગ્ય હોય કે નયે હોય.

આજે માણસને ત્યાં અણપચેલું જ્ઞાન વધ્યું છે. કલ્પનાશક્તિએ જીવનનું ખેડાણ એટલું બધું કર્યું છે કે જીવનના આદર્શો સ્થિર રહ્યા નથી. અણપચેલા અને

એકાંગી આદર્શોની ખેંચતાણ બધે જ ચાલે છે. સરવાળે આપણે ક્યાં જઈએ છીએ એનો ખ્યાલ કોઈને જ રહ્યો નથી.

વર્ણવ્યવસ્થા અને જાતિવ્યવસ્થા એ એક વખતનો ભવ્ય સમન્વય હતો. જીવનનાં ભિન્ન ભિન્ન પાસાંઓ ખીલવવાની જવાબદારી ભિન્ન ભિન્ન લોકોને માથે નાખીને આપણે એ વાટે સમાજજીવન સમૃદ્ધ કર્યું હતું અને આખા સમાજની જીવટ પણ આપણે ઘણી કેળવી હતી. સંસ્કૃતિની દોડમાં ઓછીવત્તી શક્તિવાળા સમાજોને સાથે કેમ રાખવા એનો પણ એ વાટે આપણે સરસ ઉપાય શોધ્યો હતો. અને તેથી જ આફ્રિકાનું રાજ્ય કરનારા ગોરાઓના જનરલ સ્મટ્સ જેવા આગેવાનોને આપણી વર્ણવ્યવસ્થા આજે ઘણી ડહાપણભરી લાગે છે.

આપણા દેશમાં વર્ણવ્યવસ્થા અને જાતિવ્યવસ્થા પોતાનું કામ કરી ચૂકી છે. એનું કામ પૂરું થયે સૈકાઓ વહી ગયા. વર્ણવ્યવસ્થા પાછળનો આદર્શ આપણે ક્યારનો છોડી દીધો છે અને છતાં એના કલેવરને આપણા સનાતની લોકો અને ખાસ કરીને ગામડાંના લોકો ઘણી નિષ્ઠાથી વળગી રહ્યા છે. ઈતિહાસ અને સમાજશાસ્ત્રની મદદથી જે દૃષ્ટિ કેળવવી જોઈએ તે આ સમાજે કેળવેલી ન હોવાથી તેઓ ભવિષ્યની દિશા સમજી શકતા નથી. તેમની એ આંધળી નિષ્ઠા જોઈને એક રીતે એમના પ્રત્યે આદર છૂટે છે અને બીજી રીતે દયા પણ આવે છે.

વર્ણવ્યવસ્થાનો આદર્શ હવે તોડયે જ છૂટકો, કેમ કે એ કાલગ્રસ્ત થયો છે. અને મુખ્ય વાત એ કે વ્યક્તિના અને સમુદાયના એકાંગી વિકાસ પર એ આધારેલો છે.

પોતાને ભાગે આવેલું ગમે તે કામ માણસ કરે, પણ એના જીવનનો વિકાસ સર્વાંગીણ થવો જ જોઈએ, એટલે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ બધા વર્ણોના ગુણો અને એમની મુખ્ય આવડતો દરેક માણસે યુગધર્મ પ્રમાણે નવી રીતે કેળવવી જ જોઈએ. જ્યારે આપણે તો વર્ણોનો સંબંધ રોટીબેટીવ્યવહાર સાથે જોડી દઈ સમાજના સાવ કટકા જ કરી દીધા. હિંદુસ્તાનના ભાગલા પડયાનું આપણને આટલું દુ:ખ થાય છે, પણ સમાજના આપણે નાનામોટા અસંખ્ય ભાગલાઓ પાડયા છે એનું દુ:ખ કોઈને જ નથી! વર્ણ વર્ણ વચ્ચે જ, અથવા ન્યાતની અંદર જ રોટીબેટીવ્યવહાર થાય! હવે એ બંધન તો આપણે તોડવું જ જોઈએ; પણ વર્ણ પરત્વે જીવનના નોખા નોખા આદર્શો કેળવાતા આવ્યા, એ દૃષ્ટિ પણ આપણે છોડી દેવી જોઈએ. આ વસ્તુનો હિંદુ સમાજ પાસેથી સ્વીકાર કરાવતાં નેવાંનાં પાણી મોભે લઈ જવા જેટલી મહેનત પડવાની છે, પણ જો આપણે ભવિષ્યકાળમાં ટકવા માગતા હોઈએ તો આટલો ફેરફાર કર્યે જ છૂટકો.

ચાતુર્વર્ણ્ય અને ન્યાતના સંગઠનને કારણે આપણી માણસાઈનો પણ ઠીકઠીક હ્રાસ થયો છે. વર્ણધર્મ કેળવતાં સાર્વવર્ણિક ધર્મને જ આપણે તિલાંજલિ આપી. એ દૃષ્ટિએ પણ આપણું માનસ સુધારવાનો વખત આવ્યો છે.

બીજી એક મહત્ત્વની વાત તરફ આપણે ખાસ ધ્યાન આપવું જોઈએ. અમેરિકાની કૉર્નેલ યુનિવર્સિટીના એક પ્રોફેસર હિંદુસ્તાનની ફિલસૂફીનું વિશેષ અધ્યયન કરવા હિંદુસ્તાનમાં આવેલા. એમની સાથે જે ઢબે મેં ચર્ચા કરેલી, એ રીતે જ એ હું અહીં રજૂ કરું. મેં એમને કહ્યું કે અમારે ત્યાં Reverence for Life — જીવ પ્રત્યે ભક્તિ કેળવવાનો આદર્શ પ્રાચીન કાળથી સ્વીકારાયો છે. એની પાછળ અમારા લોકોએ તપસ્યા પણ ઓછી નથી કરી, પણ અમે જીવ પ્રત્યે આદરયુક્ત ભક્તિ કેળવવાને બદલે ફક્ત દયા જ કેળવી શકયા છીએ.

એ ભેદ એમના ધ્યાનમાં ઝટ આવ્યો નહીં ત્યારે મેં કહ્યું કે દયા પાછળ આદર કે આત્મીયતા હોય જ છે એમ નહીં. જીવદયાથી આપણે વ્યક્તિને મરવા નથી દેતા. પણ એના વ્યક્તિત્વ પ્રત્યે આદર ન પણ હોય. દાખલા તરીકે કોઈ બાળકનું ખૂન કરી આવેલા ઘાતકી હત્યારાને ફાંસીની સજા થઈ હોય અને એની ફાંસીની તારીખ પહેલાં એ ગંભીર માંદગીમાં સપડાયો હોય તો જેલનો ડૉક્ટર એને બચાવવાની બધી કોશિશ કરશે. પોતાની બેદરકારીથી એને મરવા ન દે. પણ એ માણસ પ્રત્યે એ ડૉક્ટરના મનમાં સદ્‌ભાવ કે આદર હોવાનું કશું કારણ નથી. દયા પાછળ તિરસ્કાર પણ હોઈ શકે. એક જણે દયાની વ્યાખ્યા જ કરી છે : સજ્જનોના મનમાં ઊઠતો તિરસ્કાર તે દયા.

અમે Reverence for Lifeનો આદર્શ સેવ્યો. Pity for Life કેળવી શકયા, પણ માણસાઈના વિકાસને માટે અમારે કેળવવો જોઈએ Respect for personality – માણસના વ્યક્તિત્વ વિશે આદર. વ્યક્તિને પોતાની ઇચ્છા પ્રમાણે પોતાનો વિકાસ કરવાની સ્વતંત્રતા હોવી જોઈએ, તક મળવી જોઈએ, એટલું જ નહીં, પણ એવા વિકાસને માટે મારી પાસેથી જોઈતી મદદ લેવાનો પણ એ અધિકારી છે, એ વસ્તુનો દરેક જણે સ્વીકાર કરવો જોઈએ. માણસનો સ્વતંત્રતા પ્રત્યે અને વ્યક્તિત્વ પ્રત્યે આવો આદર્શ જ્યારે કેળવાશે ત્યારે જ આપણું સામાજિક જીવન સમન્વિત થઈ શકશે. અને ત્યાર પછી જ અહિંસાનો સાચો અર્થ અને પૂરો ભાવ આપણે સમજી શકીશું.

હવે પછીના જીવનસમન્વયનો પાયો વિશ્વબંધુત્વનો હશે, એટલે કે એ અહિંસાપ્રધાન હશે. અને એની પાછળ નાનીમોટી દરેક વ્યક્તિ વિશે — પછી એ ગમે તેટલી પછાત કેમ ન હોય — સંપૂર્ણ આદર હોવો જોઈએ. એક દાખલો આપું : કોઈ બાળરાજા ગાદીએ આવનાર હોય કે આવેલો હોય, તો એની ઉંમર જોઈને કે આવડતનો અભાવ જોઈને એની કોઈ અવગણના કરતું નથી, પણ એના પ્રત્યે અમુક સદ્‌ભાવ રાખે જ છે. તેવી જ રીતે પછાત કોમની વ્યક્તિઓ વિશે પણ આપણા મનમાં આદર હોવો જોઈએ. આપણાં પોતાનાં બાળકો નાનાં હોય છે ત્યારે સ્વચ્છતા, વિવેક, આવડત, શક્તિ, જ્ઞાન કે કોઈ પણ બાબતમાં એ ઘડાયેલાં નથી હોતાં; છતાં આપણે એમને પછાત નથી ગણતા. આપણે જાણીએ છીએ કે એ બાળકો પોતાનો વિકાસ સાધવાનાં જ છે અને યોગ્ય ઉંમરે આપણા જેવાં

જ થવાનાં છે. આપણા કરતાં ચડે પણ ખરાં. એવી જ ભાવના જો આપણે પછાત કોમનાં આપણાં ભાંડુઓ પ્રત્યે રાખીએ તો આપણા મનમાં એમને વિશે અનાદર ન રહે.

આપણા સામાજિક જીવનમાં આપણાં સગાંવહાલાંઓ પ્રત્યે આપણે અત્યંત પ્રેમ રાખીએ છીએ, એમને માટે ગમે તે ત્યાગ કરવા આપણે તૈયાર થઈએ છીએ, પણ એમના વ્યક્તિત્વ પ્રત્યે આદર રાખવાનું અને એમની સ્વતંત્રતાને સાચવવાનું આપણને સૂઝતું નથી. પિતા જીવે ત્યાં સુધી દીકરાએ પિતાની ઇચ્છા પ્રમાણે જ વર્તવું જોઈએ, વહુએ સાસુની આજ્ઞા પ્રમાણે જ ચાલવું જોઈએ, નાનાભાઈએ મોટાભાઈને વશ રહેવું જોઈએ, પત્નીએ પતિને અનુવર્તિની જ રહેવું જોઈએ — એવા એવા આદર્શો આપણે ખીલવ્યા એની પાછળ વ્યક્તિસ્વાતંત્ર્યનો આપણે કેટલો ભોગ લીધો, એનો કોઈએ હિસાબ જ નથી કર્યો. પતિનિષ્ઠા, પિતૃનિષ્ઠા, બંધુનિષ્ઠા, કુટુંબનિષ્ઠા, જાતિનિષ્ઠા, રાજ્યનિષ્ઠા, ધર્મનિષ્ઠા વગેરે અનેક ભવ્ય નિષ્ઠાઓનો આપણે વિકાસ સાધ્યો, પણ એ બધાના મૂળમાં આત્મનિષ્ઠા હોવી જોઈએ એ જ આપણે ભૂલી ગયા !!

આજની દુનિયાનો મોટામાં મોટો પ્રશ્ન એ છે કે આત્મનિષ્ઠા ઉપર આધારેલું વ્યક્તિસ્વાતંત્ર્ય અને તમામ પ્રગતિ માટે જરૂરી એવું સામાજિક જીવન, એ બેનો સમન્વય કેમ સાધવો. જવાબ અઘરો નથી, પણ એને અમલમાં મૂકવાને આજની દુનિયા હજી તૈયાર નથી.

વ્યક્તિસ્વાતંત્ર્યની આત્મનિષ્ઠા જીવનશુદ્ધિ વિના સંભવે નહીં, ટકે નહીં. આપણે જે 'પોતે' છીએ એ 'પોતે'માં શરીર પણ છે, એની વાસનાઓ પણ છે, અને એ બધાથી ઘેરાયેલો આત્મા પણ છે. શરીરને જ પંપાળવું અને આત્માને ગૂંગળાવવો એ પ્રાકૃત જીવનનો આદર્શ છે. શરીર અને વાસનાઓને સૂકવવી અને આત્માને બંધનમાંથી મુક્ત કરવો એ અત્યાર સુધીના સાધકોની સાધના છે. એવી સાધના કરનારા લોકોની સામાજિક પ્રતિષ્ઠા એટલી બધી વધે છે કે જેઓ આવી સાધનામાં માનના નથી તેઓ દુર્બળ ગણાય છે, દુનિયાદાર ગણાય છે, અને પછી તેઓ પણ કૃત્રિમ નમ્રતા ધારણ કરી ઉપલા સાધકોની શ્રેષ્ઠતાનો સ્વીકાર કરી વિચારસંઘર્ષ ટાળે છે.

ખરી સાધના તો એ છે કે શરીરની અને વાસનાઓની શુદ્ધિ કરી એમને એવાં તો અનુકૂળ, સમન્વિત અને તેથી સમર્થ કરવાં કે શરીર અને આત્મા વચ્ચેનો સંઘર્ષ ઓગળી જાય, એટલું જ નહીં પણ બે વચ્ચે અદ્વૈત જેવું સામંજસ્ય સ્થપાય.

આત્મનિષ્ઠા દ્વારા જ્યારે શરીર કેળવાય, વાસનાઓને અનુકૂળ રૂપ અપાય અને જીવન શૂન્ય કે લૂખું ન થવા દેતાં શુદ્ધ અને સમૃદ્ધ કરાય ત્યારે વ્યક્તિસ્વાતંત્ર્ય અને સામાજિક જીવન વચ્ચે કશો વિરોધ રહે નહીં.

એને માટેની જરૂરી કેળવણી આપણે શોધવી રહી. આજની કેળવણી ત્રણ

વસ્તુની પાછળ જ પડેલી છે : જ્ઞાન શોધવું, મેળવવું અને એનો ફેલાવો કરવો આ એક; અમુક આવડતો અને કૌશલ્યો કેળવવાં, એને માટે જરૂરી સાધનો અને ઓજારો ઉપજાવવાં એ બીજું; અને જ્ઞાન અને કૌશલ્ય બન્નેનું સામર્થ્ય અનહદ વધી શકે એટલા માટે મોટાં મોટાં સમર્થ સંગઠનો ગોઠવવાં આ એના વિનિયોગ રૂપી કેળવણીનું ત્રીજું અંગ કહી શકાય. કેળવણીનું ખરું કાર્ય અથવા મુખ્ય કાર્ય જીવન કેળવવાનું છે. જીવનનું ઘડતર એ જ કેળવણી છે. ઉપર જે બે કે ત્રણ તત્ત્વો ગણાવ્યાં તે કેળવણી નથી, પણ કેળવણીની સાધનસંપત્તિ છે. જીવનસમન્વય માટે એની જરૂર છે, પણ કેવળ એટલાથી જીવનસમન્વય સધાય નહીં, એટલું જ નહીં પણ મુશ્કેલ થાય.

જીવનની કેળવણી અને સમસ્ત સામાજિક જીવનનું સમન્વિત ઘડતર એ બન્ને વસ્તુ પ્રત્યે બેદરકાર થવાથી જ આજના જમાનાના બધા ઝઘડાઓ પેદા થયા છે. ‘આખા સમાજનું જે થવાનું હોય તે ભલે થાઓ, હું પોતાની આસપાસનું જ સાચવીશ’ એ જાતની દૃષ્ટિ યુરોપે કેળવી. યુરોપ બહારની દુનિયા વિશેની એ લોકોની બેદરકારી અને આંધળાપણું આશ્ચર્ય પમાડે એવું હતું. એ એને ગ્રીસ પાસેથી મળ્યું હશે; સંગઠન સાધી દુનિયા જીતી લેવાનો મંત્ર એને રોમ પાસેથી મળ્યો હોય; ધનસંચય દ્વારા દુનિયાની નસો પોતાના કાબૂમાં આણવાની કળા યહૂદીઓ પાસેથી યુરોપને અને અમેરિકાને મળી હોય; અને લોકસંખ્યાનો ડર ચંગીઝખાન, કુબ્લૈખાન અને તૈમૂરલંગ જેવાની પ્રવૃત્તિઓથી એણે કેળવ્યો હોય; પણ એણે વિશ્વબંધુત્વ કેળવ્યું નહીં તે નહીં જ. આખા સમાજનો વિચાર છોડી દઈ પોતા ને પોતીકા પૂરતો વિચાર કરવો એ આંધળી દૃષ્ટિનો સ્વીકાર મૂડીવાદે કર્યો અને તેથી જ એ આજે શાપિત છે. એની તરફદારી આજે કોઈ કરી શકતું નથી.

સમાજવાદ સમગ્ર માનવનો વિચાર કરે છે ખરો, પણ એ અર્થપ્રધાન છે. એને અર્થની સમાન વહેંચણીની જ પડી છે અને એનો આખો વિશ્વાસ કાયદા અને રાજ્યનીતિ ઉપર છે. જીવનના ઘડતર તરફ એણે હજી પૂરતું ધ્યાન આપ્યું નથી. સામ્યવાદ પણ અર્થપ્રધાન જ છે. એ ઉપરાંત એ આજે એટલો તો શક્તિઉપાસક બન્યો છે કે આત્માનો ઇન્કાર કરી એણે વ્યક્તિસ્વાતંત્ર્યને પણ અવકાશ રહેવા નથી દીધો.

આર્થિક ક્રાન્તિ જરૂરી નથી એમ નથી. આર્થિક ક્રાન્તિ વગર ગરીબોનું જીવન હવે ટકવું જ મુશ્કેલ થયું છે. પણ આપણે ત્યાં પ્રથમ સામાજિક ક્રાન્તિ ન કરીએ તો આર્થિક ક્રાન્તિ સિદ્ધ થવાની નથી. અને સિદ્ધ થાય તો તે શાપરૂપ થવાની છે.

સામાજિક ક્રાન્તિ વિના સામાજિક અને રાજદ્વારી સંગઠન થઈ શકવાનું નથી. વિરાટ સમાજના ટુકડા થઈ તે અંદર અંદર લડવા માંડશે, પરિણામે કોઈ ગણંજય — dictator આવશે. અને હિંસાને જોરે જ સામાજિક જીવન ટકાવવું પડશે. એ એકાંગી જ હોઈ શકે

એવો એક વખત હતો કે જ્યારે આપણે ઋષિઓના જ્ઞાનની અને દીર્ઘ દૃષ્ટિની કદર કરી, એમની અહિંસાપ્રધાન dictatorship સ્થાપન કરી હતી, પણ તે સામાજિક અજ્ઞાનના પાયા ઉપર રચેલી હતી. તે વખતે લોકો કહ્યાગરા (docile) હતા, અને તેથી તેમનામાં અસૂયા ન હતી. હવે એવી dictatorship — એકમુખી સત્તા ટકે નહીં. હવે તો આખા સમાજને જીવનના ઘડતરની નવી કેળવણી આપ્યે જ છૂટકો. રાજ્યસત્તા મારફતે એટલે કે રાજ્યતંત્ર મારફતે એ ન અપાય એમ હું સ્પષ્ટ જોઉં છું. સાચી કેળવણી — જીવનવ્યાપી કેળવણી — આજના જેવી સંસ્થાઓ મારફતે ન જ અપાય. કૌટુંબિક જીવન, ઔદ્યોગિક જીવન, સામાજિક જીવન અને રાજકીય જીવન અલગ અલગ પડેલાં છે. એની અંદર સમન્વય દેખાતો નથી. પરિણામે જીવનના કટકા થયેલા છે અને કેળવણી નિઃસત્ત્વ થયેલી છે.

ઉપાય એક જ છે; રાજસત્તા, ધર્મવ્યવસ્થા અને વ્યાપારનું તંત્ર ત્રણેનો આશ્રય છોડી આશ્રમો સ્થપાવા જોઈએ. સત્યાગ્રહ આશ્રમ જેવા જ એ આશ્રમો હોય એમ હું કહેતો નથી. એ નવા આશ્રમો કોઈ પણ ધર્મને અનુસરે નહીં, પણ ધાર્મિકતા એટલે કે આધ્યાત્મિકતા કેળવે અને આત્મનિષ્ઠાના પાયા ઉપર સામાજિક જીવન કેમ ખીલવી શકાય એના પ્રયોગો કરી તે દુનિયા આગળ રજૂ કરે. એવા આશ્રમોની અંદર જીવન અને કેળવણી એકરૂપ થઈ જવાનાં. આજે જેટલા ધર્મો પ્રચલિત છે તે બધા ભૂતકાળના વારસાને લઈને ફરે છે. વારસો જ્યાં સુધી મૂડીરૂપ હતો ત્યાં સુધી તે સારો હતો, હવે એ બંધનરૂપ અને બોજારૂપ થઈ પડયો છે; માટે વારસામાંથી ભવિષ્યને ઉપયોગી એવો સાર ખેંચી લઈ, એ બોજાને ફગાવી દેવાનો વખત કયારનો આવી ચૂકયો છે.

ધર્મને વિશે જે કહ્યું તે જ રાજશાસન વિશે પણ સાચું છે.

આજે આપણે વર્ગવિહીન, ધર્મનિરપેક્ષ રાજ્યની સ્થાપના કરવા મથીએ છીએ. એ આદર્શ આપણે વિચારપૂર્વક સ્વીકાર્યો છે. વર્ગવિહીન સમાજમાં જાતિને સ્થાન નથી એ કાંઈ નોખું કહેવાની જરૂર નથી. રોટીબેટીવ્યવહારનાં કડક બંધનોને લીધે નાના નાના — નોખા નોખા — સમાજો રચાય છે અને એમાંથી અલ્પનિષ્ઠા પેદા થઈ સમાજદ્રોહી બળો મજબૂત થાય છે એ આપણે સમજતા થયા છીએ. મુસ્લિમ લીગના અનુભવ પછી જેમ આપણે કોમવાદ નેસ્તનાબૂદ કરવા તૈયાર થયા, તે જ પ્રમાણે આપણે જ્ઞાતિસંગઠન પણ નષ્ટ કર્યા વગર રહેવાના નથી. જ્ઞાતિસંગઠન એ યુરોપના Balconization જેવું છે એવો આપણને અનુભવ થયો છે. સ્વ-રાજ્યના દિવસોમાં જ્ઞાતિસંગઠનો ટકવા ન જ દેવાય, જે સ્થિતિ જ્ઞાતિઓની તે જ ધર્મોની છે; એટલે કે સંપ્રદાયોની. ખરી વાત એ છે કે 'સંપ્રદાયો ટકે તો ધર્મ ન જ ટકે' એવો પ્રસંગ ઉત્પન્ન થયેલો છે. તેથી આપણે secular stateનો આદર્શ સ્વીકાર્યો. પ્રાચીન કાળમાં લોકો સમજી જ ન શકત કે ધર્મ વિશે ઉદાસીન એવો કોઈ સમાજ હોઈ શકે. આજે આપણે બરાબર ઊલટું પૂછીએ છીએ કે રાજ્યને ધર્મ સાથે શું લાગેવળગે?

જો આપણે ખરેખર જીવનસમન્વય સાધવાના હોઈએ અને તે માનવવ્યાપી કરવાના હોઈએ તો એની અંદર અનેક રાજ્યો ન જ ટકવાં જોઈએ. આખી દુનિયાનું એક રાજ્ય હોય — અથવા સહેજ આગળ વધીને કહીએ તો સત્તા-વિહીન સમાજ હોવો જોઈએ. Secular stateનો આદર્શ જે જમાનો સમજી શકે એ જમાનો non-political state કેમ ન સમજે? રાજ્યનીતિ અને દંડ-વ્યવસ્થા જીવનનો કબજો લે એ સંસ્કારી કેળવાયેલા માણસને માટે અસહ્ય થવું જોઈએ. અને તેથી કેળવણીએ આજથી જ એ આદર્શ તરફ સમાજને લઈ જવાની તૈયારી કરવી જોઈએ.

રાજસત્તા અને કેળવણી એ પરસ્પર વિરોધી તત્ત્વો છે, એકબીજાનાં શત્રુ છે, એમ લોકોના ધ્યાનમાં આવતું નથી એ આશ્ચર્યની વાત છે. અને એ જ્ઞાન પ્રજાને જ્યાં સુધી થયું નથી ત્યાં સુધી સામાજિક જીવનને પાકો પાયો મળવાનો નથી. વર્ગો જશે, 'ધર્મો' જશે, અને રાજ્યો જશે ત્યારે જ આત્મનિષ્ઠા, જીવનનું ઘડતર અને વિશ્વબંધુત્વની ધાર્મિકતા ઉપર રચાયેલી માનવતા જીવનસમન્વય સાધી શકશે. એ સમાજ અહિંસાપરાયણ વિશ્વકુટુંબના આદર્શને સિદ્ધ કરશે, એની જ આપણે માનસિક તૈયારી કરીએ અને આપણી તમામ પ્રવૃત્તિઓ એ આદર્શ માટે અનુકૂળ કરી લઈએ.

૨

અહિંસાનો ઉદય પ્રેમના વિકાસમાંથી થતો આવ્યો છે. પતિપત્ની એકબીજાને ચાહે છે તેથી એકબીજાને દ્રોહ ન કરતાં, એકબીજા માટે ઘસાઈ જવામાં, સ્વાર્થ-ત્યાગ કરવામાં અને બલિદાન સુધી જવામાં આનંદ માને છે.

કુટુંબની અંદર પ્રેમધર્મ, ત્યાગધર્મ અને સમાજધર્મ પ્રવર્તે છે. અને કુટુંબ બહાર જીવનકલહ અને સંઘર્ષ દેખાય છે.

આગળ જતાં એક ન્યાત અથવા એક વર્ગ પોતાનું સંગઠન સાધી, ન્યાતની અંદર પરસ્પરાવલંબનનો સહકાર અને ન્યાત બહાર હરીફાઈનો સંઘર્ષ, એવું જીવન કેળવે છે.

આમ કરતાં કરતાં એક દેશ, એક વિરાટ સમાજ અને એક રાજ્ય તરફ આપણે જઈએ છીએ.

કુટુંબમાં બાળકો એકબીજાને મારે ત્યારે માબાપ કહે છે, 'તમે એકબીજાને મારી ન શકો. મારવાની સત્તા અમારી છે, તમ બાળકોની નથી.' સરકાર પણ કહે છે કે, 'મારવાની અને સજા કરવાની સત્તા અમારી છે. પ્રજા ફક્ત ઈન્સાફ માગી શકે.' વિશ્વનાં રાજ્યોનું સંગઠન જ્યારે સિદ્ધ થશે ત્યારે એ સંગઠન પણ કહેશે કે 'યુદ્ધ કરવાની સત્તા ફક્ત અમારી જ છે. ઘટક રાજ્યોએ અંદર અંદર અહિંસક રીતે જ વર્તવું જોઈએ.' આ વસ્તુ સિદ્ધ થાય તો રાષ્ટ્રસંઘની હિંસક

પ્રવૃત્તિને યુદ્ધ ન કહેતાં police action — પોલીસી પગલું કહેવું પડશે. હિંસા કરવાની આ છેલ્લી સત્તા ત્યારે જ ઓગળી જશે જ્યારે માનવસમાજમાં જીવન યથાર્થ રીતે કેળવાંશે અને કોઈને અન્યાય અને અત્યાચાર કરવા તરફ પ્રવૃત્તિ જ નહીં થાય.

હમણાં જ હું સૌરાષ્ટ્ર ગયો હતો. હિંદુસ્તાનના બીજા ભાગોમાં દેખાય એના કરતાં સૌરાષ્ટ્રમાં સ્વતંત્રતાનો આહ્લાદ — glow of freedom લોકોના મોઢા પર મેં વધારે જોયો. ત્યાંના લોકોને મેં કહ્યું, 'બંધિયાર ઓરડીમાં પુરાયેલો માણસ જ્યારે છૂટીને ખુલ્લી હવામાં આવે છે ત્યારે ફેફસામાં પૂરતા પ્રમાણમાં પ્રાણવાયુ પહોંચવાથી એના મોઢા ઉપર એક આકર્ષક લાલાશ આવે છે અને જોતજોતાંમાં પાંડુરોગી પીળાશ દૂર થાય છે. તમારું તેમ જ થયું છે. નાનાં નાનાં અસંખ્ય રાજ્યો, તેમના વાડા અને સીમાડા તૂટી જવાથી તમે આખા સૌરાષ્ટ્રનું એક એકમ સિદ્ધ કરી શક્યા છો. પણ એને માટે તમારે નહીં પણ રાજાઓએ ભોગ આપવો પડયો. હવે તમારે રાજદ્વારી એકમ સાથે સામાજિક એકમ સિદ્ધ કરવું જોઈએ. એને માટે સાંપ્રદાયિક સંકુચિતતાનો ભોગ આપ્યે જ છૂટકો, ન્યાતજાતના વાડાઓ તોડયે જ છૂટકો.'

આજનો યુગધર્મ એ જ સંદેશો આખી દુનિયાને આપી રહ્યો છે. દુનિયાનાં રાજ્યોએ માનવતાને બાધક એવી પોતાની સ્વતંત્રતા ન ચલાવવી જોઈએ. ગાંધીજીએ એશિયાનાં રાષ્ટ્રોને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે કેવળ એશિયાનું સંગઠન કરશો તો પસ્તાશો. આખી દુનિયા એક છે, એક કુટુંબ છે એવો one worldનો આદર્શ સ્વીકારીને ચાલશો, તો જ અહિંસક સમાજની સ્થાપના સિદ્ધ થશે. અહિંસક સમાજરચના સાથે બીક અને લાલચ ઉપર રચાયેલી રાજસત્તાનો મેળ ખાય નહીં. કેળવણી મારફતે આંતરિક અંકુશ વાપરતાં સામાજિક માણસ શીખે તો જ એ શક્ય છે. આ કામ સહેલું નથી. એની પાછળ કેટલાંયે બલિદાન આપવાં પડશે. હું આશા રાખું છું કે એવું બલિદાન આપનારા લોકોની પરંપરા માણસજાતમાંથી હંમેશાં ઉત્પન્ન થશે. બીજો રસ્તો છે જ નહીં.

## ૪. સર્વોદયી કેળવણી

સર્વસમન્વયકારી સર્વોદયનો સ્વીકાર કર્યા પછી અને એનું ઊંડું ચિંતન કરી એની દીક્ષા લીધા પછી માણસને સર્વધર્મસમભાવ સૂઝવાનો જ. ધર્મનો ઉદ્દેશ જ સમૃદ્ધ જીવન કેળવી સમાજ સમસ્તનું ધારણપોષણ સાધવાનો છે. ધર્મની દૃષ્ટિ આ રીતે મૂળમાં સત્ય અને કરુણાપરાયણ અને વ્યાપક હોવાથી બધા ધર્મોએ એકબીજાની દૃષ્ટિ અને આગ્રહો સમજવા જોઈએ. ધર્મોએ હુંસાતુંસી છોડી દઈ અને અહં-શ્રેયસી પણ છોડી દઈ એકબીજાની દૃષ્ટિ અને એકબીજાના જીવનઆદર્શો સમજી

જો આપણે ખરેખર જીવનસમન્વય સાધવાના હોઈએ અને તે માનવવ્યાપી કરવાના હોઈએ તો એની અંદર અનેક રાજ્યો ન જ ટકવાં જોઈએ. આખી દુનિયાનું એક રાજ્ય હોય — અથવા સહેજ આગળ વધીને કહીએ તો સત્તા-વિહીન સમાજ હોવો જોઈએ. Secular stateનો આદર્શ જે જમાનો સમજી શકે એ જમાનો non-political state કેમ ન સમજે? રાજ્યનીતિ અને દંડ-વ્યવસ્થા જીવનનો કબજો લે એ સંસ્કારી કેળવાયેલા માણસને માટે અસહ્ય થવું જોઈએ. અને તેથી કેળવણીએ આજથી જ એ આદર્શ તરફ સમાજને લઈ જવાની તૈયારી કરવી જોઈએ.

રાજસત્તા અને કેળવણી એ પરસ્પર વિરોધી તત્ત્વો છે, એકબીજાનાં શત્રુ છે, એમ લોકોના ધ્યાનમાં આવતું નથી એ આશ્ચર્યની વાત છે. અને એ જ્ઞાન પ્રજાને જ્યાં સુધી થયું નથી ત્યાં સુધી સામાજિક જીવનને પાકો પાયો મળવાનો નથી. વર્ગો જશે, 'ધર્મો' જશે, અને રાજ્યો જશે ત્યારે જ આત્મનિષ્ઠા, જીવનનું ઘડતર અને વિશ્વબંધુત્વની ધાર્મિકતા ઉપર રચાયેલી માનવતા જીવનસમન્વય સાધી શકશે. એ સમાજ અહિંસાપરાયણ વિશ્વકુટુંબના આદર્શને સિદ્ધ કરશે, એની જ આપણે માનસિક તૈયારી કરીએ અને આપણી તમામ પ્રવૃત્તિઓ એ આદર્શ માટે અનુકૂળ કરી લઈએ.

## ૨

અહિંસાનો ઉદય પ્રેમના વિકાસમાંથી થતો આવ્યો છે. પતિપત્ની એકબીજાને ચાહે છે તેથી એકબીજાને દ્રોહ ન કરતાં, એકબીજા માટે ઘસાઈ જવામાં, સ્વાર્થ-ત્યાગ કરવામાં અને બલિદાન સુધી જવામાં આનંદ માને છે.

કુટુંબની અંદર પ્રેમધર્મ, ત્યાગધર્મ અને સમાજધર્મ પ્રવર્તે છે. અને કુટુંબ બહાર જીવનકલહ અને સંઘર્ષ દેખાય છે.

આગળ જતાં એક ન્યાત અથવા એક વર્ગ પોતાનું સંગઠન સાધી, ન્યાતની અંદર પરસ્પરાવલંબનનો સહકાર અને ન્યાત બહાર હરીફાઈનો સંઘર્ષ, એવું જીવન કેળવે છે.

આમ કરતાં કરતાં એક દેશ, એક વિરાટ સમાજ અને એક રાજ્ય તરફ આપણે જઈએ છીએ.

કુટુંબમાં બાળકો એકબીજાને મારે ત્યારે માબાપ કહે છે, 'તમે એકબીજાને મારી ન શકો. મારવાની સત્તા અમારી છે, તમ બાળકોની નથી.' સરકાર પણ કહે છે કે, 'મારવાની અને સજા કરવાની સત્તા અમારી છે. પ્રજા ફક્ત ઈન્સાફ માગી શકે.' વિશ્વનાં રાજ્યોનું સંગઠન જ્યારે સિદ્ધ થશે ત્યારે એ સંગઠન પણ કહેશે કે 'યુદ્ધ કરવાની સત્તા ફક્ત અમારી જ છે. ઘટક રાજ્યોએ અંદર અંદર અહિંસક રીતે જ વર્તવું જોઈએ.' આ વસ્તુ સિદ્ધ થાય તો રાષ્ટ્રસંઘની હિંસક

પ્રવૃત્તિને યુદ્ધ ન કહેતાં police action — પોલીસી પગલું કહેવું પડશે. હિંસા કરવાની આ છેલ્લી સત્તા ત્યારે જ ઓગળી જશે જ્યારે માનવસમાજમાં જીવન યથાર્થ રીતે કેળવાંશે અને કોઈને અન્યાય અને અત્યાચાર કરવા તરફ પ્રવૃત્તિ જ નહીં થાય.

હમણાં જ હું સૌરાષ્ટ્ર ગયો હતો. હિંદુસ્તાનના બીજા ભાગોમાં દેખાય એના કરતાં સૌરાષ્ટ્રમાં સ્વતંત્રતાનો આહ્‌લાદ — glow of freedom લોકોના મોઢા પર મેં વધારે જોયો. ત્યાંના લોકોને મેં કહ્યું, ‘બંધિયાર ઓરડીમાં પુરાયેલો માણસ જ્યારે છૂટીને ખુલ્લી હવામાં આવે છે ત્યારે ફેફસામાં પૂરતા પ્રમાણમાં પ્રાણવાયુ પહોંચવાથી એના મોઢા ઉપર એક આકર્ષક લાલાશ આવે છે અને જોતજોતાંમાં પાંડુરોગી પીળાશ દૂર થાય છે. તમારું તેમ જ થયું છે. નાનાં નાનાં અસંખ્ય રાજ્યો, તેમના વાડા અને સીમાડા તૂટી જવાથી તમે આખા સૌરાષ્ટ્રનું એક એકમ સિદ્ધ કરી શકયા છો. પણ એને માટે તમારે નહીં પણ રાજાઓએ ભોગ આપવો પડયો. હવે તમારે રાજદ્વારી એકમ સાથે સામાજિક એકમ સિદ્ધ કરવું જોઈએ. એને માટે સાંપ્રદાયિક સંકુચિતતાનો ભોગ આપ્યે જ છૂટકો, ન્યાતજાતના વાડાઓ તોડયે જ છૂટકો.’

આજનો યુગધર્મ એ જ સંદેશો આખી દુનિયાને આપી રહ્યો છે. દુનિયાનાં રાજ્યોએ માનવતાને બાધક એવી પોતાની સ્વતંત્રતા ન ચલાવવી જોઈએ. ગાંધીજીએ એશિયાનાં રાષ્ટ્રોને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે કેવળ એશિયાનું સંગઠન કરશો તો પસ્તાશો. આખી દુનિયા એક છે, એક કુટુંબ છે એવો one worldનો આદર્શ સ્વીકારીને ચાલશો, તો જ અહિંસક સમાજની સ્થાપના સિદ્ધ થશે. અહિંસક સમાજરચના સાથે બીક અને લાલચ ઉપર રચાયેલી રાજસત્તાનો મેળ ખાય નહીં. કેળવણી મારફતે આંતરિક અંકુશ વાપરતાં સામાજિક માણસ શીખે તો જ એ શકય છે. આ કામ સહેલું નથી. એની પાછળ કેટલાંયે બલિદાન આપવાં પડશે. હું આશા રાખું છું કે એવું બલિદાન આપનારા લોકોની પરંપરા માણસજાતમાંથી હંમેશાં ઉત્પન્ન થશે. બીજો રસ્તો છે જ નહીં.

## ૪. સર્વોદયી કેળવણી

સર્વસમન્વયકારી સર્વોદયનો સ્વીકાર કર્યા પછી અને એનું ઊંડું ચિંતન કરી એની દીક્ષા લીધા પછી માણસને સર્વધર્મસમભાવ સૂઝવાનો જ. ધર્મનો ઉદ્દેશ જ સમૃદ્ધ જીવન કેળવી સમાજ સમસ્તનું ધારણપોષણ સાધવાનો છે. ધર્મની દૃષ્ટિ આ રીતે મૂળમાં સત્ય અને કરુણાપરાયણ અને વ્યાપક હોવાથી બધા ધર્મોએ એકબીજાની દૃષ્ટિ અને આગ્રહો સમજવા જોઈએ. ધર્મોએ હુંસાતુંસી છોડી દઈ અને અહંશ્રેયસી પણ છોડી દઈ એકબીજાની દૃષ્ટિ અને એકબીજાના જીવનઆદર્શો સમજી

લેવા જોઈએ. બધા ધર્મોએ પશુસંગ્રહાલયનાં વન્ય પશુઓની પેઠે અલગ અલગ પાંજરામાં ન રહેતાં એકબીજાનો સ્વીકાર કરી બધા ધર્મોનું એક વિશાળ ધર્મકુટુંબ સ્થાપન કરવું જોઈએ.

એને માટે ધર્મચર્ચા તો જરૂરી છે જ પણ એથીયે વિશેષ, સાધના દ્વારા દરેક ધર્મનું રહસ્ય સમભાવપૂર્વક સમજી લેવું જોઈએ. ધર્મસમન્વય કરતાં પહેલાં દરેક ધર્મમાં મહત્ત્વનો ભાગ કયો અને કેવળ સ્થાનિક કે મલિક મહત્ત્વનો ભાગ કયો — એ બધાયે મળીને શોધી કાઢવું જોઈએ.

આજે તર્કની પેઠે ધર્મો પણ જ્યાંત્યાં અપ્રતિષ્ઠિત થયેલા છે એનું કારણ સહેજે સમજાય એવું છે. એ અપ્રતિષ્ઠાનાં કારણો તરફ આંખ બંધ કર્યે નહીં ચાલે. દરેક ધર્મમાં અંતર્મુખ થઈ આત્મનિરીક્ષણ કરવાની શક્તિ અને ટેવ હોવાં જોઈએ. જેમ અનેક જાતના કાયદાઓનું એકસામટું અધ્યયન કરી એમાંથી કાનૂનોનું શાસ્ત્ર Jurisprudence તારવવામાં આવે છે અથવા જેમ અનેક જાતની સમાજ-વ્યવસ્થાઓનું સ્વરૂપ સમજી લઈ એ બધાના અધ્યયનમાંથી સર્વસાધારણ સમાજ-શાસ્ત્ર ઉત્પન્ન કરવામાં આવે છે અથવા આવવું જોઈએ; તેવી જ રીતે બધા ધર્મોનું સ્વરૂપ સમજી એમાંનાં સાર્વભૌમ સર્વવ્યાપી તત્ત્વો કયાં એ ઓળખી અને ગૌણ વસ્તુઓને ગૌણ તરીકે રજૂ કરી ત્યાર પછી બધા ધર્મોમાંથી ધાર્મિકતાનું અને ધર્મજીવનનું એક સાર્વભૌમ ધર્મશાસ્ત્ર તૈયાર કરવાના દિવસો આવી પહોંચ્યા છે. જૂના લોકોએ 'धर्मशास्त्रं तु वै स्मृतिः' એમ કહી ધર્મશાસ્ત્ર શબ્દનો સંકુચિત અર્થ કર્યો. તે છોડી દઈ બધા ધર્મોના સમભાવપૂર્વક, આદરપૂર્વક, ઊંડા અધ્યયન પછી સર્વધર્મસમભાવમૂલક એક ધર્મશાસ્ત્ર ઉપજાવી કાઢવું જોઈએ. અને પછી સર્વોદય-વાળાઓએ બધા ધર્મો એકત્ર કેમ રહી શકે અને એકબીજાને પોષક થઈ શકે એ શોધી કાઢવા માટે નવી જાતના આશ્રમો મારફતે ધર્મજીવનના પ્રયોગો ચલાવવા જોઈએ.

પ્રાચીન કાળમાં આપણા ઋષિમુનિઓ પોતપોતાના આશ્રમોમાં ધર્મજીવન જીવતા હતા. અને બધા વર્ણોના અને બધા પ્રદેશનાં યુવાનો અને યુવતીઓને પોતાની પાસે રાખી સગવડેઅગવડે જીવનચિંતન અને જીવનપ્રયોગો ચલાવતા હતા. આપણામાંથી ઘણા કેળવણીકારોએ આ જાતના આશ્રમો સ્થાપી નવી ઢબના ધર્મજીવનના પ્રયોગો ચલાવવા જોઈએ. અહીં ધર્મજીવન એટલે રૂઢ ધર્મોમાં બતાવેલું અને ભોળી જનતાએ ખીલવેલું ધર્મજીવન નહીં પણ વ્યાપક અર્થમાં સર્વધર્મસમ-ભાવથી કેળવેલું અને ધર્મથી પણ પર એવી આધ્યાત્મિક સંસ્કૃતિએ પ્રેરેલું જીવન સમજવાનું છે.

નવી જાતના આવા બધા આશ્રમો કેળવણીની પ્રમુખ સંસ્થાઓ જ હશે. એ આશ્રમોમાં જૂના ચાર આશ્રમોને એકત્ર જીવવાની અને પરસ્પર અસર કરવાની પૂરી છૂટ હશે. લોકભારતીને (શ્રી નાનાભાઈની લોકભારતીને) હું આવી જાતનો નવજીવનપ્રેરક આશ્રમ જ ગણું છું. શ્રી નથુરામ શર્માના શિષ્યોએ સ્થાપેલ કરેલ

મૂળ દક્ષિણામૂર્તિનો હું વિચાર કરું છું એની સાથે ગાંધીયુગની તેજસ્વી પ્રેરણા ઝીલનાર દક્ષિણામૂર્તિનો વિચાર કરું છું; ત્યાર પછી આંબલામાં એક તેજસ્વી બ્રાહ્મણે પોતાની તપસ્યા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી ચલાવેલ ગ્રામદક્ષિણામૂર્તિનો વિચાર કરું છું અને ત્યાર પછી ગાંધીજીના વિચારો ભવિષ્ય માટે કેવા હોય એવો વિચાર કરી જૂની પ્રવૃત્તિએ લોકભારતીનું જે વ્યાપક રૂપ ધારણ કર્યું છે એનો વિચાર કરું છું ત્યારે આ સંસ્થાના ભવિષ્યના વિકાસ માટે કોઈ મર્યાદા નથી એવી મારી ખાતરી થાય છે. નાનાભાઈ જેવા બ્રાહ્મણનું કામ આગળ ચલાવનાર મનુભાઈ પંચોળીને અને એમના સાથીઓને હું બ્રાહ્મણો જ ગણું છું. નાનાભાઈના ઉત્કટ પ્રસંગમાં જે આવે એ બ્રાહ્મણ થઈ જ જવાનો. (સૌરાષ્ટ્ર સરકારની સેવામાંથી નાનાભાઈને પાછા ખેંચી લાવનાર મનુંભાઈને જો બ્રાહ્મણ ન કહેવાય તો બીજો બ્રાહ્મણ કોણ ?)

ઉપર જે પ્રાથમિક વિવેચન આજે મેં કર્યું છે તે ઉપરથી સર્વોદય કેળવણી કેવી હોય એની કાંઈક કલ્પના ધ્યાનપૂર્વક સાંભળનારને થશે જ.

મહાભારતમાં કહ્યું છે કે, આદિમ સત્યયુગમાં એક કેવળ બ્રાહ્મણ વર્ણ જ હતો. જેમ જેમ સમાજનો અથવા યુગનો હ્રાસ થતો ગયો તેમ તેમ युगह्रासानुरूपतः ચાર વર્ણ થઈ ગયા. એ મીમાંસા જો સાચી હોય અને જો આપણે પ્રાથમિક સ્વરૂપનો નહીં પણ વિકસિત થયેલ સમૃદ્ધ સત્યયુગ ફરી આણવા માગતા હોઈએ તો ચાર વર્ણના આદર્શોનો વધુ વિકાસ કરી એ બધાનો સત્યમૂલક એકરસ કર્યે જ છૂટકો. સર્વ વર્ણોના સમન્વયમાંથી પૂર્ણ માનવ અથવા વિશ્વમાનવ તૈયાર થશે. તેના વર્ણને બ્રાહ્મણ કહેવો કે ન કહેવો એ મહત્ત્વનો સવાલ નથી. વર્ણસમન્વયને નામ હોવાનું કારણ નથી. સાતે વર્ણોને એટલે કે રંગોને જ્યારે આપણે ચક્રાકાર ફેરવી પરસ્પર ઓતપ્રોત કરીએ છીએ ત્યારે એમાંથી શુદ્ધ અને ઉજ્જ્વળ સફેદ વર્ણ તૈયાર થાય છે. એ વાત નાનાં બાળકોએ પણ ભૌતિક પ્રયોગમાં જોઈ છે. એ જાતનો સર્વવર્ણસમન્વયજનિત શુક્ર વર્ણ આપણે ખીલવવાના છીએ. એને માટેની કેળવણી તે સર્વોદયી કેળવણી.

દુનિયાભરના ધર્મચિંતકોએ અને સમાજસેવકોએ એક વસ્તુ તારવી છે કે નિષ્પાપ જીવન જીવવું હોય તો પરિશ્રમ કરીને પરસેવો ઉતારવો જ જોઈએ. માણસ ગમે તેટલો ઉન્નત વૃત્તિવાળો હોય પણ એ જો સેવાને અર્થે પરિશ્રમ ન કરે તો એનું જીવન લાંબા વખત સુધી નિષ્પાપ રહેવાનું જ નથી. જે માણસ પરિશ્રમ કરતો નથી, એને માટે બીજા કોઈને વધારે પરિશ્રમ કરવો જ પડે છે. દુનિયાનું સ્વાવલંબન તૂટે છે અને વ્યક્તિગત તેમ જ સામાજિક જીવનમાં પાપ ઘૂસી આવે છે. પરિશ્રમનો રસ તમને હોય કે ન હોય, નિષ્પાપ જીવન જીવવા માટે અથવા જીવનમાંથી પાપ ધોઈ કાઢવા માટે તમારે પરિશ્રમ કર્યે જ છૂટકો.

એ પરિશ્રમ જો વિચારપૂર્ણ હોય અને કૌશલ્યપૂર્ણ હોય તો જ માનવતાનો વિકાસ થઈ શકે છે. વિચારપ્રેરિત સાર્વભૌમ સિદ્ધાન્તોને વફાદાર રહી કૌશલ્ય

વધારવું અને એવા કૌશલ્યયુક્ત પરિશ્રમથી સમાજની સેવા કરવી એ જ છે સંસ્કારી જીવન. એ જીવન માટે આપણને જે તૈયાર કરે છે તેનું નામ કેળવણી.

વિચાર એ જીવન નથી. કર્મ એ જ જીવન છે. વિચાર એ કર્મની શુદ્ધિ માટે, સફળતા માટે અને અંતે મોક્ષ મેળવવા માટે જરૂરી છે. 'ज्ञानादेव तु कैवल्यम्' એ વાત જેટલી સાચી છે તેટલી જ 'ज्ञानादेव् तु कौशल्यम्' એ પણ સાચી છે, અને તેથી જ જ્ઞાનની આટલી મહિમા ગાઈ છે. ગીતામાં જ્ઞાનની જે વ્યાખ્યા આપેલી છે તેમાં ઘણાંખરાં તત્ત્વો તો કર્મનાં જ છે. સાચું જ્ઞાન કર્મ વિના ખીલી ન જ શકે, ટકી પણ ન શકે અને પોતાની અસર પાડવા જેટલું પ્રવાહમાન પણ ન થઈ શકે. જ્ઞાન-કર્મ સમુચ્ચય એ પક્ષ અધૂરો છે. ગીતાની વ્યાખ્યાની પરિભાષા સ્વીકારીએ તો જ્ઞાનકર્મની એકતા એ જ અભીષ્ટ છે, એ જ સાચું તત્ત્વ છે.

અને તેથી જ સર્વોદય-કેળવણીમાં જીવનશુદ્ધિનો પ્રથમ આગ્રહ છે. જીવન વિચારમય હોય, કર્મમય હોય અને કૌશલ્યયુક્ત હોય એ જ આપણો અંતિમ આદર્શ છે. એને શુદ્ધ, સમૃદ્ધ અને સમર્થ વ્યાપક કેળવણી કહેવાને બદલે ગાંધીજી-એ એને નામ આપ્યું બુનિયાદી કેળવણી અથવા નવી કેળવણી.

જે કેળવણી પરિશ્રમયુક્ત હશે, ચિંતન અને કૌશલ્યથી પ્રેરિત હશે તે સ્વાવલંબી થવાની જ. નિષ્પાપ જીવનને જ પરિશ્રમયુક્ત સ્વાવલંબી જીવન કહ્યું છે.

આપણે અસંખ્ય પ્રયોગો કર્યા પછી અનુભવે જાણી લીધું છે કે, જીવન અને કેળવણી, એક બીજાથી દૂર રહી જ ન શકે. 'જીવન માટે કેળવણી' એ સૂત્ર તો હવે બધા જાણે જ છે અને સાધકજીવનની સ્પષ્ટ કલ્પના જો સમાજને થઈ શકે તો 'કેળવણી માટે જીવન' એ સૂત્ર પણ એટલી જ સહેલાઈથી ગળે ઊતરી શકશે. કેળવણીનો કાળ જુદો અને જીવનનો કાળ ત્યાર પછી એમ જેઓ માને છે તેઓ બન્ને વિશેની પોતાની કલ્પના સંકુચિત હોવાનું જાહેર કરે છે. કેળવણીનો સમય અને જીવનનો સમય અલગ અલગ છે જ નહીં. ઝાડ જેમ અમુક વર્ષ સુધી ઊંચું થાય છે અને ફેલાય છે અને ત્યાર પછી એ પ્રવૃત્તિ બંધ રાખી અંદરથી પરિપક્વ થતું જાય છે તેમ જ જીવનની પૂર્વતૈયારીને આપણે કેળવણી કહીએ છીએ પણ ખરી કેળવણી તો ત્યાર પછી જ આખા જીવન દરમ્યાન ચાલતી હોય છે.

સર્વોદય સમાજે જે માનવતાની કલ્પના કરી છે તેનો વિચાર કરતાં હવે પછી ઉજળિયાત કોમો અને શ્રમજીવી કોમો એવો ભેદ ભૂંસી જ નાખવો જોઈએ. બુદ્ધિજીવી લોકો જો ખોરાક ખાધા વગર હવા ઉપર જીવી શકે તો એમની કેળવણીમાં શ્રમતત્ત્વ ન હોય તો ચાલે. ઉજળિયાત લોકોએ શ્રમ ન જ કરવો જોઈએ; જેઓ કેળવણીમાં શ્રમનું તત્ત્વ સ્વીકારશે તેમને ઉજળિયાત પ્રતિષ્ઠા મળવાની નથી અને તેમની કેળવણી અધૂરી જ રહેવાની એમ જેઓ માને છે તેઓ ભારે ભૂલ કરે છે. ભવિષ્ય એમને માટે નથી.

આજે સમાજમાં ભારેમાં ભારે કોઈ રોગ ફેલાયો હોય, પાપ ઘૂસ્યું હોય અને અનીતિને પ્રશ્રય આપતું હોય તો એક વ્યક્તિનું બીજી વ્યક્તિ તરફ થતું

'શોષણ' છે. આ શોષણ જે ટાળી ન શકે તે બુનિયાદી તાલીમ નથી, રાષ્ટ્રીય તાલીમ નથી.

હું સમજી શકતો નથી કે આજના નાનામોટા કેળવણીકારો કેમ કહે છે કે Basic Education is a failure. તેઓ સુખેથી કહી શકે છે કે એમનું પોતાનું ઉજળિયાત જીવન નિષ્ફળ ગયું છે. Our life is a failure, our social existence is a failure, and the present governmental planning is a failure. પણ શુદ્ધ જીવનના શુદ્ધ સિદ્ધાંતોનો આગ્રહ રાખનારી અને કરોડોના જીવનને પોષણ અને આશા આપનારી કેળવણીની પદ્ધતિ નિ:સાર કે અવ્યવહારુ ન જ હોય.

પણ સર્વોદયની કેળવણી એ કાંઈ ભણાવવાની કેવળ અમુક પદ્ધતિ (method of education) નથી. કેળવણીનો આદર્શ અને કેળવણીના વિષયો The Ideals of Education and the contents of Education એ એના કરતાંયે વધુ મહત્ત્વનાં અંગો છે. અને જ્યારે જ્યારે આપણે કેળવણીનો વિચાર કરીએ છીએ ત્યારે ત્યારે કેવી સંસ્કૃતિ માટે આપણે પ્રજાને કેળવવા માગીએ છીએ તે સ્પષ્ટ થવું જ જોઈએ. જ્યાં સુધી પશ્ચિમમાં સમાજસત્તાવાદ અને સામ્યવાદ ઊભા થયા ન હતા ત્યાં સુધી કેળવણી પરત્વે આ વાદ ઉત્પન્ન થતો ન હતો. ધર્મમાં ઈસાઈ ધર્મ, અર્થશાસ્ત્રમાં મૂડીપ્રધાન અને કારખાનાપ્રધાન જીવનપદ્ધતિ અને સંસ્કૃતિની દૃષ્ટિએ વિજ્ઞાનપ્રધાન અને હોડપ્રધાન પશ્ચિમ સંસ્કૃતિ એ વસ્તુઓ સાર્વભૌમ છે એમ માનીને જ લોકો ચાલતા હતા. યુરોપ બહાર જ્યારે પોતાની કેળવણીનો એ લોકો પ્રચાર કરતા ત્યારે સાંસ્કૃતિક આદર્શની ચર્ચા તેઓ છેડતા ન હતા. પછાત લોકોને ભડકાવવાની જરૂર નથી એવો કુનેહભર્યો વિચાર વાપરી તેઓ પોતાના સાંસ્કૃતિક આદર્શો એ ગૃહીત વસ્તુ છે એમ માનીને ચાલતા. યુરોપ-અમેરિકા બહારના લોકોનાં ધર્મ, સામાજિક આદર્શો અને લાગણીઓને બનતાં સુધી છેડતા નહીં. એના દોષો ઉપર બની શકે ત્યારે ટીકા કરવી. પોતપોતાનાં સામ્રાજ્યનાં બણગાં ફૂંકવાં અને પોતાને ફાવતી કેળવણી લોકોને આપ્યા કરવી એ જ એમનો કાર્યક્રમ હતો. સામ્રાજ્યવાદી લોકો માટે એ જ નીતિ ઉત્તમ હતી.

હવે એ મોકો પશ્ચિમના લોકોના હાથમાંથી સરી પડ્યો છે. તેથી તેમણે પેંતરો બદલ્યો છે. હમણાં હમણાં પૂર્વ આફ્રિકામાં જ્યારે હું ફરી આવ્યો ત્યારે ત્યાંના એક સરકારી ગોરા કેળવણીકારે ચર્ચામાં મને કહ્યું કે, અમે નથી કહી શકતા કે અમારી સંસ્કૃતિ કે અમારી શિક્ષણપદ્ધતિ સૌથી સારી છે. અંગ્રેજી ભાષા જ કેળવણીનું વાહન અહીં હોઈ શકે એમ પણ નથી કહેતા. અમે એટલું જ કહીએ છીએ કે અમારી પાસે આપવા જેવું આ જ છે. અને વિશેષ તો એ છે કે લોકો એ લે છે. We don't say that the English medium is natural or the best. All we can say is that by experience we have found that it works. અમે એમ પણ નથી કહેતા કે અહીંથી અમારા ગયા

પછી અમારી ભાષા કે અમારી પદ્ધતિ પચાસ વર્ષ માટે પણ ટકશે જ. એ તો અહીંના લોકો જેમ નક્કી કરશે તેમ થશે. અમે તો અમારી પાસે જે છે તે આપી છૂટીએ છીએ.

પશ્ચિમના લોકો આમ બહુ નિખાલસ હોય છે. જે વખતે જેવી પરિસ્થિતિ હોય તે વખતે તેવી ભાષા વાપરતાં અને પોતાનો કેસ રજૂ કરતાં તેમને આવડે છે અને પોતાનું વલણ જ સ્વાભાવિક છે, યોગ્ય છે, એવી છાપ તેઓ કુશળતાપૂર્વક પાડે છે.

હવે આપણે ત્યાં આપણી આર્યસંસ્કૃતિને પોતાનું કામ કરવા માટે હજારો વર્ષની તક મળી. આપણે દ્રાવિડ સંસ્કૃતિને આત્મસાત્ કરી. આદિવાસીઓનો સવાલ ઉકેલવાનો ઠીક ઠીક પ્રયત્ન કર્યો. અને દરેક સમન્વયમાં આપણે આર્યસંસ્કૃતિઓનો પ્રભાવ કાયમ રાખ્યો. સાથે સાથે બધાનો સમન્વય સાધવા જેટલા આપણે ઉદાર પણ બન્યા.

ત્યાર પછી આવ્યાં ઈસ્લામી રાષ્ટ્રો. એમાં પઠાણોની સંસ્કૃતિ નોખી, મુગલોની નોખી અને જેમનો ધર્મ તેઓ લઈ આવ્યા તે આરબ લોકોની સંસ્કૃતિ પણ નોખી. એ ત્રણેનો ઠીક ઠીક સમન્વય એમણે સાધ્યો હતો, કેમ કે ઈસ્લામનો પ્રભાવ એ ત્રણે ઉપર હતો. એ આપણે ત્યાં આવ્યા ત્યારે આપણી સંસ્કૃતિ કાંઈક અંશે સાંસ્કૃતિક રાત્રિમાં પ્રવેશ કરતી હતી. અને આપણા સંતો પોતાનાં તત્ત્વજ્ઞાન અને ભક્તિનું ખમીર સમાજને આપતા હતા. મુસલમાની રાષ્ટ્રોએ આપણી અસર તળે આવવાની ના પાડી. કેમ કે આપણી પાસે આપવા જેવું જે હતું તેને આપણે જ ભૂલી ગયા હતા. અંતે આપણા સંતો, વેદાંતીઓ, ભક્તો અને ધર્મસુધારકોએ આપણા જીવનમાં અમુક સુધારો કર્યો. ઈસ્લામના સંતોએ એની કદર કરી. વેદાંત અને સૂફીમત એકબીજા સાથે આપ-લે ચલાવી પરિપુષ્ટ થયા અને ઈસ્લામી રાજાઓએ પણ પોતાની રાજ્યસત્તાને સ્વદેશી રૂપ આપવાના પ્રયત્નો કર્યા. આ બધું અનાયાસે થઈ શકયું. મરાઠાઓએ અને શીખોએ રાજદ્વારી બળવો કર્યો ખરો પણ સરવાળે સમન્વયવૃત્તિ જ વધારે સ્વીકારાઈ હતી.

એટલામાં આવ્યા પશ્ચિમના લોકો. પ્રથમ પ્રથમ એમને વ્યાપાર ઉપરાંત કશાની પડી ન હતી. ભારતનો માલ એમને ખરીદવો હતો અને પશ્ચિમમાં વેચવો હતો. ત્યાર પછી જ્યારે એમને ત્યાં યંત્રોનો પ્રારંભ થયો ત્યારે ત્યાંનો માલ અહીં વેચવામાં, આપણા ગળામાં બાંધવામાં તેઓ ફાવી ગયા. એમણે પોતાનું રાજ્ય સ્થાપ્યું. પોતાની સંસ્કૃતિનાં અને ધર્મનાં બણગાં ફૂંકયાં. પ્રથમ પ્રથમ મોઢું ભરીને એમણે આપણી નિંદા કરી. ત્યાર પછી આપણી સંસ્કૃતિનું અધ્યયન કરી એની સુંદરતા તરફ આપણું અને દુનિયાનું ધ્યાન પણ કાંઈક ખેંચ્યું. પોતે કેટલા કદરદાન છે એની સારી છાપ આપણા ઉપર પાડી અને આપણી સંસ્કૃતિ આગળ Self-government for Indian culture within the Empire of Christian Religion and Western civilization. જાણે એનો આદર્શ

આપણી આગળ પાથરી દીધો. એ લોકોનું ઈતિહાસનું વાચન ઊંડું. માનવીય બળો કામ કેમ કરે છે — એનો તાગ એમને પૂરેપૂરો. એ જ્ઞાનના જોરે તેઓ આપણા ગુણદોષો પારખી ગયા અને આપણી શક્તિ-અશક્તિનો તાગ કાઢી એમણે પોતાનું રાજનૈતિક સામ્રાજ્ય ઠીક ઠીક લાંબા વખત સુધી ટકાવ્યું અને પોતાના સાંસ્કૃતિક સામ્રાજ્યની અસર એથીયે વધારે પડી. આપણે એ અસર તળે હજીયે છીએ અને સ્વરાજ્ય મળ્યા પછી તો બધા અધિકારો એમના શિષ્યોના હાથમાં જવાથી કેળવણી, ઉદ્યોગ-હુન્નર અને રાજદ્વારી આદર્શો એમની જ સંસ્કૃતિની અસર તળે આપણે ખીલવી રહ્યા છીએ. પાછલી પેઢીમાં આર્યસમાજે એની સામે સ્વદેશી અવાજ ઉઠાવ્યો. સ્વામી વિવેકાનંદે એને વધારે વ્યાપક રૂપ આપ્યું. શ્રી અરવિંદ ઘોષે એક રીતે અને શ્રી રવીન્દ્રનાથે બીજી રીતે આપણી સંસ્કૃતિને સાર્વભૌમ રૂપ આપવાના ઉત્તમ પ્રયાસો કર્યા. પણ રાજદ્વારી ક્ષેત્રમાં આપણું કશું જ ચાલ્યું ન હતું; તેથી આપણી સંસ્કૃતિએ પુનર્જીવનનું પૂરું જોર ન પકડયું.

ગાંધીજીએ આવીને આપણી સંસ્કૃતિનો આત્મવિશ્વાસ જાગ્રત કર્યો, આપણી સમન્વયવૃત્તિને પોષણ આપ્યું અને રાજદ્વારી તેજસ્વિતા, ધર્મજીવનની ઉદારતા અને સંસ્કૃતિની ભવિષ્યોન્મુખ દૃષ્ટિને જોરે રાષ્ટ્રીય જીવન સર્વાંગપરિપૂર્ણ રીતે ખીલવવાનો પ્રારંભ કર્યો. સ્વતંત્રતા વગર એ કશું થાય નહીં એમ જોઈને સ્વરાજ્ય મેળવવાની એમણે ઉતાવળ કરી અને હિંદુસ્તાનને સ્વતંત્ર કરીને જ તેઓ ચાલ્યા ગયા.

સાંસ્કૃતિક સ્વરાજ્ય સ્થાપન કરતાં પહેલાં જ તેઓ ચાલ્યા ગયા. જતાં જતાં એમણે જોયું કે, દુનિયાની પરિસ્થિતિને જાણનાર અને પોતાની સમન્વયવૃત્તિની કદર કરનાર એવા પશ્ચિમના ભારતીય શિષ્યોના હાથમાં જ સ્વરાજ્યનાં સૂત્રો આપી શકાય.

પશ્ચિમના મૂડીવાદ અને સામ્યવાદ — બન્ને પાછળ રહેલો સામ્રાજ્યવાદ તેઓ ઓળખી શકયા હતા. યંત્રસંસ્કૃતિ અને એને મજબૂત કરનાર વિજ્ઞાનનું સામર્થ્ય તેઓ જાણતા હતા છતાં દેશને એના સકંજામાંથી બચાવવાનો એમનો ઈરાદો હતો. જો કેળવણીની પદ્ધતિ સુધારીએ અને આખા સમાજને ઉદ્યોગપ્રધાન બનાવીએ, રચનાત્મક કાર્યક્રમ તરફ વાળીએ, તો હજીયે આ દેશ બચી શકે એમ એમની માન્યતા હતી. યંત્રોદ્યોગ વિરુદ્ધ ગ્રામોદ્યોગ એ જ ઝુંબેશ હવે પછી રહેશે, એમ તેઓ જાણતા હતા. યંત્રોદ્યોગ સામે આપણે જો કેવળ ગ્રામોદ્યોગ મારફતે તેમ જ હાથકારીગરી મારફતે વસ્ત્રનિર્માણનો સૌથી મોટો ઉદ્યોગ બચાવી શકીએ તોપણ ઘણું થયું. ખાદીના ઉદ્યોગની ઓથે આપણે ગ્રામોદ્યોગ ખીલવીશું અને પશ્ચિમના યંત્રોદ્યોગ સામે એક જબરદસ્ત પ્રયોગ કરીશું એ એમની મુરાદ હતી.

હિંદુ સંસ્કૃતિ, ઈસ્લામી સંસ્કૃતિ તેમ જ ઈસાઈ સંસ્કૃતિ — આ ત્રણ વચ્ચે સંઘર્ષ થવાનું કારણ નથી એમ તેઓ સમજાવવા માગતા પણ રાજદ્વારી માનસ ગમે તેમ વાળવાની કળામાં અંગ્રેજો કુશળ હોવાથી તેમણે આપણી સંસ્કૃતિઓની

નબળાઈ ઓળખી અને દેશના ભાગલા પાડ્યા.

જવાહરલાલજીએ ધર્મનિરપેક્ષ રાજદ્વારી તંત્ર ચલાવી ધાર્મિક વિખવાદને રાજનૈતિક ક્ષેત્રમાંથી હાંકી કાઢ્યો, રાજદ્વારી સમાજસત્તાવાદ, પશ્ચિમને પ્રધાનપદ આપી રાષ્ટ્રીય કેળવણી અને નાનામોટા યંત્રોદ્યોગો ખીલવવાની ત્વરા – આવી ત્રિવિધ નીતિ એમણે ચલાવી છે. આપણે ગાંધીવાદી લોકોએ પોતાની શક્તિ-અશક્તિ ઓળખી જવાહરલાલજીને એમની નીતિ ધપાવવામાં મદદ કરી અને યુદ્ધવિરોધી ગ્રામોદ્યોગપ્રધાન સર્વોદય સંસ્કૃતિનાં બીજ સમાજમાં વાવવાનો પ્રારંભ કર્યો.

આમાં આપણે રાષ્ટ્રવ્યાપી કેળવણી ઉપરનો કાબૂ ખોઈ બેઠા. લોકકેળવણી ભૂદાન-ગ્રામદાનથી બહાર જઈ ન શકી. અને તેથી આપણે ત્યાં સર્વોદય કેળવણીનું ચિંતન પણ ઓછું થયું. બુનિયાદી તાલીમે ગ્રામોદ્યોગોનો આધાર અને સમવાયની પદ્ધતિ એ બેનો પ્રચાર તો ખૂબ કર્યો પણ સાંસ્કૃતિક સમન્વયની સર્વોદય કેળવણી આપણે ગ્રામોદ્યોગો મારફતે પણ સ્થિર કરી શક્યા નથી.

દરેક કામમાં પશ્ચિમની વિચારસરણીની અસર તળે સરકી જવાની આપણા સુશિક્ષિત વર્ગની ટેવ હજી ગઈ નથી. એટલામાં આપણાં બધાં જ મૂલ્યોમાં ઊથલપાથલ કરનાર ચીની આક્રમણ આવીને ઊભું છે. એક બાજુ બ્રિટન અને અમેરિકાના આદર્શો આપણે ત્યાં લોકપ્રિય થવા લાગ્યા છે જયારે બીજી બાજુ સામ્યવાદની આર્થિક વ્યવસ્થા એ જ આ યુગ માટે તારક તત્ત્વ છે એમ સમજાવનારા પ્રચારકો પણ જાગ્યા છે.

હું માનું છું કે આજની આ સ્થિતિમાં આપણું રાષ્ટ્રવ્યાપી કેળવણીનું તંત્ર જે બધી રીતે સરકારના તાબામાં ગયું છે, તે પાછું આપણા હાથમાં લેવું જોઈએ. અને સરકારને કહેવું જોઈએ કે તમારી પાસેથી આર્થિક મદદ લઈશું પણ પ્રાથમિક અને માધ્યમિક કેળવણી આખી લોકસેવકોના હાથમાં જ જવી જોઈએ, નહીં કે સરકારી તંત્રમાં.

આપણે વિજ્ઞાનનું મહત્ત્વ પારખ્યું છે. એનાં ગુણગાન ગાઈએ છીએ પણ આપણે નથી વૈજ્ઞાનિક દૃષ્ટિ પૂરેપૂરી કેળવી કે નથી એની તર્કકઠોર પદ્ધતિમાં પાવરધા થયા.

આપણે ગાંધીવિચારમાં માનનારા લોકોએ એક દીર્ઘકાલીન યોજના તૈયાર કરી વિજ્ઞાનમાં પ્રવીણ થવું જોઈએ. સાથે સાથે આજના વૈજ્ઞાનિકોને સર્વોદયના વિચાર તરફ ખેંચવા જોઈએ. હવે પછી આપણે પંચાયત રાજ્ય અને શાંતિસેનાના રાષ્ટ્રવ્યાપી પ્રયત્નોની સાથે સાથે દેશની કેળવણીનું તંત્ર આપણા હાથમાં લેવાનો જબરદસ્ત પ્રયત્ન કરવો જોઈએ.

હવે પછી અત્યાર સુધીની આપણી ઢીલી નીતિ નહીં ચાલી શકે. આપણે સરકારને પોતાને રસ્તે જવા દીધી અને જે કાંઈ ક્ષેત્ર આપણા ભાગે રહ્યું તેની અંદર ઓછુંવત્તું રચનાત્મક કામ કરવા લાગ્યા.

ભૂમિદાન મારફતે રાષ્ટ્રની દાનવૃત્તિ ખૂબ કેળવાઈ, ગરીબ અને તવંગર વચ્ચે

સહાનુભૂતિ ઠીક ઠીક સ્થપાઈ, ભાવનાત્મક એકતા ખીલવવામાં આપણે ઠીક ફાવ્યા પણ રાષ્ટ્રની અર્થનીતિમાં હજી ક્રાંતિ કરી શકયા નથી. એ તો રૂઢિવાદમાં જ ફસાઈ છે. શાંતિસેના, ગ્રામરાજ્ય અને પંચાયત રાજ્ય મારફતે જો સામાજિક ક્રાંતિ કરી શકયા તો આપણું ભવિષ્ય ઊજળું થશે. પણ એને માટે આપણે સર્વોદય કેળવણીના પ્રયોગો શરૂ કરી દેશનું કેળવણીતંત્ર આપણા હાથમાં લેવાના પૂરેપૂરા પ્રયત્નો કરવા જોઈએ. આટલું ન કરીએ તો સદ્‌બુદ્ધિવાળા, ચારિત્ર્યશીલ પરોપકારી લોકોની નિરુપદ્રવી જમાત થઈને આપણે રહીશું. આપણે Quaker લોકોની સ્વદેશી આવૃત્તિ થઈને બેસીશું તો આપણો ઉદ્ધાર જરૂર થશે પણ ગાંધીજીનું યુગકાર્ય આગળ ચલાવ્યાનો સંતોષ આપણને નહીં મળે. પંચાયત રાજ્ય, ગ્રામરાજ્ય અને શાંતિસેનાને પૂરી રીતે આગળ ધપાવવા માટે સર્વોદયી કેળવણી જ આપણો એકમાત્ર માર્ગ છે.

## ૫. વર્ધાયોજનાનું હાર્દ : અનુબંધ

### ૧

શું વર્ધાયોજનાનું હાર્દ ઉદ્યોગનું શિક્ષણ સ્વાવલંબી બનાવવામાં આવે તેમાં રહેલું છે? ના. વર્ધાયોજનામાં એ ખ્યાલ છે જ નહીં કે, શાળા ચલાવવાનો બધો બોજો વિદ્યાર્થીઓ પર જ પડે. શાળાનું મકાન, તેની ઉદ્યોગશાળા, પુસ્તકાલય, પ્રયોગશાળા વગેરેનું ખર્ચ વિદ્યાર્થીની મહેનતમાંથી નહીં નીકળે. એ ખર્ચ તો સરકાર, સમાજ કે કોઈ દાનીએ કરવું રહ્યું. વર્ધા-શાળાઓના નિરીક્ષણ-પરીક્ષણ-નો બોજો પણ વિદ્યાર્થીઓ પર ન પડવો જોઈએ. વર્ધા–શાળાના વિદ્યાર્થી પાસેથી તો એટલી જ આશા રાખવામાં આવે છે કે, તે પોતાના રોજના ત્રણ-ચાર કલાકના ભણતરની સાથે કોઈ ને કોઈ ઉદ્યોગ કરીને મહિનામાં આઠ-બાર આના કે રૂપિયો કમાઈને ગુરુદક્ષિણારૂપે આપે. અને એ દ્વારા સિદ્ધ કરી બતાવે કે, એનો ઉદ્યોગ માત્ર ખેલ નથી, પરંતુ બજારમાં એની કાંઈ ને કાંઈ કિંમત ઊપજે છે. આથી એને એ સંતોષ પણ થશે કે, આપણે મફત નથી ભણતા, પરંતુ તે બદલ રોજ ત્રણચાર કલાકની મહેનત આપીએ છીએ.

એની મહેનતમાંથી જે આવક થશે તે શાળા ખાતે જમા થશે. પણ એ આવક ઉપર શિક્ષકના પગારનો આધાર નહીં રહે. શરૂઆતમાં કંઈ આવક નહીં થાય, આગળ જતાં થોડીઘણી થવા લાગશે. કેમ કે, જો આપણે સાચું ઉદ્યોગશિક્ષણ પૂરતા સમય સુધી આપીએ તો બુદ્ધિશાળી વિદ્યાર્થીઓએ બનાવેલા માલની સારી સરખી કિંમત બજારમાં ઊપજવી જોઈએ. તે આવક પરથી વિદ્યાર્થીની ઉદ્યોગમાં થયેલ પ્રગતિની કસોટી તો અવશ્ય થશે. છતાં, વર્ધાયોજનામાં સ્વાવલંબન ગમે તેટલું મહત્ત્વનું હોય, તેનું હાર્દ એ નથી.

'તો શું ઉદ્યોગનું પ્રાધાન્ય જ વર્ધાયોજનાનું હાર્દ છે?' ઘણા કહેશે, 'હા, એ જ એનું હાર્દ છે.' પણ એય બરોબર નથી. ઉદ્યોગશિક્ષણની સંસ્થાઓ હોય છે એમાં ઉદ્યોગનું પ્રાધાન્ય અવશ્ય હોય છે; પણ એ સંસ્થાઓને વર્ધાયોજના જોડે કંઈ સંબંધ નથી.

જે લોકો માને છે કે, ઉદ્યોગશિક્ષણ અને બૌદ્ધિક શિક્ષણ અલગ અલગ છે તેઓ વર્ધાયોજના કદી નહીં સમજી શકે. પુસ્તકો દ્વારા બુદ્ધિવિકાસ થાય છે અને ઉદ્યોગ દ્વારા નથી થતો એમ માનનારા પણ વર્ધાયોજનાને નહીં સમજી શકે. ઊલટું, વર્ધાયોજનાના મૂળમાં રહેલી ભાવના તો એ છે કે, ઉદ્યોગ દ્વારા આપણે જેટલો બુદ્ધિવિકાસ સાધી શકીએ છીએ તેટલો કદાચ પુસ્તકિયા ભણતર-થી થવો અસંભવિત છે.

વર્ધાયોજનાનો મુખ્ય ઉદ્દેશ બુદ્ધિવિકાસને વધારે સફળ કરવાનો છે. જો એનાથી આજના કરતાં અધિક બુદ્ધિવિકાસ નહીં થાય તો તે યોજના નિષ્ફળ છે અથવા તો એ અમલમાં મૂકનારને પોતાનું કામ નથી આવડયું, એમ જ કહેવું પડશે.

આપણે રાષ્ટ્રોપયોગી હુન્નરઉદ્યોગ સફળતાથી શીખવીએ એમાં પણ વર્ધા-યોજનાનું હાર્દ નથી. એનું હાર્દ તો બે વસ્તુમાં છે કે, આપણે રાષ્ટ્રોપયોગી ઉદ્યોગોની તાલીમ એવી રીતે આપીએ કે તે આવડતની સાથોસાથ, તે વખતમાં જ અને તે ઉદ્યોગ દ્વારા વિદ્યાર્થી સફળ, સમૃદ્ધ અને સર્વાંગપરિપૂર્ણ જીવનને માટે જરૂરના એવા બધા વિષયોનું જ્ઞાન પણ મેળવે. માત્ર મેળવે જ એમ નહીં, એને પચાવે અને પોતાની આકલનશક્તિ અને કૌશલ્ય એ દ્વારા વધારી શકે.

આ ઉદ્દેશની સફળતા માટે એ અતિ આવશ્યક છે કે, શિક્ષક વિદ્યાર્થીઓમાં ઉદ્યોગની કુશળતા ઉત્પન્ન કરતાં કરતાં એ ઉદ્યોગનાં બધાં અંગ-ઉપાંગોનો જીવનો-પયોગી બધા વિષયો સાથે ચોક્કસ રૂપે જે અનુબંધ છે, તે તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન દોરે, અને આ અનુબંધના આધાર પર વિદ્યાર્થીઓને આવશ્યક પ્રમાણમાં જુદા જુદા વિષયોનું જ્ઞાન આપતો રહે. અનુબંધ બતાવતાં બતાવતાં આવશ્યક પ્રમાણમાં જ્ઞાન આપવામાં આવે તો તે સહેલાઈથી લઈ શકાય છે અને વિના તકલીફે હજમ પણ થઈ જાય છે. શાળા-કૉલેજની બહાર, નિયમબદ્ધ ભણતર વગર, જીવનપર્યન્ત અનુભવ દ્વારા જે જ્ઞાન મળે છે તેનો બોજો કોઈને કદી લાગ્યો નથી. અશિક્ષિત મનુષ્ય પણ કુદરતી રીતે જીવનપર્યન્ત જે રીતે જ્ઞાન પ્રાપ્ત કરે છે તે જ રીતે જ્ઞાન પ્રાપ્ત કરવાની પદ્ધતિ વર્ધાયોજનામાં પસંદ કરવામાં આવી છે. મનુષ્યના જીવનનો નવદશાંશ ભાગ આજીવિકા મેળવવામાં ચાલ્યો જાય છે. કોઈ ને કોઈ ઉદ્યોગ અથવા મજૂરી કરીને તેને પોતાની આજીવિકા પ્રાપ્ત કરવી પડે છે અને એમાં સફળ થવા માટે તેને લાગતીવળગતી અનેક વાતો જાણવી પડે છે. તેની માહિતી જેટલી વધારે તેટલી જ તેની જીવનસફળતા પણ વધારે. આથી આજી-વિકા માટે તે જ્યારે કામ કરતો હોય છે ત્યારે જાગ્રત રહીને જીવનોપયોગી માહિતી

જ્યાંથી મળી શકે ત્યાંથી મેળવતો રહે છે. જો આ જાગરૂકતા જરા પણ ઓછી થાય તો એની સફળતામાં એટલા પ્રમાણમાં ખામી આવી જાય છે.

૨

અનુબંધ માટેનો અંગ્રેજી શબ્દ 'કો-રિલેશન' છે. એનું ખરું સ્વરૂપ પહેલાં સારી રીતે સમજી લેવું જોઈએ.

આ સૃષ્ટિ એકરૂપ છે, એમાં નજરે પડતી બધી વસ્તુઓ કોઈ ને કોઈ રૂપમાં એકબીજી સાથે સંબંધ ધરાવે છે. કરોળિયાની જાળમાં અથવા બીજી કોઈ પણ જાળમાં બધા તાંતણાઓનો પરસ્પર સંબંધ હોય જ છે. એક તંતુ અથવા દોરો ખેંચવામાં આવે તો એની અસર આખી જાળ ઉપર પડયા વિના રહેતી નથી. આ જ રીતે આ દુનિયામાં બધી બાબતો પરસ્પર સંકળાયેલી છે. કોઈ પણ એક બાબતની આપણે પૂરેપૂરી છણાવટ કરીએ તો તે છણાવટ આપણને દુનિયાની બધી વસ્તુઓની નજીક જરૂર લઈ જશે. એટલે દરેક વસ્તુનો બીજી વસ્તુઓ સાથે કંઈ ને કંઈ સંબંધ હોય જ છે. આ સંબંધને જ અનુબંધ કહે છે. આવો અનુબંધ કોઈ બાબતમાં ન પણ મળે, એવી શંકા નહીં રાખવી જોઈએ. અનુબંધ તો વિશ્વમાં ભરેલો છે જ, એને શોધવાની આપણી શક્તિ હોવી જોઈએ.

'કો-રિલેશન' માટે અનુબંધ શબ્દ નવો નથી. તર્કશાસ્ત્રમાં પણ આ શબ્દ મળી આવે છે અને ગ્રામીણ લોકોની બોલીમાં પણ તે માલૂમ પડે છે. ગીતા જેવા સાર્વભૌમ ધર્મગ્રંથમાં પણ તે મળે છે અને કહેવતોમાં પણ તેને સ્થાન છે. જ્યારે આપણને કોઈને ત્યાં અચાનક ભોજન કરવાનો પ્રસંગ આવે છે ત્યારે કહીએ છીએ કે, 'અન્નજળનો અનુબંધ હતો એટલે આપને ત્યાં ભોજન કરવાનો પ્રસંગ આવ્યો.' 'દાણેદાણા પર ખાનારનું નામ' પહેલેથી જ લખેલું હોય છે, એટલે જ્યાં તે દાણો જશે ત્યાં તેને ખાનાર પણ જરૂર પહોંચી જશે, કારણ કે બન્ને વચ્ચે અનુબંધ છે. મહારાષ્ટ્રમાં આવા અવશ્યંભાવિ સંબંધને 'ઋણાનુબંધ' પણ કહે છે.

આપણી સંસ્કૃત પ્રણાલી અનુસાર કોઈ પણ શાસ્ત્રનું અધ્યયન શરૂ કરતાં પહેલાં તેનું 'અનુબંધ-ચતુષ્ટય' જોવું પડે છે. વિષય, પ્રયોજન, અધિકારી અને સંબંધ એ ચાર અનુબંધ ખાસ જોવા જોઈએ, એવી શાસ્ત્રીય અધ્યયનની પદ્ધતિ છે. જીવનમાં તેમ જ અધ્યયનમાં 'अनुबन्धादिकं दृष्ट्वा सर्वं कार्यम् यथाक्रमम्' । ગીતામાં પણ કહ્યું છે કે, જે પોતાના કાર્યમાં અનુબંધ વગેરે જોતો નથી તેને પોતાના કામમાં સફળતા મળતી નથી અને એના જ્ઞાનમાં અપૂર્ણતા આવી જાય છે. માત્ર અપૂર્ણતા જ નથી આવતી પણ બધું જ્ઞાન જ નાશ પામે છે.

ઘણા લોકો 'કો-રિલેશન' અને 'ઍસોસિયેશન ઑફ આઈડિયાઝ' (સહચારી ભાવ) વચ્ચેનો ભેદ સમજતા નથી. સહચારી ભાવ કાલ્પનિક પણ હોઈ શકે; અનુબંધ 'વસ્તુગત' (ઑબ્જેક્ટિવ) છે. 'ઍસોસિયેશન' મનોગત (સબ્જેક્ટિવ)

છે. કોઈ પણ ચીજ જોવાથી, નામ માત્રનું સાધર્મ્ય કલ્પનામાં આવતાં, બીજી કોઈ ચીજનું સ્મરણ થાય તે સહચારી ભાવ છે. આ તો લૈંગિક પ્રયોગ થયો. અનુબંધની વાત જુદી છે. અનુબંધ કલ્પનામાં આવે કે ન આવે; તે વસ્તુગત છે જ. તેથી અનુબંધ શોધવો અને એને આધારે આગળ વધવું એ શાસ્ત્રશુદ્ધ વ્યાપાર છે.

૩

જેઓ કદી 'શિક્ષણ' પામવા ભાગ્યશાળી નથી થયા છતાં જીવનવ્યવહારમાં જાગ્રત રહીને પોતાના જ્ઞાનમાં અને કાર્યકુશળતામાં વૃદ્ધિ કરતા રહે છે, એવા લોકોમાં એક પ્રકારની સ્ફૂર્તિ, પ્રત્યુત્પન્ન બુદ્ધિની સૂઝ અને આત્મવિશ્વાસ જોવામાં આવે છે. એનું કારણ એ છે કે, તેઓ માત્ર જ્ઞાન પાછળ પડેલા હોતા નથી. એમને તો ફક્ત જીવવું છે. 'ખાવું, પીવું, નીરોગી રહેવું, દરેક વસ્તુ સમજીને એમાંથી લાભ ઉઠાવવો, પોતાની કર્તૃત્વશક્તિ વધારવી, હૃદયથી પ્રેમ કરવો અને પોતાના વ્યક્તિત્વનો વિકાસ સાધીને જીવનને સમૃદ્ધ કરવું,' એ જ એમના જીવનનો મુખ્ય ઉદ્દેશ હોય છે.

આ લોકોની સરખામણીમાં જેઓ કેવળ ધનસંગ્રહ વધારવા ઇચ્છે છે, કેવળ સાધનસંપત્તિનો ઢગલો કરવા માગે છે, જ્ઞાનનો ભાર વધારીને તેની નીચે પોતાને જ દબાવી દેવા માગે છે, એમનું જીવન સાચે જ શક્તિહીન અને દયાપાત્ર દેખાય છે.

જે માણસ ભૂખ હોય તે કરતાં વધારે ખાય છે તેનું શરીર બગડે છે. તેનો ઉત્સાહ ઊડી જાય છે અને જે પ્રાથમિક પ્રેરણાથી તે ખાય છે તે પ્રેરણાની તીવ્રતા અને અભિરુચિ પણ ક્ષીણ અને વિકૃત થઈ જાય છે. ભૂખ કરતાં વધારે ખાનારને અને ધરાયેલા માણસને ખાદ્ય વસ્તુનો પૂરો સ્વાદ પણ નથી મળતો. તેની જીભની શક્તિ ઘટી જાય છે. સ્વાદનો સૂક્ષ્મ ભેદ તો એ પારખી જ નથી શકતો. એના શ્વાસમાંથી દુર્ગંધ નીકળે છે, દાંત કમજોર થઈ જાય છે, મુખની કાંતિ મલિન થઈ જાય છે અને છેવટે તે અપચો, બંધકોશ, અતિસાર વગેરે અનેક રોગોનો ભોગ થઈ પડે છે.

એ જ માણસ ખાવાની પાછળ ન પડતાં સફળતાપૂર્વક જીવવાની પાછળ પડે, જમીન ખોદવી, લાકડાં કાપવાં, પાણીમાં તરવું, દોડધામ કરવી, ભાર વહેવો, ઘોડે બેસીને ફરવું વગેરે આનંદદાયી જીવનવ્યવસાયોમાં મસ્ત રહે અને ક્ષુધા-નિવારણ માટે જ ખાવાનો ખ્યાલ રાખે, તો તે અગાઉના કરતાં વધારે ખાઈ શકશે. તેને ખાવામાં વધારે આનંદ આવશે અને તે ગમે તેટલું ખાશે, કવખતે પણ ખાશે તોયે તેને ખાવાનો બોજો માલૂમ નહીં પડે. પશુપક્ષી કુદરતની પ્રેરણાને વફાદાર રહે છે એટલે તેમને કદી અપચો થતો જ નથી. જંગલનાં પશુપક્ષી અને વાંદરાં આખો દિવસ ફરતાં ફરે છે, કૂદતાં-ઊછળતાં રહે છે અને સાથે સાથે ખાતાં જાય છે. તેમને કદી બદહજમી થઈ નથી. બદહજમી કેવળ

માણસ અને માણસ સાથે સંબંધ રાખીને બગડેલાં પશુપક્ષીઓ માટે છે.

ભોજન સંબંધી જે વાત ઉપર જણાવી તે જ જ્ઞાન અને ધનને પણ લાગુ પડે છે. આપણે ભોજન પાછળ ન પડવું જોઈએ; માત્ર જીવન પાછળ પડવું જોઈએ. જીવતાં જીવતાં જેટલું ભોજન લેવું પડે તેટલું જ લેવું એ નિયમ આપણે જ્ઞાનને લાગુ પાડીએ અને બિનજરૂરી જ્ઞાનસંગ્રહ ન કરીએ, તો જ્ઞાનના અપચાથી જે બૌદ્ધિક ક્ષીણતા આવે છે, નૈતિક નિર્ણયમાં જે અનિશ્ચય આવી જાય છે, એ દોષો જીવનમાં નહીં આવે. મહેનત-મજૂરીને લીધે જેમ ભૂખ તેજ થાય છે, તેમ જીવનવ્યાપારને આપણે બુદ્ધિયુક્ત, હેતુયુક્ત અને વિશાળ યોજનાયુક્ત કરી દઈએ, તો જિજ્ઞાસા અથવા ચિકીર્ષા* રૂપી ભૂખ એટલી બધી વધી જાય છે કે, આખી દુનિયાનું જ્ઞાન મેળવી લઈએ અને દરેક પ્રકારની કારીગરી હસ્તગત કરી લઈએ છતાં તેનો બોજો માલૂમ નહીં પડે.

આહારસેવનમાં આપણે ભોજનપરાયણ નહીં પણ જીવનપરાયણ બનીએ, શિક્ષણગ્રહણમાં પણ આપણે જ્ઞાનપરાયણ નહીં પણ જીવનપરાયણ બનીએ અને સાધનસંગ્રહમાં પણ આપણે સંપત્તિપરાયણ ન થતાં જીવનપરાયણ જ થઈએ, તો આપણું જીવન નીરોગી, સમર્થ, કુશળ અને સમૃદ્ધ થશે અને શારીરિક, બૌદ્ધિક તથા સામાજિક રોગોથી આપણે સર્વથા બચી જઈશું. આપણે ઉત્કટતાથી જીવવાનો પ્રયત્ન કરવો જોઈએ. જીવનનાં બધાં જ પાસાંનો વિકાસ કરતા જઈશું તો જીવનનાં દરેક અંગપ્રત્યંગ પોતપોતાની સાથે સંબંધ ધરાવનારાં જ્ઞાન અને કારીગરી પોતાની જાતે જ માગી લેશે. અને જે વસ્તુની જરૂર કુદરતી રીતે ઊભી થઈ નથી તેનો વ્યર્થ સંગ્રહ કરવાનો લોભ આપણે બિલકુલ નહીં રાખીએ. (સાધારણ શિક્ષણનો જ એક દાખલો લો. ગુણાકાર સિવાય ગણિત-વ્યવહાર ચાલી શકે નહીં. ગુણાકાર ઝડપથી કરી શકીએ તે માટે આપણે પાડા શીખીએ છીએ. જેઓ કેવળ જ્ઞાનપરાયણ હશે તેઓ એકથી હજાર, લાખ, કરોડ સુધીના ગડિયા બનાવીને તે મોઢે કરવા બેસી જશે અને એમાં જ ગૂંચાઈ મરશે. એથી ઊલટું, જે લોકો જીવનવ્યવહારને જ મુખ્ય ગણે છે તેઓ જાણે છે કે વીસ કે ત્રીસ પછીના પાડા કંઈ કામના નથી. આવા લોકોમાં પણ જેઓ આંધળા છે તેઓ એકથી વીસ સુધીના પાડા મોઢે કરતા રહેશે અને આગળ જતાં જે પાડાની વ્યવહારમાં ભાગ્યે જ જરૂર પડે છે એવા પાડા ભૂલી જશે. જેમને ગણિતની નહીં પણ વ્યવહારની દરકાર છે તેઓ અગિયારા, તેરા, ચૌદા, સત્તારા, અઢારા અને ઓગણીસા નહીં શીખે. ટૂંકમાં, જે જ્ઞાનની વ્યવહારમાં વિશેષ જરૂર હોય છે તેને જ આપણે શોધતાં રહીશું અને એ જ આપોઆપ સ્થાયી થતું જશે. અને બાકીનું જ્ઞાન વિસ્મૃતિના પ્રવાહમાં વહી જઈને મગજનો બોજો હલકો કરી

* ચિકીર્ષા એટલે આપણી કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોની સતત વ્યાયામ-શીલતા; પોતપોતાના વિષયને સ્પર્શ કરીને તે વિષયોનો અને પોતાની શક્તિનો પરિચય કરવો એ એમનું કાર્ય. આ જિજીવિષાનું એક આવશ્યક અંગ છે.

નાખશે. આવશ્યક વસ્તુઓનો સંગ્રહ કરવો અને નકામી વસ્તુઓનો ત્યાગ કરવો એ સિદ્ધાંત દરેક કાર્યાલય, પુસ્તકાલય અને મ્યુનિસિપાલિટી માટે જેટલો જરૂરનો તેટલો જ જ્ઞાનસંગ્રહમાં પણ જરૂરનો છે. અને માણસ ડાહ્યો થશે ત્યારે સમજશે કે ધનની બાબતમાં તો આ સિદ્ધાંતપાલનની આવશ્યકતા ખૂબ જ છે.)

અનુબંધનો સાર્વભૌમ સિદ્ધાંત કહે છે કે, જીવન જીવતા જાઓ, જીવનને શુદ્ધ, સમર્થ અને સમૃદ્ધ બનાવતા જાઓ. હવે, જીવવાને માટે પરિશ્રમ, આહાર, આજીવિકાનું સાધન, કૌશલ્ય અને સામાજિક સંગઠન આવશ્યક છે. આ બધી સાચી આવશ્યકતાઓની પૂર્તિ માટે જે જ્ઞાન અને કારીગરી જરૂરી લાગે તેટલા પ્રમાણમાં તેની ઉપાસના કરો અને તેના નકામા સંગ્રહનો લોભ ન કરો. વ્યાખ્યાનમાં અસંબદ્ધ વાતો લાવવાથી જેમ વ્યાખ્યાન નીરસ અને ભારરૂપ થઈ જાય છે એ જ રીતે શિક્ષણવ્યાપારમાં વાસ્તવિક જીવન સાથે જે જે બાબતો અનુબદ્ધ છે — અસંબદ્ધ છે, તેમનું પણ સમજવું જોઈએ.

૪

અનુબદ્ધ શિક્ષણપદ્ધતિમાં જે અભ્યાસક્રમ આપવામાં આવે છે તે ફક્ત સૂચના-રૂપે જ હોય છે. અનુભવી લોકોની કેવળ ભલામણ જ હોય છે. વર્ધાયોજનામાં જે અભ્યાસક્રમ આપ્યો છે તેમાં આ જ મોટો દોષ રહી ગયો છે કે એ અનુબદ્ધ નથી કારણ કે વર્ધાયોજના ઘડનારા અમે જેટલા જ્ઞાનપરાયણ હતા, તેટલા જીવનપરાયણ નહીં. જ્ઞાનના પ્રેમી અને લોભી અમે લોકોએ માની લીધું કે, જીવનમાં આટલી આટલી બાબતોની આવશ્યકતા રહેશે જ અને એમનો અનુબંધ જીવન સાથે સિદ્ધ થશે જ. આજે પણ હું એમ નથી કહેતો કે, એ સિદ્ધ નહીં થાય; પરંતુ માત્ર અભ્યાસક્રમ ઘડી આપવો એ અમારું કામ નહોતું. ક્રાન્તિ કરવા નીકળેલા અમે રૂઢિના દાસ બની ગયા. અમારે તો એ બતાવવું જોઈતું હતું કે, જીવનશુદ્ધિ, જીવનસામર્થ્ય અને જીવનસમૃદ્ધિની ઉપાસના કરનારને કુદરત સાથે કયા કયા પરિચય વધારવા જરૂરી છે. અમારે એ પણ બતાવવું જોઈતું હતું કે, જીવવા માટે જે આજીવિકા હસ્તગત કરવી પડે છે તે કરતાં કરતાં કયું કયું કૌશલ્ય પ્રાપ્ત કરવું જોઈએ. દરેક કૌશલ્ય સાથે કયા કયા જ્ઞાનની જરૂર છે, એ અમે સહેલાઈથી બતાવી શકત. આજીવિકા માટેનો કોઈ હુન્નર શીખવતાં શિક્ષકે વિદ્યાર્થી સમક્ષ જ્ઞાન અને કારીગરી કેટલા પ્રમાણમાં રજૂ કરવાં એ બાબત દરેક શિક્ષકની મુનસફી પર છોડવી જોઈએ. અને પોતાની સામે જે કાંઈ પીરસવામાં આવે તેમાંથી કેટલું ગ્રહણ કરવું એ નક્કી કરવાનો અધિકાર વિદ્યાર્થીને પણ હોવો જ જોઈએ. વિદ્યાર્થી બેદરકાર હોય, આળસુ હોય, તો તેને આપણી જબરદસ્તીનો ગુલામ બનાવવો એ તેને સુધારવાનો ઇલાજ નથી. શિક્ષક કર્તવ્યપરાયણ ન હોય તો એનો ઉપાય એ ન હોઈ શકે કે, આપણે તેની પાછળ ઇન્સ્પેક્ટરના કૂતરા મૂકી દઈએ. જે શિક્ષક કર્તવ્યપરાયણ ન હોય તેને સુધારવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ. સુધરવાની યોગ્યતા જ તેનામાં ન હોય તો તેને છોડી દઈએ.

પરંતુ એના પર અવિશ્વાસ કરવાનો, ચોકી રાખવાનો, ધાકધમકી બતાવીને તેની પાસે કામ લેવાનો અને એને અપમાનિત કરવાનો આપણને અધિકાર નથી; તેમ જ શિક્ષણને તેથી લાભ પણ થવાનો નથી.

આપણે જાણીએ છીએ કે, આપણા શિક્ષકોની શીખવવાની કળા મામૂલી છે, તેમનું જ્ઞાન ઘણું જ ઓછું હોય છે, તેમની કર્તવ્યબુદ્ધિ પણ ઘણી જ શિથિલ હોય છે. આ બધી ખામીઓ દૂર કરવાનો ઈલાજ એ નથી કે આપણે તેમની પાછળ નિરીક્ષકો મૂકીએ. તેને માટે તો આપણે ફરતા 'ગુરૂણાં ગુરુ:' નીમવા જોઈએ. ધર્મપ્રચારકો જેમ લોકોમાં ધર્મસાધનાનો ઉત્સાહ વધારતાં વધારતાં જ ચારિત્ર્ય-શુદ્ધિનો ઉત્સાહ પેદા કરે છે, તે જ રીતે શિક્ષણપ્રચારકોએ દેશમાં ફરતા ફરતા શિક્ષણસંસ્થાઓમાં જવું જોઈએ અને શિક્ષણ-મિત્ર બનીને શિક્ષકોનું જ્ઞાન વધારવું જોઈએ અને તેમના આદર્શો ઉચ્ચ કરવા જોઈએ.

પરંતુ અભ્યાસક્રમનો અંતિમ નિર્ણય તો શિક્ષકોના હાથમાં જ રાખવો જોઈએ. આપણા છાપેલા અભ્યાસક્રમો તો સૂચના માત્ર છે. દરેક બાબતમાં વિદ્યાર્થી અને શિક્ષકના સામાજિક સહકાર મારફતે જે કાંઈ ભૂખ ઉત્પન્ન થાય તેની તૃપ્તિ એ જ સાર્વભૌમ નિયમ રહેવો જોઈએ.

આ જ વસ્તુ બીજી રીતે સ્પષ્ટ કરવી હોય તો એમ કહેવાય કે, શિક્ષણના ક્ષેત્રમાં કેવળ જિજ્ઞાસા અને *વિજિગીષાને કેન્દ્રમાં ન રાખતાં +જિજીવિષાને શિક્ષણનું કેન્દ્ર બનાવવી જોઈએ. જિજીવિષા સાથે ચિકીર્ષા અને xસિસૃક્ષા આવી જ જાય છે, અને તેમની તૃપ્તિ માટે જિજ્ઞાસા આપોઆપ વધતી જાય છે, કેવળ

---

* વિજીગીષા એટલે કોઈને હરાવીને તેના પર વિજય મેળવવો, તેને પોતાના કાબૂમાં રાખવો અને તેના સ્વામી બની જવું. વિજયની ઇચ્છા : વિજિગીષા.

+ જિજીવિષા એટલે જીવવાની ઇચ્છા. આપણે આપણા જીવનને સિદ્ધ કરીએ, સમજી લઈએ અને કૃતાર્થ કરીએ એવી ધારણાને જિજીવિષા કહે છે.

x સિસૃક્ષા : માણસ પોતે એક સૃષ્ટ પદાર્થ હોવા છતાં પોતાની બુદ્ધિને કારણે એ વિધાતાનો સહકારી પણ છે. તેની સામે જે વિશ્વ ફેલાયેલું છે તેને ઓળખીને તેમાં પોતાના જીવનને સિદ્ધ કરવા માટે કંઈ ને કંઈ કાર્ય કરતા રહેવું એટલાથી એને સંતોષ થતો નથી. તે પોતાના મનમાં કંઈ ને કંઈ યોજના ઘડે છે. અને તેમાં પોતાનું ઘટના-કૌશલ્ય અજમાવવા માગે છે. તે પોતે જેમ સૃષ્ટ છે તેમ સર્જક પણ બનવા ઇચ્છે છે. આ જ પ્રેરણાથી તે માતૃપદ અને પિતૃપદનો અધિકારી બને છે. આ જ પ્રેરણાથી તે સમાજ-વ્યવસ્થાપક થાય છે. આ જ પ્રેરણા તેને કલાધર અને કવિ બનાવે છે; અને જ્યારે તે સુધારક અથવા ક્રાન્તિકારી બની જાય છે ત્યારે પણ એ જ સિસૃક્ષા–નિર્માણ કરવાની વૃત્તિ-થી જ તે પ્રેરાયેલ હોય છે.

જ્યારે કોઈ વ્યક્તિ બ્રહ્મચર્યનું પાલન કરીને સામાજિક અથવા આધ્યાત્મિક ક્ષેત્રમાં આગળ આવે છે ત્યારે પણ એનામાં સિસૃક્ષાનો અભાવ નથી હોતો; પરંતુ તે વ્યક્તિ નીચી ભૂમિકા પરનો સિસૃક્ષાનો વિસ્તાર અટકાવીને તેને ઉચ્ચ આત્મિક ક્ષેત્રમાં લઈ જાય છે.

જિજ્ઞાસા અને વિજિગીષાને નજર સામે રાખવાથી ઉપાર્જનબુદ્ધિ, સંગ્રહબુદ્ધિ, દ્રોહ અને હિંસા વધતાં જાય છે અને માનવતાનો નાશ થાય છે. ખાદ્યલોભ, ધનલોભ અને જ્ઞાનલોભ એ ત્રણે અસામાજિક છે અને 'લોભમૂલાનિ પાપાનિ' અનુસાર તે પાપમૂલક છે. જ્યાં લોભ છે ત્યાં વિજિગીષા, દ્રોહ અને હિંસા હોય જ છે. જ્યાં કેવળ જિજીવિષા છે, ચિકીર્ષા છે અને સિસૃક્ષા છે, ત્યાં સહકાર, સેવા, શુદ્ધિ અને અહિંસા હોય છે. જ્યારે શિક્ષણપ્રવૃત્તિની આદ્ય પ્રેરણામાં જ આ જાતનું પરિવર્તન થશે ત્યારે જીવનવ્યાપારમાંથી જ શિક્ષણવ્યાપાર ફલિત થશે અને આ બંનેની સિદ્ધિને માટે અનુબંધની શોધ સ્વાભાવિક રીતે જ સિદ્ધ થશે.

## ૫

મોટા મોટા શિક્ષણશાસ્ત્રીઓ પણ માની બેઠા છે કે, 'અનુબંધની કળા બહુ દુ:સાધ્ય છે; એમાં પ્રતિભાશાળી જ દિશાદર્શન કરી શકે અને જેની પાસે અસાધારણ કલ્પનાવૈભવ છે એ જ લોકો અનુબંધપદ્ધતિ સફળ કરી બતાવી શકે.' આમાંથી પરિણામ એ આવ્યું છે કે, લોકો જેમાંથી કંઈ ને કંઈ આવક થાય એવા રાષ્ટ્રોપયોગી ઉદ્યોગ શીખવાની વાત તો સમજી શકે છે, પરંતુ તેની સાથે સાથે જેટલો સમય મળે તેટલામાં પુસ્તકિયા ભણતર થશે એવી એમની અપેક્ષા હોય છે. પરંતુ ગાંધીજી જ્યારે કહે છે કે એ વર્ધાશિક્ષણ નથી, ત્યારે તેઓ બહુ સંશયમાં પડી જાય છે. આજ સુધી કોઈએ ઉદ્યોગના શિક્ષણ મારફતે બીજા વિષય પણ શીખવી બતાવ્યા નથી, એટલે લોકોને અનુબંધપદ્ધતિના શિક્ષણ પર વિશ્વાસ જ બેસતો નથી. જ્યાં અધ્યાપકોને તૈયાર કરવામાં આવે છે ત્યાં કોઈ કોઈ જગ્યાએ સંસ્થાના સંચાલકો પોતાના વિદ્યાર્થીઓને કહે છે કે, 'આ બાબતમાં નથી અમે પોતે કંઈ જાણતા, નથી તમે જાણતા; એટલે તમે લોકો સાથે બેસીને માંહોમાંહે વિચારી લો અને અનુબંધની પદ્ધતિ શોધી લો.' આ વિદ્યાર્થીશિક્ષકો પણ ગામડામાં જઈને ત્યાંના પોતાના બાળ વિદ્યાર્થીઓને જો કહે કે, 'તમે પણ જાતે જ અનુબંધ શોધી લો,' તો શું આશ્ચર્ય? જેવું સાંભળ્યું તેવું કહ્યું અને છૂટયા!

એટલે અનુબંધી શિક્ષણના કેટલાક પાઠ તૈયાર કરવામાં આવે એટલું જ નહીં, પણ તે પાઠો છાપીને જ્યાં પાયાની કેળવણીનો પ્રયોગ ચાલતો હોય અથવા ચાલવાની સંભાવના હોય ત્યાં મોકલવામાં આવે એ જરૂરનું છે. આમ કરવા પહેલાં અનુબંધી શિક્ષણપદ્ધતિ અહીં જરા વધારે સ્પષ્ટ કરવી જોઈએ.

ધારો કે બાઈબલમાં પ્રવીણ કોઈ મિશનરી પાસે આપણે રસ્કિન શીખવા માગીએ છીએ. રસ્કિનના વિચાર ઉમદા હોય છે અને તેની લેખનશૈલી અંગ્રેજી ભાષામાં અસાધારણ સુંદર માનવામાં આવે છે. આપણને તો રસ્કિનના વિચાર અને તેની ભાષાશૈલી સાથે જ સંબંધ છે; પરંતુ રસ્કિનના બાળપણમાં તેની માતાએ તેને બાઈબલ ભણાવ્યું હતું અને એટલી સારી રીતે યાદ કરાવ્યું હતું કે, રસ્કિનની ભાષામાં બાઈબલના શબ્દ, બાઈબલના શબ્દપ્રયોગ અને બાઈબલના ઉલ્લેખ જ્યાંત્યાં વેરાયેલા નજરે પડે છે. હવે, જો રસ્કિનને સારી રીતે સમજવો

હોય તો, જ્યાં જ્યાં બાઈબલનો ઉલ્લેખ આવે છે ત્યાં બાઈબલનો એટલો ભાગ તો સમજી જ લેવો જોઈએ. આખું બાઈબલ વાંચવાનો આપણો ઉદ્દેશ નથી. ફક્ત જ્યાં અને જેટલી બાબતની ચર્ચા આવી હોય તેટલી જ સારી રીતે સમજવી છે. આ રીતે બાઈબલનું રીતસરનું વાચન નહીં થાય; પરંતુ રસ્કિન લેખક જ એવો છે કે, બાઈબલની મહત્ત્વની એવી કોઈક જ બાબત હશે જે એના પુસ્તકમાં આવવી રહી ગઈ હશે. પરિણામ એ આવશે કે, આપણે રસ્કિન પૂરો કરતાં કરતાં બાઈબલના પણ કામચલાઉ પંડિત બની જઈશું. અને આટલું બાઈબલ વાંચવામાં આપણને કંઈ બોજો પણ નહીં લાગે. બાઈબલનો કોઈ ભાગ રહી ગયો તો ભલે. બીજા કોઈ લેખકનું અંગ્રેજી પુસ્તક વાંચતાં તે ભાગનો ઉલ્લેખ આવી ગયો તો ત્યાં તે ભાગ વાંચી લઈશું. અને બાઈબલનો કોઈ ભાગ કોઈ પણ જગ્યાએ ન આવે તો, જેની કોઈ જગ્યાએ ચર્ચા જ નથી આવતી તેના જ્ઞાન વગર જ આપણે રહી જઈએ તોપણ હરકત નહીં. તેની કિંમત પણ શી? એટલો ભાગ આપણને શીખવવા માટે, આપણા મિશનરી શિક્ષક તે ભાગનો રસ્કિન સાથે જબરદસ્તીથી અનુબંધ બેસાડી દે, એ પણ આપણે પસંદ નહીં કરીએ.

આ ઉદાહરણથી અનુબંધની પદ્ધતિ અને એની મર્યાદાનો ખ્યાલ આવી જશે. આપણા સંસ્કૃત ગ્રંથોના ટીકાકાર પણ ટીકા લખતાં થોડેઘણે અંશે અનુબંધપદ્ધતિથી જ કામ લે છે. જ્યાં જે બાબતનો ઉલ્લેખ આવ્યો, ત્યાં તેનું પૂરેપૂરું વિવરણ કરીને આગળ ચાલ્યા. આ રીતે વ્યાકરણ, છંદશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર જ નહીં, પણ સંગીત, વૈદક, કર્મકાંડ, યુદ્ધશાસ્ત્ર, રાજનીતિ બધું જ થોડું થોડું આવી જાય છે. અને ટીકાની મદદથી ભણનાર વિદ્યાર્થી પોતાના વિષયનો સર્વજ્ઞ અને બાકીની બધી બાબતોમાં બહુશ્રુત થઈ જાય છે. અનુબંધની મર્યાદા છોડીને ઈધરતીધરની અસંબદ્ધ બાબતો ટીકામાં ઘુસાડી દેનાર ટીકાકારની હાંસી થતી. જે ટીકાકાર પોતાના જ્ઞાનનું પ્રદર્શન કરવાના ઉદ્દેશથી અર્થહીન બાબતો વાચક સામે મૂકતો તે અપ્રતિષ્ઠિત થઈ જતો. કાલિદાસના સાહિત્ય પર ટીકા લખનાર મલ્લિનાથે શરૂઆતમાં જ પ્રતિજ્ઞા કરી છે:

"नाऽमूलं लिख्यते किंचित्
नानपेक्षितमुच्यते ॥"

આ ટીકાકારોમાંના ઘણાખરા અનેક શાસ્ત્રોમાં પારંગત હતા અને પોતાની ટીકા દ્વારા અધ્યયનશીલ વિદ્યાર્થીઓને એ બધાં શાસ્ત્રોનું થોડું થોડું જ્ઞાન અનુબંધ-પદ્ધતિથી આપી દેતા હતા.

મહાભારત ગ્રંથ પણ અનુબંધપદ્ધતિનો જ એક નમૂનો છે. જ્યાં જે બાબતનો ઉલ્લેખ આવ્યો ત્યાં એ વિસ્તારથી સમજાવી દીધી. એમ તો મહાભારત કેવળ ભારતીય યુદ્ધનું વર્ણન માત્ર છે. પરંતુ એમાં અનુબંધ દ્વારા એ યુગની ભારતીય સંસ્કૃતિનું પૂરેપૂરું ચિત્ર, એનાં બધાં અંગઉપાંગો સહિત, આલેખવામાં આવ્યું છે. એ જમાનાની યુદ્ધનીતિ, રાજનીતિ, ધર્મચર્ચા, તીર્થાટન, લોકકથાઓ,

રાજવંશાવળી, પ્રમાણશાસ્ત્ર, ભૂરચના, સ્વર્ગલોક વગેરે દુનિયાભરની બાબતોની ચર્ચા એમાં આવી જાય છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ – આ ચાર પુરુષાર્થોનાં અનેકવિધ શાસ્ત્રો એમાં આવી જાય છે. અને તે પણ અનુબંધ સાથે અને પ્રમાણસર. આજે પણ જ્યારે આપણે કોઈ અભિજાત ગ્રંથનું અધ્યયન કરીએ છીએ, ત્યારે અધ્યાપક પોતાની ટીકા દ્વારા એ ગ્રંથના વિષયની અને, એની અંદર આવેલા ઉલ્લેખોના અનુબંધને આધારે, અનેક વિષયોની અને સાહિત્યની માહિતી આપણને આપી દે છે.

ટિપ્પણી અથવા ટીકા લખનાર અધ્યાપક જ્યારે કોઈ મોટા પુસ્તકાલયમાં જઈને બેસે છે, ત્યારે તે પોતાના પુસ્તકનો અનુબંધ આખા પુસ્તકાલયમાં અનેક જગ્યાએથી શોધે છે અને એ રીતે પોતાનો પાઠ્યવિષય ઉદ્દીપિત કરી દે છે.

જ્યારે રેનાનને ઈસા મસીહનું જીવનચરિત્ર લખવું હતું ત્યારે તેણે જેરુસેલમ જઈને ઈસુના જીવન સાથે જે જે બાબતોનો સંબંધ હતો તે બધી જોઈ લીધી. જ્યારે અનાતોલ ફ્રાન્સે પોતાની 'થાઈ' નામની નવલકથા લખી, ત્યારે તેણે રોમન ઈતિહાસ અને ખ્રિસ્તી ધર્મનો બધો પ્રારંભિક ઈતિહાસ, જેને તે પોતાની કથા સાથે અનુબદ્ધ કરવાનો હતો, તે વાંચી લીધો હતો. જ્યારે જ્યૉર્જ ઈલિયટને 'રોમોલા' લખવું હતું ત્યારે તેણે સેવેનારોલાના સમયનો બધો ઈતિહાસ વાંચી નાખ્યો એટલું જ નહીં, પણ એ જમાનામાં જે ઉત્સવ ઊજવવામાં આવતા તેની સૂક્ષ્મમાં સૂક્ષ્મ માહિતી મેળવી. જ્યારે તે સમયનું લોકજીવન ઈલિયટને પ્રત્યક્ષ થયું, ત્યારે જ તેણે 'રોમોલા' જેવી નવલકથા સજીવ કરી દીધી. હવે જ્યૉર્જ ઈલિયટનું નામ ઈતિહાસકાર તરીકે ક્યાંયે મશહૂર નથી. તેને કેવળ પોતાની એક નવલકથા કોઈ ઐતિહાસિક કાળખંડમાં વાવવી હતી અને સજીવ બનાવવી હતી. એટલા માટે તેણે નવલકથાના કથાનક સાથે જે જે બાબતોનો અનુબંધ બેસતો હતો તે બાબતોને ઘણા જ ઉત્સાહ અને પ્રેમથી અપનાવી લીધી.

આજે જનતા કહી શકે છે કે, ઈતિહાસકાર પણ ન કરી શકે તેટલો જ્યૉર્જ ઈલિયટે સેવેનારોલાનો સમય આપણે માટે પ્રત્યક્ષ કર્યો છે. શેકસપિયર અને ટેનિસન વિશે પણ આમ જ કહી શકાય. લૉર્ડ મેકૉલે જેવા ઈતિહાસકારે એકરાર કર્યો છે કે, ઇંગ્લંડના ઈતિહાસનું હાર્દ તેને જેવું શેકસપિયરમાં મળ્યું તેવું ઈતિહાસગ્રંથોમાં ન મળ્યું.

જે જ્ઞાન અનુબંધપદ્ધતિથી લેવા અથવા આપવામાં આવે છે તે સહેલાઈથી હજમ થઈ જાય છે. ક્યારેય ભારરૂપ લાગતું નથી અને કામ પરત્વે ઉપસ્થિત રહીને પ્રાણશક્તિ વધારે છે.

હવે અમે નવી વસ્તુ એટલી જ કરી છે કે, અનુબંધની સંસ્કારિતા કેવળ ઉજળિયાત લોકોને જ નહીં પણ ટાઢતડકા અને વરસાદપાણીમાં કામ કરનાર શ્રમજીવીઓ, જેમની સંખ્યા ૮૦ ટકા કરતાં પણ વધારે છે, તેમને પણ સુલભ થાય. બધું આવશ્યક જ્ઞાન અને સંસ્કારિતા જ્યારે હુન્નર-ઉદ્યોગ સાથે સંબંદ્ધ થશે,

ત્યારે તે શ્રમજીવીઓ માટે સુલભ થશે. શિક્ષણને બહાને શ્રમજીવીઓને શ્રમવિમુખ કરીને પરોપજીવી ઉજળિયાતોની સંખ્યા વધારવી, એ હિંદુસ્તાન માટે આત્મહત્યાનો માર્ગ છે. અને શ્રમજીવીઓને વિદ્યા અને સંસ્કારથી વંચિત રાખવા એ તો પ્રથમ કોટિનો સમાજદ્રોહ છે.

બંનેમાંથી બચવા માટે દેશના કરોડો લોકોને આજીવિકા, જ્ઞાન અને કૌશલ્ય આપીને તેમની સાથે બાકીનું બધું જ્ઞાન અનુબદ્ધ કરવાની પદ્ધતિ અમે શોધી કાઢી છે.

૬

કામ કરતાં કરતાં ધનની જેમ જેમ જરૂર પડે તેમ તેમ આપણે ધન એકઠું કરતા જઈએ અને તે ખર્ચતા જઈએ, એ સ્વાભાવિક સ્થિતિ છે. આવા ધનનો ભાર કદી જણાતો નથી.

ભૂખ જેટલું ખાઈને કામે લાગ્યા, થાક્યા એટલે કંઈક આરામ લીધો; ફરી ભૂખ લાગી એટલે પાછું ખાધું અને વળી પાછા કામે લાગ્યા: આ સ્વાભાવિક સ્થિતિ છે. આમ કરવાથી સ્વાસ્થ્ય સારું રહે છે, શક્તિ વધે છે, પુરુષાર્થ સિદ્ધ થાય છે, તેમ જ પેટ પર, લોહી પર, અને મગજ પર કંઈ બોજો પડતો નથી. મિતાહારનું આ રહસ્ય દરેક જાણે છે. મિતધનાર્જનનું રહસ્ય હજી માણસના ધ્યાનમાં આવ્યું નથી; એટલે એ વગર વિચાર્યે અને અધીરાઈથી ધન કમાતો જાય છે અને ધન-રોગથી પીડિત રહે છે.

પેટમાં વધારે ખોરાક ઠાંસી દેવાથી તે ત્યાં સડવા માંડે છે અને સ્વાસ્થ્યને બગાડી મૂકે છે. ખીસામાં ઘણું વધારે ધન ભરી દેવાથી લૂંટાવાનો ડર પેદા થાય છે; અને મગજમાં ધનનો કૃત્રિમ ખ્યાલ જામી જવાથી મગજ પણ બગડી જાય છે. જ્ઞાનનો જ્યારે અત્યાહાર થાય છે અને અપચો થાય છે ત્યારે તેનાથી શું શું નુકસાન થાય છે, તેનો ખ્યાલ માણસજાતને હજી સુધી આવ્યો નથી.

આવશ્યકતા કેવળ જ્ઞાનવૃદ્ધિની નહીં, પણ જીવનસમૃદ્ધિની છે. જીવન જેમ જેમ સમૃદ્ધ થતું જાય છે તેમ તેમ જ્ઞાનની ભૂખ વધતી જાય છે, અને આ રીતે જીવનસમૃદ્ધિના હેતુથી જે જ્ઞાન મેળવવામાં આવે છે તે બોજરૂપ થતું નથી, પણ જીવનપુષ્ટિ, જીવનતુષ્ટિ અને પુરુષાર્થને વધારતું રહે છે.

શિક્ષણશાસ્ત્રીઓને આ બાબત વારે વારે કહેવાની જરૂર છે; એટલે ઉપરનું પુનરાવર્તન કર્યું છે. આ દૃષ્ટિ કદાચ તદ્દન નવી છે એટલે એ ફરી ફરી કહેવી જોઈએ.

આજ સુધીના શિક્ષણશાસ્ત્રીઓ માનતા કે કેળવણીનું ધ્યેય જ્ઞાનવૃદ્ધિ છે. ત્યાર પછી આ ધ્યેયમાં સુધારો કરીને કહેવા લાગ્યા કે, કેળવણીનું ધ્યેય જ્ઞાન-સમૃદ્ધિ તો છે જ, પરંતુ તેની સાથે સાથે સંસ્કારિતા વધારવી એ પણ છે; કારણ કે ત્યારે જ માણસ પ્રભાવશાળી બને છે અને નેતૃત્વના ગુણો પ્રગટ કરે છે.

રાજસત્તાના દિવસો વીતી ગયા અને લોકસત્તાના દિવસો આવ્યા, એટલે કેળવણીના ઉદ્દેશ્યમાં બીજી એક વસ્તુ જોડી દેવામાં આવી. તે એ કે, કેળવણી દ્વારા કૌશલ્ય વધવું જોઈએ અને ધન કમાવાની શક્તિ પણ આવવી જોઈએ. આ પરિવર્તન તરફ પણ આપણે ધ્યાન આપવું જોઈએ. ઉદ્દેશ્યમાં આ સુધારો થયા પછી ઉજળિયાતોની સંસ્કારિતાની પ્રતિષ્ઠા કંઈક ઘટી ગઈ છે. પરંતુ હવે આપણે સમજી લેવું જોઈએ કે, કેળવણીનું ધ્યેય પ્રધાનત: જીવનશુદ્ધિ અને જીવનસમૃદ્ધિ હોય એ જ ઉચિત છે.

'જીવન સાટે કેળવણી' એટલું જ નહીં, પરંતુ 'જીવન દ્વારા કેળવણી અને કેળવણી દ્વારા જીવન' — એ જ આપણું સૂત્ર હોવું જોઈએ.

વિદ્યામંદિરમાં શું શીખવવામાં આવે છે એના કરતાં ત્યાં કેવું જીવન જિવાય છે, એ સવાલ વધારે મહત્ત્વનો છે. જે પાયાની હાથકારીગરી આપણે પસંદ કરીએ છીએ તે જો આપણા જીવન સાથે વણી લેવામાં આવે, અથવા આપણી પાયાની હાથકારીગરીના તાણા પર આપણું સમગ્ર જીવન વણી લેવામાં આવે, તો આપણી કેળવણી અને આપણું જીવન બંને કૃતાર્થ થશે, ઉત્પાદક કામ સાથે આપણે કયા કયા વિપયો અનુબદ્ધ કરી શકીએ છીએ એ જોવા કરતાં એ પરિશ્રમ સાથે આપણે કેટલી જીવનસમૃદ્ધિ અનુબદ્ધ કરી શકીએ છીએ, એ જોવું જોઈએ. પછી આ જીવનસમૃદ્ધિ જ કહી દેશે કે, શું શીખવું છે અને કેટલું શીખવું છે.

આપણી કેળવણીમાં અમુક અમુક વિષયો આવશ્યક છે, એ આપણે પહેલેથી નક્કી કરી દીધું અને પછી એ બધા વિષયોનો પરિશ્રમ સાથે અનુબંધ કરવા નીકળ્યા. આ ખોટો ક્રમ થયો. દેશની અને વિશિષ્ટ સમાજની આજની સ્થિતિમાં દરેક વ્યક્તિનું અને દરેક સમાજનું જીવન કેવું છે અને એને કયું રૂપ આપવું છે, એ કયાં સુધી લઈ જવું છે, અને કેટલી જીવનસમૃદ્ધિ આપણે સિદ્ધ કરી શકીએ એમ છીએ, એ આપણે વિચાર્યું હોત તો પાયાની હાથકારીગરી નક્કી કરવામાં પણ આપણને મુશ્કેલી ન પડત, અને તેની સાથે કયું કયું જ્ઞાન, કયું કયું કૌશલ્ય અને કઈ કઈ સંસ્કારિતા અનુબદ્ધ કરવી છે, એ નક્કી કરવામાં પણ આપણને મુશ્કેલી ન પડત. એક સૂત્રના રૂપમાં કહેવું હોય તો — 'આપણે કેળવણીમાં જ્ઞાનદષ્ટિ છોડીને જીવનદૃષ્ટિ ધારણ કરવી જોઈએ અને હિંમતપૂર્વક તેનું અનુસરણ કરવું જોઈએ.' જે શિક્ષકો જીવનદરિદ્રી છે તેઓ વર્ધાયોજનાના સફળ શિક્ષકો નહીં થઈ શકે; પછી તે ગમે તેટલા વિદ્વાન અને અનુબંધની કળાના કોવિદ કેમ ન હોય. જે શિક્ષકો જીવનવીર છે, જીવન-કુશળ છે, જીવનસમૃદ્ધ છે, તેમનો પ્રભાવ સમાજ પર એની મેળે જ પડે છે, અને એમની મારફતે અપાતી કેળવણી જીવનજાગૃતિ માટે પૂરતી હોય છે.

કેળવણીની વર્તમાન પદ્ધતિમાં અને ભાવિ પદ્ધતિમાં જે ફેર છે તે એક ઉદાહરણથી આપણે સારી રીતે સ્પષ્ટ કરી શકીએ. જે શિક્ષકો ખુશમિજાજ છે અને જેમની પાસે જીવનદૃષ્ટિ છે તેમને વિશે પ્રાય: એવી ફરિયાદ હોય છે કે, તેઓ

પોતાના વર્ગમાં વિષયાંતર બહુ કરે છે.

જેમની બુદ્ધિનું કંઈ ઠેકાણું જ નથી, જે થોડો આધાર મળતાં જ કયાંના કયાં ઊતરી પડે છે અને પોતાનું ધ્યેય ભૂલીને બકયા જ જાય છે, એવા વિહંગવૃત્તિ શિક્ષકો કોઈ પસંદ નહીં કરે. તેઓ તો પક્ષીની પેઠે એક વિષય પરથી બીજા વિષય પર અને ત્યાંથી કોઈ ત્રીજી બાબત પર ઊડતા જ જશે. અંગ્રેજીમાં જેને 'નૉન્સેન્સ ર્‌હાઈમ્સ' કહે છે તેવું વિષયાંતર કરનારને તો શિક્ષકનું કામ સોંપવું જ ન જોઈએ.

પરંતુ જે સફળ શિક્ષક છે, વિદ્વાન અને બહુશ્રુત પણ છે, એમના ઈષ્ટ વિષયાંતરની આપણે વાત કરીએ છીએ. જે મુખ્ય અધ્યાપકો વિષયપરાયણ, પાઠચક્રમપરાયણ અને પરીક્ષાપરાયણ છે, તેમને આવા પ્રતિભાશાળી શિક્ષકોનું વિષયાન્તર હમેશાં ખટકે છે. અને ઘણી વાર આવા શિક્ષકો લાચાર થઈને પોતાના પ્રિય વિદ્યાર્થીઓને ઘેર બોલાવીને સ્વતંત્રપણે શીખવે છે.

વર્ધાયોજના આવા શિક્ષકોને સ્વતંત્રતા આપે છે અને તેમના પર યોગ્ય નિયંત્રણ પણ નાખે છે. પોતાનો મૂળ વિષય લઈને તેની સાથે બીજી જેટલી બાબતો અનુબદ્ધ થઈ શકે તે તો તેઓ જરૂર ચલાવે. એવા વિષયાંતર માટે તેમને કોઈ ઠપકો નહીં આપે, બલકે ધન્યવાદ જ આપશે. પણ જયાં અનુબંધની સંભાવના નથી અને મૂળ વિષયની પ્રધાનતા નથી, એવી વાતો તેમણે છોડી દેવી જોઈએ.

મરાઠીમાં એક કહેવત છે — 'હરિદાસની કથા મૂળ વચન પર.' આ કહેવત સમજવા માટે મહારાષ્ટ્રના એક ખાસ રિવાજનું જ્ઞાન જોઈએ. મહારાષ્ટ્રના 'હરિદાસ' અથવા 'કથાકાર' રામાયણ, મહાભારત, વેદાંગ પુરાણ આદિ ધાર્મિક ગ્રંથોમાં અને કથા-સાહિત્યમાં પ્રવીણ હોય છે. સંગીત અને કાવ્યમાં પણ તેમની સારી પહોંચ હોય છે. તેઓ મંદિરમાં જઈને કથા કરે છે ત્યારે પ્રથમ કોઈ ધર્મવચન અથવા કોઈ સંતનું જીવનસૂત્ર લઈને તે પર પ્રવચન કરે છે. જે પૂર્વરંગ અથવા બ્રહ્મનિરૂપણ કહેવાય છે તેમાં મૂળ વચનને ઉદ્દીપિત કરવા માટે દુનિયાભરની વાતો તેઓ લાવે છે. પછી ઉત્તર રંગનો પ્રારંભ થાય છે, તેમાં એ જ વચનની સિદ્ધિને માટે તેઓ કોઈ કથા અથવા આખ્યાનનો વિસ્તાર કરે છે અને તેમાં નવ રસોનો સાક્ષાત્કાર કરાવે છે. હરિદાસની સફળતા એમાં છે કે, એ જે કંઈ વિષયાંતર કરે તેનો મૂળ વચન સાથે અનુબંધ એ બતાવતો જાય. ચોમાસાના ચાર મહિના સુધી હરિદાસની કથા સાંભળીને શ્રોતાઓને અનેકાનેક વિષયોનું જીવનસ્પર્શી જ્ઞાન થઈ જાય છે. એક વિદ્વાન હરિદાસના સહવાસથી આખો સમાજ બહુશ્રુત, ધર્મજ્ઞ અને રસિક બને છે. બંનેમાં શિક્ષણદૃષ્ટિ થોડી જ હોય છે, જીવનદૃષ્ટિ પ્રધાન હોય છે; બલકે આજના આદર્શની કસોટીથી તેને એકાંગી કહેવી જોઈએ.

આ બધાં ઉદાહરણોથી વાચકોને એટલો ખ્યાલ આવ્યો હશે કે અનુબંધ

કોઈ અનોખી ચીજ નથી. એનું શાસ્ત્ર પણ ગૂઢ નથી. જીવનમાં સર્વત્ર અનુબંધ ભરેલો છે, તેથી આપણે અનુબંધપદ્ધતિમાં આખું જીવન ભરી દઈ શકીએ છીએ.

હવે, પાયાની કેળવણીના જુદા જુદા હાથઉદ્યોગો લઈને આપણે કયા કયા અનુબંધો ઊભા કરી શકીએ એનાં પ્રત્યક્ષ ઉદાહરણ આપવાં જોઈએ. એ સિવાય શિક્ષકોને પૂરું દિશાદર્શન નહીં થાય.

## ૯. નવા પાયાની કેળવણી*

સામાજિક આદર્શ સિદ્ધ કરવા માટે સંસ્કારિતા અને પોતાનો ધંધો સરસ ચલાવવા માટે જરૂરી કુશળતા આ બે મળીને કેળવણી પૂરી થાય છે. પરરાજ્યમાં સામાજિક આદર્શો ઢીલા થાય છે. પુરુષાર્થ હણાઈ ગયા પછી સામાજિક સંગઠન ઢીલું થાય છે. તેજસ્વી સદ્‌ગુણોની પ્રતિષ્ઠા રહેતી નથી અને પરિણામે સામાજિક સંસ્કારિતા વિકૃત થઈ જાય છે. આ રીતે કેળવણીનું એક અંગ નષ્ટ થાય છે.

અને જ્યારે પરદેશી માલની આયાત વધવાથી દેશના હુન્નરઉદ્યોગ નષ્ટ થાય છે, ત્યારે કલાકૌશલ્ય અને કાર્યકુળશતા એ કેળવણીનું બીજું અંગ પણ નષ્ટ થાય છે અને ત્યાર બાદ આજીવિકા મેળવવા માટે સમાજદ્રોહ માટે તૈયાર થનાર ચારિત્ર્યહીન કેળવણી જ બાકી રહે છે. સામાજિક તેમ જ રાષ્ટ્રીય જવાબદારીનું ભાન ઓછું કરનાર, પુરુષાર્થની તકો જ ન મળી શકે એવી સ્થિતિને પોષણ આપનાર અને હાથપગ ચલાવવાની ટેવને પ્રોત્સાહન ન આપનાર એવી કેળવણી આપણા દેશમાં ચાલી.

છેલ્લાં હજાર વરસથી આપણી સમાજવ્યવસ્થા જરા વિચિત્ર હતી. મહેનત-મજૂરી કરનારો અભણ વર્ગ, કારીગરી પર નભનારો કુશળ વર્ગ, બીજાને પોતાના કાબૂમાં રાખી રાજસત્તા ભોગવનારો પુરુષાર્થી વર્ગ અને જ્ઞાન અને તત્ત્વજ્ઞાનની ઉપાસના કરનારો, પણ ધાર્મિક રૂઢિમાં સપડાયેલો પુરોહિત વર્ગ— એવી રીતે વિભક્ત થયેલો આપણો સમાજ પોતાનું સામર્થ્ય ખોઈ બેઠો હતો. દરેક વર્ગનું જીવન એકાંગી અને ચાર વર્ગમાં આપસમાં મેળ ન મળે, આ સ્થિતિ સામાજિક સામર્થ્ય કેળવવા માટે અનુકૂળ ન હતી. અને જ્યાં જીવનક્રમ સદોષ હોય ત્યાં સદ્‌ગુણો મોળા પડવાના જ. એ જીવનક્રમ સુધારવા માટે ગાંધીજીએ કેળવણીની જે નવી પદ્ધતિ ચલાવી તેને આપણે બુનિયાદી તાલીમ અથવા નઈ તાલીમ કહીએ છીએ.

પશ્ચિમના લોકોએ Competition એટલે કે પ્રતિસ્પર્ધા અને હોડના પાયા ઉપર પોતાનું અર્થશાસ્ત્ર રચ્યું. એ અર્થશાસ્ત્રમાંથી સામ્રાજ્યવાદને પોષણ આપનાર સમાજશાસ્ત્ર નીપજ્યું. આવા અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રમાંથી જે જીવનક્રમ

* અખિલ ભારતીય નઈ તાલીમ સંમેલનના અધ્યક્ષપદેથી કરેલા વ્યાખ્યાનમાંથી.

ખીલ્યો તેમાં પુરુષાર્થ ગમે તેટલો હોય, જ્ઞાનોપાસના ગમે તેટલી ઉત્કટ હોય અને કૌશલ્યનો વિકાસ ગમે તેટલો થતો હોય, માણસાઈનો તો એમાં હ્રાસ જ થવાનો. બંધુતા અથવા વિશ્વકુટુંબનો આદર્શ સ્થાપિત કરવો હોય તો કેવળ વિચારો જ નહીં, જીવનક્રમ પણ બદલવો જોઈએ, અને જીવનક્રમ બદલવો હોય તો ઊછરતી પેઢીની કેળવણી પણ આમૂલાગ્ર બદલવી જોઈએ.

*

જીવનનો સાચો પાયો કેવળ વિચાર અથવા કલ્પના નથી. પણ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કલ્પકતાને અવકાશ આપી શકે એવું વિચારયુક્ત કર્મ અથવા પ્રવૃત્તિ – એ જ છે. વ્યાવહારિક જીવનની સફળતા હોય અથવા આધ્યાત્મિક જીવનની કૃતાર્થતા હોય, બંનેનો આધાર કુશળ સત્કર્મ જ છે. કેટલાક તત્ત્વજ્ઞાની કહે છે કે જીવનનું અંતરતમ આત્મતત્ત્વ પણ કર્મથી ભિન્ન નથી. જીવનવીર તત્ત્વજ્ઞાની યાજ્ઞવલ્ક્યે એકાંતમાં જઈને જેની રહસ્ય-ચર્ચા કરી હતી તે પણ કર્મ જ હતું. રાજા ભર્તૃહરિએ પણ સ્પષ્ટ કહ્યું છે: 'बुद्धिः कर्मानुसारिणी.' બુદ્ધિ પણ કર્મની પાછળ પાછળ જાય છે. જેવું કર્મ કરીએ તેવી બુદ્ધિ કેળવાય છે.

એવા કર્મને પ્રધાનપદ આપી તમામ કેળવણીનો વિસ્તાર આપણે કરવા માગીએ છીએ. જીવનોપયોગી અને સમાજોપયોગી સત્કર્મ, કરોડોને પ્રામાણિક આજીવિકા મેળવી આપનારું કર્મ એ જ આપણી કેળવણીનું મુખ્ય સાધન છે. શબ્દ, અક્ષર, આંકડા એ કેળવણીનું મુખ્ય વાહન નથી. પણ જીવન સુઘડ રીતે જીવવા માટે અત્યંત જરૂરી એ જ કેળવણીનું વાહન થઈ શકે છે. માટે કેળવણીનો પ્રારંભ અંક, લિપિ અને અક્ષરથી ન કરતાં, કર્મથી જ કરવો જોઈએ. ગણતરી અથવા ગણિત એને મદદ કરશે. વાણી એની ખૂબી સમજાવશે કેમ કે વાણી એ અનુભવ અને વિચારની આપ-લે કરવાનું સાધન છે, પણ કેળવણી તો નિરીક્ષણ, પરીક્ષણ, પ્રયોગ, રચના આદિ કર્મપ્રવૃત્તિથી જ સધાય છે. આપણે ભલે કર્મ-પ્રવૃત્તિને ઘડભાંજ કે ભાંજઘડ કહીને વખોડીએ, પણ જે કાંઈ જીવનને પ્રતિકૂળ છે તે ભાંગવું અને જીવનને અનુકૂળ જેવું જણાય એને ઘડવું, એનું જ નામ જીવનપ્રવૃત્તિ. કાતરથી વસ્ત્રના કકડા કરવા અને એ કકડા સોય-દોરાથી સીવવા– એવી દ્વિવિધ પ્રવૃત્તિથી આપણે આપણું શરીર ઢાંકીએ છીએ. એને જો આપણે 'ભાંજઘડ' કહીને છોડી દઈએ તો નાગા રહી ટાઢે ઠરી જવાનો વખત આવે.

જીવનની પ્રાથમિક તેમ જ સર્વોચ્ચ જરૂરિયાતો પૂરી પાડતાં જે અનુભવ મેળવાય છે, જે જ્ઞાન કેળવાય છે, અને જે રિવાજો ગોઠવાય છે તેને જ આપણે સંસ્કૃતિ કહીએ છીએ. આવી જીવનપ્રવૃત્તિ માટે જે જ્ઞાન કામનું હોય તેને જ કેળવણીમાં પ્રધાન સ્થાન મળવું જોઈએ. કૃત્રિમ મહત્ત્વની વસ્તુઓ પાછળથી ભલે કેળવાય. એમને કેળવણીમાં સ્થાન ન જ મળવું જોઈએ.

જીવન જીવતાં જે જ્ઞાન શોધાય છે અને એમાંથી જે શાસ્ત્રો આપણે તારવીએ

છીએ, તે શીખવા-શીખવવાનો ક્રમ પણ એ જીવનક્રમ સાથે જ બંધાયેલો હોવ જોઈએ. એને આપણે અનુબંધ કહીએ છીએ. જીવન જીવતાં અથવા ખીલવત જે અને જેટલું જ્ઞાન જરૂરનું ગણાય, તે અને તેટલું જ્ઞાન તે પ્રસંગે મેળવત જઈએ તો તેનો બોજો જણાતો નથી. નવા પાયાની કેળવણીની ખૂબી એ જ છે કે દરેક જ્ઞાનનો કકડો, અનુબંધને કારણે શુભ મુહૂર્તે મળતો હોવાથી એ મેળવતાં કે સાચવતાં મહેનત જેવું જણાતું નથી. સરસ કકડતી ભૂખ લાગી હોય એવે વખતે જે આપણે ખાઈએ છીએ એનો બોજો કે દી આપણે અનુભવીએ છીએ

*

કેળવણી યથાર્થલક્ષી (realistic) પણ હોવી જોઈએ અને આદર્શલક્ષ (idealistic) પણ હોવી જોઈએ.

ટૂંકામાં, આખી કેળવણી જીવનકેન્દ્રિત અને જીવનવ્યાપી (life-centri and life-wide education) હોવી જોઈએ.

એક બ્રિટિશ નવલકથાકારે લખેલું વચન labour is absolutely th charter by which we hold existence — આપણું પ્રધાન જીવનસૂત્ર થ જોઈએ. પરિશ્રમથી કંટાળનાર, પરિશ્રમ ટાળનાર અને બીજાના પરિશ્રમ ઉપ નભવા માગનાર આયતારામ(drones)નો વર્ગ નેસ્તનાબૂદ થાય એવી કેળવ તે નવા પાયાની કેળવણી. એ કેળવણીને અંતે ન્યાતજાતને ટેકો આપનાર કો વ્યક્તિ કે સમુદાય નહીં રહે. સામાજિક અન્યાયને અવકાશ જ ન રહે. કો કોઈને નિચોવે નહીં અને બધા જ સમાજસેવામાં મંડયા રહે, એ જાતની કેળવણ આપણે ચલાવવા માગીએ છીએ. માથા વગરનો શૂદ્ર વર્ગ અને હાથપગ વગરન ઉજળિયાત વર્ગ એવી આજની સામાજિક સ્થિતિને રવિશંકર મહારાજે રાહુકેતુન સચોટ ઉપમા આપી હતી. એ દોષ દૂર કરીને માથું ખભા ઉપર બેસાડવાન જરૂર છે.

*

આપણે નવા પાયાની કેળવણી શહેરોમાં ન સ્થાપતાં ગામડાંઓમાં વાવવાન સંકલ્પ કર્યો, તે તો સારું જ કર્યું. પણ ગામડાંઓમાં રહેવા લઈ ગયા શહેર શિક્ષકોને. કેળવણીને નામે ઉદ્યોગનાં કારખાનાંઓ ચલાવીએ છીએ અને બાળમજૂર મારફતે કેળવણીનું ખર્ચ કાઢવા માગીએ છીએ, એ બે ટીકા ટાળવા માટે આપણે પુસ્તકી કેળવણીમાં પ્રવીણ એવા લોકોને શિક્ષકો નીમ્યા. અને અમુક કલા 'બૌદ્ધિક કેળવણી' અને અમુક કલાક 'ઔદ્યોગિક કેળવણી' એવો ભેદ બતાવનાર સમયપત્રકો રચ્યાં. આપણે લોકોને સમજાવવું જોઈતું હતું કે જીવનોપયોગી ઉદ્યોગ મારફતે સર્વોચ્ચ બૌદ્ધિક કેળવણી અપાય છે. એની મદદમાં અને ગૌણ રૂપે ચોપડીઓ દ્વારા અપાતી બૌદ્ધિક કેળવણી ગોઠવેલી છે. પણ મુખ્ય દોષ તો શિક્ષકોન પસંદગીના છે. મધ્યમ વર્ગના શહેરી પુસ્તકપંડિતોને કારીગરીના પાઠ પઢાવ

પાયાની કેળવણીના શિક્ષક બનાવવાનો આપણો પ્રયત્ન વિફળ ગયો છે. અને તેથી જ આપણી કેળવણી ગામડાંમાં ચલાવ્યા છતાં પૂરતી ગ્રામાભિમુખ નથી થઈ.

હવે આપણે ગામડાંઓમાં અને નાનામોટા કસબાઓમાં વસતા કુશળ કારીગરોને પસંદ કરી, એમને શિક્ષણશાસ્ત્ર અને શિક્ષણકળા શીખવીશું અને એમની મારફતે નવા પાયાની કેળવણી ચલાવીશું. આમ કરવાથી કેળવણીનું રૂપ, જે આજે ઉજળિયાત છે, તે પરિશ્રમને રંગે રંગાશે અને એના ઉપર જીવનકૌશલ્યનું તેજ દેખાશે.

મારી સૂચના સ્પષ્ટ કરવા થોડી વિગતમાં ઊતરવું પડશે.

આપણે ઠેકઠેકાણે, સમય સમય પર કેવળ કારીગરીની પરીક્ષાઓ લઈશું. એમાં ખેતી, બાગાયત, વણાટ, સુતારકામ, લુહારકામ, ઘર બાંધવાનું કડિયા કામ, રસ્તાઓ, પુલો, બોગદાઓ વગેરે માટે જરૂરી ઈજનેરી કામ, વહાણ ચલાવવાનું કામ, માછીમારી, પશુપાલન, દુગ્ધોદ્યોગ વગેરે જાતજાતના ધંધાની આવડતને લઈને પરીક્ષાઓ લઈશું. એમાં જે સફળ નીવડશે, તેમને પ્રથમ ગણિત, સાહિત્ય, ચિત્રકલા વગેરે વિષયોનું સામાન્ય જ્ઞાન આપીને કેળવાયેલા વર્ગોમાં આણીશું. અને પછી બેત્રણ વરસ સુધી શિક્ષણકલાના જરૂરી બધા વિષયોમાં પાવરધા કરી એમને પાયાના શિક્ષકની પદવી આપીશું.

આમ કરવાથી પછાત ગણાતા વર્ગોના બાહોશ વિદ્યાર્થીઓને આગળ આવવાની તક મળશે. એ વર્ગો અત્યાર સુધીની ઉપેક્ષાને કારણે અસંસ્કારી અને નબળા ભલે હોય પણ તેઓ થાકેલા તો નથી જ. બેચાર વરસની મહેનતથી તેમનું હીર ઝળકી ઊઠશે અને રાષ્ટ્રમાં નવું તેજ પ્રગટશે. ખરું જોતાં નવા પાયાની કેળવણી એ દેશમાં નવું રચનાત્મક નેતૃત્વ તૈયાર કરવાની કેળવણી છે. પછાત વર્ગોને સંસ્કારી અને સમર્થ બનાવવાનો અને રાષ્ટ્રની કાબેલિયત (efficiency) વધારવાનો આ એક જ માર્ગ છે.

*

જ્યાં સુધી દુનિયામાં અન્યાય, અત્યાચાર અને શોષણ ચાલે છે, ત્યાં સુધી એના પ્રતિકારની કળા કેળવ્યા વગર જીવન સંપૂર્ણ થતું નથી. તેથી એવી પ્રતિકાર-કળાને નવા પાયાની કેળવણીમાં આવશ્યક સ્થાન હોવું જ જોઈએ.

હિંસાવાદી લોકો હિંસાને માર્ગે પ્રતિકાર કરશે. અહિંસાવાદી લોકો અહિંસક પ્રતિકાર અજમાવશે અને કેળવશે. પણ પ્રતિકારશક્તિ કેળવ્યા વગર માણસાઈ ટકવાની નથી.

હવે બંને પ્રકારના પ્રતિકારની પદ્ધતિ અજમાવતાં એમ જોવામાં આવ્યું છે કે ઘણીખરી તાલીમ બંને પદ્ધતિમાં સમાન છે. જે પ્રતિકાર કરવા માગે છે તેનામાં બહાદુરી, નીડરતા અને જોખમ સાથે રમત રમવાનો ઉત્સાહ હોવાં જ જોઈએ. અને પ્રતિકાર તો આંધળો ન જ હોય એટલે એમાં દીર્ઘદૃષ્ટિ, યોજનાશક્તિ,

સમયસૂચકતા, શિસ્ત અને કવાયત જરૂરનાં છે જ. ધારો કે આવતી કાલે ગામની શેરીએ આગ લાગી છે; વગડામાં દવ લાગ્યો છે, અથવા નદીમાં રેલ આવી છે કે ધોધમાર વરસાદથી આખી દુનિયા ડૂબવા માંડી છે, તો એવે વખતે આગ કે પાણી સામે યુદ્ધ ચલાવ્યે જ છૂટકો. એમાં હિંસાવૃત્તિ કેળવ્યા વગર તમામ લશ્કરી સદ્‌ગુણો કેળવવા જ પડે છે. કોઈ ઠેકાણે મરકી ફાટી નીકળે, અથવા ભિન્ન ભિન્ન કોમો વચ્ચે રમખાણ શરૂ થાય, તો એવે વખતે જાન જોખમમાં નાખીને પણ, કશા પક્ષપાત વગર, પરિસ્થિતિ કાબૂમાં આણવાનો પ્રયત્ન કરવો પડે છે. એવી કેળવણી લશ્કરી કેળવણીને નામે અપાતી હોય તો હું વાંધો નહીં ઉઠાવું.

*

કેળવણી કઈ ભાષા મારફતે આપવી એ ચર્ચા હવે વાસી થઈ છે. ગયે વરસે આનો ઊહાપોહ મેં કર્યો છે. આમાં ખૂબી તો એ છે કે આ બાબતમાં બંને પક્ષ સામા પક્ષની દલીલોનો સ્વીકાર કરે છે અને છતાં પોતાના પક્ષનો આગ્રહ રાખે છે. અંગ્રેજીના આગ્રહી સ્વીકારે છે કે 'કેળવણી તો માતૃભાષામાં જ અપાય. હિંદી આપણી રાષ્ટ્રભાષા છે અને રાજ્યભાષા પણ છે. એનો ફેલાવો થવો જ જોઈએ.' આ બધું સ્વીકાર્યા પછી તેઓ કહે છે કે, 'માતૃભાષાનો આગ્રહ રાખીએ તો દેશની એકતા તૂટી જશે. સરકારી નોકરોનાં બાળકો એક પ્રાંતથી બીજા પ્રાંતમાં જાય તો એમની કેળવણી રખડે. એટલા માટે બધે હિંદી મારફતે કેળવણી થાય તો સારું.' અને એટલું સ્વીકારીએ એટલે તેઓ કહે છે કે, 'હિંદી હજી એટલી ખીલેલી નથી અને અંગ્રેજી ચાલે જ છે. માટે ઉતાવળ નહીં કરતા. આટલી મહેનતે રાષ્ટ્ર અંગ્રેજી શીખ્યું છે. એ લાભ — એ મૂડી ખોઈ બેસવાની મૂર્ખાઈ આપણે ન કરીએ.'

જાણે એક વાર આપણે અંગ્રેજી શીખ્યા એટલે નવી પેઢીને વગર મહેનતે એ આવડી જવાની છે! હજાર કે લાખ લોકો અંગ્રેજી શીખતા રહે એની સામે કોઈને વાંધો નથી. ઊલટું એ ઇષ્ટ જ છે. સૌથી વધારે આંતરરાષ્ટ્રીય ભાષા આજે અંગ્રેજી છે. એનો ઇનકાર ન જ થઈ શકે. ઘણા લોકોને ફરજિયાત રીતે અંગ્રેજી ભણાવો, એમના પર જબરદસ્તી અંગ્રેજી લાદો, એ પણ વખતે બરદાસ્ત કરીએ, પણ જે ભાષા આપણી નથી, કરોડોને જે ઠીક આવડતીયે નથી; એ ભાષા મારફતે તમામ જ્ઞાન આપવાની અવળ બુદ્ધિને શી રીતે ટેકો આપીએ? જેઓ અંગ્રેજી શીખે તેઓ તે સારી રીતે શીખે. અંગ્રેજીમાં જે કંઈ સારું છે તે બધું આપણી ભાષામાં આણી આપે. પરદેશમાં આંતરરાષ્ટ્રીય વિષ્ટિને પ્રસંગે કે વેપારને અંગે અંગ્રેજી ભલે વાપરે, પણ સ્વદેશનું કામકાજ લોકોને પારકી એવી ભાષામાં શા માટે ચલાવીએ? રાજકાજ લોકોને આવડે એવી ભાષામાં જ ચાલવું જોઈએ. નહીં તો સ્વરાજ ન ગણાય. કેળવણીના વાહન તરીકે અંગ્રેજી ન જ વપરાય એ આપણો આગ્રહ ત્યારે જ સફળ થઈ શકે જ્યારે આપણે રાજકાજના વાહન

તરીકે અંગ્રેજીનો વપરાશ બંધ કરીએ. અંગ્રેજી પાછળનો મોહ એના ઉચ્ચ સાહિત્યને કારણે નથી. જ્યાં સુધી રાજકાજમાં અંગ્રેજી વપરાય છે ત્યાં સુધી લોકો અંગ્રેજીનો આગ્રહ રાખવાના જ.

માટે પાયાની કેળવણીમાંથી અંગ્રેજીને કાઢી નાખવી હોય તો એનો ઝઘડો કેળવણીના ક્ષેત્રમાં ન ચલાવતાં, રાજકાજ ચલાવવામાં અંગ્રેજી ન જ વપરાય એ જાતની જેહાદ આપણે ચલાવવી જોઈએ. તેમ ન કરીએ તો પાયાની કેળવણીનું કામ આપણે નાહક મુશ્કેલ કરી મૂકીશું.

*

બીજી એક વાત ખાસ કરવા જેવી છે — અને તે પણ વખતસર. આપણે આપણી પૂરી શક્તિ અજમાવીને નેહરુ સરકાર પાસેથી જાહેર કરાવવું જોઈએ કે સરકારી ખાતાંઓમાં નોકરી આપતી વખતે પાયાની કેળવણી લઈને તૈયાર થયેલા લોકોને વધારે મહત્ત્વ આપવામાં આવશે. એમને ખાસ પસંદ કરવામાં આવશે.

સરકાર આટલું જાહેર કરે એટલે ઘણા સારા વિદ્વાનો પાયાની કેળવણી તરફ અનુકૂળતાની નજરે જોવા લાગશે. ખાનગી સંસ્થાઓ પોતાને ખરચે ચાલવા માંડશે. યુનિવર્સિટીઓની નીતિ અને તંત્રમાં એની મેળે ફેરફાર થવા માંડશે અને સૌથી મહત્ત્વની વસ્તુ તે એ કે સરકારને વધારે બાહોશ નોકરો મળશે અને પ્રજા માટે એ નોકરો વધારે અનુકૂળ નીવડશે. થોડાં વરસને અનુભવને અંતે એટલું તો જોવામાં આવ્યું જ છે કે પાયાની કેળવણી લીધેલા યુવકો વધારે કાર્યકુશળ, બાહોશ અને સૂઝશક્તિવાળા હોય છે. અને પ્રજા સાથે સરસ ભળી પણ શકે છે.

સરકારની પણ આમાં કસોટી છે. જો સરકારને ખરેખર લાગતું હોય કે ચાલુ રિવાજી કેળવણી કરતાં પાયાની કેળવણી સારી છે તો એણે જાહેર કરવું જોઈએ કે સરકારને ત્યાં નોકરી આપતી વખતે, એ કેળવણી પામેલા લોકોની પ્રતિષ્ઠા વધારે હશે. સરકાર આટલું કરે તો સરકારને ઝાઝા પૈસા ખરચ્યા વગર સરસમાં સરસ કેળવણીની પદ્ધતિ ચલાવ્યાનું શ્રેય મળશે અને દેશ આખાનું કલ્યાણ થશે.

*

આપણે ત્યાં ધર્મનો સવાલ રાષ્ટ્રીય મહત્ત્વનો છે. દુનિયાના તમામ ધર્મો આપણે ત્યાં આવી પહોંચ્યા છે. પાંજરાપોળનાં જાનવરની પેઠે એ અંદર અંદર લડતા ન રહે, પણ બધા ધર્મો મળીને એક વિશાળ ધર્મકુટુંબ બને એ આપણે જોવાનું રહ્યું. કેટલાક લોકો કહે છે કે 'ધર્મને નામે જે ઝઘડા થાય છે તે જોતાં ધર્મ એ એક જાતનો હડકવા છે. ધર્મનું નામ જ આપણે છોડી દઈએ. સૂતેલા સાપને ન જગાડવામાં જ સાર છે. ધર્મનું મહત્ત્વ આપણે વધાર્યું તેથી દેશના ભાગલા પડ્યા.' આ થઈ એક બાજુની દલીલ. બીજી બાજુ કહે છે કે 'આપણે ધર્મની ઉપેક્ષા કરીએ એટલે ધર્મને નામે જાતજાતના ફિસાદ પેદા કરનારા મતલબી અને દુષ્ટ લોકો ધર્માંધતાને ઉશ્કેરે છે અને એમાંથી જ ખૂનામરકી પેદા

પૂ. શ્રી ગાંધીજીએ કેશવરાવ દેશપાંડેને વડોદરા કાગળ લખ્યો કે તમારી પાસે કાકા છે તે મને સોંપી દો. તમે એનો કાંઈ ખાસ ઉપયોગ કરો છો એમ નથી અને મારે આશ્રમમાં રાષ્ટ્રીય શિક્ષણનો પ્રયોગ કરવો છે. આના જવાબમાં દેશપાંડે સાહેબ મને અમદાવાદ લઈ ગયા. ત્યાં ગાંધીજીએ આનંદશંકર ધ્રુવની સલાહથી તેર વર્ષના અભ્યાસક્રમની યોજના ઘડી કાઢી હતી. યોજનાનું ખોખું તો શ્રી સાંકળચંદ શાહે તૈયાર કર્યું હતું. મેં એ યોજના નાપસંદ કરી. ગાંધીજીએ મારી ટીકા માગી. મેં અંગ્રેજીમાં જવાબ આપ્યો : It is a scheme that pretends to take charge of the boy from his cradle to his grave. ગાંધીજીએ આ ટીકા ધ્યાનમાં લીધી હોય એમ ન લાગ્યું. મેં જોયું કે ગાંધીજી ચર્ચા કરવામાં માનતા જ નથી. એમણે મને શાન્તિનિકેતનમાં વર્ગો લેતાં જોયો હતો અને એમની નજર મારા પર ઠરી હતી. એમણે મને એટલું જ કહ્યું : 'તમે આવી જાઓ, પછી યોજનાનો વિચાર આપણે ધીમે ધીમે કરીશું'. મારું નક્કી થયું અને હું વડોદરે પાછો આવ્યો.

ગાંધીજીને ફરી મળ્યો તે વડોદરા સ્ટેશન પર. ગાંધીજી ચંપારણ્ય જતા હતા. એમણે મને કહ્યું : 'અમદાવાદ જઈ શાળાની શરૂઆત કરજો.' મેં કહ્યું : 'શાળાની શરૂઆતમાં આપ ન હો એ મને ગમતું નથી. મૂળ પાયાનો સંકલ્પ મહત્ત્વનો હોય છે એ વખતે આપ ન હો એ સારું ન ગણાય.'

'પણ તમે તો છો. શરૂઆત કરી દ્યો. આપણે ક્યાં મોટા પાયા ઉપર કામ શરૂ કરીએ છીએ? કાંઈક બગડશે તો સુધારતાં મુશ્કેલી પડવાની નથી. અને હું અવારનવાર આવીશ ખરો.'

આ રીતે ગુજરાતમાં રાષ્ટ્રીય શિક્ષણની મેં ફરી શરૂઆત કરી. પ્રથમ પ્રયોગ વડોદરામાં ગંગનાથ વિદ્યાલયમાં કર્યો હતો. એનો ઇતિહાસ કોક વખતે લખવ જેવો છે.

આશ્રમ રહેવા આવ્યો ત્યારે મને ગુજરાતી બોલતાં આવડતું ન હતું. મારા વર્ગ
હું હિન્દીમાં લેતો. અને મારો વખત મોટે ભાગે રસોડામાં કામ કરવામાં જતો
શાળાની જવાબદારી શ્રી સાંકળચંદ શાહની હતી. એમણે મારી પાસેથી પ્રારંભ
માટે મુહૂર્ત માગ્યું. સૌથી નજીકનો તહેવાર બૌદ્ધ તહેવાર હતો, વૈશાખ સુદ પૂનમનો
તે દિવસે બુદ્ધ ભગવાનને શાન્તિદાયક જ્ઞાન પ્રાપ્ત થયું હતું. મેં એનું ના
પાડ્યું બોધિજયન્તી. તે દિવસે અમે શાળાની શરૂઆત કરી. ફૂલચંદભાઈ અ
પોપટલાલ બાપુજીને મારા પહેલાં મળ્યા હતા. મારા પછી આવ્યા નરહરિભા
અને કિશોરલાલભાઈ. છગનલાલ ગાંધી પણ પાછળથી દાખલ થયા. શ્રી વિનોબ
આશ્રમમાં આવી તરત જ સંસ્કૃત ભણવા એક વરસની રજા લઈ વાઈ ગ
હતા. પાછા આવ્યા ત્યારે તેઓ અમારામાં ભળી ગયા. વર્ગોનાં સમયપત્રકો તૈય
કેમ કરવાં એની કળા મેં કિશોરલાલભાઈને બતાવી.
મારી સાથે મેં એક વિદ્યાર્થી પણ આણ્યો હતો. તેનું નામ ગિરધારી કૃપાલા

થઈ દેશના ભાગલા પડે છે. તેથી આપણે બધા ધર્મોનું ઊંડું અધ્યયન કરી ધર્મનું ઉજ્જવળ સ્વરૂપ લોકો આગળ મૂકવું જોઈએ, અને ધર્મસમન્વયનું વાતાવરણ જગાડવું જોઈએ. ધર્મને નામે જે સંકુચિત સ્વાર્થ, વહેમો અને પાખંડ ચાલે છે, તેમની ઉપેક્ષા કરવાથી તે મરી જતાં નથી. પરિસ્થિતિથી આપણે બેખબર રહીએ અને લોકોમાં ફેલાયેલું અજ્ઞાન દૂર કરવાની કોશિશ ન કરીએ, તો આપણે જોખમ ટાળી શકવાના નથી.'

માટે આ પાયાની કેળવણીમાં બધા જ ધર્મો વિશે જરૂરી માહિતી વિદ્યાર્થીઓને મળે એવી ગોઠવણ કરવી જોઈએ. અને બધા ધર્મોની અંદર ઓછેવત્તે અંશે જે સર્વસામાન્ય ધાર્મિકતા હોય છે તે આગળ આણવી જોઈએ.

ધર્મનો ઉપદેશ નહીં પણ ધર્મનું અધ્યયન એ આપણો પ્રધાન ઉદ્દેશ હોવો જોઈએ. શિક્ષકોમાં જો આવી ઉદારતા અને ધર્મસમન્વયની દૃષ્ટિ હશે તો જ માબાપો ઉપર અને વિદ્યાર્થીઓ ઉપર સારી અસર પડશે.

## ૭. રાષ્ટ્રીય શિક્ષણનો પ્રારંભ

[મહાત્મા ગાંધીની પ્રેરણાથી ગુજરાતમાં જે રાષ્ટ્રીય શિક્ષણનો પ્રારંભ થયો તેને વિશે સવિસ્તર લખવાનો વિચાર હતો. એને માટે કેટલીક વસ્તુઓ યાદ રહે તે માટે થોડીક નોંધો લખવાનો વિચાર રાખેલો.

એવી એક નોંધનું લખાણ તા. ૨૬–૪–૧૯૩૨ના રોજ લખી રાખેલું. પણ છાપવાના ઈરાદે નહીં. 'એનું મથાળું શું?' એવો સવાલ શ્રી જેઠાલાલ ગાંધીએ સને ૧૯૫૫ના મેમાં મને પૂછેલો. મેં 'રાષ્ટ્રીય શિક્ષણનો પ્રારંભ' એમ સૂચવેલું. આ લખાણ કોઈ લેખમાળાનો ખંડ છે એમ ગણીને તે છાપવા માટે અપાયો. એનાં પ્રૂફ મારી પાસે આવ્યાં ત્યારે ખબર પડી કે નોંધો છાપવા આપી છે.

ગાંધીયુગના પ્રારંભના પ્રેરક દિવસોનો પ્રત્યક્ષ અને સક્રિય અનુભવ હોવાથી આ નોંધો વાંચતાં પણ રસ છૂટે છે. પણ આજના જમાનાના વાચકોને એમાં રસ પડશે કે કેમ એ વિશે હું સાશંક છું. જૂના ઈતિહાસની વિગતો અમુક બોધ આપે છે જરૂર પણ વિગતોમાં ઝાઝો રસ રહેતો નથી. ઘણી વિગતો ફરી સજીવન કરવાલાયક હોતી નથી. કેટલીક વાતો તો સજીવન કર્યા છતાં ઝાઝી જીવી શકતી નથી. આશા રાખું છું કે આ લેખની ઉપયોગિતા તે વખતના વાતાવરણ અંગેના એક દસ્તાવેજ પૂરતી ગણાશે. આજે તો એ આખો જમાનો બદલાયો છે. એ જમાનામાં જેમણે ઉત્સાહભેર ભાગ લીધો તેમનો સ્વભાવ અને તેમના સંબંધો પણ બદલાયા છે, એટલે જે લોકો આ નોંધ વાંચશે તેઓ એ તટસ્થપણે જ વાંચશે એવી આશા રાખું છું. એમાંથી હર્ષશોક કે રાગદ્વેષ ઉત્પન્ન થવાની સંભાવના હવે જરાય રહી નથી. —કાકા કાલેલકર]

પૂ. શ્રી ગાંધીજીએ કેશવરાવ દેશપાંડેને વડોદરા કાગળ લખ્યો કે તમારી પાસે કાકા છે તે મને સોંપી દો. તમે એનો કાંઈ ખાસ ઉપયોગ કરો છો એમ નથી અને મારે આશ્રમમાં રાષ્ટ્રીય શિક્ષણનો પ્રયોગ કરવો છે. આના જવાબમાં દેશપાંડે સાહેબ મને અમદાવાદ લઈ ગયા. ત્યાં ગાંધીજીએ આનંદશંકર ધ્રુવની સલાહથી તેર વર્ષના અભ્યાસક્રમની યોજના ઘડી કાઢી હતી. યોજનાનું ખોખું તો શ્રી સાંકળચંદ શાહે તૈયાર કર્યું હતું. મેં એ યોજના નાપસંદ કરી. ગાંધીજીએ મારી ટીકા માગી. મેં અંગ્રેજીમાં જવાબ આપ્યો : It is a scheme that pretends to take charge of the boy from his cradle to his grave. ગાંધીજીએ આ ટીકા ધ્યાનમાં લીધી હોય એમ ન લાગ્યું. મેં જોયું કે ગાંધીજી ચર્ચા કરવામાં માનતા જ નથી. એમણે મને શાન્તિનિકેતનમાં વર્ગો લેતાં જોયો હતો અને એમની નજર મારા પર ઠરી હતી. એમણે મને એટલું જ કહ્યું : 'તમે આવી જાઓ, પછી યોજનાનો વિચાર આપણે ધીમે ધીમે કરીશું'. મારું નક્કી થયું અને હું વડોદરે પાછો આવ્યો.

ગાંધીજીને ફરી મળ્યો તે વડોદરા સ્ટેશન પર. ગાંધીજી ચંપારણ્ય જતા હતા. એમણે મને કહ્યું : 'અમદાવાદ જઈ શાળાની શરૂઆત કરજો.' મેં કહ્યું : 'શાળાની શરૂઆતમાં આપ ન હો એ મને ગમતું નથી. મૂળ પાયાનો સંકલ્પ મહત્ત્વનો હોય છે એ વખતે આપ ન હો એ સારું ન ગણાય.'

'પણ તમે તો છો. શરૂઆત કરી દ્યો. આપણે ક્યાં મોટા પાયા ઉપર કામ શરૂ કરીએ છીએ? કાંઈક બગડશે તો સુધારતાં મુશ્કેલી પડવાની નથી. અને હું અવારનવાર આવીશ ખરો.'

આ રીતે ગુજરાતમાં રાષ્ટ્રીય શિક્ષણની મેં ફરી શરૂઆત કરી. પ્રથમ પ્રયોગ વડોદરામાં ગંગનાથ વિદ્યાલયમાં કર્યો હતો. એનો ઇતિહાસ કોક વખતે લખવા જેવો છે.

આશ્રમ રહેવા આવ્યો ત્યારે મને ગુજરાતી બોલતાં આવડતું ન હતું. મારા વર્ગો હું હિન્દીમાં લેતો. અને મારો વખત મોટે ભાગે રસોડામાં કામ કરવામાં જતો. શાળાની જવાબદારી શ્રી સાંકળચંદ શાહની હતી. એમણે મારી પાસેથી પ્રારંભ માટે મુહૂર્ત માગ્યું. સૌથી નજીકનો તહેવાર બૌદ્ધ તહેવાર હતો, વૈશાખ સુદ પૂનમનો. તે દિવસે બુદ્ધ ભગવાનને શાન્તિદાયક જ્ઞાન પ્રાપ્ત થયું હતું. મેં એનું નામ પાડયું બોધિજયન્તી. તે દિવસે અમે શાળાની શરૂઆત કરી. ફૂલચંદભાઈ અને પોપટલાલ બાપુજીને મારા પહેલાં મળ્યા હતા. મારા પછી આવ્યા નરહરિભાઈ અને કિશોરલાલભાઈ. છગનલાલ ગાંધી પણ પાછળથી દાખલ થયા. શ્રી વિનોબા આશ્રમમાં આવી તરત જ સંસ્કૃત ભણવા એક વરસની રજા લઈ વાઈ ગયા હતા. પાછા આવ્યા ત્યારે તેઓ અમારામાં ભળી ગયા. વર્ગોનાં સમયપત્રકો તૈયાર કેમ કરવાં એની કળા મેં કિશોરલાલભાઈને બતાવી.

મારી સાથે મેં એક વિદ્યાર્થી પણ આણ્યો હતો. તેનું નામ ગિરધારી કૃપાલાની.

સ્વામીએ મુંબઈથી મોકલ્યો પોતાનો માનેલો ભાણો. કિશોરલાલભાઈનો ભત્રીજો નીલકંઠ પણ દાખલ થવા આવ્યો, પણ એની શરીરની નબળી હાલત જોઈ મેં એને દાખલ કરવાની જ ના પાડી. મેં કિશોરલાલભાઈને કહ્યું : 'આ છોકરો શરીરે તો નબળો છે જ, પણ મનનો પણ દબાયેલો છે. એણે પ્રેમનો કે મૈત્રીનો અનુભવ કર્યો હોય એમ લાગતું નથી. એને અહીં જ રાખો : પોઠિયાની પેઠે એને ફરવા દો. એને માટે કશું નિયમન હોય નહીં.' થોડા જ દિવસમાં નીલકંઠની તબિયત સુધરી, મન પ્રસન્ન થયું અને એ મને વળગ્યો. પછી તો એ કવિતા કરે, ચિત્રો કાઢે અને બૌદ્ધ ધર્મની ચોપડીઓ વાંચે. શાળાનો બીજો એક મહત્ત્વનો પ્રારંભિક વિદ્યાર્થી તે પ્રભુદાસ ગાંધી. શાન્તિનિકેતનથી જ એની મારે ઓળખાણ થઈ હતી. બીજા વિદ્યાર્થીઓ પણ હતા, પણ એમને વિશે અહીં કહેવાની જરૂર નથી.

અભ્યાસક્રમમાં ગાંધીજીએ હિન્દી અને મરાઠી બન્ને ભાષાઓને સ્થાન આપ્યું હતું. ગુજરાતી, સંસ્કૃત અને અંગ્રેજી આ ત્રણ ભાષાઓ તો હોય જ. મેં પ્રથમ એમાંથી મરાઠી કમી કરી અને એ બધો વખત હિન્દીને આપ્યો. મારા આગ્રહને કારણે સંસ્કૃતના ઉચ્ચારણ તરફ ખાસ ધ્યાન અપાવા લાગ્યું. સંસ્કૃત છેક શરૂઆતથી જ શીખવાતું. ઉદ્યોગમાં છોકરાઓ કેવળ કોકડાં ભરતા. સ્વાવલંબનની કેટલીક મહેનતમજૂરી તો ખરી જ. કૂવામાંથી પાણી ખેંચવાનું, દળવાનું, રસોઈ કરવાનું, કપડાં ધોવાનું વગેરે કામ રોજનાં હતાં. બે વખતની પ્રાર્થના, સાંજની રમતો, પ્રાર્થના સાથેનું સંગીત, વાર્તાકથન, ભાષાનું વાચન એ બધું યથાયોગ્ય હતું.

એક દિવસ પોપટલાલ કહે : આપણે બહેનોનો પણ એક વર્ગ ચલાવવો જોઈએ. આપણી સ્ત્રીઓ અભણ રહે એ પોસાય નહીં. મેં કહ્યું : મારો વાંધો નથી; પણ બહેનોના વર્ગ હમણાં હું ન લઉં, કેમ કે કાકી અહીં નથી. એ આવશે અને મને રજા આપશે તો જ હું બહેનોના વર્ગો લઉં. બધાંને આશ્ચર્ય થયું. મેં જવાબ વાળ્યો : હજારો વર્ષ થયાં પુરુષો સ્ત્રી પર હક ભોગવતા આવ્યા છે; હવે આપણે એમનો હક સ્વીકારવો જોઈએ. પુરુષોમાં જેમ પત્ની પ્રત્યે Jealous possessionનો ભાવ હોય છે તેવો હક સ્ત્રીઓને આપવો જોઈએ અને પરવશ રહેવાનો કાંઈક સ્વાદ પુરુષે અનુભવવો જોઈએ. મેં સ્વેચ્છાએ એ સ્થિતિ પસંદ કરી છે અને કાકીએ પ્રથમ ના પાડતાં છતાં અંતે એ અધિકારનો સ્વીકાર કર્યો છે.

શાળાના પ્રાથમિક વાતાવરણનો ખ્યાલ આપવા માટે આટલી વિગતો બસ છે.

*

એક દિવસે ગાંધીજીએ ચંપારણ્યથી આવીને કહ્યું : 'આપણો પ્રયોગ ભલે નાનકડો હોય, પણ આ પ્રયોગને અંતે હું આશા રાખું છું કે આપણે હિંદુસ્તાનની આખી કેળવણીમાં પરિવર્તન કરી શકીશું. સાંકળચંદ અને કાકા પાસેથી હું એટલી અપેક્ષા રાખું છું કે તેઓ આ પ્રયોગને પરિણામે સરકાર ઉપર દબાણ આણી શકશે અને રાષ્ટ્રીય શિક્ષણને રાષ્ટ્રવ્યાપી કરી શકશે.'

હું પ્રથમથી જ ગગનવિહારી ખરો. મોટી મોટી યોજનાઓ ઘડવામાં મારી બુદ્ધિ અને કલ્પના ઠીક ઠીક ચાલે, પણ ગાંધીજીએ સોંપેલું આ કામ અથવા આપેલી આ દીક્ષા સાંભળીને હું તો દિંગ થઈ ગયો. પ્રજામાં જેની પ્રતિષ્ઠા નથી એવું કેળવણીનું કામ હાથમાં લઈને બેઠો છું. આશ્રમમાં દસબાર છોકરાઓની નિશાળ ચલાવું છું. હું એવો હિંદુસ્તાન જેવા વિશાળ રાષ્ટ્રની કેળવણી ઉપર શી રીતે અસર પાડવાનો હતો? પણ મારા પોતાનામાં એટલી શ્રદ્ધા ન હોય તોય ગાંધીજી પર મારી પૂરેપૂરી શ્રદ્ધા હતી. એમના કૃપાપ્રસાદથી अश्मापि याति देवत्वं — પથરો પણ દેવ બને છે — એમ હું માનતો હતો એટલે બીતાં બીતાં એ મહાન સંકલ્પ સેવવાનું મેં શરૂ કર્યું.

મારા સ્વભાવ પ્રમાણે સંકલ્પસિદ્ધિની તૈયારી હું સાહિત્ય વાંચીને નથી કરતો; મારો સ્વભાવ મનન કરવાનો છે. મનુષ્યની વ્યાખ્યા જ मननशील: मनुष्य: એ મેં સ્વીકારી છે એટલે કામ શરૂ કર્યા પછી એકાંતમાં હું વ્યાપક રાષ્ટ્રીય શિક્ષણનો જ વિચાર કરવા લાગ્યો.

સ્વામી વિવેકાનંદ, અરવિંદ ઘોષ, લોકમાન્ય ટિળક, લાલા લજપતરાય, નામદાર ગોખલે, મહાત્મા મુન્શીરામ, લાલા હરદયાળ, ભગિની નિવેદિતા, આનંદકુમાર સ્વામી, રવીન્દ્રનાથ ઠાકુર, બુકર ટી. વૉશિંગ્ટન, ફિલ્ડિંગ હૉલ, ઈમર્સન, સ્વામી રામતીર્થ, ન્યાયમૂર્તિ રાનડે ઇત્યાદિ આધુનિક વિચારકોની મારા પર અસર હતી જ એટલે એમની બતાવેલી દિશાએ રાષ્ટ્રીય શિક્ષણનો હું વિચાર કરવા લાગ્યો. ગાંધીજીએ પોતાની છાપ પાડવાનો જરા સરખોયે પ્રયત્ન ન કર્યો; અમને સંપૂર્ણ રીતે સ્વાતંત્ર્ય આપ્યું. બધી રીતે અમને સગવડ કરી આપી. અને અમારો પ્રયોગ ચાલ્યો. ગાંધીજીએ પ્રથમથી જ મારા પ્રયોગ તરફ વધારે ધ્યાન આપ્યું હોત તો સારું થાત, પણ એમને નવરાશ ન હતી; મોટે ભાગે તેઓ બહાર જ રહેતા. પ્લેગને કારણે કોચરબ છોડીને આશ્રમની નવી ખરીદેલી જમીન ઉપર તંબૂ તાણીને રહેવાનું નક્કી કર્યું. અર્થાત્ શાળા બંધ પડી. તંબૂ તાણવાનું, ઝૂંપડાં બાંધવાનું અને જંગલમાં મંગલ કરવાનું કામ અમારે માથે પૂરતું હતું. જાતમહેનતથી કૂવો ખોદવાનું કામ હાથમાં લીધું અને ઘણાખરા માંદા પડયા. પણ સરવાળે તંબૂજીવન ખૂબ જ રોમાંચક (romantic) અને ઉપયોગી નીવડયું. ચોરો આવે તેની સામે ચોકી, સર્પ આવે તેની સામે અહિંસાની ચર્ચા, જંગલમાં શૌચ જઈએ ત્યાં પાવડા અથવા કોદાળી લઈ જવાની પ્રથા, જેલ અને સ્મશાનનું નિત્ય દર્શન, અને સૌથી વિશેષ પ્લેગથી રોજ સેંકડો લોકો મરતા એમના શબ-દહનનો નદી ઉપરનો દેખાવ, બધું જ તંબૂજીવનને કીમતી બનાવતું હતું.

ઉનાળો આવ્યો અને અમે પગે ચાલીને આબુની મુસાફરી કરવાનું નક્કી કર્યું. અમે સંઘના સંઘપતિ તરીકે વિનોબાને નીમ્યા. તેમનો કોઈની સાથે મેળ ખાય નહીં. રસ્તામાં કેટલાક માંદા પડયા અને બધા જ લડયા. ઉત્સાહભેર નીકળ્યા અને દિલ ખાટાં કરીને પાછા આવ્યા, પણ પરિણામે એકબીજાને ઠીક ઠીક સમજતા થયા.

એક દિવસે પ્રભુદાસે એક કાગળ લખી બાપુજી આગળ શાળા વિશે ફરિયાદ કરી. સાંકળચંદ, વિનોબા ભાવે, મામા અને હું – ચારે વિશે એમાં ફરિયાદ હતી. મારે વિશે ફરિયાદ એ, કે ઈતિહાસના વર્ગમાં કોઈક વાર હું ભારતના સ્થાપત્યની વાતો કરું છું, ધર્મશાસ્ત્રની ચર્ચા કરું છું, કોક વખતે નગરરચનાનું વિવરણ કરું છું, અને ઈતિહાસ તો ભણાવતો જ નથી. મેં ગુનો કબૂલ કર્યો, અને એને જારી રાખવાનું વચન પણ આપ્યું! મારો મુખ્ય દોષ તો કોઈના ખ્યાલમાં જ આવ્યો ન હતો. આળસ, અનિયમિતતા અને વખતના બજેટનો અભાવ એ મારો ખરો ગુનો હતો. તેની ફરિયાદ ફક્ત મારું મન હંમેશાં કરતું.

બધા શિક્ષકો રોજ અર્ધો-પોણો કલાક ભેગા થતા અને અમે શિક્ષણ અંગેના બધા સવાલોની ચર્ચા કરતા. શાળાની વ્યવસ્થા, વિદ્યાર્થીઓનો સ્વભાવ, નિયમનો ઉદ્દેશ, કેળવણીનો આદર્શ, ભણાવવાની પદ્ધતિઓ, શિક્ષણની રાષ્ટ્રીયતા, આર્યસંસ્કૃતિનું સ્વરૂપ, બધી વસ્તુઓ ઉપર થોડી થોડી ચર્ચાઓ થતી. પરિણામે અમે બધા પૂર્ણ એક વિચારના નહીં પણ એક દિશાના તો થયા જ. ગાંધીજી આવે ત્યારે એમની સાથે ચર્ચા કરી તેમના અભિપ્રાયો જાણી લેવાની તક લેતાં અમે ચૂકતા નહીં. શાળાના શિક્ષકો ઉદ્યોગનું મહત્ત્વ સમજતા તો હતા, છતાં આશ્રમના વ્યવસ્થાપક શ્રી મગનલાલભાઈને મન અમે બધા મોળા અને પુસ્તકિયા હતા. આશ્રમના આદર્શથી આકર્ષાઈને આવેલા છતાં અમે શિક્ષકો આશ્રમના આદર્શ પ્રમાણે ઊતરતા દેખાતા હતા. બન્નેમાં ઉભયાન્વયી, અને પરિણામે આકરા થવાનું, મારે માથે આવ્યું. આ બધી ચર્ચા તાત્ત્વિક અને આધ્યાત્મિક હોવાથી તેનાં માઠાં પરિણામ ન આવ્યાં.

*

સન ૧૯૧૭માં ભરૂચમાં કેળવણી પરિષદ ભરાઈ હતી. ગાંધીજી એના પ્રમુખ હતા. ઈન્દુલાલ યાજ્ઞિકે એમાં આગળ પડતો ભાગ લીધો હતો. આનંદશંકર સરકારી નોકર હોવાથી મૂક પ્રેક્ષકનો ભાગ ભજવતા હતા. અમારામાંથી સાંકળચંદની પ્રતિષ્ઠા સૌથી વધારે હતી, પણ એમણે કશી છાપ પાડી નહીં. નરહરિભાઈ અને કિશોરલાલભાઈ શિક્ષણક્ષેત્રમાં સાવ નવા હતા. અને મને ગુજરાતી બોલતાં જ ન આવડે. એ પરિષદમાં બ. ક. ઠાકોર હતા, ચંદ્રશંકર પંડ્યા પણ હતા; ડૉ. હરિપ્રસાદ અને ચંદુલાલ દવે પણ હતા. આ પરિષદથી મને બે લાભ થયા. ગાંધીજીના કેળવણીવિષયક વિચારો એકસામટા જાણવાના મળ્યા: મારે માટે એમાં કશું નવું ન હતું, પણ વિચારો પાછળ બળ હોય છે એ ત્યાં મેં જાણ્યું. બીજો લાભ એ હતો કે ગુજરાતની કેળવણીવિષયક પ્રજાકીય પ્રવૃત્તિ કઈ દિશામાં વહે છે એ જાણવાનું મળ્યું. શ્રી બ. ક. ઠાકોરની મારા પર સારી છાપ પડેલી.

એ જ અરસામાં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવને પોતાની સંસ્થાની દિશા યોગ્ય છે કે નહીં તે નક્કી કરવા માટે અને ભવિષ્ય માટે પ્રેરણા મેળવવા માટે પોતે

જ એક કમિશન નીમ્યું. કમિશનમાં વકીલ ગુલાબરાય, પ્રો. ભિડે અને હું એવા ત્રણ જણા બહારના હતા. હરભાઈએ મંત્રીનું કામ કર્યું. એ કમિશનમાં નાનાભાઈ અને ગિજુભાઈ બંનેના પ્રસંગમાં હું આવ્યો. નાનાભાઈમાં સનાતની સંકુચિતતા ઠીક પ્રમાણમાં હતી. ગિજુભાઈ બૌદ્ધ ધર્મને પસંદ કરતા. હરભાઈ તો નવા સિપાઈ હતા. દક્ષિણામૂર્તિ સાથેનો મારો પરિચય ખૂબ વધવા લાગ્યો: જાણે હું એ સંસ્થાનો જ એક હોઉં એમ મનાવા લાગ્યું.

નવજીવનમાં લેખો લખી સાહિત્ય, સમાજસેવા અને કેળવણી વિશે થોડીક જાગૃતિ મેં શરૂ કરી હતી. સ્વામીના ઉત્તેજનથી લેખન-ક્ષેત્રમાં મેં વધુ ઝુકાવ્યું. ચંદુલાલ દવે અવારનવાર આશ્રમમાં આવતા એમની સાથે પણ થોડોક સહકાર જામ્યો હતો. ત્યાર પછી ઇન્દુલાલ યાજ્ઞિકે કેળવણી મંડળ સ્થાપ્યું. ઇન્દુલાલની માગણીથી હિંદુસ્તાનના ઇતિહાસની મેં એક યોજના તૈયાર કરી. ઇન્દુલાલના જ શબ્દોમાં 'He was simply charmed with it.' છતાં એ અમલમાં કોણ મૂકે? પ્રોપ્રાયટરી હાઈસ્કૂલના દીવાન માસ્તરે તે તપાસી હતી. યોજના સુંદર હતી, પણ તે પ્રમાણે પાઠ્યપુસ્તક લખે કોણ તે સવાલનો ઉકેલ ના આવ્યો. પરિશ્રમપરાયણ અમે આશ્રમવાસીઓ વખત ક્યાંથી કાઢીએ? અંતે આશીર્વાદ-પૂર્વક એ યોજના દફનાવવામાં આવી.

આવા વાતાવરણમાં વિચાર સૂઝ્યો કે સરકારી કેળવણીથી કાંઈ પણ જુદું કામ કરવા ઇચ્છનાર લોકોનું એક વાર્ષિક સંમેલન ગોઠવવું જોઈએ. ચરોતર એજ્યુકેશન સોસાયટી, દક્ષિણામૂર્તિ, આશ્રમની શાળા, મહિલામંડળ, છોટુભાઈ પુરાણીની પ્રવૃત્તિ ઇત્યાદિ કેળવણીની પ્રવૃત્તિઓનું સંગઠન કરવાનો વિચાર હતો.

પ્રથમ સંમેલન આશ્રમમાં કરીએ એમાં નમ્રતાનો અભાવ જણાયો એટલે અમે જ સૂચના કરી કે પ્રથમ સંમેલન ચરોતરમાં થાય તો ઠીક. એમાં મોટો લાભ એકબીજાના પરિચયનો જ હતો. મોતીભાઈ અમીને પોતાના અનુભવનો સુંદર ચિતાર આપ્યો. નરસિંહભાઈ પટેલ Free Lance હતા. દક્ષિણામૂર્તિ વતી મારે જ બોલવું પડ્યું, કેમ કે નાનાભાઈનો તેવો આગ્રહ હતો. વચમાં વિનોબા અને હું સુંદર ચર્ચાએ ચડ્યા, અને ઘણો વખત એમાં ગયો. સંમેલનની સાદાઈ અને ઘરગથ્થુપણું સહેજે તરી આવતાં હતાં. બીજું સંમેલન આશ્રમની શાળાએ બોલાવવાનું નક્કી કર્યું; પણ તેમ કરવાનો પ્રસંગ જ ના આવ્યો, કેમ કે દેશમાં નવી જાગૃતિ ફૂટી નીકળી. અને વ્યાપક પ્રવૃત્તિની શરૂઆત થઈ.

૨

અમદાવાદમાં ચોથી પ્રાંતિક રાજકીય પરિષદ ભરાઈ એમાં હું કપડવંજ તરફથી પ્રતિનિધિ હતો! પણ સબ્જેક્ટ કમિટીમાં દાખલ શી રીતે થવાય? ત્યાં પ્રેક્ષક તરીકે જઈ શકત પણ ન ગયો. એ પરિષદમાં ગુજરાતે એક વિદ્યાપીઠ સ્થાપન કરવી જોઈએ એવો ઠરાવ આવ્યો. મહાસભા એટલે કે કોંગ્રેસ કરે તે

પહેલાં જ આ પરિષદે અસહકાર જાહેર કર્યો: અસહકારના પરિણામ તરીકે જ વિદ્યાપીઠની કલ્પના જાગી. ઈન્દુલાલ યાજ્ઞિકનો એ બાબતમાં ઉત્સાહ વધારે હતો. એમણે મને પૂછ્યું. મેં એ કલ્પનાનો વિરોધ કર્યો. મેં કહ્યું: વિદ્યાપીઠ જેવી સંસ્થા મકાનની પેઠે ચણી ન શકાય; એ ઝાડની પેઠે ઊગવી જોઈએ. રાષ્ટ્રીય કેળવણી એટલે ગામડાંની કેળવણી; એટલે વ્યાપક અને સાત વરસની પ્રાથમિક કેળવણી. એ આપણે જો ગુજરાતવ્યાપી કરી શકીશું અને પાંચદશ હાઈસ્કૂલ જેવી સંસ્થાઓ ચલાવી શકીશું તો એમાંથી કાળે કરીને વિદ્યાપીઠ ઉત્પન્ન થશે. નીચેથી ઉપર કામ કરતા જઈશું તો વિદ્યાપીઠનું સ્વરૂપ કેવું હોવું જોઈએ એની અનુભવે ખબર પડશે. આપણે સરકારી યુનિવર્સિટી પ્રત્યેના અણગમામાંથી રાષ્ટ્રીય કેળવણીનું ચિત્ર ઊભું કરીએ છીએ તે આ રીતે પરાવલંબી ગણાય. અવળચંડીના સ્વભાવની પેઠે એમાં મોટે ભાગે વિકૃતિ જ રહેવાનો સંભવ. એના કરતાં પ્રજાની હાજતો, પ્રજાનો સ્વભાવ, દુનિયાની પરિસ્થિતિ, દુનિયાવ્યાપી સવાલો, એ બધાનો વિચાર કરી અનુભવે ઘડાઈ આપણે વિદ્યાપીઠને યોગ્ય સ્વરૂપ યથાકાળે આપવાને સમર્થ થઈશું. આણંદમાં ગોઠવેલા સંમેલનની મેં વાત કરી હતી. પછીનું સંમેલન આશ્રમમાં થવાનું છે ત્યાં ગુજરાતના બધા જ જીવતાજાગતા કેળવણીકારોને બોલાવીશું. આજે ઉતાવળ કરો મા. એમ અનેક રીતે મેં ઈન્દુલાલને કહી જોયું, પણ ઉતાવળ ન કરે તો તે ઈન્દુલાલ નહીં. એમણે એક જ દલીલ કરી કે કાનજી દ્વારકાદાસે મને વિદ્યાપીઠ સ્થાપન કરવા માટે ત્રણ લાખ રૂપિયા આપવાનું વચન આપ્યું છે. આપણે કેવળ આર્ટ્સ કૉલેજ કાઢવાના નથી; મેડિકલ કૉલેજ કાઢીશું, એન્જિનિયરિંગ કૉલેજ કાઢીશું, લૉ કૉલેજ કાઢીશું. હું હસ્યો. મને સ્મરણ છે ત્યાં લગી ડૉ. હરિપ્રસાદે ઈન્દુલાલને જ ટેકો આપ્યો.

વિદ્યાપીઠનો વિચાર કરી જરૂરી પગલાં ભરવા બાર જણની એક સમિતિ નિમાઈ. એમાં ગિજુભાઈ, કિશોરલાલભાઈ, ઈન્દુલાલ, હું, રામનારાયણ પાઠક, શંકરલાલ બૅન્કર, ચન્દુલાલ દવે, દયાળજીભાઈ, કલ્યાણજીભાઈ, અંબાલાલ પુરાણી, કાનજીભાઈ દ્વારકાદાસ અને ભીખાભાઈ કુ. પટેલ હતા. આમાંના કેટલાકનાં નામો પણ હું જાણતો ન હતો. વલ્લભભાઈનું નામ એમાં ન હતું; તેમનું, ડૉ. કાનૂગાનું તેમ જ બીજાનાં મળીને વીસેક નામ પાછળથી ઉમેરાયાં.

આ રીતે જે કલ્પનાનો મેં વિરોધ કર્યો હતો તેને જ અમલમાં મૂકવાની જવાબદારી અમુક અંશે મારી પાસે આવી. મારો ઉત્સાહ ઓછો ન હતો. મને થયું: ગુજરાત મારી પાસેથી જે કામ માગે છે તે કામ ગુજરાતના સેવકો સાથે રહીને કર્યે જ છૂટકો. ઈન્દુલાલ યાજ્ઞિક અને હું અનેક વાર મળ્યા, વિદ્યાપીઠ બનતી ઉતાવળે સ્થાપવાનો નિશ્ચય કર્યો અને યોજનાઓ ઘડવા લાગ્યા.

ઈન્દુલાલ યાજ્ઞિકે સ્થાપેલા કેળવણી મંડળનો પ્રથમ વિચાર અમે કર્યો. મેં કહ્યું: એ મંડળનું વિસર્જન કરો અને મંડળવાળા બધા વિદ્યાપીઠની સ્થાપનામાં આવી જાય, પણ ઈન્દુલાલ એ માટે તૈયાર ન હતા. એમણે કહ્યું: વિદ્યાપીઠની સ્થાપના

થવા દો. એ સંસ્થા કેવી છે એ જોઈશું પછી અમારું મંડળ તોડીશું. મેં તરત કહ્યું : એમ જ હોય તો મંડળના બધા જ સભ્યોને en-bloc લેવાને હું બંધાયેલો નથી. મંડળમાં રામનારાયણ પાઠક, પ્રાણજીવન પાઠક, ત્રિકમલાલ શાહ, રસિકલાલ પરીખ, મૂળચંદ પરમાર એટલા હતા એવું મને સ્મરણ છે. પાઠકને ત્યાં એ બધાને હું મળ્યો. એ બધા મળીને શહેરમાં એક હાઈસ્કૂલ ચલાવતા હતા. રામનારાયણ પાઠક તેના હેડમાસ્તર હતા. વિદ્યાપીઠની કલ્પના રામનારાયણને રુચી, ત્રિકમલાલ ને પ્રાણજીવને શંકા બતાવી પ્રથમ વિરોધ કર્યો, પણ અંતે તૈયાર થઈ ગયા. રામનારાયણને ત્યાં અમે કેટલાયે વિચારો કર્યા, ચર્ચાઓ કરી, આદર્શો અને સિદ્ધાન્તો ગોઠવ્યા.

ઈન્દુલાલ અને હું – અમે નડિયાદ ગયા. ત્યાં એક પારસીની હાઈસ્કૂલ હતી. એના છોકરાઓએ અસહકાર પોકાર્યો. પોચો હેડમાસ્તર છોકરાઓનું અને પ્રજાનું જોર જોઈ રાષ્ટ્રીય થવા તૈયાર થયો. ઈન્દુલાલના સ્વભાવ પ્રમાણે એમણે એ વાત વધાવી લીધી. એ હાઈસ્કૂલને ગ્રાંટ આપવાનું નક્કી કર્યું. ગોધરામાં મણિલાલ મહેતાની હાઈસ્કૂલ હતી એની સાથે પણ વિષ્ટિ ચાલી. અમે ભરૂચ ગયા. હરિભાઈ અમીનને ત્યાં રહ્યા. અસહકાર સાથે ભળવાની એમની તૈયારી દેખાઈ. છોટુભાઈ પુરાણી સાથે વિષ્ટિઓ ચલાવી. અમે સુરત ગયા, ત્યાં નવીન શાળા સ્થાપવાનો વિચાર દયાળજીભાઈનો દેખાયો. અમે ભાવનગર ગયા, કિશોરલાલભાઈ તે વખતે સાથે હતા. દક્ષિણામૂર્તિની તૈયારી પૂરેપૂરી હતી, પણ અંત્યજોના સવાલને કારણે એમને અમે લઈ ન શકયા. પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ અસહકારી થાય તો રાષ્ટ્રીય શિક્ષણને ઘણું જોર મળશે એ આશાથી એમની સાથે પણ વિષ્ટિ ચાલી. અમારા ઈમામ સાહેબના જમાઈએ પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાંથી વિદ્યાર્થી તરીકે નીકળી જવા માટે રાજીનામું મોકલ્યું. તમે સરકાર જોડે સહકાર રાખો છો તેથી અમે આ શાળામાં નથી રહી શકતા, એ જાતની નોટિસો છોકરાઓ લખવા લાગ્યા. બલુભાઈ અને દીવાન બાપુજીને મળ્યા. એમણે કહ્યું : અમે રાષ્ટ્રીય થવા તૈયાર છીએ, પણ એ શરતે કે અમારા છોકરાઓને આગળની 'કેરિયર' બતાવો. રાષ્ટ્રીય કૉલેજ કાઢશો તો અમે રાષ્ટ્રીય થવા તૈયાર છીએ. હું ધારું છું કે તે વખતે પણ પ્રોપ્રાયટરી હાઈસ્કૂલની ટેક સરકારી ગ્રાંટ ન લેવાની જ હતી. કેવળ મુંબઈ યુનિવર્સિટીની માન્યતા એમણે મેળવી હતી.

ગાંધીજીએ બલુભાઈ અને દીવાનને કહ્યું : કૉલેજ તમે જ કાઢો, અમે પૈસા આપીશું. આર્થિક જવાબદારી અમારી, પણ કૉલેજ તમે જ કાઢો. એમણે કહ્યું : એ અમારાથી ન બને, એ તો તમારે જ કર્યે છૂટકો. બાપુજીએ મને પૂછયું. મેં કહ્યું : આ બધું ચણતર ઉપરથી નીચે જાય છે એ મને ગમતું નથી, પણ આપ કહો તો કૉલેજ કાઢીએ. રામનારાયણ, પ્રાણજીવન, ત્રિકમલાલ અને રસિકલાલને લેવાનો વિચાર કર્યો. આશ્રમના નરહરિભાઈ, કિશોરલાલભાઈ, આપાસાહેબ પટવર્ધન અને વિનોબા તો હતા જ.

એ જ અરસામાં ગુજરાત કૉલેજના ગણિતના અધ્યાપક ભાઈ ગોડબોલે મારી પાસે આવતા હતા. એમને હું લલચાવી શક્યો. અસહકારને કારણે સરકારી નોકરીનું રાજીનામું આપનાર એ જ પહેલવહેલા હતા. એમનામાં શ્રદ્ધા-અશ્રદ્ધા બંને હતાં, પણ ઈશ્વરને કરવું હતું. મારી વાતોમાં એમની શ્રદ્ધા બેઠી અને અસાધારણ નિષ્ઠાથી તેમણે ઝંપલાવ્યું. ગોડબોલે આવ્યા એટલે પ્રાણજીવન પાઠકે આઠવલેને ખેંચી લીધા. આઠવલેને દેવું હતું તે ચૂકવવાનું અમે માથે લીધું. પછી તો નદીની રેતીમાં અમે એકબે સભાઓ કરી. ગુજરાત કૉલેજના અને શહેરના વિદ્યાર્થીઓ આવતા, ખૂબ પ્રશ્નોત્તરી થતી, ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓ પણ આવતા. માબાપ પ્રત્યેના ધર્માધર્મની ચર્ચા થાય, 'કેરિયર'નો સવાલ ચર્ચાય, માબાપ પ્રત્યેનો ધર્મ, કુટુમ્બ પ્રત્યેની જવાબદારી, સ્કૉલરોનો ધર્મ, કેળવણી માટે કરેલું દેવું, રાષ્ટ્રીય વિદ્યાર્થીઓની 'કેરિયર', બધા વિષયો ચર્ચાયા. એક સભામાં ગાંધીજી આવ્યા હતા. કયા વિદ્યાર્થીઓ સરકારી કેળવણી છોડવા તૈયાર છે એવો સવાલ પુછાયો. નામો નોંધાયાં. એમાં પાંડુરંગ વળામે, પાંડુરંગ દેશપાંડે અને ચન્દ્રશંકર શુક્લનાં નામ પહેલવહેલાં હતાં. બીજાં પણ થોડાંક નામો મળ્યાં.

બીજી બાજુ અમારી સભાઓ રોજ થતી. મારો ધંધો પત્રિકાઓ કાઢવાનો હતો. કેટલાક લેખો મેં 'સારસ્વત' એ સહીથી લખ્યા હતા. જ્ઞાતે સારસ્વત છું એ કારણે નહીં, પણ સરસ્વતીની ઉપાસના ઉત્કટ ભાવે શરૂ કરી છે તે ભાનને લીધે.

મહાવિદ્યાલયનો અભ્યાસક્રમ ઘડવા અમે બેઠા, ત્યાં કેટલાક લોકોએ વાંધો ઉઠાવ્યો કે મહાવિદ્યાલયનો બરાબર ખ્યાલ કરી શકે એવી યોગ્યતા આ મંડળમાં નથી, કેમ કે કોઈએ કૉલેજમાં ભણાવવાનું કામ કર્યું નથી. ગોડબોલે અને આઠવલે અપવાદરૂપ હતા. એમના અભિપ્રાયને જ સમાજમાં પ્રતિષ્ઠા મળતી, જ્યારે તે બન્ને અમારો અભિપ્રાય પૂછ્યા પછી આગળ ચાલતા, કેમ કે એમની આગળ અમારી પ્રતિષ્ઠા હતી. આવા વિચિત્ર વાતાવરણમાં કામની શરૂઆત થઈ. મેં ગાંધીજીને કાગળ લખ્યો કે કૉલેજ તો કાઢીશું, બરાબર ચલાવીશું પણ ખરા, પણ શહેરવાળા લોકોનો અમારા પર વિશ્વાસ ન બેસે; માટે જેની 'છાપ' પડી શકે એવો કોઈ પ્રિન્સિપાલ મોકલો તો સારું. ગાંધીજીએ જવાબ લખ્યો કે પ્રયત્નમાં છું. મળે તો સારું, નહિતર તમે જ પ્રિન્સિપાલ થાઓ.

મને યાદ છે કે અમે અંગ્રેજીનો અભ્યાસક્રમ તૈયાર કર્યો હતો, તે અમારા પરના અવિશ્વાસને કારણે ખાનગી રીતે પ્રો. દાવરને બતાવવામાં આવ્યો. તેમણે એ પસંદ કર્યો, એટલે અમારી સાખ કાંઈક જામી; જોકે એમાં કશું હતું જ નહીં. અંગ્રેજીનો અભ્યાસક્રમ ઘડવામાં મૌલિકતાને ભારે સ્થાન કેટલું હોય ?

પ્રથમની નીતિ એવી હતી કે વધુમાં વધુ વિદ્યાર્થીઓ આપણે ત્યાં આવી શકે એટલા માટે આપણો અભ્યાસક્રમ મુંબઈ યુનિવર્સિટી સાથે જેટલો મળતો રાખી શકાય તેટલો રાખવો. આપણાં બારણાં મોટાં હોય અને પૂરતાં ઉઘાડાં હોય

તો ઘણા અંદર આવી શકશે. મેં કહ્યું; "એ બારણાં અંદર આવવાને જેટલાં ઉપયોગી હશે તેટલાં જ બહાર જવાને માટે પણ ઉપયોગી નીવડશે!! આપણે ત્યાં જે વિદ્યાર્થીઓ આવશે તે આપણા કરતાં વધારે શ્રદ્ધાવાળા હશે; ઉચ્ચ આદર્શથી આકર્ષાઈને આવેલા હશે. તેઓ કેવળ ગણતરીથી ન દોરાય – જેઓ અસહકાર કરશે તેમને માટે સરકારી નોકરી, વકીલાત, ડૉક્ટરી કે ઈજનેરી એ રાજ્યાશ્રયી ધંધાઓ તો હોય જ નહીં. એમને આપણે જે જાતનું જીવન ગાળવા કહેવાના છીએ તેને અનુકૂળ આપણો અભ્યાસક્રમ હોવો જોઈએ. કેળવણીમાં કેવળ અસહકારનું તત્ત્વ બસ નથી; રાષ્ટ્રીયતાનું તત્ત્વ આવશ્યક છે. અને રાષ્ટ્રીયતા એટલે આર્યસંસ્કૃતિનો આગ્રહ. એમાં ઈસ્લામ આદિ સંસ્કૃતિઓનો પણ સમાવેશ ખરો. હિંદુસ્તાનમાં ચાલતા બધા ધર્મોનો અભ્યાસ અને એમના પ્રત્યે આદર, હિંદુસ્તાનના જનસમુદાયનો સાંસ્કૃતિક ઈતિહાસ, આર્યન તેમ જ ઈસ્લામિક ફિલસૂફીનો અભ્યાસ અને તુલના, દેશી સંગીત, દેશી ચિત્રકળા, એ બધું એમાં આવી જાય. વિદ્યાપીઠ મારફતે ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યમાં એક ભારે Renaissance અથવા નવજાગૃતિ આવવી જોઈએ.

યુરોપના પુરુષાર્થને અને સંસ્કૃતિને આપણે છોડવાનાં નથી, પણ કેવળ અંગ્રેજી સાહિત્યની આંખે યુરોપને હવે પછી આપણે નથી જોવાના માટે ફ્રેન્ચ, જર્મન આ બે ભાષા અને સાહિત્યનો અભ્યાસ તો અંગ્રેજીના વિકલ્પમાં રહેવો જ જોઈએ, જેથી આપણે ખંડસ્થ યુરોપનું દૃષ્ટિબિંદુ Continental Outlook પણ જાણીએ. ભારતીય એકતાની દૃષ્ટિએ હિંદુસ્તાનની પ્રચલિત ભાષાઓનો અને પ્રાંતીય સાહિત્યનો પણ અભ્યાસ થવો જોઈએ. અમારું સ્વપ્નું મહાન હતું. અમારી હિંમત અને આશા પણ મહાન હતાં. શ્રદ્ધાવિશ્વાસે અમે જરાયે કમ ન હતા.

આર્યસંસ્કૃતિનું વિશેષ અધ્યયન આપણે ત્યાં રહેવું જ જોઈએ એ મારો આગ્રહ હતો. એક સ્વતંત્ર આર્યવિદ્યામંદિર અને એને માટે સર્વાંગ સુંદર એક ગ્રંથભંડાર સ્થાપન કરવાનો વિચાર હતો. સંજોગવશાત્ એ વસ્તુએ જૈનરૂપ ધારણ કર્યું. શેઠ પૂંજાભાઈ પાસે શ્રીમદ્ રાજચંદ્રનું સ્મારક બનાવવા માટે લગભગ ૩૫,૦૦૦ રૂપિયા પડ્યા હતા. ગાંધીજી જેવા એકાદ ધર્મનિષ્ઠને ઉપયોગી થાય તો એ જેને કૃતાર્થ માની શકીએ એવું એક ધાર્મિક પુસ્તકાલય બનાવીને, ગાંધીજીને તે અર્પણ કરવાનો પૂંજાભાઈનો વિચાર હતો. ગાંધીજીએ પૂંજાભાઈને સલાહ આપી કે વિદ્યાપીઠ અંગે આવું જ કાંઈક કાકા કરવા માગે છે; એને એ મદદ આપો.

એ જ અરસામાં મારા મિત્ર શ્રી પરમાનંદ કાપડિયાનો મારા ઉપર કાગળ આવ્યો કે પૂનામાં મુનિ જિનવિજયજી છે, તેમનો વિચાર પૂના છોડી ગુજરાતમાં રહી કામ કરવાનો છે. પરમાનંદે જિનવિજયજીનો એમના ઉપર આવેલો કાગળ પણ મને બતાવ્યો. રસિકલાલને અને એમને ઓળખાણ હતી. રસિકલાલે પણ ભલામણ કરી કે એમને બોલાવો. એમણે એમ પણ કહ્યું: 'વગર પગારે આપણને વિદ્વાન મળે છે, એને નહીં છોડીએ.' અમે એમને આમંત્રણ આપ્યું.

એ જ અરસામાં ગુજરાત કૉલેજના ગણિતના અધ્યાપક ભાઈ ગોડબોલે મારી પાસે આવતા હતા. એમને હું લલચાવી શકયો. અસહકારને કારણે સરકારી નોકરીનું રાજીનામું આપનાર એ જ પહેલવહેલા હતા. એમનામાં શ્રદ્ધા-અશ્રદ્ધા બંને હતાં, પણ ઈશ્વરને કરવું હતું. મારી વાતોમાં એમની શ્રદ્ધા બેઠી અને અસાધારણ નિષ્ઠાથી તેમણે ઝંપલાવ્યું. ગોડબોલે આવ્યા એટલે પ્રાણજીવન પાઠકે આઠવલેને ખેંચી લીધા. આઠવલેને દેવું હતું તે ચૂકવવાનું અમે માથે લીધું. પછી તો નદીની રેતીમાં અમે એકબે સભાઓ કરી. ગુજરાત કૉલેજના અને શહેરના વિદ્યાર્થીઓ આવતા, ખૂબ પ્રશ્નોત્તરી થતી, ટ્રેનિંગ કોલેજના વિદ્યાર્થીઓ પણ આવતા. માબાપ પ્રત્યેના ધર્માધર્મની ચર્ચા થાય, 'કેરિયર'નો સવાલ ચર્ચાય, માબાપ પ્રત્યેનો ધર્મ, કુટુમ્બ પ્રત્યેની જવાબદારી, સ્કૉલરોનો ધર્મ, કેળવણી માટે કરેલું દેવું, રાષ્ટ્રીય વિદ્યાર્થીઓની 'કેરિયર', બધા વિષયો ચર્ચાયા. એક સભામાં ગાંધીજી આવ્યા હતા. કયા વિદ્યાર્થીઓ સરકારી કેળવણી છોડવા તૈયાર છે એવો સવાલ પુછાયો. નામો નોંધાયાં. એમાં પાંડુરંગ વળામે, પાંડુરંગ દેશપાંડે અને ચન્દ્રશંકર શુક્લનાં નામ પહેલવહેલાં હતાં. બીજાં પણ થોડાંક નામો મળ્યાં.

બીજી બાજુ અમારી સભાઓ રોજ થતી. મારો ધંધો પત્રિકાઓ કાઢવાનો હતો. કેટલાક લેખો મેં 'સારસ્વત' એ સહીથી લખ્યા હતા. જ્ઞાતે સારસ્વત છું એ કારણે નહીં, પણ સરસ્વતીની ઉપાસના ઉત્કટ ભાવે શરૂ કરી છે તે ભાનને લીધે.

મહાવિદ્યાલયનો અભ્યાસક્રમ ઘડવા અમે બેઠા, ત્યાં કેટલાક લોકોએ વાંધો ઉઠાવ્યો કે મહાવિદ્યાલયનો બરાબર ખ્યાલ કરી શકે એવી યોગ્યતા આ મંડળમાં નથી, કેમ કે કોઈએ કૉલેજમાં ભણાવવાનું કામ કર્યું નથી. ગોડબોલે અને આઠવલે અપવાદરૂપ હતા. એમના અભિપ્રાયને જ સમાજમાં પ્રતિષ્ઠા મળતી, જ્યારે તે બન્ને અમારો અભિપ્રાય પૂછયા પછી આગળ ચાલતા, કેમ કે એમની આગળ અમારી પ્રતિષ્ઠા હતી. આવા વિચિત્ર વાતાવરણમાં કામની શરૂઆત થઈ. મેં ગાંધીજીને કાગળ લખ્યો કે કૉલેજ તો કાઢીશું, બરાબર ચલાવીશું પણ ખરા, પણ શહેરવાળા લોકોનો અમારા પર વિશ્વાસ ન બેસે; માટે જેની 'છાપ' પડી શકે એવો કોઈ પ્રિન્સિપાલ મોકલો તો સારું. ગાંધીજીએ જવાબ લખ્યો કે પ્રયત્નમાં છું. મળે તો સારું, નહિતર તમે જ પ્રિન્સિપાલ થાઓ.

મને યાદ છે કે અમે અંગ્રેજીનો અભ્યાસક્રમ તૈયાર કર્યો હતો, તે અમારા પરના અવિશ્વાસને કારણે ખાનગી રીતે પ્રો. દાવરને બતાવવામાં આવ્યો. તેમણે એ પસંદ કર્યો, એટલે અમારી સાખ કાંઈક જામી; જોકે એમાં કશું હતું જ નહીં. અંગ્રેજીનો અભ્યાસક્રમ ઘડવામાં મૌલિકતાને ભારે સ્થાન કેટલું હોય ?

પ્રથમની નીતિ એવી હતી કે વધુમાં વધુ વિદ્યાર્થીઓ આપણે ત્યાં આવી શકે એટલા માટે આપણો અભ્યાસક્રમ મુંબઈ યુનિવર્સિટી સાથે જેટલો મળતો રાખી શકાય તેટલો રાખવો. આપણાં બારણાં મોટાં હોય અને પૂરતાં ઉઘાડાં હોય

તો ઘણા અંદર આવી શકશે. મેં કહ્યું; "એ બારણાં અંદર આવવાને જેટલાં ઉપયોગી હશે તેટલાં જ બહાર જવાને માટે પણ ઉપયોગી નીવડશે!! આપણે ત્યાં જે વિદ્યાર્થીઓ આવશે તે આપણા કરતાં વધારે શ્રદ્ધાવાળા હશે; ઉચ્ચ આદર્શથી આકર્ષાઈને આવેલા હશે. તેઓ કેવળ ગણતરીથી ન દોરાય — જેઓ અસહકાર કરશે તેમને માટે સરકારી નોકરી, વકીલાત, ડૉક્ટરી કે ઈજનેરી એ રાજ્યાશ્રયી ધંધાઓ તો હોય જ નહીં. એમને આપણે જે જાતનું જીવન ગાળવા કહેવાના છીએ તેને અનુકૂળ આપણો અભ્યાસક્રમ હોવો જોઈએ. કેળવણીમાં કેવળ અસહકારનું તત્ત્વ બસ નથી; રાષ્ટ્રીયતાનું તત્ત્વ આવશ્યક છે. અને રાષ્ટ્રીયતા એટલે આર્યસંસ્કૃતિનો આગ્રહ. એમાં ઈસ્લામ આદિ સંસ્કૃતિઓનો પણ સમાવેશ ખરો. હિંદુસ્તાનમાં ચાલતા બધા ધર્મોનો અભ્યાસ અને એમના પ્રત્યે આદર, હિંદુસ્તાનના જનસમુદાયનો સાંસ્કૃતિક ઈતિહાસ, આર્યન તેમ જ ઈસ્લામિક ફિલસૂફીનો અભ્યાસ અને તુલના, દેશી સંગીત, દેશી ચિત્રકળા, એ બધું એમાં આવી જાય. વિદ્યાપીઠ મારફતે ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યમાં એક ભારે Renaissance અથવા નવજાગૃતિ આવવી જોઈએ.

યુરોપના પુરુષાર્થને અને સંસ્કૃતિને આપણે છોડવાનાં નથી, પણ કેવળ અંગ્રેજી સાહિત્યની આંખે યુરોપને હવે પછી આપણે નથી જોવાના માટે ફ્રેન્ચ, જર્મન આ બે ભાષા અને સાહિત્યનો અભ્યાસ તો અંગ્રેજીના વિકલ્પમાં રહેવો જ જોઈએ, જેથી આપણે ખંડસ્થ યુરોપનું દૃષ્ટિબિંદુ Continental Outlook પણ જાણીએ. ભારતીય એકતાની દૃષ્ટિએ હિંદુસ્તાનની પ્રચલિત ભાષાઓનો અને પ્રાંતીય સાહિત્યનો પણ અભ્યાસ થવો જોઈએ. અમારું સ્વપ્નું મહાન હતું. અમારી હિંમત અને આશા પણ મહાન હતાં. શ્રદ્ધાવિશ્વાસે અમે જરાયે કમ ન હતા.

આર્યસંસ્કૃતિનું વિશેષ અધ્યયન આપણે ત્યાં રહેવું જ જોઈએ એ મારો આગ્રહ હતો. એક સ્વતંત્ર આર્યવિદ્યામંદિર અને એને માટે સર્વાંગ સુંદર એક ગ્રંથભંડાર સ્થાપન કરવાનો વિચાર હતો. સંજોગવશાત્ એ વસ્તુએ જૈનરૂપ ધારણ કર્યું. શેઠ પૂંજાભાઈ પાસે શ્રીમદ્ રાજચંદ્રનું સ્મારક બનાવવા માટે લગભગ ૩૫,૦૦૦ રૂપિયા પડ્યા હતા. ગાંધીજી જેવા એકાદ ધર્મનિષ્ઠને ઉપયોગી થાય તો એ જેને કૃતાર્થ માની શકીએ એવું એક ધાર્મિક પુસ્તકાલય બનાવીને, ગાંધીજીને તે અર્પણ કરવાનો પૂંજાભાઈનો વિચાર હતો. ગાંધીજીએ પૂંજાભાઈને સલાહ આપી કે વિદ્યાપીઠ અંગે આવું જ કાંઈક કાકા કરવા માગે છે; એને એ મદદ આપો.

એ જ અરસામાં મારા મિત્ર શ્રી પરમાનંદ કાપડિયાનો મારા ઉપર કાગળ આવ્યો કે પૂનામાં મુનિ જિનવિજયજી છે, તેમનો વિચાર પૂના છોડી ગુજરાતમાં રહી કામ કરવાનો છે. પરમાનંદે જિનવિજયજીનો એમના ઉપર આવેલો કાગળ પણ મને બતાવ્યો. રસિકલાલને અને એમને ઓળખાણ હતી. રસિકલાલે પણ ભલામણ કરી કે એમને બોલાવો. એમણે એમ પણ કહ્યું: 'વગર પગારે આપણને વિદ્વાન મળે છે, એને નહીં છોડીએ.' અમે એમને આમંત્રણ આપ્યું.

જિનવિજયજી ભાંડારકર રિસર્ચ ઈન્સ્ટિટયૂટ પાસે રહેતા હતા. એ સંસ્થાથી મોહિત હતા. એમણે આર્યવિદ્યામંદિરને પુરાતત્ત્વ સંશોધન મંદિરનું સ્વરૂપ આપવાનો વિચાર સૂચવ્યો, અને એ સંસ્થા મહાવિદ્યાલયથી સ્વતંત્ર પણ વિદ્યાપીઠની માલિકીની અને દેખરેખની એવી હોય એમ નક્કી કર્યું. આર્યવિદ્યામંદિર તો મહાવિદ્યાલયનું જ એક અંગ ગણાયું.

પંડિત સુખલાલજી આગ્રા તરફ સન્મતિતર્કનું કામ કરતા હતા. રસિકલાલે સૂચના કરી કે એ એક ભારે વિદ્વાન, પ્રજ્ઞાચક્ષુ બ્રહ્મચારી છે. એમને બોલાવીએ તો પુરાતત્ત્વ મંદિર મજબૂત થશે. એમણે સન્મતિતર્કનું કામ જે ઉપાડયું છે તે પણ આપણે માથે લઈશું. થોડા જ દિવસમાં એ પૂરું થશે, પછી આપણી ઈચ્છામાં આવે તે કામ એમને સોંપી શકાશે. મેં કહ્યું : ભલે. એ જ રીતે પંડિત બેચરદાસજી પણ આવ્યા.

એ પ્રકરણની શરૂઆત સંપૂર્ણ કરવા ખાતર કાલક્રમનો વિચાર રાખ્યા વગર, અહીં જ ઉમેરી દઉં કે મારા મિત્ર પંડિત ધર્માનંદ કોસંબી અમેરિકાથી પાછા આવ્યા હતા. એમણે મને કાગળ લખ્યો કે મારે હાથે કાંઈ સેવા થતી હોય તો હું તે કરવા તૈયાર છું. એમને ગુજરાતી આવડે નહીં. એટલે ભણાવવાના કામમાં તેમનો ઉપયોગ ન હતો; છતાં મેં વિદ્યાપીઠ આગળ એમનો કાગળ મૂકયો. શરૂઆતના દિવસોમાં કોઈ કોઈને નારાજ કરે એવું હતું જ નહીં, એટલે સૂચના સ્વીકારાઈ.

પાછળથી એમ ગોઠવાયું કે મુનિજી પગાર તરીકે કાંઈ નથી લેવાના, છતાં માસિક ખર્ચ તરીકે અમુક રૂપિયા લેશે. સુખલાલજી પણ એમ જ કરશે. ઉપરાંત તે દેખી શકતા ન હોવાથી તેમને દોરનાર અને વાંચી સંભળાવનાર કોઈ જોઈએ જ. એવો માણસ માસિક અમુક રૂપિયાને પગારે રાખ્યો. ધર્માનંદજી આવ્યા તે એમને પણ આમ જ આપવાનું થયું. આવાં સામાન્ય અને આવશ્યક ખર્ચ થવાનાં જ પણ વલ્લભભાઈને આ બિલકુલ ગમ્યું નહીં. છતાં તેઓ પી ગયા.

આ રીતે એક સ્વતંત્ર વિભાગ શરૂ થયો, તેનો હિસાબ જુદો, કાર્યાલય જુદું, કારકુન-પટાવાળા જુદા, બજેટ જુદું, પ્રબંધ સમિતિ જુદી, અને ઈચ્છા એ હતી કે એનું મકાન પણ જુદું હોવું જોઈએ. કોક વખતે એમ પણ બોલાતું કે મહાવિદ્યાલય તૂટે તોયે પુરાતત્ત્વ મંદિર તો કાયમનું ચાલવાનું છે. પુરાતત્ત્વની પ્રતિષ્ઠાએ વિદ્યાપીઠ નભશે.

આવા વાતાવરણને લીધે મહાવિદ્યાલયવાળાઓમાં અસંતોષ જન્મ્યો અને વિદ્યાપીઠના વાતાવરણનેયે આવી વસ્તુ બહુ નડી. પણ આ બધું પાછળનું પ્રકરણ છે; આપણે મહાવિદ્યાલયની સ્થાપના તરફ પ્રથમ ધ્યાન આપીએ.

રામજસ કૉલેજ, દિલ્હીમાં ગિદવાણીજી પ્રિન્સિપાલ હતા. માલવીયજી કે આનંદશંકરભાઈની ભલામણથી એમને એ જગ્યા મળી હશે. ગિદવાણીજીએ એક વાર ગાંધીજીને કહ્યું હતું કે રાષ્ટ્રીય કામમાં મારો કાંઈ ઉપયોગ થતો હોય તો તેમ કરી

શકો છો. ગાંધીજીને એનું સ્મરણ થયું અને તેઓ જ્યારે દિલ્હી ગયા ત્યારે એમણે ગિદવાણીજી સાથે વાતો કરીને એમને અમદાવાદ મોકલી દીધા. ગિદવાણીજી પોતાની સાથે જુગલકિશોર અગ્રવાલ (ઑક્સફર્ડના ઇતિહાસના ગ્રેજ્યુએટ) અને ગુરુકુળના નંદકિશોરને લઈ આવ્યા. એમના આ બે સાથીઓ લાંબા વખત સુધી ટકી ન શક્યા. જુગલકિશોર હતા હોશિયાર અને મિલનસાર, છતાં કેમ ન ટક્યા એનો ખ્યાલ નથી.

મહાવિદ્યાલયની શરૂઆત ભારે ઉત્સાહમાં થઈ. જમીન પર પાથરેલા આસન પર બેસવાની વિદ્યાર્થીઓ ના પાડશે એવી કલ્પનાથી ત્રણચાર હજાર રૂપિયાના બાંકડા આણીને ખડક્યા હતા. મને એ બિલકુલ ન ગમ્યું. ટેબલ, ખુરશી, બાંકડા કશું વાપરવાની મેં ના પાડી. ઊભો ઊભો હું ભણાવતો હતો. નવી ભાવનાથી આવેલા વિદ્યાર્થીઓ પણ બાંકડા પર મોહિત નહોતા. બધાએ મળીને બાંકડા હાંકી કાઢ્યા. સદ્ભાગ્યે બાંકડા અમે વેચી શક્યા એટલે પૈસા બગડ્યા નહીં. બાંકડાને બદલે આગળ ઢાળિયાં રાખી ખાદીનાં સુન્દર આસનો પર બેસવાની પ્રથા દાખલ થઈ. અધ્યાપકો માટે સુન્દર ઘાટના બાજઠ રાખવામાં આવ્યા. એ દેખાવ ભવ્ય લાગતો. ગાંધીજીનું માંગલિક ભાષણ આર્ષવાણી જેવું જ લાગ્યું. એમણે કહ્યું : 'વણિકપુત્ર હોવા છતાં મેં અહીં ઋષિનું કામ કર્યું છે. ઈંટ-પથ્થરના મકાનની પ્રતિષ્ઠા નહીં રાખતા. જ્યાં સુધી દેશમાં સ્વરાજ નથી થયું ત્યાં સુધી ઈંટચૂનો આપણાં નથી, સરકારનાં છે; એક પાઈ પણ આપણી નથી, બધાંના માલિક સરકાર છે. દુનિયામાં વિદ્વત્તા ખૂબ પથરાયેલી છે. ખરી કિંમત એની નથી, જે છે તે ચારિત્ર્ય છે. ચારિત્ર્ય કેળવવા માટે અધ્યાપકોને ભેગા કર્યા છે. અધ્યાપકોમાં જો ચારિત્ર્ય ન જુઓ તો એમનો ત્યાગ કરો. તમારા તેજથી એમને બાળીને ભસ્મ કરો. વિદ્યાપીઠની કેળવણીનો ઉપયોગ ગરીબીની સેવામાં હોવો જોઈએ.'

ગિદવાણીનું ભાષણ હિન્દીમાં જ થાય એવો અમારો આગ્રહ હતો એટલે એમના અંગ્રેજી ભાષણનો ઉર્દૂ અનુવાદ ભાઈ બદરૂલે કરી આપ્યો. બદરૂલ એ એક વલ્લી હતો. દક્ષિણ હૈદરાબાદ તરફનો એ યુવાન વિલાયત જઈ આવેલો. ઠાઠમાઠનું શાસ્ત્ર બહુ જાણે. બાપુજીએ એને આશ્રમમાં રાખેલો. એક દિવસે કોકની એ ખૂબ નિન્દા કરતો હતો. મેં કહ્યું : નિન્દા શા માટે કરો છો ? માણસને સહન કરતાં આવડવું જોઈએ. સામા માણસ પ્રત્યે ઉદારતાની નજરે કેમ ન જુઓ ? એ ચિડાયો. એણે કહ્યું : હૈયાબળતરા એ શી વસ્તુ છે એ તમે નથી જાણતા એટલે આવો ઉપદેશ આપો છો. તમારી વચ્ચે અને ગિદવાણી વચ્ચે એક વાર ગેરસમજ પેદા કરી બતાવું પછી જોઉં કેટલી ઉદારતા બતાવી શકો છો તે ! મેં કહ્યું : આટલી મહેરબાની નહીં કરતા.

મહાવિદ્યાલયની શરૂઆત કરી ખાનગી કામને સારુ ગિદવાણીજી દિલ્હી પાછા ગયા. તે વખતસર ન આવ્યા, તેથી અમદાવાદના લોકો કંઈક અકળાયા. ગિદ-

ં એમને કહ્યું : તમને અહીં 'એબસેન્ટી પ્રિન્સિપાલ'

કહે છે. જરા સાચવજો. શરૂઆતના દિવસો છે. લોકોનો વિશ્વાસ જામે પછી મુશ્કેલી નથી આવવાની.

*

મુંબઈમાં શાળાના અમુક વિદ્યાર્થીઓએ પોતાની મેળે અસહકાર કર્યો અને તેઓ 'અમારે રાષ્ટ્રીય શાળા જોઈએ છે' એમ કહેતા આગેવાનો પાસે જવા લાગ્યા. એ દૃશ્ય અદ્ભુત હતું. અંતે શ્રી શંકરલાલ બૅંકરે એમને કોઠું આપ્યું અને એક રાષ્ટ્રીય શાળા સ્થપાઈ. મારવાડી વિદ્યાલયમાં શાળા બેસવા લાગી. મૂળચંદ પરમાર એમાં હતા. પ્રથમ આચાર્ય શ્રી ઉચ્છંગરાય ઓઝા હતા. વિદ્યાર્થીઓની સંખ્યા વધી.

કૉલેજના વિદ્યાર્થીઓમાંથી જેમણે લડતમાં પડવાનો નિશ્ચય કર્યો, તેમને માટે અંધેરીમાં 'સાધક આશ્રમ' સ્થપાયો. એમાં મુખ્ય હાથ શંકરલાલ બૅંકરનો. એઓ કેશવરાવ દેશપાંડેને વડોદરેથી લાવ્યા. જુગલકિશોરને પણ ત્યાં ગોઠવ્યા. પાછળથી શ્રી ગુલઝારીલાલ નંદા પણ આવ્યા. ગંગાધરરાવે પુંડલીકજીને મોકલ્યા. સંગીત-શાસ્ત્રી તરીકે શંકરરાવ પાઠક જોડાયા. કસરતશિક્ષક, સુથારી શિક્ષક, વણાટ શિક્ષક બધા આવ્યા અને 'સાધક આશ્રમ' ચાલ્યો. હું ઘણી વાર ત્યાં જતો, મુંબઈની પક્ષાપક્ષી એ સંસ્થાને નડયા વગર નહીં રહે એમ પ્રથમથી જ લાગતું.

મરાઠા હાઈસ્કૂલમાં શ્રી પડબિદ્રી વિદ્યાર્થીપ્રિય શિક્ષક હતા. એમની મદદથી મહારાષ્ટ્રીય વિદ્યાર્થીઓ સારુ સ્વતંત્ર રાષ્ટ્રીય હાઈસ્કૂલ ખોલવામાં આવી. કન્યા-કેળવણી સારુ કન્યાવિદ્યાલય પણ ખોલવામાં આવ્યું. કવિ ન્હાનાલાલનાં ભત્રીજી કે એવાં જ કોઈ સગાં શ્રી જશલક્ષ્મીબહેન (ઘણું કરીને એ જ નામ હશે.) કન્યાવિદ્યાલય માટે આવ્યાં, પણ પાછળથી કૃષ્ણાબાઈ કેળુસ્કર હેડમિસ્ટ્રેસ તરીકે નિમાયાં. એ બે વચ્ચે એકરાગ ન જામ્યો, એટલે કૃષ્ણાબાઈની ઇચ્છા પ્રમાણે સંસ્થા ચાલે એમ નક્કી થયું.

હવે મુંબઈને એક મહાવિદ્યાલયની જરૂર જણાઈ. શ્રી પુણતાંબેકર ઉમરાવતી તરફના બૅરિસ્ટર હતા. તેઓ આવીને જોડાયા. લલિતજી ગુજરાતી માટે ત્યાં જોડાયા. મારી ભલામણથી પ્રો. નારાયણ મલકાની જે એક વખતે મુઝફ્ફરપુરમાં અધ્યાપક હતા તેમને મુંબઈ માટે આણવામાં આવ્યા. ફડનિસ કરીને એક ભાઈ જે પ્રાર્થના-સમાજી હતા તે પણ જોડાયા. સંસ્કૃતના અધ્યાપકનું નામ હું ભૂલી ગયો છું. મુંબઈમાં અધ્યાપકોનું ટોળું સરસ જામ્યું. પુણતાંબેકર જેટલા સરસ વિદ્વાન હતા તેટલા જ સ્વભાવે મિલનસાર પણ ખરા, એટલે મુંબઈ રાષ્ટ્રીય મહાવિદ્યાલયની બહુ જ ઉત્તમ છાપ પડી.

સુરતવાળાઓને થયું : આપણે ત્યાં પણ એક કૉલેજ હોવી જોઈએ. એમણે પ્રથમા પૂરતું એક મહાવિદ્યાલય ખોલ્યું. જાહેરખબરથી એમણે એક બંગાળી પ્રિન્સિપાલ મેળવ્યા. બંગભંગની હિલચાલ વખતના એ ભાઈ હતા. સ્વભાવે કાંઈક વૃદ્ધ હતા એવી મારા ઉપર છાપ પડી. દયાળજીભાઈ એમનાથી સંતુષ્ટ હતાં.

મુંબઈમાં મરાઠી અને ગુજરાતી બન્ને પ્રકારના વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય હિલચાલ ભળ્યા હતા, એટલે ગૂજરાત વિદ્યાપીઠ બન્ને માટે ચાલે તો કઈ ભાષા રાખ એ સવાલ મહત્ત્વનો હતો. મુંબઈના મહાવિદ્યાલયમાં હિન્દી મારફતે ભણ ચલાવવાનો મેં આગ્રહ કર્યો. એ ન બને તો ગુજરાતી અને મરાઠી બન્ને ભાષા સ્થાન આપો, પણ અંગ્રેજી મારફતે તો ન જ ભણાવાય એવો નિયમ કરાવ્યું અમદાવાદમાં ભણતરનું વાહન ગુજરાતી જ હોવું જોઈએ એ આગ્રહ મારો વિશે હતો. ગિદવાણીજી અંગ્રેજીના ખાં. એમને ગુજરાતી આવડે નહીં. સિંધી ઢબ હિન્દી ઠીક બોલી શકે, પણ ભણાવવા માટે પરિભાષાની તૈયારી હોવી જોઈએ ભાષા પર પ્રભુત્વ હોવું જોઈએ. તેટલી તૈયારી કે ઉત્સાહ ન મળે. વિદ્યાપીઠન સ્થાપના વખતે ગાંધીજીએ મારો ઉલ્લેખ સવાઈ ગુજરાતી તરીકે કર્યો હતો, અ જ્યાંત્યાં ગુજરાતી ભાષાનો આગ્રહ, ગુજરાતી સાહિત્યની પ્રતિષ્ઠા વગેરે મા પુરસ્કારને લીધે અધ્યાપક વર્ગોમાં હું કાંઈક અકારો થવા લાગ્યો. મારો સંસ્ક વિશેનો આગ્રહ ગુજરાતી પ્રજાને વધારે પડતો લાગ્યો. આપણી સંસ્કૃતિનું મૂ સંસ્કૃતમાં છે એમ લોકોનાં મન પર હું ઠસાવવા જાઉં અને સંસ્કૃતના અધ્યાપ મને તોડી પાડે એ દુઃખદ દશ્ય પણ અનુભવવું પડ્યું.

આખા દેશમાં અસહકાર અને રાષ્ટ્રીય શિક્ષણનો જુવાળ આવ્યો. માથું ફ જાય એવો એ ઉત્સાહ હતો. બધા જ પ્રાન્તમાંથી વિદ્યાર્થીઓના તારો આવવ લાગ્યા: અમે અસહકાર કર્યો છે; ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતક થવા માગીએ છીએ; અમારી પરીક્ષા લેવાની સગવડ કરો. અંગ્રેજીના અભિમાની લોકોને અ પરિસ્થિતિ ખૂબ આકર્ષક લાગી. ગૂજરાત વિદ્યાપીઠમાં કેળવણીનું વાહન અંગ્રેજ કરીએ તો ગૂજરાત વિદ્યાપીઠ આખા હિન્દુસ્તાનના વિદ્યાર્થીઓને ખેંચી શકશે એવો લોભ હતો. આવી પરિસ્થિતિને પહોંચી વળવું છતાં અંગ્રેજીના લોભનો વિરોધ કરવો— એ કઠણ કામ મારે ભાગે આવ્યું.

અંગ્રેજી સાહિત્યમાંથી મેં ઘણું મેળવ્યું છે. આજે પણ કેટલોક બૌદ્ધિક ખોરાક અંગ્રેજીમાંથી આપણને મળે છે. હિંદ બહાર ગયેલા આપણા લોકો જ્યાં સુધી પોતાના અનુભવ સ્વદેશના લોકોના લાભ ખાતર સ્વદેશી ભાષામાં લખી આપતા નથી ત્યાં સુધી દુનિયાનો ખ્યાલ પણ આપણને અંગ્રેજીમાંથી જ મળવાનો છે, છતાં આપણી તમામ બૌદ્ધિક મૂડી મોટે ભાગે અંગ્રેજીમાંથી મળે એ આપણને પોસાય નહીં. આપણી શક્તિ જેમ આપણા હાડમાંસમાં રહેલી છે તેમ જ આપણી બુદ્ધિ, આપણી ચારિત્ર્યશક્તિ, આપણી ટેક, આપણી સંસ્કૃતિમાં જ છે. દરેક અમેરિકનની પૂર્વપરંપરા બ્રિટન, ફ્રાન્સ કે એવા જ બીજા યુરોપીય દેશોમાં એને મળે છે. અંગ્રેજી કેળવણીથી આપણી બૌદ્ધિક પરંપરા ઇંગ્લંડની થાય છે, પણ એમના પુરુષાર્થના આપણે વારસ થતા નથી, તેથી આપણી સ્થિતિ હેમ્લેટ જેવી થઈ જાય છે. ભણેલા લોકો દેશની દૃષ્ટિએ વિચાર કરી શકતા નથી. દેશની શક્તિ કેળવી શકતા નથી, દેશનું સામર્થ્ય ક્યાં રહેલું છે તે ઓળખી શકતા નથી, દેશવાસીઓનાં

હૈયાં ઉપર જે વિચારો અને ભાવનાનું સ્વામિત્વ રહેલું છે તેની કદરનો સ્વીકાર કરી શકતા નથી. આપણી શક્તિ જ તેમને અશક્ત જેવી લાગે તેવી છે, તેથી ભણેલાઓની ન્યાત જુદી પડી છે. એ અનુભવનો જો ઉપયોગ કરવો હોય તો આપણું કેળવણીનું તંત્ર ફેરવવું જ જોઈએ.

ઈન્દુલાલ સાથે મારું વિચારસામ્ય ખૂબ હતું, પણ મેં તરત જોયું કે એમને લોકોની તળપદી ભાષામાં બોલતાં નથી ફાવતું. તે અંગ્રેજીમાં વિચાર કરે છે અને મનમાં એનો ગુજરાતીમાં અનુવાદ કરીને બોલે છે. 'શહેરીના હક્ક' એ શબ્દો બોલતાં એમના હૈયામાં જે લાગણીઓ પેદા થતી તે પ્રજામાં બિલકુલ ઊઠે જ નહીં, કેમ કે પ્રજા રોમ અને ગ્રીસના પુરુષાર્થની વારસ ન હતી, શહેરીના હક્ક કેટલા પવિત્ર છે એનો ખ્યાલ પ્રજાને શી રીતે આવે? સૉક્રેટિસે જેલમાંથી નાસી છૂટવાની ના પાડતાં જે ભાષણ કર્યું એમાં દેશના કાયદાઓ પ્રત્યે એણે જે ભક્તિ બતાવી છે તેવી ભક્તિ આપણા લોકો ધર્મનિષ્ઠા તરીકે જ ઓળખી શકે. કાયદા પ્રત્યે ઉત્કટ ભક્તિભાવ આપણી પ્રજાએ કોઈ કાળે કેળવ્યો નથી.

પ્રજાની જૂની મૂડીની અવહેલના કરી રાષ્ટ્રને જાગ્રત કરવાનો પ્રયત્ન બાલિશ લોકો જ કરે. એ મહાભૂલમાંથી વિદ્યાપીઠને બચાવવા માટે મારે મજબૂત પ્રયત્નો કરવા પડ્યા. ગુજરાતના યુવાનો દુનિયાભરનું જ્ઞાન ભેળું કરશે પણ સેવા કરશે ગુજરાતની પ્રજાની. વિલાયત જનાર અને ત્યાં વિષ્ટિ કરનાર એકાદ જ નીકળશે એની ખાતર આખા રાષ્ટ્રની કેળવણી બગાડાય નહીં. ગૂજરાત વિદ્યાપીઠ ગુજરાત માટે જ છે, એ ગુજરાતી ભાષા મારફતે જ સેવા કરશે, ગુજરાતી ભાષા અને સાહિત્ય તેજસ્વી થાય, વ્યાપક અને સમૃદ્ધ થાય, અને દુનિયા એની કદર કરે, એ સ્થિતિ વિદ્યાપીઠે લાવવાની છે. કેળવણીનું વાહન હિંદી કરીશું તો અધ્યાપકો અપંગ નીવડશે, એટલે હાલ તુરત એની રમત કરાય નહીં, એનો વારો આવશે ત્યારે ઉચ્ચ કેળવણીના વાહન તરીકે હિંદીને જરૂર સ્થાન આપીશું, પણ આજે તો નહીં જ.

મારા આ વલણ પાછળ મેં મારી બધી શક્તિ વાપરી અને અંતે ફાવ્યો. મારે એની પૂરતી કિંમત આપવી પડી, પણ એનો મને પસ્તાવો નથી.

એ જ અરસામાં ભણસાલી અને છગનભાઈ જોશી મુંબઈ યુનિવર્સિટીની School of Sociology છોડીને આશ્રમમાં આવ્યા. બન્નેને વિદ્યાપીઠમાં આવવું હતું. મેં છગનભાઈને પસંદ કર્યા, પણ ગિદવાણીએ ભણસાલીને પસંદ કર્યા. ભણસાલી જાણે અર્ધા પારસી. હંમેશ પારસીઓ વચ્ચે રહેલા, એમને ગુજરાતી બોલતાં પણ ના આવડે, પણ એ જ વિદ્યાપીઠમાં આવ્યા; પણ બહુ ટક્યા નહીં, કેમ કે એમને કેળવણીનું ક્ષેત્ર એટલું પસંદ ન હતું; એમને રાજદ્વારી કામ કરવું હતું. છગનભાઈ જોશીને અંતે કુમાર મંદિર અને વિનય મંદિરના નિરીક્ષક તરીકે નીમ્યા. નિરીક્ષક તરીકે છગનભાઈ ખૂબ ફર્યા. અને એમણે ગુજરાતના દરેક ક્ષેત્રનો અનુભવ મેળવ્યો.

ગુજરાતમાં વિનયમંદિરો અને કુમારમંદિરોનો રાફડો ફાટયો. જ્યાંત્યાં સરકારી શાળાઓ તોડવાનો રસ જ લોકોને વધારે હતો. સંસ્થાઓ ગ્રેન્ટ માગે. રાજકીય દૃષ્ટિએ કુમારમંદિરોનો કશો જ ઉપયોગ ન હતો, એટલે વલ્લભભાઈ અકળાયા. ઇંદુલાલે કેળવણી મંડળ તરફથી અમદાવાદમાં નવી ગુજરાતી શાળા ચલાવી હતી. તે વિદ્યાપીઠ પોતાના તાબામાં લે એવો એમનો આગ્રહ હતો. વલ્લભભાઈ, બલુભાઈ વગેરે લોકોનો એમાં સખ્ત વિરોધ હતો. શાળા લીધા વગર છૂટકો નથી એમ જોઈને તે લેવા તરફ મેં મારો અભિપ્રાય દર્શાવ્યો: એ શાળા લેવાઈ, અને વલ્લભભાઈના મનમાં કાયમનો વિરોધ જાગ્યો. મારો વિચાર સરકારી ખાતા જેવું ખાતું ખોલીને જ્યાંત્યાં ગ્રેન્ટ લેનારી પ્રાથમિક શાળાઓ ખોલવાનો હતો જ નહીં, પણ ગામડાંના લોકો પોતાના ઉત્સાહથી પોતાને ખર્ચે શાળાઓ કાઢે તે ઇષ્ટ છે એને વિદ્યાપીઠે આશીર્વાદ આપવો જોઈએ, દિશા સૂચવવી જોઈએ. નિરીક્ષકોનું કામ મોટે ભાગે સલાહકારનું હોવું જોઈએ.

હું કેળવણીકાર રહ્યો. મારી ઢબે સમજાવતો, પણ રાજદ્વારી મગજ મારી વાતો ધ્યાનપૂર્વક સાંભળે જ નહીં, અને એ લોકો સમજે નહીં ત્યાં સુધી ધીરજ રાખવાની કુનેહ મારી પાસે ન મળે. હું તો તે વખતે ભાવાવેશમાં હતો. મારી શક્તિ કામ કરતી ન હતી, પણ રાષ્ટ્રીય ચૈતન્ય મારી મારફતે કામ કરતું હતું. Full steam ahead એ મારી વૃત્તિ હતી.

કુમારમંદિરો સ્થપાયાં તેમ તેમ શિક્ષકો માટે માગણી વધી, અને અધ્યાપનમંદિર શરૂ કરવાની આવશ્યકતા જણાઈ. અધ્યાપનમંદિર માટે મનુભાઈની નિમણૂક થઈ. નરહરિભાઈ અને મહાદેવભાઈના મિત્ર તરીકે જ હું એમને ઓળખતો હતો. એટલા પરથી મેં એમને પસંદ કર્યા. જુગતરામભાઈને એમની મદદમાં આપ્યા. જુગતરામભાઈ મારા માણસ, મારા વિશ્વાસના, લોકો કહે મારા જ ઘડેલા. ખરું જોતાં જુગતરામને જોરે જ અધ્યાપનમંદિર કાઢયું હતું. અધ્યાપનમંદિર માટે જગા પસંદ કરી, તે પણ ખોટી રીતે. મણિનગરમાં સુંદર રૂપાળું મકાન વગર ભાડે મળ્યું, એટલે ત્યાં ગયા. એ ભારે ભૂલ થઈ. શિક્ષકોની માગણીને પહોંચી વળવા સારુ કેવળ છ મહિનાનો અભ્યાસક્રમ રાખ્યો! આગળ જતાં તે એક વર્ષનો, અને પછી ત્રણ વર્ષનો અમે કરવાના હતા. હું તો એક વર્ષના પક્ષના હતો, પણ બધાનો ઉત્સાહ છ મહિના માટે હતો. જુગતરામભાઈએ છ મહિનાનો રિપોર્ટ તૈયાર કર્યો. વલ્લભભાઈને પ્રમુખ નીમ્યા અને ઉત્સવ ઊજવ્યો. વલ્લભભાઈ ઉપર સારી છાપ પડી. પણ અધ્યાપનમંદિર ઠીક ન ચાલ્યું અને અંતે બંધ કરવું પડયું. મનુભાઈએ એકબે જાહેર ભાષણો બહુ સારાં ન કર્યાં. થિયૉસૉફિસ્ટ જીન્સે, અધ્યાપનમંદિર વિશે, આકરી ટીકા કરી. ગામડાનો ઉત્સાહ ઓછો થયો અને શિક્ષકોની માગણી પણ ઓછી થઈ. એ બધાં કારણે અધ્યાપનમંદિર તૂટયું. અધ્યાપનમંદિરમાં હિંમતલાલ ગણેશજી અંજારિયા અવારનવાર આવતા. આશ્રમથી

સાઈકલ પર છ માઈલ દોડી હું ત્યાં ભૂગોળ પર વ્યાખ્યાનો આપતો. સમાન રસને કારણે અંજારિયા સાથે ઓળખાણ થઈ, પણ આગળ વધી નહીં. અંજારિયા બહુ જ નાજુક વૃત્તિના માણસ અને હું તો કેવળ મહારાષ્ટ્રી.

અધ્યાપનમંદિરમાં ભેગા થયેલા વિદ્યાર્થીઓમાં ઝાઝી ભાવનાપ્રધાનતા ન હતી, ધ્યેયોપાસના ન હતી, એટલે ટ્રેનિંગ કૉલેજ જેવું જ વાતાવરણ ત્યાં જામશે એવી બીક મને હતી, પણ સદ્ભાગ્યે વખતસર તે મંદિર તૂટ્યું.

## ૮. શોષણરહિત પાયાની કેળવણી

આપણે સમાજના વર્ગો પાડ્યા. જાતિઓ તૈયાર કરી. વર્ણવ્યવસ્થા અજમાવી જોઈ. આજકાલ ‘ધની અને ગરીબ’ ‘કેળવાયેલા અને અણકેળવાયેલા’ એવા કેટલાયે વર્ગો પાડીએ છીએ. પણ પ્રત્યક્ષ વ્યવહારમાં બે મુખ્ય વર્ગો જોવામાં આવે છે. એમને લીધે ઉત્પન્ન થયેલા સવાલોના ઉકેલ આણી શક્યા તો ઘણાખરા સવાલો ઊકલી જશે.

એ વર્ગો કયા ? એક છે શ્રમજીવી અને બીજો છે પરિશ્રમ, શરીરશ્રમ ટાળનારો. માણસ કેળવણી ચાહે છે. સામાજિક ઉન્નતિ માટે પ્રયત્ન કરે છે. એમાં સાંસ્કૃતિક લાભ થતો હશે પણ માણસનો મુખ્ય પ્રયત્ન એક જ હોય છે ‘શ્રમજીવી વર્ગમાં દાખલ થવું ન પડે. શ્રમ ટાળીને શ્રમજીવી લોકોની સેવા મેળવીને બિનશ્રમજીવી વર્ગમાં દાખલ થવું.’

એક દિવસે એક ડોસો પોતાના પૌત્રોને જરાક ચિડાઈને પણ ખૂબ પ્રેમ અને આસ્થાપૂર્વક સમજાવતો હતો. ‘મુવાઓ ! ઉંમર છે ત્યાં સુધી ચાર અક્ષરો શીખો નહીં તો આખો જન્મારો મહેનતમજૂરી કરવી પડશે.’ એ ડોસાએ સમાજ-જીવનની કેન્દ્રીય વાત પકડી હતી. ‘ચાર અક્ષર શીખો.’ લખતાવાંચતા થાઓ તો કારકુનથી માંડીને મુકાદમ સુધી અને વકીલથી માંડીને દેશના નેતાઓ સુધી ગમે તે સ્થાન મેળવી શકશો. અને હાથે પરિશ્રમ કરવાની હાડમારીમાંથી બચી જશો. કોઈનો બૂટ સાફ કરવાની અપમાનભરી સ્થિતિ ભોગવવી નહીં પડે.

ભણેલા લોકો પ્રવૃત્તિ ખૂબ આદરે છે. જાતજાતનાં કામો કરે છે. જીભ ચલાવે છે. કલમ ચલાવે છે. સંસ્થાઓ અને કારખાનાંઓ ઊભાં કરે છે. નવરા નથી બેસતા, પણ હાથવતી એમને પરિશ્રમ નથી કરવા પડતા.

આ જ વસ્તુ મારી ઢબે સમજાવતાં હું કહું છું, માણસ ‘ચાર અક્ષર શીખે’ તો એને હાથમાં કલમ પકડી ત્રણ આંગળાં પાસેથી જ કામ લેવું પડે છે. શ્રમ-જીવીને દસેદસ આંગળાં વાપરવાં પડે છે. હળ ચલાવે, ઘાસ નીંદે, વાસણ ઊટકે કે રંદો ચલાવે, દસ આંગળાં વાપરવાં જ પડે.

ભણેલો માણસ ત્રણ આંગળાં વડે લખે અથવા હિસાબ રાખે (એનો પ્રારંભ

અંક અને લિપિ શીખવાથી થાય, નાનપણમાં અમારા ભણતરનો પ્રારંભ 'અંકલિપિ' નામની ચોપડીથી થતો. અમે એને અંકલપી કહેતા.) પણ એનો ઉદ્દેશ દસ આંગળાંના બે હાથ વડે શ્રમ કરવાની મહેનત ટાળવાનો જ રહે છે.

પરિણામ એ આવ્યું કે દસ આંગળાંવાળી મહેનતમજૂરી કરનારાઓને વિદ્યાકળા ન મળી. એના શ્રમજીવનમાં બુદ્ધિ, ઉન્નતિ અને પ્રગતિનો લેશ પણ ન મળે. બુદ્ધિવાળા બધા શોષક. અને શ્રમજીવી બધા જડ, અપરિવર્તનવાદી અને શોષિત. આવી સમાજરચના થઈ.

'આવો ભેદ સમાજમાં ટકે ત્યાં સુધી ઉચ્ચનીચભાવ, શોષણ અને અન્યાય-અત્યાચાર સમાજમાં રહેવાનાં જ. લડાઈ કરી રાજ્યવ્યવસ્થામાં ક્રાંતિ કરી અથવા અસહકારનું શસ્ત્ર વાપરી શોષણરહિત, સમાનતામૂલક સમાજ આપણે સ્થાપી શકવાના નથી.' એ નિર્ણય ઉપર આવી ગાંધીજીએ સર્વાંગીણ સાર્વભૌમિક ક્રાંતિના પ્રારંભમાં પાયામાં ક્રાંતિકારી કેળવણીનો ઉપાય સૂચવ્યો, જેની અંદર અંકલિપિ-વાળી વિદ્યા ગ્રહણ કરવાનાં સાધન રૂપે જ 'કુશળ, રચનાત્મક, સમાજોપયોગી, ઉત્પાદક પરિશ્રમ'નો સ્વીકાર કર્યો. આવા રચનાત્મક પરિશ્રમ દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરો. અને એ પરિશ્રમ સાથે અનુબંધના રૂપમાં અક્ષરજ્ઞાન અને આંકડાનું જ્ઞાન આપો.

આવી પાયાની કેળવણીનો પુરસ્કાર કરતી વખતે મેં એક વાર સ્પષ્ટ કર્યું, "આજે કેળવણી લેનારા તમામ વર્ગોને અને જ્ઞાતિઓને પરિશ્રમની દીક્ષા આપીશું, જેથી એમનું જીવન નિષ્પાપ બને અને એની એકાંગિતા ટળે. શોષકનું જીવન જીવવાને ટેવાયેલા આ વર્ગો જો વખતસર પાયાની કેળવણીનો સ્વીકાર ન કરે તો અમે હારીને બેસવાના નથી. અમે એ લોકોને એમના નસીબ પર છોડી દઈ શ્રમજીવી દુર્દૈવી લોકો પાસે જઈશું. અને કહીશું જે શ્રમજીવન દ્વારા તમે નિષ્પાપ રહી શકયા છો એ શ્રમજીવનને ખોયા વગર, તમારા ઉદ્યોગ-હુન્નર મારફતે જ અમે તમને અનુબંધના રૂપમાં તમામ વિદ્યાકળાની કેળવણી આપીશું. અને તમારા વર્ગનું સર્વાંગીણ જીવન ખીલવી પેલા શોષક વર્ગને જ અસહાય સ્થિતિમાં મૂકીશું. 'વાર્યા ન માને તે હાર્યા માને.' એવો અનુભવ એમને થવા દઈશું. આશ્રમ અને વિદ્યાપીઠમાં મારા પરિચયમાં આવી પ્રેરણા મેળવેલ શ્રી મોહન પરીખ આજે કેટલાયે દિવસ થયા પાયાની કેળવણીના આ બીજા ભાગનો અખતરો અહીં કરી રહેલ છે. એણે એક સુરુચિ છાપખાનું ખોલ્યું છે. એમાં પ્રેસને લગતું બધું કામ સુરુચિપૂર્ણ થશે જ. પણ એનો પ્રધાન હેતુ કેવળ છાપખાનું ચલાવવાનો નથી. પણ છાપખાના મારફતે શ્રમજીવી વર્ગને અનુબંધ તરીકે નાનીમોટી વિદ્યાકળાઓ શીખવવાનો છે.

સુરુચિ છાપખાનું તો સમન્વયનું કેવળ સાધન છે. પાયાની કેળવણીનો પ્રારંભ તો ચાર જાતના સાર્વભૌમ ઉદ્યોગોથી જ થઈ શકે છે : (૧) ખેતી (અન્નનિર્માણ) (૨) વસ્ત્રવિદ્યા, (૩) રહેવા માટે ઝૂંપડી કે આલેશાન મકાનો બાંધવાની કળા અને

(૪) આ ત્રણે ઉદ્યોગો માટે જરૂરી ઓજારનું નિર્માણ. અન્ન, વસ્ત્ર, રહેઠાણ અને ઓજારો. આ ચારની કેળવણીથી પ્રારંભ કરી એના અનુબંધમાં પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચાતિઉચ્ચ કેળવણી સાથે સાથે આપવાના પ્રયાસનો પ્રારંભ કરશે.

અને એ જ કામ એ જ ઢબે મોટા પાયા પર ચલાવી ગાંધી વિદ્યાપીઠ શોષક વર્ગને નિષ્પાપ બનવાની કળા શીખવશે. આ છે પાયાની કેળવણીનો હેતુ, અને એનો કાર્યક્રમ. આને માટે જ ગાંધી વિદ્યાપીઠની સ્થાપના થઈ છે. ગાંધીજીના વિચારો જેમને ગળે ઊતર્યા છે એવા ત્રણ જણ અમે તમારી આગળ ઊભા છીએ. ગાંધી વિદ્યાપીઠનો કુલપતિ હું. ચાળીસ વર્ષ આદિવાસીઓ વચ્ચે અખંડ નિષ્ઠાથી કામ કરનારા શ્રી જુગતરામભાઈ દવે ઉપકુલપતિ છે. અને આશ્રમમાં તેમ જ વિદ્યાપીઠમાં જેમણે મને કીમતીમાં કીમતી સાથ આપ્યો તે સ્વર્ગસ્થ શ્રી નરહરિભાઈ પરીખના, સ્વતંત્ર મિજાજના મોહન પરીખ વિદ્યાપીઠના ઉપપ્રમુખ છે. અમે અહીં શોષણરહિત, નિષ્પાપ, સંપૂર્ણ, સમૃદ્ધ જીવનનો પાયા નાખનારી કેળવણી લઈને બેઠા છીએ. એમાં મારો ફાળો કેવળ એક મુરબ્બી તરીકે પ્રેરણા, યોજના, સૂચના અને સલાહ આપવાનો અને એની સાથે આખી પ્રવૃત્તિને આશીર્વાદ આપવાનો છે. બાકી સર્વોદયના આદર્શને વરેલા, શોષણરહિત, સાદું જીવન જીવનારા કેળવણીકારોની આ પ્રવૃત્તિ છે. એમાં પુરાતન કાળથી ચાલતા આવેલા જડ શ્રમજીવનને જરાયે સ્થાન નથી. પરિશ્રમ તો કરવો જ છે. પણ એ પરિશ્રમ દહાડે દહાડે વધારે સુકર કરવા માટે સારાં સારાં વૈજ્ઞાનિક ઓજારો તૈયાર કરીશું. અહીં જે કાંઈ સંશોધન થાય તે સર્વોદયવૃત્તિથી પ્રેરાયેલું હશે. અહીંનું અક્ષરજ્ઞાન, હિસાબનું જ્ઞાન અને સાહિત્યનું અનુશીલન બહુમતીના શોષણ માટે નહીં, પણ સમસ્ત માનવપરિવારના પોષણ માટે હશે.

રક્ષણ માટે શાંતિસેના, પોષણ માટે પાયાની કેળવણી સાથે ખેતી અને ઉદ્યોગ-હુન્નર. ઉત્કર્ષ માટે તેજસ્વી ભણતર અને સંશોધન. અને વર્ગવિગ્રહ ટાળવા માટે દ્વેષરહિત સામાજિક સામ્યયોગી સહયોગનું જીવન શીખવનાર સર્વોદયનો આદર્શ. આ છે અમારી યોજના. અહિંસાપ્રેરિત શાંતિસાધક આ સર્વોદયી યોજનાની અમારી પ્રાર્થના સાથે આજના આ વિદ્યાલયનું ઉદ્‌ઘાટન (એટલે કે એનો મંગલારંભ) જાહેર કરું છું.*

ॐ सह नौ अवतु ।
सह नौ भुनक्तु ।
सह वीर्यं करवावहै ॥
तेजस्वि नौ अधीतं अस्तु
मा विद्विषावहै ॥

* ૨૫–૬–'૭૦ બારડોલી યંત્રવિદ્યાલયના ઉદ્‌ઘાટન પ્રસંગે આપેલું મંગળ પ્રવચન.

# ૯. અહીં સુધી કેમ આવ્યા?*

સને ૧૯૦૭થી હું રાષ્ટ્રીય કેળવણી વિશે વિચાર કરતો આવ્યો છું અને ત્યારથી મારા પ્રયોગો પણ ચાલુ છે. મેં મારા વિચારોમાં અને સિદ્ધાંતોમાં જે પ્રગતિ કરી છે તે પણ જુદા જુદા પ્રયોગોના અનુભવ વડે જ કરી છે અને તેથી મારી પ્રગતિ પણ ધીમી થઈ છે.

આરંભમાં અમારો ખ્યાલ એવો હતો કે રાષ્ટ્રીય શિક્ષણ વડે આપણે માત્ર ક્રાંતિકારીઓ ઉત્પન્ન કરવા છે. પછી જોયું કે જ્યારે આખો દેશ રાષ્ટ્રભક્ત થઈ જશે ત્યારે જ તેમાંથી કેટલાક ક્રાંતિકારી તૈયાર થઈ શકવાના. એટલા માટે પહેલાં રાષ્ટ્રીય કેળવણી મારફતે દેશભક્ત તૈયાર કરવાની જરૂર જણાઈ. પછી અનુભવે સમજાયું કે રાષ્ટ્રની સંસ્કૃતિના અધ્યયન વડે જ શુદ્ધ રાષ્ટ્રભક્તિ ઉત્પન્ન થઈ શકે છે. એટલે કે પ્રારંભમાં માત્ર રાષ્ટ્રીય સાહિત્ય ઉપર જ આપણો વિશ્વાસ હતો. ત્યાર પછી ધીમે ધીમે આપણે યુવકોના સર્વાંગી વિકાસનું મહત્ત્વ સમજવા લાગ્યા. આમ રાષ્ટ્રીય કેળવણીના વિચાર ક્રમશઃ વ્યાપક અને ઊંડા થતા ગયા.

સરકાર અને રાષ્ટ્રીય કેળવણી વચ્ચે પરસ્પર મેળ ન હોવાને લીધે જ્યારે સરકારી નોકરી, વકીલાત, દાક્તરી, ઈજનેરી વગેરે ક્ષેત્રો આપણે માટે બંધ થયાં ત્યારે સાહિત્યના શિક્ષણનું વાસ્તવિક મૂલ્ય શું અને કેટલું છે તે આપણે સમજવા લાગ્યા. તોપણ દેશમાં ઔદ્યોગિક કેળવણીની જે વાતો ચાલતી હતી તે તરફ આપણું આકર્ષણ ન હતું. કારણ કે આપણને લાગતું હતું કે ઔદ્યોગિક કેળવણી મેળવનાર લોકોમાં નથી જણાતી સંસ્કારિતા કે નથી જડતી દેશભક્તિ. તોપણ આપણે જોયું કે માત્ર શાબ્દિક જ્ઞાનથી નથી બુદ્ધિનો સાચો વિકાસ થતો કે નથી સમજશક્તિ વધતી. મેં તો એ પણ જોયું કે માત્ર તર્ક અને વાદ કરનાર પ્રોફેસરો અને વકીલો મહત્ત્વના વિષયો ઉપર શુદ્ધ અને કુશળ નિર્ણય પણ આપી શકતા નથી પણ પોતે પોતાની તર્કજાળમાં ફસાઈ જાય છે. જેઓ સાચું અને કાયમી કામ કરે છે તેમનામાં જ વિચારશુદ્ધિ હોય છે, અને તેઓ જ શુદ્ધ નિર્ણય કરી શકે છે. આ અનુભવે આપણે એ નિર્ણય ઉપર આવ્યા કે હાથપગની કેળવણી જ પ્રધાનપણે આપવી જોઈએ.

મન અને બુદ્ધિના વિકાસ માટે આપણે આજ સુધી જીભ અને કાનનો ઉપયોગ વિશેષ કર્યો. આંખોનો ઉપયોગ પણ નિરીક્ષણ કરતાં વાંચવા-વંચાવવામાં અધિક કર્યો. હવે ખ્યાલ આવ્યો છે કે આંખો વડે મુખ્યતઃ નિરીક્ષણ અને પરીક્ષણ થવું જોઈએ. અને શિક્ષણનું સાધન પ્રધાનપણે કામ હોવું જોઈએ. જ્યારે હાથપગથી મહેનત થશે અને પ્રયોગો વડે સમાજહિતકારી ઉદ્યોગોનું રહસ્ય પ્રાપ્ત કરવામાં આવશે ત્યારે જ બુદ્ધિ અને લાગણીનો સાચો વિકાસ થઈ શકશે.

* અખિલ ભારત શિક્ષણ પરિષદ, વર્ધામાં આપેલું વ્યાખ્યાન, તા. ૨૨-૧૦-૧૯૩૭.

'જ્યારે જ્યારે મારા શિક્ષકબંધુઓ કહે છે કે બૌદ્ધિક શિક્ષણની સાથે સાથે ઔદ્યોગિક કેળવણી પણ આપવી જોઈએ' ત્યારે મને આશ્ચર્ય અને દુઃખ બંને થાય છે. તેમના મત પ્રમાણે જાણે ઔદ્યોગિક શિક્ષણમાં બૌદ્ધિક શિક્ષણ છે જ નહીં! સાચું કહીએ તો ઉદ્યોગ વડે જ ઉત્તમ બૌદ્ધિક શિક્ષણ આપી શકાય છે. હું તો હમેશાં કહું છું કે બૌદ્ધિક શિક્ષણનાં બે સાધન છે: ઔદ્યોગિક શિક્ષણ અને પુસ્તકોનું શિક્ષણ. બૌદ્ધિક શિક્ષણનું ઉત્તમ સાધન ઔદ્યોગિક અથવા પ્રયોગાત્મક શિક્ષણ જ છે. તેમાં જ કંઈ પૂર્તિ કરવા માટે અને તેને શબ્દબદ્ધ કરી તેનો સંગ્રહ કરવાની દૃષ્ટિએ પુસ્તકોના શિક્ષણની જરૂર ખરી. વ્યાપક પ્રાથમિક શિક્ષણને ધ્યાનમાં રાખીને જ હું કહી રહ્યો છું. આપણા ઋષિમુનિઓએ સાચું જ કહ્યું છે કે– 'बुद्धिः कर्मानुसारिणी'।

આ પ્રમાણે ઉદ્યોગનું મહત્ત્વ તે આપણા ધ્યાનમાં આવ્યું પણ પાઠયક્રમમાં તેને કેટલું સ્થાન આપવું તેનો આપણે પોતાના મનમાં કાંઈ નિશ્ચય કરી શક્યા નહીં. માત્ર 'વોકેશનલ બાયસ' ઉપર મારો વિશ્વાસ કદી હતો જ નહીં. શિક્ષણ તો ચોપડીઓનું જ રહે અને તેમાં ઉદ્યોગોનું થોડુંક નામ આવે અને તેમનું કંઈક મહત્ત્વ ગવાય આથી આપણને કઈ રીતે સંતોષ થઈ શકે? ઉદ્યોગનો અર્થ ઉદ્યોગ જ હોવો જોઈએ. એટલે કે કેટલાક કલાકો માટે પૂર્ણપણે ઉદ્યોગનું જ અનુશીલન થવું જોઈએ. મનમાં આ વાતનો નિશ્ચય હોવા છતાં આપણે હજુ સુધી તેને પૂરો સમય નથી આપ્યો. શરૂઆતમાં આપણે ઉદ્યોગ માટે માત્ર એક કલાક આપ્યો. પણ તેથી કામ ન ચાલ્યું. પછી સમય વધાર્યો અને વિદ્યાપીઠમાં ઉદ્યોગ અને પુસ્તકોને સરખો સમય આપવામાં આવ્યો. તોપણ આપણને આ વિશ્વાસ ન આવી શકયો કે ઉદ્યોગ વડે બુદ્ધિનો વિકાસ થઈ શકે છે. એટલે 'બૌદ્ધિક કેળવણી વિરુદ્ધ ઔદ્યોગિક કેળવણી' નું જ વાતાવરણ આજ સુધી ચાલુ રહ્યું છે.

આજકાલની કેળવણી, કેળવણી જ નથી; આથી નથી વિદ્યાર્થીઓને લાભ કે નથી શિક્ષકોને. પણ બંને ખોટમાં રહે છે. કોઈએ વિદ્યાર્થીઓને ઉપદેશ આપતાં સાચું કહ્યું હતું કે Never allow your studies to interfere with your education. એક સમાજસેવકે કહ્યું છે: You must rescue education from the four walls of the school room. પણ હું તો હવે આ નિર્ણય ઉપર આવ્યો છું કે સાચી કેળવણીને 'કેળવણી'ના નામથી પણ બચાવવી પડશે. ત્યારે જ તે પોતાનું શુભ પરિણામ બતાવી શકશે.

આપણે જોઈએ છીએ કે જ્યારે આપણે કેળવણીનું નામ લઈએ છીએ ત્યારે શિક્ષક, વિદ્યાર્થી, મા-બાપ અને સમાજ બધાંનાં મનમાં તે જ પુરાણી – જૂની આકાંક્ષા જાગે છે. અને લોકો તે જ જૂની ઘરેડ અથવા ધારમાં વહેવા લાગે છે. મેં વિચાર્યું છે કે જો હું કોઈ નવી કેળવણીની સંસ્થા શરૂ કરું તો તેને આ જૂની આકાંક્ષાઓથી બચાવવા તેના દરવાજે મોટા મોટા અક્ષરોમાં લખીશ : "આ

કોઈ શિક્ષણસંસ્થા નથી. અહીં તો માત્ર મજૂરી જ કરવામાં આવે છે." શરૂઆત-
માં આને ભલે કોઈ 'ચાઈલ્ડ લેબર' ની સંસ્થા માને પણ તેમાં કેવળ મજૂરી માટે
આવેલાં બાળકોની દૃષ્ટિએ ઉદ્યોગની તાલીમ આપવામાં આવે. સંસ્કારની કેળવણી
તો પ્રવીણ અને ચારિત્ર્યશીલ કારીગર–શિક્ષકોના સહવાસ વડે અને સંસ્થાની વિવિધ
પ્રવૃત્તિઓ વડે કોઈ પણ જાતના નામ અથવા લેબલ વિના અપાવી જોઈએ.

આજ સુધી શિક્ષણનું જે કંઈ કાર્ય મેં કર્યું છે તે શહેરોમાં જ કર્યું છે.
સાહિત્ય અને કળાની વાતો કરીને શહેરી લોકોની ખૂબ ખુશામત કરી છે. મારા
વિદ્યાર્થીઓના સંપર્કથી અને તેમના કાર્યથી હું પુનિત અને ધન્ય થયો છું. તોપણ
મારો અનુભવ એ છે કે જ્યાં સુધી આપણે ગામડાંઓમાં જઈ ત્યાંના લોકોની
સેવા નહીં કરીએ અને તેમને કેળવણી નહીં આપીએ ત્યાં સુધી દેશનો ઉદ્ધાર
નહીં થાય. છેવટે સ્વરાજ્યની શક્તિ તો આપણને ગ્રામીણજનતા પાસેથી જ
પ્રાપ્ત થશે. આપણી સંસ્કૃતિનો પાયો ત્યાં જ છે. પણ હું હજુ સુધી ગામડામાં
જઈ શકયો નથી.

એવી શંકા કરવામાં આવે છે કે ઔદ્યોગિક શિક્ષણને લીધે અને ખાસ કરીને
તેને સ્વાવલંબી બનાવવાના પ્રયત્નને લીધે બાળકો પાસેથી બળજોરીથી કામ લેવામાં
આવશે અને તેથી ગુલામી ઉત્પન્ન થશે. મને તો આવો કશો ભય નથી. કારણ કે
જ્યાં સુધી આપણા શિક્ષકો પોતે કામ નહીં કરે ત્યાં સુધી વિદ્યાર્થીઓ પાસેથી
તેઓ કામ નહીં લઈ શકશે. ઈન્સ્પેકટરો પણ આ બાબતમાં સાવધાન રહેશે અને
આથી વિશેષ તો એ છે કે શાળામાં જે કંઈ ઔદ્યોગિક કામ કરવામાં આવશે
તેનો બરાબર હિસાબ (Record) રાખવાથી ખબર પડશે કે કામ જબરદસ્તીથી
અથવા વધારે તો નથી લેવામાં આવતું.

છેવટે હું તો એ કહીશ કે આળસ અને જડતામાં ડૂબેલા આપણા આ દેશમાં
મજૂરી અને ઉદ્યોગ માટે થોડી સખતાઈ કરવામાં આવે તો બૌદ્ધિક ગુલામી કરતાં
તે ખૂબ સારું છે. જેટલું નુકસાન કેવળ ગોખણપટ્ટી અને બૌદ્ધિક ગુલામીથી
થાય છે તેટલું પરિશ્રમપ્રધાન ગુલામીથી નથી થતું.

પ્રોફેસર શાહ કહે છે કે યંત્રયુગ લાવીને જ આપણે આપણા દેશનો ઉદ્ધાર
કરી શકીએ છીએ. મારી માન્યતા આથી બિલકુલ ઊલટી છે. હું હાથથી ચાલતાં
નાનાં નાનાં મશીનોની વિરુદ્ધ નથી. હાથથી ચાલતાં મશીનો અથવા યંત્રો તો
આપણે પુષ્કળ વસાવવાં પડશે. રેંટિયો એક એવું જ યંત્ર છે; જે વડે આપણે
જનતાની બુદ્ધિનો વિકાસ કરવા માગીએ છીએ. મશીનો અથવા યંત્રોનો પ્રશ્ન
નથી પણ પ્રશ્ન એ છે કે આપણે તે યંત્રોની પાછળ કઈ શક્તિનો ઉપયોગ કરવા
માગીએ છીએ. યંત્રોની સાથે મનુષ્યો અને તેમનાં કુટુંબી પશુઓની શક્તિ ન
યોજી અર્થાત્ તેમને બેકાર બનાવી જો આપણે પ્રાકૃતિક શક્તિથી કામ લઈશું તો
આપણે ત્યાં યંત્રયુગ આવ્યા વિના રહેશે જ નહીં.

આજે આપણા દેશમાં અર્ધો યંત્રયુગ તો આવી જ ગયો છે. આપણે યંત્રની

વસ્તુઓ બનાવતાં તો નથી પણ ખરીદીએ છીએ. તેથી આપણે એક 'એક્સપ્લૉઈટેડ નેશન' અર્થાત્ શોષિત રાષ્ટ્ર બન્યા છીએ. જો આપણે યંત્રો વડે વસ્તુઓ બનાવતા થઈએ તો આપણે 'એક્સપ્લૉઈટિંગ નેશન' અર્થાત્ શોષક રાષ્ટ્ર પણ બની જઈશું. આ પ્રમાણે જો પાંત્રીસ કરોડ વસ્તીવાળો એક સંસ્કારી અને ઉદ્યોગી દેશ 'એક્સપ્લૉઈટિંગ' રાષ્ટ્ર બની જાય તો તેનાથી દુનિયાને કેવળ ભગવાન જ બચાવી શકે. પછી તો આપણે બનાવેલી વસ્તુઓ દુનિયાનાં બજારોમાં જબરદસ્તી વાપરીને જ વેચવી પડશે.

આજે આપણા દેશમાં એટલી બધી બેકારી છે કે જ્યાં સુધી બધા મનુષ્યોને અને બધાં પાળેલાં પશુઓને આજીવિકા માટે કામ નહીં આપવામાં આવે ત્યાં સુધી યંત્ર-કારખાનાંઓથી કામ લેવાનો આપણને જરાયે અધિકાર નથી. સમગ્ર દેશ જ્યારે કુશળ કારીગર બની જશે ત્યારે દેશમાં બુદ્ધિનો પૂરેપૂરો વિકાસ થશે અને આળસ, અજ્ઞાન, બેકારી વગેરે રહેશે નહીં.

આપણે કેળવણીનો વિચાર અહિંસાની દૃષ્ટિએ જ કરવો જોઈએ. મારા વિચાર પ્રમાણે આપણે અહિંસા વિના કદી કેળવણી આપી શકીશું નહીં. હિંસા અને કેળવણી પરસ્પર વિરોધી વસ્તુઓ છે. મેં કેળવણીની આરાધનામાંથી જ આ વસ્તુ મેળવી છે. શરૂઆતમાં તો હું પણ બીજા શિક્ષકોની જેમ વિદ્યાર્થીઓને પશુની જેમ મારતો હતો. 'પશુની જેમ'નો અર્થ એ છે કે હું પણ પશુ બનતો હતો, તેમ જ વિદ્યાર્થીઓને પણ પશુ સમજતો અને બનાવતો હતો. તાડન કરવામાં કંઈક લાભ જરૂર છે પણ નુકસાન વધારે અને ભયંકર છે. તેમાં મનુષ્યદ્રોહ છે અને સ્વરાજ્યનો તો નાશ જ છે.

મેં શિક્ષણના અનેક પ્રયોગો કરી જોયા છે. હું ક્રાન્તિકારી તો હતો જ. પણ અનેક દૃષ્ટિએ સમાજહિતનો વિચાર કરતાં જ્યારે મારી નજર સામે કેવળ અંધારું જ રહ્યું ત્યારે હું મૂંઝવણમાં પડ્યો કે હવે શું કરવું? તે વખતે હું શાન્તિ-નિકેતનમાં હતો. મારા સારા નસીબે તે જ દિવસોમાં ગાંધીજી ત્યાં આવ્યા. આઠ દિવસ સુધી પ્રશ્નો પર પ્રશ્નો પૂછી મેં તેમને હેરાન કરી મૂક્યા. પણ પરિણામે મને મારો માર્ગ મળી ગયો. અહિંસાનું રહસ્ય હું સમજી શક્યો અને તે વડે જ શિક્ષણશાસ્ત્રનું રહસ્ય મારી સામે પ્રકટ થયું. મારું માનવું છે કે જ્યાં સુધી અહિંસાનું દર્શન નથી થયું ત્યાં સુધી કેળવણીનું સર્વવ્યાપી સ્વરૂપ આપણા ધ્યાનમાં નહીં આવે. ગાંધીજીની આ નવી યોજનાનું રહસ્ય પણ અહિંસા વડે જ બરાબર સમજી શકાશે.

પાઠ્યક્રમ કેટલાં વર્ષનો હોય એ વિશે સાત વર્ષ અથવા ચાર વર્ષ? એ વિશે ખૂબ જ ચર્ચા થઈ છે. એ સ્વાભાવિક છે કે આપણા શિક્ષણ મંત્રીઓને ચાર વર્ષથી આગળ વધવામાં સંકોચ થાય અને પ્રાથમિક કેળવણીને મફત અને ફરજિયાત બનાવવાનું ખર્ચ પોતાને માથે લેતાં પહેલાં સો વાર તેઓ વિચાર કરે પણ જ્યારે વિદ્યાર્થી ભણતર સાથે કંઈક કમાતો થશે ત્યારે ચાર ને બદલે સાત વર્ષની

સાર્વત્રિક કેળવણી રાખવામાં આપણી સામે કંઈ મુશ્કેલી આવશે નહીં. મારા વિચાર પ્રમાણે સંપૂર્ણ પ્રાથમિક કેળવણી માટે સાત વર્ષની મુદત જરૂરી છે અને સાત એ સ્વાભાવિક સંખ્યા છે.

આજકાલ લોકો ઇચ્છે છે કે છોકરો ચાર વર્ષમાં જ મૅટ્રિક થઈ જાય તો સારું. પણ જ્યારે છોકરો સ્વાવલંબી થશે અને આગળ જતાં તેને આજીવિકાની ચિંતા રહેશે નહીં ત્યારે કેળવણી જલદી પૂરી કરવાનો કોઈનો આગ્રહ પણ નહીં રહે.

હમણાં શ્રીમતી સૌદામિનીબહેને મૉન્ટેસૉરી પદ્ધતિનો ઉલ્લેખ કર્યો. હું તેમના વિચારોમાં સહમત છું. બાળકોને ત્રણ-ચાર વર્ષથી છ વરસ સુધી કેળવણી કોઈ સંસ્થા દ્વારા ન અપાય અને તે સરકારનું કર્તવ્ય ન જ હોય. સરકાર માટે આટલું બસ છે કે બાળશિક્ષણ સંબંધી સાહિત્ય પ્રકટ કરાવે અને માબાપોને બાળશિક્ષણનું રહસ્ય સમજાવે. બાળશિક્ષણ તો માબાપો તરફથી જ અપાવું જોઈએ. આવી કેળવણી બેચાર કુટુંબનાં બાળકો એકઠાં મળી પણ લઈ શકે છે.

પણ સાર્વજનિક અને રાષ્ટ્રવ્યાપી કેળવણી તો સાતથી ચૌદ વરસ સુધી જ અપાવી જોઈએ. બાળકોનો સ્વાભાવિક વિકાસ ચૌદ વરસે પૂરો થાય છે. તેમના જીવનમાં આ એક માનસિક વિકાસનો પ્રાકૃતિક ગાળો છે.

બીજી કેટલીએ શક્તિઓ બાળકોમાં ચૌદ અને સોળ વર્ષની વચ્ચેના ગાળામાં ખીલે છે. એટલે હું તો સોળ વર્ષની ઉંમર થતાં સુધી સાર્વત્રિક કેળવણી રાખવાના મતનો છું. હમણાં ભલે ચૌદ વર્ષ રાખવામાં આવે. સોળ વર્ષ માટે આજે સમાજ તૈયાર નથી અને સરકાર પણ તૈયાર નથી. સ્વાવલંબી કેળવણીના અનુભવ પછી જ સોળ વર્ષનો ઠરાવ સ્વીકૃત થઈ શકશે.

વ્યાપક અને સામાન્ય શિક્ષણ પછી જ વિશિષ્ટ શિક્ષણનો પ્રશ્ન આવે છે. પણ આજે આપણે આ ઉચ્ચ અને વિશિષ્ટ શિક્ષણનો વિચાર નથી કરવાનો.

આપણા ઠરાવમાં ભાષાનો પણ ઉલ્લેખ છે. આ બાબતમાં તો કોઈનોયે મતભેદ નથી કે અંગ્રેજી આપણા શિક્ષણનું વાહન અર્થાત્ માધ્યમ ન જ થઈ શકે. પાયાની વ્યાપક કેળવણીમાં સ્વભાષા (પ્રાંતિક ભાષા) અને રાષ્ટ્રભાષા હિંદુસ્તાની બંનેનું સ્થાન હોવું જોઈએ. બીજી ભાષાઓ ચૌદ વર્ષ પછી શીખી શકાશે.

આપણા કાર્યમાં જો કંઈ મુશ્કેલી હોય તો તે કારીગર-શિક્ષકોના અભાવની છે. તેમને તૈયાર કરવા આપણે અધ્યાપનમંદિરો ખોલવાં પડશે!

મારી એક વિશેષ સૂચના એ પણ છે કે અધ્યાપનકાર્ય માટે આપણે પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે પસંદ કરીએ એ જરૂરનું છે. પાયાના શિક્ષણ માટે સ્ત્રીઓ જ વિશેષ યોગ્ય હોય છે. તેમની સીધી દેખરેખ નીચે વિદ્યાર્થીઓમાં કારીગરીનો વિકાસ સહેલાઈથી થશે. અને પુરુષ શિક્ષકો પાસે ભણવામાં કન્યાઓને સંકોચ રહે છે તે સ્ત્રી શિક્ષિકાઓ પાસે નહીં રહે. આ રીતે આજ સુધી આપણે સ્ત્રીજાતિની જે અવગણના કરી છે તેનું પણ કંઈક પ્રાયશ્ચિત્ત થશે.

# ૧૦. કેળવણી એકલીમાં ક્રાંતિ બસ નથી

ગાંધીજીના આશ્રમમાં અમે દાખલ થયા તે પહેલાં અમે વડોદરામાં રહ્યા હતા. ત્યાં મારા બંને દીકરા શંકર (સતીશ) અને બાળને અક્ષરજ્ઞાન આપતાં પહેલાં મેં એમને પોતાનું નાનું નાનું કામ પોતે કરતાં શીખવ્યું. રાત્રે પોતાની પથારી પોતે જ પાથરી સૂઈ જાય. સવારે ઊઠતાવેંત એ પથારી રીતસર સંકેલીને યોગ્ય ઠેકાણે મૂકી દે. ત્યાર પછી જ બીજું કામ કરે. આવડાં નાનાં બાળકોને પોતાનાં કપડાં જાતે ધોતાં ક્યાંથી આવડે? છતાં નાહ્યા પછી ભીના કપડા ઉપર જરા જરા ધોયાના સંસ્કાર કરે અને કોરે મૂકી દે. ત્યાર પછી અમે એ કપડાં રીતસર ધોઈને સૂકવવા મૂકી દઈએ.

ત્યાર પછી અમે ધીમે ધીમે બંને બાળકોને રસોડામાં મદદ કરવા લીધા. આસ્તે આસ્તે રસોઈ કરતાં પણ તેઓ શીખ્યા. ત્યાર પછી જ અક્ષરજ્ઞાનનો વારો આવ્યો.

હું દલીલ કરતો 'સ્વરાજ એટલે પ્રજારાજ' દરેક માણસને મત આપવાનો અધિકાર મળવાનો છે. તેથી એમને લખતાં-વાંચતાં આવડવું જ જોઈએ. નિરક્ષર જનતા સ્વરાજ ચલાવી જ ન શકે. આટલી સામાન્ય દલીલ કર્યા પછી હું કહેતો કે 'અક્ષરજ્ઞાન સાર્વત્રિક થવું જોઈએ એમ તો હું માનું છું પણ એનો અર્થ એ નથી કે અક્ષરજ્ઞાનથી જ કેળવણીનો પ્રારંભ થાય. કેળવણી એટલે અક્ષરજ્ઞાન એવો જે ખ્યાલ બંધાયો છે એ તોડવો જ જોઈએ. કેળવણી એટલે સંસ્કારિતા, પાવરધાપણું, અને કૌશલ્ય. અક્ષરજ્ઞાન યથાકાળે આવે.' મારી વાત લોકોના મન પર ઠસાવવા એક ઉપમા લઈ હું કહેતો, માની લીધું કે તમારા દીકરાઓ પરણવાના જ છે. પણ એનો અર્થ એ નથી કે તેઓ જલદી પરણે. શા માટે આપણે બાળલગ્નને માન્યતા આપવી જોઈએ? છોકરાઓ પરણે જરૂર, પણ પ્રૌઢ ઉંમરે જ એમણે પરણવું જોઈએ. એ જ રીતે છોકરા-છોકરીઓને ફરજિયાત રીતે લખતાં-વાંચતાં કરવાં જોઈએ. એ સિદ્ધાંત સ્વીકાર્યો એ ઉપરથી સિદ્ધ નથી થતું કે બાળકોની (અથવા અર્ભકોની), કેળવણીનો પ્રારંભ અક્ષરજ્ઞાનથી થાય. 'બાળ-અક્ષરજ્ઞાન'ને કારણે બાળકોનું અને કેળવણીનું ઘણું નુકસાન થતું આવ્યું છે.

મુખ્ય વાત એ છે કે અક્ષરજ્ઞાન એ કેળવણી છે જ નહીં. કેળવણી મેળવવાનું એ એક અત્યંત જરૂરી અને મહત્ત્વનું સાધન માત્ર છે.

ઉપર કહ્યું તેમ "કેળવણી એટલે 'શરીર, મન, બુદ્ધિ, અને ખાસ કરીને જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો' વાપરવાની કળા કેળવવી તે." હાથપગ ઉત્તમ રીતે કેળવવાથી પ્રારંભ કરી શુદ્ધ ઉચ્ચારથી બોલવાની કળા કેળવવી જોઈએ. ઘણા શિક્ષકો જાણતા નથી કે બોલવાની કળાનો પ્રારંભ જીભ અને ગળા દ્વારા નહીં

કાન દ્વારા શુદ્ધ અને સૂક્ષ્મ રીતે શબ્દો સાંભળવાથી થવો જોઈએ. આજકાલનાં યુવાનોનાં ઉચ્ચારણો ઘણી વાર ખોટાં પડે છે. એનું મુખ્ય કારણ 'સાંભળનાર

કાન બરાબર કેળવાતા નથી' અને છોકરાઓ ગમે તેવાં ઉચ્ચારણો કરે એ નભાવી લેવામાં આવે છે એ છે.

શુદ્ધ ઉચ્ચારણ પકડવાની કળા કેળવણીની દૃષ્ટિએ અત્યંત મહત્ત્વની છે. સંગીત શીખવા માટે જ નહીં, પણ તે પહેલાં માણસ શુદ્ધ, છટાદાર અને અસરકારક બોલી શકે, વ્યાખ્યાન આપી શકે. એને માટે પ્રથમ કાનની કેળવણી સરસ થવી જોઈએ. કાન બરાબર કેળવાયા છે કે નહીં એની કસોટી બોલવા મારફતે થઈ શકે છે. આટલો ગાઢ સંબંધ સાંભળવાની અને બોલવાની ક્રિયા વચ્ચે છે. કાન અને ગળું પરસ્પરાવલંબી છે. એટલી વાત આપણા શિક્ષકોએ બરાબર જાણવી જોઈએ. (હું માનું છું કે આ વિષય ઉપર મારે એક સ્વતંત્ર લેખ જ લખવો જોઈતો હતો.)

સાંભળવા-બોલવાની કળા ઉત્તમ કેળવ્યા પછી (કાંઈ નહીં તો એક વર્ષ પછી) વાંચવા-લખવાની કળા શરૂ કરવી જોઈએ.

કેળવણીનો ખરો પ્રારંભ હાથ અને ભેજું એક સાથે ચલાવવાથી થવો જોઈએ.

મેં જ્યાં જ્યાં કેળવણીનું કામ કર્યું છે ત્યાં ત્યાં કેળવણીનો પ્રારંભ અક્ષરોથી નહીં પણ હાથ દ્વારા કામ કરવાથી, વસ્તુઓ બનાવવાથી કરવાનો આગ્રહ મેં રાખ્યો હતો અને એ સિદ્ધાંત પર મેં ભાર મૂકયો છે. એનો પ્રચાર સારો થયો અને ફળ પણ સારાં આવ્યાં.

તમારે ત્યાંના વાચકો માટે કહીશ કે 'આ સિદ્ધાંતનું મહત્ત્વ સમજી શ્રી મોહન પરીખે જે કેળવણીમાં ક્રાંતિ શરૂ કરી છે તેનું સૂક્ષ્મ અધ્યયન કેળવણીકારોએ કરવું જોઈએ.' આને વિશે એક વાર મેં લખ્યું જ છે પણ ફરી વાર એના તરફ ધ્યાન ખેંચવાની હું જરૂર જોઉં છું.

૨

ઉપર જે લખ્યું છે તે કેળવણીની દૃષ્ટિએ મહત્ત્વનું છે. એના પ્રામાણિક અખતરાઓ સફળ પણ થયા છે. પણ મારે અહીં એક સાવ બીજો જ વિષય છેડવો છે જેને માટે ઉપરનો ભાગ પ્રસ્તાવના તરીકે વાપરી શકાય.

ગાંધીજીએ કહ્યું, આજે સમાજમાં સૌથી મોટામાં મોટો અન્યાય-અત્યાચાર હોય તો તે સમાજના અભણ શ્રમજીવી લોકોનું ભણેલા, ઉપલી ન્યાતના બુદ્ધિજીવી લોકો તરફથી થતું શોષણ એ છે. દોષ હોય, ગુનો હોય કે પાપ હોય એનો નાશ કરવા માટે એનું કારણ જડમૂળથી શોધવું જોઈએ. અને ઇલાજ ત્યાંથી શરૂ કરવો જોઈએ.

એ સિદ્ધાંત સ્વીકારી ગાંધીજીએ કહ્યું કે 'બુદ્ધિજીવી' ગણાતા લોકો ખરેખર 'અક્ષરજીવી' અને શ્રમ ટાળનારા હોય છે. એ દોષ એમની પ્રાથમિક કેળવણીના પ્રારંભમાં જ દાખલ થાય છે. માટે અભણ શ્રમજીવી લોકોનું શોષણ ટાળવું હોય તો ભણવાનો પ્રારંભ અક્ષરજ્ઞાનથી નહીં પણ કૌશલ્યયુક્ત ઉપજાઉ શ્રમ જેમાં

# ૧૦. કેળવણી એકલીમાં ક્રાંતિ બસ નથી

ગાંધીજીના આશ્રમમાં અમે દાખલ થયા તે પહેલાં અમે વડોદરામાં રહ્યા હતા. ત્યાં મારા બંને દીકરા શંકર (સતીશ) અને બાળને અક્ષરજ્ઞાન આપતાં પહેલાં મેં એમને પોતાનું નાનું નાનું કામ પોતે કરતાં શીખવ્યું. રાત્રે પોતાની પથારી પોતે જ પાથરી સૂઈ જાય. સવારે ઊઠતાવેંત એ પથારી રીતસર સંકેલીને યોગ્ય ઠેકાણે મૂકી દે. ત્યાર પછી જ બીજું કામ કરે. આવડાં નાનાં બાળકોને પોતાનાં કપડાં જાતે ધોતાં ક્યાંથી આવડે? છતાં નાહ્યા પછી ભીના કપડા ઉપર જરા જરા ધોયાના સંસ્કાર કરે અને કોરે મૂકી દે. ત્યાર પછી અમે એ કપડાં રીતસર ધોઈને સૂકવવા મૂકી દઈએ.

ત્યાર પછી અમે ધીમે ધીમે બંને બાળકોને રસોડામાં મદદ કરવા લીધા. આસ્તે આસ્તે રસોઈ કરતાં પણ તેઓ શીખ્યા. ત્યાર પછી જ અક્ષરજ્ઞાનનો વારો આવ્યો.

હું દલીલ કરતો 'સ્વરાજ એટલે પ્રજારાજ' દરેક માણસને મત આપવાનો અધિકાર મળવાનો છે. તેથી એમને લખતાં-વાંચતાં આવડવું જ જોઈએ. નિરક્ષર જનતા સ્વરાજ ચલાવી જ ન શકે. આટલી સામાન્ય દલીલ કર્યા પછી હું કહેતો કે 'અક્ષરજ્ઞાન સાર્વત્રિક થવું જોઈએ એમ તો હું માનું છું પણ એનો અર્થ એ નથી કે અક્ષરજ્ઞાનથી જ કેળવણીનો પ્રારંભ થાય. કેળવણી એટલે અક્ષરજ્ઞાન એવો જે ખ્યાલ બંધાયો છે એ તોડવો જ જોઈએ. કેળવણી એટલે સંસ્કારિતા, પાવરધાપણું, અને કૌશલ્ય. અક્ષરજ્ઞાન યથાકાળે આવે.' મારી વાત લોકોના મન પર ઠસાવવા એક ઉપમા લઈ હું કહેતો, માની લીધું કે તમારા દીકરાઓ પરણવાના જ છે. પણ એનો અર્થ એ નથી કે તેઓ જલદી પરણે. શા માટે આપણે બાળલગ્નને માન્યતા આપવી જોઈએ? છોકરાઓ પરણે જરૂર, પણ પ્રૌઢ ઉંમરે જ એમણે પરણવું જોઈએ. એ જ રીતે છોકરા-છોકરીઓને ફરજિયાત રીતે લખતાં-વાંચતાં કરવાં જોઈએ. એ સિદ્ધાંત સ્વીકાર્યો એ ઉપરથી સિદ્ધ નથી થતું કે બાળકોની (અથવા અર્ભકોની), કેળવણીનો પ્રારંભ અક્ષરજ્ઞાનથી થાય. 'બાળ-અક્ષરજ્ઞાન'ને કારણે બાળકોનું અને કેળવણીનું ઘણું નુકસાન થતું આવ્યું છે.

મુખ્ય વાત એ છે કે અક્ષરજ્ઞાન એ કેળવણી છે જ નહીં. કેળવણી મેળવવાનું એ એક અત્યંત જરૂરી અને મહત્ત્વનું સાધન માત્ર છે.

ઉપર કહ્યું તેમ "કેળવણી એટલે 'શરીર, મન, બુદ્ધિ, અને ખાસ કરીને જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો' વાપરવાની કળા કેળવવી તે." હાથપગ ઉત્તમ રીતે કેળવવાથી પ્રારંભ કરી શુદ્ધ ઉચ્ચારથી બોલવાની કળા કેળવવી જોઈએ. ઘણા શિક્ષકો જાણતા નથી કે બોલવાની કળાનો પ્રારંભ જીભ અને ગળા દ્વારા નહીં કાન દ્વારા શુદ્ધ અને સૂક્ષ્મ રીતે શબ્દો સાંભળવાથી થવો જોઈએ. આજકાલના યુવાનોનાં ઉચ્ચારણો ઘણી વાર ખોટાં પડે છે. એનું મુખ્ય કારણ 'સાંભળનાર

કાન બરાબર કેળવાતા નથી' અને છોકરાઓ ગમે તેવાં ઉચ્ચારણો કરે એ નભાવી લેવામાં આવે છે એ છે.

શુદ્ધ ઉચ્ચારણ પકડવાની કળા કેળવણીની દૃષ્ટિએ અત્યંત મહત્ત્વની છે. સંગીત શીખવા માટે જ નહીં, પણ તે પહેલાં માણસ શુદ્ધ, છટાદાર અને અસરકારક બોલી શકે, વ્યાખ્યાન આપી શકે. એને માટે પ્રથમ કાનની કેળવણી સરસ થવી જોઈએ. કાન બરાબર કેળવાયા છે કે નહીં એની કસોટી બોલવા મારફતે થઈ શકે છે. આટલો ગાઢ સંબંધ સાંભળવાની અને બોલવાની ક્રિયા વચ્ચે છે. કાન અને ગળું પરસ્પરાવલંબી છે. એટલી વાત આપણા શિક્ષકોએ બરાબર જાણવી જોઈએ. (હું માનું છું કે આ વિષય ઉપર મારે એક સ્વતંત્ર લેખ જ લખવો જોઈતો હતો.)

સાંભળવા-બોલવાની કળા ઉત્તમ કેળવ્યા પછી (કાંઈ નહીં તો એક વર્ષ પછી) વાંચવા-લખવાની કળા શરૂ કરવી જોઈએ.

કેળવણીનો ખરો પ્રારંભ હાથ અને ભેજું એક સાથે ચલાવવાથી થવો જોઈએ.

મેં જ્યાં જ્યાં કેળવણીનું કામ કર્યું છે ત્યાં ત્યાં કેળવણીનો પ્રારંભ અક્ષરોથી નહીં પણ હાથ દ્વારા કામ કરવાથી, વસ્તુઓ બનાવવાથી કરવાનો આગ્રહ મેં રાખ્યો હતો અને એ સિદ્ધાંત પર મેં ભાર મૂક્યો છે. એનો પ્રચાર સારો થયો અને ફળ પણ સારાં આવ્યાં.

તમારે ત્યાંના વાચકો માટે કહીશ કે 'આ સિદ્ધાંતનું મહત્ત્વ સમજી શ્રી મોહન પરીખે જે કેળવણીમાં ક્રાંતિ શરૂ કરી છે તેનું સૂક્ષ્મ અધ્યયન કેળવણીકારોએ કરવું જોઈએ.' આને વિશે એક વાર મેં લખ્યું જ છે પણ ફરી વાર એના તરફ ધ્યાન ખેંચવાની હું જરૂર જોઉં છું.

૨

ઉપર જે લખ્યું છે તે કેળવણીની દૃષ્ટિએ મહત્ત્વનું છે. એના પ્રામાણિક અખતરાઓ સફળ પણ થયા છે. પણ મારે અહીં એક સાવ બીજો જ વિષય છેડવો છે જેને માટે ઉપરનો ભાગ પ્રસ્તાવના તરીકે વાપરી શકાય.

ગાંધીજીએ કહ્યું, આજે સમાજમાં સૌથી મોટામાં મોટો અન્યાય-અત્યાચાર હોય તો તે સમાજના અભણ શ્રમજીવી લોકોનું ભણેલા, ઉપલી ન્યાતના બુદ્ધિજીવી લોકો તરફથી થતું શોષણ એ છે. દોષ હોય, ગુનો હોય કે પાપ હોય એનો નાશ કરવા માટે એનું કારણ જડમૂળથી શોધવું જોઈએ. અને ઈલાજ ત્યાંથી શરૂ કરવો જોઈએ.

એ સિદ્ધાંત સ્વીકારી ગાંધીજીએ કહ્યું કે 'બુદ્ધિજીવી' ગણાતા લોકો ખરેખર 'અક્ષરજીવી' અને શ્રમ ટાળનારા હોય છે. એ દોષ એમની પ્રાથમિક કેળવણીના પ્રારંભમાં જ દાખલ થાય છે. માટે અભણ શ્રમજીવી લોકોનું શોષણ ટાળવું હોય તો ભણવાનો પ્રારંભ અક્ષરજ્ઞાનથી નહીં પણ કૌશલ્યયુક્ત ઉપજાઉ શ્રમ જેમાં

હેલો છે એવી રાષ્ટ્રવ્યાપી ઔદ્યોગિક કળા મારફતે જ કેળવણીનો પ્રારંભ થવો જોઈએ. તેથી તેમણે સૂતર કાંતવા-વણવાની કળાથી કેળવણીનો પ્રારંભ કરાવ્યો. પણ કેળવણી આપવાનું અને એની દેખરેખ રાખવાનું કામ શોષણ કરનાર વર્ગના, અક્ષરજીવી, બુદ્ધિજીવી શિક્ષકો અને નિરીક્ષકોના હાથમાં રહ્યું. તેમને ગાંધીજીની આ વાત ગળે શાની ઊતરે? આખા દેશના લગભગ બધા શિક્ષકોએ ગાંધીજીની રચના વિકૃત કરી તોડી પાડી. (જે થોડા લોકો ખરેખરા ગાંધીજીના મતના થયા તા તેમને રાષ્ટ્રવ્યાપી કેળવણીના ક્ષેત્રમાંથી બહાર રાખવામાં આવ્યા.)

પણ મારે બીજી જ તકરાર કરવી છે. ગાંધીજીની વાત નિષ્ઠાપૂર્વક જેમણે સ્વીકારી તેમણે તે ફક્ત કેળવણીના ક્ષેત્રમાં જ વાપરી. એમાં એમણે સારાં પરિણામો પણ આણી બતાવ્યાં.

પણ ગાંધીજીને ક્રાંતિ જોઈતી હતી. કેવળ કેળવણીમાં નહીં, પણ સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક જીવનમાં. ત્યાં શ્રમજીવી લોકો બુદ્ધિમાન થવા જોઈતા હતા; સમાજનું નેતૃત્વ એમના હાથમાં જવું જોઈતું હતું. એ કશું થયું નહીં. ભણેલા લોકો શોષણ દ્વારા ધની થાય છે. શ્રમજીવી લોકોની સંપત્તિ તેઓ શોષી લેશે. આનો ઈલાજ તરત શરૂ થવો જોઈતો હતો. આનો પ્રારંભ બુદ્ધિજીવી લોકોએ પોતાને મળતું મહેનતાણું, કાંઈ નહીં તો એક સિદ્ધાંતના સ્વીકાર તરીકે, ઘટાડવું જોઈતું હતું. તે દિશાએ કશું કામ થયું નથી. ઊલટું ગાંધીમાન્ય સ્વરાજ્ય ચલાવનારા મંત્રીઓએ મોટા મોટા પગાર લઈને ગાંધીવિચારનું અપમાન કર્યું અને હવે તેઓ 'શોષણ ટાળવાની એટલે કે મજૂરોને વધારે મજૂરી અપાવવાની' વાત કરે છે.

વસ્તુઓની મોંઘવારી વધતી જાય છે. પરિણામે વધારે મજૂરી મળે તોપણ સમાજમાં મજૂરોનું સ્થાન જેવું છે તેવું જ રહેવાનું. બહુ થયું તો કારખાનાંઓના સંચાલનમાં એમનો થોડોઘણો અવાજ હશે. પણ શ્રમજીવી અને બુદ્ધિજીવી એ બે વર્ગની આવક વચ્ચેનું પ્રમાણ એમને એમ રહેવાનું, એવું આજે તો સ્પષ્ટ દેખાય છે.

ફક્ત કાયદાને જોરે લોકસ્થિતિ સુધારવાનો માર્ગ ગાંધીજીનો ન હતો. બધા વર્ગના લોકો પરિસ્થિતિ સમજી, સામાજિક આદર્શમાં ફેરફાર કરવા તૈયાર થઈ જાય, અને આ બધું લોકમતને જોરે અમલમાં આણવાની તૈયારી થઈ જાય ત્યાર પછી જ કાયદો એ પરિવર્તન ઉપર પોતાની મહોર લગાડે. એ હતો ગાંધીજીનો માર્ગ. એને માટે પ્રથમ બુદ્ધિજીવી એટલે કે અક્ષરજીવી લોકોના જીવનમાં પરિવર્તન આણવાનું કામ સમાજના નેતાઓનું છે. એ કામ છેલ્લાં વીસ-ત્રીસ વર્ષમાં કોઈએ કર્યું નથી.

પરદેશથી ભિક્ષા તરીકે કે કરજ તરીકે નાણાં મેળવી ઉદ્યોગધંધાઓ અમુક અંશે ખીલવી શકાય. પણ સામાજિક પરિવર્તન એ રસ્તે થવાનું નથી. મજૂરોની મજૂરીમાં ઓછોવત્તો વધારો થાય તો થોડા સમય માટે તેઓ સંતુષ્ટ થશે અને

તોફાને ચઢે નહીં એટલું જ.

પણ 'અસ્તેય' અને 'અપરિગ્રહ' એ જેનો અંતિમ આદર્શ છે તે સંસ્કૃતિ જાહેર પ્રચાર દ્વારા અમલમાં મૂકી શકીએ તો બધી ન્યાતોના અને બધા ધર્મોના લોકોનું જીવન પરસ્પર ઓતપ્રોત થશે. વર્ગવિગ્રહ ટળશે. અને સરવાળે શૂદ્ર જેવો વર્ગ અથવા વર્ણ રહે જ નહીં.

પશ્ચિમનો અનુભવ જુદો. ત્યાંની જનતાની કેળવણી જુદી. ત્યાંનો ઈલાજ ત્યાંના લોકોને માટે વખતે અનુકૂળ હોય. (એની હજી ત્યાંના લોકોને જ ખાતરી નથી.) આપણે પશ્ચિમ કરતાં વધારે આકરા થવું પડશે. કાયદા દ્વારા આખા દેશની સંસ્કૃતિ સુધારવાનો પ્રયત્ન અહીં સફળ થશે, એમ કહેતાં પહેલાં કાયદાઓ માટે સામાજિક વાતાવરણ તૈયાર કરવાની જરૂર છે. કેવળ બહુમતી મેળવી કાયદાઓ પાસ કરવાથી સંસ્કૃતિમાં સુધારો થવાનો નથી. અને સરવાળે સમાજમાં 'પરસ્પર આત્મીયતાને જોરે પુરુષાર્થ વધવાનો નથી.'

શોષણ ટાળવા માટે કૌશલ્યયુક્ત શ્રમજીવનનો પ્રચાર થોડા લોકોમાં થાય તે બસ નથી. આખું શહેરી જીવન સુધારવું પડશે. સામાજિક વર્ગોનું અને ન્યાતોનું અળગાપણું તોડવું પડશે. સમાજનાં ભિન્ન સ્તરોમાં આત્મીયતા વધારવી પડશે. આ કામ જીવનપરિવર્તન મારફતે થવું જોઈએ. અને એમાં ભણેલા લોકોએ દાખલો બેસાડવો જોઈએ. આજે જે ધર્મો દેશમાં પ્રચલિત છે તે બધા જ શોષણ પ્રત્યે આંખ આડા કાન કરનારા છે. સામાજિક જીવનના આદર્શો પ્રવાહમાં તણાતા જાય છે. સાંસ્કૃતિક ચિંતન અને સાંસ્કૃતિક જાગૃતિ ક્યાંયે દેખાતી નથી. આપણે ખાદીનો પ્રચાર કર્યો. પણ ખાદી-માનસનો પ્રચાર રહી જ ગયો. ગાંધીજીની અહિંસા અને જૈનીઓની અહિંસા વચ્ચે ફક્ત શાબ્દિક ફેર જ રહ્યો છે. સામાજિક જીવનમાં શોષણની પ્રતિષ્ઠા કાયમ છે. અને શોષણ કેવળ આર્થિક નથી. નાણાં, કેળવણી, સંસ્કારિતા અને પ્રતિષ્ઠા આ ચાર ક્ષેત્રે શોષણ ચાલે છે. એની અસમાનતા કોઈને કઠતી નથી. (ગરીબાઈ કઠવી એક વસ્તુ છે, અને અસમાનતા કઠવી બીજી વસ્તુ છે.)

ગાંધીવિચારમાં માનનારા લોકોએ કેળવણી-વિજ્ઞાન સાથે સમાજ-વિજ્ઞાનનો પણ વિચાર અને પ્રચાર કરવો જોઈએ.

## ૧૧. વિદ્યાપીઠની આશા*

સ્નેહસંમેલન જેવા પ્રસંગે ભાષણની શરૂઆતમાં પોતાનો આનંદ વ્યક્ત કરવાનો રિવાજ હોય છે. એટલે જો હું કહું કે આજે અહીંના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ વચ્ચે એક દિવસ ગાળતાં મને ખૂબ આનંદ થાય છે તો તમે તેને

* ગૂજરાત વિદ્યાપીઠ વિદ્યાર્થી સ્નેહસંમેલનના પ્રમુખપદેથી તા. ૧૫-૩-૩૬ને રોજ આપેલું વ્યાખ્યાન.

હંમેશનો સામાન્ય વિવેક ગણશો, પણ એવું નથી. જિંદગીમાં વિદ્યાર્થી તરીકે અને પ્રજાસેવક તરીકે અનેક સંસ્થાઓ જોડે મારો સંબંધ બંધાયો છે, પણ મારા હૃદય ઉપર સામ્રાજ્ય તો ચાર જ સંસ્થાઓનું છે. વિદ્યાર્થી તરીકે કારવારની હિંદુ સ્કૂલ અને પૂનાની ફર્ગ્યુસન કૉલેજ અને સેવક તરીકે વડોદરાનું ગંગનાથ વિદ્યાલય તથા આપણી ગૂજરાત વિદ્યાપીઠ. આ ચારેય સંસ્થામાં મેં મારું હૃદય કેળવ્યું છે. ગૂજરાત વિદ્યાપીઠ સાથે મારું હૃદય, મારી ઉચ્ચમાં ઉચ્ચ આકાંક્ષાઓ, મારા આદર્શો અને મારા સર્વોત્તમ સાથીઓની સેવાઓ વણાઈ છે. સ્થાપનાના સંકલ્પથી માંડીને વિદ્યાપીઠમાં થયેલાં તમામ પરિવર્તનોનો હું સાક્ષી છું. આ એક પવિત્ર સંસ્થા છે. પૂજ્ય બાપુજીએ આપેલા રાષ્ટ્રીય કેળવણીના મહામંત્રનો વિનિયોગ આ સંસ્થામાં થયેલો છે તેથી વિદ્યાપીઠના એક આદ્ય સંસ્થાપક તરીકે અને એના એક વખતના આચાર્ય તરીકે આ સંસ્થા પ્રત્યે મનમાં વાત્સલ્યભાવ હોવા છતાં એક જાતનો આદરભાવ પણ વસેલો છે.

હિંદુસ્તાનના જીવનવિકાસમાં, રાષ્ટ્રીય શિક્ષણના પ્રાણવાન પ્રયોગોમાં વિદ્યાપીઠનું સ્થાન અનેરું છે, તેથી વિદ્યાપીઠની સેવા કરતાં હૃદય જેટલું એકાગ્ર અને ઉન્નત થઈ શક્યું તેટલું બીજે થયું હોય એવું સ્મરણ નથી. અને કશા અભિમાન વગર હું કહી શકું છું કે વિદ્યાપીઠની સેવામાં ભક્તિનાં પુષ્પ તરીકે કોઈ પણ જાતનો ભોગ આપતાં હૃદયને સંકોચ થયો નથી; ઊલટી કૃતાર્થતા જ મેં અનુભવી છે. વિદ્યાપીઠના સંચાલનમાં ભાગ લેતાં અથવા એ સંચાલનનો ભાર છોડી દેતાં એ પ્રિય સંસ્થાની સેવાનો જ એક માત્ર વિચાર હૃદયમાં રાખ્યો છે અને તેથી દરેક પ્રસંગે મેં પ્રફુલ્લતા જ અનુભવી છે.

એવા મારા આ ગોકુળમાં મનની મોકળાશથી એક દિવસ ગાળવાનો મળે તો એનો આનંદ સામાન્ય ન હોય.

સ્નેહસંમેલનોમાં સંસ્થાના જૂના અને નવા વિદ્યાર્થીઓ મળે અને ભળે એ જ મુખ્ય ઉદ્દેશ હોય છે, પણ આપણે ત્યાં તો વિદ્યાર્થીઓ અને અધ્યાપકો વચ્ચે આપણે કોઈ કાળે હૃદયનું અંતર ઊભું થવા દીધું જ નથી અને જે કાંઈ અંતર સ્વાભાવિક રીતે રહે છે તે પણ આવે પ્રસંગે આપણે ઓછું જ કરી નાખીએ છીએ, તેથી આપણે ત્યાંના સ્નેહસંમેલનનો ઉદ્દેશ તો વિદ્યાપીઠના જૂના અને નવા વિદ્યાર્થીઓ તેમ જ અધ્યાપકો અને અન્ય સેવકો કુટુંબભાવે ભેગા થાય અને ઉત્સવ કરે એ જ છે. એથી ઊતરતો હોઈ જ ન શકે. આવે પ્રસંગે આપણે આનંદ કરીએ, એકબીજાને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરીએ, જૂનાં સંભારણાં જાગ્રત કરીએ, આશા અને આકાંક્ષાઓનો વિનિમય કરીએ, ભવિષ્ય માટેનાં સ્વપ્નાં ખીલવીએ અને એક દિવસને માટે હૃદયની અખાત્રીજ બનાવી મૂકીએ. હૈયામાં સ્નેહ અને ઉત્સાહની આજની ભરતી સૌથી મોટી હોય તો તેમાં આશ્ચર્ય શું! આદર્શના સૂર્યની અને સ્નેહના ચંદ્રની એ ઉત્તમ અસર છે, એથી કોણ મુક્ત રહી શકે!

કેટલાક લોકો આનંદને દિવસે છીછરી મોજમજાનું વાતાવરણ જમાવે છે. જાણે જીવન એ એક ભાર છે અને એ નીચે ઉતારી બેજવાબદાર સ્થિતિનો એક દિવસનો આનંદ લૂંટવાનો હોય. યંત્રવાદ અને દ્રવ્યવાદની ગુલામી તળે, દહાડિયા મજૂર તરીકે જેઓ દબાઈ ગયા હોય તેઓ ભલે બેજવાબદાર સ્થિતિની છીછરી પ્રવૃત્તિનો શરાબી આનંદ એક દિવસ માટે માણે. આપણે તો કૌટુંબિક જીવનનું સ્નેહગંભીર વાતાવરણ હંમેશને માટે ગંગાના પ્રવાહની માફક વહેવડાવવા માગીએ છીએ. આપણું સ્નેહસંમેલન જુદી જ જાતનું હોય. ઉછાંછળી વૃત્તિને કોઈ કાળે વશ નથી જ થવાના એમ હું નથી કહેતો, પણ માતાની સોડની હૂંફ માણતી વખતે તો આપણે પ્રસન્નપવિત્ર અને ભક્તિનમ્ર જ થવાના. સોંઘી હસાહસ તો દેવાળિયા જીવનનો વિષાદ ઢાંકવા માટે હોય છે. એવું દુર્ભાગ્ય આપણા ઉપર આવી પડે તો એ ઇલાજ પણ અજમાવીએ, પણ ભારતીય સંસ્કૃતિના ભાગ્યમાં એ વિફળતા લખેલી નથી એવો મારો વિશ્વાસ છે. આજને દિવસે આપણે આપણી સર્વોચ્ચ શક્તિ અને વૃત્તિનો અનુભવ અને કાંઈક પ્રદર્શન પણ જરૂર કરીએ. પ્રદર્શન એટલા માટે કે જેમ આપણી સાહિત્યશક્તિનો આપણા હસ્તલિખિત માસિક દ્વારા આપણે પરિચય કરાવીએ છીએ, તેમ આપણી ગૂઢ ભાવનાઓને, સંકોચનો પડદો સહેજ ખસેડીને, વ્યક્ત કરવાનો આ દિવસ હોય છે. સંસ્થાનો વાર્ષિક હેવાલ સંભળાવવો-સાંભળવો એ આજના દિવસનું સૌથી મહત્ત્વનું કાર્ય હોવું જોઈએ અને એની આસપાસ આપણી જીવનચર્ચા વણાવી જોઈએ. આપણું સામુદાયિક સર્જન પણ આજે આપણે પ્રદર્શનના રૂપમાં ગોઠવીએ. સ્નાતક સંઘના સભ્યોને તમે આમંત્ર્યા હશે જ અને તેમણે પણ પોતપોતાના પુરુષાર્થનું બયાન માતાને ચરણે આજે રજૂ કર્યું હશે. સ્નાતક સંઘ એ પણ વિદ્યાપીઠનું એક અવિભાજ્ય અંગ છે.

૨

વિદ્યાપીઠ કાંઈ મામૂલી શિક્ષણસંસ્થા નથી. એની પાછળ મહાન આર્ય આદર્શ એટલું જ નહીં પણ આજના પ્રબુદ્ધ ગુજરાતમાં અને મહાગુજરાતમાં લગભગ ...ાં બળોનું તે એક કેન્દ્રીકરણ છે. વિદ્યાપીઠના ધ્યાનમંત્ર સાથે આપણે વડના ...ડનું પ્રતીક મૂક્યું છે. એનાં મૂળિયાં દૂર દૂર જઈ ત્યાંથી પોપણ લઈ આવે ... એની વિસ્તીર્ણ ઘટા વિશાળ અને શીતળ છાયા ફેલાવે છે, એની વધતી જતી ...વાઈઓ નવે નવે ઠેકાણે જડ ઘાલે છે, અને એના ટેટાઓ કોણ જાણે કેટલે દૂર ...ઈ નવી નવી વસાહતો સ્થાપે છે. ખરેખર વટવૃક્ષ જેમ આપણી સંસ્કૃતિનું દ્યોતક ... તેમ આપણી સંસ્થાના આદર્શનું સૂચક પણ છે.

વિદ્યાપીઠની સ્થાપનાના દિવસો આજે યાદ આવે છે. તે વખતના વાતાવરણની ...હજ કલ્પના 'સાબરમતી'ની પ્રસ્તાવનામાં મેં આપી જ છે. ચોથી પ્રાંતિક પરિષદ ...મદાવાદમાં ભરાઈ હતી. ઘોર નિરાશામાંથી અમર આશામાં લઈ જનાર ઋષિ ...ધીજીએ ગુજરાત દ્વારા ભારતવર્ષને નવો પંથ બતાવવાની શરૂઆત કરી હતી.

સરદાર વલ્લભભાઈ, વૃદ્ધ જુવાન અબ્બાસ સાહેબ, ઉત્સાહમૂર્તિ ઇંદુલાલ, બધ ભેગા થયા હતા. કોઈકે ત્રણ લાખ રૂપિયા આપવાની વાત કરી હતી. થોડા દિવસ પહેલાં આણંદમાં આપણા બધા કેળવણીકારોનું નાનકડું સંમેલન ભરા હતું. ઇંદુલાલની પ્રેરણા અને રામનારાયણભાઈની આગેવાનીને લીધે કેળવણીને વરેલ એવા યુવાનોનું એક મંડળ બંધાયું હતું. દક્ષિણામૂર્તિએ બીલખાની સાંપ્રદાયિકત ઢીલી કરવાની શરૂઆત કરી હતી. શ્રી અનસૂયાબહેને મજૂરજાગૃતિ માટે રાત્રિ શાળાઓ ખોલવાનો ઉપક્રમ કર્યો હતો. નવું લોહી અને નવો પ્રાણ ગુજરાતન નસેનસમાં સ્ફુરવા માંડયાં હતાં. એવે વખતે બાર જણની સમિતિ બેઠી અને વિદ્યાપીઠની સ્થાપના થઈ. આજે જ્યારે એ બાર નામો ફરી જોઉં છું ત્યારે દેખાય છે કે એમાંનાં ઘણાંખરાં નામો એકેક સામર્થ્યશાળી સંસ્થાઓ જેવાં છે. અનેકોએ એક એક સ્વતંત્ર સંસ્થા ચલાવી પણ છે.

વિદ્યાપીઠની સ્થાપના વખતે કોણ નહોતું? અમારું આશ્રમનું મંડળ તો ખરું જ. ઇંદુલાલ યાજ્ઞિક અને એમનું રામનારાયણભાઈ આદિ કેળવણી મંડળ તરત ભળી ગયું. દક્ષિણામૂર્તિ પણ ભળવા માગતું હતું, અને પોતાની મુશ્કેલીઓ સામે મોટી કુનેહથી ઝૂઝતું હતું. સુરતના કલ્યાણજીદયાળજીની જોડીએ પોતપોતાનાં મંડળોનો કરભાર આપ્યો. ભરૂચમાં હરિભાઈ અમીને અને પુરાણીભાઈઓએ પણ ઝુકાવ્યું. સ્ત્રીકેળવણીને વરેલા ચંદુલાલ દવે તો એમાં હતા જ. આ અદ્ભુત પ્રવૃત્તિમાં જોડાઈને ભવિષ્યમાં ભૂસકો મારવાના જોખમમાં પ્રોપ્રાયટરી હાઈસ્કૂલના માલિક બલુભાઈ અને દીવાનનો ફાળો સૌથી મોટો ગણાયો એમાં અજુગતું શું હતું? અને મુંબઈની જાગૃતિ તો ત્યાંના વિદ્યાર્થીઓને જ આભારી હતી. ત્યાંના વિદ્યાર્થીઓએ અસહકાર પોકાર્યો અને રાષ્ટ્રીય શાળાની માગણી કરવા તેઓ શંકર-લાલ બેંકર પાસે ગયા. મુંબઈની રાષ્ટ્રીય શાળા વિદ્યાર્થીઓને હાથે સ્થપાઈ હતી એમ કહી શકાય. તેમાં શંકરલાલભાઈનો ફાળો નાનોસૂનો નથી. સરદાર વલ્લભ-ભાઈ પાછળથી જોડાયા. પણ જોડાયા પછી એમણે એ આખી પ્રવૃત્તિ પોતાની જ કરી. વિદ્યાપીઠનું ફંડ, એની જમીન, મકાન અને એની પ્રતિષ્ઠા બધું સરદાર-ને જ આભારી છે એમ આપણે કહી શકીએ છીએ. મણિલાલ કોઠારીને સાથે લઈ તેઓ બૃહદ્ ગુજરાતમાં ઘૂમ્યા અને વિદ્યાપીઠની પ્રવૃત્તિ આખા ગુજરાતની છે એમ તેમણે સિદ્ધ કર્યું.

પણ હું કાંઈ અહીં વિદ્યાપીઠનો ઈતિહાસ સંભળાવવા પ્રવૃત્ત થયો નથી. આચાર્ય ગિદવાણીનો જમાનો અને ત્યાર પછી આવેલા મારા મિત્ર કૃપાલાની અને નાનાભાઈના જમાનાનો ઈતિહાસ લાંબો છે, વિવિધ છે, ઉજ્જવળ છે. વિદ્યાપીઠના કોઈ શ્રદ્ધાવાન સ્નાતકે એ લખવો જોઈએ. મેં તો અહીં સ્થાપના વખતનું વાતાવરણ જેમ મનમાં આવ્યું તેમ રજૂ કર્યું છે. વિદ્યાપીઠની પ્રવૃત્તિમાં વિષ્ણુદિગંબરનું ગાંધર્વ મહાવિદ્યાલય, ટાગોરનું શાંતિનિકેતન, બંગાળના ડૉ. સુરેશનો અભયાશ્રમ આદિ સંસ્થાઓનો પણ થોડોઘણો ફાળો છે એ આપણે ભૂલી ન

ઈએ, અને વિદ્યાપીઠના કાર્યનો વિચાર કરતાં ગુજરાતની અનેકાનેક જાહેર ૃત્તિઓમાં વિદ્યાપીઠવાળાએ પોતાનો જે ફાળો આપ્યો છે એનો પણ વિચાર .માં આવ્યા વિના રહેતો નથી. મજૂર મહાજન, ભીલસેવા મંડળ, અંત્યજસેવા ળ, નવજીવન અને આપણી અનેક રાષ્ટ્રીય શાળાઓ, બધે જ વિદ્યાપીઠની ાર પહોંચી છે. યુવકપ્રવૃત્તિ અને જ્યોતિસંઘ બંનેમાં વિદ્યાપીઠનું વાતાવરણ ાયું છે. અનેક વેપારી પેઢીઓ અને ગુજરાતના જાહેર જીવનને વ્યક્ત કરનારાં ેક છાપાંઓ વિદ્યાપીઠના વિદ્યાર્થીઓને સંઘરી મુક્ત કંઠે પોતાની કૃતજ્ઞતા ત કરે છે. ખરેખર વિદ્યાપીઠ આખા ગુજરાતની સંસ્થા છે, અને પૂર્ણ સ્વરાજ્યની પણી લડતને લીધે તો વિદ્યાપીઠ આખા ગુજરાત સાથે ઓતપ્રોત થઈ ગઈ છે. ાજવાદ જેવી બળવાખોર પ્રવૃત્તિના સંચાલનમાં પણ વિદ્યાપીઠના સ્નાતકો છે, આપણે ભૂલી શકતા નથી.

વિદ્યાપીઠે પ્રથમ સિંધ, પંજાબ, યુક્તપ્રાંત, બંગાળ આદિ પ્રાંતોમાંથી કેળવણીકારો ં વિદ્વાનો આણ્યા. આજે વિદ્યાપીઠ અન્ય પ્રાંતોને એકેક-બબ્બે સમાજસેવકો પી શકે એવી સ્થિતિમાં છે. જીવનદૃષ્ટિ અને કેળવણીની દૃષ્ટિ આપી શકે એવા ારકો ગુજરાતમાં હવે પાક્યા છે એ અભિનંદનીય વસ્તુ છે.

૩

આવો જ એક ઉત્સવ આપણે લડત પહેલાં કર્યો હતો તેનું પણ અત્યારે ્ણ થઈ આવે છે. હિંદુસ્તાનની બધીયે રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓના પ્રતિનિધિઓ ભેગા થયા હતા અને રાષ્ટ્રીય શિક્ષણની ઊંડી ચર્ચાઓ થઈ હતી. વિદ્યાર્થીઓએ ્સંમેલન કર્યું હતું, સ્નાતક સંઘે પણ વિદ્યાપીઠની યાત્રાનું અભિનંદન કર્યું . એ દિવસનાં ભાષણો અને એ દિવસનું વાતાવરણ મને બરાબર યાદ છે. પણે શાંતિપૂર્વક સ્વાતંત્ર્યના જંગની તૈયારી કરતા હતા. અધ્યાપકો અને ાર્થીઓ એક જ રંગે રંગાયા હતા. તે દિવસે જ મને થયું હતું કે વિદ્યાપીઠ ાંનું મારું કામ હવે પૂરું થયું છે. ત્યાર પછી તરત જ આપણી લડત જામી. ાપીઠનું રૂપાંતર થયું. એક અવતારની સમાપ્તિ થઈ. આ તો પુનર્જન્મ છે. તો તે વખતનું સંચિત અને પ્રારબ્ધ સાથે લઈ નવી પાટી ઉપર નવી યોજના ારવાની છે. હવેના નવા વાતાવરણ માટે આજના અધ્યાપકો અને આજના ્યાર્થીઓ તેમ જ તેમના સંસ્કારો જુમ્મેવાર છે.

તમે તો બધા લડતનાં બાળકો છો. તમારાં માબાપોએ સત્યાગ્રહના વીર્યનો ્ચય આપ્યો છે. મોઢા પરનું પાણી કાયમ રાખી એમણે આપભોગ આપ્યા કટકા થઈને પડીશ પણ નમીશ નહીં, એવી અણનમ ટેક ઘણાએ બતાવી છે. ારા વડીલો જેલમાં હતા ત્યારે દક્ષિણામૂર્તિ, ગુરુકુળો, હરિજન આશ્રમ, શારદા-ર વગેરે સંસ્થાઓએ તમને રાષ્ટ્રની પવિત્ર થાપણ તરીકે સંઘર્યા હતા. ત્યાંનું

પાણી તમે લઈ આવ્યા છો. હમણાં જ પૂ. ગાંધીજી તમારી વચ્ચે રહી ગયા છે. તમારું જીવન એવું હોવું જોઈએ કે ગાંધીજી હર્ષથી કહે કે ખરેખર આ બાળકો મારાં જ છે. તમારા સરદાર બારડોલી-બોરસદના વીર વલ્લભભાઈ છે. વિદ્યાપીઠથી જેમને નોખા કલ્પી જ ન શકાય એવા વિઠ્ઠલદાસ તમારા આચાર્ય છે, મગનભાઈ પણ હવે તમારી વચ્ચે આવીને રહેશે. જેઠાલાલ, નગીનદાસ અને પાંડુરંગ જેવા તો વિદ્યાપીઠના મૂળના વિદ્યાર્થીઓ.

અને આ બધાંને સાંધનાર કડી તરીકે નરહરિભાઈની સલાહ, સૂચના અને દેખરેખ તમને અખંડ મળે છે. તમારે માટે આખું વાતાવરણ ઉન્નત અને આશાભર્યું છે. તમને ઉપદેશ આપવા કરતાં તમારું અભિનંદન કરી બેસી જવાનું મન થાય છે.

મને હંમેશાં થયું છે કે સ્નેહસંમેલનને દિવસે ભાષણ અપાય, વંચાય નહીં. એ તો મીઠાઈના પડીકાની પેઠે ઘેર જઈને નવરાશે ભાઈભાંડુઓ સાથે ભાગ પડાવવા માટે એમને એમ હાથમાં આપી દેવાનું જોઈએ. એટલા ખાતર જ આ મેં છપાવવા આપ્યું, જેથી આપણો વખત બચે અને એનો આપણે બીજો ઉપયોગ કરીએ.

૪

ખરું જોતાં આજને દિવસે મારે તમને મારો વિદ્યાર્થીઓ સાથેનો અનુભવ આપવો જોઈએ. હું માનું છું કે મારો અનુભવ આપતાં નરહરિભાઈનો અનુભવ પણ એમાં આવી જાય છે. અમારો સ્વભાવ અને અમારી અભિરુચિઓ અનેક રીતે ભિન્ન હોવા છતાં અમારી વચ્ચેનો સહકાર લગભગ આદર્શ છે એમ હું કહી શકું. જ્યારથી આશ્રમમાં અમે પહેલવહેલા ભેગા થયા ત્યારથી લગભગ દરેક પ્રવૃત્તિમાં અમે સાથે મળીને કામ કરતા આવ્યા છીએ. એમની સેવાનો ઉલ્લેખ કરતાં પણ પોતાના ઉલ્લેખ જેટલો મને સંકોચ થાય છે. લડત પછીનો રિપોર્ટ લખતી વખતે ધરાસણા વખતની એમની બહાદુરીનો ઉલ્લેખ કરતાં પણ મારી હિંમત ન ચાલી. મારો રિપોર્ટ તેઓ જ વાંચવાના છે એટલા જ કારણસર મેં એ વિશે મૌન સેવ્યું ન હતું, પણ એમને વિશે કાંઈ પણ લખતાં ઔચિત્યમાં ભંગ કરું છું એમ જ મને થતું. આજે જ્યારે અમારાં કાર્યક્ષેત્ર જુદાં થયાં છે અને પરસ્પરના સહકારને અભાવે અપંગતા અનુભવીએ છીએ ત્યારે જ આટલું વ્યક્ત કરી શકાયું.

આજના અધ્યાપકો વચ્ચે આવા જ સહકારની અપેક્ષા હું રાખું છું. મારા દોષો નરહરિભાઈ જો દરગુજર ન કરત તો હું નથી માનતો કે વિદ્યાપીઠની હું કોઈ પણ સેવા કરી શકત.

ચંદ્રશંકર, ઠાકોરભાઈ, ભગવતી, જેઠાલાલ ગાંધી, અમૃતલાલ નાણાવટી વગેરે બધા ભાઈઓએ તનતોડ સહકાર આપ્યો માટે જ હું નભી શક્યો, અને વિદ્યાર્થીઓની મદદ તો હું અનહદ ગણું છું. એમના તોફાનની મીઠાશ હું કોઈ કાળે

ભૂલું નહીં. એમનો સંયમી બળવો અને આદરયુક્ત આખાબોલાપણું, ગુજરાતના જાહેરજીવનની સુવાસ અને કીમતી મૂડી છે એવો મારો સ્પષ્ટ અભિપ્રાય છે. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ ગુજરાતના જાહેરજીવન ઉપર પોતાની સ્પષ્ટ દેખાઈ આવે એવી છાપ પાડી છે.

અને એમ કેમ ન હોય? વિદ્યાપીઠની સ્થાપનાને શુભ મુહૂર્તે પૂ. ગાંધીજીએ યોગયુક્તવૃત્તિમાં જે ભાષણ કર્યું હતું તે આપણે હમેશ નજર આગળ અને હૃદયમાં જાગ્રત રાખવું જોઈએ. મને લાગે છે આજના જેવા પ્રસંગે જાહેર કાર્યક્રમ-માં એ ભાષણ વાંચવાનું આપણે રાખવું જોઈએ. ગાંધીજીએ વિદ્યાર્થીઓ વચ્ચે બેસીને અનેક વખતે પાઠો આપ્યા છે. ભગવદ્‌ગીતા, બાઈબલ, તુલસીરામાયણ, હિંદસ્વરાજ્ય — આ પુસ્તકો ઉપરાંત શ્રદ્ધા અને બુદ્ધિ, હિંસા અને અહિંસા, ભણતર અને સેવા ઇત્યાદિ અનેક વિષયો ઉપર તેમણે પોતાના ઊંડામાં ઊંડા વિચારો અહીં વ્યક્ત કર્યા છે.

વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ જેમ ખાદીપ્રદર્શનો અને નાટકોમાં નવી ભાત પાડી છે, ખાદીફેરી અને પિકેટિંગમાં પોતાની નિષ્ઠા બતાવી છે, તેમ સાહિત્ય સેવામાં અને સ્વરાજ્યની લડતમાં પણ પોતાની પ્રતિભાનો પરિચય આપ્યો છે. હરિજનોની વહારે ધાવામાં અને સંસારસુધારામાં વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ ગુજરાત-ને મોખરે છે એમ કહેતાં મને તો અતિશયોક્તિ જણાતી નથી.

૫

હું છેલ્લે અહીં આવ્યો હતો ત્યારે તમારા કેટલાક પ્રતિનિધિઓ મારી પાસે પંચાયતનો સવાલ લઈને આવ્યા હતા તે વખતે મેં મારો અભિપ્રાય ટૂંકામાં આપી દીધો હતો. આજે એ જ વિષય જરા ફરી હાથમાં લેવા માગું છું. ભણતરના અને ઉદ્યોગના વર્ગો એ તો તમારી મુખ્ય પ્રવૃત્તિ. દિવસની બેત્રણ પ્રાર્થનાઓ એ તો કહી ન શકાય એવું પણ અસરકારક આધ્યાત્મિક વાતાવરણ છે. પણ તમારી પોતાની પ્રવૃત્તિઓ — તમારી પંચાયત અને ચર્ચાપરિષદ, સોપાન અને પંચતંત્ર, તમારો વ્યાયામ અને તમારી રમતો, તમારું વાચનાલય અને પુસ્તકાલય, છાત્રાલય અને રસોડું — આ બધી નાનીમોટી સંસ્થાઓ દ્વારા તમે તમારો ઊછરતો અને ઊછળતો આત્મા વ્યક્ત કરો છો. એ અખૂટ ક્ષેત્ર તમને તમારું પોતાનું લાગે છે. અહીં તમારું સ્વાતંત્ર્ય તમે આંખમાં તેલ આંજીને જાળવવા મથો છો. એને વિશે બીતાં બીતાં પણ બે શબ્દ મારે કહેવા જોઈએ.

તમારી પંચાયત તમને બંધારણનું રહસ્ય સમજાવનારી સંસ્થા છે, એ ખરું છે. છતાં એને બંધારણબાજીનો અખાડો ન કરી મુકાય. એક વખત એવો પણ હતો કે જ્યારે ચોમાસામાં જેમ વારેઘડીયે પેશાબ કરવા જવું પડે છે તેમ પંચાયતમાં vote of censure ના ઠરાવો આણવાના પ્રસંગો બનતા. તે વખતના વિદ્યાર્થી-ઓ ખાસ પ્રમાદી, તોફાની કે અણઘડ હતા એમ નહીં, પણ હાથમાં નવી

આવેલી કાતર જેમ જ્યાંત્યાં વાપરવાનું મન થાય છે, રબરનો કકડો ક્યાં સુધી તાણી શકાય છે એ જોવાનું મન થાય છે, તેમ જ વિદ્યાર્થીઓને બંધારણની કૂંચીઓ અને ફાયર એંજિન્સ (આગના બંબા) અમસ્થા અમસ્થા વાપરવાનું મન થતું. દરેક જવાબદાર રાજ્યતંત્રનો પ્રાથમિક ઈતિહાસ આવો જ હોય છે.

મારા હાથમાં જ્યારે તમારી પંચાયતનું પ્રમુખપણું હતું ત્યારે કશા પક્ષપાત વગર અધિકારારૂઢ દળનો બચાવ કરી એને મજબૂત કરવા તરફ મારું વલણ રહેતું. નિંદાવ્યંજક ઠરાવ બનતાં સુધી ન જ આવે અને આવે તો પસાર ન થાય એ જાતની ઇંતેજારી મેં રાખેલી.

દ્વૈમાસિક સાબરમતીની કારકિર્દી કોઈ પણ નિયતકાલિકને શોભાવે એવી હતી. એનું નામકરણ મેં જ કરેલું. એનું દ્વૈમાસિક રૂપ પણ મેં જ સૂચવેલું. પણ જ્યારે લડતની તૈયારી કરવાની નીતિ મેં મારા મન સાથે ગોઠવી ત્યારે આવી ઘણી સારી પ્રવૃત્તિઓનો પણ મેં સંકોચ કરાવ્યો. સાબરમતી પાછળ માબાપ પાસેથી આણેલા પૈસા ખરચવા અને ખોટ ખાવી એ ગામડામાંથી આવેલા વિદ્યાર્થીઓને પોસાય એમ ન હતું. એટલે તેમણે મારી સૂચના સ્વીકારી, સાબરમતીને હસ્ત-લિખિતનું રૂપ આપ્યું. એ રૂપમાં પણ એ ખૂબ શોભી નીકળ્યું. સિકંદરને જેમ પોતાની ફોજનું લડાયકપણું તેજ કરવા ખાતર લૂંટની કીમતી ચીજો સૈનિકો પાસેથી પડાવી બાળી નાખવી પડી, તે જ પ્રમાણે પ્રજાને લડાયક બનાવવા માટે કીમતીમાં કીમતી સંસ્થાઓ પણ સંકેલવી પડે છે. જેનો જીવ વહાલી સંસ્થાઓમાં જકડાયેલો રહે છે તે લડત પ્રસંગે કાચા દિલનો નીવડવાનો ઘણો સંભવ રહે છે. પછી તો એવો મોહ દૂર કરવા સારુ સારી સંસ્થા પણ જતી કરવી પડે છે. જન્મેજયની પેઠે છેવટની ઘડીયે इन्द्रेण सह तक्षकाय स्वाहा । કહેવું પડે છે.

તમારા ‘પંચતંત્ર’ની કારકિર્દી પણ બહુરૂપી છે. તેણે એક વાર વિદૂષકનું અને માઢવ્યનું કામ કર્યું હતું. અધ્યાપકો ઉપર અથવા ‘પંચતંત્ર’ની ભાષામાં કહું તો સત્તા ઉપર ટાણેકટાણે ટીકા કરવાની એને ખૂબ હોંશ હતી. મારે માટે તો એ ભારે રમૂજનું સાધન હતું. અમુક વાતાવરણ એમાં જોઈ શકાતું. તમારા નગીનદાસ-ભાઈનાં કેટલાંક અપ્રતિમ કાવ્યો પંચતંત્રે પ્રસિદ્ધ કર્યાં છે. ‘પાઠકની છીંક’ ‘કાનાની કોટાઈ’ વગેરે કાવ્યો સહેજે ભુલાય એવાં ન હતાં. ‘સુન્દરમ્’ની પ્રતિભા પંચતંત્રમાં જ ખીલી એમ હું માનું છું. એક વખતે જ્યારે પંચતંત્રે અધ્યાપકો ઉપર ટીકા કરવાનું છોડી વિદ્યાર્થીઓની અંદરઅંદરની દલબંધી શરૂ કરી અને ઝેર-વેર જાગ્રત થયાં ત્યારે એ અપચો ટાળવા માટે એને એક સત્રના ઉપવાસ યોજવા પડ્યા હતા. આજનું તમારું પંચતંત્ર કેવુંક ચાલે છે તે હું જાણતો નથી. એકબે અંકો જોયા તે વિદ્યાર્થી સમાચાર જેવા લાગ્યા. સંસ્કારી અને સજ્જન વિનોદ એ કીમતી વસ્તુ છે. સમાજને ચડાવવામાં એનો ફાળો અસાધારણ હોય છે એટલે પંચતંત્રની એ બાજુ તમે ખૂબ કાળજીપૂર્વક કેળવશો એવી આશા રાખું છું.

વધારશો તો કીમતી જીવન વેડફાઈ જશે. અને જો છાપાંઓ વાંચવાનું છોડી દેશો તો ડગલે ને પગલે પસ્તાશો. છાપાંઓ વાંચતાં દુનિયાનું જ્ઞાન કેળવાય છે એ લાભ તો છે જ, પણ એથીયે વિશેષ લાભ તો, શું લેવું અને શું તજવું, શું સાચું માનવું અને શું કોરે મૂકવું એનો વિવેક કરવાની શક્તિ કેળવાય છે, એ છે. તમે રમતો છોડી દેશો તો જલદી ઘરડા થશો, અને હારજીતમાં સમાન રહેવાની અનાસક્તિ સહેજે કેળવવાની એક તક ગુમાવશો.

તમારી ચર્ચાપરિષદમાં સભાસંચાલનની કળા તમે કેળવશો તો જ તમારું સામાજિક જીવન ખીલશે, એ બરાબર ધ્યાનમાં રાખજો.

૬

આજકાલ તમે અહીં કયા કયા વિષયો ખીલવી રહ્યા છો એનો સ્પષ્ટ ખ્યાલ મને નથી, જોકે હમણાં તમારી એક અભ્યાસ-સમિતિમાં બેસવાની તમારા આચાર્યશ્રીએ મને તક આપી હતી. એટલે મારે મન જે વિષયો અત્યંત મહત્ત્વના છે તેની તમારી આગળ ભલામણ કરી સંતોષ માનીશ.

હિંદુસ્તાનનું અને ગુજરાતનું જાહેર જીવન એટલા ઝપાટાથી વ્યાપક થતું જાય છે કે જેને મડદાલ જીવન ગાળવું નથી તેવા દરેક માણસે રાષ્ટ્રભાષા હિન્દી હવે ખૂબ કેળવવી જોઈએ અને પોતાની ગુજરાતી ભાષા પણ હવે પછી દેવનાગરી એટલે બાળબોધ લિપિમાં અમુક સુધારાઓ સાથે લખવાની ટેવ પાડવી જોઈએ. નાગરી અક્ષરો ઉપરની શિરોરેખા ધીમે ધીમે કાઢી નાખવાના છીએ એ સાંભળી તમને હર્ષ થશે એ હું જાણું છું.

તમારે ત્યાં હવે સંગીત ખૂબ ખીલવા માંડયું છે. આપણા પંડિતજીની શુદ્ધ સાત્ત્વિક અને લાંબી તપશ્ચર્યા ફળીભૂત થવા લાગી છે એનો મને વિશેષ સંતોષ છે. આપણે ત્યાં ચિત્રકળા ખૂબ ખીલવાની જરૂર છે. ગૂઢ કાવ્યોની હરીફાઈ કરનાર ચિત્રકળાની હું વાત નથી કરતો. તે તો જેના ઉપર ઈશ્વરનો આશીર્વાદ હશે એ ખીલવશે, પણ હું અહીં સામાન્ય ચિત્રકળાની વાત કરું છું. જેમ દરેક માણસને લખતાં-વાંચતાં-ગણતાં આવડવું જોઈએ, નહાતાં, ધોતાં કે પેનસિલ ઘડતાં આવડવું જોઈએ અને આજકાલ જેમ દરેકને હાથે દાઢી કરતાં આવડવું જોઈએ તેમ જ ગમે તે કલ્પના અને યોજના ચિત્રબદ્ધ કરવાની અને પ્રમાણમાપના નકશાઓ દોરવાની કળા આવડવી જોઈએ. ચિત્રકળાવિહોણી કેળવણી હવે પછી વિ–ચિત્રને નામે ઓળખાશે, અને જેને ભૂમિતિની આકૃતિઓ ગમે તે ક્ષણે કાઢી બતાવવાની હિંમત નથી હોતી તેને હવે પછી અભણ તરીકે જ ઓળખવામાં આવશે. ગુજરાતી ઉપરનો તમારો કાબૂ તમારા પૂર્વગામીઓ અને અધ્યાપકો કરતાં ઓછો ન જ હોવો જોઈએ. સુથારી, દરજીકામ, જિલ્દસાજી (ચોપડીઓ બાંધવાનો ધંધો) એ બધા ધંધાઓ તમે ખીલવતા હશો જ પણ એ બધા ખાદીવિદ્યા આગળ ગૌણ છે એ તમે ભૂલશો નહીં.

કોમી એકતા અને સર્વધર્મસમભાવ અમલમાં મૂકવામાં આપણી સંસ્થાનો ફાળો ઓછો નથી. આપણે ત્યાં આપણે એવા કોઈ જાતના ભેદભાવ સ્વીકાર્યા જ નથી. અસ્પૃશ્યતાનિવારણની બાબતમાં ગુજરાતે ઘણું કર્યું છે, છતાં મારે કહેવું જોઈએ કે જેટલું કરવું જોઈતું હતું એટલું હજુ નથી કર્યું. ગુજરાતમાં આર્યસમાજીઓએ અને વડોદરા રાજ્યે આ કામ પ્રથમ હાથમાં લીધું. રાજાની શક્તિ તો એ રાજ્યકર્તા છે એટલા માટે જ પરિમિત હોય છે. છતાં શ્રી સયાજીરાવે હિંદુસ્તાનની કોઈ પણ રાજ્યસત્તા કરતાં આ બાબતમાં વધારે કર્યું છે. ગુજરાતનો આર્યસમાજ આ બાબતમાં મોળો નીવડ્યો છે એવી મારા પર છાપ છે. ગુજરાતના આર્યસમાજીઓ પાસેથી ઋષિ દયાનંદ જેટલી અપેક્ષા રાખે એનો સોમો ભાગ પણ થયો નથી અને હરિજનોની તમામ હાડમારીઓ ક્યારની દૂર થવી જોઈતી હતી તે હજી આપણને ચિંતા કરાવે છે. આપણા આજના કાર્યકર્તાઓમાં કેટલાક બરાબર મરણિયા થઈને અસ્પૃશ્યતા સામે ઝૂઝે છે એ જોઈ મને વિશ્વાસ થાય છે કે અસ્પૃશ્યતા રાક્ષસી હવે મરી ગઈ છે. હવે ફક્ત એનું મડદું ગંધાય છે તે દાટવાની જરૂર છે. આ બાબત આપણે મોડું કરીશું તો તેનો કોહવાટ સમાજમાં બધે ફેલાઈને મરકી ફાટી નીકળશે. આપણા સમાજના ઘણા લોકો આ બાબતમાં જેટલા જાગ્રત થવા જોઈએ એટલા નથી. જાગ્રત ગુજરાત માટે આ સારું નથી. તમે વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ કેડ કસીને નીકળી પડો અને નિશ્ચય કરો કે પાંચ વર્ષની અંદર ગુજરાત માટે અસ્પૃશ્યતાનો સવાલ બાકી રહે નહીં એવું કરી મૂકીશું. આપણી લડત ચાલતી હતી ત્યારે કેટલાક લડતમાંથી બચી જવા માટે હરિજનનું કામ લઈ બેસતા જ્યારે કેટલાક ગ્રામસેવકો હરિજનનું કામ હાથમાં લઈ ખેડૂત પ્રજા વચ્ચે અકારા થવાની બીકે કહેતા હતા કે અમે લડતના સૈનિક છીએ, અમે હરિજનનું કામ નહીં કરીએ. મોળાપણું અનેક રીતે પ્રગટ થાય છે.

૭

આપણા એક બે સ્થાનિક પ્રશ્નો પણ આપણે એમને એમ રાખ્યા છે. એક છે ચોરોનો. આપણે ત્યાં ચોરો બરાબર પ્રથમથી આવતા રહ્યા છે. આપણે થોડા દિવસ ચોકી કરીએ છીએ અને પછી ચોરોને ભૂલી જઈએ છીએ. પણ ચોરો આપણને ભૂલતા નથી. અંગ્રેજી રાજ્યમાં અદ્‌ભુત સુરક્ષિતતા છે એમ કહેનારા કહે છે. આપણે જાણીએ છીએ કે પ્રજામાં જ અમુક સજ્જનતા રહેલી છે માટે આપણા દેશમાં આટલી સુરક્ષિતતા છે. એ સજ્જનતાની સહેજ મદદ તરીકે જ રાજ્યસત્તાનો ઉપયોગ છે. ચોરો આપણે ત્યાં અવારનવાર આવ્યા કરે છે તેથી આપણું નુકસાન થાય છે, એના કરતાં ચોરો બગડે છે એની ચિંતા મને વધારે છે. આપણા પડોશના દેશવાસીઓની દાનત ઉત્તરોત્તર બગડતી જાય એ દરેકને ચિંતાનો વિષય થવો જોઈએ. વિદ્યાપીઠે પોતાના અધ્યાપકો અને સ્નાતકોને આ ગંભીર સામાજિક વિષયનો અભ્યાસ કરી એના વ્યવહારુ ઉપાય સૂચવવા માટે નોતરવા જોઈએ, અને જેનો નિબંધ સર્વોત્તમ નીવડે તેને સમાજશાસ્ત્ર પારંગતની

પદવી આપવી જોઈએ. આપણું અહિંસાશાસ્ત્ર આ રીતે જ ખીલશે.

આપણો બીજો સ્થાનિક સવાલ તે કૂતરાનો. આશ્રમમાં તેમ જ વિદ્યાપીઠમાં આ સવાલની ચર્ચા અનેક વાર થઈ છે. જ્યાં ગોરા લોકો રહે છે ત્યાં એટલે કે કૅમ્પમાં કૂતરાંના સવાલનો ઉકેલ એ લોકો આણી શક્યા છે. આપણે એ જ સવાલનો ઉકેલ આવે એવું અહિંસાશાસ્ત્ર ખીલવવું જોઈએ. આપણે એ આખો સવાલ શાસ્ત્રીય રીતે ચર્ચી એના યોગ્ય અને અસરકારક ઇલાજો ગુજરાત આગળ મૂકવા જોઈએ. કશું ન કરવું અથવા જૈનો કરે છે તેમ કૂતરાંની પાંજરાપોળો સ્થાપન કરી બેસી જવું એ તો સામાજિક બુદ્ધિનું દેવાળું છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં આ સવાલ જ્યારે ચર્ચાય છે ત્યારે દયા જ છૂટે છે. વિદ્યાર્થીઓએ અને જૂના-નવા સ્નાતકોએ આવા આવા સામાજિક અગત્યના પ્રશ્નો હાથમાં લઈ એનું આંકડાવાર અધ્યયન કરી એનો ઉકેલ સૂચવવો જોઈએ.

૮

માતર-તાલુકાની કેવળ આર્થિક તપાસ આપણે કરી; એ કામ સારું થયું. બારડોલીના કરવેરાની તપાસ પણ બહુ ઉપયોગી નીવડી. હવે ગુજરાતના શહેરી તેમ જ ગામડાના કારીગરોની આર્થિક તપાસ થવી જોઈએ. ગુજરાતમાં ન્યાતોની અને પંથોની જૂની જાળ પથરાયેલી છે. ગુજરાતના સામાજિક જીવનના ગુણદોષો મોટે ભાગે તેને જ આભારી છે. ગ્રામસેવા મંદિરે અથવા સમાજવિદ્યા મંદિરે એ બધા પ્રશ્નો હાથમાં લેવા જોઈએ. હિંદુસ્તાનની સામાજિક સ્થિતિ વિશે અને લોકરૂઢિ વિશે પરદેશના લોકો આવી અધ્યયન ચલાવે અને મોટા મોટા ગ્રંથો લખે અને પછી તેનું જ આપણને અધ્યયન કરવું પડે અને મહાદેવભાઈ જેવા વૃત્તવિવેચકોને એમાંથી જ આંકડાઓ અને વચનો ટાંકવાં પડે એ આપણે માટે સારું નથી. પુરાતન, ભોગીલાલ ગાંધી, બબલભાઈ જેવાઓ પાસેથી આવાં અધ્યયનની અને દિશાદર્શનની મેં આશા રાખી છે. પરીક્ષિતલાલભાઈએ તો હવે આપણને એક સરસ હેવાલ આપવો જ જોઈએ.

આજે ગુજરાતમાં અનેક ઠેકાણે ગ્રામસેવાની પ્રવૃત્તિ ચાલી રહી છે. જુગતરામભાઈ જેવા અને બબલભાઈ જેવા ગ્રામસેવકો એ નવું ક્ષેત્ર નિષ્ઠાપૂર્વક ખેડી રહ્યા છે. લડાઈમાં જેમ આગળ ધપનારી ટુકડીઓ મૂળ કેન્દ્ર સાથેનો પોતાનો સંબંધ અવિચ્છિન્ન રાખવા માટે પ્રાણપણે ઇન્તેજાર હોય છે તે જ પ્રમાણે તેમણે વિદ્યાપીઠ સાથેનો પોતાનો સંબંધ જીવતોજાગતો અને વધતો રાખવો જોઈએ. પોતાનો અનુભવ વખતોવખત વિદ્યાપીઠ આગળ અને તમારી આગળ રજૂ કરે, ત્યાં કયું જ્ઞાન અને કેવી આવડત આવશ્યક છે, કઈ વસ્તુ વગર કામ અટકે છે અગર બગડે છે એ બધું એમણે અહીં આવીને રજૂ કરવું જોઈએ અને પોતાને જોઈતું સાહિત્ય અને બીજી માહિતી અહીંથી મેળવવી જોઈએ. વિદ્યાપીઠે એમની પાસેથી શાસ્ત્રીય તપાસો કરાવી એ દુનિયા આગળ આકર્ષક રૂપમાં મૂકવી જોઈએ. હવે પછી કેવળ આર્થિક

તપાસથી આપણે સંતોષ નહીં માનીએ પણ સામાજિક, ધાર્મિક અને લોકજીવન-વિષયક શાસ્ત્રીય તપાસો કરવી જોઈશે. દર વરસે જ્યારે તમે તમારું ભણતર પૂરું કરી જિંદગીમાં પ્રવેશ કરવાના હશો તે વખતે એ બધા કુશળ અને અનુભવી ગ્રામસેવકો તમને નોતરવા આવવાના અને પોતપોતાના ક્ષેત્રમાં ખેંચીને લઈ જવાના. તમારે એની તૈયારી રાખવી જોઈએ અને પ્રથમથી જ પોતાનું વલણ પણ જાહેર કરવું જોઈએ.

આપણે ભીલો, રાનીપરજ અને હરિજનોનો સવાલ હાથમાં લીધો છે. હવે બારૈયા, ઠાકરડા, દૂબળા, રબારી, આહીર આદિ આપણા બધા પછાત ભાઈઓના સવાલ પણ આપણે હાથમાં લેવા જોઈએ. એકલું વલ્લભવિદ્યાલય ખોલીને બેસી જઈ આપણે સંતોષ નહીં માનીએ. ઉજળિયાત કેળવણી એ અઢાર લાખ ગુજરાતી-ઓની કેળવણી છે, જ્યારે આપણે તો ૮૦ લાખ શ્રમજીવી ગુજરાતી માટેની કેળવણીનો સવાલ ઉકેલવાનો છે. તમે વિદ્યાર્થીઓ એ ક્ષેત્ર પોતાનું કરશો તો તમારે માટે સેવા અને આજીવિકાનું ક્ષેત્ર અઢળક છે. હજારની વસ્તી પાછળ એક શિક્ષકસેવક ગણી લઈએ તોય ૮૦૦૦ને માટે આજ તરતોતરત કામ છે, અને તમે આજે ૮૦ એ નથી. એટલે જ્યાં સુધી તમારી સંખ્યા હજી સો ગણી થાય નહીં ત્યાં સુધી સેવાની ભૂમિ તરસી ને તરસી જ રહેવાની છે. આવી સ્થિતિમાં તમારામાંથી કોઈ પણ સેવાનો ખ્યાલ વિસારે મૂકી મોજમજા, કમાણી અને શહેરી પ્રતિષ્ઠાનો જ જો વિચાર કરશે તો આપણને માથું ઊંચું કરવાનો હક નહીં રહે.

તેથી જ પૂ. બાપુજીએ સૂચવ્યું છે કે હવે પછી વિદ્યાપીઠે દરેક રીતે ગામડાંનો જ વિચાર પ્રધાન બનાવવો જોઈએ. સંગીત હો કે લિપિસુધારણા હો, સુથારી હો કે જોડણીકોશ હો, ગામડાંની ૮૦ ટકા વસ્તીની ઉન્નતિ અને ઉદ્ધારનાં જ આપણને સ્વપ્નાં આવવાં જોઈએ.

ત્યારે શું ગામડામાં જઈને કામ કરવું ખરેખર આટલું અઘરું છે? આનો જવાબ હા અને ના-ના રૂપમાં જ આપવો પડે છે. દુનિયાની મોટી વસ્તી ગામડામાં રહે છે. આરોગ્ય અને સમાધાની ગામડામાં જ વધારે હોઈ શકે છે. કુદરતનું સૌંદર્ય ગામડામાં જ સ્વાભાવિક રૂપમાં મળે છે. પશુપક્ષી અને ભોળા માણસનો સહવાસ ગામડામાં જ મળે છે. અનાજ, ફળ, ફૂલ, શાકભાજી અને કંદ બધાં ગામડામાંથી જ મૂળમાં પેદા થાય છે. નાણાંનો પ્રપંચ શહેર કરતાં ગામડામાં ઓછો હોય છે. અને આજના વિદ્યાર્થીઓમાંથી મોટો ભાગ તમે ગામડાના જ રહીશ છો. ગામડામાં રહી લોકજીવનનો આનંદ લૂંટી ગ્રામસેવા કરવી એ તમારે માટે આનંદની પરમાવધિ થવી જોઈએ. પણ એમાં એક મુશ્કેલી છે. શહેરી ટેવો એ એક ભારે ચેપીરોગ છે અને એ બહુ જલદ રીતે ફેલાય છે. તમે અહીં વિદ્યાપીઠમાં આવ્યા છો, શહેરથી દૂર છો પણ શહેરમાં જવાની, શહેરની ચીજો ખરીદવાની, આચરકુચર ખાવાની અને અવારનવાર સિનેમા જોવાની લત તમને ધીમે ધીમે લાગવા માંડી છે; એ વાત જો સાચી હોય તો તમે વિદ્યાપીઠના ભણતરથી

ગ્રામસેવાની લાયકાત કમાઈ રહ્યા છો અને અહીંના તમારા જીવનથી તમારી સ્વાભાવિક લાયકાત ગુમાવી રહ્યા છો એમ કહેવું પડશે. ચડવાનું હંમેશાં મહેનતનું અને કષ્ટપ્રદ હોય છે. ઊતરવું – પડવું, લપસી જવું – તો હંમેશ સહેલું અને મજા પમાડતું હોય છે. એની સામે જે કોઈ ચેતવણી આપે તે અકારું લાગે છે પણ જેમ તમારે ગામડામાં રહેવાનું છે અને પ્રસંગ પડયે ગામડાના લોકોમાં અકારા થઈને પણ સેવા કરવાની છે તેમ જ તમારા અધ્યાપકોએ પણ પ્રસંગે અકારા થઈ તમને ગ્રામસેવાની દીક્ષા આપવી રહી. તમારાં માબાપો, તમારાં સગાંસંબંધીઓ અને તમારા સરદાર બધાંએ લડતમાં ભાગ લીધો છે. લડતમાંથી જ ગ્રામકેળવણી અને ગ્રામસેવાનું મહત્ત્વ જોયું છે. બધાં એ રીતે તમારી તરફ જોઈ રહ્યાં છે. આશાથી જોઈ રહ્યાં છે. તમારા સંકલ્પબળથી અને એમના આશીર્વાદોથી એમની મુરાદો બર આણશો અને દુનિયાના ઈતિહાસમાં ગુજરાતને સ્થાન મેળવી આપશો.

૯

વિદ્યાપીઠમાં બાળાઓની સંખ્યા પહેલાં કરતાં ઘણી વધી છે એનો મને તો સંતોષ છે. બાળાઓની સંખ્યા વધે એ કોક કોક વાર આચાર્યને અને ગૃહપતિને ચિંતાનો વિષય થઈ પડે છે. એવું અહીં નથી એમ હું માનું છું. આશ્રમમાં પોતાની બધી તપશ્ચર્યા વાપરીને પૂ. બાપુજીએ વિવિધ પ્રાન્ત, ભાષા, ધર્મ અને પંથના લોકો વચ્ચે કૌટુમ્બિક વાતાવરણ જમાવ્યું અને ત્યાં સહજીવન અને સહ-શિક્ષણનો પ્રયોગ ચલાવ્યો. એ પ્રયોગને કારણે પૂ. બાપુજીને ઘણું વેઠવું પડયું છે છતાં સરવાળે એ સફળમાં સફળ પ્રયોગ નીવડયો છે એવો મારો અભિપ્રાય છે. એ મૂડીનો લાભ લઈ આપણે હવે વિદ્યાપીઠમાં પણ બાળાઓની વધતી સંખ્યાને વધાવી લઈએ છીએ. આમાંની કેટલીક બાળાઓ આશ્રમમાં જ ઊછરેલી છે. બાપુજીએ બક્ષેલું વાતાવરણ તેમણે અહીં સાચવવું અને ફેલાવવું જોઈએ. તેઓ જો આટલું કરતાં ફાવ્યાં તો હિંદુસ્તાનની અને આજના જમાનાની એમણે કીમતીમાં કીમતી સેવા કરી ગણાશે. બાળાઓ માટે અહીં છાત્રાલય નથી, રમવાની સગવડ પણ નથી છતાં જેટલો વખત તેઓ અહીં ગાળે છે તેટલા વખતમાં પણ તેઓ આશ્રમજીવનની સફળતા સિદ્ધ કરી શકે છે.

આ થઈ એમના જીવન પરત્વેની આશા પણ તેમની આગળ આથીયે મોટું કાર્ય છે. ઉજળિયાત કુટુંબોમાં નવા સંસ્કારો ફેલાવવાનું કામ તો તેઓ સ્વાભાવિક પણ કરશે પણ એ ક્ષેત્ર વ્યાપીને તેઓ શ્રમજીવી બહેનોના જીવનમાં પ્રવેશ કરશે અને તેમના ઉદ્ધાર માટે જીવન અર્પણ કરશે ત્યારે જ તેમની વિદ્યાપીઠની કેળવણી લેખે લાગી ગણાશે.

## ૧૨. ગાંધી ઢબની વિદ્યાપીઠો

વિદ્યાપીઠને આપણે વિશ્વ-વિદ્યાલય પણ કહેતા હતા. વિશ્વ એટલે તમામ. બધી વિદ્યાઓને જ્યાં આવકાર છે તેને વિશ્વ-વિદ્યાલય કહે છે. માણસજાતની સર્વાંગીણ ઉન્નતિ માટે જેટલી વિદ્યાઓ અને કળાઓ જરૂરી છે, ઉપયોગી છે તે બધી વિદ્યાઓ યથાકાળે, યથાક્રમે ખીલવવાનો સંકલ્પ જ્યાં છે તે વિશ્વ-વિદ્યાલય. એને જ આપણે વિદ્યાપીઠ પણ કહીએ છીએ.

જૂના વખતમાં ચૌદ વિદ્યાઓ અને ચોસઠ કળાઓ ગણાતી હતી. હવે તો માણસજાતનો એટલો બધો વિકાસ થયો છે કે વિદ્યા અને કળાની સંખ્યા વધતી જ જાય છે.

ત્યારે શું આપણે અસંખ્ય વિદ્યાકળાનો શંભુમેળો કરવા માગીએ છીએ? ના, શંભુમેળાનો આદર્શ જ નથી. વિદ્યાકળાના મહત્ત્વનો ક્રમ હોય છે. જેમ આપણે પ્રથમ ખોરાકનો વિચાર કરીએ છીએ, ત્યાર પછી કપડાંનો, ત્યાર પછી જે લોકો વધારેમાં વધારે પછાત છે, દબાયેલા છે, ઉપેક્ષિત છે તેમના ઉદયથી, તેમની સેવાથી પ્રારંભ કરવો જોઈએ. તેથી એક વિખ્યાત ગાંધીસેવકે સૂત્ર બનાવ્યું "સર્વોદયનો પ્રારંભ અંત્યોદયથી થવો જોઈએ."

જે આપણા કરતાં પણ વધારે દબાયેલા છે, ઉપેક્ષિત છે તેમની સેવાથી આપણી સંસ્થાનો પ્રારંભ થવો જોઈએ. તેથી આપણે પાયામાં જ આદિવાસીઓની સેવા મૂકી દીધી છે. જ્યારે ગાંધીજીએ ગોધરામાં એક હરિજન આશ્રમનો પ્રારંભ કર્યો અને મામાસાહેબ જેવા એક તપસ્વી બ્રાહ્મણે એ કામ માથે લીધું ત્યારે ગોધરાના ઢેડ લોકો કહેવા લાગ્યા કે ભંગીઓને અમારી સાથે બેસાડશો તો અમે તમારા આશ્રમમાં આવવાના નથી. અહીં અમારી સંખ્યા ઘણી છે. અમારાથી જ તમારે પ્રારંભ કરવો જોઈએ.

ગાંધીજીએ કહ્યું, "એમ જ હોય તો અમે ભંગીઓથી પ્રારંભ કરીશું. આશ્રમમાં ભંગી વિદ્યાર્થીઓને પ્રથમ દાખલ કરીશું. એમની સાથે બેસવા જે બીજાઓ તૈયાર હોય તે ધીરે ધીરે આશ્રમમાં આવશે. પ્રારંભ તો ભંગીઓથી જ થશે. આનું નામ અંત્યોદય. એ દિવસોમાં હરિજનોને અંત્યજ કહેતા હતા. (કલ્પના એવી — જોકે એ કલ્પના જ હતી — કે ભગવાને પહેલા બ્રાહ્મણોને પેદા કર્યા. તેઓ અગ્રજ કહેવાયા. ત્યાર પછી ક્ષત્રિય. ત્યાર પછી બાકીના બધા જે વૈશ્ય કહેવાયા. આ ત્રણ વર્ણનો જ સમાજ ગણાતો. ત્યાર પછી જે પછાત લોકોને સમાજમાં દાખલ કર્યા તે શૂદ્ર કહેવાયા. અને એમનાથીયે ઊતરતા જે છેલ્લે જન્મ્યા તે અંત્યજ અથવા અસ્પૃશ્ય.) ગાંધીજીએ કહ્યું આપણે કોઈને ઉચ્ચ અને કોઈને નીચ માનતા જ નથી, બધા જ ઈશ્વરનાં બાળકો. એમાંયે સમાજે જેમની ઉપેક્ષા કરી, જેમને પછાત ગણ્યા એમને આપણે હરિજન કહીશું. નરસિંહ મહેતા જેવા ભક્તના

ગીતમાંથી ગાંધીજીને હરિજન નામ જડયું. એટલે એમણે અછૂત ગણાતી તમામ કોમો માટે એ નામ પસંદ કર્યું. (કોકે ગાંધીજીને પૂછયું અછૂતોને હરિજન કહેશો તો સવર્ણને માટે શું કહેવું જોઈએ?" ગાંધીજીએ કહ્યું "હરિજનોને જેમણે દૂર રાખ્યા તેઓ ભગવાનથી શ્રીહરિથી પણ દૂર થયા. માટે એમને દૂરીજન કહી શકો છો. પણ લોકો દૂરીજનને દુર્જન કહેવા માંડશે. માટે સવર્ણો માટે આપણે દૂરીજન નામ ચલાવીશું નહીં.")

હવે આપણી ગાંધી વિદ્યાપીઠમાં આપણે હરિજન અને ભૂમિજનથી જ વિદ્યાપ્રચારનું કામ શરૂ કરીશું. એમની બધી સગવડ કર્યા પછી, એમની સાથે સમાનભાવે, અભેદ બુદ્ધિથી ભળવા જેઓ તૈયાર હોય એમને પણ આપણે ખુશીથી લઈશું. વિદ્યાપીઠમાં બધાંનો જ સ્વીકાર હશે. (બધાનો એટલે એમાં ઈસાઈ, પારસી, યહૂદી, મુસલમાન આદિ બધા આવ્યા.) મુખ્ય શરત એ કે બધાએ અરસપરસ સમાનતાનો ભાવ રાખવો જોઈએ. ઉચ્ચનીચના ભેદને એમાં અવકાશ ન જ હોય. સમાનતાની પરિણતિ આત્મીયતામાં થવી જ જોઈએ એ હશે આપણી નીતિ.

મેં ઉપર કહ્યું તેમ માણસની હાજતોમાં ચાર વસ્તુ મુખ્ય છે: (૧) અન્ન-પાણી, (૨) કપડાં–બિસ્તરા, (૩) ઝૂંપડા–મહેલ જેવાં રહેઠાણનાં સાધનો અને (૪) ચોથું તે બધાં કામો કુશળતાથી કરવા માટે જરૂરી સાધનો એટલે કે ઓજારો. પછી એ ઓજારો ખેતીનાં હોય, વણાટનાં હોય, લુહાર-સુતારનાં હોય કે અંક અને લિપિ સાથે સંબંધ રાખનાર લહિયાનાં સાધનો હોય.

આપણી કેળવણીમાં અક્ષરજ્ઞાનથી પ્રારંભ થાય છે એ ખોટું છે. પ્રારંભ થવો જોઈએ કોઈ ઉપયોગી ઉદ્યોગહુન્નર માટે હાથપગની કેળવણીથી.

ગાંધીજીએ આ નીતિનો જબરદસ્ત પ્રચાર કર્યો, એને પરિણામે આજકાલ પ્રાથમિક કેળવણીમાં ખેતીને અને ખાસ કરીને વસ્ત્રવિદ્યાને સ્થાન મળવા લાગ્યું છે. અથવા લાગ્યું હતું એમ જ કહેવું જોઈએ. સ્વરાજ થયું અને દુર્દૈવે જૂની ઢબે કેળવાયેલા રવાજી કેળવણીકારોના હાથમાં કેળવણીનું તંત્ર ગયું એટલે ગાંધીજી 'અવ્યવહાર્ય' સાબિત થયા. જૂની ઢબની એ કેળવણીની વીસ વર્ષમાં જે ફજેતી થઈ તેને કારણે હવે ફરીથી ખેતી અને હસ્તઉદ્યોગનું નામ લેવાય છે.

આ બાબતમાં મારો એક ખાસ આગ્રહ છે જે વિકાસવાદની દૃષ્ટિએ પૂરો વૈજ્ઞાનિક છે એમ હું દાવો કરી શકું છું.

ખેતી હોય કે કોઈ હસ્તઉદ્યોગ હોય એની કેળવણી સહેજસાજ ઠેકાણે પડે કે તરત જ બાળકોને ઓજારો તૈયાર કરવાં, વપરાયેલાં ઓજારો સમાં કરવાં અને નવાં નવાં ઓજારો શોધી કાઢવાં એ દિશાએ બાળકોને દોરવાં જોઈએ.

હાથે કામ કરવું છે તો એ કામમાં કૌશલ્ય મેળવવા માટે ઓજારો વાપરવાં,

એ સમાં કરવાં અને નવાં નવાં ઓજારો શોધી કાઢવાં એ માણસ* માટે સ્વાભાવિક છે. (બીજાં પ્રાણીઓ હાથપગ અને જીભ આટલી ઇન્દ્રિયો દ્વારા કર્મકુશળતા કેળવે છે. આંખ, કાન અને ભેજું વાપરતાં શીખે છે. બહુ બહુ તો હાથમાં પથરા લઈને ફેંકતાં હશે. પણ ઓજારો બનાવવાં અને વાપરવાં એ માણસ માટે જ શક્ય છે.)

એટલે ખેતી અને હસ્તઉદ્યોગ સાથે સહેજસાજ પરિચય થયા પછી નાનાં-મોટાં ઓજારો તૈયાર કરવાની કળા કેળવણીની સંસ્થામાં જ ખીલવવી જોઈએ. આ સૂચના જો કેળવણીકારો અમલમાં મૂકે તો નવી પેઢીની કેળવણીમાં ભારે ફેર-ફાર જોવામાં આવશે. અને કેળવણીનું આખું વાતાવરણ ફરી જશે. આને હું એક ઇષ્ટ ક્રાંતિ ગણું છું. કેમ કે આપણે ત્યાં વિજ્ઞાન શીખનારા વિદ્યાર્થીઓ પ્રયોગો કરે છે ખરા. પણ એમાં સૂઝને પોષક કલ્પનાશક્તિ કેળવાતી નથી.

તેથી મારી સૂચના છે કે ખેતી અને વણાટ આ બે મોટી પ્રવૃત્તિઓ સાથે બાળકો માટે એક નાનકડું વર્કશૉપ હોવું જોઈએ. અને એમાં બાળકોને પોતાની મરજી પ્રમાણે પ્રયોગો કરવા દેવા જોઈએ. શિક્ષકો જાતજાતની વસ્તુઓ સુઝાડે પણ છોકરાઓના પ્રયોગો ઉપર અંકુશ ન રાખે. (આ સૂચના પાછળ મારો જાત અનુભવ છે. ઉપરાંત ચિ. મોહન પરીખની કેળવણીમાં રસ લેતાં, મેં નરહરિભાઈને કહ્યું હતું કે મોહનને સુથારીનાં ઓજારો આપો. અને સુથારીના શિક્ષકભાઈ સલાટિયાને મેં કહ્યું હતું કે મોહન તમારા કલાસમાં આવશે. એને ભણાવવાની તમારી જવાબદારી નથી. તમને કામ કરતા જોશે, નિહાળશે. એમાંથી એને જરૂરી વાતાવરણ મળશે. એને પોતાની મરજી પ્રમાણે 'રમવા' દેશો. અને કોક વખતે થોડી મદદ માગે અને તમારી પાસે નવરાશ હોય તો એણે માગેલી થોડી મદદ કરશો. મેં જોયું છે કે આવા વાતાવરણમાં બાળકોની સૂઝશક્તિ ઉત્તમ ખીલે છે. અને તેઓ સ્વાશ્રયી થાય છે.) આપણે ત્યાં સુથારી, લુહારી ઉપરાંત રંગકામની વર્કશૉપ પણ હોવી જોઈએ. કેમ કે કેળવણીમાં રંગોનું પણ માહાત્મ્ય છે. રંગોની મન ઉપર શી અસર થાય છે અને કયા રંગો સાથે કયા રંગો મળે છે.—Matching-ની નજર (Sense) એ રીતે ખીલે છે, જે આગળ જતાં કળાવિકાસમાં ઘણી મદદગાર થઈ શકે છે.

મેં તો આમાં પ્રાથમિક કેળવણીની જ મુખ્યત્વે વાત કરી છે.

આવા વાતાવરણમાં ભણતર ચાલે એટલે શિક્ષકો અને વિદ્યાર્થીઓને એની મેળે સૂઝશે કે આગળ કઈ કઈ વસ્તુઓ ખીલવવી જોઈએ? કામ કામને શીખવે છે.

*('માણસ'ની અનેક વ્યાખ્યાઓ આપણે સાંભળીએ છીએ. (૧) આંગળાં અને અંગૂઠાના સહયોગથી કામ કરનાર પ્રાણી તે માણસ. (૨) ભેજું ચલાવનાર પ્રાણી તે માણસ. (૩) હસી શકે છે એવું પ્રાણી તે માણસ. (૪) ભૂતકાળ ઠીક ઠીક યાદ રાખી શકે છે તે માણસ. એવી એવી અનેક વ્યાખ્યાઓ માણસ માટે કરેલી છે. તે બધાં કરતાં અમે ઉપર આપી છે તે વ્યાખ્યા વધારે પ્રેરક છે. —ઓજાર બનાવી-વાપરી-સમારી શકે એવો પ્રાણી તે માણસ)

ગાંધી વિદ્યાપીઠમાં — હાઈસ્કૂલમાં અને કૉલેજમાં સૌથી મહત્ત્વનો વિષય હોવો જોઈએ સમાજવિજ્ઞાન.

આપણી સ્મૃતિઓમાં જે ભારતીય સમાજરચના અને એના આદર્શો બતાવેલા છે તેને આધારે આપણે કશું કરવા નથી માગતા એ સમાજવિજ્ઞાન ભારતીય સમાજના વિકાસમાં અનેક રીતે નડયું છે. ભવિષ્યકાળમાં એ કામ આવવાનું નથી. એથી આપણી બધી સ્મૃતિઓ વાંચીને એની પાછળનું સમાજવિજ્ઞાન કેવું હતું અને એ આપણને કેવી રીતે નડયું છે, એ આખા રાષ્ટ્રને સમજાવવાનું કામ ગાંધી વિદ્યાપીઠે કરવાનું છે.

આપણી સ્મૃતિઓમાં બ્રાહ્મણી દૃષ્ટિ બધે વાપરેલી છે. ક્ષત્રિયોને અને વૈશ્યોને એમાં આડે રસ્તે દોરેલા છે. (એ સ્મૃતિઓમાં કેટલીક અત્યંત સારી સારી ઉપયોગી અને ભવ્ય વસ્તુઓ છે એ હું જાણું છું. મારા મનમાં એની કદર છે. પણ સરવાળે જે અસર થાય છે તેની જ વાત મેં અહીં નોંધી છે. સ્મૃતિઓ જેટલી ક્ષત્રિયોને અને રાજાઓને નડી છે તેટલી વૈશ્યોને નડી નથી એ પણ મારે અહીં નોંધવું જોઈએ.)

આર્યોને મન બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ જ મુખ્ય સમાજ. શૂદ્રોની સંખ્યાની પણ એમને કિંમત ન હતી. વિકાસની પણ એમને પડી ન હતી. અને અતિશૂદ્રો પ્રત્યેનો તિરસ્કાર જ જ્યાંત્યાં દેખાય છે.

આપણી સ્મૃતિઓ સાથે ચાણક્યનું અર્થશાસ્ત્ર અને શુક્રનીતિ જેવા ગ્રંથો પણ લેવા જોઈએ. આપણી સંસ્કૃતિમાં આપણા પૂર્વજોના પુરુષાર્થ વિશે આપણે જરૂર અભિમાન ધરાવીએ. પણ પૂર્વજો સર્વજ્ઞ હતા એવો પૂજ્યભાવ ન જ રાખવો જોઈએ. કેટલીક વસ્તુઓ એ જમાનામાં સારી હતી. તે કાળે લોકોને — ડાહ્યા લોકોને પણ વધારે સારું સૂઝે એવું હતું નહીં. માટે આપણા પૂર્વજોની પૂરતી કદર કરીએ, પ્રાચીનકાળની આખી દુનિયા ઉપર આપણા પૂર્વજોની જે અસર થઈ તેની પણ કદર કરીએ. આપણા પૂર્વજો માનવી-સંસ્કૃતિના ધુરીણો હતા, એ વાત પણ સાચી. પણ આપણે શ્રદ્ધાજડ થઈ એમને રસ્તે જવાનો વિચાર ન કરીએ. જાગતિક પરિસ્થિતિ બદલાઈ છે. આદર્શો વધારે શુદ્ધ થયા છે. અને પછાત લોકોનો ભગવાન જાગ્યો છે એટલું યાદ રાખીને આપણે હિંમતપૂર્વક આપણું નવું સમાજવિજ્ઞાન ખીલવવું જ જોઈએ.

તેમ કરતાં પશ્ચિમના પ્રયોગોની અને એમના ચિંતનની જાણકારી આપણને હોવી જોઈએ. પણ પશ્ચિમના મનીષીઓ પ્રત્યે ગુરુભાવ કેળવીને એમનું આંધળું અનુકરણ કરવા ન જઈએ. જવાહરલાલ નેહરુને આ પ્રવૃત્તિના ઉત્તમોત્તમ પ્રતિનિધિ ગણું છું. એમને રસ્તે આખા દેશે જઈ જોયું. આપણને દોરી શકે સ્વામી વિવેકાનંદ અને મહાત્મા ગાંધી. (આનંદકુમાર સ્વામી, લાલા હરદયાલ વગેરે લોકો પણ પ્રેરણાદાયી છે. પણ એ બધા જૂના થયા. નવું સાહિત્ય મેં જોયું. તપાસ્યું નથી, એટલે આ બાબતમાં હું કોઈ વ્યક્તિની ભલામણ કરી શકતો નથી.) હું હોઉં તો પરિસ્થિતિનું અધ્યયન કરી, મનમાં યુગાનુકૂલ શુદ્ધ આદર્શો

સેવી, સમાજવિજ્ઞાનના પ્રયોગો કરવા પાછળ મંડી પડું. ભારે ભૂલો થવાનો સંભવ ઓછો. અને ગમે તેવી ભૂલો કરવાની હિંમત વગર આપણામાં ભારતીય પ્રાણ જાગ્રત થવાનો નથી, પ્રયોગો દ્વારા જ આપણને આત્મપરિચય થવાનો છે.

મને બીક છે કે આપણે ત્યાંના ભૂમિજનો જેમ જેમ કેળવાશે તેમ તેમ છીછરી અને મામૂલી મહત્ત્વાકાંક્ષાથી દોરવાઈ જશે. એમનામાં પોતાની ન્યાતો પૂરતી મહત્ત્વાકાંક્ષા જાગ્રત થશે. પોતાના સ્વાર્થને કારણે આંધળા થશે. એમ થાય તો આપણે હાર્યા.

એમનો સીધો વિરોધ કરીએ તો એમનો વિશ્વાસ ખોઈ બેસીશું. એના કરતાં આપણે એમને સમજાવીએ કે આખા દેશનું નેતૃત્વ એમના જ હાથમાં આવવાનું છે. (મને એમાં તલમાત્ર શંકા નથી.) તેથી એમની મહત્ત્વાકાંક્ષા પોતાની કોમ પૂરતી કે પોતાના પ્રદેશ પૂરતી હોવી ન જોઈએ. પણ આખા દેશનું અને આખા રાષ્ટ્રનું નેતૃત્વ એમના ભાગ્યમાં લખેલું છે એટલો આત્મવિશ્વાસ એમનામાં જગાડવો રહ્યો. (આવી વ્યાપક મહત્ત્વાકાંક્ષા એમનામાં જાગે તો દિશાદર્શન માટે તેઓ જરૂર મારી પાસે દોડી આવવાના – અર્થાત્ હું જીવતો હોઉં તો.)

આવી વ્યાપક અને સ્વાભાવિક મહત્ત્વાકાંક્ષા કેવળ કહેવાથી અથવા ઉપદેશથી આવવાની નથી. પછાતવર્ગના લોકોમાં જ્યાં સુધી ન્યૂનગંડ (Inferiority Complex) થોડો પણ કાયમ રહેશે ત્યાં સુધી એમને પોતાની કોમનું નેતૃત્વ કરવાની ઈચ્છા રહેવાની જ. (આનો ઉત્તમ દાખલો ડૉ. આંબેડકરનો છે. એ આખા દેશના ઉત્તમ નેતા થઈ શકત. દેશના નેતાઓએ એમને એવી અનેક તકો પણ આપી. હિંદુ કાયદો ઘડવાનું કામ કોઈક અંશે એમના હાથમાં આવ્યું. આખા દેશનું બંધારણ ઘડવામાં એમનો હાથ હતો. હરિજનોને હિંદુસમાજમાંથી નોખા પાડવાના બ્રિટિશ કાવતરા સામે જ્યારે ગાંધીજીએ અપવાસ કર્યા ત્યારે હરિજનો વતી વાતો કરવા ડૉ. આંબેડકર આગળ આવ્યા ત્યારે ગાંધીજીએ એમની બધી રીતે કદર કરી, એમની પ્રતિષ્ઠા વધારી. તેઓ આખા દેશના આગેવાન સહેજે થઈ શકત. પણ એમણે હરિજનોના નેતા થવામાં જ ડહાપણ માન્યું.)

જેમ સૌરાષ્ટ્રમાં શ્રી ઢેબરભાઈએ હરિજનના પ્રતિનિધિઓને પંચાયતના પ્રમુખ તરીકે નીમવાની નીતિ સ્વીકારી તેમ જ જો આગળ પડતી કોમોના લોકો પોતાની ન્યાતિ સંસ્થાના પ્રમુખ તરીકે પછાત કોમમાંથી હોશિયાર નીતિમાન રાષ્ટ્રીય વૃત્તિ-વાળા લોકોને પસંદ કરે તો એવા ક્રાંતિકારી પગલાંની આખા સમાજ ઉપર ભારે અસર થશે જ. પણ એથીયે વિશેષ લાભ તો પછાત કોમના લોકોમાં વિશ્વાસ જામશે, કે આપણું પછાતપણું દૃઢમૂલ નથી. હવે પછાતપણાને વળગી રહેવાની જરૂર નથી. ઊલટું નુકસાન જ છે.

જૂની ધર્મવ્યવસ્થાને માનનાર લોકોમાંથી કેટલાકોએ મને સવાલ પૂછેલો કે હરિજનોની અસ્પૃશ્યતા દૂર થઈ એમ ક્યારે માનશો? ત્યારે મેં જવાબમાં કહેલું કે "તમે સમજી શકો એવો જવાબ આપવો હોય તો હું કહીશ કે જ્યારે કોઈ સંસ્કારી, ઉત્તમ કેળવાયેલો, સંસ્કૃત જાણનારો ચારિત્ર્યવાન હરિજન શંકરાચાર્યની

ગાદી ઉપર બેસાડાશે ત્યારે કહીશ કે 'હરિજનોની અસ્પૃશ્યતા હવે દૂર થઈ ખરી.'

પણ આનો અર્થ એ નથી કે હું કોઈ હરિજનને શંકરાચાર્યની ગાદી ઉપર બેસાડવાનો પ્રયત્ન કરીશ. જૂની ધર્મવ્યવસ્થા આમૂલાગ્ર બદલવાથી જ હિંદુ-સમાજમાં પ્રાણ જાગ્રત થશે એમ હું માનું છું. મારે મન શંકરાચાર્યની ગાદીનું આ કામની દૃષ્ટિએ મહત્ત્વ નથી.'

આપણી વિદ્યાપીઠોએ અને ખાસ કરીને ગાંધી વિદ્યાપીઠે 'કેળવણી દ્વારા જીવન-પરિવર્તન' સાધવું જોઈએ. અને કેવળ આર્થિક કે શૈક્ષણિક નહીં, કિંતુ સામાજિક, સાંસ્કૃતિક અને ધાર્મિક નબળાઈઓ દૂર કરવાનો પ્રયત્ન ચલાવવો જોઈએ.

અને કેવળ ખેતી અને વણાટ જ નહીં પણ અનેક ગ્રામોદ્યોગ ખીલવવાની પેરવી વિદ્યાપીઠે કરવી રહી. એમાં એટલું ધ્યાનમાં રાખવાનું કે આપણે જૂની સંસ્કૃતિમાંથી સાદાઈ, સર્વકલ્યાણકારી સર્વોદય વગેરે સિદ્ધાંતો સાચવીશું પણ આખો જૂનો જમાનો સજીવન કરવાની આપણી નેમ નથી.

જેમ આપણે પશ્ચિમનું અંધ અનુકરણ ટાળવા માગીએ છીએ તે જ પ્રમાણે ભૂતકાળને ફરી સજીવન કરવાનો પ્રયત્ન પણ કરવાના નથી. આપણે ભવિષ્યકાળ માટે જીવીએ છીએ. એ કોઈ કાળે ભૂલવું ન જોઈએ.

## ૧૩. ગાંધી વિદ્યાપીઠની વાર્ષિક બેઠક*

આપણી વિદ્યાપીઠની આ વાર્ષિક સાધારણ સભા માટે હું આવી શક્યો એનો મને આનંદ છે.

અહીં આવતાં પહેલાં થોડા દિવસ હું પૂર્વ ભારતમાં મણિપુર તરફ જઈ આવ્યો ત્યાર પછી હિમાલયના આલ્મોડા પ્રદેશમાં પણ ઠીક ઠીક ફર્યો. દેશના ભિન્ન ભિન્ન વિભાગની અદ્યતન સ્થાનિક પરિસ્થિતિ જાણવા મળે એ મોટો લાભ છે.

બંને ઠેકાણે લોકો મને સહેજે પૂછે છે કે 'હવે અહીંથી ક્યાં જવાના છો?' મેં એમને કહ્યું "દેશમાં બધે ફરું છું અને દરેક ઠેકાણે લોકસેવા કરતી મહત્ત્વની સંસ્થાઓને મળીને, એમનું કામ જોઈને, એમને સલાહસૂચના પણ આપું છું. પણ અહીંથી પશ્ચિમ ભારતમાં સુરત પ્રદેશમાં જવાનો છું. એ કામ મારે મન સૌથી મહત્ત્વનું છે. ત્યાંના આદિવાસી પ્રદેશમાં એક ગ્રામ વિદ્યાપીઠ હમણાં હમણાં સ્થપાઈ છે. જેમાં ગાંધીજીએ બતાવેલી ઢબે કામ ચાલે છે. એ લોકોએ મને પોતાનો કુલપતિ નીમ્યો છે.

"એ ગ્રામ વિદ્યાપીઠે ગાંધીજીનું નામ લીધું છે એનું મહત્ત્વ નથી. અને હું કુલપતિ છું એની પણ કશી કિંમત નથી. ગાંધી વિદ્યાપીઠ સ્થાપન થયે ત્રણ જ

વર્ષ થયાં છે, પણ એ પ્રદેશમાં ચાળીસ વર્ષ સુધી અખંડ કામ કર્યા પછી જુગતરામભાઈ જેવા લોકસેવકોની ઉત્કટ અને વ્યાપક સેવાને પરિણામે આ વિદ્યાપીઠની સ્થાપના થઈ છે.

અંગ્રેજોનું રાજ્ય શરૂ થયું ત્યાર પછીની બધી જ વિદ્યાપીઠો સરકારની પ્રેરણાથી અને સરકારી ઢબે શરૂ થઈ છે. કલકત્તા, મુંબઈ અને મદ્રાસની યુનિવર્સિટીઓ પ્રથમ સ્થપાઈ. ત્યાર પછી અનેક યુનિવર્સિટીઓ થઈ છે. સ્વરાજ્ય થયા પછી પ્રજાની સરકારે પણ અનેક વિદ્યાપીઠો ઊભી કરી છે. એ કામ સહેલું છે. પણ વેડછીની 'ગાંધી ગ્રામ વિદ્યાપીઠ' લોકજીવનની આવશ્યકતામાંથી અને લોકસેવાના અનુભવમાંથી સ્થપાઈ. ત્યાર પછી પ્રજા-રાજ ચલાવનાર સરકાર પોતાની ફરજ સમજી આવી વિદ્યાપીઠને મદદ કરવા દોડી આવે એ સ્વાભાવિક છે. આટલી સરસ સેવા જોયા પછી સરકાર જો એને મદદ ન કરે તો એની આબરૂ જોખમાય.

હું આ વિદ્યાપીઠનો કુલપતિ છું એનું મારે મન ખાસ મહત્ત્વ નથી. આ હું પોતાની નમ્રતા બતાવવા માટે કહેતો નથી. ગાંધીજી આ દેશમાં કામ કરવા આવ્યા પણ ન હતા. તે વખતના મારા એક જૂના સાથી શ્રી જુગતરામભાઈ દવે મારી પેઠે ગાંધીકાર્યમાં જોડાયા. અને શહેરમાં ચાલતું કીમતી કામ છોડી દઈ આ પ્રદેશના આદિવાસીઓની સેવા કરવાનું એમણે પસંદ કર્યું. એ કામ ફૂલ્યુંફાલ્યું. અહીં અનેક કેન્દ્રો ઊભાં થયાં. પાછળથી જ્યારે અનુભવ થયો કે 'આ બધું કામ ત્યારે જ વધી શકે જ્યારે એક પ્રજાકીય વિદ્યાપીઠ દ્વારા એનું સંગઠન કરીએ,' ત્યારે આ ગાંધી વિદ્યાપીઠની સ્થાપના થઈ. કેટલાયે સારા સારા સુશિક્ષિત અને સંસ્કારી યુવાનો એમાં આવીને મળ્યા. શ્રી જુગતરામભાઈ જે કાંઈ પ્રવૃત્તિ ઊભી કરે અને તેમાં મને નોતરે ત્યારે બનતી સેવા કરવા હાજર રહેવું એ મારો ધર્મ હતો. એમણે ઇચ્છયું. બધા લોકો સહમત થયા. અને મેં કુલપતિ થવાની હા પાડી. પણ હવે મારાથી આ સ્થાને લાંબા વખત સુધી રહેવાય નહીં.

મહાભારતકાળથી આપણા લોકોએ અનુભવને આધારે નિયમ કર્યો કે કોઈ માણસ ભલે રાજપુરુષ હોય પણ જો એના શરીરમાં ગંભીર ખોડખાંપણ હોય, એ આંધળો હોય કે બહેરો હોય તો એને સજા કરાય નહીં. હું માનું છું કે એ જ નિયમ વિદ્યાપીઠ જેવી સાંસ્કૃતિક વિદ્યાસંસ્થામાં લાગુ થવો જોઈએ. ઉંમર પરત્વે હવે હું કાને ઓછું સાંભળું છું. અનેક ઠેકાણે સભાના અધ્યક્ષ થવાની મેં ના પાડી છે. કેમ કે અધ્યક્ષનું કામ સભાસંચાલન કરવાનું હોય છે. વક્તાઓ શું બોલે છે, લોકોની ઇચ્છા અને સૂચના શી છે એ સાંભળી શકે તે જ સભાનો અધ્યક્ષ થાય. સામાન્ય સભાનો પણ અધ્યક્ષ થવાની ના પાડું તો વિદ્યાપીઠનો કુલપતિ હવે હું શી રીતે રહી શકું? માટે મેં આપણા ઉપકુલપતિ જુગતરામભાઈને લખ્યું કે, 'આજ સુધી તમારી ઇચ્છાને મેં માન આપ્યું હવે મારી ઇચ્છાને તમે માન આપો. આ ક્ષેત્ર તમારું છે. તમે એ ખીલવ્યું. તમને હું ગાંધી વિદ્યાપીઠના કુલપતિ જોવા ઇચ્છું છું. તમારી તૈયારી ન હોય તો બીજી કોઈ યોગ્ય

વ્યક્તિ શોધી કાઢો પણ મને મુક્ત કરો. હું તમારો જૂનો સાથી છું. હું તો તમને ઠપકો આપીને કહીશ કે ચાળીસ વર્ષની સેવાને અંતે પણ જો તમારી હિંમત ન ચાલે તો તમારી સેવાની કિંમત કેટલી? હું તો તમને જ પૂછીશ કે ચાળીસ વર્ષ કામ કરી આટલા સારા સારા સેવકો અને કાર્યકર્તાઓ જેમણે ભેગા કર્યા અથવા કેળવ્યા તે જો કુલપતિ થવાની ના પાડે તો એને ઉપકુલપતિ પદ પર પણ રખાય ખરા?

કાને સંભળાતું નથી એ મારી એક મુશ્કેલી છે જ. વિચાર કરવાની, ચિંતન કરવાની અને ભાષણો આપવાની મારી શક્તિ હજી અબાધિત છે. પણ આજકાલ અણીને પ્રસંગે ચિરપરિચિત નામો પણ ઝટ યાદ આવતાં નથી. માણસનાં, સ્થળનાં કે ગ્રંથનાં નામો ઝટ યાદ ન આવે તો વિરસ થાય છે. (આ કહું છું ત્યાં યાદ આવે છે કે છેલ્લા દિવસોમાં ગાંધીજી પોતાની મુશ્કેલી જણાવતા કે, "એમને જૂની જૂની વસ્તુઓ બરાબર યાદ રહે છે. પણ હમણાં હમણાંની કેટલીયે વસ્તુ ભૂલી જાઉં છું." મેં કહ્યું, "જ્યારે મન ઉપર સંસ્કારોની ભીડ વધે છે ત્યારે સંસ્કારે ઊંડાણમાં ઊતરતા નથી. જે ઉંમરે કામ ઓછું હતું, વિસ્તાર ઓછો હતો તે વખતન સંસ્કારો ઊંડા હોઈ ટકે છે. આજકાલની પ્રવૃત્તિ એટલી બધી વધી છે કે વસ્તુઓ યાદ ક્યાંથી રહે?") આવી સ્થિતિ હું સમજી શકું. પણ હું તો હવે પરિચિ વ્યક્તિ, સ્થાન અને ચોપડીનાં નામો ભૂલી જાઉં છું. તરત યાદ નથી આવતાં. ચિંતાનો વિષય છે ખરો. અને તેથી જ કહું છું કે વિદ્યાપીઠની સાધારણ સભ મારી આ વિનંતીનો વિચાર કરે અને મને જલદીમાં જલદી મુક્ત કરે. કુલપતિ ઠેકાણે ઉપકુલપતિ આવી જાય એ તો રિવાજ જ છે.

આ વિદ્યાપીઠ જનસેવાને પ્રધાનપદ આપે છે તેથી અહીંનું બધું કામ પ્રાદેશિ ભાષામાં ચાલે છે એ વાત મહત્ત્વની છે.

એક વાત યાદ રાખો. અંગ્રેજી જાણનાર લોકોની એક અધિકાર-લોભી ન્યા બનેલી છે. એ ન્યાત બધું જ્ઞાન, બધી મૂડી, બધા અધિકાર અને બધી કેળવ પોતાના જ હાથમાં રાખવા માગે છે. અંગ્રેજી ન જાણનાર પ્રજાનો એ દ્રોહ ક છે અને પોતાની પ્રતિષ્ઠા જળવાઈ રહે એટલા ખાતર દુનિયાભરની દલીલો આગ કરે છે. આજના દેશના નેતાઓ એ જ ન્યાતના હિમાયતી છે. પ્રાચીન કાળમ બ્રાહ્મણોએ સંસ્કૃત ભાષા મારફતે પોતાની સરસ સંસ્કૃતિ કેળવી અને સામાન કે પછાત જનતાને દબાવી રાખી. પઠાણ અને મોગલકાળમાં વિદેશીઓ સા કાયસ્થોએ અને મુન્શીઓએ એ જ ધંધો કર્યો, અને જનતાને દબાવી રાખી આજે આ અંગ્રેજી ન્યાતવાળા નામ લે છે જનતાનું. પ્રજારાજ્ય થયું છે એટ પ્રજાને બહેકાવી એના વોટ મેળવે છે. અને પછી પ્રજા ન સમજી શકે એવ ભાષામાં રાજ્ય, કેળવણી અને છાપાંઓ ચલાવે છે. (સ્વરાજ્ય થયું ત્યારથી દેશ ભાષાનાં છાપાંઓ ઘણાં વધ્યાં. પણ પ્રતિષ્ઠા અંગ્રેજી ભાષાનાં છાપાંઓની. માર

જેવા જે અંગ્રેજીમાં લખતા-બોલતા નથી તેમનો આ અંગ્રેજીવાળા જાહેર જીવનમાંથી એકડો જ કાઢી નાખે છે અને લોકો પણ કેવા! અંગ્રેજી ભાષા મારફતે સામાન્ય પ્રજાને દબાવી રાખનાર લોકોને જ વોટ આપે.)

અંગ્રેજીના હિમાયતી આપણા આ નેતાઓ ગાંધીસ્મારક નિધિનું કામ પણ અંગ્રેજીમાં જ ચલાવે છે. આના કરતાં ગાંધીજીની મોટી હાર કઈ હોઈ શકે? આ અંગ્રેજીવાળા સ્વતંત્ર વિચાર કરવાનો દાવો કરે છે પણ અનુભવ, સૂઝ અને ઈલાજ યુરોપ-અમેરિકાના ગોરા લોકો પાસેથી જ ભારે કિંમત આપી ઉછીના લે છે. એમની પાસે મૌલિક કશું હોતું જ નથી.

સો સો વરસ અંગ્રેજી કેળવણી ચાલ્યા છતાં, દેશમાં જો નાનામોટા ઉદ્યોગો ખીલવવા હોય, કારખાનાં ખોલવાં હોય તો એ કામ કરવાની આવડતવાળા (know howવાળા) ખાસ લોકોને પશ્ચિમમાંથી બોલાવવા પડે છે. આજે પણ આવડત, સૂઝ અને અક્કલ પશ્ચિમમાંથી ખરીદીને આણવી પડે છે! અને એ લોકો ત્રણ હજારનો માસિક પગાર લઈ ત્રણ કે પાંચ વરસ નોકરીમાં કાયમ રાખવાની બાંયધરી માગી અહીં આવે છે અને અંગ્રેજીમાં કામ કરે છે. એમના વગર આપણું ચાલતું નથી. (જાપાનમાં આવી સ્થિતિ કોઈ કાળે ચાલી નથી.)

આ અંગ્રેજી ન્યાતવાળાઓનો આજ સુધી દાવો હતો કે અંગ્રેજી મારફતે જ દેશની એકતા ટકી નથી. ગાંધીજી ગયા, અને અંગ્રેજીવાળાઓનું રાજ્ય મજબૂત થયું. અંગ્રેજોના રાજ્યકાળમાં પણ અંગ્રેજીની જેટલી પ્રતિષ્ઠા ન હતી તેટલી આ વીસ વર્ષમાં વધી છે. (જે લોકોની ન્યાતમાં એક્કે માણસ અંગ્રેજી ભણેલો નથી એવા લોકો પણ લગ્નપત્રિકા અંગ્રેજીમાં જ છપાવી મોકલવાના. એટલું આ ભાષાનું મહત્ત્વ જનતાના હૈયા પર ઠસાઈ ગયું છે.) હવે આપણે એ લોકોને પૂછીએ કે આ વીસ વર્ષના તમારા આ રાજ્યમાં દેશની એકતા કેટલી વધી છે?

પરદેશથી know howવાળી અક્કલ આણી રાજ્ય ચલાવનાર લોકો પ્રત્યે આદર ક્યાંથી જ ઉત્પન્ન થાય? તમારી આ એક સંસ્થા છે જે હું માનું છું પોતાની સૂઝ વાપરે છે. તેમ કરતાં ભૂલો થાય તો થાય, સુધારીશું. મેં જોયું છે કે અમેરિકાના લોકો ગમે તેટલી ભૂલો કરે છે અને સુધારે પણ છે. અનુભવ — જાતઅનુભવ એ જ જીવનની ઉત્તમ મૂડી છે. એ મેળવતાં પૈસા કે જીવન ખર્ચાય એ મોંઘું ન ગણાય.

આ કહું છું ત્યાં ગાંધીજીએ સ્વરાજ્યની એક નવી વ્યાખ્યા આપી હતી તે યાદ આવે છે. "સ્વરાજ્ય એટલે ભૂલો કરવાનો અધિકાર અને તે સુધારવાની તક."

આપણા દેશના નેતાઓ આજકાલ સત્તા અને સંપત્તિ પાછળ પડ્યા છે. સત્તા અને સંપત્તિ મહત્ત્વનાં નથી એમ કોણ કહી શકે? પણ એ બંને તત્ત્વો મૂળમાં અસામાજિક છે. એ ભૂલી ન જઈએ. સત્તા અને સેવા એ ભિન્ન વસ્તુ છે. જ્યાં સત્તા આવી ત્યાં સહયોગ મટી જાય છે. સત્તા માટે હરીફાઈ ચાલવાની અને જ્યાં સત્તાધારી હુકમથી કામ લે છે ત્યાં સમાનતા મટી જાય છે.

અને સંપત્તિ સાથે લોભ અને શરીરશ્રમ ટાળવાની વૃત્તિ આવવાનાં જ.

સત્તા અને સંપત્તિ માથે ચડી બેસે તો સમાજનો નાશ જ કરે એ વસ્તુ પગ તળે સારી માથા ઉપર નહીં.

આજકાલના નેતાઓ, નેતા શાના? ચૂંટણીવીરો સત્તા અને સંપત્તિના દાસ બનેલા છે. અનુદાનને લોભે આપણે આપણી ચોટી સરકારને હાથે સોંપી ન દઈએ એ ખાસ જોવું જોઈએ.

મારો અનુભવ છે કે જે સંસ્થાઓ અનુદાન માગતી નથી અને છતાં સરસ કામ કરે છે તેને સરકારી લોકો અને આપણા મિનિસ્ટર્સ ખુશામત કરીને પૂછે છે, "તમે અમારી પાસેથી અનુદાન કેમ નથી લેતા? તમારો હક છે અને તમને મદદ કરવાની અમારી ફરજ છે." આટલું સાંભળ્યા પછી આપણે અનુદાન લેવાનું શરૂ કરીએ એટલે એમના નિયમો એક પછી એક આવવાના. કહેશે, "અમારી સમિતિમાં તમને પણ સ્થાન આપીશું પછી કાંઈ છે?" આમ કરીને પણ પોતાના જ બધા નિયમો ચલાવશે. સંસ્થા ફેલાશે. પણ એનામાં પ્રજાસેવાનો પ્રાણ નહીં ટકે.

મારો જાતઅનુભવ કહું. મૌલાના અબુલ કલામ આઝાદ કેળવણીના પ્રધાન. મને કહે, "તમારી સંસ્થા માટે ગ્રાંટ કેમ ન લો?" મેં કહ્યું, "મારી ઈચ્છા થતી નથી." છતાં વખતે મારી ભૂલ થતી હોય એમ વિચારી મેં ગાંધીજીને પૂછ્યું (તે વખતે ગાંધીજી જીવતા હતા). ગાંધીજીએ મને કહ્યું, "તારી વાત સાચી છે. આપણી કેટલીક સંસ્થાઓએ સરકાર ઉપર આધાર ન જ રાખવો જોઈએ." તેથી કહું છું કે સ્વરાજ્ય સરકાર પાસેથી પણ ગ્રાન્ટ લેવાની મારી ઈચ્છા નથી." મૌલાના સાહેબ કહે પણ "અમારી ઈચ્છા છે તમને આપવાની."

(અહીં વચમાં એક કિસ્સો કહી દઉં. પછી અમારું સંભાષણ આગળ ચલાવું. સ્વરાજ્ય થતાંવેંત આપણી સરકારે ડૉ. ઝાકીરહુસેનને બોલાવીને ઝામિયા મીલિયા માટે પૈસા આપવાની વાત કરી. મારી પેઠે એમણે લેવાની ના પાડી. "તમારા નિયમો મને હેરાન કરશે. એના કરતાં અલિપ્ત રહેવું સારું." હવે આવા માણસને શું કરાય? રાજાજીએ રસ્તો કાઢયો અને કહ્યું, 'અમે તમારી સંસ્થાને 'અત્યાર સુધી કરેલી સેવાની કદર તરીકે અમુક લાખ રૂપિયા આપી દઈશું. In recognition of past Services–પછી કાંઈ વાંધો છે?' સરકાર કરવા ધારે તો રસ્તો નીકળી શકે છે.")

મેં એ જ યુક્તિ વાપરીને કહ્યું કે અમારી સંસ્થાને તમે પાંચ લાખ રૂપિયા એક-સામટા આપો. ફરી માગવા ન આવું. દર વર્ષે 'હિસાબ આપવા ઉપરાંત' મારા ઉપર તમારું બંધન ન હોય. મૌલાના સાહેબ માની ગયા. થોડા દિવસ પછી મને કહે, "અમારી કેબિનેટ કહે છે કે દર વર્ષે પાંસઠ હજાર આપીશું. એકદમ એક મુશ્ત પાંચ લાખ આપવાની ત્રેવડ નથી." હું માની ગયો. આપણી જ સ્વરાજ્ય સરકાર. એની પ્રતિષ્ઠા આપણે ન જાળવીએ તો કેમ ચાલે? પછી મૌલાના કહે, "તમારે અરજી કરવી." મેં પૂછ્યું, "શા માટે?" તો કહે "સરકારને ખબર તો પડવી

જોઈએ કે આવી સંસ્થા કામ કરે છે." મેં કહ્યું, "રાષ્ટ્રાધ્યક્ષ રાજેન્દ્રપ્રસાદ અમારા અધ્યક્ષ છે. આપ સાહેબ પણ સદસ્ય છો. બધું જાણો છો."

મૌલાના સાહેબના આગ્રહથી મેં અરજી મોકલી, જવાબ મળ્યો, "બજેટની તંગી છે. એટલે વરસ દીઠ ફક્ત પાંત્રીસ હજાર આપીશું." મેં કહ્યું, "ભલે." પણ મળ્યા ત્રીસ હજાર. મેં લીધા. કામ શરૂ કર્યું. બીજે વર્ષે કેળવણી ખાતાના સેક્રેટરી મને કહે, "અમારે ત્યાં હિંદીનું ખાતું અલગ છે. ઉર્દૂનું ખાતું અલગ છે. તમે બંને ભાષાની સેવા કરો છો. ત્યારે હિંદી પાછળ કેટલા પૈસા ખર્ચાય છે અને ઉર્દૂ પાછળ કેટલા ખર્ચાય છે એના અલગ અલગ હિસાબો આપો." મેં કહ્યું, "ગાંધીજી એ જ ટાળવા માગે છે. રાષ્ટ્રભાષા અને રાજભાષા હિન્દુસ્તાની છે. હિંદીને અલગ ગણો અને ઉર્દૂને અલગ ગણો અને બંને મળીને હિન્દુસ્તાની માનીશું એ તમારી દલીલ સ્વીકારીએ તો હિંદુસભા + મુસ્લિમ લીગ મળીને કોંગ્રેસ થાય છે એમ સમજીને કોંગ્રેસને રજા આપીએ એના જેવો આ ઘાટ છે." મેં મૌલાના સાહેબના સેક્રેટરીને કહ્યું, "મને બોલાવીને આગ્રહ કરીને મારી પાસેથી અરજી કરાવી અને હવે અમારી નીતિને જ મારક એવી વિગતો માગો છો." પછી મેં અંગ્રેજીમાં કહ્યું, "You first teach a person how to beg and then proceed to teach how beggars are treated" હું તમને આવા હિસાબ આપવાનો નથી. મેં .જવાહરલાલજી સાથે વાતો કરી અને ગયો સીધો રાજેન્દ્રબાબુ પાસે અને કહ્યું, "આપ તો સ્વરાજ્ય સરકારના અને રાષ્ટ્રના અધ્યક્ષ છો અને મારી નાનકડી સંસ્થાના પણ અધ્યક્ષ છો. મને સલાહ આપો મારે શું કરવું?"

રાજેન્દ્રબાબુએ શાંતપણે જવાબ આપ્યો, "સરકારી અનુદાન ન લેવાનો તમારો નિશ્ચય બરાબર હતો. તમે કેળવણીખાતાને કહી શકો છો કે અનુદાન માટેની અમારી અરજી હું પાછી ખેંચી લઉં છું." મેં એ પ્રમાણે કર્યું.

હું તમારું ધ્યાન ખેંચવા માગું છું કે આઝાદ હિન્દુસ્તાનની પ્રજાકીય સરકારના અધ્યક્ષની આ સલાહ હતી.

આપણા દેશમાં પ્રજાના હાથમાં અધિકાર કોઈ કાળે હતો નહીં. રાજાઓ અને એના સલાહકારો રાજ્ય કરે. પછી એ રાજાઓ સ્વદેશી હોય કે વિદેશી હોય.

પહેલી જ વાર આ દેશમાં પ્રજારાજ્ય થયું છે. પ્રજાને પોતાના નેતાઓ ચૂંટવાની આવડત જ ક્યાં છે? ભૂલો કરી કરીને ભયાનક કિંમત આપીને એ આવડત શીખશે. (શ્રી રામચંદ્ર પોતે પ્રજાના અભિપ્રાયને હદ ઉપરાંત ભલે મહત્ત્વ આપતા હોય. પણ તે વખતના લોકો તો પ્રજાને જેમતેમ રક્ષણ કરવા યોગ્ય કૃપાપાત્ર માનતા હતા. पाल्याः हि कृपणाः जनाः આવી પ્રજામાંથી હવે આપણે સારા સારા નાગરિકો અને એમના નેતાઓ તૈયાર કરવાના છે.)

તમારી સંસ્થા વિશે વાત કરતાં હું કહું છું, "આદિવાસી લોકોની સેવા કરનારી કેટલીયે સંસ્થાઓ દેશમાં છે. પણ આ પ્રદેશમાં અહીંની પ્રવૃત્તિએ

આદિવાસીઓમાંથી નેતાઓ પેદા કર્યા છે જેઓ કેવળ પોતાની કોમનો નહીં આખા દેશનો વિચાર કરે છે.”

આ હું કહું છું તે તમારાં વખાણ સંભળાવવા માટે નહીં પણ તમ જવાબદારીનું ભાન કરાવવા.

હવે એક મહત્ત્વની વાત સમજાવવા માગું છું. ગાંધીજીની અહિંસા અને સંતોની અહિંસામાં અમુક સામ્ય તો છે પણ ગાંધીજીની દૃષ્ટિમાં આમૂલાગ્ર સમ પરિવર્તન છે. જૂના સંતો જીવદયાથી કહેતા હતા કે પશુપક્ષી આદિ પ્રાણી મારવાં એ ક્રૂરતા છે, પાપ છે. જીવદયા કહે છે કે પ્રાણીઓને નહીં મા એમનું માંસ નહીં ખાવું. બાપુજીની અહિંસામાં જીવદયાનો ભાગ નથી નથી પણ તેઓ કહે છે કે માનવજાતની સંસ્કૃતિ યુદ્ધ ઉપર આધાર રાખે અન્યાય દૂર કરવા હિંસા કરે છે. માનવતાને એ શોભતું નથી. અહિંસાના ઉપર માનવતાને શોભે એવી નવી સંસ્કૃતિ સ્થાપન કરવાનો વખત આવ્યો હિંસાનો યુગ ખતમ થયો છે. હવે આપણે અન્યાય, જબરદસ્તી, દ્વેષ અને શો રહિત સર્વ કલ્યાણકારી સર્વોદયી સંસ્કૃતિની સ્થાપના કરવા માગીએ છીએ. અન્યાય, અત્યાચાર, શોષણ અને ઉચ્ચનીચ ભાવને સ્થાન ન જ હોય. જો અન કોઈ પણ ઠેકાણે પ્રગટ થાય તો એનો પ્રતિકાર કર્યે જ છૂટકો. પણ તે પ્રતિ મારીને નહીં પણ મરીને, પ્રાણાન્તિક વિરોધ કરી અહિંસક ક્ષાત્રતેજથી કરવો ર (હજાર બે હજાર વર્ષ પછી જગતના ઇતિહાસમાં ગાંધીજી વિશે એક જ વા લખવાની સગવડ હોય તો તે વખતના ઇતિહાસકાર લખશે કે “એ જમાના અન્યાયનો પ્રતિકાર કરવા માટે સત્યાગ્રહરૂપી અહિંસક શસ્ત્ર શોધી કાઢનાર ગાં નામનો એક તેજસ્વી સેનાપતિ તૈયાર થયો હતો. જે ઉત્તમ સેનાપતિ હો ઉપરાંત સમાજનું આખું રૂપ ફેરવનાર સમાજ વિજ્ઞાનવાદી મનીષી હતો.” બાકી બધી વસ્તુ ગૌણ છે.)

આજની દુનિયાની સ્થિતિ તમારે ઉત્તમ રીતે જાણવી જોઈએ. દુનિયા રાષ્ટ્રોમાં યુદ્ધની ઉત્તમમાં ઉત્તમ તૈયારી કરનાર બે દેશો છે. – અમેરિકા અને રશિ આખી દુનિયાનો ત્રણ ત્રણ વાર નાશ કરી શકાય એવાં સ્ફોટક શસ્ત્રો એમની પા આજે તૈયાર છે. છતાં, હું તમને કહેવા માગું છું, આ બેમાંથી એક્કે દેશ પોતા મેળે યુદ્ધ શરૂ નહીં કરે. મધ્યકાળમાં યુદ્ધ કરવામાં કાંઈ અર્થ હતો. એક પ હારે તો બીજા પક્ષની જીત થાય. વિજયી રાષ્ટ્ર ધાર્યું કરી શકતું. હવે એ સ્થિ રહી નથી. વિજ્ઞાન અને યંત્રવિદ્યાનો એટલો વિલક્ષણ વિકાસ થયો છે આધુનિક મહાયુદ્ધને અંતે બંને પક્ષનો સત્યાનાશ થવાનો છે. આવો વિજય કો સદે ? બીજા લોકો લાચારીથી રશિયાને અથવા અમેરિકાને યુદ્ધમાં ખેંચે તો ખેંચા જાય પણ પોતાની મેળે સર્વસંહારકારી યુદ્ધ શરૂ ન કરે. મને એક વાર મુંબઈ

હતું.), "આ યુદ્ધમાં કોણ જીતશે અને કોણ હારશે એમ તમને લાગે છે?" મેં કહેલું, "એ તો ભગવાન જાણે. પણ બંનેનો એવો તો નાશ થવાનો છે કે બંને પસ્તાશે." આટલું કહી મેં એક દાખલો આપ્યો.

જંગલમાં બે જબરદસ્ત કાળિયા નાગ સામસામા થયા. લાલ આંખે સામસામા જોઈને ફુત્કાર કરવા લાગ્યા. વેંત જેટલી પૂંછડી પર આધાર રાખી એમણે માથું ઊંચું કર્યું અને પોતાની ફેણથી સામાને પછાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. એક નાગ જોરથી ફેણ પછાડે. સામો પોતાને બચાવે એટલે આનું માથું ફટ્ દઈને જમીન ઉપર અથડાય. આમ સામસામા લડતાં ઘણો વખત ગયો. માથું અફાળી અફાળીને બંને થાકયા અને ત્યાંને ત્યાં મરી પડયા. હવે આ બેમાંથી વિજયી કયો? બેમાંથી જે સહેજ મોડો મર્યો અને સામા નાગનું મરણ જોવાનો આનંદ જેને મળ્યો, એ વિજયી. મર્યા તો બંને. પણ એક વિજયી થઈને મર્યો. "આવો વિજય દુનિયામાં કોને ખપે?"

છેલ્લાં બે-ત્રણ મહાયુદ્ધમાં બ્રિટને ભાગ લીધો છે. એ રાષ્ટ્રના નેતા કુશળ છે, ચતુર છે, દરેક લડાઈમાં એમનો વિજય તો થયો પણ મેળવ્યું શું? જે રાષ્ટ્ર દુનિયામાં પ્રથમ સ્થાને, સૌથી સમર્થ હતું તે આજે, બીજે, ત્રીજે કે દસમે નંબરે પહોંચી ગયું હશે. ડહાપણમાં સર્વશ્રેષ્ઠ ખરું પણ સામ્રાજ્ય શક્તિમાં દરેક વિજયને અંતે એ નબળું પડતું ગયું છે.

આવી આ દુનિયાને ગાંધીજી કહે છે શસ્ત્રયુદ્ધ ગમે તેટલું ભયાનક હો, બહાદુરીમાં અને હિંસાશક્તિમાં એ ગમે તેટલું ચડે પણ શસ્ત્રયુદ્ધ હવે નિષ્પ્રાણ, નિર્વીર્ય થયું છે. (હવાઈ જહાજમાં બેસી એકબે બૉમ્બ દ્વારા મોટામાં મોટા શહેરનો નાશ કરવામાં સામર્થ્ય હશે, ક્રૂરતા હશે પણ એમાં બહાદુરીને અવકાશ કેટલો?) ગાંધીજી કહે છે કે હવે યુદ્ધનીતિ બદલવી જોઈએ. અન્યાયનો પ્રતિકાર કર્યે જ છૂટકો. પણ તે સામા માણસનો નાશ કરીને નહીં પણ પોતાની આત્મશક્તિ વાપરી, જરૂર પડયે પોતાનું બલિદાન આપી, અન્યાય દૂર કરવો જોઈએ. જે માણસ પોતાનું બલિદાન આપે એની તો હંમેશાં જીત જ છે. અને આ ઢબે યુદ્ધો ચાલશે તો યુદ્ધને અંતે માણસજાત માણસાઈમાં ઊંચી ચડેલી હશે. આપણે જો આ રીતે અંદર અંદરના ઝઘડા, વૈમનસ્ય અને શોષણ ટાળીશું તો થોડા જ વખતમાં આપણામાં બાહ્ય આક્રમણ સામે અહિંસક ઢબે લડી દેશનું રક્ષણ કરવાની શક્તિ અને કળા આવશે. આપણે દુનિયાને નવો રસ્તો બતાવીશું અને દુનિયાનું નેતૃત્વ (રાજ્યપદ નહીં પણ નેતૃત્વ) આપણે ભાગે આવશે.

ગાંધીજીએ અહિંસક ઢબે દુનિયાના સર્વશ્રેષ્ઠ સામ્રાજ્ય સામે ભારતને સંગઠિત કરી યુદ્ધ ચલાવ્યું અને સ્વરાજ્ય મેળવ્યું. એટલું જ નહીં પણ ભારત માટે મુકમ્મિલ આઝાદી મેળવવા સાથે બ્રિટનની દોસ્તી પણ કેળવી. હિન્દુસ્તાનનો આ વાંકોત્તર વિજય જોઈ દુનિયાને આશા થઈ કે યુદ્ધશાસ્ત્રમાં એક નવો આવિષ્કાર

થયો છે. આ ઢબે માનવજાત બચી જશે પણ સ્વરાજ્ય મળ્યા પછી આપણે ગાંધીજીના માર્ગને એવો તો જતો કર્યો છે અને રાષ્ટ્રની ભાવનાત્મક એકતા એટલી તો ઢીલી કરી મૂકી છે કે દુનિયા હવે અહિંસક પ્રતિકાર ઉપર વિશ્વાસ રાખી ન શકે. આજે દેશના નવા નેતાઓ ચૂંટણી કેમ જીતવી એ જ કળામાં પાવરધા થતા જાય છે. પરિણામે ભારતની એકતા અને સ્વતંત્રતા પણ જોખમમાં આવી પડી છે. (આનું વર્ણન કરવા ન બેસું. આપણે તો ઈલાજ ઢૂંઢવાના.) આપણે અહીં સેવાવીરો કેળવવા જોઈશે. જેઓ યથાકાળે ચૂંટણીવીરોની ચોટલી પકડી એમની પાસેથી સ્વરાજ્યસેવા કરાવશે. *

# ૧૪. ક્રાન્તિ માટે રાષ્ટ્રીય કેળવણી

## કેળવણીકારોને હાકલ

ભારત માટે સ્વરાજ્ય મેળવવાની પવિત્ર પ્રવૃત્તિ જ્યારે ગાંધીજીએ આદરી ત્યારે પ્રજાએ એ પ્રવૃત્તિના પાયારૂપ ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી. તે વખતે એ સંસ્થા માટે મારી પાસેથી સાથીઓએ એક ધ્યાનમંત્ર માગ્યો. ભારત-માતાની જ પ્રેરણાથી એક સુંદર પ્રેરક મંત્ર મારા ધ્યાનમાં આવ્યો. सा विद्या या विमुक्तये । પૂ. બાપુજીને એ મંત્ર બધી રીતે ગમ્યો. કેમ કે 'વિમુક્તિ'માં 'સ્વરાજ' ઉપરાંત અનંત ઉદાત્ત કલ્પનાઓ સમાયેલી છે, જે બધી કેળવણી દ્વારા અથવા 'જીવન-સાધના' દ્વારા જ પ્રાપ્ત થઈ શકે છે.

તે વખતથી અનેક કેળવણીની સંસ્થાઓએ આ મંત્ર સ્વીકાર્યો છે. એમાં આશ્ચર્ય નથી.

પણ મારે માટે એક આશ્ચર્ય અને આનંદની વાત એ છે કે 'જે જે સંસ્થાઓએ આ મંત્ર સ્વીકાર્યો છે તે બધી સંસ્થાઓ પ્રત્યે મારા મનમાં આત્મીય ભાવ જાગે છે.' 'કલકત્તા એંગ્લો ગુજરાતી સ્કૂલ' તરફથી કાગળ આવ્યો ત્યારે સૌથી પહેલાં ઉપરનું સૂત્ર જોયું. (છેલ્લા શબ્દની જોડણીમાં 'મૂ' દીર્ઘ છે. એ ભૂલ કઠી.) પણ એ મંત્ર જોતાંવેંત ઉપર કહ્યું છે તેમ આત્મીયભાવ જાગ્યો. તેમાં હસવા જેવી મારી એક ભૂલ થઈ. સંસ્થાનું નામ વાંચ્યું તે પહેલાં Platinum Jubilee Celebration એ લીટી જોઈ. મનમાં થયું કે પ્લૅટિનમમાંથી વસ્તુઓ પેદા કરવાનું કોઈ કારખાનું હશે. એવા કારખાના સાથે મારો સંબંધ શો ?

બીજી જ ક્ષણે બધું ધ્યાનમાં આવી ગયું. પચીસ વર્ષને અંતે રૂપ્યક ઉત્સવ કરે છે. પચાસ વર્ષ થયાં એટલે સુવર્ણ-મહોત્સવ. સાઠમે વર્ષે હીરકમહોત્સવ. ત્યાર પછી જો સંસ્થા એથીયે વધારે જોરથી પ્રગતિ કરે અને પંચોતેર વર્ષ પૂરાં કરે

*તા. ૨૧-૬-'૭૦ ગાંધી વિદ્યાપીઠ વેડછીની વાર્ષિક બેઠકમાં આપેલું મંગલ પ્રવચન.

ત્યારે ઉત્સવને કયું નામ અપાય? વિજ્ઞાનને જોરે જે ધાતુની શોધ થઈ અને હીરા કરતાં પણ જે વધારે ઉપયોગી નીવડી છે તે પ્લૅટિનમનું નામ જ આવા ઉત્સવને અપાય.) એ વસ્તુ ધ્યાનમાં આવી. અને પછી વાંચ્યું કે સંસ્થાએ અત્યાર સુધી હજારો બલ્કે લાખની સંખ્યામાં વિદ્યાર્થીઓને કેળવ્યા છે. અને આ ક્ષણે એ સંસ્થાના અનેક વિભાગોમાં મળીને પાંચ હજારની સંખ્યામાં વિદ્યાર્થીઓ કેળવણી લે છે. ત્યારે તો આ સંસ્થા પ્રત્યે મારો આદર અનેક ગણો વધ્યો અને એ સંસ્થા પ્રત્યે હું શેઠ ત્રિભુવનદાસ બાપાની જ નજરે જાણે જોવા લાગ્યો. પુરુષાર્થ બાપાનો અને એની ધન્યતા હું અનુભવું!

સ્વરાજ્યયુગના અને ગાંધીયુગના કેળવણીકારે આવી સંસ્થાને પોતાના વિચારો અને અનુભવો લખી મોકલવા જ જોઈએ. મારી પાસેથી એક લેખ માગવાનો સંસ્થાને હક છે અથવા એવી પીઢ અને જબરદસ્ત સંસ્થા મારફતે પોતાના વિચારો, અનુભવો અને આદર્શોનો પ્રચાર કરવાની તક મળે એને માટે મારે કૃતજ્ઞ થવું ઘટે છે.

દરેક દેશની કેળવણીનો આદર્શ, એ દેશની પરિસ્થિતિ, એનું ઘડતર, એનો ઇતિહાસ અને એના પુરુષાર્થ પ્રમાણે એની મેળે ઘડાય છે. બહારથી આવેલા લોકો રાજ્યકર્તા બની જાય, અને એ દેશમાંથી લાભ ઉઠાવવાની દૃષ્ટિએ એની કેળવણી પોતાના હાથમાં લે, ત્યારે તો એ કેળવણીની યોજનામાં એ રાષ્ટ્રના વિકાસનો શુદ્ધ આદર્શ ટકતો નથી. રાજ્યકર્તા પોતાનો સ્વાર્થ તો જોવાના જ. ઉપરાંત તેઓ પોતાની સંસ્કૃતિના આદર્શની અસર પણ 'અંકિત દેશ' ઉપર પાડવાનો પ્રયત્ન કરવાના જ.

આ જાતની 'લાદેલી કેળવણી'નાં લાભહાનિ બન્નેનો અનુભવ અત્યાર સુધી આપણે કર્યો છે. અને એ અસર પૂર્ણપણે ભૂંસાઈ નથી એ યાદ રાખીને જ સમસ્ત ભારતની ભવિષ્યની કેળવણીનો આપણે વિચાર કરવો રહ્યો.

ભારત એટલે કુદરતે બધી જાતનો વિચાર કરી એક નોખો પાડેલો ભૂમિનો ભાગ. ઉત્તર તરફ પૃથ્વી પરનો સૌથી ઊંચો ત્રણ હજાર માઈલ લાંબો અને લગભગ અઢીસો-ત્રણસો માઈલ પહોળો હિમાલયનો પહાડી પ્રદેશ. એની સંસ્કૃતિ જ નોખી.

એ હિમાલયે બંને છેડેથી પોતાના હાથ લંબાવીને સમુદ્ર સુધી પહોંચવાનો પ્રયત્ન કર્યો છે. અને તેમ કરતાં પૂરા પિતૃ-વાત્સલ્યથી ભારતમાતાને પોતાના હૃદય પાસે પકડી રાખવાનો પ્રયત્ન કર્યો હોય એવું જ આપણને લાગે.

આજ ભારતમાતાની દક્ષિણે એક વિશાળ મહાસાગર દેશની પૂર્વ અને પશ્ચિમે ફેલાતો ગયો છે. જાણે હિમાલયના બે હાથ સાથે પોતાના હાથ મેળવવા માગતો હોય. એ મહાસાગર આ દેશને એ રીતે એક વિશાળ સમુદ્રકિનારાની સગવડ ઊભી કરે છે.

ઉત્તુંગ પહાડો, વિશાળ સમુદ્રરાશિ, અત્યંત ઉપજાઉ જમીનના વિવિધ પ્રકારો અને જ્યાં કેવળ રેતી જ છે એવાં રેગિસ્તાનો, બધી જાતની સંસ્કૃતિઓ માટે

અનુકૂળ ભૂમિભાગો આ દેશમાં છે. અને દરેક ઠેકાણે માણસે કુદરત સાથે લડીને જીવનસિદ્ધિ મેળવવાનો પુરુષાર્થ કર્યો છે. કેટલાક પહાડો પૂર્વ-પશ્ચિમ ફેલાયા છે. જ્યારે બીજા કેટલાક પહાડો આ ભૂમિનું ઉત્તર-દક્ષિણ અંતર માપવા માગે છે.

અને નદીઓ પણ ઉત્તરથી દક્ષિણ, પૂર્વથી પશ્ચિમ અને પશ્ચિમથી પૂર્વ દોડી દોડીને માણસ, પશુ, પક્ષી બધાં પ્રાણીઓને પુષ્ટિ મળી શકે એવી વનસ્પતિને ઉગાડવામાં પોતાનો પુરુષાર્થ ફેલાવે છે.

સૃષ્ટિના આવા લાડીલા પ્રદેશમાં ભારત-ભાગ્ય-વિધાતાએ બધા વંશના લોકોને આણી છોડયા છે. અહીંના આદિવાસીઓ કયારથી અહીં છે એનો ઈતિહાસ કલ્પનાથી પણ પર છે. અહીં કાળા, પીળા, ઘઉંવર્ણા લોકો આવીને વસ્યા. દ્રાવિડો આવ્યા, આર્યો આવ્યા, એમણે ધર્મવિકાસનો પુરુષાર્થ કર્યો, ખેતી ખીલવી, મોટાં મોટાં અરણ્યો કાબૂમાં આણ્યાં, વરુણની ઉપાસના કરી, વહાણો બાંધ્યાં. દૂર દૂરના દેશો સાથે સંબંધ બાંધ્યો. સંસ્કૃતિનો વિકાસ કરી દુનિયાભરના વંશોને અહીં આકર્ષ્યા. આપણા પૂર્વજોએ ખેતી, વસ્ત્રવિદ્યા, વાસણો તૈયાર કરવાની કળા, હથિયારો અને ઘરેણાંઓ દ્વારા અનેક રીતે આખી દુનિયાનું ધ્યાન ખેંચ્યું. પોતાનો અધિકાર ફેલાવ્યો; તેમ જ સમર્થ લોકોનો અધિકાર માન્ય રાખ્યો. આપણા દેશની સંસ્કૃતિની અસર એક બાજુ ચીન-જાપાન અને બ્રહ્મદેશ, કાંબોડિયા સુધી ફેલાઈ; બીજી બાજુ પશ્ચિમ અને મધ્ય એશિયા સુધી આપણો પ્રભાવ પહોંચ્યો. ભારતની વિદ્યાકળા અને સંપત્તિ લઈને યુરોપના ગોરાઓ અમેરિકા પહોંચ્યા. ત્યાંની ઉપજાઉ જમીનમાં ખેતી કરવા માટે મનુષ્યબળ જોઈએ છે તે એમણે ભારતની સંપત્તિમાંથી આફ્રિકામાં ખરીદ્યું. અને આફ્રિકાના કાળા લોકોની મદદથી અમેરિકાની ખેતીનો વિકાસ કર્યો. આમ ભારતના સંપર્કને કારણે દુનિયાની સંસ્કૃતિનો વિકાસ થયો. આગળ જતાં આપણી સંસ્કૃતિ ક્ષીણ થઈ. વિશ્વપુરુષાર્થને પહોંચી ન શકી. એટલે આપણે પ્રથમ ઈસ્લામની અસર તળે આવ્યા, ત્યાર પછી ઈસાઈ ધર્મ સ્વીકારનાર, યુરોપીય દેશોની અસર તળે આવ્યા અને હવે યુરોપે વિકસાવેલ 'વિજ્ઞાન અને યંત્રવિદ્યા'ની અસર લઈ દુનિયા ઉપર પ્રભાવ પાડનાર અમેરિકા સાથે આપણે શિષ્યભાવે સહયોગ કરવા તૈયાર થયા છીએ.

આવા દેશના ભૂતકાળના ઈતિહાસનો મંગલ અને અમંગલ બંને પ્રભાવ ધ્યાનમાં રાખી, આપણે વિશ્વસેવાનો આદર્શ સ્વીકારી સ્વતંત્ર ભારતની, અખંડ ભારતની કેળવણીનો વિચાર કરવો રહ્યો.

વિવિધ વંશના અને વિવિધ પુરુષાર્થના સમસ્ત ભારતની કેળવણીનો વિચાર એ જ માણસ કરી શકે, જેણે દુનિયાના ઈતિહાસમાં ભારતના ઈતિહાસનું સ્થાન સમજી લીધું છે. જે દુનિયાની આજની સ્થિતિ પૂર્ણપણે સમજતા છતાં, ગોરા લોકોના પુરુષાર્થથી અંજાઈ ગયો નથી; અને ભારતની ગફલતમાં રહેલી પ્રજા આગળનું જાગતિક મિશન સમજવાની બુદ્ધિ, અને એના ઉપર વિશ્વાસ રાખનાર શ્રદ્ધાધન હૈયું ધરાવે છે.

નજીકના અને દૂરના ભવિષ્યનું ભારતનું મિશન નિહાળવાની કલ્પનાશક્તિ

જેનામાં છે, અને એની ભવ્યતા ઉપર વિશ્વાસ રાખવાની શ્રદ્ધા જેની પાસે છે તે જ ભારતની હવે પછીની રાષ્ટ્રીય કેળવણીની દીક્ષા ભારતના હૃદયને આપી શકે છે.

આ દિશામાં છેલ્લાં સો-પોણોસો વર્ષમાં મોટા મોટા આધુનિક ઋષિઓએ પોતાની શક્તિ ચલાવી છે. થોડોઘણો પુરુષાર્થ પણ અજમાવ્યો છે. એને આધારે સ્વતંત્ર ભારતની શ્રદ્ધા અને કલ્પના વાપરીને ભારત દેશની રાષ્ટ્રવ્યાપી, વિશ્વસેવી કેળવણીની યોજના ઘડવાની રહી. એને માટે આજનું મુહૂર્ત અત્યંત અનુકૂળ છે. આજની મૂઝવણ, આજની અવ્યવસ્થા અને આજનું વિચારોનું અરાજક પણ ભવિષ્યના સિશનને સ્વતંત્ર કરવા માટે ઉપયોગી જ નીવડશે. માટે આજે આપણે નિઃશંક અને નિર્ભીક થઈને ભવિષ્યમાં દષ્ટિપાત કરવો જોઈએ. અને ભવિષ્યના મિશન જેટલો હૈયાનો વિકાસ કરી, ભારતના ભવિષ્યને અનુકૂળ રાષ્ટ્રીય કેળવણીની એક વ્યાપક યોજના ઘડી આપવી જોઈએ. આજે, આવી, એક કરતાં વધુ યોજનાને અવકાશ છે. આજે હિંમતપૂર્વક આદર્શ ઘડી કાઢીશું. શ્રદ્ધાપૂર્વક અનેક પ્રયોગો કરી જોઈશું. એમાંથી ભારતનું મિશન પોતે જ પોતાની પસંદગી કરશે. અને ભારત-ભાગ્ય-વિધાતાની યોજના અમલમાં મૂકશે. લિંકન ઈમાનદારીથી એને વળગી રહ્યા હતા. દક્ષિણનાં રાજ્યોએ જ્યારે ગુલામી નવા મુલકોમાં ફેલાવવાનો પ્રયત્ન કર્યો અને લડાઈનો પ્રારંભ કર્યો ત્યારે જ લિંકન લડાઈમાં ઊતર્યા. આમાં લિંકનની અસાધારણ ધીરજ સિદ્ધ થાય છે. અને લડાઈ વહોરી લીધા પછી ઉપરાઉપરી હાર થયા છતાં તેમણે હિંમતપૂર્વક લડાઈ ચાલુ રાખી. અને આખી પ્રતિકૂળ પરિસ્થિતિ ફેરવી અંતે વિજય મેળવ્યો. એની અંદર લિંકનની હિંમત, આત્મવિશ્વાસ અને કાર્યકુશળતા ત્રણે સર્વોચ્ચ કોટિનાં સિદ્ધ થયાં. ખરેખર લિંકન કેવળ અમેરિકાના જ નહીં પણ માનવજાતિના એક શ્રેષ્ઠ નેતા સિદ્ધ થયા છે.

લડાઈમાં જીત્યા પછી એનો પૂરો લાભ લઈને અમેરિકાની ભૂમિ પરથી ગુલામીની પ્રથા એમણે નેસ્તનાબૂદ કરી. એ પણ એમની માનવતાનો જ વિજય છે.

અને વિજયની ક્ષણે જ એમના જીવનનો અંત આવ્યો. એ માનવજાતિના ભાગ્યની વિલક્ષણતા છે. લિંકનનું અને ગાંધીજીનું બલિદાન એકસરખું છે. સમાજે એમની શિખામણનું મહત્ત્વ માની લીધું. પણ સંકુચિત મનના લોકોને એમની હસ્તી સહન ન થઈ. તેથી એમણે મહાન બલિદાન દ્વારા પોતાનો તુચ્છ સંતોષ મેળવી લીધો. માનવજાતિએ સમાજમાં રહેલી થોડી પણ અસંસ્કારિતા જોખમકારક છે એ ઓળખીને ગફલતમાં ન રહેવાનો નિશ્ચય કરવો જોઈએ.

એબ્રહામ લિંકન જેવા યુગપુરુષનું જીવનચરિત્ર આપી મણિભાઈએ ગુજરાતી સાહિત્યની ઉત્તમ સેવા કરી છે. પણ ગુજરાતી સમાજવતી અહીં જરૂર કહીશ કે લિંકનની સેવાનું મહત્ત્વ જોતાં એમણે લિંકનનું સુવિસ્તૃત જીવન પણ ધીરજપૂર્વક તૈયાર કરી ગુજરાતી સમાજને આપવું જોઈએ. મારી ખાતરી છે કે હિંદી સમાજ એનો હિંદી અનુવાદ પણ માગી લેશે.

તા. ૩-૯-૭૧ ભગવાન જરથુષ્ટ્રનો જન્મદિન

# ૧૫. ભવિષ્યનો ઉદ્ધાર રાષ્ટ્રીય કેળવણી દ્વારા

પૂ. ગાંધીજીની ગૂજરાત વિદ્યાપીઠના સુવર્ણ મહોત્સવમાં હાજર રહેવાનું આપ સૌનું આમંત્રણ મળ્યું અને મારું મન એકદમ પચાસ વર્ષ પહેલાંના એ દિવસોમાં પહોંચી ગયું. જ્યારે ગુજરાતની નવીસવી રાજકીય પરિષદે એક ઠરાવ (પરિશિષ્ટ) કરી અમુક લોકોની સમિતિને આદેશ આપ્યો (૧૯ ઑગસ્ટ ૧૯૨૦) કે આખા ગુજરાત માટે 'સરકારથી સ્વતંત્ર એવી એક રાષ્ટ્રીય વિદ્યાપીઠ'ની યોજના તૈયાર કરે અને એ પ્રમાણે એક વિદ્યાપીઠની સ્થાપના પણ કરે.

જ્યાં સુધી મને સ્મરણ છે એ સમિતિમાં અમે કેટલાક આશ્રમવાસીઓ તો હતા જ, પણ મુખ્ય પ્રેરણા હતી, શ્રી ઈન્દુલાલભાઈ યાજ્ઞિકની.

મહાત્માજીના રાજનૈતિક ગુરુ નામદાર ગોખલેના એક માણસ તરીકે ઈન્દુલાલભાઈ ગણાતા. પણ એમનું કાર્ય બધી રીતે સ્વતંત્રપણે ચાલતું. રામનારાયણભાઈ પાઠક જેવા કેટલાક યુવાનો એમની પ્રેરણા પ્રમાણે કામ કરતા હતા. મને પોતાને વિદ્યાપીઠ સ્થાપન કરવાની પ્રવૃત્તિ જરા ઉતાવળી જેવી લાગી. 'आधी कळस मग पाया रे!' 'પ્રથમ કળશ તૈયાર કરે છે અને પછી પાયો ચણવાની વાત વિચારશે.' એના જેવું આ અવળું કામ છે એમ મેં શ્રી વલ્લભભાઈને કહ્યું પણ ખરું.

પણ ઈન્દુલાલભાઈનો ઉત્સાહ ઘણો. અને અમે આશ્રમના કેટલાક લોકો રાષ્ટ્રીય શિક્ષણના આગ્રહી તરીકે પંકાયેલા હતા. ગુજરાતની અસ્મિતાએ આદેશ આપ્યો અને અમે એકદમ એ કલ્પનાને મૂર્ત સ્વરૂપ આપવા મંડી પડયા. શ્રી નરહરિભાઈ, કિશોરલાલભાઈ અને હું અમે ત્રણ જણા ગુજરાતમાં બધે ફર્યા. અમે ભાવનગર ગયા. આણંદ ગયા. નડિયાદ, ગોધરા, ભરૂચ, બધે ફરી વળ્યા. બે મહિનામાં બધું વાતાવરણ તૈયાર કર્યું. અને બરાબર અઢારમી ઑક્ટોબરને દિવસે ગૂજરાત વિદ્યાપીઠની પ્રવૃત્તિ પૂજ્ય બાપુજીના આશીર્વાદ સાથે શરૂ કરી. શ્રી બલ્લુભાઈ અને દીવાનજી તે જ વખતે અમારી સાથે થયા કે સહેજ મોડા તે અત્યારે યાદ નથી.

અમારી આગળ લોકમાન્ય ટિળકની રાષ્ટ્રીય શિક્ષણની પ્રેરણા હતી જ. બંગાળના નૅશનલ કાઉન્સિલ ઑફ એજ્યુકેશન મારફતે શ્રી અરવિંદ ઘોષ જેવા જે કામ કરતા હતા એનો આદર્શ પણ હતો. રવીન્દ્રનાથનું શાન્તિનિકેતન, આર્યસમાજનાં ગુરુકુળો એ બધાંનું વાતાવરણ દેશમાં હતું જ. પણ એ આખો ઈતિહાસ મારે અહીં આપવો નથી. મારો પોતાનો રાષ્ટ્રીય શિક્ષણનો અનુભવ કાંઈ નહીં તો દસ વર્ષનો હતો. એટલે વિદ્યાપીઠની સ્થાપના એ કાંઈ ઉતાવળિયું પગલું ન હતું. ગાંધીજીએ પોતે ૧૯૧૭માં ગુજરાતને રાષ્ટ્રીય શિક્ષણની પ્રેરણા આપી જ હતી. અને તે પહેલાં બનારસમાં શ્રીમતી ઍની બેસન્ટને અને ભારતના રાજા-લોકોને એમણે છેડયા પણ હતા.

ગાંધીજીએ વખતોવખત વિદ્યાપીઠના હેતુ અને આદર્શો સ્પષ્ટ કર્યા. વિદેશી સરકાર સાથે અસહકાર એ તો સૌથી મોટો સિદ્ધાંત તે વખતે ગણાતો. એની ચર્ચા મેં જ્યારે પૂજ્ય બાપુજી સાથે કરી ત્યારે એમણે એ સિદ્ધાંતનો, એમના મનમાં રહેલો વ્યાપક અર્થ સમજાવ્યો હતો. એની વાત આજે એક રીતે અપ્રસ્તુત ગણાય. છતાં આગળ જતાં મારા ભાષણમાં એનો ઉલ્લેખ કરીશ. કેમ કે એ વાત આજે નહીં પણ ભવિષ્ય માટે અત્યંત મહત્ત્વની નીવડવાની છે.

તે વખતની ગાંધીજીની અખિલ ભારતીય પ્રતિષ્ઠા અને એમનું કેવળ રાજકીય નહીં, પણ સાંસ્કૃતિક અને આધ્યાત્મિક નેતૃત્વ બન્નેનો વિચાર કરી કેટલાક લોકોએ સૂચના કરી હતી કે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના ભલે અમદાવાદમાં થાય, પણ એનું સ્વરૂપ 'અખિલ ભારતીય' બને. અને એમાં કેળવણીનું તેમ જ સંસ્થાકીય વ્યવહારનું વાહન હિંદી બને.

કહેતાં અભિમાન થાય છે કે અમે આશ્રમના સેવકોએ એનો વિરોધ કર્યો. અને પહેલે વર્ષે ભલે અસહકાર કરનાર આખા દેશના વિદ્યાર્થીઓને આપણે અપનાવીએ, પણ ગૂજરાત વિદ્યાપીઠ તો અખિલ ભારતના હિતનો વિચાર કરી અખિલ ભારતીય નીતિ પ્રમાણે, ગુજરાતની જ સેવા કરશે. અને ગુજરાતી જ એનું વાહન હશે. આ બાબતમાં અમે મક્કમ રહ્યા. બીજી એક મતભેદની વસ્તુ ઊભી થઈ. એમાં પણ અમે આશ્રમવાસીઓ મક્કમ રહ્યા. અને બંને બાબતમાં પૂજ્ય બાપુજીએ અમને પોતાનો જબરદસ્ત ટેકો આપ્યો. ભાષાની વાત મેં ઉપર કરી. બીજી વાત હતી ધાર્મિક-સામાજિક ન્યાયની. કેટલાક ધની લોકોએ પોતાના આગ્રહ પાછળ પોતાનું આર્થિક બળ પણ વાપર્યું; અને કહ્યું કે 'અસ્પૃશ્યતાનિવારણની એટલે કે અંત્યજોની વાત કોરે મૂકશો તો અમે તમને તરત અમુક લાખ રૂપિયા આપીશું.' અમારે તો એનો વિચાર કરવાપણું હતું જ નહીં. થોડાક લોકો લોભે લોભે અમારી સામે રાવ ખાવા ગાંધીજી પાસે ગયા. ગાંધીજીએ કહ્યું કે "લાખ રૂપિયાની વાત તો જવા દો. કરોડો રૂપિયા આપશો તોયે હરિજનોની ઉપેક્ષા વિદ્યાપીઠમાં ન જ થઈ શકે."

વિદ્યાપીઠના સિદ્ધાંતોમાં ત્રીજી એક વસ્તુ એટલી જ મહત્ત્વની હતી પણ અમે એને આર્થિક પરિભાષામાં છેડવા માગતા ન હતા. અને તેથી અમે એને ફક્ત નૈતિક રૂપ જ આપ્યું હતું.

એ સિદ્ધાન્ત હતો 'શ્રમજીવન' પરત્વેનો.

શ્રમજીવન જે ટાળે છે તે ભલે સંન્યાસી હોય કે શંકરાચાર્ય હોય, એનું જીવન નિષ્પાપ નથી. એ વસ્તુ અમે ભારપૂર્વક બધે કહેતા હતા. અમારા મનમાં બીજી પણ એક મહત્ત્વની વાત હતી. તે આજની ભાષામાં અહીં મૂકવા માગું છું.

સામાજિક જીવનમાં સૌથી મોટું પાપ છે શોષણનું — Exploitationનું. ગરીબ-અભણ લોકોની લાચારીનો લાભ લઈ એમની પાસેથી વધારેમાં વધારે મજૂરી લેવી અને છતાં એમને હડધૂત રાખવા, એમને આર્થિક, સામાજિક કે કૌટુંબિક

પ્રતિષ્ઠાથી વંચિત રાખવા, એમની અજ્ઞાનતા અને લાચારીનો લાભ લેવો, એને આપણે આજે 'શોષણ' કહીએ છીએ. આવો આ શોષક વર્ગ તમામ જ્ઞાન, તમામ સંપત્તિ, સામાજિક પ્રતિષ્ઠા અને રાજનૈતિક અધિકાર પોતાની પાસે રાખવા માગે છે અને એ અધિકારનું — એ મોનોપોલીનું — સમર્થન કરે છે, 'પરિશ્રમ ન કરવાથી મળતી પ્રતિષ્ઠા દ્વારા.'

ઘરમાં જે કામ સ્ત્રીઓ મારફતે લઈ શકાય તે પુરુષો ભૂલેચૂકે પણ કરે નહીં. ઘરમાં નોકરો હોય (અને મધ્યમ વર્ગનાં ઘરોમાં શૂદ્ર જ્ઞાતિના નોકરો કે નોકરાણીઓ હોવાનાં જ) તો બધું કામ નોકરોને જ માથે નંખાય!

કામમાં પણ અમુક કામો ગંદાં ગણાય. શૂદ્રો પણ એ કરે નહીં. આવાં કામો અસ્પૃશ્ય ગણાતી કોમોને માટે જ અંકિત કરીને રાખેલાં હોય.

ભણતર તરફ બેદરકાર રહેનાર બાળકોને દિવસરાત શિખામણ આપે ઘરના ડોસાઓ — "કમબખ્તો, ચાર અક્ષર શીખો તો બચી ગયા, નહીં તો આખો જન્મારો હાથે કામ કરવું પડશે."

પરણવા યોગ્ય છોકરીઓ માટે મોટેરાઓ જ્યારે સારું સ્થળ શોધે ત્યારે તેઓ કહે, "પ્રેમાળ પતિ મળવો એ પોતપોતાના ભાગ્યની વાત છે. સાસુસસરા સારા હોય તો સારું. નહીં તો એમનાં મહેણાં ખાવાં પડે. છતાં આ બધી ગૌણ વાત છે. દીકરી આરામથી બેસીને ખાઈ શકે એવું ઘર શોધવું જોઈએ. ચાર નોકરો રાખવા જેટલી આવકવાળું ઘર શોધવું જોઈએ. બાકીનું તો પૂર્વજન્મના કર્મ પ્રમાણે દીકરીને મળવાનું હશે તો મળશે."

ભણતર છે પરિશ્રમ ટાળવા માટે. પરિશ્રમથી બચી જનાર કોમોની જ સામાજિક પ્રતિષ્ઠા વધારે. ન્યાતોનું ઉચ્ચનીચપણું એ પણ પરિશ્રમ કેટલો ટાળી શકાય છે એને આધારે જ જાણે ગોઠવેલું હોય. એટલે જ, આપણે આપણી સમાજરચનાનું સાર્વભૌમ સૂત્ર તરીકે મૂકી શકીએ, 'જાતે શ્રમ ટાળીને, આસપાસના દુર્દૈવી લોકો પાસેથી પરિશ્રમ લઈ શકે તે ઉચ્ચ ન્યાત અને વિદ્યા, ધનદોલત કે પ્રતિષ્ઠાને અભાવે દિવસ-રાત જેને વેઠ કરવી પડે તે ઊતરતી ન્યાત. શોષણ કરી શકે તે શ્રેષ્ઠ. અને જેને શોષિત દશામાં રહેવું પડે તે ઊતરતી ન્યાત.'

આ બધું જોઈને ગાંધીજીએ નક્કી કર્યું કે પરિશ્રમ વગરનું જીવન તે હરામ, પાપી જીવન ગણાવું જોઈએ.

એથીયે ઊંડાણમાં જઈ ગાંધીજીએ કેળવણી માટે સૌથી શ્રેષ્ઠ વૈજ્ઞાનિક સૂત્ર આપ્યું કે "રાષ્ટ્રોપયોગી પરિશ્રમ અથવા ઉદ્યોગ-હુન્નરને જ કેળવણીનું વાહન બનાવાય."

કેળવણીના પાયાના આ સિદ્ધાંતનો પ્રચાર કરતા આપણા લોકોને હું સમજાવતો હતો કે "ઉપલા વર્ગના (દ્વિજ ગણાતા) બેઠાડુ લોકો જો ઉદ્યોગ મારફતે અપાતી આ નવી કેળવણી લે તો તેમનો ઉદ્ધાર થશે. આવી રાષ્ટ્રોદ્ધારક નવી કેળવણીમાં તૈયાર થયેલા લોકોમાંથી જ શિક્ષકો તૈયાર કરાશે અને 'શોષણના પાપમાંથી મુક્ત

એવી આ નવી કેળવણી પામેલા શિક્ષકોના જ હાથમાં દેશ આખાનું કેળવણી ખાતું મુકાશે.”

અને એવા લોકોને ચેતવણી આપવા માટે હું ઉમેરતો કે, “હે બેઠાડુ કોમના લોકો ! ગાંધીજી તમને આ ઉત્તમમાં ઉત્તમ અને છેલ્લામાં છેલ્લી તક આપે છે. તમે જો આ ‘પ્રાયશ્ચિત્ત કરતી’ નવી કેળવણીમાં દાખલ ન થાઓ, તોયે અમે હારવાના નથી. કેળવણીને અભાવે દબાયેલા શ્રમજીવી લોકોમાંથી હોશિયાર યુવાનોને વીણી કાઢીશું. એમને એમના જ ઉદ્યોગ મારફતે ગણિત, ઈતિહાસ, ભૂગોળ, અક્ષરજ્ઞાન અને સાહિત્યવાળી કેળવણી આપી એમને નવા સંપૂર્ણ શિક્ષકો બનાવીશું. અને દેશનું આખું કેળવણીનું તંત્ર એમને સોંપી દઈશું. પછી તકરાર ન કરી શકો.”

આવી રીતે ગાંધીજીએ શોષક અને શોષિત વર્ગ વચ્ચેનો ભેદ દૂર કરવા દેશને નવી કેળવણી આપી.

વિદ્યાપીઠની સ્થાપના વખતે બાપુજીએ આવી જ એક ઘોષણા કરી હતી કે “ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના શહેરમાં કરીએ છીએ ખરા, પણ એનો ઉદ્દેશ શહેરની બુદ્ધિમત્તા ગામડાંની સેવામાં વાપરવાનો છે. ગૂજરાત વિદ્યાપીઠ શહેરમાંથી વિદ્યાર્થીઓને લેતાં સંકોચ નહીં કરે પણ એ બધા વિદ્યાર્થીઓને નિર્દોષ અને સર્વોચ્ચ કેળવણી આપી ગામડાંની સેવામાં મોકલવાના છે.”

આ રીતે ગાંધીજીએ દસ-બાર વ્યાપક સિદ્ધાંતો અમલમાં મૂકી સામાજિક ક્રાંતિ કરવાનો વિચાર કર્યો. એ પ્રયોગ સારી-નરસી પરિસ્થિતિઓમાં ટકી રહ્યો છે. અને હવે એ પ્રયોગ વ્યાપક રૂપમાં ગાંધીકાર્ય કરવા માગે છે. આ પચાસ વર્ષ દરમિયાન ગૂજરાત વિદ્યાપીઠે પોતાની નિષ્ઠા કાયમ રાખી છે. આ સંસ્થા ચલાવવાનું ભાગ્ય જેને જેને ભાગે આવ્યું તે બધા લોકોએ આ મહાન સિદ્ધાન્તો પ્રત્યેની નિષ્ઠામાં ક્યાંયે ઊણપ આવવા નથી દીધી. અને તેથી જ ભારતની સ્વરાજ્યયુગની રાષ્ટ્રીય વિદ્યાપીઠોમાં આનું સ્થાન ઊંચું છે. કુલપતિ તરીકે ગાંધીજીને ઠેકાણે મોરારજીભાઈ આવ્યા છે. કુલનાયક તરીકે જ્યાં કાકા કાલેલકર કામ કરતા હતા એ સ્થાન એમના પ્રિય ઠાકોરભાઈએ લીધું છે. અને મહામાત્ર તરીકે જ્યાં મહાન ચિંતક–કેળવણીકાર કિશોરલાલભાઈ હતા તે સ્થાન આજે રામલાલ પરીખ શોભાવી રહ્યા છે. આ લોકોએ ગાંધીજીના સિદ્ધાન્તો પ્રત્યેની નિષ્ઠા અક્ષુણ્ણ રાખી છે. દેશનું આ મહદ્ ભાગ્ય સમજું છું. અને તેથી આજે આ સ્થાનેથી ગુજરાતનું તેમ જ ગૂજરાત વિદ્યાપીઠનું અભિનંદન કરું છું.

ગૂજરાત વિદ્યાપીઠના ગાંધીપ્રણીત સિદ્ધાન્તોની એક વસ્તુ તરફ હું ખાસ ધ્યાન ખેંચવા માગું છું. વિદ્યાપીઠના સંચાલનનો ભાર જ્યારે ગાંધીજીએ મારે માથે મૂક્યો ત્યારે એ વસ્તુની મેં સ્પષ્ટતા કરી હતી.

દેશની કે દુનિયાની તમામ વિદ્યાપીઠો પોતાના મુખ્ય કર્તવ્ય તરીકે વિદ્યાવાન, કૌશલ્યવાન અને ચારિત્ર્યવાન નાગરિકોને કેળવવાનો ભાર માથે લે છે. એટલે કે દેશના તમામ યુવક અને યુવતીઓને સર્વાંગીણ કેળવણી આપી એમને ઉત્તમ

નાગરિક બનાવવા માગે છે. અમારી આ વિદ્યાપીઠનો હેતુ મહાત્માજીએ આટલો વ્યાપક અથવા સામાન્ય રાખ્યો નથી. વિદ્યા, કૌશલ્ય અને ચારિત્ર્યની ઉત્તમ કેળવણી આપીશું. એમાં ઊણપ રહેવા નહીં દઈએ. પણ વિદ્યાપીઠનો ઉદ્દેશ તમામ નાગરિકોને કેવળ કેળવવાનો નથી પણ 'કેળવણી દ્વારા યોગ્યતા પામી રાષ્ટ્રસેવાને જીવન અર્પનાર સેવકો તૈયાર કરવા' એ આ વિદ્યાપીઠનો, મર્યાદિત કહો તો મર્યાદિત, અને ઉત્કટ કહો તો ઉત્કટ, આદર્શ તેમ જ સંકલ્પ રાખેલો છે. રાષ્ટ્રનાં બધાં યુવક-યુવતીઓને કેળવાય એવી સર્વસામાન્ય અને તટસ્થ કેળવણી આપવાના હેતુથી નહીં પણ રાષ્ટ્રને ઉત્તમોત્તમ સેવકો પૂરા પાડી શકાય એવી મહત્ત્વાકાંક્ષા રાખી આ વિદ્યાપીઠ પ્રવૃત્ત થઈ છે.

આ વિદ્યાપીઠના કુલનાયક તરીકે જ્યારે એક વાર મહારાષ્ટ્રની એક કેળવણી પરિષદમાં ગયો હતો ત્યારે ત્યાં પણ મેં આ જ વસ્તુ ઉપર ભાર મૂક્યો હતો કે તમામ નાગરિકોને સંસ્કારી બનાવી દઈએ એટલે આપણે છૂટયા એમ માનનાર સંસ્થાનો હું કુલનાયક નથી. જે યુવકો અથવા યુવતીઓ ગૂજરાત વિદ્યાપીઠમાં ભણવા દાખલ થાય એમની આગળ કરીઅર સાધવાનો આદર્શ નહીં હોય. જીવવું છે રાષ્ટ્રસેવાને અર્થે જ, રાષ્ટ્રના ઉત્કર્ષને અર્થે જ, દુનિયાના દરબારમાં ભારતને ઊંચું સ્થાન મળે એ હેતુથી આપણે પોતાની કરીઅરનો ત્યાગ કરવાના. ધનના અને સંપત્તિની સ્વાભાવિક મહત્ત્વાકાંક્ષા કોરે મૂકી ત્યાગ, વૈરાગ્ય, આત્મવિલોપન અને અખંડ સેવા એ જ આદર્શ પોતાની આગળ રાખી ભારતની સર્વાંગીણ ઉન્નતિ કરનાર સેવકો આપણે તૈયાર કરવાના છે. આગળ જતાં બીજે એક પ્રસંગે આ જ વિદ્યાપીઠ વિશે બોલતાં મેં કહ્યું હતું કે "ગુજરાતના જાહેર જીવનનું ગમે તે ક્ષેત્ર લો. હરિજનસેવા, મજૂરસંગઠન, આદિવાસીઓની જાગૃતિ, સ્ત્રીકેળવણી, સાહિત્યસેવા, વૃત્તવિવેચન (પત્રકારત્વ) દરેક ક્ષેત્રમાં વિદ્યાપીઠના સ્નાતકો આગળ પડતો ભાગ ભજવતા તમને દેખાશે. ગાંધીજીની પ્રેરણા જ્યારે સમસ્ત પ્રજા ઝીલે છે ત્યારે કેટલું સરસ કામ થઈ શકે છે એ જોવા તમારે ગુજરાતમાં આવવું.

ગૂજરાત વિદ્યાપીઠની સેવામાંથી હું મુક્ત થયો તોયે એના ભાટચારણનું કામ મેં ઉત્સાહપૂર્વક કર્યું જ છે. કેમ કે આ સંસ્થાએ ગાંધીજીની પ્રેરણા પૂરી નિષ્ઠાથી ઝીલી રાખી છે.

આવી મોટી સંસ્થાની કાર્યસિદ્ધિનો હિસાબ કાઢતાં પ્રથમનાં દસવીસ વરસ આપણે અંતર્મુખ થઈને તપાસ્યું કે આદર્શના નિષ્ઠાપૂર્વક પાલનમાં આપણે કેટલા ટકા સફળ થયા છીએ? પણ એ જ કસોટી આપણને આગળ જતાં અપૂરી લાગવી જોઈએ. વિદ્યાપીઠનું કામ પા શતક ચાલ્યું. આપણે સ્વરાજ્ય જોઈ શક્યા. પછી આપણે કેન્દ્રીય સ્વરાજ્ય સરકાર દ્વારા ગૂજરાત વિદ્યાપીઠના ગાંધીસિદ્ધાંતો આખા રાષ્ટ્ર તરફથી સ્વીકારાય એને માટે પ્રયત્ન કર્યો — પ્રેરણા મહાત્મા ગાંધીની, પ્રયત્ન ગુજરાતની પ્રજાનો, અનુભવ ગૂજરાત વિદ્યાપીઠની ત્રીસેક વર્ષની અખંડ સેવાનો. પછી આખું રાષ્ટ્ર આ સિદ્ધાંતો પ્રસન્નતાપૂર્વક સ્વીકારે એમાં આશ્ચર્ય શું?

નાગરિક બનાવવા માગે છે. અમારી આ વિદ્યાપીઠનો હેતુ મહાત્માજીએ આટલો વ્યાપક અથવા સામાન્ય રાખ્યો નથી. વિદ્યા, કૌશલ્ય અને ચારિત્ર્યની ઉત્તમ કેળવણી આપીશું. એમાં ઊણપ રહેવા નહીં દઈએ. પણ વિદ્યાપીઠનો ઉદ્દેશ તમામ નાગરિકોને કેવળ કેળવવાનો નથી પણ 'કેળવણી દ્વારા યોગ્યતા પામી રાષ્ટ્રસેવાને જીવન અર્પનાર સેવકો તૈયાર કરવા' એ આ વિદ્યાપીઠનો, મર્યાદિત કહો તો મર્યાદિત, અને ઉત્કટ કહો તો ઉત્કટ, આદર્શ તેમ જ સંકલ્પ રાખેલો છે. રાષ્ટ્રનાં બધાં યુવક-યુવતીઓને કેળવાય એવી સર્વસામાન્ય અને તટસ્થ કેળવણી આપવાના હેતુથી નહીં પણ રાષ્ટ્રને ઉત્તમોત્તમ સેવકો પૂરા પાડી શકાય એવી મહત્ત્વાકાંક્ષા રાખી આ વિદ્યાપીઠ પ્રવૃત્ત થઈ છે.

આ વિદ્યાપીઠના કુલનાયક તરીકે જ્યારે એક વાર મહારાષ્ટ્રની એક કેળવણી પરિષદમાં ગયો હતો ત્યારે ત્યાં પણ મેં આ જ વસ્તુ ઉપર ભાર મૂક્યો હતો કે તમામ નાગરિકોને સંસ્કારી બનાવી દઈએ એટલે આપણે છૂટયા એમ માનનાર સંસ્થાનો હું કુલનાયક નથી. જે યુવકો અથવા યુવતીઓ ગૂજરાત વિદ્યાપીઠમાં ભણવા દાખલ થાય એમની આગળ કરીઅર સાધવાનો આદર્શ નહીં હોય. જીવવું છે રાષ્ટ્રસેવાને અર્થે જ, રાષ્ટ્રના ઉત્કર્ષને અર્થે જ, દુનિયાના દરબારમાં ભારતને ઊંચું સ્થાન મળે એ હેતુથી આપણે પોતાની કરીઅરનો ત્યાગ કરવાના. સત્તા અને સંપત્તિની સ્વાભાવિક મહત્ત્વાકાંક્ષા કોરે મૂકી ત્યાગ, વૈરાગ્ય, આત્મવિલોપન અને અખંડ સેવા એ જ આદર્શ પોતાની આગળ રાખી ભારતની સર્વાંગીણ ઉન્નતિ કરનાર સેવકો આપણે તૈયાર કરવાના છે. આગળ જતાં બીજે એક પ્રસંગે આ જ વિદ્યાપીઠ વિશે બોલતાં મેં કહ્યું હતું કે "ગુજરાતના જાહેર જીવનનું ગમે તે ક્ષેત્ર લો. હરિજનસેવા, મજૂરસંગઠન, આદિવાસીઓની જાગૃતિ, સ્ત્રીકેળવણી, સાહિત્યસેવા, વૃત્તવિવેચન (પત્રકારત્વ) દરેક ક્ષેત્રમાં વિદ્યાપીઠના સ્નાતકો આગળ પડતો ભાગ ભજવતા તમને દેખાશે. ગાંધીજીની પ્રેરણા જ્યારે સમસ્ત પ્રજા ઝીલે છે ત્યારે કેટલું સરસ કામ થઈ શકે છે એ જોવા તમારે ગુજરાતમાં આવવું.

ગૂજરાત વિદ્યાપીઠની સેવામાંથી હું મુક્ત થયો તોયે એના ભાટચારણનું કામ મેં ઉત્સાહપૂર્વક કર્યું જ છે. કેમ કે આ સંસ્થાએ ગાંધીજીની પ્રેરણા પૂરી નિષ્ઠાથી ઝીલી રાખી છે.

આવી મોટી સંસ્થાની કાર્યસિદ્ધિનો હિસાબ કાઢતાં પ્રથમનાં દસવીસ વરસ આપણે અંતર્મુખ થઈને તપાસ્યું કે આદર્શના નિષ્ઠાપૂર્વક પાલનમાં આપણે કેટલા ટકા સફળ થયા છીએ? પણ એ જ કસોટી આપણને આગળ જતાં અધૂરી લાગવી જોઈએ. વિદ્યાપીઠનું કામ પા શતક ચાલ્યું. આપણે સ્વરાજ્ય જોઈ શક્યા. પછી આપણે કેન્દ્રીય સ્વરાજ્ય સરકાર દ્વારા ગૂજરાત વિદ્યાપીઠના ગાંધીસિદ્ધાંતો આખા રાષ્ટ્ર તરફથી સ્વીકારાય એને માટે પ્રયત્ન કર્યો — પ્રેરણા મહાત્મા ગાંધીની, પ્રયત્ન ગુજરાતની પ્રજાનો, અનુભવ ગૂજરાત વિદ્યાપીઠની ત્રીસેક વર્ષની અખંડ સેવાનો. પછી આખું રાષ્ટ્ર આ સિદ્ધાંતો પ્રસન્નતાપૂર્વક સ્વીકારે એમાં આશ્ચર્ય શું?

એવી આ નવી કેળવણી પામેલા શિક્ષકોના જ હાથમાં દેશ આખાનું કેળવણી ખાતું મુકાશે."

અને એવા લોકોને ચેતવણી આપવા માટે હું ઉમેરતો કે, "હે બેઠાડુ કોમના લોકો! ગાંધીજી તમને આ ઉત્તમમાં ઉત્તમ અને છેલ્લામાં છેલ્લી તક આપે છે. તમે જો આ 'પ્રાયશ્ચિત્ત કરતી' નવી કેળવણીમાં દાખલ ન થાઓ, તોયે અમે હારવાના નથી. કેળવણીને અભાવે દબાયેલા શ્રમજીવી લોકોમાંથી હોશિયાર યુવાનોને વીણી કાઢીશું. એમને એમના જ ઉદ્યોગ મારફતે ગણિત, ઈતિહાસ, ભૂગોળ, અક્ષરજ્ઞાન અને સાહિત્યવાળી કેળવણી આપી એમને નવા સંપૂર્ણ શિક્ષકો બનાવીશું. અને દેશનું આખું કેળવણીનું તંત્ર એમને સોંપી દઈશું. પછી તકરાર ન કરી શકો."

આવી રીતે ગાંધીજીએ શોષક અને શોષિત વર્ગ વચ્ચેનો ભેદ દૂર કરવા દેશને નવી કેળવણી આપી.

વિદ્યાપીઠની સ્થાપના વખતે બાપુજીએ આવી જ એક ઘોષણા કરી હતી કે "ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના શહેરમાં કરીએ છીએ ખરા, પણ એનો ઉદ્દેશ શહેરની બુદ્ધિમત્તા ગામડાંની સેવામાં વાપરવાનો છે. ગૂજરાત વિદ્યાપીઠ શહેરમાંથી વિદ્યાર્થીઓને લેતાં સંકોચ નહીં કરે પણ એ બધા વિદ્યાર્થીઓને નિર્દોષ અને સર્વોચ્ચ કેળવણી આપી ગામડાંની સેવામાં મોકલવાના છે."

આ રીતે ગાંધીજીએ દસ-બાર વ્યાપક સિદ્ધાંતો અમલમાં મૂકી સામાજિક ક્રાંતિ કરવાનો વિચાર કર્યો. એ પ્રયોગ સારી-નરસી પરિસ્થિતિઓમાં ટકી રહ્યો છે. અને હવે એ પ્રયોગ વ્યાપક રૂપમાં ગાંધીકાર્ય કરવા માગે છે. આ પચાસ વર્ષ દરમિયાન ગૂજરાત વિદ્યાપીઠે પોતાની નિષ્ઠા કાયમ રાખી છે. આ સંસ્થા ચલાવવાનું ભાગ્ય જેને જેને ભાગે આવ્યું તે બધા લોકોએ આ મહાન સિદ્ધાન્તો પ્રત્યેની નિષ્ઠામાં ક્યાંયે ઊણપ આવવા નથી દીધી. અને તેથી જ ભારતની સ્વરાજ્યયુગની રાષ્ટ્રીય વિદ્યાપીઠોમાં આનું સ્થાન ઊંચું છે. કુલપતિ તરીકે ગાંધીજીને ઠેકાણે મોરારજીભાઈ આવ્યા છે. કુલનાયક તરીકે જ્યાં કાકા કાલેલકર કામ કરતા હતા એ સ્થાન એમના પ્રિય ઠાકોરભાઈએ લીધું છે. અને મહામાત્ર તરીકે જ્યાં મહાન ચિંતક—કેળવણીકાર કિશોરલાલભાઈ હતા તે સ્થાન આજે રામલાલ પરીખ શોભાવી રહ્યા છે. આ લોકોએ ગાંધીજીના સિદ્ધાન્તો પ્રત્યેની નિષ્ઠા અક્ષુણ્ણ રાખી છે. દેશનું આ મહદ્ ભાગ્ય સમજું છું. અને તેથી આજે આ સ્થાનેથી ગુજરાતનું તેમ જ ગૂજરાત વિદ્યાપીઠનું અભિનંદન કરું છું.

ગૂજરાત વિદ્યાપીઠના ગાંધીપ્રણીત સિદ્ધાન્તોની એક વસ્તુ તરફ હું ખાસ ધ્યાન ખેંચવા માગું છું. વિદ્યાપીઠના સંચાલનનો ભાર જ્યારે ગાંધીજીએ મારે માથે મૂક્યો ત્યારે એ વસ્તુની મેં સ્પષ્ટતા કરી હતી.

દેશની કે દુનિયાની તમામ વિદ્યાપીઠો પોતાના મુખ્ય કર્તવ્ય તરીકે વિદ્યાવાન, કૌશલ્યવાન અને ચારિત્ર્યવાન નાગરિકોને કેળવવાનો ભાર માથે લે છે. એટલે કે દેશના તમામ યુવક અને યુવતીઓને સર્વાંગીણ કેળવણી આપી એમને ઉત્તમ

નાગરિક બનાવવા માગે છે. અમારી આ વિદ્યાપીઠનો હેતુ મહાત્માજીએ આટલો વ્યાપક અથવા સામાન્ય રાખ્યો નથી. વિદ્યા, કૌશલ્ય અને ચારિત્ર્યની ઉત્તમ કેળવણી આપીશું. એમાં ઊણપ રહેવા નહીં દઈએ. પણ વિદ્યાપીઠનો ઉદ્દેશ તમામ નાગરિકોને કેવળ કેળવવાનો નથી પણ 'કેળવણી દ્વારા યોગ્યતા પામી રાષ્ટ્રસેવાને જીવન અર્પનાર સેવકો તૈયાર કરવા' એ આ વિદ્યાપીઠનો, મર્યાદિત કહો તો મર્યાદિત, અને ઉત્કટ કહો તો ઉત્કટ, આદર્શ તેમ જ સંકલ્પ રાખેલો છે. રાષ્ટ્રનાં બધાં યુવક-યુવતીઓને કેળવાય એવી સર્વસામાન્ય અને તટસ્થ કેળવણી આપવાના હેતુથી નહીં પણ રાષ્ટ્રને ઉત્તમોત્તમ સેવકો પૂરા પાડી શકાય એવી મહત્ત્વાકાંક્ષા રાખી આ વિદ્યાપીઠ પ્રવૃત્ત થઈ છે.

આ વિદ્યાપીઠના કુલનાયક તરીકે જ્યારે એક વાર મહારાષ્ટ્રની એક કેળવણી પરિષદમાં ગયો હતો ત્યારે ત્યાં પણ મેં આ જ વસ્તુ ઉપર ભાર મૂકયો હતો કે તમામ નાગરિકોને સંસ્કારી બનાવી દઈએ એટલે આપણે છૂટયા એમ માનનાર સંસ્થાનો હું કુલનાયક નથી. જે યુવકો અથવા યુવતીઓ ગૂજરાત વિદ્યાપીઠમાં ભણવા દાખલ થાય એમની આગળ કરીઅર સાધવાનો આદર્શ નહીં હોય. જીવવું છે રાષ્ટ્રસેવાને અર્થે જ, રાષ્ટ્રના ઉત્કર્ષને અર્થે જ, દુનિયાના દરબારમાં ભારતને ઊંચું સ્થાન મળે એ હેતુથી આપણે પોતાની કરીઅરનો ત્યાગ કરવાના. સત્તા અને સંપત્તિની સ્વાભાવિક મહત્ત્વાકાંક્ષા કોરે મૂકી ત્યાગ, વૈરાગ્ય, આત્મવિલોપન અને અખંડ સેવા એ જ આદર્શ પોતાની આગળ રાખી ભારતની સર્વાંગીણ ઉન્નતિ કરનાર સેવકો આપણે તૈયાર કરવાના છે. આગળ જતાં બીજે એક પ્રસંગે આ જ વિદ્યાપીઠ વિશે બોલતાં મેં કહ્યું હતું કે "ગુજરાતના જાહેર જીવનનું ગમે તે ક્ષેત્ર લો. હરિજનસેવા, મજૂરસંગઠન, આદિવાસીઓની જાગૃતિ, સ્ત્રીકેળવણી, સાહિત્યસેવા, વૃત્તવિવેચન (પત્રકારત્વ) દરેક ક્ષેત્રમાં વિદ્યાપીઠના સ્નાતકો આગળ પડતો ભાગ ભજવતા તમને દેખાશે. ગાંધીજીની પ્રેરણા જ્યારે સમસ્ત પ્રજા ઝીલે છે ત્યારે કેટલું સરસ કામ થઈ શકે છે એ જોવા તમારે ગુજરાતમાં આવવું.

ગૂજરાત વિદ્યાપીઠની સેવામાંથી હું મુક્ત થયો તોયે એના ભાટચારણનું કામ મેં ઉત્સાહપૂર્વક કર્યું જ છે. કેમ કે આ સંસ્થાએ ગાંધીજીની પ્રેરણા પૂરી નિષ્ઠાથી ઝીલી રાખી છે.

આવી મોટી સંસ્થાની કાર્યસિદ્ધિનો હિસાબ કાઢતાં પ્રથમનાં દસવીસ વરસ આપણે અંતર્મુખ થઈને તપાસ્યું કે આદર્શના નિષ્ઠાપૂર્વક પાલનમાં આપણે કેટલા ટકા સફળ થયા છીએ? પણ એ જ કસોટી આપણને આગળ જતાં અધૂરી લાગવી જોઈએ. વિદ્યાપીઠનું કામ પા શતક ચાલ્યું. આપણે સ્વરાજ્ય જોઈ શકયા. પછી આપણે કેન્દ્રીય સ્વરાજ્ય સરકાર દ્વારા ગૂજરાત વિદ્યાપીઠના ગાંધીસિદ્ધાંતો આખા રાષ્ટ્ર તરફથી સ્વીકારાય એને માટે પ્રયત્ન કર્યો — પ્રેરણા મહાત્મા ગાંધીની, પ્રયત્ન ગુજરાતની પ્રજાનો, અનુભવ ગૂજરાત વિદ્યાપીઠની ત્રીસેક વર્ષની અખંડ સેવાનો. પછી આખું રાષ્ટ્ર આ સિદ્ધાંતો પ્રસન્નતાપૂર્વક સ્વીકારે એમાં આશ્ચર્ય શું?

પણ હવે અત્યાર સુધીની કસોટી કરતાં ઘણી મોટી કસોટી આપણી આગળ ઊભી થઈ છે. પચાસ વર્ષનો સુવર્ણ-મહોત્સવ ઊજવતી વખતે અંતર્મુખ થઈને આપણે વિચારીશું કે આ સિદ્ધાંતો દ્વારા દેશનું રાષ્ટ્રીય જીવન, સંસ્કારી જીવન શુદ્ધ, સમર્થ અને સમૃદ્ધ કરવામાં આપણે કેટલે દરજ્જે, કેટલે ટકે સફળ થયા છીએ? આવી વિચારણા માટે એક દાખલો આપું.

(કેટલાક જૈનો કહે છે કે "અમારું જીવન સો ટકા અહિંસક છે કે નહીં એટલું જ અમારે જોવાનું. આખી દુનિયાના જીવનમાં અહિંસાનો સિદ્ધાંત કેટલે દરજ્જે ફેલાયો છે એ જોવાનું કામ અમારું નથી. અમારો જૈન સમાજ છે; અને કૈવલ્ય પ્રાપ્તિનો અમારો સિદ્ધાંત છે. અમારો ઉદ્ધાર કેટલે દરજ્જે થયો એનો હિસાબ વખતોવખત કાઢીશું. પણ આખી દુનિયાની જવાબદારી અમારી નથી. સૌ સૌનું ભાગ્ય સૌ જાણે. અમે અમારા સમાજ પૂરતો વિચાર કરીશું."

આવા લોકોને જો કહીએ કે દુનિયાનો મોટો ભાગ માંસાહારી છે. એમની અંદર જઈ એમને શાકાહારનું મહત્ત્વ સમજાવવાનું કામ કોણ કરશે? તમારા મુનિઓ તો ભારત બહાર પગ મૂકવાના નથી, વાહનો વાપરવાના નથી. ત્યારે એ દુનિયાની સેવા કોણ કરશે? ત્યારે તેઓ કહે છે, "અમે એ ન જાણીએ. અમે અને અમારો સમાજ અને અમારા સાધુઓ પોતાનો ધર્મ પાળે એટલું જ અમારે જોવાનું."

સારે નસીબે જૈન સમાજમાં નવી જાગૃતિ આવી છે અને તેઓ અહિંસાના વિશ્વ-પ્રચારનો વિચાર પણ કરવા લાગ્યા છે.)

આપણી સંસ્થા પોતાના સિદ્ધાંતમાં મક્કમ છે કે નહીં એટલું જોઈને હવે આપણે સંતોષ ન માની શકીએ. 'યુનિવર્સિટીનું નામ ધારણ કરનાર સંસ્થાઓની ન્યાત'માં ગાંધીનિષ્ઠા માન્ય થઈ છે કે નહીં એટલું જોઈને પણ આપણે સંતોષ માની શકવાના નથી. (આખી દુનિયાનો વિચાર કરવાનો વખત હજી આવ્યો નહીં હોય.) પણ આખા ભારતમાં, સ્વરાજ્યભોગી, પ્રજારાજ્ય ચલાવનાર સ્વતંત્ર ભારતમાં જે સામાજિક ક્રાંતિ, આર્થિક ક્રાંતિ અને ધર્મ ક્રાંતિ અમલમાં મૂકવાની ગાંધીજીની નેમ હતી એમાં આપણે બધા મળીને કેટલે અંશે ફાવ્યા છીએ એ અંતર્મુખ થઈને તપાસવાનો આ અવસર છે.

બહારની મોટી વાતોનો હિસાબ, એક ક્ષણ પછી આપણે કરીશું પણ સામાજિક જીવનનો બિલકુલ પ્રાથમિક એવો એકમ તો કૌટુંબિક જીવન છે. એ કૌટુંબિક જીવનના 'શાશ્વત કુલધર્મ'માં ગાંધીક્રાંતિ આપણે કેટલે દરજ્જે દાખલ કરી શકયા છીએ એ પ્રથમ તપાસીએ. એમાં તો આપણી જ બધી સત્તા, આપણી જ સો ટકા અનુકૂળતા. એ કૌટુંબિક વાતાવરણમાં આપણને જન્મ આપનાર માતાઓનું સ્થાન સંતોષકારક છે કે નહીં એ તપાસીએ. અને જે સામાજિક ક્રાંતિની અને આધ્યાત્મિક ક્રાંતિની આપણે ઝંખના કરીએ છીએ તે ક્રાંતિ ઘરમાં જો સો ટકા અમલમાં મૂકી ન શકયા હોઈએ તો બહારના કોઈનો વાંક આપણે કાઢી શકવાના નથી.

ક્રાંતિ કોઈ રમતવાત નથી. એને માટે પોતાના જ હૃદયમાં વિચારક્રાંતિથી પ્રારંભ કરવાનો હોય. કષ્ટ વેઠીને જીવનમાં પરિવર્તન કરવાનું હોય. અલ્પસંતોષી લોકોનું એ કામ નથી.

'અંગ્રેજોનું રાજ ભારતમાંથી ખસી ગયું. ભારતના નેતાઓના હાથમાં બધા અધિકારો આવી ગયા. લાખો લોકોને મત આપવાનો અધિકાર આપી પ્રજારાજ્યની આપણે સ્થાપના કરી. ક્રાંતિ પૂરી થઈ. હવે કશું કરવાનું રહેતું નથી. ચૂંટણી જીતીને સત્તા અને સંપત્તિના અધિકારો પોતાના હાથમાં લઈ લો એટલે સત્યયુગ સ્થપાયો. આનંદો રે આનંદો !' એમ માનનારા લોકો આપણી વચ્ચે હતા. પણ ઈશ્વરે આપણને ગફલતમાં રહેવા નહીં દીધા. લોકમાન્ય ટિળકના જમાનાથી રાષ્ટ્રના નેતાઓ જોઈ શકતા હતા અને કહેતા પણ હતા કે, "સ્વરાજ્ય થયા પછી જ અમારી મુશ્કેલીઓનો પ્રારંભ થશે. દરેક ક્ષેત્રમાં દિવસરાત પરસેવો ઉતારવો પડશે, લોકોને છેડવા પડશે, એમની નારાજગી વહોરી લઈ એમને કેળવવા પડશે." તે પ્રમાણે છેલ્લાં વીસ વર્ષમાં આપણે શું અને કેટલું કર્યું એ તપાસવાનો પ્રારંભ આજને શુભમુહૂર્તે કેમ ન કરીએ ?

સ્ત્રી-જાતિના ઉદ્ધારની વાત મેં સૌ પ્રથમ મૂકી. એ કાર્ય સૌથી વધુ મહત્ત્વનું છે. પણ કેવળ સ્વાશ્રયને આધારે જ એમાં સિદ્ધિ મેળવી શકીશું એટલે પ્રમાણમાં એ કામ સહેલું છે. અને તેથી જ આપણે આખર સુધી ગફલતમાં રહેવાના. પરિણામે, માનસિક ગફલત અને નબળાઈ કાયમ રહેવાનાં. અને માતાઓની હાડમારી દરગુજર કરવા જેટલા આપણે જો પાષાણહૃદયી રહી શકયા તો બીજા વર્ગોનું શોષણ બંધ કરવાની ધગશ અને સૂઝ આપણામાં કયાંથી આવવાની ? બહુ બહુ તો આપણે કાયદાઓ સરસ શબ્દોમાં અને ઝીણામાં ઝીણી વિગતોમાં પસાર કરીશું. અને એનો અમલ કરવાનું કામ પોલીસોને સોંપી સૂઈ જઈશું !

અને જો ક્ષાત્રધર્મમાંથી ઉપજાવેલી ગાંધીનિષ્ઠાવાળી અહિંસા મારફતે આપણે શોષણ બંધ ન કરી શકયા તો ભગવાનનું અવતારકાર્ય આપણા માટે થોભવાનું નથી. અને બીક તો એ છે કે ભારતમાં જો આપણે "સત્ય અને અહિંસા, સંયમ અને સેવા" એવા ચાર પગવાળા પ્રયત્નથી કશું ન કરી શકયા તો આપણું સ્થાન 'હિંસામાં માનનાર લોકોના હાથમાં' જશે. અને તેમ થતાં મને બીક છે કે અત્યાર સુધીની આપણી સાંસ્કૃતિક ખામીઓને કારણે દેશની એકતા અને સ્વતંત્રતા બંને આપણે ખોઈ બેસવાના.

આપણા કેટલાક દોષો અને કેટલીક ખામીઓ આપણે દોષ તરીકે સ્વીકારીએ છીએ અને છતાં એ દૂર કરવાની બાબતમાં આપણી શિથિલતા આપણને આરામમાં રહેવા દે છે. જો જાગરૂક થઈશું અને જો આપણો પ્રાણ પોતાનું કામ કરે તો આ ધ્યાનમાં આવેલી, અને દોષ તરીકે સ્વીકારાયેલી ખામીઓ દૂર કરતાં વાર નહીં લાગે.

કા. ગ્રં. ૪–૪૦

પણ કેટલાક ખોટા આદર્શો, મૂળ સંસ્કૃતિમાં ભલે નહીં હોય, પણ પાછળથી લોકોને ગમવાને કારણે, અને સામાજિક અનુભવ અધૂરો રહેવાને કારણે, આપણે આદર્શ તરીકે સ્વીકાર્યા. હવે અનુભવે એ આદર્શો ખોટા છે એમ જણાય, આપણા જ સર્વોચ્ચ આધ્યાત્મિક આદર્શો સાથે એ બંધ પણ નહીં બેસતા હોય, છતાં જૂનાની ભક્તિને કારણે આપણે એ આદર્શો આપણી સંસ્કૃતિનાં આવશ્યક અંગ તરીકે તત્ત્વત: સ્વીકારીએ છીએ. એમાંથી ઉત્પન્ન થતા દોષો ધ્યાનમાં આવ્યા છતાં આપણે માનવા તૈયાર નથી હોતા કે આદર્શના ખોટાપણાને કારણે જ બધી મૂંઝવણો અને મુશ્કેલીઓ ઊભી થઈ છે.

એક જ દાખલો આપું. જ્યાં આદર્શભેદ છે ત્યાં આપણે ઝઘડો કરી લડવા બેસતા નથી. ‘તમે તમારી ઢબે જીવો, અમે અમારી ઢબે જીવીએ’ એમ કહી આપણે છૂટા પડીએ છીએ.

અહીં સુધી તો ઠીક છે પણ જ્યાં મહત્ત્વના સામાજિક, ધાર્મિક અને આધ્યાત્મિક મતભેદ હોય ત્યાં આપણે લડીએ નહીં પણ મનમાં સામા પક્ષ પ્રત્યે ઊતરતો ભાવ રાખી, એકબીજાથી અસ્પૃષ્ટ રહેવાનો વધારેમાં વધારે પ્રયત્ન કરવાના. આમાંથી વેગળાપણું કેળવાય છે. પરસ્પર અનાદર માંડ સંતાડી શકીએ છીએ. ધીરે ધીરે પરસ્પર અવિશ્વાસ કેળવાય છે. પછી તો દહાડે દહાડે અત્યંત જરૂરી સહયોગ પણ મુશ્કેલ બને છે. આને અંગ્રેજીમાં Armed neutrality કહે છે.

આ જાતના વેગળાપણાથી આપણે એટલા તો ટેવાઈ ગયેલા છીએ કે આમાં કશું ખોટું છે એમ ઉભયપક્ષે કોઈને લાગતું નથી. ફક્ત રાષ્ટ્રીય એકતા અને રાષ્ટ્રની મજબૂતી ઘવાય છે.

ધાર્મિક-સામાજિક આદર્શમાં દૃઢતાપૂર્વક સુધારો કરવાને બદલે આપણે ‘અળગાપણાનું ધર્મ સમજી સમર્થન’ કરીએ છીએ અને રાષ્ટ્રીયતા ઘવાય છે. એને માટે, દુ:ખ કરતાં છતાં સામસામાના દોષ કાઢી પોતે સારા હોવાનું સર્ટિફિકેટ પોતાને આપી પોતાને દૈવાધીન કરીએ છીએ.

આવા વેગળાપણાના તેમ જ પરસ્પર અવિશ્વાસ અને સૂક્ષ્મ તિરસ્કાર કેળવવાના દોષને અંગ્રેજીમાં ઝેનો ફોબિયા – xenophobia કહે છે. આને આપણે ‘વૈદેશિકનો સંદેહ’ અથવા ‘પારકય શંકા’ પણ કહી શકીએ. ‘માણસ આપણા જેવો નથી; પરિચિત નથી; જરા વિચિત્ર લાગે છે, ભળવાનું મન નથી થતું,’ એટલા જ ખાતર જ્યારે લોકો એકબીજાથી દૂર રહે છે, મતભેદને ગંભીર ગણી પાસે આવવાનું ટાળે છે ત્યારે અળગાપણું આપણને યથાયોગ્ય જણાય છે. ત્યાર પછી પરસ્પર અનુભવ વધ્યો તોયે શું ? પરાયાપણું આપણે છોડી શકતા જ નથી. આ દોષ આપણા લોકોમાં જ દેખાય છે એમ નથી, દુનિયામાં એ બધે દેખાય છે. બીજી પ્રજા આવી સ્થિતિમાં કાં તો લડી લે છે અથવા જુદી પડે છે અથવા લાચારીથી અળગાપણું કેળવી સહકાર સંકુચિત કરે છે. આપણે એ સ્થિતિને સ્વાભાવિક અને નીરોગી ગણીએ છીએ. “આમ જ રહેવાય” એમ કહી, પોતાનું

સમર્થન કરી, આપણે રાષ્ટ્રીય નબળાઈ વધારતા જઈએ છીએ. અને મુશ્કેલી ઉત્પન્ન થાય ત્યારે અળગાપણું સાચવી બીજા ઈલાજો શોધીએ છીએ. હિંદુ-મુસ્લિમ અળગાપણું અને હરિજનોની અસ્પૃશ્યતા આપણા સમાજે અપરિહાર્ય માની. એને જ નીરોગી અવસ્થા તરીકે સ્વીકારી લીધી. મહાત્માજીએ આની સામે ઘણા પ્રયત્નો કર્યા. એમની એ ધગશ પાછળના લોકોમાં કોણે કોણે કેટલે દરજ્જે સ્વીકારી છે એ વસ્તુ શોધી કાઢતાં આપણે અસ્વસ્થ થઈ જઈશું.

ધર્મને નામે ચાલતા અમુક રિવાજો અથવા વ્યવસ્થા સદોષ છે એ જોઈ તે દૂર કરવા, બદલવા કે સુધારવા મોટા મોટા નેતાઓ પણ તૈયાર થતા નથી. પછી સામાન્ય જનતામાં બુદ્ધિભેદ પેદા થાય તો એમાં આશ્ચર્ય શું? 'મતભેદ જાગ્યો કે એક ન્યાત ઊભી કરવી,' એ ઈલાજ આપણે હિંદુ ધર્મના પ્રારંભથી અજમાવતા આવ્યા છીએ. જ્યાં દોષ જણાય ત્યાં, મહાપાપો માટે પણ હળવાં કે આકરાં પ્રાયશ્ચિત્તો યોજી આપણે સમાજની એકતા, પવિત્રતા અને સ્થિરતા કાયમ રાખી. પણ જ્યાં મતભેદ હોય ત્યાં બીજા ધર્મના લોકો દબાવવાનો પ્રયત્ન કરે, લડી લે. અને એ રીતે ન ફાવ્યા તો જ ધર્મમાં શાખા, પંથ, ફિરકા વગેરે ઈલાજોનો સ્વીકાર કરે, અથવા નવો જ ધર્મ ઊભો કરે. દુનિયાના ધર્મોના ઈતિહાસમાં આ બધા પ્રકારો જોવાને મળે છે. આપણે ત્યાં જ્યાં સુધી મૂળ ગ્રંથ કે પ્રેરણાને લોકો માન્ય રાખે ત્યાં સુધી મતભેદો નભાવી લેવાની નીતિ વધારે માન્ય હતી. તેથી હિંદુ ધર્મને હું 'અનેક પંથોનું એક વિશાળ પ્રેમાળ કુટુંબ' કહેતો આવ્યો છું. પરદેશીઓને હું કહું છું Hinduism is not one religion, according to your conception, but it is a loving family of many creeds. વેદને માનો એટલે તમે ઘરના. પછી ઈશ્વરને ન માનો તોયે દરગુજર કરી શકાય. એટલી ઉદારતા આપણે ત્યાં રહી. આપણે વેદપ્રામાણ્યનો આગ્રહ રાખ્યો. તેથી બૌદ્ધ અને જૈન આપણાથી જુદા પડયા. પ્રામાણ્યનો આગ્રહ ન રાખ્યો હોત પણ 'વેદની પરંપરા માનો' એમ કહ્યું હોત તો બૌદ્ધ અને જૈન આપણાથી જુદા ન પડયા હોત. અને એશિયાના ધર્મોનો ઈતિહાસ જુદું જ રૂપ લેત.

લોકમાન્ય ટિળકે હિંદુ ધર્મની વ્યાખ્યા કરતી વખતે એની ઉદારતા તરફ આપણું ધ્યાન ખેંચ્યું છે —

प्रामाण्य–बुद्धिर् वेदेषु साधनानां अनेकता ।
अुपास्यानां अनियम: अेतत् (हिन्दु-) धर्मस्य लक्षणम् ॥

શંકરાચાર્યે પંચાયતન પૂજા દાખલ કરી, વિવિધતામાં એકતા દૃઢ કરી. એમાં આપણે ગુરુપૂજા ઉમેરી. અવધૂત સંપ્રદાયને અને શીખધર્મને અપનાવ્યો. આદિવાસીઓની અસંખ્ય દેવ-દેવીઓને પંચાયતનમાં પાંચ દેવોના અવતાર બનાવ્યા અને એમને હિંદુ ધર્મની અંદર સ્થાન આપ્યું. આપણે જો રાજદ્વારી દૃષ્ટિએ નબળા ન પડયા હોત તો બધા ધર્મોને હિંદુ કુટુંબમાં આપણે દાખલ કરી શકયા હોત.

આજે એ ઉદારતા કાયમ રાખવી જોઈએ, વધારવી જોઈએ. પણ બધા ધર્મોને હિંદુ ધર્મની છત્રછાયા તળે આણવાનો પ્રયત્ન કરીએ તો હવે એમાં આપણે ફાવવાના નથી. ગાંધીજીએ દૂરંદેશીથી સર્વધર્મ-સમભાવનું વ્રત આશ્રમમાં ચલાવ્યું. સર્વધર્મ-સમભાવને આપણે સર્વધર્મમમભાવ સુધી લઈ ગયા. 'આજે દુનિયાના બધા ધર્મોનું એક – વિશાળ કુટુંબ છે. એમની અંદર પારિવારિક સ્નેહભાવ હોવો જોઈએ. અને ધર્મભેદને કારણે સમાજભેદને ઊભો કરવો જરૂરી નથી.' એટલે સુધી ગાંધીજી આપણને લઈ આવ્યા છે. હિંદુ અને પારસી, હિંદુ અને ખ્રિસ્તી તેમ જ હિંદુ અને મુસલમાન સમાજો વચ્ચેના વિવાહોને માન્યતા આપી, આશીર્વાદ આપી ગાંધીજીએ ભારતની સાંસ્કૃતિક એકતા મજબૂત કરવાનું વાતાવરણ ઊભું કર્યું. એની અસર બધા ધર્મો ઉપર ઓછીવત્તી પડતી જાય છે. એ જોઈને આપણે રાજી થવું જોઈએ. અને એ દિશામાં યુગની અનુકૂળતા ઓળખી જબરદસ્ત પ્રયત્નો કરવા જોઈએ. એ કામ ધર્માચાર્યો, મઠપતિ કે જૂના સંપ્રદાયોના ધર્મમાન્ય ગુરુઓ ન કરી શકે. કેમ કે તેઓ જૂની રૂઢિઓને મજબૂત કરવા બંધાયેલા છે. એમની ગાદીઓનો આધાર જ ભૂતકાળમાં રહેલો છે. પણ સ્વામી વિવેકાનંદ જેવા સંન્યાસીઓ, બાબુ ભગવાનદાસ જેવા વિદ્વાનો અને રવીન્દ્રનાથ કે મહાત્માજી જેવા ધર્મપુરુષો એ કામ કરી શકે છે. શ્રીઅરવિંદ જેવા યોગીઓએ પણ આ દિશામાં ઘણું કર્યું છે. આર્ય સમાજ, પ્રાર્થના સમાજ કે બ્રહ્મસમાજની સેવાઓ પણ આપણે ભૂલી જઈ શકવાના નથી. પણ હવે પછીનું ધાર્મિક-સામાજિક-સાંસ્કૃતિક કામ તો ગૂજરાત વિદ્યાપીઠ જેવી સમર્થ સંસ્થાઓ જ કરી શકે છે કેમ કે ભવિષ્યકાળ 'ધર્મકારણ' કે 'રાજકારણ'ના હાથમાં નથી રહેવાનો. પણ વિશાળ, વ્યાપક કેળવણી દ્વારા જ આપણે સાર્વભૌમ ક્રાંતિ કરી શકવાના છીએ. ધાર્મિક રીતરિવાજ, રૂઢિઓ અને પરંપરામાં જરૂરી સુધારો કરીને રાષ્ટ્રીય, સાંસ્કૃતિક એકતા ઉત્પન્ન કરવાનું અને મજબૂત કરવાનું કામ સર્વાંગીણ કેળવણી દ્વારા ક્રાંતિ કરી શકનાર સંસ્થા દ્વારા જ થવાનું છે. વિદ્યાપીઠ જેવી સંસ્થાની અસર રાષ્ટ્રના સામાજિક જીવન પર થવા લાગી જ છે. આવી સંસ્થાઓનું અધ્યાત્મ જ્યારે બુલંદ અને તેજસ્વી થશે ત્યારે ધર્મ અને રાજકારણ બંને ઉપર એનો પ્રભાવ પડવાનો.

એટલે કે માનવજાતના ઈતિહાસમાં જે કામ એક વખતે ધર્મોએ કર્યું અને જે જબરદસ્ત અસર આજે રાજનીતિ કરી રહી છે તે જ કામ એ બે તત્ત્વો કરતાં (ધર્મ અને રાજનીતિ કરતાં) વધુ ઉદાર, વધુ ઊંડી અને વ્યાપક દૃષ્ટિને જોરે સાર્વભોમ કેળવણી જ કરી શકવાની છે. આપણે ધારીએ છીએ એના કરતાં આ પરિસ્થિતિ વધુ જલદી આવવાની છે. અત્યારથી આપણે એને માટે તૈયાર ન થયા તો ઈશ્વરે સોંપેલું યુગકાર્ય, હિંમતને અભાવે આપણે ન સ્વીકાર્યું, એવો જ અર્થ થઈ બેસશે.

સ્વરાજ્ય થયા પછી રાષ્ટ્રની સ્વતંત્રતા, એકતા અને રાષ્ટ્રનું સામર્થ્ય મજબૂત

કરવા માટે જે મુખ્ય કામો કરવાનાં હતાં એમાં ગરીબોની, ગામડાંની અને સ્ત્રીજાતિની સ્થિતિ સુધારવા માટે શોષણનો નાશ કરવો. ધર્મસમાજો વચ્ચેનો અળગાવ દૂર કરવો અને વેદકાળથી ચાલતી આવેલી ધૂસણખોરીનો ઈલાજ કરવો, આ ત્રણ કામો મુખ્ય હતાં. એમાંથી હરિજન અને ગિરિજનનાં કામો આપણે તરત હાથમાં લીધાં. સ્ત્રીજનોની પ્રતિષ્ઠા વધારી. શોષણને કારણે જે સામાજિક અસમાનતા દુનિયામાં સર્વત્ર ફેલાયેલી છે એની ખૂબ ચર્ચા કરી. જૂના રાજાઓને અને જમીન-દારાને ઠેકાણે પાડયા. હિંદુઓના જાતિભેદની અને સાંપ્રદાયિકતાની નિંદા કરી. મુસલમાનો અને ઈસાઈઓની સાંપ્રદાયિકતાને પોષણ આપ્યું. પણ ધર્મભેદને કારણે જે રાષ્ટ્રીય અને સાંપ્રદાયિક નબળાઈ વધવા લાગી છે તે દૂર કરવા તરફ ઘણું દુર્લક્ષ કર્યું છે. સન ૧૯૬૮ના પદવીદાન સમારંભ વખતે મેં ગુજરાતનું આ નબળાઈ પ્રત્યે ધ્યાન ખેંચ્યું. મારી પાછળ આવેલા 'સરહદ-ગાંધી' ખાન અબદુલ ગફ્ફારખાને પણ એ જ દિશાએ ઘટતો ઉપદેશ આપ્યો. છતાં પરિસ્થિતિ આપણે આપણા હાથમાંથી છટકવા દીધી. અને કોઈએ અપેક્ષા કરી ન હતી એવી જીવલેણ પ્રવૃત્તિ ગાંધીજીના ગુજરાતમાં આપણને જોવી પડી.

આ પરિસ્થિતિનો ઈલાજ તો તે ધર્મના ધર્માચાર્યો દ્વારા થવાનો નથી. રાજદ્વારી નેતાઓ તો 'સત્તા, સંપત્તિ અને અધિકાર'માં માનનારા. આંતરિક રોગનો ઈલાજ બાહ્ય સાધનોથી કરવામાં માનનારા રાજદ્વારી નેતાઓના હાથમાં અંગ્રેજોએ સુઝાડેલા ઈલાજો છે. કોકને ધમકાવો, અસંતુષ્ટ લોકોને સંગઠિત થવા માટે અનુદાન આપો અને રાજદ્વારી લાંચ તરીકે એમને ખાસ અધિકારો આપો, આવા ઈલાજોથી તે તે સમાજના નેતાઓને લાભ થાય છે. પણ સાંપ્રદાયિકતા કોઈ કાળે ન હતી એટલી મજબૂત થાય છે. 'પછાત કોમોની કેળવણીવિષયક સ્થિતિ ખાસ સુધારવી જોઈએ. એમને આર્થિક સ્વાસ્થ્ય મેળવી આપવું જોઈએ. સામાજિક પ્રતિષ્ઠામાં જે ઊણપ હોય તે દૂર કરવી જોઈએ. એમના શારીરિક અને માનસિક આરોગ્ય તરફ ખાસ ધ્યાન આપવું જોઈએ.' પણ વિશેષ અધિકાર એ તો રાજદ્વારી લાંચ છે. એ લાંચનો સ્વાદ જેમને મળ્યો તેઓ મનમાં ભગવાનની પ્રાર્થના કરવાના કે અસ્પૃશ્યતા અથવા અળગાપણું ટકે ત્યાં સુધી જ અમને આ લાભો મળવાના. માટે ભગવાન! 'અગવડ ગણાતી આ મોટી સગવડ' અથવા 'ઘણી સગવડ ભરેલી અમારી આ હાડમારી' કાયમ રહેવા દો.

જે બૌદ્ધ ધર્મમાં અસ્પૃશ્યતા હતી નહીં તેની અંદર પણ આપણે અસ્પૃશ્યતા ઊભી કરી શકયા. એને માન્યતા આપવી પડી. એના કરતાં વિચિત્ર સ્થિતિ કઈ? મુસલમાન અને ઈસાઈ થયેલા હરિજનો પણ એ જ જાતના ખાસ અધિકાર માગે તો ના પાડવાનું મોઢું રહ્યું નથી.

આવી બધી મુશ્કેલીઓનો ઈલાજ કેળવણી મારફતે થઈ શકે છે. એની પાછળ અઢળક ધન ખર્ચવું પડે તોયે તે ખર્ચ લેખે લાગે પણ રાષ્ટ્રનીતિ શુદ્ધ હોવી જોઈએ. રાજદ્વારી ઈલાજ, ઈલાજ છે જ નહીં. નેતાઓને આ વાત સમજાવવાની જવાબદારી

ભારતીય સમાજવિજ્ઞાનમાં પંકાયેલા સાચા અને શ્રેષ્ઠ કેળવણીકારોની છે. એટલે જ આ વિષયની ચર્ચા મેં આ સ્થાનેથી છેડી છે. મને જો રાજદ્વારી ક્ષેત્રમાં રસ હોત તો આપણા નેતાઓની કૃપાથી પાર્લમેન્ટમાં બાર વર્ષ રહ્યો ત્યાં, તકો ઓછી ન હતી.

હવે છેલ્લે ગાંધીજીના એક સિદ્ધાંતની થોડી વ્યાપક ચર્ચા કરી મારું ભાષણ પૂરું કરીશ.

ગાંધીજીએ આ વિદ્યાપીઠને જે સિદ્ધાંતો આપ્યા ત્યારે એમાંનો બીજો સિદ્ધાંત નીચલા શબ્દોમાં એમણે મૂકેલો.

"વિદ્યાપીઠ તરફથી ચાલતી તથા તેણે માન્ય કરેલી પ્રત્યેક સંસ્થા સંપૂર્ણતાએ અસહકારી હશે. અને તેથી સરકારનો કોઈ પણ પ્રકારનો આશ્રય નહીં લઈ શકે."

આ સિદ્ધાંત જ્યારે ગાંધીજીએ આપ્યો ત્યારે આ દેશ ઉપર અંગ્રેજોનું રાજ્ય હતું. અને એ વિદેશી સરકાર સામે, ગાંધીજીની પ્રેરણાથી, કૉંગ્રેસે એટલે કે આખા દેશે, અસહકાર પોકાર્યો હતો. (ગાંધીજીની પ્રેરણાથી અસહકારની નીતિ પ્રથમ મુસ્લિમ સમાજે જાહેર કરી; ત્યાર પછી પોતાની એ વાત ગાંધીજીએ ગુજરાત આગળ, તેમ જ આખા દેશ આગળ મૂકી એ ઐતિહાસિક બીના ધ્યાનમાં રાખવા લાયક છે.) સ્વરાજ્ય થયું એટલે ગાંધીજીના જ સાથીઓના હાથમાં રાજ આવ્યું. પછી અસહકારનો કશો અર્થ રહ્યો નથી માટે વિદ્યાપીઠના નેતાઓએ આ બીજી કલમ કાઢી નાખી એ સ્વાભાવિક છે. અને યથાકાળે એ જ સ્વરાજ્ય-સરકારના નેતાઓએ ગૂજરાત વિદ્યાપીઠ જેવી અનેક રાષ્ટ્રીય અને તેજસ્વી સંસ્થાઓને માન્યતા આપી, અનુદાનો આપ્યાં અને આવી વિદ્યાપીઠોએ આપેલી ઉપાધિઓને સ્વરાજ્યસરકારની માન્યતા અપાવી એ બધું યથાયોગ્ય થયું છે. એની સામે તકરાર હોઈ જ ન શકે. સ્વરાજ્ય થયા પછી સરકાર અને પ્રજા એવું દ્વૈત રહ્યું નહીં. એટલે રાષ્ટ્રની ઇચ્છા પ્રમાણે આ વિદ્યાપીઠે સરકારી માન્યતા મેળવી, એમનો હક હતો. પ્રજાની સેવા કરનાર, અને સ્વરાજ્ય મેળવી આપનાર આવી સંસ્થાને સરકાર પ્રજાના પૈસા ન આપે એ બને જ કેમ? એટલે જે થયું તે યથાયોગ્ય થયું. એમાંથી જે સારાં પરિણામો નીપજ્યાં તે આપણે જોઈ શકીએ છીએ એટલે અસંતોષને કશું કારણ નથી. મારા મનમાં પણ કશો અસંતોષ નથી.

અને છતાં ગાંધીજીની નીતિ નોખી હતી એ વસ્તુ તરફ ધ્યાન ખેંચવું મારું કર્તવ્ય સમજું છું. અને એની પાછળ ભવિષ્યની દૃષ્ટિ જ પ્રેરણા આપી રહી છે એ પણ અહીં નોંધી દઉં.

ગૂજરાત વિદ્યાપીઠનાં આ બાર ધ્યેયો ગાંધીજી પાસેથી સ્વીકારતાં એમની સાથે મેં જે ચર્ચા કરી હતી અને એમની પાસેથી જે સ્પષ્ટતા મેળવી હતી તે ભવિષ્યકાળમાં ઉપયોગી થાય એ વિશ્વાસે અહીં નોંધું છું.

મેં ગાંધીજીને કહ્યું કે, "ભારતની સંસ્કૃતિ, ભારતનો ઇતિહાસ અને ભારતની

છે. પણ તેમાંનું આ બીજું અસહકારનું સૂત્ર, અસહકારના કાળ પૂરતું જ હોઈ બીજાં સૂત્રોની પેઠે એ પૂરતું વ્યાપક નથી.

તે વખતે ગંભીર થઈ ગાંધીજીએ કહ્યું, "અસહકારની વાત આ સૂત્રમાં મેં ચાલુ નીતિ પૂરતી જ મૂકેલી છે એ વાત ખરી છે. પણ તમે જાણો છો કે જે અહિંસક સંસ્કૃતિ આપણા દેશમાં આપણે ચલાવવા માગીએ છીએ અને ભારત મારફતે દુનિયા આગળ મૂકવા માગીએ છીએ તેમાં સરકારનું કામ જેટલું ઓછું કરી શકાય તેટલું કરવું. સ્વરાજ્યમાં પણ આપણે 'સરકાર નામની સંસ્થા' ઉપર જેટલો ઓછો આધાર રખાય તેટલો સારો, આપણો પ્રયત્ન આ દિશામાં જ રહેશે. તેથી 'સ્વરાજ્યના દિવસોમાં પણ આપણી કેટલીક સંસ્થાઓ સરકારનો આધાર ન લે' એ જ આપણે ઈચ્છીએ છીએ."

વાત ટૂંકાવવા માટે મેં ઉમેર્યું હતું કે, "અમેરિકન મનીષી થૉરોનું વચન આપ હમેશાં ટાંકો છો That Government is best which governs the least.

"હું જાણું છું કે સરકાર એ સંસ્થા લોકનિયુક્ત હોય તોયે એનો અંતિમ આધાર પ્રજા પર બહારથી કાબૂ મેળવવા માટે ફોજ, પોલીસ, જેલ, કોર્ટ અને કાનૂન ઉપર હોય છે. લોકોએ જે તે ટકો આપ્યો છે એવી આ બધી 'હિંસાની' સંસ્થા ઉપર જ છે. એટલે આપ ઈચ્છો છો કે સ્વરાજ્યના દિવસોમાં પણ કેળવણી જેવી જીવતી રાષ્ટ્રીય સંસ્થા સરકારનો આશ્રય ન શોધે એ જ ઉત્તમ છે."

બાપુજીએ કહ્યું, "તમે બરાબર સમજ્યા છો. અંગ્રેજોનું રાજ્ય હટાવી જે સ્વરાજ્ય સ્થપાશે તે સ્વરાજ્ય કૉંગ્રેસ-માન્ય હશે જરૂર. પણ આપણે ઈચ્છીએ એવું એ સ્વરાજ્ય ન હોય. પણ એની પાસેથી કામ ઓછામાં ઓછું લઈએ અને કાંઈ નહીં તો આપણી વિદ્યાપીઠ સરકારને આધારે નહીં જ ચાલે. સત્ય અને અહિંસાવાળા આપણા પહેલા સિદ્ધાંતમાં આ વસ્તુ આવી જ જાય છે. સત્ય અને અહિંસામાં માનનાર લોકો સરકાર ઉપર આધાર રાખવાનું જરાય પસંદ ન કરે. સરકારો કેવી હોય છે એ વિશેનો મારો અભિપ્રાય 'હિંદ સ્વરાજ્ય'માં મેં આપ્યો છે તે તમે જાણો છો." મેં કહ્યું, "વિદેશી સરકાર માટે નહીં પણ તમામ સરકારો માટે તમે ત્યાં આકરામાં આકરા શબ્દો વાપર્યા છે, વેશ્યા અને વંધ્યા." બાપુજીએ વચમાં જ કહ્યું "એ શબ્દોના આકરાપણા સામે એક બહેને વાંધો ઉઠાવ્યો હતો. છતાં એ શબ્દો મેં પાછા ખેંચી નથી લીધા. સરકાર આજે એક પક્ષના હાથમાં હશે, કાલે બીજા પક્ષમાં — અને કોઈ પણ સરકાર કોઈ કાળે સારું, નૈતિક ચારિત્ર્ય વધારનારું કામ સ્વેચ્છાએ કરતી નથી. દેશમાં વાતાવરણ તૈયાર થઈ જાય એટલે લોકોના દબાણને વશ થઈ સરકાર એને કાયદાનું સમર્થન આપે છે અને એની સંસ્થાઓ ચલાવે છે એટલું જ. માટે બંને વિશેષણો સરકારને બરાબર લાગુ પડે છે.

"તેથી હું ઈચ્છું છું કે, 'સ્વરાજ્ય થયા પછી અસહકારની નીતિ રહેશે નહીં, છતાં તમારા જેવા આ સંસ્થાને સરકાર-આધારિત નહીં જ બનાવો એની મને ખાતરી છે. આપણે વિદ્યાપીઠ મારફતે પદવી આપીશું તે સરકારી નોકરી મેળવવા માટે નહીં પણ રાષ્ટ્રીય-સેવા કરવા માટે સેવકો તૈયાર કરવા છે તેમની યોગ્યતા ઉપર મહોર લગાડવા માટે આપણી ઉપાધિઓ હશે. કાંઈ નહીં તો આદર્શ રાષ્ટ્ર-સેવકો તૈયાર કરનાર વિદ્યાપીઠ સરકારની આશ્રિત ન જ થવી જોઈએ.'

પૂ. બાપુજી જોડે જે વાતચીત થઈ હતી તે જ અહીં મેં મારા શબ્દમાં મૂકી છે. આ વાત મેં આના પહેલાં પણ અનેક વાર કહી છે. એમાં કશું નવું નથી કહેતો. આજે લોકોને આ ગાંધીવિચાર સમજાવતાં લોકો સમજી શકે એટલા માટે આજની ભાષામાં નવી ઢબે કહું છું.

આજની સરકાર Private sector અને Public sectorની વાત કરે છે. Private sector એટલે ટાટા, બિરલા, બજાજ જેવાઓના ઉદ્યોગો અને દુકાનો; પબ્લિક સેક્ટર એટલે સરકાર કરે છે તે કામો એવો સામાન્ય અર્થ કરાય છે. પણ હું તો ત્રણ સેક્ટરની વાત કરું છું. પ્રાઈવેટ સેક્ટર આપણે જાણીએ છીએ. સરકાર મારફતે જે કામો કરાય છે તેને હું પબ્લિક સેક્ટર ન કહું. એને તો ગવર્નમેન્ટલ સેક્ટર કહેવું જોઈએ, ખરા પબ્લિક સેક્ટરમાં ખાદી ખાતું, ગ્રામોદ્યોગ વિભાગ, અસ્પૃશ્યતાનિવારણ, ગિરિજનોની સેવા એવી વસ્તુઓ આવે છે. જે સંસ્થાઓ અથવા પ્રવૃત્તિઓ ગાંધીજી ચલાવવા માગે છે તેને હું તમારા શબ્દોમાં non-governmental public sector કહીશ.

શરૂઆતમાં સરકાર પાસેથી આપણે માન્યતા મેળવીએ ત્યારે સરકાર અનુદાન આપે. વિદ્યાપીઠની ઉપાધિઓ માન્ય રાખે અને છતાં વિદ્યાપીઠ ઉપર સરકાર કાબૂ ચલાવવાનો પ્રયત્ન નહીં કરે, એ હું જાણું છું. સરકાર ચતુર હોય છે. ગૂજરાત વિદ્યાપીઠ જેવી ગાંધીજીની તેજસ્વી સંસ્થા; સ્વરાજ્ય મેળવવામાં જેનો હાથ હતો એવી સંસ્થા, સરકાર પાસેથી માન્યતા મેળવવા અરજી કરે એટલું સરકારને આજે બસ છે, ચોટલી હાથમાં આવે તોયે એ એ ચોટલી ખેંચે નહીં એટલી ચતુરાઈ સરકાર પાસે છે.

આગળ જતાં જ્યારે સરકારની માન્યતાને જોરે વિદ્યાપીઠના સ્નાતકોને સારી સારી નોકરીઓ મળશે, સરકારનાં ઉદાર અનુદાનોની મદદથી સંસ્થાએ પોતાનો વ્યાપ અને વિસ્તાર વધાર્યો હશે ત્યારે જનતા પણ માનશે કે સરકારની મદદથી કામનો આવડો મોટો વિસ્તાર થયો છે, વિદ્યાપીઠની શાખાઓ જ્યાંત્યાં કામ કરે છે, એટલે સરકારની નીતિ અને સરકારની આણ કબૂલ રાખવામાં જ ડહાપણ છે. આગળ જતાં સંસ્થાની ઉપયોગિતા વધશે. પણ તેજસ્વિતા અને ક્રાંતિકારિતા ટકશે એની ખાતરી શી? અને સરકાર એક જ રાજદ્વારી પક્ષના હાથમાં કાયમની રહેશે એની પણ ખાતરી શી? વિદ્યાપીઠ જેવી સંસ્થા એક વાર હાથમાં આવી પછી એના ઉપરનો કાબૂ ક્યારે ટાઈટ કરવો એ સરકાર જાણે છે.

માટે હું કહું છું કે આજે સરકારના ઘરમાં આપણી પ્રતિષ્ઠા ઉત્તમ હોય તોયે, એને આધારે આપણે જીવીએ એમાં જોખમ છે. આપણી આવકનો મોટો ભાગ જનતા પાસેથી જ આપણે મેળવવો જોઈએ. જનતા આગળ આપણી પ્રતિષ્ઠા કાયમ રહે એ મુખ્ય વાત છે.

અને ગાંધીજીના વિચારો જાણતો હોવાથી હું ભારપૂર્વક કહીશ કે ફોજ, પોલીસ, જેલ, કોર્ટ અને કાનૂન ઉપર આધાર રાખનારી સરકારના અનુદાન ઉપર આપણે આધાર રાખતા થયા તો સરકાર ઉપર કાબૂ રાખવાની આપણી ક્રાંતિકારી મહત્ત્વાકાંક્ષા છોડી જ દેવી પડશે.

જે કામ રાજસત્તા કે ધર્મસત્તા કરી ન શકે તે સાંસ્કૃતિક કામ તેજસ્વીપણે ચલાવવા માટે, અને આપણી ક્રાંતિકારિતા ટકાવવા માટે, આપણે કોક દિવસે સરકારથી સ્વતંત્ર થયે જ છૂટકો.

આ વાત આજે નવેસર હું કહેતો નથી. સ્વરાજ્ય થયું અને ગાંધીજીને આપણે ખોયા ત્યારે ગાંધીજીના સ્મારક માટે એક મોટું ફંડ તૈયાર કરવાની વાત ચાલતી હતી. ત્યારે જ મેં રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુને મળીને ખાસ સૂચના કરી કે ગાંધીજીને નામે જે કરોડો રૂપિયા ભેગા થશે તેનો ઉપયોગ ગાંધીજીની ઔદ્યોગિક, સમાજ-સુધારક અને અહિંસક સંસ્કૃતિની સ્થાપના કરનાર, કેળવણીની સંસ્થાઓ ચલાવવા પાછળ એ પૈસા ખર્ચ થવા જોઈએ. ગાંધીજીની સંસ્થાઓ સરકાર ચલાવે એ મને ગમતું નથી, ગાંધીજીને નામે ભેગા કરેલા પૈસા અહિંસક ક્રાંતિની તૈયારી માટે વપરાવા જોઈએ.

આ જ વાત બીતાં બીતાં મૌલાના સાહેબ (અબુલ કલામ આઝાદ) આગળ પણ મેં કરેલી. રાજેન્દ્રપ્રસાદજી મારી વાત સમજી તો શકયા. મૌલાના સાહેબના ધ્યાનમાં આ સૂક્ષ્મ વસ્તુ ક્યાંથી આવે? એમણે કહ્યું, ગાંધીજીની સંસ્થા ચલાવવાનો ભાર સરકારે ઉઠાવવો જ જોઈએ. અમે સરકાર ચલાવીએ છીએ તે શા માટે?

આ બધું સુવર્ણ મહોત્સવના ગંભીર પ્રસંગે કહું છું એનો અર્થ એ નથી કે આજે તમે તમારી નીતિ ફેરવો એમ સૂચવવા માગું છું. પણ ગાંધીક્રાંતિમાં માનનારા આપણે આંખ બંધ કરી સરકારની મદદ ઉપર આધાર રાખીને ચાલીએ એમાં ગમે ત્યારે જોખમ આવી જશે, ક્રાંતિકારિતા ખોઈ બેસવાનો વખત આવશે. માટે ગાંધી સ્મારકનિધિ વખતે મેં જે સૂચના રાજેન્દ્રબાબુને કરી હતી તે ધ્યાનમાં રાખવા જેવી છે. એટલું જ મારે અહીં સૂચવવું છે. નજીકના ભવિષ્યમાં દેશની સ્થિતિ કેવો પલટો લેશે તે આજે કોઈ કહી ન શકે. એટલે આકરામાં આકરી સ્થિતિમાં પણ પ્રજાનો અંતિમ આધાર વિદ્યાપીઠ જેવી રચનાત્મક ક્રાંતિકારી સંસ્થા જ છે અને એ જ સંસ્થા લોક-માનસને કાબૂમાં રાખી શકશે એ જાતનો વિશ્વાસ પ્રજામાં જાગ્રત રહેવો જોઈએ.

રાષ્ટ્ર-હિતનો બધી બાજુથી સંપૂર્ણ વિચાર કરનાર ચિંતકો અને રાષ્ટ્રહિતની

અનેક મહત્ત્વની પ્રવૃત્તિઓ ચલાવનાર બાહોશ સેવકો એ જ સમાજ માટે અંતિમ આધાર છે, એમ સમજી અત્યારથી જાહેરજીવન સરકાર-આશ્રિત ન રહે એ જોવાનું કામ આપણું છે. અને એ કામ ગુજરાત માટે તો વિદ્યાપીઠ જેવી સંસ્થાઓ જ કરી શકશે એ મારો વિશ્વાસ આજે પૂરી શ્રદ્ધાથી જાહેર કરું છું.

## ૧૬. ગામડાંની કેળવણીનો પ્રશ્ન

ઇંગ્લૅન્ડ, યુનાઈટેડ સ્ટેટ્સ, ફ્રાન્સ, બેલજિયમ, કંઈક અંશે ઈટાલી અને પૂર્વમાં જાપાન, એટલા દેશો બાદ કરતાં બાકીની દુનિયા ગ્રામપ્રધાન છે. પણ આજકાલ તો ઉપર ગણાવેલા નગરપ્રધાન દેશોનું જ અધિરાજ્ય દુનિયા પર ચાલે છે. નગરજીવન હુન્નરઉદ્યોગથી એટલે યાંત્રિક કારખાનાંઓથી આબાદ થયું છે, એ વાત સાચી છે ખરી; તોપણ એ દેશોનું અધિરાજ્ય અને તેમની કલ્પનાતીત સંપત્તિ યંત્રપ્રધાન સંપત્તિમાં જે આગળ પડચા નથી અને કોઈ જેમને સુધરેલા કહેતું નથી એવા દેશોને નિચોવી કાઢવા પર જ અવલંબે છે. પરંતુ એ સ્થિતિ લાંબો વખત નભવાની નથી. ગ્રામ સંસ્કૃતિનો ભાગ્યોદય હવે નજીક છે. મનુષ્ય-જાતનો મોટો ભાગ ગામડાંમાં રહે છે, ગામડાંમાં જ તે સુખસમાધાનથી રહી શકે. નગરો વિના ગામડાં ટકી શકશે પણ ગામડાં વિના નગરો ત્રણ વર્ષ પણ નહીં નભે. જળોની જેમ ગામડાંનો કસ શહેરો ચૂસી રહ્યાં છે, તેથી જ શહેરો આટલાં માત્યાં છે.

એક જમાનામાં પાડોશના દેશના લોકોને મારી, તેમની જમીન, ઢોરઢાંખર ને બૈરાંછોકરાંને લૂંટી લેવાનો ધંધો માણસજાતે કર્યો. પછી હજારો અને લાખો લોકોને પકડી ગુલામ બનાવી ઢોરની માફક તેમને જબરદસ્તીથી રોળવવાનો ધંધો પણ કરી જોયો. આજે અજ્ઞાન, દુર્બળ, ભોળા અથવા કફોડી દશામાં આવી પડેલા લોકોની મહેનતમજૂરીનો ગેરલાભ ઉઠાવી ધૂર્તોએ પોતાને ભાગે ચોપડ અને તેમને ભાગે છાશનું પાણી એવો ધંધો શરૂ કર્યો છે. આને અંગ્રેજીમાં exploitation (ઍક્સપ્લૉઈટેશન) કહે છે. આપણે તેને 'નવનીત-કર્ષણ' કહીશું. જગદ્વ્યાપી રોગ અથવા દ્રોહ કોઈ હોય તો જબરા અને ધૂર્ત લોકોએ ચલાવેલું આ મધુકર્ષણ છે.

પરંતુ આ સ્થિતિ તરફ ગરીબોનું હવે ધ્યાન પહોંચ્યું છે, તેમને આત્મપરિચય થવા લાગ્યો છે, સ્વસામર્થ્યનો સાક્ષાત્કાર થવા માંડચો છે; ગરીબોનો દેવ પણ જાગ્રત થયો છે, એટલે હવેથી શહેરોને પોતાના પગ પર ઊભા રહેવું પડશે, અથવા ખરું જોતાં તો શહેરોએ પોતાને જ હાથે પોતાના પગ ભાંગવાનો જે આત્મઘાતી ધંધો આજ લગી કર્યો છે તે છોડી દેવો જોઈશે. સાચું જોતાં ગામડાં એ જ શહેરોના લૂલા થઈ ગયેલા પગ છે. તેમનું સંરક્ષણ અને સંવર્ધન કરશે તો શહેરો વધારે ટટાર થઈને મજબૂત પગ પર ઊભાં રહેશે.

ગામડાંમાંથી આવશે. જનતાના ધુરીણો જાનપદ જ હશે.

'જેના હાથમાં પારણાની દોરી છે તે જગને તારશે' એ કહેવતનો થોડો વ્યાપક અર્થ કરીને આપણે એમ પણ કહી શકીએ કે ગામડાંનું હવે પછીનું શિક્ષણ જેમના હાથમાં હશે તે જ દુનિયાને નવું વલણ આપવાના છે. આ આવતાં પચાસ વર્ષોમાં જે એક જગદ્‌વ્યાપી સંસ્કૃતિ સ્થાપન થવાની છે, અથવા જે જગદ્‌વ્યાપી પ્રેરણાના યોગથી પ્રત્યેક સંસ્કૃતિની એક એક અભિનવ આવૃત્તિ ઘડાવાની છે, તે સંસ્કૃતિ અથવા તે પ્રેરણા ગ્રામકેળવણીની એક નવીન, સામર્થ્યશાળી અને નિષ્પાપ શિક્ષણપદ્ધતિમાંથી નીપજવાની છે. દુનિયાની આગેવાની ગામડાંઓને મળવાની છે તે આ કેળવણીના જોર પર. તેથી ગામડાંને પ્રાપ્ત થનાર આ નવીન કેળવણીનું સ્વરૂપ કેવું હશે તેનું થોડું દર્શન અહીં કરીએ.

આજ સુધી પ્રતિષ્ઠા પામેલી શહેરી ઢબની કેળવણી બહુ ખરચાળ, દેવાદાર, આલંકારિક અને ચારિત્ર્યશૂન્ય છે. કેળવણી માટે પૈસો પાણીની માફક ખરચાય છે એ એક રીતે આનંદની વાત હોય તોપણ કેળવણીથી મનુષ્ય જ્ઞાનપૂત થાય છે, ચારિત્ર્યસંપન્ન થાય છે, સર્વભૂતહિતેરત થાય છે, સ્વાર્થવિસ્મૃત થાય છે એટલા સારુ કેળવણી માટે કોઈ લોભાયા નથી. પરંતુ આજના શિક્ષણમાં સામર્થ્ય છે, સંપત્તિ છે, સત્તા છે, ભોગૈશ્વર્ય છે અને ભોગૈશ્વર્યનું ચીતરી ચડાવે એવું નગ્નપણું ઢાંકવાની કળાકૌશલ્યપ્રધાન સંસ્કૃતિ છે તે સારુ લોકોને તે જોઈએ છે. ધર્મશક્તિ આજે ક્ષીણ થઈ છે તેથી અને જગતના રાજકીય આગેવાનો એકબીજાને આંટે એવા દાંભિક બન્યા છે તેથી જગતના કલ્યાણની બાબતોની ચર્ચા કરવાનું શિક્ષણ-શાસ્ત્રને ભાગ આવ્યું છે. પરંતુ સર્વમાંગલ્યની એ દાઝ શિક્ષિત સમાજે પૂરેપૂરી સિદ્ધ કરી બતાવી નથી. શિક્ષણશાસ્ત્રે તૈયાર કરેલાં જીવનરસાયનમાં જો અમુક તોલા માંગલ્યની ઇચ્છા ભેળવવામાં આવે તો તે સ્વાદિષ્ટ બને છે અને પોતાનો ગુણ તરત જ બતાવે છે એટલું જ આજે તેને ભાન છે.

સામાન્ય જનતાને સદાચાર પણ જોઈએ છે ને ભોગૈશ્વર્ય પણ જોઈએ છે. લૂંટી આણેલું ધન હાથમાંથી જાય નહીં અને આપણે હાથે અધર્મ પણ થાય નહીં એવી આંધળી ધૃતરાષ્ટ્રી વૃત્તિ લોકોમાં દેખાય છે. તેથી તેઓ કેળવણીના નેતાઓને કહે છે, 'તમને સૂઝે તે બધા સુધારા કેળવણીમાં કરો, ને સાથે જૂની કેળવણીના ફાયદા પણ તેમાં રાખો.' જૂના ફાયદા તે ફાયદા નથી પણ મહાન હાનિ છે, બીજાનું લોહી ચૂસીને પુષ્ટ થવાનો વેપાર છે એ હજી લોકો સમજ્યા નથી. એટલે જ 'ભુક્તિ મુક્તિ ચ વિંદતિ' એવું લોભિયું તત્ત્વજ્ઞાન બધે ફેલાયેલું છે. ઈસ્ટ ઇન્ડિયા કંપનીના ભાગીદારો લૉર્ડ ક્લાઈવને તથા લૉર્ડ હેસ્ટિંગ્સને લખતા કે ન્યાયથી રાજ કરજો, નેટિવો પર દયા રાખજો, પણ પૈસા વધારે મોકલતા રહેજો. અને આ છેવટના વાક્ય પર બધો ભાર મુકાતો.

આગળ વધેલા દેશોમાં આજકાલ શિક્ષણને માટે પાણીની માફક જે પૈસો વપરાય છે તે પરદેશોમાંથી નિચોવીને આણેલો હોય છે. પછાત દેશોનું તેલ કાઢીને

તેની ચરબી પર સ્વકીયોને પોષવાનું કામ જ શરૂઆતમાં ગણાવેલા દેશોમાં થાય છે.

સાચી કેળવણી આ તેલી દેશોની કેળવણીથી ભિન્ન હોવી જોઈએ. ખરી કેળવણી આ તેલી શિક્ષણના જેટલી ઉઠાવદાર, ચકચકિત અને રામબાણ નહીં દેખાય એ સાચું; અને તેથી જ સાચી કેળવણી લેવાની શરૂઆત કરતાં તે મરીમસાલા વગરના સાત્ત્વિક, પૌષ્ટિક અને પવિત્ર હવિષ્યાન્ન પ્રમાણે પહેલાં મોળી મોળી જ લાગવાની, અને તે લેતાં અવહેવારુ ધ્યેયવાદના ભોગ બની આપણે સંપત્તિ, સામર્થ્ય, સત્તા અને પ્રતિષ્ઠા એ બધાંને બાઘાઈથી જતાં તો નથી કરતા એવી શંકા વારંવાર અથવા હમેશ ઊઠવાની. સતીના બારણામાંના ઝાંખા દીવાની લાયકી કુલટાને બારણે ઝૂલતા હાથીમાં આવવાની નથી એ જૂની કહેવત જેમના રોમથી હૃદય સુધી સોંસરી ઊતરી ગઈ છે તેમને જ આ જીવનપરિવર્તન અને શિક્ષણપરિવર્તન પચી શકશે.

'अकृत्वा परसंतापं, अगत्वा खलनम्रताम् ।
अनुसृत्य सतां वर्त्म, यदल्पमपि तद् बहु ॥'

'કોઈને પણ રિબાવ્યા વગર કે ફોલી ખાધા વગર, નીચ લોકો સમક્ષ કોઈ પણ રીતે માથું નમાવ્યા સિવાય અને સજ્જનોએ બતાવેલા રસ્તા બહાર જરા પણ ન જતાં, પોતાના પરિશ્રમથી જે કંઈ થોડું પણ ફળ મળે, તે ગુણની દૃષ્ટિથી અને પરિણામની દૃષ્ટિથી પુષ્કળ છે એમ સમજવું.' આ શ્રદ્ધા વિના યુગાન્તર થવાનું નથી.

આજકાલનું વૈદકશાસ્ત્ર એવી કંઈ વિચિત્ર રીતે વધ્યું છે કે દરેક ગરીબ માણસને પશ્ચાત્તાપ થાય છે — 'મારી પાસે જો પૈસા હોત તો મોટા મોટા દાક્તરોને બોલાવીને, અતિશય કીમતી દવાઓ કરીને મારા દીકરાને કે મારી સહધર્મચારિણીને મેં સાજી કરાવી હોત. પણ શું કરીએ? ગરીબોનો આ જમાનો જ નથી.' આવો વિષાદ ગરીબના ઘરના દરેક મરણ પાછળ રહી જાય છે. કેળવણીનું પણ એવું જ થયું છે. સંપત્તિ અને સંસ્કારિતા એ એકબીજા પર આધાર રાખે છે એવી સ્થિતિ અથવા ભ્રાન્તિ સર્વત્ર ઉત્પન્ન થઈ છે.

ગામડાંની સામુદાયિક સર્વોદયકારી કેળવણીનો વિચાર કરતી વખતે આજે ઘર કરી બેઠેલા લોભને પ્રથમ દૂર હાંકી કાઢવો જોઈએ. દુનિયામાં હોય તે બધી માહિતી કંઈ જ્ઞાન નથી. અને અમર્યાદ સામર્થ્ય મેળવવું એ કંઈ કેળવણીનો ઉદ્દેશ નથી. કેળવણીના યોગથી મનુષ્યને પોતાની સર્વ શક્તિનો પરિચય થાય, પરિસ્થિતિની યથાર્થ ઓળખ થાય, સર્વના ઉદયમાં પોતાનો ઉદય છે એ સમજાઈ હૃદયમાં દિનદિવસ ચાલતો સ્વાર્થપરાર્થનો ઝઘડો કાયમનો મટે, શ્રેય અને પ્રેય એક થાય, હૃદય ઉન્નત અને વ્યાપક થાય, જીવન નીરોગી, ઉદ્યોગપૂર્ણ, પ્રસન્ન, ત્યાગમય અને કૌશલ્યયુક્ત થાય, અને એવા જીવનમાંથી સર્વકાળ ને સર્વ પરિસ્થિતિમાં સંતોષ અને આનંદનો ફુવારો ઊડતો રહે, ને છેવટે જીવન પરિપક્વ થઈને રસાળ ફળની જેમ પરમાત્માના ખોળામાં પડે — એ જ કેળવણીનો વ્યાપક અને ઉદાત્ત આદર્શ છે.

આ આદર્શને સારુ આજની કેળવણીનો પ્રચલિત વિરાટ કાર્યક્રમ આવશ્ય નથી એટલું જ નહીં પણ તે ઉપયોગી પણ નથી. આધિભૌતિક અને આધ્યાત્મિ જ્ઞાન વધારતા રહેવું એ એક પ્રકારની વિધાતાની, પરમાત્માની ભક્તિ અથવ ઉપાસના જ છે. પરંતુ એ સર્વ જ્ઞાન શિક્ષણક્રમમાં ઠાંસીને ખવડાવવું જ જોઈ એવો આગ્રહ ન હોવો જોઈએ.

ઈતિહાસજ્ઞાનથી મનુષ્ય દીર્ઘદર્શી અને વિનીત થાય છે એ સાચું, પરં ઈતિહાસને જ હજી સાચી કેળવણી મળી નથી. તે પોતે જ હજી દુર્વિનીત રહ્ય છે. આજના ઈતિહાસે આજની તેની દાંડાઈ છોડી, નાસ્તિકતા છોડી, તેમ જ એકાંગી આગ્રહ છોડી પ્રયોગનમ્ર થવું જોઈએ, સત્યનિષ્ઠ અને ધર્મનિષ્ઠ થવ જોઈએ; ત્યાં સુધી કેળવણી જેવું પવિત્ર કાર્ય એ અહંમન્ય બડાઈખોરના હાથમ ન જવું જોઈએ.

જગતના ઐકયને સારુ દરેકે દુનિયાનો દરેક દેશ જોવો જોઈએ, અને ત્યાંન ભાષાસાહિત્યનો પરિચય કરવો જોઈએ એમ કહેવું હાસ્યાસ્પદ થશે. અને તેમ છતાં એટલું કર્યા પછી ઐકય વધશે કે લોભમૂલક વિગ્રહ વધશે એ કહેવું તે મુશ્કેલ જ છે. બિલાડી જેમ બધાં ઘરોમાં ઢૂંઢતી ફરે છે તે પ્રમાણે જગતના બધા દેશોમાં જેમણે પગપેસારો કર્યો છે એવા દેશો જગતનું ઐકય જ સાધે છે એવો અનુભવ નથી. દુનિયાની બધી જાતિઓ સાથે સલાહસંપથી રહેવાની સાત્ત્વિક વૃત્તિ અથવા માણસાઈ જન્મભર એકાદ ગામડામાં રહીને પણ કેળવી શકાય છે. ગીતાંજલિ જેવા ગ્રંથમાં બધી દુનિયાનો ઈતિહાસ નથી પણ બધા જ દેશોને તે પોતીકા સરખો લાગે છે. કારણ કે તેનાં ગીતોમાંનું હૃદય શુદ્ધ અને સાર્વભૌમ છે. કેળવણીથી આખી સૃષ્ટિ સિદ્ધ કરવાની નથી પરંતુ વ્યાપક અને ઉદાર દૃષ્ટિ સિદ્ધ કરવાની છે એટલું તો ધ્યાનમાં રખાય તો જ શિક્ષણક્રમ બહુ-જનસમાજના જીવનજોગો પ્રમાણસરનો થશે. રાષ્ટ્રના ઐકય સારુ હિન્દી ભાષા શીખવી જોઈએ, ધાર્મિક સાહિત્યના પ્રત્યક્ષ પરિચય સારુ સંસ્કૃત અને અરબી ભાષાઓ શીખવી જોઈએ, મુસલમાન રાજ્યોની દોસ્તીને માટે ફારસી ભાષા શીખવી જોઈએ. એશિયાના સંગઠન સારુ ચીની અને જાપાની ભાષાનો પરિચય સાધવો જોઈએ, યુરોપની આદિપ્રેરણા ઓળખવા સારુ ગ્રીક અને લૅટિન સાહિત્યનો નમૂનો જોવો જોઈએ, આધુનિકતા મેળવવા સારુ અને ભૌતિક શાસ્ત્રોને ઓળખવા સારુ જર્મન, ફ્રેંચ અથવા અંગ્રેજી ભાષાઓ પોતાની કરવી જોઈએ, આવતી પેઢીનું રાજકારણ યશસ્વી રીતે ચાલે તે માટે રશિયન ભાષા પારકી ન રહેવી જોઈએ; આમ જો આપણે ભાષાનો ભાર વધારતા જઈએ તો જન્મભાષાને ઘર છોડીને ભાગી જવું પડે, ને એ બધા ભાર નીચે શીખનારું ઊંટ ચગદાઈ મરે તો તે જુદું. રાષ્ટ્રીયતાની દૃષ્ટિથી હિંદીને સ્થાન ભલે હોય, પરંતુ શિક્ષણ એક ભાષામાં — સ્વભાષામાં — દેશભાષામાં આપી શકાય એવી સ્થિતિ હોવી જ જોઈએ.

એવો આગ્રહ નહીં હોય તો દેશભાષા દૂબળી જ રહેશે, ને તેની હાયથી પ્રજાનો પુરુષાર્થ ક્ષીણ થશે.

પણ કોઈ ભાષાનું સાહિત્ય એ તે તે ભાષા બોલનાર પ્રજાની અત્યંત મૂલ્યવાન મૂડી છે. કોઈ કોઈ તેને જિંદગીભર જરૂરનું એવું દૂધ પણ કહે છે. પ્રજાના બહુવિધ પુરુષાર્થનો તે જેમ સંઘરો છે તેમ નવીન પુરુષાર્થનું પણ તે એક ક્ષેત્ર થઈ શકે છે. એ બધું જાણવા છતાં અને સ્વીકારવા છતાં કહેવું પડે છે કે શિક્ષણ સાહિત્યપ્રધાન થાય એ અનિષ્ટ છે. અને આપણું શિક્ષણ તો સાહિત્યપ્રધાન છે એટલું જ નહીં પણ સાહિત્યપરાયણ છે. કેળવણીની અને જીવનોદ્દેશની ફારગતી થવાથી જ આ કૃત્રિમ પરિસ્થિતિ આજ સુધી ટકી રહી છે. સાહિત્ય એ કંઈ કેળવણી નથી. સાહિત્ય કેળવણીનું એક સાધન છે, કીમતી અને ઉપયોગી સાધન છે. ખૂબીની વાત તો એ છે કે કેળવણીના સાધન તરીકે પણ સાહિત્ય બહુ 'કેળવાયેલું' હોવાથી સાહિત્ય દ્વારા કેળવણી આપવી બહુ સહેલી પડે છે. પરિણામે બધી કેળવણીનો ઇજારો સાહિત્યને જ મળ્યો છે. આથી શિક્ષણનાં બીજાં સાધનો બહુ પાછળ પડયાં છે. કિંબહુના? તે શિક્ષણનાં સાધનો થઈ શકે એ વિશે શિક્ષણશાસ્ત્રીઓમાં અને લોકધુરીણોમાં ભારે નાસ્તિકતા છે.

'બુદ્ધિનો ગમે તેટલો વિકાસ થાય તેનું અમને દુઃખ નથી. ઊલટું તેના વિકાસને માટે આટલા તનતોડ પ્રયત્નો હોવા છતાં પણ કેળવણી કૃત્રિમ હોવાને લીધે, એકાંગી હોવાને લીધે અને ભાડૂતી હોવાને લીધે બુદ્ધિનો વિકાસ થવાને બદલે તે બુઠ્ઠી ને કુંઠિત થાય છે, ને પડેલા ચીલાની બહાર પગ ધરવાની હિંમત જ ધરતી નથી એ વાતથી ખેદ થાય છે.

બુદ્ધિનો વિકાસ થયો એટલે માણસ પાંગળો, પરોપજીવી, ફોકટિયો થાય એ ન્યાય ક્યાંનો? સ્વાતંત્ર્ય, હિંમત અને સૂઝના પોપણ સારુ, અને સામાન્યપણે સર્વ પ્રકારની બાહોશી સારુ, કૌશલ્ય, યોજનાશક્તિ, વ્યવસ્થાશક્તિ અને સર્જનશક્તિ એ બધાનો વિકાસ થવો જોઈએ. એ ઉદ્દેશની પૂર્તિને માટે કેળવણીએ સાહિત્ય અને તત્ત્વચર્ચાની કૂંડી ફોડીને બહાર નીકળવું જોઈએ. હુન્નરઉદ્યોગ, કલાકૌશલ્ય, સમાજસેવાનાં કામો, પરાક્રમમાં આગેવાની વગેરે નવીન ક્ષેત્રોમાંથી એ કેળવણી લેવી જોઈએ. અને એ કેળવણીમાં સામાજિક જવાબદારી, આધ્યાત્મિક આદર્શ, સર્વ હિતની દૃષ્ટિ, એ બાબતો પર ધ્યાન અપાવું જોઈએ; તેમ જ માણસાઈની આ ટેવો બરાબર પડે તે સારુ કસરતશાળામાં શરીર કસવામાં આવે છે તેમ જીવનક્રમ ઉત્તમ રીતે કસવો જોઈએ.